ગુજરાતી સાહિત્ય અને કલાનું પ્રતિનિધિ છે એવું એક જ વાર્ષિક

અંક ૨ ૧૯૨૭

# વીણા

વાર્ષિક



તંત્રી

યશવંત ભાઈલાલ પંડ્યા

પ્રકાશક

સાહિત્ય ઉત્તેજક સમાજ અમદાવાદ

૩૮ લેખો, ૧ ચિત્રો, ૨૧૨ પાનાં: છુટક નકલ રૂ. ૧. વી. પી. થી ૧-૨-૦

ચિત્રકા
રવિશંકર
સ્વ. સમર
કનુ દેસ
કેનમોહન
ભોગાલાલ
કુમ્ભુલાલ

લેખકો
'અશોક'
ન્હાનાલાલ
સ્વ. 'કાન્ત
બલવંતરાય ઠા
સ્વ. લક્ષ્મીશંકર
સૌ. વનરેવી મ
સૌ. સરોજિની મ
દેશળજી પરમા
'નારદ'
'રુદ્રશરણ'
ત્રિભુવન વ્યાસ
હરિશંકર ત્રિવેદ
આનન્દ
ગિજુભાઈ
જ્યોત્સ્ના શુ
નાનુ દવે
સ્વ. ગોકળભાઈ
વિશ્વનાથ
'પ્રથમ
'ગિરીશ'
'દ્વિરેફ'
'O'
સ્વ. 'મલયાનિ
મુનિકુમાર ભટ
ઝવેરચંદ મેઘાણ
સૌ. મંજુબ્હેન મહે
ત્ર્યંબક દવે
'ધૂમકેતુ'
ચન્દ્રવદન મહેતા
રામુ ઠકર
વિઠ્ઠલરાય અવસથ
કાન્તિ ખેરી
રામચંદ્ર શુક
સ્નેહરશ્મિ
પૃથુલાલ શુ
માણેકજીવન મ







**તંત્રી** રવિશંકર રાવળ; મુદ્રક-પ્રકાશક બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી-કુમાર કાર્યાલય ૨૭૦૧ રાયપુર અમદાવાદ



**લવાજમ** વરસના રૂ. ૬. પરદેશના રૂ. ૭ અથવા ૧૧ શિ મુંબાઈના એજન્ટ સી જમનાદાસની કં પ્રિન્સેસ સ્ટ્રીટ. **ગ્રાહકો** વરસની શરૂઆતથી (એટલે પોષના અંકથી) નોંધવાનો રિવાજ છે. વરસની અધવચથી ગ્રાહકો નોંધાતા નથી **લેખકો** જેઓને કૃતી પ્રજા માટે કંઇક ખાસ પ્રેરક કહેવાનું હોય તે જ લખે, પોતાના લખાણ બની શકે તેટલાં ટુંકા, કાગળની એક જ બાજુએ ચોખ્ખે અક્ષરે, પુરાં નામ ઠામ સાથે, અને પાછાં મંગાવવાં હોય તો પોસ્ટેજ સાથે મોકલે.

**જેમને અંક ન મળતા હોય તેમણે**

અંક બહાર પડયા પછી આઠ દિવસની અંદર અમને જાણ કરવી. તે પછી આવતી ફરિયાદોને પહોંચી વળવા અમે બંધાતા નથી દરેક અંક પ્રગટ થયાની જાહેરખબર 'સૌરાષ્ટ્ર'માં પ્રગટ થાય છે



વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અંત્યબ જેવું પોષણ મળે છે.

નાનાં—મોટાં, માંદાં—સાજાં
સ્ત્રી—પુરુષ, નબળાં—સબળાં
સૌકોઈ એનું સેવન કરી શકે છે.

# તમે વાપરી જોયું છે?

# ઝંડુનું કેસરી જીવન

કેસરી જીવન ઝંડુનું જ
મેળવવાનો આગ્રહ રાખો




**મહારસાયન**

રસસિંદુર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન, પૌષ્ટિક ઔષધ ભેળવી લીલાં રસદાર આમળાંમાંથી બનાવેલા આ સુશોભિત, સુવાસિત, સ્વાદિષ્ટ ને પૌષ્ટિક ખોરાકનું નિયમિત સેવન લાંબું આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બળ અને તેજ તથા દરેક ઇંદ્રિયમાં ચેતન પુરે છે.

પા રતલના પૉટનો રૂ. ૧॥
અરધા રતલના પૉટના રૂ. ૨॥।
એક રતલના પૉટના રૂ. ૫)

**ઝંડુ**
**ફાર્માસ્યુટિકલ વર્કર્સ**
**લિમિટેડ**

કારખાનું: ગ્વાલીઅર રોડ, મુંબાઈ—૧૮
દુકાન: જુની મહાજનવાડી, કાલબાદેવી
મુંબાઈ—૨

**કેસરી જીવન**

અમદાવાદના એજન્ટ
ભોગીલાલ પ્રેમચંદ રીચીરોડ

ઑર્ડર આપતી વખતે, જાહેર ખબર 'કુમાર'માં વાંચી હતી એટલું જણાવજો



રાગિણી ગૌરીનો પ્રભાવ
ચિત્રકાર : શ્રી પ્રમોદકુમાર ચટ્ટોપાધ્યાય (સર ચિનુભાઈના સૌજન્યથી) પોષ '૮૩ના 'કુમાર'નું મુખચિત્ર




આવતી કાલનાં નાગરિકો ઘડતું આજનાં ઘરોનું માનીતું માસિક

વર્ષ ૪ અંક ૧ :: પોષ ૧૯૮૩

-૫૫/૨

# મહત્ત્વાકાંક્ષા

આ મોટા જણાતા શબ્દનો અર્થ વધુ મોટો છે, અને એને જીવનમાં ઉતારવો એ એથી યે મોટું છે;—પણ એ અલભ્ય તો નથી.

કુદરતમાં અને પ્રાણીમાત્રમાં મહત્ત્વાકાંક્ષા એ સ્વાભાવિક છે. બાળપણથી જ માણસમાં મોટા થવાની અભિલાષા જાગે છે. 'હું મોટો થઇશ ત્યારે આમ કરીશ ને આવો થઇશ' એ આકાંક્ષા દુનિયાના એકેએક બાળકના હૃદયમાં પ્રગટ્યા વિના રહેતી નથી.

મહત્ત્વાકાંક્ષાના પોષણ ને વિકાસ માટે કુમારજીવન એ ખરૂં ક્ષેત્ર છે—યોગ્ય કાળ છે. તાજું લોહી ને પ્રફુલ્લ હૃદય, કુમળી લાગણીઓ ને ઉગતી આશાઓને એ કાળે મહત્ત્વાકાંક્ષાની મંજરીઓ બેસે છે ને ફાલે છે. જગતનો નવો યાત્રી કુમાર એ કાળે સૃષ્ટિ ને સંસારમાંથી કંઇકંઇ સંસ્કારો ને કલ્પનાઓ સંઘરે છે; અવનવા રસો ને અપૂર્વ અનુભવોના એ મનોરથો ઘડે છે.

પણ કુમારજીવનના એ કોડ જીવનમાં ઉતારનારા તો વિરલ જ નીકળે છે. ઉછરતી વયે મહત્ત્વાકાંક્ષાઓ ઘડનારા ઘણા યુવાનો જીવનમાં પડ્યા પછી અલ્પ-સંતોષી બની રહે છે. કેમકે મહત્ત્વાકાંક્ષા સેવવી એ એક વાત છે અને એને જીરવવી ને જીવવી એ જુદી જ વસ્તુ છે. અલ્પ વસ્તુઓથી રાચવું એ મહેચ્છુકોનું લક્ષણ ન હોય. મહાપ્રાણ મનુષ્ય તો દૃઢતાથી ભીષ્મ કર્મયોગમાં ઝુઝે ને આગળ ધપે.

અને એવાને કાજે તો મહત્ત્વાકાંક્ષા સંજીવની સમી—કે પ્રેરણાની દેવી જશી છે. દુનિયાની કપરી ઠોકરોના ઘા એ રૂઝાવે છે ને એનો નશો માણસને ઉંચે ને ઉંચે જવા હર પળે મસ્ત રાખે છે. માણસમાં એ કામની ઝનુન પ્રગટાવે છે, વિકટમાં વિકટ વિપત્તિઓ સામે બાથ ભીડવાનું શૂર ને બલ પ્રેરે છે અને પોતે વિજય કરવાને માટે જ નિર્માયો છે એવી અચલ શ્રદ્ધા જન્માવે છે.

ઉર્ધ્વારોહણ અને આત્મવિકાસ એ બે મહત્ત્વાકાંક્ષાની પાંખો છે; સિદ્ધિ ને જય એ બે એનાં સંતાનો છે.

દેશળજી પરમાર

જો એક પ્રજા પોતા પર રાજ કરનારી સરકાર વિષે વિચાર કરવાનો કે તેના વર્તન પર ટીકા કરવાનો હક ધરાવે છે, અથવા આગળ વધીને કહીએ કે પ્રજાનો વિકાસ થાય એ રીતે અનુકૂળ થવાની સરકારને ફરજ પાડી શકે છે, તો દેશના તમામ ઘરોમા ઉછરી રહેલી ભાવિ પ્રજા પોતા ઉપર થતા ગેરવાજબી દબાણો જુલ્મો કે અન્યાયની સામે અવાજ કાઢે તો એ તેના પ્રતાપી ભાવિની જ નિશાની માનવી ઘટે

આ જાતના, પ્રામાણિક બુદ્ધિથી નીકળેલા અવાજો વધાવી લેવાની ફરજ 'કુમારે' સ્વીકારી છે, અને વિદ્યાર્થી આલમની દરેક જાતની ફરિયાદ, અભિલાષા કે દુખો વિશાળ દુનિયા સામે રજુ કરવામા તે એક પવિત્ર ફરજ અદા કરે છે એવુ માને છે છતા કોઇ પ્રસગે મિજલસમા પોતાની વાત રજુ કરનારની વાણીમા કઠોરતા કે દ્વેષ જણાશે તો તે પ્રસિદ્ધ કરતા પહેલાં, તેની વાત સાચી હશે તો યોગ્ય રૂપમા રજુ થશે, અથવા અયોગ્ય હશે તો ઉડાવી દેવાશે મિજલસના ભાગ લેનારની ઇચ્છા વિરુદ્ધ તેનુ નામ પ્રગટ કરવામા નહિ આવે તેની ખાતરી રાખવી

બીજા અનેક વાચનારાને જે ચર્ચાથી લાભ થવા સભવ હશે તે જ ઘણે ભાગે પ્રગટ કરવામા આવશે, એટલે મિજલસ માટે લખનારે પોતાના છદ કે ચેષ્ટા ખાતર લખવાની તકલિફ ન લેવી અત્યાર સુધીમા મિજલસમા મુકવા યોગ્ય એકબે પત્રો અમને મળ્યા છે, તેમાથી એક અત્રે પ્રગટ કરીશુ અને બીજા વાચકો એ પ્રમાણે પત્રો લખવાનુ ચાલુ કરશે એવી આશા પણ રાખીશું એ પત્ર'

"અહીં અંગ્રેજી સ્કુલોમા માસ્તરોની બહુ ફરિયાદ છે માસ્તરો વિદ્યાર્થીને દબાવે, એવુ કહીને કે 'પરીક્ષા માટે ફૉર્મ નહિ આપીએ' 'નાપાસ કરીશું' વગેરે વિદ્યાર્થીઓ બીચારા શું કરી



જગ ભલે અસત્યે જીતે
જગ ભલે અધર્મે તણાય
તુજ અંતર તેજ સુરીતે
તુ જાળવ એ તમ માંય



શકે? ખાનગી ટ્યુશનોએ તો દાટ વાળ્યો છે ઘણાખરા માસ્તરોને તો પાચસાતથી વધારે હોય જ ચારપાચ માસ્તરોને પરીક્ષા વખતે દસથી પદર ટ્યુશનો થાય આપ એમ નથી માનતા કે ટ્યુશનથી વિદ્યાર્થીઓને બહુ નુકશાન છે? નબળા વિદ્યાર્થીઓ માટે 'ટારક ક્લાસ' (તૈયારીનો વર્ગ) શા માટે ન રાખે? ટ્યુશનથી વિદ્યાર્થી પરાવલબી બને છે, જાતમહેનત કરતો નથી વિદ્યાર્થી ટ્યુશન ન રાખે તો પાસ થવાની અથવા ફૉર્મ મળવાની આશા નહિ!

ગરીબ વિદ્યાર્થી બીચારા શુ કરે? હુ એવા દાખલા જાણુ છુ કે પૈસાને અભાવે ટ્યુશન ન રાખી શકવાથી પાસ થએલા અથવા ફૉર્મ મળેલા વિદ્યાર્થી કરતા સારા માર્ક મળેલ છતા ગરીબને નાપાસ કરી ફૉર્મ આપવામા નથી આવ્યુ માસ્તરો પાછા એવા, કે પોતાને ઘેર વિદ્યાર્થીઓને ભણવા બોલાવે, છસાત એક સાથે જાય, ને એકાદ કલાકમા બધાને ઉકેલી નાખે!

આ તો ટ્યુશનની વાત થઈ આપ જાણીને અનુભવ કર્યો કે બે ત્રણ માસ્તરો તો તદ્દન બગડેલી, બીડી, આળસુ, જે કહો તે છે લોકો વાતો કરે એવી ચાલચલગતના પણ કોઇકોઇ છે, અને વિદ્યાર્થીઓને સ્વાભાવિક રીતે તેમના જીવનમા ડોકિયા કરવાનુ મન થઈ જાય છે

ક્લાસમાં આવે ત્યારે હાથમાં બીડી કે મોમા ચીરૂટ ફુકતા માસ્તર સાહેબો વિદ્યાર્થીઓ ને બીડીથી શી રીતે બચાવી શકશે? આ ઉપરાત ક્લાસમા વિદ્યાર્થીઓને ખરાબ ગાળો દેનારા પણ કઇક પડ્યા છે"

આ પત્ર લખનાર ભાઇએ ઘણુ દબાવી દબાવી આખરે પોતાની વાત લખી છે એમને રૂબરૂ મળવાનો પ્રસગ આવશે ત્યારે કઇંક વધુ જાણીશું, પરતુ આ વખતે એમણે જે લખ્યુ છે તે લગભગ દરેક શહેરની શાળામા થોડુ ઘણુ પણ દેખાય છે, એટલે એ બધુ મનાય એવું છે. આ ભાઇનો પત્ર શિક્ષકોને ચેતવણીરૂપ છે કે તેમના અધિકારમા આવેલા વિદ્યાર્થીઓ બે ચાર વર્ષ પછી સમાજના ગૃહસ્થ બનવાના છે જે વખતે તેમનાપર એમનો કઇ અકુશ કે દાબ નહિ હોય તે વખતે પોતાની તરફ ચલાવેલા વર્તન તરફ ઉઘાડો તિરસ્કાર બતાવ્યા વિના તેઓ નહિ જ રહે અને જો શિક્ષકો આ સ્થિતિપર બેપરવા રહેવા ઇચ્છતા હોય અથવા છોકરાઓને મોએ દમ અને ધમકીના ડુચા મારવાની હામ રાખતા હોય તો જે સસ્થા તેમને નિભાવી રહી છે તેનુ તથા તેમની પોતાની કારકીર્દીનુ લીલાણુ સમજવુ

અમે આ ભાઈના પત્રના સમર્થનમા અસખ્ય દાખલા આપી શકીએ એમ છીએ, પણ કોઇકોઇ સસ્થાઓએ શિક્ષક વિષે એવા સુદર આદર્શો ઉભા કરવા માડ્યા છે કે થોડા જ વખતમા તેની છાપ સમાજ ઉપાડી લઈ એક નવો જ શિક્ષકવર્ગ આજની ઉગતી પ્રજામાથી ઉભો કરશે, અને હાલના શિક્ષણને હલકી દુકાનદારીમાથી મુક્ત




**આપણો વિદ્યાર્થી**

અસ્વાભાવિક કેળવણીની પદ્ધતિના સકંજામા સપડાએલા હિંદી વિદ્યાર્થીની સ્થિતિ આલેખતુ ઉપલુ ચિત્ર આપણી ઉગતી પ્રજાનો કરુણ ચિતાર આપે છે દસ કલાકના લેસનથી લદાએલો અને પરીક્ષાના ભયના સદા ઉગામાઇ રહેલા કેળવણી ખાતાના દંડાના ભય નીચે ત્રાસભર્યું જીવન ગાળતો વિદ્યાર્થી પોતાની ચોમેર ફાલી રહેલા જીવનવૃક્ષનાં મધુરા ફળો સામે આતુર તરસી નજર નાખી રહે છે; પણ પોતા ઉપરના બોજા અને ભયમાથી છુટીને એ મીઠા ફળો પોતાનાથી માણી શકાય એમ નથી એ પોતાની દુ ખભરી હાલતનુ ભાન પણ એને સાથોસાથ જ થાય છે.

કરી આપી વિદ્યાર્થી અવસ્થામાં સુંદર વાતાવરણ લાવશે

શિક્ષકો મારે કે ધમકાવે તે હિતને જ માટે હોય એવું માનવાના દહાડા હવે ગયા છે વખત એવો આવ્યો છે કે શુ મોટા કે શું નાના, દરેકમા આત્મભાન જાગૃત થયુ છે ને તે સારાસારનો વિવેક કરી શકે છે. સ્વાતંત્ર્ય અને જાગૃતિના આ જમાનામા શિક્ષક પોતાના સાકડા સ્વાર્થ અને દુર્બળ મનોવૃત્તિને સતોષવા વિદ્યાર્થીઓના હિતનો કેવા પ્રકારે ભોગ માગે છે ને લે છે એ સમજવા પુરતી અક્કલ ઉગતી પ્રજામા બેશબાર આવી ગઇ છે ખરાબ શાળાના કડવા અનુભવો લઇ રહેલા અથવા લઇને બહાર પડેલા વિદ્યાર્થીઓ ત્યાની ખરાબ નીતિ પ્રજામા જાહેર કરી એ શાળાની પ્રતિષ્ઠાની પોલ ઉઘાડી શકે છે એ શિક્ષકોએ તથા તેમના વર્તન વિષે આખ આડા કાન કરતી શાળાઓએ સમજીને વેળાસર ચેતવુ જોઇએ. જે શાળા પોતાની આવી નીતિ બદલવા તૈયાર નહિ હોય, તેનો કા તો લોકો ત્યાગ કરશે, કા તો તેણે પોતાનું ધોરણ બદલવું પડશે

પોતાને ભણવાના સમય અને પ્રકાર વિદ્યાર્થીઓ જ નક્કી કરે, પોતાને રમવાના સમય અને પોતાના સુખસગવડ પણ વિદ્યાર્થી મંડળ જ નક્કી કરે એ સમય નજીક આવવા લાગ્યો છે સાથેસાથે કોની પાસે જઇ ભણવુ તે પણ વિદ્યાર્થીઓના નિર્ણયની જ વાત રહેશે આત્મનિર્ણય એ મંત્ર આપણો મંત્ર બનવાનો હોય તો વિદ્યાર્થીના જીવનમા જ તેનો અમલ પ્રથમ થવો જોઇએ.

# સ્વાસ્થ્ય શક્તિ અને સૌન્દર્ય



'સ્વાસ્થ્ય, શક્તિ અને સૌન્દર્ય'—'શાંતિ, ઉત્સાહ અને પ્રેરણા'-આ તત્ત્વત્રયનુ મીલન-સ્થાન માનવદેહ. એના વિકાસની રેખામાત્રનું સહજ દર્શન આ પ્રતિબિંબમા થાય છે મુદ્દ સ્નાયુબદ્ધ આ યુવાન, ભાઈ ઇન્દુભાઇ નારણભાઇ પટેલ અમદાવાદના રહીશ અને ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક છે વીસ વર્ષના વયે વ્યાયામત્રયી-દંડ બેઠક જોડી-ની ઉપાસના એમણે આરાધી અને એક વર્ષ પછી ગુજરાત મહાવિદ્યાલયના આશ્રયે એમણે વેઇટલિફ્ટિંગનો વ્યાયામ શરૂ કર્યો નિયમિત આહારવિહાર અને નિર્વ્યસની જીવનના એ પ્રબળ હિમાયતી અને કુદરતી નિયમોના પાલનના પૂર્ણ આગ્રહી છે એપેન્ડિસિટિસ જેવા ભયકર વ્યાધિથી પીડાવા છતાં, શસ્ત્રક્રિયાના માર્ગની દાક્તરી સૂચનાનો અનાદર કરી, કેવળ ઉપવાસ અને દુગ્ધોપચારથી એમણે નીરોગી અવસ્થા પ્રાપ્ત કરી છે. કુસ્તી અને વેઇટલિફ્ટિંગ એમનો પ્રિય વ્યાયામ હોવા છતાં સ્વાસ્થ્યને એ પ્રથમ સ્થાન આપે છે એમની ઉંચાઈ ૫'-૯" તથા વજન ૧૩૦ રતલ છે, વય ૨૩ વર્ષનુ છે

ફોટો જનાર્દન, અમદાવાદ

આવતી પ્રજાનો માત્ર એકપક્ષી નહિ, પરતુ સર્વાંગી વિકાસ સાધવાની સામગ્રી ઉભી કરતા રહેવાનું અમારૂ ધ્યેય હોઇ તેના માનસિક ઉપરાંત શારીરિક વિકાસની દિશામા પણ પ્રેરક તથા સહાયરૂપ થવા પ્રત્યે અમારૂ સદા સતત રહ્યા કર્યું છે.—જોકે પુરતા અનુકુળ સજોગોને અભાવે અમે એ દિશામા આજ સુધીમા કરેલા પ્રયત્નો ઘુઘરાયા અને નહિ જેવા જ છે આ વર્ષથી અમે આ નવો વિભાગ ઉઘાડી એક નાનકડો પ્રયત્ન શરૂ કરીએ છીએ. જેમણે નિયમિત આહાર-વિહાર તથા વ્યાયામ વડે પોતાના શરીરને સ્વસ્થ, સુદર તથા શક્તિશાળી બનાવવા કાળજીપૂર્વક પ્રયત્ન કર્યો છે, એવા પૂર્ણ વિકસિત શરીરવાળા આપણા યુવાનોના ફોટોગ્રાફો તથા પરિચય હવેથી 'કુમાર'મા અપાયા કરશે ખંત તથા પરિશ્રમથી જેમણે પોતાના શરીરનો આવી રીતે વિકાસ સાધ્યો છે તે સૌને અમારી વિનંતિ છે કે તેઓ પોતાના ફોટોગ્રાફો તથા ટુંક પરિચય અમને મોકલી આપી મદદ કરે આથી આપણા દેશની શરીરસંપત્તિનો તથા તેની પ્રગતિનો આપણને ખ્યાલ આવશે, પરસ્પર પરિચય તથા સહકાર થશે અને એક યા બીજે કારણે પોતાના શરીરની અવગણના કરી રહેલી આપણી ઉગતી પ્રજાને પ્રેરણા મળશે આશા છે કે આ પ્રયત્નમા અમને સૌનો સહૃદય સહકાર મળશે અને આ નાનકડી શરૂઆત સંગીન બની ફળવતી નીવડશે

—તંત્રી

શ્રી

# પ્રમોદકુમાર ચટ્ટોપાધ્યાય

શ્રી પ્રમોદકુમાર ચેટરજીનું ગુજરાતમાં આવવું એ કોઈ અજબ વિચિત્ર ઘટના જેવું લાગે છે. છેલ્લા ચારપાંચ વર્ષથી ગુજરાતના યુવાનો તથા શિક્ષિતવર્ગ કળામાં રસ લેતા થયા છે, પરંતુ કળા વિષે તેમની મનોદશા જોતાં એવું લાગે છે કે તેઓ કળાને કોઈ શાળાશિક્ષિત વિષય માને છે. પશ્ચિમના શિક્ષણપ્રણેતાઓ કે કલાધ્યક્ષો મંજુર કરે તે જ કળાના આદર્શો આપણને મંજુર હોઇ શકે ને આપણા દેશની સંસ્કૃતિમાં તેથી મોટી ઉણપ પુરાય છે એવી માન્યતા મોટા ભાગમાં આવી ગઈ છે. શ્રીયુત ચેટરજીનું



જીવન તથા તેમની કળા એ માન્યતાનો સબળ ઇનકાર છે.

તેમણે પશ્ચિમની કળાનો પુરો પાકો અભ્યાસ તથા અનુભવ પ્રાપ્ત કર્યો છે, ઠીક સિદ્ધિ પણ બતાવી છે, છતાં જીવનના કોઈ ધન્ય પ્રસંગોએ તેમને ભારતીય સંસ્કૃતિનો પ્રાણ સમજાઈ ગયો અને તેમની કળાએ એકદમ પશ્ચિમના આભરણો મુકી દઈ ઉજ્જવળ, પ્રશાન્ત, ભારતીય ભાવનામય, સાદા વસ્ત્રોનો સર્વાંગ સ્વીકાર કર્યો. ગુજરાતમાં એમની હાજરી આપણા ઉગતા ચિત્રકારો તથા યુવકોને અનેક રીતે ઉપકારક થશે જ.

'અહો! આ ચિત્ર તેં જ દોર્યું?' બાળક પ્રમોદના હાથમાંનો કાગળ કંઇક શંકાથી જોતો તે ભીંત ચીતરનારો બોલ્યો અને બાળકના ચહેરા પર શરમભરી 'હા'ની લાગણી જોતા વધુ આશ્ચર્ય પામ્યો. એવામાં ઘરના માલીક વૃદ્ધ બાબુને આવતા જોઇ તેણે કહ્યું, 'દાદાજી, આ તમારા પ્રમોદનું ચિત્ર તો જુઓ, કોઇ મારા કારીગર જેવા વળાંક તે મહેજ કરી શકે છે.'

પ્રમોદકુમારના દાદા હમણાં ઘર રંગાવતા હતા અને જુના વખતના શોખ પ્રમાણે ભીંત તથા છત ઉપર ચિત્રકામ કરાવવાને કારીગરોને કામે લગાડ્યા હતા. આ પ્રસંગે પ્રમોદકુમારનો શોખ પ્રગટ કરી દીધો. આજ સુધી તે છાનાછાના લીટા કર્યા કરતો, પણ વડીલો સામે ધરતાં અચકાતો. પરંતુ પેલા કારીગરે તેની કદર કરી ત્યારથી તેને ખાનગી થઇ કે પોતે ચીતરવામાં કંઇક ખાસ કુશળતા ધરાવે છે પણ એ જમાનામાં ચિતારા થવાનું કોઈ ખાનદાન છોકરા માટે યોગ્ય ગણાતુ નહિ, એથી તેની ભાવનાને ઘરમાંથી કોઇએ ઉત્તેજન આપ્યુ નહિ.

ઇ. સ. ૧૮૮૫માં પ્રમોદ બાબુનો જન્મ થયો ત્યારથી જ તે કલકત્તામાં રહ્યા છે. નાનપણનો થોડો ઘણો ભાગ મામાને ઘેર ગાળેલો ત્યાં તેમને ગ્રામજીવનની લીલા માણવાની તક મળની. એ સિવાય એ કલકત્તાના જ વતની ગણાય.

ગજાનન મહારાજે સ્થાપેલી આર્ય મિશન સંસ્થામાં એમણે ભણતર મેળવ્યું. ખ્રિસ્તીઓએ પોતાના ધર્મોપદેશ સાથે શિક્ષણ આપવાની શાળાઓ ખોલી તે પરથી, આર્ય સંસ્કારોનું રક્ષણ કરી શિક્ષણ આપવા આ



શ્રી પ્રમોદકુમાર પોતે



એક કુમારી

દરેક શીખાઉ કળાભ્યાસી એકાદવાર પણ પોતાનું પ્રતિબિંબ દોર્યા વિના રહ્યો નથી યુવાન પ્રમોદકુમાર જે કાળે શેકલાઈટ પાછળ લાગ્યા હતા તે વખતની તેમની પેન્સિલ ચિત્રણા અને આકારનું ઘનદર્શન કેવા હતા તે આ સ્કેચોમા દેખાય છે એ શૈલીમા પણ સાચા વિદ્યાર્થીને શોભે એવું કામ એ કરતા બાજુમાનો કુમારીના સ્કેચ પણ એટલો ભાવપૂર્ણ અને સપ્રમાણ છે કે પ્રમોદબાબુ પોતાની સ્કેચ લેવાની કળા માત્રથી પણ કલાકારોમાં પોતાનો એકડો પડાવી શકતા જેટલા શક્તિમાન છે તેની પ્રતીતિ થાય છે તેમની સ્કેચબુકો આવા અનેક પ્રમાણોથી ભરપુર છે

સંસ્થા એક સાધુએ ચાલુ કરી હતી નવા જમાનાનું શિક્ષણ પણ ત્યા અપાતું, એટલે પ્રમોદબાબુ ત્યા દેશભાષા સાથે અંગ્રેજી તથા સંસ્કૃતમા પણ નિપુણ થયા અને ગીતા, રામાયણ તથા મહાભારતનો પરિચય મેળવ્યો

તેમની ચાર પેઢીથી ઉત્તરોત્તર કુટુંબનો નિર્વાહ કોર્ટના કામકાજથી જ થતો તેમના દાદા વાનપ્રસ્થ જેવા હતા, પણ તેમના પિતાશ્રી રાજેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય હાઈકોર્ટની પ્રિવી કાઉન્સિલમા હેડક્લાર્ક હતા એ જગ્યા બહુ માનભરી ગણાતી પ્રમોદબાબુને વકીલ બનાવવાની તેમના દાદાની બહુ ઉમેદ હતી, પણ તેમના અંતરના શોખ એની સામે હતા હિંદુ સંસારના ખાનદાન કુટુંબોમા ઘણે ભાગે બને છે તેમ, પ્રમોદબાબુને બહુ નાનપણથી પરણાવી દીધેલા, એટલે એ મોટા થયા કે સૌ એને ઝટ નોકરીની બેડીમા નાખવા યત્ન કરવા લાગ્યા, અને દાદાએ એમને કોર્ટની કારકીર્દીમા જોડવાને પ્રથમ અરજી તથા દસ્તાવેજો લખનારની એક જગ્યા કોર્ટમા અપાવી તેમા તેમને દર માસે માત્ર સિત્તેર રૂપિયા મળતા આ બધો વખત પ્રમોદબાબુ ગુજરાતે મને સંસાર ચલાવતા પણ બેએક વર્ષ એ જીવનના વીત્યા, એવામા તેમના પહેલા પત્ની બે બાળકો મુકી ગુજરી ગયા

આ બનાવે એમના જીવનમા જુદી જ ચેતના પ્રગટાવી સંસારના અભિપ્રાયને તરછોડી એમણે પોતાના ધ્યેય તરફ એકદમ વળ લીધો દાદા તથા પિતા ખુબ કચવાયા અને એમના કળાના અભ્યાસમા કદીપણ સહાય નહિ કરવાની ધમકી સુદ્ધા પણ આપી, છતા જરા યે ડગ્યા વિના એ ૧૯૦૫મા ૨૧ વર્ષની ઉમરે કલકત્તાની સરકારી ચિત્રશાળામા દાખલ થયા. એક મિત્રે એમને નાણા વગેરેની મદદ કરી

એ વખતે કલકત્તાની આર્ટ સ્કુલમા હિંદી કળાનો સ્વીકાર થઇ ગયો હતો જોકે મિ હાવેલ ગયા હતા અને તેમની જગ્યાએ મિ. પર્સી બ્રાઉન નીમાયા હતા, પણ તે આવી પહોચ્યા નહોતા એટલે શ્રી અવનીન્દ્ર-



વૃદ્ધ



કલ્પનામૂર્તિઓ

'આ બે સ્કેચ તેમની મનોદશામાં પલટો થયા પછીના સમયની સ્કેચબુકમાંથી લીધા છે. સાધારણ રીતે કળાકારો ઉપર પ્રમાદી જીવનનો આરોપ હોય છે, પણ શ્રી પ્રમોદબાબુના હાથ પીંછી કે ચિત્ત એક ક્ષણ પણ નવરા નહિ જ પડતા હોય એમ લાગે છે. મોટા ચિત્રો ઉપર તો તેઓ ધીમું ધીમું કંઈ અવનવું ઘડતર સતત કર્યા જ કરે છે, પણ જ્યારે તે કામમાંથી ફારગ હોય છે ત્યારે પણ તેમની સ્વચ્છ કાગળોવાળી નોંધપોથીઓમાં કંઈ ને કંઈ આકર્ષક ચિત્રામણ ચાલતું જ હોય. વૃદ્ધવાળો સ્કેચ તેમની પ્રવાહી રેખાઓનો નમુનો છે. કલ્પનામૂર્તિઓમાં કલમની આંગળીની લીલા જોવાની મળે છે. હાથ પર જે ચડ્યું તે ઉઠાવતા કંઈ ને કંઈ સૃજન કે વિધાન થયું જ સમજો. એક વાર ટપાલનું કવર હાથમાં આવ્યું તો બેઠાબેઠા તે પર ભારતીય ટીકીટ ઉપજાવી અને વિનોદમાં કહેલું કે હિંદુસ્તાનને સ્વરાજ મળશે તે વખતે ટીકીટના કલ્પનો કરવાનું આપણે કલાકારોને માથે જ આવવાનું ને? એટલે આજથી ઠીક કરી મુકું છું.' (જુઓ ટીકીટવાળો બ્લોક)

નાથ ટાગોર પ્રિન્સિપાલ તરીકે કામ કરતા હતા. તેમણે પોતે સંપૂર્ણપણે પશ્ચિમી કળાપદ્ધતિ છોડી દીધી હતી ને જાતે હિંદી કળાનો વર્ગ ચલાવતા હતા. શ્રી નંદલાલ બોઝ, અસીત હલધર વગેરે તે વર્ગમાં વિદ્યાર્થી હતા.

મોટા ભાગના વિદ્યાર્થીઓને આ નવી કળા ગમતી નહોતી. તેમની નજર રાફેલ, માઇકલ ઍન્જેલો વગેરે યુરોપી ઉસ્તાદો તરફ મંડાઇ હતી. શ્રી પ્રમોદકુમાર પણ એ જ વર્ગના હતા અને છાયાપ્રકાશ, યથાદર્શન, રંગનિચર વગેરે પાછળ ખુબ મહેનત લેતા. તેમણે લગભગ પાંચ વર્ષ સુધી ત્યાં અભ્યાસ કર્યો અને સારા વિદ્યાર્થી તરીકે પંકાયા. શ્રી અવનીન્દ્રનાથે તેમને એ વખતે હિંદી ચિત્રકળા તરફ વળવા ઘણીવાર કહેલું, પણ પ્રમોદબાબુ અને તેમના મિત્રો એ કળાની અણીદાર આંખો, લટકાળા વાંકાચુકા હાથ તથા અંગભંગની મશ્કરી જ કરતા.

૧૯૧૧માં પ્રમોદબાબુએ આર્ટ સ્કુલ છોડી ધંધો આદર્યો. પણ દાદાના જીવને નીરાંત નહોતી. આવો જુવાન ખાનદાન દીકરો હજુ પરણ્યા વિના રહે એ તેમને તદ્દન ખોટું દેખાતું. અત્યાર સુધીમાં કેટલાં ય માગાં પાછાં ઠેલેલાં, પણ છોટા બાબુ તો મક્કમ જ હતા. આખરે વડીલોએ વારસામાંથી બાતલ કરી દેવાની ધમકી આપી. દરમિયાન પ્રમોદબાબુને વિચાર આવ્યો કે પોતે આખી જુવાની નિષ્કલંકિત શરતે ગાળી શકશે કે કેમ, અથવા સમાજ પોતાને સંઘરશે કે કેમ? ઘણા વિચારને અંતે તેમણે લગ્ન માટે હા કહી.



તામીલ કુટુંબ



જનની

શ્રી પ્રમોદકુમારની ચિત્રકળામાં વેદાંતના ગૂઢ વિષયો સ્પર્શતાં ચિત્રો જેટલાં મળી આવે છે તેટલા જ પ્રમાણમાં મધુર રસાસ્વાદની ઊર્મિભર્યાં ગૃહજીવનના મનોરમ ચિત્રો પણ તેમણે દોર્યાં છે. ઉપરનું તામીલ કુટુંબનું ચિત્ર તેના સર્વ સાધારણ ભાવોથી પ્રાતિક મટી સાર્વજનિક બન્યું છે. વિશાળ ભાલવાળો તેજ પુંજ કોઇ વિદ્વાન બ્રાહ્મણ શાંત, સાત્વિક ગૃહ-લાલિત્ય માણી રહ્યો છે. તેની પત્ની તેના પ્રતિબિંબ રૂપ પુત્રને આગળ ધરે છે તે તરફ એ સ્નેહથી જોઈ રહ્યો છે, અને બાળક પણ જાણે ભવિષ્યજીવનની પિતા પાસેથી દીક્ષા લેતો હોય તેમ પિતાનું બ્રહ્મસૂત્ર—જનોઇ જ પકડે છે. પ્રેમળ માતા એ લીલાથી પ્રસન્ન દેખાય છે. એ સ્ત્રીએ વેણીમાં કરેલી ફુલગુંથણી સુવર્ણના અલંકારોને શરમાવે એવી છે. ગૃહના ઠંડા વાતાવરણમાં સ્નેહનો, વિદ્યાનો અને કળાનો પ્રકાશ હોય તો ધનસંપત્તિ તેની આગળ તુચ્છ બની જાય એવું ગર્ભિત સૂચન છે.

આ બધું તેમણે સમાજને સમજાવી રાખવા કબુલ કર્યું, પણ તેમના ચિત્તમાં તો નાનપણથી તેમને શ્રીરામકૃષ્ણ પરમહંસ તથા એમના બોધ તરફ અપાર ભાવ હતો. તેમણે એમના બધા ઉપદેશો પણ અંતરથી મનન કરેલા, તથા એવી કોઇ પરમ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાની તેમને ઉગ્ર ઈચ્છા પ્રગટેલી. એટલે પિતૃઓને સંતોષવા લગ્ન તો કર્યું, પણ ખરેખરો સંસાર ન માંડ્યો. ધંધામાં થોડાંક પૈસા મળે કે કાશી, વૃન્દાવન વગેરેની એકાદ યાત્રા કરી આવતા. ઑઇલ પેઇન્ટિંગ અને ચિત્રવિધાન કરવામાં તે વખતે પણ એ ઠીક કામ કરનાર ગણાતા. બંગાળી માસિક 'ભારતવર્ષ'માં એકબે પણ ચિત્રો પ્રસિદ્ધ કરી ચુકેલા.

૧૯૧૭ કે ૧૮માં તેમને સ્વામી પરમાનંદજી કરીને એક સત્પુરુષનો સમાગમ થયો અને તેમની પાસે બેસી તેમણે પાતંજલી તથા સાંખ્યનું વેદાંત સમજી લીધું. આ રીતે તેમનો આત્મા કોઈ નવા જીવન માટે તલસી રહ્યો હતો, એવામાં તેમના ગુરુ આગળ સત્ય-ચરણ શાસ્ત્રી મળવા આવ્યા. એમણે વાતવાતમાં જણાવ્યું કે પોતે તિબેટ સુધી ઉત્તર હિમાલયની યાત્રાએ જવા ઇચ્છે છે, પણ એકાદ સોબતની શોધી રહ્યા છે. શ્રી પ્રમોદકુમાર ત્યાં જ બેઠા હતા. ગુરુજીએ તેમની તથા શ્રી સત્યચરણ શાસ્ત્રીની ઓળખાણ કરાવી કહ્યું, 'તમે ય પ્રવાસી છો અને આ ય પ્રવાસી છે.' તરત જ પ્રમોદકુમારે તેમના પ્રવાસમાં સાથી થવાનું કબુલી લીધું અને થોડા દિવસ પછી કૈલાસ તથા માનસરોવરના દર્શન કરવા ઘર છોડ્યું.



શ્રી ગૌરાંગ પ્રભુ ચૈતન્યના જીવન અને ભક્તિ બંગાળના સંસ્કારમાં જબરા પ્રેરકબળ થયા છે બીજા ચિત્રકારોએ પણ તેમના જીવનના અનેક પ્રસંગો પોતાની પીંછીથી છેડયા છે શ્રી પ્રમોદકુમાર તે પંક્તિમાં આગળપડતો ભાગ ધરાવે છે તેમણે શ્રી ચૈતન્યપ્રભુના આઠદસ ચિત્રો દોર્યા છે અને લગભગ દરેકમાં તેમના જીવનની કોઈ ગૂઢ મનોદશા ઉતારી છે. આ ચિત્રમાં શ્રી ચૈતન્ય કીર્તન કરતા સમાધિ પામે છે અને શિષ્યો તેમને ઝીલી લે છે, એ ભાવ છે. પણ આ ચિત્રનું ખરૂ વાતાવરણ તો મૂળ રંગમાં જુઓ ત્યારે જ સમજાય દીવાના ધીરા પ્રકાશમાં સુંદર કાયાવાળા, ધ્યાનમાં નેત્રો સમેટતા ચૈતન્ય, આતુર નજરે જોઈ રહેલા શિષ્યો એ બધી ચિત્રની કલાસંપત્તિ છે

ચૈતન્યની સમાધિ

કાઠગોદામથી શરૂ કરી આલ્મોડા માર્ગે થઇ માનસરોવર, કૈલાસ ને પશ્ચિમ તિબેટનો ઘણો ભાગ એમણે જોયા. આ યાત્રાની તેમના ઉપર અજબ અસર થઇ. પ્રવાસ દરમિયાન તેમણે અનેક દેવાલયો જોયા, ઘણા સાધુ સંતોનો તેમને સત્સંગ થયો અને આર્ય સંસ્કૃતિના ઉંડા મૂળ જોઇ લીધા આથી એમના માનસમા મોટું પરિવર્તન થઈ ગયું. એમની દૃષ્ટિ માત્ર સ્થૂળમા જ ન રમતાં તેની પાછળ રહેલું વિશ્વચૈતન્ય જોવા લાગી, દેખાતી દુનિયાનું રહસ્ય તે વિચારતા થયા. સૌંદર્ય અને કળાની ખરી આર્યભાવના તેમને હિમાલયના દેવાલયોમા અને બૌદ્ધ મંદિરો તથા મઠોમા સમજાઇ. ત્યાં કળાનો પ્રચાર કે ઉપાસના સરકારી આદેશો કે શાળાના શિક્ષણક્રમ ઉપર ગોઠવાયા નથી. જનહૃદય અને કુદરતના અદ્‌ભુત મેળાપના સુંદર પરિણામ રૂપે કળા ત્યાં વ્યક્ત થાય છે ભવ્ય પૂજાસમારંભ, અદ્‌ભુત સુશોભન, સંપૂર્ણ ધ્યાનથી કોતરેલી મૂર્તિઓ, ધાતુના વાસણો એ બધાને ઉત્પન્ન કરતી ઊર્મિને તેમણે પીછાની લીધી, સમજી લીધી અને પરિણામે તેમની પાછળની કળામા ઉચ્ચ પ્રસાદ અને કલ્પના ઉતર્યાં. એ પ્રવાસ ઉપર તેમણે લગભગ ૩૦૦ પાનાનું એક પુસ્તક લખ્યું છે જે હજુ અપ્રસિદ્ધ છે.

પ્રવાસમાંથી કલકત્તે પાછા ફર્યા તે વખતે એમના માઇકલ ઍન્જેલો, રાફેલ ને ગ્રીસના કળા–આદર્શો ઉડી ગયા હતા. ચમકતા, ઉપડતા ઑઇલ પેઇન્ટિંગના ચિત્રો એમને રાજસી કલ્પનાના લાગ્યા. શાંત જળરંગો અને જુની હિંદી ચિત્રપદ્ધતિ તેમની મનોદશાને અનુકુળ સાધન લાગી. ઉન્માદભરી પેન્સિલ કે ઉછળતી પીંછીના વેગ હવે તેમને ખેંચી શકે એમ નહોતું. એ તો બધી ભૂતકાળની વાતો થઇ ગઇ હતી.

બીજી તરફ તેમની પૈતૃકી સંપત્તિનો નાશ થઇ ગયો હતો, ઘરનુ ઘર સરખું યે રહ્યું ન હતું; અને એ દુઃખ જાણે ઓછું હોય તેમ આવનારેજ તે જીવલેણ માંદગીમા પટકાયા અને માંડમાંડ બચ્યા. આ બધો વખત તેમનું કળાજીવન સાવ સુપ્ત હતું અને નવી કળાઊર્મિનો ધોધ અંદર ધસમસી રહ્યો હતો.

માંદગીમાંથી ઊઠ્યા પછી શાન્તિથી બેસી કામ કરવા પુરતી જગ્યા સરખી પણ તેમને ક્યાંય રહી ન હતી; પહેરવાના લુગડાંના હાલહવાલ હતા. એમના વિચિત્ર વેશથી કોઈ મોટા લોકો તેમને સંઘરવા પણ તૈયાર ન હતા. આ વખતે શ્રી અવનીન્દ્રનાથ ટાગોર સરકારી ચિત્રશાળામાંથી છુટા થઈ ગયા હતા, પૌરસ્ત્યકલા સમિતિ (ઓરીએન્ટલ આર્ટ સોસાયટી) સ્થપાઇ ગઇ હતી અને ચૌરંગીના એક મસ્ત મકાનમાં તેની બેઠક થઇ હતી.

ત્યાં કેટલાક વિદ્યાર્થીઓને રહેવા તથા અભ્યાસ કરવાની પણ ગોઠવણ હતી. જે અવની બાબુએ જાતે

પાસે માત્ર બે જ શિષ્યો હતા; છતાં તેમણે ધૈર્યથી કામ આરંભ્યું હતું એ દરમિયાન એક બનાવે બધી સ્થિતિ પલટાવી નાખી શારદા માસિકના પુઠા માટે તેમણે એક ચિત્ર દોર્યું હતું તે કેટલાકોને અશ્લીલ લાગ્યુ અને તે પરથી પોસ્ટ માસ્તર જનરલે તેની નકલો પોસ્ટ થતા અટકાયત કરી જણાવ્યું કે 'તે ચિત્રમાં ઉઘાડું અંગ છે એટલું જ નહિ પણ ખરી કળામા ન ગણી શકાય એવી અતિશયતા છે.' એ એક અદિયારના કળામિમાંસક ડૉ. કઝિન્સે જોયો અને તેમને લાગ્યુ કે એ ચિત્રનો આવો નિષેધ એ તો ભારતની કળાના પુનરુત્થાન પર જબરો ફટકો છે. એટલે તેમણે 'ન્યુ ઇન્ડિયા' પત્રમાં તેના સમર્થનમાં એક સબળ લેખ લખી જણાવ્યું કે હિંદની પ્રાચીન માનવોની સંસ્કૃતિ કોઈ પણ વિદેશી કે દેશીના નિષેધને પાત્ર થાય એ ઘણું ખરાબ ગણાય. પણ ખરાબ કરતાં વધુ દુ ખજનક તો એ છે કે જ્યાં ઇશ્વરી પવિત્રતાનુ જ આલેખન છે તેમાં તેઓ વિચિત્ર્ય દેખે છે અને વસ્તુના ગૂઢમાં ગૂઢ ભાવોનું જ્યા સૂક્ષ્મ રીતે પ્રકટીકરણ હોય તેમા તેમને માત્ર કૃત્રિમતા લાગે છે'

એ લેખ પછી ટપાલખાતાએ પોતાનો મનાઇ હુકમ પાછો ખેંચી લીધો અને કળાભવનના ચાલકોને લાગ્યુ કે તેમની સંસ્થા યોગ્ય માણસના હાથમા જ છે. આટલું થયા સુધી ડૉ. કઝિન્સ ને પ્રમોદબાબુનો પરિચય ન હતો. પછી તો એમની વચ્ચે મૈત્રી બંધાઇ અને લોકમત એ સંસ્થાના પક્ષમા વળ્યો

પ્રમોદબાબુએ જ્યારે આશ્રમાથી વિદાય લીધી ત્યારે તેમના પ્રતિ આભારની લાગણી દર્શાવવા જગી સભા મળી હતી, જ્યા તેમને જાતજાતની કળાસામગ્રી ભેટ ધરવામા આવી હતી તેમણે પણ પોતાના કેટલાક ઉત્તમ ચિત્રો શાળાને અર્પણ કર્યા અને દર વરસે એક વાર ત્યા જવાનુ વચન આપ્યુ

આટઆટલા અનુભવ અને શક્તિઓનો મચય કરી આવેલા એ કલાકારે વડોદરાના કલાભવનના ચિત્રકળાના અધ્યાપકનું પદ લીધુ ત્યારે ત્યા પણ તેમની વિરુદ્ધ હીલચાલો થયા વિના રહી નહોતી; પરંતુ જેમણે એકવાર પણ તેમના વ્યક્તિત્વનો અને કળાનો પરિચય મેળવ્યો છે તેમને સૌને તેમના કાર્ય વિષે જરા યે શંકા રહેશે નહિ. સોમાલાલ શાહ અને કૃષ્ણલાલ ભટ્ટ બે જ વિદ્યાર્થીઓથી તેમણે શરૂઆત કરી છે અને આપણે થોડા જ વખતમા જોઇશું કે તેમની ટોળીમાં બીજો ઘણો વધારો થયો હશે ર. મ. રા.

## ચિત્રપરિચય

### રાગિણી ગૌરીનો પ્રભવ (આ અંકનું મુખચિત્ર)

શ્રી પ્રમોદબાબુનુ આ એક લાક્ષણિક ચિત્ર કહી શકાય સંગીતના પોતે અતીવ આશક હોઈ સંગીતના રૂપો મૂર્તિમંત કરવાની તેમની લાગણીનુ આ અત્યુત્તમ પરિણામ છે ગૌરી એ ભૈરવ રાગની માનીતી રાગિણી છે અને તે સવારના પહોરમાં અથવા સાંજને વખતે ગવાય છે. પણ ચિત્રકાર તો તેને શ્રી ભૈરવની સન્મુખ હવાના રંગોભર્યા વાતાવરણમા ઝુલતી ફુલતી જુએ છે અને શ્રી ભૈરવનું સ્વરૂપ તો જુઓ! મોટું વ્યાઘ્રચર્મ માત્ર તેનો વસ્ત્રવૈભવ છે, છતા એ ખાખી દેહની કાન્તિ પવિત્ર મોહકતાભરી લાગે છે પીંગળાશી જટાની છુટી લટો ખોડ પર કેવી લીલાથી છુટીછવાઇ લટકી રહી છે! અને રાગિણીના ધ્યાનમા પોતના મુખમાથી નીકળતા સ્વર પછળ પેલા વાતાવરણમા પ્રગટતા સ્વરૂપમા લીન ભૈરવના નેત્રો? ને એમનુ વાદ્ય પણ કેવું? મનુષ્યની ખોપરીમા વાસનો દંડ નાખી કરેલી વીણા! મૃત શેષમાથી રાગનો સનાતન ધ્વનિ નિપજાવનાર એ મહેશને નરીની અંગુલિઓ શી ત્વરાથી મૃદંગના તાલ દે છે! રેખા અને રંગના સુંદર ગાન સમું આ ચિત્ર તેના કર્તાનો અપ્રતિમ વિજય છે

### યમુના

કાલિન્દીના ઘેરા વમળ ખાતા જળમા તેની ચંદનચર્ચિત પુષ્પગુંફિત વદનશ્રી જોતા જ કોઇ અલૌકિક નારીતત્ત્વનો ખ્યાલ આવે છે આ ચિત્રની મુળ પ્રતની ખરી ખુબી આ છાપમા ભાગ્યે જ ઉતરી શકી છે સોનેરી કિનારાની વચ્ચે વહેતી શ્યામ જળવાળી આ સરિતાનો અંબોડો ઘડીવાર વમળ ખાતા પાણીના ફીણ લાગે છે, ઘડીમા સુવાસિત શ્વેત કમળોની સુંદર ગુંથણી બની જાય છે અજબ રેખાંકન, રંગની સુકોમળતા અને હૃદય ઉછળાવતી ઊર્મિ એ આ ચિત્રના પ્રધાન ગુણ છે.

### ઉમા–મહેશ

સહેજ અપૂર્ણ રહેલુ આ ચિત્ર એક નાનુંશું કાવ્ય છે હિમાલયના ઉન્નત ગિરિશૃંગ ઉપર જ્યારે સૂર્યનુ પહેલુ કિરણ પડાય છે ત્યારે જ મહેશનું પ્રકાશવંતુ ભાલ મનુષ્યની નજરે ચડે છે એ વખતે હિમાદ્રિની મનોહર વનશ્રી—હિમતનયા ઉમા—મહેશના દડા ભાલ પર પ્રેમભર્યો અધરસ્પર્શ આપે છે. કદાચ શિવની શાન્ત, મનોહર, સાત્વિક મૂર્તિથી હૃદયની ઊર્મિ ઉછળી આવી હોય! ચિત્રકારે કેટલા નૈપુણ્યથી આ દિવ્યમૂર્તિઓને માનવકલ્પનામાં ઉતારી એક પવિત્ર ઝણઝણાટી જોનારને અર્પી છે? ર.





-ઇન્દ્રવદન:

'ઉષા' ઉઠી જ્યાં શરણાઈ વાગે,
ઘેરે છ શાની નવયુગ આજે,
ઉદ્યાનમાં જો તરુ સાથ ઘેરુ,
કેવું રમે બાલ્ય પગેઠ કેરુ!'

'જોને જગાડી અમથી મને ક્યાં!
આવ્યું હતું સ્વપ્ન મને, અને ત્યાં
તેં અંત ભાગે જ મને જગાડી,
બાંછ' મજેની અમથી 'બગાડી!

મારૂં અધુરૂં સ્વપ્નું રહ્યું એ,
જાણી શકી ના પછી શું થયું એ,
એ સ્વપ્ન આજે મનમાં રમે છે
એ સ્વપ્ન જેવું જીવવું ગમે છે'

"રાત્રે સુતી વેળ કહ્યું'તું શાને,
'જે વ્હેલું જાગે જગવે બીજાને?'"
'જોયું છ ભાઇ મુખ પ્હેલું તારૂં,
કેવો વીતે છે દિન આજ વારૂ?'

'જો ચાલ આજે ઘર બ્હાર આજે,
પુર્યાં કળોડી થયી સાથીઆ જે,
ત્યાં પુરીએ શોભિત રંગ સાથે,
ને ત્યાં જ વાતો કરીએ નિરાંતે'



"હા, હા, ઉગે નિર્મળ જો પરોઢ,
દૈવે ઉગે એમ અનેક કોડ,
ને ભાઈ મારાં અભિનંદનો લે'
આવે ન એકે કઇ એની તોલે

આ જો ઉષાના મૃદુ હાસ્ય ચારૂ,
ને વાધુ એવું શુભ ભાગ્ય તારૂં;
આવું ઉગો જીવનનું પ્રભાત,
ને ભાઈ! હાવા સુણ સ્વપ્ન વાત

ઓ ભાઇ' જાણે ફરવા જતાં'તા,
પૃથ્વીતણી પાળ પરે ઉભા'તા;
જોયા વળી સાગર માન ત્યાં મેં
ઓળગવાને ફુલમેતુ સામે



ત્યાં એક આવ્યો ઉડી દેવદૂત,
પાંખો રૂપાળી વળી તેજયુક્ત;
એ પાંખમાં આપણને ધરી એ,
ઉડ્યો શા વેગે, વધુ વાયુથી એ

સ્વપ્નાભર્યો એક વિશાળ દેશ,
એમાં થયો આપણનો પ્રવેશ,
એકેક સ્વપ્નું બની એક સૃષ્ટિ,
જે ન્યાળતાં ખાળી જ થાય દૃષ્ટિ



સ્વપ્નદેવી

તારાનણી વૃષ્ટિ શિરે ઝીલી લે,
ને એમ ખેલો મહુ રમ્ય ખેલે.

જે બાળવાર્તા સહુ સાભળી'તી,
એ સર્વ દૃષ્ટિશુ છતી થતી'તી,
કો સ્વપ્ન પ્રહ્લાદ બની ઉમગે,
સેતો વળી બાથ સુવર્ણથભે

ને કોઈ સેવે ધ્રુવની તપસ્યા,
શ્રદ્ધાનણી ત્યા ઉકલે સમસ્યા;
ને એમ ન્યાળી ઇતિહાસસૃષ્ટિ,
ભાળી હું પામી ય ભવિષ્યદૃષ્ટિ.

શાળા રચીને કંઇ ખેલ ખેલે,
તારાભરી વ્યોમ તણી ઉકેલે,
ને રશ્મિમાથી કઇ રગ ચોરે,
ને વ્યોમમા મેઘધનુષ્ય દોરે

ને હર્ષનાદ વળી શોકરાણી,
ઉચ્ચામનેથી દઈ આણુ વાણી,
સૌ સ્વપ્નને ત્યા ગરબે ઘુમાવે,
સગીનની દિવ્ય ધુની જમાવે.

આકાશમા એક ઉડન્ત ટોળી,
તે વાદળીની કરી એક ઝોળી;
તારાનણા કૈં ઝુમખા ભરીને,
કરીને.

તારાગમે એ ભરી દિવ્ય ઝારી,
ને એમ ઢાળ્યુ અભિષેકવારિ

ને અપ્તરગી મણિમૂર્તિ જેવી,
ઉભી હતી દૂર જ સ્વપ્નદેવી,
આવ્યા ઉડતા જળ શીકરો શા,
ચાલે સરતી જળ ઝાલરો શા

એ સ્વપ્નદેવી સજી વસ્ત્ર ભુર,
આવી સમીપે ઉચર્યા મધુર,
'એ સ્વપ્ન તો છે કની સર્વ શૂરા,
તોફાનમા યે જરી ના અધુરા.

પૃથ્વી મહીં બાળક કાજ જાય,
ફેરી ફરંતા મુજ દૂત રાય,
સ્વપ્ના લીઓ કો, સ્વપને રમાડે,
ને બાળકોને અરધા જગાડે

જ્યા બાળકો નિર્મળ નીંદ ઝોપે,
ત્યા આખકયારી મહીં સ્વપ્ન રોપે,
ને ત્યા જ સ્હેજે કવિતા ઉગાડે,
રૂડાં મધુરા ફળ શા ચખાડે'

ને ચાખના એ ઉર સર્વ રાચે,
તે બાળકો ગે થઇ કાવ્ય નાચે;
નિદ્રાનણી એમ દિવાલ ભેદી,
સૌને કરે દૂત જ સ્વપ્ન કેદી

ને એ જ હતો ફરી પૃથ્વીલોક,
તોળે સદા માનવ હર્ષ શોક,
ને હોય ત્યા શોક કઈ વધારે,
એ ભાર લાવી અહીંઆં ઉનારે.

પૃથ્વી તણા બાળક પુણ્યશાળી,
ત્રુટી જતા માનવ દેહજાળી,
આવી વસાવે અહીં સ્વપ્નસૃષ્ટિ,
ને સર્વ પામે વળી દિવ્ય દૃષ્ટિ

આશાતણુ આહીં વિશાળ વ્યોમ,
ને કલ્પનાની ફળદ્રુપ ભોમ;

દૈવે ભરેલા સહુ હેત જેમાં,
એનો અહીં મ્હેલ રચેલ, એમા

જે સ્વપ્ન લાધ્યા મરૂ ભોમમાં યે,
તે સર્વ જાણો, મુજ દેશના એ;
તે સર્વ સ્વપ્ના નિજ શિર્ષ નામી,
આવી સદા યે ભરશે સલામી.

ને સ્વર્ગથી યે અતિ દિવ્ય ન્યારૂ,
આ છે અમોલુ સ્થળ તો અમારૂં;
પૃથ્વી ત્યજી આહીં ભલે પધારો,
આ દિવ્યતામા ય થશે વધારો.'

ત્યા સ્વપ્નભંડાર ભર્યો વિશાળ,
ને પારદર્શી ચળકે દિવાલ;
જે બાળકોના મૃદુ હાસ્ય ચારૂ,
એથી ચુથી હોય જ એમ ધારૂ.

ને સ્વપ્નદેવી સહ સાહીં આવ્યા.
ને દૂત બે સૌરભથાળ લાવ્યા;
એ સૌરભે આપણને નવડાવી,
સુવર્ણના દ્વાર રહ્યા ઉઘાડી

તારાકણી કુકુમમા પલાળી,
ચોડી કપાળે મૃદુ હાસ્ય ઢાળી;
ને સ્વપ્નદેવી પછી બોલ બોલ્યા,
'આ સ્વપ્નભંડાર વિશાળ ખોલ્યા,

એમા થકી સ્વપ્ન ગ્રહો ગમે તે,
ને હૈયુ મારૂ ઉભરાય હેતે,
પૃથ્વી વિષે અંતર શાન્તિ થાય,
ને એ વડે બે રમજો સદા ય '

એ સ્વપ્નભંડાર ખુંદી વળ્યા બે,
ને સ્વપ્ન તો ના સરખા મળ્યા બે.
હુ તો ફની, ભાઈ થઇ નિરાશ,
પાછા ગયા આપણ દેવી પાસ.

'હું દિવ્ય નિદ્રા જ અનંત સેવું,
ને સ્વપ્ન એમા વળી ભવ્ય એવું,
આપો જ જેને નવ આદિ અંત,
ને વિશ્વ જેમા રમતા અનંત.'



બોલ્યા હસી હાસ્ય 'તથાસ્તુ' દેવી,
પામ્યા મજેની ત્યહીં લ્હાણ એવી;
ભંડાર શોધી પછી દૂત આવ્યો,
માગ્યુ હતુ સ્વપ્ન ન એવુ લાવ્યો.

દેવી પછી આંદરણા ગળાવી,
બે રૌપ્ય સ્વપ્ના પળમા બનાવી;
તે રોપવા આ હૃદયો ઉપાડે,
તે સ્વપ્ન એ તુ જગવી ઉડાડે.

ને સ્વપ્ન મારૂ અધુરૂ રહ્યુ એ,
જાણી શકી ના પછી શું થયુ છે,
એ સ્વપ્ન આજે મનમા રમે છે,
એ સ્વપ્ન જેવુ જીવવુ ગમે છે"

'આવ્યુ હતુ સ્વપ્ન મને ય એવુ.
એને થયું શું, નથી આજ કેવુ;
સૂર્યે કર્યું ભાળ સુવર્ણધામ,
ને ન્હાઇને બે કરીએ પ્રણામ '

સ્વપ્ના મને આહીં અનેક આવે,
ને દિવ્ય સંદેશ બધા ય લાવે,
ને તુ ઝીલે સ્વપ્ન અનત ત્યા ય,
સાચી તુ આવે કદિ સ્વપ્ન માહ્ય.

એવા જ પાછા નવયુગ આવે,
ને સાથ તારી સ્મૃતિછોળ લાવે;
ઇલા! હવે કો નવ કોડ માંડે,
સ્વપ્નાં વિખેરી નહિ કો જગાડે

**ચન્દ્રવદન ચીમનલાલ મ્હેતા**

અટકશે ' તેણે શ્રદ્ધાપૂર્વક જાહેર કર્યું

'કેમ ?' વિજયે પુછ્યું

'તેં ' ગરુડ મંડળ ' વિષે નથી સાંભળ્યું ?'

'ના, એ વળી શું ?' વિજયે ટોકું ધુણાવી પુછ્યું.

'એ એક જાતનું ગુપ્ત મંડળ છે;' કેશવે જવાબ આપ્યો, 'પ્રફુલ્લે એ સ્થાપ્યું છે. સાઇકલ રાખનારા પ્રમાણિક કુમારો તેના સભાસદો છે. મંડળ પોલીસને સાઇકલની ચોરી થતી અટકાવવામાં મદદ કરશે. માટેથી વધારે મળ્યો તો થઇ ચુક્યા છે '

'તમે પોલીસને મદદ કઇ રીતે કરશો ?'

'કેમ, ? બગાજર ચોકી કરીને જ તો ! બીજા મોટા શહેરોની જેમ અહીં પણ સાઇકલ ઉઠાવી જનાર રીનસારની સોનેરી ટોળી છે એમ પોલીસ માને છે રામપુરમાં તો એક વર્ષમાં પાચ ડઝનની સાઇકલો ગુમ થઇ છે અને મને તો લાગે છે કે જો યોગ્ય ઉપાયો નહિ લેવામાં આવે તો અહીં પણ તેટલી જ ચોરીઓ થવાની આજ સુધીમાં લગભગ સત્તાવન સાઇકલો તો ચોરાઇ ચુકી છે '

'આ મંડળ ક્યારથી શરૂ થયું છે ?'

'કાલે રાત્રે, પ્રફુલ્લને ઘેર બધું અર્ધા કલાકમાં નક્કી થઇ ગયું હતું પોલીસ ઉપરી માધવસિંહને તો અમે આ કહ્યું ત્યારે તેઓ દિગ્મૂઢ જ બની ગયા !'

'હું ધારૂં છું કે પ્રફુલ્લ પ્રમુખ હશે ' વિજયે કહ્યું

'હા તે પ્રમુખ, હું ઉપપ્રમુખ ને સુખદેવ મંત્રી છે '

'એ તો ઠીક છે, પ્રફુલ્લ પણ કંઇક વિચિત્ર નામોવાળાં મંડળો શરૂ કરે છે સભ્ય થવા માટે ફી શું આપવી પડે છે ?'

'ગરુડ મંડળમાં ? એક પાઇ પણ નહિ '

'જો એમ જ હોય તો તો હું સભ્ય થાઉં '

'પણ વિજય, અમે એવો નિયમ રાખ્યો છે કે જેને પોતાની સાઇકલ હોય તે જ સભ્ય થઇ શકે જો એમ ન કરીએ તો બહુ ગરબડ થવાનો સંભવ છે ઘણા રમુજ અથવા કૌતુકથી પણ દાખલ થાય ' કેશવે ખુલાસો કર્યો

'બરાબર ' વિજયે માથું હલાવતાં કહ્યું, 'તમે કહેવા માગો છો કે માગ જેવા '

'ના, એમ નહિ. ' કેશવે જરા ખુલાસો કરતાં કહ્યું ' તું લાયક છે તો પુરેપુરો. પણ તારે પોતાની સાઇકલ નથી એટલે . . . .

'સાઇકલ ગણેશ ગ્રોમેંની હોય કે મારી હોય એમાં ફેર શું પડે છે તે જ હું તો સમજી શકતો નથી. હું જ તે બધો વખત વાપરૂં છું તેને સારી સ્થિતિમાં રાખવા માટે નવો પંપો, નવી ચાકળી, નવી બેઠક ને નવી ટોકરી પણ મેં જ નખાવ્યા છે '

'એ બધું સાચું' કેશવે ધીરેથી કહ્યું, 'પરંતુ તું તો જાણે છે ને કે નિયમ તે નિયમ; કેમ ?'

'ચોક્કસ ! પણ ગરુડ મંડળના ઉદ્દેશ પ્રમાણે સૌથી પહેલો ચોકી રાખનાર તો હું જ છું !'

'ખરું, પણ કદાચ એ સાઇકલ પ્રફુલ્લની ન પણ હોય '

'કેમ ? થોડી વાર પહેલાં તો તું જ એ વિષે ખાતરી ધરાવતો હતો !' વિજયે ટકોર કરી 'કંઇ નહિ, મને ખાતરી છે કે ગરુડ મંડળના સભાસદ થયા સિવાય પણ હું મારી રીતે ચોરોની ખબર રાખી શકીશ '

'જરૂર ' વિજયને માઠું ન લાગે તેટલા માટે કેશવે અનુમોદન આપ્યું જો નિયમ ન હોત તો તે ખુશીથી વિજયને સભ્ય બનાવત

એ જ વખતે તેઓ મુખ્ય પોલીસ થાણે આવી પહોંચ્યા સાઇકલો ઉઠાવી તેમણે પગથિયાં ચડવા માંડ્યાં કારણકે હવે તો પોલીસ થાણા પાસે પણ સાઇકલો સલામત નહોતી ! વચ્ચેના ઓરડામાં સાઇકલો મુકી તેઓ ડાબી બાજુની ઑફિસમાં ગયા પ્રફુલ્લ તેમની રાહ જોતો હતો તે ઉંચો, દેખાવડો અઢાર વર્ષનો કુમાર હતો શાળામાં તે આગળપડતો ગણાતો તેના પિતા મોટા મીલમાલિક હોઇ તે કાઇક દમામમાં રહેતો કુદરતીરીતે જ પ્રફુલ્લને, વિજય જેવા શાળાના સમય પછી પેટને માટે મહેનત કરતા એક છોકરા સાથે વધારે પ્રસંગ પડતો નહિ પણ આજે તો પ્રફુલ્લની વર્તણુક વધારે મિત્રાચારીભરી હતી તેઓ એક સીપાઇની સાથે પોલીસ ઉપરી માધવસિંહની ઑફિસમાં ગયા માધવસિંહ જાડો ને ખુશમિજાજી હતો તેણે ગરુડ મંડળના સભ્યોને આવકાર આપ્યો માધવસિંહ નવા મંડળ તરફ ગંભીરતા કરતા રમુજથી વધારે જોતો હોય તેમ વિજયને લાગ્યું પરંતુ કદાચ

[અનુસંધાન પાન ૨૦ મે]

એ તેની કલ્પના જ હોય શું કહેવું છે તેની આગળથી તૈયારી કરી ગયેલી હોવાથી વિજયે પોતાનું કહેવાનુ સ્પષ્ટ રીતે કહ્યું અને ધારેલા ચોરનુ લગભગથી વર્ણન કરી બતાવ્યુ. પોલીસ ઉપરીને આ છતા ય ચોરાએલી વસ્તુઓ પાછી મેળવવા વિષે બહુ આશા નહોતી

'જુઓ, છોકરાઓ' તેણે કહ્યુ, 'આ બાજી ખેલનાર ખરેખર બાહોશ હશે. કદાચ બેત્રણ જણ સાથે મળીને પણ આ કામ કરતા હોય ચોરાએલો માલ અહીંની બજારોમા ફરી દેખાતો નથી એ તો ચોક્કસ છે એટલે તેઓ રામપુર કે એવી જ બીજી કોઇ જગ્યાએ જઇને ચોરીનો માલ વેચી નાખતા હોવા જોઇએ. સાઇકલને તેનો માલેક ન ઓળખી શકે તેવા સ્વરૂપમા ફેરવી નાખવી એ તો તદ્દન સહેલુ છે તેમા તેમને ફક્ત રંગ અને વારનિશની જ જરૂર પડે છે ગટરમાથી મળી આવેલી એક તૂટેલી સાઇકલ સિવાય અમને તો હજી સુધી બીજુ કંઇ જ જડયુ નથી હવે તો તમે અમને મદદ કરવાના છો, એટલે અમે કંઇક કરી શકશુ એમ આશા રહે છે''

બહાર જતા પ્રફુલ્લે વિજયનો તેની મદદ માટે આભાર માની કહ્યુ, 'તમે એનુ મો વધારે વિગતથી યાદ ન રાખી શક્યા એ બહુ ખોટુ થયુ છે'

'તેણે પોતાનું મો રસ્તાની બીજી બાજુએ રાખ્યું હતુ, એટલે સારી રીતે જોઇ શકાયુ નહોતુ એ ખરુ, પણ જો એ મને ફરીવાર મળે તો હુ તેને જરૂર ઓળખી કાઢુ' વિજયે કહ્યુ

પોલીસથાણાની બહાર નીકળી તેઓ છુટા પડ્યા

૩

બીજે દિવસે સવારે વિજયના માનીતા 'મધુપુર સમાચાર'મા 'ગરુડ મંડળ' વિષે ઉલ્લેખ હતો તથા તેના સારા વખાણ પણ હતા 'મધુપુર સમાચાર' આ વિષયમા ઉત્સાહપૂર્ણ હતુ અને સાઇકલ ચોરીનો અંત નજીકમા જ છે એમ આગાહી કરતુ હતુ લેખના અંતમા 'બીજી બે ચોરીઓની ખબર પોલીસને મળી છે' એમ ટુકમા જણાવ્યુ હતુ

બીજા અઠવાડિયામા એક જ સાઇકલ ચોરાએલી જાહેર થઇ હતી આનુ કારણ તે ગરુડોની તીક્ષ્ણ નજર હોય કે પછી સાઇકલના માલેકો પોતાની સાઇકલોનો વધારે જાપ્તો રાખતા હોય

કેશવ ગરુડ મંડળના ઉપપ્રમુખ તરીકેની પોતાની ફરજ બહુ જ ગંભીરતાથી બજાવતો હતો તેણે વિજયને ખાનગીમા કહ્યું, 'જોકે મંડળે એક પણ ચોરીનો પત્તો મેળવ્યો નથી, છતા તેણે ચોરીઓ ઓછી તો કરી જ છે રસ્તામા લગભગ સો જણાની સતત ચોકી હોવાથી ચોરોને બહુ ઓછી તક મળે છે.'

'હા, પણ તમે બધા શાળામા હો અથવા ઘરમા હો ત્યારે ચોરોને તેમના કામમાથી કોણ અટકાવે છે?' વિજયે ટકોર કરી જાણે આ પ્રશ્ન સાભળ્યો જ ન હોય તેમ કેશવે કંઇ જ જવાબ આપ્યો નહિ.

બીજા સોમવારે એકાએક દૈનિક પત્રોમા જાહેર થયું કે શનિવારે બપોરથી તે રવિવારની મધરાત સુધીમા સાઇકલની અગિયાર ચોરીઓની પોલીસ થાણે ખબર મળી છે, કેટલીક સાઇકલો તાળા સહિત અને કેટલીક તો ઘરની ઓસરીમાથી ઉપડી ગઇ છે! આમ છતા ગરુડ મંડળ તો હજી પોતાના બણગા ફુંક્યે જ જતુ હતુ 'મધુપુર સમાચારે' અગ્રલેખમા વધતા જતા ગુન્હા માટે ખુબ તીખી ભાષામા પોલીસની ઝાટકણી કરી હતી અને 'દેશદર્શક'મા પણ પોલીસખાતાની બેદરકારી માટે મોટા કાળા અક્ષરોમા વિરોધ દર્શાવાયો હતો

મંગળવારે લગભગ સ્ટોર બંધ થવાને સમયે સ્ટોરના વ્યવસ્થાપક યાજ્ઞિકે વિજયને બોલાવી કહ્યુ, 'આજે ઉત્તર પરા તરફથી એક ઑર્ડર આવ્યો છે ખીમજી નામ છે દયાળ વસ્તુઓ તૈયાર કરે છે.'

વિજયને આટલે અસુરે આવી પડેલા આ દૂરના કામથી જરા અણગમો થયો આખો દિવસ વરસાદ વરસ્યા કર્યો હતો અને હજી પણ વરસતો હતો. વળી એ બાજુના રસ્તાઓ પણ બહુ ખરાબ હતા તે પેકિંગ ખાનામા ગયો બાંધેલો તૈયાર હતો લેબલ ઉપર નીચે પ્રમાણે સરનામુ લખ્યુ હતુ.

'ખીમજી ભવાન,
રામપુર રોડ, માલજી ભવન પછીનુ ત્રીજુ ઘર'

વિજયને આ જગ્યાની જરા પણ માહીતી ન હતી, એટલે તેને શહેરનો નકશો જોવો પડ્યો નકશામાથી મળેલી ઝાંખી છાપ સાથે વિજય, પહોંચાડવાના માલથી લદાએલી સાઇકલ ઉપર નીકળ્યો, એ વખતે મોંડાપાચ વાગી ગયા હતા.

તેને જવાનો રસ્તો શહેરના છેવાડાના ગંદા ને નિર્જન ભાગમા થઈને હતો. ધીમેધીમે વરસાદ વરસતો હતો અને કીચડ તથા ખાડાખડિયાથી છવાએલા રસ્તા ઉપર વિજયની સાઇકલ અકળાતી કૂદાતી આગળ વધતી હતી. છેવટે તેણે પોતાની સાઇકલ એક તારની વાડ સાથે ટેકવી અને દરવાજો ખોલી ઝાંખા તેજમા દેખાતા એક જુના ઘર તરફ જવા માંડ્યુ. કોઇ મુસલમાને એ મકાનનું જુનું અને તુટી ગએલુ બારણુ સાવચેતીથી ખોલ્યુ. તેને પુછતા જણાયું કે રામપુર રોડ હજી અરધો માઇલ દૂર છે.

હવે તો રસ્તો તદ્દન ખરાબ હતો. અનેક ખાડા ટેકરા અને પાણીના ગંદા ખાબોચિયા ઠેરઠેર આવતા હતા. વિજયને અનેક વખત ઉતરવુ પડતું હતુ અને ઉંડા કાદવમાથી સાઇકલ ઘસડી જવી પડતી હતી. બંને બાજુના ઘરો પણ હવે ઓછા થવા લાગ્યા અને શહેરનો છેડો આવ્યો. આખરે રસ્તાથી થોડે દૂર એક મકાન નજરે પડ્યું. વિજયે ધાર્યું કે તે જ માલજી ભવન હોવુ જોઇએ. જમણી બાજુ એક ગાડા રસ્તો હતો. અને ત્યા એક તુટેલા પાટિયા ઉપર ઝાંખા અક્ષરોમા 'રામપુર રોડ' એમ લખેલુ હતુ. વિજયે સાઇકલ આગળ લઈ જવાનો વિચાર માંડી વાળ્યો અને બંડલો ખભા ઉપર નાખીને ખડ ઉગી ગએલા ગાડા રસ્તે ચાલવા માંડ્યુ. પણ રસ્તો ધાર્યા કરતાં લાંબો નીકળ્યો.

૪

તુટાફુટાવાળા બાવળિયા અને મેંદીથી ઢંકાએલું એ ઘર સાદું, નીચું, જુનું અને જર્જરિત લાગતુ હતુ. એ સિવાય તેની નજીકમા બીજી ઓરડીઓ હતી. ઘરમા એક પણ દીવો દેખાતો ન હતો, પણ એક ઓરડીમાં એક ધીમો દીવો ઝાંખો પીળો પ્રકાશ પાડતો હતો. એવામાં એક કુતરો જોરથી ભસવા લાગ્યો અને કોઇ આવતું હોય એમ જણાયુ. ઘરના બારણા પાછળથી પણ કઇક ઝાંખો પ્રકાશ દૃષ્ટિએ પડ્યો.

'કોણ છે? સ્ટોરમાથી આવે છે?' આવનારે દૂરથી પુછ્યું. થોડીવારમા દમબાર પગલા દૂર એક આકૃતિ એકાએક નજરે પડી અને નજીક આવી. તેની આગળ એક કાળો બીહામણો અને ભયંકર કુતરો ભસતો ભસતો ધસી આવ્યો.

'ચુપ, કાલુ! અવાજ નહિ!' તે વ્યક્તિએ કુતરાને હુકમ કર્યો. કાલુ શાંત થઇ ગયો અને નવા આવનારની આસપાસ થોડા અંતરે ચક્કર મારવા લાગ્યો.

'હા; ગણેશ સ્ટોર તરફથી આ સામાન પહોચાડવા આવ્યો છું, ખીમજી ભવાનનું ઘર આ?'

'હા,' પેલાએ કહ્યું, 'લાવ.'

તે વિજયથી બેએક વર્ષે મોટો એવો છોકરો દેખાયો. અઢારેક વર્ષનો હશે. તે ઉંચો, પહોળી છાતીવાળો અને ગંદો હતો. તેણે પહેરેલા કપડા જોઇએ તે કરતા મોટાં હતા. વિજયે સામાન આપી દીધો અને કહ્યું, 'નવ રૂપિયા ને બે આના આપવાના છે.'

'રહે,' તેણે કર્કશ અવાજે કહ્યુ અને ઘરના પાછળના ભાગ તરફ જવા લાગ્યો. વિજય ધીમે પગલે તેની પાછળ જતો હતો, એવામા પેલાએ પાછા ફરીને કહ્યુ, 'તુ ત્યા જ ઉભો રહે. કાલુ, આની ચોકી કર.'

કુતરો ઘુરક્યો અને વિજય અટકી ગયો. વરસતા વરસાદમા ઘણા વખત સુધી વિજય અને કુતરો અંધારામા સામસામે ઉભા રહ્યા. પણ વિજયને કુતરો દેખાતો નહોતો, તેણે તો ચળકતી લીલી સાઇકલ ઉપર બેઠેલો વાંકી ટોપી ઓઢેલો છોકરો જ જોયો. અત્યારે ટોપી નહોતી છતા તેને બરાબર ખાતરી થઇ કે સાઇકલ ઉપર બેઠેલો છોકરો અને તેની પાસેથી સામાન લેવા આવેલો આ કર્કશ અવાજવાળો છોકરો બંને એક જ હતા.

એવામા પૈસા લઇને પાછા ફરેલા છોકરાએ તેની વિચારશ્રેણીમા ભંગ પાડ્યો. 'આ લે, છોકરા,' તેણે કહ્યું, 'બરાબર છે કે?'

'હા, એ તો બરાબર છે,' વિજયે કટાક્ષથી કહ્યું, 'પણ આ તમારૂં મકાન બહુ દૂર છે, ખરે? આ રસ્તે આવતા તો હુ બહુ હેરાન થઇ ગયો.'

'ત્યારે એ લોકોએ ગાડી કેમ ન મોકલી?' બીજાએ પુછ્યુ.

'આજે એક પણ આ બાજુ આવવાની નહોતી. આ તમારો કુતરો મઝાનો છે' વિજયે કુતરાને બોલાવતો હોય તેમ હાથ આગળ ધર્યો. જવાબમા કાલુ ઘુરક્યો. 'શું ગુસ્સે થયો છે?'

'ના; તે અજાણ્યાઓ સાથે જલદી નથી હળતો.'

'ઠીક' કહી વિજય પાછો ફર્યો અને ઉગી નીકળેલા ખડમા થઇને રસ્તે ચડ્યો. ત્યાથી તેણે સાવચેતીથી એક નજર પાછળ કરી લીધી છોકરો અને કુતરો અંધકારમા કાળી આકૃતિઓ જેવા સ્થિર હજી તે જગ્યાએ જ ઉભા હતા ઘરમાનો દીવો ચાલ્યો ગયો હતો, પણ અંદારની એક તબેલા જેવી ઓરડીમા પ્રકાશ વધ્યો હતો તેના તેજમા એક બે વ્યક્તિઓ ફરતી દેખાતી હતી તરત વિજયે પોતાની આખ રસ્તા તરફ ફેરવી અને સાઇકલ તરફ જવા માડ્યું.

ઘર તરફ જતા રસ્તામા તે અનેક વિચારોમા મશગુલ હતો તે પોતાની શેરીમા પહોચ્યો ત્યારે રાત પડી ગઇ હતી

## ૫

બીજે દિવસે સવારે દૈનિકોમા ત્રણ વધારે ચોરીઓના ખબર હતા અને પોલીસખાતા તરફથી ચોરોને વિષે માહીતી આપનારને અઢીસો રૂપિયાનુ ઇનામ આપવાની જાહેરાત હતી વિજયે તે ખબર રસથી વાચ્યા અને શાળાના સમયમા તે વિષે એટલો બધો વિચાર કર્યા કર્યો કે તે દિવસ તેનુ ધ્યાન અભ્યાસમા બીલકુલ રહ્યુ નહિ

તે સ્ટોરમા જઇને સીધો યાજ્ઞિકને મળ્યો ને તે દિવસે અરધા કલાક વહેલા જવાની રજા માગી પાચ વાગ્યે વિજય કામ પતાવી સ્ટોરમાથી નીકળી પડ્યો

વાતાવરણ ઠડુ હતુ આકાશ વાદળાઓથી છવાએલુ હતુ, પણ વરસાદ બીલકુલ નહોતો તેણે ગઇ કાલનો રસ્તો પકડ્યો અને માલજી ભવન પાસેના એક નાળામા સાઇકલ સતાડી આધીયો ને તારની વાડ ઠેકી અંદર ગયો ચોમેર ઉંચું ઘાસ ઉગી નીકળ્યુ હતુ છતા હજી દિવસનો થોડો પ્રકાશ હતો, એટલે અદૃશ્ય રહીને અહીંથી સીધુ ખીમજી ભવાનના મકાન તરફ જવુ મુશ્કેલ હતુ તે એક નાળામા બેસી ગયો અને પછી નીચો વળીને આગળ ચાલવા લાગ્યો નાળું ઘાસની વચ્ચેથી વાકોચુકો રસ્તો કાપતુ માલજી ભવનથી ઘણે દૂર આવેલા એક ખડિયેર પાસે નીકળતુ હતુ નિર્વિઘ્ને અહીં પહોચ્યા પછી તેણે છુપાવુ છોડી દીધુ અને ખંડિયેરની પાછળ થઇને સોએક પગલા દૂર આવેલી વાડ તરફ ગયો વાડની આસપાસ ઝાડ અને બીજા જાળાઝાખરા ઉગી નીકળ્યા હતાં, એટલે તે પસાર કરતા થોડી મુશ્કેલી તો પડી, પરંતુ તેના ફળરૂપે તરત જ તેની ડાબી બાજુએ પા માઇલ ઉપર પેલી તબેલા જેવી ઓરડીઓ તથા તેની પાછળ ખીમજી ભવાનનુ ઘર દેખાવા લાગ્યા ઓરડીઓ અને મકાનની વચ્ચે દાડમી તથા જમરૂખીની એક પડતર વાડી હતી અહીંથી આગળ વધવા પહેલા તે અગાઉ સ્વસ્થ થયો તેને સૌથી વધારે ભય તો કાલુનો હતો

બીલાડીની પેઠે લેશમાત્ર અવાજ કર્યા વિના તેણે ધીમે પગલે એ વાડી વટાવી ગઇ કાલે જે ઓરડીમા બે માણસ ફરતા હતા તેજ ઓરડીમા હથોડીથી ઠમઠ ઠીપાતુ હોય એવો અવાજ તેને કાને પડ્યો

ઘરને દૃષ્ટિથી છુપાવતી તે તબેલા જેવી ઓરડીની પાછળ, ઉગી નીકળેલા ઘાસમા તૂટેલો સામાન વગેરે પડ્યુ હતુ સામે એ ઓરડીની પછીતમા ત્રણ જાળિયા હતા ડાબી બાજુની ઓરડી એકદમ ઉંચી હતી જમણી બાજુની ઓરડીને બારી જ નહોતી વિજયને ખાતરી હતી કે વચ્ચેની ઓરડીમાથી જ તેને જોઇતી માહીતી મળશે અને તે ત્રેમાથી એક જાળિયા હાથ જ મળે તેમ હતુ. ત્યા પહોચવા માટે તેને પચીસ ડગલા જેટલી ખુલ્લી જગ્યા ઉપરથી પસાર થવાનુ હતુ સાજ થવાને હજી થોડી વાર હતી પણ રાત્રિ પડવાની રાહ જોયા વગર અત્યારે જ આગળ જઇ ભાગ્ય અજમાવવુ તેને સારૂ લાગ્યુ કદાચ પોતે દેખાઇ જાય ને પોતાનો પીછો પકડાય, તો પોતાના પગની દોડવાની અને સાઇકલ ચલાવવાની શક્તિમા તેને એટલો વિશ્વાસ હતો કે પોતે સંકટમાથી સલામત છટકી જશે તેની એને ખાતરી હતી

એક દીર્ઘ શ્વાસ લઇને તે નીચો વળ્યો અને લપાતો લપાતો આગળ ચાલ્યો પણ ધારેલે સ્થળે પહોચવામા થોડું અંતર બાકી હતુ, એવામા તેનો પગ ઘાસમા પડેલા કોઇ તુટેલા સામાન જોડે અથડાયો અને તે જોરથી જમીન પર પટકાયો

(ચાલુ) અનન્ત પડ્યા

**આ સાથે વહેંચાએલા કેલેન્ડરને**

ભીંતે લટકાવવા માટે એક પાતળી મજબુત દોરીના ટુકડાના બે છેડાને ગુંદરવાળી નાનકડી કાગળની પટ્ટી ચોડીને પીઠ પાછળ ચોટકાવી દેવી; અથવા કોઇ પાતળી સુતરની ફીતના બે છેડા ચોટકાવી દેવો તો પણ ચાલશે.

# ઝિબિસ્કો ને ગામાનો કુશ્તીજંગ

સાંજ સમયુ જ પડી હતી, છતાં અંધકાર એટલો તો ગાઢ હતો કે પોતાનો હાથ પણ જોઇ શકાતો ન હતો. શિયાળાના દિવસ અને કૃષ્ણ-પક્ષની રાત્રિ. તેમાં વળી આકાશ વાદળાથી ઘેરાએલું હતું. વચ્ચેવચ્ચે બરફ અને વરસાદના ઝાપટા આવી જતા. પછી પૂછવું શું? ટાઢ તો કહે મારૂં કામ. અને પવન તો એવો વાતો હતો કે સોસરો ઉતરી જાય. ભુખ અને ટાઢીમાં થરથરતા શિયાળ અને વરૂના ભયાનક ચિત્કારથી વાતાવરણ ધ્રુજી ઉઠતું અને ભલભલાના ગાત્ર શિથિલ થઈ જતા. દૂરદૂર ક્વચિત્ તોપની છુટી છવાયી ગર્જના કે બુટની હવાઇઓ સિવાય યુદ્ધના ચિહ્ન જણાતા ન હતા

સર્વત્ર નિઃશબ્દ શાન્તિ ફેલાએલી હતી માત્ર કેદીઓને રાખવાના સ્થાનમાંથી હસવાના અવાજ આવતા હતા. જેલ તરીકે વપરાતા એક નાના મકાનના આંગણાની વચ્ચોવચ્ચ પંદર વીસ ફુટ ચોરસ જમીન ખાલી હતી બાકીનો ભાગ સૈનિકોથી ખીચોખીચ ભરાઇ ગયો હતો. બરફ કે વરસાદની રજ પણ દરકાર વિના ટાઢમા થરથરતા સૈનિકો કોઈકના આગમનની રાહ જોતા લાગતા હતા એટલામા જેલનો દરવાજો ઉઘડ્યો અને બેત્રણ સિપાઈઓ દુર્બળ દેખાતા એક મહાકાય કેદીને લઇ બહાર આવ્યા. એમને જોતા જ સૈનિકો બરાડા પાડી ગાળો તથા બિભત્સ મશ્કરીઓથી પેલા કેદીનું સ્વાગત કરવા લાગ્યા. પણ બેદરકારપણે મૌન અને ઉન્નત વદને કેદી દૃઢ પગલે ચાલતો પેલી ખાલી જગામાં આવી ઉભો રહ્યો.

ચિંતા, ભુખ, થાક અને ઉજાગરાથી આવેલી નિર્બળતા એના મો ઉપર તરવરતી હતી નિસ્તેજ નયનો ઉંડા પેસી ગયા હતા, છતા એમા એકાગ્રતા અને નિશ્ચયબળની આછી ચમક જણાતી હતી અપૂર્વ શાંતિથી એ ઉભો હતો. એના જીવનની આખરી પળ આ હતી. કેદીપણાનો છુટકારો મેળવવાનો આ અવસર હતો અને પ્રાણાન્તે પણ એને જતો ન કરવાનો એણે નિશ્ચય કર્યો હતો

જીવન અને મરણના પ્રશ્નનો વિચાર કરતો એ ત્યા ઉભો ન ઉભો એટલામા તો સૈનિકોમાંથી એક ભીમકાય પુરુષ ખુલ્લા શરીરે એની સામે આવી ઉભો રહ્યો. ભુખ્યા વરૂની પેઠે પરસ્પર ઘુરકતા એ બે જણને જોઇ સૈનિકો એકદમ શાન્ત થઇ ગયા. ત્યા તો સર્વ શક્તિ એકત્ર કરી, ભયંકર ત્રાડ પાડી વીજળીની પેઠે કેદી પેલાને ચોટી પડ્યો

અને અર્વાચીન સમયનું પૃથ્વી પરનું સૌથી ભયંકર દ્વંદ્વ-યુદ્ધ ચાલુ થયું.



ઝિબિસ્કો

પોલંડ દેશના ક્રેકો નગરમા ઝિબિસ્કોનો જન્મ થએલો. ઑસ્ટ્રીઆની વીએના વિદ્યાપીઠમાંથી એક-વીસમે વર્ષે જુન માસમા એ પ્રથમ વર્ગનો ગ્રૅજ્યુએટ થયો; એ જ વર્ષના સપ્ટેમ્બરમા પારીસમાં યુરપ, અમેરિકા અને ઑસ્ટ્રેલિયાની ગ્રેકો-રોમન (ખડી) કુસ્તીની ચૅમ્પીઅનશીપ એ જીત્યો, અને આજ સુધી એણે એ પદ સાચવી રાખ્યું છે. વીએના વિદ્યાપીઠમા બે વર્ષ વધુ અભ્યાસ કરી એ ઍટર્ની (બૅરિસ્ટર)-ઍટ-લૉ થયો. સાથે સાથે શારીરિક શિક્ષણાર્થે વીએનાની વિન્ટો-ઑનાની વેઈટ લિફ્ટિંગ ક્લબનો સભાસદ પણ થએલો

અને આ ઓછું વિસ્મયજનક છે ? કસરત કરવાથી બુદ્ધિ ઓછી થાય અને માણસ જડ બને, એવું કહેનારાઓને આ સાંભળી કેટલો આઘાત પહોંચશે ! પણ વાત આવી છે, ત્યાં શું કરવું ? જે વર્ષે ગ્રેજ્યુએટ તે જ વર્ષે માત્ર એક મહીના પછી આખી ગોરી પ્રજાનો મલ્લવિદ્યાનો


ઝિબિસ્કો કુસ્તી કરતો

સમ્રાટ્' વજન ઉચકવાનો અને કુસ્તી જેવો ભારે વ્યાયામ કરવા છતાં ય તેજ વર્ષે ઍરીસ્ટૉટલનું Mens sana in corpore sano (તંદુરસ્ત શરીરમાં તંદુરસ્ત મન) એનો આ અદ્ભુત દૃષ્ટાન્ત નથી ?

પણ આમાં નવાઈ જેવું કશું જ નથી. યૂરપ અને અમેરિકામાં બૌદ્ધિક અને શારીરિક વિકાસ હમેશાં સાથે જ સાધવામાં આવે છે. અમેરિકાની વિદ્યાપીઠોમાં વિદ્યાર્થીઓના મન અને શરીર ઉભયની કેળવણી પ્રત્યે સરખું ધ્યાન અપાય છે. એટલે યુનિવર્સિટીની ડિગ્રી સાથે વ્યાયામના વિશિષ્ટ અંગોમાં અપૂર્વ કૌશલ્ય પણ આપણા દેશની પેઠે ત્યાં વિરલ નથી. ઑક્સફર્ડના એમ. એ. યુસ્ટેલ માઈલ્સ અને એની સુશિક્ષિત પત્નીનાં નામ આપણા કેળવાએલા વર્ગમાં કસરતબાજો તરીકે ખુબ જાણીતાં છે. ગામાના હાથે પરાજિત થએલો અમેરિકાનો એક વખતનો કુસ્તીનો ચૅમ્પીઅન ડૉ. બેન્જામિન ઍફ રોલર બી. એસ. સી અને એમ. ડી. ની ઉપાધિઓ ધરાવે છે. પણ આઘેની વાત ક્યાં કરવી ? કાર્લેકર આન્ડ મર્ક્સમાં હમણાં મિ સ્મિથ અને એમનાં પત્ની વેઈટ-લિફ્ટિંગ કરી બતાવે છે એ બન્ને ઇસ્ટોનિયા દેશનાં વતની છે તેમાં મિસિસ આના સ્મિથ ગ્રૅજ્યુએટની ઉપાધિ ધરાવે છે. જ્યારે આપણે ત્યાં ? કલકત્તા અને કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયોની બી એની બેવડી ડિગ્રી ધરાવનાર સુપ્રસિદ્ધ યતીન્દ્રમોહન ગુહ (ગોબર) સિવાય કયા હિન્દુસ્તાનીએ શારીરિક અને બૌદ્ધિક બને શિક્ષણમાં સામટું નામ કાઢ્યું છે ?

શિક્ષણ તો પુરું થયું હવે ઉદરપોષણનો માર્ગ શોધવો રહ્યો પિતાની ઇચ્છાથી ઝિબિસ્કો લશ્કરમાં


ઝિબિસ્કો વીસ વર્ષની વયે

દાખલ થવા ગયો પણ એનું ભીમકાય કલેવર જોઈ હેબકાઈ ગએલા ડાક્તરે દાખલ ન કર્યો, એટલે એણે શરીરબળ ઉપર જીવવાનો નિશ્ચય કરી યૂરપ અને અમેરિકાના મલ્લવીરોમાં દિગ્વિજયાર્થે ભ્રમણ શરૂ કર્યું

એનું નામ તો Stansilaw Cygeniewicz, પણ એના શરીરની વિશાળતાને લીધે Zybyszko (ઝિબિસ્કો) એટલે કે ડીંછને નામે એ ઓળખાય છે એને ગૅલીશીઅન બેર પણ કહે છે.

છેલ્લા પચીસ વર્ષમાં કુસ્તીના વ્યાપાર અર્થે યૂરપ અને અમેરિકાનું એણે અનેકવાર પરિભ્રમણ કર્યું છે અને ગોરી

પ્રજાના સર્વોત્કૃષ્ટ મલ્લોમા ક્વચિત્ પરાજય પામવા છતાં ય અનેકવાર વિજયશ્રીએ એના કંઠમા વરમાળ આરોપી છે.

એનું શરીરબળ ગજબ છે. એને કેવળ બળમા હરાવે એવા તો આંગળી-ઓના વેઢા પર ગણી શકાય એટલા જ. એની રાક્ષસી શક્તિ આગળ સૅન્ડો જેવા પણ શિથિલ થઇ જતા' અસાધારણ ઉદ્યોગ, નિયમિત વ્યવહાર અને અસ્ખલિત ઉત્સાહથી એણે આટલી ઉંમરે પણ શક્તિનો હ્રાસ થવા દીધો નથી.

યૂરપ અને અમેરિકામા કુશ્તીના ઇતિહાસમા 'Farmer' Burns 'ફાર્મર' બર્ન્સ મલ્લવિદ્યાનો પિતા ગણાય. ૭ હજાર કુશ્તીમા માત્ર એણે સાત જ ન જીતેલી અદ્‌ભુત ચપળતા ને શોધકબુદ્ધિથી ભલભલા મહારથીઓને પણ ક્ષણમા એ ચિત કરી નાખતો એણે અનેક રત્નોને શોધી નીપજાવ્યા છે. એનો પટ્ટશિષ્ય ફ્રૅન્ક ગૉશ, જે જ્યૉર્જ હૅકન્શ્મિટ જેવાને મહાત કરીને સને ૧૯૦૮ ના એપ્રિલમા ચૅમ્પીઅન થયો. તે ગૉશની સાથે ઝિબિસ્કો સને ૧૯૧૦ના નવેમ્બરની પહેલી તારીખે લડ્યો. ગૉશે શરત કરેલી કે એક કલાકમા બે વખત ઝિબિસ્કોને હુ ચિત ન કરૂ તો મારે હાર કબુલ કરી લેવી પણ ઝિબિસ્કો ચિત ન જ થયો. ગૉશ કહેતો કે વિશ્વમા માત્ર બે જ કુશ્તીબાજો મે જોયા છે. હૅકન્શ્મિટ અને યુસુફ મહમુદ નામનો તુર્ક. આ તુર્કને ઝિબિસ્કોએ અમેરિકામા બે વખત હરાવેલો ગામાના હાથે પરાજિત થએલા અમેરિકાના એક વખતના ચૅમ્પીઅન કુશ્તીબાજ ડૉ. બેન્જામિન એફ. રોલરની એસ.સી., એમ ડીની સાથે ઝિબિસ્કોને અલ્હામ્બ્રા થીએટરમાં બે કલાક અને વીસ મિનિટ કુશ્તી થએલી, પણ હારજિત નક્કી થઇ શકી ન હતી

પણ વિજયશ્રી લક્ષ્મી શી ચંચળતા ધરાવે છે. યુરપ અને અમેરિકાના પહેલવાનોને હિન્દુસ્તાનના



ગામા

પહેલવાનોના હાથના પાણી ચાખવાનો ઝાઝો અવસર મળતો નથી, એટલે ત્યાના હિસાબે આપણી કસોટી નહિ જેવી છે. આનો ઉતાર ઝિબિસ્કોના કરમમાં ભોગવવો લખેલો સને ૧૯૧૦ ના સપ્ટેમ્બરની દસમી તારિખ ને શનિવારે લંડનના સ્ટૅડિયમ થીએટરમા પંજાબકેસરી ગામા અને ગૅલીશીઅન બેર સ્ટૅન ઝિબિસ્કો ભેગા થયા વીસ હજાર પ્રેક્ષકોએ દુનિયાની આ અપ્રતિમ કુશ્તી જોઇ. જોતજોતામાં

ગામાએ ઝિબિસ્કોને જમીન ઉપર નાખી દીધો, જ્યાંથી અઢી કલાક સુધી એ ઉભો થઈ શક્યો નહિ ગામા કરતા ઝિબિસ્કો ભારે શરીરવાળો હોવાથી ગામા એને ચિત ન કરી શક્યો, એટલે કુસ્તીનુ પરિણામ નિશ્ચિત ન થયુ બીજા શનિવારે ફરીથી કુસ્તી કરવાનું નક્કી થયુ પણ ઝિબિસ્કોએ તો બીજે જ દિવસે ઇગ્લંડ છોડયુ આ કુસ્તીમા ગામાને પચ્ચીસ હજાર રૂપિયા અને 'જ્હૉન બુલ રેસ્લિંગ બેલ્ટ' નામની સુવર્ણ-ખચિત વીરમેખલા મળી

આથી ગૅચ કે હૅકનિસ્મીટ જેવા પહેલવાનનો હાથ જોવા હિંમત જ કરી શક્યા નહિ

ગત યુરપીય મહાયુદ્ધમા પોલંડ ને રશિયા સાથે લડાઇ જાગી તે વખતે ઝિબિસ્કો રશિયનોના હાથમા કેદી હતો પુરના ખોરાક અને યોગ્ય વ્યાયામના અભાવે એનું શરીર નિર્બળ થએલુ તે વખતે આબર્ગ નામના પ્રથમ શ્રેણીના રશિયન પહેલવાનને એ જીતે તો કેદમાથી છોડી મુકવાનુ એને વચન મળ્યુ જેને યોગે આ લેખની શરૂઆતનો બનાવ બન્યો એ કલાકના ભયંકર યુદ્ધને અને કેવળ કઠોર નિશ્ચય-બળથી જ ઝિબિસ્કો પ્રતિમલ્લને મહાત કરી શક્યો અને જીવના જોખમે છુટકારો મેળવવા પામ્યો

સને ૧૯૨૧મા ઝિબિસ્કો અમેરિકા ગયો, ને સ્ટ્રૅન્ગ્લર લ્યૂઇ પાસેથી ત્રેવીસ મિનિટમા ચૅમ્પીઅન-શિપ જીતી, પણ એ જ વર્ષના અને લ્યૂઇએ ફરીથી પાછી મેળવી સને ૧૯૨૫ના ફેબ્રુઆરીમા વેમન મૂન નામના પહેલવાને લ્યૂઇને હરાવ્યો અને એ જ વર્ષના સપ્ટેમ્બરમા ઝિબિસ્કોએ મૂનને હરાવી ચૅમ્પીઅન-શિપ બીજીવાર મેળવી

વાનકુઅરમા ગોબર સાથે ઝિબિસ્કોને કુસ્તી થએલી પહેલીમા ઝિબિસ્કોએ પાંત્રીસ મિનિટમા ગોબરને ચિત કર્યો બીજીમા ગોબરે ઝિબિસ્કોને ૭ મિનિટમા મહાત કર્યો પણ ત્રીજીમા ઝિબિસ્કો સાડાસાત મિનિટમા ગોબરને ચિત કરી જીતી ગયો

ગોરી પ્રજામા એક માન્યતા દૃઢ થએલી છે કે ત્રીસ વર્ષ પછી કોઈ પણ પહેલવાન ફરીથી વિજય મેળવી શકતો નથી આ તથ્યના અપવાદ તરીકે ઝિબિસ્કો ગણાય છે એણે બે વખત ચૅમ્પીઅનશીપ મેળવી અને તે પણ પોતાનાથી અરધી ઉમરના મૂનને હરાવીને! અને અત્યારે પંચાવન વર્ષે પણ એ ચૅમ્પીઅન જ છે.

અને આનુ કારણ? સતત પરિશ્રમ. દરરોજ એ નિયમિત વ્યાયામ ખેલે છે યોગ્ય આચારવિચાર અને આરામ સાચવવા ઉપરાંત દારૂ વગેરે માદક પદાર્થોને સ્પર્શ પણ કરતો નથી.

એની કુસ્તીની પદ્ધતિ યુરપીય પહેલવાનો કરતા નિરાળી અને આપણા પહેલવાનોને મળતી છે. માથુ માત્ર મુંડેલુ અને પગ ઉઘાડા રાખે છે શરીર પર ચડ્ડી સિવાય કંઇ જ રાખતો નથી પણ બધા યુરોપીય પહેલવાનો પેઠે, આપણા દેશીઓ કરતા ચપળતામા એ ઘણો જ ઉતરતો અને અત્યંત ધીમો છે.

એનુ લડતી વખતનું શરીર—માપ હમેશા આ પ્રમાણે હોય છે. ઉંચાઇ ૫–૯; વજન ૨૩૨ રતલ, ગરદન ૨૨ ઇંચ; સામાન્ય છાતી ૫૨ ઇંચ, ફુલાવેલી છાતી ૫૯॥ ઇંચ, દંડ ૨૧ ઇંચ, પ્રકોષ્ટ ૧૮ ઇંચ, કાંડું ૧૨॥ ઇંચ, કમર ૩૯ ઇંચ, સાથળ ૩૨ ઇંચ; પિંડલી ૧૯ ઇંચ

એના જેટલુ મોટુ કાંડુ અને છાતી હજુ કોઇ પણ પહેલવાનના દેખાયા નથી. એના દંડને પહોચી શકે એટલો મોટો દંડ માત્ર ફ્રાન્સના ઍપોલૉન નામના વેઇટ-લીફ્ટરનો જ છે

ગામા અને ઝિબિસ્કોના ૧૯૧૦ના માપ આ પ્રમાણે છે

| | ગામા | ઝિબિસ્કો |
|---|---|---|
| ઉંચાઇ | ૫–૭॥ | ૫–૯ |
| વજન | ૨૦૨ | ૨૫૨ |
| ગરદન | ૧૮ | ૨૨॥ |
| સામાન્ય છાતી. | ૪૮ | ૫૮ |
| દંડ | ૧૮ | ૨૨ |
| પ્રકોષ્ટ | ૧૪ | ૧૮ |
| સાથળ | ૨૭ | ૩૨ |
| પિંડલી | ૧૬ | ૧૮॥ |
| કમર | ૩૭ | ૪૨ |

કુસ્તીમા અને બૉક્સિંગમા મનાય છે કે જેનું શરીર ભારે તેનું બળ વિશેષ. એ રીતે તો, ગામા કરતા ઝિબિસ્કો વધારે ભારે હોવાથી ગામાનો પરાજય જ થવો જોઇતો હતો. પરંતુ કેવળ બળ કરતા બળ

અને બુદ્ધિનું મિશ્રણ ચડી જાય, એ સિદ્ધાંત ગામાએ પુરવાર કરી આપ્યો છે

બાળકાળની હાર ન વિસરવાથી અને હજી પણ ગોરી પ્રજાનો ચૅમ્પીઅન હોવાથી નસીબ અજમાવવા ઝિબિસ્કો અહીં આવ્યો છે. આવતા ફેબ્રુઆરીમાં ગામા અને ઝિબિસ્કોની બીજી વાર કુસ્તી થશે. ૧૯૧૦ના સપ્ટેમ્બરની સત્તરમી તારીખે હાજર ન થતા આજે સત્તર વર્ષે ઝિબિસ્કો ગામાને મળવા આવે છે. એક હીંદીને છાજતી ગૃહસ્થાઇથી રુસ્તમે હિંદ ગામા આ વીરનરનું યોગ્ય સ્વાગત કરશે એમ આપણે ઇચ્છીશું.

કારણ કે ગામાના હાથમાં હિંદુસ્તાનની વીરશ્રીનું સૌભાગ્ય છે. કુસ્તીનું સમરાંગણ પરાક્રમકેસરી રણ-જિતસિંહના સમયથી અત્યાર સુધી એકધાર ખેલાતું આવ્યું છે. ૪૦૦ રતલના પ્રચંડ શરીરધારી રમજુ સરદારીને વડોદરામાં આ સમરાંગણને શોભાવ્યું હતું. હજુ તો મુછનો દોરો ફુટતો હતો એવી ઉગતી જવાનીમાં ગૂગાએ એ રમજુના હાથમાંથી સૌભાગ્ય-કંકણ હરી લીધું હતું. આજના ઝાડને બાથમાં મારી ઉખાડી નાખનાર સીઆલકોટનો ભીમકાય શીખ કીકરસિંહ તથા અમૃતસરનો ગુલામ અલિયા જયશ્રી વરવા પચાસ હજાર પ્રેક્ષકો સન્મુખ ઝુઝેલા રહીમ અને કરીમબક્ષ જેવા મહારથીઓની વીરહાકના પડકારની સ્મૃતિ હજુ પણ એ ક્ષેત્રમાં ઉત્સાહ અને ઉન્માદના પૂર ઉછાળે છે આર્યસંસ્કૃતિના આ દેશના પ્રથમ વહેણના સમયથી સરળ ચાલતી આવેલી મલ્લ-વિદ્યાનો અર્વાચીન સ્વામી ગામા છે. અમૃતસરનો અહમદબક્ષ, જલંધરનો ગામુ, વગેરેની સાથે રહી ઇંગ્લંડ અને અમેરિકાના પહેલવાનોનો નશો ઉતારી નાખનાર એ ગામાના નામથી જગતના કુસ્તીબાજો ધ્રુજી ઉઠે છે. કૃષ્ણચંદ્રે કેળવેલી, કૌન્તેય ભીમ, જરાસંધ, હનુમાન અને જામ્બુવાનાદિએ સજીવ રાખેલી મલ્લવિદ્યાનું ગૌરવ આ દેશમાં અત્યારે ગામાના હાથમાં છે. ભાવિની પ્રજાના કંઠ તરફ સુવર્ણકળશ ઢોળશે એ તો કોણ જાણે

હરિનારાયણ આચાર્ય

---

**ઔરંગઝેબના સમયનું હિન્દ અને એના** સવાલનું સંશોધન. ભાષાન્તરકાર, 'નાદિર' પ્રકાશક, અબ્દુલ ર. ફખરુદ્દીન મૈવિદ, બગતલાબ રોડ, સુરત.

શ્રી મુંબઈ ગુજરાતી રાષ્ટ્રીય કેળવણી મંડળનો વાર્ષિક રિપોર્ટ સને ૧૯૨૧-૨૨નો, પ્રકાશક મંત્રીઓ, અશોક બિલ્ડિંગ મુંબઈ

# ચીતરવાનું સહેલ છે

જો આ નીચે આપેલી આકૃતિ તમે સહેલાઇથી કરતા થઈ જાઓ તો



પેન્સિલના આંચકા માર્યા વિના એકધારી, એકસરખી લીટી ખેંચતા શીખો. વળાંક અને નાની કમાનદાર લીટીઓ અક્ષરોની પેઠે સહજ દોરી શકો એવી રીતે તમારો હાથ બેસી જાય તો આ પાઠનું કામ પુરું થયું. ત્યારપછી બીજા પાઠની રાહ જુઓ.

---

## સ્વીકાર

**અંજલિ** (ગેય કાવ્યો) કર્તા અને પ્રકાશક કેશવ હ. શેઠ; ખડાયતા મુદ્રણકલામન્દિર અમદાવાદ, કી રૂ. ૧ ૪-૦

**શાસ્ત્રસંગ્રહ** (ભાગ બીજો કન્યાખંડ) સંપાદક અને પ્રકાશક ચંદુલાલ પુરુષોત્તમ મહેતા, ખાડિયા અમદાવાદ: ૦-૯-૦

**કુલશરણી**: લેખક-પ્રકાશક, હીરાલાલ છોટાલાલ બક્ષી: નર્મદા આશ્રમ શુક્લતીર્થ

**બોધક માળા ભાગ બીજો**: લેખક-પ્રકાશક, ઝવેરલાલ ઠાકોરદાસ મોદી. સુરત.

**વિલાસ-વિજય**: લેખક પ્રકાશક, વિઠ્ઠલરાવ નાગરલાલ પંડ્યા, માણસા, રૂ ૧-૦-૦

**છાત્રાલય કમિશન-ભાવનગર-નો અહેવાલ**: પ્રકાશક શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર: ૦-૬-૦

**કુમાર પત્રિકા નં ૨**: પ્રકાશક, સેક્રેટરી, ડૉ. પંડ્યા અભ્યાસગૃહ, પાટણ: પોસ્ટેજ સાથે કીંમત ૦-૧-૦

**ખાનદાની ખપ્પર** (સૌરાષ્ટ્ર પરથી) પ્રકાશક: સત્ય-પ્રકાશક કાર્યાલય, ૪૭. સી પી ટૅક રોડ. મુંબાઈ ૪: ૦-૮-૦



# ખોરાકની પસંદગી

## (સ્કાઉટિંગ)

લાંબી મુસાફરીએ ગએલા, પર્વતોની ખીણોમા અમુક સ્થળ શોધવા મથતા, અથવા સાઇકલ ઉપર લાંબી સફર કરતા સ્કાઉટોની વાતો સાભળીએ છીએ ત્યારે એ વેળાના ખોરાક વિષે તો 'અમે તો ચા પીને ચલાવી લીધુ ' 'ખીચડી કયા રાધવા બેસીએ? અમે તો ગાઠિયા ખાઇ પાણી પી નભાવી લીધુ ' એવા જ ઉદ્‌ગારો સાભળીએ છીએ અમને પણ ખોખરામા ભુલા પડયા અને જ્યારે ખીચડી શાકના પોટલા વમમા પડયા ત્યારે એમ થઇ ગએલુ કે કોઇ ખોરાકના તત્ત્વની ટીકડીઓ જો મળતી હોય, અને એક ટીકડી ખાધે આખો દિવસ તૃપ્તિ રહેતી હોય તો ખોખરા તો શુ પણ માઉન્ટ એવરેસ્ટ પણ નહેજે ચડી શકાય

એક ભાઇ કહે, 'દરેકે બે ડબલરોટી સાથે લેવી, પછી ચા, ખાંડ, કન્ડેન્સ્ડ મિલ્ક અને માખણના ડબાનું વજન કાઇ બહુ ન થાય રસોઇમા માત્ર ચા જ બનાવવી રહી એટલે મોટો સમય રાંધવામા ન જતા, જોવાજાણવા અને નવુનવુ શીખવામા રોકી શકાય ' આ દરખાસ્ત પણ સ્કાઉટિંગની દષ્ટિએ વિચારવા જેવી છે કારણકે હાલમા તો મુસાફરીએ નીકળેલા સ્કાઉટોને ચાલવુ અને ગાધા ખાવુ એ બે મુખ્ય પ્રવૃત્તિમા જ પોતાનો મોઘો વખત આપવો પડતો આપણે સાભળીએ છીએ; અને મુસાફરીના ખરા લાભ મળતા નથી અહીં એક વાત યાદ આવે છે

બેએક વર્ષ ઉપર અમે દૂરથી એક સારા સ્કાઉટ-પેટ્રોલને ભાવનગરમા આમંત્રેલું ઘણુ જ સુંદર પેટ્રોલ. ફર્સ્ટ એઇડમા તો ખાસ પ્રવીણ. અમારા સ્કાઉટોને તેમની પાસેથી ઘણુ જાણવાનું મળ્યુ પણ અમને એમ થયુ કે તેઓ એક નાનો તબુ નાખી બેએક દિવસ પાસેના બગીચામા રહી, સ્કાઉટ જંગલમા જીવન કેમ ગાળે તે પોતાની રહેણીકરણીથી બતાવી આપે તો તે તેમના ભાષણો અથવા પ્રયોગો કરતા અમારા સ્કાઉટો ઉપર ચિરસ્થાયી છાપ પાડી શકે. તેમણે કૅમ્પ-જીવન શરૂ કર્યું અમે કેટલાક તેમની સાથે રહેવા ગયા. પણ સવારની ચા અને નાસ્તો, ત્યાર બાદ આવેલ શાકપાનની તૈયારી, ત્યાર પછી વિવિધ વાનીઓ વાળી રસોઈ, પછી જમણ અને અંતે વાસણ માજવા, એટલામા જ એમને નહેજે બે વાગે ' ઘડીક વાતચીત અથવા આરામ કરે ત્યા તો બપોરની ચા થાય અને તે પીતાપીતા સાજે શુ રસોઇ કરવી તેની ચર્ચા ચાલે. પછી તે ચર્ચાનુ સ્થૂળ સ્વરૂપ રસોઇ તથા તે તૈયાર થયે ભોજન, તેમાથી પરવારી સાફસૂફ કરે ત્યાં તો કૅમ્પફાયર, --આ પ્રમાણે ઉપરાઉપરી જમવા સિવાય અમે બીજુ કશુ જોયુ જ નહિ ' એક બાજુ આ અને બીજી બાજુ 'ચા પી ચલાવી લીધુ ' તે એ બને પ્રયોગો સ્કાઉટોને તો ન જ પરવડે

એક અનુભવી સ્કાઉટરે મને એક વખત કહેલું કે 'એક સારૂ સફરજન જો ખાધુ હોય તો શરીરને એક ટક માટે પુરતો ખોરાક મળ્યો કહેવાય ' સારા એક મુબઇગરા મિત્રે ટ્રેનમા મને કહેલુ કે જો પાચછ ગાંગડા ખાધા હોય તો સાજ સુધી ભુખ ન જ લાગે

આ બધા વિવેચનનો અર્થ એ છે કે આપણા શરીરને કયો ખોરાક કેટલા પ્રમાણમા જોઇશે તેનું આપણુ જ્ઞાન સહેજ વધુ વિગતવાર હોય તો આપણે નકામો ભાર ઉપાડી કચરા જેવો ખોરાક ન ખાઇએ અથવા ન પચે તેવી તથા શરીરયત્રને બીનઉપયોગી ચીજો વડે હોજરી ન ભરીએ. અથવા ભાર ઉપાડવાને ભયે, શક્તિક્ષીણ ખોરાક ખાઈ શરીરને વધુપડતુ

ઘસી પણ ન નાખીએ. હવે આપણે જોઈએ કે શરીરયંત્રને કેવા પ્રકારના ખોરાકની જરૂર છે

શરીરને સુવ્યવસ્થિત રાખવા માટે ત્રણ પદાર્થની ખાસ જરૂર છે (૧) સ્ટાર્ચ–શક્તિમાટે (૨) પ્રોટેન–શરીરનાં બધાં અવયવોને ઘસાવા ન દેતા તૈયાર રાખવા માટે (૩) ચરબી–હાલનચાલન સહેલાઈથી થઈ શકે અને ઘર્ષણ ન થાય તે માટે.

હવે આ તત્ત્વો કયા પ્રકારના ખોરાકમાં છે તે જોઈએ. એક કીલોગ્રામ પાણીને એક ડિગ્રી ગરમ કરવા સારૂ જેટલી ગરમી જોઈએ તેને એક કેલોરી ગરમી કહેવાય. આપણા શરીરને ચોવીસ કલાકમા આવી ત્રણ હજાર કેલોરી ગરમી જોઈએ છે. આ ગરમી જેમ ઓછી તેમ શક્તિ પણ ઓછી. અને જ્યારે આ ગરમી અદ્દશ્ય થાય ત્યારે મરણ કહેવાય.

પાણીને ગરમ રાખવા માટે જેમ અગ્નિની જરૂર છે, તેમ શરીરને ગરમ--સશક્ત રાખવા માટે ખોરાકની જરૂર છે. જે ખોરાક ઓછો ખાવા છતા વધુ ગરમી પેદા કરી શકે તે જ પૌષ્ટિક ખોરાક ગણાય. નીચેના આંકડા ઉપરથી સ્પષ્ટ જોઈ શકાશે કે કયો ખોરાક કેટલી કેલોરી ગરમી પેદા કરી શકે છે.

| એક શેર | કેલોરી |
|---|---|
| દૂધ | ૩૨૫ |
| માખણ | ૩૬૦૪ |
| ખાંડ | ૧૮૨૩ |
| ઘઉંનો લોટ | ૧૬૫૧ |
| જુવારનો લોટ | ૧૬૨૯ |
| ચોખા | ૧૬૩૧ |
| કઠોળ | ૧૬૨૬ |
| બટેટાં | ૪૦૦ |
| કેળાં | ૨૯૬ |
| કાંદા | ૧૧૬ |
| ભાજી | ૧૨૪ |

આ તો આપણે ખોરાકનું પૌષ્ટિક તત્ત્વ જોયુ. પણ તે ઉપરથી એક માણસ માત્ર માખણ અથવા સાકર ખાઈ રહેવા માગે તો ન જ ચાલે. કેમકે આપણે આગળ જોઈ ગયા તેમ શરીરને માત્ર ગરમી આપે તેવા એક જ ખોરાકની જરૂર નથી. પણ તેને તો ગરમી આપે. શરીરના બધા ભાગોને બરાબર રાખે અને સાંધાઓમાં તેલ ઉંજે તેવા ત્રણ પ્રકારના ખોરાકની જરૂર છે. અને તે ત્રણે પ્રકારમાંથી થઈ કુલ ૩૦૦૦ કેલોરી ગરમી શરીરને મળવી જોઈએ. ટુંકામાં, ખોરાક એવો હોવો જોઈએ કે જેમાં સ્ટાર્ચ, પ્રોટેન અને ચરબી ત્રણે હોય અને કુલ ત્રણ હજાર કેલોરી ગરમી ઉત્પન્ન કરે. આ ત્રણે તત્ત્વો જુદાજુદા પદાર્થોમાં કેવી રીતે વહેંચાએલા છે તે નીચેના આંકડાઓથી વધુ સ્પષ્ટ થશે.

| ખોરાક | સ્ટાર્ચના ટકા | પ્રોટેનના ટકા | ચરબીના ટકા |
|---|---|---|---|
| સાકર | ૯૮ | ... | ... |
| ચોખા | ૭૯ | ... | ... |
| ઘઉંનો લોટ | ૭૫ | ૧૧ | ... |
| કઠોળ | ૬૦ | ૨૫ | ... |
| સુકો મેવો | ૬૫ | ૧૫ | ૪૫થી૬૦ |
| બટેટા | ૧૯ | ... | ... |
| કેળાં | ૧૪ | ... | ... |
| તાજો મેવો | ૧૨ | ... | ... |
| દુધ | ૫ | ૩ | ૪ |
| માખણ | ... | ... | ૮૫ |
| ઘી | ... | ... | ૧૦૦ |
| તેલ | ... | ... | ૯૦ |

આ આંકડાઓ ઉપરથી સહેજે જણાશે કે દુધ સિવાય એવો એકેય ખોરાક નથી કે જેમા ત્રણે તત્ત્વો હોય. છતા સારા પ્રમાણમા દુધ લેવામા આવે તો જ શરીર સશક્ત રહે, કેમકે તેનું પૌષ્ટિક તત્ત્વ ઓછું છે. ઘઉંમા સ્ટાર્ચ અને પ્રોટેન બન્ને સારા પ્રમાણમા છે, અને એક શેર લોટ ૧૬૫૧ કેલોરી ગરમી પેદા કરે છે. માત્ર તેમા ચરબી નથી. તે માખણ અથવા ઘી ખાવાથી મળી રહે. અને ઘી અથવા માખણનુ પૌષ્ટિક તત્ત્વ ઘણુ મોટું છે એટલે શરીરને જોઈતી ઉષ્મા બરાબર મળી રહે છે. મારો અનુભવ પણ ઉપરના આંકડાને મળતો જ છે. જો રોટલી અથવા બિસ્કિટને, ઘી અથવા માખણ, કે દુધ અથવા ચાની સાથે લેવામા આવે તો શરીરયંત્ર હમેશાને માટે સુવ્યવસ્થિત રહે. આંકડા એવા મળેલા છે કે એક માણસને ચોવીસ કલાકમાં એક શેર સ્ટાર્ચ, પાશેર પ્રોટેન અને પાંચ તોલા ચરબીની જરૂર છે.

ગજાનન ભટ્ટ

# બુલબુલ



એક હતો રાજા અને બે કુંવરીઓ. એમના નામ દીના અને નિશા.

રાજાને પોતાના જન્મદિવસે મગાવહાલા, નોકર ચાકર, ઓળખીના પારખીના બધાયને જુદી જુદી ભેટ આપવાનો ભારે શોખ રાજાના જન્મદિવસની બધા આતુરતાપૂર્વક રાહ જુએ-ભેટ માટે. એક જન્મદિવસે રાજાએ બધાયને એકેક પોપટ ભેટમા આપ્યો દીના અને નિશાને પણ પોપટ મળ્યા પોપટને રાખવાના પાંજરા રાજાએ ઇરાનની આબાદ કારીગરીના મગાવી આપ્યાં

લગભગ ઘેરઘેર પોપટ. સવાર પડે ત્યાં દિશાઓ પોપટના અવાજથી ગુંજી રહે બધાય પોતપોતાના પોપટને પઢાવે. દીના અને નિશા તો પોપટ પાછળ ઘેલીતુર જ બની ગએલી. જમવા બેસે તો પોપટ સાથે, ફરવા જાય તો પોપટ સાથે, ગામગામતરે જાય તો પણ પોપટ તો સાથે હોય જ

એક દિવસ એવું બન્યુ કે સવારે ઉઠીને દીના હોંશહોંશમા પોતાના પોપટ પાસે ગઈ તો પાંજરામા પોપટ મરી ગએલો જાણે અંતરનુ કોઇ મગુ મરી ગયુ હોય અને દુઃખ થાય એવુ દીનાને દુઃખ થયુ આંખમાથી આંસુની ધારા છુટી રોઇરોઇને આંખો સુજી ગઇ. ન ખાય ન પીએ રાજા આવ્યા; રાણીમાતા આવ્યા. કોઇનું દીના માને નહિ પાંજરા સામે જુએ ને રડે.

મનાવી મનાવીને બધા તો થાક્યાં રાણીને ક્રોધ ચડ્યો એમને થયું કે, 'પોપટ મરી ગયો એમા શેની આવડી હેરાન થાય છે અને બીજાને હેરાન કરે છે, મુઇ!'

દીનાએ તો આખો દિવસ રોયા જ કર્યું રાત્રે પણ રોતીરોતી જ સુઇ ગઇ

સવાર પડી ગઇ હતી. દીના ઉઠતી હતી ઉંઘમા પણ જાણે ડીબકા ભરતી હોય એમ લાગતું

એક બુલબુલ આવ્યું દીનાની બારીમા બેઠું અને કુંવરીને જ જાણે સંભળાવતુ હોય એમ ધીમા અતિ મધુર એવા કરુણ રાગે એણે એનુ ગાન શરૂ કર્યું

દીનાની ઉંઘ ઉડી ગઇ બુલબુલ એવા મધુર અવાજે ગાતુ હતુ કે કુંવરીનો આખો ઓરડો હલકી રહ્યો દીના પોપટનું મૃત્યુ ભુલી ગઇ અને આખો ઉચાટીશ તો એને આ ગાન કદાચ બંધ થઇ જશે એમ માની આંખો મીંચી પડી જ રહી. બુલબુલે તો ગાયા જ કર્યું દીનાએ આવુ ગાન તો કદિયે સાંભળેલુ નહિ આવુ મધુર ગાન કોણુ ગાતુ હશે એ જાણવા ધીમે રહી તેણે આંખો ઉઘાડી બારીમા બેઠુંબેઠું ગાતુ બુલબુલ એણે જોયુ.

દીનાથી કોણ જાણે કેમ પણ બોલી જવાયું. ઓ 'બુલબુલ' મારી પાસે આવીશ તુ? મારા પલંગપર બેસી તારૂ ગાન નહિ ગાય તું?'

દીના બોલી રહી ત્યા તો પાંખો ફફડાવતુક બુલબુલ તો દીનાના ખભાપર આવીને બેઠુ. દીનાએ બુલબુલને પાણી પાયુ, પંપાળ્યુ, ખાવા આપ્યુ અને બુલબુલે ગાયા કર્યું બપોરે બુલબુલ જંગલમા ઉડી ગયુ

હમેશા સવારે બુલબુલ આવે, ગાય અને બપોરે ઉડી જાય કુંવરી પોપટને તો વિસરી જ ગઇ બદાર

ફરવા જવાનું ભુલી ગઇ. જમવાનું પણ પોતાને ત્યાં જ મગાવે. રખેને કદાચ બુલબુલ આવીને પાછું જાય તો !

પછી તો સાંજે પણ બુલબુલ આવવા લાગ્યું.

એક દિવસ કુંવરી બુલબુલને પોતાના જમણા હાથમા બેસાડી રાજા પાસે, રાણી પાસે પોતાની બ્હેન નિશા પાસે લઇ ગઇ. બધાયને બુલબુલનું ગાન સંભળાવ્યું. તે દિવસે રાણીના મનમા વિચાર આવ્યો કે પોપટ જેમ મરી ગયો તેમ જો કોઇ દિવસ બુલબુલ જતું રહેશે તો હવે દીના જીવવાની નથી. રાણી દીના પાસે ગયા. પુછ્યું 'દીના! બુલબુલને ક્યા રાખે છે તું?'

'ક્યાંઈ નહિ એની મરજી પડે છે ત્યારે આવે છે, ઠીક પડે ત્યા સુધી રહે છે અને ફાવે ત્યારે ઉડી જાય છે.'

રાણીને ફાળ પડી 'અરર' ફાવે ત્યારે આવે અને ફાવે ત્યારે ઉડી જાય' એમ કરતા કોઇ દિવસ ન આવે તો કુંવરીનું થાય શું!' તેમણે કહ્યું, 'દીના' ગાંડી! બુલબુલને તું ઉડી જવા દે છે? એનો શો વિશ્વાસ! પછી આવશે જ નહિ તો! એના કરતાં પેલાં પાંજરામા રાખને એને!'

દીનાને પણ એ ઠીક લાગ્યું

સાંજે બુલબુલ આવ્યું. કુંવરીએ પકડીને એને પાંજરામાં પુર્યું. ખાવા આપ્યું, પાણી ધર્યું પણ બુલબુલે તો સામું યે ન જોયું.

કુંવરીને નીરાંત થઇ. હાશ! હવે બુલબુલ મારૂં જ થયું. હમેશાં ગાશે, ખાશે પીશે ને લ્હેર કરશે' રાત્રે નીરાંતે સુઇ ગઇ.

સવાર પડી હમેશા જે મધુર અવાજ સાંભળી દીના જાગતી તે અવાજ હાં ન સંભળાય આજે! દીના ઉઠી. પાંજરામા જોયું બુલબુલ જાણે દિલગીરીમા હોય તેમ બેઠું હતું દીનાએ ઘણું યે એને ગાવા માટે કહ્યું, ઘણુંઘણું વિનવ્યું પણ ન બુલબુલની નજર સામેના જંગલ તરફથી વળી કે ન એના કંઠમાંથી પેલું ગાન નીકળ્યું. કુંવરીએ માન્યુ કે રહેતું રહેતુ એ તો પાંજરાથી ટેવાઇ જશે. ખાવાનું આપે, પાણી ધરે, પણ બુલબુલ એનેય ન અડે

બે, ત્રણ, ચાર, પાંચ દિવસ થઇ ગયા. કુંવરી પણ શોકમા સુકાવા લાગી. બુલબુલ બીચારૂં બેસી પણ ન શકે એવું દુર્બળ થઈ ગયુ

છઠ્ઠા દિવસે સવારે કુંવરીને ઉંઘમા કાનપર શબ્દો પડ્યા 'મને બહાર કાઢો, મને બહાર કાઢો'

કુંવરીએ જે જે પુછ્યુ એના જવાબમા બુલબુલે બોલ્યા જ કર્યું 'મને બહાર કાઢો, મને બહાર કાઢો'

દીનાની આંખો આંસુથી ભીંજાઇ ગઇ, રાણીની શીખામણ તે ભુલી ગઇ બુલબુલ પાછુ નહિ આવે તો પોતાનું શું થશે એનો વિચાર પણ ન કર્યો ઉઠી અને પાંજરૂં ઉઘાડી નાખ્યુ. પ્રણામ કરીને બારી બહાર ઉડી જતા બુલબુલને એ આંસુભીની આંખે જોઇ રહી.

સાંજે ઉંધુ ઘાલીને બેઠીબેઠી દીના છાના આંસુ પાડતી હતી ત્યા પેલો અતિ મધુર અવાજ એના કાન પર પડ્યો. ચમકીને જુએ છે તો બારીમા બુલબુલ ગાતું હતુ.

પ્રાણજીવન આચાર્ય

# ક્યાં રે ગયો?

ક્યાં રે ગયો એ ક્યાં રે ગયો?
મારા પીંજરાનો પોપટ ક્યાં રે ગયો?

કેવડાની પાંખ ને
માણેકની ચાંચ છે

હૈયાનો હાર ક્યાં છુટી પડ્યો?
મારા પીંજરાનો પોપટ ક્યાં રે ગયો?

કોટે છે વાંકલો
કસ્તુરીનો ગ્લો

અંતરનો પ્રાણ એ ક્યારે પળ્યો?
મારા પીંજરાનો પોપટ ક્યાં રે ગયો?

શોધી મેં શેરીઓ
જોયાં મેં જંગલો

મીઠાબોલો ના ક્યાં યે મળ્યો,
મારા પીંજરાનો પોપટ ક્યાં રે ગયો?



# છા ત્રા લ ય

"છાત્રાલય એ ઘર અને સમાજ એ બેની વચ્ચે ઉભી રહેલી સંસ્થા છે. ઘરમા ઉછરતુ બાળક અમુક ઉમર સુધી ઘરમા રહ્યા પછી ઘર બહાર નીકળવા તરફડે છે, ઘેર માબાપની ગોદમા રહેલું બાળક બહારની દુનિયામા પોતાના પગ પર ઉભવા થૈ થૈ થાય છે, ઘરની ચાર દિવાલોમા મર્યાદિત રહેલ વિદ્યાર્થી બહાર જે વિરાટ સમાજ પડ્યો છે તેમા ઝંપલાવવા માગે છે.

પણ ઘરમાથી સીધા સમાજમાં ઝંપલાવવું વિકટ છે ઘરમાથી વિદ્યાર્થીને સીધો સમાજમા ધકેલી દેવામા આવે તો તે ગુગળાઇ જાય એવો સભવ છે તેને માટે છાત્રાલય જેવી સસ્થાનો ઉપયોગ છે

છાત્રાલય એ ઘર પણ છે ને નાનો શો સમાજ પણ છે, છાત્રાલયમા ઘરનો સ્નેહ પણ હોય અને સમાજના ધક્કાધુંબા પણ હોય; છાત્રાલયમા માબાપનુ



સમેલનના પ્રમુખ શ્રી રામનારાયણ પાઠક

**આ**ખા ગુજરાતમા મુબાઇ સુધી લગભગ સાડા ચારસો છાત્રાલયો (વિદ્યાર્થી વસતીગૃહો) છે એ બધાના સરેરાશ એંશી હજારથી લાખ જેટલા વિદ્યાર્થીઓ હોઈ શકે એટલે એ છાત્રાલયોનુ સમેલન વિદ્યાર્થીઓના જીવન પર બહુબહુ અસર લાવી શકે

છતા છાત્રાલયોના નિરીક્ષકો કે નિયામકોમાથી મોટો ભાગ હજુ વિદ્યાર્થીઓ પર જેલર કે ફોજદાર જેટલી સત્તા ધરાવવાનો દાવો કરે છે અને તેમના હાથમા પડેલા ગરીબ વિદ્યાર્થીઓ તેમના કાયદા અને હુકમોને ગરજના માર્યા નિરૂપાય થઈ વશ વર્તે છે, પણ એ સસ્થામાથી છુટ્યા પછી તેઓ એ નિયામક કે એ સંસ્થા અથવા તેના ભર્તાઓ તરફ જરા યે લાગણી કે માન ધરાવતા નથી. આ સમેલન પ્રસગે ઘણા યે નિયામકોને સમજાઈ ગયુ હશે કે જેઓ નાના વિદ્યાર્થીઓને પોતાના બાળકો અને મોટા વિદ્યાર્થીઓને મિત્ર સમાન રાખી શકવા અસમર્થ હશે તેમને માટે એ જગ્યાની નાલાયકી એ એક જ કારણથી સિદ્ધ થઇ જાય છે

વિદ્યાર્થીઓને માર મારી વશ રાખવાની કે દમ મારી કામ લેવાની રૂઢિ પર આજના માનસશાસ્ત્રીઓએ ખરાબમા ખરાબ અભિપ્રાય સભળાવી દીધો છે, અને હજુ જેઓ સોટીના ગુણો ગાયા કરતા હશે તેમની શિક્ષક તરીકેની બુદ્ધિનો આંક કહાડતાં વાર નહિ લાગે

છાત્રાલય સંમેલનના વાતાવરણમા વધુ મહત્ત્વ લાવનાર ત્રણ પુરૂષોનો પરિચય એનું સ્વરૂપ બરોબર દર્શાવી આપશે સૌથી પહેલા આ સમેલનના પ્રમુખ શ્રી રામનારાયણ પાઠક તેમણે પહેલેથી પોતાના સ્વચ્છ સ્પષ્ટ વિચારોની બધા ઉપર એટલી આબાદ છાપ પાડી કે જુના અને નવા યુગના બધા માણસો તેમની તારીફ જ કરતા હતા. વૃદ્ધોને ખાતરી થઈ ગઈ હશે કે નવા યુગના વિદ્યાર્થીઓને યોગ્ય માર્ગે બતાવી શકે એવા વ્યક્તિત્વો તેમનામા ક્યારના યે જન્મ પામ્યા છે, અને એનો સબળ નમુનો શ્રી પાઠક બન્યા તેમણે કહ્યું, 'વિદ્યાર્થીના વિકાસનો ઇજારો કોઇનો નથી તેમના પર અંકુશ મુકવાને બદલે અને જયના માર્ગ તો માત્ર જે વડીલો અને અધ્યાપકો બીરાણુ હશે તે જ લેવાના જગતમા કોઈ ધોરણ સનાતન નથી, બધું બદલાતુ જાય છે, બધુ નવું ઘડાતુ જાય છે, જુનું પલટાય છે

આખા સમેલનને યોગ્ય દિશામા વાળનાર તો શ્રી મોતીભાઇ અમીન હતા તેમણે ગુજરાતમા પહેલવહેલી બોર્ડિંગ શરૂ કરી અને વિદ્યાર્થીઓના ચારિત્ર્ય ઘડી ઉમદા માણસો નીપજાવ્યા તે જ માણસોમાંથી આજે ચરોતર કેળવણી મડળ જેવુ મોટું મડળ થયું, ભરૂચનુ કેળવણી મંડળ થયુ અને તે સસ્થાઓનું કાર્ય જોઈ બીજી અનેક એવી સસ્થાઓ બની. આટલા સમર્થ સસ્થાપક છતા મોતીભાઇ અમીન જાહેર ભાષણો કે લેખોના ધાંધલમા પડયા સાભળ્યા છે? તેઓ તો એક મુગા સમર્થ કામ કરનારા છે ગુજરાતના વિદ્યાર્થીઓના દરેકેદરેક સવાલ પર તેમણે ખુબ વિચારો કર્યા છે, પ્રયોગો કર્યા છે, અનુભવપૂર્ણ સલાહથી કેટલાયને દોર્યા છે, અને છતા જુઓ ત્યારે ક્યા યે કોઇ ખુણે છુપાછુપા બધુ નીરખતા હોય અને એકાદ બે જણમા ધીરેધીરે પોતાના વિચારો ઉતારતા હોય. તેમણે આ સંમેલનમા ખાસ આગળ

# સંમેલન

વહાલ પણ હોય અને સમાજ-નિયમનની કડકાઈ પણ હોય; ત્યાં સાદગીની માવજત પણ હોય અને કોદાળી પાવડાનો પરસેવો પણ હોય; ત્યાં વડીલોનું ડહાપણ પણ હોય અને જુવાનોના સાહસ પણ હોય.

છાત્રાલય એટલે નાનકડું સ્વરાજ્ય, સુધારા વધારાની પ્રગતિવાળું આપણું ઘર. વ્યાવહારિક અનુભવ લેવાની પ્રયોગશાળા ને શારીરિક, માનસિક તથા નૈતિક સંપત્તિ ઉગાડવાનું ક્ષેત્ર.

નિશાળો જ્ઞાનની શાળા છે તેવાં જ છાત્રાલયો પણ છે. બંને એક બીજાના પૂરક છે: જીવન ઘડનારા છે. અને આવા છાત્રસમૂહમા જે જીવન ઘડાય તે જીવન ઘરમાં, કુટુંબમા, ગામમાં, સમાજમા અને દેશમાં સારી રીતે વિસ્તરી શકે—આજના છાત્રાલયોમા પાકેલા વિદ્યાર્થીઓ આવતી કાલના સુદર ઘરો ઉભા કરે એ શક્ય છે."

---



શ્રી મોતીભાઇ નરસિંહભાઈ અમીન

પડી તેના કાર્યને ઝોક આપ્યો અને સૌના ઉપર ઘણી અસર કરી. બોલતી વખતે તે લાગણીથી ઉછળતા નથી, પણ તેમના વિચારોની પાછળ રહેલી વ્યવહારિકતા અને સચોટતાનું દબાણ શ્રોતાઓ ઉપર થાય છે, અને તેમની બધી સૂચનાઓ લગભગ આબાદ મનમા ઉતરી જાય છે તેમણે કહેલી કેટલીક વાતો વિદ્યાર્થીઓએ ધ્યાનમાં લેવા જેવી છે.

તેમણે કહ્યુ, 'ઉનાળાની મોટીમોટી રજાઓમા આપણા વિદ્યાર્થીઓ શું કરે છે? બીજી પરચુરણ રજાઓ ગણતા વર્ષના છ માસ જ તેમને ભણવાનુ હોય છે. એ છ માસની રજાનો ઉપયોગ તેઓ શી રીતે કરે છે? યૂરોપમા માત્ર ત્રણ જ વર્ષ રહી આવેલા વિદ્યાર્થીનો વિકાસ જોતા આ વિદ્યાર્થીઓ માટે બહુ દિલગીરી ઉપજે છે એનું કારણ એ છે કે યૂરોપમા વિદ્યાર્થીઓ રજા પડતા જ નવા સ્થળો જોવા બીજા પ્રદેશોમા ઉપડી જાય છે અને એ રજાનો ભાગ પણ તેમના મનોવિકાસમાં સહાયક થાય છે ત્યાંનું તેમનુ બધું જીવન શિક્ષણનું જ હોય છે વિદ્યા સિવાય બીજા પ્રયોગો જ તેમને હોતા નથી. ત્યારે અહીંનો આપણો વિદ્યાર્થી કુટુંબી બન્યો હોય છે! સાતમી પેઢીના સાળાને ત્યા લગ્ન થતુ હોય તો તેને ત્યાં ગયા વિના ચાલે નહિ! એમાં નાહકના પંદર વીસ દિવસ બગાડી આવે છે અને ન જોઈતી બાબતો મનમાં ભરી આવે છે છાત્રાલયો દ્વારા આ બાબતનો જુદો રસ્તો નીકળી શકે છાત્રાલયના વિદ્યાર્થીઓ રજામાં ઘેર ન જતા દેશના બીજા ભાગના છાત્રાલયોમા જાય અને ત્યાંના વિદ્યાર્થીઓ વળી તેમને ત્યાં આવે થોડા નર્મદાશ્રમ જઇ આવે અને આસપાસનો અનુભવ અને પરિચય મેળવે ત્યાંથી થોડા કાઠિયાવાડમા રહી આવે અને ઘણું શીખે ગામોમા અને ગૃહમાં જે નવીનતા અને પ્રેરક વાતાવરણનો અભાવ હોય છે તે આ રીતે મળી રહે.

વિદ્યાર્થીઓએ શારીરિક શ્રમનો અણગમો ટાળવો જોઇએ. મહેમાન આવે ત્યારે પાણી આપવાનું કામ તો નોકરનુ જ હોય એવો ખ્યાલ રાખનારા લોકો ઘણા છે સ્ટેશનેથી હાથમા પોટલુ લઇ જતા પણ ઘણા તો શરમાય છે. શાળામા અભ્યાસ તરીકે પણ શારીરિક શ્રમનુ કામ હોવું જોઇએ અને શિક્ષકોએ તેમા જોડાવુ જોઇએ કામમાત્ર પવિત્ર છે.

પૈસાદાર વિદ્યાર્થીએ એકાદ ગુણવાન ગરીબ વિદ્યાર્થીને મિત્ર તરીકે લેવો જોઇએ અને તેની કેળવણી ખાતર તેનો ખર્ચ ઉપાડી લેવો જોઇએ. આથી અરસપરસ લાભ થશે. ગરીબ વિદ્યાર્થી પૈસેટકે ગરીબ હોય છે, ગુણમા કે માનસિક સમૃદ્ધિમા ગરીબ હોતો નથી.

મનુષ્ય તરીકેની ભવિષ્યની જવાબદારી યથાર્થ સમજી શકે તેવી તૈયારી કરી આપનારી સંસ્થા છાત્રાલય છે'

ત્રીજા પુરુષ તો છાત્રાલયના વિધાયક નહોતા ને શિક્ષક નહોતા, પણ લાખો મનુષ્યો પર અધિકાર ભોગવતા રાજ્યના મોટા જવાબદાર અમલદાર હતા. તે સર પ્રભાશંકર પટ્ટણી. તેમણે જે અસરકારક વચનો કહ્યાં તે બધાંમાં વિદ્યાર્થી આલમ પરની તેમની આશા અને શ્રદ્ધા સ્પષ્ટ દીસી આવતી હતી વિદ્યાર્થીઓને શિક્ષા કરવી કે નહિ એ પ્રશ્ન ચર્ચાયો ત્યારે તેમણે જુસ્સાભેર જણાવ્યું કે

'જીંદગીભર કોઇને મારવાનો હક નથી એમ માનનાર

સર પ્રભાશંકર પટ્ટણી

હુ વૃદ્ધ છુ અને હુ ધર્મીને કહુ છુ કે કોઇને મારવાનો હક્ક નથી છતા બાળક જ્યારે ગુનાહ કરે અને તેને સજા કરવાની જરૂર પડે અને બીજો ઉપાય ન જડે ત્યારે બાળકની શિક્ષા જાતે ખમી લેવી ઘટે બાળકો ન સમજે તો શારીરિક શિક્ષા શ્યા કરવી ? બધા વિદ્યાર્થીઓની વચ્ચે ગુનેહગારને ઉભો રાખી તેના ગુનાહ માટે પોતાનો વાંસો ધરવો અને સોટી ગુનેહગારના હાથમા મુકી કહેવુ કે તારા ગુનાહ માટે આ શરીર પર શિક્ષા કર દરેક શિક્ષકે આ સજા માટે એક સોટી સઘરી રાખવી '

ધર્મશિક્ષણ કેમ આપવુ તેની ચર્ચા થઇ ત્યારે તેમણે જણાવ્યુ ' માનવધર્મ ટીલા ને અબોટિયામા નહિ પણ પ્રભુને ઓળખવાની રીતમા રહ્યો છે ' ભાવનગરના બાળ મહારાજાને તેમણે કહ્યુ હતુ કે ' આપની છેલ્લી ઘડીએ હુ આપને બચાવવા પ્રભુને પ્રાર્થના કરૂ અને પ્રભુ કહે કે ' મને વખત નથી ' તો આપનુ કેવુ થાય ? બાળ મહારાજાને આ સાભળી સ્પષ્ટ લાગણી થઈ અને કહ્યું, ' તો તો માર્યા જઇએને ? ' ' તો પછી પ્રભુપ્રાર્થના માટે વખત નથી એમ ન જ કહો ' આ વચન એ બાળ મહારાજા હજી વિલાયતમા રહ્યારહ્યા પણ ભુલ્યા નથી

# ગમત

માનગઞની જ્ઞાનવીલાના આવેલા ઉત્તરોમાંથી બધા પુરા સાચા તો ભાઇ છોટાલાલ નરસિંહભાઇ પટેલ (અભેટા)ના એકના જ છે. ઇનામ એમને મોકલાશે નીચેના નવા સવાલોના ઉત્તર માહ સુદ ૧૫ સુધીમા પહોચવા જોઇએ ખરા જવાબો નીચે મુજબ (૧) કાગળના ટુકડાઓ જોડીને બનાવેલો ચોરસ બાજુમા (૨) નદી. (૩) કહેવતો થાય તેવા ગઇએ તો ગામ વચ્ચે રહીએ, ગામને મોઢે ગળણુ ન બંધાય, દય. ડાકણને ખાય, મગ્ન ભૂત ને શામ ટાકણુ, શરમાય તે કરમાય (૪) ૩૦ (૫) ૬૦ દિવસ કામ કર્યું ને ૩૦ દિવસ ગેરહાજર રહ્યો (૬) ૧,૩,૯,૧૯ (૭) $\frac{૩૫}{૭૦}+\frac{૧૪૮}{૨૯૬}=૧$

## નવા સવાલ

**(૧) શોધી કાઢો** · પાચ કહેવતો ગૂંચવાઇ ગઇ છે ' (૧) તમે કોઇ નવેં હાડોમે તોઇ નથ (૨) માનગીમા સેર પી ગ્યા તો પાગુ વિનાસ (૩) ટરકડી પકકી (૪) વાણુ પડે ત્યા હોમ હોઠડો ચ ગાય (૫) ત્રિવાના વેડચલો નડે (૨) હું મારી પોતાની જાતને જ ખાઇને જીવું છુ અને જ્યારે તે ખલાસ થઇ જાય છે ત્યારે મરી જાઉં છુ, મને ઓળખી શકશો ? (૩) ૧૭ અક્ષરની ગઝલની એક જાણીતી લીટી છે તેમાથી નીચેના અક્ષરો મળીને બનાવ્યા પ્રમાણે અર્થ નીકળે છે: ૯,૪=જુનો ગુજરાતી કવિ, ૧૫,૧૦,૧૧=અલ્પ, ૧૭,૧=તાડન; ૫,૧૩=રાત, ૧૨,૬=હાના, ૭મો ને ૧૩મો અક્ષર સરખા છે, આઠમો એક વિભક્તિનો પ્રત્યય છે, અને ચૌદમો અક્ષર ઘણા લોકો ગુમ કરવામા વાપરે છે તો તે લીટી કઇ ?

**(૪) ગણિત ગમ્મત** : એક હજાર રૂપિયાની દસ એવી કોથળીઓ બાંધો કે ગમે તેટલા રૂપિયા કોથળીઓ છોડ્યા વગર લઈ શકાય

**(૫) શી સગાઇ ?** 'અ' અને ' ' બને એક જ માબાપના સતાનો છે 'અ' એ 'બ'નો ભાઇ છે પણ 'બ' 'અ'નો ભાઇ નથી, ત્યારે તે બે વચ્ચે શી સગાઈ હશે ?

## અથાણું

પોતાને બહુ સરસ ગાતા આવડે છે એવુ માનનાર એક ભાઇ સાહેબ એક શેઠને ત્યા પાર્ટીમા મહેમાન થયા, અને એકેક કલાક સુધી લાગલાગટ હાર્મોનિયમ પર ઠોક્યા કર્યું એકએક માણસ કંટાળી ગએલુ આખરે ઘરધણીએ એની પાસે જઇ વિવેકથી કહ્યુ, ' આપના સંગીતથી અમને સૌને ઘણો જ આનંદ થયો છે; પરતુ ઘરમા એક આસામી માદુ છે, એટલે આપણે હવે બંધ કરીએ તો સારૂ '

' હા, મને એ ખબર છે ' ' ભાઇ સાહેબ બોલ્યા, ' પણ નોકરે મને કહ્યુ છે કે આજરી બહેરો છે '

ઙ્ઘ

શિક્ષક—બે આનીનુ બહુ વચન શું ?

વિદ્યાર્થી—પાવલી, સાહેબ !

# તમારી બુદ્ધિની કસોટી

ઈનામી હરીફાઈ




૨૦૦૦ વર્ષ પૂર્વે ગ્રીકો અને રોમનો જેમા ભેજાં ચકવતા તે રમત આજે પણ તમારી બુદ્ધિની કસોટી કાઢે એવી છે. મુળ તો એ આર્કીમીડિસ નામના ગ્રીક ગણિતશાસ્ત્રીએ શોધેલી તે ઇ. સ પૂર્વે ૩૦૦ વર્ષ પહેલા સિસિલી દ્વિપના સાયરેક્યૂઝ શહેરમા થંઇ ગયો. ગ્રીકો અને રોમનોએ સેંકડો વરસ સુધી


આર્કીમીડિસ

આ રમત ખુબ માણી હતી; ત્યાર પછી વચલા કાળમાં તે ભુલાઇ ગઇ હતી. પણ હમણાં બ્રિ-ટિશપુરાતત્ત્વ-શાસ્ત્રી ડૉ. ઓલ્ડહામની શોધખોળથી તે એક પ્રાચીન ચર્મપત્ર ઉપર વિગ્તારથી ઉતારેલી મળી આવી છે અને પાછી દુનિયાને કામ લાગી છે.

બે સરખા ચોરસથી બનેલા એક લંબચોરસમા ઉપર બતાવ્યા પ્રમાણે ચૌદ આકૃતિઓ પાડેલી છે. તે એવા હિસાબસર છે કે તેમાથી અમખ્ય પ્રમાણો મળી શકે, અને ઉપરાત માણુસ, પશુ, પક્ષી, ઘર, વહાણુ વગેરે પુષ્કળ આકૃતિઓ પણ બનાવી શકાય. ડૉ. ઓલ્ડહામે પોતે બનાવેલા થોડા આકારો નમુના તરીકે અહીં આપ્યા છે. તમે પણુ એ રમતનો આનંદ અને લાભ મેળવો તે ખાતર એ ચૌદ કટકાગાંથી નવીન આકૃતિઓ રચનાર માટે અમે પચીસ ઈનામો નક્કી કર્યા છે. પાછળ આપેલી શરતો બરોબર સમજી એકાદ ઇનામ માટે પ્રયત્ન કરો, અથવા ઘરમા આનંદ લેવા યત્ન કરો




ડૉ. ઓલ્ડહામે રચેલા થોડા આકારો

## તમારો ગ્રાહક નંબર

આ અંકથી ફેરવાયો હશે, માટે રૅપર ઉપરથી જોઇ લઇ નોંધી રાખશો, અને પત્રવ્યવહાર વખતે તેનો ઉપયોગ કરજો.

## હરીફાઇની શરતો

(૧) પાછળના નમુના મુજબ એક રંગીન કાગળ પર આકૃતિ કાઢી તેના કટકા કરી, તે કટકાના નવા આકારો રચી તે સફેદ ફુલસ્કેપ કાગળ ઉપર ચોડી મોકલવા જોઇએ (૨) એ નવા આકારોની રચનામાં ચૌદે ય કટકાનો સમાવેશ થવો જોઇએ (૩) એ ચૌદે ય કટકા ઉપર તેનો નંબર હોવો જોઇએ (૪) બધા જવાબો માઘ મહીનાની અમાસ પહેલાં અમને પહોંચી જવા જોઇએ (૫) જવાબવાળા કાગળ ઉપર પોતાનું નામઠામ, ગ્રાહક નંબર, ઉમર તથા મોકલ્યાની તારીખ અચુક લખવાં

## સ્ત્રી ઈનામ

ગયે વર્ષે 'કંપાની પસંદગી,' 'પરીક્ષા' વગેરે ઇનામી નિબંધો માટે દસદસ રૂપિયા આપનાર ગૃહસ્થ તરફથી આ વર્ષે, દર મહીને પાંચપાંચ રૂપિયાનું 'કન્યા ઈનામ' 'કુમાર' મારફત આપવાની દરખાસ્ત આવી છે નોંધેલો તરફથી અમે એમને અભિનંદન આપીએ છીએ ઈનામની વિગત તથા શરતો નીચે મુજબ છે

'ગૃહ શણગારના સાધનો અને તેના ઉપયોગ' એ વિષય ઉપર, સાની ભાષામાં, વધારેમાં વધારે 'કુમાર'ના એક પાના જેટલો, લેખ લખી મોકલો આંગણું, દ્વાર, ઓસરી, ઉમ્બર, રૂસોડું બેઠક તથા સુવાના ઓરડા, ભીંતો, છતો વગેરે ઘરનું એકેએક વિભાગ તથા અંગની ગોઠવણ, શોભા અને શણગારને લગતી વિગતોનો લેખમાં સમાવેશ હોય

લેખ સ્વચ્છ અક્ષરે, કાગળની એક જ બાજુએ લખેલો હોય અને સાથે પોતાનું નામ, ઠામ, ઉમર તથા ગ્રાહક નંબર લખેલા હોવાં જોઇએ. કવરની પ્રમાણે ડાબે ખૂણે 'કન્યા ઇનામ માટે' એમ લખવું

માઘ મહીનાની અમાસ સુધીમાં લેખ 'કુમાર કાર્યાલય રાયપુર, અમદાવાદ' એ સરનામે તંત્રીને પહોંચી જવો જોઇએ

પહેલું ઈનામ રૂા ૩ નું તથા બીજું રૂા ૨ નું અપાશે પહેલું ઇનામ મેળવનારનો લેખ 'કુમાર'માં છપાશે

---

ચીનમાં સીનેમા ખુબ ફેલાતું જાય છે, પણ નવાઇની વાત એ છે કે ત્યાં લોકોને જવા માટે કશી ફી નથી આપવી પડતી, પરંતુ અંદર ગયા પછી અમુક ખેલ ચાલ્યા બાદ એક વકરાપેટી ફેરવવામાં આવે છે એમાં સૌ પોતપોતાની ઇચ્છા મુજબ નાણું નાખે છે આપણે ત્યાંની કથાઓમાં ફેરની આગ્નીની પેઠે

વળી ત્યાં સીનેમા જોતી વેળા પરદેશી લોકો માટે દરેકને ઓરડામાંથી અકેક ચીનો દુભાષ આપવામાં આવે છે'

લિવરપુલના એક વિજ્ઞાનવેત્તાએ સૂર્યના કિરણોમાંથી સાકર બનાવવાની યુક્તિ શોધી છે

ગુજરાતના જુવાનોને

To the Youths of Gujrat

છેલ્લા યુરોપીય યુદ્ધ પછીની દુનિયા નવી ને નોખી બની છે. એ મહાસંગ્રામનું મંડાણ જ નૌજવાનોનાં બલિદાન ઉપર થયું હતું; અને એમાથી એ પણ જણાઈ આવ્યું કે 'વડીલ મોટેરાઓ'એ જુવાનોના અજાણપણાનો ખોટો લાભ ઉઠાવીને કેવી રીતે પોતાના એ નવલોહ્યાઓનાં બલિદાન માગ્યાં ને લીધાં. એનું પરિણામ એ આવ્યુ કે જુવાનવર્ગમા જાગૃતિ ને આત્મભાન પ્રગટ્યા

જગતની એકેએક પ્રજાને આ તરુણ વર્ગે—તરુણોના વાહોમપણાએ, સીધા વિચારના અડગ આગ્રહી કુમારો ને ભોળા સ્વતંત્ર સ્વભાવની કુમારીઓએ જ હમેશાં સહાય કરી છે, અને બધી પ્રજાકીય વિપત્તિઓ કે ક્રાન્તિઓને વખતે દેશનું એ કૌમાર જ હરહમેશ કુચ કરીને મોખરે નીકળ્યું હોય છે.

પણ હવે આ જમાનામાં તો, યૌવનનું એ જોમ એકલું હોવું જ માત્ર બસ નથી. દેશનાં પુખ્ત ઉમરે પહોંચેલા કુમાર કુમારીઓનુ વ્યવસ્થિત સંગઠન કરીને એ જુસ્સાને કેન્દ્રીભૂત કરવો જોઇએ. ૧૭ થી ૨૨ વર્ષ સુધીના એ પ્રતાપી આત્માઓનું વ્યવસ્થિત સંઘબળ તો હરકોઈ પ્રજાના કલેવરમા પ્રાણ-સચાર કરવા માટે મોટેરાઓ કરતાં પણ વધુ સમર્થ છે. અને આવો કટિબદ્ધ વર્ગ જ ૭ થી ૧૭ સુધીના કિશોર કિશોરીઓમા જાતકેળવણી, સંસ્કાર અને રાજકીય અસ્મિતા કુશળતાથી પ્રગટાવી શકે.

મુબાઇના 'સ્ટુડન્ટ્સ બ્રધરહૂડ' આગળ મેં માગણી કરી છે, ને અમદાવાદના મારા તરુણ ભાઇ બહેનો પાસેથી પણ એ જ માગણી કરૂં છું કે આપણને અત્યારે એક એવી 'યંગ કૉમરેડ્ઝ લીગ' (કુમાર મિત્રસંઘ) સ્થાપવાની અગત્ય–અનિવાર્ય અગત્ય છે કે જેની શાખાઓ હિન્દભરના શહેરેશહેર ને ગામડે-ગામડે હોય. એ સંસ્થા માટે હુ આ અંગ્રેજી નામ એટલા સારૂ સુચવું છું કે જગતની બીજી પ્રજાઓ તેને વધુ સારી રીતે સમજી પિછાણી શકે અને હિન્દનો તરુણ વર્ગ જગતના તરુણોની હીલચાલમાં સ્થાન પામી શકે.

તમ સૌને ફતેહ ને અભિનંદન ઇચ્છતો શાપુરજી સકલાતવાળા



મિ શાપુરજી સકલાતવાળા તેમનાં અંગ્રેજ પત્ની તથા બાળકો સાથે



# માધુકરી

અમ જન્મ ને જીવન હો, ગુજરાત માત ચરણે,
તપસિદ્ધિ પુણ્યફળ હો, ગુજરાત માત ચરણે
વાણી વિચાર કર્મે, જે જે બને સ્વપ્ન,
ધન, ધાન્ય ને વતન હો, ગુજરાત માત ચરણે
સરમાં સરોજ ખીલે, વિલાય છેયૂ સલિલે,
ખીલ્યાં હૃદયકમલ હો, ગુજરાત માત ચરણે
ફુલડાં ખીલી વસતે, સોહાય દેવકંઠે,
ઉદ્ધાર વા પતન હો, ગુજરાત માત ચરણે

—કેશવ હ શેઠ

## શાપુરજી સકલાતવાળા

હિંદમા ઔદ્યોગિક સાહસો ખેડનાર નવસારીના પ્રખ્યાત તાતા કુટુમ્બમા આજથી પચાસેક વર્ષ ઉપર એક બાળકનો જન્મ થયો ત્યારે કોણે જાણ્યુ હશે કે એ સગ્ગારપ્રિય અને શ્રીમત કુટુમ્બમા જન્મેલો બાળક મોટપણે સરકારોને ધ્રુજાવનાર ને શ્રીમતાઈ સામે બળવો જગાવનાર કટ્ટર સામ્યવાદી પાકશે?

મુબાઇની સેન્ટ ઝેવિયર્સ કૉલેજમા કેળવણી લઈ નવસારીનો એ ગર્ભશ્રીમત નવજુવાન ૧૯૦૫ મા તાતાની તાલેવર પેઢીની ઇગ્લડની શાખાનો વ્યવસ્થાપક બની વિલાયત ગયો ત્યા જ તેણે લગ્ન કર્યુ, વસવાટ માડ્યો અને પોતે તથા પોતાના બાળકો વિલાયતના જ વતની બની રહ્યા પણ વિલાયતના એ વસવાટ દરમ્યાન એના દીનબધુ આત્માએ સ્વાર્થાન્ધ મુડીદારોના કઠોર યત્ર નીચે ચગદાતા કામદારો અને મજુરોની કરુણ ચીસો સાભળી, ને એનો હૃદયપલટો થયો એણે જોયુ કે દોલતના જે ખરા રળનાર છે તે ગરીબ મજુરો અને કામદારોનો તો એ દોલત ઉપર લેશમાત્ર હક નથી, ભોગવટો નથી શ્રમજીવી ગરીબોએ પરસેવો સીંચીસીંચીને ઉત્પન્ન કરેલી લક્ષ્મી ઉપર એશઆરામમા મગ્ન રહેતા શ્રીમતો તાગડધિન્ના કરે છે, જ્યારે પેલા ગરીબોને જીવનના ભરણપોષણ માટે પણ વલખા મારવા પડે છે મુડીના ખુદ પેદા કરનારનો જ એ મુડી ઉપર ભોગવટો નહિ એ તો ઘોર અન્યાય છે, જુલમ છે



સકલાતવાળા કુમારાવસ્થામા

બસ, ત્યારથી એના જીવનનુ ધ્યેય ફરી ગયું ગરીબ કામદારોના, મજુરોના તકદીરની સાથે એણે પોતાનુ તકદીર જોડી દીધુ, તેમની વચ્ચે વસવા માડ્યુ, તેમને ખરી પરિસ્થિતિનુ ભાન કરાવી પ્રેરણા આપવા માડી અને તેમની સેવા માટે એ કટિબદ્ધ થયો ઇગ્લડના બેટરસી પરગણામા એણે ચળવળ ઉપાડી અને જુલમગાર મુડીવાદ ઉપર પોતાના આત્માની આગ ઠલવવા માડી

એને શબ્દે બેટરસીની તરુણ પ્રજામા અદ્‌ભુત જાગૃતિ આવી જુવાનો એની પેગમ્બરી વાણી પર મોહ્યા, મજુરો એની વત્સલતા પર ફિદા થયા અને અમેજ રીતે બેટરસીમાથી એને પોતાના પ્રતિનિધિ તરીકે પાર્લામેન્ટમા મોકલ્યો મજુરપક્ષમા ભળી એણે વિલાયતની પાર્લામેન્ટમા મુડીવાદી સરકાર સામે યુદ્ધ માડ્યુ, અને પાર્લામેન્ટની બહાર એણે મજુરોને પોતાની અસ્મિતાનુ ભાન કરાવ્યુ કે તમારા થકી તો આ સરકાર અને તેના શાગિર્દ શ્રીમતો તથા અમીરો જીવે છે, માટે તમારા અધિકાર માટે બેઠો બળવો જગાવો

આવો જોખમકારી પુરુષ સરકારની આખે ન ચડે એ તો કેમ જ બને? શરૂઆતમા તો એ મુર્ખ મનાયો, ગાડો લેખાયો, પણ પછી 'ભયકર પુરુષ' તરીકે સરકારની યાદીમા એનુ નામ નોંધાયુ અને ઇગ્લડની છેલ્લી મજુર હડતાલ વખતે એક આકરા ભાષણ માટે સરકારે એને રાજદ્રોહી ઠરાવી જેલમા પુર્યો પણ આત્માની સ્વતત્રતા કોઇથી રૂંધી રૂંધાય છે? બે મહીને જેલમાથી બહાર નીકળેલો એ ભારતપુત્ર પ્રજાની નજરે વધુ પવિત્ર બની રહ્યો

સગકાર રક્ષિત તાતાની પેઢીને આવો માથા વિનાનો માનવી ખુંચે એમાં નવાઈ શી? મુડીવાદનો દુશ્મન મુડીવાદીઓની વચ્ચે કેમ પાલવે? એને તકાદો થયો, અને જવાબમાં એ સિદ્ધાન્તભક્તે એ પૈદાશદાર નોકરી ફગાવી દીધી, તાતાની પેઢીમાંથી પોતાની ભાગીદારી તોડી નાખી અને મુડીવાદ સામેનો પોતાનો ઉગ્ર વિરોધ જાહેર કરી મજુરોની વચ્ચે જઇ ઉભો રહ્યો

અમેરિકાના મજુરોના આમંત્રણથી એ અમેરિકા જવા તૈયાર થયા, પણ એ 'ભયંકર માણસ'ના આગમનથી અમેરિકાને પણ કંપારી છુટી અને ત્યાંની સરકારે પોતાને આંગણે આવવાની એને મના કરી પછી એણે હિંદ આવવા માટે પરવાનો માગ્યો. અમેરિકા એનાથી ધ્રુજતું હતુ તો હિંદની સરકારનાં પણ ગાત્ર એના નામે ઢીલા પડતાં હતા એને હિંદ ન આવવા દેવાની પેરવીઓ કરાઇ, પણ આખરે વડા પ્રધાનને એને પરવાનો આપવો પડયો હિંદ આવતા, માર્ગમાં ઇજિપ્તમાં ઉતરવાની એમણે ઇચ્છા કરી, પણ ઇજિપ્તની સરકારે પણ એ જોખમભરેલા આદમી સામે પોતાના દ્વાર બંધ કર્યા, એને ઉતરવાની મના કરી!

આવો 'ભયકર પુરૂષ' આજ ચોદ વર્ષને અંતે હિંદમા એક જગદ્વ્યાપી ઇતિહાસનુ માણતત્ત્વ લઇને આવે છે. એ તત્ત્વ તે સામ્યવાદ એના એ સામ્યવાદથી ઇગ્લંડ ધ્રુજે છે, અમેરિકા ધ્રુજે છે, ને હમણાજ ધ્રુજ્યુ છે મિસર એ સામ્યવાદના સ્વીકાર માટે એણે લડતો ખેડી છે, પોતાની સર્વ શક્તિ ખર્ચી છે, સુખસગવડોને હોમી દઈ દુઃખ નોતર્યા છે, એ અમીર મટી ફકીર થયો છે

એની સિદ્ધાન્તભક્તિ એવી દૃઢ છે કે એ સિદ્ધાન્તના પાલનને ખાતર તે સદા ગમે તેવી ખુવારી સહવાને તૈયાર રહે છે પોતાના બાળબચ્ચાને બીજા સામાન્ય મજુરોની જેમ ગરીબીમાં ઉછેરવાનુ તેને કબુલ છે, પુરા પૈસા ગાઠે ન હોવાને લીધે કુટુંબને વિલાયતમા મુકીને તે એકલો હિંદ આવવા તૈયાર છે, ગમે તે દુઃખ વેઠવા ખુશી છે, પણ નિશ્ચિંત માર્ગ પરથી તસુ માત્ર પણ ન ખસવુ એ એનો જીવન સકલ્પ છે

મુડીવાદ સામેના પોતાના આ સંગ્રામમાં એને બહુ જ થોડા સાથીઓ છે, કારણકે એની માન્યતાઓ નિયમ તરીકે સહુને કબુલ છે, પણ જીવનમાં ઉતારવાની કોઇનામા શક્તિ નથી; એટલે એ એકલોજ ઝુઝે છે. દુનિયાની બધી સરકારો, જગતના બધા અગ્રણી પુરૂષો, ખુદ એના મજુરપક્ષના જ નેતાઓ એના એ સામ્યવાદના સખત વિરોધી છે પરંતુ આટલા વિરોધ અને અંતરાય છતા એનો શબ્દ દુનિયાના ખુણેખુણામા પહોંચી વળે છે, સૌ સરકારોની તેના પર ખફા નજર છતાં સર્વ દેશોમાં તે અસમાન્ય લોકપ્રિયતા ધરાવે છે, જગતના મહાજનોમા તે સ્થાન પામે છે.




આવી આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા જમાવનાર એ ભારતપુત્રે, હર્ષની વાત છે કે હજી પોતાની માતૃભોમને નથી વિસારી. એનો માતૃપ્રેમ કોઇ પણ હિન્દજાયા જેટલો જ જોરમંદ ને જ્વલન છે. વતને વિલાયતી થયા છતા તેના લોહીના બિન્દુએ બિન્દુમા તે હિન્દી છે. ત્રીસ વર્ષની ઉમરે એણે હિન્દ છોડયાની વાતને આજે વીસ વર્ષ વીતી ગયા છે, છતાં એણે પોતાનુ વતન નવસારી નથી વિસાર્યું, પોતે અભ્યાસ કરેલો તે મુંબાઇની સેંટ ઝેવિયર્સ હાઈસ્કુલ અને કૉલેજ નથી વિસારી, બિહાર અને ઓરિસ્સાના જગલોમા ભટકી ત્યાંના જગલીઓ સાથે બાંધેલી પ્રીતિ નથી વિસારી, પ્લેગ વખતે મુંબાઇના મજુરોની કરેલી સારવારને પરિણામે તેમની સાથે જામેલી મહોબ્બત નથી વિસારી, એટલુ જ નહિ પણ પોતાની માતૃભાષા ગુજરાતીને પણ નથી વિસારી. આજ પણ એ ગુજરાતીમાં ભાષણ કરે છે અને પરદેશી ભાષાનો ઓછામા ઓછી ઠાંકરીવાળી, સાદી, મીઠી અને પ્રાણવાન ગુજરાતીમાં, જગતના મજુરોનો સામ્યવાદનો સદેશ સામાન્ય માણસના અંતરમા ઉતારી શકે છે.

જ્વલંત આત્મબલિદાન ને ઉગ્ર સિદ્ધાન્ત-તપશ્ચર્યા વડે મેળવેલા પ્રતાપી વ્યક્તિત્વવાળો, એ ગરીબોનો સાથી ને મજુરોનો ફિરસ્તો, સરકારો ને શ્રીમંતોને પોતાના મુખમાથી ઝરતી અગ્નિવાણીથી દઝાડતો એ સામ્યવાદી લડવૈયો આજ

સ્વદેશયાત્રાએ આવ્યો છે આપણે એને સ્વાગત દો

( તારવીને )

### શ્યેનચાંગ તાસ્મ

ચક્રવર્તી હર્ષવર્ધનના સમયના આપણા દેશના ઇતિહાસ પર અજવાળું પાડનાર ચીની સાધુ હુએનસાંગે અહીં સેળ વર્ષમા શું શું કર્યું તે વિષયનો તેનો પાછલા જીવનનો થેડો પરિચય ગયા ફાગણના કુમારમા અપાઈ ગયો છે, પરંતુ તેના પૂર્વજીવન વિષે આપણે કશું જાણતા નથી પણ 'નવજીવન પ્રકાશન મંદિર' તરફથી બહાર પડેલા 'મધપૂડો' નામના લેખસંગ્રહમા, સત્યાગ્રહાશ્રમમા વસતા ચીની કુમાર શાન્તિરાજ પાસેથી હુએનસંગના પૂર્વજીવનની હકીકત સાભળીને ભાઇ પ્રભુદાસ ગાંધીએ તે આપી છે, હુએનસંગના મુળ ચીની ચિત્ર સાથે અહીં આપીએ છીએ શાન્તિ રાજના કહેવા પ્રમાણે હુએનસાંગનો ખરો ઉચ્ચાર 'શ્યેનચાગ' છે શ્યેનચાગના જન્મથી માડીને તે સાધુ થયો ત્યા સુધીની વાત આ નીચે ઉતારી છે



શ્યેનચાગ તાસ્સ. મુળ ચીનાઈ ચિત્ર ઉપરથી

ચીની લોકોમા શ્યેનચાગ વિષે બહુ ભારે આદર હોય એમ લાગે છે પાડવોને થઇ ગયે હજારો વર્ષો થયા તોપણ હજુ આપણા દેશમા ફરતા ઠેકઠેકાણે આપણને ભીમની મોઈ, પાંડવોના પગલા ઇત્યાદિ જોવાનું મળે છે શ્યેનચાગ જ્યારે અહીંથી પાછો સ્વદેશ ગયો ત્યારે રસ્તામા તેના પુસ્તકો પલળી ગયેલા એ તેણે એક ખડક પર સુકવેલા તેનાં કેટલાક પાનાં હજુ ત્યા ચોટી રહ્યા છે! ચીનના ગામડિયાએ એ બતાવી શકે

ચીન દેશના હૅનસી પ્રાતમા શાંગાન નામના ગામમા ત્રિન કુળ રહેતું ચીનમાં એક એવો રિવાજ છે કે દર ત્રણ વર્ષે આખા પ્રાતના હોશિયારમા હોશિયાર વિદ્વાનોની પરીક્ષા સરકાર લે અને તેમાં ઉત્તીર્ણ થએલા પહેલા પાચેકને સરકારી પદવી આપે બાર વર્ષે આખા દેશની રાજધાનીમા દરેક પ્રાતમાથી ચુનદા વિદ્વાનો પરીક્ષામા બેસે અને તેમા પહેલો આવે તેને 'યૉંગ્ઝૉન' નામની પદવી મળે એવી પદવી લેનારો બહુ જ મોટો માણસ ગણાય એ પદવી ત્રિન કુળને મળેલી શ્યેનચાગના દાદા અને શ્યેનચાગના પિતા બન્ને એવા સમર્થ વિદ્વાન હતા શ્યેનચાગના પિતા સમસ્ત દેશના ચાળીસ પ્રખર વિદ્વાનોમા પહેલા હતા અને સરકારી અમલદાર તરીકે એમની નીમણુક થઇ હતી

આવા પિતાને ઘેર સાધુ બાળક શ્યેનચાગ જન્મ્યો તે તારસની પદવી કેમ ન મેળવે? તારસ એટલે ભગવાન એ પદવી કોઇ પણ દેશમા વિરલજ હોય છે એ પદવી શ્યેનચાગે મેળવી.

એકવાર શ્યેનચાગના પિતા શ્યેનચાગની માને સાથે લઈ નદીમા પ્રવાસે નીકળ્યા હતા ચીનમા વહાણમા ને વહાણમા મોટા પ્રવાસો થઈ શકે છે ચાંચિયાઓએ શ્યેનચાગના પિતાનું વહાણ ઘેરી લીધું, તેમની પાસેથી દ્રવ્ય પડાવી લીધું, એટલું જ નહિ પણ શ્યેનચાગની માનુ હરણ કરી તેને ગાઢ જંગલમા ઉપાડી ગયા પોતાને રહેઠાણે લઇ જઇ ચાંચિયાના સરદારે શ્યેનચાગની માતાને સખત જાપતામા રાખી પોતાની સાથે એ બાઇ પરણે એવી તેની ઇચ્છા હતી એ માગણી બાઇએ ન સ્વીકારી એટલે તેના પર વિવિધ જુલમો થવા માડ્યા આ વખતે શ્યેનચાગ પેટમા હતો તેનુ જતન તો થવું જ જોઇએ, એટલે કોઇ પણ રીતે એને આંચ ન આવે તે માટે એ બાઇએ યુક્તિ કરી તેણે સરદારને વચન આપ્યુ કે બાળક અવતર્યા પછી હુ તમને પરણીશ આમ તે વખતે તો તે જુલમમાથી ઉગરી.

વખત થયે પુત્ર જન્મ્યો માએ સજ્જ થઇ લાગ સાધી નદીમા પડવા માટે એક મોટું પાટિયુ લીધુ, તે સાથે પુત્રને બાંધ્યો અને તેના ગળામા એક માળા નાખી એવી આશાએ કે છુટા પડીએ તોપણ જીવતા હોઇએ તો કોઇકવાર પણ દૈવયોગે પાછા મળી શકાય છેલ્લીવારની ભેટ લઈ એ પાટિયુ વહેતુ મુકી પોતે ઝપલાવ્યુ કેટલેક દૂર સુધી તણાઇ જઇ તે કાંઠે પહોંચી તેનો જીવ બચ્યો કેટલેક કાળે જેમતેમ તે પોતાને ઘેર પતિ પાસે પહોંચવા પામી છતા તે પુત્રને વિસરી ન હતી તેનો પત્તો જ ન મળ્યો તેથી તે એ ચિન્તામા ને ચિન્તામા આંધળી બની ગઇ પુત્રવિયોગમાં'!

આંખ ફુટવાનું દુઃખ નજીવું હતુ

બીજી બાજુ, પેલુ પારિયુ એક ધનિક ગૃહસ્થના હાથમાં આવ્યુ તેણે તે બાળકને પાળ્યું જોતજોતામા શ્યેનચાગ મોટો થયો એ ગૃહસ્થ બૌદ્ધધર્મી હતા ચીનમા ધર્મ આપણે ત્યા છે એવી રીતે નથી લોકો જુદાજુદા તત્ત્વજ્ઞાનને પોતાની શ્રદ્ધા પ્રમાણે માને છે. આચારવિચાર તો બધાના કૉન્ફ્યુશિયસે લખેલી સ્મૃતિને એકસરખા અનુસરે છે એટલે કોઇ ત્યા એમ ન કહે કે હુ બૌદ્ધધર્મી છુ અથવા હું કૉન્ફ્યુશિયસના ધર્મનો છું, પણ એમ જ કહે કે મને કૉન્ફ્યુશિયસનું અથવા લાઓત્સનું અથવા બુદ્ધનુ તત્ત્વજ્ઞાન માન્ય છે શ્યેનચાગને ઉછેરનાર ગૃહસ્થ બુદ્ધના તત્ત્વજ્ઞાનને માનનો શ્યેનચાગ નાનપણથી જ ભારે કુશાગ્ર બુદ્ધિવાળો હતો આઠ નવ વર્ષની ઉંમરમા તેણે બધુ અક્ષરજ્ઞાન મેળવી લીધુ બૌદ્ધધર્મનુ તત્ત્વજ્ઞાન પણ તે ભણ્યો એને તે બહુ ગમ્યુ જેમ દિવસો જતા ગયા તેમ તેનો અભ્યાસનો અનુરાગ વધતો ગયો દરેક વર્ષનો થયા પછી તો તે તત્ત્વચિતન કરતો ધ્યાનમા બેસવા લાગ્યો

એક દિવસ તે એકાતમા ધ્યાન કરતો બેઠો હતો ત્યા દેવદૂતે આવીને તેને ઢઢોળ્યો અને કહ્યુ 'તારી મા તારી રાહ જુએ છે, તુ અમુક જગ્યાએ જા' શ્યેનચાગે પોતાના પાલક પાસેથી રજા મેળવી અને દેવદૂતે કહેલી જગ્યાએ પહોચવા મજલો શરૂ કરી અઠવાડિયાઓ પછી એ ઘેર પહોચ્યો મા દીકરાની ભેટ થઇ બન્ને ખુબ રોવા શ્યેનચાગે પોતાના આસુ માની આખે ચોપડ્યા એ ચોપડતાની સાથે મા આધળી મટી દેખતી થઇ। નાનામા નાનો દીકરો અને વળી આટલો તેજસ્વી એટલે માબાપ તો શ્યેનચાગને ખુબ લાડ લડાવે ભાઇભાડુ પણ શ્યેનચાગને ઘેરી વળ્યા

પણ એ બધી મઝા એને માટે નીરસ હતી એને તો પોતાના એક મોટા ભાઈ જે મઠમા વસતા હતા તેમનો સહવાસ ગમતો મોટા ભાઇને જોઇને એને પણ સાધુની દીક્ષા લેવાનું મન થઈ ગયુ એવામા એક દિવસ સરકારી અધિકારી આવ્યો અને મોટાભાઈને સાધુની દીક્ષા લેવાની રજા આપી ચીનમા સખત ધારો હતો કે સરકારનુ પ્રમાણપત્ર મેળવ્યા સિવાય કોઇથી દીક્ષા ન લઇ શકાય શ્યેનચાગ દોડતો એ અધિકારી પાસે ગયો અને કહ્યુ, 'મને પણ સાધુ બનાવો ' અધિકારી સહેજ હસ્યો અને એ છોકરાની મશ્કરી કરીને કહ્યુ, 'તારા જેવા નાના છોકરાને સાધુ ન બનાવાય નાનાઓને સસારનું યે ભાન ન હોય તો સાધુપણાની ગમ કેમ પડે ? જા, તારા ભાઇ જેવડો મોટો થઇશ ત્યારે તને રજા મળશે' શ્યેનચાગનુ મો લેવાઇ ગયુ તેને ક્યાય ચેન ન પડે તેણે મઠની આસપાસ સવારથી સાજ સુધી પ્રદક્ષિણા કરવા માંડી ન ખાય કે ન પીએ; બેબાકળો થઇને ફર્યા જ કરે. લાગલાગટ બે ત્રણ દિવસ સુધી તેની આવી દશા જોઇ એ અધિકારીને બાળક ઉપર દયા આવી તેણે બાળકને બોલાવ્યો અને પુછ્યુ, 'બોલ, તુ સાધુ થઇને શું કરીશ ?' 'શું કરીશ શુ ? બુદ્ધ ભગવાનના બધા ગ્રથો શોધી કાઢીશ અને એનો પ્રચાર કરીશ બુદ્ધ ભગવાને ફરમાવ્યુ છે તે કરીશ ' નાના બાળકનો આવો જવાબ સાભળી અધિકારી ચકિત થયો અને પીગળ્યો તેણે શ્યેનચાગને દીક્ષા લેવાની રજા આપી તે બોલ્યો, 'તારા જેવા તેજસ્વી બાળકો જ સાધુપણું ઉજાળી શકે. તુ ભલે નાનો રહ્યો, તને સાધુ થવાની રજા છે.

મઠમા દાખલ થયા પછી તેણે શાસ્ત્રાર્થ કરવાનુ શરૂ કર્યું અનેક મોટા સાધુઓને એ બાળક પાસે માથુ ઝુકાવવુ પડતુ. બૌદ્ધ શાસ્ત્રોના તે કહે એ જ અર્થ બધાને સ્વીકારવા પડતા. પણ શાસ્ત્રાર્થમા વિજય પામવાથી એ છકી ન ગયો તે તો વિહારમા શાન્તિથી રહી પોતાના અભ્યાસમા ઉંડો ને ઉંડો ઉતરતો ગયો. અને અતે ચીનમા અભ્યાસ કરવાની બધી સામગ્રી ખુટાડી તેણે હિદ તરફ નજર ફેરવી

## સ્વ. મદનલાલ ગજ્જર

કેટલાક માસ પહેલા ગુજરાતે એક શાન્ત અને નમ્ર વિજ્ઞાનસેવક ગુમાવ્યો છે છાપાઓમા એના અવસાનની ટુકી નોધ આવેલી એમને વિષે વધારે માહીતી આપતો એક ટુકો પરિચયલેખ ડૉ કાન્તિલાલ પંડ્યાએ હમણા 'ગુજરાતી'મા આપ્યો છે તે આ નીચે ઉતાર્યો છે

વધારે તેજસ્વી, વધારે વિખ્યાત ને વધારે મોટા નામવાળા પ્રોફેસર ટી કે ગજ્જર એ મદનભાઇના કાકા થાય મદનભાઇની પૂર્વાવસ્થા કાકાની છાયામા ગઇ રસાયનનો રસ પણ ત્યાથી જ લાગેલો મુંબાઇમા રસાયન લઇ એમ એ થએલા આરભના વિદ્યાર્થિમડળમાના મદનભાઈ એક હતા. ત્રીસ વર્ષની અંદર યુવાનોનો સારો કાફલો રસાયન એમ એ.ની ડિગ્રી લઇને નીકળ્યો હતો ગેન્ટ ઝેવિયર કૉલેજમા ફાધર કેપ હતા અને વિલ્સનમા પ્રો ત્રિભુવન ગજ્જર હતા તે વડના વિદ્યાર્થીઓમાના હજી પણ કેટલાક વિદ્વાન છે ને સારી સ્થિતિએ છે ગુજરાત કૉલેજના પ્રો. કાગા; હાલ વ્યાપારમા પડેલા પણ તે પહેલા એલ્ફિન્સ્ટન તથા કાશીની સેન્ટ્રલ હિંદુ કૉલેજમા રહેલા, પ્રોફેસર ડૉક્ટર વસનજી દલાલ, અજમેરની મેયો કૉલેજવાળા પ્રો લક્ષ્મણ સાઠે, રાસાયનિક ઉદ્યોગને કાઠિયાવાડમા ખીલવનાર, થોડો સમય જુનાગઢ કૉલેજના પ્રોફેસર વલ્લભચદ પારેખ; એક સમયે ગુજરાત કૉલેજના પ્રોફેસર સાકળચદ શાહ ઈત્યાદિ નામો તરત સ્ફુરે છે

પ્રો ત્રિભુવન ગજ્જરનો એક રસાયનના વિજ્ઞાનશાસ્ત્ર ઉપર હતો તે કરતા તેની ઔદ્યોગિક પ્રયોજના ઉપર વિશેષ હતો વિલ્સન કૉલેજની પ્રોફેસરી છોડી, એમણે મોટા ભવ્ય

આદર્શથી મુંબઇમાં જ એક ટેક્નો-કેમિકલ લેબોરેટરી કાઢી તેમાં ઉપર જણાવેલ યુવકવૃન્દમાંના કેટલાક સહાયક-અધ્યાપક તરીકે જોડાયા હતા મદનભાઈ પણ તેમાંના એક હતા મદનભાઇએ અધ્યાપકપણું બહુ થોડું કર્યું હતું, પણ થોડા સમય પછી અધ્યાપન બંધ થયું ને તે કારખાનાઓના કામમાં પડ્યા

ગજ્જર સાહેબની ઉત્તરાવસ્થા કરુણ ને દુ:ખભરી હતી તેમ કેટલાક યુવાન જીવનો પણ તેથી નિરાશામાં પડ્યા હતા ધીરેધીરે, ગજ્જરના નામથી જાણીતી થએલી દવાઓ બનાવવાનું કામ—'આયોનિક ફાર્મસી'નું કામ મદનભાઇએ હાથમાં લીધું ને પછીનાં વર્ષોમાં તેને કાંઈક વધાર્યું પણ ખરૂ

એમનાં ફોઇ, ગં સ્વ નાનીબ્હેન ગજ્જરે આરંભેલા વનિતા વિશ્રામમાં અન્ત લગી મદનભાઇએ જે સક્રિય રસ લીધો છે, જે મુંગુ સમર્પણ કરેલું છે અને જે વહીવટી શ્રમ ઉઠાવ્યો છે તે ઘણી વ્યક્તિઓ જાણે છે કન્યા તથા સ્ત્રીશિક્ષણમાં વિજ્ઞાનનું જ્ઞાન તથા વિજ્ઞાનની પદ્ધતિ ઉતારવાના એમના પ્રયાસોમાંના કેટલાક સફળ પણ થયા છે ને તે શિક્ષણના અભ્યાસકોનું ધ્યાન ખેંચે એવા છે વનિતા વિશ્રામ એ ગુજરાતના સ્ત્રીશિક્ષણના ઇતિહાસમાં જેવોતેવો બનાવ નથી, ને વનિતા વિશ્રામના ઇતિહાસમાં મદનભાઈનું સમર્પણ તથા સેવા બહુ ઉચ્ચ સ્થાને વિરાજશે

ઔદ્યોગિક રસાયનશાસ્ત્રી તરીકેનું જીવન આપણા દેશમાં બહુ થોડા હિંદવાસીઓને સદ્યું છે અમેરિકન, મોટા હોદ્દાની તથા લાગવગની રૂઇએ તેમાં સારી કમાણી કરી શકે છે પણ હિંદવાસીઓમાં તેનો સ્વતંત્ર ધંધો હજી ધંધા તરીકે જામ્યો નથી મદનભાઇને ઘણી મુશ્કેલીઓ નડી, અને તે સર્વની સામે થવામાં અને હતાશ થઇ છોડી ન દેવામાં એમણે ઘણું ધૈર્ય ને શાન્ત મનોબળ પ્રકટ કર્યાં છે

આવા કામને અંગે એમણે હિંદમાં ફરવાનું પણ શરૂ કર્યું અને એવા ભ્રમણોમાંના એકને પરિણામે એમનો ગ્વાલિયર રાજ્ય સાથે સંબંધ થયો ઉત્તર હિંદનું એક મોટું રાજ્ય મુંબાઇના એક રસાયનવિદ્‌ને બોલાવીને પોતાની ઔદ્યોગિક પ્રગતિનું રાસાયનિક કાર્ય સોંપે, એ નોંધવા જેવો બનાવ હતો. ગ્વાલિયરમાં એક રાસાયનિક પ્રયોગશાળા, એક નાનું પુસ્તકાલય, નાની વર્કશૉપ વગેરે શરૂ થયાં રાજ્યના બીજાં ખાતાંઓ, રાજ્યની કાચી પેદાશ ને અન્ય સાધનો અનુકૂળ હતાં

પણ આ શુભ કાર્ય બહુ ચાલ્યું નહિ, ને દેશી રાજ્યોમાં બને છે તેવા પ્રસંગોથી એ કામ અન્ય રસાયનશાસ્ત્રીને ધીમેધીમે સોંપાયું, મદનભાઇએ આખરે તે છોડી મુંબાઇમાં જ રહેવાનું નક્કી કર્યું અને ખેતવાડીમાં પોતાનું આયોનિક ફાર્મસીનું કામ જમાવ્યું

પ્રકૃતિથી બહુ જ માયાળુ અને ઉમળકાવાળા, દંભને પસંદ ન કરનારા, એટલું જ નહિ પણ સખ્ત રીતે ધિક્કારનારા, સુશીલ અનુગુણ પત્ની તથા બાળકોથી આનંદમય બનેલા સંસ્કારી ગૃહજીવનવાળા, સાચા અંતઃકરણના અને શક્તિ મધ્યમ છતાં ખંત, શ્રમ ને લાગણીવાળા તથા વૈજ્ઞાનિક સાહિત્ય માટે ખાસ દાઝ ધરાવનારા એક વૈજ્ઞાનિક એમના અવસાનથી ગુજરાતે ખોયા છે. રાસાયનિક ઉદ્યોગોનું વૈજ્ઞાનિક દૃષ્ટિથી કાર્ય કરનારા ગુજરાતના બહુ જ થોડા માણસો છે તેમાંના એક ગયા એ ગુજરાતને ખોટ છે

## સાહિત્યનું નોબેલ પ્રાઈઝ મેળવનારાઓ

ઈ સ ૧૯૦૭થી આજ સુધીમાં જુદાજુદા દેશના નીચેના વિદ્વાનોએ સાહિત્યનું નોબલ પ્રાઇઝ મેળવ્યું છે

| ઈ સ | નામ | સ્થળ |
|---|---|---|
| ૧૯૦૭ | રડયાર્ડ કિપ્લિંગ | ઇંગ્લંડ |
| ૧૯૦૮ | આર યૂકેન | જર્મની |
| ૧૯૦૯ | સેલ્મા લેગરલાફ | સ્વીડન |
| ૧૯૧૦ | પી હેસી | ફ્રાંસ |
| ૧૯૧૧ | જી મેટરલિંક | બેલ્જીઅમ |
| ૧૯૧૨ | જી હાટમેન | જર્મની |
| ૧૯૧૩ | રવીન્દ્રનાથ ઠાકુર | હિંદ |
| ૧૯૧૪ | કોઇને મળ્યું નથી | |
| ૧૯૧૫ | રોમાં રોલાં | ફ્રાંસ |
| ૧૯૧૬ | ફાન્ હિડેનસ્ટૅમ | જર્મની |
| ૧૯૧૭ | કે જીલેબક અને એચ પાટપીડન | રશિયા |
| ૧૯૧૮ | કોઇને મળ્યું નથી | |
| ૧૯૧૯ | સી સ્પિટેલર | |
| ૧૯૨૦ | નટ હૅમસન | નૉર્વે |
| ૧૯૨૧ | અનાતોલ ફ્રાંસ | ફ્રાંસ |
| ૧૯૨૨ | જે બેનાવાતે | સ્પેન |
| ૧૯૨૩ | ડબ્લ્યુ બી યીટ્સ | આયર્લંડ |
| ૧૯૨૪ | ડબ્લ્યુ રેમંટ | પોલૅંડ |
| ૧૯૨૫ | સિગ્રિડ | સ્વિટ્ઝરલૅંડ |
| ૧૯૨૬ | જ્યોર્જ બર્નાર્ડ શૉ | આયર્લંડ |

## પાછું હાંડલું ચઢાવવાનું જ આવ્યું !

ધાતુના તથા જેને મીનો અથવા તામચીની કહે છે તે ચડાવેલા ઇનામલના લોટા, ચલાણાં, પ્યાલા, રકાબી વગેરે વાસણો વાપરવામાં સમાએલા જોખમો વિષે ડૉ જી ડબ્લ્યુ મોહિયર વિલિયમ્સે એક લેખ લખીને, લોખંડના મીનો ચઢાવેલા ઇનામલના ચળકતાં વાસણોમાં રાંધવાથી અને ખાવાથી શું નુકશાન થાય છે તે બતાવ્યું છે

ઇનામલ (મીનો) કરેલા લોખંડના વાસણોમાં રાંધવા કે ખાવાથી તેમાંનો મીનો તડકીને તેની ધારવાળી કટકીઓ ખોરાક સાથે પેટમાં જઈ જખમો પાડે છે બીજી કોઈ ધાતુના નીકલપ્લેટ (ચાંદી જેવો ચળકતો સફેદ ગીલીટ) કરેલાં વાસણો

પણ એટ જ ભયાનક છે કેમકે એ ધાતુમા ફળ કે શાક બફાતા તેમા જે કુદરતી સહેજ ખટાશ રહેલી છે તે (કે તેલ ઘી અને) કોકમ વગેરેની ખટાશ તેને ઓગાળીને ખોરાકને બગાડે છે. એલ્યુમિનિયમ અને ઝિંક રાંધવાના કામ માટે નિરૂપયોગી છે અને લોખંડ તથા પિત્તળના વાસણ કટાઈ જાય છે તેથી નકામા છે. માટીનાં વાસણો રસોઈ માટે ઉત્તમોત્તમ છે એ આપણે અહીં તો અનાદિ કાળથી મનાય છે, પણ માટીના વાસણનુ રાંધેલું ગમે તેવું મીઠાશવાળું થતું હોવા છતા, આપણે છોડી દઈએ છીએ અને જ્યાંત્યાં કાચ, ઇનેમલ, એલ્યુમિનિયમ વગેરેના વાસણ મોટે ખર્ચે ઉપયોગમા લઈએ છીએ.

ઇનેમલ અને ચીનીના વાસણ પર જે ચકચકાટ આવે છે તે લાવવા માટે સોડા, રેતી અને સીસું વપરાય છે ભઠ્ઠીમાં જઈને એ બધુ ઓગળીને લેડ સિલિકેટ બને છે અને એ ઝેરી વસ્તુ આપણી રસોઈમાં ઉતરી આવી આપણને કાયમના રોગી બનાવે છે આપણે હાલમાં આપણી માટીની હાલ્લીઓ છોડીને એલ્યુમિનિયમને પકડતા જઈએ છીએ પરંતુ હાલ્લાં રાંધવામાં વાપરવા બહુ જ સલામતીભર્યા છે, સસ્તા છે, એમાં પૈસા રોકાઈ રહેતા નથી, તંદુરસ્તીની ખાત્રી રહે છે અને વળી સ્વદેશી ઉદ્યોગને ઉત્તેજન મળે છે એ વાત તો તદ્દન ભુલી જ જઈએ છીએ બહુ ઉકાળવાથી ધાતુના વાસણમા કે બીજી રીતે રાખવાથી જીવનરહિત થએલા ખોરાક ખાવાથી જ પાચનશક્તિ નરમ પડે છે ને તેનાથી અનેક રોગ થાય છે એ યાદ રાખવુ જરૂરનુ છે કે આપણે મોમા જે ભરી દઈએ તેના પર નહિ પણ જે કંઈ પચાવીએ તેના પર જ જીવીએ છીએ હાલ્લામા રાંધેલો કુદરતી ખોરાક પચી શકે છે તેમાં ધાતુઓ જેવી ' કેટલિટિક ઇફેક્ટ ' નથી, તે ખોરાકને પાકવા દે છે પણ તીવ્ર આંચ લાગવા દેતા નથી, તેથી ખોરાકના મીઠાશ-વીટામીન્સ-જળવાઈ રહે છે એ ખોરાક પચીને તેનું લોહી થાય છે.

## અંધાએ સર કરેલો કિલ્લો

બીજાપુરની દક્ષિણે આવેલ બદામી શહેરનો કિલ્લો પહેલા અજેય મનાતો હતો, પણ ઇતિહાસના લેખ છે કે એક અંધ માણસે એકવાર તે ખરેખર સર કર્યો હતો વિજયનગરના રાજ્ય પડી ગયા, હૈદરઅલી અને નિઝામ એમ અનેક સત્તાઓ બદલાતી આવતા ૧૭૮૬માં જનરલ મનરોએ સખત ટક્કર ગયા પછી તે સર કર્યો હતો પણ ૧૮૦૦મા નારાયણ દત્તાત્રેય નામના અંધ બ્રાહ્મણે ૧૨૫ આરબની ટોળીની સરદારી લીધી આ બ્રાહ્મણને કિલ્લાના બધા ભાગોની પુરી માહિતી હતી અને તેણે એ જતુની લશ્કરને હાથ કરી શકાય એવી જગ્યાઓ બતાવી.

બરાબર તૈયારી કરીને તેમણે હુમલો કર્યો કિલ્લેદારોને ફટાવી દઈ એ ટોળાએ કિલ્લો કબજે લીધો કિલ્લેદારી હાથ કરીને શહેર કબજે કર્યું ને તે અંધ બ્રાહ્મણ રાજા બન્યો પણ તેણે સ્થિતિ સંજોગ જોઈ નિઝામનું પડખુ પસંદ કર્યું અને રાજની તિજોરી તથા વેપારીઓને લુટી નિઝામના રાજ્યમા નાસી જઈને નજરાણુ કર્યું અને પાછો બદામી આવ્યો, પણ થોડા વખત પછી બ્રિટિશ વિલિંગ્ટનના નાનકડા લશ્કરને હાથ તે પકડાયો એ કિલ્લાની બાંધણી બહુ ચતુરાઈ ને યુક્તિભરી છે



## આઈસ્ક્રીમ બનાવતી વખતે બરફમાં મીઠું કેમ નાખે છે ?

મીઠુ નાખવાથી બરફ અને મીઠાના મિશ્રણ ઉપર બહારની ગરમીની અસર જલદી નથી થતી મીઠાવાળુ પાણી બરફની ઠંડીમા પણ પ્રવાહી રહી શકે છે અને બહારની ગરમીથી તેને તપતા વાર લાગે છે આથી બરફમા મીઠું નાખવાથી ઓછે બરફે આઈસ્ક્રીમ બની શકે છે

આ જ કારણથી ડાક્ટરો સાધારણ તાવવાળા દર્દીને માથે બરફ મુકવાને બદલે પાણીમા મીઠુ, નવસાર કે સુરોખાર નાખીને તેના પોતા, અથવા પાણીમા કોલન વૉટરના ટીપા નાખી તેના પોતાં મુકવાનુ કહે છે કારણકે આ વસ્તુઓ પાણીમા નાખવાથી પાણીની ગરમી ઘટી જાય છે અને તે ઠંડુ થઈ જાય છે આઈસ્ક્રીમ બનાવતી વખતે બરફમા મીઠુ નખાય છે, કારણકે તે સોઘુ અને જ્યારે જોઈએ ત્યારે, ગમે તેટલા પ્રમાણમા, ગમે ત્યાથી મળી શકે છે

## શતાયુ

બાઈ શિવબાઈ નામના એક ગુજરાતી સ્ત્રી ૧૦૦ વર્ષ જીવ્યા હતા વલ્લભદાસ નંદરજી નામના ગૃહસ્થ પણ ૧૦૦ વર્ષ જીવેલા. હૈદ્રાબાદના પહેલા નિઝામ ૧૦૪ વર્ષ, વનરાજ ચાવડો ૧૧૦ વર્ષ; ગોવર્ધન ગઢેરિયા નામના બનારસ પાસેના ગામના રહીશ ૧૧૬ વર્ષ; ઝાલોદ તાલુકાના ગોસાબુ ગામની એક બાઈ ૧૧૭ વર્ષ, બ્રહ્મચારી ગોસાઈ લક્ષ્મણપુરી ૧૧૯ વર્ષ, ઉમરેઠનો એક માણસ ૧૨૦ વર્ષ, દેવગઢનો એક મોચી ૧૨૫ વર્ષ, હજારા પરગણાનો કદરાન નામનો એક મુસલમાન ૧૨૫ વર્ષ, અને વસો ગામના એક દેસાઈની સ્ત્રી ૧૩૫ વર્ષ જીવ્યા હતા। (મા. દા. શા.ળ)

શ્રી દાદાભાઈ નવરોજીની ૮૬ મી વર્ષગાંઠને દિવસે 'સત્સંગ' પત્રના અધિપતિએ તેમને અભિનંદન આપતાં પુછ્યું, 'દાદા, આપ ૮૬ છતાં જુવાન જેટલા હેમવાન છો તો આપ શરીર-રક્ષણના કેવાક નિયમો પાળો છો ?'

દાદાએ જવાબ આપ્યો, 'હું કદી દારૂ પીતો નથી, તમાકુ તથા માંસને અડતો નથી, તેલના તેમજ અથાણાં ખાતો નથી અને તમોગુણી સેવન તથા આચારવિચારને તો મેં નાનપણથી જ તિલાંજલિ આપી છે.'

ઘણીવાર મીણબત્તી સળગતી હોય છે ત્યારે ઓગળેલ મીણનો રસ બહાર ઢોળાઈ જાય છે ને મીણબત્તી જલદી ખલાસ થઈ જાય છે. આમ ન થવા પામે એટલા માટે તેના ઉપર અગાઉથી વારનિશનું પડ ચડાવી મુકાવી દેવી પછી ગમે તેવા પવનમાં પણ મીણ ઢોળાશે નહિ ને મીણબત્તી વધારે વખત બળશે.

કરોળિયો એક દિવસમાં પોતાના શરીરના વજન કરતાં ૨૭ ગણું ખાય છે.



કાઠિયાવાડી વાતાવરણનો તાદૃશ ચિતાર આપતું આ ચિત્ર એ જીવનનો આપણને સુંદર પરિચય કરાવે છે. કુદરતને ખોળે સ્વાભાવિક જીવન ગાળતી આ વ્યક્તિ એના પરિમિત સાધનોમાં પણ કેટલી સંતોષી ને સુખી લાગે છે !



### મિનિટ મૅન

અમેરિકાનો અંગ્રેજો સામેનો સ્વાતંત્ર્ય વિગ્રહ જ્યારે ચાલતો હતો ત્યારે ત્યાંનો દરેક માણસ દરેક પળે લડાઈ માટે તૈયાર જ રહેતો. ખેડુત ખેતરમાં કામ કરતો હોય કે સુતાર કોઠમાં ઘડતો હોય ત્યાં, લડાઈનું બ્યુગલ વાગતાં વેંત તે હાથમાંનું હળ કે હથોડો પડતો મુકી એક જ મિનિટમાં બંદુક લઈ લડાઈ માટે તૈયાર થઈ જતો. આમ એક ક્ષણમાં યુદ્ધ માટે તૈયાર થઈ જનાર એ 'મિનિટ મેન' કહેવાતા. ઉપરનું ચિત્ર એવા એક માણસનું છે.

### જાદુઈ રકમ

૪૫ માંથી ૪૫ બાદ કરશો તો યે પાછા ૪૫ જ વધવાના !

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૯ | ૮ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | = ૪૫ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | = ૪૫ |
| ૮ | ૬ | ૪ | ૧ | ૯ | ૭ | ૫ | ૩ | ૨ | = ૪૫ |

**સૂર્યનો પ્રકાશ અટકાવવા બારણાં બંધ કરશો તો દાક્તરને માટે બારણાં ઉઘાડવાં પડશે.**

કેટલાક વર્ષ પહેલાં અમેરિકન કોંગ્રેસમાં પાસ થએલા એક બિલમાં એક અલ્પવિરામનું ચિહ્ન ભુલથી રહી ગયું હતું, તેને લીધે અમેરિકન સરકારને દસ લાખ ડૉલરનો ચાંલ્લો ચોટ્યો હતો !

દુનિયામાં સૌથી પહેલું દૈનિક છાપું ('ડેઇલી કરન્ટ' નામનું) ઈ. સ. ૧૭૦૨ના માર્ચમાં લંડનમાં મિસ એલિઝાબેથ મૅલેટ નામની બાઈએ શરૂ કર્યું હતું.

થોડો વખત અવાવરૂ પડી રહેલો સીવવાનો સંચો, ટાઇપરાઇટર કે એવો કોઈ સંચો જ્યારે ફરીથી વાપરવો શરૂ કરીએ છીએ ત્યારે તે બરાબર સહેલાઈથી ચાલતો નથી, કેમકે તેના જુદા જુદા ભાગોને સહેલાઈથી ફરવામાં મદદ કરનાર તેલ તેમાં જામી ગયું હોય છે. એક જાડા કપડાને ખુબ ગરમ કરી એ સંચા ફરતું થોડી વાર વીંટી રાખવાથી એ તેલ પીગળીને પાતળું પડી જશે ને ચક્રો પાછાં બરાબર ફરવા માંડશે.

દુર્ગંધ આવતી શીશીમાં સાબુનું પાણી રેડી ખુબ હલાવો, પછી ચોખ્ખા પાણીથી સાફ કરી નાખો. દુર્ગંધ દૂર થઈ જશે.




ટાંકને માત્ર પાણીમાં બોળવાથી જ શાહીના અક્ષર લખી શકાય એવી એ યુક્તિ છે. ઉપલા ચિત્રમાં બતાવ્યા મુજબ જાંબલી રંગનો નાનો ગાંગડો જરા ભીંજવીને ટાંકની નીચે ચોંટાડી રાખવો. જ્યારે લખવું હોય ત્યારે ટાંક પાણીમાં બોળવાથી થોડો થોડો રંગ ટાંકમાં ઉતરશે અને લખાશે. લખીને ટાંક લુછવી નહિ પણ એમ જ સુકાવા દેવી.

શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડ તરફથી

ઇ સ. ૧૮૯૦મા સ્થાપવામા આવેલું

## ઉદ્યોગ હુન્નર તેમજ કળાકૌશલ્યનું પ્રસિદ્ધ વિદ્યાલય

# કળાભવન વડોદરા

આ કળાભવનમાં નીચે મુજબની આઠ શાખાઓમાં જુદાજુદા હુન્નરઉદ્યોગ તેમ જ કળાકૌશલ્યને લગતા ઉંચા પ્રકારના ત્રણ કે ચાર વર્ષની લંબાઇના ડિપ્લોમાવાળા અભ્યાસક્રમો શીખવવામાં આવે છે. તેમાથી પહેલી છ શાખાઓના ડિપ્લોમા અભ્યાસક્રમોમાં માત્ર મૅટ્રિક પસાર કરેલા વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવે છે ને તે શિક્ષણ અંગ્રેજીદ્વારા અપાય છે.

| શાખાનું નામ | મુખ્ય અધ્યાપક |
|---|---|
| ૧ મિકેનિકલ એન્જીનીઅરિંગ... | પ્રો. દત્ત M. Sc. E. E. &c. (Illinois U. S. A.) |
| ૨ ઇલેક્ટ્રિકલ એન્જીનીઅરિંગ... | પ્રો. સરકાર M. Sc. (Calcutta) B. Sc. (Edinburgh) |
| ૩ કેમિકલ ટેક્નૉલૉજી ... ... ... ... | પ્રો. શ્રૉફ M. A. (Bombay) |
| (અ) રંગવા, છાપવાના ઉદ્યોગો ... ... | સી. પટેલ M. Sc. (Bombay) |
| (બ) સાબુ, તેલના ઉદ્યોગો ... ... ... | " |
| ૪ સિવિલ અને સેનિટરી એન્જીનીઅરિંગ ... ... ... | પ્રિન્સિપાલ અને મિ. ગુપ્તે B. Sc. B. E. (Bombay) |
| ૫ સ્કુલ ઑફ કૉમર્સ ... ... ... | ...મિ. અમીન B. Com. (Bombay) |
| ૬ આર્કિટેક્ચર ... ... ... | ...પ્રો. વડનેરકર L. R. I. B. A. (London) |
| (અ) હિંદુ સ્થાપત્ય ... ... ... | મિ નર્મદાશંકર સોમપુરા |
| ૭ સ્કુલ ઑફ આર્ટ ... ... ... ... ... | શ્રીયુત પ્રમોદકુમાર ચેટરજી |
| (અ) હિંદુ ચિત્રકળા | " |
| (બ) ફોટોગ્રાફી અને પ્રોસેસ વર્ક | મિ. દેદારે |
| (ક) ઇન્ડસ્ટ્રીઅલ ડીઝાઇનિંગ | મિ. માણેકશા |
| ૮ વણતર શાળા ... ... ... ... | મિ પ્રધાને L. T. M. (Bombay) |
| શાસ્ત્રીય વિષયો | પ્રો. દેશી A. M. (Columbia U. S. A.)&c. |
| " | પ્રો. વખારિયા M. A. B. Sc. (Bombay) |

ઉપર દર્શાવેલી શાખાઓમાથી બધી શાખાઓમા વ્યાવહારિક જ્ઞાન આપવાના ઉદ્દેશથી સર્ટિફિકેટવાળા અભ્યાસક્રમો પણ ગુજરાતી ભાષાદ્વારા ચલાવવામાં આવે છે: તેમાં દાખલ થવા માટે ગુજરાતી સાતમું ધોરણ કે અંગ્રેજી પાચમું ધોરણ પસાર કરેલું હોવાની જરૂર છે.

આ સંસ્થામાં ઉપરની પહેલી છ શાખાઓની વાર્ષિક શિક્ષણ ફી રૂ. ૫૦-૦-૦ છે. બાકીની બધી શાખાઓની શિક્ષણ ફી તેથી અર્ધી, એટલે દર વર્ષે માત્ર રૂ. ૨૫-૦-૦ જેટલી છે.

શિક્ષણવર્ષની શરૂઆત જુન માસના છેલ્લા સોમવારથી થાય છે. દાખલ થવાની અરજીઓ માત્ર મે માસ દરમિયાન લેવામા આવે છે. વડોદરા રાજ્યના ઉમેદવારોને પહેલી પસંદગી આપવામાં આવે છે.

કળાભવનમાં હજી પણ વિશેષ સુધારા વધારા દાખલ કરીને તેને ઉંચા પાયા ઉપર લાવી મુકવા સારૂ હાલમાં જ મી. ડિ. મૉરસીઓર નામના એક સિવલ એન્જીનીઅરને ડિરેક્ટર તરીકે નીમવામાં આવેલા છે

વડોદરા | છોટાલાલ હ. વોરા
તા. ૩૧-૧-૨૭ | પ્રિન્સિપાલ કળાભવન



## ત્રણ અક્ષરનું નામ કુમાર અને એનાં ત્રણ ખાતાં

| કુમાર પ્રોસેસ સ્ટુડિયો | કુમાર પ્રિન્ટરી | કુમાર ચિત્રકાર મંડળ |
| --- | --- | --- |
| જે સુંદર બ્લૉક બનાવે છે | જે કલાત્મક છાપકામ કરે છે | જેમાં અનુભવી ચિત્રકારો છે |

## કુમાર કાર્યાલયનાં એ ત્રણ ખાતાંમાં તૈયાર થએલાં ત્રણ અદ્દલ પુસ્તકો

### તણખા

ગુજરાતી સાહિત્યમાં ટૂંકી વાર્તાઓના અનન્ય લેખક

### ધૂમકેતુ

ની ઉત્તમ અને નવી ટૂંકી વાર્તાઓનો સંગ્રહ
૨૮૦ પાના
૩ ત્રિરંગી તથા ૧૦ સાદાં ચિત્રો
ઉંચા કાગળ ઉત્તમ છપાઈ
કીં રૂ ૨ પો. જુદું

### રવિશંકર રાવળના

### સોળ સુંદર ચિત્રો



### ત્રિરંગી ને બેરંગી ચિત્રોનું આલબમ

ઘરને સત્કાર ને શણગાર આપે એવી અનેરી ચીજ
તમારા જીવનમાં નવરંગ આપે એવા અનનવ રંગદર્શન
**ગુજરાતની કલાનો પહેલો પ્રતિનિધિ ચિત્રસંગ્રહ**
રજિસ્ટર્ડ પોસ્ટેજ પૅકિંગ સાથે દોઢ રૂપિયામાં ઘેર બેઠાં

### બાળ વાર્તાવલિ

શ્રી નાગરબહેન મહેતાએ સંપાદિત કરેલી ઘરની બાળવાર્તાઓને સુંદર સચિત્ર સ્વરૂપ આપતું પુસ્તક
નવા મજબૂત કાગળ મોટા ટાઈપ
બાળકલ્પનાને અનુકૂળ ચાર ત્રિરંગી અને ત્રીસ ઉઠાવદાર ચિત્રો
કીં રૂ ૧॥ પો. જુદું

---

### પણ તમે 'કુમાર'ના ગ્રાહક છો ?—તો

# તમને

## એ ત્રણે પુસ્તકો, તથા સાથે પેલું મોટું સુંદર પુસ્તક

૫૪૪ પાનાં **હાજીમહેમ્મદ-સ્મારક-ગ્રંથ** ૧૩૨ ચિત્રો

**એ ચારે સસ્તામાં મળશે: જરા નીચેનો હીસાબ વાંચી જુઓ**

સ્મારક-ગ્રંથ ([illegible]) સોળ સુંદર ચિત્રો (૧-૪-૦) તણખા (૨-૦-૦)
બાળવાર્તાવલિ (૧-૮-૦) બધાનું રજિ. પોસ્ટેજ (૦-૧૨-૦)

**કુલ રૂ. ૧૧-૮-૦ પણ તમને રૂ. ૧૦માં ઘેર બેઠાં**

**તમારો ગ્રાહક નંબર લખી મોકલી આજે જ મંગાવી લો**







તંત્રી રવિશંકર રાવળ; મુદ્રક-પ્રકાશક બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી-કુમાર કાર્યાલય ૨૭૦૬ રાયપુર અમદાવાદ

લવાજમ વરસના રૂા. ૬° પરદેશના રૂા. ૭ અથવા ૧૧ શિ. મુંબાઈના એજન્ટ: સી જમનાદાસની કં પ્રિન્સેસ સ્ટ્રીટ, ગ્રાહકો વરસની શરૂઆતથી (એટલે પોષના અંકથી) નોંધવાનો રિવાજ છે. વરસની અધવચથી ગ્રાહકો નોંધાતા નથી


લેખકો લેખોને ઉગતી મર્જી માટે કંઇક ખાસ પ્રેરક કહેવાનું હોય તે જ લખે, અને પોતાના લખાણ બની શકે તેટલાં ટુંકા, કાગળની એક જ બાજુએ, શોખે અક્ષરે, પુરાં નામ ઠામ સાથે, અને પાછાં મંગાવવાં હોય તો પોસ્ટેજ સાથે મોકલે.

**જેમને અંક ન મળતા હોય તેમણે**

અંક બહાર પડ્યા પછી સ્થાનિક ફિરાદની અંદર ગ્રાહકને જાણ કરવી. તે પછી આવની ફરિયાદોને પહોંચી વળના અમે બનાતા નથી. દરેક અંક પ્રગટ થયાની જાહેરખબર 'સૌરાષ્ટ્ર'માં પ્રગટ થાય છે.




'કુમાર'ના માર્ચ ૧૯૮૩ના અંકનું મુખચિત્ર





આવતી કાલનાં નાગરિકો ઘડતું
વર્ષ ૪: અંક ૨ આજનાં ઘરોનું માનીતું માસિક માઘ: ૧૯૮૩

# સાધના

મહત્ત્વાકાંક્ષાની મીટ ભરીને પછી તો જીવનનો આતુર મુસાફર સાધનાની વાટ તરફ પગલાં માંડે છે. અને ખરૂં જ તો. મનમા મોટી ઇચ્છાઓ કરી હાથપગ જોડી બેસી રહ્યે શો આરો ? એને જીવનમાં ઉતારવા માટે તો ઉગ્ર ઉપાસના કરવી પડે. એ સાધના.

ખોટી મોટાઇ મેળવવાની ઝંખના પાછળ ઘણા જે ધમાધમી અને મથામણ કરે છે તે સાધના નહિ. સાધનાનો તો પહેલો જ મંત્ર છે આંતરશુદ્ધિ કરી પાત્રતા કેળવવાનો; પાંગરતી શક્તિઓને વેડફી દેવાને બદલે તેમને કેન્દ્રિત કરી એક ધ્યેય તરફ વાળવાનો.

સાધના એટલે કોઈ કલ્યાણપ્રદ હેતુ ખાતર માંડેલી તપસ્યા. એને માટે અખુટ ઉત્સાહપૂર્વક કરેલું મુંગું મંથન; એની પાછળ અવિરત ઉદ્યોગ કરતાં કરતાં ફના થઈ જવાની ખુમારી; લેશમાત્ર ધીરજ ખોયા વિના અનંતકાળ સુધી મથ્યા કરવાની અપરાજિત સહનશીલતા.

સાધક એટલે અનુભવનો ભીષ્મ: નવ્વાણુ હાર ખાઇને ઉઠેલો નાર ટેકીલો ધૈર્યશીલ આત્મા હળવા શબ્દોમા કહીએ તો, લોહી અને પરસેવો કાઢવાની પ્રમાણિક રીત તે સાધના.

અને એવી સાધનાને કશું અસાધ્ય નથી.

દેશળજી પરમાર



રમત માત્ર કુદરતી પ્રેરણા અને સ્વતંત્રતાના વાતાવરણમાં જન્મે છે રમત અને 'લેસન'નો ફરક એટલો જ છે કે 'લેસન' કોઇ હેતુથી, કોઇના તરફના દબાણથી કે કોઇ જાતની ફરજથી કરવાનો હોય છે, અને તે જડ ભાર લાગે છે રમતમાં ઘણી વાર વધુ કરતાં વધુ શ્રમ, વધુ એકાગ્રતા તથા એકનિષ્ઠાની જરૂર પડે છે, છતાં તેમાં જીવની પોતાની સ્ફુરણા હોવાથી તેનો ભાર કે થાક જણાતો નથી અને પરિણામે વિકાસ અને બળ આપોઆપ મળી જાય છે

રમત પરાણે રમાતી નથી પાઠ તો દાબથી, કાયદાથી, લાલચથી કે હરીફાઇથી કરાવી શકાય છે આટલી તો સિદ્ધ વાત છે કે જે જે વિષયો શાળામાં નથી ચાલતા તેમાંનો કોઇ પણ વિષય વિદ્યાર્થી પોતાના શોખથી કરતો હોય છે, ત્યારે તેમાં તે બેહદ ઉમંગ અને મહેનત બતાવે છે જે વાર્તા શાળાના અભ્યાસમાં પાઠ્ય પુસ્તક તરીકે દાખલ થાય છે તે વિદ્યાર્થીને કટાળો આપતી લાગે છે, પણ જે વાર્તા તે પોતાની મેળે નિજાનંદ ખાતર વાચવા ઉપાડે છે તે રાત જાગીને પણ વાચી કાઢે છે અને તેની અસર વડે તેનું જીવન ઘડાય છે

છોકરાઓના પોતાના સાહસથી કે સંપથી ચાલતા મંડળો અને અખાડા જુઓ; અને સ્કૂલની કસરતશાળા કે ક્રિકેટ ક્લબની હાજરી જુઓ. તરત દાખલો કે સ્વેચ્છાથી કરવાના વિષયમાં હુકમ કે ફરમાન આવતાં તેનો રસ ઉડી જાય છે શેરીઓમાં અને પોળોમાં રજાને દિવસે છોકરાઓ કે છોકરીઓ રમતની જે ધુન મચાવે છે તે વાતાવરણ નિશાળના મેદાનમાં કે શાળાના મેળાવડામાં નહિ જુઓ કારણ, બધે જ કડક નિયમપાલન અને નહિ તો તેના ભંગ માટે જપ્તીની તલવાર જેવા કાયદા, ઓછા માર્ક (માઇનસ) કે કંઈ સજા કે માસ્તરની ટીકા! 'સ્કાઉટિંગ' જેવો અતિ રસ-



દાયક વિષય પણ આવા જ કારણે મોટે ભાગે સફળ થઈ શકતો નથી, એવી 'ફરિયાદ' ઘણા સ્કાઉટ માસ્તરોએ અમને આપી છે શાળામાં મળેલા દિવાની ફોજદારીનો હક્ક છોડતા શિક્ષકોને, વાઇસરૉયને હિંદ છોડતા લાગે, તેના કરતાં યે વધુ આચકો લાગે છે.

શિક્ષકોની કરડી કટાક્ષભરી આંખ તેમની અને વિદ્યાર્થીની વચ્ચે મોટું અંતર રાખે છે શાળાના પાંચ ય કલાક એ આંખ નીચે થાક અને કંટાળો ભોગવતો વિદ્યાર્થી ક્યારે છુટું ક્યારે છુટું નો જપ જ કરતો હોય છે વધારાના લેસન તો એકલા'ગમે તેમ ઢસડી કાઢીશું એમ સમાધાન લેતો ઘેર જાય છે ઘણી વાર તો સ્વપ્નામાં પણ ભવાં ચડાવેલા ગુરુદેવના દર્શન પામતો હોય છે

આ બધું જાણે કે હજી ઓછું હોય તેમ હેડમાસ્તર સાહેબો અને પ્રિન્સિપાલ સાહેબોએ તેમને પોળના મિત્રોથી છુટા પાડી સાંજનો બાકીનો બધો વખત પોતાની હકુમત નીચે ખેંચવા માંડ્યો છે ઘણા સારામારા ખેલાડી અને કસરતબાજોનો ઉત્સાહ ઠંડો કરવામાં જાણીતી સંસ્થાઓના અતિ વિદ્વાન પ્રિન્સિપાલો કારણભૂત થયા છે તેના પણ દાખલા અમને મળ્યા છે



જે કામમાં હાથની મજુરીની જરૂર પડે અને જેમાં હસ્તકુશળતાના વિકાસને અવકાશ હોય તેનું નામ ઉદ્યોગ અને ઉદ્યોગ વિના અભ્યાસ કદિ પણ તેજસ્વી થનાર નથી

શાળાઓએ વિદ્યાર્થી જીવનનો બધો વખત દબાવેલો હોવાથી આજે પોળોમાંથી પહેલાની રમતો અદ્રશ્ય થઇ છે આજે પોળોમાં રસ્તાઓમાં ગજોટા રમતા છોકરાઓ, ભમરડાની ઉપર લગાવતા નિશાનબાજો કે મોઇદાંડાની રમઝટ બોલાવતા બહાદરો દેખાતા જડતા નથી નાનાનાના બાળકો પણ ગંભીર મોં લઇ નિશાળે જાય છે ને આવે છે, અને ઓટલે બેસી થાક કે પાઠનું દળદર ઉકેલતા નજરે પડે છે.

કન્યાજીવનના કિલકિલાટ કે ઘાંઘાટ ઉપર પણ શાળાના જ શાપ પડ્યા છે એમ કહીએ તો ખોટું નથી. ભાઇ ઝવેરચંદ મેઘાણી, પોતે ઉમંગથી જ ભંડાર પાડેલી ગ્રામ્યકન્યાઓની પ્રસ્તાવના લખીને આપણને એ જીવનનું એક સુદર સ્વપ્ન યાદ કરાવે છે, પણ શાળામાં છોકરાઓની પેઠે જ લેસન અને પરીક્ષાના પોટલાં વહેતી નાની બહેનોને જોઈ વિચાર આવે છે કે તેઓ પોળ અને ઘર સુના રાખી શાળાના ગોખંડા ઓરડાઓમાં 'રાસ, ગરબા કે રસોઇના રસ શી રીતે સમજતી હશે? શાળાનો વખત એટલો લાંબો, નિરર્થક ક્રિયાઓથી ભરેલો અને થકવનારો થઈ પડે છે કે જીવનની બીજી ક્રિયાઓમાં રસ લેવાની ઊર્મિ જ મરી જાય છે પરીક્ષા ખાતર કે મેળાવડાના જશ ખાતર ક્રિયા થાય ત્યારે દિલના ઉમળકા અપૂર્ણ જ રહે

સાહિત્ય, કળા, તથા હુન્નર ઉદ્યોગો ખીલવનારાં માણસોના ઇતિહાસ તપાસશો તો માલુમ પડશે કે તેમને પોતાની ધુન ચાલુ રાખવા 'પુષ્કળ વખત અને નવરાશ મળતા' તેમને કોઇએ રોકયા હોત, કંઇ બીજાં કામોનો તેમને ભાર હોત તો તેઓ કશું સાધી શકયા ન હોત શરીરવિકાસ કરનારા માણસોને પણ પોતાનો વખત સ્વાધીન રાખવો પડતો હતો

દેશને સાધનો કરતા ય શક્તિની વધુ જરૂર છે. શક્તિ જળવાશે તો સાધનો ઉત્પન્ન કરી લેવાશે

## પાનખર

પાનખર આવી પહોચી છે. ગામ બહારનુ એકેએક ઝાડ વાયુ વડે હાલી રહ્યુ છે અને પાકાપીળા જીર્ણ પાન ખેરવી રહ્યુ છે. કુદરત ચેતનભરી ધ્રુજારીઓથી ગતિમાન બની છે

શિયાળાથી ઉનાળો, ઉનાળાથી ચોમાસુ અને ચોમાસાથી પાછો શિયાળો—એ ઋતુચક્ર જુદીજુદી અસર અને મીઠાશથી કોઈ એવી અજબ રીતે ચાલે છે કે એમાં કુદરત અને આખી માનવજાત પળેપળ નવા પ્રાણ મેળવી શકે છે.

શિયાળો સ્થૂલના સકોચની ને શક્તિના સગ્રહની ઋતુ છે એનો કોરો ને ઠડો પવન સઘળે સુકી નરવાઈ ને શાતી—શીળ તાજપ ફેલાવે છે. અને એ પવન એટલો બધો વાય છે કે જીવતા જગતનાં જીર્ણ પડો ઉખડવા માડે છે અને સૌની અંતરમાંથી નવી કુમાશ, નવું ચેતન ને નવી ચમક ફુટવા લાગે છે. થોકબધ શ્રમ અને ઓછામાઓછો થાક; તીવ્ર પાચનશક્તિ અને તાજુ ચોકખુ લોહી, અવયવોમા વીજળી અને વેગ એ સઘળાં આ ઋતુના નીરોગી ફળો છે.

પણ આજનો જુવાન તો ઠડીથી ચમકે છે અને સ્વેટર ને મફલર, ગળપટ્ટો ને ગરમ કોટ, મોજા ને શાલ વગેરે વગેરેથી પોતાનાં નબળાં શરીરને વીંટાળી વધુ નબળા બનાવે છે એ તે કઇ શિયાળો માણવાની રીત છે ?

શિયાળાના શક્તિસચય પછી ઉલ્લાસભરી વસંત ખીલે છે. નવો દેહ, નવા પાન, નવા ફુલ અને અવનવા રગોનો એ મેળો છે સૌ પોતપોતાની સર્જકતા ધારણ કરી રહે છે અને આનંદનું વાતાવરણ પાથરે છે

અને પછી વસંત ગાઢ થતીથતી ઉડવા માડે છે, ફુલ ખર્યા ફળ બને છે, ફળો વધીને મોટાં થાય છે ઉનાળાનો રસ પકવતો તાપ પડે છે, તેની ગરમીમા ફળો પોતાનો લીલો રંગ બદલી સોનેરી પીળાશ પકડે છે માનવસમાજમા પણ એમ જ સદ્વિચારો અને સત્કર્મના મરવા બેસે છે અને પછીથી પાકી સાખો પડે છે

હે. પ.

ઝ

શહેરના રહેવાસીઓ કુદરતથી એટલા અળગા થએલા હોય છે કે આજે કઇ ઋતુ ચાલે છે એનું પણ તેમને ભાન નથી હોતું આજના આપણા કેળવાએલા—મુછ વગરના કે મુછ ફુટેલા—છોકરાઓને પુછો કે કયા મહીનામા કયા ફુલ ઉગે છે, જાબુ કયા મહીનામા થાય છે, ઇદ્રધનુષ કયા કયા મહીનામા દેખા દે છે, આકાશમાથી કરા કયા મહીનામા પડે છે ? શહેરના છોકરાઓને એટલી જ ખબર હોય છે કે આઇસક્રીમની ઋતુ પછી છત્રી ઓઢવાની ઋતુ આવે છે અને ત્યાર પછી ગળે મફલર બાધીને ફરવાની ઋતુ આવે છે ! ગામડાના લોકોનું જીવન ઋતુઓ સાથે પુરેપુરુ સકળાએલું હોય છે ધાર્મિક માણસના તહેવાર ઋતુ અનુસાર ગોઠવેલા હોય છે

(દ બા કાલેલકર)



ગુજરાતના રસસાહિત્યમા અપૂર્વ અને અનન્ય ફાળો આપી તેને સિદ્ધવતુ કરનાર ગુજરાતના આ કવિવરની ૫૧મી વર્ષગાઠ આવતા ચૈત્ર સુદ ૧ને દિવસે આવે છે તે પ્રસંગે એમનો જન્મસુવર્ણમહોત્સવ ઉજવવાનું ઠર્યુ છે. અમે એ વિચારને સહર્ષ વધાવીએ છીએ અને કવિશ્રીને દીર્ધાયુ ઇચ્છીએ છીએ.

---

'કુમાર' માત્ર વાચન ફેલાવનાર સાધન જ બની રહે એવું અમે ઇચ્છતા નથી, પણ તે દરેક વાચનારના જીવનમા ઉપયોગી ને પ્રેરક થાય તથા માર્ગદર્શક બને એ અમને એવું મહત્ત્વનુ ધ્યેય લાગે છે આ હેતુ વધુ ચોક્કસ રીતે પાર પાડવાને અમે ગ્રાહકો આગળ એક નવી યોજનાની દરખાસ્ત મુકીએ છીએ જે, ગ્રાહકને—પોતાને જ માટે—કોઇ પણ હકીકતની માહીતી, સુચના કે સલાહ 'કુમાર કાર્યાલય' તરફથી જોઈતા હશે તેમને, પોસ્ટેજ ચોડેલું પોતાના સરનામાવાળું કવર અમને પત્ર સાથે મોકલવાથી વળતો જવાબ આપીશું જે વિષયોના જવાબ અમે આપવા અશક્ત હોઇશું તેને વિષે, અમારી સાથે સબધ રાખતા જાણકાર હોંશિયાર અનુભવીઓને પુછીને પણ યોગ્ય જવાબ આપવા યત્ન કરીશું

આ રીતે કુમાર કાર્યાલય સાથે સીધો જીવત સંબધ બાંધવાની પ્રત્યેક ગ્રાહકને તક મળે છે અમે આશા રાખીએ છીએ કે એવી તક મળતાં દરેક ગ્રાહક હૃદય ખોલીને અમારી સાથે પત્રવ્યવહારનો પ્રસંગ પાડશે

—તંત્રી

# સ્વાસ્થ્ય શક્તિ અને સૌન્દર્ય





'ચીંથરિયા' મનુષ્ય આધુનિક યુગનો નવીન આવિષ્કાર છે હાડકાનો માળો ચામડી નામના આવરણ નીચે છુપાવો વચલી જગ્યામા અહીંતહીં ગમે ત્યા થોડાક સ્નાયુના લોચા ભરો બસ 'ચીંથરિયો' તૈયાર તમે 'ચીંથરિયા' તો નથી ને ?

તમારા શરીરમા આ ચિત્રોમા દેખાતા બધા યે સ્નાયુઓ સમાયાનું તમે માનશો ખરા ? જુઓ કેવી સુંદર વ્યવસ્થા છે ! પ્રત્યેક અંગના સચાલનની સાથે સમતોલપણાનુ તત્વ પણ આ વિકાસમ છે યોગના આસનો અને વિવિધ દંડ-બેઠકની પ્રણાલિ તથા સ્નાયુવિકાસના વ્યાયામથી આવુ શરીર મેળવનાર ભાઇ લાલશંકર ભાવનગરના ગંગેશ ક્રીડામડળના સભ્ય છે ૫ ફુટ ૩॥ ઇચ ઉંચા અને ૧૧૫ રતલ વજનના આ યુવાનની પીઠનો વિકાસ કેટલો સરસ છે ! પેલી પેટી જેવી છાતીમા સમાએલા ફેફસા કેવુ ઉત્તમ આરોગ્ય સાચવતા હશે !

હવે ફોટો વિષે આમા ભાઇ લાલશંકરે પોતાના સ્નાયુએ જ દેખાડવા પ્રયત્ન કર્યો છે. વાસ્તવિકરીતે સ્નાયુવિકાસથી સધાતી શરીરની સર્વાંગ સુંદરતા દર્શાવવાનો જ પ્રયત્ન કરવો જોઇતો હતો નીચલા ડાબી બાજુના ફોટામાં એમની બેઠેલી સ્થિતિમા પણ સમતોલપણાનુ તત્વ સચવાયુ નથી ઉંડા વિચારમા પડેલા યુવાનના આરામ લેતાં અગોનુ દર્શન કરાવનાર આ સ્થિતિ છે જમણી બાજુએ આપેલા બીજા ચિત્ર પરથી એ સમજાશે ભાઇ લાલશંકરે આરામ લેતા શિથિલ અગોને બદલે સ્નાયુઓના અસમ ખેંચાણથી થોડી બેડોળતા આણી છે





# એક જીવનમાં બે સિદ્ધિ મેળવનાર — ચિત્રકાર અને શોધક

# સૅમ્યુઅલ મોર્સ

આજથી લગભગ સોએક વર્ષ પહેલાં, હૅવ્રેથી ન્યૂ-યોર્ક જતા સુલી નામના વહાણમા એક પ્રખ્યાત અમેરિકન ચિત્રકાર કેટલાક જાણીતા પુરુષોની સાથે ખાણું લેતો હતો. સ્વાભાવિક રીતે જ, એ વેળા દુનિયાને અચંબો પમાડતી વિજળીની શોધખોળ ઉપર વાત નીકળી અને બેન્જ-મિન ફ્રૅન્કલિનના પતંગના અખતરા તથા ઍમ્પીઅરના ઇલેક્ટ્રો-મૅગનેટ (વિદ્યુત-લોહચુંબક)ના પ્રયોગો પર ચર્ચા ચાલી

'શું વિજળીનો પ્રવાહ ઘણે લાંબે સુધી વાળાની અંદર વહેતા ખુટી જતો નથી?' મંડળમાંથી એકે પુછ્યું.

'બીલકુલ નહિ; અખતરાથી સાબીત થયું છે કે વિજળી ગમે તેટલે દૂર, ખુટી ગયા સિવાય એક ક્ષણમા પહોંચી જાય છે.' બીજાએ પ્રત્યુત્તર વાળ્યો. અને આના ટેકામાં, ફ્રૅન્કલિને વિદ્યુતનો તણખો ઘણે દૂર, વાળાને છેડે એક જ ક્ષણમા પેદા કર્યો હતો તે પ્રયોગની વાત કરી.

આ વાત સાંભળતા જ પેલો ચિત્રકાર એકદમ બોલી ઉઠ્યો, 'જો વાળામા ગમે તેટલે દૂર એક જ ક્ષણમા વિદ્યુત દેખી શકાય, તો શામાટે તે વડે ગમે તેટલે દૂર વગર વિલંબે સદેશા ન મોકલી શકાય?'

આ શબ્દો જોકે તેના મુખ-માંથી સહજ નીકળ્યા હતા, પણ



સૅમ્યુઅલ મોર્સ ૮૧ વર્ષની વયે



ભવિષ્યમાં કોઈ દિવસ ટેલિગ્રાફની શોધ વિષે સાંભળો તો યાદ રાખજો કે તે તમારા ભાગ્યશાળી સુલી વહાણ પર થઈ છે'



મોર્સે શોધેલું પહેલું ટેલિગ્રાફ યંત્ર જેને વિજળી મોકલતા તથા અટકાવતાં એક પેન્સિલ ઉંચીનીચી થતી, જે વડે કાગળની પટ્ટી પર માપેલા ટપકાં-લીટા પાડી શકાતા

બીજી જ ક્ષણે એ અમેરિકન ચિત્રકાર, સૅમ્યુઅલ ફિન્લે બ્રીઝ મોર્સને ભાન થયું કે પોતે એક ભારે મહાન શોધનો ખ્યાલ ઉપ-જાવ્યો છે. પૃથ્વીના એક છેડાથી બીજા છેડા સુધી એક જ ક્ષણમા સંદેશા પહોંચાડી શકે તેવા સંદેશ વાહક યંત્રની શોધથી જગતનું કેટલું કલ્યાણ કરી શકાય એ ખ્યાલથી તેને રોમાંચ થઇ ગયો. અવનવા વિચારોની પરંપરાથી તે પુલકિત થયો. દેવે જ પોતાને આ પ્રકાશ દેખાડ્યો હોય એમ તેને ભાસ્યુ

મંડળમા તો કોઇને મોર્સની વાતથી કાંઇ નવાઈ લાગી નહિ અને વાત આગળ ચાલી. પણ મોર્સનું મગજ ધમધમી ઉઠ્યું. તેના આખા શરીરમાં જાણે વિદ્યુતનો પ્રવાહ વહેતો હોય તેમ તેને લાગ્યું. તે ખાણા ઉપરથી ઉઠી સ્ટીમરના ડેક ઉપર ગયો સમુદ્રના પ્રચંડ મોજાં સ્ટીમરની બાજુ સાથે અથડાઇ ઘોષ કરતાં હતાં અને તેમાથી ઉડતાં જલ-શીકરોથી હવા શીતળ થતી હતી તે સમયે મોર્સના મગજમાં, હજારો માઇલ દૂર મનુષ્યના વિચારો લખી શકે તેવા યંત્રની રચના ઘડાતી હતી.

તેણે વિચાર્યું કે વિદ્યુતનો પ્રવાહ એક જ ક્ષણમા ગમે તેટલે અંતરે તારમા જઇ શકે છે. જો તે તારને ગમે ત્યા વચમા તોડી નાખવામા આવે તો તણખો થાય.

તણખો તે એક ચિહ્ન, તેની ગેરહાજરી તે બીજું ચિહ્ન, અને તે ગેરહાજરીનો સમય તે ત્રીજું ચિહ્ન આ ત્રણ ચિહ્નોની વિવિધ રચનાથી હું અક્ષરો શબ્દો અને વાક્યો બનાવીશ જો વિજળી આ ચિહ્નોને દસ માઇલ લઇ જઇ શકે તો પછી તો હું તેને આખી દુનિયા ઉપર લઇ જઇ શકીશ !

એક કલાકના ચિંતનને અંતે યંત્રનો આકાર નિશ્ચિત થયો અને અમેરિકાનો એ નામાંકિત ચિત્રકાર મોર્સ, ૪૧ વર્ષની ઉંમરે, એક ક્ષણમાં ચિત્રકાર મટી ટેલિગ્રાફ-તાર-યંત્રનો શોધક બન્યો !

તેણે ખીસામાંથી પોતાની સ્કેચ બુક કાઢી તેમાં ટપકાં અને લીટાની ગોઠવણ કરી પ્રથમ દસ સુધી આંક ગોઠવ્યા, અને પછી તે આંકને જોડી શબ્દો કલ્પી કાઢ્યા. તેની પ્રથમ ગોઠવણ આ પ્રમાણે હતી·

· (એક ટપકું એટલે) ૧, · · (બે ટપકાં એટલે) ૨, · · · ૩, · · · · ૪, · · · · · ૫, ·— ૬, · · — ૭, · · · — ૮, · · · · — ૯, · · · · · — ૦

આ પ્રમાણે અંકની ગોઠવણ કર્યા પછી નીચે મુજબ શબ્દરચના કલ્પી કાઢી જેમકે ૨૧૫=લડાઇ ૨૧૫ની નિશાનીઓથી 'લડાઇ' શબ્દ સમજવો આમાં · · | · | · · · · · એટલે લડાઇ ૫૬ની સંજ્ઞાથી હોલાંડ, ૧૫ની નિશાનીથી બેલજિયમ, ૨૫૨ એટલે ઇંગ્લંડ સમજવા. જેમકે · · | — (હોલાંડ) · | · · · · · (બેલ્જિયમ), · · | · · · | · (ઇંગ્લંડ). આ પ્રમાણે તેણે અનેક કલ્પના કરી કાઢી દુનિયા પર હાલમાં બહુ જ છૂટથી વપરાતી ટપકા—લીટાની ભાષાની ઉત્પત્તિનો આ ઇતિહાસ, સેમેફોર, હેલિયોગ્રાફ, તાર, વાયરલેસ વગેરેમાં વપરાતા કક્કાનો આ ઉત્પત્તિક્રમ, અને તેનો પિતા એ મોર્સ, તાર, ટેલિફોન, વાયરલેસ અને રેડિયો એવા અનેક ચમત્કારોનું આ મુળ

વહાણ દિવસરાત અમેરિકા તરફ ધસતું હતું અને મોર્સ આ શોધને પૂર્ણ કરવાના વિચારોમાં એક પછી એક નિદ્રા વગરની રાત્રિઓ પસાર કરતો હતો આ શોધની તેને ધગશ લાગી હતી

પણ વિજળી તથા તેના મર્યા બાબતનું તેનું જ્ઞાન ઘણું જ થોડું હતું. તે જ્યારે યેલ કૉલેજમાં ભણતો ત્યારે વિજળી સંબંધી તેણે થોડા પ્રયોગો જોએલા અને તેના પરિણામે તેને વિજળીની શોધખોળનો રસ લાગેલો બૅટરીની રચના, વિદ્યુત-લોહચુંબકના ગુણો અને બીજી અનેક નાનીમોટી વિજળીની શોધોથી તે માહીતગાર રહેતો

હવે તેણે વિચાર કરવા માંડ્યો કે પોતાના આ નવા સંદેશાવાહી યંત્રમાં વિજળીની કઈ ગોઠવણ પોતે સારામાં સારો ઉપયોગ કરી શકે. વિજળીના ઝબકારા વડે દૂર સંદેશા મોકલવા કરતાં વિદ્યુત-લોહચુંબકની મદદથી દૂર એક લોઢાના કટકાને જો ઉંચોનીચો ચલાવી શકાય, તો તેમાંથી અવાજ નીકળે, અને તે અવાજથી સંદેશા મોકલવાની પદ્ધતિ વધુ સરળ થઈ પડે

આમ વિચારી તેણે એવા એક યંત્રનો નકશો તૈયાર કર્યો અને તેમાં કેવા તાર વાપરવા તેની પણ નોંધ કરી. પોતાની આ નવી શોધના નકશા તેણે પોતાના સાથેના સ્ટીમર ઉપરના મુસાફરોને બતાવ્યા અને એ શોધ શું કામ કરશે તે સમજાવ્યું તેઓ તો માત્ર આશ્ચર્ય અને શંકાથી ડોળા ફાડી જોઇ જ રહ્યા'

આખરે સ્ટીમર બંદરે આવી પહોંચી અને મોર્સ સ્ટીમરના કૅપ્ટન પેલને મળવા ગયો. વાતચીતમાં તેણે કહ્યું, 'ભવિષ્યમાં જો કોઇ દિવસ ટેલિગ્રાફની શોધ વિષે તમારા સાંભળવામાં આવે તો યાદ રાખજો કે તે શોધ તમારા ભાગ્યશાળી સુલી વહાણપર થઇ છે !'

વિજ્ઞાનના ઇતિહાસમાં કોઇ પણ શોધકને પોતાની શોધ વિષે આવા પરિપૂર્ણ અને ચોક્કસ વિચારો પ્રથમથી કદિ સ્ફુર્યા નથી. મોર્સે સુલી વહાણના કૅપ્ટન આગળ ભાખેલી ઉપલી ભવિષ્યવાણી તેને શોધક તરીકેનું અદ્વિતીય સ્થાન આપે છે

પણ દુનિયાની એ પરમ મહાન શોધના એ શોધકને સ્વપ્ને ય ખ્યાલ નહોતો કે જનસમાજ પોતાની શોધ સ્વીકારશે તે પહેલા પોતાને કેટલા ય વર્ષો નિરાશા ઝહેમત અને કંગાલિયતમાં પસાર કરવા પડશે બીજા ઘણાખરા શોધકોને પોતાની શોધને માત્ર પૂર્ણ કરવામાં સર્વસ્વનો ભોગ આપવો પડ્યો છે, જ્યારે મોર્સની પાસે શોધ તો પૂર્ણ હતી, પરંતુ તેને અશ્રદ્ધાળુ લોકોને ગળે ઉતારતા સર્વસ્વનો ભોગ આપવો પડ્યો, અને તદુપરાંત જીવનભર મથીને ચિત્રકાર તરીકે મેળવેલી ખ્યાતિનો ભોગ આપી લાગટ બાર

વર્ષ સુધી પરિણામશૂન્ય પ્રયત્નોમાં ગાળવા પડ્યા.

મોર્સના જીવનમાં આશ્ચર્યકારક બીના તો એ છે કે તેણે એક જીંદગીમાં બે જીંદગી ઉભી કરી, અને તે બંનેમાં નીચેથી ઉંચે ચઢી તેણે ખ્યાતિ મેળવી. ચિત્રકાર તરીકેનું તેનું જીવન પણ બહુ મુસીબતે ઘડાએલું હતું તેણે એક ફેરિયા તરીકે જીવનની શરૂઆત કરી હતી અને ન્યૂ ઈંગ્લંડમાં ચીંથરેહાલ, ભૂખ્યાં, રખડુ ગામડિયાઓનાં ચિત્રો દોરી તે બે પૈસા પેદા કરતો. આ પ્રમાણે લગભગ વીસ વર્ષના સતત પ્રયાસ પછી તેની ગણના અમેરિકામાં એક સારા ચિત્રકાર તરીકે થવા લાગી, અને પછી તો એવો વખત આવ્યો કે તેની સમક્ષ અમેરિકાના પ્રેસિડેન્ટ, સરદારો અને મહાન પુરુષો પોતાનાં ચિત્રો દોરાવવા માટે બેસવા લાગ્યા અને ચિત્રકાર તરીકેની તેની ખ્યાતિ અમેરિકા બહાર પણ દૂર દેશોમાં પ્રસરી.

આમ જ્યારે તે ચિત્રકાર તરીકેની કીર્તિના ઉચ્ચ શિખરે પહોંચ્યો હતો અને યુરોપથી પૂર્ણ યશ મેળવી પાછો સ્વદેશ આવતો હતો, જ્યારે સુખ અને સમૃદ્ધિની છોળો તેને હાથવેંતમાં જણાતી હતી એવે સમયે, એકાએક આકાશવાણીની જેમ તેને એક એવી નવી સ્ફુરણા થઇ કે જેને ખાતર તે સર્વસ્વનો ત્યાગ કરવા તત્પર થયો, અને ફરીથી શોધક તરીકેનું નવું જ જીવન શરૂ કરવાનો તેણે નિશ્ચય કર્યો.

તેના આ બીજા જીવનમાં પ્રથમ જીવનના કેટલાક અમોલા અનુભવો તેને બહુ ઉપયોગી થઇ પડ્યા. ચિત્રકાર થવા માટે તેણે જે અત્યંત ધીરજ કેળવી હતી તે તેને આ વખતે ખપ લાગી. અનુભવે તેને શીખવ્યું હતું કે અનેક નિષ્ફળતા અને પ્રયત્નોને પરિણામે જ પૂર્ણતા મેળવી શકાય છે. એક વાર તે ઇંગ્લંડમાં ચિત્રકળાનો અભ્યાસ કરતો ત્યારે તેણે નૅશનલ ઍકેડેમીમાં મુકવા માટે એક ચિત્ર બનાવેલું. તે વખતના ઈંગ્લંડના પ્રથમ પંક્તિના એક ચિત્રકાર બેન્જામિન વેસ્ટને તેણે તે બતાવ્યું અને પૂર્ણ આશાથી તેમને પુછ્યું, 'આપ આ ચિત્ર માટે શું ધારો છો?'

'ઘણું સરસ છે; પણ તમે તેને પુરું કરો.' તેમણે જવાબ આપ્યો.

'પણ આ તો પુરું જ કરેલું છે.' મોર્સે કહ્યું.

'ના ના; જુઓ આ;' એમ કહી મિ. વેસ્ટે ચિત્રમાં અધુરાં રહેલાં બેચાર સ્થળો મોર્સને બતાવ્યાં.




:ભજની:

દેશદેશ વંટોળ ચઢ્યો ને
લોકલોક જુવાળ ભળ્યો છે;
ઉંઘ ઘેરતો એકલસુરો
સાથી, શું બેઠો?

જો' જુના ખંડેર ખરે છે,
નવી દિવાલો ત્યાં ઉપડે છે;
તો શાને પાતાળ ગરે છે
સાથી, તું હેઠો!

પ્હેરોડની નોબત ગગડે છે,
યુગ પાપણ સ્વપ્નો રસળે છે,
યુગ લોચન સુરજ પ્રજળે છે
સાથી, કાં ઉંઘ્યો?

બેડી વિખેરી હે પામરતા,
તોડફોડ કારી કાયરના;
સિંહ સમોવડ બાળ દીઠ્યો
સાથી, આ છૂટ્યો

માનહૃદય ઉલ્લાસ ધરે જો-
પિત આત્મ સંતોષ ભરે જો-
કામારે રોમાંચ ચડે તો
સાથી, તું ઉઠ્યો.

દેશળજી પરમાર

વર્ષ સુધી પરિણામશૂન્ય પ્રયત્નોમા ગાળવા પડ્યા.

મોર્સના જીવનમા આશ્ચર્યકારક બીના તો એ છે કે તેણે એક જીંદગીમાં બે જીંદગી ઉભી કરી, અને તે બંનેમા નીચેથી ઉંચે ચઢી તેણે ખ્યાતિ મેળવી. ચિત્રકાર તરીકેનું તેનું જીવન પણ બહુ મુસીબતે ઘડાએલું હતુ. તેણે એક ફેરિયા તરીકે જીવનની શરૂઆત કરી હતી અને ન્યૂ ઈંગ્લંડમા ચીંથરેહાલ, ભૂખ્યા, રખડુ ગામડિયાઓનાં ચિત્રો દોરી તે બે પૈસા પેદા કરતો. આ પ્રમાણે લગભગ વીસ વર્ષના સતત પ્રયાસ પછી તેની ગણના અમેરિકામાં એક સારા ચિત્રકાર તરીકે થવા લાગી, અને પછી તો એવો વખત આવ્યો કે તેની સમક્ષ અમેરિકાના પ્રેસિડેન્ટ, સરદારો અને મહાન પુરષો પોતાના ચિત્રો દોરાવવા માટે બેસવા લાગ્યા અને ચિત્રકાર તરીકેની તેની ખ્યાતિ અમેરિકા બહાર પણ દૂર દેશોમાં પ્રસરી.

આમ જ્યારે તે ચિત્રકાર તરીકેની કીર્તિના ઉચ્ચ શિખરે પહોંચ્યો હતો અને યૂરોપથી પૂર્ણ યશ મેળવી પાછો સ્વદેશ આવતો હતો, જ્યારે સુખ અને સમૃદ્ધિની છોળો તેને હાથવેંતમાં જણાતી હતી એવે સમયે, એકાએક આકાશવાણીની જેમ તેને એક એવી નવી સ્ફુરણા થઇ કે જેને ખાતર તે સર્વસ્વનો ત્યાગ કરવા તત્પર થયો, અને ફરીથી શોધક તરીકેનુ નવુ જ જીવન શરૂ કરવાનો તેણે નિશ્ચય કર્યો.

તેના આ બીજા જીવનમા પ્રથમ જીવનના કેટલાક અમોલા અનુભવો તેને બહુ ઉપયોગી થઇ પડ્યા ચિત્રકાર થવા માટે તેણે જે અત્યંત ધીરજ કેળવી હતી તે તેને આ વખતે ખપ લાગી. અનુભવે તેને શીખવ્યુ હતું કે અનેક નિષ્ફળતા અને પ્રયત્નોને પરિણામે જ પૂર્ણુતા મેળવી શકાય છે. એક વાર તે ઈંગ્લંડમા ચિત્રકળાનો અભ્યાસ કરતો ત્યારે તેણે નૅશનલ ઍકેડેમીમા મુકવા માટે એક ચિત્ર બનાવેલું. તે વખતના ઈંગ્લંડના પ્રથમ પંક્તિના એક ચિત્રકાર બેન્જામિન વેસ્ટને તેણે તે બતાવ્યુ અને પૂર્ણ આશાથી તેમને પુછ્યું, 'આપ આ ચિત્ર માટે શું ધારો છો?'

'ઘણુ મસ્ત છે, પણ તમે તેને પુરૂ કરો.' તેમણે જવાબ આપ્યો

'પણ આ તો પુરૂ જ કરેલું છે.' મોર્સે કહ્યું.

'ના ના, જુઓ આ,' એમ કહી મિ. વેસ્ટે ચિત્રમા અધુરા રહેલા બેચાર સ્થળો મોર્સને બતાવ્યા.




·આઝની·

દેશદેશ વંટોળ ચઢ્યો ને
લોકલોક જુવાળ ભળ્યો છે,
ઉંઘ ઘોરતો એકલસુરો
સાથી, શું બેઠો?

જો! જુના ખંડેર ખડે છે,
નવી દિવાલો ત્યા ઉપડે છે;
તો શાને પાતાળ ગરે છે
સાથી, તુ હેઠો?

પ્હરોડની નોબત ગગડે છે,
તુજ પાપણ સ્વપ્નો રસળે છે,
તુજ લોચન સુરજ પ્રજળે છે:
સાથી, કા ઉંઘ્યો?

ખેરી વિખેરી દે પામરતા,
તોડછોડ કારી કાયરતા;
સિંહ સમોવડ બાળ હીંદવો
સાથી, આ છુટ્યો.

માનહ્રદય ઉલ્લાસ ધરે જો–
ચિત્ત આત્મ સંતોષ ભરે જો–
કોમારે રોમાચ ચડે તો
સાથી, તુ ઉઠ્યો

દેશળજી પરમાર



મોર્સે ૧૮૪૪માં જે યંત્ર ઉપર વૉશિંગ્ટનથી બાલ્ટિમોર પહેલવહેલો સંદેશો મોકલ્યો તે યંત્ર

નિરાશ થએલો એ નાનકડો ચિત્રકાર ચિત્રને ઘેર લઈ ગયો અને તેના ઉપર એક અઠવાડિયું વધુ મહેનત કરી ત્યાર પછી પાછું તે મહાન ચિત્રકાર પાસે બતાવવા લઇ ગયો આ વખતે ગુરુએ ચિત્રના પુષ્કળ વખાણ કરી કહ્યું, 'પણ હજી એને પૂરું કરો'

'શું આ પૂર્ણ નથી?' અધીરાઇથી મોર્સે પુછ્યું

'નહિ જ જુઓ તમે આ સ્નાયુ બરાબર દોર્યા નથી, અહીં આગળનો વળાંક બરાબર ભાવવાહક નથી'

ફરી વાર મોર્સે તે ચિત્ર ઉપર કેટલા યે દિવસ સુધી મહેનત કરી જ્યારે મોર્સ ત્રીજીવાર ચિત્ર લઇને આવ્યો ત્યારે બેન્જામિન વેસ્ટે તો તેનો તે જ જવાબ આપ્યો, 'બરાબર છે, સારૂં છે, પણ એને પુરૂં કરો'

'હું પુરૂં નહિ કરી શકું' આટલું બોલતાંબોલતાં તો મોર્સ ગદ્‌ગદિત થઇ ગયો

'ગભરા નહિ, જુવાન' હું તારી કસોટી કરવા જ આમ કહું છું તું હવે બરાબર સમજ્યો હોઇશ કે ઘણા ચિત્રો દોર્યે કાંઈ ચિત્રકાર થઇ જવાતું નથી, પણ એક ચિત્ર સંપૂર્ણ કરવાથી જ સાચા ચિત્રકાર થવાય છે'

જીવનના પ્રભાતકાળે મળેલી આ અનુભવપૂર્ણ સલાહ મોર્સને જીવનભર કીમતી થઈ પડી, અને એ સલાહથી ઘડાએલા મગજે, ૧૮૩૨નીસાલમાં આધેડ વયે, જગતને ટેલિગ્રાફનો પ્રથમ નમૂનો આપવાનું કામ તેણે શરૂ કર્યું

વહાણમાથી ઉતરી તે પરભાર્યો પોતાના ભાઇને ઘેર ગયો અને ત્યાં સગડી પર કેટલુંક સીસું ગાળી તેના ઢાળા પાડ્યા. એમ કરતા થોડું સીસું ખુરશીઓ તથા શેતરંજી પર ઢળ્યું તેથી. તેના ભાઇની સ્ત્રી ચીડાઇ આથી તે પોતાના બીજા બે ભાઇઓ છાપખાનું ચલાવતા હતા તે મકાનને-પાચમે માળ એક કાતરિયામા રહેવા લાગ્યો તેનું ઘર, તેનું દીવાનખાનું, તેનો સુવાનો ઓરડો અને તેની ઉદ્યોગશાળા જે ગણો તે એ કાતરિયું જ હતું

આ સ્થળે તે દિવસરાત અવિરતપણે કામ કરવા લાગ્યો યુરોપની મુસાફરીમા તેણે બધા પૈસા વાપરી નાખ્યા હતા, એટલે પેટને ભાડું આપવા સારૂ તેને અનાદરવાર ચિત્રકાર તરીકે શિક્ષણ આપી અથવા ચિત્રો દોરી પૈસા કમાઈ લેવા પડતા હતા તેની આ નવી ધૂનને માટે તેના મિત્રો તેને ખ્યાલી સ્વપ્નદ્રષ્ટા કહેતા, કેટલાક તેને 'પાગલ પયગમ્બર' પણ કહેતા' નવા સાધના બનાવતા તેને આવડતા નહિ, તેમ જ વિદ્યુતનું કોઇ યંત્ર પણ તેને મળી શકે તેમ ન હતું; એટલે લાકડામા યંત્રની આકૃતિ કોતરી તેના પરથી તેને બીબા પાડવા પડતાં. પોતાને જોઇતું યંત્ર બનાવવામા તેને માત્ર લોઢાનો ટુકડો તારને બીજે છેડે ઉંચોનીચો થઇ અવાજ આપે તેટલું જ કરવાનું હતું, કે જે વડે એક છેડા સાથે વિજળીનો સંબંધ જોડવાથી કે તોડવાથી, બીજે છેડે ગમે તેટલે દૂર એક જ ક્ષણમા સંદેશો મોકલી શકાય.

પ્રથમ તેણે કાગળની એક લાંબી પટ્ટી, એક પેન્સિલ નીચે ચાવીથી સીધી ચાલે તેવું કર્યું, અને પછી વિદ્યુત-લોહચુંબકથી પેન્સિલ ઉંચીનીચી થાય અને કાગળને અડે અથવા ન અડે તેવી ગોઠવણ કરી જો પેન્સિલ થોડી વાર અડે તો કાગળની પટ્ટી પર માત્ર એક ટપકું પડે, અને જો લાંબો સમય અડી રહે તો લીટી પડે, તેવી રચનાનું યંત્ર બનાવ્યું, અને એ ટપકાં, લીટા અને ખાલી જગ્યાની વિવિધ યોજના કરી એક ભાષા ગોઠવી સુવી વહાણ ઉપર થએલી સ્ફુરણા પછી ત્રણ વર્ષે આ યંત્ર પુરેપુરૂં બની ગયું, એ યંત્રની જન્મભૂમિ સિટી ઑફ ન્યૂ યૉર્કની યુનિવર્સિટી હતી, કે જ્યાં મોર્સ કલા અને સ્થાપત્યના પ્રોફેસર તરીકે કામ કરતો હતો.

ઇ સ. ૧૮૩૭મા યુનિવર્સિટીના મકાનમા મોર્સે પ્રથમ સંદેશો ૧૭૦૦ ફુટ લાંબા તારમા મોકલ્યો, અને ભલભલા વિજ્ઞાનવિશારદો આશ્ચર્યચકિત થઇ તે જોઇ રહ્યા. તે જ વર્ષમા વૉશિંગટનમા પોતાના એ 'અમેરિકન ઇલેક્ટ્રો મૅગ્નેટિક ટેલિગ્રાફ' યત્રના પેટન્ટની તેણે માગણી કરી, અને બીજે જ વર્ષે જાહેર જનસમાજ સમક્ષ દસ માઇલ દૂર સદેશો મોકલવાનો પ્રયોગ પૂર્ણ ફતેહમદીથી કર્યો. દુનિયામા તાર રસ્તે સૌથી પ્રથમ પસાર થએલા તે શબ્દો આ હતાઃ

Attention, the Universe ! By kingdoms right wheel !

મોર્સને પોતાના પરિશ્રમના ફળ નજદીક જણાવા લાગ્યા વખત જતો ગયો તેમતેમ તે યત્રમા એક પછી એક સુધારા કર્યે ગયો ઘણે દૂર સદેશો મોકલતા તેનો અવાજ તથા શક્તિ મંદ ન પડી જાય તે માટે તેણે 'ઇલેક્ટ્રિક રિલે'ની એક નવી શોધ કરી, કે જે તેની સર્વ શોધોમા અગ્રસ્થાન ભોગવે છે.

ટપકા અને લીટાના પોતાના કક્કામા તેણે હવે આકડાને સ્થળે અક્ષરો ગોઠવ્યા અને સીધી ભાષામા સદેશો મોકલી શકાય તેવી સરળતા આણી. આ વખતે તેને યુનિવર્સિટીમા ભણતા આલ્ફ્રેડ વેઇલ નામના એક શ્રીમંત જુવાન તરફથી સહાનુભૂતિ તથા દ્રવ્યની જે બહુ જ ઉપયોગી મદદ મળી ગઈ તે વિસરાય એમ નથી. અમેરિકામા પાછળથી 'અમેરિકન ટેલિફોન ઍન્ડ ટેલિગ્રાફ કંપની'નો પાયો નાખનાર થ એોડોર વેઇલ તે આ આલ્ફ્રેડ વેઇલનો જ પૌત્ર.

આ પ્રમાણેના પ્રયત્નો પછી પૂર્ણ આશામા તે અમેરિકન કૉંગ્રેસની મદદ મેળવવા વૉશિંગટન ગયો ત્યા તેણે કૉંગ્રેસના પ્રેસિડેન્ટ વાન બ્યુરેન તથા સભ્યો સમક્ષ તારનું યત્ર ગોઠવી સદેશા મોકલી બતાવ્યા અને પ્રયોગ ખાતર તારની એક લાઇન નાખવા માટે ત્રીસ હજાર ડૉલરની માગણી કરી

આ પ્રમાણે કરી, અમેરિકાનુ કામ પોતાના મિત્રોને સોંપી દૂરના દેશોમા પોતાના યત્રનુ પેટન્ટ મેળવવા તે યુરોપ ગયો. ઇંગ્લંડમા તો તેનું કાઇ વળ્યું નહિ, પણ ફ્રાન્સમા ત્યાના વિજ્ઞાનવિશારદોએ તેને ખુબ માન આપ્યું. પોતાની માતૃભૂમિ પોતાને ખુબ ટેકો દેશે તેવી આશામા તે ૧૮૩૯મા અમેરિકા



આ જમાનાનું છેલ્લામા છેલ્લી ઢબનું, પોતાની મેળે ચાલતું ટેલિગ્રાફનું ટાઇપરાઇટર રીસીવર. જે વડે લંડનથી સાનફ્રાન્સિસ્કો-૭૪૦૦ માઇલને અતરે એક જ ક્ષણમા સદેશો મોકલી શકાય છે લડનમા બેઠેલો માણસ જે સદેશો ટેલિગ્રાફમા આપે તે બીજે છેડે સાનફ્રાન્સિસ્કોમા આ યત્ર કાગળની પટી ઉપર પોતાની મેળે ટાઇપરાઇટરવડે છાપી કાઢે છે!

પાછો આવ્યો. પણ જેવો તે ન્યૂ યૉર્ક પહોંચ્યો કે તેને માલુમ પડ્યુ કે તેની આશાઓ ધુળ ભેગી થઇ ગઇ છે. ગત વર્ષમાં કૉંગ્રેસે કાંઇ પણ ઉકાળ્યું ન હતુ અને તેના મિત્રો પણ બધા ખસી ગયા હતા!

સર્વથી તજાએલો અને ગજવામા ફૂટી કોડી પણ નહિ એવી હાલતમા તે ન્યૂ યૉર્કમા એકલો ભટકવા લાગ્યો. પેટને ભાડું આપવા માટે પણ તેને પૈસા ઉધાર માગી લાવવા પડતા. અંતે તેણે ફરીથી પીછી અને રગનો આશ્રય શોધ્યો અને પેટ ખાતર તે એક વાર ફરીથી ચિત્રકળાનો શિક્ષક બન્યો

એક દિવસ મોર્સે પોતાના એક શિષ્યને પુછ્યુ, 'કા ભાઇ, તારા આ હપતાની ફીના પૈસા તું ક્યારે આપી શકીશ?'

'હું દિલગીર છું, સાહેબ; આ વખતે ઘેરથી પૈસા આવવામા જરા ઢીલ થઇ છે; પણ એકાદ અઠવાડિયામા તો જરૂર આવી જશે.' વિદ્યાર્થીએ જવાબ આપ્યો.

'એકાદ અઠવાડિયે?' મોર્સ બોલી ઉઠ્યો; 'ત્યાં તો હું મરી પણ ગયો હોઇશ'

'મરી?' વિદ્યાર્થી તો ડઘાઈ જ ગયો.

'હા, ભુખમરાથી' મોર્સે જવાબ આપ્યો.

'હાલ તરત દસ ડૉલર આપું તો ચાલશે?'

'અરે દસ ડૉલર તો મારી જીંદગી બચાવશે.' મોર્સે કહ્યુ, અને વિદ્યાર્થીએ દસ ડૉલર આપ્યા બંનેએ સાથે ભોજન લીધુ અને જ્યારે તેઓ જમી રહ્યા ત્યારે મોર્સે કહ્યું, 'ભાઇ, છેલ્લા ચોવીસ કલાકમા હુ અત્યારે જ જમ્યો મારી સલાહ માને તો તુ ધંધાદારી ચિત્રકાર ન થતો ચિત્રકાર એટલે ભિખારી તેના કરતા તો કુતરા પણ સુખી હોય છે.'

અને તેણે એક છેલ્લો જીવતોડ પ્રયત્ન કરી જોવા હામ બીડી તથા તેમા લોકોને રસ ઉત્પન્ન કરવા ખાતર તેણે પાણીની અંદર દોરડું રાખીને ન્યૂ યૉર્કના કૅસલ ગાર્ડનથી ગવર્નરના ટાપુ ઉપર જળમાર્ગે સંદેશો મોકલવાની યોજના બહાર પાડી અને લોકોને તે જોવા માટે આમંત્રણ કર્યું.

પ્રયોગની આગલી રાત્રે મોર્સે પાણીની અંદર તાર ગોઠવ્યો અને બીજે દિવસે સવારે લોકોના ટોળા આ ચમત્કાર જોવા ભેગા થયા મોર્સે સંદેશો મોકલવા પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ' લોકો હસવા લાગ્યા મોર્સની નિરાશાનો પાર રહ્યો નહિ

યંત્રમા શી ખામી છે તે તેનાથી એકદમ સમજાયુ નહિ રાતમા કેટલા યે વહાણો તેના તાર ઉપરથી પસાર થયા હશે તેમાથી એકાદે લગર ઉઠાવતા તેમા તેનો તાર ભરાવાથી તે પણ ઉઠાવી લીધેલો અને બગોએક વાર જેટલો તે ખેંચી પણ કાઢેલો; પણ એ શુ છે તે નહિ સમજાતાં તે કાપી નાખી લગરને મુક્ત કરેલુ'

પણ નિષ્ફળતાની આ પરંપરાથી તે હજુ હતાશ થયો નહિ તેણે મિત્રોની મદદથી ફરી પાછા વૉશિંગ્ટન જઇ કૉંગ્રેસ પાસે પૈસાની મદદ માટે માગણી કરવાનો વિચાર કર્યો પણ મિત્રોએ શુભેચ્છા સિવાય કાંઇ આપ્યુ નહિ!

છતા તે વૉશિંગ્ટન તો પહોંચ્યો જ' કેવી રીતે તે વાતની ક્યાય પણ નોંધ નથી કૉંગ્રેસના સભ્યો સમક્ષ તેણે ફરી પોતાનુ યંત્ર ઉભુ કર્યું, અને તેની ખુબી સમજાવવા પ્રયત્ન કરવા લાગ્યો કેટલીકવાર તો સમજાવી સમજાવી તે રડી પડતો' છતા કેટલાક સભ્યો રસ લેતા; જ્યારે કેટલાક તેને હસી પણ કાઢતા.

અંતે, મહામહેનતે ટેલિગ્રાફને માટે ત્રીસ હજાર ડૉલરની મજુરીનો ખરડો કૉંગ્રેસમા મુકાયો તો ખરો. પણ દિવસ પર દિવસ જવા લાગ્યા, છતા પરિણામ કાઇ આવે નહિ નથી કહી શકાતુ કે કેવી રીતે બન્યું, પણ છેક છેવટે, કૉંગ્રેસની છેલ્લી બેઠકના છેલ્લા કલાકમા ટેલિગ્રાફનો એ ખરડો, જાણે કાઇ ચમત્કાર થયો હોય તેમ, મજુર થઇ ગયો! પુરુષ પ્રયત્નનુ ફળ આપવા દૈવે જ આ કાર્ય કર્યુ હોય તેમ લાગ્યુ! વૉશિંગ્ટનથી બાલ્ટીમોર સુધીના ચાળીસ માઇલમા તારના દોરડા નાખવાનું મજુર થયું, અને તેની દેખરેખનુ કામ મોર્સને સોપાયું. એક વર્ષની અંદર તો વૉશિંગ્ટન અને બાલ્ટીમોર વચ્ચેની તારની રચના પૂર્ણ થઇ ગઇ

જેને ખાતર સુખસમૃદ્ધિની આવતી છોળોને નકારી કાઢીને મોર્સે પોતાનુ સર્વસ્વ હોમ્યુ હતું, બારબાર વર્ષ સુધી અનેક મુશ્કેલીઓ અને નિરાશાઓ સામે લડીને જેની પાછળ તેણે અખંડ પ્રયાસ કર્યો હતો તે, જગતની એક ભારેમા ભારે કલ્યાણકારી ટેલિગ્રાફની શોધ જગતના ઉપયોગ માટે તા ૨૪મી મે ૧૮૪૪ને દિવસે ખુલ્લી મુકવામા આવી

આજે વૉશિંગ્ટન-બાલ્ટિમોર લાઇન—દુનિયાની પ્રથમ ટેલિગ્રાફ લાઇન—નું ખાતમુહૂર્ત હતું. તારના યંત્ર ઉપર મોર્સ બેઠો હતો. તેની ચોમેર ફરતા મોટામોટા અધિકારીઓ ભેગા મળ્યા હતા. ચાળીસ માઇલ ઉપર આવેલા તારને બીજે છેડે, બાલ્ટીમોરમા તેનો મિત્ર આલ્ફ્રેડ વેઇલ સંદેશો લેવા બેઠો હતો. તે સમયે નીચેનો, દુનિયાનો પ્રથમ સુપ્રસિદ્ધ તારનો સંદેશો વિદ્યુતવેગે ઝબક્યો: What hath God wrought! (શી પ્રભુની ગતિ')

ચિત્રકાર-શોધક મોર્સની ભવ્ય શોધ સંપૂર્ણ થઇ હતી

(અંગ્રેજી ઉપરથી) ગજાનન ભટ્ટ

---

મનુ—બાપા, હુ એક રૂપિયો ઘણા દિવસ ચલાવી શકું છું.

બાપ—બરાબર, દરેક માણસે કરકસર કરતા શીખવું જ જોઇએ, પણ તું કેવી રીતે ચલાવે છે તે તો કહે!

મનુ—બીજી કઇ રીતે વળી? એક કવરમા પેક કરી ઑસ્ટ્રેલિયા મોકલી દઉં છું!



# સાઇકલચોર

વિજયે મોટરની પાછળ જ સાઇકલ મારી મુકી

( ગયા અંકને અનુસંધાને પુરુ )

તે એટલા તો જોરથી પડ્યો કે ઘડીભર તો શ્વાસ લેવો પણ કઠણ થઈ પડ્યો. મહદ્‌ભાગ્યે તે એક જાળામા પછડાયો હતો એકાદ ઘડી સુધી તે કોઇના પગલાની રાહ જોતો ત્યા જ પડ્યો રહ્યો થોડે દૂરની ઓરડીમાથી આવતો બે જણની વાતચીતનો ધીમો અવાજ તેને કાને પડ્યો આસપાસ એક ચપળ દૃષ્ટિ. ફેરવી તે ફરી ઉઠીને ઝડપથી આગળ વધ્યો ને ચુપકીથી જાળી પાસે પહોચી અંદરની વાતચીત સાભળવા માટે કાન ધર્યા. ઓરડીમાનો એક માણસ કર્કશ અવાજે પણ સ્પષ્ટ રીતે બોલતો હતો ને બીજો સમજી પણ ન શકાય તેવુ બબડતો હતો

‘એ અહીં લાવ, કરીમ.’ પહેલાએ કહ્યું. જમીન ઉપર પાઇપ પછડાવાથી જેવો અવાજ થાય તેવો એક મોટો અવાજ થયો ‘આ છેલ્લી જ છે ને?’

બીજાના અસ્પષ્ટ શબ્દો અને ગાડીની કમાન દબાવાનો કઠોર અવાજ તરત આવ્યો

‘હા, હું જાણું છુ. પણ આપણે તો અનેક વાર પ્રયત્ન કરવાનો છે. એને બરાબર દાબી મુકશું એટલે કંઇ હરકત નહિ આવે. અને બીજું, પેલુ નંબરનુ પાટિયું પણ બદલી નાખીએ.’

ફરીવાર બબડાટ સંભળાયો, અને જે અવાજ વિજય સમજી શકતો હતો તે અધીરાઇથી બોલી ઉઠ્યો, ‘કરીમ’ એમ છોકરીની પેઠે ડરી મરે છે શું? આપણે ચાર વખત તો નિર્વિઘ્ને મુસાફરી કરી ચુક્યા છીએ એવા ડરપોકવેડા છોડી દે. વળી આ કદાચ આપણી છેલ્લી ખેપ છે. હવે એ લોકોએ જ્યારે ઇનામ જાહેર કર્યું છે ત્યારે તો જવું જ સારૂં છે. પેલું પાટિયું કયાં છે? તું આગળ જઇને બદલી નાખ. હું અહીં બધું ઠીકઠાક કરૂં છુ.’

હથોડી જેવુ કંઇક જમીન સાથે અથડાયું અને આમ તેમ ફરતા પગલાનો અવાજ આવ્યો. કુતૂહલ વધારે વખત ટકાવી ન શકવાથી વિજય ઉંચો થયો અને બારીના ઓસાર સુધી આખો લાવી અંદર દૃષ્ટિ નાખી બારીમાં બધે કરોળિયાના જાળા હતા, અને અંદર પણ નમતી સંધ્યાને લીધે બધે અંધકાર હતો એ અંધકારમા તેણે બારીથી બે ત્રણ પગલા દૂર એક જુની ટૅક્સીનો પાછળનો ભાગ જોયો. એના પડદા ખુલ્લા હોવા છતા તે ખુબ નીચાણમા હોવાથી મોટરની અંદર શું હતું તે એ ન જોઇ શક્યો નીચે જોતાં તેને એક માણસનું માથું દેખાયું. અવાજ ઉપરથી લાગ્યુ કે તે માણસ ચાકી મજબુત કરતો હતો. આ વખતે બીજો માણસ નંબરનું પાટિયું

બદલાવતો હતો એવામાં ચાકી મજબુત કરનાર માણસ ઉભો થયો કે તરત વિજય માથુ ખેંચી લઈ નીચે બેસી ગયો

'બધુ તૈયાર છે.' અંદરથી અવાજ આવ્યો.

'ચાલો ત્યારે આપણે જરા ખાઇ લઇએ ને પછી ઉપડીએ કલાકેકમા તો અંધારૂ ઘોર થઇ જશે પછી કાંઇ ભો નથી ફર્નિચર ભરેલી ટૅકસી તો માણસ ગમે ત્યારે લઇ જઈ શકે તો યે ચેતતા રહેવું સારૂં. આપણે શહેરની બહાર થઇને દીનગામ વાળે લાળે રસ્તે થઇને જ જવુ મારો વિચાર રામપુર સાડાત્રણ વાગ્યે પહોચવાનો છે, કેમકે સવાર પહેલા તો આપણે ગાડી ખાલી કરી અહીં પાછા આવી જવુ જોઇએ'

થોડીવાર પછી પગલાઓ જતાં સંભળાયા, બારણુ બંધ થતુ જણાયુ અને છેલ્લે કુતરાનો ભસવાનો અવાજ આવ્યો વિજય ત્વરાથી દોડીને એક દાડમડીમા જઈ ભરાયો અને શરીર સંકોચીને લળી પડતી ડાળીઓની આડમા બેસી ગયો ચોમેર પ્રસરતા અંધકારને લીધે બધુ અસ્પષ્ટ થતુ જતું હતુ

૭

ટૅકસીમા શુ છે તે વિજય જાણતો હતો તેથી આગળ તપાસ કરવાનો વિચાર પડતો મુકી ચોરોને કઇ રીતે સપડાવવા તેનો જ તે વિચાર કરવા લાગ્યો જેમ બને તેમ જલદીથી પોલિસને આ ખબર આપવા જોઇએ શહેર બહાર ગયા પછી તો ચોરોને માટે પાચ છ રસ્તા હતા, એટલે ટેલિફોનથી ખબર મોકલવા છતાં યે તેઓ છટકી જાય એવો સભવ હતો જે કઈ બની શકે તે જલદી કરી લેવાની જરૂર હતી માલજી ભવનમા તો ટેલિફોન નહિ હોય એવી વિજયની ખાતરી હતી એટલે સૌથી નજીકનો ટેલિફોન શોધી પોલિસ સ્ટેશન સાથે સંબંધ બાંધવો એ જ શ્રેષ્ઠ હતું.

અંધારી ઓરડીઓ ઉપર છેલ્લો દ્રષ્ટિપાત કરી વિજયે વાડી પસાર કરી વાડની બીજી બાજુએ ગયો અને ત્યાથી સાવચેતી છોડી દઇ તે ખરાબ જમીન ઉપર બની શકે તેટલી ઝડપથી દોડવા લાગ્યો થોડી વારમા તેણે પોતાની સાઇકલ શોધી કાઢી ને શહેર તરફ ઝડપથી પેડલ ચલાવવા માડ્યા

તારાનું તેજ હવે પ્રસરતુ હતુ. ઓરડીનું બારણુ બંધ થયાને કેટલો વખત થયો તેનો વિજય વિચાર કરવા લાગ્યો તેણે ગણત્રી કરી તો લગભગ બારેક મિનિટ ચાલી ગઇ હતી. વિજયે વિચાર્યું કે એટલી વારમા તો ચોરોએ ઉતાવળથી ખાવાનું પતાવી રસ્તો પકડ્યો હશે તેઓએ શહેરની બહાર થઇને જવાનુ કહ્યુ હતુ અને જો એ જ રસ્તો પકડે તો ટૅકસીને ધીમી જ ચલાવવી પડે, કેમકે રસ્તો ઘણો જ ખરાબ હતો, અને વળી માર્ગમા નદીનો પુલ આવતો હતો

પરતુ વિજયનો આનદ એકદમ મરી ગયો, કેમકે પુલો તો ત્રણ આવતા હતા ને ચોરો તેમાથી કયો પુલ પકડે તે અચોક્કસ હતુ. આથી તેણે ટેલિફોનની તપાસ ચાલુ જ રાખી તેણે લગભગ અર્ધો માઇલ પસાર કર્યો હતો છતા એક પણ થાભલો ન દેખાયો ફરી તેણે સાઇકલની ઝડપ વધારી એવામા પાછળથી મોટરનો સ્પષ્ટ અવાજ આવ્યો વિજય ધીમો પડી ગયો અને અનિચ્છાએ એક પગ જમીન ઉપર મુકી અસ્થિર ચિત્તે ઉભો.

ટૅકસી નજીક આવી, સહેજ ધીમી પડી અને જમણી બાજુના રસ્તા તરફ વળી ગઇ આગળની સીટ ઉપર બે જણ બેઠા હતા અને પાછળના ભાગમા ફર્નિચર ખડક્યુ હતુ.

હવે વિજયે જે કર્યું તે બધુ વગરવિચાર્યું જ હતુ જો તેણે લાબો વિચાર કર્યો હોત તો સૌથી નજીકના ટેલિફોનની શોધમા જ તે પડ્યો હોત પરતુ તેમ કરવાને બદલે તેણે તો મોટરની લાલ બત્તીની પાછળ જ સાઇકલ મારી મુકી'

મોટર હવે ઝડપથી જઇ શકતી નહોતી, કેમકે રસ્તામા ઉંડા ખાડા અને કાદવથી ભરેલા ખાબોચિયા ખુબ આવતા હતા ઘણી મહેનતે વિજય મોટરની નજીક તો આવ્યો, પરંતુ તેને ખાતરી હતી કે શહેરની બહાર ગયા પછી પોતે મોટર સાથે રહી શકવાનો નથી દરમ્યાન રસ્તામા કોઇ પોલિસ મળે તો તેને ખબર આપી દેવાય, અને તેમા જો સફળ ન થવાય તો પોતે ચોરોનું સ્થાન તો જરૂર જાણી શકે આ વિચારે તેણે મોટર પાછળ જવાનુ ચાલુ રાખ્યુ

હવે રસ્તો સારો આવ્યો તોપણ મોટરની ઝડપ બહુ વધી નહિ; કેમકે ડ્રાઇવર નાસવાનો દેખાવ ન થાય તેની ખાસ કાળજી રાખતો હતો વિજય હવે



**જુવાન ડેવિડ** — મૂર્તિકાર માઇકલ ઍન્જેલો (૧૪૭૫-૧૫૬૪)

માઇકલ ઍન્જેલો ઇટાલિની એક અદ્ભુત માનવ-વિભૂતિ હતો. મહાન શિલ્પી, ચિત્રકાર, સ્થપતિ, કવિ તેમજ ગ્રંથકાર તરીકેની તેની કીર્તિ યુરોપના ખૂણેખૂણામાં પ્રસરી રહેલી છે. તેનો આત્મા જ કાંઈક એવો મહાન હતો કે નાનકડા ટચૂકડા ચિત્રો તેને કરવા રુચતા જ નહિ. ભીંતોની ભીંતો ભરી મૂકે તેવા જબરાં ભીંતચિત્રો, પ્રચંડ શિલ્પકૃતિઓ અને મોટાં ભવ્ય મકાનો તથા કીર્તિસ્તંભો જ કરવા એને ગમતા. ઊગતી વયમાં જ અમર પ્રતિભાની આગાહી આપતી પીએતા, મેડોના, સેંટ જૉન જેવી કૃતિઓ એણે આરસમાં ઉતારી હતી. ઈ. સ. ૧૫૦૧માં ૨૬ વર્ષની વયે પોતાની જન્મભૂમિ ફ્લૉરેન્સથી રોમ આવતાં માર્ગમાં એક ગંજખાનામાં ૧૮ ફૂટ લાંબો મોટો આરસનો એક પથ્થર તેના જોવામાં આવ્યો. પચાસેક વરસ પહેલાં એક શિલ્પીએ તેમાંથી મૂર્તિ ઘડવાનો પ્રયત્ન કરેલો, પણ નિષ્ફળ જતાં છોડી દીધેલો. ઍન્જેલોએ એમાંથી એક સુંદર મૂર્તિ ઘડવાનો નિરધાર કર્યો. ત્રણ વર્ષમાં તેમાંથી 'યુવાન ડેવિડ'ની અમર મૂર્તિએ દેખા દીધી. ઉપર એ મૂર્તિનો શિરોભાગ આપ્યો છે. મૂળ મૂર્તિનું કદ તો પણ પ્રચંડ છે. તેમાં એ નવજુવાન વીરને નિઃશસ્ત્ર છતાં યુદ્ધતત્પર બનાવવામાં આવ્યો છે. જુવાનીનો હિંમતભર્યો રુઆબ અને ઉન્નત ખમીર બતાવતી આ શિલ્પકૃતિ એ વિશ્વમાં અજોડ મનાય છે.



આબુ ઉપરનાં દેલવાડાનાં જૈન મંદિરનો અંદરનો ભાગ    ફોટો સુકૃત નીલકંઠ

'વિમળશાહે બંધાવેલું દેલવાડાનું એ મોટું દેવાલય સમસ્ત ભારતવર્ષમાં શિલ્પકળાનો સર્વોત્તમ નમુનો ગણાય છે    દેલવાડાનાં દહેરાં એ કેવળ જૈન મંદિરો જ નથી એ ગુજરાતના અમાપ ગૌરવની પ્રતિમા છે એના એક એક તોરણ, ઘુમટ, સ્તંભ ને ગોખમાં ગુજરાતની અપૂર્વ કલા, રોબ અને લક્ષ્મી ઉભરાઇ રહ્યાં છે આવી અપૂર્વ કૃતિ ઉત્પન્ન કરનાર અને તેને ઉત્તેજન આપનાર પ્રજાનું સાહિત્ય અને રસવૃત્તિ પણ તે સમયમાં અનુરૂપ જ હોવાં જોઇએ'

થાકી ગયો હતો એટલે સાઇકલ અને મોટરની વચ્ચેનું અંતર વધવા લાગ્યું. અત્યારે તેઓ નદીની નજીક પહોંચી ગયા હતા, તેથી થોડી જ વારમાં મોટર કયો રસ્તો પકડશે તેની વિજયને ખબર પડવાની હતી. વિજયે થાકને ગણકાર્યા વગર બને તેટલી ઝડપે સાઇકલ ચલાવવા માંડી તે ચારે તરફ નજર નાખતો જતો હતો; પરંતુ તેને ક્યાંય એક પણ પોલિસ દેખાયો નહિ.

મોટર તો આગળ ને આગળ જ ચાલવા લાગી વિજયને લાગ્યું કે મોટર ત્રીજા પુલ ઉપર થઈને સામી બાજુ જશે. પણ તે પુલ અહીંથી બે માઈલ દૂર હતો. વિજયને આશા હતી કે ત્રીજા પુલ ઉપર તો જરૂર પોલિસ મળશે. મોટર હવે વધારે આગળ નીકળી ગઇ હતી ને તેનો લાલ દીવો દૂરથી દેખાતો હતો.

પરંતુ હજી કોઇ પોલિસ વિજયને મળ્યો નહિ જ્યારે તેમની ખાસ જરૂર હતી ત્યારે જ તેઓ બધા પૃથ્વી પરથી અદૃશ્ય થઈ ગયા હતા! છેવટે તેણે દીન-ગામમા પ્રવેશ કર્યો. ત્યા એક જ દુકાન ખુલ્લી હતી ને માણસોનું નાનકડું ટોળું દુકાન પાસે ઉભુ હતુ. વિજયે હાંફતા હાંફતાં ઉતરીને પુછ્યુ, 'અહીં ક્યાય પોલિસ છે?' એક જણે જવાબ આપ્યો, 'ના, ખાસ જરૂરી કામ હોવાથી તે મધુપુર ગયો છે.'

આટલો વખત ગુમાવવા માટે મનમા પસ્તાવો કરતા વિજયે જોરથી પેડલ ચલાવવા માંડ્યા. એકાએક તેના મો પર સ્મિત છવાઇ રહ્યુ જે પુલ ઉપરથી ચોરો પસાર થવાના હતા ત્યા, પસાર થતી મોટરો ઉપર સરકાર તરફથી એક આનો કર તરીકે લેવાતો હતો. એ કરની રોકાણમા પોતાને સાથે થઇ જવાની તક મળશે એ ખ્યાલે તે ફરી આશાવત બની ગયો અને તેણે સાઈકલની ઝડપ એકદમ વધારી દીધી

૮

તે પુલ ઉપર ચડ્યો ત્યારે તેણે મોટરના પાછળના દીવાને પુલની બીજી બાજુએ સ્થિર જોયો. આ વખતે તેના આનંદની સીમા રહી નહિ. તે મોટરની આટલી નજીક જઇ પહોંચશે એમ તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો લાલ દીવાના પ્રકાશમા તેણે મોટરની પાછળના પાટિયા ઉપરનો નંબર વાચી લીધો : ૫૭૧૩.

પણ વિજય પુલ વટાવે તે પહેલા તો મોટર ઉપડી હવે વિજયની ખરી કસોટીનો સમય આવ્યો. મોટર બહુ ઝડપથી નહોતી જતી, તોપણ થાકેલા વિજયને સાથેસાથ રહેવું તો મુશ્કેલ જ હતુ. અને આટલે દૂર આવ્યા પછી તો તેનો અત લીધે જ છુટકો હતો. વળી તેને પ્રફુલ્લ તથા બીજા ગરુડોને બતાવવુ હતું કે સાચી સમાજસેવા કઇ રીતે થઇ શકે.

એવામા મોટર એકદમ ધીમી પડી ગઇ. થોડે આગળ એક નાનું મકાન હતુ ને તેમાં પુષ્કળ પ્રકાશ હતો તેઓ રસ્તા ઉપરની એક પેટ્રોલની દુકાન પાસે જતા હતા. વિજયે જોયુ કે હવે આગળ વધવુ સલામત નથી. તે નીચે ઉતરી ઝાડોની ઘટામાં સંતાઇ ગયો.

મકાનમાથી એક માણસ બહાર આવ્યો ને મોટરમા બેઠેલા માણસો સાથે કંઇક વાત કરી મોટરની પાછળની ટાંકી ભરવા લાગ્યો. દરમ્યાન વિજય બરાબર બારીકાઈથી બધુ જોતો હતો. એકાએક તેની નજર દુકાનની બારીમાંથી દેખાતા અંદરની ભીંત ઉપરના ટેલિફોન ઉપર પડી, ને ચોરોને પકડવાની તેને પુરેપુરી આશા બંધાઇ.

મોટર ઉપડી કે તરત વિજય દુકાનના માણસની સામે જઇને ઉભો રહ્યો. દુકાનવાળાએ ભડકીને પુછ્યું, 'શું છે? પેટ્રોલ જોઇએ છે?'

'ટેલિફોન! પોલિસ!' વિજયે હાફતાહાફતા કહ્યું.

'જરા શાંત થા, કાઇ અકસ્માત તો નથી થયા ને?' તેણે પુછ્યુ.

'સૌથી નજીકના ગામમા એકદમ ટેલિફોન કરો,' વિજયે મહામહેનતે કહ્યુ, 'અને હમણા જે મોટર અહીંથી પસાર થઈ તેને અટકાવવાના પોલિસને ખબર આપો તે મધુપુરમા ચોરાએલી સાઇકલોથી ભરેલી છે.'

'તુ ગાડો થઇ ગયો છે, છોકરા! મોટરમા તો ફર્નિચર ભર્યુ છે. હું એ લોકોને સારી રીતે ઓળખું છુ.' દુકાનદારે કહ્યું.

'પણ તે ફર્નિચર નીચે સાઇકલો ભરી છે. મને ખાતરી છે કે તેઓ સાઇકલચોર છે. તમે જલદી પોલિસથાણે ટેલિફોન કરોને, કે ૫૭૧૩ નંબરની—'

'૫૭૧૩?' વિજયને બોલતો અટકાવી તે વચ્ચે જ બોલી ઉઠ્યો, 'તે મોટરનો નંબર તો ૩૮૯૧ છે. મને બરાબર યાદ છે.'

'ચોર બહુ ચાલાક છે. તેમણે આજે સાજે જ

નંબર બદલ્યો છે. મહેરબાની કરી તમે જલદી ટેલિફોન કરોને' વિજયે કહ્યું

વિજયનો આટલો બધો આગ્રહ જોઈ પેલા માણસે અનિચ્છાએ તેના કહેવા મુજબ પોલિસથાણા ઉપર ટેલિફોન કર્યો, ને વિજય સામુ જોઈ કહ્યું, 'છોકરા! પોલિસ અમલદાર તારી સાથે વાત કરવા માગે છે'

વિજયે રીસીવર હાથમા લીધુ અવાજ આવ્યો, 'શાબાશ છોકરા' તેં આ વાત ક્યાંથી મેળવી?'

વિજયે સ્પષ્ટ અવાજે પહેલેથી છેલ્લે સુધી બધી હકીકત કહી સંભળાવી વાત પુરી થતા તે આખા દિવસના પરિશ્રમથી થાકીને પેટ્રોલના ડબ્બાઓ વચ્ચે બેસી પડ્યો '

હવે બધુ પતી ગયુ હતુ, એટલે તેનુ ધ્યાન પગના દુખાવા તરફ ગયુ સવારના ભોજન પછી તેણે કાઇ જ ખાધુ નહોતુ એટલે ભુખ પણ કકડીને લાગી હતી

દુકાનદાર તેને કંઇક કુતૂહલથી નિરખી રહ્યો 'તુ મોટરમા આવ્યો કે મોટર સાઇકલપર?' તેણે પુછ્યુ

'બાઇસિકલ પર.' વિજયે શાન્તિથી કહ્યુ

'હેં' શુ તુ બાઇસિકલ ઉપર આવ્યો? ત્યારે તો તું ખુબ થાકી ગયો હોઇશ વાહ' શાબાશ' બહાદુર છોકરો'

દુકાનદાર તો વાતો કર્યે જ જતો હતો, પણ વિજય આખ મીચીને અર્ધ નિદ્રામા પડ્યોપડ્યો ભાગ્યે જ કંઇ સાંભળતો હતો થોડીવાર પછી દુકાનદાર એકદમ બોલી ઉઠ્યો, 'પકડાયા' પેલાઓને કેદ કર્યાં છે ને તું તદ્દન સાચો ઠર્યો છે ઉઠ' ઉઠ' તેઓ હમણા જ આ રસ્તેથી નીકળશે અને તને ઘર તરફ લેતા જશે. પોલિસ અમલદાર કહે છે કે જે ઇનામ જાહેર થયુ છે તે તને જ મળવાનું!'

આખો ચોળીને ઉઠતોઉઠતો વિજય બોલ્યો, 'અરે, મને મારા રાબરોટલો મળી રહે તો બસ છે'

૯

'વિજય! ઓ વિજય'

વિજયે સાઇકલ ઉપરથી ઉતરતાં પુછ્યુ, 'કા કેશુ, શું છે?'

'તને પેલુ ઇનામ મળી ગયું કે?'

'ના, પણ તેઓના કહેવા મુજબ આજે ઘેર પહોચી ગયુ હશે.'

'તેનુ તુ શું કરવા ઇચ્છે છે?'

'મેં પહેલુ તો' વિજયે જવાબ આપ્યો, તેમાંથી હુ પ્રફુલ્લના જેવી એક B S A સાઇકલ લેવાનો છું. તને ખબર છેને? જે સાઇકલો પકડાઇ તેમાથી પ્રફુલ્લની પણ મળી આવી છે.'

'હા, પણ તુ આજે તેને મળ્યો છે?'

'ના, કેમ?' વિજયે પોતાની સાઇકલની બાસ્કેટમા લગાએલા પટીકા સામી નજર કરતા કહ્યુ

'હાલે માજે પ્રફુલ્લે 'ગરૂડ મંડળ' એકઠુ કર્યુ હતુ અને તને સર્વાનુમતે સભ્ય તરીકે ચુટવામા આવ્યો છે'

વિજયે સાઇકલ ઉપર ચડતા ચડતા કહ્યું, 'તેમને કહેજે કે વિજય રાજીનામુ આપે છે'

'રાજીનામુ?' કેશવ ચમક્યો

'હા, કેમકે મે મારૂ પોતાનું એક મંડળ સ્થાપ્યું છે ને તેનુ નામ 'પાછળ પડી પકડનાર મંડળ!' વારૂ, નમસ્કાર''

(અંગ્રેજી ઉપરથી) **અનંત પડ્યા**

---

સાહિત્ય, સંગીત અને કળાના વિરોધી તરીકે મને નામોશી મળી છે સાચુ પુછાવો તો મેં તો એની મર્યાદાઓ જ આંકી છે પં વિષ્ણુ દિગંબર અને એમના શિષ્યોના આલાપો અને વાદ્યો, કાશ્મીરના ગાલીચા અને શાલો, શ્રી રવિન્દ્ર કે બોઝ અને એમના શિષ્યોના ચિત્રો, સુરતના ઘારી અને દૂધપાક, કસ્તુરી અને અત્તરો, સુંદર નવલકથા અને કાવ્યોથા કાંઈ મારી ઇન્દ્રિયોમા કે અંત:કરણમા કાંટા ભોંકાતા નથી. પણ તમારા ધ્યાનમંત્રની સિદ્ધિને એમા હું શોધુ છું, સ્વરાજ્યને—પરતંત્રતાના નાશને—શોધુ છુ, અને તે એ નથી જોતો તો મારે કહેવુ પડે છે કે એની જરૂર નથી મોગલોની રસિકતા અને હિંદુઓની પરાધીનતા, મોગલોની રસિકતા અને હિંદીઓની પરાધીનતા, મરાઠાઓની રસિકતા અને ગુજરાતની પરાધીનતા—એ બધાની વચ્ચે ઘણા જમાના જીત્યા નહોત. એ રસિકતા જ એકલી કારણભૂત નહોતી તે ખરૂ, પણ રસિકતા તાત્કાલિક સ્વાર્થને જ જોતે દહાડે પેદા થઈ તેથી મારે કહેવુ પડે છે કે અભ્યુદય માટે કે સ્વાતંત્ર્ય માટે આ બધાની આવશ્યકતા નથી

છતા, એ વિરોધ લાગતો હોય તો હું કહું છું કે જીવનના ધારણ-પોષણ અને સત્ત્વશુદ્ધિ, અભ્યુદય-વિમુક્તિ એની ઉપર સદૈવ તમારી જાગૃત આખ રાખી બધે એ પ્રવૃત્તિ ચાલો!

(ગુ મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને: શ્રી કિશોરલાલ મશરૂવાળા)

# અણીની પળ

લેખક
હરિનારાયણ
આચાર્ય



પુરાં સો વર્ષ પણ આ વાતને હજી થયા નથી. રશિયાને અંધકારમાંથી સંસ્કૃતિના પ્રકાશમાં મુકનાર ઝાર પીટર અને જર્મનીનો ભાગ્યવિધાયક ફ્રેડરિક સેન્ટ-પીટર્સબર્ગના શાહી મહેલમા બીજે માળે વાતચીત કરતા હતા સામાન્ય વિષયોમાથી લશ્કરી વ્યવસ્થાની વાત નીકળી અને બંને રાજવીઓ 'સંયમ'ના વિષય પર ઉતરી પડ્યા. પીટરનુ માનવું હતું કે જર્મન લશ્કરમાં અમલદારોની ઉણપને લીધે સયમ Discipline જોઇએ એવો પળાતો ન હતો, જ્યારે રશિયન લશ્કરમાં સંયમ મૌલિકતાએ પહોચ્યો હતો

ફ્રેડરિકને ગળે આ વાત ઉતરી નહિ એ માનતો કે સંયમનો આધાર પ્રજાના માનસ ઉપર હોય છે એટલે જર્મન પ્રજાના જીવનમા દેશપ્રેમની ભાવના એટલી તો પ્રબળ હતી અને રશિયન પ્રજાનુ દેશ-વિષયક જ્ઞાન એટલું તો અપૂર્ણ હતુ કે સંયમનુ તત્ત્વ પીટરના કહેવા પ્રમાણે હોઇ શકે જ નહિ પીટરે હસતાહસતા એટલુ જ ઉમેર્યું કે કોઇ પણ રશિયન દેશ કરતા ઝારની ખાતર મરવાનુ વધારે પસદ કરે છે એ વાત સાચી. પરંતુ એથી સયમના તત્ત્વની ઉણપ સિદ્ધ થતી નથી અને એકદમ બાજુએ ઉભેલા પોતાના એ. ડી. સી. ને કહ્યુ: 'બારીમાથી નીચે કુદી પડો.' એ. ડી સી. એ તર્ત જ પુછ્યુ, 'કઈ બારીમાથી?' ન તો એના મો પરનો ભાવ બદલાયો કે ન એણે રજ પણ વિચારને અવકાશ આપ્યો. સંયમની પરાકાષ્ઠા જ ને?

પણ એ સૈનિકની જગ્યાએ તમે હોત તો શું કરત? -- બારીમાંથી નીચે પડવાનો હુકમ થતા જ તમારા મનમા ધ્રાસ્કો પ: ભય અને વિહ્વળતા થી તમારૂ શરીર ક' ઉઠત. મોં પણ વિવ અને પરસેવાથી ભી બનત. રાજાના નોક વાની તમારી હીમ તો નથી જ. તેમ બા રીમાંથી નીચે કુ પડવાની શક્તિ, ઉ ત્સાહ કે સ્નાયુઓ પ સયમ પણ નથી નીચે જોતાવેંત તમ્મર આવે સો ત્રીસ ફુટથી પત્થ પર પડવાનો નિશ્ચય જ શી રીતે થાય. છતાં?

છતાં પેલા સૈનિક તરફ જોયુ હોત તો? એના મો પર મુછ તો ફુટેલી પણ નહિ બાવીસ વર્ષનો એ ગભરૂ જ્વાન આશાથી ભર્યા અંતઃકરણે રાજસેવા બજાવતો હતો. અને એનું ફળ? અને વળી સામો પુછે છે કે કઇ બારીમાથી? તમે પુછવાનો વિચાર પણ કર્યો હોત કે?

હવે એનુ કારણ તપાસીએ એણે લશ્કરી તાલીમ લીધી છે, અત્યત કઠિન વ્યાયામથી પોતાના શરીરને કસ્યુ છે, પ્રફુલ્લ અને સુરેખ એના અંગોમાથી જુવાનીની છોળો ઉડતી દેખાય છે યોગ્ય આહારવિહાર અને શુદ્ધ વિચારથી આરસી જેવા સ્વચ્છ રહેલા એના મનમા રજ પણ સતાપ, શોક, થાક કે ગભરામણ નથી, એટલે એના વિચારબળના કાબુમા એના અંગો હોય છે નિયમિત વ્યવહારથી એને ક્ષણમા નિશ્ચય કરી લેવાનો અભ્યાસ પડ્યો છે. આ બધા લક્ષણોથી એના મન અને શરીર એટલા તો સમતોલ છે કે કર્તવ્યનો વિચાર કરતા કે ભયની સામે થતા એને રજ પણ ગુંચવણ કે શિથિલતા ભોગવવી પડતી નથી.

તમારે આમ કુદી પડવાનું તો નથી જ. પણ કોણ જાણે: એવી અણીની પળ આવે તો? એને માટે તમે યોગ્ય તૈયારી કરી છે?

પેલા છાપરા પર તડકામા પડેલી બિલાડી જુઓ કેવી નિરાંતે લાંબી પડી છે ! તમે પાસે જાઓ અર-ડેથી ચામડી પકડી એને ઉંચી કરો. ( જોજો, ઉઝરડા ભરે તો મારો દોષ નહિ. ) કેવી લોચા જેવી લાગે છે ! જાણે રૂનુ ગાભલું. પણ એટલામા કુતરૂ ભસ્યુ વિજળીના ચમકારા પેઠે એ બેઠી થઇ ગઇ· કાન માડી સાભળવા લાગી અને એક છલગમા તો સામી બારીમા પેસી ગઈ'

અને તમે ? એ બિલાડીની પેઠે શિથિલ થઇ પડ્યા રહેવાનુ જ કોને આવડે છે ? પછી ક્ષણમા છલગ મારી ઉભા થવાની અને નિશ્ચયનુ પાલન કરવાની તો વાત શી' પરાણે ઉભા થાઓ, વિચાર કરવામા થોડો સમય લો અને અરધાપરધા નિશ્ચયથી કામ કરવા માડો, એમા પછી શા ભલીવાર હોય ? અરધી રાત્રે ઘરમા આગ લાગે અને આવુ કરો તો બચવાની આશા પણ ખરી ? ત્યા પણ અંગો તથા મન પરના એ સામાન્ય બિલાડીના અદ્ભુત સ્વામિત્વની જરૂર નથી લાગતી ?

આ ઝાડ જોયુ ? પ્રકાશ અને પ્રફુલ્લતા પામવા એ કેટલા પ્રયત્ન કરી રહ્યુ છે ' મોટા ઝાડની છાયામા દબાવા છતા, કચરાતુ પીડાતુ, આડુઅવળુ થઇ આખરે એ વાકુંચુકુ પણ ઉગ્યુ તો છે જ શા માટે ? વિકાસ માટે, ઉન્નતિ અર્થે, નવજીવન પામવા સારૂ.

એ તો વનસ્પતિ છે, અને તમે તો છો માણસ એની પેઠે વ્યવહારના સંકટો અને અકસ્માતો વિરૂદ્ધ માથુ ઉંચુ કરી, દૃઢતાથી માર્ગ કરવાની શક્તિ તમે કેળવી છે ? આવી પડતા વિઘ્નો સામે ઝુઝવાની શક્તિ તમે ભેગી કરી છે ? અર્થાત્ તમે પૂર્ણપણે તૈયાર છો ?

સકટો ક્યારે આવશે એની તમને કોઈ થોડી જ આગાહી આપશે ! એ કઈ કહીને થોડા જ આવવાના છે ' એટલે માર્ગ તો એક જ ઉઘાડો રહ્યો પૂર્ણ તૈયારીનો કુદરતની શિખામણ તો, સદા ય તૈયાર રહેવાની જ છે. જેમને નવજીવન મેળવવું છે, જેમને પોતાના સ્વત્વની રક્ષા કરવી છે, જેમને મનુષ્ય કહેવડાવવું નથી, પણ થવુ છે, તેમણે તો આ શિખામણ માન્યે જ છુટકો.

અને એનું ફળ ? ' ફ્તેહ. ' આવી પૂર્ણ તૈયારીવાળો મનુષ્ય પોતાના માર્ગમા ' ફ્તેહ ' શબ્દને મોટા અક્ષરે કોતરેલો જુએ છે. કર્તવ્ય કરવામા નથી એને વિચાર કરવો પડતો કે નથી પોતાની શક્તિ માટે એને શકા આવતી.

તમે તમારૂ મનુષ્યત્વ કેટલુ ખીલવ્યુ છે !

ચા પીતા હૃદય બંધ પડ્યુ; ગાડીમા ચડતાં પગ લપસ્યો અને પાટા તળે આવી કપાઇ મુઓ, આગ લાગતા પહેલે માળેથી કુદી શક્યો નહિ અને બળી ગયો; તરતા ન આવડ્યું એટલે નદી ઉતરતા ડુબી ગયો; રસ્તો પસાર કરતા ગભરાઈ જવાથી મોટર નીચે ચગદાઈ ગયો,—આ અને આવા અનેક બનાવો આપણે વાચીએ છીએ, દિલગીરી બતાવીએ છીએ અને પછી ભુલી જઇએ છીએ પણ—

પણ એની પાછળ રહેલી ભયંકર ભુલનો વિચાર કરતા નથી એથી સુચવાતી તૈયારીનો અભાવ કોઇના ય વિચારમા ભાગ્યે આવતો હશે અને આવી અણીની પળ હમેશા અણધારી જ આવવાની આવી એટલે આપણા મનની અને શરીરના યંત્રની યોગ્યતા અયોગ્યના ઉપર આપણી ફતેહનો આધાર રહેવાનો

તમને લાગે છે કે આનો વિચાર કર્યા વિના ચાલશે ?

તમને કોઇ પુછે કે તમે નીરોગી છો ? તરત તમે 'હા' કહેશો પણ ખાતરીથી માનજો કે તમારી એ 'હા'મા ઝાઝુ તત્ત્વ નથી. કસોટીએ ચડ્યા નથી ત્યા લગી એમ હા પાડશો પણ હા—ના તો ' અણીની પળે 'જણાશે

સો ડગલા દોડતા શ્વાસ ચડે, મો લાલ થઈ જાય, આખો નીકળી પડે અને ફેફસા ફાટી જાય, બે નીસરણી ચડતા જરા હાફ આવે, ભાર ઉપાડતા કમરમા ચસ્કો આવે, પગ થથરે અને છાતી બેસી જાય; છલંગ મારી ઓસ્રો ચડવાની કે વાડ કુદવાની, અગર એક છાપરેથી બીજે છાપરે દોડતાદોડતા જવાની તો સ્વપ્ને પણ વૃત્તિ ન થાય;—આ અને આવી અપૂર્ણતાઓના આપણે પાલક છીએ ત્યા સુધી એ અણીની પળ ઘાતક જ નીવડવાની

એવી અણીની પળ માટે તમે શી તૈયારી કરી છે ? ન કરી હોય તો કેમ કરવી તે હવે પછી જોઇશુ

# જીવન પરાગ

ગોખલેની બાલ્યાવસ્થા ગરીબાઈમાં ગએલી, અને તે સાદા પણ બહુ જ. ફર્ગ્યુસન કૉલેજમાં પ્રોફેસર તરીકે એ કામ કરતા હતા ત્યારે એક દિવસ સ્નેહ-સંમેલન માટે આઇસક્રીમ તૈયાર થતો હતો. ગોખલેએ કદિ આઇસક્રીમ જોએલો નહિ. તે સંચા પાસે જઇ કહે, 'શું કરો છો?'

'આઇસક્રીમ'

'જોવા તો દો, આઇસક્રીમ કેવો હોય છે?'

એક ટીખળી પ્રોફેસરે સંચામાંનું મીઠાવાળું બરફનું પાણી લઈ ચમચામાં આપ્યું. ચાખીને ગોખલે કહે, 'આપણને તો ભાઇ, આઇસક્રીમ નહિ ભાવે બહુ ખારો લાગે છે'

卐

ઔરંગઝેબ બાદશાહની ક્રૂરતા વિષે ઘણે ને કહેવાય પણ તેના હૃદયની કોમળતાનો દાખલો આ રહ્યો

એક રાત્રે ભુલથી એક નોકરે બાદશાહના શયન-ગૃહની નીચેના ખંડમાં બંદૂકનો દારૂ મુક્યો. ઔરંગઝેબને સવારે ખબર પડી ત્યારે તેણે ધીમેથી કહ્યું 'હવેથી સાચવજે, કારણ મારી જગ્યાએ અત્યારે જો જહાંગીર બાદશાહ હોત તો તને એ દારૂના પીપ પર બેસાડીને જ ઉડાડી મુકત'

卐

કાઠિયાવાડી નિશાનબાજ રાણા સરતાનસંગ પુના ગએલા ત્યારે લોકમાન્યના કહેવાથી તેમણે પોતાના નિશાનબાજીના પ્રયોગો કરવાનું રાખેલું. માટલીઓના અવાજ આંખે પાટા બાંધી સંભળાવવામાં આવે અને દરેકનો રંગ કહેવામાં આવે પછી ફરીથી માટલીઓનો ક્રમ બદલાવી માત્ર અવાજ જ કરવામાં આવે અને તે પરથી કહેલા રંગની માટલીઓ ગોળીથી વીંધવાની. એવો પ્રયોગ ચાલતો હતો. એવામાં પ્રેક્ષકોમાં કંઈ કારણથી ગરબડ થઈ પડી અને સરતાનસંગજીને અવાજ સાંભળવાનું અશક્ય થઈ પડ્યું. એટલે લોકમાન્ય ઉભા થઈ કહેવા લાગ્યા, 'ભાઈઓ, આ મુશ્કેલ પ્રયોગ ચાલે છે; તેથી જો કોઈના મગજનો અવાજ માટલીના અવાજ જેવો નીકળી રાણાજીને કાને જશે તો તેનું માથું વીંધાઈ ગયું સમજજો!' આ સાંભળીને સાંભળનારાઓ ખડખડાટ હસી પડ્યા, પણ પછી ત્યાં તદ્દન શાન્તિ પથરાઈ ગઈ'

卐

સ્વામી રામતીર્થ (એમ. એ) વિદ્યાર્થીજીવનમાં ઘણા જ બાહોશ ગણાતા તેમની બુદ્ધિ જોઈ કૉલેજના પ્રિન્સિપાલે તેમને સિવિલ સર્વિસ માટે વિલાયત જવાની સલાહ આપી. પણ જન્મના જોગીરાજે તરત જ જવાબ આપ્યો, 'હું મારી બુદ્ધિ સરકારને વેચવા માગતો નથી, પણ મારા દેશબંધુઓમાં વહેંચવા માગું છું'

卐

મસ્ત કવિ ત્રિભુવન પ્રેમશંકર વિષે કહેવાય છે કે વડોદરાના દીવાન મણિભાઈ જશભાઈએ કવિની કીર્તિ સાંભળી કવિને મળવા બોલાવ્યા કવિ પણ કાંઈક મદદની આશાથી ગયા. મણિભાઈએ કહ્યું, 'કવિ, એકાદ કવિતા સંભળાવો' મસ્ત કવિએ કહ્યું, 'સાહેબ, હું એમ કવિતા સંભળાવતો નથી.' દીવાન સાહેબ તો કવિનો આ નિખાલસ ઉત્તર સાંભળી તેમની સામે જોઈ રહ્યા, પણ પાસેના એક ખુશામતિયાથી ન રહેવાયું તે કહે 'કવિ, તમે જાણો છો, આ તમે કોની સામે બોલો છો!' કવિએ શાન્તિથી જવાબ આપ્યો, 'હા, તે તો હું બરાબર જાણું છું; પણ તમે જાણો છો કે તમે અત્યારે કોની સામે બોલો છો?'

卐

ગોવર્ધનરામભાઈને શરદીની નિરંતર બીક રહેતી એનાથી બચવા તેઓ બે અંગરખાં, ઉપર ગરમ બંડી, કોટ તથા પેટના ભાગ પર બાંધવાનું ગરમ કપડું. ઠીકઠીક દાબવાના ફલાલીનના કકડા, પગે બન્ને મોજાં. ગળે મફલર અને માથે કાનપુરી ટોપી—આવો પહેરવેશ ઘરમાં રાખતા. બહાર જવું હોય ત્યારે એક બે ગરમ કોટ તથા ખિસ્સામાં આ સર્વ ઉપર ઓવરકોટ! આ નિયમિત બાબત અંગે નડિયાદની એક જાહેર-સભાનું પ્રમુખસ્થાન લેવા ગોવર્ધનરામ એક શિયાળાની સાંજે નીકળ્યા. તે સમયે એમના માતુશ્રી ખિડકીની ઓટલે બેઠા હતાં. તે કહે, 'અરે, મોટા, ઠાઠ તે

કોઇ આખા ગામને વાય છે કે તને એકલાને જ? આવું જાડુંકડું તે શું પહેર્યું છે?'

ગોવર્ધનરામે હાવકુ મો રાખી તરત જવાબ દીધો, 'શું કરું, બા? આથી જાડું બીજું નહોતુ, એટલે આ પહેર્યું!'

卐

ગોવર્ધનરામ મુંબાઇમાં વકીલાત કરતા તે સમયે રિવાજ હતો કે દેશી ભાષામાં લખાએલા દસ્તાવેજ વગેરે પત્રો ન્યાયાધીશ સન્મુખ મુકવામાં આવે ત્યારે તેનું અંગ્રેજી ભાષાન્તર પણ વકીલોએ સાથે રજુ કરવું. આ નકામા બોજાથી સર્વે વકીલો કંટાળ્યા હતા. ગોવર્ધનરામે તેનો ઉપાય કરવાનું નક્કી કર્યું.

તેમણે આવો કેસ આવ્યો ત્યારે એકલા મરાઠી દસ્તાવેજ રજુ કર્યા. જસ્ટિસ કૅન્ડીએ અંગ્રેજી તરજુમો માગ્યો એટલે ગોવર્ધનરામે કહ્યુ, 'સાહેબ, અંગ્રેજી તરજુમા કરવા એ મારૂં કામ નથી તેથી મેં તરજુમો કર્યો નથી.'

કૅન્ડી—મિ ત્રિપાઠી, ખતના તરજુમા વકીલોએ કરવા એ હાઇકોર્ટનો શિરસ્તો છે તે તમે જાણો છો?

ગો૦—જી, કેટલાક વકીલો તે પ્રમાણે કરતા હશે, પરંતુ એ શિરસ્તો કાયદેસર નથી, કારણ કે ભાષાન્તર કરવું એ કોઇ રીતે વકીલનું કામ નથી.'

ન્યાયાધીશ સાહેબનો મિજાજ જવા લાગ્યો. તીખાશથી ફરી પ્રશ્ન પુછ્યો, 'મિ ત્રિપાઠી, અંગ્રેજી ભાષાન્તર કરવાનું કામ તમારૂં નથી તો બીજા કોનું છે?'

ગો૦—સાહેબ, વકીલોનું કામ ભાષાન્તર કરવાનું બીલકુલ નથી. આપ નામદારને અંગ્રેજી ભાષાન્તરની જરૂર જ હોય, તો તે કામ હાઇકોર્ટના ભાષાન્તર ખાતા પાસે કે સરકારી ભાષાન્તર ખાતા પાસે કરાવવું જોઇએ. આવું કામ કરવા માટે જ પૈસા ખર્ચીને સરકારે આ ખાતા ઉઘાડ્યા છે.

કૅન્ડી—(વિચારમાં પડી) પણ મિ ત્રિપાઠી, બીજા બધા વકીલો ભાષાન્તરો કરે છે, તો તમે મારી ખાતર પણ તેનું ભાષાન્તર નહિ કરી લાવો?

ગો૦—ના, નામદાર, એક નિયમની ખાતર હું તે કરી શકીશ નહિ.

ન્યાયાધીશ સાહેબનો વધતો જતો ક્રોધ જોઇ એક મિત્ર વકીલે ગોવર્ધનરામનો ડગલો ખેંચવા માંડ્યો અને તેથી કાંઇ ન વળ્યું એટલે ચુંટિયા ખણ્યા. ગોવર્ધનરામે સહેજ ડોકિયું વાળી કહ્યુ, 'અરે, બોલવા દેને; ન્યાયાધીશ થવાનો મને લોભ નથી કે દબાઇને હું બેસી જાઉં.' પછી છેલ્લું હથિયાર વાપરવાનો નિશ્ચય કરી મોટે અવાજે બોલ્યા, 'આપ નામદારને માલુમ હશે કે કાયદાની રૂઇએ ન્યાયાસને બિરાજનાર અધિકારી દરેક દેશી ભાષાઓથી વાકેફ થએલો હોવો જોઇએ.'

વરિષ્ટ કોર્ટના અંગ્રેજ ન્યાયાધીશને એક દેશી વકીલ સલાહ આપે, એ જોઇ સાહેબનો પિત્તો ગયો. એ કાંઇક વાક્યપ્રહાર કરવા જાય છે ત્યાં ગોવર્ધનરામ સમયસૂચકતા વાપરી કહે, 'અને આપ સાહેબ મરાઠી તો સારી રીતે જાણો છો.'

આ ચાતુર્યયુક્ત પૂર્ણાહૂતિથી સાહેબનો ક્રોધાગ્નિ શાન્ત થઇ ગયો.

ફરીથી કોઇ વકીલને ભાષાન્તર કરવું પડ્યું નહિ.

卐

વર્ષો પહેલાની વાત છે.

વડોદરાના મહારાજા સયાજીરાવ ગાયકવાડને ઇચ્છા થઇ કે તિલકને એકાદ ભાષાન્તરનું કામ સોંપી એ બદલ દસવીસ હજાર રળાવવા. આ માગણીનો અસ્વીકાર કર્યાની વાત કરતા તેમણે પોતાના ભાણેજને કહ્યું, 'હું પારકા ભાષાન્તર કરી સમૃદ્ધ થવા માગતો નથી, મારે તો જાત ખરચીને દેશને સમૃદ્ધ બનાવવો છે.'

[ સંપાદિત ] **નવલરામ ત્રિવેદી**

## અથાણું

કાકા—ડાહ્યા માણસો હમેશાં વિચાર કરતાં અટકે છે; માત્ર મૂર્ખાઓ જ ચોક્કસ અભિપ્રાય આપી દે છે.

મનુ—એ વાત ખરી છે, કાકા?

કાકા—ચોક્કસ!

卐

રમણ—મધુ, આજે મેં રેલવે કંપનીને આબાદ છેતરી છે!

મધુ—કહે તો ખરો; કેવી રીતે?

રમણ—જો, મેં આ રીટર્ન ટિકિટ ખરીદી છે ને હવે અહીં પાછો નથી જવાનો!

卐

શેઠ—(હજામત કરાવતા) ઇશ્વરનું દરેક કાર્ય સહેતુક છે!

હજામ—હા, પણ અત્યારે તે કેમ યાદ આવ્યું?

શેઠ—જો માણસના વાળ વધતા ન હોત તો તમે બધા શું ધંધો કરત?

## કાઠિયાવાડમાં

# સાઈકલ ઉપર ૩૦૦ માઈલ

## આઠ દિવસમાં



ગિરિજાપ્રસાદ     છોટાલાલ ગાંકર

રાજકોટમાં અમારૂ એક વ્યાયામ મંડળ છે. શરીરને ખુબ મજબુત અને સુદૃઢ કરવું તથા અનેક જાતની મુશ્કેલીઓ વેઠી તેને ખુબ કસવું. એ તે મંડળનુ ખાસ કાર્ય છે. અમારામાંના કેટલાકે આને અંગે પગે ચાલીને અગાઉ એક સો માઇલની મુસાફરી કરેલી અને વર્ષમા બેત્રણ વાર હજુ પણ ચાળીસ કે પચાસ માઇલની મુસાફરી તો હોય જ હાલમા આ પ્રવૃત્તિને અંગે સાહસ અને સાહસને અંગે પ્રગતિ સાધવાનો અમારો ઇરાદો થયો. સમાજના નવયુવકોના લોહીમા સાહસવૃત્તિ ન હોય તો તેમનુ જીવન વૃદ્ધ જેવું જ છે. તેથી સમાજના યુવકોમા સાહસવૃત્તિ કેળવવાની મંડળ તરફથી શરૂઆત કરવી એમ નક્કી થયું

એ વાતને તો આજે એક વર્ષ થઇ ગયુ આજથી એક વર્ષ પહેલાં અમે ઠરાવ્યુ કે પાચ જોડીદાર થઇ શકે તો આખા કાઠિયાવાડની મુસાફરી સાઇકલ ઉપર અને તે પણ અમુક જ દિવસોમા પુરી કરવી. પણ પાંચ જણા યે આ કામ માટે બેગા થવા મુશ્કેલ પડ્યા! એટલે એ વખતે તો એ વાત પડતી મુકી દેવી પડી. તે પછી છ મહીને ફરી પ્રયાસ કરી જોયો પરંતુ તે પણ નિષ્ફળ ગયો. આ વખતે તો અમે નિશ્ચય કર્યો કે ભલે બે કે ત્રણ જણ જ થાય, પણ આ સાહસિક પર્યટન ઉપર નીકળવુ તો ખરૂ જ.

આ પર્યટનને સાહસિક કહેવું પડે છે તે એટલા ખાતર કે કાઠિયાવાડમા આવાં પર્યટનો હજુ કદિ થયાં નથી, કે તેવાં પર્યટનો કરવાની ભાવના પણ ખીલી હોય તેમ જણાતુ નથી. અને ખાસ તો એટલા સારૂ કે કાઠિયાવાડમાં એવા પ્રયાસમાં મુશ્કેલીઓ પણ ઘણી છે. સડક અથવા સારા રસ્તાઓ ભાગ્યે જ જોવામા આવે છે. આવાં પર્યટનો દુનિયાના અન્ય પ્રદેશોમા કરવા જેટલા સહેલાં છે તેથી અનેકગણુ અહીં મુશ્કેલ છે.

આ વખતે અમારો વિચાર મક્કમ હતો એટલે સ્થાનિક પત્રો દ્વારા કાઠિયાવાડના નવજુવાનોને આ પર્યટનમા જોડાવા અમે આમંત્રણ કર્યું. પણ કાઠિયાવાડના કોઇ યુવકે અમને તેનો જવાબ સરખો યે આપ્યો નહિ. અમે જે છસાત જણ તૈયાર હતા તેમાંથી પણ એક પછી એક ડગુમગુ થવા લાગ્યા. કેટલાકે ઉપડવાની મુદત પાછી ઠેલવાનું કહ્યું, પરંતુ તે તો માત્ર બહાનું જ હતુ

હવે શુ કરવું? જાહેર ખબરોમા મોટીમોટી વાતો કરી મુકયા હતા અને મારો વિચાર તો હજી દૃઢ હતો; એટલે ઉપડવાને આગલે દિવસે પેલા છસાતમાંના બે જણને હું મળ્યો. તેઓને ખુબ સમજાવ્યા અને ખર્ચનો વાધો દૂર કરવા સાઇકલ વગેરે મુસાફરીનો બધો સામાન તે સાંજે જ અપાવી દીધો.

બીજે દિવસે, નવેમ્બર તા. ૧૩મીની સવારે આઠ વાગ્યે અમારે ત્રણે જણાએ મળવું એમ નક્કી થયું હતું. પણ રાતમાં બધી તૈયારી કરી સવારે નક્કી કરેલે સ્થળે હું ગયો તો બે સાથીમાંથી એકે સાં

અને ઝાખરામા હાકવાથી માગ સાથીની સાઇકલમા પંક્ચર પડી ગયા હતા તે ભાઇ પંક્ચર સાધવા બેઠા ને મે ટપાલ લખવા માંડી

પોણા કલાક પછી અમે બનેએ પાછી મુસાફરી શરૂ કરી જેમજેમ આગળ ગયા તેમતેમ રસ્તો વધારે ને વધારે ખરાબ આવવા લાગ્યો ઘડીમા સાઇકલ ઉપર તો ઘડીમા પગે ચાલવુ પડતુ. અધુરામા પુરૂ ભાઇબધની સાઇકલનુ જે પેડલ રીસાઇ ગયુ હતુ તે પાછું હેરાન કરવા લાગ્યુ જેમતેમ કરતા માડા બાર વાગ્યે અમે ભીંડા નામના ગામે પહોચ્યા ત્યા છાશ પીધી અને ઘીગોળનો નાસ્તો કર્યો. તાજા થઇ વળી આગળ ઉપડ્યા ને સાડા ત્રણ વાગતા તો ખભાળીએ પહોચી ગયા પહેલા તો અમારો વિચાર ખંભાળીએથી તે ને તે વખતે આગળ ઉપડવાનો હતો, પરતુ બહુ મોડું થવાથી અમારે ત્યાં રાત રોકાવુ પડ્યુ

બીજે દિવસે જામનગર (૪૦ માઇલ) જવા માટે નવ વાગ્યે રવાના થયા તે દિવસે પણ રસ્તો ભુલ્યા અને બેત્રણ માઇલ રખડવુ પડ્યુ પછી આગળ ચાલ્યા ત્યા મુસાફરીમા પહેલી જ વાર મારી સાઇકલ રીસાઇ ગઈ અડવાણેથી ખભાળીએ આવતા સાઇકલને એક સાકડા ચીલામાથી જ પસાર થવાનુ હતુ, અને પાછળ કૅરીઅર ઉપર પણ પુષ્કળ સામાન તથા બેડિંગ હોવાથી તે વારવાર સમતોલપણુ ગુમાવતી ને ચીલાની એક અથવા બીજી તરફ પછાડ ખાતી આવી રીતે ખંભાળીએ પહોચતા સુધીમા તો સાઇકલ ઓછામા ઓછી પચાસ વખત પડી હશે આને લીધે તેનુ પાછલુ પૈડું મરડાઇને 'આઉટ' થઇ ગયુ

બેએક માઇલ સાઇકલ દોરીને ચાલ્યા પછી અમે રીપેરિંગ કરવા બેઠા પૈડાને મરડીમરડી બેઉ તરફથી ચાકી ટાઇટ કરી સાઇકલને આગળ ચલાવી મારે બહુ જ આસ્તેઆસ્તે ચાલવુ પડતુ, કેમકે સહેજ પણ જોર કરીને ચલાવવા જતા પાછી સાઇકલ એની એ ! આમ કરતાંકરતાં માડમાડ અમે ખભાળીએથી બાર માઇલ ગસગપર પહોચ્યા ત્યા ધર્મશાળામા ઉતર્યા ને નાહીધોઇ નાસ્તો કરી લીધો. ત્યાથી અઢી વાગ્યે ઉપડી બીજા બાર માઇલ કાપ્યા ત્યા સૂર્યાસ્ત થઇ ગયો. અહીં વળી ખોટીપો થયો કેમકે ચદ્રનુ અજવાળુ જામે નહિ ત્યા સુધી આવા ખરાબ રસ્તા ઉપર સાઇકલ ચલાવવી એ તદ્દન અસંભવિત હતુ ચંદ્રોદય થતા અમે વળી પાછી મુસાફરી શરૂ કરી ને આઠ વાગ્યે જામનગર પહોચ્યા.

જામનગરમા એક સંબંધીને ત્યા ઉતારો કર્યો ને ગરમ પાણીથી નાહીધોઇ થાક ઉતાર્યો તથા ભોજન કર્યું બીજે દિવસે સવારે મારી સાઇકલનુ પૈડું ગામમા બરાબર રીપેર કરાવી લીધુ અને પછી બપોરે થોડું કામ પતાવી માડા ચાર વાગ્યે ૨૪ માઇલ દૂર ધ્રોળ જવા ઉપડ્યા

જામનગરથી ૧૬ માઇલ દૂર ફલ્લા સુધી રસ્તો સારો છે એમ સાભળેલું, એટલે અમે ધારેલુ કે ધ્રોળ પહોચતા અઢી કલાકથી વધારે વખત નહિ થાય પણ અમે ૧૧ માઇલ આવ્યા ત્યા રસ્તાની બને બાજુએ બાવળની કાટ (ઝાડી) આવી તેની શૂળોને લીધે અમારી સાઇકલોમા પંક્ચર પડ્યા અમે એક વાડીમા પંક્ચર સાધવા ઉતર્યા, પણ પંક્ચર તો એવા પડેલા ! એકનુ પંક્ચર સાધી બીજાનુ સાધવા જઇએ ત્યા પહેલાની હવા ખલાસ થઈ જાય ! આમ ત્રણ વાર પંક્ચર સાધ્યા ત્યા રાતના આઠ વાગી ગયા

ધ્રોળ હજુ લગભગ ૧૪ માઇલ દૂર હતું એક કલાક ચાલ્યા પછી રસ્તામા મોટી નદી આવી તે ઓળંગવામા પણ ઠીક વખત ગયો ધ્રોળથી ગાઉ સવા ગાઉ વાંકીઆ ગામ પાસે આવતા વળી પાછા ઉંધે રસ્તે ચડી ગયા. વાંકીઆ ગામમા જઇ ખેડુતો પાસેથી ધ્રોળનો રસ્તો પુછી લીધો અને સાઇકલો મારી મુકી રાતના દસ વાગ્યે મહા મુશ્કેલીએ અમે ધ્રોળ પહોચ્યા અને ભુખ્યા જ સુઇ રહ્યા

ત્યાથી સવારે આઠ વાગ્યે ઉપડી પડધરી (૧૪ માઇલ) બરાબર દસ વાગ્યે પહોચ્યા આગલી રાત્રે કંઇ ખાવાનુ મળેલું નહિ તથા સવારમા પણ વહેલા જ ઉપડવાનું થવાથી કઇ નાસ્તો કરેલો નહિ, તેથી પડધરી આવતા ભુખ તો કકડીને લાગી ત્યા એક સ્નેહીને ત્યા ઉતર્યા અને નાહી ધોઇને પેટપુરત કરી

પછી ગામમા મિત્રોને મળવા ગયા અને એક વિદ્યાર્થી પડધરીથી રાજકોટ સુધી અમારી સાથે આવવા તૈયાર થએલો તેને સાથે લઇ ત્રણ વાગ્યે રાજકોટ જવા ઉપડ્યા ને બરાબર પાચ વાગ્યે ૧૬ માઇલ કાપી રાજકોટ પહોંચી ગયા.

આવી રીતે અમે આખરે સહીસલામત ઘેર પહોચ્યા. મુસીબતો તો અલબત્ત, ઘણી પડી–ન ધારેલી એવી પણ નડી; છતાં બીજા બીવડાવના હતા તેમ અમને કોઇ પણ જાતનો થાક, માંદગી કે બેચેની તો લેશ માત્ર જણાયા નહોતા ઉલટો આ ખડતલ જીવનનો અને મુસીબતો સામે થવાનો અવર્ણનીય આનંદ અમે અનુભવ્યો

કાઠિયાવાડ અને ગુજરાતમા આવા પર્યટનો કરવાની યુવકવર્ગમાં પ્રેરણા થાય એટલો જ આ લખાણનો હેતુ છે મુસીબતોનો હાઉ આપણાં પંપાળેલા જીવનને જેવડો મોટો ને બિહામણો લાગે છે, તેવડો તે ખરૂ જોતાં નથી હોતો ઉલટું જુવાન લોહીના અમીરને તો એ મુસીબતભર્યું જીવન કેટલું ભાવે છે એ હકીકત કાગળ ઉપર ઉતારી શકાય તેમ નથી. એ અનુભવ અને આનંદ અવર્ણનીય છે. પણ મુળ વાત એ છે કે ઘરની હુંફ છોડીને એ માટે બહાર પડવાની આપણી છાતી જ નથી ચાલતી ! સાહસિક વૃત્તિ અને બહાદુરી આવે એવું શ્રી પ્રભુ પાસે ઇચ્છી વિરમુ છું.

**છોટાલાલ લક્ષ્મીશંકર માંકડ**





રેતીના રણોમા ઘણી વાર એવા પ્રચંડ વાવાઝોડા થાય છે કે જેને લીધે રેતી ઉડીઉડીને જ્યા સપાટ જમીન હોય ત્યા ઉંડી ખાઇઓ પડી જાય છે, તો કોઇ ઠેકાણે રેતી જમા થઇને મોટા ટેકરા બને છે.

એક વાર રણમા સફરે નીકળેલા એક ભાઈ-સાહેબ રાત પડતા એક જગ્યાએ, ઉપરના ચિત્રમા બતાવ્યા પ્રમાણે રેતીમા દટાએલા બે ઝાડ સાથે ઝોળી બાધી આરામથી તેમા સુતા તેની બંદુક, સામાન તથા કુતરો નીચે રેતી પર હતા. પણ સવાર પડતા ઉઠયા ત્યારે બાજુના ચિત્રમા બતાવ્યા પ્રમાણેની સ્થિતિ હતી ! રાત્રે વાવાઝોડાથી રેતી ઉડીને નીચેની જમીન તથા ઝાડ તેની અસલ સ્થિતિમા આવી રહેલા કુતરો તથા સામાન, રેતી ઉડી જવાથી સરીને નીચે ગએલાં ને ભાઇસાહેબ ઝાડ પર અદ્ધર ઝોળીમા ટીંગાઈ રહેલા !

---

શિક્ષક—રમણ, વગેરેનો અર્થ જાણે છે ?

રમણ—જી હા, વગેરે એટલે થોડા જ્ઞાનને ઢાંકવા માટે વપરાતો શબ્દ !

વજુ તમ્મર આઈ નીચે પડ્યો એવી લપાટ અડાની છોડી દીધી

વીરુના ગળાની નસો ફુલી ગઇ હતી, હોળેલા વાળ કપાળ પર ઉડતા હતા, આંખો તથા નસ્કોરા ક્રોધથી ફાટુફાટુ થઇ રહ્યા હતા ચોમેર, આ તમાશો જોતા છોકરાઓ કુંડાળુ વળી ચુપચાપ ઉભા હતા

એ જવા ફર્યો અને મુગામુગા મોએ માર્ગ કરી આપ્યો. ખભે કોટ લટકાવી ટોપી ફેરવતો વીરુ ચાલ્યો ગયો.

અને પછી વજુનો એ 'વિરુભાઇ' થયો **વિનોદ**

---

## પુછો તંત્રીને

(૧) દોરડાને હલાવીને આપણે છોડી દઇએ તોપણ તે કેમ હાલ્યા કરતુ હશે ?

(૨) ચામડી ઉપર ફોલ્લો કેમ થતો હશે ?

(૩) રાત્રે બત્તીથી જોતા અને દિવસે સૂર્યના પ્રકાશમા જોતા એક જ રંગ જુદોજુદો કેમ દેખાતો હશે ?

(૪) દુનિયામા ઉંડામા ઉંડી ખાણ કઇ છે ?

(૫) પાણીની માછલીને તળીએ મોતિયા કેમ આવે છે ?

(૬) આપણે થાકી ગયા હોઇએ કે ઉંઘ આવતી હોય તે વખતે બગાસા કેમ આવતા હશે ?

(૭) આકાશમા તારા અસ્થિર કેમ દેખાય છે ?

---

ગયા અંક સાથે ભેટ અપાએલા કૅલેન્ડરમા

## આટલી ભુલ સુધારી લેજો

મે મહીનાની સામે ગુજરાતી માસ ચૈત્ર વૈશાખ બે લખેલા છે, પણ સાથે ત્રીજો જેઠ પણ જોઇએ, કેમકે મેની ૩૧મી તારીખે જેઠ બેસી જાય છે એટલે તે પાનાના ગુજરાતી માસમા જેઠ ઉમેરવો, અને ત્યાર પછીના પાનાઓમા, અનુક્રમે જેઠ-અષાડ, અષાડ-શ્રાવણ, શ્રાવણ ભાદરવો, ભાદરવો-આસો, આસો-કારતક, કારતક-માગશર અને માગશર-પોષ એમ સુધારી લેવાં.

---

બે છોકરાઓએ ભેગા મળીને એક પૈસાના બે જામફળ લીધા એક જણે એમાંથી એક જરા મોટુ હતુ તે લીધુ એટલે બીજો ચીડાયો આથી પહેલાએ પુછ્યુ, 'તુ મારી જગ્યાએ હોત તો શું કરત ?'

'મોટું જામફળ તને આપત '

'તો હવે શા માટે ચીડાય છે ? મોટુ તો મેં લીધુ જ છે '

# મારી પોતાની વાત

ગામ પરગામ ભટકવાથી મારૂં ભણવાનું જરા બગડેલુ, પરન્તુ ગામ પરગામના તો રૂડા પ્રતાપ ટાઢ, તડકા, ઉજાગરા, ભુખ અને તરસ વેઠવા પડ્યા છે, પણ જે અનુભવ એનાથી થયા છે, તે તો બાદશાહી નિશાળો કે મોટા હેડમાસ્તર પણ શુ કરાવતા'તા ?

હવે અમારે ખભાત જવાનુ આવે છે અમે ખંભાત ગયા ત્યારે પેટલાદ સુધી ટ્રેન હતી ત્યાથી પછી ગાડામા બેસીને ખભાત જવું પડતુ

ખભાત દેશી રાજ્ય છે એ ગુજરાતનુ જુનું બદર છે અને તામ્રલિપ્ત, સ્તંભતીર્થ વગેરે એનાં અમલ નામો છે.

'ખભાતની ભલી સુતરફેણી' એવુ દલપતરામની કવિતામા ભણ્યા હતા, પણ એ સુતરફેણી ઝાઝી લેવા જેટલા પૈસા અમારી પાસે નહોતા તે વખતે અમારી જ ન્યાતના સ્વ કેશવલાલ હીરાલાલ ખભાતના દીવાન હતા એ તથા એમના કુટુબીઓ અમારા પર બહુ માયા રાખતા એમના સૌથી નાના પુત્ર સ્વ મુકુન્દરાય તથા એની માસીના દીકરા ઠાકોરલાલ સાથે અમારે દોસ્તી બધાઇ હતી

દરિયો મેં પેહેલવેહેલો ખંભાતમા જોયો પણ ભરતી ન હોય એ વખતે તે બહુ દૂર રહેતો હોવાથી છેક પાણી પાસે જઇ શકાતુ નહોતું એનો અસતોષ રોજ રહ્યા કરતો આખો દિવસ અને રાત દરિયાના પવનની મીઠી લેહેરો આવ્યા કરતી અને બપોરે કે ચાદની રાત્રે દૂર ક્ષિતિજમાં એના ભુરા પાણીનો ચમકાર આનદ આપતો હતો

દરિયાકિનારે ફરતા મીઠાના અગર જોતા, ઇમારતી લાકડા, નાળિયેર વગેરે દેશાવરોથી આવતો માલ તપાસતા અને ખભાતની જુની જાહોજલાલીની વાતો સાભળતા મોટી હોડીઓ અને જહાજમા માલ ચડે ઉતરે તે જોઇએ, દરિયાને માર્ગે ખારવા લોકો ભરુચ, ઘોઘેરા, ભાવનગર, મુબાઈ વગેરે બદરોએ વહાણો કેમ લઇ જાય એ બધુ સમજીએ અને રાજી થઇએ

જે કોઠી અંગ્રેજ લોકોએ પ્રથમ વહેપારનો માલ ભરી રાખવા બાધેલી તે કોઠીમા તો મારા બાપાની કચેરી હતી વેપાર કરતાકરતા અંગ્રેજો આ જગાએથી જ અને સુરતની આવી જ કોઠીમાથી આખા

હિન્દુસ્તાનમા કેમ પેસી ગયા એ વાતો એ કોઠીની બારીએથી દરિયા તરફ આ-ગળીઓ કરીને મારા બાપાએ અમને કહી હતી અંગ્રેજોનું પ્રપંચથી મહાન રાજ્ય મેળવવું, ૫૭નો બળવો, તાત્યા-ટોપી વગેરેની વાતો એ અમને કેહેતા અને ઉશ્કેરાતા સરકારની એ નોકરી કરતા, પણ સરકાર તરફ ઝાઝી વફાદારી એમના અંતઃકરણમા નહોતી.

દીવાન સાહેબને ત્યા ચોઘડિયામા પડઘમ વાગતી, સામે મેદાનમા લશ્કરની કવાયત થતી અને ત્રણ દરવાજા પાસે દર શુક્રવારે અંગ્રેજનો યુનિયન જેક વાવટો એક મોટા ઝંડા પર નવાબ સાહે-



ખભાતનો અકીક કામ કરનાર કારીગર

બના હુકમથી ચડાવવામા આવતો આ બધો દબદબો અને રાજ્યચિહ્નો બાળકોના કોમળ મન પર બહુ વિપરીત અસરો કરે છે એનો હું સાક્ષી છું. 'બૉય સ્કાઉટ્સ'ની હીલચાલ બધી રીતે સારી છતા એમા અંગ્રેજ વાવટાને જે ફરજિયાત નમન કરવાનુ આવે છે તેથી જ મને એ નથી ગમતી

દીવાન સાહેબ પ્રમાણિક હતા. દેશી રાજ્યમા પ્રમાણીકપણું હોય એ કઇ જેવોતેવો ગુણ નથી એ વિદ્વાન પણ હતા અને વર્તમાનપત્રો, પુસ્તકો વગેરે એમને ત્યા ઠીક રહેતા તે સ્વામીનારાયણ ધર્મના અનુયાયી હતા અને.નિયમિતપણુ, ચીવટ, સ્વચ્છતા, કુટુંબપ્રેમ વગેરે ગુણો એમનામા અનુકરણ કરવા-યોગ્ય હતા.

પાછળથી સરસ્વતીચંદ્ર મેં વાચ્યો ત્યારે દરબાર, બુદ્ધિધન, વિદ્યાચતુર વગેરેની વાતો આ જ ખંભાત, દીવાન સાહેબ, દીવાન સાહેબની હવેલી, બગીચા, દરિયો વગેરે સાથે મેળવી લઇને સમજી લીધા હતા.

નવાબ સાહેબ બહુ ભલા માણસ હતા એમને તો એકાદ વાર જ મેં જોયા હશે. કારણ એ ઝાઝા બહાર નીકળતા નહિ. હાલમા જે રાજ્ય આપણે માથે છે તેમા નથી બાદશાહી કે નથી પ્રજાસત્તા; તેના કરતા એમનું રાજ્ય સારૂં એમનામા ખાનદાની હતી અને નિશાળોમા અંગ્રેજી કેળવણી સુદ્ધાં તદ્દન મફત હતી

કેશવલાલ સાહેબ પછી માધવરાવ દીવાન થએલા માધવરાવે ખભાતમા નળ લાવવાની યોજના કરી હતી નવાબ સાહેબે લોકોને ઘેર બેઠા મીઠુ પાણી મળે એ વાત સાભળીને પ્રથમ તો દીવાન સાહેબની બહુ તારીફ કરી, પણ જ્યારે એમણે જાણ્યું કે પાણીનો કર લેવાનો છે ત્યારે તો એ ગુસ્સે થઈ ગયા અને કહેવા લાગ્યા કે 'નવાબ સાહેબ નવાબ હૈ; ભિસ્તી નહિ બનેગા' મતલબ કે ભિસ્તી લોકો પાણીના પૈસા લે છે એમ નવાબ સાહેબ નહિ લે. એ તો પાણી મફત આપે, વેચે નહિ.

ટાવર અને ઘડિયાળવાળા દરવાજા, મેદાન, લાય-બ્રેરી, અંગ્રેજી નિશાળ, એ બધાં અમને બહુ ગમતા. ખંભાત જેવુ નિશાળનું મકાન પેહેલા મેં કદિ જોયુ નહોતુ એટલે હોશેહોશે નિશાળે જવાનુ મન થતું. અંગ્રેજી પ્રાયમરમાં હુ ત્યા દાખલ થયો હતો.

નિશાળનું સુદર મકાન, ઉચ્ચ વાતાવરણ, પાટ-લીઓ, ચિત્રોવાળી અંગ્રેજી ચોપડીઓ, એ બધાથી મારો નંબર પેહેલો બીજો રહેવા લાગ્યો અને ભણવામા ઉત્સાહ બહુ વધી ગયો તે પહેલાં ૧૫-૨૦ નંબરથી ભાગ્યે જ ઉચે ગયો હોઇશ.

ખભાતમા તાબુતના દિવસો બહુ જોવા લાયક. અહીં જેવા તોફાનમસ્તી ત્યા બીલકુલ ન મળે. મુસલમાન ભાઇઓ એ મહોરમના દિવસો શાન્ત, ગંભીર અને ધાર્મિક ભાવે ગાળે. અમારા માસ્તર વિલાયત જઇ આવેલા અને નવાબ સાહેબના કુટુંબના

ખાનદાન હતા દરરોજ કાગળની વિલાયતી બીડીઓ એ એટલી બધી પીતા કે ગણી પણ ન શકાય પરંતુ રમઝાનનો આખો યે મહીનો એમણે બીડીઓ પીવી છોડી દીધેલી બીજા મુસલમાન ભાઈઓ પણ અમારા માસ્તર જેવો જ એ દિવસોમાં સંયમ પાળે અને રોઝા કરે.

રાજ્યની વારાંગનાનું ઘર ત્રણ દરવાજા પાસે હતું એને ત્યાં તાજીયાની પહેલી રાત્રે બધા આબરૂદાર મુસલમાન ભાઈઓ મિજલસ ભરીને બેઠા હતા પણ એ મિજલસ ધર્મની હતી વારાંગના સાદો પોશાક પહેરીને ભક્તિરસના હૃદયને હલમલાવી નાખે એવા ગીતો ગાતી હતી. કેટલાક ગીતો એવા પણ આવતા કે ભરી સભામાં ભાગ્યે જ કોઈ રડ્યા વગર રહ્યું હશે

પોલિટિકલ એજન્ટ થનાર અંગ્રેજો આ યુગમાં ખરેખર ભાગ્યશાળી જીવો છે અમારા એક ઓળખીતા વકીલ ઘણીવાર કહેતા કે પરમેશ્વર મને પ્રત્યક્ષ મળીને પુછે કે 'બોલ બચ્ચા' હવેનો જન્મ કાનો જોઈએ ?' તો હું કહું કે 'ગોસ્વામી મહારાજનો અથવા સાહેબના મકાનનો ' એ બને બહુ સુખી જીવો છે પણ મને [illegible] છે કે કોઈ અંગ્રેજને એમના પરમેશ્વર પુછે કે 'બોલ બચ્ચા' હિન્દુસ્તાનમાં તારે કઈ નોકરી જોઈએ ?' તો મારી એને એ સલાહ છે કે એણે દેશી રાજ્યના પોલિટિકલ એજન્ટની નોકરી માગવી

ખંભાતના પોલિટિકલ એજન્ટ એ ખેડા જીલ્લાના કલેક્ટર હતા હું ત્યાં હતો ત્યારે એક કેનેડી સાહેબ એ જગ્યા પર હતા થોડે વખતે એમની બદલી થઈ લોકો કહે સાહેબ બહુ સારા, કારણ એમણે કોઈનું કંઈ બગાડ્યું નથી

દીવાન સાહેબે, કેનેડી સાહેબના માનમાં એક ઈવનિંગ પાર્ટી કરેલી તે દિવસે દારૂખાના, રોશની, રમતગમત અને ખાણીપીણીની ખુબ મઝા થઈ હતી

કેનેડી સાહેબ એટલે શી વાત ? આખા ગામમાં નવાબ સાહેબ સૌથી મોટા, અને એમનાથી યે મોટા કેનેડી સાહેબ'

પાર્ટીને બીજે દિવસે એક મારી કક્ષાનો વિદ્યાર્થી નિશાળના વર્ગમાં બેઠો બેઠો વારંવાર સામું જોતો જાય અને એક પોતે જોડેલી કવિતા વારંવાર ગાતો જાય કે

'કેનેડી સાબ ગયા ત્યારે વાદળું રડ્યું '

મતલબ કે દિવાન સાહેબ, અમલદાર વર્ગ, ગામલોક એ બધાએ તો સાહેબના જવાથી શોક કર્યો જ, પણ દેવ રાજાએ પણ પુરાણકાળની માફક આ શોકમાં ભાગ લીધો હતો અને પેલા વિદ્યાર્થીને, કુદરતના અને જનસમાજના સંજોગો જોઈને ખરા અંતઃક્ષોભથી કવિતા જન્મતી હતી'

બાળ કવિનું ભવિષ્ય ખરું પડ્યું વાદળ રડ્યાં અને ધોધમાર વર્ષાઋતુ આવી અમારા ઘરમાં પાણી ચુતાં હતાં અને બધે ઠામમાં વરસાદના પાણી ભરતા હતા એક રાત્રે ખુબ વરસાદ પડ્યો પવન, અંધકાર, કડાકા અને ગાજવીજથી રાત્રી ભયંકર બની હતી અમારા મેડીમાં ઉભા રહેવા જેટલી પણ જગ્યા કોરી ન હતી થોડી વારે ભીંતમાંથી માટી તથા દડો ખરવા માંડ્યા મારી બા સૌની અને બધાને નીચે એક ઓટલા પર લઈ ગઈ મારા બાપાની તબિયત છેક નરમ હતી એ હાથમાં માળા લઈને બેઠા બેઠા ઈશ્વરસ્મરણ કરવા લાગ્યા

થોડી વારમાં મોટા ધડાકા સાથે કરો તુટ્યો અને છાપરું ભાંગી પડ્યું મારી બાને નીચે આવતાં એક જ મિનિટ મોડું થયું હોત તો એ છાપરા તળે ચગદાઈ જાત'

ઘર તળે ચગદાતા બચ્યા એ માટે અમે બધાએ ઈશ્વરનો ઉપકાર તો માન્યો; પણ તરત જ પહેરેલ લુગડે બહાર આવ્યા છીએ એનું ભાન થયું

મધરાત થઈ ગઈ હતી વરસાદ મુશળધાર પડતો હતો એક ચકલું સરખું પણ ફરકતું નહોતું કારમા ધડાકા સાથે ઘર પડ્યું, પણ પાડોશમાંથી કોઈએ બારો પાડીને પુછ્યું નહિ કે શું થયું

નિઃસહાય, નિરાધાર સ્થિતિ પ્રત્યક્ષ થતાં મારી બાએ જોરથી ઘાંટા પાડવા માંડ્યા

'અરે, કોઈ આવો ! ઘર પડી ગયું છે ' આ ગામ છેક જ નિર્દય છે કે શું ? કોઈના પણ હૃદયમાં રામ વસે છે કે નહિ ?' રોતાંરોતાં એણે પોકાર કર્યાં બાપા એને વારતા હતા અને શાંતિ રાખવા નિષ્ફળ પ્રયત્ન કર્યા કરતા હતા. અમે ભાંડુઓ પણ બાને રોતી જોઈ ખુબ રોયા આમ ને આમ સ્થિતિ અર્ધોએક કલાક ચાલી હશે. પછી પાડોશીઓ દીવા લઈ લઈને આવ્યા અને અમને સમજાવી વિનવી પોતાને ઘેર ગાળવાનો કહી રહેવા લઈ ગયા.

સવારમાં, અમદાવાદના અમારા હીરાલાલ હેડ-માસ્તર જેઓ વડનગરા નાગર ગૃહસ્થ હતા તેમને ખબર પડવાથી એ અમને બધાને પોતાને ત્યાં લઈ ગયા અને આઠ દસ દિવસ બીજું ઘર ગોઠવાતાં સુધી અમને પોતાને ઘેર જ રાખ્યા.

ઈશ્વરે દુઃખ તો એવું નાખ્યું કે જે અમારાથી ઉપાડી ન શકાત, પરન્તુ પાડોશીઓ અને હીરાલાલ-ભાઈના હૃદયમાં પાછી એણે દયા ઉત્પન્ન કરી અને અમારું દુઃખ હળવું કરી નાખ્યું.

ન્હાણું થતા પહેલું કામ બાએ ભાંગેલા ઘરમાં જઇ ઘરેણુગાંઠું અને પૈસા લઇ આવવાનું કર્યું અને ધીમેધીમે બીજી ચીજો પણ લગભગ બધી જ હાથ લાગી. આપત્તિ અને સંકટની સાથેસાથ પ્રભુની કરુણા પણ અમે ઘણીવાર આમ જ અનુભવી છે.

એ વખતે મારી ઉમર માંડ ૧૨ વર્ષની થઇ હશે. છતાં એ ઉમરમાં પણ વિદ્યાર્થી અવસ્થાના કુછંદ અને ગંદી વાતચીતો કરતાં અમે શીખી ગયા હતા. છોકરાઓ જ્યાં મળીએ ત્યાં ભુંડી જ વાતો થાય, અને હજારો માનસિક પાપોની ઝપટ અમારા નિર્મળ જીવનને મલિન કરી નાખે.

અમે 'પ્રેમ'(!)ની વાતો પણ કરીએ અને કોઇ કીમિયાગર સાધુએ બનાવેલી ભસ્મનો મહિમા કેટલાક મિત્રોને મેં એકાન્તમાં કહેલો તે હજી મને યાદ છે. દેડગરોળીની પુછડી કાપવી. પછી બાળીને એની ભસ્મ કરવી. એ ભસ્મ જે છોકરીને લુગડે લગાડો તે છોકરી તમારી પાછળ ગાંડી!

મશ્કરીમાં આ નુસખો મેં કહેલો તો ખરો, પણ એક છોકરાએ તો એનો અમલ પણ કર્યો! વહેમ અને કામણટુમણની હલકી વાતો એ અવસ્થામાં બહુ ખોટી અસર કરે છે. વડીલોના પુણ્ય પ્રતાપે કોક જ ચારિત્ર્યબળથી તેમાંથી તરી નીકળે છે.

હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ



# આફ્રિકાના પત્રો



આફ્રિકન રમણી સુંદર વસ્ત્રાલંકારોમાં

આજે કિયોગા સરોવરના મસીન્ડી બંદરેથી આ કાગળ તમને લખું છું. મારી સન્મુખ એક તરતો ટાપુ પવનમાં નાચી રહ્યો છે, પાસે જ બંદર પર માલની ધમાલ ચાલી રહી છે; સામે ઘણે દૂર સુધી પેપીરસ ઘાસનો લીલોછમ ગાલીચો પથરાઇ રહ્યો છે; ચોમેર નાનીનાની મજાની હુંબીઓમાં હસેલાં મારતા કુદરતનાં કાળાં બાળકો રમવા નીકળી પડયાં છે.

આ અને આસપાસના પ્રદેશને લૅન્ગો પરગણું કહે છે. લીરા એ આ પ્રદેશનું મુખ્ય સ્થળ ગણાય છે, પરન્તુ વેપારમાં તો લીરાથી પણ ચઢી જાય એવાં બીજાં સ્થળો છે. આ પ્રદેશમાં આવવા માટે હું તા. ૮–૫–૨૪ના રોજ જીન્જાથી નીકળ્યો હતો.

જીન્જાથી નામાસગાલીના સ્ટેશન સુધી બુસોગામાં રેલ્વેની ટ્રેન ચાલે છે. હું બુધવારના રોજ સવારે ૧૦ વાગ્યે જીન્જાથી બેઠો હતો તે બપોરના બે વાગ્યે

નામાસગાલી પહોચ્યો મારી સાથે લૅન્ગોના ગ ભાઇ રામશંકર હતા ભાઈ રામશંકર જાતે કડીના ઔદીચ્ય બ્રાહ્મણ છે અને ઘણા વખતથી યુગાન્ડામા રહે છે. બેચાર વર્ષ પહેલા તો તેમની સ્થિતિ ઘણી સારી હતી અને હવે પણ સારી બની આવે છે એ ભાઇ કપાસની ખરીદમાં ફીટ ગણાય છે આમ પોતે કાંઇ ભણ્યાગણ્યાં નથી એટલે લાકડાની તરવાર વડે ચલાવ્યે રાખે છે.

અમે નામાસગાલી આવીને જમ્યા અહીં આપણા ભાવનગરના એક રા ભાનુશંકરભાઇ સ્ટેશનમાસ્તર છે નામાસગાલીથી અમારે સ્ટીમરમા બેસવાનુ હતુ અહીંથી કિયોગા સરોવર શરૂ થાય છે જે નાઇલ નદી વિકટોરિયા સરોવરમાથી નીકળી તે જ નાઇલ નદી ફરતીફરતી આ સ્થળે આવીને કિયોગા સરોવર બને છે. અને પાછી કિયોગા સરોવરમાથી બહાર નીકળી નાઇલ બને છે. કિયોગા સરોવરના કાંઠાના બંદરો પર નાની સ્ટીમરો ફરે છે, આ સ્ટૅનલી નામની સ્ટીમર તેમાની એક મુખ્ય સ્ટીમર છે

સ્ટૅનલી સ્ટીમર અમસ્તી બહુ જ નાની ગણાય થર્ડ કલાસના પૅસેન્જરોને તો સ્ટીમરમા બેસવાનુ જ નહિ તેમને માટે તો સ્ટીમરની સાથે માલ ભરવાની હોડીઓ જોડે છે તેમા પડ્યા રહેવાનુ હોય છે તેમને તો ઉપર આભ અને નીચે પાણી તેમને પાણી પીવું હોય તો સરોવરનુ ગદુ પાણી સીંચીને પી લેવુ વરસાદ તો અહીં ગમે ત્યારે પડે છે, અને મુશળધાર પડે છે ત્યારે આ થર્ડ કલાસના પૅસેન્જરો શરદીમાં ને શરદીમા ધ્રુજતા પડ્યા રહે છે, અથવા તો માલની પાછળ ભરાઈ જાય છે તેમને નહાવાનુ તો હોય જ ક્યાંથી? આ હોડી ચારે બાજુ ખુલી હોય છે અને માથે પણ ઘણી વાર તો પતરા સરખા યે હોતા નથી. આવી સ્થિતિમા લોકો ચાર રાત અને ચાર દિવસ કાઢે છે'

આ લાઇટરોમા બેસનાર મુસાફરોને મચ્છરનો ઉપદ્રવ તો હેરાનહેરાન કરી મુકે છે કિયોગાને બન્ને કાંઠે મચ્છરો પુષ્કળ હોય છે અને ઘણીવાર તો મચ્છરદાનીમાં પોઢના ફર્સ્ટ કલાસના ઉતારુઓની પણ સારી એવી મહેમાનગત કરી શકે છે. સેકન્ડ કલાસની એક કેબીનમા ચાર જ ઉતારુઓ બેસી શકે

હુ અને ભાઇ રામશંકર ફર્સ્ટ કલાસમા બેઠા હતા બુધવારે સાંજના ચાર વાગ્યે અમારી સ્ટીમર ઉપડી ને ગુરુવારે સવારના ૮ વાગ્યે અમે મસીન્ડી પહોચ્યા મસીન્ડી બંદર બહુ મોટુ નથી, પરન્તુ આ બંદરેથી બેલ્જીયન કૉન્ગો જવાનો ધોરી માર્ગ છે. મસીન્ડી ગામ બંદરથી ૩૦–૩૫ માઇલ દૂર છે અને ત્યાથી આગળ ચાલીએ એટલે હાથીઓના ટોળેટોળા જેમાં વસે છે તેવા મોટા જંગલો આવે છે હાથીનો શિકાર કરનારા ઘણા યુરોપિયનો મસીન્ડી બંદરે ઉતરે છે

આ સ્ટીમરમાં કોલસાને બદલે લાકડા બાળે છે અને એ લાકડા લેવા માટે જુદીજુદી જગ્યાએ લાકડા એકઠા કરેલા હોય છે મસીન્ડી બંદર પાસે પણ એવો લાકડાનો સ્ટોર છે. ત્યાથી લાકડા લઇ અમારી સ્ટીમર બપોરના ૧–૨ વાગ્યે ઉપડી

અમારે કેસે બંદરે ઉતરવાનું હતું. શુક્રવારે સવારે સાત વાગ્યે અમે કેસે પહોચ્યા. કેસેથી આઠ દસ માઇલ પર કબીલામાઇડો કરીને ગામ છે ત્યા અમારે જવુ હતુ. કબીલામાઇડોના રા મામદભાઈ અમને લેવા માટે બંદરે આવ્યા હતા.

રા મામદભાઇ ખોજા ગૃહસ્થ છે તે પોતે કબીલામાઇડોમા વેપાર ચલાવે છે તે ઉપરાંત કપાસને એક જગ્યાએથી બીજી જગ્યાએ લઇ જવાના મોટા કન્ટ્રાક્ટો રાખે છે અને સાથેસાથે શેઠ નાનજીભાઇના કપાસની ખરીદની એજન્સી પણ સાચવે છે મામદભાઇ પોતે બહુ અચ્છા માણસ છે. પુરેપુરા અભિજાત, બહુ જ નિખાલસ અને ધંધાની ધમાલ વિનાના

અમે કબીલામાઇડો પહોચ્યા આપણા ગામનાં કાન્તિલાલ નામના વિદ્યાર્થી હતા, તેમના પિતા શ્રી હરિશંકરભાઇ અહીં શેઠ મામદભાઇને ત્યા મહેતાગિરી કરે છે તેને ત્યા અમે જમ્યા

અમારે કબીલામાઇડોમા રોકાવું ન હતુ, એટલે જમીને અમે કલાકી જવા ઉપડ્યા; હું અને ભાઈ રામશંકર અહીં એક ભાઇની ઓળખાણ વહેલીવહેલી પણ આપવી જ પડશે તે ભાઈ તે રા અમીન

રા અમીનભાઈ ગ્રૅજ્યુએટ છે, લૅન્ગોના પ્રદેશમા શેઠ નારણદાસ રાજારામની પેઢી તરફથી કપાસની ખરીદ કરવા માટે તેમને નીમ્યા છે. તેમને આ તરફ આવ્યા હજી બહુ વખત થયો નથી, એટલામા તો તેમણે કામ ઘણી ચાલાકીથી ઉપાડી લીધુ છે. એમને

માટે મેં એમ પણ કહેવાતું સાભળ્યું છે કે એ ભાઇએ ઠેઠ સુદાનની સરહદ પરના ભાગોમાંથી કપાસની ખરીદ કરી આજ સુધી કોઇએ નહિ કરેલું સાહસ ખેડ્યુ છે. ભાઈ અમીન શરીરે ખબરદાર છે. મોટર સાઇકલ દાકવામાં પાછું વાળી જુએ તેવા નથી, વિચારમાં અજંપી છે અને મહત્ત્વાકાક્ષામાં જતે દિવસે આફ્રિકામાં નામ કાઢે એવા ચિહ્નો મને તેમનામા જણાયા છે. કપાસની ગાસડીઓ અને કપાસિયાની ગુણોમા મચી રહેવા છતાં તે હિંદુસ્તાનથી 'મૉડર્ન રિવ્યુ', અને 'વેલફેર' માસિકો પોતાના પદરના ખર્ચથી મંગાવે છે, એટલું જ નહિ પણ સફારીમાથી આવી રાતે પણ તે વાચે છે. મારી આખી સફર દરમ્યાન તેમણે મારા પર અસાધારણ ભાવ ને સૌજન્ય દાખવ્યા છે અને મારી મારફત દક્ષિણામૂર્તિ સાથે કાયમનો સંબંધ બાધ્યો છે એમ કહુ તો જરા યે અતિશયોક્તિ ન ગણાય

બપોરના બે વાગ્યે અમે કબીલામાઇડોથી કલાકી જવા નીકળ્યા બે સાઇડકારમા અમે ચાર જણ હતા. દોઢેક માઇલ ગયા હઇશુ ત્યા તો સામેથી વરસાદ અને તોફાન ઉતર્યાં અમે સાઇડકારો રસ્ના પર મુકી પાસેના એક દેશી ઝુંબામા ભરાઇ ગયા ઝુંબાની બે સ્ત્રીઓએ અમારા માટે બે ખુરશીઓ મુકી અને વધારે ખુરશી ન હોવાથી ઝુંબાનુ કમાડ ખેડવીને કચરાવાળા ભાગ પર અમારા બેસવા માટે મુક્યુ. થોડીવાર થઈ એટલે તેમણે એક નાના કેળના પાન પર થોડાએક મિષ્ટ કેળા અમારા માટે આપ્યા અને અમે તે ખાધા

અહીંના દેશી લોકોના આ ઝુંબાઓનુ વર્ણન તો હું તમને અગાઉ આપી ગયો છું આ ઝુંબાઓ આપણે ત્યા ભાવનગરમા કોળી લોકોના કુબા હોય છે તેને આકારમા મળતા હોય છે. આખી એક ગોળ દીવાલ, એક જ નાનું બારણુ અને માથે ઘાસનું છાપરૂ. આપણા કુબાઓ માત્ર માટીના હોય છે ત્યારે આ ઝુબાઓ પડેલા ઝાડની ડાળીઓથી રચવામા આવે છે અને પાછળથી એ ડાળીઓને બન્ને બાજુએ માટી ચોટાડવામા આવે છે. વળી કુબા પ્રમાણમા નીચા હોય છે, ત્યારે આ ઝુંબાઓ ઉંચા હોય છે; જો કે બારણું તો નીચુ જ હોય છે. આ લોકો વિશેષમા આ ઝુંબાઓમાં જુદાજુદા ખડ પાડે છે અને દરેક ખંડમાં પથારી માટે ઘાસ બિછાવે છે. ઝુંબામા પેસતાં જ એક બાજુ રસોડું હોય છે અને રસોડાની પાસે જ આ લોકોની ઘંટી હોય છે. આ લોકોની ઘંટી આપણી ઘંટી જેવી નથી હોતી. તેમની ઘંટીનો કાઇક ખરો ખ્યાલ કરવો હોય તો મહાદેવમાં જે ચંદન ઘસવાના ઓરશિયા હોય છે તેનો વિચાર કરવો એ ઓરશિયા જેવા જ એક પત્થર પર અનાજ રાખી આ લોકો બીજા એક નાના પત્થર વડે તેને વાટે છે, દળે છે અને આ લોટ પત્થરની નીચે એક બાજુ પાડે છે. વારંવારના ઘસારાના લીધે આ ઓરશિયા જેવા પત્થરને વચમાથી ખાડો પડી જાય છે એટલે અંશે તેમાં અનાજ ઘડીભર ટકી શકે છે ખરૂં.

અમે તો ઝુંબામા ઠીકઠીક ખોટી થયા. વરસાદ અને તોફાન વહ્યા ગયાં એટલે અમે અમારો રસ્તો લીધો અને સાંજે કલાકી પહોચી ગયા

રા રામશકરભાઈ તથા ભાઇ અમીન પોતાના ધંધાના અંગે પહેલા કેલેમા રહેતા, ત્યારપછી કબીલા માઇડોમા રહેતા અને આ વખતે કલાકીમા રહેતા હતા.

રવિવારે અમે લીગ જવા નીકળ્યા શેઠ મામદભાઇ પણ આજે લીરા આવી પહોચ્યા હતા એટલે ફ્ડ તરત જ શરૂ કર્યું આ બધી ફ્ડની દોડાદોડીમાં ક્યા ખાધુ, ક્યા પીધુ, ક્યા સુતા, ક્યા નાહ્યા કે ક્યા પૂજા કરી એ તો કોઇએ પુછ્યુ જ નહિ એક વોરાજીના સફારી કોટમા સુવાનું મળે તો હરિદાસ વિશ્રામ જેવાની કોટમા ભાઇ રામશંકર ખીચડી પકાવે ને વળી નહાવા માટે માડમાડ પાણી એકઠુ કરીને જરા ચોક્ખા થઇએ ત્યાં કોઇના ખાટલા પર બેમાને પુજા કરવી એ જ શક્ય હોય. આવાઆવા અનેક રંગો તો આ આખી મુસાફરીમાં બની રહ્યા છે તે કહેવાની જરૂર જ ન હોય.

લીગનુ કામ પુરૂ કરી સોમવારે અમે અટુરા જવા નીકળ્યા કલાકીથી ૫૦ માઇલ લીરા અને લીરાથી ૬૫–૭૦ માઇલ અટુરા.

બપોરના બે વાગ્યે અમે અટુરા પહોંચ્યા અહીં શેઠ જીવણભાઇ કાળાભાઇ તેમજ બીજા થોડાએક સારા વેપારીઓ છે સાંજના સાડા ચારે વેપારીઓની જાહેર સભા બોલાવી અને તેમા સારો એવો ફાળો ભરાયો. શેઠ જીવણભાઇએ તેમજ તેમના મિત્રોએ બહુ જ ભાવથી ફ્ડ ભર્યું એમ કહેવું પડશે. શ્રી અમીન-

ભાઈ તરફ એ મર્વનો ઘણો માન ભાવ છે અને અમીન-ભાઇને રાજી રાખવા આ લોકો ગમે તે કરે તેમ હતા

ગત અમે અટુરામા ગાળી સવારે બધા શિલિંગો ઉઘરાવી લીધા અને જમીને ત્રણ વાગ્યે રવાના થયા. રસ્તામા વરસાદ તો કહે મારૂ જ કામ પડતે વરસાદે મોટર સાઇકલની સાઇડકારમા બેસવાનો ઠીક અનુભવ મળ્યો માર્ગમાં એક પણ ઝુંપો ન હતો કે ત્યા બેસીએ; અને રાત પડ્યા પહેલા કોઇ રીતે લીરા પહોચવુ જ જોઇએ, એટલે અમે તો હાંકયે રાખ્યુ માર્ગમાં એક એ જગ્યાએ તો પુરા અઢી માઇલ સુધી બન્ને બાજુ પાણી અને વચ્ચે નાની એવી સડક મને તો ઘડીએ ઘડીએ એમ થતુ કે હમણા ગયા પણ અમીનભાઇ મને કહેતા ' આજે જો અકસ્માત થવા દઉ તો આખુ ગુજરાત મને ઠપકો આપેને ! '

છેવટે અમારો સઘ લીરા પહોચ્યો બધા કપડા કાઢી નાખ્યા અને એકએક લુગી પહેરીને અમે ગરમ ધાબળાઓમાં ભરાઇ ગયા

આ બન્ને દિવસ મારો મુકામ ભાઈ હરિશંકરને ત્યા હતો તેમને ત્યા બે દિવસ મે બહુ જ આનદથી પસાર કર્યા છે હુ તો તેમનો મેહેમાન રહ્યો એટલે મારા માટે દરરોજ નહાવાની સગવડ કરે મારા માટે તેમના એક સાથી રસોઇ કરે અને આખો દિવસ તજવીજ રાખ્યા કરે

શુક્રવારે કેલે સ્ટીમર આવે તેમ હતી શેઠ મામદ-ભાઇ મને સ્ટીમર પર કાર લઇને મુકવા આવ્યા હતા મારી સાથે રોકડા ચાર હજાર શિલિંગનો ભાર હતો એટલે તે સાચવવા ખાતર પણ ફર્સ્ટ કલાસ-મા જ હું બેઠો શુક્ર, શનિ, રવિ અને અર્ધો સોમ સ્ટીમરમા ગાળ્યા સ્ટીમરમા મારી સાથે કમળેજના એક લુહાર હતા તેમનુ ભાતુ સ્ટીમરની હોડીમા રહી ગયુ હતું અને હોડીને વચ્ચે એક જગ્યાએ કાપી નાખી હતી એટલે મારા થોડા એવા ભાતામા આ ભાઇનો ભાગ પડયો અને એકાદ છેવટનો દિવસ અલ્પાહારથી ચલાવવુ પડયું.

સોમવારે નામાસગાલી પહોચ્યો ત્યાં ભાઇ ભાનુ-શકરની મદદથી ફેડ કરી લઇ બપોરે સાડા બારની ગાડીમા બેસીને સાંજે જીન્જા પહોચ્યો. નાનાભાઈ



# ટેલિગ્રાફી

આજના જમાનામાં તાર દ્વારા સદેશા મોક-લવાએ કાંઇ નવાઇ નથી છતા તાર દ્વારા અવાજ શી રીતે જાય છે તે બહુ ઓછા જાણતા હશે.

એટલું તો ઘણાખરા જાણતા જ હશે કે તારના સંદેશા વિજળીની મદદથી મોકલવામા આવે છે આ વિજળીમા બે ગુણ છે. એક ગરમી પેદા કરવાનો ને બીજો લોહચુબકનો સદેશા મોકલવાના કામમા મોટા ભાગે બીજા ગુણનો જ ઉપયોગ થાય છે

જો તાબાના એક તારને લોખંડના કકડા ઉપર ગોળ વીંટીને તેને વિજળિક શક્તિ આપવામા આવે તો જ્યા સુધી તારમા વિજળિક શક્તિ હોય ત્યા સુધી તે લોખડના કકડામા લોહચુબકનો ગુણ રહે છે. આ જ શક્તિનો પુરેપુરો ઉપયોગ તારના સંચાની બનાવટમા લીધો છે.

કેટલાક લોહચુંબકનો આકાર ઘોડાની નાળ જેવો કે અગ્રેજી U આકડા જેવો હોય છે લોહચુબકનો આવો આકાર ઘડવાનુ એક ખાસ કારણ છે લોહ-ચુબકવાળા લોખડના આખા ટુકડામા બધી જ જગ્યાએ આકર્ષણનો ગુણ સરખો નથી હોતો આકર્ષણશક્તિ બન્ને બાજુના છેડા ઉપર વિશેષ હોય છે ને તે છેડાઓથી ઘટતીઘટતી બરાબર મધ્ય ભાગમા તો બીલકુલ રહેતી નથી હવે જો તે ટુકડો સીધો રાખવાને બદલે U ના આકારમા વાળવામા આવે તો આ આકર્ષણશક્તિ બમણી થાય છે અને તેથી જ આપણે લોહચુબક ઘણે ભાગે વાળેલુ જોઇએ છીએ આ વાત તારનો સંચો બનાવવામા પુરેપુરી ધ્યાનમા રાખવામા આવી છે.

હવે આગળ જાણવા માટે આપણે તારના સચાની રચના બરાબર સમજવી પડશે પાછલા પાના પરની આકૃતિમા બતાવ્યા પ્રમાણે તાર લેવાના સંચામા ચાર લોખંડના ટુકડા હોય છે તેમાના (અ) અને (બ) ને (ક) ટુકડાથી જોડી તેમના ઉપર તાબાનો તાર વીંટેલો હોય છે આ તાબાના તારમાં જ્યારે વિજળિક શક્તિ દાખલ કરીએ ત્યારે તે Uના આકારના જેવુ જ લોહ-ચુબક થઇ જાય છે અને તે ઉપરના (ડ) ટુકડાને પોતાની તરફ આકર્ષે છે.

પણ આ (ડ) ટુકડાને એક સ્પ્રિંગ લગાડીને સંચામાના લોહચુંબકથી જરાક છેટે ગોઠવેલો હોય




છે. આથી જેવી વિજળિક શક્તિ (અ–બ) છેડા-વાળા U જેવા આકારના લોખંડ ઉપર વીંટેલા વાળામા દાખલ કરવામા આવે છે કે તરત જ તે લોહચુંબક બની જાય છે, અને તેના (અ–બ) છેડા ઉપર આવેલા લોખંડના (ક) ટુકડાને પોતાના તરફ ખેંચે છે. (ક) ટુકડો તે લોહચુંબક તરફ ખેંચાય છે અને તે ખેંચાણને લીધે સંચામા ગોઠવેલા સામા સ્ક્રુ જોડે ને અથડાય છે. પછી જ્યારે પેલા (અ–બ) ટુકડાને વીંટેલા વાળામાથી વિજળિક પ્રવાહ બંધ કરવામા આવે છે કે તરત જ (ક) ટુકડો સ્પ્રિંગના જોરને લીધે લોહચુંબકથી છુટો પડી પાછો પોતાની જગ્યાએ આવી અથડાય છે. આમ લોહચુંબકને ઘડીકમા વિજળિક શક્તિ આપવાથી ને ઘડીકમા પાછી બંધ કરવાથી પેલો (ક) ટુકડો બાજુના સ્ક્રુ સાથે ને પાછુ પોતાની અસલ જગ્યાના સ્ક્રુ સાથે વારંવાર આમતેમ અથડાય છે અને કટકટ અવાજ થયા કરે છે.

વિજળિક તારથી સંદેશો મોકલવામા મુખ્ય ત્રણ યંત્રો જરૂરી છે એક તાર લેવાનો સંચો, બીજુ તાર મોકલવાનો સંચો અને ત્રીજું વિજળિક પ્રવાહ લઇ જનારો તાર.

તાર લેવાનો સંચો જે 'સાઉન્ડર' કહેવાય છે તેને વિષે આપણે જાણી લીધુ. હવે તાર મુકવાનો સંચો તપાસીએ. તેની રચના વિજળીનો દીવો સળગાવવા ને બંધ કરવાની ચાપ જેવી જ છે. આપને જેમ એક બાજુ ફેરવવાથી વિજળી ગોળામા આવી પ્રકાશ આપે છે અને બીજી બાજુ ફેરવતાં વિજળિક પ્રવાહ તુટી પ્રકાશ બંધ થાય છે, તેમ આ સંચામાં પણ ચાવી દબાવવાથી વિજળીનો પ્રવાહ તુટી જાય છે અને છોડી દેવાથી એક સ્પ્રિંગના જોરથી ચાવી પોતાની અસલ સ્થિતિમાં આવે છે ને પ્રવાહ પાછો ચાલુ થાય છે.

દરેક તાર ઑફિસમા એક તાર મુકવાનો અને બીજો તાર લેવાનો, એમ બે સંચા હોય છે, અને તે દરેક ઑફિસના બન્ને સંચાઓ તાર દ્વારા વિજળિક 'સર્કિટ'મા જોડેલા હોય છે. એટલે એક ઑફિસે તાર મુકવાનો સંચો–'કી' દાબવાથી વિજળીનો પ્રવાહ બંધ થઇ જાય છે અને તેથી બીજા 'સાઉન્ડર'માનો પેલો (ક) ટુકડો, પોતાની અસલ સ્થિતિએ આવી જાય છે ને તે બાજુના સ્ક્રુ સાથે અથડાતા કટ અવાજ થાય છે પાછી 'કી' છોડી દેવાથી તારમાં ફરીથી વિજળી દાખલ થાય છે. આથી (અ–બ) ટુકડો લોહચુંબક બની જાય છે અને (ક) ટુકડો ખેંચાણ બાજુના સ્ક્રુ પર અથડાતા ફરી કટ અવાજ થાય છે.

'કી' વધારે વખત દબાવી આ અવાજને લાંબો, અને ઓછો વખત દબાવી ટુંકો, એમ નાનો મોટો કરવામા આવે છે, અને આ નીચે બતાવ્યા પ્રમાણે

| | |
|---|---|
| A · — | N — · |
| B — · · | O — — — |
| C — · — | P · — — · |
| D — · · | Q — — · — |
| E · | R · — · |
| F · · — · | S · · · |
| G — — · | T — |
| H · · · · | U · · — |
| I · · | V · · · — |
| J · — — — | W · — — |
| K — · — | X — · · — |
| L · — · · | Y — · — — |
| M — — | Z — — · · |

(અનુસંધાન પાછલા પાનના પહેલા કોલમને છેડે)



# નવાં પુસ્તકો

**અંજલિ** (ગેયકાવ્યો) કર્તા અને પ્રકાશક, કેશવ હ શેઠ, ખડાયતા મુદ્રણકલા મંદિર, રાયપુર, અમદાવાદ, કી ૧-૪-૦

ભાઈ કેશવલાલ શેઠ ગુજરાતના એક જાણીતા કવિ અને લેખક છે અંજલિ એમનો ત્રીજો કાવ્યસંગ્રહ છે 'રાસ'ને નામે એમના નવી ભાતના રાસો, 'સ્વદેશ ગીતાવલિ'ને નામે એમના રાષ્ટ્રગીતો, તથા 'પ્રાર્થનાના પદ'ના નામથી પ્રભુભક્તિના કાવ્યો, એમ આ અગાઉ એમના ત્રણ સ્વતંત્ર કાવ્યસંગ્રહો પ્રગટ થયા છે

આપણે ત્યા હજુ કવિતાની કદર ઉગતી છે, તો પણ ભાઇ કેશવ હ શેઠ ગુજરાતના હૃદયમા સારૂ સ્થાન પામ્યા છે મોખરી કવિઓ અને નવીનો વચ્ચેના અંતરાળના એ 'સેતુ' સરખા છે એમનુ મુળ ગામ ઉમરેઠ પોતાના એ કુદરતી રમણીય વતન પર એમનો અથાગ પ્રેમ છે એમનુ કાવ્યસાહિત્ય એ કઠોર જીવનવૃક્ષનુ વિરલ ફળ છે

એમનામાં ખરા કવિના કેટલાક લક્ષણો બહુ સ્પષ્ટપણે દેખા દે છે એમનો દેશપ્રેમ, કુદરત પ્રેમ અને ભક્તિભાવ અનેક કાવ્યોમા ઉતરી એમની કાવ્યોર્મિઓ સ્પષ્ટ કરે છે ગુજરાતણની રસીલી ભાવના એમની કવિતાને રાસક્ષેત્રમા રમાડે છે એમનો શબ્દભંડોળ ભરપુર અને હૃદયભાવ ઉંચો છે

ગામનુ અતિ પરિચિત અને પ્રિય દૃશ્ય લેખક એક જ કડીમા પ્રત્યક્ષ કરે છે

એ ચોતરો, એ દેવળો ને એ જળાશય જળભર્યાં,<br>
કલ્લોલતા પારેવડા નિરખી ઠર્યાં ક્રિશ ના ઠર્યાં<br>
કુંજિયાની મધ્ય ચબુતરો<br>
સંમુખ ગૃહનો ઉંમરો

..  .  .

'આત્મગુંજન' કાવ્યમા કોઈ કવિપ્રદેશની ગૂઢ છાયાઓ તરે છે

---

તે લાગાટુંકા અવાજ પરથી જે અંગ્રેજી ABCD ના અક્ષર નક્કી કરેલા છે તે પ્રમાણે તારના સંદેશા અપાય લેવાય છે

નાનો અવાજ એટલે ટપકું (·) અને મોટો અવાજ એટલે લીટી(—) એ રીતે ગોઠવીને તેના નીચે મુજબ અંગ્રેજી મુળાક્ષરો રચ્યા છે આ ગોઠવણીથી એ 'કડકડાટ'ની ભાષામા સંદેશા સહેલાઇથી મોકલી શકાય છે.

ઘેરૂ આકાશ ઘેરીઘેરી વાદળિઓ<br>
નમેરી નિશ મહીં મ્હાલતાં છ રે,<br>
ઘનને ઘેરેલ ગોખ રૂપેરી ચાંદલો ·<br>
ચમકે તે દિશ મારે ચાલવા છે રે.

અને 'ભવાટવિ'નું કાવ્ય તો આખુ યે સૌન્દર્યનાં સ્પન્દનોથી નીતરી રહે છે:

ભવાટવિ

ભુલી પન્થ ભમુ દિનરાત રે,<br>
કોઈ સન્ત બતાવો જી વાટ·<br>
ઉગે સૂરજ વળી આથમે એવી ન્હોતી મ્હારી ભૂળ ભોમ,<br>
જ્યોતિ અખંડ ઝગે જહીં જેનાં તેજ દળે વિધી વ્યોમ·<br>
કોઈ સન્ત બતાવો એ વાટ<br>
—ભુલી

સમારને ઉન્હે વાયરે થાય ધગધગતા દીપ ગૂલ,<br>
જીવન એવા અહીંના વ્હેંતિયા, મારે મુલક અમરોના કુળ:<br>
કોઈ સન્ત બતાવો એ વાટ:<br>
—ભુલી

ઉષાને અધરે ખીલતો ને સન્ધ્યાને કાંઠે વિલાય,<br>
·એવા રે સ્નેહને સોણુલે મારૂ જીવતર ઝોલા ખાય:<br>
કોઈ સન્ત બતાવો દિવ્ય વાટ:<br>
—ભુલી

પગલે પગલે પ્રાવૃ પ્રજળે, આંખે ઠર્યાં અન્ધકાર,<br>
પામર દેહની પીડ પડી, વળી ભવરણકેરા ભાર:<br>
હવે સન્ત ! દોરો સુરવાટ·<br>
—ભુલી

અમે માનીએ છીએ કે ઉગતી પ્રજા ભાઈ કેશવ શેઠના આ કાવ્યસંગ્રહને સત્કારશે  પ.

---

# સ્ત્રી-ઈનામ

આ ઈનામમાળા દર મહીને 'કુમાર'ના સ્ત્રીગ્રાહકો માટે ચાલુ રહેવાની છે એવા ખબર ગયા અંકમા પહેલુ ઈનામ જાહેર કરતી વેળા અમે આપ્યા હતા એને માટે હજુ કોઇ તરફથી અમને નિબંધ મળ્યો નથી. સૌ સ્ત્રી-ગ્રાહકોનુ આ વિષય તરફ ફરીથી ધ્યાન ખેંચીએ છીએ. આ માસના ઇનામ માટે નીચેનો વિષય છે

શરીર શણગાર માટે અલંકારોની જરૂર છે ખરી ? હોય તો તે ક્યા અને કેટલા ? એ વિષય ઉપર 'કુમાર'ના એક પાના જેટલો લેખ લખી મોકલવો સાથે પોતાનું નામઠામ, વય, તથા ગ્રાહક નંબર લખેલા હોવા જોઇએ. લેખ ફાગણની અમાસ સુધીમા તંત્રીને પહોંચી જવો જોઇએ

પહેલું ઈનામ રૂા ૩નું તથા બીજુ ઇનામ રૂા રનું અપાશે એક નીવડેલો લેખ 'કુમાર'મા છપાશે



# બા ળ વિ ભા ગ





## ડાહી ડોશી

ડાહી એક ડોશી
જાત્રાની હોંશી;
કાચલીને વા'ણે
ચાલી તે ટાણે;
કાચલીમા કાણાં
કે નીર ભરાણાં:
ડોશી ગઈ બુડી
ને વાત ગઇ ઉડી.

## બ્રહ્માનો ગર્વ

એક વાર બ્રહ્માને ગર્વ થયો. કેવી મનોહર આ મારી સૃષ્ટિ! આકાશ સાથે વાતો કરતા આ મોટામોટા પર્વતો; પર્વતના ખોળામાંથી વહેતી આ ગંગા-યમુના જેવી નદીઓ; પેલા વિશાળ મેદાનો, ઘાડાં સુંદર જંગલો અને આ ઉછળતો ઘુઘવતો મહાસાગર! આ બધુ કેવું સુંદર છે? પેલી સવારસાંજ ખીલતી સંધ્યા મેં ન બનાવી હોત તો ભારે ભુલ થાત! પણ હું બનાવ્યા વિના રહું જ કેમ? અને આ તારા–નક્ષત્રોવાળું આકાશ, પણ કેટલુ સુંદર છે!

મારા ચાકડા પરથી રોજ કેટલા યે મનુષ્યો ઉતરે છે. પશુ, પંખી અને નાના જીવડાનો તો પાર જ નહિ! અને આ બધુ હું જ કરનારો! મેં જ મારી શક્તિવડે સરજાવેલું!

વિચારમા ને વિચારમા બ્રહ્મા ઉભા થઈ ગયા ને ગર્વમા એમની છાતી ફુલી. એવામા એમની આંખો દૂર આવેલા એક રસ્તા પર પડી. આંખો પડી તો પડી પણ ત્યાં જ થંભી ગઇ!

રસ્તા પર બબ્બે ઉંટોની હાર ચાલી જતી હતી ને દરેક ઉંટ ઉપર એકએક પેટી દોરડાથી બાંધેલી હતી

બ્રહ્માને વિચાર થયો, 'આવું જનાવર તો મેં હજી સુધી બનાવ્યુ નથી, ને એ આવ્યુ ક્યાંથી?' એ તો જોઇ જ રહ્યા. ઉંટોની હાર તો એક પછી એક આવ્યે જ જાય!

બ્રહ્માને પુછુંપુછું તો થાય, પણ કોને પુછે કે આ કયુ જનાવર, ને ક્યાંથી આવ્યું? કોઇ માણસ દેખાય ત્યારે ને?

સવારથી માંડીને ઠેઠ સાંજ સુધી એમ હારબંધ ઉંટોની જોડી આવ્યા જ કરી; અને બ્રહ્મા પણ ખાવુંપીવુ ભુલી આ કૌતક જોઇ જ રહ્યા.

સાંજ પડી. બ્રહ્માનો ઘડેલો સૂર્ય પશ્ચિમ દિશામા લટક્યો અને અદ્રશ્ય થયો એ જ બ્રહ્માની બનાવેલી મનોહર સંધ્યા આકાશમા ખીલી નીકળી. આ વખતે દૂર-દૂરના એક ઉંટ ઉપર કાળા માથાનો માનવી દેખાયો. તેના એક હાથમા લાકડી હતી અને બીજા હાથમાં વીંટાળેલું એક દોરડું હતુ

દૂરથી આ આદમીને જોયો એટલે બ્રહ્માને જરા નીરાત થઈ. 'આ માણસને પુછી જોઉં, એટલે બધો ખુલાસો થઇ રહેશે.'

પેલો માણસ ઉંટ પર બેઠોબેઠો ચારેકોર પોતાની નજર ફેરવતો, પણ બ્રહ્મા સામું તો જોતો જ ન હતો

છેવટે બ્રહ્માએ બુમ પાડી, 'અલ્યા, એ...'

પણ તેણે સામું જોયું નહિ.'અલ્યા, એ ભાઇ...'

હવે તો બ્રહ્મા ઠેઠ રસ્તા પર પહોંચ્યા ને સાદ માર્યો, 'એ ભાઇ...!'

પેલા આદમીએ ડોક ફેરવી એટલે બ્રહ્માએ પુછ્યુ, 'અરે ભાઈ, આ બધા જનાવરો કોણે બનાવ્યા છે ને તું એ બધાને લઈને ક્યા જાય છે ?'

પેલાએ જવાબ આપ્યો, 'મારે બહુ ઉતાવળનું કામ છે; ને વળી મારા કામ સાથે તારે લેવાદેવા પણ શી છે કે મને નાહક રોકે છે ? જો, સાંજ તો પડી.'

'પણ કહે તો ખરો, ભાઇ !'

'લે ત્યારે, સાભળી લે. આ જનાવરનું નામ ઉંટ છે, ને દરેક ઉંટ ઉપર જે એકએક પેટી છે તેમા એકએક બ્રહ્મા છે. હજી બ્રહ્માને આવા ઉંટો બનાવવાની સત્તા નથી મળી '

'હેં ! દરેક પેટીમા એકએક બ્રહ્મા !' બ્રહ્મા આશ્ચર્યમા બોલી ઉઠ્યા

'હા, દરેકમા એકએક બ્રહ્મા આ એક સૃષ્ટિના જેવી કરોડો સૃષ્ટિઓ આ વિશ્વમા છે ને તે દરેક સૃષ્ટિના એકએક બ્રહ્મા છે શેષશાયી ભગવાનની પાસે હમણા જ ફરિયાદ આવી છે કે બ્રહ્માઓ અભિમાની થઈ ગયા છે અને મદમા ને મદમા ભાન ભુલી ગયા છે એટલા માટે ભગવાને મને મોકલ્યો છે ને હુકમ કર્યો છે કે જે બ્રહ્મા અભિમાની થઇ ગયો હોય તેને ઉઠાડી મુકજે ને તેની જગ્યાએ પેટીમાથી નવો બ્રહ્મા ગોઠવજે અભિમાની બ્રહ્માને દોરડાથી બાંધી અહીં લાવજે '

બ્રહ્મા તો વાતની અધવચથી જ આંખો મીંચી ધ્યાનસ્થ થઇ ગયા હતા. એમના હૃદયમા શેષશાયી ભગવાનની મૂર્તિ ઉઠવા લાગી

'આ સૃષ્ટિના બ્રહ્મા પણ–' પેલા આદમીએ આગળ ચલાવ્યુ પણ બ્રહ્માના કાન અદર ઉતરી ગયા હતા, ઇંદ્રિઓ સર્વે નિશ્ચલ હતી

દૂરદૂર પૂર્વ દિશામા ચંદ્રમાએ કોર કાઢી ઘડીવાર પછી તેમનુ ધ્યાન પુરુ થયુ અત્યારે તેમની આંખો નિર્મળ હતી પેલો આદમી, ઉંટો ને પેટીઓ તો કોણ જાણે ક્યા અદશ્ય થઇ ગયા હતા ! નીતરેલ હૈયે બ્રહ્મા બોલી ઉઠ્યા, 'આ બધો તારો મહિમા છે ! હે પ્રભુ ! હે દેવોના દેવ ! હું બ્રહ્મા પણ તારા નાભિકમળમાથી જ ઉત્પન્ન થયો છુ ને તારી જ આપેલી શક્તિએ કામ કરૂ છુ; તો પછી મુળથી વિખુટો પડી ક્યા સુધી ટકુ ? દયાળુ ! મને સદ્દબુદ્ધિ આપજે !'

નાનાભાઈ

# ગાલલ

ગોપની જ્ઞાનશીલાના વખતસર આવેલા ઉત્તરોમાથી બધા પુરા સાચા તો આ ચાર ભાઇઓના જ છે (૧) છોટાલાલ નરસિંહભાઇ પટેલ, અભેટા (૨) હરિલાલ મનુકચદ પારેખ, મુબાઇ (૩) ધનજીભાઇ જગાભાઇ, દાહોદ (૪) જગસિંહ દીના ગોહેલ, દાહોદ ઇનામો એમને મોકલાશે નવા સવાલોના ઉત્તર ફાગણ સુદ ૧૫ સુધીમા પહોચી જવા જોઇએ. ખરા જવાબો નીચે મુજબ: (૧) પાંચ કહેવતો કોઈ વેંત નમે તો કોઇ હાથ નમે; માગ્યા વિના તો સગી મા પણ ન પીરસે, કીડી પર કટક, ગામ હોય ત્યા ઢેડવાડો પણ હોય, વાડ વિના વેલો ન ચડે (૨) મીણબત્તી, દીવો અથવા અગ્નિ (૩) કઇ લાખો નિરાશામા અમર આશા છુપાઇ છે (૪) હજાર રૂપિયાની દસ કોથળીઓ આ પ્રમાણે બનાય. ૧, ૨, ૪, ૮, ૧૬, ૩૨, ૬૪, ૧૨૮, ૨૫૬, ને ૪૮૯ (૫) સગાઇ ભાઇબહેન

નવા સવાલ



(૧) બાજુના પાંચ વિચિત્ર ટુકડાઓમાં એક હાથી સતાએલો છે, શોધીને મોકલો (૨) 'કુમાર'ના આગલા એક અંકમાની કવિતાની કડી બીબાં ગોઠવનારે સેળભેળ કરી નીચે પ્રમાણે ગોઠવી હતી તમે તે કઈ છે તે જાણી શકશો ?

આધુ ત્યાં તીર હો બાલની નાવ,
ચાવલ ચક્ર ડારિ શુના કુન્ય;
બાણો અભાન ખપ ધૂડ વોળી,
પણ ચાર્યો ધવતું પ્રાભરા હે

(૩) ૧૬ અક્ષરની એક કવિતાની જાણીતી લીટી છે તેમાથી નીચેના અક્ષરો મળીને બતાવ્યા પ્રમાણે અર્થ નીકળે છે. ૧, ૧૩=દુનિયા, ૧૦, ૪=શુક, ૪, ૮=એક માપ, ૧૧, ૧૪, ૮=સ્વભાવ, ૧૫, ૮=વિદ્યુત, ૬, ૨=વહાલુ, ૧૬મો અને ૧૨મો અક્ષર વિભક્તિના પ્રત્યય છે અને ૨જો ને ૭મો અક્ષર સરખા છે, તો તે લીટી કઇ ? (૪) ગણિત ગમ્મત. (૧) એવો એક ગુણાકાર શોધી કાઢો જેમાં ગુણ્ય, ગુણક અને ગુણાકારમા મળીને ૧ થી ૯ સુધીના આકડા અને મીંડુ માત્ર એક જ વાર આવતા હોય (૨) ખીસામા થોડાક રૂપિયા લઇ એક માણસ વેપારીની દુકાને ગયો ને દુકાનદારને કહ્યુ, 'જો તમે મને મારા ખીસામાં છે તેટલા રૂપિયા

( અનુસધાન જોડેના પાનાના પહેલા કોલમને છેડે )



# મધુકરી

હર્ષ ને શોક પ્રકાશ ને અન્ધાર
  સદ્‌ગુણ દુર્ગુણ દ્વન્દ્વો સખી!
શ્વેત પટે એમ શ્યામલ માંડી
  બ્રહ્માંડ કેરી આ કથા લખી.
સંસારને સુર અમૃત ભરિયાં,
  માંહી ઘોળ્યા વિષના ઢગલા;
એ વિષને અમીના જલકુંડથી
  પીએ અમી ધન્ય તે હંસલા.

—કવિ નાનાલાલ

## શ્રી. અબ્બાસ તૈયબજી

નિર્ભયતા ને સત્યવચનની દીક્ષા લઇ અસહકારના મહા ગુરુએ નૂતન ગુજરાતને ઘડયું અસહકારની આહ્લાદક પ્રવૃત્તિએ કેટલા યે રાજકીય પુરુષોને તપશ્ચર્યાની કસોટીએ ચડાવ્યા. એ કસોટીમાંથી પસાર થએલા, એ ધર્મભાવનાભરી લડતમાં સાચા મહારથી તરીકે પ્રમુખતા ને અસહકારને સત્ય સ્વરૂપે ઓળખતા ગણ્યાગાંઠ્યા ગુર્જરવીરોમાં અબ્બાસ તૈયબજીનું નામ મુસલમાન બંધુઓમાં અગ્રસ્થાને આવે છે.

વિલાયતી વાતાવરણમાં ઉછરેલ, વિલાયતી ઠાઠમાઠમાં રહેનાર, ને વિલાયતી રહેણીકરણીને વખાણનાર અબ્બાસ તૈયબજી આજે આત્મશુદ્ધિને આરે ઉભા રહી દેશી રીતભાત ને દેશી વસ્ત્રોને વધાવી લઇ ગામડેગામડે ઘૂમી પોતાના દેશબાંધવોની સેવા કરવામાં તન્મય થઇ ગયા છે

ઈ. સ. ૧૮૫૪માં ૧લી ફેબ્રુઆરીને દિવસે એમનો જન્મ ખંભાતમાં થયો હતો. નાનપણમાં બાળક અબ્બાસઅલીની તબિયત અસ્તવ્યસ્ત રહેતી તેમનું નાનપણ મુંબાઇ અને કરાંચીમાં જ વીતેલું અગિયાર વર્ષની ઉમર દરમ્યાન એમની તબિયત સુધરી નહિ એટલે એવો નિર્ણય થયો કે જો આ બાળકને વિલાયત મોકલવામાં આવે તો એની તબિયત સુધરે.

એ સલાહને અનુસરી મુંબાઇ ઇલાકાના મશહુર પુરુષ બદ્રુદીન તૈયબજી સાથે અગિયાર વર્ષની ઉમરે અબ્બાસઅલીએ વિલાયત તરફ પ્રયાણ કર્યું ત્યાં ગયા પછી એમના



અબ્બાસ સાહેબ                સ્કેચ: ર. મ. રાવળ

---

આપો તો હું તમારી પાસેથી ૬ રૂપિયાનો માલ ખરીદું. દુકાનદારે શરત કબુલ રાખી ને પેલો માણસ ૬ રૂપિયાનો માલ ખરીદી ત્યાંથી બીજી દુકાને ગયો. અહીં પણ તેણે દુકાનદાર આગળ એ જ શરત મુકી. દુકાનદારે શરત કબુલ રાખી તેને ૬ રૂપિયાનો માલ આપ્યો પેલા માણસે એ જ પ્રમાણે જ્યારે ત્રીજી દુકાનેથી ૬ રૂપિયાનો માલ ખરીદ્યો ત્યારે તેની પાસે કંઈ વધ્યું નહિ; તો પ્રથમ તેની પાસે કેટલા રૂપિયા હશે? (૫) એવું કોણ છે જે ગમે તેટલા ગાઉ જાય પણ દાદરા ચાલ્યા વગર જઈ શકે? (૬) ઈજીપ્તનો એક પ્રાંત, રાક્ષસ, એક રસાયણ, એક પક્ષી;—એ ચાર અર્થવાળા શબ્દો અનુક્રમે એવા આવે છે કે દરેકના છેલ્લા બે અક્ષરોથી શરૂ થઇને પછીનો અક્ષર બનતો જાય; તે કયા?

તબિયતમા સુધારો થયો ને પોતે અભ્યાસમા પણ ઉજ્જવળ પરિણામ લાવી શક્યા એકવીસ વર્ષના જુવાન અબ્બાસઅલી બૅરિસ્ટરની-પરીક્ષા પસાર કરી સ્વદેશ પાછા આવ્યા.

મુંબાઇ આવી અબ્બાસઅલીએ ત્યાંની હાઇકોર્ટમા ચાર વર્ષ સુધી બૅરિસ્ટર તરીકે કામ કર્યું ત્યાથી ગાયકવાડી પ્રદેશમા જૉઇન્ટ જજ, વીસનગરમા ડિસ્ટ્રિક્ટ જજ, વડોદરાના સિટી જજ વગેરે હોદ્દા ભોગવી એમણે પોતાની કીર્તિ જમાવી. નામદાર ગાયકવાડ સરકારના ચીફ ઑફિસર તરીકે વિલાયતમા એમણે બહુ પ્રશસાપાત્ર કામ કર્યું અને આખરે વડોદરાના મુખ્ય ન્યાયાસને બીરાજી એમણે પોતામા રહેલી શક્તિઓને પુરેપુરી પ્રકાશમા આણી

એ વખતનુ અબ્બાસઅલીનુ જીવન અંગ્રેજી વાતાવરણથી સંપૂર્ણ રગાએલુ હતુ એમના ઘરમા પણ આખુ કુટુબ એ જ રગમા તરબોળ હતુ એમના સતાનો અને સર્વેની ગૃહભાષા અંગ્રેજી થઈ પડી હતી. કુટુબના બધા જણાએ સાથે મળી ઠરાવ કરેલો કે આખો દિવસ ઘરમા અંગ્રેજી ભાષા જ બોલવી. જો કોઇથી ભુલેચુકે બીજી ભાષાનો એકાદ શબ્દ બોલી જવાય તો શબ્દ દીઠ અમુક દડ ભરવો પડે આ રીતે આખુ ઘર અંગ્રેજીમય જ હતુ

ઇ સ ૧૯૧૩માં પેન્શન લઈ અબ્બાસ સાહેબ નિવૃત્ત થયા દેશના રાજકીય અને કેળવણી વિષયના પ્રશ્નો એમનો પ્રિય વિષય હતો નિવૃત્તિમા પણ એ વિષયોમા પોતે પોતાથી બનતો ફાળો આપે જતા એટલામા દેશમા આત્મશુદ્ધિની હાકલ પડી અને સ્વતત્રતા દેવીના મદિરના પૂજારીઓની ઘોષણા સભળાઇ વૈભવ વિલાસમા ઉછરેલા અબ્બાસ સાહેબે અસહકારની હીલચાલ પર વિચાર કર્યો એમની આખ સમક્ષ કરોડો ગરીબોની પરતત્ર દશાના દૃશ્યો ખડા થઇ ગયા ઉંચામા ઉંચા અને છેલ્લામા છેલ્લી ઢબના વિદેશી વસ્ત્રો પહેરનાર અબ્બાસ સાહેબે હવે ખરબચડી ખાદીને વધાવી અને વડોદરાના અબ્બાસ સાહેબ આખા હિંદના પ્રસિદ્ધ દેશભક્ત તરીકે પકાયા

તોતેર વર્ષની ઉમરે આજે એ વૃદ્ધ પુરુષ અદ્ભુત ઉત્સાહ અને ઉમંગથી ગામડેગામડે ફરે છે આ કર્મયુગની સાચી પ્રતીતિ રૂપ આવા પુરુષો તરફ મન મીટ માડી રહે છે અબ્બાસ સાહેબ એટલે અધીરતા, શાતિ, સૌજન્ય અને સમભાવની મૂર્તિ એ વૃદ્ધ પુરુષને રુવાડેરુવાડે નવજીવન ભર્યું છે, ગુજરાતની એ એક પ્રેરણા શક્તિ છે ('શારદા'માથી)

## દેલવાડાનાં મંદિરો

દેલવાડામા બધા મળીને પાંચ મદિરા છે એમાના બેની તોલે તો હિંદનુ બીજુ કોઈ મંદિર આવી શકે તેમ નથી આમા પહેલુ મંદિર આદિનાથ તિર્થંકરનું છે વિમળશાહે એ મદિર ઇ સ ૧૦૩૨મા બધાવ્યુ હતુ એમ શિલાલેખ ઉપરથી જાણી શકાય છે એ મદિરમા આદિનાથની એક ભવ્ય મૂર્તિ છે એની આખોને ઠેકાણે રત્નો જડયાં છે, બહારથી જોતા તો આ મદિર એટલુ સાદુ દેખાય છે કે અદરની આવી ભવ્યતાનો ખ્યાલ ભાગ્યે જ કોઇને આવી શકે તેની સામે જ નેમિનાથ તિર્થંકરના બે મદિરો છે તે વસ્તુપાળ ને તેજપાળ નામના બે ભાઇઓએ ઈ. સ ૧૨૩૧ મા બધાવ્યા હતાં

આપણા અસાધારણ સ્થાપત્યમાથી અવશેષ રહેલા આબુ ઉપરના દેલવાડાના આ દેવાલયો અત્યારે પણ ગુર્જર સમૃદ્ધિનુ ખરેખર મૂર્ત સ્વરૂપ બતાવે છે યુરોપિયનોમા એને પહેલી વખત જોનાર કર્નલ ટૉડ, એની સાથે મહાન મોગલ સામ્રાટ શાહજહાની હૃદયેશ્વરીની જગવિખ્યાત આરામગાહ તાજમહાલને જ સરખાવે છે, અને ઉલટું લખે છે કે બન્નેનુ સૌંદર્ય એવુ અલૌકિક છે કે સરખામણી ન થાય બન્નેમાં પોતપોતાની વિશેષતા છે, અને તેનુ માપ દરેક જણ પોતાની બુદ્ધિ પ્રમાણે કાઢી શકે

પરતુ આપણે દેલવાડાના મદિરોમા ને તેના ઇતિહાસમા તાજ કરતા ચઢે તેવી એક વિચિત્ર વિશેષતા જોઈ શકીએ છીએ તાજ અનન્ય પ્રેમથી બધાયો છે દેલવાડાના મદિરો જૈનોની ભક્તિ, કર્મ કરવા છતા ઉદ્ભવેલો વિરાગ, અને અપરિમિત દાનવૃત્તિનાથી બંધાયા છે તાજ એની આજુબાજુના મકાનો, દૃશ્યો, નદી, બાગ વગેરે સમગ્રતામા જ રમ્ય લાગે છે દેલવાડાનો અદ થી એકએક થાભલો, તોરણ, ઘુમટ, ગોખ, એકએક જુઓ કે સાથે જુઓ, તો પણ રમ્ય લાગે છે તાજનો એવો એક કકડો છુટો જોવો નહિ ગમે તાજ એટલે આરસનું એક જવાહર રમકડું, દેલવાડા એટલે એક મનોહર આભૂષણ તાજ એટલે એક મહા સામ્રાજ્યના મેજ ઉપરનુ સુંદર પેપરવેટ, દેલવાડાના મદિર એટલે ગુર્જરીના લાવણ્યનું પૂર વધારતા હીરાના સુંદર કર્ણપૂરો (એરીંગ) તાજની રંગબેરંગી જડીત કામની નવીનતા બાદ કરીએ તો કેવળ શિલ્પકળા અને કારીગરીમા દેલવાડાની મનોહર કારીગરી ચઢે તેવી છે. નવીનતા તો સમયના ભેદને લીધે પણ હોઈ શકે એ બન્ને મહામદિરોના સમય વચ્ચે પાચ સદીઓનો ગાળો છે દેલવાડામા મદિરો પાચસો વર્ષ જુના છે એ ભુલવું ન જોઇએ અને સર્વથી અગત્યની વાત તો એ છે કે તાજ પાછળ આખા ભારતીય સામ્રાજ્યની લક્ષ્મી વેરાઇ છે, દેલવાડા એક ગુજરાતી વેપારીએ બંધાવ્યું છે. તાજના પત્થરોમા રાજરાનાની વેદના નિશ્વાસ છે, દેલવાડામા ગુર્જર વેપારીઓની ઉદારતાથી ઉદ્ભવેલા શિલ્પીઓના આશિર્વાદ છે અને તેથી જ વેદના ત્રાસથી મુક્ત એ શિલ્પીઓએ પૂર્ણ સતોષ મળ્યાથી પોતે જ એક મદિર દેલવાડામા બાધી એ અપૂર્વ સમૃદ્ધમા ઉમેરો કર્યો

છે. તાજમા કારીગરોને પુરતા રોજના પૈસા પણ મળ્યા નથી. એકનો બાંધનાર મહાસમ્રાટ; બીજાનો બાંધનાર એક ગુજરાતી વાણીઓ જે સસ્કૃતિએ એવા નર ઉપજાવ્યા છે તેની મહત્તા આજદિન સુધી કાયમ છે (રત્નમણિરાવ ભીમરાવ)

## મનોબળ કે મહાવરા-બળ ?

'સાયન્સ ઍન્ડ ઇન્વેન્શન' નામના વિજ્ઞાનના માસિકના તંત્રીએ, એ માસિકના હમણાના એક અંકમાં સચિત્ર લેખ લખ્યો છે એ લેખમા તેણે, એક માણસે કરી બતાવેલા નીચેના પ્રયોગોનુ તાજ્જુબ કરનારૂં બ્યાન કર્યું છે તંત્રી પ્રસ્તાવનામાં કહે છે કે, 'મે પોતે એ પ્રયોગો જોયા છે, અને એ પ્રયોગો બજવાયા ત્યારે મારી સાથે સખ્યાબધ સભાવિત ગૃહસ્થો હાજર હતા '

'પહેલાં હાજીઅલી દસ શેર પાણી ઢીંચી ગયો ઉપર સવાશેર ગ્યાસતેલ ચડાવ્યું, હાથમા સળગતી મશાલ લીધી પછી પેટમાંથી ગ્યાસતેલ કાઢી ફુફુ કરતો તેના ઉપર કોગળા કરવા લાગ્યો ભડકો જોસભેર બળવા લાગ્યો બાદ પેલુ ગેલન પાણી કાઢ્યુ અને તે વડે આગ બુઝવી નાખી ! સહુએ ખાતરી કરી અને આશ્ચર્ય પામ્યા

'અખરોટ જેવા ૩૬ હેઝલ નટ અને એક બદામ તે ગળી ગયો હોજરીમાં પાણી ઉપર તે તરતા હતા અલી તેની મરજી મુજબ હોજરીમાના એ ૩૭ ફળમાથી ગમે તે બહાર કાઢી શકતો પ્રેક્ષકોની ઇચ્છાથી તેણે બદામ બહાર કાઢી આમા તે કશી ચાલાકી કે કુડ ન વાપરે તે માટે ક્ષ-કિરણોવડે તેની હોજરી માહેના એ ફળોના ફોટા પણ લેવામા આવ્યા હતા અલી તેની હોજરી ઉપર એવો અજબ કાબુ ધરાવે છે !

'કોઈ કોથળીમા નાખેલા ફળોમાંથી, બહારથી આંગળાવડે ઓળખી, ૩૭માંથી એક બદામ શોધી કાઢવી એ પણ સામાન્ય માણસને કેટલી અઘરી થઈ પડે ? ત્યારે હાજીએ તો હોજરીમાથી આંગળાની મદદ વિના મન અને મહાવરાના બળે કેટલી યે વાર બદામ કાઢી બતાવી તે બદામ કાઢતો તે પહેલાં ક્ષ-કિરણોવડે હોજરીના ફોટાઓ પાડી દરેક વખતે ખાતરી કરવામાં આવતી કે તે બદામ હોજરીમાં બીજાં ફળો સાથે ક્યાંય સેળભેળ થઈ ગઈ છે કે કેમ ? અને પૂરી ખાતરી બાદ વિજ્ઞાનીઓ, તત્રીઓ અને પ્રેક્ષકોની ઇચ્છા મુજબ તે ફરી બદામ કાઢી આપતો અને હેરત પમાડતો !'

'ફળો સાથે તે ખીસ્સા ઘડિયાળ પણ ગળી ગયો. તેનો ફોટો પડાયો. પણ ઘડિયાળ હોજરીમા અવળી અને ઉંધી થઈ જવાથી તેનો ક્ષ-કિરણી ફોટો ઝાંખો પડ્યો છે

'ન્યુયોર્કની ઇલેક્ટ્રિક ઇક્વિપમેન્ટ કપનીએ તો ક્ષ-કિરણથી તેની હોજરીના પણ ફોટા લીધા ત્યાર પછી અલી ત્રણ સુવર્ણ મહોરો ગળી ગયો અને ત્રણે ય પાછી કાઢી આપી ત્યાર બાદ ત્રણ જૂદાજૂદા રંગના રૂમાલ તે ગળી ગયો અને રહેમાગ્યા રગનો રૂમાલ તેણે કાઢી બતાવ્યો. ઉપરના બન્ને પ્રયોગમાં કશું કપટ કે ચાલાકી તો નથી ને, એ નક્કી કરવા ક્ષ-કિરણોવડે ફોટા લેવાયા હતા અને ખાતરી કરાઈ હતી

'હાજીનું કહેવું એમ છે કે તેના આ પ્રયોગોમા કશો ચમત્કાર નથી. હોજરી, અન્નકોશના સ્નાયુઓ અને જ્ઞાનતતુઓ ઉપર અજબ કાબુ મેળવવાનું જ એ પરિણામ છે !' (સૌરાષ્ટ્ર)

## સિયામના રાજા



સિયામના નવા રાજા પ્રજાતિપોકનો રાજ્યાભિષેક હમણાં જ ત્યાંની રાજધાની બાકોકમા થયો

પ્રજાતિપોકની પહેલાં એમના ભાઇ રામ (છઠ્ઠા) ગાદી પર હતા, જે શેક્સપીરિયન સાહિત્યના જાણીતા અભ્યાસી અને વિદ્વાન રાજા ગણાતા બંને ભાઇઓએ ઇગ્લડમાં જ કેળવણી લીધેલી. પ્રજાતિપોક અત્યારે બત્રીસ વર્ષના છે અને તે ઇટનની કૉલેજના તથા વૂલિચની રૉયલ મિલિટરી ઍકેડેમીના ગ્રૅજ્યુએટ છે. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સની મુલાકાત પણ એમણે લીધી છે

સિયામના રિવાજ પ્રમાણે એમણે પોતાને શિરે વિજયમુકુટ ધારણ કર્યો. અને રાજગુરુએ તેમના હાથમાં રાજદડ તથા સફેદ રાજછત્ર આપ્યા. ત્યાર પછી બપોરે રાજાએ પોતાની રાણીને પોતાને હાથે ચાલ્લો કર્યો અને સિંહાસન ઉપર પોતાને પડખે બેસાડીને રાજરાણી તરીકે સ્થાપી સાંજે શહેરમાં પાલખી પર રાજાની સવારી નીકળી તે વેળા ચાકરો સમૃદ્ધિ અને આબાદીસૂચક શેકેલા અનાજના દાણા ચોમેર છાંટતા જતા હતા

## વરૂ છોકરી

વરસો પહેલા આપણા દેશમા જંગલી જનાવરોની વસાહત ઝાઝી હતી સિંહ, હાથી, વાઘ, ચિત્તા, રીંછ અને વરૂઓ તો વટેમાર્ગુઓની આડે અવારનવાર પડતા હાલમા રેલવે રસ્તાઓને લીધે એવા પશુઓની સખ્યા ઓછી થતી ચાલી છે કેટલાકનો મુસાફરોના જાનમાલની સલામતી માટે શિકાર કરી નંખાતો જાય છે, કેટલાકને સરકસ કે મદારીના ખેલ માટે કે કુદરતના પ્રાણી તરીકે અજાયબઘર સારૂ પકડાવામા આવે છે કેટલાક રાજકુંવારોના દબદબા ખાતર પળાય છે આને લીધે વનપશુઓની જાતો લગભગ નાબુદ થવા લાગી છે

સાધારણ રીતે એવા પશુઓ મુસાફરોને હેરાન કરે છે કે વાછરડા કે પાડા ઉપાડી જાય છે, કોઇકોઇ વાર તો બાળકોને પણ ઉઠાવી મારી ખાય છે પણ એ બધા હિંસ્ર પશુઓ કાંઇ ઝનુની અને છંછેડેલુ જ હોય છે એમ નથી સિંહ ઘણો પાળેલો ને માયાળુ બને છે હાથી તો મળતાવડું પ્રાણી છે એ સઘળામા બહુ અચંબો પમાડે તેવો કિસ્સો વરૂઓને વિષે કહેવાય છે

નવાબ વઝીરના રાજ્યકાળમા લખનૌ ખાતે સ્લીમન નામે એક સાહેબ રેસિડન્ટ તરીકે આવ્યો હતો. તેને જંગલોમા ફરવાનો શોખ હતો તેણે પોતાના પુસ્તકમા વરૂઓએ પાળેલ એક છોકરાની વાત લખી છે પણ એ તો જુની વાત

હમણા એવી જ એક નવી ઘટના બહાર આવી છે

કલકત્તાની બિશપ કોલેજમા એચ પેકનહમ વેલ્શ નામે એક પાદરી પ્રોફેસર છે તેને વરૂઓની પાળેલી બે છોકરીઓ મળી આવી છે

પશ્ચિમ બંગાળાના મિદનાપુર શહેરમા પાદરી સિંહની દેખરેખ નીચે એક અનાથાશ્રમ ચાલે છે શ્રી સિંહ એક વાર જંગલમા થઇને જતા હતા, ત્યારે કેટલાક જંગલી લોકોએ તેને કહ્યુ કે થોડે દૂર રસ્તા ઉપર ભૂતપ્રેતની જગ્યા આવે છે, અને ત્યા એક બોડ છે એ સાંભળી શ્રી સિંહ થોડાક માણસોને લઈ એ જગ્યા જોઇ આવ્યા ત્યા બોડ હતી પણ ભૂતનુ નામનીશાન નહોતુ એમણે મજુરોએ બોડને ખોદવા માડી થોડી વારમા અંદરથી વરૂઓ નીકળીને ઝપાટાબંધ દોડી ગયા ખોદકામ તો ચાલુ રહ્યુ કેટલીક વારે એક વરૂ માદા બોડના મોઢે આવી ઘુરકવા ને દાત કચકચાવવા માડી બહુ ઉપાયે પણ તે ત્યાથી ખસી નહિ, એટલે શ્રી સિંહે તેને બંદુકથી મારી પછી એ બોડમા ઉંડે ખોદ્યુ તો એ વરૂના બચ્ચા જોડે બે છોકરીઓ એકબીજા પર સુતેલી દેખાઈ માણસોના અવાજને લીધે છોકરીઓ જાગી ઉઠી એકની ઉમર બે વરસની અને બીજીની આઠ વરસની હતી તેઓ જંગલી જનાવરની માફક ઘુરકી અને હાથપગ ખોડીને ભાગી તે વખતે પકડવાની હિંમત કોઇનામા નહોતી.

ઘણી વાર માતાઓ પોતાના બાળકોને ઉઘાડા ઘરમા સુવડાવી કામ કરવા બહાર જાય છે, અથવા ખેતરમા એકલા છોડી કામે લાગે છે તેવે વખતે વરૂઓ બાળકોને ઉપાડી પલાયન થાય છે અને પાછળથી તેમને મારી ખાય છે

પરંતુ આ બનાવમા તેમ બન્યુ નહિ વરૂઓ છોકરીઓને એક પછી બીજી એમ શા કારણે ઉઠાવી ગયા અને શા માટે તેમને મારી ન નાખી એ કોયડો છે માદાના બચ્ચા ઉપરના હેતને લીધે જ એ છોકરીઓ જીવતા ને ઉછરવા પામી હોવી જોઇએ

શ્રી સિંહે પછી એ છોકરીઓને જાળામાથી પકડી. પકડતી વખત તેઓએ કાઇ તોફાન ન કર્યું, કેમ જે તેઓ તદ્દન નબળી અને મરણતોલ હાલતમાં હતી. શ્રી સિંહ તેમને ગાડીમા બેસાડી ઘેર લઇ આવ્યા શ્રી સિંહના પત્ની તેમના ખાવાપીવાની સભાળ લેવા લાગ્યા પાછળથી નાની છોકરી અતિસારના રોગે મરી ગઇ પણ મોટી છોકરી જીવી

એ છોકરીની આખોના ડોળા પશુઓના ડોળાની પેઠે ફરતા હતા એ બેસતી તો પણ જાનવરની જેમ કાચુ માસ તેને બહુ ભાવતુ વળી જે ચીજ ખાતી તેને પહેલા સુંઘી લેતી ગંધને લીધે સતાડેલી ચીજની તેને ખબર પડી જતી માસ દેખીને તેના મોમાથી લાળ નીકળતી અને જડબા હાલતા વળી તે દાત કચકચાવીને અજબ તરેહથી ઘુરકતી અનાથાશ્રમના બાળકોની સોબત તેને પસદ નહોતી, કપડાની દરકાર નહોતી અને પહેરાવેલા કપડા પણ તે ફાડી નાંખતી. રાતે બહારથી થોડુક ઘાસ લાવી તેની પથારી કરીને સુતી

હાલ મોટી છોકરી ચૌદ વરસની થઈ છે હવે તે કપડા પણ પહેરે છે પહેલા તો ફાડી ન નાખે માટે એને તગ કપડા પહેરાવવા પડતા પરંતુ હવે તે જુની આદત ભુલી ગઈ છે બગાળી ભાષાના શબ્દો પણ તે શીખી છે કોઇ આવે તો તેને નમસ્કાર કરે છે મોટે ભાગે તે મુગી જ રહે છે તેનુ નામ કમલા પાડયુ છે હજુ તેને રોતા કે હસતા આવડતુ નથી

તાજેતરમા એ પશુની માફક મોઢેથી ચીજ લઇને ખાતી અને પાણી પણ મોથી પીતી હવે તે હાથે ખાવા શીખી છે બાકુ ખેલવુંકુદવુ કે નહાવુ તેને ગમતુ જ નથી. શ્રી સિંહના પત્ની સાથે તેનું મન હળી ગયું છે, અને શ્રી સિંહ કહે છે કે થોડા વખતમા એ છે તેવી માનવકન્યા થઈ રહેશે

## ૩૦૦૦ ફીટ ઉપરથી ભુસકો !

સારજટ બોક એ એક કુશળ અમેરિકન વિમાની છે એક વાર એણે કોઈ છાપામા વાચ્યુ કે જો વુલવર્થ બિલ્ડિંગ (૮૦૦ ફીટ) પરથી કોઇ હેઠે પડે તો એ પડતા પહેલા જ બેશુદ્ધ થઇ જાય. બોકને આ સાચુ ન લાગ્યુ, કેમકે દરેક

વિમાની ઉપરથી પોતાની છત્રી ખોલી હજારો ફીટથી નીચે પડતો છતાં કોઇને ઇજા ન આવતી. આ વાતની ખાતરી કરવા માટે એક વખત તેણે એમ ને એમ પડવા વિચાર કર્યો એ રીતે તે પોતાના એક ભયંકર ભુસકાનું વર્ણન નીચે પ્રમાણે કરે છેઃ—

આ અખતરો એવી રીતે કરવાનો હતો કે મારે પહેલા વિમાનમાં ઉંચે ઉડવું ને ત્યાંથી એક્કે છત્રી બાંધી નીચે તાટકવું અને જ્યારે મને લાગે કે હું બેશુદ્ધ થવા આવ્યો છુ ત્યારે છત્રી ખોલી નાખવી. આમ કરતાં ગણત્રીમા જરાક ફેર પડે તો મારા બાર વાગી જાય અખતરા માટે રવિવારનો દિવસ ઠરાવ્યો. આ ભયંકર અખતરાની બીજી એક અગત્ય એ હતી કે જ્યારે દુશ્મનોના વિમાન આપણા ઉપર હલ્લો કરે, અને ન કરે નારાયણ ને વિમાન સળગી ઉઠે તો વિમાનીઓ પેરેશુટ (છત્રી)નો ઉપયોગ કરે પણ તેની ગતિ બહુ ધીમી હોય છે અને તેથી આ રીતે છત્રી વિના ભુસકો મારતા ન આવડતુ હોય તો ખુલ્લી છત્રીએ નીચે ઉતરતા પહેલા જરૂર આપણો શિકાર થઇ જાય.

પણ આ કામ વાસ્તવિકરીતે હતુ માણસ નીચે પડે છે ત્યારે બહુ ગતિથી પડે છે ને જેમજેમ નીચે ઉતરતો જાય તેમતેમ તે ગતિ વધતી જાય અને પેરેશુટ ખુલે ત્યારે તે ગતિ એકદમ રોકાય પરિણામે સખ્ત આચકો આવે કે જે શુદ્ધિ ગુમાવી દેવાને પણ પુરતો થઇ પડે પણ બીક કોને હતી?

રવિવાર આવ્યો ને તૈયારી થઇ હુ વિમાનમા ૩૦૦૦ ફીટ ઉંચે ચડ્યો. છત્રીનુ પેકેટ કરી મારા ખભે બાધ્યુ અને તેને ખોલવાની રસી મારા હાથમા રાખી. પડતી વખતે માથુ હમેના ભારે હોવાથી તે નીચે જાય છે ને ગુલાટ ખવડાવે છે, પણ ખભાના જોરથી તેને અટકાવી શકાય છે પડતા પહેલા એકવાર મે નીચે જોયું અને હુ બહુ ઉંચે લાગ્યો નીચેનુ બધું મને નહિ જેવુ જણાતુ હતુ મને જરા બીક લાગી- વખતે છત્રી નહિ ખુલે તો!

ત્યાં તો પાઇલટનો અવાજ આવ્યો મે તરત જ દાંડો ઝાલ્યો અને ઝપલાવ્યુ પણ પાઇલટે ભુલથી એવા તો જોરથી વિમાન ઉંચે ચડાવ્યું કે તેના પખાના પવને મારા ઉપર ખુબ અસર કરી અને હું ગબડગબડ જોરથી નીચે પડવા લાગ્યો. વચમાં થોડી સેકન્ડ બાદ શુદ્ધિ આવતા મેં મારા પગ સીધા કરી દીધા. છત્રી ખોલવાનો વખત આવી લાગતો જણાયો પણ હું બેશુદ્ધ જેવો તો હતો અને છત્રીનો ઝાટકો લાગે તો વળી તેમા ઉમેરો થાય વળી છત્રી ન ખોલુ તો તો ગુઓ જ પડ્યો! એટલે મને કમને છત્રી ખોલાઇ ગઇ અને એવો તો સરસ ઝાટકો લાગ્યો કે વાત નહિ! જાણે કોઇ અંદરથી જીવ ખેંચી લેતુ હોય! મને તો આંખે અંધારા આવવા લાગ્યા, મોત નજીક દેખાયુ! પણ થોડી વારે શુદ્ધિ આવતાં હુ જાગી રહ્યો કે છત્રીના આધારે હું ધીમેધીમે નીચે ઉતરતો હતો હુ છેક જમીન સુધી આવી ગયો અને મારો અખતરો જોવા આવેલા ઉભેલા ટોળામા નીચે ઉતર્યો. હુ સાજો ને તાજો હતો ફરી મેં એ અજમાવી જોયુ અને મને સાક્ષાત્કાર લાગ્યું ઝંપલાવ્યા વિના સિદ્ધિ ક્યાં છે?

## એક વીર કુમાર

ભારતના બાળકો, સ્ત્રીઓ કે પુરુષોની વીરતા સબંધે હાલ બહુ જ થોડું સંભળાય છે જ્યાંત્યા વિદેશીઓની વીરતાની જ વાહવાહ થઈ રહી છે એવું કાંઇ નથી કે યુરોપ વાસીઓમાં જ વીરત્વ ભર્યું છે ને હિંદીઓ તેનાથી સર્વથા વંચિત છે. હિંદીઓમા પણ આ ગુણ છે ને તેનો ઉપયોગ પણ થાય છે, પરંતુ તેમની વીરતા પત્રોમા પ્રકટ થતી નથી કે બીજી કોઇ રીતે તેમને ઉત્તેજન મળતુ નથી આથી ઉલટું, કોઈ અંગ્રેજ બચ્ચો શૌર્ય દાખવે તો તેનું વર્ણન તો શું પણ ફોટો યે અનેક પત્રોમાં છપાય ને તેને સારાસારા ઇનામો પણ મળે

એ વીર બાળકનુ ગામ સીતાપુર ને નામ ગુરુપ્રસાદ એક દિવસ તે પોતાના ઓરડામા બેસી પરીક્ષા માટે વાંચી રહ્યો હતો એવામા કોઈની ચીસ તેના કાન ઉપર અથડાઇ ને એક ધબ્બા કરતો અવાજ પણ સંભળાયો ગુરુપ્રસાદના ઓરડા પાસે જ એક કુવો હતો ગુરુપ્રસાદ પુસ્તક પડતું મુકી એકદમ કુવા ઉપર દોડી ગયો તેણે જોયુ તો કુવામાં એક છોકરી ડુબકા ખાતી હતી ગુરુપ્રસાદે આમ તેમ જોયુ પણ તેને સહાય કરનારુ કોઈ જણાયુ નહિ

પ્રથમ તો તેણે પાસે પડેલી દોરીનો એક છેડો કડેરા સાથે બાંધી બીજો છેડો કુવામા ઉતાર્યો, પરંતુ છોકરી તે દોરી પકડી શકી નહિ ને નિરાશ થઇને તેને દોરી પાછી ખેંચી લેવી પડી ગુરુપ્રસાદે નિશ્ચય કર્યો કે જાન જાય તો યે તે છોકરીને તો બચાવવી. પછી તેણે દોરીનો એક છેડો કડેરા સાથે બાંધેલો રહેવા દઇ બીજો છેડો પોતાની કમર સાથે બાંધી દીધો ને કુવામા પડતુ મુક્યુ તેણે પોતાની કમર ઉપરનુ દોરડુ છોડી તે છોકરીની કમરે બાંધી દીધુ ને તે જ દોરડાની મદદથી પોતે બહાર નીકળી ગયો ગુરુપ્રસાદનો કુદવાનો અવાજ સાંભળી આ વખતે ઘણા માણસો આવી પહોંચ્યા હતા. ગુરુપ્રસાદે તેમની મદદથી તે છોકરીને બહાર કાઢી. થોડી વાર પછી છોકરી ભાનમા આવી ને તેનો જાન બચી ગયો.

કુવામા કુદતી વખતે ગુરુપ્રસાદના જમણા હાથને સખ્ત આચકો લાગ્યો હતો બીજે દિવસે પરીક્ષા હતી નિશાળમા જઇ હાથમા સવાલપત્ર રાખી વેદનાથી તે મૌન બેસી રહ્યો હતો શિક્ષકે તેને નહિ લખવાનુ કારણ પુછ્યા ગુરુપ્રસાદે આગલે દિવસે બનેલી વાત કહી સંભળાવી શિક્ષક તેના ઉપર ખુબ પ્રસન્ન થયા. જ્યારે આ વાતની ખબર લખનૌમા સર વિલિયમ મેરિસને પડી ત્યારે તેણે અંગ્રેજ સરકાર તરફથી ગુરુપ્રસાદને એક રૂપાનો ચાંદ આપ્યો. આ ચાંદ મેળવનાર ગુરુપ્રસાદ પહેલો હિંદી બાળક છે

## શું ખાવું ? ધાણી-આથવો ?

તદુરસ્તી સાથે જીવવા માટે ખાવુ જરૂરી છે એ ખાવાનુ જેમ કરતાં સુદર અને સ્વાદિષ્ટ બને, અને તે સાથે જ તેના ગુણો જળવાઈ રહે એવી રીતે તૈયાર કરવામાં જ ચાતુર્ય અને કળા છે. ખોરાક વિષે અંગ્રેજીમા થોકબન્ધ પુસ્તકો છે, અને ખોરાકમા સુધારાઓ દરરોજ થતા જ જાય છે લાબા લાંબા વિચારો કરીને છેવટે ડૉકટરો એવા નિશ્ચય પર આવ્યા છે કે વનસ્પતિજન્ય બધા પ્રકારનો ખોરાક ખાવો અને તે સાથે જ પ્રાણીજન્ય ખોરાકમા દુધ, દહીં, માખણ, ઘી વગેરે ખાવાં એ ઉત્તમ રીત છે વનસ્પતિજન્ય ખોરાકમા આખુ ને આખુ અન્ન ખાવુ જ ઉત્તમ ગણાય છે. ભુસુ કાઢીને ખાવું, બટાટા છોલીને ખાવા, કઠોળ છોડા કાઢીને ખાવું, એ બધુ નુકશાનકારક જ છે

ખોરાકમા જેમ સ્વાદ જોઇએ તેમ ગુણ પણ જોઇએ અન્નમા રહેલો કયો ભાગ ઉપયોગી અને કયો નિરૂપયોગી એ સાધારણ માણસ જાણી શકે નહિ ઘઉંમા રવો અને મેંદો બે ઉપયોગી ભાગ ગણાય છે, અને ભુસુ-થુલુ નિરૂપયોગી ગણાઇ ફેંકી દેવાય છે ! પણ રવા કે મેંદાને પચાવનાર અતિ ઉપયોગી તત્ત્વો અને મગજને સતેજ કરનાર, બધકોશ મટાડનાર, તથા કલેજુ-લિવર સુધારનાર, એકદરે જીંદગીનો મોટો આધાર જેના પર અવલબી રહેલ છે તે તત્ત્વો તો ભુસામા જ છે! આથી જ સુધરેલા ડૉક્ટરો આખા દાણાનો ખોરાક ખાવાની સલાહ આપે છે

કેટલાક કારણોથી મનુષ્યની શક્તિ હવે કાચુ ને કાચુ અનાજ પચાવવા જેટલી નથી રહી. અગ્નિની વધારે પડતી ઉપાસનાનુ આ ફળ કહેવાય હવે આપણને પકવ્યા વગરનો ખોરાક જીરવવો કઠણ પડે છે અન્નમા જે મેંદાવાળો ભાગ (Starch) છે તે શહેરવાસીઓને તો મુશ્કેલીથી પચે છે આથી એ મેંદો પેટમા જતા પહેલા અરધો પચાવી લેવો આવશ્યક મનાય છે આને માટે આપણા પુર્વજોએ તેને *રેતીમા ભુંજવાની. ટુકી. રેત. ચોપી. પટી. છે.

ચોખામા મેંદો ઘણો છે, ઘઉંમા થોડો છે. ચોખાના એકએક રજકણને પેટમા વાયુ કર્યા વગર પચી જવા જેવા કરવા માટે, રેતીમા ભુંજી કાઢવાથી તે ફુલીફુલીને દડા જેવા થઈ જાય છે ઘઉં પણ એમ જ ફુલીને ફાટી જાય છે કોઇક અન્નને મીઠાનુ પાણી પાઈ પછી શેકવામા આવે છે. કોઇને ફક્ત પાણીમા ભીંજવીને શેકવામા આવે છે આમ જુદેજુદે પ્રકારે, પણ માત્ર મુશ્કેલીથી પચનાર ખોરાકને સહેલાઈથી પચવા જેવો બનાવવા માટે, તે સાથે જ તેના છોડા કાયમ રાખવા માટે આ ઉત્તમ ઉપાય યોજ્યો છે કારણ કે એ છોડામાં શરીરને અતિ ઉપયોગી એવા સોળ તત્ત્વો છે છોડા કાઢી નાખીને ખાવાથી આપણે માત્ર બે ચીજ ખાઈએ છીએ, ૧૪ ફેંકી દઇએ છીએ! ખાસ કરીને મગજનું કામ કરનારને તો આખુ ને આખુ છોડાવાળુ જ અનાજ ખાવાની જરૂર છે મગજનો ખોરાક જ એ છોડામા છે, અને મગજને સાફ રાખવા માટે બધકોશ મટાડવાનો ગુણ પણ એ છોડામા જ છે મગજનું કામ કરનારો શરીરનું કામ ઓછુ કરે છે તેથી તેને જ બધકોશ વધુ થાય છે માટે છોડા ખાવા તેને માટે *ખાસ આવશ્યક ગણાય

ભુંજવાથી એકેક દાણામા બાર કરોડ, પચાસ લાખ રજકણ ફુલીને પચવા જેવા થઇ જાય છે ! એ ભુંજેલા આખા દાણાનો ખોરાક, મમરા, પઉં, ધાણી, ચણા, સીંગદાણા વગેરે સુક્કા હોવાથી માણસને જોઇતા પ્રમાણમા જ માત્ર ખવાય છે મોમા લાળ હોય ત્યાં સુધી જ તે એ ખોરાક ખાઈ શકે ! આથી અજીર્ણ થાય એટલુ અકરાંતિયાની માફક કોઇ મૂર્ખ માણસ પણ ખાઇ શકે જ નહિ આ રીતે આ ભુંજેલા અન્નમા એકદર ગુણ જ ગુણ છે

હવે એક તરફ આ ધાણી અને બીજી તરફ પેલા ઍચાણુકારક લેબલવાળા ટીનના ડબામા પૅક કરેલાં બિસ્કિટ સરખાવો એ આને શેરના ઘઉં લઈ જઇને તેના રોટલા વિલાયતવાળા ઘડી, શેકીને ડબા ભરી અહીં મોકલે તે વાપરનારના હાથમા તો એકાદ વરસે જાય ! અને તે ઘરમા સવારની રોટલી સાજના ન ખાનારો શહેરી, સવાથી માડી સવા બે રૂપિયે રતલ સુધીના ભાવે ખરીદીને ખાય ! આમા પેલા ભુંજેલા અન્ન કરતા અરધો ગુણ નહિ ! ભુંજેલા ધાણી મમરા તાજેતાજા રોજેરોજના મળી શકે પણ ખોરાક વિષેના જે પુસ્તકો ડૉક્ટરોને ભણાવવામા આવે છે, તેમા આ ધાણી ચણાનુ વર્ણન જ ન મળે, એટલે એ હિંદુસ્તાનમા જન્મેલા ડૉક્ટરો પણ બીચારા ધાણી મમરાના ગુણ ક્યાથી જાણે ?

બિસ્કીટના પક્ષપાતીઓ દલીલ કરે છે કે એ ડબા તો બરાબર પેક કરેલા હોવાથી એમાનો માલ સડી બગડી શકે જ નહિ, પણ એ ભાઇ જો સુક્ષ્મદર્શક યંત્રથી જુએ તો. ખાતરી.થાય.કે.એમા જીવાત ફરતી પાદે છે.

શરીરને તેમજ મગજને બન્નેને ફાયદાકારક, સપુર્ણ પોષણ આપનાર તાજો ને તાજો અને સસ્તામા ઘરને આંગણે મળતો સર્વગુણસંપન્ન ખોરાક ભુંજેલુ અન્ન, ધાણી, મમરા વગેરે છોડી, વરસ વરસનો વાસી, જીવાત પડી ગએલો અને ગુણહીન ખોરાક એકને સોળગણે ભાવે જે પ્રજા ખરીદીને ખાય તે પ્રજાએ કેટલી પ્રગતિ કરી કહેવાય ? (ગુ કેસરી)

## મહત્તાનાં સ્મરણો

નિશાળમા પરીક્ષા આવી છે પરીક્ષકે પુછેલા સવાલો એ ધોરણને માટે વધુ પડતા વિકટ છે નાજુક પ્રકૃતિનો ગોપાળ મુઝાઇને રડવા જેવો થઇ ગયો. પડખે ગડીને શિક્ષક મહાશયે એને પાડોસીની પાસેથી સાચા જવાબો જાણી

લેવાનું સૂચવ્યું. ગોપાળે માસ્તર સાહેબની સલાહ સ્વીકારી બીજે દિવસે વર્ગમાં જતાં, માસ્તર સાહેબ કહે છે કે "ગોપાળ, તારા દોકડા સહુથી વધારે છે, પહેલો બેસ" ખસિયાણો પડીને ગોપાળ ચળી ગયો બોલ્યો કે "એમ કેમ બને ? મને તો બીજાએ શીખવેલું જ મેં લખ્યુ હતું, તો પછી પહેલો નંબર કેમ લેવાય ?" માસ્તર અને વિદ્યાર્થીઓ તમામ હસી પડયા, "અરે ગાંડા, અમે સહુ એમ જ કરીએ છીએ" પણ ગોપાળ ન માન્યો. સહુ કરે તેમ કરવાનું એને માટે નહોતું સરજાયું.

વિદ્યાર્થીજીવન તદ્દન સાધારણ શરમાળપણાનો પાર જ નહિ, પણ યાદદાસ્ત તો ગોપાળના જ બાપની ! દૈવતાના ગુપ્ત વરદાન શી એ સ્મરણશક્તિને માટે તો એક વાર હરકોઈ લખાણ પર આંખ જ ફરી જવી બસ હતી કાને એક વાર વેણ પડયું એટલે વજ્રલેપ બની જતુ કૉલેજમા તો સ્કૉટ, શેક્સપીયર અને મિલ્ટનની હજારો પક્તિઓ જીભને ટેરવે રમતી હતી મિત્રો પુછે "ગોપાળ, ફલાણો ફકરો બોલ જોઉં !" જવાબમા પ્રવાહ છુટે એક શબ્દ પણ તૂટે નહિ. એને મુરખો જાણીને મિત્રો વળી પાછા ફરમાવે કે "ખરો હો તો બોલ, 'and' શબ્દથી શરૂ થતી પક્તિ બોલ: 'but' થી જેટલા ફકરા શરૂ થતા હોય તે" અને એક મિનિટ પણ જવા દીધા વિના ગોપાળના મુખમાથી ધોધ વહેતો. પુનામા ગોપાળનો એક પાડોસી મિત્ર એની સાથે કરારમા ઉતર્યો શરત એ હતી કે પાડોસી ઠરાવે તે પુસ્તકના અમુક પાનાં રોજેરોજ ગોપાળે કઠે કરવા ને પછી બોલી જવા. એક પણ શબ્દ ભુલે તો ભુલ દીઠ અક્કેક આનો ગોપાળે ચુકવવો પાડોસીના હાથમા એક પણ આનો કદિ પડયો નથી, એમ કથા ભાખે છે

અઢાર વર્ષનો ગ્રેજ્યુએટ, એટલે દુનિયાની અમાપ મુઝવણની સાક્ષાત મૂર્તિ: ગોપાળકૃષ્ણને જીવન-પંથ જડતો નહોતો. તે દિવસના ગ્રેજ્યુએટની સામે તો સમૃદ્ધિના દ્વાર સહેજે ઉઘડતા ભણેલાઓના કીડિયારા નહોતાં ઉભરાતાં. મિત્રોએ ઈજનેરી અને આઈ સી એસ. ના પ્રલોભનો ખડયા. એલ એલ. બી ના માર્ગ પર જાય તો સામે જ સબ જડજનું સિંહાસન ઝળહળતુ હતુ પણ ગોપાળકૃષ્ણને હાથે એક મહાન પ્રજાની વકીલાત લડવાનું, નાનાં મકાનોને બદલે એક મન્તમાદરનું ચણતર કરવાનું ને Indian civil servant ને બદલે Servant of India બનવાનું રેખા-નિર્માણ હતું. એ ડેકન એજ્યુકેશન સોસાઇટીમાં નજીવા મહેનતાણાથી જોડાયા પ્રથમ હાઇસ્કૂલના શિક્ષક ને પછી ફર્ગ્યુસન કૉલેજના અધ્યાપક નીમાયા (સૌરાષ્ટ્ર)

## આધુનિક ઈરાની સાહિત્ય

'ઇરાનનુ આધુનિક કાવ્ય-સાહિત્ય' એ વિષય ઉપર વિખ્યાત ઉર્દૂ શાયર ખુદાબક્ષે હમણા જ કલકત્તામાં એક સરસ ભાષણ આપ્યુ માહિતી, વિચારપ્રેરકતા અને રાષ્ટ્રીય દૃષ્ટિકોણની સમર્થ રજુઆતની દૃષ્ટિએ એ ભાષણ ખાસ નોંધ લેવાજોગ છે ભાષણમાથી ફલિત થાય છે કે ઇરાનનું આજનુ કાવ્ય-સાહિત્ય મધ્યકાલીન કાવ્ય-સાહિત્ય કરતાં ન્યારૂ નિરાળુ છે રાજાઓની પ્રશસ્તિઓ, પ્રિયાના પ્રેમ-સ્તવનો, શરાબના સ્તુતિગીતો, એ બધી શબ્દોની રમત આજે ઈરાનમાથી અદૃશ્ય બની છે અને તેનું સ્થાન, વાચનારના હૃદયને હલમલાવી નાખનારા પિતૃદેશના પ્રેમના સ્તોત્રોએ લેવા માડયુ છે ઈરાને ઇશ્કના દેવની કુર્નિશ કરવાનુ છોડી, હવે સ્વાતંત્ર્યની દુર્ગાના ચરણની પૂજા આરભી છે ઇરાને સમજી લીધું છે કે સુક્ષ્મ ચર્ચા કરતા, પાંડિત્યના પ્રદર્શન સમા તત્ત્વજ્ઞાનના પુસ્તકો કોઇ પ્રજાની હૃદયતંત્રીના તારો નહિ ઝણઝણાવી શકે, કોઈ સુસુપ્ત પ્રજાને નહિ ઢઢોળી શકે સુતેલી પ્રજાને ખડી કરવાને તો કાવ્યો જ જોઇએ, પણ તે શરાબની તારીફના ગઝલ-કાવ્યો નહિ, તે તો પિતૃદેશની પૂજાના વીરરસથી ઉછળતા શૌર્ય-કાવ્યો ! ઇરાને આ મત્ર સમજીને જુની વ્યવસ્થાને જમીનદોસ્ત કરી નાખી, અને નવું જ ઈરાન સરજી લીધુ હિન્દમા-ગુજરાતમાં આ મત્ર સમજાયો છે ?



'તમાકુ માધુ કપાય તો બહેતર છે, પરતુ સિગ્રેટ કે જાપાની માલ તો હરગીઝ વાપરતા નહિ' એવાંએવાં લખાણોવાળાં પાટિયા હાથમાં લઈ પરદેશી માલનો બહિષ્કાર પોકારતા શહેરની બજારોમા સરઘસરૂપે ફરતા ચીના વિદ્યાર્થીઓ ('સ્ટીઅર'માંથી)

હાથની સોનાની ચુડીઓ ગીરવી મુકીને ભુખ્યા અતિથિનો સત્કાર કર્યો ત્યારે પછી તો ભગવતીદેવીનો મોટો દીકરો ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર ત્રણ સો રૂપિયાનો સંસ્કૃત આચાર્ય બન્યો ઇશ્વરચંદ્રે પુછ્યુ, ' મા ! હવે ઘરેણાં કરાવું ? '

દેવીએ જવાબ આપ્યો, ' હા, બેટા ! મારે ત્રણ ઘરેણા જોઇએ છે દેશના છોકરા મૂરખ ન રહે એટલા માટે એક ધર્માદા શાળા કાઢ, રોગથી પીડાતા લોકો માટે એક ધર્માદા દવાખાનુ કાઢ ને ત્રીજુ ગરીબો માટે ધર્માદા અન્નસત્ર સ્થાપ '

ને દીકરાએ એ બધુ કરી આપ્યુ

**ગણિતનો ચમત્કાર**

૧×૯+૨=૧૧

૧૨×૯+૩=૧૧૧

૧૨૩×૯+૪=૧૧૧૧

૧૨૩૪×૯+૫=૧૧૧૧૧

૧૨૩૪૫×૯+૬=૧૧૧૧૧૧

૧૨૩૪૫૬×૯+૭=૧૧૧૧૧૧૧

૧૨૩૪૫૬૭×૯+૮=૧૧૧૧૧૧૧૧

૧૨૩૪૫૬૭૮×૯+૯=૧૧૧૧૧૧૧૧૧

મનુ—મારા દાદાની ઉમર ૧૦૦ વર્ષની છે, કેવુ સરસ આરોગ્ય !

વિનુ—એમા સરસ શેનુ ? મારા દાદા જીવતા હોત તો તેમની ઉમર આજે ૧૫૦ વર્ષની થઇ હોત !

〰

ખોરાકની ચીજોને કીડીઓ કે બીજા જીવજંત ચડી જતા હોય તો બે રકેબીઓમા પાણી ભરી તેમા ખાલી કુજા મુકવા પછી એ કુજા ઉપર એક લાબુ પાટિયુ મુકી તેના પર ખોરાકના વાસણો મુકવાથી જ્યા સુધી રકેબીઓમા પાણી હશે ત્યા સુધી કોઈ જીવજંત વાસણને પહોચી શકશે નહિ

〰

શરીરના જે ભાગ ઉપર જીવજંત કરડે તેના ઉપર એમોનિયા કાર્બોનેટ ભીનો કરી તરત ચોપડી દેવો. આથી જરા યે પીડા થતી નથી ને ચામડી સુઝી પણ નથી જતી




ફર્નિચર પર પૉલિશ ચડાવવા માટે ઉપરની ત્રણે શીશીમાથી સરખે ભાગે મેળવી લઇ તેના થોડા ટીપા ફર્નિચર પર ફલાનલ વતી લગાડો વધુ સરસ પૉલિશ કરવા માટે વધુ પટ દેવા ને છેલ્લે રેશમી કપડાથી લુછી નાખવુ

〰

સધી વા ઉપર મધમાખીના ડખ મરાવીને મટાડવાનો ઈલાજ અકસીર મનાયો છે

〰

માણસમા અક્કલ સાથે નમ્રતા જોઇએ અને ઉત્સાહ સાથે ધીરજ જોઇએ

સોય તરે !



પાણીથી ભરેલા પ્યાલામા સાફ કરેલી સોયને ધીમે રહીને સપાટી પર મુકી દો આમ કરતા એટલુ ધ્યાન રાખવુ કે આંગળીઓ પાણીને અડે નહિ ને સોય પાણી ઉપર બરાબર સપાટ રહે થોડા પ્રયત્ન પછી ચિત્રમા બતાવ્યા મુજબ સોય તરતી થઈ જશે.

〰

આવકની માફક વ્યવસ્થા આખર સરવાળે છૂત મેળવે છે

〰

નીચેનુ વાક્ય વાચો જોઇએ

NA M K'J K JV VT



નીફેન બેચર નામનો એક જર્મન કલાકાર એક વાર ગરીબ અવસ્થામાં હતો તે વેળા એ ફ્રેમી નામના ગામે કોઈ હૉટેલમા ઉતર્યો, પણ તેનું બિલ ચુકવવા પુરતા પૈસા તેની પાસે ન હોવાથી તેણે એ હૉટેલની ભીંતો ઉપર છાયાચિત્રો ચીતરીને એ દેવુ વાળી આપ્યુ આને લીધે તો એ હૉટેલ ખુબ પકાઈ ગએલી. ઉપલા ફોટામા એ હૉટેલની બહારની ભીંતો પર તેણે ચીતરેલા છાયાચિત્રો જણાશે

# કુમાર

અંક ૩૯

## · ઉગતી · પ્રજાનું · માસિક ·





તંત્રી રવિશંકર રાવળ



વર્ષ ૪ અંક ૩ ફાગણ '૮૩



જાહેર ખબરોથી માસિકને મદદ મળે. તમે જાહેર ખબર આપનારાઓને મદદ કરો







તંત્રી રવિશંકર રાવળ. મુદ્રક અને પ્રકાશક બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી–કુમાર કાર્યાલય, ૨૭૦૬ રાયપુર, અમદાવાદ


લવાજમ વરસના રૂા ૬ પરદેશના રૂા ૭ અગર ૧૨ શિ. મુંબઈના એજન્ટ શ્રી જમનાદાસની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ. ગ્રાહકો વરસની શરૂઆતથી (એટલે પોષના અંકથી) નોંધવાનો રિવાજ છે. વરસની અધવચથી ગ્રાહકો નોંધાતા નથી. લેખકો જેઓને કૃતિની પ્રત માટે ટિકિટ ખાસ બીડેલી હોય તે જ લખે અને પોતાનાં લખાણ બને તેટલાં ટુંકાં, કાગળની એક જ બાજુએ, શાહીથી લખે, પુરા નામ ઠામ સાથે, અને પાછા મંગાવવા હોય તો પોસ્ટેજ સાથે મોકલે.



શાન્ત પ્રતિબિમ્બ

ચિત્રકાર સૌ. બહેન તનુમતી

卐

ફાગણ '૮૩ના 'કુમાર'નું મુખચિત્ર



આવતી કાલનાં નાગરિકો ઘડતું આજનાં ઘરોનું માનીતું માસિક

વર્ષ ૪ અંક ૩ :: ફાગણ ૧૯૮૩

# કવિતા

કવિતા એટલે અ-જડતા,—ગતિ: કવિતા એટલે અનન્ધતા,—દૃષ્ટિ. સૂક્ષ્મ ગતિ કે દૃષ્ટિ ન હોય તેવું જીવતર ખંડિત છે.

કવિતા અને જીવનનો સંબંધ બિંબપ્રતિબિંબ ન્યાય જેવો છે. કવિતા વિહોણું જીવન એ મરેલ જેવા જીવાત્માનો ઢસરડો છે.

જે સ્મરણ, ઊર્મિ કે વિચાર જગત અને જીવનનાં નિયમનોનો સુંદર સ્વીકાર કરી રૂપ લે અને દર્શન દે તે કવિતા છે.

કવિતા જેટલી ભાવના છે તેટલી જ કૃતિ છે. એ વસ્તુવાળી લાગણી છે અને લાગણીભરી વસ્તુ છે.

કવિતા એટલે હૃદય અને ચિત્તદ્વારા શબ્દમાં અનુભવેલું આત્માનું દર્શન. કવિતાને ભક્તિ કહો કે જ્ઞાનની માધુરી કહો. શબ્દબ્રહ્મની શક્તિ તે કવિતા.

કવિતા ત્રણે કાલની પ્રેરણાકૂપી છે. એ ભૂતકાળની સ્મૃતિ છે, વર્તમાનની શ્રુતિ છે ને ભવિષ્યની ગીતા છે.

દેશળજી પરમાર



વળી પાછો મિજલસનો ખોંખારો મારે એકલાને જ કરવાનો રહ્યો 'કુમાર'ના હજારો વાચનારામાંથી થોડા જણ પણ મિજલસમાં નિયમિત આવનારા બને તો મિજલસનો રંગ ઓર વધે એમ હું માનું છું કોઈ રીતે એકાદ જણ પણ સાથે બેસી એકાદ વાત છેડે તો મને સજીવ વાર્તાલાપ કરવાનો આનંદ મળે છે વાચનારા તરફથી આવતા પત્રોની હું દરેક પોસ્ટમાં આતુરતાથી રાહ જોયા કરું છું અને 'કુમાર'ના ચુમાળીસ પાનાં વાંચી જનારા કઈ મનોદશા ધરાવે છે તે જાણવાની દરેક તક શોધું છું

તમે તમારી દૃષ્ટિથી કોઇ પણ બાબત લખી મોકલો તમારા અંગત સુખદુઃખની, કુટુંબની, માબાપની કે શાળાની હું તમારા વિચારો ઝીલીશ તે ખરા હોય કે ખોટા, પણ એક વાર તેને યોગ્ય પ્રકાશમાં મુકીશ તમને હું મળતો ન થઇ શકું ત્યારે મારી તરફ ઉદારતાથી જોજો અને મારી ભુલચુક થાય ત્યારે પણ તમારે માટે મારી લાગણી અને ખુલ્લા દિલની ખાતરી રાખજો

તમે તમારા ઘરની બારી આગળ બેસીને, નિશાળના ડેસ્ક ઉપરથી કે મિત્રમંડળની વચ્ચે ચર્ચા કરતા એકાદ પત્ર લખી રહ્યા છો, અથવા કોઈ એકાન્ત ખુણેથી કોઈ ખાનગી હકીકત જણાવી રહ્યા છો એવું હું કલ્પું છું હું માનું છું કે દરેક જણને 'કુમાર' ત્રણત્રણ વર્ષ સુધી વાંચ્યા પછી કંઇ ને કંઇ લખવાનું હશે જ તમે લખો જ લખતાં જરા ય અચકાશો નહિ 'કુમાર'નો તંત્રી કોઈ સત્તાધીશ નથી, કોઈ સાર્વભૌમ વિદ્વાન નથી તે તમારા જેવો જ સીધો સાદો મહેનત કરી જીવનારો એક માણસ જ છે, ઘણી અપૂર્ણતાઓ ભર્યો છે અને જીવનના ઉંચા પગથિયા ચડવા મહેનત કરી રહેલો અભ્યાસી છે તમે સાથે ચાલો, જરા ય પાછળ નહિ એ ઉત્કટ અભિલાષાથી તમને મિજલસમાં ભાગ લેવા ફરી એ આમંત્રે છે



તમે તંત્રી હો તો 'કુમાર' કેવું કરો એ વિષે જે હરીફાઈ મુકી હતી તેમાં માત્ર બાર કે તેર જણે ભાગ લીધેલો અને એ રીતે પણ વિચારવંત વાચનારાનું મતદર્શન મને બહુ પ્રેરક અને આશાજનક થયું છે 'કુમાર'ની અત્યાર સુધીની દરેકેદરેક પ્રવૃત્તિમાંથી, લેખમાંથી અને વિચારોમાંથી કંઇ પણ કહાડી નાખવાનું સુચવાયું નથી. એથી અમને મોટો સંતોષ થાય છે કે અમે હજુ સુધી દિશાભૂલ નથી કરી છતાં મને એક વાતની ખટક થઇ છે કે 'કુમાર'ના વાચનારાઓએ નવા ફેરફારો કે સૂચનમાં તો ખાસ કંઇ પણ સુઝાડયું નથી

તમે તંત્રી હો તો રાવળના ચિત્રો લો, પંડિત પાસે પ્રાણીચિત્રો કરાવો, પરમાર, ધૂમકેતુ વગેરેના લેખો લો, સ્કાઉટિંગ મિ ગજાનન પાસે લખાવો, મિજલસ અને માધુકરીને કદિ ન છોડો, એવા વિચારો દર્શાવી તમે મારું તંત્રીપદ દૃઢ કરો છો હું તો તંત્રી તરીકે એ બધું કરું છું જ તમે કોઇએ એવી દરખાસ્ત ન મુકી કે ગામેગામ જઈ ત્યાંના કુમારોને મળી તેમના કુમારમંડળો સ્થાપું, તેમના સહાયક અને સલાહકાર મંડળો કરું, ગરીબ કુમારોના અભ્યાસ અને નિર્વાહની અમુક રીતે યોજના કરું કે શાળાઓમાં પરીક્ષાઓના ત્રાસ સામે અમુક રીતે ઝુંબેશ ઉઠાવું રજાઓમાં પોળેપોળમાં જઇ નકામો વખત ગુમાવતા ગલ્લીએ રમતા બાળકો અને કુમારોની દોસ્તી કરી તેમને વાર્તાઓ સંભળાવું, ગીતો ગવડાવું, સાદાં કામકાજ શીખવાડું અને બાળપણનું જીવન વ્યવસ્થિત, ઉપયોગી અને આનંદમય કરવાના યત્ન કરું 'કુમાર'ના તંત્રી તરીકે અત્યાર સુધીનું કામ તો એક જણ કરી રહેલ છે હવે તો તમે તંત્રી થાઓ ત્યારે તેમાં એક કદમ આગળ જવું જોઇએ કેટલાકે કહ્યું કે અમુક લેખકોને 'કુમાર'માં લખતા કરું કેટલાકે કહ્યું કે 'કુમાર'ના પાનાં વધારું કેટલાકે કહ્યું કે 'કુમાર'નું લવાજમ ઘટાડું કેટલાકે કહ્યું કે 'કુમાર' બરાબર નિયમિત બહાર પાડું આ બધા શુભચિંતકોને હું એકાદ માસ તેમના વિચારો પાર પાડી દેખાડવા આખું અમારું અને બધી સત્તા અને સાધનો તેમના હાથમાં મુકી દઉં તો તે કરી દેખાડે કે કેમ એ અખતરો તેમને કરવા જેવો લાગે છે.

એવી સત્તા અને સાધનો મેળવતાં તંત્રીને કંઇ ઉપાધિ, દુઃખો કે ભોગ વેઠવા પડ્યા છે કે નહિ તેની તો કલ્પના યે કોઇએ કરી નથી તેમને એમ જ લાગે છે કે 'કુમાર'નું તંત્રીપદ કોઈ ચમત્કારની માફક રમત રાવળના હાથમાં આવી ગયું છે તેની પાસે ખુબ પૈસા હશે, તેને બહોળું મિત્રમંડળ હશે, તેની પાસે છાપવાના સંચા, ફોટોગ્રાફરો, બ્લૉકમેકરો, કોઈ પરીના મંત્રથી હાજર થઇ ગયા હશે, અને તે અત્યારે ખુબ પૈસા કમાઇ રહેલ છે તેથી એક ભાઇ તો લખે છે કે 'કુમાર' પૈસા મેળવવા માટે નથી પણ ઉગતી પ્રજાની ખીલવણી માટે છે એ હું સાબિત કરી દઉં તમારી આ કલ્પના હું ઉડાવી દઉં તો મને માફ કરજો 'કુમાર' તો આજથી પચીસ વર્ષ પહેલાના સ્વપ્ના અને ચાલુ પ્રયાસનું ફળ છે 'કુમાર'ના તંત્રીએ કેટલીક વસ્તુઓ તમને આપી છે તે તેણે તેનો ગાળાનો અભ્યાસ કરતા અને નાનપણમાં મધરી મુકેલી, અનુભવેલી અને વાંચેલી દૃષ્ટિ અને અનુભવ જીવનની પળેપળની જાગૃત સ્થિતિ રાખીએ તો જ મળે છે

'કુમાર'ના તંત્રીએ ચિત્રકળાનો અભ્યાસ માંડ્યો તે દહાડે ગુજરાતના શ્રીમાનોનું દ્રવ્ય અન્ય પ્રાંતના ચિત્રકારોને ધરવતું હતું એકાદ નાની સ્કૉલરશિપ પણ તેના ભાગ્યે નહોતી. આજે તો શાંતિનિકેતન કે મુંબાઈના વિદ્યાર્થીઓને રહેવા, ખાવા, જીવવા



**પરીક્ષાનો પિશાચ**

રાતના બાર ઉપર બે વાગી ગયા છે અને દવાનો છેલ્લો ડોઝ પી તથા શરીરમાં જરા તેજી લાવવા તે ઉપર ચાનો એક કપ બનાવી પી લઈ ફરી પાછો આપણો વિદ્યાર્થી વાચવા બેસી ગયો છે તવાઈ ગએલા શરીરને મહામહેનતે ખુરશીપર ટેકવી રાખીને અને ચસકા નાખતા માથા ઉપર કપડું બાંધીને પણ તેણે વાચ્યે જ છુટકો છે. વાચ–વાચ–વાચ–શરીરને, ધનને, વખતને, જુવાનીને અને જીંદગીને ભોગે પણ વાચ,—કેમકે હાથમાં સર્ટિફિકેટનું ભુંગળુ લઈ પરીક્ષાનો પિશાચ માથે ઝઝુમી હાથીને ઝુમી રહ્યો છે આપણામાના કે ને એ પિશાચનો અનુભવ નહિ હોય?

ઘણું સતનરો છે રૂપિયા પંદર કે વીસના ઘરના ખર્ચ મુંબઈમા પાચ આકરા વર્ષોનો અનુભવ આજે 'કુમાર' ના તત્રીનો સર્ટિફિકેટ પાયો છે તમે તત્રી હો તે પહેલા આવા જીવનની પણ ઈચ્છા કરશો તો બહુ લાભ થશે

તંત્રીનું બહોળુ મિત્રમડળ પણ તેને કસ્તુરીમૃગ વારી મેહકથી તેના પર ધસી આવ્યું નથી માત્ર એ મિત્રો જીવનના આકરા આદર્શો સેવનારા જબરા ઉપાસકો છે તેમને જીતવા, મેળવવા અને નિભાવવા એ મારા જીવનનો એક વિકટ સમાગમ જ છે તેઓ દરેક પળે મારી પણ પુરી કસોટી કાઢે એવા અને મારામાથી પાણી ઓસરતા જુએ કે તરત મને ફાઇટની માફક ચડાવી દેતાં વાર ન કરે એવા કડક છે

આ તો આપની વાતચિત થઈ તમે તત્રી હો યા ન હો, પણ 'કુમાર' ના તત્રીના સહાયક, સન્મિત્ર અને શુભચિંતક છો એમા તો હું લેશ પણ શકા કરતો નથી એક માણસ ચૂંટીએ ચડ્યો હોય તો બધાએ ચડવાની જરૂર પણ નથી. તમે દિલસોજીથી, ખુલ્લા દિલથી 'કુમાર'ની પ્રવૃત્તિને પોષો, નિભાવો, વધારો અને તેના વિચારો આપણા દેશમા મૂર્ત કરો એ દિવસ જોવામા તત્રીનું જીવન સાર્થક બનશે દરેક ગ્રાહક આખા વર્ષમા તત્રીને એક જ સારો પત્ર લખે તો 'કુમાર'નું એક મોટું કાર્ય કર્યું માની હુ ઉપકૃત થઈશ



# સ્વાસ્થ્ય શક્તિ અને સૌન્દર્ય

નહિ ભારે કે નહિ હલકું: ગઠ્ઠા-વાળું યે નહિ, તેમ કુસ્તીબાજ જેવું ગોળ-મટોળું નહિ. પરંતુ, પ્રત્યેક અંગના સુરેખ વિકાસવાળું શરીર જ આંખને ગમે છે. કેવળ બળ કે કેવળ 'પાતળિયા'-પણું કદિય પ્રશસ્ય નીવડ્યું નથી. એ શરીરવિકાસ માટે આદર્શ શોધનારને ભાઈ પુરુષોત્તમ મંગળદાસના શરીર-માંથી ખુબ શીખવાનું મળી શકે છે. ત્રણેક વર્ષ પરની એમની નિર્બળતાનો ખ્યાલ નીચેના ડાબા ખુણામાંના ચિત્ર પરથી સહજ આવશે એટલે નિર્બળતા-ની સામે યુદ્ધ કરી આખરે આરોગ્ય, સુન્દરતા અને બળને મેળવનાર આ યુવાન અભિનંદનને પાત્ર છે. ઉદાર જ્ઞાતિના સાધારણ કેળવણી પામેલા આ બાળકે, માત્ર પાંચ ફુટ બે ઇંચ ઉંચા અને ૧૧૬ રતલ ભારે શરીરનો કેવળ દંડ અને બેઠકથી જે વિકાસ સાધ્યો છે તે મુગ્ધ કરનાર છે.





અરધી દુનિયાને સર કરનાર અને
બીજી અરધીને તોબા પોકરાવનાર

# ઝબ્બર-દસ્ત
# જંઘીસ ખાન



ઈસુની તેરમી સદીમાં, એટલે આજથી શુમારે સાતસો વર્ષ ઉપર એશિયાના ગર્ભભાગમાં, એશિયા-યૂરપ બંનેને થરથરાવનારો એક ઘોર નર પેદા થયો. કાળના દૂત શા એ માનવે સારી દુનિયાની પ્રગતિ અટકાવીઃ જાણે સંસારના ઘડિયાળનું લોલક એણે બંધ કર્યું. ખુદાના ખોફ જેવા એ નરવ્યાઘ્રે અરધી દુનિયાને પંજા નીચે પટકી કોળિયો કર્યો; બીજી અરધીને તોબા તોબા પોકરાવી. આખી આદમજાતનો એ સરમુખત્યાર બન્યો.

ફુટતી મુછોવાળો એ જુવાન છોકરો જ્યારે ગોબીનુ રણ સર કરવા નીકળ્યો ત્યારે એ કોઈએક ભટકુ ટોળીનો ખાન હતો. ઘોડેસવારોનુ જંગી ટોળું ઉપાડી એ ધસતો ત્યારે એની કુચ માઈલોથી ન મપાતી; પૃથ્વીના અક્ષાંશરેખાંશ વીંધીને પાર એ ઉડતો. એ લડતો તે બદુકડાં રાજ્યો જોડે નહિ; માત્ર મહારાજ્યોને ખેદાનમેદાન કરી મુકતો. કોઇ એકાદ ગામ ઉપર છાપો મારતો એમ નહિ; પણ મુલકના મુલક તારાજ કરતો—તેમનાં નામોનિશાન ભુંસી નાખતો. એ જ્યાં ફરે ત્યાં પાછળથી ખેતર ખેડાય અને ઢોર ઘાસ ચરે! તેનો પગ ફરતો ત્યાં નદીઓના પટ બદલાઈ જતા. દુશ્મનોનાં થોકબંધ ટોળાંનો પીછો પકડતો ત્યારે ધખધખતા લોહીની નીકો વડે રણરેતીના કુંભિયા બાઝી જતા.

એનું નામ? એના તખલ્લુસોનો પાર નહોતો. ચીનના લોક એને 'ચેંગ શિહ' એટલે 'આબાદ લડવૈયો' કહેતા. મધ્ય એશિયાના તુર્કો તેને નરરાક્ષસ તરીકે ઓળખતા. ઇરાનના મુસલમાનો તેને 'ખુદાઇ ખોફ' માનતા. કેટલાક તેને તખ્ત અને તાજનો માલીક કહી બોલવતા. એનુ બચપણનું નામ હતું તેમુજીન યાને પાણીદાર પોલાદ.

હીંદુસ્તાન ઉપર પેલી ખુનનાક સવારી કરનાર જુલ્મી તુર્ક તૈમુરલંગ; અને હિંદમાં મોગલ સલ્તનતનો પાયો નાખનાર તેનો વંશજ શેરનર શાહાનશાહ બાબરઃ એ બેઉનો વડદાદો તે આ જંઘીસખાન.

સખત. રાતનો ચોકી-પહેરો, ટોળાઓ જોડે કુચકદમ અને હરીફ ટોળીનો ગમે તે પળે સામનો. એમની રમતો યે હાડકા ભાંગે તેવી ઘોડ-સવારીની શરતો વીસ-વીસ માઇલની; મોજ માત્ર શિકારની ને ખોરાક પણ શિકારનો, તેમનો ધંધો પણ શિકાર જ. હથિયારમાં જમૈયા ને તીરકામઠું; સુક્કોભંઠ ઉનાળો તપે ત્યારે નદી-કોઠાનાં ગોચર માટે હરીફ ટોળીઓની ઝપાઝપી; અને ઢોરોને જો ચારોપાણી ન મળ્યું તો મોતનું જ સારૂં. આ એમનું જીવન.

ઝાડની ડાળીઓ વડે ગુંથેલી, બકરાની કાળી ઊને મઢેલી પૈડા વાળી ફરતી તંબુગાડી કે કિબિત્કા એ તેમુજીનનું ઘર હતું. તેનો પિતા યેસુકાઇ યાકાનો ખાન હતો. એ જતો ત્યાં એની પાછળ સાત હજાર કિબિત્કાઓની હાર ચાલતી.

તેમુજીનને સ્વપ્ને ય ખ્યાલ ન હતો કે દુનિયામાં કોઇ લોક લડાલડી અને મારામારી વગર જીવતા હશે. રાતે પડાવ આગળ કિબિત્કાને પડખે છાણાનો દેવતા સળગાવ્યો હોય અને તેમુજીન પોતાના બાપદાદાનાં પરાક્રમો ને મોતની લાંબી વાતો સાંભળતો હોય.

તેમુજીનની મા મુળ કોઇ સીપાઇની સ્ત્રી હતી એની ખૂબસુરતી જોઇ ખાન યેસુકાઇ એને હરી લાવેલો. તેમુજીનની શાદી પણ એવી જ રીતે ઓચિંતી થઇ એક વખત એ અને એનો પિતા કોઇક અજાણ્યા સીપાઇને ઘેર રાતવાસો રહ્યા ત્યાં તેમુજીને બરતાઇ નામે એક છોકરી જોઇ. જોઇ ને એ મોહ્યો યેસુકાઇએ બરતાઇની ઉંમર નાની નવ વરસની હોવાનો વાંધો લીધો. પણ તેમુજીન ન માન્યો. છેવટ શાદી નક્કી થઇ. યેસુકાઇ ત્યાંથી ચાલી નીકળ્યો; પણ તેમુજીન થોડા દિવસ રોકાયો. એ ટાકણે એક કાસદ ઘોડેસવારે આવીને ખબર દીધા કે રસ્તે યેસુકાઇને દુશ્મનોએ ઝેર દીધુ છે અને મરતા પહેલા એ પોતાના પ્યારા બેટાને જોવા ચાહે છે. સારસે ઘોડે એ તેર વરસનો છોકરો ઉપડ્યો, પણ એ પહોંચે તે પહેલા કામ ખતમ થયુ હતું.

હવે તેમુજીનનો જીવનસંગ્રામ શરૂ થયો. યેસુકાઇના મોત પછી તેની ટોળીના બે ભાગ જેટલા સીપાઇઓ "આ




ખડ અજની:

અંધારા જંગલ વીંધી
એકમેકને પથ ચીંધી;
હૈડે હામ ધરો.
સાથી, કુચ કરો

જણુ સરવે દઢ ડગ મુકી
ને 'અણનમ માથા' ઝુકી;
ખાલી હાર ભરો
સાથી, કુચ કરો.

વરસુખ યાદ બધી ટાળો
નિજનિજનો સામન ભાળો,
ડરકુ શોક હરો
સાથી, કુચ કરો.

સ્ત્રી બાળક ને ધરતી મા—
રખવાળે લેવી દીક્ષા,
'હરહર' મંત્ર સ્મરો
સાથી, કુચ કરો

લડથડતાને લો સાથે
પડતા ઉઠાડો હાથે,
જ્હેલી બ્હાર કરો
સાથી, કુચ કરો

ચિત્તચિત્તશું શૂર ચડો
પ્રાણધર્મમાં દેહ પડો,
ડરથી કેમ ડરો ?
સાથી, કુચ કરો

દિલદિલના દીપક ચેતો
ચેતનઘોષ કરો વ્હેતો;
જય શ્રી રંગ તરો
સાથી, કુચ કરો

**દેશળજી પરમાર**

સખત. રાતનો ચોકીપહેરો, ટોળાંઓ જોડે કુચકદમ અને હરીફ ટોળાંનો ગમે તે પળે સામનો. એમની રમતો યે હાડકા ભાંગે તેવીઃ ઘોડેસવારીની શરતો વીસ-વીસ માઇલની; મોજ માત્ર શિકારની ને ખોરાક પણ શિકારનો; તેમનો ધંધો પણ શિકાર જ. હથિયારમા જમૈયા ને તીરકામઠું; સુક્કોભંઠ ઉનાળો તપે ત્યારે નદીકાંઠાનાં ગોચર માટે હરીફ ટોળાંઓની ઝપાઝપી, અને ઢોરોને જો ચારોપાણી ન મળ્યું તો મોતનું જ સારું. આ એમનું જીવન.

.ઝાડની ડાળીઓ વડે ગુંથેલી, બકરાની કાળી ઉને મઢેલી પૈડાં વાળી ફરતી તંબુગાડી કે કિબિત્કા એ તેમુજીનનું ઘર હતુ તેનો પિતા યેસુકાઇ યાકાનો ખાન હતો. એ જતો ત્યા એની પાછળ સાત હજાર કિબિત્કાઓની હાર ચાલતી

તેમુજીનને સ્વપ્ને ય ખ્યાલ ન હતો કે દુનિયામાં કોઇ લોક લડાલડી અને મારામારી વગર જીવતા હશે રાતે પડાવ આગળ કિબિત્કાને પડખે છાણાનો દેવતા સળગાવ્યો હોય અને તેમુજીન પોતાના બાપદાદાનાં પરાક્રમો ને મોતની લાંબી વાતો સાભળતો હોય

તેમુજીનની મા મુળ કોઇ સીપાઇની સ્ત્રી હતી. એની ખૂબસુરતી જોઇ ખાન યેસુકાઇ એને હરી લાવેલો. તેમુજીનની શાદી પણ એવી જ રીતે ઓચિંતી થઇ એક વખત એ અને એનો પિતા કોઇક અજાણ્યા શીપાઇને ઘેર રાતવાસો રહ્યા. ત્યા તેમુજીને બરતાઇ નામે એક છોકરી જોઇ જોઇ ને એ મોહ્યો યેસુકાઇએ બરતાઇની ઉમર નાની નવ વરસની હોવાનો વાંધો લીધો. પણ તેમુજીન ન માન્યો. છેવટ શાદી નક્કી થઇ. યેસુકાઇ ત્યાથી ચાલી નીકળ્યો; પણ તેમુજીન થોડા દિવસ રોકાયો. એ ટાંકણે એક કાસદ ઘોડેસવારે આવીને ખબર દીધા કે રસ્તે યેસુકાઇને દુશ્મનોએ ઝેર દીધુ છે અને મરતા પહેલા એ પોતાના પ્યારા બેટાને જોવા ચાહે છે. મારતે ઘોડે એ તેર વરસનો છોકરો ઉપડ્યો, પણ એ પહોચે તે પહેલા કામ ખતમ થયું હતુ.

હવે તેમુજીનનો જીવનસંગ્રામ શરૂ થયો. યેસુકાઇના મોત પછી તેની ટોળીના બે ભાગ જેટલા સીપાઇઓ 'આ




'ખંડ અજની'

અંધારા જંગલ વીંધી
એકમેકને પથ ચીંધી;
હૈડે હામ ધરો'
સાથી, કુચ કરો.
જાણુ સરવે દઢ ડગ મુકી
ને 'અણુનમ માથા' ઝુકી,
ખાલી હાર ભરોઃ
સાથી, કુચ કરો
વરસુખ યાદ બધી ટાળો
નિજનિજનો સામન ભાળો,
ડરકુ શોક હરો'
સાથી, કુચ કરો
સ્ત્રી બાળક ને ધરતી મા—
રખવાળે લેવી દીક્ષા;
'હરહર' મંત્ર સ્મરો'
સાથી, કુચ કરો
લડથડતાને લો સાથે
પડતા ઉઠાડો હાથે;
વ્હેલી વ્હાર કરો
સાથી, કુચ કરો.
ચિત્તચિત્તશું શૂર ચડો
પ્રાણધર્મમા દેહ પડો,
કોથી કેમ ડરો ?
સાથી, કુચ કરો
દિલદિલના દીપક ચેતો
ચેતનઘોષ કરો વ્હેતો;
જય શ્રી રંગ તરોઃ
સાથી, કુચ કરો.

દેશળજી પરમાર




યેસુકાઇનો એક દોસ્તદાર પ્રેસ્ટર જૉન હતો. વરસો થયા તેમુજીન તેને મળવા ગયો ન હતો. એ કહેતો કે 'જવુંજવું ને ફકીરને હાલે જવુ—ખાલી હાથે જવું એ દોસ્તીનો ગદ નથી.' એક બાજુ બરતાઇ પણ ધખધખના રણમા કોઇ કિપ્તિકાને ખુણે વરસો થયા તેમુજીનની વાટ જોઇ રહી હતી. અને શું તેમુજીન તેને ભુલી ગયો હતો ? હરગિઝ નહિ. હવે તે ખુનખુવારીમાથી છુટો થઇ બરતાઇને શોધી કાઢી પરણી લાવ્યો.

બરતાઇ સાસુસાડલામા કીમતી કાળો ઝબ્બો લાવી હતી. એ ઝબ્બો લઇ તેમુજીન પ્રેસ્ટર જૉનને મળવા ચાલ્યો. પ્રેસ્ટર જૉન પોતે ખ્રિસ્તી નહોતો—ખ્રિસ્તી ટોળીનો સરદાર હતો. તેમુજીને ઝબ્બો ભેટ ધર્યો અને બદલામા કાઇ ન લીધુ બંને છુટા પડયા ત્યારે પ્રેસ્ટરે દોસ્તીનો નાતો કાયમ રાખવાનો કોલ દીધો

અને એ કોલ પાળવાનો વખત પણ તુરતમા જ આવી લાગ્યો. એક રાતે તેમુજીનના પડાવ ઉપર દુશ્મનોએ સળગતી મશાલે છાપો માર્યો જુવાનજોધ તેમુજીને સચોટ તીરદાજીથી પોતાનો રસ્તો કર્યો પણ બરતાઇ દુશ્મનને હાથ પકડાઇ ગઇ પ્રેસ્ટર જૉને ખબર પડતાવેંત પોતાના સીપાઇઓ મોકલી બરતાઇને હાથ કરી. ત્યાર પછી તેમુજીને પણ પ્રેસ્ટર જૉનને અણીને વખત ભારે મદદ દીધી અને જૉન કાકા તેમુજીનના પરાક્રમોથી એવા ખુશખુશ થઇ ગયા કે તેણે ભત્રીજાને ખોળે લીધો.

પ્રેસ્ટર જૉન સાથે સુલેહ કર્યા પછી ગોબીમા બે પક્ષ બધાઇ ગયા. એક તેમુજીનની તરફેણનો અને બીજો સામેનો. એકવાર જુવાન તેમુજીન પોતાના તેર હજાર લડવૈયાને સહકુટુંબ લઇ પડાવ બદલાવતો હતો ત્યારે ત્રીસ હજાર તાર્તારો તેની પાછળ પડયા અને ગોળ કુડાળામા ઘેરી ઉભા સમો કટોકટીનો હતો. નામે તો બૈરાછોકરાં કપાઇ મરે ને માલ મરજાદ ખોઈ બેસે; લડે તો આખી ટોળી નાબુદ થાય પણ તેમુજીન જેટલો પાણીદાર તેટલો જ પહોંચ્ય વાળો ને અક્કલબાજ હતો. પીઠ પાછળ જંગલ આવે તેવી રીતે એણે ઘોડેસવારોની હારની હાર બાંધી તંબુગાડીઓને ચોખડાકાર ગોઠવી વચ્ચેના ગાળામાં ઢોર અને સ્ત્રીબાળકોની ગાડીઓને ગોઠવ્યા પછી એકએક હજાર સવારની તેર ટુકડીઓ પાડી. તાર્તારોની ટુકડીઓ પાચમોપાચમોની હતી હજારની ટુકડી પાચસોની ટુકડી પર જોમબંધ ધસારો કરી આખરી અને પહેલા બાજુથી અને પછી જમૈયાથી હાથોહાથ લડી દિવસને અંતે સુરજ આથમવા સાથે તેમુજીનનો વિજય થયો.

તેમુજીનને પોતાના લડવૈયાઓની બરોબર કદર હતી. તેઓના વગર બચાવ, હુમલો, જીત, ટેર-ચરણ અને રાજ્ય સૌ વાનાં મુશ્કેલ હતા. વારાફરતી દરેક દિશામા ફરી, ઉઘાડે માથે ને કાધે કમરપટ્ટો મુકી ખુદાની એ બંદગી કરતો કે ' ઓ પરવરદિગાર ' જો તુ મને મહેરબાન હો તો બેહિસ્તમા ફીરિશ્તાઓને ભલે મારા દોસ્તો બનાવજે; પણ હાલ તો દુનિયાના મારા બેલી એવા મને સખ્યાબંધ લડવૈયા આપ '

બળનું માપ એ સત્તાથી, ધનથી કે માણસની સખ્યાથી ન કાઢતો. એ તો લડવૈયાના પરાક્રમો જોતો, વખાણતો ને કહેતો કે ' મોટા પથરાઓને બાગી ભુકો કરનાર તેઓ છે, ટેકરીઓને ઉથલાવી પાડનાર અને ઉંડા પાણીના ધોધ અટકાવનાર પણ તેઓ જ છે.'

માણસને એ વફાદારીના આંક મુજબ મુલવતો. વૃદ્ધ પ્રેસ્ટર જૉન છેવટના ભાગમા તેમુજીનને નજી દુશ્મનોની જોડે ભળેલો તેની બેવફાઇને ઉદ્દેશી તેમુજીને સખત ઠપકાભર્યું કહેણ મોકલ્યું કે ' આપણે તો કિબિ-ત્કાના બે પૈડા છીએ. એક પૈડું ભાંગે તો બળદ ગાડી ન ખેંચી શકે. મારી સામે થવામાં તમને શું હાસલ છે ? '

# ટૉમી



'બસ, એ કુતરો આપણા ઘરમા ન જોઇએ મેં બહુ વાર સહન કર્યું હવે તો હુ તેનાથી ત્રાસી ગયો છું ' હરસુખરાયે પોતાની સ્ત્રીને કહ્યું

કુતરાનો માલિક નાનો પ્રેમસુખ પોતાના જીવજાન કુતરાનો બચાવ કરવા તત્પર હતો, પણ તેની માએ તેને શાન્ત બેસવા ઇશારત કરી એટલે તે ચુપચાપ બેસી રહ્યો

'વળી તે કુતરો આખા પાડોશમા ત્રાસ રૂપ છે, એટલુ જ નહિ પણ નકામો છે. તે બહેરો છે, બુમ પાડીએ તો યે સાંભળતો નથી. ખાય છે, ઉંઘે છે અને નવરો પડે ત્યારે પાડોશીના કુતરા સાથે લડે છે ' હરસુખરાયે આગળ ચલાવ્યુ.

'પણ બાપુજી . . .' નાનો પિમુ બચાવ કરવા જતો હતો ત્યા તેની માએ તેને ફરીને અટકાવ્યો અને તેનું વાક્ય અરધું રહ્યુ. પોતાના વહાલા નિમકહલાલ ટૉમી વિરુદ્ધ તે કાઇ પણ સાભળી શકે તેમ ન હતો પણ આવા અનેક પ્રસંગે પોતાની મા વાતને બરાબર ઠેકાણે લાવતી એ શ્રદ્ધાથી તે બોલતો અટક્યો.

'તમે શાં માટે ટૉમી ઉપર આટલા બધા નાખુશ થાઓ છો ? દીનશાના કુતરાને આપણા ટૉમીએ માર્યો તેમા ટૉમીનો બીલકુલ દોષ નથી મેં તે લડાઇ નજરે જોઇ છે. પિમુ અને દીનશાનો દીકરો જીમી કમ્પાઉંડમા ખોટેખોટે લડતા હતા. તે જોઇ દીનશાનો કુતરો પિમુને કરડવા દોડ્યો; એટલે આપણો ટૉમી તેના તરફ ધસ્યો પણ તે કુતરા લડે તે પહેલા તો છોકરાઓએ તેમને જુદા પાડ્યા. વળી લડવું તે તો કુતરાનો જાતિસ્વભાવ છે, તેમા આપણા ટૉમીનો કાઇ ખાસ વાક નથી ' હરસુખરાયનો ઉભરો શાન્ત થયા પછી પિમુની માએ ઉપરનો ખુલાસો કર્યો

હરસુખરાય પિતા અને પતિ તરીકે બહુ જ પ્રેમાળ હતા નાનો પિમુ તેમનો એકનો એક જ

લાડીલો પુત્ર હતો તે ખુશી રહે તેમાં જ પતિપત્ની જીંદગીનો લ્હાવો માનતા. પણ હરસુખરાયની જીંદગીનો મોટો ભાગ અમલદાર તરીકે ગએલો હોવાથી જોહુકમી તેમના સ્વભાવનું એક અંગ થઇ ગઇ હતી તેમના પ્રેમમા, વિચારમાં કે ઇચ્છામાં નરી જોહુકમી નરી આવતી. એટનાં છોકરાં લાડથી બગડે છે, માટે પોતાનો પુત્ર એ નુકસાનથી બચે તેની એ કાળજી રાખતા; અને એ કાળજીનુ સ્થાન જોહુકમી લેતી. તેમના આવા સ્વભાવથી તેમના પત્ની બહુ જ પરિચિત હતાં, એટલે જ્યારે તેમના સ્વભાવમા જોહુકમી જુએ ત્યારે શાંત રહેતા અને બીજે પ્રસગે કામ પતાવી લેતા. પિમુ પણ જાણેઅજાણ્યે એટલું તો સમજતા શીખ્યો હતો કે જ્યારે બાપુજી આજ્ઞા કરે ત્યારે હુકમ ઉપાડી લેવો; અને બીજે પ્રસગે જ્યારે તેઓ આનંદમા હોય ત્યારે છુટ લેવી.

કમનસીબે હરસુખરાય અને તેના લાડકા પિમુ વચ્ચે ટૉમી બાબત બહુ જ મોટી ગેરસમજુતી હતી. જેમ ઘણાં માણસોને અમુક ચીજો વિનાકારણ ગમતી જ નથી તેમ હરસુખરાયને કુતરૂ બીલકુલ ગમતું નહિ તેમણે કદિ કુતરો પાળ્યો જ ન હતો, અને જે કોઇ પાળે તેના તરફ પણ તેમની સહેજે અરૂચિ થતી. બે વર્ષ ઉપર પિમુએ તેના મામાને ત્યાંથી નાના ટૉમીને પોતાને ઘેર આણ્યો, ત્યારથી તે કુતરા ઉપર હરસુખરાયની કરડી દૃષ્ટિ થઈ. પિતા તરીકેના વહાલને વશ થઇ તથા ‘ તમે તો તેને કદિ કાંઇ લાવી ન આપો, પણ તેના મામાએ આવું સરસ સફેદ કુતરૂ પિમુને આપ્યુ છે તે પણ સહન ન કરી શકો ? ભલેને એ કુતરા સાથે રમતો. શેરીમાં રખડાઉ છોકરા સાથે ભટકે તેનાથી ટૉમી શું ખોટો છે ? ’ આવા પોતાની પત્નીના વારંવારના વચનોથી કંટાળી હરસુખરાય તે વિષે વધારે બોલતા નહિ; અને તેમના ઘરમા ગત બે વર્ષથી ટૉમીનુ સ્થાન વધુ ને વધુ ચોક્કસ થતુ ચાલ્યુ.

એ વર્ષમાં પિમુ મોટો થયો અને અંગ્રેજી નિશાળમા પહેલી ચોપડી ભણવા લાગ્યો. હરસુખરાયને મન હવે તે બાળક મટી મોટો થયો. દરમ્યાન સસલા જેવો સફેદ ટૉમી પણ ગલુડિયુ મટી પંજાદાર કુતરો થયો, અને પિમુ જ્યારે નિશાળે જાય ત્યારે તેણે આજુબાજુની સરહદ ઉપર સ્થળેસ્થળે યુદ્ધો જાહેર કરી સામ્રાજ્યની સ્થાપનાની શરૂઆત કરી આ બંને કારણથી કુતરા તરફ હાળી રાખેલી અરૂચિએ હરસુખરાયના દિલમાં ફરી ઉછાળો માર્યો

છતાં કેટલીક બપોરે જ્યારે હરસુખરાય ઑફિસમા હોય અને નાનો પિમુ નિશાળેથી બપોરના રજામા ઘેર ચા પીવા આવ્યો હોય, ત્યારે તે પોતાની બાને ટૉમીની ઘણીઘણી વાતો કરતો. અને માદિકરો નિર્ણય ઉપર આવતાં કે ટૉમી એક સંસ્કારી કુતરો છે ને હરસુખરાયને તેને માટે વિનાકારણ અરૂચિ છે.

એક દિવસ હરસુખરાય બહાર ગયા હતા અને પિમુ તેની બા પાસે બેઠો હતો. તેના ખોળામાં માથું મુકી ટૉમી આંખો મીંચી જાગતોઉંઘતો પડ્યો હતો. આ વખતે પિમુએ નીચેનો ખુલાસો કર્યો.

‘ બા, ટૉમીમાં લડવાનો સ્વભાવ વારસામાં આવ્યો છે એમ મામા કહેતા હતા કેમકે ટૉમીનો બાપ અને વળી તેનો બાપ બંને બહુ જ સારા લડનારા કુતરા હતા. તેમને શિકાર કરતાં તથા લડતા શીખવવામાં આવ્યુ હતુ. પછી તે ગુણ ટૉમીમા આવે એમાં શી નવાઇ ? ધારો કે મારા બાપુજીના બાપુને, વળી તેના બાપુને, વળી તેના બધા દાદાને જો લડવાનું શીખવવામા આવ્યુ હોય, તો શુ બાપુજી આટલા બધા શાન્ત અને લડાઈ વિરૂદ્ધ હોય ? તે પણ ટૉમી માફક તકરારી જ થાત.’ પિમુએ પોતાનો હાથ ટૉમીના માથા ઉપર ફેરવ્યો; અને તેને ટેકો આપતો હોય તેમ ટૉમીએ આંખો મીંચી રાખી પુછડી પટપટાવી.

‘ બા, બાપુજી કહે છે કે ટૉમી ભાન વગરનો છે, પણ જો તે જુએ કે રસ્તો ઓળંગતાં પહેલા ટૉમી કાઇ મોટર આવે છે કે નહિ તે જાણવા રસ્તાની બંને બાજુએ જોઈ લે છે, તો તેમની ચોક્કસ ખાતરી થાય કે તે અક્કલવાળો છે. અને જો ટૉમીમા આટલી અક્કલ ન હોત તો હું તેને આ બાબત કેવી રીતે શીખવી શક્યો હોત ? ’

‘ જો બા; હું ટૉમીને મુકી બતાવું તો તે જ્યા હોય ત્યા બેસી જાય. હું નિશાળે જતો હોઉં અને તે પાછળ આવતો હોય તો મારે માત્ર એક જ આંગળી હલાવવી અને જાણે સમજતો હોય તેમ તે પાછો ફરી જવાનો. આમ છતાં બાપુજી તેની વિરૂદ્ધ જ

બોલ્યા કરે છે.'

પરંતુ વાતને અંતે તેની મા તેને દિલાસો આપતી કે, 'તારા બાપુજી બધુ સારા માટે કહે છે. તુ હમણા ટૉમી કોઈ સાથે ન લડે તેમ રાખજે, વળી એ તેમની નજર આગળ બહુ ન આવે તેમ કરજે હુ તેમને ધીમેથી સમજાવીશ તેમને પહેલેથી જ કુતરા ગમતા નથી એ જ દુઃખ છે '

'મને એમ થાય છે કે એક વખત બાપુજીને પણ બતાવી દઉં કે ટૉમી કેવો હોશિયાર છે. કા ટૉમી, હુ કહુ તેમ કરીશ ને?' ટૉમીને પપાળીનાપંપાળતા પિમુ બોલ્યો, 'બા, ટૉમી જોકે બહેરો છે' છતા તેની સુઘવાની શક્તિ અજબ છે મારા માસ્તર કહેતા હતા કે ટૉમીની જાતનો બહેરા કુતરાની સુઘવાની શક્તિ અલૌકિક હોય છે હમણા એક માણસ નિશાળમા ભાષણ કરવા આવેલો તે કહે કે જેની એક ઇંદ્રિય ઓટવાળી હોય તેની બીજી ઇંદ્રિયો બહુ જ તીવ્ર હોય છે બહેરા કુતરાની સુઘવાની શક્તિ બહુ જ તેજ હોય છે આપણો ટૉમી ભલે ન સાભળે, પણ જેવો ચોર બારણુ ઉઘાડે કે તરત જ તેને ગધથી ઓળખી કાઢનાનો અને ભસીને આપણને ચેતાવી દેવાનો.'

'બા,' પેલા રસ્તા ઉપરના મકાનમા જે ડૉક્ટર હમણા રહેવા આવ્યા છે તે આપણા ટૉમીને જોઇને કહે કે, આ કુતરાની સુઘવાની શક્તિ ઘણી જ સારી હોવી જોઇએ અજાણ્યા માણસને તો તે ગધથી જ ઓળખી કાઢે મેં તેમને કહ્યુ કે તમે એક રાતે ચોરના કપડા પહેરી અમારે ઘેર આવો, અને આપણે જોઇએ કે ટૉમી ઓળખે છે કે નહિ 'પણ તેમણે તેની તો ના પાડી અને કહ્યુ કે કદાચ ટૉમી કરડે અથવા તમારા પિતા નારાજ થાય આ વાત તો હુ ચોક્કસ બાપુજીને કહેવાનો છુ '

ટૉમીની આવી લાબીલાબી વાતો પોતાની માને સભળાવવામા પિમુની બપોરની રજાઓ વીતતી અને મા સ્નેહભીના નયને બધુ સાભળતી ને ટેકો આપતી

ઘણી વખત જ્યારે હરસુખરાય ખુશમિજાજમા હોય ત્યારે પિમુ ટૉમીની વાતો કરતો. 'મારા સ્કાઉટ માસ્તર કહે છે કે દરેક સ્કાઉટ પ્રાણીમાત્રનો મિત્ર છે. દરેકે પોતાની પસદગીનું એક અથવા વધુ પ્રાણી પસદ કરવુ જોઇએ, પાળવું જોઇએ ને તેની બરાબર સભાળ રાખવી જોઇએ.'

'તો તુ ટૉમીની જેટલી સભાળ રાખે છે તે આપણી ભેંશની શા માટે રાખતો નથી?' હરસુખ વચમા બોલતા અને પિમુને કાઈ જવાબ જડતો ન

એક વાર પિમુ ટૉમીના વખાણ કરતો હતો એવા હરસુખરાય બોલ્યા, 'એ તો ઠીક, પણ તારો ટૉમી ચોકી કરવા માટે પણ નકામો છે ભીંત સાથ તો એ સાભળે ઘર તોડી ચોર ચોરી કરી જતો ર પછી તે તો ઉઘ્યા જ કરે '

'પણ તેમા ટૉમીનો શો વાક?' સામા કહેતા હ કે ટૉમીના બધા બાપદાદાના કાન કાપી, ખેંચી અણીવાળા બનાવવા પ્રયત્ન કરવામા આવ્યો હતો અને તેથી તે જાતના કુતરા મોટે ભાગે બહેરા હોય છે. ધારો કે તમારા બાપુના, વળી તેના બાપુના, વળી તેના એમ બધાના કાન કાપી, પછી ખેંચી અણીવાળા કરવામા આવ્યા હોત......'

'પિમુ,' તેની મા વચમા બોલી ઉઠી અને પિમુના ફળદ્રુપ ભેજામાથી વહેતો પ્રવાહ અરધે જ અટકી પડ્યો ત્યા તો હરસુખરાય બોલી ઉઠ્યા, 'હવે બસ કર, ડહાપણ ડોળવા લાગ્યુ '

હરસુખરાય સાજે ઑફિસેથી ઘેર આવ્યા અને બધા જમવા બેઠા ત્યારે તેમની પત્નીએ દીનશાના કુતરા સાથે થએલ લડાઇની વાત વિગતવાર કરી પણ હરસુખરાય ઉપર તેની કાઇ અસર થઈ નહિ ટૉમી તરફનો તેમનો તિરસ્કાર ટોચે પહોચ્યો હતો, અને તેમા વળી દીનશા સાથે પણ સહેજ બોલાચાલી થઈ હતી, તેથી જ્યારે તેમની સ્ત્રીની વાત પુરી થઇ ત્યારે તે બોલ્યા, 'હુ ટૉમી સંબધે કાઇ ચર્ચા કરવા માગતો નથી પાડોશી સાથે હમેશા ઉભા થતા ટટાફિસાદથી હુ કટાળી ગયો છુ. પેલો દીનશા તો મારા ઉપર કેસ કરવા માગે છે કાલે સવારે ટૉમીને હુ મારી સાથે ઑફિસે લઈ જઇશ જો કોઈ ઘરાક મળશે તો વેચી નાખીશ, નહિતર પાજરાપોળે મોકલી આપીશ,' અને પિમુ સામુ જોઇ કહ્યુ, 'ટૉમીને નીચે લઇ જઇ તેની ઓરડીમા પુરી દે.'

'પણ બાપુજી...' પિમુને બોલવા જતો જોઈ હરસુખરાય વચ્ચે જ બોલી ઉઠ્યા, 'હું કાંઇ સાભળવા માગતો નથી, નીચે લઇ જા ' આજે હરસુખરાયના અવા-

—

જમા સોએ સો ટકા જોહુકમી હતી પુત્ર અથવા પત્ની પ્રત્યેની લાગણીને તેમા ક્યાય અવકાશ ન હતો ટૉમીથી વિખુટા પડતાં પિમુને શુ દુઃખ થશે તેની કલ્પના સરખી પણ નહોતી. માત્ર પાડોશી અને દીનશાનો તાજો સવાલ તેમના મગજ પર હતો. યંત્રવત્ ઑફિસમા કામ કરતા હરસુખરાયના મગજ-રૂપી ચક્રનું આ એક વધુ નિષ્પ્રાણ પરિવર્તન હતુ.

નૈઋત્યનો પવન નીકળતા જેમ એકાદ રડ્યુંખડ્યું વાદળું પણ અદૃશ્ય થાય તેમ પિમુની છેલ્લી આશા તેના હૃદયપ્રદેશમાંથી અદૃશ્ય થઇ ગઇ. ટૉમીને દોરી તે નીચે ઉતર્યો; ઓરડીનું બારણુ ઉઘાડ્યું અને દીવાના ઝાંખા પ્રકાશમા બંને બેઠા. પિમુએ ધીમે રહી કબાટનુ બાનુ ઉઘાડ્યું અને કેટલુંક ખાવાનુ ટૉમી આગળ મુક્યુ આજે તેની અને ટૉમીની મૈત્રીની છેલ્લી રાત હતી આ વાત સમજતો હોય તેમ ટૉમી પિમુને શાન્ત જોઇ પોતે પણ શાન્ત થઇ ગયો

આજે પિમુએ રોટલીના કટકા અધ્ધર ઉડાડી ટૉમીને ઝીલતા શીખવ્યુ નહિ મુઠી, એક આગળી કે બે આગળીની નિશાનીઓનુ ગીતમેલ પણ કર્યું નહિ લાંબી મુસાફરીએ જતા પુત્રની વિદાયની તૈયારીઓ માતા જે ભાવથી કરે તેવા ભાવો આજે કુદરતી રીતે પિમુના મગજમા ઉભરાતા હતા આવતી કાલે દીનશાનો કુતરો કરતો હશે ને પોતાનો ટૉમી નહિ હોય, બપોરની ચા માટે પોતે નિશાળેથી આવતો હશે ત્યારે પુછડી હલાવતો ટૉમી બગીચાના દરવાજા આગળ નહિ મળે, વહેલી સવારે દુધવાળાને ભસીને આખા ઘરને જાગૃત કરતો ટૉમી હવેથી નહિ સભળાય, લાકડી અને રૂમાલ લઈ આવવાની, મિત્રને ચિઠ્ઠી પહોચાડવાની, ટપાલમા કાગળ નાખવા જવાની એવીએવી કરવી રાખેલી યુક્તિઓ હવે પોતે કોને શીખવશે? આવા અનેક વિચારોથી પિમુનું હૃદય ફાટુંફાટુ થઇ રહ્યુ હતુ. વરસવા પહેલાની સજળ વાદળી જમીન ઉપર જેમ સ્થિર થઇ રહે તેમ પિમુની સજળ આખો ટૉમી ઉપર ઢળી ગઈ હતી. ન હતો તેના હૃદયમા તેના પિતા માટેનો અભાવ કે ટૉમીની તકરાર માટેની અરૂચિ. તેના મનમા તો દીનશાના કુતરા સાથે છેલ્લી લડાઇ ન થઈ હોત તો ટૉમીને માથે આ આફત આવત જ નહિ એવા વિચાર ઘોળાયા કરતા હતા. આમ તે અને ટૉમી કેટલો વખત સાથે રહ્યા તેની તેને ખબર જ ન રહી. સામેના ટાવરમાં દસ વાગ્યાના ટકોરા વાગવા લાગ્યા અને ઉપરથી તેની માનો સાદ સંભળાયો.

'પિમુ, દસ વાગ્યા; હવે સુઈ જા, બાપુ.'

ટૉમીને દેશનિકાલનું છેલ્લું ફરમાન બહાર પાડી, વાળુ સમાપ્ત કરી હરસુખરાય ઑફિસનું ચડેલું કામ આટોપવા સામેના ઓરડામા કામે વળગ્યા. પિમુની માને ઘડીભર એમ થાય કે નીચે જઇ પિમુને દિલાસો દઉં, તો ઘડીભર એમ થાય કે તેમને સમજાવું; પરંતુ તેને લાબા અનુભવથી સમજાયુ હતુ કે હવે વાત છેડવાથી હરસુખરાય વધુ ગુસ્સે થશે, એટલે તેણે નીચે જવાનું કે સમજાવવાનું માંડી વાળ્યું રસોઇનાં વાસણ સાફ કરી, બધી વસ્તુઓ ઠીકઠાક કરી તે બીજા દિવસનુ શાક સમારવા બેઠી.

'સાભળ્યુ? પિમુને કેટલુ દુઃખ થશે તેનો તો તમે વિચાર જ કરતા નથી'

'શુ? જો તુ કુતરા–ટૉમીની વાત કહેતી હો તો હુ તે બીલકુલ સાભળવા માગતો નથી. બાકી પિમુ માટે તુ કહે તે કરૂં' લખનાંલખના ઉચુ માથું કર્યા હરસુખરાયે જવાબ આપ્યો જવાબમાથી હજુ કડકાઇની ગંધ ગઈ નહોતી

હશે, અત્યારે તેમના સ્વભાવનું ઠેકાણું નથી. સવારે સમજાવીશ આજે ઑફિસમા કાઇક થયું લાગે છે. આમ વિચાર કરી હરસુખરાયની સાથે વાત મુલતવી રાખી દસ વાગ્યે સુવા માટે પિમુ ઉપર આવ્યો ત્યારે તે તદ્દન નિરાશ થઈ ગએલો હતો. તેનો હમેશાનો હસતો ચહેરો આજે ગમગીન હતો. ત્રણુંચાર પગથિયા કુદતો દાદરો ચડે તેને બદલે એક-એક પગથિયુ તે ધીમેધીમે ચડતો હતો. ગંગાના પ્રવાહ જેવી સતત વહેતી તેની ટૉમીની વાત આજે એકાએક સમાપ્ત થઇ હતી તે કાઇ પણ બોલ્યા સિવાય પોતાના ખંડમાં ગયો, દીવો હોલવી નાખ્યો અને સુઇ ગયો તેની માએ પણ તેને બોલાવવાની હિંમત કરી નહિ. મનોમન માફી રૂપ તેની માનું મન પિમુના મનમા શું છે તે બરાબર સમજી ગયુ હતુ કદાચ બોલાવુ અને તે રોઇ પડે તો બીકે તે શાન્ત રહી.

ઘણી મોડી રાત સુધી પિમુની માને ઉંઘ ન આવી અને પોતાને ઉંઘ આવી હતી તેવો ખ્યાલ પણ તેને સામેના ઘર આગળ મોટરે ભુંગળુ વગાડ્યું ને તે જાગી ગઇ ત્યારે જ આવ્યો. તેણે પાછો ઉંઘ-વાનો પ્રયત્ન કર્યો ત્યા તો ટૉમીના ભસવાનો અવાજ સંભળાતો લાગ્યો. ટૉમીના ભસવાથી હરસુખરાય જાગી જશે તો વધુ ગુસ્સે થશે, એવા વિચારથી તે સફાળી બેઠી થઇ અને બારણા પાસે ગઇ ત્યા તો તેણે હરસુખરાયને હાથમાં સોટી લઈ નીચે જતા જોયા જતાજતા તે બબડયા, 'હું હમણા તેને શાન્ત કરીને પાછો આવુ છુ' પોતે પાછી સુઇ જવાનો વિચાર કરે છે ત્યા તો તેણે હરસુખરાયને દોડતા દાદર ચડતા જોયા 'પિમુને લઇને નીચે ચાલ, ઘરમા આગ લાગી છે' હરસુખરાય, તેમની સ્ત્રી તથા પિમુ જોતજોતામા ઘરની બહાર નીકળી ગયા ઘરના નીચેના ઓરડામાથી ધુમાડાના ગોટેગોટા નીકળતા હતા આગના સમાચાર સૌથી પહેલા ટૉમીએ ભસીને સર્વેને આપ્યા હતા જોતજોતામા ઘણા માણસો ભેગા થઇ ગયા. બંબાવાળાને ટેલિફોન થયો અને કયા ભાગમા આગ છે તે નક્કી કરવા હરસુખરાય ઘરના પાછળના ભાગ તરફ ગયા

લોકોની ધમાલ, મોટરના ભુંગળા, ટેલિફોનની ટોકરીઓ અને આડોશીપાડોશીના ગુમગાણ વચ્ચેથી ટૉમીનો ધીમો ભસવાનો અવાજ સંભળાતો હતો કોઇ બોલ્યુ કે કુતરો ઘરમા લાગે છે પરંતુ ઘરના બાર-ણામાથી તેમ જ આજુબાજુની બારીઓમાથી ધુમાડાના ગોટા એવા તો જોસથી નીકળતા હતા કે કુતરાને બચાવવાની કોઇની હીમત ચાલી નહિ

પિમુ તેની માની પાસે ગભરાએલો ઉભો હતો તેણે એકાએક ટૉમીના ભસવાનો અવાજ સાંભળ્યો કોઇ અટકાવે તે પહેલા તો તે હરણની માફક કુદ્યો તેણે ઓઢેલ ધુમો ફેંકી દીધો, ઘરમા ધસ્યો અને ધુમાડાની અંદર પલકવારમા અદ્રશ્ય થઇ ગયો પિમુની માથી ચીસ પડાઇ ગઇ પિમુ ઘરમા ગયો સાભળી હરસુખરાય આ બાજુ દોડી આવ્યા અને લોકોમા ગભરામણ ફેલાઇ ગઇ

ટૉમી ક્યા હતો તે તો પિમુ સારી રીતે જાણતો હતો, એટલે તેને ધુમાડાથી ગાઢ બનેલા અંધકારમાં પણ ટૉમીની ઓરડીએ પહોચતા વાર લાગી નહિ ઝપા-ટાબંધ તેણે ઓરડીની સાકળ ઉઘાડી નાખી અને ટૉમી તરત કુદીને બહાર નીકળ્યો કુદકો મારતા તે પિમુ સાથે અથડાયો, અને હવાને અભાવે, ધુમાડાથી અને ગરમીથી ગુંગળાઇ ગએલો પિમુ બેભાન થઈ નીચે ઢળી પડ્યો.

જ્યારે પિમુ જાગ્યો ત્યારે તે ખાટલામા સુતેલો હતો તેની મા તેની પાસે બેઠી હતી અને ટૉમી ખાટલાની આજુબાજુ આટા મારતો હતો પાસેના ઓરડામાથી તેના પિતા કોઇક સાથે વાત કરતા હતા તે બરાબર સંભળાતી હતી

'અરે, કુતરાની તો શી વાત કરુ? તેણે તો આજે મને સર્વસ્વ આપ્યુ છે ઘરમા આગ થઇ છે તે ગંધથી જાણી લઇ તેણે અમને તેમ જ પાડોશીને સૌથી પહેલા જગાડ્યા. આજે ઘર બચ્યુ તે તેના પ્રતાપ કેવી અસંભવ જેવી વાત કે તેણે અંધારામા અને ધુમાડામા પડેલા મારા પિમુને ઓળખ્યો! બહા-રથી અમે બેત્રણ જણાએ અંદર જવા પ્રયત્ન કરેલો પણ ધુમાડા ને અંધકારને લીધે અમે કાઇ કરી શક્યા નહિ પિમુનુ ખમીસ મોઢામા પકડી ટૉમીએ તેને ઠેઠ બારણા સુધી ઘસડી આણ્યો ટૉમી ન હોત તો મારો પિમુ આજે જીવતો ન હોત ગમે તેટલા પૈસા તો શુ પણ કોઈ રાજ્ય આપી દે તો પણ હુ ટૉમીને ઘરમાથી બહાર કાઢનાર નથી. ભલે દીનશાને કેમ કરવો હોય તો કરે.'

'કા ભાઈ, તારા બાપુજી બોલે છે તે સાભળ્યુ? તારો ટૉમી આ ઘરમાથી હવે કદિ જનાર નથી તુ શાન્તિ રાખજે' પિમુની મા સજળ નયને બોલી.

પિમુની આખમા પણ હર્ષના આસુ આવ્યા અને તેણે ટૉમીને પોતાની પાસે ખેંચી એક હાથી ચુમી લીધી

ગજાનન ભટ્ટ






# રત્નાગિરિ

આ ગડના દોરા છુટ્યા ને અમારી આગબોટ ધીમી પડી. જાગીને જોયુ તો કોઇ ફણીધરને માથે મણિ ઝળકે એમ સર્પાકારે પથરાએલા પહાડને માથે સામે રત્નાગિરિની દીવાદાંડી ઝળહળી રહી છે

અમે છ યે મિત્રો આંખો ચોળતા ઉઠ્યા ને પોટલા બાંધવા લાગ્યા. જોતજોતામા ઘરર્ ઘરર્ ઘરર્ આગબોટે લંગર નાખ્યુ ને મછવાવાળાના પોકાર સંભળાયા 'લવકર લવકર' (જલદી જલદી).

ભાવનગરથી મુબાઇ ને મુબાઇથી રત્નાગિરિ બોટમાં જ આવ્યા હતા કોઇનું આખમાથુ નહોતુ દુખ્યુ એના ગર્વમા ડોલતા અમે મછવામા ચડી બેઠા. પણ દરિયો ગાડાગાડા જેવડા મોજાં ઉછાળતો હતો અને અમે એકબીજા ઉપર જઇ પડતા એમા યે મચ્છીની દુર્ગંધે તો માઝુ ફાટતુ હતુ અમારા ગર્વનુ ગળીને પાણી થઇ ગયુ, અને એ પાણી બે ભાઇઓના મુખ વાટે બહાર નીકળી પડ્યું! થોડી વારમા અમે કાંઠે પહોચી ગયા. ભાવનગર અને મુબાઇમા તો પગ પલાળ્યા વગર કાંઠે પહોચાય, એટલે અહીં પણ એમ જ હશે એમ ધારેલુ. પણ મછવો ગોઠણ સમા પાણીમાં અટકી પડ્યો શ્રીમંત લોકો બબ્બે પૈસા દઇ ખુરશીએ ચડી ઉતરી ગયા, ગરીબો લુગડા ઉંચા લઇ કાંઠે પહોચ્યા. અમે નહોતા ગરીબ કે નહોતા શ્રીમન્ત

વિચાર કરવાનો વખત નહોતો અમને બધાને અહીં લાવનાર દક્ષિણામૂર્તિના દક્ષિણી શિક્ષક ગોપાળરાવ કુલકર્ણી, દુઃશાસનને મારવા ભીમસેન ઉઠે એમ ઉઠ્યા. પહેરણ કાઢી કચ્છો માર્યો ને ચાર જણનો સામાન ઉપાડી કુદી પડ્યા એમનુ આવુ અદ્ભુત પરાક્રમ જોઇ મને શૂર ચડ્યું ને હું પણ બે બગલથેલી ગળામાં નાખી, બે બિસ્ત્રા બગલમા મારી ઉતરી પડ્યો ને કાંઠે આવ્યા.

અમારી સાધારણ અને બગલથેલીઓ જોઇ એક પોલિસ દોડ્યો આવ્યો. ઉઘાડે ડીલે, કચ્છાભેર ઉભેલા ગોપાળભાઇને મજુર ધાર્યા હોય કે રસોયા, પણ એમની સામે પણ જોયા વગર એ મને પુછવા માડ્યો, 'કુઠુનાલા તુમિ?' મરાઠી ભણવાનો ડોળ હુ ભાવનગરમા કરતો, એટલે અહીં પણ મારી ઠેકમરાઠી ચાલશે એમ ધારી 'ભાવનગરલા આલો, તુમ્હાલા કાય કામ હૈ' એવો ઉત્તર દઇ દીધો! ગોપાળભાઇ વગેરે હસે, પોલિસ ખીજાય; પણ બીજો ઉપાય નહોતો માડમાંડ 'નામ નોધાવો' એટલુ એની નોટ ને પેન્સિલ ઉપરથી હુ સમજી ગયો અને અમારા નામઠામ નોધાવ્યા. ગોપાળભાઇનું નામ નોધતા કોલ્હાપુર શબ્દ આવ્યો ત્યારે મારો ફેંકો મુક્યો ને બાકીની વાત એમની સાથે કરી લીધી.

પોલિસની લપમાથી છુટીને ઉંચું જોયુ તો સામે આંખને ઠારે એવી કુદરત ખીલી રહી હતી સુકા કાઠિયાવાડમાથી અમે આવતા હતા• રત્નાગિરિ તો કોકણનો બગીચો! પરભાષાને લીધે જેના નામ વિસરી જવાય એવા કેટલા યે વૃક્ષોની ઘટા જામી પડી હતી; અને રત્નાગિરિની કંકુવરણી રજ પાદડા ઉપર અનેરી ભાત પાડતી હતી પવન કયા ફુલોની સુગંધે અમારાં મનને મનાવતો હતો એ તો હજી યે નથી સમજાયું.

અમારો ઉતારો કોકણના ગાંધી આપા સાહેબના આશ્રમે હતો આપા સાહેબનુ આખું નામ સીતારામ પટવર્ધન. એમને એમ. એ. ની પદવીની ઉપાધિ વળગી છે. પૂર્વાશ્રમમા એ ન્યૂ પૂના કૉલેજના તત્ત્વજ્ઞાનના પ્રોફેસર હતા. મહાત્મા ગાંધીજીએ સાબરમતી તીરે આશ્રમ સ્થાપ્યો ને અસહકારની આંગ ફૂંકાણી ત્યારે મહારાષ્ટ્રના કાકા સાહેબ, વિનોબા અને મામા સાહેબ જેવાં જે અનેક રત્નો ગુજરાતને મળ્યા તેમાના જ એક આપા સાહેબ.

હમણા આપા સાહેબે કોકણમા ખાદીનું થાણું નાખ્યુ છે ટેકરી ઉપર આશ્રમ છે; ફરતી આંબાવાડી ઝુકી રહી છે, કાજુડીનો પાર નથી. આપા સાહેબના

મિત્ર ધાણેકર અમને લેવા સામે આવ્યા આશ્રમમા જઈ બે ઘડી બેઠા. ત્યાંની અલૌકિક શાંતિમા બધો થાક ઉતરી ગયો થોડી વારે ધાણેકર જેવા જ અલમસ્ત આપા સાહેબ આવી પહોંચ્યા અમારો પત્ર એમને રાહ જોવડાવતો હતો ભુલાએલી ગુજરાતીમાં એમણે બહુ જ હેતથી વાતો કરી. નાહીધોઇ અમે ગામ જોવા ચાલ્યા

ગાડાની ઇસ્પીતાલ જોઇ. આપણા દેશની બેકારી મગજ ઠેકાણે નથી રહેવા દેતી, એના એ પ્રત્યક્ષ નમુના હતા ત્યાથી બજારમા આવ્યા રત્નાગિરિ કાજુનું તો ઘર છે, અધમણઅધમણના ફણસ ત્યા થાય છે. કરમદા, ઉંદું ટમેટા, કાળિયા ટમેટા (આ બધા અમે પાડેલા નામ) એવીએવી બધી કોંકણની ફલસંપત્તિ અમારે માટે આપા સાહેબે ખરીદી અમે બધાની ચાખણી કરી

રત્નાગિરિ જેટલુ સુંદર એટલુ જ પ્રતિભાવાન પણ છે અનેક નરરત્નોની એ જનેતા છે લોકમાન્ય તિલક મહારાજનો જન્મ રત્નાગિરિમા, ગોખલેજી અને સાવરકર ભાઇઓની પણ એ જ જન્મભુમિ

બપોરે તિલક મહારાજના જન્મસ્થાનને અને ગોખલેજીની હવેલીને ભક્તિભર્યા પ્રણામ કરી અમે સાવરકરના દર્શને ચાલ્યા.

ઉતાવળે દોડ્યા આવતા દુશ્મનનુ માથુ ભાગી જાય એવા અંધારા ઓરડામા થઇને એમની બેઠકમા જવાનુ હતુ વાઘની બોડમા પેસતા હોઇએ એવી મનની હાલત હતી, કોણ જાણે કેવો નર નજરે પડશે? ધીરે પગલે અંદર ચાલ્યા અમને આવકાર આપવા એ સામે આવતા હતા પાત્રીસચાળીસ વરસની અવસ્થા હશે તેજના કિરણ પ્રસરાવતુ અર્ધું માથે કપાળ, દુશ્મનના કાળજા વીંધે એવી ઝીણી નજર, અને જેને ખખળાવી નાખવામા ચૌદચૌદ વરસનો કારાવાસ હારી ગયો એવુ સુદૃઢ શરીર' દેશને કાજે એણે દુ ખ ખમવામા કાઇ બાકી નથી રાખી એમને જોઇ અમારૂં હૈયુ એમને ચરણે ઢળી પડ્યુ

અમે ગુજરાતી છીએ એ ખબર પડી એટલે એમણે હિંદીમા વાત શરૂ કરી અમે એટલુ મધુર અને સચોટ હિંદી પહેલીજ વાર સાભળ્યુ અમારા શરીર જોઇ એમને સંતોષ થયો. દક્ષિણામૂર્તિમા લાઠી શીખવાય છે એ જાણી આનંદ થયો, કુસ્તી ને પટ્ટાબાજી શીખવા આગ્રહપૂર્વક ભલામણ કરી વ્યાયામ, અસ્પૃશ્યતા, હિંદુસંગઠન, અહિંસા, એ બધા વિષય ઉપર ટુકુ પણ પૂર્ણ વિવેચન કરી ગયા અને છેવટની શીખામણ આપતા કહ્યુ, 'તમારે ગુજરાતીઓને તો અહિંસા જોઇએ ને! તો એક જુલમગાર હજાર માણસ મારે એ કરતા, એક જુલમગારને મારી નવસો નવાણુ નિર્દોષ જીવ બચાવવા એનુ નામ અહિંસા''

સાવરકર પાસે જનાર જુવાન પંદર મિનિટમાં હિંસક બની જાય એવુ એમનુ પ્રભાવશાળી વ્યક્તિત્વ છે, અને એ વાત ઉપર એટલી એમની શ્રદ્ધા છે હજી પણ રત્નાગિરિની બજારમા સાવરકરને આવતા ભાળી ભલભલા અંગ્રેજ શેરીમાં વળી જાય છે હમણા એ રાજકીય પ્રવૃત્તિ છોડી હિંદુસંગઠન ઉપર અડ્યા છે પણ હિંદુસંગઠન નો નામ માત્ર'

સાંજે અમે ભવાનીગઢ જોવા ગયા સાક્ષાત્ કાળભૈરવ જેવો એ ગઢ ઉભો છે ગઢમા બેઠેલી ભવાની માતાના પગ પખાળવા સાગર ત્રણત્રણ માથોડા ઉછળી રહ્યો છે નીચે એક ભોંયરામા હોડકાં ચાલે એટલું પાણી ભર્યું છે અને એ ઠેઠ બે ગાઉ ઉપર આવેલા બીજા ગઢ સુધી પહોંચે છે શિવાજી મહારાજ દરિયા વાટે અહીંથી ઉપડી જતા

શિવાજી મહારાજના ગઢ એટલે આપણે જેને ડુંગરી કિલ્લા કહીએ છીએ એવા; પણ એનાથી ચોખ્ખો ખ્યાલ નથી આવતો શિવાજી મહારાજની વાતો, એમના સાગર જેવા સાથીની શૂરવીરતા અને એમના અજીતગઢના વખાણ સહ્યાદ્રિની કાળમીંઢ જેવી કરાડ ભાળવામા જ થઇ શકે.

અફાટ સાગરના પટ ઉપરથી આથમતા સુરજને જોઇ અમારી વાચા રોકાઇ ગઇ'

વગર ગેરૂએ લુગડા ભગવાં કરી, અમે આશ્રમે આવ્યા એટલી રમણીયતા કે કેટલુ ચાલ્યા ને કોને પગે એની ખબર જ પડી નહિ!

બીજે દહાડે અમારે કોલ્હાપુર ઉપડી જવાનુ હતુ.

રામનારાયણ નાગરદાસ પાઠક





# મારાં નવાં પાડોશી

## પક્ષી સંબંધી કેટલુંક વિશેષ.

મારાં જુના પાડોશી-અમળી, 'દાગડ,' કોયલ તથા 'ટીટોડી' સંબંધી આપણે આગળ ઉપર કેટલુંક જોઇ ગયા. ત્યાર બાદ છેલ્લા ત્રણચાર માસમાં કેટલાંક નવાં પક્ષી મારા બગીચામાં આવી પહોંચ્યા. તેમની પીછાન મારે કેવી રીતે થઈ તે હું હવે કહું.

ઘણી વાર આપણે અમુક વસ્તુને પીછાણતા નથી હોતા તેથી, અથવા તેના તરફ આપણું દુર્લક્ષ હોય છે તેથી, તે આપણી સમીપ હોવા છતાં પણ આપણી નજરે કદિ પડતી નથી. મેં એક વખત મારા મિત્રને કહ્યું, 'મેં આજે ફુલચકલી જોઇ; શું સુંદર!' તેને તે જોવાની ઇચ્છા થતાં મારે ઘેર બોલાવીને બતાવી ત્યારે તે કહે 'આ તો મારા બગીચામાં રોજ ઉડે છે.' આપણી ઘણાની સ્થિતિ લગભગ આવી જ હોય છે.

ફુલચકલી-શકરખોરો (Sun-Bird or Honey sucker) સંબંધી ડગલાસ ડીવારના પુસ્તકમાં આ પ્રમાણે વર્ણન છેઃ લાંબી વળેલ ચાંચ અને મીઠા અવાજવાળું ફુલમાંથી મધ ચુસીને રહેનાર સુંદર નાનું પક્ષી, માળા તો એવા સુંદર બાંધે કે આપણે ઘડીભર સુગરીને પણ વિસરી જઇશું.' આવું પક્ષી તો પુસ્તકમાં જ હશે, આપણે તો માત્ર ચિત્ર જોઇ રાજી થવાનું. આવા વિચાર મને ઘણી વાર આવતા. એવામાં એક દિવસ સવારના આઠ વાગે મારી બારીમાં લટકી રહેલાં ફુલ ઉપર એક બહુ જ નાનું તદ્દન કાળું પક્ષી


ફુલચકલીઃ નર અને માદા

ઉડતું જોયું. તેણે પોતાની લાંબી વળેલી ચાંચ ફુલમાં પરોવી હતી. અને બેસી શકાય તેમ ન હોવાથી પતંગિયાની માફક ફુલ ઉપર ઉડતું હતું. મેં ફુલચકલી આગળ જો કાંઈ વાંચ્યું ન હોત તો હું તેને ચોક્કસ કાળું પતંગિયું માની લેત. પછી તો તપાસ કરતાં તેની માદા પણ મળી, અને તેમણે બાંધેલો માળો બગીચાની વાડમાં મેંદીએ લટકતો જોયો. નરનો રંગ તદ્દન કાળો હોય છે, પણ જ્યારે તેના ઉપર સૂર્યનાં કિરણો પડે છે ત્યારે તેના પીછાં લીલાં અથવા જાબુડિયા ઝાંય ધારણ કરે છે. માદાનો રંગ ઉપરથી ભુરો અને પેટ આગળ આછો પીળો હોય છે.

લગભગ બધાં પક્ષી ઈંડાં મુકી રહ્યા પછી પોતાનાં પીછાં ખેરવે છે ત્યારે માદા જેવા થઈ જાય છે; કેટલાક તો તે વખતે મરી પણ જાય છે. બહુબોલા પક્ષી તે વખતે બહુ જ થોડું બોલે છે. ગાતા પક્ષી પોતાનું સંગીત બંધ રાખે છે. મોર જેવાં પોતાની કળાના અભિમાન વાળા પક્ષી નૃત્ય બંધ કરી સંતાતા ફરે છે અને જ્યારે બરાબર પીછાં આવી જાય ત્યારે જ અસલ સ્વરૂપ ધારણ કરે છે. તે પ્રમાણે ફુલચકલીનો નર બચ્ચાં મોટાં થયા પછી કાળો મટી માદાના રંગનો થઇ જાય છે. માત્ર પેટ ઉપર તેને જાંબુડિયા રંગનો એક પટો રહે છે. પછી તે પોતાના પીછાં ખેરવે છે અને તેને લીધે રંગફેર થાય છે. નરમાદાના આવા

ભુગા રંગને લીધે જ તેઓ આપણું ધ્યાન ખેંચી શકતા નથી; નહિ તો બારે માસ તેઓ આપણી સાથે જ હોય છે જ્યારે નર કાળો ને ચકચકિત બને છે ત્યારે જ આપણું ધ્યાન ખેંચાય છે અને આપણે માનીએ છીએ કે ફુલચકલી બગીચામા આવી

માળો સુગરી જેવો, પણ નાનો હોય છે બચ્ચાની સગવડ ખાતર તેની અદર આકોલિયાનુ રૂ બીછાની તેને બહુ જ સુંવાળો કરવામા આવેલો હોય છે નાના પક્ષીઓ પોતાના માળાને કરોળિયાના જાળા વતી ઝાડ સાથે ચોડે છે, જ્યારે મોટા પક્ષી પોતાના માળાને માણસ અથવા ઘોડાના વાળથી ઝાડ સાથે મજબુત બાધે છે.

ફેબ્રુઆરીમા અમારી ફુલચકલીએ માળામા સફેદ —રાતા છાટણાવાળા બે ઈંડા મુક્યા મેં તે હાથમા લઇને જોયા મારો એક અનુભવી મિત્ર કહે કે હવે તે ઇડાને નહિ સેવે આથી મને દિલગીરી થઈ પણ ચકલીએ મારા અડવાનો કાઇ વાધો લીધો હોય તેમ લાગતુ નથી. હવે તો તેમાથી પીળી ચાચોવાળા બે બચ્ચા થયા છે અને મધ ખાવા માટે ચાચો કાઢી માળાની બારીમાથી તેમની માની રાહ જોયા કરે છે આ પ્રમાણે ફુલચકલી અને તેના કુટુબ સાથે હુ નિકટ સંબધમા આવ્યો

ગયે વર્ષે દીવાળીના તહેવારોમા મે એક અવાવરૂ મકાનના છજામાથી છસાત કાળી ચકલીઓને ઉડતી જોઇ. તેઓ એટલી ઝડપથી ઉડતી હતી કે તેમના આકાર, કદ કે ચાચ કાઇ ખાસ દેખી શકાતુ ન હતુ તેઓ વાર વાર માળામા આવી જતી, પણ એટલી ઝડપે આવતી અને જતી કે હુ કાઇ નક્કી કરી શકતો નહિ આવી કાળી ચકલીઓને કલાકના કલાક સુધી સવારસાજ ઉડતી આપણે જોઇએ છીએ અને આપણામાનો મોટો ભાગ તેને ચામાચીડિયા કહીને સંતોષ માને છે. પક્ષીમા ખાસ રસ લેતા મારા મિત્રને મેં આ બાબત પુછી અને તેમને આ ઉડતી ચકલીઓ બતાવી તેમણે સમજ પાડી કે આ કાઇ ચામાચીડિયા નથી, પણ જેને અગ્રેજીમા Swift સ્વિફ્ટ અને આપણે અબાબીલ કહીએ છીએ તે છે

આ અબાબીલ કલાકના ૧૦૦ માઇલની ઝડપે ઉડે છે ! અચંબો પામવાનું કાઇ કારણ નથી, કેમકે



અબાબિલ (સ્વિફ્ટ)

સાધારણ પક્ષીઓ પણ લગભગ કલાકના ત્રીસ માઇલ-ની ઝડપે ઉડતા હોય છે. કાગડાની ઝડપ તો મેં પોતે માપી છે કાગડાઓ જ્યારે સાજે પોતપોતાના રહે-ઠાણ તરફ જતા હોય છે, ત્યારે તેમની ગતિ સીધી અને એકસરખી હોય છે. મારો ચોક ૪૦ વાર પહોળો છે, અને બને બાજુ ઉચી દીવાલો છે. મેં સ્ટૉપ-વૉચથી નક્કી કર્યું છે કે કાગડા ત્રણ સેકંડમા આ ૪૦ વાર પસાર કરી જાય છે, એટલે એક મિનિટમા ૮૦૦ વાર—લગભગ અરધો માઇલ અતર થયુ આ ગણત્રીએ કલાકની લગભગ ત્રીસ માઇલની ઝડપ થઇ કાબરો તો કાગડાથી પણ વધુ ઝડપે ઉડતી માલુમ પડે છે કબુતરો ઘણે દૂર સુધી બહુ સારી ઝડપે જાય છે, અને તેટલા જ માટે લડાઇમા સંદેશા લઈ જવા માટે કબુતરો વપરાય છે

પક્ષીનિરીક્ષણથી જે અપૂર્વ આનદ કાઇ પણ ખર્ચ સિવાય મળે છે તે આનદ બીજેથી ભાગ્યે જ મળતો હશે હું સ્કાઉટોને ખાસ ભલામણ કરૂ છું કે સવારસાજ આકાશ સામી દૃષ્ટિ રાખીને બેસવું અને જોવુ કે પક્ષીઓ કેવી રીતે ઉડે છે. કબુતરો અને કાબરો પાંખો ફફડાવે છે, જ્યારે સમળીને ગોળા-કારમા પાખ હલાવ્યા સિવાય ચડતી કે ઉતરતી આપણે જોઇએ છીએ કહે છે કે ઘુવડ પોતાની પાખોના છેડા એવા તો ધીમેથી હલાવે છે કે તે આપણા કાન પાસેથી પસાર થાય તોપણ ખબર ન પડે અને તેની આવી ચુપકીથી ઉડવાની રીતને લીધે રાત્રે તે ઉંદરોને ખેતરમાથી પકડી શકે છે બધા પક્ષી જ ઈંડા સેવતી વખતે જ માળામા રહે છે, એ સિવાય તો ઝાડ ઉપર કોઇ ડાળીમા બેસે છે પણ



બાજુએ કલકલીઓ



૯૫ર. હુડહુડ

**Swift**—અબાબીલ તો બારે માસ માળામાં જ રહે છે; કારણ કે ઝાડની ડાળી પકડી બેસી શકે તેવા તેના પગ નથી હોતા. તેના પગ કરતા તેની પાંખો મોટી હોવાથી તે જમીન ઉપર તો બેસતુ જ નથી, કેમકે પગ નાના હોઇ ફરી ઉડી શકે નહિ. માળામાંથી અથવા છાપરા ઉપરથી ઉડતી વખતે તે પ્રથમ પડતુ મુકે છે અને પછી પાંખો પસારી ઉડવા લાગે છે. તેની ચાંચ ઘણી મોટી હોય છે. તે મોઢું ફાડીને જ ઉડે છે, અને મચ્છર જેવી ઝીણી ઉડતી જીવાત ખાય છે.

આ ઉપરાન્ત હમણાંહમણાં બે બહુ જ સુંદર પક્ષીઓએ આવીને મારા બગીચાને વધુ ખુબસુરત બનાવ્યો છે: એક કલકલીઓ અને બીજું હુડહુડ. આ બંને પક્ષી બાબત પ્રથમ મારી બહુ જ ગેરસમજ હતી. કલકલીઓ તો નદી અથવા તળાવકિનારે જ હોય એમ હું માનતો, અને હુડહુડને હું ઘંટીટાકણો કહેતો નાનપણમા ખોટી રીતે સાંભળેલી હકીકતની જ આ અસર હતી

કલકલીઆ બે જાતના થાય છે. એક ધોળા ને કાળા પટાવાળો અને બીજો ધોળી છાતી, કાળી ચાંચ, રાતા પગ અને ચકચકતી વાદળી પાંખો તથા પુંછડીવાળો તેની ચાંચ સોયા જેવી લાંબી મોટી, પુછડી તદ્દન નાની અને કદમા તે ચકલી જેવડું મોઢું હોય છે. આ બીજી જાતનો વાદળી કલકલીઓ મારા નળ પાસેના લીમડા ઉપર દરરોજ સવારે દેખાય છે. સામાન્ય રીતે કલકલીઆ ઝાડના જેવાં માછલાં તો જલદી પાણીમાં ડુબકી મારી પકડી શકે છે. પણ આ કલકલીઓ તો તીડિયા અને તેવા બીજા જંતુ ઉપર જ પોતાનો નિર્વાહ ચલાવતો લાગે છે; જ્યારે ધોળાકાળા પટ્ટાવાળો કલકલીઓ તો નદી અને તળાવ ઉપર જ માલુમ પડે છે અને ડુબકી મારી માછલા આબાદ રીતે પકડે છે.

હુડહુડને માથે લાંબી અણીવાળી કલગી હોય છે અને જ્યારે તે તેની પહોળી કરે છે ત્યારે તો તે પક્ષી બહુ જ ખુબસુરત દેખાય છે. એક બાજુ લાંબી અણીવાળી ચાંચ અને બીજી બાજુ મરેલી અણીવાળી કલગી તેથી કરીને તેનુ માથું ઘડી ટાકવાની હથોડી જેવું લાગે છે, અને તેટલા જ માટે અમે તેને ઘંટીટાકણીઓ કહેતા આ પક્ષી હોલા જેવા રંગનું અને કદમા પણ તેવડું જ હોય છે ફેર માત્ર એટલો જ કે હુડહુડને માથે કલગી અને પાંખો ઉપર પટ્ટા હોય છે. આ પક્ષી આપણા બગીચા કે ચોકમા ઉભરાતી ઝીણી જીવાતો ખાઈ પોતાનુ પોષણ કરે છે અને બગીચો તથા ચોક ચોખ્ખા રાખે છે. એ માળા બાંધતુ નથી પણ દીવાલ કે ઝાડની અંદરના નાના કાણાંમા ઈંડા મુકે છે

આ પ્રમાણે આપણે ધ્યાન રાખતા થઈએ તો કહેવાય છે કે એક વર્ષ દરમ્યાન લગભગ દોઢસો જાતનાં પક્ષીઓ આપણે ત્યાં આવે છે અને જાય છે. જો આ બધાની યાદી આપણે તૈયાર કરી શકીએ તો હિંદુસ્તાનના પક્ષીઓ ઉપર આપણે ઘણું અજવાળું પાડી શકીએ

ગજાનન ભટ્ટ

વિનુને આજે તેના મોટા ભાઈએ દાખલા નહીં આપ્યા હતા. સાંજે તે નિશાળેથી ઘેર આવ્યો એટલે તેના મોટા ભાઈએ પુછ્યું, 'કેમ વિનુ, પેલા દાખલા જોઈ તારા શિક્ષક શું બોલ્યા હતા કે?'

વિનુ—હા, તેમણે કહ્યું કે તું દિવસે દિવસે વધારે મૂર્ખ થતો જાય છે'

*

દર્દી—હા, પણ મને હજી પેટમાં બહુ દરદ થાય છે

ડાક્ટર—કાંઈ વાંધો નહિ: એ તો હું બંધ કરી શકીશ!

# શાહે : આલમ

## અમદાવાદ

નસીબ જેવી વસ્તુ માનીએ તો સ્થળો, શહેરો, એવી દુનિયાની નજરે જડ જણાતી અનેક વસ્તુઓના નસીબ કેવાકેવા સંજોગોમા કેવી ચડતી-પડતી ઉત્પન્ન કરે છે તે જાણી ઘણુ આશ્ચર્ય થાય છે સ્થળના કોઈ પણ જાતના આકર્ષણથી કે આકર્ષણ વગર તે સ્થળે વસેલા શહેરો તેના સ્થાપનારના અથાગ પરિશ્રમ છતા પણ ખડેર થયા છે કોઈ ખાસ સંજોગોને લીધે ગમે તેવી અનાકર્ષક જગ્યાએ વસેલા શહેરો આજ સુધી ઉભા છે, અને કેટલાક વાર વાર ભાગ્યા છતા ફરી આબાદ થયા છે બગાળાની પ્રાચીન રાજધાની ગૌડ, અકબરે વસાવેલુ ફતેહપુર સિક્રી, ચીની મુસાફરે વખાણેલુ આપણુ વલભીપુર અને મહમુદ બેગડાએ અમદાવાદથી યે વધારે શણગારેલા ચાપાનેરની આજે શી સ્થિતિ છે '

૧૫મી સદીની શરૂઆતમા બાદશાહ અહમદશાહે વસાવ્યા પછી આપણા અમદાવાદની જ કેવી ચડતી પડતી થઇ તેનો સહેજ વિચાર કે વાત કરવાની કહીએ છીએ ત્યારે પૈસા કમાવાની સ્પર્ધામા પડેલા અમદાવાદીને હસવુ આવે છે ગુજરાત નિર્માલ્ય હતુ અને હાલ છે, એ ખોટી ભાવનાએ હાલની કેટલીક નિર્માલ્યતાનુ આયુષ્ય વધાર્યુ છે. પ્રાચીન ઇતિહાસનુ જ્ઞાન આ નિર્માલ્યતા દૂર કરવાની એક દવા છે પ્રાચીન મહત્તાનો ઇતિહાસ ભવિષ્યની પ્રજાને ઉત્તેજે છે ને જે ખામીઓથી એ દોષો આવ્યા તે કાઢવાના ઉપાયો સૂચવે છે.

ઇસ્વી સનની શરૂઆતથી રૂદ્રદામાના લેખમા જણાવેલો શ્વભ્ર દેશ તે સાબરકાંઠાનો મુલક, અને સાબરમતીનુ નામ શ્વભ્રવતી હતુ એ તો છેક સોલકી રાજ્યકાળ સુધી લખાએલા પુસ્તકોમાથી જણાય છે શ્વભ્રવતી નદી એટલે કોતરવાળી નદી, એ સાબરમતીના કોતરો ઉપરથી પડેલુ નામ છે શ્વભ્રવતી નદી ગુર્જર દેશની દક્ષિણ હદની નદી ગણાતી એવા ઉલ્લેખ મળે છે

આ શ્વભ્રવતીને કિનારે આશાપલ્લી, આસાવલ અગર મુસલમાનોનુ યેસાવલ, ખંભાતના રસ્તા ઉપર, દસમી સદીના ગુજરાતની દક્ષિણ સીમાનુ નાનુ પણ જુનુ શહેર હતું અલ્બરૂનીએ એની નોધ લીધી છે કર્ણદેવ સોલકીએ સાબરમતીની પૂર્વે અને દક્ષિણના પ્રાંતોમા વ્યવસ્થા કરવા માટે ત્યા પડાવ નાખી એનુ નામ બદલી કર્ણાવતી રાખ્યુ, અને જૈન વણિક વેપારીઓના વસવાટથી એની આબાદી વધવા માડી શ્રીનગર અને રાજનગર એવાં ઉપનામો મળ્યા' પરતુ ચાપાનેરનુ નામ મહમુદ બેગડાએ મુહમ્મદાબાદ બદલ્યા છતા લોકપ્રિય નામ ચાપાનેર જ કાયમ રહ્યુ તેમ, ગ્રંથો અને લેખો સિવાય, કર્ણાવતીને બદલે લોકપ્રિય આસાવલ નામ જ ચાલુ રહ્યુ હોય એમ જણાય છે બાદશાહ અહમદશાહે પીરોમા શ્રેષ્ઠ એવા શેખ અહમદ ખટુ ગંજબક્ષની આજ્ઞાથી આસાવલની અડોઅડ, સહેજ ઉત્તરે, નવુ શહેર અહમદાબાદ-અમદાવાદ વસાવ્યુ ત્યારે જ આસાવલ નામ ઇતિહાસના પાનાઓ માટે અજાણુ થયુ

આશાપલ્લી અથવા કર્ણાવતીના મકાનો અને મદિરોના પત્થરો, પાટણ ચદ્રાવતીના પત્થરોની સાથે, અમદાવાદના મકાનો બાધવામા વપરાયા કેટલાક મદિરોને તો માત્ર કમાન અને ઘુમટ ઉમેરીને મસ્જિદોમા ફેરવી નાખ્યા, તેના ઉદાહરણો જમાલપુર

દરવાજા આગળની હૈદરખાનની મસ્જિદમા અને ભદ્રની ગુજરાત કલબ સામેની મસ્જિદમા દાખલા પણ દેખાય છે. ભદ્રની મસ્જિદમા તો થાભલા વગેરે ઉપરની હિંદુ મૂર્તિઓ ઘસીને સાફ કરવાનો વખત પણ મળ્યો લાગતો નથી; અને એક થાંભલા પર મહારાજા વિસલદેવના વખતનો તેરમી સદીનો અધુરો લેખ પણ છે. ભદ્રમા અને તેની દક્ષિણે ખોદતા મૂર્તિઓ જડે છે




આશરે દોઢસો વર્ષની સ્વતંત્ર બાદશાહીમાં ગુજરાતની સાથે અમદાવાદની આબાદી અને વેપારઉદ્યોગ વધ્યા અમદાવાદ જેવું સુંદર શહેર આખા એશિઆમા તે વખતે નહોતું એને પૂર્વની મહારાણી–Queen of the East–એવુ નામ બહારના મુસાફરોએ આપ્યુ હતુ વેપારનુ તો એ કેન્દ્ર હતુ જ. બાદશાહી સિક્કાઓમા એનુ ઉપનામ ' શહેરે મુઆઝમ' (મહાન શહેર) હતુ ગુજરાની સ્થાપત્યના લાલિત્ય અને કારીગરીનો જોટો તે વખતે હિંદુસ્તાનમા તો નહોતો જ, અને હિંદુમુસ્લીમ ઐક્ય એ સ્થાપત્યમાં તો એવી અજબ રીતે થયું હતુ કે અમદાવાદની મસ્જીદો થોડા ફેરફાર સિવાય દરેક રીતે હિંદુ સ્થાપત્યના લક્ષણ જાળવી, અદ્ભુત કારીગરીના નમુના રૂપ આજે ઉભી છે.

આરતોડીએ રાણી સિપ્રીની ' મસ્જિદે નગીના,' મીરઝાપુરમાં રાણી રૂપમતીની મસ્જિદ, જુમા મસ્જિદ, શાહપુરમા હુસેન મુહમ્મદ ચિશ્તીની મસ્જિદ, ઘીકાટે મુહાફીઝખાની મસ્જિદ, લાલ દરવાજે મોટી સૈયદની મસ્જિદ જેવી મસ્જિદો, પીર બાદશાહ અહમદશાહનો રોજો, હઝરત શાહે આલમ સાહેબનો રોજો, કેલિકો મીલ પાસે મીર અબુ તુરાબનો રોજો, ગુજરાત વિદ્યાપીઠ પાસે સૈયદ ઉસમાન સાગે બુરહાનીનો રોજો અને ખાનપુરમા શાહ વજીઉદ્દીનના રોજા જેવા રોજાઓ; દાદા હરીની વાવ અને કાંકરિયા તળાવ જેવા પુરાણા અવશેષો અમદાવાદના સ્થાપત્ય અને કારીગરી વિવિધ રગોમાં બનાવી રહ્યા છે અને હઠીસીંગનું મંદિર, સ્વામીનારાયણનું મંદિર તથા ખેતરપાળની પોળ અને ફતાશાની પોળના જૈનમંદિરો તથા કેટલાક લાકડકામવાળા ઘરો, એ કલા અને કોતરણી આજ સુધી નાચે છે એ સિદ્ધ કરે છે. પત્થરની જાળીઓનું કામ તો આખા હિંદુસ્તાનમા અમદાવાદમાં જ સર્વશ્રેષ્ઠ છે એમ કહીએ તો અતિશયોક્તિ નથી લાલ

દરવાજે 'સીદી સૈયદની મસ્જીદમાની ઝાડની જાળી અને બીજા રોજાઓની જાળીઓ જેવુ ઝીણુ કામ આગ્રા–દિલ્હીમા પણ નથી.' ભૌમિતિક આકૃતિઓ તો કલાકારે છૂટે હાથે વેરી છે, અને દિલ્હી–આગ્રાના આરસના કામ કરતા અમદાવાદના રેતીઆ પત્થર ( sand stone ) ઉપર તેનાથી ચડિયાતુ કામ કરવાના ચાતુર્યના યોગ્ય વખાણ કરવા એમા પોતાનું તે માટે એવી વૃત્તિ હોવાનો આરોપ કોઇ કરી શકે તેમ નથી

આવી રીતે ગુજરાતી બાદશાહોએ શણગારેલા અમદાવાદને મોગલ બાદશાહોએ વધુ તો ન શણગાર્યું, પણ આબાદી પુરેપુરી સાચવી રાખી પણ તે પછી તેના ભાગ્યચક્રમા આવેલા મરાઠા રાજ્યના વખતમા એના ઉપર રાહુની દશા બેઠી વસ્તી આઠ લાખથી ઘટી એંશી હજારની થઈ. સર ટૉમસ રોને લંડન જેવડું લાગેલુ અમદાવાદ કોટની અંદરના કેટલાક ભાગોમા પણ ઉજ્જડ થઇ ગયુ પરતુ અમદાવાદનુ નસીબ જુદુ હતુ ધીમેધીમે એની ચડતી એના વેપારમા દેખાવાની શરૂઆત થઇ અને તે આજ સુધી પણ ચાલુ જ છે

આવા આપણા અમદાવાદનો એકએક પત્થર અને એકએક નાની જગ્યા પોતાનો ઇતિહાસ દરેક રસથી ભરપુર કહી શકે તેમ છે અનેક અમીરો અને બીજા રાજપુરુષો ઉપરાત અનેક સતો પણ આ ભૂમિ ઉપર થઇ ગયા છે

વટવાથી અમદાવાદના દક્ષિણ કોટ સુધી, સાબરમતીના આરાના કિનારાથી કાકરિયા તળાવ સુધીના અમદાવાદ બહારના દક્ષિણ ભાગનો ઇતિહાસ કઇક જાણવા જેવો છે. અમદાવાદ ઉત્તર અને પશ્ચિમ કરતા પૂર્વ અને દક્ષિણે જ વધારે ફેલાએલુ અને વસેલુ આ દક્ષિણ ભાગમા અનેક સતોના નિવાસ અને રાજપુરુષોના મહેલો થઈ ગયા છે અને હાલ પણ ત્યા કેટલાક મકાનો ઉભા છે આ દક્ષિણ ભાગનો ઇતિહાસ અમદાવાદથી પણ જુનો છે અમદાવાદથી પહેલાનુ અને તે પછી એના એક પરા તરીકે છેક મોગલાઈ સુધી ઓળખાતું આસાવલ આ જ ભાગમા છે આજનુ અસારવા તે જ આસાવલ એ માન્યતા ખોટી છે અમદાવાદ વસના પહેલા સાબરમતીના કિનારા ઉપર કૅલિકો મીલની દક્ષિણ હદની લગભગથી શરૂ થઈ કોટની અંદર જમાલપુર, ખાનજહાન અને લગભગ રાયખડ સુધી એની હદ હતી; અને પૂર્વની મરહદ આસ્તોડીઆ દરવાજા અને રાયપુર દરવાજાને અડી કાકરિયા તળાવ સુધી હોવાનુ જણાય છે એનુ નામ બદલી કર્ણાવતી રાખવાનો કર્ણદેવનો પ્રયત્ન નિષ્ફળ ગયા પછી અહમદશાહે તેની છેક નજીક અમદાવાદ શહેર વસાવ્યુ અમદાવાદની સ્થાપના પછી અનેક નાનાં પરા ઉમરાવો અને સંતોના નામથી વસ્યા અને આસાવલ તો ફક્ત હાલના બહેરામપુરના વિભાગમા, કૅલિકો મીલ અને તેની આસપાસની જગ્યાએ જ સંકોચાઇ ગયુ કાકરિયાની પૂર્વનો ભાગ બાદ કરતા વટવા સુધીના દક્ષિણ ભાગમા વસેલા આસાવલ અને અમદાવાદના પરાઓમા, કુતુબે આલમના નિવાસનુ વટવા, નિઝામુલ્મુલ્ક મલિક ઇસનનુ વસાવેલુ ઇસનપુર, ચંડોળા તળાવની ઉત્તરે શાહે આલમ સાહેબે વસાવેલુ રસુલાબાદ, નવી ઇદગાહ પાસે જવામર્દખા બાબીએ વસાવેલુ જોરાવરપુર, ખુદાવદખા મલિક અલીમે વસાવેલુ અલીમપુર, સુલતાન કુતુબુદ્દીન અહમદશાહે ખામદરોળ (ઘટામડળ)ના મહેલો બધાવેલા તે ખામદરોળપુર ( હાલનું દાની લીમડા અને મુંધ ખામગોલ ), બહેરામપુર અને આસાવલ એટલા મુખ્ય હતા હાલ વટવા, ઇસનપુર અને બહેરામપુર સિવાય એકેનુ નામ જાણીતુ નથી

તવારીખકારો લખે છે કે શહેર બહારનો આ ભાગ એવો સુદર, બાગબગીચાઓથી મનોહર અને આબાદ હતો,' અને અમદાવાદથી મહેમદાવાદ સુધી પરાઓ અને દુકાનોની એવી સુંદર ગોઠવણ હતી કે છેક મહેમદાવાદ સુધી બધુ એક મોટું શહેર હોય એમ લાગતુ એક બાજુ કાકરિયું તળાવ, તેનો નગીનાબાગ અને નગીનામહેલ, તેની પાસે અલીમપુર અને મલિક અલીમની મસ્જીદ, તેની પાસે રસુલાબાદનુ સુદર કોટવાળુ નાનુ નગર અને અદર શાહે આલમનો રોજો, મસ્જિદ તથા બીજા મકાનો, મલિક અલીમની પાછળ શેખ કમાલ માળવીની દરગાહ, મર્યાદિ ઉપર બાબાલુલુઈની સુંદર મસ્જિદ, કૅલિકો મીલ પાછળ સૈયદ અબુ તુરાબનો રોજો, શાહે આલમ અને ઇસનપુરની વચ્ચે મોટું ચંડોળા તળાવ

એમને તથા એમના વશજોને ઘણા જ પ્રજ્ય ગણેલા છે બાપથી જુદા પડ્યા પછી એમણે આસાવલ પાસે રસુલાબાદ નામનુ પરૂ વસાવી ત્યા પોતાનુ રહેઠાણ કર્યું, અને એમનો પવિત્ર રોજો પણ હાલ એ જ જગ્યા ઉપર બાધેલો છે શાહે આલમને તેમના વખતમા મિયાં મંજલા કહેતા. તેમનુ લગ્ન સિધના જામની પુત્રી બીબી મુરકી સાથે થયુ હતુ તે સિવાય બીજી સ્ત્રીઓ પણ એમને હતી સુલતાન મહમુદ બેગડાના બાપ સુલતાન મુહમ્મદ બીજાના એ સાઢુ થાય, અને મહમુદ બેગડાના મામા થાય જ્યારે મહમુદ નાનો હતો ત્યારે તે પોતાના મામા શાહે આલમની પાસે રહેતો હતો, કારણ કે તેનો સાવકો ભાઇ સુલતાન કુતુબુદ્દીન તેને મારી નાખવાના ઘણા પ્રયત્નો કરી રહ્યો હતો મહમુદ બેગડો, જેને નાનપણમા ફતેહખા કહેતા તેના ઉપર શાહે આલમ સાહેબની ઘણી પ્રીતિ હતી અને એને સુલતાનના ક્રોધમાથી બચાવવા માટે હજરતે ઘણા ચમત્કારો કર્યા કહેવાય છે.

શાહે આલમ માહેબમા માધુતાના દરેક ગુણ સપૂર્ણ ખીલેલા હતા તે બધાનુ તથા તેમના ચમત્કારોનુ વર્ણન કરતા ઘણો વિસ્તાર થાય સસારમા રહેવા છતા, સસારનુ દરેક સુખ, દરેક ભોગવિલાસ ભોગવવા છતા સપૂર્ણ સાધુતા અને વીતરાગપણુ શી રીતે રહી શકે છે, કર્મ કર્યા છતા ફળની આશા ન રાખવી એ કર્મયોગનો સિદ્ધાન જીવનમા સફળ કેમ થાય છે તેનુ સુદર દૃષ્ટાત શાહે આલમ સાહેબના જીવનની વિગતોનો અભ્યાસ કરવાથી સમજાય છે શાહે આલમ સાહેબ તા. ૨૦ જમાદલ આખર હીજરી ૮૮૦મા એટલે તા. ૨૦મી ઑક્ટોબર ૧૪૭૫મા જિન્નતનશીન થયા

બધો દુનિયાદારી ઠાઠ ભોગવવા છતા તે વિરક્ત હતા અઠવાડીએ એક વાર શુક્રવારે જ કોઇને મળતા અને ધર્મ, જ્ઞાન વગેરેની વાતો અને ખુલાસા પુછનારને કરતા, તેમજ સમારના દુ ખ કહેનારના કષ્ટ પણ ટાળતા, એવા એ સિદ્ધ પુરુષ હતા તે સિવાયનો વખત ઇશ્વરધ્યાનમા ગાળતા. ઇસ્લામ ધર્મમા ગાયન આદિની મનાઈ કરેલી છે એમ મનાય છે એક વખત એક જડીઆએ બાદશાહને માટે જડિતકામ સાથે એક રૂબાબ તૈયાર કરેલુ, તે લઇને એ બાદશાહને નજર કરવા જતો હતો. રસ્તામા તેને શહેરનો કાજી નજમુદ્દીન મળ્યો. તેણે એ રૂબાબ જોઇને તોડીને ફેંકી દીધુ જડીઆએ આ ફરિયાદ સુલતાન આગળ કરી સુલતાને તે વખતે કાઇ કર્યુ નહિ, પણ કાજીને એટલુ કહેવડાવ્યુ કે મિયા મજલા (શાહે આલમ) ધર્મની આજ્ઞા વિરૂદ્ધ રેશમી કપડા પહેરે છે અને ગાયન સાભળે છે એને કેમ કઇ કહેતો નથી ? કાજી આ સાભળીને ધર્મપુસ્તકોમાથી રેશમી કપડા અને ગાયનની વિરૂદ્ધ ઉતારા એક કાગળ ઉપર ટાકી શુક્રવારે હઝરત શાહ પાસે ગયો કાજી એમની સામે બેઠો એટલે તરત જ એનુ ધર્મઝનુન નરમ પડી ગયુ એ દિવસે શાહે આલમે સાધારણ કાળો ઝબ્બો અને કાળી ટોપી પહેરી હતી એમણે કાજીને પુછ્યુ કે આપની પાઘડીમા શેનો કાગળ ખોસેલો છે ? કાજીએ કાગળ હઝરતના હાથમા મુક્યો તો તે કોરો માલમ પડ્યો અને બીજો કોઇ કાગળ જડ્યો નહિ. શાહે આલમ કાજીના મનની બધી વાત સમજી ગયા હતા. કાજી તો શરમિંદો જ પડી ગયો હતો અને મનમા હજરતનો શિષ્ય થઈ ચુક્યો હતો તે પછી શાહે આલમ ઉઠ્યા અને એક સુનાર કામ કરતો હતો તેની દોરી લઈ કેડે વીંટી, એમા એક લાકડી ખોસી અને કાજીનો હાથ ઝાલી મકાનની બહાર નીકળ્યા બહાર નીકળતા જ તેમનો ઝબ્બો કિનખાબનો, દોરી રત્નજડિત કમરબધ જેવી અને લાકડી ખજર જેવી લોકોની નજરે પડી શાહે કાજીને કહ્યુ, 'મારો લેબાસ એનો એ જ છે તેના તમે સાક્ષી છો લોકોની નજરે આવો પડે એવી પરવરદિગારની ઇચ્છા છે એમા હુ ગરીબ શુ કરૂ ?' કાજી નમી પડીને હજરતનો સેવક થઈ રહ્યો

આવા અનેક કિસ્સાઓ છે જેનુ વર્ણન થઇ શકે તેમ નથી. એક ધોબીના રમુજી કિસ્માની દતકથા હજી પણ ચાલે છે માળવાના શેખ કમાલ અને શાહે આલમની હકીકત ઉપર જણાવી છે આ બને સંતો પાડોશી હતા તે પણ આગળ જોયું એ બનેનો ધોબી એક હતો અને તેને કાઇ સતાન ન હતુ બને સતો પાસે એ જતો ત્યારે આટલી મહેરબાની કરવા વિનવતો એક વખત હજરત શાહે આલમે ખુશી થઇ કહ્યું કે 'જા, તને છોકરો થશે' પછી શેખ કમાલ પાસે જઈ તેજ દિવસે એ જ

વિનંતિ કરી શેખે કહ્યું કે 'જા, તને છોકરી થશે.' એ પછી કેટલેક સમયે તેને છોકરો થયો તે લઇ શાહે આલમને ત્યાં ગયો, અને તેમને બતાવ્યા બાદ, શેખ કમાલ પાસે આવ્યો. તે વખતે આશ્ચર્ય સાથે છોકરાને બદલે છોકરી માલુમ પડી' પછી જ્યારે જ્યારે એ શાહે આલમને મકાને જાય ત્યારે છોકરો અને શેખને મકાને જાય ત્યારે છોકરી થતી તેથી આજે પણ મુસલમાનોમા માન્યતા છે કે શાહે આલમ અને શેખ કમાલના રોજાઓમા એક જ દિવસે કદિ જવુ નહિ.

શાહે આલમના પિતા વટવાવાળા કુતુબે આલમ સાહેબ માટે પણ અનેક વાતો કહેવામા આવે છે એમા એક વાત જાણવા જેવી છે. એક વખત રાત્રે એ બહાર નીકળ્યા હતા ત્યારે લાકડાની એક ગાઠ પડેલી તેની ઠોકર વાગવાથી લોહી નીકળ્યુ કુતુબે આલમ બોલ્યા કે 'કયા હે? લુહા હે, લક્કડ હે, કે પત્થર હે?' દિવસ ઉગ્યા પછી જોતા ત્રણે વસ્તુઓના મિશ્રણવાળો એક કકડો પડેલો માલમ પડ્યો' અકબર બાદશાહે જ્યારે ગુજરાત જીત્યુ ત્યારે આ કકડો જોઇ તેને અરધો કરાવી પોતાની સાથે દિલ્હી લઇ ગયા અને બાકીનો અરધો આજે પણ બનાવવામા આવે છે એમ કહેવાય છે. આખા અમદાવાદમા તો મહાપુરુષો, ધાર્મિક, રાજકીય વગેરે દરેક ક્ષેત્રમા એટલા થયા છે, અને દરેકદરેક સ્થળનો ઇતિહાસ એટલો રસમય છે કે લખતા પાર ન આવે

આમ, અમદાવાદની આબાદી લગભગ પાચસો વર્ષથી તેના સતો અને મહાપુરુષોના પ્રતાપે આજ સુધી ચાલી આવી છે હાલનુ અમદાવાદ તે મરાઠા રાજ્યની અવ્યવસ્થાથી સડી ગયા પછી અમદાવાદીઓની જાતમહેનતથી સહેજ સુધરેલી એ પ્રાચીન અમદાવાદની આવૃત્તિ છે. એને જમાના પ્રમાણે હજી તો ઘણી યે સુધારવી વધારવી પડશે બાદશાહ અહમદશાહ શહેરની સ્થાપના કર્યા પછી શાહે આલમના બાપ કુતુબે આલમ પાસે શહેર માટે આશીર્વાદ માગવા ગયા ત્યારે તે મહાત્માએ કહેલુ કે 'અહમદાબાદ—અબ્દુલ આબાદ'—(પરમકૃપાળુ પરમેશ્વર અમદાવાદને સદાકાળ આબાદ રાખશે) એ ભવિષ્યવાણી સત્ય જ ઠરી છે અને ઠરશે, એમ. અમદાવાદની હાલની પ્રગતિથી જણાય છે, અને અમદાવાદની હાલની આવૃત્તિ સુધરીને ગ્લેઝવાળી, સચિત્ર અને સુવર્ણમંડિત થશે ત્યારે અમદાવાદ શહેર તેની પ્રાચીન મહત્તા નવા કલેવર અને નવા વેશમાં શોભાવશે. આ સ્થિતિ આવવાને હવે સૈકાઓ નથી લાગવાના એની પ્રગતિની સવારીના નિશાનડંકાના અવાજ દૂરદૂરથી સંભળાવા લાગ્યા છે. **રત્નમણિરાવ ભીમરાવ**

## મારી ચુંદડી

ઓઢું હુ રગભરી ચુંદડી' (૨)
વગડે શણગાર ભર્યો ઠામઠામ કેસુડો,
વગડો લુટાય, હો સાહેલડી' —ઓઢું૦

કેસુડાના પાણીડે રગાય એ સીંગવડો.*
હરિયો છલકાય, હો સાહેલડી' —ઓઢું૦

ચુંદડીથી ઢાકું પેલો આભલામા ચાદલો,
મનડું હરખાય, હો સાહેલડી' —ઓઢું૦

ચુન્દડીના રગથી દીપાવુ મારો ઓટલો,
સાથીઆ પુરાય, હો સાહેલડી' —ઓઢું૦

રગના વરસાદમા ભીંજાય પેલો બાલુડો,
નેહડો વગ્તાય, હો સાહેલડી! —ઓઢું૦

**રઘુનાથ ગંગારામ કદમ**

## ઈનામી હરીફાઈનાં પરિણામ

### તમે તંત્રી હો તો

વાળી ઇનામી હરીફાઈમા તેર જણાએ ભાગ લીધેલો તેમના જવાબો ઉપર થોડી વિવેચના આ અકની મિજલસમાં જોશો પહેલુ ઇનામ જનાર્દન ગોવિંદરાય વસાવડા (ગોંડળ) ને, બીજુ ઇનામ ડૉ મૅકેન્ઝી પી સોલા (બાજીપુરા)ને, ત્રીજું જયતી પારેખ (સાબરમતી)ને અને ચોથુ ખીમજી રૂપસી મોતા (મુબાઇ)ને મળે છે

### સ્ત્રી ઇનામ

માટે ગયા બે માસ (પોષ અને માઘ)થી જે બે વિષયો ખુલ્લા મુક્યા છે તેને માટે હજી અમને પુરતા લેખો મળ્યા ન હોવાથી એ બને ઇનામો હજી ખુલ્લા રાખીએ છીએ.

* ગીરપ્રદેશની એક નદી



# મારી પોતાની વાત

૬

બબુ પાટોશાણો

## પારવતી માશી
## જડાવ માશી ને
## લખુડી માશી

અંગ્રેજી બીજા ધોરણથી જ્યાં સુધી હું અમદાવાદમાં, મારા માશીને ઘેર રહીને ભણ્યો. માશી સિવાય બીજાં પણ અમારે ઘણાં સગાં હતાં, પરંતુ અમારી ગરીબાઇની મુશીબતોનો ખરો ખ્યાલ જેવો એ સમજ્યાં હતાં એવું બીજું કોઇ ભાગ્યે જ સમજ્યું હશે.

મામા પણ મારા ઉપર બહુ માયા રાખતા, અને એમને ઘેર રહી હું બે અક્ષર ભણીગણી સુખી થાઉં એવી ઉમેદ રાખતા માશી-મામા બન્ને મારી સાથે એટલા ઉદાર મનથી વર્તતાં કે એ દિવસો અત્યારે સાંભરું છું ત્યારે પણ મારું હૃદય આદર અને ભક્તિભાવથી ઉભરાઇ ગયા વગર રહેતું નથી

સગાવહાલાંની ખરી કદર ગરીબાઇમાં જ થાય છે સગાંઓની વિકટતા, સ્વાર્થપરાયણતા, ધનવાનોની નિષ્ઠુરતા વગેરે ઘણા કડવામીઠા અનુભવો અમને એ દિવસોમાં થયા.

હવે ભાઇ હ અને અમારી મિત્રમંડળી ફરી નવી રોજ નવાનવા પ્રદેશ શોધવા ને નવીનવી જીતો મેળવવી એ જ અમારું મુખ્ય કામ હતું

પતંગના દિવસોમાં માશીના તથા પાડોશીના ઘરનાં છાપરાંના નેવાંના ભુક્કા ઉડવા લાગ્યા. ઉડતી પતંગો ઝંડાથી પાડવી, કપાએલી પતંગોની દોરો લુટવી, સામી પોળોવાળા જોડે નળિયેનળિયે લડવું એવાએવા ચાચિયાના હુનરમાં અમે કુશળતા મેળવી હતી

પાડોશમાં એક પારવતી માશી હતાં એમનું છાપરું ને અગાશી એક વખત એટલાં બધાં ખુદાઇ ગયાં કે બીજે દિવસે તો એ ધોકણું લઇને જ આવી ઉભાં ધમકી, ડર, ગાળો, શાપ–કશાને અમે જ્યારે ગાંઠતા જ નથી એમ એમણે જોયું ત્યારે છેલ્લું કહેણ કહીને એ ગયાં કે 'હવે પછી તમને કોઇને મારી અગાશીમાં પગ મુકતા જોઇશ તો ટાટિયો જ વાઢી નાખીશ.' તે વચનથી અમે નિશ્ચય કર્યો કે હવે પછી આપણે એમની અગાશી કે છાપરે ન જ જવું, નહિ તો ટાટિયો ખોવાનો ભય છે!

પરંતુ બીજે જ દિવસે સાંજે, ભર દોરથી બે પતંગો ચાલી જાય છે, એક છે ઘેંશિયો લચ્છાદાર ને બીજો છે ચટાપટા મન કેમ ઝાલ્યું રહે? 'ઉઠ જીવ!' મેં ઝડો લીધો. મ. ભાઇએ લગર ફેંકવા માડ્યા અને હ કોઠા પરથી દોડી સામે છાપરે કુદવા જાય છે એવામાં જ પારવતી માશીની અગાશીમાં ધબ લઇને પડ્યા! પડ્યા તો ખરા, પણ આડા પતરા પર પડ્યા અવાજ થયો ધમમમમ . . . .

પારવતી માશી નીચેથી બુમો પાડવા લાગ્યાં પાડાપાડોશી 'શું થયું? શું થયું?' કરવા લાગ્યા માશી નીચેથી વરે છે અને અમારા જીવ ઉડી ગયા પણ હ ભાઇને વાગ્યા કરતાં યે ટાટિયો વઢાવાની વધારે બીક હતી. ઝડપ દઇને એ ઉભા થયા અને કોઠા ઉપરથી અમે એમના હાથ ઝાલી લીધા, એટલે સાચવીને એ અમારી સરહદમાં આવી હોશિયાર થઇને ખુખારવા લાગ્યા

'હવે આવી જા, તારી માની પારવતી!' હજી એમ હું બોલતો હતો એટલામાં તો મોટો છરો લઇને પારવતી માશી આવી પહોંચ્યાં'

બાલ્યો ચડાવીને ભાઇ હ કોઠા પર જ બેઠા છે, પણ પગ અમારી હદમાં હતા. સમયસૂચકતા વાપરી એ ખબરદારીથી કહેવા લાગ્યા, 'જુઓ પારવતી માશી, કંઇ નથી બન્યું આ આમથી બે મોટા બિલાડા લડતાલડતા આવ્યા મેં જાણ્યું તમારાં નળિયાં ભાંગશે. કાલની તમે એ તરફ પગ મુકવાની મના કરેલી એટલે શું કરું? આ વાંસડા વતી હું હાંકવા ગયો એટલે એ ધબ લઇને પડ્યા પતરા પર એનો ધડાકો

થયો, બીજું કંઇ નથી જુઓ પાર્વતી માશી ! કાલનાં તમે ના કહી ગયા ત્યારથી તમારૂં એકકે નળિયું ભાંગ્યું છે ?' પાર્વતી માશીને સંતોષ થયો ને વાત ખરી માનીને નીચે ગયા. પણ ત્યાર પછી તો પાર્વતી માશીનાં કેટલા યે નળિયાં ભાંગ્યાં છે ને સેંકડો વાર એમની અગાશીમા પગ મુકાઇ ગયા છે !

અમારે ગિલ્લીદંડા પણ ચોકઠામા જ રમવાના રમનારમતા બીજા એક જડાવ માશીની મેડીએ મોઇઓ જાય ને ગાળો ખાવી પડે ! એક દિવસ તો કટા-ળીને જડાવ માશીએ મોઇ ન જ આપી ને ચાડી ખાધી તે જુદી હ ભાઇને રીસ ચડી તે બીજે દિવસે મોઇ તાકીને એવી ઉડાડી કે જડાવ માશીને છીંકે દહીંની માટલી હતી તે જ ફુટી ! એ જોઇ 'લેતી જા જડાવ માશી' એમ બોલી જવાયુ પછી તો રહેશો ક્યા ? પાછી લડાઈ ચાલી. પણ એ જ રાત્રે જડાવ માશીને વીંછી કરડયો હ ભાઇ કહે, 'ચાલો માશી, હુ વીંછી ઉતારનારને ત્યા લઇ જઉં.' એથી કોલકરાર થયા.

પણ ખુબ રમુજની વાત તો એ હતી કે હ ભાઇ કોઇ વીંછી ઉતારનારને ઓળખતા જ નહોતા ખાલી ગપ છાટેલી. કારણ એ હતુ કે જડાવ માશી વીંછીની પીડાથી છેડો વાળીને કોઇ મરી ગયુ હોય ને રૂવે એમ રોતાં હતા. હ ભાઇના મનમા એમ કે જડાવ માશી જેવાં માશી રોતારોતા જાય ને આપણે આગળ ચાલીએ ને લોકો જુવે એ પણ એક લ્હાવો છે !

એક પાડોશીએ બળદનો એક્કો જોડી આપ્યો જડાવ માશી એમા બેઠેલા ને અમે બધા સાજનમા ચાલીએ. હ. ભાઇ પાછળ ચાલે ને લોકોનાં ટોળે-ટોળા રસ્તામાં પુછે તેને હ ભાઇ જવાબ આપે જાય કે, 'ભાઇઓ જાવ, બહેનો જાવ; અહીં કંઇ તમાશો નથી. એ તો અમારા જડાવ માશીને વીંછી કરડ્યો છે !'

જડાવ માશી તો ચોધાર આસુએ રડે છે' 'ઓ મારી મા રે; તું મને મુકીને ક્યાં ગઇ ? ગળથુ-થીમા ઝેર કેમ ના દીધા, વગેરે.' આ વરઘોડો ખાડિયુ, સારગપુર, પાંચકુવા, ચાર રસ્તા ફરીને પાછો ઘેર આવ્યો. વીંછી ઉતારનારને બહુ યે શોધ્યો, પણ કોઇનું યે ઘર હ ભાઇએ જોયુ હોય ત્યારે ને ?

ઘેર આવીને જડાવ માશીને કોઇએ અફીણ ખવ-ડાવીને ઉંઘાડી દીધા તે સવારે ઉઠયા ત્યારે તો પાછાં ઘોડા જેવાં ! પણ હ. ભાઇનો ઉપકાર એ જીવ્યાં ત્યાં સુધી માનતાં કે 'ના, બચારો છોકરો પરગજુ તો ખરો; અરધી રાત સુધી મારે સારૂ ભટકયો.'

ત્રીજાં હતા લખુડી માશી. એમની નીચેનું ઘર અમે ભાડે રાખેલુ. ત્યા હીંચકા ખાવા રોજ જતા એ કહે 'હીંચકા ઓછા ખાઓ, મારી મેડી તુટી પડશે.' પણ અમારે સામી ભીંતે અડે એટલા હીંચકા ખાવા જોઇએ ક્યાય સુધી લખુડી માશી ગમ ખાય; પણ પછી દાદરે નીચા વળીને છાનામાના જુવે.

જરાક એમનું નાક કે કપાળ જોતાં જ અમે હીંચકા ધીમા પાડી દઇએ અને એકબીજાના કાનમા કહીએ કે 'લખુડી વાદરી. લખુડી વાદરી.'

પણ લખુડી માશીના કાન એવા સરવા ' એ 'લખુડી વાદરી' સાભળી જાય ને પછી તો અમારા વડિલો પાસે ફરિયાદ ચાલે 'એ આ તમારા ઘોડા-ઓને વારજો; મને મોટી સાઠ વરસનીને ગાળો ભાડે છે.' પુછવામા આવે કે શી ગાળો ભાડે છે ત્યારે કહે, 'પુછોને એમને' પોતાને મોઢે લખુડી વાદરીની કબુલાત આપે તો પોળમા કાયમનુ નામ પડી જાય એ એમને ધાસ્તી ! આથી ગાળનો પુરાવો મળે નહિ ને અમે ફાવી જઇએ સાઠ વરસની ડોશી જુઠી ઠરે, ને અમારે ઘણું જીવો હીંચકા !

એક વખત અમારી પોળમા માતા કાઢનારા વડાદરા બ્રાહ્મણો આવ્યા હતા.

'જે કોઇ સીધું પૈસો ને દીવો મોકલે,
તેના અખુટ રહે ભંડાર,
બહુચર ભલે આવીઆં.'

એમ લહેકા કરીને એ ગાતા હતા. એક જણ ચાદર ઓઢીને 'હૃ હૃ' કરતો ધુણતો હતો અને બીજા 'ધન્ય મા! ધન્ય મા!' કરતા હતા.

પછી જેના શરીરમાં માતા આવ્યા હતા તે બોલ્યો, 'અલ્યા સેવક, શું જોઇએ ?'

સેવક કહે, 'સવા શેર કકુ અને નાડાછડી આપો મા.'

માતા—વગાડય થાળી. હૃ હૃ; હૃ હૃ-

સેવકો—ધન્ય મા ! ધન્ય મા !

એવામાં તો માતાએ કંકુથી થાળી ભરી દીધી અને મોમાંથી ધમારાબંર નાડાછડી કાઢી આપી ! સ્ત્રીઓ આશ્ચર્યચકિત થઈ જોઇ રહી અને છોકરાઓ ધન્યવાદમાં તાળીઓ પાડી ઉઠયા.

માતાએ બીજી વાર પુછ્યું, 'બોલ્ય સેવક, શું જોઇએ ? માગે તે આપું.'

સેવક—અત્તર, શ્રીફળ, વામણુ, ઘરેણાં, એવું-એવું આપો મા '

માતા—વગાડય થાળી—

' આમ કરીને ચાદર ઓઢીને માતા જ્યાં જમીન પર બધું માગેલું આપવા તત્પર થાય છે ત્યાં હ. ભાઈ ઉઠયા ને માતાની ચાદર ઉઘાડી નાખી ! માતા ધીમેથી પોટલી છોડતા હતા અને બધું એક પછી એક ગોઠવતા જ પકડાઇ ગયા ' એ બધું મોમાંથી કાઢીએ છીએ એમ સિદ્ધ થવાનું હતું '

સેવકો તથા પોળની બાયડીઓ બધા હ. ભાઇનું શું થશે તે બાબત ગભરાતા હતા માતાએ તો શાપ ઉપર શાપ દેવા માંડ્યા ને માશીએ ક્ષમા માગવા માંડી

પણ માતા હવે રીસાઇ ગયા ને ખેલ અધુરો રહ્યો.

બીચારા માશીએ તો હ. ભાઇ સલામત રહે એ માટે કંઇકઇ બાધાઓ રાખેલી અને માતાજીના કોપનું સાંત્વન કરેલું

હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

---

## હજી ગઇ કાલની જ વાત

# એક ચમત્કાર

વીસમી સદીમાં દેવદેવીઓના ચમત્કારો વગેરેમાં માનનારાઓ બહુ ઓછા થતા જાય છે બુદ્ધિથી વિચાર કરનારાઓએ ચમત્કાર જેવી જણાતી દરેક બાબતનું કંઇકંઇ કારણ શોધી કાઢી એ ભ્રમ દૂર કર્યો છે

અમે પણ એ જ જાતની એક માન્યતા જુઠી હોવી જોઇએ એમ ધારી, અમદાવાદથી માતિજ-ખેડબ્રહ્મા લાઇનમાં ડભોડા સ્ટેશનથી ત્રણેક ગાઉ દૂર આવેલા પાલેજ ગામમાં હોળી જોવા ગઈ કાલે બપોરે ગએલા

દરેક ગામમાં હોળી પ્રગટાવાય છે, અહીં માત્ર વિશેષતા એટલી સાંભળેલી કે એ હોળીના લાકડાં સળગી રહ્યા પછી ધખધખતા અંગારામાં થઇ ગામના લગભગ બધા માણસો દર વર્ષે ઉઘાડે પગે ચાલ્યા જાય છે, તો પણ તેમને કશી ઈજા થતી નથી !

કંઇકંઇ તર્કવિતર્કો કરતા અમે ત્યાં પહોંચ્યા સાંજે સાતેક વાગ્યે ગામના માણસો ' કાળકા માતકી જય ! અંબે માતકી જય ! ' એમ બોલતા એકઠા થયા અમે પણ સાથે જ હતા બધે સ્થળે જેમ હોળીઓ પ્રગટાવાય છે તેમ જ અહીં પણ હોળી પ્રગટાવવામાં આવી ને પોતપોતાને ઘેર ચાલ્યા ગયા રાત્રે લગભગ દસ વાગ્યે હોળીની જ્વાળાઓ નીકળતી બંધ થઈ એટલે વળી પાછા માણસો ' કાળકા માતકી જય, અંબે માતકી જય ' બોલતા ભેગાં થઈ ગયા. બેચાર માણસોએ ધગધગતા કોલસાના ઢગલાને આઠદસ ફુટમાં પહોળો કરી નાખ્યો, અને તે પછી લોકો એક પછી એક ઉપરથી પસાર થવા લાગ્યા અમે તો જોઇ જ રહ્યા !

આ ભેદ જાણવા માટે તો અમે અહીં આવ્યા હતા, એટલે અમે પણ એ ઢગલામાં ચાલવાનો નિશ્ચય કર્યો બળવાની બીક તો બહુ જ લાગતી હતી, પણ હીમત ભીડી અમે અંદર પડ્યા બે, ત્રણ અને ચોથે ડગલે તો બહાર નીકળી ગયા અમારા પગમાં લેશ માત્ર ઇજા થઈ ન હતી ! પછી તો ફરી એક વાર અમે બંનેએ ચાલી જોયું, પણ જરા યે ઇજા ન આવી. ત્યાંના કેટલાક માણસો તો જાણે પાણીમાંથી પસાર થવું હોય તેમ પગમાંથી જોડા કાઢી, કપડાં ઉંચા લઈ ખુબ આસ્તેઆસ્તે, પત્થરના ઢગલા ઉપરથી ચાલતા હોય તેમ ચાલ્યા જતા અને બીલકુલ ઇજા વગર બહાર નીકળતા ! કેડમાં છોકરાં બેસાડીને પણ ઘણાં માણસો અંગારામાં ચાલતા. નાનાનાના છોકરાછો-રીઓ પણ અંદરથી દોડાદોડ કરતા.

આટલી બધી હકીકત અમે અનુભવી અને નજરોનજર જોઇ ખુબ ધીરેથી ચાલનારના પગના તળિયામાંથી પરસેવો છુટે છે ચાલતાચાલતા જો કોઇના પગ નીચે અંદર હોમેલા નાળિયેરની કાચલીનો અગ્નિ કે એવું કાંઇ આવે છે તો પગે થોડી જરા ચમકારો છે, પરંતુ એનાથી પગમાં ફોલ્લો તો નથી જ ઉઠતો

બાળકથી માંડી વૃદ્ધ સુધી ત્યાંના સૌ કોઇ આની પાછળ માતાનું સત માને છે. ફેરવાએલ માણસો ત્યાં બહુ થોડાં છે અમારા જેવા માતાના પરચામાં અશ્રદ્ધા રાખનારા પણ એમાંથી વગર ઇજાએ કેમ નીકળી શક્યા એનું કારણ અમને કાંઇ સમજાતું નથી. હોળી પ્રકટાવવાના સ્થળ સામે જ કાળકા માતાની ઓરડી છે આ વાતની પરીક્ષા કરવા કોઇ વાર ઘર આગળ હોળી સળગાવી અંદર ચાલી જોવાનો અમારો વિચાર છે

ચદુલાલ ભટ્ટ અને મુળશંકર ભટ્ટ

---

હોડીમાં પાણી ભરાતું જોઈ ખારવાને ચિંતા થવા માંડી 'ચાલો આપણે પાણી કાઢી નાખીએ ' તે બોલ્યો.

પાસે ઉભેલો એક ચબરાક કહે, ' કાંઈ નહિ, પુરેપુરી ભરાવા દોને; એટલે આપણે ઉંધી વાળી બધું પાણી કાઢી નાખશું '

# ખાઓ, પીઓ, લ્હેર કરો અને—

## નિષ્ફળતા!

કેટલો ભયંકર શબ્દ! નિર્બળતા, નપુંસકતા, પરાજય, નિરાશા, દુઃખ, વિનાશની કેટલી બધી સૂચક સંજ્ઞા!

અને જેના જીવનમા આ શબ્દનો ધ્વનિ વ્યાપક રીતે સંભળાતો હોય તે દીન પુરુષની દશા?

ડગલેડગલે કામના ડુંગર વગરખસેડેલા પડ્યા હોય છે, અરધી કરેલી પ્રવૃત્તિઓનો પાર હોતો નથી; અણલડ્યા જીવનસંગ્રામ અને વણભોગવ્યા સુખ એમનાં એમ જ રહે છે, જુવાની અણખીલી અધુરી અકાળે છુંદાઈ જાય છે. આખું જીવન નિસ્સત્વ–નિર્જીવ બને છે.

આનું કારણ? પુરુષાર્થનો અભાવ, પુરુષાર્થના પોષક તત્ત્વોના વિકાસની ઊણપ.

પુરુષાર્થ એટલે પૂર્ણ મનુષ્યત્વ, માનવજીવનના સર્વ અંગોની સમતોલ ખીલવણી. એ વિકાસથી ઉત્પન્ન થનારી મનુષ્યની શક્તિનો આવિર્ભાવ તે જ પુરુષાર્થ અને આવા પુરુષાર્થથી સધાતી વસ્તુનું નામ સફળતા, વિજય, ઐશ્વર્ય, સુખ, પૂર્ણ મનુષ્યત્વ.

જેને વિઘ્નો ડરાવતા નથી, કાર્યની વિશાળતા જેને થથરાવતી નથી, સાધનોની ઊણપ જેને અચકાવતી નથી, એવો પુરુષાર્થી મનુષ્ય જ્યારે કોઈ પણ કાર્યમા જોડાય છે ત્યારે તેની કેન્દ્રસ્થ શક્તિઓના વિકાસનુ સુંદર દર્શન થાય છે. એવો માણસ જ્યારે કોઈ પણ કાર્યે હાથ ધરે છે ત્યારે વિજયને જ વરે છે. કારણ કે એનો વિકાસ સર્વાંગી હોય છે એના સ્નાયુઓ બલવાન હોય છે, શ્વાસોચ્છ્વાસ પર એનુ સંપૂર્ણ સ્વામિત્વ હોય છે, લોહીને શુદ્ધ કરનાર એના ફેફસા, અને એ શુદ્ધ લોહીને વહાવનાર એનુ હૃદય શક્તિવાન હોય છે. તાજુ પુષ્કળ લોહી ઉત્પન્ન કરનારી એની પાચનક્રિયા ઉત્તમ પ્રતિની હોય છે. અને આ બધાને પરિણામે એના મગજ અને જ્ઞાનતંતુઓ પ્રફુલ્લ, તીવ્ર અને તેજસ્વી હોય છે. એવા મનુષ્યને વિજય હાથવેંતમા કેમ ન હોય?

શરીર, મન અને આત્માની સત્ત્વસંશુદ્ધિ વિજયની ચાવી છે. એક પણ અંગની શક્તિનો હ્રાસ આખા માનવજીવનને નિર્બળ કરી નાખનાર નીવડે છે. કારણ, આપણું શરીર એક ઉત્તમ પ્રતિનું યંત્ર છે. એનાં વિવિધ અંગોની રચના અને શક્તિની યોજના અત્યંત બુદ્ધિપૂર્વક કરવામા આવી છે. પ્રત્યેક અંગ એટલા તો મહત્ત્વનુ હોય છે કે એના કાર્યમા રજ પણ ડખલ આવતા જ આખા શરીરની શક્તિ અને કાર્યક્ષમતામા શિથિલતા આવે છે.

આપણે જે આહાર લઈએ છીએ તેની પાચનક્રિયાથી લોહીની ઉત્પત્તિ થાય છે, પરંતુ એને શરીરમા યોગ્ય રીતે વહેંચી આપનાર તો હૃદય જ છે સ્નાયુઓના દુષક તત્ત્વોને પાછું ખેંચનાર હૃદય ખરૂં, પરંતુ એની વિશુદ્ધિની ક્રિયા તો ફેફસાં જ કરે છે. અને આખા શરીરને નિયત માર્ગે દોરનાર મગજ અને જ્ઞાનતંતુઓનું સ્થાન પણ એટલું જ મહત્ત્વનુ છે. અર્થાત્ સમતોલ વિકાસ, પ્રત્યેક અંગની સરળ પ્રવૃત્તિ, ચિત્તની સ્વસ્થતા ઉપરાત વિચારની સાત્ત્વિક અવસ્થા, ચપળતા અને અનુરૂપતા ઉપર જીવનની સફળતાનો આધાર છે.

આટલું જાણ્યા પછી નિષ્ફળતાની શરૂઆત ક્યાથી થાય છે, એ શોધી કાઢવુ અઘરૂં નથી. અતિશય આહારને લીધે આપણું જઠર નબળું પડ્યું, શરીરના મધ્યબિન્દુ જેવા આ કારખાનાનો વ્યવસાય ઢીલો થતાં લોહીની ઉત્પત્તિ ઓછી થવા લાગી, એટલે હૃદય પણ આળસુ બન્યુ, એને લીધે ફેફસાનુ કામ પણ નરમ પડ્યું પરિણામે પોષણના અભાવે અંગોના સ્નાયુઓ નિર્બળ અને ઢીલા બન્યા કંઈ પણ કાર્ય કરતા નિર્બળતા જણાવા લાગી. થયું! ચીડિયાપણું, ઉજાગરો, ચિંતા વગેરે મહેમાનોએ પડાવ નાખ્યો. એમનો સત્કાર કરવામા રોકાએલા મનને બીચારાને વિકસવાનો અવકાશ જ ક્યા રહ્યો?

આ સર્વનું મૂળ માત્ર જરા જેટલી દેખાતી ભૂલમાં જ હોય છે ચાવીને ન ખાધુ; નોકરી કે નિશાળે જતા લપલપ ઉતાવળે ખાઈ લીધું, નાટક કે સીનેમા જોવા જતા જરા નાસ્તો કર્યો; બે ભાઈબંધ ભેગા થયા એટલે કંઈ હૉટેલમા ગયા વિના ચાલે; આગ્રહ કરે ત્યારે થોડુંક મિષ્ટાન્ન વધારે લેવું જ પડે;—આવી આવી અનેક જરા જેટલી ભૂલોથી શરીરને બનાવી દીધી કચરાપેટી—ઉકરડો. અંદર સડવુ કહોવાણ

અને પરિણામ? માંદગી,— નિર્બળતા,—નપુંસકતા,—મરણ

ખાઓ, પીઓ, લહેર કરો અને—
અને, અકાળ મૃત્યુ પામો.

આ એવું રામજનક છે?

આરોગ્ય ખજાનો પાયો છે. સ્વાસ્થ્યની સબળતા ઉપર વિજયી જીવનનો આધાર છે. યોગ્ય આહાર-વિહાર, શારીરિક શ્રમ અને નિયમિત આરામ પર આરોગ્યનું ભાવિ અવલંબે છે. જ્યારે મનુષ્ય આહાર-વિહારમાં ઉચ્છૃંખલ વર્તન કરે છે, ત્યારે પ્રેમાળ પ્રકૃતિદેવી એને બન્ને હાથ મુકી રોકે છે અને મમતાથી પાછા વળવાનું સૂચવે છે. સામાન્ય રીતે તો કુદરતની આ સૂચના (એટલે સુક, અપચો, મરડો, ઉલટી, મળેખમ વગેરે) વ્યર્થ જતી નથી, અને માણસ આહારવિહાર પ્રત્યે લગ આપવા મંડી જાય છે. પરંતુ વારંવાર આવતા પ્રલોભનો સામે થવાનું સંકલ્પ બળ જેનામાં નથી એવો દીન મનુષ્ય કુદરતની એ શાન પણ ગંભીર સૂચનાની અવગણના કરે છે. એટલે આખરે એને પ્રકૃતિના પ્રત્યાઘાતનું જ દર્શન થાય છે અને અંતે અનેક ભયંકર વ્યાધિઓનો તે ભોગ બને છે

શરીરના વ્યાધિઓમાંથી નવ્વાણું ટકા તો આહાર પ્રત્યે દુર્લક્ષ કરવાથી જ ઉત્પન્ન થાય છે. એટલે આહાર એ પ્રાણીજીવનનો અત્યંત મહત્ત્વનો ભાગ ગણી શકાય.

એ પછી એટલા જ મહત્ત્વનો બીજો વિષય તે કસરત અને આરામ એક ગેર અનાજના પાચનને એકથી ત્રણ કલાક લાગે છે અને એને પચાવવા માટે એક કલાકની સખત શારીરિક મહેનતની જરૂર પડે છે સ્નાયુઓના સંચાલન પર જ આહારના પાચનનો આધાર હોય છે અને શ્રમિત થતા અંગોને જો આરામ ન મળે તો એમની શક્તિનો હ્રાસ થાય અને શિથિલતા આવે. આ રીતે આહાર ઉપરાંત સ્નાયુઓના યોગ્ય સંચાલન અને આરામ પર શરીર મન-ની પૂર્ણતા અવલંબે છે. હકીકતમાં જો આમ જ છે, તો પછી આમાંથી કયા તત્ત્વને વિસરી જવાય તેમ છે? ઇશ્વર નિભે કદાચ નંદેદ કરી શકાય• એથી પરિણામે કશું જ નુકશાન ન થાય પરંતુ શરીરને ભુલી જવાય એમ નથી એક પણ ભુલનું ફળ અત્યંત કઠોર અને ભયાવહ નીવડ્યા વિના રહેતું નથી. જીવન એટલું તો ઝડપથી વહી જાય છે, કે આવી ક્ષુદ્ર ગણાતી ભુલોનો વિચાર કરવો મનુષ્યને આવશ્યક લાગતો નથી

મોજશોખ, મિથ્યા ગપ્પા અને એવી બીજી અનેક નિર્જીવ અને પરિણામે દુઃખપ્રદ વાતોમાં માણસ વ્યર્થ કાળક્ષેપ કરતો હોય છે પણ આપણે એને જો આહાર, વ્યાયામ કે નિયમિત આરામની વાત કરીએ તો કહેશે અરે ભાઈ, વખત જ ક્યાં મળે છે? પરંતુ અંધ મનુષ્ય જેવા આ પામરને વિચાર પણ નથી આવતો કે મરવાને માટે તો પુષ્કળ સમય છે. માત્ર


જુવાનીનો કાળ એ જ સ્વપ્ના સેવવાનો સમય છે ત્યારે જ મન-સૃષ્ટિમાં ભાવનાઓના ભવ્ય દર્શન લાધે છે એ સમયમાં હૃદય ઉદાર ઊર્મિઓથી જ ધબકતું હોય છે ને મન જ પણ તાજગી જ અનુભવતું હોય છે એટલે યુવકની કલ્પના જાણે પ્રજ્વલિત બની દૂર દૂર ભમે છે ને વીરત્વ અને પ્રેમ, સાહસ અને આત્મ-સમર્પણના ભવ્ય સ્વપ્નો નિરખે છે પણ એ વર્ષો વીતતા, જીવનનો બોજો યુવાનને કચડવા માટે છે અને એ ભવ્ય દર્શનો-ભાવનાના એ પુનિત પગલાં-પાછાં ને પાછાં હઠતાં જાય છે મારા યુવાન બંધુઓ અને બહેનીઓ! તમારા શરીર ભલે જુવાની વટાવી જાય, પણ તમે તો સદા યુવાન જ રહેજો જુવાનીના આદર્શોની આરાધના આખી જીંદગી કર્યા કરજો જુવાનીના એ આદર્શોને ન ભુલશો, ન ભુલશો' સ્વા. જીનરાજદાસ

કોઇ પણ પ્રયત્ને જીવનને સુંદર ને બળવાન બનાવવા માટે ખાસ સમયની વ્યવસ્થા કરવામાં જ ખરૂં મનુષ્યત્વ રહેલું છે. કારણ કે, એક ક્ષણનો પણ વિલંબ ઘણી વાર વિનાશક નીવડે છે. નિર્બળતા અને નપુંસકતાનું પાલનપોષણ કરનારને પ્રકૃતિના ખાસ સિદ્ધાન્તનું ભાન નથી હોતુ કે પૂર્ણ મનુષ્યને જ જીવવાનો અધિકાર છે.

યોગ્ય વ્યાયામથી અંગો બરોબર કસાતા હોય; પછી એને અત્યંત સરળ અને પોષક આહારનું બળ મળતુ હોય, અને તેમા શાંત સ્વસ્થ નિદ્રા તથા પ્રત્યેક સ્નાયુને શિથિલ રાખી પુરતો આરામ આપવાથી નવું ચેતન પુરાતુ હોય તો જ માણસ સંપૂર્ણ રીતે તંદુરસ્ત રહી શકે. શરીરની આવી નિરામયતાથી મગજ હલકુ અને શુદ્ધ વિચારને અનુકૂળ બને છે ઉત્તમ પ્રતિના વિચાર અને વાચનથી ઉલ્હાસ અને ઉત્સાહપ્રેરક બળની પ્રાપ્તિ થાય છે આનું નામ પૂર્ણ મનુષ્યત્વ.

મસાલાવાળા તીખાતમતા ભોજનો એ આહાર નથી. મરતામરતા લથડતે પગલે થોડુંક ફરી આવવુ –ફરવા જવાનો ઢંભ કરવો એ વ્યાયામ નથી અનેક વિચારથી ગુંગળાઇ જતા મનવાળો મનુષ્ય શિથિલના શું એ સમજતો જ નથી. એટલે અત્યારના ધમાલિયા જીવનમા તો મનુષ્યત્વને ખીલતુ જોવાનો પ્રસંગ જવલ્લે જ મળે છે અત્યારના મનુષ્યોનો મોટો ભાગ મનુષ્ય જ નથી: મનુષ્યત્વના ઓળા માત્ર છે.

હરિનારાયણ આચાર્ય

## ખોરાકની પસંદગી

પોષના અંકમા 'ખોરાકની પસંદગી એ મથાળાના લેખમા શરીરને સુવ્યવસ્થિત રાખવાને માટે ત્રણ પદાર્થની ખાસ જરૂર છે એમ જણાવવામા આવ્યું છે. એ સિવાય એક ચોથા ચીજની પણ ખાસ જરૂર છે; અને તે ખનીજક્ષારો (Mineral Salts). આ ખાસ અગત્યની ચીજ છે. ખોરાકમા તે ન હોય તો શરીરના હાડ વૃદ્ધિ પામે નહિ તેમ જ લોહી જામે નહિ. આ ક્ષારો મળવાનું મુખ્ય સાધન લીલાં શાક અને તાજા ફળો છે

'જો રોટલી અથવા બિસ્કિટને ઘી, માખણ, દુધ અથવા ચાની સાથે લેવામા આવે તો શરીરયંત્ર હમેશને માટે સુવ્યવસ્થિત રહે' એમ જે કહેવામા આવ્યુ છે તે બરાબર સાચુ નથી. ખોરાકને લગતી છેલ્લી શોધખોળને પરિણામે એટલુ તો સિદ્ધ થઇ ચુક્યું છે કે જે ચીજોની અંદર (Vitamines) પ્રાણજીવન તત્ત્વ નથી તે ચીજો શરીરને માટે નિરૂપયોગી છે. બિસ્કિટ, સફેદ લોટ–મેંદા કે પરસુદીમાથી બનાવવામા આવે છે અને તેથી તેમાં (Vitamines) પ્રાણજીવન તત્ત્વ મુદ્દલ હોતુ નથી એમ કહીએ તો ચાલે. આવાં બિસ્કિટથી શરીરને ગરમી મળે, પરંતુ શરીરવૃદ્ધિને માટે જે પ્રાણજીવન તત્ત્વની જરૂર રહે છે તે ક્યાથી મળે? ડબલરોટી પણ મોટે ભાગે પરસુદીમાંથી જ બનાવાતી હોવાથી તે પણ પ્રાણજીવન તત્ત્વ વગરની હોય છે. એટલે ખોરાક તરીકે તો એ પણ નકામી ગણાય. પ્રાણજીવન તત્ત્વો સારા પ્રમાણમા તો ઘી દુધમાથી મળી શકે છે પરંતુ આગળના લેખમા સૂચના થઇ છે તેમ કન્ડેન્સ્ડ મિલ્ક–દુધના ઉકાળેલા ડબા વાપરવામા આવે તો તે દુધના પ્રાણજીવન તત્ત્વોનો નાશ થઇ ગયો હોવાથી કશો જ ફાયદો કરતા નથી. એટલે આવા ખોરાકથી શરીરયંત્ર હમેશને માટે સુવ્યવસ્થિત રહી ન જ શકે તે દેખીતું છે.

પ્રાણજીવન તત્ત્વો (Vitamines) નો પ્રશ્ન ઘણો જ ઉંડો, વિશાળ અને બહુ ઉપયોગી છે, પરંતુ આવા નાના લેખમા તે પુરેપુરો છેડી શકાય તેમ નથી ખોરાકમા ચાનો ઉપયોગ કરવો એવી સલાહ તો હાલના કોઇ ખોરાકશાસ્ત્રી ન જ આપે, તો પછી આપણે સ્કાઉટ્સને તેની ભલામણ કેમ જ કરીએ? ગામડાંમા તાજું દુધ જે પ્રાણજીવન તત્ત્વથી ભરપુર છે તે ક્યા થોડું મળે છે?

ખોરાકશાસ્ત્રની દૃષ્ટિએ સ્કાઉટને માટે સૌથી સરસ ખોરાક જાડી લાપસી કે ઓરમું અથવા ચુરમાના લાડવા અને સાથે લીલા શાક, મુળા, મેથી, કોબીજ વગેરે ગણાય. સાંજના કમોદના ચોખા, ફોતરાવાળી મગની દાળની ખીચડી, પુષ્કળ ઘી અને લીલા કાચાં શાકની કચુંબર ઉત્તમ ખોરાક છે.

આપણા વડીલો બહુ જ ડાહ્યા અને ઉસ્તાદ હતા કે તેમણે ઉપર જણાવેલ ખોરાકને જુના જમાનાથી જ પસંદ કરેલો છે. આ ખોરાક તૈયાર કરવામાં

બહુ વખત પણ લાગતો નથી ઘ્કાઉટના ખોરાકની પસંદગી કરવામાં વખતના વ્યયનો વિચાર કરવાની સાથે શરીરને મહેનત કરવું ન પડે તે પણ ખાસ ખ્યાલમા રાખવાની જરૂર છે અને તેટલા માટે ઘી, દૂધ, કાચા શાક, ફળ વગેરે જે ચીજો ગામડામાથી મળી શકે છે તેનો સમાવેશ ખોરાકની પસંદગીમા ખાસ કરવો જ જોઇએ.

સુળચંદ ઉત્તમચંદ પારેખ

---

# કયો ગામા ?

થોડાંક વર્ષ ઉપર વિલાયતથી એક નવજુવાન કુસ્તીબાજે કલકત્તામા આવીને હિન્દુસ્તાનના પહેલવાનોને આહ્વાન આપ્યુ હતું બીચારાને આ દેશના પાણીની ખબર નહિ એટલે એનો ગર્વ માતો ન હતો પરંતુ એની બાલિશતા જોઇ અહીંના બધા ય પહેલવાનો હસતા અને એના બડબડાટને કોઇ પણ ગણકારતા ન હતા છેવટે એને જરા લાડવો ચખાડવા માટે કુચબીહારના મહારાજાએ પોતાના પહેલવાન અલિયાને એની સામે ઉભો કર્યો અલિયાની પાકટ અવસ્થા હોવા છતા પણ એણે જોતજોતામા પેલા યુરોપીઅન પહેલવાનને ધુળ ચાટતો કરી દીધો

આ અલિયાની જુવાનીએ કુસ્તીના ઇતિહાસમા કઇકઇ ઉથલપાથલ કરી નાખી હતી એને બે પુત્ર હતા ગુલામ અને કલ્લુ કિકડને ટક્કર આપનાર ગુલામ અલિયાને પંડિત મોતીલાલ નહેરુ પારિસના પ્રદર્શનમા લઈ ગએલા ત્યા એણે યુરોપીઅન કુસ્તીબાજોમા થથરાટ ફેલાવ્યો હતો અલિયાનો બીજો પુત્ર કલ્લુ પણ અદ્વિતીય પહેલવાન છે તેને ગામા નામનો પુત્ર છે આ ગામા થોડાક વર્ષ ઉપર જુનાગઢમા રાજ્યના પહેલવાન તરીકે રહી ગએલો મહારાષ્ટ્રમા એની જબરી પ્રતિષ્ઠા છે ડેક્કન જીમખાનામા એણે ખુબ નામ પ્રાપ્ત કર્યું હતુ એની ઉમર હાલ ૨૩ વર્ષની છે એ અને ઝિબિસ્કો સામે લડનાર ગામા બને જુદા પેલો ગામા તો મોટો છે

આ ગામા કલ્લુની અને ગુગા નામના અહેરામુગા સમવયસ્ક પહેલવાનની કુસ્તી, ગઈ તા ૨૭મી જાન્યુઆરીને રોજ કોલ્હાપુરમાં ૩૦૦૦૦ પ્રેક્ષકો સમક્ષ થઈ હતી દોઢ કલાકની રસાકસી પછી ગુગાએ ગામાને ચિત કરી વિજય મેળવ્યો કોલ્હાપુરના મહારાજાએ એને ચાંદીની વિજયગદા ભેટ કરી

ગુગા અદ્વિતીય પહેલવાન હોઇ હિન્દુસ્તાનમા એણે ખુબ નામના મેળવી છે ૧૯૨૩મા પેલા મોટા રૂસ્તમે હિંદ ગામાના ભાઈ ઇમામબક્ષ જોડે એની કુસ્તી લાહોરમા થએલી પહેલીમા ગુગાએ ઇમામને ચિત કર્યો બીજીમા તોફાન


ગામા કલ્લુ


વિજેતા ગુગા

થવાથી કુસ્તીનો નીકાલ આવ્યો નહિ પરંતુ ત્રીજીમા ગુગા ઇમામના હાથે મહાત થયો ઇમામબક્ષ અદ્ભુત કુસ્તીબાજ છે પોતાના ભાઈ ગામા કરતા પણ એનુ કૌશલ્ય ચડિયાતુ છે, એવુ અત્યારના તજ્જ્ઞ કુસ્તીબાજો માને છે એ ધ્યાનમા લેતા ગુગાની શક્તિ અને કલાનુ કંઈક ભાન થશે ગામા કલ્લુ અને ગુગા ઉભયના બળ, શક્તિ અને કુસ્તીનુ કૌશલ્ય જોનારને મુગ્ધ કરે તેવા છે.

આ ઉપરથી હારેલો ગામા કયો તે સમજવુ મુશ્કેલ નથી

હવે ગામા-ઝિબિસ્કો જંગ વિષે

સામાન્ય રીતે જ્યારે શ્રેષ્ઠ પહેલવાનો લડે છે, ત્યારે જીતનારને નાણાની સારી રકમ આપવા ઉપરાંત હારનારને પણ કંઈક આપવુ પડે છે અમેરિકામા બૉક્સર સૌથી વધારે નાણા કમાય છે કેટલીક વખત એ રકમ પાચ ખોડાથી ઓછી હોતી નથી. એ નિયમ પ્રમાણે ઝિબિસ્કોને પણ ગામા સાથે લડવામા આવી જ ભારે રકમ મેળવવી હતી આ ગરીબ દેશમા એટલા નાણાં રોકનાર કોઇ નીકળ્યો નહિ, એટલે ભાઇ સાહેબ કુસ્તી કર્યા વિના જ સ્વદેશ સિધાવ્યાની વાત સમજાય છે

હરિનારાયણ આચાર્ય



બાળ વિભાગ

# કરોળિયાની જાળ

ગામને છેડે નાનકડી ઝુંપડી ને એમા એક ગરીબ કુટુંબ રહે કુટુંબમા માત્ર ત્રણ જ જણ. નાની છોકરી ને તેના માબાપ બાપ સવારથી માડી સાંજ સુધી મજુરી કરે, મા અરધા ગામનુ દળણું દળે ને છોકરી આખો દિવસ રૂ કાતે, ત્યારે માડ અર્ધો રોટલો મળે ' આટઆટલી ગરીબી છતા યે એ સંતોષી કુટુંબ સુખી હતુ રાતે ખાઈપી સૌ વાતો કરવા બેસે કોઈ વાર છોકરી કઈ ગાય તો કોઈ વાર મા એકાદી વાર્તા કહે મોડી રાતે સૌ સુઈ જાય વળી સવાર પડે ને સૌ સૌને કામે લાગે આમ દિવસો પસાર થતા જાય

દરરોજના મહાવરાથી છોકરી તો એવું ઝીણું કાતે —એવુ ઝીણુ કાતે ' પછી તો જેમજેમ એનુ સુતર વખણાતુ ગયુ તેમતેમ એ ભાવ પણ વધારતી ગઈ બમણો, તમણો, પાચગણો, દસગણો ' તો યે એને ત્યા એટલા ને એટલા ઘરાક ' કેટલાયને તો સુતર ખુટી રહે એટલે નિરાશ થઈ પાછા જવુ પડે

એક દિવસ કોઈ એક બાઈ સુતર લેવા આવી ગામના રાજાની રાણીની એ દાસી હતી તેણે એ સુતરને વણાવીને સુંદર સાડી બનાવી

પુનમના અજવાળિયા ખીલ્યા છે રાણી તેની સખીઓ ને દાસીઓ સાથે મહેલના વિશાળ ચોકમા ગરબે રમે છે એવામા દાસી પેલી સાડી પહેરીને આવી

રાણીને તો એ સાડી જોતાવેંત જ ગમી ગઈ' તરત જ તેણે એવી સાડી પોતાને માટે લાવવા દાસીને કહી દીધુ

પેલી નાનકડી ઝુંપડીમા તો માણસ માતા ન નથી અંદરથી એક મધુર અવાજ આવ્યો, 'જાઓ, આજે હવે પાછા જાઓ સુતર બધુ જ ખલાસ થઈ ગયુ છે, કાલે આવજો ' લો વીખરાઈ ગયા, એટલામા એક બાઈ દોડતીદોડતી આવીને કહે, '' બહેન બહેન, રાજાની રાણીએ સુતર મગાવ્યુ છે, આપોને ''

કાલે આવજો, આજે તો એક તાતણો પણ નથી ' છોકરીએ જવાબ આપ્યો.

દાસી તો મહેલે પાછી ગઈ ને રાણીને વાત કરી

' જા, એ છોકરીને કહી આવ કે કાલથી કોઈને સુતર આપીશ નહિ, જેટલુ થશે તેટલુ પાચ ગણે દામે રાણી ખરીદી લેશે ' રાણીએ કહ્યુ

દાસી તો વળી પાછી ઝુપડીએ ગઈ ને છોકરીને રાણીની વાત કરી છોકરીને તો સૌમા જ જોઈતા હતા. ઘણી ખુશીથી એણે રાણીની માગણી કબુલી બીજાના કરતા દસ ગણા દામ તો પોતે લેતી જ હતી ને હવે તો એના યે પાચ ગણા મળવાનાં ' પચાસ ગણા દામ ' છોકરી તો હરખમા ને હરખમા પોતાનુ ભાન ભુલી ગઈ

એને તો હવે રાજાની રાણી સાથે બહેનપણાં થયાં છે, ઝુંપડાને બદલે સુંદર મહેલ રહેવા મળ્યો છે.

પણ આ બધાનું એક ખરાબ પરિણામ એ આવ્યું કે છોકરી બહુ જ ગર્વિષ્ઠ બની ગઇ. 'મારા જેવું કોઇને પણ કાતતા ન આવડે!' એમ તેને અભિમાન આવ્યું. રાણીની માનીતીને માઠું પણ કોણ લગાડે! સૌ કહે, 'હા બહેન હા, તમારા જેવું તો દુનિયાભરમાં કોઇને કાતતા ન આવડે!'

એક વાર બધી સખીઓ છોકરીનાં વખાણ કરતી બેઠી હતી 'મારા જેવું તો કોઈ અપ્સરા પણ—' છોકરી આગળ ન બોલી શકી એની સામે એક ડોશી આવીને ઉભી હતી. વૃદ્ધાવસ્થાને લીધે એનું આખું શરીર ધ્રુજતુ. માથાથી પગ સુધી એણે કાળુ ઓઢણું ઓઢેલું ને હાથમાં લાંબી લાકડી સૌ ફાટી આંખે જોઈ જ રહ્યું, આ કોણ?

'બહેન, બેટા,' તે ડોશી માયાળુ સ્વરે બોલી, 'અભિમાન ન કરીએ આ બધુ માતાજીની જ દયાનુ પરિણામ છે'

'એમ કે?' છોકરીની જીભ એકદમ છુટી ગઇ, 'તમે મને શીખામણ આપનાર કોણ? જાઓ, મારે તમારી શીખામણ નથી જોઇતી!'

છોકરી સામે ટગરટગર જોતી ડોશી તો સ્થિર ઉભી હતી.

એક સખીએ ટાપશી પુરી, 'માજી, દુનિયા આખાની ચિંતા કરીએ તો દુબળા પડી જવાય પાછાં પધારો મા, તમારા છોકરાને એ શીખામણ આપજો એટલે બસ!'

ડોશીથી વધારે મશ્કરી ન ખમાઇ. એકદમ તેણે ઉપરનુ ઓઢણું ફેંકી દીધુ. પણ . . . પણ ત્યાં એ બધાએ શું જોયુ? એક સુંદર સુંદર પરી! આસમાની રંગની વાદળીની એની ઓઢણી, ડોકમાં ફુલની માળા ને આંખોને ઠેકાણે તો જાણે રત્નો જડ્યાં હોય! ઓરડો આખો પરીના તેજથી ઝળાઝળા થઇ રહ્યો.

પણ પરીના ચહેરા ઉપર અત્યારે ક્રોધ માતો નહોતો. એણે પેલી ગર્વિષ્ઠ છોકરીને માથે આંગળી અડાડી ને છોકરી ગુમ! પણ જ્યાં એ ઉભી હતી ત્યાં કરોળિયા જેવું જીવડું પોતાનુ ઘર શોધવા મથતું હોય એમ દોડાદોડ કરતુ દેખાયુ!

ને આજે ય એના નશીબમાં હજુ ઝીણુંઝીણું કાંતવાનું જ રહ્યુ છે. સ.

## ભુલકણી માખી

એક હતી માખી. માખી ભારે ભુલકણી. વાતવાતમાં બધુ ભુલી જાય.

એક દિવસ માખી એનું નામ જ ભુલી ગઇ. એ તો ઘણું ય સંભારે, પણ નામ યાદ જ ન આવે

એક કઠીઆરો જતો'તો. એની પાસે જઈ માખી કહે, 'કઠીઆરાભાઇ, કઠીઆરાભાઇ, હું તો નામ ભુલી. મારૂં નામ કહોને.'

કઠીઆરો કહે, 'બાઇ, મને શી ખબર? પુછ આ કુહાડીને.'

માખીએ કુહાડીને પુછ્યું: 'બાઇ, બાઇ, હું તો નામ ભુલી. નામ કહેને.'

કુહાડી કહે, 'મને શી ખબર? પુછ પેલા ઝાડને'

'ઝાડ, ઝાડ, હું તો નામ ભુલી. મારૂ નામ કહેને.'

ઝાડ કહે, 'મને ખબર નથી. માળાના બેસનાર પોપટને પુછ.'

'પોપટ, પોપટ, હું તો નામ ભુલી મારૂ નામ કહેને'

'હું શું જાણું? પુછ પેલા પાણીને.'

માખીએ પાણીને પુછ્યુ પાણી કહે, 'મને શી માલમ? પુછ આ શેવાળને.'

'શેવાળબેન, શેવાળબેન, મારૂ નામ કહોને.'

શેવાળ કહે, 'બાઇ, મને ખબર નથી પુછ પેલા માછીને.'

'માછી, માછી, હું તો નામ ભુલી મારૂ નામ કહેને.'

માછી કહે, 'હું શુ જાણુ? જા પેલા ટોપલાની માખીઓને પુછ.'

ત્યાં તો માખીબાઇને નામ યાદ આવી ગયુ. એ તો રાજીરાજી થઇ ગઇ ને બે પગે મોં લુછતીલુછતી નાચવા મંડી ચ. મ.






(૧) દોરડાને હલાવીને આપણે છોડી દઇએ તો પણ તે કેમ હલ્યા કરતુ હશે ?

જ્યારે આપણે દોરડાને હલાવીએ છીએ ત્યારે આપણે જે શક્તિ ખોરાકમાથી મેળવી હોય છે તેને આપણા સ્નાયુઓ દ્વારા ગતિ આપીએ છીએ દોરડાને પકડીને હલાવવાથી જે ગતિ આપણા સ્નાયુઓમા ઉત્પન્ન થઈ તે દોરડાને મળે છે શક્તિનો નાશ થતો જ નથી એ નિયમ મુજબ દોરડુ પોતાને મળેલી શક્તિ વડે હલવા માડે છે તે શક્તિ જ્યા સુધી પુરી ન રહે ત્યા સુધી દોરડુ હલે

(૨) ચામડી ઉપર ફોડલો કેમ થતો હશે ?

આપણે જેને ચામડી કહીએ છીએ એ તો માત્ર અદરની ત્વચાના એક ઢાકણ સરખી જ છે, ખરી ચામડી તેની નીચે છુપાએલી હોય છે બનેની વચ્ચે એક જાતનો રસ હોય છે આ રસ ચીકાશનુ કામ કરે છે બહારની ચામડી પર બળતરાનો અથવા બીજી કોઈ જાતનો આઘાત પહોચે છે ત્યારે આપણા જ્ઞાનતતુઓને સદેશો પહોચે છે આ સદેશો પહોચે કે તરત જ બધો રસ આઘાતવાળી જગ્યાએ દોડી આવે છે ને તેથી ચામડી ઉપસીને ફોડલો થઇ જાય છે

(૩) રાત્રે બત્તીથી જોતા અને દિવસે સૂર્યના પ્રકાશમા જોતા એક જ રગ જુદો-જુદો કેમ દેખાતો હશે ?

જે રગો પોતે કોઈ જાતનો પ્રકાશ આપતા નથી, પરતુ પોતાના ઉપર પડેલા પ્રકાશનુ પ્રતિબિબ પાડી પ્રકાશે છે તે રગોને પ્રકાશ કઇ જાતનો છે તે ઉપર બહુ આધાર રાખવો પડે છે ઘણુખરુ સૂર્યપ્રકાશથી દીવાનો પ્રકાશ જુદો પડે છે એટલે જુદાજુદા પ્રકાશની અસર પણ જુદીજુદી થાય છે ને તેથી એક રગ, જેવો સૂર્યના પ્રકાશમા દેખાય તેવો દીવાના પ્રકાશમા દેખાતો નથી કોઇ રગની બાબતમા આમ નથી પણ બનતુ વાદળી રગ સૂર્યના પ્રકાશમા છે, તેમ જ દીવાના પ્રકાશમા પણ છે એટલે આ રગ બને અજવાળામા એક સરખો જ દેખાય છે

(૪) દુનિયામા ઉડામા ઉડી ખાણ કઇ છે ?

દુનિયામા સૌથી ઉડી ખાણ બ્રાઝિલમાં સેન્ટજૉન ડેલ રેમા છે તેની ઉડાઈ ૬૭૨૬ ફીટ છે અહીં હવા ઘણી જ ગરમ રહે છે ખાણને તળીએ ૧૨૭ ડીગ્રી ગરમી રહે છે મજુરોની તદુરસ્તી માટે હવા અમુક યુક્તિઓથી ઠડી રાખવામા આવે છે આ ખાણમાથી સોનુ નીકળે છે બીજી ઘણીખરી ખાણોમા વખત જતાં ધાતુ પુરી રહે છે, જ્યારે અહીં તો એટલુ ને એટલુ સોનુ હજી નીકળ્યા જ કરે છે।

(૫) પાણીની માટલીને તળીએ મોતીઓ કેમ બાઝે છે ?

ઠડા પાણીને લીધે માટલીનુ તળીઉ ઠરે છે હવે પવનની લહરીઓને લીધે હવામા રહેલી વરાળ એ તળિયાને અડકે છે અને તેના મોતી જેવા સુદર મોતીઓ જામી જાય છે ધુમ્મસ અને ઝાકળ પડવાનુ કારણ પણ લગભગ આવુ જ છે

(૬) આપણે થાકી ગયા હોઇએ કે ઉંઘ આવતી હોય તે વખતે બગાસા કેમ આવતા હશે ?

આપણા લોહીને જ્યારે પુરતો પ્રાણવાયુ મળતો નથી ત્યારે બગાસુ ખાઇ બહારથી પ્રાણવાયુ શરીરમા ભરવાની જરૂર પડે છે જ્યારે બગાસા ઉપરાઉપર આવવા માડે ત્યારે સમજવુ કે શ્વાસોચ્છ્વાસની ક્રિયાના કંઈક ગોટાળો થયો છે માણસ મરતી વખતે પણ આવો પ્રાણવાયુ લેવા જે ડચકા ખાય છે, તે પણ આવા બગાસા જ છે

(૭) આકાશમા તારા અસ્થિર કેમ દેખાય છે ?

ખરી રીતે તારા અસ્થિર નથી હોતા તે પોતાના તેજના કિરણો દરેક દિશામા સરખા ફેંકે છે આમાના કેટલાક કિરણો આપણી આખે વહેલા પહોચે છે, જ્યારે કેટલાક મોડા પહોચે છે આ જ કારણથી આપણને તારા અસ્થિર દેખાય છે

માર્ચ'૪૮મા પુછેલા પ્રશ્નોના મળી શક્યા તેટલા જવાબો નીચે આપ્યા છે

(૮) બદામ ચાખ્યા વિના તે કડવી છે કે મીઠી તે કેમ સમજાય ?

બદામ કડવી છે કે મીઠી તે જાણવાનો કાંઇ ચોક્કસ ઉપાય મળી શક્યો નથી પણ એમ કહેવાય છે કે બદામ બે જાતની આવે છે તેમાની એક જાતની બદામ સાધારણ રીતે મીઠી જ હોય છે, બીજી જાતમા બદામ કડવી છે કે મીઠી તેની ચાખીને ખાતરી કરવા સિવાય બીજો ઉપાય હજુ સુધી જડ્યો નથી

(૧૧) ફોનોગ્રાફની એક રેકર્ડ ઉતાર્યા પછી બીજી રેકર્ડો કેવી રીતે ઉતારાતી હશે ?

આ બાબતની કાંઈ ચોક્કસ માહિતી મળી શકી નથી પણ અમે ધારીએ છીએ કે જેવી રીતે પ્રથમ એક માણસ બોલે તે રેકર્ડમા ઉતરે, તેવી જ રીતે એક તૈયાર રેકર્ડ ચાલુ કરી જેટલી રેકર્ડ ઉતારવી હોય તેટલી ચાલુ કરવામા આવતી હશે અને એ રીતે બધી રેકર્ડોમા અવાજ પસાર થતો હશે જેમ ફોટોગ્રાફની નેગેટિવ ઉપરથી અમે તેટલી નકલો કાઢી શકાય છે તેમ જ રેકર્ડની બાબતમા પણ બનતુ હોવુ જોઇએ.

(૧૨) મૃગચર્મ અને વ્યાઘ્રચર્મ શા માટે પવિત્ર ગણાતા હશે ? અને આપણે ગાયને પવિત્ર માનતા છતા તેનુ ચામડુ કેમ પવિત્ર નથી ગણાતા ?

સિંહ, વાઘ, વગેરે હિંસક પશુઓ હોઇ તેમનો ક્ષત્રિય

રાજાઓ નાશ કરે અને ચામડું ઉપયોગમાં લેવાય. હરણનો શિકાર પણ રાજાઓ કરી આવે અને ચામડાનો ઉપયોગ થઈ શકે. આ જનાવરો માણસને ખાસ ઉપયોગી નહિ હોવાથી તેમના ચામડાનો નિષેધ ન ગણ્યો હોય. ગાય માણસને ઘણું ઉપયોગી પ્રાણી હોઇ તેનું રક્ષણ કરવું આવશ્યક છે જો તેના ચામડાને ઉપયોગી ગણ્યું હોત તો ચામડાની ખાતર પણ ગાય મારવાની કોઇને ઇચ્છા થાત. એમ ન થાય તે માટે ગાયનાં ચામડાનો નિષેધ કર્યો હોય એ સંભવિત છે

(૧૪) બંને આંખો બંધ કરીને આપણે ચાલીએ તો સીધા કેમ નહિ ચાલી શકતા હોઇએ ?

બંને પગનાં પગલાં એક સરખાં પડતાં ન હોવાથી આંખો બંધ હોય તો જે પગલું ટૂંકું પડે તે તરફ આપણે વળતા જઇએ, પણ જો આંખો ખુલ્લી હોય તો આપણે એક તરફ વળવાને બદલે બંને પગલાં વારંવાર એક સરખાં કરતા જઇએ

(૧૫) આપણે મેઘધનુષ જોઇએ છીએ ત્યારે આપણી બીજી બાજુના લોકો એ મેઘધનુષની પાછળની બાજુ જોઈ શકતા હશે કે નહિ ?

વાદળાં ઉપર સૂર્યનો પ્રકાશ પડતાં સૂર્યકિરણોનું જે પ્રતિક્રમણ થાય છે તેને લીધે આપણને મેઘધનુષના રંગો દેખાય છે. ખરી રીતે મેઘધનુષ જેવી કંઈ વસ્તુ નથી અરીસામાં આપણું મોઢું દેખાય છે, પણ અરીસાની પાછળ ઉભેલા માણસને આપણું પ્રતિબિમ્બ કે પ્રતિબિમ્બની પાછળની બાજુ નથી દેખાતી તે જ રીતે પાણીથી ભરેલ વાદળાં રૂપી અરીસામાં દેખાતા મેઘધનુષની પાછળની બાજુ બીજી તરફના લોકોને દેખાતી નથી




માહની જ્ઞાનલીલાના આવેલા ઉત્તરોમાંથી બધા પુરા સાચા આ ૭ ભાઇઓના છે (૧) બાલસિંહજી શિવસિંહજી, ભાવનગર (૨) ઉમિયાશંકર ગિરજાશંકર, નડીઆદ (૩) વહીભદાસ ગોવિંદજી આસર, ડુમરા. (૪) કેશવલાલ રામચંદ્ર, પાટણ (૫) શાંતિલાલ મનસુખલાલ ઝવેરી, પાટણ. (૬) ડા બહાદુરભાઈ, શુકન ઈનામો એમને મોકલાશે નવા સવાલોના જવાબ ચૈત્ર સુદી ૧૫ સુધીમાં પહોંચી જવા જોઇએ ખરા જવાબો નીચે મુજબ: (૧) કાગળના ટુકડાઓ જોડીને બનાવેલો હાથી આ નીચે (૨) કવિતાની લીટી આ રહી:



ત્યા આરતી હો લઘુ ભાવનાની,
ચારિત્ર્યના શુભ્ર ચઢાવ ફુલ.
બાળેલ ત્યાં બાળી અખંડ ધૂપ,
હૈયા ભર્યો શુ પવરાવ પ્રાણ

(૩) કવિતાની લીટી: જય જય ગરવી ગુજરાત મમ જન્મભૂમિનું ગાન રીએ.

(૪) ગુણાકાર ઘણી રીતે ગોઠવી શકાય તેમાંની એક રીત આ છે: ૮૧૬૯×૩=૨૪૫૦૭. (૫) મત અથવા રસ્તો. (૬) સુજાન, દાનવ, નવસાર, સારસ

## નવા સવાલ

(૧) આ નીચે પાંચ ગુજરાતી કહેવતો આપી છે; શોધી કાઢો: (૧) વાલ ચોડે ટકો ને રજ ઉડે (૨) ગરજો કાખો દડવો ને ઉઠું ફર (૩) જ્યાં ત્યાં રીરીનો ને ફફનો પાછળ બચી (૪) પનોતે જગત (૫) ઢોંગ બારતાં કડુ પેદા રહ્યાં.



(૨) જોડેના આઠ વિચિત્ર ટુકડાઓમાં એક કાચબો સતાયો છે; શોધી મોકલો (૩) રોજ અક્ષરની એક કવિતાની લીટી છે. તેમાંથી નીચેના અક્ષરો મળીને બતાવ્યા પ્રમાણે અર્થ નીકળે છે ૧૩,૧૧=એક જાતનું ફુલ; ૧,૧૪=પુષ્કળ; ૮,૧૧,૯=એક જાતનો કીમતી પથ્થર, ૬,૨=ઋતુ, ૭,૩=નુકસાન, ૫,૧૬=રટે; ૧૦મો અક્ષર તમે ભેળો એટલે તમારી મંજુરી મળી જાય છે, તો તે લીટી કઇ ? (૪) ૭ આંકડાની એક રકમ છે જો તેનો પહેલો આંકડો ઉપાડી છેલ્લો મુકી દેવામાં આવે તો નવી ઉપજેલી રકમ મુળ રકમ કરતાં ત્રણ ગણી મોટી થાય છે; જો તેનો છેલ્લો આંકડો ઉપાડી પહેલો મુકી દેવામાં આવે તો નવી રકમ મુળ રકમ કરતાં પાંચ ગણી મોટી થઈ જાય છે અને જો તેના પહેલા ત્રણ આંકડા ઉપાડી છેલ્લા મુકી દેવામાં આવે તો નવી ઉપજેલી રકમ મુળ રકમ કરતાં છ ગણી મોટી થાય છે, ત્યારે તે રકમ કઇ ? (૫) મારે એક માસની આખરે બે બિલ ચુકવવા પડ્યાં. બંને બિલોનો સરવાળો ૨૨ રૂપિયા થતો હતો. પણ ખુબી એ હતી કે એક બીલમાં રૂપિયા આના અને પાઇની રકમ એકસરખી જ હતી જ્યારે બીજામાં પાઇથી આના બમણા અને આનાથી રૂપિયા બમણા હતા, ત્યારે એ બંને બિલોની રકમો કઈ હશે ? (૬) પાણી વગરનો દરિયો, ઘર વગરનાં શહેરો અને વસતી વગરની પૃથ્વી ક્યાં હશે ?

ગઈ તા. ૨૦-૩-૨૭ને રોજ અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાના સભાસદોએ પરસ્પરના સમાગમ અને આનંદવિનોદને માટે ગાંધી આશ્રમ પાસે નદીના તળાવ પર ઉજાણી કરી હતી તે પ્રસંગે સાહિત્ય સભાએ સભ્યોમાં 'શારદે આશ્રમ' નામનું એક નાનું સુંદર પુસ્તક વહેંચ્યું હતું, જેમાંનો ઘણો ખરો ભાગ અમે સાહિત્ય સભાના સૌજન્યથી આ અંકમાં બીજે ઉતારીએ છીએ.



## ઉ ગ તી પ્ર જા

### યુવકોને સાદ

'આજથી પંદર વર્ષ પહેલાં ગુજરાતમા અખાડાઓ અને વ્યાયામ-શાળાઓના પાયા નાખનાર, યુવકોના સરદાર શ્રી છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી અને ડૉ. ચન્દુલાલ દેસાઇ આવતા મે માસની અધવચમા ભરૂચ મુકામે એક વ્યાયામ પરિષદ ભરવા માગે છે. પંદર વર્ષની અખાડાપ્રવૃત્તિથી ગુજરાતના યુવકોના શરીર કેટલા આરોગ્યવાન અને બળવાન બન્યાં છે એ તપાસી, ગુજરાતની વ્યાયામની હીલચાલનુ સરવૈયુ કાઢી, એ પ્રવૃત્તિ વધારે સંગીન અને વધારે દૃઢ બનાવવાના માર્ગો વિચારવા તેઓ આ પરિષદ યોજે છે અને તેમાં ભાગ લેવા તેઓ તમામ યુવકોને સાદ પાડે છે.

તેઓ એક વિજ્ઞપ્તિ બહાર પાડીને યુવકોને પડકારે છે કે ગુજરાત-કાઠિયાવાડના ગામેગામથી અખાડાબાજ યુવકોની ટુકડીઓ કુચકદમ ભરૂચ પહોંચી અમારા મુકામ ઉપર સ્વીકારે, અને તેમના સુદૃઢ શરીર અને નમુનેદાર શિસ્ત (ડિસિપ્લિન)થી પોતાની સંસ્થાને શોભાવવાની અરસપરસની સ્પર્ધામા ઉતરે.

યુવકો! શ્રી છોટાલાલ પુરાણીનો આ સંદેશ બરાબર ઝીલજો અને ગુજરાતની આ પ્રથમ વ્યાયામ પરિષદમા પહોંચી પરિષદને વિજય-મુગટ પહેરાવજો.' (સૌરાષ્ટ્ર)

### ૧૭૦૦૦ બાળકોનો રમતગમતનો મેળાવડો

અમદાવાદ મ્યુનિસિપાલિટી જ્યારથી મહાસભાવાદીઓના હાથમા આવી છે ત્યારથી એણે અનેક રાષ્ટ્રોન્નતિના કાર્યો કર્યાં છે. સૌથી છેલ્લું અને અગત્યનુ કાર્ય એણે પ્રાથમિક શાળાઓમા શારીરિક કેળવણી ફરજીઆત કરી, એ કર્યું છે. દેશની ઉગતી આશા સમા ૧૭૦૦૦ કુમારકુમારીઓ ડ્રિલ, દોડવાની, કુદવાની વગેરે અનેક જાતની કસરતો કરતા થઇ ગયા છે. ગઇ તા. ૧૩મી માર્ચે સર ચિમનલાલ સેતલવાડના પ્રમુખપણા નીચે લાલ દરવાજાના મેદાનમા એ બાળકોનો સુંદર મેળાવડો ભર્યો હતો.

### ગુજરાત અભિનય કલા સમાજ

ગુજરાતી તથા પશ્ચિમના સાહિત્યમાંથી ઉચ્ચ કોટિના નાટકો ચુંટીને અવારનવાર ભજવી અત્યારની હાલની નાટક કંપનીઓ તથા જનતા સમક્ષ રંગભૂમિનો ઉચ્ચ આદર્શ રજુ કરવાના તથા જનસમાજને ઉંચી કક્ષાના નાટકોમાં રસ લેતો કરવાના ઉદ્દેશથી મુંબાઇના કેટલાક ગ્રેજ્યુએટોએ ઉપલા નામનું એક મંડળ સ્થાપ્યું છે. ગુજરાતભરની કોલેજોમા તેના પ્રતિનિધિઓ નીમીને વરસોવરસ સાર્વત્રિક પ્રગતિ સાધતા જઇ હાલની રંગભૂમિમા સચોટ ક્રાન્તિ લાવવાની એમની મહેચ્છા છે. આ શુભ કાર્યમા એમને અમારા અભિનંદન છે, તથા ગામેગામના જુવાનો આવી પ્રવૃત્તિ ઉપાડી લેશે એવી અમે આશા રાખીએ છીએ, કેમકે સમાજને ઉન્નત કરવાના અનેક માર્ગોમાંનો એ એક અસરકારક માર્ગ છે, અને તે જુવાનોને હાથે જ વધુ સાધ્ય છે.

અમદાવાદમા પણ આ જ ઉદ્દેશોવાળી એક સ્વતંત્ર પ્રવૃત્તિ શરૂ થઇ છે.

### કાઠિયાવાડમાં યુવક સમેલન

તા. ૨૨-૨-૨૭ને રોજ વઢવાણમાં કેટલાક ગ્રેજ્યુએટોની એક સભા મળી હતી. વઢવાણના યુવકો એકબીજાના વિશેષ પરિચયમા આવે અને યુવકોને મુંઝવતા ભાવિજીવનના પ્રશ્નો ઉકેલાય એ હેતુથી આ ઉનાળામા યુવક સમેલન ભરવાનું નક્કી થયુ હતુ.

સમેલનના ત્રણ દિવસોમા સવારે પ્રેરક વ્યાખ્યાનો, બપોરે કાઠિયાવાડની શારીરિક રમતો અને મરદાનગીની રમતો તથા રાત્રે સંગીતના જલસા, નાટ્યપ્રયોગો અને જાદુઇ ફાનસ (મેજીક લૅન્ટર્ન)ના દર્શનો, એ પ્રમાણે કાર્યક્રમ રાખવામા આવશે.

### નર્મદા આશ્રમ

શુક્લતીર્થની પેલી કેળવણીની સુંદર સંસ્થા 'નર્મદા આશ્રમ'નુ નામ ગુજરાતમા જાણીતુ છે. એ સંસ્થાના ચાલકો જોડે ગામના પટેલને અમુક મતભેદ હોવાને કારણે તેમણે ગઇ તા. ૨૨-૩-૨૭ને રોજ હેડમાસ્તર તથા સર્વ વિદ્યાર્થીઓને અપમાનિત કરી સંસ્થામાંથી કાઢી મુકીને બળાત્કારે સંસ્થાનો કબજો લીધો છે. પરિણામે વિદ્યાર્થીઓ વગેરેને વિખરાઇ જઇને પોતપોતાને વતન ચાલવા જવું પડ્યુ છે અને નર્મદા આશ્રમ જેવી સંસ્થા નાબુદ થઇ છે. આની સામે વિરોધ દર્શાવી આગળ શું કરવું તેનો વિચાર કરવા સંસ્થાના વિદ્યાર્થીઓનું એક સમેલન આ માસની આખરમા વાસદ મુકામે શ્રી મગનલાલ વ્યાસના પ્રમુખપણા નીચે મળવાનું છે.

### વિદ્યાર્થીઓના વિધાતાઓ

આખા અમદાવાદ જીલ્લાના શિક્ષકોએ ગઇ તા. ૧૭, ૧૮, ૧૯ના રોજ આવતા મોટું સમેલન ભર્યું હતુ અને તેના પ્રમુખ ઉત્તર વિભાગના કેળવણી ખાતાના અધિકારી શ્રી કૃષ્ણલાલ વકીલ હતા. એ સમેલનમા મુખ્યત્વે શિક્ષકોની પોતાની નોકરીની અગવડો, પગારો વગેરેને ખાસ મહત્વ અપાયુ હતુ. પણ તેમા શિક્ષકોની વિદ્યાર્થી પરની સત્તાની ચર્ચાને અંગે શિક્ષકો પાસે ફોજદારી સત્તા એટલે વિદ્યાર્થીઓને

( અનુસંધાન આગળ પાન ૧૬૨ ને છેડે ) ·



# મધુકરી

રણુનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને !
પરથમ પહેલું મસ્તક મુકી, રાખે વીરનું નામ જોને !
રણવાજે વાગે ને સાચા, વીર પડે મયદાન જોને !
ખડા મોરચે પડે ન પાછા, ચુકે નહિ નિશાન જોને !
દેગદાઝની જે ઉર જ્વાળા, તે ભડ ક્યાંથી ભાગે જોને !
રણે ચડ્યા તે મુક્તિ પામે, દેખનારા દાઝે જોને !
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સ્હેલ જોને !
મહાપદ પામ્યા તે મરજીવા, મુકી મનના મેલ જોને ! —કેશવ હ. શેઠ

## શ્રી જીનરાજદાસ

સૌંદર્યનો હૂબહૂ સિલાલેખ લખાયો હોય એવી સ્વચ્છ મુખમુદ્રાવાળા આ સિંહાલી યુવાને વિલાયતમા ફીલસુફી અને કાયદાનો અભ્યાસ કર્યો, ભાષાઓ શીખવાની ઘણા યુગોની ભુખ હોય તેમ પાલી, સંસ્કૃત, ગ્રીક, લૅટિન, ફ્રેંચ ને અંગ્રેજી ભાષા ઉપર પ્રભુતા મેળવી અને આશ્ચર્ય છે કે એટલા બધા સાહિત્યપ્રેમની વચ્ચે વિજ્ઞાનના અભ્યાસે પણ શી રીતે જીવન્ત સ્થાન મેળવ્યું હશે ! આજે એ વિજ્ઞાનદૃષ્ટિ પ્રત્યેક અણુપરમાણુઓમા તાલ જોઇ રહી છે.

કોલંબોમા આવેલી આનંદ બુદ્ધિસ્ટ કૉલેજના વાઇસ પ્રિન્સિપાલ પદે થોડા વર્ષ કામ કર્યા પછી શ્રી. જીનરાજદાસે ૧૯૦૨ લગભગમા થીઓસોફી સંઘની સાથે પોતાનુ જીવન જોડી દીધુ છે અને તે દિવસથી આજ પર્યંત પોતાના માતા તથા ભાઇબહેનોનુ ગુજરાન પોતાના પુસ્તકોવડે જ ચલાવતા ચલાવતા એ મિસિસ બેસન્ટના જમણા બાહુ રૂપે મુંગુ ધર્મકાર્ય કરી રહ્યા છે. ચોવીસ વર્ષની નિ શબ્દ વહી આવતી એ કારકીર્દિમાં કશા પ્રકમ્પો કે ખળભળાટો નથી થયા દુનિયા ચકિત થાય, અંજાય અને પગે લોટી પડે તેવા પરિવર્તનો એ કારકીર્દિએ નથી બતાવ્યા એનુ જીવનકાર્ય તો કલા દ્વારા માનવાત્માની ધાર્મિક ઉત્ક્રાન્તિનો પથ દાખવવાનુ છે

પ્લેટો, દાન્તે, રસ્કિન અને વૅગ્નરના એ પ્રખર અભ્યાસી છે શેક્સપીઅર, ટેનીસન આદિ કવિઓના એ આશક છે દુનિયાની છેલ્લામા છેલ્લી સાહિત્ય-પ્રગતિ પર એમની આંખ છે. અને અનેક દેશોમાં પોતાના જાહેર વ્યાખ્યાનો વાટે સાહિત્યકલાના પ્રવાહોમા વિહરનાર એ વ્યક્તિ છે એના પોશાકમાં, વાળમા, અવાજમા સર્વત્ર કલામયતા છે, છતા તે કેવળ સાહિત્યકાર નથી, કેવળ કલાને ખાતર જ કલાકાર નથી સાહિત્યકલાનો એમનો વિહાર ઊર્મિઓના આલ્હાદ માત્રથી જ સમેટાઈ જતો નથી એ તો કલાને ઉંચામા ઉંચી આધ્યાત્મિકતા વ્યક્ત કરવાના વાહન રૂપે યોજી રહ્યા છે

કલા-પૂજકમા અસંભવિત એવી મક્કમ અને કઠોર એની કાર્યદક્ષતા છે થીઓસૉફિકલ સંઘના એ ઉપપ્રમુખને, મિસિસ બેસન્ટની જગદ્વ્યાપી મુસાફરીને કારણે સતત રહેતી ગેરહાજરીમા, અડ્યારની વ્યવસ્થા ઘડીઆળના કાંટાની માફક જ નિયમિતપણે ચલાવવી એ પરમ ધર્મતુલ્ય છે. એ અસાધારણ સામર્થ્યવાળી આઇરિશ વીરાંગનાની પચીસપચીસ વર્ષની ઉગ્ર કાર્યવાહીને અખંડિત રાખ્યે જનાર આ સિંહાલી યુવાનનું સામર્થ્ય અત્યારે સહુ કોઇને વિસ્મયનો વિષય છે

વ્યવસ્થા એટલી નિષ્ઠુર, છતા તેની પાછળ કલાનું, કવિતાનું, પ્રકૃતિ-પૂજનનું, ઊર્મિનું ઝરણ સુકાયું નથી. ૧૯૨૫ માં અડ્યાર મુકામે મળેલા એ સંઘના અખિલ વિશ્વ સમેલનની અંદર, પ્રત્યેક યોજના પાછળ, નાના બાળકોની રમતથી લઇ ગંભીરમા ગંભીર કાર્યક્રમ પાછળ, રસોડાની રસોઇ અગર દર્દને તાત્કાલિક દેવાની દવાથી લઇ ગહન પ્રશ્નના ઉકેલ પાછળ ફુમેલો હાથ શ્રી જીનરાજદાસનો જ હતો સમગ્રતાના આનંદમાં ડુબી જઇ વિગતને વિસરી જવી, એવું વેવું કલા-આરાધન એને મંજુર નથી

સાચી સંસ્કાર-વ્યક્તિઓને આપણે ઓળખતા થઇએ, એ જ આ આછોતરા રેખાચિત્રનો આશય છે પ્રત્યેક પ્રજાની સંસ્કાર-વ્યક્તિઓ જ પરસ્પરના જોડાણની સુવર્ણ-કડીઓ બની શકશે, એમ સમજી આપણે સહુએ એવા જોડાણના શુભ સંજોગો ઉત્પન્ન કરવા ઘટે છે (સૌરાષ્ટ્ર પરથી)

## નવું દિલ્હી

હિંદી સરકારે પોતાની રાજધાની કલકત્તાથી દિલ્હીને



હિંદુસ્તાનના પ્રાગપૂર્વથી ચાલ્યા આવતા પાટનગર દિલ્હીમાં ખસેડવાનું ઠરાવ્યે થોડો સમય થઈ ગયો. આજ સુધી તેને માટે દિલ્હી પાસે 'નવા દિલ્હી'ને નામે સરકારી મકાનો બંધાતા હતા તે હવે પુરા થયા છે. ઉપર તેના ચિત્રો આપ્યા છે.

ગઈ તા. ૧૮મી જાન્યુઆરીએ હિંદના હાલના વાઈસરૉય લૉર્ડ અર્વિને તે ખુલ્લા મુકવાની ક્રિયા કરી. ઉપલા ચિત્રમાં મથાળે જે મોટું ચક્રાકાર મકાન છે તે સરકારી કચેરીનું મુખ્ય મકાન છે. તેમાં વડી ધારાસભા, કાઉન્સિલ ઑફ સ્ટેટ અને નરેન્દ્ર મંડળ, એમ ત્રણ વિભાગોના સમાવેશ છે. મકાનની વચ્ચોવચ્ચ દેખાતો મોટા ઘુમટવાળો ખંડ તે કચેરી અથવા દરબાર હૉલ છે. તેનો ઉપયોગ ઉપરના ત્રણે વિભાગોના સભાસદો માટે વાચનાલય તરીકે થશે.

સરકારની મુળ યોજનામાં આવડું મોટું મકાન બાંધવાનું હતું નહિ. પરંતુ છેલ્લા રાજકીય સુધારાઓ મળવાથી ધારાસભાના સભાસદો વધ્યા એટલું જ નહિ પણ કાઉન્સિલ ઑફ સ્ટેટ નામે નવી સભા નીમાઈ, અને તેમાં વળી નરેન્દ્ર મંડળની બેઠક પણ અહીં ભરવાનું ઠરાવવામાં આવ્યું. મુળ યોજનામાં હવે ફેરફાર કરાય તેમ નહોતું, એટલે મકાનની એક બાજુ પર વધારાના ખંડો હારબંધ બાંધવા પડ્યા. ઉપલા ચિત્રમાં બતાવેલો નીચેનો ભાગ તે આ નવા વધારેલા મકાનમાંનો એક છે.

મુળ ચક્રાકાર મકાનનો નકશો હિંદી સરકારના સ્થપતિ સર એડવર્ડ લટ્યન્સે કરેલો. આ બધા મકાનની બાંધણી અને કારીગરી તો હિંદી સ્થાપત્યના નમુના તરીકે કરવાની હતી અને તેને સારૂ ભારે પગારે વિલાયતના સ્થપતિ રોકવામાં આવેલા. પરંતુ ઘણાઘણા ખર્ચને અંતે પણ એ હિંદી અને પાશ્ચાત્ય કળાના ખીચડિયા નમુના જેવું જ થયું છે.

## બાવળા

અમદાવાદથી રેલવે ટ્રેનને દોઢ કલાકને રસ્તે આવેલું આ ગામ ભાલ પ્રદેશનો દરવાજો છે. અહીંથી નૈઋત્ય તરફથી ભાલ શરૂ થાય છે. પશ્ચિમ તરફ નળકાંઠો આવેલો છે. ભાલ–નળકાંઠાના લોકો માલ લેવા અહીં આવે છે. અહીં તથા અહીંની આજુબાજુ કપાસનું વધારે ઉત્પન્ન છે, તેથી અહીં કપાસ લોઢવાના નવ જીન અને ત્રણ પાકા પ્રેસ છે. વરસદહાડે તેમાં રૂની સાઠથી સીત્તેર હજાર ગાંસડીઓ બંધાય છે. મોસમમાં કાલા ફોલીને ગરીબ લોકો સારી રોજી મેળવી શકે છે.

મહાભારતમાં વર્ણવેલા બકાસુરનું નિવાસસ્થાન બાવળામાં હતું એમ દંતકથા છે. અહીંથી નજીકમાં આવેલું ધોળકા પ્રથમ વૈરાટનગર કહેવાતું, અને તેની હદ ઠેઠ બાવળા સુધી હતી. બાવળાથી બે માઇલ ઉપર આવેલું, પાંડુકુમાર બળવીર ભીમસેને કરેલા વિહારનું સ્થાન ભીમકુંડ સરોવર ઘણું સુંદર છે.

અહીંના અમીન કુટુંબમાં છઠ્ઠી પેઢી ઉપર સદ્‌ગત ચેલાભાઈ કરીને વીરનર થઇ ગયા. તેમણે અનેક પરાક્રમો કરી પોતાની વીરતા બતાવેલી. તેના સ્મારક ચિહ્ન તરીકે તેમના નામ ઉપરથી આ ગામ 'ચેલાભાઇનું બાવળું' એ નામથી સુપ્રસિદ્ધ છે. અહીં મુખ્ય વસ્તી કડવા પાટીદારોની છે.

સંવત ૧૯૫૬ પહેલા આ ગામ ખેતીપ્રાધાન્ય હતું ત્યાર બાદ ગામે વ્યાપારી સ્વરૂપ પકડ્યું. રેલવે પણ તે જ અરસામાં થઇ, ત્યારથી આ ગામે વેપારમાં સારી પ્રગતિ કરી. હાલમાં આ ગામ વેપારપ્રાધાન્ય કહીએ તો તે ખોટું નથી.

દસ વરસ પહેલા અહીં મીઠાં પાણીનું પુરતું સાધન નહોતું, પરંતુ ચાલુ દસકામાં બોરીંગના ત્રણ અખતરા કરવામાં આવ્યા, તેમાથી એક નિષ્ફળ અને બે સફળ થયા છે. એટલે હવે પાણીનું સારૂ સુખ થયું છે. આ ત્રણે અખતરાઓમાં ગામલોકોએ તેર હજાર રૂપિયાની મદદ કરી છે. ગામમાં એક સેનિટરી બોર્ડ અને મફત દવાખાનું પણ છે.

## મિ. ડી. એ. લાહેર

પારસી કોમના આ ભાઈ મુળ વતની અમદાવાદના છે. હાલમાં તે જંબુસર તાલુકાના પોલિસ ઈન્સ્પેક્ટરની જગ્યા પર છે. આખા તાલુકામાં હુલ્લડખોરોને દાબી દઇ તથા જુગાર બંધ કરી ત્યાંની પ્રજામાં તે ખુબ જ લોકપ્રિય થયા છે.



વ્યાયામનો તેમને ભારે શોખ છે અને તે શરીરે મજબુત છે એક વખત તેમણે ૨૨ ફુટનો લોંગજંપ (હનુમાન કુદકો) કર્યો હતો અને તે માટે તેમને ચાંદ પણ મળ્યો હતો

### તળિયાં કાળાં કેમ ?

તમને કદાચ શંકા થશે કે તમારા ઘરમા પાણી ગરમ કરવાની દેગડીનુ તળિયુ કાળુ કેમ હોય છે કદાચ એમ ખુલાસો વિચારશો કે રોજરોજ કાળો ભાગ ઘસી કાઢી નાખવાની મહેનત પડે એટલે એમ ને એમ સાફ કર્યા વગર કાળો ભાગ રહેવા દેતા હશે

પણ ના, તેમ નથી કાળો રંગ ગરમીગ્રાહક છે, અને ઉપરાંત તેમા ગરમી સાચવી રાખવાની શક્તિ છે, તેથી જ ચીટલી કે ઉનું પાણી કરવાના વાસણનુ તળિયુ કાળુ રહેવા દેવાની જરૂર છે એક તો રોજ ઘસવાથી વાસણ કાણુ થાય અને વળી જલદી પાણી ગરમ ન થાય તમારે કદાચ પ્રયોગ કરવો હોય તો એક પ્યાલો બહારથી મેંશથી કાળો રંગીને ચુલા ઉપર મુકો અને બીજો સફેદ પ્યાલો મુકો. કાળા પ્યાલાનુ પાણી જલદી ગરમ થશે અને બન્ને નીચે પાણી ઠારવા મુકશો તો કાળા પ્યાલાના પાણીને ઠરતા વધુ વાર લાગશે આટલા જ કારણથી ગરમ દેશમાં ધોળા કપડા અને ઠંડા પ્રદેશમા કાળા કપડાં પહેરવાની જરૂર રહે છે હિંદુસ્તાન દેશ ગરમ હોવાથી તેના લોકોએ આરોગ્યને ખાતર પણ ધોળા કપડા પહેરવાની જરૂર છે

### ચીનકુમારી



ચીનની સ્ત્રી ૧૯૦૦માં ચીનની સ્ત્રી: આજે

છેલ્લા પચીસ વર્ષમા ચીને કેટલી આશ્ચર્યકારક પ્રગતિ કરી છે તે ઉપલા બે ચિત્રો ઉપરથી સ્પષ્ટ સમજાશે કહેવાય છે કે પા સૈકા ઉપર અજ્ઞાન અને વહેમી ચીનાઓ દીકરીઓને ભારરૂપ ગણી જન્મતા જ મારી નાખતા છોકરીના પગ નાનપણથી જ લાકડાના જોડામા જકડી રાખી ટચુકડા બનાવી મુકવામા સૌન્દર્ય મનાતુ એ વાત તો જાણીતી છે પણ ત્યાર પછી ચીનમા જુસ્સાભેર સામાજિક અને રાષ્ટ્રીય ઉત્ક્રાન્તિ ચાલુ થઇ અને પરિણામે આજ ૧૯૨૭મા ચીનની સ્ત્રી પોતાના રાષ્ટ્રને સ્વતંત્ર કરવા મથતા લશ્કરની સરદારી કરે છે ઉપર જમણી બાજુનું ચિત્ર કેન્ટનીઝ લશ્કરની ઍમેઝોન ટુકડીની સરદાર બાઇ કુ કુ ચગનું છે

(અનુસંધાન પાન ૧૨૮થી ચાલુ)

માર મારવાનો હક્ક રહેવો જ જોઇએ એવો એક ઠરાવ બહુમતીથી પસાર થયો હતો ! આ બાબતમા કોઇએ વિદ્યાર્થીઓ તરફથી પ્રતિનિધિ મેળવવા યત્ન કર્યો હોત તો ઠીક થાત બેચાર શિક્ષકોએ પ્રમાણિક બુદ્ધિથી સામા પક્ષમા દલીલો કરી, અને પ્રમુખ શ્રી વઝીફદાર તો એ ઠરાવની સામે પોતાનો સખત વિરોધ દર્શાવ્યો, એટલુ જ નહિ પણ વિદ્યાર્થીને માર મારવો પડે તેમા શિક્ષકની જ વહીવટ કરવાની અશક્તિ અને નૈતિક છાપ પાડવાની નિષ્ફળતા કારણભૂત ગણ્યા માબાપો આ ચાલુ પદ્ધતિ સામે વિરોધ કરી પોતાના બાળકોને એ ત્રાસમાથી ઉગારશે એવી અમે આશા રાખીએ છીએ

## ◎ કાલ નથી કંઈ કાલ, ભાઈ ઓ! ચાલે આજ તું હાલ! ◎

પૂનામાં તુકારામના કિર્તન ચાલતા શિવાજી સિંહગઢ પરથી ઉતરી તુકારામને ચરણે બેસતા. મોગલોએ શિવાજીની આ દૈનિક ચર્યાનો લાભ લેવાનું ગોઠવ્યું એક વાણિયાને ઘેર ભજનોની ધૂન મચી હતી તુકારામની આસપાસ ભક્તોના ટોળામાં શિવાજી પણ હતા મોગલોએ એકદમ ઘેરો ઘાલ્યો તુકારામને ઘણાએ વિનતિ કરી કે શિવાજીને જવાની છુટ આપો. પણ મહારાજે ભજનમાં ભંગ થવા દેવાની ના પાડી શિવાજી ભજનમાં તરબોળ થઇ ગયા, ત્યારે બીજી બાજુએથી એક મહારાષ્ટ્રીએ શિવાજી મહારાજનો શિરપેચ પહેર્યો અને ઘોડા પર બહાર નીકળી પડ્યો એને શિવાજી ધારીને મોગલો પાછળ પડ્યા, પણ એ ન પકડાયો શિવાજી પરવારીને સિંહગઢ ગયા ઝાલાગણ્યા માનસિંહે પણ એમ જ રાજછત્ર ઓઢીને સમરમાં શિર આપ્યું હતું

〰

જોડણીની સામાન્ય ભુલો

| | | | |
|---|---|---|---|
| વિગેરે | નહિ, | પણ | વગેરે |
| અદ્‌ભૂત | નહિ, | પણ | અદ્‌ભુત |
| પરિક્ષા | નહિ, | પણ | પરીક્ષા |
| શ્રીયુત્ | નહિ, | પણ | શ્રીયુત |
| નિરસ | નહિ, | પણ | નીરસ |

〰

કોઇ પણ સંખ્યાને ૯, ૯૯, ૯૯૯ કે તેથી વધારે નવડાથી ગુણવી હોય તો ગુણકના જેટલા નવડા હોય તેટલા મીંડા ગુણ્યને ચડાવી દેવા ને તેમાંથી ગુણ્યની સંખ્યા બાદ કરવી, જે આવે તે જવાબ દાખલા તરીકે ૮૪૩૨૫૧૬ ×૯૯૯=૮૪૩૨૫૧૬૦૦૦ - ૮૪૩૨૫૧૬ ૮૪૨૪૦૮૩૪૮૪

〰

જોડાનો જે ભાગ ડખતો હોય તેના ઉપર કપડાંનો એક કકડો ગરમ પાણીમાં બોળીને થોડીવાર મુકી રાખો ગરમીને લીધે ચામડું પહોળું થશે ને ડખ પડશે નહિ



લખી રહ્યા પછી કલમ ગમે ત્યાં મુકી દેવાથી આજુબાજુ ડાઘ પડી રહે છે આને માટે એક સહેલો ઉપાય છે જાડા તારનો એક કકડો ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ખડિયાના ગળાના માપનો વાળો પછી તેને ખડિયામાં ભરાવી દેવાથી કલમ મુકવા માટે ઘર તૈયાર થઇ જશે

〰

કોઇ વસ્તુ સમી કરવામાં પ્લાસ્ટર ઑફ પૅરિસ વાપરતી વખતે તેની સાથે પાણી ન મેળવતા દુધ મેળવવાથી પ્લાસ્ટર લાંબા વખત સુધી નરમ અને કામ કરી શકાય એવું રહેશે અને ચોટશે પણ વધારે સારૂં પાણી મેળવવાથી બટકણું થાય તે નહિ થાય

〰

**તમારી પ્રત્યેક વર્ષગાંઠે મિત્રોને મિજબાની આપતાં પહેલાં એ ફરીફરી લાવવા માટે શરીરની તપાસ ચોકસપણે કરજો.**



પ્લાસ્ટર કરેલી દીવાલમાં ખીલો સજ્જડ બેસતો નથી આને માટે એક સહેલી રીત એ છે કે ચિત્રમાં બતાવ્યા મુજબ ખીલામાં કાનસ વતી થોડા ખાંચા પાડવા પછી તેને ગુંદરવાળો કરી દીવાલમાં બેસાડવાથી સજ્જડ બેસી જશે

〰

વારંવાર ઘડીએ તમારૂં શરીર ઉકળી જતું હોય, વાતવાતમાં તમારો મિજાજ ખોઇ બેસતા હો, તમને થાક લાગ્યો હોય કે કાંઇ પણ જાતની બેચેની જણાતી હોય ત્યારેત્યારે તંદુરસ્તી સારી હોય તો ઠંડા પાણીથી નહિતર કોકરવા પાણીથી સારી પેઠે સ્નાન કરી લેવું એ તેનો સરસ ઉપાય છે

〰

બાપ—મનુ, મેં તને ઘણાજ કરવાની કેટલી વખત ના પાડી ?

મનુ—(શાન્તિથી) સાત વખત !

| | | | |
|---|---|---|---|
| પક્ષી ૯ દિવસ | માણસ ૧૨ દિવસ | કુતરો ૨૦ દિવસ | દેડકો ૩૬૦ દિવસ |
| કાચબો ૫૦૦ દિવસ | સર્પ ૨૦૦ દિવસ | માછલી ૧૦૦૦ દિવસ | કીટ ૧૨૦૦ દિવસ |

ઉપવાસની અવધિ

# કુમાર

અંક ૪૦

ઉગતી પ્રજાનું માસિક

તંત્રી : રવિશંકર રાવળ





વર્ષ ૪ : અંક ૪ ચૈત્ર : ૧૯૮૩

પીઓ, પા સૌ



# પુષ્કળ પાણી

જુઓ પાનું ૧૭૧મું

'કુમાર'ના ચૈત્ર ૧૯૮૩ના અંકનું મુખચિત્ર




આવતી કાલનાં નાગરિકો ઘડતું આજનાં ઘરોનું માનીતું માસિક

વર્ષ ૪ અંક ૪ :: ચૈત્ર ૧૯૮૩

# શિક્ષણ

કેવળ ભાષા અને આંકડાઓનું રગશિયું ભણતર એનું નામ શિક્ષણ નહિ. કામકાજ વિનાનું બેઠાડુપણું એ પણ શિક્ષણ ન કહેવાય. લાગણી વિનાની લુખ્ખી હકીકતોના થોકડા એટલે પણ શિક્ષણ નહિ.

ત્યારે શિક્ષણ એટલે શું ?

શિક્ષણ તો માના ધાવણ જેવું હોય: કુદરતી, સંસ્કારેલ, ઊર્મિભર્યું, અને દેહ તથા આત્માનું પોષક;—જે માણસના શરીરને ઘડી સુબદ્ધ કરે, ચિત્તને કેળવી સ્વસ્થ બનાવે, હૃદયને વિકસાવી સંસ્કાર આપે અને આત્માને ઉન્નત કરે.

સાચું શિક્ષણ માણસમાં સંયમ અને શ્રદ્ધા પ્રગટાવે, તેમાં સ્વાશ્રય અને આત્મબળ રોપે અને જ્વલંત ચારિત્ર્યના ઓજસ પુરે.

સંસારના ઝંઝાવાતો સામે દૃઢ રહી ટક્કર ઝીલવાનું જે બળ આપે, જીવનને ઉન્નત બનાવવાની જે પ્રેરણા પાય, જે આદર્શનો અખંડ દીપ અંતરમાં જળતો રાખે, અને અંધકારનાં આવરણ તથા પરવશપણાનાં બંધનો તોડી નાખી મુક્ત અને સ્વતંત્ર જીવન જીવવાનું જોમ પ્રગટાવે તે જ ખરૂં શિક્ષણ. એ રીતે, શિક્ષણ તો પ્રેરણાશક્તિ, ભાવનાબળ અને સ્વાતંત્ર્યસિદ્ધિનું કેન્દ્ર હોય.

બધું સમેટી લઇને કહીએ તો, માણસને પૂર્ણ મનુષ્ય તરીકે જીવવાની જે કળા શીખવે તે જ ખરૂં ને અણીશુદ્ધ શિક્ષણ. અને આવું શિક્ષણ જે દહાડે મળતું થશે તે દહાડે તો હિંદસ્વરાજની નોબત દિશાઓ ભરીભરીને ગડગડતી હશે

દેશળજી પરમાર






ગયા અંકમા વાચનારાઓને મિજલસમા પધારવા ખુબ આગ્રહપૂર્વક લખ્યુ ત્યારે ઘણેક ભાઇઓના પત્રો આવ્યા છે

નવસારી પાસેના ધામણ ગામથી એક ભાઇ લખે છે કે 'મિજલસમા નાસ્તાપાણીની લાલચ હોત તો કુમારો ખુબ ભાગ લેત તેમને કવિતા અને રસ માણવાં છે પણ તે ઉત્પન્ન કરવા યોગ્ય જીવન ઘડવાનું આકરૂ લાગે છે તેમને બીછાનામા પડવાપડ્યા કલાપિનો 'વૃદ્ધ ટેલિયો' કે વીરરસના કાવ્યો વાચી આનંદ મેળવવો છે, પણ કમર કસી જીવનના યુદ્ધમા ઉતરવુ નથી, અથવા ગરીબોના ખરા દુ ખ તપાસવા નીકળવુ નથી ' આવી મતલબવાળુ તેમનુ લાબુ લખાણ અહીં ટુકામા રજુ કરુ છે ગુજરાતમા આવો એક વર્ગ હશે એ હુ કબુલ કરૂ છુ પણ બારડોલી તરફ રાનીપરજની સેવામા ફનરેલા ફુટતી જુવાનીવાળા કુમારોના કામ એમને છાયામા નાખી દેશે બાલ મેળા મડળના કુમ સેવકો મુબઇ, સુરત કે અમદાવાદના આનદાન ઘરના નબીરા છે

આ સિવાય એક ત્રીજા વર્ગનો જુવાન છે જેને વિલાસ કરવાનુ સ્વપ્નુ યે નથી, તેમ સેવા કરવાની ના-ત કે તક નથી તેની ખરી હકીકત રજુ કરતો પત્ર આ રહ્યો

'હુ——ગામનો રહેવાસી છુ મારા પિતાશ્રી કાઠિયાવાડમા એક ગામમા મુખ્ય શિક્ષક છે અમે કુટુબમા બહોળા છીએ પતુજી ખાતાના વિસ્તારી કુટુબવાળા નોકરોની સ્થિતિનુ બ્યાન આપ જાણતા જ હશો

હુ અહીં એક ભાડુતી ઓરડી રાખી હાથે રસોઇ કરી ભણુ છુ તાજેતર પરીક્ષામા પાસ થઈ મૅટ્રિક્યુલેશન (મૅટ્રિક્યુલેશન)ના વર્ગમા આવ્યો છુ

મારા શરીરનો બાંધો ઘણો જ ખખડ છે મારાથી નાની ઉમરના છોકરાઓમા મારાથી વિશેષ બળ જોઇને મને અત્યત ખેદ થાય છે-મારૂ જીવન ધુળ સમજુ છુ કોઇકોઇ વખતે અબળખાથી હુ પથારીમા પડ્યોપડ્યો છાતીફાટ રડુ છુ સુજેન સેન્ડોનો લેખ મેં 'કુમાર'મા વાચ્યો ત્યારે મારી મનોદશા પલટાઇ ગઈ મેં ઔર દિશામા આશાઓ દોડાવી, પરંતુ હુ એવા વાતાવરણમાં ઘેરાએલો છુ કે એ પ્રવૃત્તિનો લાભ મનગમતા સમય સુધી લઈ શકતો નથી હાથે રાધવુ, ભારરૂપ પાશ્ચાત્ય કેળવણી સાથે શિક્ષકોની રૂઆબભરી સતામણી અને આર્થિક દબાણ વગેરે એ આનદના મેદાન તરફ જતા વાટમા જ રસ્તો રોકી રહ્યા છે, જે મને અટકાવે છે હુ લાચારીથી પાછો વળુ છુ અને પોષ '૮૩ના 'કુમાર'મા આવેલા કાર્ટૂનનો ચિતાર મારી આખ સમક્ષ ખડો થાય છે

મને લાબીલાબી આશાઓ છે, પણ એ ફળશે કે કેમ તે વિષે શકા છે હિંદની સ્થિતિ ઘણી જ કફોડી છે, હિંદમા કોઇ ગરીબ વિદ્યાર્થી બહાર પડવા ઇચ્છતો હોય તો તે તેમ નથી કરી શકતો બીજા દેશોમા જોઇએ છીએ કે ત્યાના લોકો ચીંથરેવીંટ્યા રત્નોની શોધ ચાલુ રાખે છે અને તેને દરેક રીતે મદદ કરી બહાર લાવે છે

લિ આપનો——'

આ ભાઇનો પત્ર વાચી તેને માટે મને ખુબ લાગણી થાય છે, પણ જ્યારે એ ભાઈ, સમાજમાથી કોઇ આવીને ચીંથરેવીંટ્યા રત્નની પેઠે તેમને શોધી કાઢે તેની રાહ જોતા દેખાય છે ત્યારે તેમની મનોદશા માટે શોક થાય છે

બહાર પડવાનો અર્થ મોટો હોદ્દો મેળવવો કે 'મહાન લેખક' વા કવિ થવુ એટલો જ હોય તો તેના ઘેડો અન થાય છે બહાર આવેલા માણસોએ જીવનમા કદિ વાર્યું નથી હોતુ કે તેઓ અમુક વખતે અમુક રીતે લોકોમાં જાણીતા થશે કીર્તિ એમના સતત્ ઉદ્યોગનુ અને સત્કાર્યનુ કુદરતી પરિણામ છે કીર્તિ મળે કે ન મળે તો પણ તેઓ તો તેમના જીવન-ધ્યેય તરફ હમેશા મથતા જ રહેવાના. માણસ વાચ્છના તો કરે છે, પણ તે સિદ્ધ કરવા તે જે ક્રિયાઓ આદરે છે તેમા જ તેના પુરુષાર્થનુ ખરૂ દર્શન થાય છે અને એ જ તેના પરિણામની આગાહી આપે છે

દરેક ઉગતા માનવે ચોક્કસ માની લેવુ કે તેના જીવનનો વિધાયક તે પોતે જ છે કોઈ બીજુ મનુષ્ય કે દૈવી શક્તિ તેને હથેળી મનગમતે સ્થાને મુકી દેવાની નથી. તેણે પોતે જ મશીન, કપાઇન ગોતાનો ગરાસ મેળવવાનો છે જીવનની ગમે તે દશા તમે ભોગવતા હો, પણ એક વાર આટલુ નક્કી કરીને જાતે જ બને એટલા પ્રયત્નો કરવા માંડશો તો નિરાશાના વાદળા વિખરાતા જોશો તમારા જીવનની નિરાશાની બાજુ પર વારંવાર જોયા ન કરતા નીરાંતે એકાતે બેસી તમારા જીવનની આશાદાયક બાબતો તપાસો અને તેના જ વિચારો વધારો. થોડા જ વખતમા તમને જણાશે કે કોઇ જાદુઇ રીતે તમે તમારી આશાઓના કિરણો ફુટતા જોઈ રહ્યા છો, નહિ ધારેલા રસ્તા તમને જડવા લાગ્યા છે, અનુકુળ માણસો મળવા લાગ્યા છે માત્ર વિચારની દિશા સાચવો અને તે અનુસાર ક્રિયાઓ આદરો "

પાંચમા અંકમાં પ્રગટ થયેલી ભૂમિતિની આકૃતિઓ ગોઠવવાની હરીફાઈમાં પચીસ-પચીસ ઈનામો રાખ્યા છતાં પાંચ કે છ જણે તકલિફ લઇ એ હરીફાઇનું વધવત ટાળ્યું! હજારો વાંચનારાઓમાંથી આટલા જ જણા આવી રસમય રમતમા ભાગ લે એ શું સૂચવે છે? કે આપણે ફુરસદના વખતમાં પણ ક્રિયાત્મક ઉદ્યમ કરવા નથી ઇચ્છતા કાતર લઇ, કાગળો કાપી, ભૂમિતિના આકારોનો પરિચય કરવા કરતા વેઠના દાખલા કરવાનું વિદ્યાર્થીઓને ગમે છે, પણ તેઓને ખ્યાલ નથી કે ગણિત, ઍલ્જિબ્રા કે ભૂમિતિ, માણસોની ક્રિયાત્મક રમતોમાંથી જ ઉત્પન્ન થયા છે અને એ રમતો કરવાથી ગણિત, ઍલ્જિબ્રા કે ભૂમિતિ સરળ રીતે સમજવાની દૃષ્ટિ મળે છે




## નામોશી*

જરા વિચિત્ર લાગશે, પણ કોઇ પણ માણસનુ ચારિત્ર્ય સપૂર્ણ તો ત્યારે જ થયેલુ કહેવાય, કે જ્યારે તેની થોડી યા ઘણી નામોશી થઇ હોય કેમકે, બીજાઓ પોતાની બદગોઇ કરે તથા નામોશી લગાડનારૂં બોલી તિરસ્કાર બતાવે એવે સમયે તે કેવું વર્તન રાખે છે તે ઉપરથી જ તેની ખાનદાની કે ચારિત્ર્યનું ઘડતર જણાઇ આવે છે.

કોઈ આપણી નાલેશી કરે છે એમ જાણવું એ છે તો કડવું, પણ કડવા ઔસડ જેવું છે, જે પાછળથી તો ગુણ જ કરે છે

કહેવાય છે કે જીંદગીની અનેક નાનીમોટી હાનીથી, નાસીપાસીથી કે પોતાને શરમ ઉપજાવે એવી વસ્તુઓના બનવાથી માણસનો આત્મા કચડાઇ જાય છે પણ એ તો નાના માણસના આત્મા ખરી રીતે તો એવા બનાવો જ માણસને મહાન બનાવે છે

ચાળીસ વરસની વયે પહોંચેલો એવો એકાદ તો ચારિત્ર્યશાળી માણસ શોધી કાઢજો, જેને જીંદગીમા કોઈ ને કોઈ પ્રકારે સખત ફટકા ન ખાવા પડ્યા હોય એવા સખત ફટકા જ માણસના ચારિત્ર્યનુ ઘડતર ઘડે છે હથોડાના ઘા ખાધા વિના ધાતુના સુંદર આકારો ઘડાતા નથી. ટીપણીના ઘા પડ્યા વિના વાસણો પાકા થતા નથી માણસના ચારિત્ર્યને ઘડવાને અને પાકુ કરવાને માટે જીવનના ફટકા જરૂરના છે એ જ તેને મહાન બનાવે છે

જુના વખતના સાધુ પુરુષો, લોકોના ધિક્કારને નમ્રતાપૂર્વક સ્વીકારી લઇને તેને સત બનવાના એક સાધન તરીકે માની લેતા હતા તે જાણીને પહેલા મને નવાઈ લાગતી હતી, પણ દુનિયાનો અનુભવ લીધા પછી હવે મારી ખાતરી થઈ છે કે તેઓ ખરા હતા; કેમકે પોતાની નામોશી થતા માણસ ફરજિયાત પોતાના દોષો જાણી શકે છે. અને પોતે નક્કી કરેલો માર્ગ બરોબર છે કે નહિ, તથા પોતાની માન્યતાઓ પ્રામાણિક છે કે નહિ તે જાણવાની તેને તક મળે છે.

આપણો ખરો દોસ્ત તો આપણો તે દુશ્મન જ છે, જે આપણને અણગમતી વાત આપણા મો પર ચાડે છે અને આપણા દુર્ગુણને વીણીવીણીને બતાવે છે ત્યારે જ આપણે જેવા હોઇએ છીએ તેવા આપણી જાતને સ્પષ્ટ દેખાઇએ છીએ

બહુ લોકો તમારૂં વાકું બોલે, તમને ઠપકો આપે, તમારી નામોશી કરે અને તમારી વિરુદ્ધ જાતજાતના જુઠાણા ફેલાવી તમને હેરાનહેરાન કરી મુકે ત્યારે તમે અવશ્ય ખુશ થજો, ખુબ ખુશ થજો કેમકે ખરૂં આપણાપણું જાણવાની એ જ તક છે જગતની શરૂઆત થઇ ત્યારથી દરેક પ્રામાણિક અને બહાદુર આત્માની સાથે દુનિયા આ જ જાતનો વર્તાવ કરતી આવી છે, અને આવી જ તકોમાથી એમણે પોતાના દોષોનું દર્શન કરી ચારિત્ર્ય ઘડ્યુ છે

નામોશી આપણા દોષો બતાવે છે, દોષ જોવાથી આપણે નમ્ર બની જઇએ છીએ, અને નમ્રતા જ માણસનુ ચારિત્ર્ય મજબુત બનાવે છે

જેટલી આપણામા ગગરરી, તેટલી આપણી નબળાઇ. નામોશી માણસની મગરૂરીને તોડી પાડે છે એટલે આપણી નામોશી કરનારા આપણા અદેખા 'દુશ્મનો'ની સંખ્યા જેટલી મોટી તેટલું આપણા લાભમાં જ સમજવુ.

દુનિયા આખી પોતાની સામે ડોળા ઘુરકતી ખાઉંકરૂં કરતી બની ગઈ હોય અને પોતે તે સમયે એક માત્ર પરમેશ્વર પર શ્રદ્ધા રાખી બેઠો હોય એ ઘડી માણસના જીવનની ઉત્તમમા ઉત્તમ ઘડી છે

**બહેરામ ન. ખંભાતા**

* અમેરિકાના જાણીતા લેખક ડૉ ફ્રૅંક ક્રેઈન ત્યાના એક પત્રમાં Daily Tonic Talks ના મથાળા હેઠળ સામાન્ય રીતે ઉપયોગી થઇ પડે તેવા મનન કરવા જોગ ફકરા લખે છે. આ તરફના વાંચકોને પણ તે રસભર્યા થઈ પડશે એમ સમજી ઉપર એક આપ્યો છે.

# સ્વાસ્થ્ય શક્તિ અને સૌન્દર્ય

## 'જુવાન' ડોસો



'જુવાન' ડોસો! આ તે વળી કેવાની વાત! છતાં આજે આપણે એવી એક વ્યક્તિની ઓળખાણ કરવી છે.

પાકટ અવસ્થામાં પણ વીશ વર્ષના જુવાનને શરમાવે એવું શરીરબળ, 'આસ્તે કદમ' નહિ, પણ વીજળીની પેઠે ચમકારા મારતી ઝડપથી વહેતી શક્તિ અને સ્ફૂર્તિ; નિવૃત્તિમાં માખણ જેવા સ્નિગ્ધ, પણ પ્રવૃત્તિમાં પોલાદી તારના દોરડા જેવા દૃઢ અને અજેય સ્નાયુ, છતાં માત્ર ગૂંચળું વળી તૈયાર થએલા નાગ કે ચાવી આપેલા ઘડિયાળના કમાન પેઠે એકત્રિત શક્તિને લીધે ઉછાળા મારતી પણ દબતી ચાલ;—આ બધું જેનામાં હોય તેનું નામ 'જુવાન' ડોસો.

આ સાથેના ચિત્રમાં શ્રી ભગવાનરામ ધનજી વીરજીઆણી આવી જુવાની ભોગવતા 'જુવાન' ડોસા છે. ભાટિયા જ્ઞાતિના આ બુઢ્ઢા કાકાનું વય ૬૩ વર્ષનું, ઉંચાઇ ૫ ફુટ ૪ ઇંચ તથા વજન ૧૪૦ રતલ છે. નાનપણથી સાધારણ શરીર-સંપત્તિમાંથી પણ દંડ, બેઠક, ડમ્બેલ્સ, રબર સ્ટ્રેન્ડઝ, વગેરે ભિન્નભિન્ન પદ્ધતિઓના વ્યાયામથી એમણે પ્રાપ્ત કરેલી શક્તિનું ફળ. આટલી ઉંમરે પણ છપ્પન રતલના વજનના ડમ્બેલ્સ વિવિધ પદ્ધતિથી ફેરવવાની સરસ અવસ્થા રૂપે આવ્યું છે. તેઓ જીંદગી આખી અપરિણિત જ રહ્યા છે. વૃદ્ધાવસ્થા અને રોગાદિ ઉપર બ્રહ્મચર્ય અને વ્યાયામથી મેળવી શકાતા સ્વામિત્વની એ મૂર્તિમતી કલ્પના છે. શ્વેત કેશવાળી એમના શરીરની સુરેખ અવસ્થા જુવાનને પણ ઇર્ષ્યા કરાવે છે. ચરબી અને નિર્બળતાથી લટકી પડતી ચામડી અને માંસના લોચાની જગ્યાએ સરળ તથા ઘાટવાળા ખભા, પેટ અને પગ, એમના શરીરમાં રહેલી અચિંત્ય શક્તિના ભારે સૂચક છે. લોહસ્તંભ જેવી ગરદન દૃઢતા અને વિચાર-બળની સાક્ષી પુરે છે. ટુંકમાં, આટલી ઉંમરે પણ એમના શરીરમાંથી નિર્બળતાની દુર્ગંધ વહેતી નથી. આવા 'જુવાન' ડોસાને જોઈ, આપણા 'ઘરડા' જુવાનો કંઇ શીખશે કે?

# આર્ય હનુમાન

મનોજવં મારુતતુલ્યવેગં
જીતેન્દ્રિયં બુદ્ધિમતાં વરિષ્ઠમ્
વાતાત્મજં વાનરયૂથમુખ્યં
શ્રીરામદૂતં શરણં પ્રપદ્યે

હનુમાન!—હનુમાનનું પ્રથમ સ્મરણ થતા તેના અપરિમિત બાહુબળનું—પરાક્રમનુ સ્મરણ થાય છે. ફળ માની સૂર્યને પકડવા દોડતા બાળક મારુતિની મૂર્તિ; સો યોજનના વિશાળ સમુદ્ર પર ઉડતી મહાકાય હનુમાનની મૂર્તિ; લંકાના ઘેરામાં શરીરની દરકાર કર્યા વિના ચોદશ ઘુમતી અને દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં ભીષણ તાડવ કરતા તથા ભગાણુ પાડતા રુદ્રના' જેવી રાવણના રણયજ્ઞમા ઉછળી ઉછળીને ગાજતા વજ્રકાય હનુમાનની મૂર્તિ, દ્રોણ પર્વતને ઉપાડી આકાશમાર્ગે વાયુવેગે ધસી આવતી મહાપરાક્રમી મૂર્તિ,—એમ અનેક મૂર્તિઓ એક પછી એક દૃષ્ટિ સમક્ષ ઉભી થાય છે.

હિન્દુસ્તાનમા લોકો શક્તિના ભુખ્યા થયા અને શક્તિપૂજાનું પ્રાબલ્ય થયુ તેની સાથે હનુમાનના અંગબળ પર ભાર દેવાયો, મારુતિ હનુમાન તે બજરંગ બલી—બલભીમ બન્યો અને ભૈરવ ચામુડાની સાથે હનુમાનની પણ શક્તિમાર્ગના દેવતામંડળમા સ્થાપના થઇ વજ્રકાય બાળબ્રહ્મચારી હનુમાન પાસેથી જારણ, મારણ, ઉચ્ચાટન અને વશીકરણ જેવી અભદ્ર સિદ્ધિઓની યાચના થવા લાગી. પણ રામદૂત હનુમાન આ સ્થિતિમા ઝાઝા દિવસ સુધી રહે એમ ન હતુ થોડા જ દિવસમા મારુતિઉપાસના વિશુદ્ધ થઇ અને બ્રહ્મચારી દંરોમા અને પહેલવાનોમા જ તે પ્રિય થઇ પડી હનુમાન એટલે માત્ર અંગબળ નહોતુ. એકલુ અંગબળ કદિ સાર્વત્રિક પૂજાને પાત્ર ગણાયુ નથી એકલા શરીરસામર્થ્યે કોઇ દિવસ સમસ્ત રાષ્ટ્રના હૃદયમા ચેતન સ્ફુરાવ્યુ નથી. હનુમાનનું જેણે માત્ર બાહુબળ જ જોયુ છે તેણે હનુમાનના પ્રતિભાશાળી વ્યક્તિત્વનો એક અલ્પ અંશ માત્ર નિહાળ્યો છે.

ઋષ્યમૂક પર્વતની

રામાયણ એ ભારતવર્ષના વ્યક્તિગત અને સામાજિક આદર્શોનુ સંગ્રહસ્થાન છે; ભારતવર્ષનુ પ્રાણસર્વસ્વ એમાં રેડાએલું છે અને ભારતવર્ષે પુરુષાર્થની પોતાની કલ્પના એની અંદર પુરેપુરી ગુંથી દીધી છે. તેથી, આજે મુળ રામાયણને રચાયાને શતાબ્દિઓ વહી ગયા છતાં રામાયણની કથા જીવન્ત છે, રામાયણની પ્રતિભા અક્ષય્ય છે અને એમાથી ભારતવર્ષનાં સ્ત્રીપુરુષ આબાલવૃદ્ધ સૌને નિરંતર પ્રેરણા મળ્યાં જ જાય છે. આદર્શ પુત્ર, આદર્શ ભાઇ, આદર્શ સ્ત્રી, આદર્શ શત્રુ, સર્વનાં ચરિત્રની કથા આજ પણ ભારતવાસીઓના કર્ણમાં ગુંજી રહે છે અને તેમનાં હૃદય પુનિત કરે છે. રામનાં સત્યનિષ્ઠા અને પ્રજારંજન, લક્ષ્મણનાં બ્રહ્મચર્ય અને સેવાભાવ, ભરતની ત્યાગવૃત્તિ અને નમ્રતા, સીતાની પતિભક્તિ અને તેજસ્વિતા, ઊર્મિલાનાં તિતિક્ષા અને આત્મવિલોપન, કૌશલ્યાનો પુત્રપ્રેમ, વિભીષણની ન્યાયનિષ્ઠા, ગુહની મિત્રભક્તિ—એ સૌનુ સ્મરણ દરેક ભારતવાસીના હૃદયને ઉન્નત કરી તેમા ઉદાત્ત ભાવના પ્રેરે છે અને રામાયણનો યશ ચિરસ્થાયી કરે છે.

પુત્ર ભ્રાતા, સ્ત્રી, માતા, એ સૌથી વધારે નહિ તો તેટલું જ મહત્ત્વનુ સ્થાન ગૃહસંસારમાં સેવકનું—સચિવનું છે. રામાયણનો—હિન્દુ સંસારનો આદર્શ સેવક—આદર્શ સચિવ મારુતિ હનુમાન છે. રામાયણાકાશનાં તેજસ્વી નક્ષત્રોમાં હનુમાનનુ તેજ અનેરૂં છે, એની દીપ્તિ જ્વલંત છતાં સૌમ્ય છે, આંખને ભરી નાખતી નથી.

તળેટીમા રામ લક્ષ્મણની સાથે હનુમાનનો પ્રથમ મેળાપ થયો ત્યારે જ તેની વિશુદ્ધ, કલ્યાણી, હૃદય-હર્ષિણી વાણીથી, બુદ્ધિચાતુર્યથી અને આર્જવથી પ્રસન્ન થઇને આખા સંવાદને અન્તે રામે લક્ષ્મણને કહ્યુ હતું, "આણે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ–ત્રણેનુ અધ્યયન અને વ્યાકરણનો અભ્યાસ કર્યો જણાય છે બહુ વ્યાહરતાનેન ન કિંચિદપશબ્દિતમ્ "

અશોકવનમા સીતાની સાથે વાત કરવાનો પ્રસંગ આવ્યો ત્યા તેને સસ્કૃતમા બોલવાનું મન થઇ આવ્યુ હતુ, પણ સીતા એને રાવણ માનીને ડરી જાય અને બુમ પાડી ઉઠે એ ભયથી એ લાલચ તેને દબાવી દેવી પડી હતી સમુદ્રકિનારે જાબુવાને પણ એના વિદ્વત્તા અને ચાતુર્યની પ્રશસા કરી હતી

પણ આદર્શ સેવકના ગુણોની પર્યાપ્તિ એકલા શરીરબળથી કે બુદ્ધિચાતુર્યથી થતી નથી સેવકમા જે અદળ સ્વામિભક્તિની જરૂર છે તે હનુમાનમા પુરેપુરી હતી વાલિના ભયનો માર્યો બજ્યાંજ્યો સુગ્રીવ વનેવન રવડતો હતો, આખી પૃથ્વી ફુઠી વળ્યો છતા વાલિના ભયથી સુરક્ષિત એવુ સ્થાન તેને ન જડ્યુ હનુમાનથી મિત્રનું આ દુ ખ ન જોવાયુ કિષ્કિન્ધાના સુખ છોડીને તે સુગ્રીવને જઇ મળ્યો, તેને વાલિથી સુરક્ષિત એવી મતંગ ઋષિના આશ્રમની જગ્યા બનાવી અને સુગ્રીવની સાથે રહેવા લાગ્યો આ નિસ્વાર્થ સેવકની વફાદારી જીંદગીભર કાયમ રહી હનુમાનની સરદારી નીચે સીતાની ખોળમા દક્ષિણ દિશાએ નીકળેલી ટુકડી રસ્તામા ભુલી પડી અને એક માસની મુદત વહી ગઈ, ત્યારે ઉગ્રશાસન સુગ્રીવના દડના ભયથી વાનરોમા પાછા ફરવાની હીંમત રહી નહિ અગદને રાજા બનાવી અરણ્યમા રાજ્ય સ્થાપવાનુ કાવતરૂ રચાયુ અને અગદ તેમા ભળ્યો પણ સ્વામિભક્ત હનુમાનથી આ સહન ન થયુ. તેણે ભેદનીતિનો પ્રયોગ કરી કાવતરૂ ફોડ્યુ અને વાનરોને ઉત્સાહયુક્ત કર્યા

વફાદાર છતા હનુમાન હાજીહા કરનાર નહોતો સુગ્રીવને પ્રસગ પડ્યે કડવી સલાહ આપતા પણ તે અચકાતો નહિ. સુગ્રીવના રાજ્યાભિષેક પછી આખુ કિષ્કિન્ધા વિલાસની ગાઢ નિદ્રામા પડ્યુ ત્યારે હનુમાન એકલો જાગ્રત હતો. એની ચકોર આખો પરિસ્થિતિનુ અવલોકન કરતી હતી. લક્ષ્મણ સુગ્રીવને ચેતવણી આપવા આવ્યો, ત્યાર પહેલા ઘણા વખત પર હનુમાને સુગ્રીવને તેના વચનની યાદ દેવડાવી કાર્યમા પ્રવૃત્ત કરવા પ્રયત્ન કર્યો હતો લક્ષ્મણ ક્રોધાવિષ્ટ થઇને આવ્યો ત્યા સુધી સુગ્રીવની ઉંઘ ઉડી નહોતી હનુમાને તેને ઢંઢોળીને ઉઠાડ્યો અને એક મોટી આફતમાથી તેને ઉગારી લીધો

રામના પ્રથમ દર્શને જ હનુમાનની વીરપૂજાની વૃત્તિએ તેના હૃદયમા રામભક્તિની પ્રબળ ભાવના ઉત્પન્ન કરી સુગ્રીવનો દૂત તે રામનો દૂત બન્યો હૃદયમન્દિરમા સુગ્રીવની જગ્યાએ રામની મૂર્તિની સ્થાપના થઇ સીતાની શોધ કરીને હનુમાને દૂતત્વની પોતાની લાયકાત સિદ્ધ કરી અને રામનો માનીતો બન્યો છતા હનુમાનની વિવેકબુદ્ધિ ગર્વથી અસ્પૃષ્ટ હતી

જ્યા સર્વની ગતિ કુંઠિત થઇ જાય ત્યા હનુમાનની બુદ્ધિ ઝડપથી ધસી જતી અને ગમે તેવા સકટમા પણ રસ્તો કાઢતી છતા પરાક્રમના ઉન્માદના વેગથી એણે બુદ્ધિને કલુષિત થવા દીધી નથી અશોકવનમા ઝાડ પર બેઠાબેઠા એને રાવણ જોડે યુદ્ધ મચાવવાનો, રાક્ષસકુળનુ નિકદન કરવાનો ને અશોકવનને રગદોળવાનો ઉત્સાહ ઉછળી આવ્યો હતો એના જેવા પરાક્રમશાળીને માટે શૂરાતન દાખવાનો પ્રસગ જતો કરવો એ મુશ્કેલ હતુ, છતા એની નિત્યજાગ્રત કર્તવ્યબુદ્ધિએ ઉત્સાહના વેગને રોક્યો અને રામનુ કાર્ય વણસી જશે એનુ ભાન કરાવ્યુ હનુમાને કહ્યું, "આ શૂરાતન કે ડહાપણ બતાવવાનો પ્રસગ નથી, કારણ ઘાતયન્તિ હિ કાર્યાણિ દૂતા. પણ્ડિતમાનિન "

છતા સીતાને રામનો સદેશ અને મુદ્રિકા આપ્યા પછી રાવણને કંઇક ચમત્કાર બતાવ્યા વિના જવુ તો શૂરા હનુમાનને ન રુચ્યુ તેણે અશોકવન રગદોળ્યુ અને રાવણ પાસે જવાનો માર્ગ મેળવ્યો પરાક્રમી હનુમાન રાવણના બાહુબળ અને પરાક્રમની કદર કરી શક્યો, છતા રાવણના પ્રતાપથી અંજાયો નહિ રાવણને તેણે જે ઉપદેશના વચન કહ્યા તેમા તેને ધર્મબુદ્ધિ, તેજસ્વિતા અને આત્મવિશ્વાસનુ દર્શન કરાવી દીધુ અને રામના મહિમાની પ્રતીતિ કરાવી

રાવણે હનુમાનનો વધ કરવાનો નિશ્ચય કર્યો ત્યારે હનુમાને યુક્તિ રચીને લકાને પ્રજાળી અને ત્રાસ

વર્ણાંઓ છતા, શૂરાતનમા ક્રૂરતા નથી હોતી; સાચો વીર કરુણાપૂર્ણ હોય છે; દુ ખીનું દુ ખ જોતા તેનુ હૈયુ ભીંજાઇ જાય છે. લંકાને બાળી હનુમાન સમુદ્રકિનારે આવ્યો ત્યા અનેક નિર્દોષ જીવોને પીડા કર્યાના સન્તાપ અને પશ્ચાત્તાપથી એનુ હૃદય ભભૂકી ઉઠ્યુ. આખી લંકા ફૂંકી વળ્યા છતા જ્યારે સીતાની ભાળ નહોતી લાગી ત્યારે હનુમાને ચિતા ખડકીને અથવા પ્રાયોપવેશન કરીને મરવાનો નિર્ધાર કર્યો હતો, પણ એની કર્તવ્યબુદ્ધિએ એને તેમ કરતા વાર્યો હતો. આ વેળા કરુણાથી સતપ્ત થઇ તેણે ફરી પ્રવ્રજ્યા લઇ તપસ્યા આદરવાનો કે પ્રાણસંન્યાસ કરવાનો નિશ્ચય કર્યો

ધર્મચ્યુતિ થાય ત્યારે પ્રાણસન્યાસ કરવો એ આર્યોનો આદર્શ છે. બ્રાહ્મણ તપથી ચળે, ક્ષત્રિય રણમાથી પલાયન કરે અને વૈશ્ય કોલકરાર તોડે ત્યારે તેમને પ્રાણસન્યાસ એ જ પ્રાયશ્ચિત્ત છે. હનુમાનની આર્યવૃત્તિએ તેને આર્યોનો એ જ ગજમાર્ગ સુઝાડ્યો, અને રામ પ્રતિની વફાદારી અને સમુદ્રને સામે કિનારે એકપગે ઉભા રહેલા વાનરયૂથની દયા આડે ન આવ્યા હોત તો હનુમાને લંકાને પાદરે, સાગરને કિનારે પ્રવ્રજ્યા કે પ્રાણસન્યાસ કર્યાં પણ હોત.

હનુમાનની સરળતા અનુપમ હતી; કપટ એના હૃદયને સ્પર્શ કરવા અસમર્થ હતું અને નિષ્કપટી માણસને નિરન્તર શકાશીલ બનીને ફરવાપણું નથી હોતું. જગતની ભલાઇ વિષે તેને પુરેપુરો વિશ્વાસ હોય છે. હનુમાનને પણ એવો વિશ્વાસ હતો. રાવણનો ત્યાગ કરીને રામ પાસે આવતા વિભીષણ તરફ સૌ શકાની નજરે જોતુ હતુ, સુગ્રીવ, અંગદ વગેરે સૌ સેનાનીઓએ પોતાની શંકા વ્યક્ત કરી હતી, તે વખતે હનુમાને વિભીષણનો સ્વીકાર કરવા રામને વિનવી વીરોચિત ઉદારતા પ્રગટ કરી હતી

બ્રહ્મચર્યનો મહિમા તો ભારતવર્ષમા સર્વ કાળે ગવાયો છે રામાયણ એ ભારતવર્ષના ગૃહસંસારનું મહાકાવ્ય છે તેથી એમા બ્રહ્મચર્યનો આદર્શ ઉજ્જ્વળ રગે ચીતરવામા આવ્યો છે. બાર વરસ સુધી ગુડાકેશ બનીને તપસ્યાની અવધિ વાળનાર અને સીતાના ચરણથી પણ ઉંચી દૃષ્ટિ ન નાખવા * જેટલો કઠોર સયમ પાળનાર લક્ષ્મણ અને આજીવન બ્રહ્મચારી રહેનાર




અજની .

શખ્દૂહેવનો બોલ પડયો છે,
પ્રાણપ્રાણ ઉદ્રેક ચડયો છે,
રણ ભારતસંતાન ચડયો છે,
કરવા કેસરિયાં.

ધસવું તો હઠવું શું ભ્હાલા ?
લડવું તો હટવું શુ પાછા ?
મરવું તો પડવું ના આધા,
કરજો કેસરિયાં.

જે ઉદરે આ પિંડ બનેલો,
જે ખોળો ખુંદી ઉછરેલો,
તે ચરણે તે પુન: પળે, હો
કરવા કેસરિયાં.

જયવંતો નિજ હિંદ ઉભરો,
સિદ્ધલોકના વીર હુભરો,
સ્વરાજનો સોહાગ ભભકરો,
કરજો કેસરિયાં.

દેશળજી પરમાર



* નાહં જાનામિ કેયૂરે નાહં જાનામિ કુણ્ડલે
નૂપુરેત્વભિજાનામિ નિત્ય પાદાભિવન્દનાત્

પરમ તેજસ્વી હનુમાન, એ બે રામાયણના આદર્શ બ્રહ્મચારીઓ છે. સુગ્રીવના મહેલમા જતા નૂપુરનો રણકાટ અને કાચી (કદોરા)નો ખણખણાટ સાંભળીને ધર્મભીરુ લક્ષ્મણ લજ્જિત થઈ ગયો હતો. મદ્યપાનથી મદવિહ્વળ શિથિલાંગી તારા અન્તઃપુરમાંથી નીકળી સમીપ આવીને ઉભી રહી ત્યારે પણ સ્ત્રીદાક્ષિણ્યવાન લક્ષ્મણ ઉદાસીન થઇ નીચુ મો કરીને ઉભો રહ્યો હતો માનસિક બ્રહ્મચર્યનો રજભર પણ ભંગ ન થઈ જાય એટલા માટે પાપભીરુ લક્ષ્મણે વર્તનની એટલી કડકાઇ રાખી હતી

એવો જ પ્રસંગ હનુમાનને લંકામા આવ્યો. રાવણના અન્તઃપુરના પાનગૃહમા ભુંજેલા માંસના ઢગલેઢગલા પડ્યા હતા, મદ્યના અસંખ્ય પાત્ર વેરણછેરણ પડ્યા હતા અને એ સર્વની વચ્ચે અનેક રાક્ષસ લલનાઓ પાનવ્યાયામથી શ્રમિત થઇ વિસ્ખલિત વસ્ત્રવાળી થઇ લાજનુ ભાન ભુલીને જેમતેમ પડીપડી ઊંઘતી હતી એ જોતાની સાથે હનુમાન ચમકી ઉઠ્યો અને ધર્મભયની શંકાથી લજ્જિત થઇને વિમાસવા લાગ્યો, " અરે, આ પરદારાઓને સુતેલી જોઇ છે એથી નક્કી મારા ધર્મનો લોપ થશે મે, જેણે આજ સુધી પરસ્ત્રીનુ મુખ પણ નિહાળ્યુ નથી તે હુ આજ આ પારકાના અન્તઃપુરમા ક્યા આવી પડ્યો ? " આવી શંકા જ કોઇ વાર ધર્મલોપનુ કારણ થઇ પડે છે એ હનુમાનની નિશ્ચયાત્મિકા બુદ્ધિએ ક્ષણવારમા જોઇ લીધુ અડગ ઉભા રહીને તેણે શંકાને ખંખેરી નાખી "ભલેને મારાથી રાવણની બધી સ્ત્રીઓનુ દર્શન થયુ હોય, પણ મારા મનમા કશી વિકૃતિ ઉત્પન્ન થઇ નથી મન દૃઢ છે ત્યા સુધી ઇન્દ્રિયો સુરક્ષિત છે અને મારૂ મન તો શુભાશુભ ગમે તેવી અવસ્થામા સ્થિરતા ખોવાનુ નથી " જેણે હનુમાન જેવુ કડક માનસિક બ્રહ્મચર્ય પાળ્યુ હોય તે જ આટલો આત્મવિશ્વાસ રાખી શકે.

જે કાળે દશરથ જેવા ધર્મનિષ્ઠ ગણાતા આર્ય રાજાઓ અનેક રાણીઓ પરણે, જે કાળે આર્યઅનાર્યની અન્તરાળના વાનર લોકના રાજા માતા સમી જ્યેષ્ઠ બન્ધુની પત્નીની સાથે બબ્બે વખત ઘરવરણુ કરવા જેવુ સ્મૃતિભિન્ન કર્મ કરતા આચકો ન ખાય, જે કાળે અનાર્ય રાક્ષસો પરદારાગમન અને પરસ્ત્રીહરણને સ્વધર્મ માને તે કાળે જ રામના એકપત્નીવ્રતનો આટલો મહિમા ગવાયો છે હનુમાનના એકાન્તિક બ્રહ્મચર્ય અને તપસ્યાનો મહિમા એથી યે મહાન છે– સર્વ યુગને માટે મહાન છે.

આ સર્વ આર્યત્વના ગુણની હનુમાન એ ખાણ છે જન્મે કિષ્કિન્ધાનો અનાર્ય વાનર છતા હનુમાન ગુણે અને કર્મે આર્ય છે. તેનામા બ્રાહ્મણના ત્યાગ અને તિતિક્ષા છે, ક્ષત્રિયના તેજસ્વિતા અને શૌર્ય છે, વૈશ્યના કર્તવ્યનિષ્ઠા અને દીર્ઘદૃષ્ટિ છે અને શૂદ્રના પરિચર્યા અને અનસૂયા છે વાનરવૃત્તિનો સુગ્રીવ એનો સ્વામી છે છતા એના હૃદયનો વીર તો આર્યવૃત્તિનો રામ છે હનુમાનના આ આર્યત્વને આર્યશિરોમણિ રામ અને ભરતે સ્વીકાર્યું છે, અને કવિકુલભૂષણ ભવભૂતિએ 'ઉત્તરરામચરિત'મા લક્ષ્મણને મુખેથી ' આર્ય હનુમાન ' એ માનપ્રદ ઉદ્ગાર કઢાવી એમા પૂર્તિ કરી છે.

હનુમાન આર્ય છે એટલુ જ નહિ પણ આદર્શ આર્ય છે છતા રામાયણમાં તેણે પોતાની જાતને આગળ પડીને દેખાવા દીધી નથી રામને પડખે રહીને રામની દેદીપ્યમાન વિભૂતિમા તેણે પોતાની જ્યોતિ મીલાવી દીધી છે અને એમા જ શિષ્યત્વનો ઉત્કર્ષ છે ગુરુના વ્યક્તિત્વમા પોતાના વ્યક્તિત્વને લીન કરી નાખવુ અને ગુરુનો મહિમા વધારવો એ ભારતવર્ષની સનાતન પરંપરા છે હનુમાન એ પરંપરાનો એક મહાન સ્તંભ છે

હનુમાને સુગ્રીવને માટે પણ ત્યાગ ઓછો કર્યો નથી હનુમાને ધાર્યું હોત તો એનામા રાજ્ય ચલાવવાની શક્તિ અને યોગ્યતા હતા. વાનરોનો એ યૂથપતિ તો હતો જ. છતા જે ધાર્મિક અને ધર્મપ્રાપ્ત વસ્તુ નથી એ મેળવવાની લાલસા સુદ્ધા કરવા જેટલી હીનતા હનુમાનમા સંભવતી નહોતી હનુમાને તો હમેશા સુગ્રીવની પીઠે રહી દુઃખમા ને સુખમાં એકાગ્ર ચિત્તથી તેની સેવા કરી છે તેનું રાજ્ય ચિરકાળ ટકે એને માટે રાતદિન જહેમત ઉઠાવી છે, અને છતા આરંભથી અન્ત સુધી રાજ્યલોભ, સત્તાલાભ કે કીર્તિલોભથી નિર્લેપ રહ્યો છે રાજાની–રાષ્ટ્રની સેવામા આમરણાન્ત તત્પર રહેવુ અને વખત આવ્યે જાન પણ દેવો એ હિંદુસ્તાનની પરંપરાનો ઉજ્જ્વળ

આદર્શ હનુમાને પુરો પાડયો છે. એક જ હનુમાનમાં હિન્દુ સંસારને આદર્શ વીરપૂજક અને આદર્શ સેવક મળ્યા છે.

લંકાનું યુદ્ધ પુરૂ થઈ ગયું છે. સીતાદેવી અશોકવનમાંથી આવી અગ્નિશુદ્ધ થઇ રામની સાથે અયોધ્યા આવ્યા છે. સાથે વિભીષણ છે, સુગ્રીવ છે, અંગદ છે, હનુમાન છે, વાનરસેના પણ છે રામનો અભિષેક થાય છે. અભિષેકવિધિ થઇ ગયો છે. રામ સૌને સૌની યોગ્યતા પ્રમાણે દાન ઉપહાર આપે છે. સીતાને કંઠે રામે પહેરાવેલો હાર સીતાએ ઉતારી નાખ્યો અને ચારે તરફ નજર ફેરવવા લાગી રામે કહ્યું "તારી ઇચ્છા હોય તેને એ હાર પહેરાવી દે." સીતા કોને હાર પહેરાવે? તેજ, ધૃતિ, યશ, દાક્ષ્ય, સામર્થ્ય, વિનય, નય, પૌરુષ, વિક્રમ, બુદ્ધિના સાગર રૂપ હનુમાન–સીતાને પુત્ર સમાન વહાલો હનુમાન ઉભો હતો તેના ગળામા સીતાએ હાર પહેરાવી દીધો આખી જીંદગીની સેવાની કદર સીતાના એક હારે કરી દીધી

અભિષેકની સમાપ્તિ થઈ અને સૌ રામચન્દ્રનો આશીર્વાદ લઇને પોતપોતાને સ્થળે જવા વેરાવા લાગ્યુ વિભીષણ લંકા તરફ વળ્યો, સુગ્રીવ ગયો, અંગદ ગયો, વાનરસેના કિષ્કિન્ધા જવા નીકળી એક હનુમાન રહ્યો. હનુમાન ક્યા જાય? તેણે તો જીવનસર્વસ્વ રામને સમર્પણ કર્યું હતુ રામ વિના એને જગતમા બીજું કશુ પ્રયોજન ન હતુ. ચિત્ત એનું રામમા લય પામ્યુ હતુ તેણે રામને પગે પડીને ભૂતળ ઉપર રામકથા કાયમ રહે ત્યા સુધીના આયુષ્યની માગણી કરી.

યાવદ્રામકથા વીર ચરિષ્યતિ મહીતલે
તાવચ્છરીરે વત્સ્યન્તુ પ્રાણા મમ ન સંશય:

રામ સિંહાસન ઉપરથી ઉતરી હનુમાનને પ્રેમથી ભેટ્યા અને કહ્યું, "હનુમાન, મારી કથા જ્યા સુધી જગતમા રહેશે ત્યા સુધી તારી કીર્તિ અને તારૂં આયુષ્ય બંને અવિચળ રહેશે. જ્યા સુધી દુનિયા ચાલશે અને મારી કથાનુ સ્હેજ પણ સંભારણુ રહેશે ત્યા સુધી તું પૃથ્વી પર વિચરતો રહીશ. હનુમાન, તારા અનેક ઉપકારનો બદલો હું શી રીતે વાળીશ!"

ધન્ય છે આદર્શ સેવક અને આદર્શ સ્વામી! આજે યુગ વહી ગયે પણ એ સેવકસ્વામીયુગલનું સ્મરણ કરતા હૃદય કૃતકૃત્ય થઇ ઉભરાઇ જાય છે!

રામાવતારની સમાપ્તિ થઈ સીતાએ ભૂમિપ્રવેશ કર્યો, રામ મહાપ્રસ્થાન કરી સ્વર્ગલોકમાં ગયા અને હનુમાન રામકથાનુ શ્રવણ કરવા ભૂલોકમાં રહ્યો. જ્યાંજ્યા રામકથાનું પારાયણ થાય છે, રામસીતાના નામનું રટણ થાય છે ત્યા વૃદ્ધ ધવલશીર્ષ હનુમાન આવીને બેસે છે અને રામસીતાના એ ગત યુગનું સ્મરણ કરીકરી 'તે હિ નો દિવસા ગતાઃ' કહીને ઉંડો નિસાસો નાખે છે.

રામાયણ એ ભારતવર્ષનો સનાતન વારસો છે. યુગેયુગે એમાં નવો પ્રાણ રેડાયો છે. યુગેયુગે પોતપોતાનું રામાયણ રચ્યુ છે. આ યુગમાં રહેલા આપણે જો એ રામાયણ પ્રત્યક્ષ કરવુ હોય તો હનુમાનના અથાગ વીર્ય, અપ્રતિહત પ્રજ્ઞા, અનન્ય સેવાભાવ, કઠોર સંયમ, અનુપમ તિતિક્ષા, અદ્‌ભુત ત્યાગ, અડગ કાર્યનિષ્ઠા અને પ્રાણવાન તેજસ્વિતા આપણા જીવનમા પ્રત્યક્ષ કરી બતાવવાં પડશે. ભારતવર્ષમાં જે દિવસે હનુમાન પાકશે તે દિવસે રામાયણ એ ભૂતકાળની કથા મટી વર્તમાનકાળની પ્રત્યક્ષ કથા થશે.

(સાબરમતી) **ચન્દ્રશંકર પ્રાણશંકર શુક્લ**



મનુ—હું મારી જીંદગીમા કદિ સાચુ બોલ્યો નથી ને બોલવાનો પણ નથી.

કનુ—તે, આ એટલું તો બોલ્યો ને?

શિક્ષક—કેસરે અંગ્રેજ અમલદારોને કાઢવા ઘણો પ્રયત્ન કર્યો, પણ તે કેમ ન ફાવ્યા?

ચંદુ—સાહેબ, અમેને હવાઈ ગયા હશે

એક લેખકે રૂપિયાની કાંઈ પણ માગણી કર્યા સિવાય પ્રકાશકને પોતાનું નાટક છાપવા માટે મોકલી દીધુ બીજે દિવસે ટપાલમા એ નાટક પાછુ આવ્યુ ને સાથે પ્રકાશક તરફથી એક ચીઠ્ઠી હતી તેમા લખ્યું હતુ:

તમારુ નાટક મને મફત છાપવા આપવા માટે અત્યંત આભાર. ખરેખર, તમારા નાટકની કીમત તમે બરાબર જાણો છો!

# મનોદશાઓ ચીતરનાર વિક્ટર દ કુબીની





ભય

પ્રેમ

યુદ્ધ

થોડા વખત અગાઉ વૉશિંગ્ટનના રાષ્ટ્ર-ચિત્રાલયમાં કોઇ નવી જ તરેહના ચિત્રો ચોડાયા હતા એ બત્રીસે ચિત્રો માણસની મનોવૃત્તિના જુદાજુદા સ્વરૂપ આલેખતા હતા જે કોઇ તે જોતું તે તેનો ભાવ ઓળખી કાઢતું તીખા લીલા રંગના સાપનું ગૂંચળું જોઇ એક ગામડિયો પણ બોલી ઉઠ્યો કે ' નર્યું ઝેર ' છે એ ચિત્ર ' તિરસ્કાર '-નું હતું

એકાદ ચિત્રનું નામ મળે કે પછી લોકો એક પછી એક ચિત્રોના નામ અનુમાનથી ગોઠવતા જાય. ક્રોધ, ભક્તિ, શ્રદ્ધા, પ્રેરણા, પ્રેમ, ગુન્હો વગેરે શોધવા પોતાની કલ્પનાને કસોટીએ ચડાવે. એવામાં એક માનસશાસ્ત્રી જોવા આવી ચડ્યો તેણે નાકે ચશ્મા ચડાવી દરેકેદરેક ચિત્ર ધારીધારીને જોયું અને ચિત્રકારને કહ્યું કે આ ચિત્રો માનસશાસ્ત્રના કઇક ભેદ પ્રત્યક્ષ બનાવે છે ચિત્રાલયનો રક્ષક સીધી પણ જણાવે છે કે લોકો આ રંગબેરંગી વિચિત્ર ચિત્રો જોવા ફરીફરી આવતા ચિત્રો ઉપર કશા નામ લખ્યા ન હતા માત્ર એ બધાનું આટલું જ એકમાત્રનું જાહેરનામું હતું કે 'હંગેરીઅન અમેરિકન વિક્ટર દ કુબીનીએ કરેલા જીવનના રંગ-સંકેત અથવા રંગ અને રૂપમાં ઉતારેલી મનોવૃત્તિઓ'

માનવ મનોવૃત્તિઓનું હૂબહૂ આલેખન કરતા એ ચિત્રોમાં કોઇ અજબ આકર્ષણ ભર્યું છે નવાઇ જેવી વાત તો એ છે કે તેનો ચીતરનારો એક ધંધાર્થી લેખક છે અને આપગોતરમાં કદિ ચિત્રનું શિક્ષણ પામ્યો નથી, તેમ પહેલા પણ કદિ ચિત્રકામ કરેલું નથી, ફક્ત હમણાં થોડા માસથી આ ચિત્રો કરવા માંડ્યા એટલું જ આ વાતથી લોકોને બહુ નવાઇ લાગે છે, અને માનસશાસ્ત્રીઓને તો એ જાણીને રસ પડ્યો છે કે જે ક્રિયાનું જ્ઞાન ન હોય એવા વિષયમાં પણ માણસ જીંદગીમાં ગમે તે પળે ઉત્તમ કૃતિ નિપજાવી શકે છે મિ કુબીનીને ચિત્રકળાનું કશું જ્ઞાન નથી તેના મનમાં જે ઉપજે છે તે જ પોતે ચીતરે છે એના ચિત્રો જોઇને કુશળ ચિત્રકારો પણ કહે છે કે તેની ચિત્રક્રિયા કાંઈ જ દોષવાળી લાગતી નથી, તે બહુ ચોક્કસ અને સાફ લાગે છે તેની ચિત્રશૈલીની ખુબી એ છે કે તેના રંગો બહુ જ સાદા અને હદ પ્રમાણે જ પુરેલા હોય છે,—જાણે એમ જ લાગે કે રંગીન કાગળો કાપીને ચોડ્યા છે



**લોભ**

જ્યાંલગી ખેંચાય તેટલું ખેંચીને એકઠું કરતો છત્ર



**ધીરજ**

ખીણો અને ટેકરીઓ ઉપર થઈને ઉંચા લક્ષ્ય પર પહોંચતો લાંબો ધીમો માર્ગ

આ ચિત્રો બાળકોની શાળાઓમાં પણ બતાવવામાં આવે છે, જેથી તેઓ લાગણીઓનો સંયમ કરતાં શીખે ઍલેકઝાન્ડર કરીને એક વિખ્યાત સંગીત-શાસ્ત્રી પર તો આ ચિત્રોની એટલી બધી છાપ પડી છે કે તેણે દરેક પર જુદાજુદા રાગ ઉપજાવ્યા છે, અને આ ચિત્રો મૅજિક લૅન્ટર્નથી પડદા ઉપર બતાવાય છે ત્યારે દરેક ચિત્રને લગતો રાગ વગાડવામાં આવે છે

આવાં ચમત્કારિક ચિત્રો કરવાનું તેને કેમ સુઝ્યું તે વિષે તે કહે છે કે એક વાર હું બહુ મુઝવણમાં બેઠો હતો. ગજવામાં રાતી પાઈ પણ નહોતી તે વખતે મેં બધી જાતના દુઃખી માણસોનો વિચાર કરવા માડ્યો, તો કોઈ મહા બીમારીમાં પડેલો, કોઈના અતિ વહાલા સગા મરી ગએલા, કોઈને ક્રૂર અપમાન મળેલા, જ્યારે હું તો માત્ર ગરીબ જ થઈ ગએલો આ હિસાબે મને મારી દશા વાદળાંથી ઘેરાએલા કોઈ એકલવાયા વૃક્ષ જેવી લાગી. એ ધુનમાં ને ધુનમાં મેં એક ઝાડ અને આસપાસ વાદળાં એવું ચિત્ર દોરી કાઢ્યું. પછી આવી સ્થિતિમાંથી મુક્ત કોણ કરે એનો મને વિચાર આવ્યો, અને મનમાંથી જ જવાબ આવ્યો કે 'પરમાત્મા'. તરત મેં પ્રકાશનું એક કિરણ દોર્યું થોડા દિવસ પછી મેં કોઈને તે ચિત્ર બતાવીને પુછ્યું, 'આ શું છે? સમજો છો?' જોનારે કહ્યું, 'જરૂર વળી. પણ તમે એ રંગમાં ચીતરો.'

એક દિવસ રસ્તે જતાં ચિત્રસામગ્રીની એક દુકાન આગળ તે અમસ્તો જ અટક્યો, અંદર ગયો અને જોઈતો રંગનો સામાન પોતાની વૉશિંગ્ટનની ઓરડીએ મોકલી આપવા ઑર્ડર આપ્યો. પોતે તો પાછો એ તદ્દન ભુલી જ ગયો, પણ સામાનનું બંડલ આવ્યું ત્યારે સાંભર્યું અને રંગની પેટી ઉઘાડી પહેલું જ ચિત્ર પેલું 'પરમાત્મા'નું કર્યું' લીધું ઝાડ તથા વાદળાં, અને કાળી જમીન પર સોનેરી રંગે પ્રકાશનું મોટું કિરણ ચીતર્યાં. નિરાશાને અને સંકટને ટાળનાર માત્ર પરમાત્મા છે એવો તેનો અર્થ ધાર્યો. આ પછી તો એમ ને એમ પોતાના ખ્યાલ પ્રમાણે જુદીજુદી મનોદશાના ચિત્રો તેણે દોરવા માંડ્યા. કેટલાંક ચિત્રોનાં નામો તો જોનારાએ આપ્યાં ત્યાર પછી જ નક્કી થયા!

ઘણા ચિત્રોના નામ નક્કી થઈ ગયાં ત્યારે તેને કોઈએ સૂચના કરી કે વિચાર કરવા અશક્ત હોય તેવાં માણસો માટે તેણે જાતે દરેક ચિત્ર સાથે કેટલોક ખુલાસો આપવો. એ વિચાર તેના મનમાં ઉતરી



**શ્રદ્ધા**
અચલ સ્થંભને વીંટાની ચડતી
અદમનીય અગ્નિજ્વાલાઓ

ગયો અને ઘુંટાતાઘુંટાતા એક રાત્રે ઉંઘ ઉડી જતા ઉઠીને ટાઇપરાઇટર પર બેસી દરેક ચિત્ર પર એક-એક નાની કવિતાની કડી જ લખી નાખી 'પરમાત્મા' વિષે તેણે આ મુજબ લખ્યુ છે

આરામાથી ચલપથે
પરમ અક્ષરધામમા,
સૌમ્યતર દોરી રહ્યો
તુ એક કરુણાળુ, પ્રભો!

મિ કુબીનીના આ ચિત્રો અગાઉથી વિચારી મુકેલી કોઇ ખાસ યોજનામાથી જન્મ પામતા નથી કોઇ જુદા જ અનુભવથી તે રંગ અને પીંછી હાથમા લેતાની સાથે અચાનક જ દેખા દે છે અને તે વિચાર-માન્ય થઇ શકે એવા જ હોય છે એ બધા ચિત્રો લાગણી, ગુણ વગેરે મનોદશાઓના અમૂર્ત ખ્યાલો પર જ દોરાયા હોવા છતા તે સમજતા કે ઓળખતા જરા યે વાર લાગતી નથી

'શ્રદ્ધા'ના ચિત્રમા આરસનો એક ઉંચો સ્થંભ છે, તેને કોઇ અદમનીય અગ્નિની જ્વાળાઓ વીંટાતી ચડે છે અને ઘેરા આકાશમા સૂર્ય પૂર્ણ કળાએ પ્રકાશે છે

એક ચિત્રમા ભુખરી જમીન પર કરોળિયો ચીતર્યો છે અને એ કરોળિયો પોતાના પગવડે કઇકઇ રંગના હીરા પોતાની તરફ ખેંચી રહ્યો છે તે 'લોભ'.

લીલા રંગની એક આકૃતિ ભુરા ઘેરા તોફાની આકાશ વચ્ચે આમ તેમ વળ લઇ રહી છે અને તેના આખા શરીરે મોટામોટા લોહીવાળા જખમો છે' તે 'યુદ્ધ' એ ચિત્ર નીચે આ મતલબની કવિતા છે

'છાપખાનાના જુઠાણાથી છકેલ માણસની અક્કલ અને સમજ ભગાવી મુકનારૂ અને ચોમેર ખુનરેજી મચાવી વિશ્વને ભ્રષ્ટ કરનારૂ યુદ્ધ'

'ગર્વ'નુ ચિત્ર વિનોદભર્યું લાગે છે કોઇ દમામદાર શેઠાણી જતી હોય એવી વળાંકાની લીટીઓમા આબેહૂબ ગર્વ જ દેખાય છે

જુદાજુદા રંગના મોટા ચોસલા એકબીજા ઉપર ચડતા જઇને જીવનના વિવિધ અનુભવો વીતાવતા કોઇ મહેચ્છુનો ખ્યાલ આપે છે. એ 'મહત્ત્વાકાંક્ષા'. તેની નીચેની કવિતા ચિત્રના ભાવની જોડે સમતાલ લે છે

ઉડે ઊંચે ઊંચે
મહત્ત્વાકાંક્ષા એ, સકલ જગની ટોચ ઉપરે,
પડે કિંતુ પાછી
કદી ના જો સાધી સમતુલ વિવેકે નિયમને

આવા અનેક વિવિધ ભાવોનાં દર્શન કરાવનાર આ ચિત્રકાર ભાવચિત્રકોમા સૌથી અગ્રપદે આવે છે. તેના જીવનના વીતકો તેણે પોતે જ લખ્યાં છે એ જાણવા જેવા છે

'મારો જન્મ હંગરીમા થયો હતો અને હું બહુ શોખ અને ઠાઠ વચ્ચે ઉછર્યો હતો મારા બાપ જહોન કુબીની એક લશ્કરી અમલદાર હતા અને બાદશાહના ખાસ જમણા હાથ જેવા હતા મારા માતા મથીલ્ડે પણ દરબારમા માનપાન પામતા, અને મારી નજરે તે મનુષ્ય કરતા કોઇ દૈવી જીવ જેવા લાગતા. હું બહુ કૃત્રિમ અને દમામદાર વાતાવરણમા મોટો થયો એ વખતે તો મને એ બધુ બહુ સુંદર લાગતું અને એની બધી અસર મેં ઝીલી, પણ પાછળથી સમજ્યો કે એ બધી જીંદગીની ખાલી માયા હતી

હું મનસ્વી છોકરો હતો. વારેવારે મિજાજ કરી જતો, દુ:ખ લગાડતો અને તરંગે ચડી જતો. મેદાનની કે ઘરની રમતો મને ગમતી નહિ, પરંતુ પુસ્તકો, ફૂલો, મૂર્તિઓ અને ચિત્રો માટે અનહદ શોખ ધરાવતો, અને તેમાંના કોઈની સોબતમાં ગમે એટલો વખત વીતાવી શકતો. હું આઠ વર્ષનો થયો તે અરસામાં અમારાથી થોડે દૂર એક રખડતી જાતિની ટોળીનો મુકામ થયો. તરત હું તો ઘરમાંથી સરકી નીકળ્યો અને સીધો ત્યાં પહોંચ્યો. થોડી જ વારમાં તે લોકોની સાથે ઓળખાણ કરી લીધી અને એક ઘરડી માથાળુ ડોશીએ મારો હાથ પકડી મારું ભવિષ્ય કહેવા માંડ્યું.

તેણે કહ્યું કે કોઈ અજાણી બાબત માટે હું ઘણાં વર્ષો શોધમાં ગુજારીશ. દુનિયામાં હું તદ્દન એકલો પડી જઈશ અને મારે મોટાં સંકટો તથા વિયોગ વેઠવા પડશે. પણ પચાસ વર્ષનો થયા પછી કોઈ અતિ દૂરના મુલકમાં આકસ્મિક રીતે મારું ઠેકાણું પડશે. હું જે કામ માથે લઈને નીકળીશ તે પડતું રહેશે અને કોઈ સાવ જુદા જ અને કોઈ ન માને એવા ધંધામાં ઉતરી પડીશ અને તેમાં જ મારી જીંદગીનું સાફલ્ય ગણાશે.

હું સત્તર વર્ષનો થયો ત્યારે મને ધાર્મિક સંસ્થામાં મોકલવામાં આવ્યો અને ત્યાં હું રોમન કૅથોલિક સંપ્રદાયનો પાદરી બન્યો. આડત્રીસ વર્ષ સુધી મેં જુદાજુદા લોકોને ધર્મોપદેશ આપવાનું કંટાળાભર્યું કામ કર્યું પણ મને પહેલેથી જ એ જીવનમાં ચેન નહોતું. એટલે, આજથી ૧૯ વર્ષ પહેલાં એ બધું છોડી દઈ અમેરિકા આવ્યો અને તદ્દન નવે પાને શરૂઆત કરવી ધારી.

ન્યૂ યૉર્કની એક પુસ્તક પ્રસિદ્ધ કરનાર સંસ્થામાં અઠવાડીએ ૭ ડૉલરના પગારે હું રહ્યો. મારે ટિકિટો ચોડવાનું અને ટપાલનાં કવરો બીડવાનું કામ કરવાનું હતું. દરેક માસ પછી મને અઠવાડીએ બાર ડૉલર મળવા માંડ્યા, અને થોડીઘણી અંગ્રેજી ભાષા આવડતી થઈ ગઈ એટલે કેટલાક કાગળોનો તરજુમો કરવાનું કામ મળ્યું. આથી મને ઉત્સાહ મળ્યો અને ચોક્કસ માન્યું કે હવે હું ફતેહને માર્ગે છું. આ લાગણી ખુબ જોરમાં હતી. પણ એક દિવસે ઑફિસે ગયો



**પ્રેરણા**
નવસૃષ્ટિની વિનાયક આનંદજ્યોતિ

ત્યાં ઓચિંતું જ ભાગીદાર શેઠે મને બોલાવીને સમજાવી દીધું કે મારી નોકરીની તેમને જરૂર નથી.

આ અચાનક મળેલી રૂખસદથી મારા દિલને બહુ ધક્કો લાગ્યો. મને અન્યાય થયો છે એમ મને લાગ્યું અને હું બહુ નિરાશ થઈ ગયો.—એટલો બધો કે એ નિરાશાની ધુનમાં હું પાછો જઈ મારા પાદરીપણાને વળગ્યો અને બીજાં સાતેક વર્ષ ગબડાવ્યું. પણ ફરી પાછી બેચેની શરૂ થઈ અને ઘણા જણનો વિરોધ છતાં ચર્ચ છોડી ન્યૂ યૉર્ક આવી ધંધો શોધવા લાગ્યો. પરંતુ ત્યાં પણ આ અભાગિયાને વિશે બને છે તેમ મને અણધાર્યા પીડાઓ આવીને વળગી.

મારા પૂર્વાશ્રમના સંબંધવાળા બે હજાર હંગેરિયન શિરોમણિ પ્રતિનિધીઓએ મને ખોળી કઢાવ્યો અને તેમને માટે એક સ્વતંત્ર ધાર્મિક સંપ્રદાયમંડળ ચાલુ કરવા મને વીનવ્યો. હું તેમના આગ્રહને વશ થયો. ચાર વર્ષે મને ખબર પડી કે નેમાકુમ રીતે હું એક ભયંકર કાવતરામાં ભાગીદાર થયો છું. કેમકે મેં



ગર્વ

મારા શ્રોતાઓને ધીરેધીરે મુળ સંપ્રદાય તરફ વળવાનો બોધ આપવા માંડ્યો એમ કરતા મને બહુ દુઃખ અને હિણપત લાગતા હતા. પછી મેં તેમને જાહેર કર્યું કે હુ તો હવે અમેરિકાના પ્રોટેસ્ટંટ ધર્મમા જાઉં છુ. મેં ધાર્યું કે એમ કરવાથી તેઓ પોતાના મુળ સંપ્રદાયમા પાછા જઇ મળશે, પણ તેઓ તો મારી પાછળ જ પ્રોટેસ્ટંટ સંપ્રદાયમા આવી ભળ્યા! ફરી પાછા બીજા ત્રણ વર્ષ મેં ઉપદેશકના આસન પર કાઢ્યા, પણ અંતે તે નહિ સહેવાતા ન્યૂ યૉર્ક આવીને જાતે કંઇક રળી લેવાનો નિશ્ચય કર્યો.

પણ એ કામ કંઇ સહેલું ન હતુ. મને અનેક મુસીબતો નડી અને હેરાનહેરાન થઇ ગયો. હુ ઊન, ચોપડીઓ અને પુતળીઓ વેચતો તથા ફુરસદના સમયમા વાર્તાઓ અને લેખો લખી તેમાથી ગુજરાન ચલાવતો. એમ ધીમેધીમે ચાલુ વર્તમાનપત્રના ધંધામા ઘુસી જવાની મેં આશા રાખી, પણ કંઇ વળ્યુ નહિ. વળી એક સંપ્રદાયના ઉપદેશક તરીકે મેં નોકરી લીધી, પણ ત્યા મને કાંઈ શ્રોતા મળે નહિ. શ્રોતા મેળવવા માટે બહાર નીકળવું પડે અને બીજા સંપ્રદાયમાથી ખેંચવા પડે. હવે તો લેખણગીરી કરવી-યા નવરા બેસી રહી ભુખે મરવુ, એ બે જ માર્ગ હતા. ૧૯૨૫ના જાન્યુઆરીમા હુ વૉશિંગ્ટન આવ્યો ત્યારે મારી પાસે દસ જ ડૉલર હતા. અહીં આવીને ટાઇપ કરવાનુ, બુક વાચવાનુ અને બીજા પરચુરણ કામો કરવાનુ મેં શરૂ કર્યું.

પણ ત્રણચાર માસમા જ એ છોડી દઇને, ખાવા પીવા તથા મફત રહેવાના વેતનની શરતે એક ખેડૂતને ત્યા સાથી તરીકે રહ્યો. ત્રણચાર માસ એ રીતે *આનંદમા કામ કરી ખેંચી કાઢવા મેં ધાર્યું હતુ.* મને એ મહેનતમા અને નોકરના કામમા મજા પડી, ગમ્યુ પણ બહુ જ. પણ જ્યા ખાવાનુ સાવ હલકુ અને થોડું ત્યા બીજા સુખસગવડની તો શી વાત કરવી? એટલે પરિણામે છ અઠવાડીએ હુ ૪૫ રતલ ઘટી ગયો અને મારે એ જીવનનો ત્યાગ કરવો પડ્યો. થાકેલો, માંદો હુ પાછો વૉશિંગ્ટનની મારી ઓરડીએ આવ્યો અને જરા ઠીક થતા ફરી મારું ટાઇપરાઇટર સંભાળ્યુ. પાછુ એનુ એ જ કંટાળાભરેલુ ઢસરડાબંધ કામ, થોડી આવક, અને એથી યે ઓછો જીવનનો સંતોષ.

આ વખતમા મને મનોભાવ ચીતરવાનો તુક્કો સુઝ્યો. પહેલા તો કાતરથી કાગળો કાપીને થોડા નમુના કર્યાં. તે સૌને ગમ્યા અને ઉત્તેજન મળવા લાગ્યુ, એટલે મેં રંગથી કરવાનુ ધાર્યું. ૧૯૨૫ના ઑક્ટોબરની છઠ્ઠી તારીખે મેં ચિત્રો કરવાનું શરૂ કર્યું અને નવેમ્બરની ત્રીજી તારીખે તો મારા ચિત્રોનુ પ્રદર્શન ચિત્રાલયમા થયુ. લોકોને એ જોઇને બહુ આશ્ચર્ય થયુ, પણ મને પોતાને જેટલુ થયુ તેટલું કોઇને થયુ નહિ હોય. લોકો કહેવા લાગ્યા કે મારા ચિત્રોમા સંદેશ છે. તેઓ મારા ખ્યાલ તરત ઝડપી લેતા. તે પરથી મને પણ એની ખાતરી થાય છે. થોકબંધ લોકો એ જોવા આવતા, અને કહેવાય છે કે આ પહેલાંના ઓગણીસ વર્ષમા ત્યા કદિ આટલા લોક ચિત્રો જોવા આવ્યા નથી.

ફરી પાછો 'આકસ્મિક પ્રસંગ' બન્યો. વૉશિંગ્ટન-

ના બે સાહસિક ધંધાદારીઓએ ખુબ ઉદાર શરતે મને ઓગળ ઉપાડવાનુ માથે લીધુ અને તેમ કરી પણ બતાવ્યુ. તેમણે મને ખુલ્લા દિલે કહ્યુ કે મારી કૃતિઓ પર વેપાર કરવાથી ટંકશાળ પડે એવુ તેમને લાગે છે, અને એ શબ્દોની ખાતરી કરી આપવા સારૂ તેઓ પાચ વર્ષ સુધી મારો ચાલુ તથા ધંધાનો ખર્ચ આપવા ઉપરાંત અમુક પગાર બાંધી દેવા પણ તૈયાર થયા પણ એ પાચ વર્ષને બદલે માત્ર પાચ જ અઠવાડિયા ચાલ્યુ અને હુ પહેલા હતો તેનો તે જ રહ્યો '

હવે મારી ખાતરી થઈ ગઇ કે લોકોને જોઇએ છે એવુ કંઇક મારી પાસે છે અને મારે તેમને તે આપવુ જ જોઇએ. એટલે મેં જાતે મારા ચિત્રોની નકલ કરી મારી આ ઢીલાપાનળી રીતે ગુજરાન એથી કાઢવા માડ્યુ મારા ચિત્રોની નકલ કરતા તથા એનો એ જ ભાવ રાખતા મને શુ વીતે છે એ તમને કહીશ તો તમે મને અવિચારી અને મુરખ કહેશો

આ બધા ચિત્રો હુ શા રીતે કરૂ છુ? પીછી અને રગ તો ખરા જ રગો પડીકાના અને સરેસ ભેળવેલા પણ ચિત્રો તો પખીના ગળામા જેમ ગાન આવે છે અથવા સગીતનો કોઇ ઉસ્તાદ વાજિત્ર ઉપર એક પછી એક રાહ છોડે છે તેમ જ એ ચિત્રો મને સુઝે છે ચિત્રકારના ધંધામા કુશળતા મેં જરાય મેળવી નથી શાળામા શીખતી વખતે સૌને જેટલુ મળે છે તેથી વધુ લેશમાત્ર ચિત્રશિક્ષણ પણ મને મળ્યુ નથી. બસ, આથી વધુ ખુલાસો મને જડતો નથી. જરા યે મહેનત વિના હુ આ ચિત્રો કરી શકુ છુ

હજી પણ હુ એકલોએકલો કોઇ વાર પેલી ભવિષ્યવેત્તાને યાદ કરૂ છુ ત્યારે લાગી આવે છે કે હુ કલાકાર થવા જ જન્મ્યો હતો, પણ એ વાતની ખબર મને ફક્ત દસ મહિના પહેલા જ પડી! આબાદ ભવિષ્યવાણી! ધારો કે ઘણા વર્ષ પહેલા મેં આ કામ શરૂ કર્યુ હોત તો? એક ચિત્રકાર તરીકે કેળવણી લીધી હોત તો? તો મેં આ મનોભાવ ચીતરવાનુ કદાચ મારી જ વાળ્યું હોત કોઇ કલાભિગામકે કહ્યુ છે કે મનોભાવ દર્શાવવા માટે ચિતારાઓ અને મૂર્તિકારો હમેશા માનવાકૃતિઓનો જ આધાર લેતા આવ્યા છે. પણ હુ માનવચહેરાઓ કે આકૃતિઓનો ઉપયોગ કરતો નથી. હું તો માત્ર સાદા આકારો અને રગો



મહત્વાકાંક્ષા

પર જ ચલાવુ છુ

કોઇ વાર સાજે મારી ઓરડીમા બેઠોબેઠો હુ ન્યુસપેપર વાચતો હોઉં અને મનમા કઇ ઊર્મિ આવે કે ન્યુસપેપર મુકી ઉપર મારા ચિત્રગૃહમા જાઉં છું ત્યા રગો તો ઘુંટેલા તૈયાર હોય જ શરૂઆતમા હુ હમેશા આસપાસની બોય રગથી ભરી દઉં છુ. વચમા ખુબ જગ્યા છોડુ છુ. પછી જેમજેમ ચિત્ર ચીતરાતુ જાય છે તેમતેમ જે મનોદશા હુ ચીતરવા મથતો હોઉં છુ તે આકાર પકડતી જાય છે, અને ચિત્ર પુરૂ થાય છે તે અરસામા મને સમજાઇ જાય છે કે શું બની રહ્યું છે. પણ ચિત્રનું નામ તો ચિત્ર બની રહ્યા પછી કેટલેક દિવસે નક્કી થાય છે'

ચિત્રમા દર્શાવેલા ભાવોની મારા પર અસર તો થાય છે જ, પણ તે ચિત્ર ચાલતુ હોય તે વેળા નહિ. ચિત્ર પુરૂ થયા પછી, તેના વિષય પ્રમાણે મને આનંદ કે ગ્લાનિ થાય છે. ચિત્ર ચાલતુ હોય ત્યારે તો હુ તદ્દન અલિપ્ત જ હોઉં છુ;—મારી જાતથી

પણ નિરાળો લાગુ છું પણ ચિત્ર કરતી વેળા મને એ ચિત્રની મનોદશાનું કોઇ જાતનું દબાણ લાગતું નથી તાવથી માથું દુખતું હોય, અજીર્ણ હોય કે દાંત કળતો હોય તેવે વખતે પણ કામ પર ચડું કે દરદ કે દુખ કંઇ જણાય નહિ. આ નવાઇ જેવું લાગે છે પણ એનો કંઇ ખુલાસો મને જડતો નથી. તમે માનો કે ચિત્રો કરવા સારૂ એક જાતનો આવેશ મારામા પ્રગટે છે. એ આવેશ એટલા પુરતો જ કે હું કોઇ સરસ ચીજ દુનિયાને આપવા ચાહું છું. પછી એ ચીજમા કેટલી યોગ્યતા હોય છે તે નક્કી કરવાનું દુનિયા પર છોડી દઉં છું

ચિત્રો કરતા કેટલો વખત લાગે છે એ પુછતા હો તો 'પ્રજા' ચીતરતા મને વીસ મિનિટ લાગી હતી; અને 'અભિમાન' ચીતરતા ૭ કલાક લાગ્યા હતા' પણ એ બાબતમા અચરજની વાત તો એ છે કે આખો દિવસ કામ કરૂ કે માત્ર અરધો કલાક કામ કરૂ, પણ બંનેનો માનસિક અને શારીરિક થાક તો મને એકસરખો જ લાગે છે

વળી બીજી એક તાજુબીની વાત કહું એકાદ નવું ચિત્ર ઉત્પન્ન કરતી વેળા તેના આલેખનની મને મુશ્કેલી જરા પણ નડતી નથી ગમે તેવી અટપટી આકૃતિઓ પણ તરત નીકળે છે; પણ એના એ જ ચિત્રની નકલ જો ફરી વાર કરવી પડે તો તે કરતી વખતે દરેક શીખાઉ વિદ્યાર્થી કલાકારને પડે એટલી જ તકલીફ મને પડે છે કેટલાક ચિત્રો નકલમા બરોબર આવતા જ નથી, જ્યારે કેટલાક નકલ વેળા સુધરી પણ જાય છે

મારા આ બધા ચિત્રોમા દર્શાવેલી માનુષી વૃત્તિઓ મારી કલ્પનામા અને અનુભવમા આવેલી તે પ્રમાણે જ દર્શાવી છે, એટલે બીજાઓ જ્યારે તે ઓળખે ત્યારે તેમનો પણ અનુભવ મળતો આવે છે એમ માનું આ ચિત્રો જુદાજુદા પ્રેક્ષકમંડળને બતાવવામા આવ્યા હતા અને એવા સાત પ્રસંગમાથી છ પ્રસંગોમા તો પ્રેક્ષકો જ નામ બોલી ઉઠ્યા હતા બાળકો બહુ જલદીથી નામ કહી દે છે. એથી શિક્ષણની દૃષ્ટિએ તે ચિત્રો શાળાઓ માટે ઉપયોગી ગણાયા છે.

આવા ચિત્રોથી મનુષ્ય પોતાને વધુ ઓળખતા શીખે છે અને આપણા જીવનના જે ઘણા દુખો આપણી મનોવૃત્તિ બરોબર નહિ ઓળખ્યાથી જ ઉત્પન્ન થયા હોય છે તેમાંના ઘણાંખરા નિવારી શકાય છે આપણે આપણી જાતને ખરા રૂપમાં ઓળખતાં કરવું શા માટે ?

બધુ તો ઠીક, પણ મને મારા જીવનમા હવે શાંતિ મળી છે મને કોઇ પણ સપ્રદાય કે મત તરફ દ્વેષ નથી સૌને હુ માન આપુ છુ. અને આ ચિત્રો કરતા તો મને પરમ સુખ અને શાંતિનો અનુભવ થાય છે; કારણકે તેમા હૃદયની ઊર્મિ પુરી ઉતરેલી હોય છે

તમે પુછશો કે 'આ બધાનું ફળ શું ?' એનો જવાબ હું શો આપું ? મને તો કરવા યોગ્ય જણાયુ તે મેં પૂર્ણ ભાવથી કરી બનાવ્યું હું જે આ પીછી લઇને બેઠો છુ, તેમાં કોઇ ખાવી ધન કે તરંગ તો નથી જ, અને દુનિયા તરફથી પણ મને એ વિષે આદર અને ઉત્તેજન મળ્યાં છે, હવે ફળ શું આવે છે તે જોઇએ

અજબ જેવું લાગશે, પણ આ ચિત્રો કરતાં મારી મનોદશામા નિર્ભયતા પ્રગટી છે કેટલાક જણાવે છે કે મારા ચિત્રોએ કઇકને એકાદ ઉપયોગી ભાવના, સૂચના કે એવી માનસિક સહાય આપી છે અત્યાર સુધીમાં મેં ઓગણએંશી જુદીજુદી મનોવૃત્તિઓ ચીતરી છે અને હજુ વધારે થશે સસારની અનેક મુસીબતોથી ઘેરાએલા, માર્ગ ભુલેલા જીવોને મારા ચિત્રો લેશમાત્ર સહાયભૂત, ઉપયોગી કે સૂચક થઇ શકે તો આવા સેંકડો ચિત્રો કરી હુ વિદાય લઉં તે વેળા સંતોષ પામુ કે મારૂ જીવન સાર્થક બન્યુ છે '

---

ડૉક્ટર—(દરદીનુ શરીર બરાબર તપાસીને) કસરત નહિ કરવાથી તમારી તબિયત ખરાબ થઇ છે તમારે દરરોજ બેથી ત્રણ માઇલ ચાલવાની જરૂર છે

દરદી—પણ સાહેબ, હું દસ વર્ષથી ટપાલીની નોકરી કરૂ છુ

ઝ

'શેઠજી, આ પાવલી મને આંગણેથી જડી છે,' નોકરે પાવલી પાછી આપતા કહ્યુ

'તારી પ્રમાણિકતા માટે તે હુ તને ઇનામમાં આપું છુ ' શેઠે કહ્યુ

થોડા દિવસ પછી એક સોનાની વીંટી ખોવાઇ ગઇ ત્યારે શેઠે નોકરને પુછ્યુ, 'તને વીંટી જડી છે કે ?'

'હા, શેઠજી' નોકરે જવાબ આપ્યો, 'પણ મારી પ્રમાણિકતા માટે તે મેં ઇનામ તરીકે રાખી લીધી છે !'




પ્રફુલ્લને શોધખોળનો છંદ લાગ્યો હતો; અને ખરૂં કહીએ તો આ બધી મુશ્કેલીઓનું કારણ પણ એને વળગેલું એ શોધખોળનું ભૂત જ હતુ

એણે વિજ્ઞાનમાં જ આગળ વધવું જોઇતુ હતુ, પણ એના બાપે કે પછી એના કમનસીબે એને ઉત્તમ ગ્રંથોના અભ્યાસક્ષેત્રમાં ઉતારી મુક્યો હતો એટલે સંસ્કૃતના રૂપો ગોખતા જ્યારે એને પરસેવો વળી જતો ત્યારે એનું ભેજું જુદાજુદા રસાયણોની ગંધ ને ગુણ સમજવા પાછળ ખવાઇ જતુ.

દુનિયામાં કોઇ પણ ચીજ એને ગમતી હોય તો તે વિજ્ઞાનશાસ્ત્ર જ્યારે જુઓ ત્યારે રોગ કરે એવા મિશ્રણોની થોડીક શીશીઓ, કાચની પાચસાત નળીઓ ને હજારહજાર વાર દૂરથી માણસનો કે મશો કરી નાખે એવા ગંધાતા પ્રવાહીઓ લઇને એ એની ઓરડીના ખુણામાં બેઠો જ હોય એ વખતે તમને એમ જ લાગે કે પ્રફુલ્લ જેટલુ સુખી દુનિયા આખીમાં બીજું કોઇ નહિ હોય, ને સાચ્ચે જ એ ભારે સુખી હતો'

અમે બને નાનપણથી જ ભાઇબંધ હતા અને પ્રફુલ્લના કેટલાક પ્રયોગોમાં મને આનંદ પડતો એટલે હું એના કામકાજમાં મદદ કરાવતો, અને ઘણી વાર ડાઘા પડી ગએલા કે ફોલ્લા ઉપડી ગએલા હાથે ઘેર જતો. એક વાર તો અણધાર્યા ધડાકાથી મારા માથાના થોડા વાળ પણ બળી ગએલા

આ બધું ધમસાણ કેટલીક વાર એના ઘર આગળ થતુ તો કોઈ વાર નિશાળમાં પણ થાય. અને આ વખતે તો અમારા નસીબમાં માડ્યુ હશે તે વર્ગમાં જ બધુ બન્યુ.

પ્રફુલ્લના મગજમાં કાંઇક ગાંડા વિચારો ભર્યાં હતા, કઇ જાતના એ તો ચોક્કસ ન કહેવાય. એણે ચારપાચ શીશીઓ ભેગી કરી હતી ને એ બધીમાં પ્રાણઘાતક પ્રવાહીઓ હતા. એ પ્રવાહીઓને ગરમ કરીને તેનુ અમુક જ રીતે મિશ્રણ કરવાનુ હતુ

એની દુર્ગંધ માથુ ફાડી નાખે એવી હતી પ્રફુલ્લ તો જરા યે કંટાળ્યા વગર એમાં મચ્યો રહેતો પણ મને તો એવી મુંઝવણ થતી કે 'હમણા મુઓ, હમણા મુઓ!' એમ જ થયા કરતુ એટલે પરિણામની ચિંતા કરતા આપણને તો સાજાસારા બહાર નીકળવાની ચિંતા વધારે હતી.

પ્રવાહીઓ ગરમ તો થઇ ગયા, હવે પ્રયોગની સફળતાનો બધો આધાર એ ગંધાતા ને ખદબદતા પ્રવાહીઓને એકદમ ઠારી નાખવામાં આવીને ઉભો રહ્યો. ઉતાવળમાં ગાંડા જેવો થઈ ગએલો પ્રફુલ્લ મારા હાથમાં પ્રવાહીનું એક પ્યાલું આપી બોલ્યો, 'આને જલદી રકેબીમાં રેડી દે, ઝટ કર'

મેં આમતેમ નજર ફેરવી પણ એકે રકેબી જોવામાં આવે તો ને? પ્રવાહી રાખી શકાય એવું બીજું કશું ઠામ ત્યાં આગળ નહોતું; શાહીનો ચોખ્ખો ખડિયો યે ન મળે! મેં ચારેકોર ખુણેખાચરે જોવા માડ્યું.

'એ રેઢિયાળ! જલદી કરને, હમણા બધું

બગાડી મારીશ,' પ્રફુલ્લની કરડી બુમ મભળાઇ

એ જ ક્ષણે મારી નજર રૂપાના પ્યાલા ઉપર પડી વિનોદના ટેબલ પાસેના કબાટ પર એ પડયો હતો કાઇ પણ વિચાર કર્યા વગર મેં પ્યાલો ઉપાડયો ને પેલું પ્રવાહી અંદર ઠાલવી દીધું

પ્રફુલ્લ બીજાં બેત્રણ પ્રવાહીઓ ઉકાળવામા ગુથાયો હતો દસ મિનિટ પછી એણે બધા પ્રવાહીઓનુ છેલ્લુ મિશ્રણ કરવા માડયું એમા કદાચ એને સફળતા મળી પણ હોત, જોકે આગલા બધા પ્રયોગો જોતા તેમ થવુ તદ્દન અસભવિત જ હતુ કારણ ગમે તે હોય, પણ એનો એકે પ્રયોગ હજુ સુધી સફળ નીવડયો નહોતો

તેણે મારી પાસે પ્રવાહી માગ્યુ એટલે મેં તેને પ્યાલો આપ્યો હાથમાથી પ્યાલો લેતા જ એના ચહેરા ઉપર અજબ ફેરફાર થઇ ગયો એક શબ્દ પણ બોલ્યા વગર તેણે મોટા ડુસ્કો માર્યો ને થોડી વાર સુધી તો મારા સામુ ટગરટગર જોઇ જ રહ્યો એની આખો ક્રોધમા લાલચોળ બની ગઇ

'ગધેડા!' છેવટે એના મ્હોમાથી શબ્દો નીકળ્યા ખરા, 'મૂર્ખો!'

'પણ છે શુ? મારી કાઇ ભુલ થઇ છે?' મેં જરા યે મિજાજ ખોયા વગર પુછ્યુ આજે કાઇ નવીન નહોતુ બન્યુ પ્રફુલ્લના આવા સ્નેહાળ સબોધનોથી મારા કાન ટેવાઇ ગયા હતા, કેમકે જ્યારે-જ્યારે એ પ્રયોગમા નિષ્ફળ થતો ત્યારે બધી ચીડ મારા ઉપર જ કાઢતો

'શુ છે? આ પ્યાલામા આખો ફોડ જોઇએ!'

પ્યાલામા જોતા જ મારા તો હોશકોશ ઉડી ગયા પ્યાલાના જેટલા ભાગમા એ પ્રવાહી અડયું હતુ તેટલો ભાગ કાળો મેશ જેવો પડી ગયો હતો'

'હવે મર્યા સમજ!' પ્રફુલે નિસાસો નાખ્યો, 'તે શા માટે આ ક્રિકેટ કપમા પ્રવાહી ઠાલવ્યુ?'

'તારે ધાડ આવી'તી ને મને બીજુ કાંઇ ઠામ ન જડયું તેટલા માટે!'

'પણ રકેબી આ રહી'

'ક્યાં?'

'મારા ટેબલમા'

'તારા ટેબલમા રકેબી હોય એની મને કેવી રીતે ખબર પડે?'

'તેં પચીસ વાર મારા ટેબલમા રકેબી જોઇ છે; તને ખબર પડવી જ જોઇએ વળી આ પ્રવાહી રૂપાને કાળું પાડી દેશે એટલુ પણ અનુમાન કરવાની તારામા બુદ્ધિ નહોતી?' આવેશમા ને આવેશમા તેણે ચલાવ્યુ, 'હુ નહોતો ધારતો કે દુનિયામા આટલી હદના મૂર્ખાઓ પાકતા હશે આ વાતની જાણ થશે કે આપણે તો માર્યા જવાના કેમકે સૌ જાણે છે કે પ્રફુલ્લને જ સાયન્સનુ ઘેલુ લાગ્યુ છે.'

છેવટે પ્રફુલ્લ જ્યારે મને ગાળો દેતા જરા થયો ત્યારે મેં હળવેથી પુછ્યુ, 'હવે આને માટે કાઇ ઉપાય નથી? રૂપુ કાળુ કયા પ્રવાહીથી પડી જાય એ તો તુ જાણે છે, એ પાછુ સફેદ શાથી બને એની તને ખબર નથી?'

'એ બનતુ તો જરૂર હશે, પણ કયા પ્રવાહીથી એ હું નથી જાણતો'

'જો આવી નજીવી બાબત પણ તારાથી બની શકતી ન હોય તો મને લાગે છે કે તમારા વિજ્ઞાનશાસ્ત્રમા ઝાઝો માલ નથી,' હુ બબડયો

'એ પ્રયોગની જાત જ જુદી છે,' પ્રફુલ્લ કાઇ એના વિજ્ઞાનશાસ્ત્રને નીચુ પડવા દે એમ નહોતો. 'લુહાર સિવાય બીજા કોઇને એ ન આવડે'

પ્યાલા ઉપરના ડાઘ ભુસી નાખવા અમે અમારાથી બનતુ બધુ કરી ચુકયા ધાતુઓને ચકચકિત બનાવવાનુ એક પ્રવાહી કબાટમા પડયું હતુ અમે તેને રૂપાના પ્યાલા ઉપર અજમાવ્યુ પણ એની કશી યે અસર થઈ નહિ પછી અમે રેતીઓ, કાગળ પ્યાલા ઉપર ઘસ્યો, પણ પેલા પ્રવાહીથી એ કાઈ ઉતરે એવો ન હતો એનાથી તો ઉલટા પ્યાલા ઉપર થોડાક ઘસરા પડયા છેવટે અમે કટાળીને પ્યાલા હતો ત્યા મુકી દીધો બીજે દિવસે એના ઉપર થોડા નવા પ્રયોગો અજમાવવાનુ કામ પ્રફુલ્લને સોપી હું ઘેર ગયો

હું તો હવે એ ભયકર સમ ક્યારે પુરુ થાય છે એની રાહ જોવા લાગ્યો બીજા ત્રણચાર પ્રયોગો પ્રફુલ્લ જાણતો ખરો, પણ એ પ્રયોગો અજમાવતા' વળી કોઇ જોઇ જાય ને વાત ઉઘાડી પડે એ બીકે તેણે એ અજમાવવાનો વિચાર જ માડી વાળ્યો અમે બને આ ગુન્હામાથી છટકી જવાના ઉપાયો

શોધવા લાગ્યા.

બીજે દિવસે સાંજે મને એક યુક્તિ સુઝી ને ખરેખર એ આબાદ હતી'




નાનપણમા મારા બાપુ સારામા સારા દોડનાર ગણાના દેશના સારાસારા દોડનારા એમની સાથે શરતમા ઉતરેલા પણ બધા યે હાર ખાઇને જ પાછા ગયા હતા શરતમા વિજય મેળવવા માટે એમને ઓછામા ઓછા દસબાર રૂપાના પ્યાલા મળ્યા હતા. બહુ જ અભિમાન લેતા હોય તેમ એ બધા પ્યાલા મારા બાપુ તેમના મિત્રોને બતાવતા

આમાનો એક પ્યાલો આકાર ને કદ બંનેમા નિશાળના પ્યાલાને બરાબર મળતો આવતો જો એ પ્યાલો ગુમ કરી હુ નિશાળે ઉપાડી જાઉ ને એને મળ પ્યાલાને ઠેકાણે ગોઠવી દઉં, અને નિશાળનો પ્યાલો લઇ સીધો લુહારને સાફ કરવા માટે આપી દઉ તો પછી વાંધો નહોતો

માત્ર અઠવાડિયા માટે પણ બાપુ મને એ પ્યાલો આપે એ તો તદ્દન અસંભવિત જ હતુ, એટલે આપણે માટે તો માત્ર એક જ માર્ગ ખુલ્લો હતો અને તે છુમંતર કરવાનો'

પરચુરણ સામાન ભરવાની ઓરડીમા એક કબાટમા એ બધા પ્યાલા પડ્યા રહેતા એ ઓરડીની કોઇ ચીજ ચાલુ વપરાશની નહોતી એટલે ત્યા કોઇનો અવરજવર પણ ભાગ્યે જ થતો માત્ર બાપુ ત્રણચાર દિવસે તેમના વહાલા પ્યાલાઓના દર્શનાર્થે જતા એટલું જ

પણ આજે જ્યારે મારે એ ઓરડીમા થોડી મિનિટની એકાન્ત જોઇતી હતી, ત્યારે એક મૂર્ખ નોકર એની આસપાસ જ આંટા માર્યા કરતો હતો' પ્યાલો ચોરવાની જરૂરિયાત એટલી બધી હતી કે તેમ કરતા નિશાળનુ મોડું થાય, એ કાંઇ મારે મન ભારે વાત નહોતી

થોડી વાર રહી પેલો મૂર્ખ નોકર જતો રહ્યો એટલે મેં કબાટમાથી જે પ્યાલો નિશાળના પ્યાલાને બરાબર મળતો આવતો તે બહાર કાઢ્યો એક કાગળમા વીંટાળી તેને પાછીટમા મેલી દીધો ને વર્ગમા જઈ જગ્યાએ બેસતા વેંત જ છુપી રીતે બહાર કાઢી મારા ટેબલમા મુકી દીધો

બપોરની રજામા પ્રફુલ્લને મેં મારી યુક્તિની વાત કરી ને એના આનંદનો પણ પાર ન રહ્યો તે બોલ્યો, 'આ યુક્તિ પાર ઉતરે તો તો બહુ મઝાનુ કામ થાય; પણ જો કોઇને ખબર પડી ગઈ તો ભોગ લાગ્યા સમજવા'

'પણ ખબર પડે જ કેમ? બંને બરાબર મળતા આવે છે,' મેં મારી યુક્તિના સમર્થનમા હાંક્યુ

'હા, મળતા તો બરાબર આવે છે,' હાથમા પ્યાલાને આમતેમ ફેરવતો તે બબડ્યો, 'એક બાજુએ તો જરૂર'' પછી પ્યાલાની કોર ઉપરનુ લખાણુ તેણે મને બતાવ્યુ. તેમા મારા બાપુનુ અને તેમને ભેટ આપનાર મંડળીનુ નામ કોતરેલું હતુ.

વળી નવી મુશ્કેલી ઉભી થઇ' નામવાળા પ્યાલાને નિશાળના પ્યાલા બદલે ઘુસાડવો એ જોખમ તો જબરૂ હતુ પણ એ જોખમ ખેડ્યા સિવાય છુટકો જ નહોતો, એટલે 'થવાનુ હશે એમ થશે' કરી અમે ઝંપલાવ્યુ

સાંજે નિશાળમાથી રજા થતા હુ સીધો જ લુહારની દુકાને ગયો, અને તેને રૂપાનો કાળો પડી ગએલો પ્યાલો બતાવી મારી બધી મુશ્કેલીનો ખ્યાલ આપ્યો. લુહાર પણ બહુ ભલો માણસ નીકળ્યો ને વળી મારા જેવુ ઘરાક મળતા તો એણે મારામા સારૂં કામ

કરી આપવાનુ વચન પણ આપ્યુ.

'મારે એ પ્યાલાની બહુ ઉતાવળ છે,' એને સમજણ પાડતા મેં કહ્યુ, 'ને તમને ખાતરી છે કે એ પાછો હતો એવો જ થઇ જશે?'

'હા, જેવો હતો એવો પણ ઓછામા ઓછું એક અડવાળિયુ તો લાગશે જ,' લુહારે જવાબ આપ્યો

'અને એનુ શુ લેશો?'

'ઓછામા ઓછા ખર્ચે હુ તમારુ કામ કરી આપીશ, પછી કાઇ?'

હવે મને હૈયે ધરપત આવી ને પ્યાલાને હતો એવી સ્થિતિમા કરી જોવા માટે હુ દિવસો ગણવા લાગ્યો

પણ મને સૌથી વધુ ઉપાધિ તો એ થતી કે મેં એક જોખમને બદલે બે વહોરી લીધા હતા મેં પ્યાલો ગુમ કર્યો છે એ વાતની જો બાપુને ખબર પડી જાય તો એમના ગુસ્સાનો પાર જ રહે નહિ એટલે એ ચોરી ઉઘાડી પડી જવાની બીક મને ચોવીસ કલાકમાથી એક મિનિટ પણ છોડતી નહિ ભુખ લાગે ત્યારે હુ જમવા તો બેસતો, પણ આ બધી ચિંતાઓમા ખોરાકનો સ્વાદ પારખવાની શક્તિ સુદ્ધા મારી પાસેથી વગર રજાએ ચાલી ગઈ હતી

અમારા વર્ગનો ઓરડો તો મને કેદખાના જેવો જ લાગતો કેમકે આખા દિવસમા જેટલી વાર હુ એ પ્યાલા સામે નજર નાખતો તેટલી વાર મન ટાઢ વછુટતી

નિશાળેથી ઘેર જતા સુધીમા પણ મને પ્યાલાના જ વિચારો આવે જાણે પ્યાલો ગુમ થયાની ખબર બાપુને પડી ગઇ છે, પોલિસ સ્ટેશને ખબર આપવા એ દોડી જાય છે, નોકરોને ધમકાવે છે—ત્યા તો મારો પગ રસ્તા વચ્ચેના કોઇ પથ્થર સાથે અથડાય ને હુ ભાનમા આવી જાઉ આમ આ બે પ્યાલાની ઉપાધિમા મારુ શરીર ઘસાતુ ચાલ્યુ

અરે, મારી પથારીમા યે એ પ્યાલા જ આળોટતા! તેના ભયકર સ્વપ્નામાથી હુ જાગી ઉઠુ ત્યારે મારુ શરીર ઠંડુગાર પડી જતુ એક વાર તો એ દુષ્ટ પ્યાલો દસ ફુટ ઉચો થઇ ગયો, એક ઠેકડો મારી હેડમાસ્તરના ટેબલ ઉપર પડ્યો ને પેલુ સતાડી રાખેલુ નામ આધળો યે વાચે એવડા મોટા અક્ષરોમા તેને બતાવી દીધુ.

આ ચિંતામા ને ચિંતામા મારુ વજન ખુબ ઘટી ગયુ 'હમણા ચોરી પકડાશે, હમણા પકડાશે,' એ બીક ચોવીસે કલાક મગજમા ભરાઇ રહેતી, એટલે એમા નિશાળના લેસન માટે તો સ્થાન જ નહોતુ રહ્યુ તોફાન પહેલા બેરોમીટરનો પારો એકદમ નીચે પડી જાય, તેમ સડસડાટ કરતો મારો નબર બધા છોકરાની નીચે ઉતરી ગયો હતો

પણ આશામા ને આશામા મારુ જીવન ટકી રહ્યુ હતુ, અને ચોરી પકડાયા વગર જેમજેમ દિવસો જવા લાગ્યા તેમતેમ મારો આનદ વધતો ગયો

શુક્રવારની બપોર સુધી પેલી ઝઝુમતી તરવાર પડી નહોતી શનિવાર તો ટુકો દિવસ હતો એ ત્રણ કલાક જો હેમખેમે નીકળી જાય તો પછી સોમવારે તો નિશાળનો પ્યાલો લુહાર પાસેથી આવી જવાનો હતો, અને આપણે આ મહાપાપમાથી છુટવાના હતા

ગણિત પુરૂ થયુ અને પીરિયડ બદલાઇને ઇતિહાસનો શરૂ થયો આખા પ્રાતમા અમારા હેડમાસ્તર ઇતિહાસના ખા ગણાતા અને પોતાના એ વિષય માટે એમને એટલી ચીવટ અને પ્રેમ હતા કે અમારી હાઇસ્કુલના બધા ઉપલા ધોરણોમા એ જાતે જ ઇતિહાસ શીખવતા હેડમાસ્તર સાહેબ ઇતિહાસ લેવા આવ્યા મારે ને ઇતિહાસને મુળથી જ બારમો ચદ્રમા ચાલતો અને તેમા આઠ દિવસથી મારો અને પ્યાલાનો ઇતિહાસ ઘડાઇ રહ્યો હતો એટલે એકે સવાલનો ખરો જવાબ હુ આપી શક્યો નહિ એ મારા ઉપર ખુબ ચીડાયા, પણ મે એમના કડવા મેણા પુરેપુરી નમ્રતાથી સાભળી લીધા

બારને હવે પા કલાકની જ વાર હતી એ વખતે પુસ્તકમા 'હિંદનુ પ્રાચીન કુભારકામ ને ધાતુકામ' વિષે એક ફકરો આવ્યો હેડમાસ્તરે એ ફકરો સમજાવવા માડ્યો મને વખતની બરાબર ખબર હતી, કેમકે દર પાચ મિનિટે હુ ઘડિયાળ સામુ જોતો વાસણ અને ઘરેણાના ઘાટમા આપણે પરદેશીઓનુ કેટલુ અનુકરણ કર્યું છે. એ સમજાવવાનો હેડમાસ્તરનો ખાસ મુદ્દો હતો

'માટીના કુજા અને ઘડાના ઘાટમા પણ આપણે પરદેશીઓનુ જ અનુકરણ કર્યું છે,' એમણે ચલાવ્યુ.



આર્ય હનુમાન

ચિત્રકાર રવિશંકર રાવળ
કુમાર ચૈત્ર ૧૯૮૩





'આહીર 'ઓ.. આ' કરતો જણાતો,
લૈ ગાડરાં ઘેર ભણી વળાતો'

ફોટો નારણભાઇ વારા, જામનગર

'પ્રાચીન વખતમા પાણી પીવાના પ્યાલાના જુદાજુદા ઘાટ પણ આપણે ત્યા કેટલા સુન્દર થતા ! પાશ્ચાત્ય ઘાટમા કઇ મોહકતા છે એ તે હજી મને સમજાતુ નથી. દાખલા તરીકે આપણે આ ક્રિકેટના ઇનામને રૂપાનો પ્યાલો જ લો,' એટલું કહેતા તેમણે પોતાનો હાથ લંબાવ્યો ને કબાટ પરથી મારા બાપુનો પ્યાલો ઉઠાવ્યો.

અત્યારે હું શ્વાસ પણ ભારે મુશ્કેલીથી લઇ શકતો હૃદયના ધબકારા પળેપળે વધતા જતા. આખે શરીરે ધ્રુજારી છુટતી ને માથું ચક્કરચક્કર ફરતું

'પ્રાચીન વખતમા આપણે ત્યા રૂપાના ને સોનાના પ્યાલાઓ બનાવવામા આવતા,' હેડમાસ્તરે આગળ ચલાવ્યુ. 'અને એમા કીમતી મોતી પણ બેસાડવામા આવતાં. એના ઉપર સુંદર કોતરકામ થતુ અરે તદ્દન સાદા વાસણો પણ અતિ મોહક—'

બોલતાબોલતા એ પ્યાલાને હાથમા ફેરવતા જતા ને બારીકાઈથી નીહાળતા એટલે જ્યારે એ અટકી પડ્યા ત્યારે મે જાણ્યુ કે એમણે પેલું ભયકર સત્ય શોધી કાઢ્યું છે; ને આપણો મામલો ખલાસ !

બોલતાબોલતા એ આમ એકદમ અવાચક થઈ ગયા ને પ્યાલા સામે એકીટશે જોઇ રહ્યા તેથી બધા છોકરાને ભારે નવાઇ લાગી. પણ અમે તો જાણતા જ હતા—હું ને પ્રફુલ

એ શાંતિ ઝાઝી વાર ટકી નહિ એમણે પ્યાલો નીચે મુકી દીધો ને વખત થતા સુધી પોતાનું ભાષણ આગળ ચલાવ્યું રજા થયા પહેલા માત્ર દસ મિનિટ અગાઉ જ આ બનાવ બન્યો હતો, પણ એના કરતા લાબી મિનિટો મારી આખી જીદગીમા કદિ ગઇ હોય એવુ મને સાભરતુ નથી મારા બાપુના નામ ઉપરથી એમણે ગુન્હેગારને તરત શોધી કાઢ્યો હતો.

'મીરૂ, તારે રોકાવાનું છે મારે થોડી વાત કરવી છે.' હેડમાસ્તરે કહ્યું.

એ તો મે ધાર્યુ જ હતું મે સઘળી હીંમત એકઠી કરી લીધી અને જ્યારે બધા છોકરા રવાના થઇ ગયા ત્યારે હું એમની પાસે ગયો. બન્યું હતુ તેમ બધુ સાચ્ચેસાચું મેં એમને કહી દીધુ, માત્ર પ્રફુલ્લનુ નામ એ આખી વાતમાં આવવા દીધું નહિ

'સોમવારે હું એ પ્યાલો પાછો લેતો આવીશ, સાહેબ,' મે અંતમા કહ્યુ 'ને ત્યારે એ એની અસલ સ્થિતિમા જ હશે.'

'પ્યાલાની સ્થિતિ ગમે તે હોય; તેની મને દરકાર નથી,' હેડમાસ્તરે કહ્યુ ને એમણે મારી સામે એવી રીતે જોયુ કે એમની આગળ મને મારી પોતાની લાયકાત કશી જ લાગી નહિ. 'મૂર્ખાઇ કરવી એ કુમારો માટે કાઇ નવી વાત નથી, એમના ઉછળતા લોહીને કાઇક તોફાન કર્યા સિવાય ચેન જ નથી પડતું,' એમણે આગળ ચલાવ્યું, 'પણ નામર્દાઇ ને છળકપટના ગુન્હા હું કદિ માફ કરી શકીશ નહિ' પછી એમણે મને જે કાઇ કહ્યું ને જે શિક્ષા કરી એ બધુ અધકારમા જ રહેશે

ત્યારથી મેં નિશ્ચય કર્યો કે મારે હાથે જ્યારેજ્યારે કાંઈ નુકશાન થશે ત્યારે હું એ સતાડવા પ્રયત્ન નહિ કરૂ હું મારી ભુલ તરત કબુલ કરી લઇશ ને પરિણામ માટે તૈયાર રહીશ. ગુન્હો ઉઘાડો પડે છે ત્યારે સૌને ભાન થાય છે કે ગુન્હાને સંતાડવામા કશો ફાયદો નથી લપાવાછુપાવાની છીછરી રીત કોઇ રીતે અનુકરણ કરવા જેવી તો નથી જ.

(અંગ્રેજી ઉપરથી)

## એ કામ મારૂં નહિ

આ વાકય તમારે મોઢે ઘણી વાર આવી જતુ હશે પણ તેની પાછળ તમારો કેટલો વિકાસ રૂંધાઈ રહ્યો છે તેનો ખ્યાલ તમને ભાગ્યે જ આવતો હશે મારા એક સ્નેહી કારીગર છે તેણે પોતાના ભત્રિજાને યંત્રનો ઇજનેર કરવાના ઇરાદાથી યંત્રશાળામાં મુક્યો છે. એક વાર ઘરના કામમાં કાકાએ ભત્રિજાને એક ચીજ પર કાનસ મારી સાફ કરવા કહ્યુ, તે વખતે તેણે ઉપરનું જ વાકય કહ્યુ 'કાકા, એ કામ મારૂ નહિ કાનસ મારવી એ તો સાધારણ મજુરનુ કામ છે' એ જ વર્ષે તેને પરીક્ષા આપવા મુબઇ જવાનું હતુ કાકા પણ સાથે ગયા જોગાનુજોગ બન્યું એવુ કે પરીક્ષકે ક્રિયાત્મક પરીક્ષા તરીકે તેને પાચ ફુટ લબાઇના એક રૂલ પર હાથથી કાનસ મારી સીધી સપાટીમા એક જ દોરો ઘસી આપવા કહ્યુ એક જ દોરો: વધુ નહિ, ઓછુ નહિ; અને કોઈ પણ યાત્રિક મદદ સિવાય,—માત્ર હાથ અને નજરથી

તમે શું ધારો છો ? 'એ કામ મારૂ નહિ' કહેનાર તેનું વર્ષ હારી બેઠો પોતાની પત્ની કે હોદ્દાના અભિમાનથી જ્યારે માણસ નાના કામની તાલીમની અવગણના કરે છે ત્યારે તેને મોટુ નુકસાન થાય છે.

# મારી પોતાની વાત

કાળુપુર માંડવી બજારને છેડે ટાવર ગેટ છે ત્યાં શહેરનો છેડો હતો. માંડવી બજાર, મસ્કતી માર્કેટ, પ્રેમ દરવાજાનો રસ્તો કે સ્ટેશન બાજુનો રસ્તો એ બધું ઉજ્જડ હતું. હાલ સરસપુર જવાનો પુલ છે ત્યાં એક નાનો પુલ હતો. વચમાં હાલ નાની ગાડીનું સ્ટેશન છે ત્યાં દાદરો હતો અને પગથિયા ઉપર બેઠાબેઠા જતીઆવતી ગાડીઓ જોવાની ઉનાળાની ઋતુઓમાં આ પગથિયા પર બેસીને ગાડીઓ જોવા અમે જતા અને કલાકોના કલાકો સુધી ત્યાં જ બેસી રહેતા

ઉનાળામાં સવારની નિશાળો હોવાથી તમામ છોકરા આમ જ ભટકતા. કોઈ પગ વાળીને ઘેર બેસે કે બપોરે ઉંઘે એવી તો આશા જ ન રાખવી. તડકો ન નડે એ માટે માસ્તરો સવારની નિશાળો રાખતા, પણ અમે લોકો તો તડકાનો આમ જ લાભ લેતા અને માસ્તરોની અક્કલ પર ફીદા થતા હતા

પુલ પર બેઠાબેઠા ગાડીઓ જોવાની બહુ મઝા આવતી. જતાઆવતા મુસાફર લોકો, દિલ્હી, આગ્રા, સિંધ, મારવાડ વગેરે દેશના સ્ત્રીપુરુષો અમે જોતા અને નવાઈ પામતા. કોઈ વાર પૈસા બે પૈસાનું ચવાણું પણ લેતા. અને પછી ધીમેધીમે બીડીઓ પીવાની પણ પ્રૅક્ટિસ કરવા માંડી!

'તલ્લક બીડી ચાર પાઈની પચીસ' કેવી સોંઘવારી? હાલ પૈસાની ૮ પણ ભાગ્યે જ મળે છે, ત્યારે તે વખતે ચાર પાઈની પચાસ મળતી. પછી વળી એ જ વેચનારે હરીફાઈ વધવાથી—

'પૈસાની પચીસ બીડી પીને લે, ભઈ, પીને લે'

એમ ભાવ સોંઘા કરી નાખ્યા. લોકોને બીડીઓ પીતા જોઈને અમને પણ શોખ થઈ આવ્યો. ખાવાનામાંથી પાઈ બચાવીને બીડીમાં નાખીએ. ટોપીઓમાં કાણા કરીને સંતાડવી પડે, કારણ કે ઘેર પકડાવાનો ભો. પણ કોઈ કહે બીડીઓ પીનારના હોઠ કાળા થઈ જાય છે ને પકડાયા વગર રહે નહિ. એવી હું વારંવાર હોઠ અરીસામાં જોયા કરતો, પણ હજી મારા હોઠ કાળા નહોતા થયા!

એક દિવસ કઈક કડક તમાકુની બીડી પીવામાં આવી ને ચડી. ફેર આવે, મોળ આવે અને પછી માથું દુખવા લાગ્યું. હેરાનગતી એટલી બધી થઈ કે તે જ દિવસથી બીડી નહિ પીવાની પ્રતિજ્ઞા કરી તે આજ સુધી ફરી મેં કદિ પીધી નથી

*બીડીના પ્રત્યક્ષ નુકશાન અનુભવ્યા પછી* ભાંગ માજમનો પણ અનુભવ કરી નાખેલો. ઉનાળામાં અમારા ઘરોમાં કોઈકોઈ વાર ભાંગ કાઢવામાં આવતી, પણ એ સખત નહિ હોવાથી અમને કદિ ચડતી નહિ. ભાઈ હ. ને મનમાં એમ થયું કે ભાંગ નથી ચડતી એ તે કંઈ ઠીક? ન ચડે તો ઉપરથી માજમ ખાઈએ, પણ એની લહેર જોવી જોઈએ. માજમની વાત મનમાં ગણીને કહે 'ચાલો દોસ્તો' ગમ્મત કરવું?' માજમ જરાક લીલા રંગની ને મીઠી સાકર જેવી લાગે છે. મેં તો એ કોઈ દિવસ જોઈ પણ નહોતી અને એ શી ચીજ છે તેની પણ મને ખબર નહોતી. હ. એ બધાને ખવડાવ્યા પછી કહ્યું કે હવે ગમ્મત જોજો. કલાકેકમાં માજમ ચડી ને રાતાપીળા દેખાવા લાગ્યા. નાતમાં જમવાનું હતું ત્યાં જ ગાડી કાઢીએ ને ચક્કરચક્કર ફરીએ. જમવાને હજી વાર હતી તે પહેલા તો ગભરામણ થવા માંડી અને બેભાન થઈ જવાશે એવું લાગવાથી હું ખાધા વગર જ ઘેર ગયો. કેટલીયે વારે દવા વગેરેના ઉપચાર પછી જીવ પગણે ઠેકાણે આવ્યો. ઘણી મીઠી ચીજો પરિણામે કેવી દુ:ખદાયક નીવડે છે તે સમજી તે જ દિવસથી ભાંગ વગેરે માદક પદાર્થોને અડકવું જ નહિ એવી પ્રતિજ્ઞા કરી તે આજ દિન સુધી ટકી છે

દારૂ તો અમારા સગામાં એક જણ બહુ જ પીતા હતા. એમના તન, મન અને ધનની ખુવારી પ્રત્યક્ષ જોએલી હોવાથી દારૂના પંજામાં તો હું કે અમારા ટોળામાંથી પણ કોઈ કદાપિ ફસાયા નથી

જુગાર રમવાનો ચાલ અમારી નાતિમા હતો. નાતની વાડીમા દિવાળી, દશેરા, બળેવ વગેરે મોટા તહેવારોના દિવસોમા જુવાનવર્ગ જુગાર રમતો હતો. એનો સ્વાદ પણ સેવકે ચાખ્યો છે અને બેત્રણ વર્ષમા એનાથી ધરાઇ ગયો છે. 'જુગારથી નળરાજા ખુવાર થયા અને પાડવોના રાજ્ય ગયા' એ વાત મારી આંખે પછીથી એટલી ઠસાવી કે એ રસ્તે પણ ફરી વાર કદિ હું ચડ્યો નથી, એટલુ જ નહિ પણ શેરસટ્ટા, ઘોડદોડની સરતો, મોરડી કે સટોડિયા જેવા ધંધાને ઝાપડે પણ હું કદિ ઉભો નથી

પત્તા, સોગટાબાજી વગેરે રમતોમાંથી પણ કલેશકંકાસ અને સમયની બરબાદી થાય છે એ વાત સમજાઇ ગઇ એટલે એનો પણ ૧૬ ૧૭ વર્ષની ઉમરે જ ત્યાગ કર્યો

આ બધા વ્યસનોથી થોડામા થાકી ઇશ્વરકૃપાએ એક વાચનનુ વ્યસન કેમ પડ્યું અને કસરત જેવી આરોગ્યવર્ધક રમતનો છંદ કેમ લાગ્યો એ વાત હવે પછી.

**હરિપ્રસાદ પ્ર. દેસાઈ**



## જન્મોત્રી

ઇન્દ્રવજ્રા

૧

આજે મને એક થઇ છે હોશ,
તે ભાઇ તારો નકી જોઉં જોષ;
જન્મોત્રી તારી અહીં લાવ, વાર,
એમા ગણીને કહું ભાવિ તારું.

૨

સૌથી વધારે ગ્રહ જે સતાવે,
તોફાન મસ્તી હમેશાં મચાવે;
નિત્યે તને એ પજવી હસાવે,
નાણે પનોતી તુજને નચાવે.

૩

એથી મને જો કઇ દાન થાય,
તો નક્કી આજે ગ્રહશાંતિ થાય,
બાકી બધા છે ગ્રહયોગ સારા,
ને વ્યયે એ ચડતો સિતારો

૪

ને જો અહીં આ શુભ શુક્ર જાતે,
લગ્ને પડ્યો તે સુખ સર્વ પાને,
તે સર્વ કાર્યે ફલસિદ્ધિ આપે,
ને દેશદેશાવર કીર્તિ વ્યાપે

૫

ને સૂર્ય તો સન્મતિ અર્પનાર,
છે ઉચ્ચ તે આયુ વધારનાર,
વિદ્યા તણો યોગ ગુરુ અપાવે,
એકાદ નક્કી કવિતા લખાવે.

૬

બેઠો અહીં આ બુધ રાજ્યદ્વારે,
તે ભાઇની કાંતિ વળી વધારે;
ને કેન્દ્રસ્થાને વળી સાથ બીજો,
સ્વગૃહમા ચન્દ્ર જ કર્કનો જો

૭

ને શત્રુસ્થાને શનિદેવ બેઠા,
નાખે બધા યે સહુ શત્રુ હેઠા;
ને રાહુ કેતુ અહીં કુડ ચક્રે,
એના પડ્યા કોન કદિ ય વક્રે

૮

છેલ્લુ હુ જોઉં તુજ બંધુસ્થાન,
ત્યા ઉચ્ચ આ મંગળનું નિદાન
(ને ભાઇ! તારે નથી બન્ધુ કેની ?)
તે સર્વમા મંગળ વાંછનારી,
આ હુ રહી એક જ બ્હેન તારી!

**ચન્દ્રવદન ચીમનલાલ મહેતા**

# સંધ્યા રસ

ગૌરીશંકર તળાવનું દર્શન ઓચિંતું થાય છે આપણે બગીચામાં ગયા, ઝાડોની શોભા જોઈ, ચીની રકાબીના ટુકડાથી બનાવેલા નિર્જીવ હાથી, ઘોડા, વાઘ, સિંહનો રૉફ અને ઝાડો વચ્ચે લહેર કરતા સજીવ પક્ષીઓનો કલરવ સાંભળી, તળાવને કાંઠે આવીએ, પગથિયાં ચઢવા માંડીએ, ઠંડા પવનની શાંતિ અનુભવીએ, તો યે કલ્પના ન થાય કે તળાવ કેવું હશે છેલ્લે પગથિયે જઈ પગ દીધો અને એકદમ જાણે આકાશ ચીરીને અપ્સરા–પ્રગટ થઈ હોય તેમ સરોવરના નીર આપણી સામે સસ્મિત વદને જોઈ રહે છે તમે ભલે એકલા જ સરોવરને દર્શને જાઓ, ત્યાં તમે એકલા રહેવાના નથી આકાશનાં વાદળાં અને ઉતાવળે દોડી આવેલી સંધ્યાતારકાને તમારી સાથે જ સરોવરની શોભા નિહાળતી તમે જોશો.



સરોવર હમેશાં નીચાણમાં હોય ડુંગર નીચે ઉતરીએ ત્યારે સરોવરના જળમાં પગ પખાળવા પામીએ પણ આ તો જાણે ગંધર્વકાસાર, જાણે વાદળાં પીગળીને ટેકરીને માથે છલકાતાં હોય!

સામો કાંઠો દેખાય એવું સરોવર કોને ગમે? આટલાં પાણી ક્યાંથી આવે છે એવી અતૃપ્ત જિજ્ઞાસા જેની સાથે ન હોય તેના સૌંદર્યમાં દૈવી ગૂઢ ભાવ ક્યાંથી જડવાનો? રેલવે લાઇન પણ જો સાવ સીધી હોય તો આપણને ગમે નહિ ઊંચાણ હોય, નીચાણ હોય, જમણી કે ડાબી બાજુ વાંક હોય તો જ એ શોભે. સરોવર એ કંઈ ધોધ નથી કે ઊંચા-નીચાની ક્રીડા બનાવે ગૌરીશંકર ચારે બાજુથી ટેકરીઓથી ઘેરાએલું છે. પણ એ ટેકરીઓ સરણિયા થએલા ચોરોની પેઠે ભીડ કરીને ઉભી નથી રહેલી, તેથી પાણીને આમતેમ બધી બાજુ ફેલાઇ જવાનો અવકાશ મળ્યો છે.

સરોવરના બાંધ ઉપરથી પશ્ચિમ તરફ જોતાં એકાદ અદ્ભુત નવલકથામાં નવે રસ ગુંથેલા હોય તેમ જાતજાતના રંગ પાણીમાં ફેલાએલા દેખાય છે. પગ તળે આત્મહત્યાનો ઘેરો લીલો રંગ જાણે ક્ષણેક્ષણે આપણને અંદર બોલાવતો હોય એવો દેખાય છે. એમાં પણ બધે સરખાપણું નથી. કોક ઠેકાણે મેંદીના પાન જેટલો ઘેરો, તો કોક ઠેકાણે લિંબોઇના પાન જેટલો ઊંડો ખુબ નિહાળીએ, ત્યારે લાગે છે કે એ પાણીનો રંગ નથી પણ પાણીમાં લપાએલું સ્વતંત્ર ઝેર છે. સહેજ આગળ જુઓ એટલે નિરાશામાંથી આશા પ્રગટ થતી હોય તેવો બદામી રંગ દેખાય છે. રંગ તો બદામી, પણ એમાં ધાતુનો ચળકાટ છે આગળ જઈએ એ જ રંગ થોડુંક રૂપાન્તર પામી નારંગી વર્ણે સંધ્યાનું ઉપસ્થાન કરતો દેખાય છે વાદળાંની જાબુડી છાયા જો આડે ન આવી હોત, તો કોણ જાણે આ બાજુના નારંગી અને પેલી બાજુના સોનેરી વચ્ચે કેવી શોભા ખીલત!

આપણું ધ્યાન સોનેરી રંગ તરફ જાય એ પહેલાં જ મંદમંદ વહેતો પવન જળપૃષ્ઠ ઉપર સૂક્ષ્મ વીચિમાલા ઉત્પન્ન કરી આપણને કહે છે, 'આ સમયોચિત સ્તોત્ર તો સાંભળો!' સામેની ટેકરીએ માથું ઊંચું ન કર્યું હોત તો આ રમતની પૃથ્વી ક્યાં પુરી થાય છે અને નિઃશબ્દ આકાશ ક્યાં શરૂ થાય છે એ જાણવું કોઇ પંડિતને પણ અઘરૂં થઇ પડત

ડાબી બાજુએ મેંદીની વાડ છે. સુંદર વાંકો

જોવાનું કોને ન ગમે? પણ શૃંગારસાધિકા મેંદીનો શિરચ્છેદ મને જરૂર અસહ્ય લાગે છે. જમણી બાજુ જાણે સૂર્યનું તેજ હજુ પડેલું પણ થીજેલું નહિ એવું સરોવર, અને ડાબી બાજુ નીચે ચાડી પાતળી ઝાડી. આવા પરસ્પર ભિન્ન રસ વચ્ચે જનકની પેઠે યોગયુક્ત ચિત્તે અમે આગળ ચાલ્યા. ત્યાં આવ્યો નિરાધાર સેતુ. સંસ્કૃત કવિઓએ એને જોયો હોત તો એનું નામ શિક્યસેતુ જ પાડ્યું હોત. આવા સેતુની શોધ પહેલવહેલી હિમાલયના વનેચરોએ જ કરેલી હોવી જોઈએ. આ નિરાધાર પુલ આપણને હળવે પગે લઈ જાય છે. પાણી વચ્ચે તપ કરતા ઋષિ જેવા એક બેટના જટાભારમાં પુલની અધવચ પહોંચ્યા એટલે આતિથ્યશીલ જળ ચેતવે છે, 'સાચવીને ચાલો, સાચવીને ચાલો' અને યોગ્ય સંધિ જોઈને પાણી પાદપ્રક્ષાલન કરતાં પણ ચૂકે નહિ.

અને પેલો દ્વીપ? એ તો નીરવ શાન્તિની મૂર્તિ. ચંદ્રમા પાણીમાં આટલો ખડખડાટ હસે છે છતાં એનો પડઘો ક્યાંય સંભળાતો નથી. જાણે કુદરતને બીક લાગે છે કે રખેને ધ્યાનીમુનિની શાન્તિમાં ભંગ થાય. આ બેટમાં નથી રહેતો કોઈ મરપ કે નથી રહેતો કોઈ કાગડો. પક્ષીઓ હોય તો યે પોતાના માળામાં નિશ્ચિંત સૂઈ ગએલાં છે. આતિથેય મંડપ તળે અમે જઈ બેઠા. હવે તો પાણી ઉપર અજ્ઞાત અંધકારની છાયા ફેલાવા લાગી હતી. અષ્ટમીનું ચાંદરણું તો સીધું સોંસરું ઉતરીને પાણીમાં ઉતરી જતું હતું. ફક્ત જાતિવૈરી સુરઅસુરના ગુરુઓ દીર્ઘવિગ્રહથી કંટાળીને કંઈક વિષ્ટિ કરવા માટે ભેગા થયા હોય તેમ પશ્ચિમે ચળકતા હતા. પ્રકાશ અને અંધકારની સંધિ કરવાનો સંધ્યાએ અનેક વાર પ્રયત્ન કર્યો છે. તેમાં જો તે કોઈ કાળે ફાવે તો જ સુરઅસુરો વચ્ચે કાયમનું સમાધાન થાય. જુઓ, બંનેના ગુરુઓ પોતાની દિશા ફેરવી પોતાની સ્વભાવોચિત ગતિએ ચાલ્યા જાય છે, અને સંધ્યાકાળની રક્ત કાલિમા બંનેને કશા પક્ષપાત વગર ઘેરી લે છે. હમેશ વિગ્રહ જ રાખે તેનો અસ્ત થવો જ જોઈએ.

હવે પાણીએ પોતાનો રંગ બદલ્યો. અત્યાર સુધી જાણે ચાંદીના રસ્તાઓ બનાવ્યા ન હોય તેવા પટાઓ પાણીના પૃષ્ઠ પર વગરકારણે દેખાતા હતા તે હવે બંધ થયા. ખેલ બહુ થયો. હવે ગંભીરપણે વિચાર કરવો જોઈએ, એમ કંઈક લાગવાથી પાણીની મુખમુદ્રા અંતર્મુખ થઈ છે. ટેકરીઓ પ્રેતલોકના વામનાદેવ વિચરતા હોય તેવી દેખાવા લાગી. વિસ્તીર્ણ શાંતિ પણ કેટલી અસ્વસ્થ કરી શકે છે એનો ખ્યાલ અહીં પુરેપુરો આવે છે. બધી ટેકરીઓ જાણે આપણો એક અવાજ સાંભળવાની જ રાહ જોતી ન હોય! જરાક સાદ પાડીએ તો 'હાહા! એ આવીએ! એ આવીએ!' એમ કહેતી દોડતી આવશે એ વિષે જરા યે શંકા નથી રહેતી. પણ એમને બોલાવવાની હીમત જ કેમ ચાલે? શું આ ટેકરીઓ કોઈ જોતું ન હોય ત્યારે મધ્યરાતે કપડાં ઉતારીને સરોવરમાં નહાવા પડતી હશે? આજે તો નહિ જ ઉતરે, કેમકે દુર્વિનીત ચંદ્રમા મધરાત સુધી એકીટશે સરોવરમાં જોતો હશે અને મધરાત પહેલાં જ શિશિરની ટાઢનું સામ્રાજ્ય શરૂ થવાનું. પછી ઉષઃકાલ પહેલાં માઘસ્નાન કરવાની એમની મનીષા હોય તો કોણ જાણે. આવા કાંઈક પુણ્યસંચય વગર ટેકરીઓને પણ આટલી સ્થિરતા શી રીતે મળે?

કોક પુલ પરથી ચાલ્યું દેખાય. પાણીમાં ખળભળાટ સંભળાય છે, અને એમાંથી નીકળતા મોજાંના કુંડાળાં દૂરદૂર દોડે છે. લોકો પોતપોતાના ગામડામાં રહેતા છતાં, જેમ ખબરો એમની મારફતે દૂરદૂરની મુસાફરી કરે છે તેમ પુલ પાસેનો ક્ષોભ આ રીતે કિનારા સુધી પહોંચવાનો. શરીરમાં એક ઠેકાણે વાગે તો આખા શરીરને જેમ એની ખબર પડે છે તેમ જ પાણીનું પણ છે. પાણીની શાંતિનો ભંગ થાય તો એને પરિણામે એના ઉદરમાં આખું બ્રહ્માંડ ડોલવા લાગે છે.

હવે તારાઓનો રાસ શરૂ થયો. પાણીમાં એનું પ્રતિબિંબ તો પડ્યું છે, પણ ભૂલોકનો તાલ જુદો જ છે.

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

## પુછો તંત્રીને

(૧) દરિયાની ઊંડાઈ કેમ માપવામાં આવે છે? (૨) કોઈ પણ એંજીન કે ગ્યાની શક્તિનું માપ બતાવવા માટે 'હૉર્સ પાવર' (ઘોડાબળ) શબ્દ કેમ યોજાયો? (૩) લશ્કરમાં ખાખી રંગનાં કપડાંનો ઉપયોગ ક્યારથી શરૂ થયો? (૪) દુનિયામાં ઉંચામાં ઉંચો પુલ કયો છે? (૫) વિજળીથી મૃત્યુ કેમ નીપજતું હશે?



# રબર



રબરની જરૂરિયાત વિષે બધાને ખબર હોવા છતા, જ્યારે કોઇ પણ વ્યક્તિને આપણે તે સંબંધે પ્રશ્ન પુછીએ છીએ ત્યારે ઉત્તર મેળવવામા નિરાશા જ અનુભવવી પડે છે રબર કેવી રીતે બનાવવામાં આવે છે એ જો કોઇને પુછીશું તો 'ઝાડના દુધમાથી' એટલો ટુંકો ને ટચ જવાબ મળશે આ અજ્ઞાનના મુખ્યત્વે બે કારણો છે એક તો એ વિષે જાણવાની બેદરકારી ને બીજુ કદાચ કોઇને એ વિષે જાણવાની ઇંતેજારી થાય, તો પણ ગુજરાતી ભાષામા એ વિષયના સાહિત્ય વગર અટકી રહેવુ પડે એ

એક પ્રખ્યાત ઇતિહાસકારના કહેવા પ્રમાણે ઇ સ ૧૪૯૩મા કોલમ્બસે પહેલવહેલુ રબર જોયુ તેની બીજી સફર વખતે વેસ્ટ ઇન્ડીઝમા હૈટીના ટાપુમા ત્યાના વતનીઓને રબરના દડાથી રમતા તેણે જોએલા આ પછી ૧૭મી સદીમા સ્પેનીઅર્ડ લોકો કપડાને પાણીથી ન ભીંજાય એવા કરવા માટે રબર વાપરવા લાગ્યા ૧૮મી સદીની શરૂઆતમા લિસ્બન શહેરમા રબરનો માલ આયાત થતો આ માલ તે વખતે ટોપી બુટ અને કોથળાઓનો જ હતો ૧૭૫૯મા પેરાની સરકારે પોર્ટુગાલના રાજાને એક રબરના પોશાકની ભેટ મોકલેલી પેન્સિલના ડાઘ કાઢવા માટે રબરનો ઉપયોગ તો ઇ સ ૧૭૭૦મા પ્રીસ્ટલીએ જ શોધી કાઢ્યો રબર નામ પણ આ ગુણ ઉપરથી જ પડ્યુ છે અંગ્રેજીમાં રબ એટલે ઘસવુ અર્થ થાય છે રબરને ઇન્ડિયા રબર પણ કહેવામા આવે છે. શરૂઆતમા રબરને 'કાઉચુક' કહેતા

જેમજેમ વખત જતો ગયો તેમતેમ બીજા દેશોનુ ધ્યાન આ વસ્તુ તરફ આકર્ષણ થયુ અને ૧૮૨૦મા એક વહાણ રબરનો માલ ભરી બોસ્ટન ગયુ અમેરિકાના સુધરેલા જાના વતનીઓને રબરના બુટ ખુબ જ ગમ્યા અને એમણે થોડા જ વખત પછી પોતાના દેશમા રબરનુ કારખાનુ ખોલ્યુ પરંતુ ત્યા પડતી સખત ગરમીને લીધે એમા તેઓ નિષ્ફળ થયા; એટલે એમણે કાંઇક યુક્તિ શોધવા માંડી

એમણે ગંધકની મદદથી રબરને ગંધકિત (વલ્કેનાઇઝ) કર્યું આ શોધ નેલ્સન ગુડઇયરે ૧૮૩૯મા કરી ત્યાર પછી મૅકિન્ટોશે રબરને નેપ્થામા ઓગાળી પાણીથી ન ભીંજાય એવું બનાવ્યું આવી રીતે ધીમેધીમે રબરની બનાવટમા સુધારો થતો ચાલ્યો ને પરિણામે આજે આપણી આસપાસ હજારો ચીજો રબરની બનેલી નજરે પડે છે

રબર ઉગાડનાર મુખ્ય દેશો આટલા છે દક્ષિણ અમેરિકા, પેરા અને એમેઝોનના પ્રદેશો, પુર્વ અને પશ્ચિમ આફ્રિકા, હિંદુસ્તાન ચીન અને મલાયા દ્વિપકલ્પ હિંદમા રબર ઉગાડનાર મુખ્ય સ્થળો સીલોન મલબાર કિનારો બ્રહ્મદેશ, સિયામ, કોચીન, સિક્કિમ, ભુતાન, આસામ અને દાર્જિલિંગ છે

દુનિયાને ૯૦ ટકા રબર તો મલાયા પ્રાંત જ પૂરું પાડે છે, અને તેમાં યે સુમાત્રાનો હિસ્સો તો સૌથી વધારે છે, કેમકે આ એક જ ટાપુમા પચાસ લાખથી પણ વધારે રબરના ઝાડ છે ત્યા રબરના ઝાડ છ હેરન માઇલના વિસ્તારમા રોપાએલા છે રબર ઉગાડવામા આખી દુનિયામાં સૌથી પહેલે નંબરે 'ડૅલવ કોર્ટ કંપની' નામે સંસ્થા છે. સુમાત્રાનો ટાપુ એક



રબરના બી તથા કુદરતી રીતે નીચે ફુટપગી મનાતી છે ને ઉપરથી રબરના બી તથા છોડ અને પાંદડાના કદ, લબાઈ, પહોળાઈ વગેરે જાણી શકશો



રબરના થડમાં રસ કાઢવા માટે જુદીજુદી રીતે મુકવામા આવતા કાપ



મલાયાના ખેતરમાં રબરના ઝાડના રસ માટે કાપ મુકતો ખેડુત રસ ઝીલવા માટે થડના નીચેના ભાગ પર વાળાથી બાંધેલો પ્યાલો દેખાય છે

હજાર માઇલ લાંબો છે ત્યાં લેટેક્સ નામનો દુધ જેવો એક પદાર્થ પુષ્કળ પ્રમાણમા મળી આવે છે ને તેમાંથી મોટરકારોના ટાયરો ને રબરની બીજી અનેક ચીજો બનાવવામા આવે છે.

રબરના ઝાડ કેટલેક ઠેકાણે કુદરતી રીતે ઉગે છે અને કેટલેક ઠેકાણે એનુ વાવેતર કરવામા આવે છે. આપણા દેશમા ઘણુકરીને વાવેતર કરેલા ઝાડમાથી રબર મેળવાય છે. આ વાવેતરની શરૂઆત કેવી રીતે થઇ એ જાણવા જેવુ છે. એચ એ વીકહામ જ્યારે પેરામા રહેતો હતો ત્યારે તેને વિચાર આવ્યો કે જો આ રબરના ઝાડ હિંદુસ્તાનમા ઉછેરાય તો ત્યાની અનુકુળ આબોહવાને લીધે આગળ જતા સારો લાભ થાય એમ છે આ વિચાર આવતા જ તેણે ઇંડિયા ઑફિસ મારફતે પોતાની યોજનાને અમલમા મુકવા માટે પ્રયત્ન આદર્યો, અને ૧૮૭૬મા રબરના ઝાડના બી લઇને તે અહીં આવી પહોચ્યો જો પેરાની સરકારને તે વખતે આ ખબર હોત તો વીકહામને અહીં આવવા જ દીધો ન હોત.

રબરના માત્ર ઝાડ જ હોય એવું કાઇ નથી; છોડવા ને વેલાઓ પણ રબર આપે છે વળી રબરના ઝાડોમાં પણ જુદીજુદી જાતો હોય છે. એમા સૌથી મુખ્ય જાત પેરામાં ઉગતી હેવીઆ (Hevia) નામની છે. હિંદુસ્તાનમા વાવેલા ઝાડ પણ આજ જાતનાં છે. આ ઝાડમાંથી ઉંચામા ઉંચી જાતનુ રબર તૈયાર થાય છે. એક સારૂં ઝાડ દર વર્ષે લગભગ અરધો મણ રબર આપે છે.

બીજી જાત કેસ્ટિલોઆ ઇલેસ્ટિકા ( Castiloa elastica ) નામની થાય છે. તે સીલોન, બ્રહ્મદેશ વગેરે સ્થળે ઉગાડવામા આવે છે ફાઇકસ ઇલસ્ટિકા (Ficus elastica) નામની જાત ખાસીઆની ટેકરીઓ, બ્રહ્મદેશ, નેપાળ વગેરે સ્થળે ઉગે છે. આ ઝાડ વડને મળતુ હોઇ તેના મુળ નીચે ઉતરી વડવાઇની પેઠે જમીનમા જાય છે. આવી રીતે રબર ઘણી જાતના ઝાડમાથી મળી આવે છે. એ બધી જાત ગણવા બેસીએ તો કંટાળો જ આવે આપણે મુખ્યમુખ્ય ટુંકામા જ જોઇ જઇએ ગુવાયુલે નામનો છોડ દક્ષિણ અમેરિકામા, કેમેરોની ગેક્રોશીલીઆ નામનો વેલો બંગાળમા અને ક્રીપ્ટોસ્ટેજીઆ ગ્રાન્ડીફ્લોરા દક્ષિણમા ઉગે છે.

હવે ઝાડનો રસ કાઢવાની રીત જોઇએ આ બધા ઝાડોમાં હેવીઆ વધારે જરૂરનુ હોવાથી એને જરા વિસ્તારથી તપાસીએ જ્યારે એ ઝાડ પાંચેક વર્ષનુ થાય છે ત્યારે રબર માટે લાયક ગણાય છે. લગભગ બે મહિનાની શરૂઆતમા, મળસ્કે, મજુરો ઓજાર અને થોડા પ્યાલા લઇને ઝાડ આગળ જાય છે. ઝાડ ઉપર કાપા કરવાનું કામ કાળજીથી ન થાય તો ઝાડને બહુ નુકશાન થાય છે. કાપા કરવાની કેટલીક રીતો ઉપરના ચિત્ર પરથી સમજાશે.

રબરના ઝાડનો રસ દુધ જેવો હોય છે. એને લેટેક્સ કહે છે. ઝાડના થડમાં ઉપલી આકૃતિઓ

મુજબ કાપવાની રીતે કાપા કરવામાં આવે છે અને એ રસ એકઠો કરવા માટે ઝાડ સાથે તારથી એક પ્યાલો બાંધી દેવામાં આવે છે આવા જુદાજુદા પ્યાલાઓમાં ઝરેલો રસ મોટા વાસણોમાં એકઠો કરી મજુરો ઉપયોગ થતા કારખાને આવી જાય છે.

પહેલાં આ રસને ગાળી નાખવામાં આવે છે. પછી તેને જુદીજુદી રીતે ઘટ્ટ બનાવાય છે આ નીચે થોડી રીતો આપી છે

(૧) થોડાક સુકા ડાળખાં વગેરે ચેતાવી તેની ધુમાડીમાં રબરના દુધમાં બોળેલું લાકડાનું પેડલ ગોળ-ગોળ ફેરવે છે બોળેલું દુધ ઘટ્ટ થતાં જ તેના ઉપર નવું દુધ લગાડે છે અને આમ પેડલ ઉપર રબરનો મોટો લોદો થાય ત્યાં સુધી ધુમાડીમાં ફેરવ્યા કરે છે બ્રાઝિલ અને પેરામાં મુખ્યત્વે કરીને આ રીતે જ રબર તૈયાર થાય છે આ રીતે રબર બહુ જલદી તૈયાર થાય છે, કેમકે અમુક વખત પછી તો દુધ આપોઆપ જ ઘટ્ટ બની જાય છે

કેટલક ઠેકાણે મીઠાનું દ્રાવણ, ફટકડી અને સરકાથી દુધ ઘટ્ટ કરવામાં આવે છે પરંતુ મીઠું પાણી શોષી જતું હોવાથી કેટલીક વખત આ રબર બહુ હલકી જાતનું બને છે આસામની હવા ભેજવાળી હોવાથી ત્યાં ફટકડી વધારે માફક આવે છે

કોઈકોઈ સ્થળે તો દુધને જમીનમાં તૈયાર કરેલા ખાડામાં ભરીને ઘટ્ટ બનાવવામાં આવે છે, અથવા ઉકાળીને પણ ઘટ્ટ બનાવાય છે સાબુ, ચુનો, પોટાશ વગેરે ચીજો પણ ઘટ્ટ કરવામાં કામ લાગે છે નિકારાગુઆમાં છોડનો રસ કાઢી, વલોવી, માખણ-ની માફક રબર કાઢી લે છે

આવી રીતે કાચું રબર તો તૈયાર થયું, પણ તેને ઉપયોગમાં લેવા માટે પાછું ગંધકિત કરવું પડે છે આ કાર્યમાં વપરાતી રીતો નીચે આપી છે આપણે વાપરીએ છીએ તે બધું રબર ગંધકિત કરેલું જ હોય છે

કાચા રબરને દાબીને બનાવેલા પાતળા પડને, ગંધક અને ક્લોરિનથી બનેલા પદાર્થના દ્રાવણમાં બોળી કાઢવાથી પાકું રબર તૈયાર થાય છે આ ક્રિયાને શીતપાશ કહે છે.

બીજી ઉષ્ણપાશ નામની રીત એવી છે કે રબર અને ગંધકના મિશ્રણને ૧૩૫–૧૫૦ ડીગ્રી ગરમી આપવામાં આવે છે આ રીતે રબરને ગંધકનો પાશ આપવાથી તેની સ્થિતિસ્થાપકતા ઘટે છે, પણ આકાશ વધવાથી રબર ઓછું બરડ બને છે

કેટલીક વખત રબરનું વજન વધારવા સારૂ તેમાં જુદીજુદી વસ્તુઓનો ભેગ કરવામાં આવે છે આ રીતે પાકું રબર તૈયાર કર્યા પછી તેની જુદીજુદી ચીજો તૈયાર કરવામાં આવે છે

આ સિવાય બનાવટી રબર પણ થાય છે રસાયનશાસ્ત્રીઓ પોતાની હમેશની ખાસિયત મુજબ આ ક્ષેત્રમાં પણ ઘુસ્યા છે અને મહા મહેનતે પ્રયોગ-શાળામાં બનાવટી રબર તૈયાર કર્યું છે. તે કાજળી અને હાઇડ્રોજનનું બનાવવામાં આવે છે. અંગ્રેજ રીત દારૂમાંથી, જર્મન રીત કાર્બોલિક ઍસિડમાંથી અને રશિયન રીત દારૂ તથા મેંદામાંથી રબર તૈયાર કરવા-ની છે પરંતુ એ બનાવટી રબર હજી સુધી કુદરતી રબરની હરીફાઇ કરી શકે એટલું સોંઘું પડતું નથી એને માટે ઘણા પ્રયત્નો ચાલુ છે, અને રસાયન શાસ્ત્રીઓ એ કર્યે જ રહેવાના,—એટલું સોંઘું કે આપણા વપરાશની દરેકેદરેક બની શકતી વસ્તુ રબર-ની જ બનશે અને, આપણી સડકો પણ રબરની બનવાની !

મોરાભાઈ મ. પટેલ

ન્યાયાધિશ—તમારૂં જ નામ રાઘવ કે ?

રાઘવ—જી, હા

ન્યાયાધિશ—તમે બચાવ કરનાર છો, કેમ ?

રાઘવ—(વકીલ સામે આંગળી ચીંધી) બચાવ કરનાર તો આ રહ્યા, સાહેબ ! હું તો ઘડિયાળ ચોરનાર છું

*

શિક્ષક—મનુ, જે બાળકો નાનપણમાં બહુ ચાલાક હોય છે તે મોટપણે મૂર્ખ થાય છે !

મનુ—ત્યારે તો તમે નાનપણમાં ખુબ ચાલાક હશો !

*

શિક્ષક—૨૫૦માંથી ૧૬ કેટલી વાર બાદ કરી શકાય ? સૌ પોતપોતાની પાટીમાં લખી લાવો જોઇએ

મનુએ સૌ પહેલાં લખીને શિક્ષકને પાટી બતાવી તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું

| | | |
|---|---|---|
| ૨૫૦ | ૨૫૦ | ૨૫૦ |
| ૧૬ | ૧૬ | ૧૬ |
| ૨૩૪ | ૨૩૪ | ૨૩૪ |

આ રીતે મારીએ તેટલી વાર બાદ કરી શકાય

# સર્જનહારની સૃષ્ટિ

# રીંછ



મદારી લોકો રીંછના નાકમાં નાથ નાખી તેને ઘેરઘેર ફેરવી પોતાનું પેટ ભરે છે, એ તો તમારામાંના ઘણાખરાએ જોયું હશે. રીંછ ક્યાં જડે છે, તેની તથા બીજા પ્રાણીઓની શરીરરચનામાં શો ફેર છે, તેની રહેણી કેવા પ્રકારની હોય છે, ને શું ખાય છે, તેને કઇકઇ ટેવો હોય છે, તે શિકાર કેવી રીતે કરે છે, વગેરે વાતો આપણે મદારીને પુછીએ તો તે પણ પુરો જવાબ આપી શકતો નથી. કારણ, એને એટલી ઝીણી વિગતમાં ઉતરવાની જરૂર જ જણાતી નથી. તોપણ પ્રાણીશાસ્ત્રીઓએ અને શિકારીઓએ રીંછ વિષે ઘણી મનોરંજક અને ઉપયોગી વાતો એકઠી કરી છે તેમાંની થોડીક નીચે પ્રમાણે છે

રીંછ ઑસ્ટ્રેલિયા અને આફ્રિકા સિવાય દુનિયાના બધા ભાગોમાં જોવામાં આવે છે રશિયામાં તો એની સંખ્યા બહુ મોટી હોય છે. આપણા હિંદુસ્તાન દેશમાં બે જાતના રીંછ થાય છે એક હિમાલય તરફના અને બીજા મધ્ય પ્રાંતના. કેટલાક રીંછ ભુરા અને કેટલાક તદન કાળા મેશ જેવા હોય છે રીંછની ગણતરી માંસાહારી પ્રાણીઓમાં કરવામાં આવે છે. પણ કુતરાબિલાડાની જેમ તે મુખ્યત્વે તો વનસ્પત્યાહારી હોય છે રીંછને કુતરાબિલાડાની જેમ ૪૨ દાંત હોય છે. પણ બનેની ખાવાની રીતમાં ફેર છે. કુતરાંબિલાડાં પોતાનું ખાદ્ય ટુકડા કરીને ગળી જાય છે; જ્યારે રીંછ દરેક વસ્તુ બરાબર ચાવીને જ ખાય છે તેથી એની દાઢ માણસની દાઢ જેવી ચપટી હોય છે.

રીંછનું આખું અંગ લાંબા અને ઘાટા વાળથી ઢંકાએલું હોય છે. તેના પગલા પણ પહોળા હોય છે. કુતરાંબિલાડાંની જેમ આ પ્રાણી પોતાના ફક્ત આંગળા ઉપર ન ચાલતાં માણસની જેમ આખો પગ મુકીને ચાલે છે. મદારી રીંછને તેના પાછલા પગ ઉપર ચલાવે છે એ તો સૌએ જોયું હશે. સર્કસમાં કુતરાઓ પાસે પણ આમ ચલાવી બતાવવામાં આવે છે, પરંતુ એમાં તેમને બહુ કષ્ટ પડે છે રીંછને આ રીતે ચાલવામાં જરાયે કષ્ટ પડતું નથી. તેની આંખો અને કાન બહુ તીવ્ર નથી હોતા, પણ નાક બહુ જ તીવ્ર હોય છે.

આપણા દેશના રીંછો ઘણુંખરૂં વનસ્પત્યાહારી હોય છે. કંદ, ફળ અને અનાજ એ જ તેમનો આહાર પણ તેમને ભાવતો પદાર્થ તો મધ છે. એકાદ ઝાડ ઉપર મધપુડો દીઠો એટલે તરત રીંછની દાઢ ડળકવાની જ, અને તે તરત જ ઝાડ ઉપર હલ્લો કરી બધું સફાચટ કરી જવાનું. એને શરીરે વાળ ખુબ હોવાથી માખીઓ મોઢા સિવાય બીજે ક્યાંય ડંખ મારી શકતી નથી

કંદ, ફળ કે ગૂળ કાંઈ જ ન મળે ત્યારે રીંછ નિરૂપાયે કીડા અને બીજાં ઝીણા જંતુઓ ઉપર નિર્વાહ ચલાવે છે.

રીંછ સ્વભાવે બહુ ગરીબ અને ગમતી હોય છે, પણ જો ચીડાયું હોય તો એના જેવું ખરાબ એકે ય નહિ. એ ઝાડ ઉપર પણ ચડી શકે છે, એટલે એનાથી નાસીને માણસ ક્યાંય પણ રક્ષણ મેળવી શકતો નથી આ રીતે એ વાઘસિંહ કરતા પણ વધારે ભયંકર છે. વાઘ અને સિંહની સાંભળવાની શક્તિ બહુ તીવ્ર હોય છે, એટલે આ પ્રાણીઓ ક્વચિત જ માણસની આડે આવે છે. રીંછના કાન બહુ સરવા ન હોવાથી એ માણસની હીલચાલ કાનથી સાંભળી શકતું નથી, અને ઘણી વાર અચાનક સામું આવીને ઉભું રહે છે

રીંછને મહુડાના પાકા ફળ બહુ ભાવે છે. મધ્યપ્રાંતમાં આ ઝાડ ખુબ થાય છે અને તેના ફળો

કહેનાર કોણ?' લોકમાન્ય કહે, 'કોણ એટલે? કિંગની ઓરત ક્વીન વળી!'

卐

આપણા સુપ્રસિદ્ધ પ્રજ્ઞાચક્ષુ પંડિત ગટ્ટુલાલજી શતાવધાની અને શીઘ્રકવિ હતા. તેઓ ૧૮૭૬માં ડેક્કન કૉલેજમાં ગયા ત્યારે વિદ્યાર્થીઓએ તેમને સમસ્યા પુછી' 'ઓતુના ભક્ષિત શિવ:' (બિલાડી શંકરને ખાઇ ગઇ.) પંડિતજીએ તાબડતોબ શ્લોક રચ્યો' 'નવનીતમયં લિંગં પૂજાર્થં કેનચિત્ કૃતમ્ દન્ત તસ્ય પ્રમાદેન ઓતુના ભક્ષિત. શિવ:' (કોઇએ પૂજા માટે માખણનું શિવલિંગ બનાવ્યુ, પણ અરેરે! તેના પ્રમાદને લીધે બિલાડી શંકરને ખાઇ ગઇ.)



卐

પ્રિન્સિપાલ આપ્ટે, આગરકર અને તિલક કૉલેજમાં અભ્યાસ કરતા ત્યારે મિ. પીટરસન સંસ્કૃતના પ્રોફેસર હતા. આ વિદ્વાન શિષ્યો પાસે બીચારા ખપ પુરતા જ્ઞાનવાળા પ્રોફેસરનુ શુ વજન પડે? આ શિષ્યોની ઉશ્કેરણીથી આખા વર્ગે સંપ કર્યો કે પીટરસનનાં ભાષણોમા જવુ જ નહિ. આખો વર્ગ ખાલી જોઇ પ્રોફેસર સાહેબ ખીજવાયા. પ્રિન્સિપાલ ઑક્સનહામ વિદ્યાર્થીઓના વસતિગૃહની ઓરડીઓમા ગયા તો દરેક ઠેકાણેથી જવાબ મળ્યો કે, 'પીટરસન કરતા અમને સંસ્કૃત વધારે આવડે છે. પછી તેમના વર્ગમાં જઇને શું કરીએ!'

卐

ડૉ. ભાંડારકર સંસ્કૃતના પ્રોફેસર નીમાયા તે પહેલાં આપણા કૉલેજોમા સંસ્કૃત શીખવવા જર્મની અને ઇંગ્લંડથી ગોરા સાહેબો આવતા. આવા એક સાહેબ કિલહૉર્ન ડેક્કન કૉલેજની પોતાની કારકીર્દિ પુરી કરી, સ્વદેશ જતા હતા ત્યારે સ્ટીમર ઉપડતાં ઉત્સાહમા આવી રૂમાલ હલાવતા હલાવતા બોલી ઉઠ્યા, 'શિવાસ્તે પન્થાન: શિવાસ્તે પન્થાન:'

તેમને મુકવા આવેલ શાસ્ત્રીઓ તો સાહેબનું આ વચન સાભળી હસી જ પડ્યા 'સફર મુબારક' તો મુકવા આવનારા બોલે, કાઇ પથિકજન પોકારે?

卐

૧૯૦૮ના પુનાના પિકેટિંગ વખતે સ્વયંસેવક મહાશિવ બાપટ ઉપર પોલિસે રસ્તો અટકાવ્યાનું ખોટો મુકો કેસ માંડ્યો. લોકમાન્યને મળવા ગયા ત્યારે તેમણે કહ્યું, 'આવતી કાલે મારા પર કેસ છે.' લોકમાન્ય આરામ ખુરસી પર બેઠા હતા ત્યાંથી ઉછળીને તેમણે કહ્યુ, 'શાનો કેસ? કોર્ટમા જઇ મેજીસ્ટ્રેટનો કાન પકડી નમાવો કેમ માગ્તા નથી? અન્યાય કરીને ઉલટી સજા આપે છે? તમો જુવાનોનું લોહી અન્યાયથી ઉછળતુ કેમ નથી!' એ સાભળી શ્રી બાપટ મુખ મ્લાન કરી, માથું નીચું નમાવી દાદરનાં પગથિયા ઉતરવા લાગ્યા. આગળના પગથિયાં નીચે આવ્યા એવામા 'એ ભાઇ, ઉપર આવો' એવી તિલકે અગાશીમાંથી બુમ પાડી. તે અંદર ગયા એટલે તિલકે કહ્યું 'એવું કાઇ કરશો નહિ, હો. નહિ તો પાછા કહેશો કે તિલકે કહ્યું તેથી અમે કર્યું. એ માટે જાતિસ્વભાવ જ જોઇએ!'

卐

વો તિલકનું શરીર મુળથી જ નાજુક. તે કૉલેજમા અભ્યાસ કરતા ત્યારે તેમના કરતા તેમના પત્નીનું શરીર વધારે મજબુત હતું, એ વિષે મિત્રોમા મશ્કરી થવા લાગી. પુસ્તકપ્રેમી તિલકે પ્રતિજ્ઞા કરી કે એક વરસ સુધી અક્ષરે વાચવો નહિ, પણ શરીર સુધાર્વું અને કસરત કરી એક વર્ષમા તો શરીર એવું મજબુત બનાવ્યું, કે બ્રિટિશ સરકારની જેલોનું સંકટ પણ તેમને ડારી શક્યુ નહિ 'આ એક વરસના વ્યાયામે મને વીશ વરસનું આયુષ્ય વધારી આપ્યુ છે,' એમ તે વારવાર કહેતા.

૬

લોકમાન્યના વિદ્યાર્થીજીવનની વાત છે આર વરસની વયે તે હાઇસ્કૂલમા અભ્યાસ કરતા હતા, ત્યારે શિક્ષકે ડિક્ટેશન લખાવ્યુ તેમા 'સંત' શબ્દ પાંચ લીટીમા ત્રણ વખત આવતો હતો આ વિચક્ષણ બાળકે સત, સન્ત અને સંત, એમ ત્રણે વખત જુદીજુદી જોડણી લખી શિક્ષકે પહેલુ ખરૂ ગણી બાકીના બે ખોટા આપ્યા બળવંતરાય તો ગયા હેડ માસ્તર કને, અને ત્રણે સાચા ને ઉપરથી શાબાશી લઈ આવ્યા

૭

'મારે આખી જીંદગી બ્રહ્મચારી રહી દેશસેવા કરવી છે, તો તે વિષે આપની સલાહ લેવા આવ્યો છુ' એક યુવાને લોકમાન્ય તિલક પાસે જઇ કહ્યુ તેમણે તત્કાળ જવાબ આપ્યો, 'ઘેર જઈ વેળાસર લગ્ન કરી નાખો નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવાની તાકાતવાળા પારકી સલાહની અપેક્ષા રાખે જ નહિ'

૮

સમશેર બહાદુર પરશુરામ ભાઉ પટવર્ધનને એક વાર હજામત કરાવતા અસ્તરો વધારે વાગ્યો, એટલે તેમણે હજામને સભાળ રાખવાની સૂચના આપી અક્કડબાજ હજામભાઇ બોલ્યા, 'રાવ સાહેબ, અસ્તરો સહન થતો નથી ત્યારે લડાઇઓ કેવી રીતે કરો છો?' હજામત પુરી થતા ભાઉએ ભાલો મગાવી, હજામનો પગ પોતાના પગ વતી દાબી ભાલો એવી સફાઈથી કૂક્યો કે તેનું ફળું બન્નેના પગ વીંધી ભોયમા પેસી ગયું હજામે તો રીસે ચીસ પાડવા માંડી 'કા, રાવ?' ભાઉએ કહ્યુ 'ભાલો તો બન્નેના પગમા પેઠો છે ને બુમો શાનો પાડે છે? લડાઇમા જખમો કેમ સહન કરીએ છીએ એ હવે સમજ્યો ને?'

[સપાદિત] **નવલરામ ત્રિવેદી**

# આફ્રિકાના પત્રો

હવે માત્ર કંપાલા જવું બાકી હતુ વિચાર તો એવો હતો કે બુધવારે કંપાલા જવું ને બીજે મંગળવારે જીન્જા આવીને બુધવારના મેલમા યુગાન્ડા છોડી દેવ પણ તેમ બની શક્યુ નહિ.

રવિવારે સવારના નવ વાગ્યે અમે મોટરમા બેઠા જીન્જાથી કંપાલા જતાં રસ્તામાં નાઇલ નદી બોટ (Ferry)મા ઉતરવી પડે છે અમે સાડા નવે બોટમા બેઠા અને મોટર સુદ્ધાન સામે કાંઠે ઉતર્યા પણ સામે કાંઠે જઇને મોટરને કોણ જાણે શું થયુ કે ચાલે જ નહિ' અઢી કલાક તો ખુબ મહેનત કરી, પ્લગ બગડી ગયા છે એવો નિર્ણય થતા માણસને સામે કાંઠે મોકલી ચાર નવા પ્લગ મગાવ્યા બે વાગ્યે માણસ નવા પ્લગ લઇને આવ્યો અને ચારે પ્લગ બદલ્યા પણ મોટર નો હઠે જ ભરાઇ હતી' એક મિસ્ત્રીએ દુરસ્ત કરવા માંડી એટલે તો જે થોડીથોડી ચાલતી હતી તે પણ બંધ થઈ' ભાઇ કચનલાલને તે દિવસે મેલ લખવાનો હતો એટલે પહોંચ્યે જ છુટકો હતો એવામા એક મોટર નીકળી તેમા માડમાડ જગ્યા કરી તે ભાઇ રવાના થયા અને હું હઠીલી મોટરને નદીને આ કાંઠે લાવી જીન્જામાં પાછો આવ્યો હુ હવે કયે દિવસે જઇ શકીશ તે નક્કી ન હતુ, કારણ કે મોટર તો ખુબ બગડી હતી, પણ દરમ્યાન મને એક ગુલામ સરવર નામના મુસલમાન ગૃહસ્થની મોટર મળી ગઇ એટલે હું જીન્જાથી તરત જ રવાના થયો અને લુગાજી ગત ગયો

આ લુગાજીમા શેઠ નાનજી કાલિદાસનો મોટો ૩૦૦૦ એકરનો શાબો છે આ શાબામાં શેરડીનુ વાવેતર ઉભુ છે. આ તરફ શેરડી કેટલા મોટા પ્રમાણમા થાય છે તેનો ખ્યાલ જ હુ નહિ આપી શકુ શેરડી જમીનને એટલી બધી ભાવે છે કે એક આખ ચોપે તેમાથી પચ્ચીશપચ્ચીશ સાંઠાઓ ઉગે છે. ઉપરાત, આપણી માફક અહીં વાઢ દર વર્ષે નવા

ચોપતા નથી, પરંતુ એક વર્ષ થાય ને શેરડી ઉપરથી કાપી લે એટલે તે ને તે ફરી પાછી ઉગે. આ પ્રમાણે પાચ વર્ષ સુધી પાક લઈ શકાય છે ' શેઠ નાનજીભાઇએ આ શેરડીમાંથી સાકર બનાવવા માટે લુગાઝીમા એક મોટું કારખાનું ઉભું કર્યું છે. આજ સુધી યુગાન્ડામાં જે સાકર વપરાય છે તે વિક્ટોરીઆ સરોવર પર એક અંગ્રેજ કંપની બનાવે છે શેઠ નાનજીભાઇએ આ કારખાનાનું સાહસ ઉઠાવ્યુ છે તે આ તરફની મુશ્કેલીઓ જોતા તો અદ્ભુત જ ગણાય.

રાત લુગાઝીમા મુકામ કરી. લુગાઝીમા નાનજીભાઇનો રહેવાનો બંગલો એક ટેકરી ઉપર હમણા જ બનાવ્યો છે. આ બંગલા પરથી સવારે વહેલા ઉઠીને નજર નાખીએ તો ચારે બાજુ કેવળ દરિયો પથરાઇ ન રહ્યો હોય એટલુ બધુ ધુમ્મસ છવાઇ રહે છે અને બધો પ્રદેશ ટેકરાટેકરીવાળો છે એટલે સવારસાજ કૈંક દરયો ઉભા થાય છે.

સવારે અમે કપાલા જવા ઉપડયા. શ્રી મથુરદાસભાઇ પણ નાનજીભાઇને લેવા માટે એન્ટેબી જવાના હતા, એટલે અમે સાથે હતા. સાડા નવ-દસ વાગે કપાલા પહોચ્યા

કપાલા આખા યુગાન્ડાનુ સુશોભિત શહેર છે યુગાન્ડાનો દેશી રાજા આ કપાલામા રહે છે. જેમ રોમ નગર સાત જુદીજુદી ટેકરીઓ પર આવેલુ હતુ તેમ આખું કપાલા જુદીજુદી ઉચીનીચી ટેકરીઓ પર આવેલુ છે; એટલે તેની શોભા તો અનહદ છે. આખા શહેરની રચના સુંદર છે, રસ્તાઓ પણ સારા છે અને શહેરની ફરતી ટેકરીઓ આ શોભામા મેળવીએ એટલે તો પુછવુ જ શુ ? મને તો આખા યુગાન્ડામા કપાલા સૌથી વધારે સુદર લાગ્યુ છે

કપાલામા મારો ઉતારો શ્રી૦ કચનલાલ મગનલાલ ખાંડવાળાને ત્યા હતો આ કચનલાલ પર મને આપણા ભાવનગરના પ્રોફેસર રમણલાલ યાજ્ઞિકે તેમજ નીકુભાઇએ ભલામણ આપેલી. પરંતુ હવે તો મારે તેમની સાથે જ સુદર સંબંધ બંધાયો છે. ભાઇ કચનલાલ પોતે ગ્રેજ્યુએટ છે; અગાઉ ગાંધીજીએ જ્યારે ખેડામા સત્યાગ્રહ ઉપાડ્યો ત્યારે એ ભાઇ તેમા સ્વયંસેવક હતા પૂ. ગાંધીજીના ઘણા શુદ્ધ અનુયાયીઓ તેમના મિત્રો છે અને તેમને પોતાને મહાત્મા ગાંધીજીના પૈગામમા શ્રદ્ધા છે એ પોતે આફ્રિકા આવ્યા ત્યારે શરૂઆતમા કંપાલાની જાહેર હીલચાલોમા ખુબ રસ લેતા અને તેમના ઉત્સાહથી કંપાલામા પણ વર્ષ બે વર્ષ તો ખુબ જોસ આવી ગયુ કંપાલા એક દિવસ તો શુદ્ધ ખાદીથી દીપી રહ્યું હતુ અને ભાઈ કંચનલાલના ઉત્સાહને પરિણામે કંપાલાની શાળા પણ સારા પાયા પર આવી ગઇ હતી પરંતુ આપણા આખા દેશમા જે ઐક્યની ખામી છે તે અહીં પણ હતી લોકોમા ઇર્ષ્યા વધી, કંચનલાલની સામે પક્ષ ઉભો થયો અને અંદરઅંદરની ફાટફુટને લીધે એવી તો પરિસ્થિતિ ઉભી થઇ કે આજે કચનલાલ કપાલાના સમાજને માટે કાંઈ પણ કરવા તૈયાર નથી તેમના ઉત્સાહના પુર પાછા વળ્યા છે અને તેમની સમાજસેવાની વૃત્તિ મરતીમરતી જીવે છે

ભાઇ કંચનલાલના સ્ત્રી સૌ. ઉપાબહેન હજી હમણા જ પરણ્યા છે તે સુરત હતા ત્યારે રેંટિયાની તેમને રઢણ હતી તેમનુ કાંતેલુ સુતર એટલુ બારીક છે કે કોઇક જ શાળવી વણી શકે. તેમનુ પાવિત્ર્ય અદ્ભુત જણાયુ છે

આ કુટુબના મહેમાન તરીકે મેં મારા જીવનના ભાગમા સારા છસાત દિવસો પસાર કર્યા છે એમ હુ કહી શકુ છુ તેમના કુટુબજીવનની પવિત્રતા, ચોકખાઇ, અને સહૃદયતા હુ ક્યારે પણ ભુલીશ નહિ. તમે જાણો છો કે મને પોતાને સ્વચ્છતાનો ખાસ શોખ છે અને આખા યુગાન્ડામા જો કોઇ પણ સ્થળે હુ સ્વચ્છતા ભોગવી શક્યો હોઉં તો તે ભાઇ કંચનલાલને ત્યા જ.

કંપાલામા હું સાત દિવસ રહ્યો ફંડનો પ્રવાસ કંપાલામા બહુ ફળીભુત ન થયો એ રીતે મને કંપાલા કરતા જીન્જા વધારે ઠીક લાગ્યુ કપાલામા પ્રમાણમા વધારે ગ્રેજ્યુએટો છે, એક બે તો ફીલસુફીના ગ્રેજ્યુએટો પણ છે, છતાં ય શિક્ષણના સાદા સિદ્ધાંતો તરફ તેમની જે રૂચિ હોવાની તે મેં ન જોઇ. કપાલામા સેવાસમિતિ તરફથી મેં એક વ્યાખ્યાન આપેલું; તેમા આ બધા કેળવાએલા તો આવેલા પણ નહિ.

કપાલામા ફંડ તો થોડું જ થયુ એ હુ તમને જણાવી ગયો સેવાસમિતિ તરફથી મને એકાવન

શિલિંગ આપવામા આવ્યા તે, અને એક જગ્યાએ એક પારશીભાઇએ મને ૩૦ શિલિંગ આપ્યા તે એ રકમો પાછળ રહેલો ભાવ હુ ભુલી નથી શકયો

સોમવારે કપાલા છોડ્યુ કપાલા છોડતાછોડતા પણ એક વાત તરફ મારી દૃષ્ટિ જાય છે અહીં કપાલામા આપણા ભાઇઓની અંદર પૈસાદાર અને બીનપૈસાદારનો જે ભેદ છે તે મને અસહ્ય જણાયો છે કંપાલાના જીવનમા કંપાલાની મોટી પેઢીઓના નાયકો ભળી નથી શકતા, કંપાલાના હિંદીઓના સુખદુ ખ આ ગૃહસ્થોને સ્પર્શ નથી કરી શકતા, એ મેં નજરોનજર જોયુ છે અને તેથી મને બહુ દુ ખ થયુ છે જીન્જામા આ સ્થિતિ નથી

કપાલા છોડ્યુ નાકાસેરો કપનીવાળા ભાઈ મોતીભાઇ તથા કચનલાલના સદ્‌ભાવનુ સ્મરણ કરતો-કરતો હુ તેમની જ મોટરમા એમી જીન્જા પહોચ્યો

આજે યુગાન્ડા અધ્યાય પુરો થાય છે પરંતુ તેને અને મારે કેટલીએક સામાન્ય બાબતોનો ઉલ્લેખ કરવો જોઇએ તે કરી લઉં

આખો યુગાન્ડા આ તરફ બહુ જ સમૃદ્ધ પ્રદેશ ગણાય છે. યુગાન્ડાની જમીનમા ઇજીપ્તના જેવો સુદર કપાસ થાય છે અને એ કપાસનુ વાવેતર દિનપ્રતિદિન વધતું જાય છે જમીન એકંદરે બહુ જ ફળદ્રુપ છે કપાસ ઉપરાત મેં એક વાર જણાવ્યુ તેમ શેરડી પણ પુષ્કળ થાય છે વરસાદ તો વર્ષમા નવ માસ હોય જ, એટલે જમીન તો બારે માસ લીલીછમ દેખો અહીંના દેશી લોકોનો ખોરાક મોટે ભાગે મોગો, મટકી અને શકરિયા છે મોગો એ એક જાતનુ કદ થાય છે, આ લોકો તેને બાફીને ખાય છે મેં તે ખાધુ છે અને મને તો સરસ લાગ્યુ છે મોગોનો ખોરાક તાકાત આપનારો ગણાય છે મોગો ઉપરાત આ લોકો કેળાં બાફીને ખાય છે, શકરિયા પણ બાફીને જ વાપરે છે આ ત્રણે પદાર્થો અહીં ઉભી વાડે થાય છે, એટલે દેશીઓ જ્યા જાય ત્યા તેમનો ખોરાક તો તૈયાર જ હોય. ઉપર લૅન્ગો તરફ, આપણે ત્યા ગુજરાતમા બાવટીના જેવુ એક અનાજ થાય છે તે ખાવામા વપરાય છે.

પણ તમને જાણીને અચરજ થશે કે આવા રસાળ પ્રદેશમા પણ પીવાનુ પાણી ઘણી વાર મળતુ નથી. જમીન એવી છે કે જેટલુ પાણી પડે તેટલુ ચુસી જાય, અને કુવાઓ તો છે નહિ, એટલે જ્યાસા એકાદ નાળુ વહેતુ હોય તેમાથી પાણી પીવુ પડે છે પીવાને માટે ચોખ્ખુ પાણી વાપરવાનો તો આ લોકોને કાઇ ખ્યાલ જ નથી એમ કહી શકાય

ખોરાકમા અહીંના દેશીઓ મચ્છીનો તેમ જ માસનો પણ સારા પ્રમાણમા ઉપયોગ કરે છે. આ લોકોને બળદનુ માસ બહુ ભાવે છે; અને બળદનો ઉપયોગ ખેતીમા તો કરતા નથી એટલે તેમને મારતા તેમને આચકો પણ આવતો નથી અગાઉ આ લોકો ગાયનુ દુધ મોટા પ્રમાણમા વાપરતા ગાયો એ તો એમનુ ધન ગણાતુ અને લગ્નપ્રસગે પડલામા પણ ગાયો આપવાનો રિવાજ હતો પણ અગ્રેજ લોકો આવ્યા પછી લોકોની ગાયો ઓછી થઈ છે, અને મે તો ઘણા બહુ નાના ગામડાઓમા પણ ચામા ડબાનુ દુધ વપરાતું જોયુ છે !

ઉપર લૅન્ગો તરફ તો એવા પણ લોકો મળી આવે છે કે જેઓ માણસનું માસ ખાય છે ! અમે લૅન્ગો તરફ ગયા તેના પહેલા થોડા દિવસ પર ન્યાઝામા એક હિન્દીભાઇને આ લોકોએ માસની ખાતર ઠાર કર્યો હતો અને ખાઇ ગયા હતા ! લૅન્ગો તરફ આ લોકો માણસનુ માસ ખાય છે એટલું જ નહિ પરતુ તરશ લાગે ત્યારે આપણે જેમ પાણી પીવાને બદલે સોડા પીએ તેમ તેઓ બળદનુ લોહી પીએ છે ! બળદને જગલમા ચરાવવા લઈ જાય ત્યારે તેઓ પોતાની પાસે ભાલા રાખે છે આ ભાલા વડે બળદની નસ ફાડી એક નળીથી જોઇએ તેટલુ લોહી પી લે છે, અને પાછી તે નસને બધ કરી દે છે. આ લોકોમા જ્યારે કોઈ ઘરડું માણસ બજરા પડે ત્યારે તે સહજ મરી જાય તે પહેલા તેને મારી નાખીને તેનુ માસ પણ ખાઇ જવામા આવે છે ! પણ આ તો લૅન્ગોના અતિશય જંગલી લોકોની વાત થઈ. કપાલા-જીન્જા તરફના સુધરેલા લોકોમા આવુ ભાગ્યે જ જોવામા આવે

આ લોકોનો મુળ પોશાક તો કાઇ હતો જ નહિ હજી અત્યારે પણ મોટો ભાગ તો દિગબર અવસ્થામા જ રહે છે કપાલા અને બુસોગાના લોકોને બાદ કરીએ તો બાકીના અત્યારે પણ ભાગ્યે જ



નાચ

કપડાં પહેરે છે; અને પહેરે છે તે પણ પોતાની રાજીખુશીથી તો નહિ જ, પણ યુરપિયનો તેમજ હિંદીઓને એમની એ અવસ્થા ખુંચે તેમાટે. આ નગ્નાવસ્થામા પણ તેઓ સુન્દર નથી લાગતા એમ નહિ. આપણે રૂપાળા હોવાનો જણાઇએ છીએ તે આપણા કપડાંનો પ્રતાપ છે; આપણી સ્ત્રીઓ કપડાથી અને ઘરેણાથી શોભે છે પણ આપણે બધા નાગા ઉભા રહીએ તો કેવાં રૂપાળા લાગીએ એ જોવા જેવું છે કેમકે આ લોકો તો મજબુત, કદાવર, દઢ બાંધાવાળા અને પ્રમાણસર અવયવોવાળા હોવાથી સુંદર લાગે છે તેમની સ્ત્રીઓ પણ બહાદુર જણાય છે. ખેતરમા ખેડ કરવી, કેળના વૃક્ષોની સભાળ રાખવી, છોકરાને ખવડાવવું, દળવું અને રાધવુ એ કામ સ્ત્રીઓ જ કરે છે. ઘર બાધવું, લાકડા કાપી આવવા, જનાવરને મારી આવવું વગેરે કામો પુરૂષને માથે હોય છે.

આ લોકોમા લગ્નના કેવા રિવાજો છે તે હું જોઈ શક્યો નથી. પણ તેમની એક જાન તો મેં જોઇ છે. જાનમા આ લોકો દેશી ઢોલ વગાડે છે અને ગોમો (નાચ) કરે છે વર, કન્યાના બાપને પાચદસ ગાયો આપે એટલે લગ્નનુ નક્કી થાય છે લગ્ન થયા પહેલા કન્યાએ ગમે તેવું જીવન ગાળ્યુ હોય તેની દરકાર વરને નથી હોતી; પણ લગ્ન થયા પછી તો વર તેના પર બરાબર નજર રાખે છે, અને સ્ત્રીની ચાલ સારી ન હોવાના કારણે ઘણા ખુનો પણ થાય છે.

આ લોકોને રહેવાના ઝુંપડાંઓ કેવા હોય છે તે તો મેં એક સ્થળે જણાવી દીધું છે. તમે યુગાન્ડામાં ગમે ત્યા ફરો, ઉંચી ઝાડી અને કેળનાં મોટા વન વચ્ચે જ્યાંત્યા તેમના ઝુંપડાંઓ તો ખરા જ. આ દેશીઓમા અતિથિસત્કાર ગોરા પ્રમાણમા જોવામા આવે છે આજ સુધી તો તેમને માટે આખો દેશ પડયો હતો એટલે માણસ આજ અહીં રહે અને કાલે બીજે જવુ હોય તો બીજે જાય; પરંતુ હવે તે સ્થિતિ રહી નથી હવે તો આ દેશીઓ પોતાની જ જન્મભૂમિમા ધોળી ચામડીના ગુલામો થતા જાય છે.

અહીં મોટો વેપાર કપાસનો છે; ઉપરાંત શાખાઓમા કેતકી, રબ્બર, કૉફી વગેરે પણ થાય છે પણ અહીં મજુરો ક્યાથી લાવવા? દેશી લોકોને તો મોગો ને મટકી જ્યા જાય ત્યા પુષ્કળ મળી રહે એટલે એ લોકો પોતાનુ કુદરતી સ્થાન છોડી ઓછા જ મજુરી કરવા આવે? અને જો મજુરો ન મળે તો પરદેશીઓને દેશમાથી દ્રવ્ય ઘસડી જવું તે કેમ બને? વિલાયતથી સાહેબ આવે છે તે કાંઈ ઓછો મજુરી કરવા આવે છે? એ તો દેશીઓનું ભલુ કરવા આવે છે! એટલે જ્યા સુધી દેશીઓની જરૂરિયાતો ન વધે અને કમાવાનુ તેના પર દબાણ ન થાય ત્યા સુધી પત્તો ન લાગે એટલા માટે, દરેક દેશી ઉપર ઝુંપડીદીઠ અહીં એક પાઉન્ડનો કર છે. ઉપરાંત, સરકારના રસ્તાઓ સાફ રાખવા માટે દેશીઓ પાસેથી વેઠ પણ લેવામા આવે છે.

આ દેશીઓની બધી જુદીજુદી જાતો હોય છે અને દરેક જાતનો એક કે વધારે મુખી હોય છે. આ મુખીઓને (મામાઓને) સરકારે પોતાના હાથમાં રાખ્યા છે, એટલે ફાવે તેમ કરી શકાય છે.

આ લોકો પોતાથી પર એવી ઈશ્વરી સત્તાને

માને છે અને તેને અંગે અનેક વહેમો પણ રાખે છે માણસ મરી જાય ત્યારે તેને આંગણામાં જ દાટે છે અને તેની કબર પર મોટાં ભાલા ખોડી રાખે છે. મૃત્યુ પાછળ કુટુંબના માણસો રોકકળ કરે છે અને એકાદ માસ સુધી શોક પણ પાળે છે. મરનારની કબરમાં તેના શસ્ત્રો, ચામડાં, કપડાં વગેરે પણ દાટવામાં આવે છે.

અત્યારે અહીં રાજસત્તા ખરી રીતે તો અંગ્રેજોની જ છે અંગ્રેજોના મિશનો આ પ્રદેશમાં ઘણું કામ કરી ગયા છે. તેઓ દેશીઓને ધર્મ આપે છે, સુધારો આપે છે, તેમની જરૂરિયાતો વધારે છે અને એ રીતે ઈશુનો પેગામ ફેલાવે છે આ મિશનો જે માર્ગ સાફ કરે છે તેની પાછળ રાજસત્તા ચાલી આવે છે યુગાન્ડાનો રાજા અત્યારે તો નાનો-છે, પણ તેને માથે પ્રોટેક્ટરેટ છે અને જો દેશી લોકો ચેતશે નહિ તો જતે દહાડે એ રાજા પેન્શનર થવાનો જ અત્યારથી જ તેને પશ્ચિમની પદ્ધતિ પર તાલીમ તો અપાય છે જ

આટલી તો આ દેશીઓની કથા અંગ્રેજોની કથા તો બીજા દેશોમાં છે તેવી જ અહીં પણ છે તેમણે જે નાટક અમેરિકામાં ભજવ્યું, ઑસ્ટ્રેલિયામાં ભજવ્યુ અને પૃથ્વીના બીજા નિરપરાધી લોકો પર હજી ભજવે છે તે જ અહીં પણ ભજવાય છે એમાં મને નવું નથી એ તો white man's trust નો રોગ આપણે ક્યાં નથી જાણતા?

હવે રહી આપણા હિંદીઓની કથા આપણા હિંદીઓ જેવા હિંદુસ્તાનમાં છે તેવા જ અહીં પણ છે નથી આપણામાં ઐક્ય, નથી વ્યવસ્થાશક્તિ, નથી ખરી સાધુતા. તેમ નથી સંસ્થાઓ જમાવવાની તાકાત આપણો મોટો વર્ગ તો અહીં પૈસા પાછળ જ પડ્યો છે અને શાળાના માસ્તરો તથા રસોઇઆઓ પણ વેપારમાં હાથ ઘાલવો નથી જ ચૂકતા આપણા લોકોમાં જાહેર પ્રવૃત્તિ જેવું તો કાંઈ અહીં છે જ નહિ જુદીજુદી જગ્યાએ ઇન્ડિયન એસોસીએશનો છે પણ તે તો સરકારને દબડાવવા માટે ઉભા કરેલા; આતરશક્તિના વિકાસ માટે નહિ.

આપણા લોકોની ગંદકી તો અહીં મને બહુ જ સાલે છે લોકો હમેશાં નહાતા જ નથી—મોટો ભાગ રોજ નહાઇએ તો માંદા પડીએ એ માન્યતા અહીં બહુ જ રૂઢ થઇ છે આ માત્ર યુરોપિયન પદ્ધતિનો wash લે એટલે બસ. અલબત્ત ઘણી જગ્યાએ પાણીનું દુઃખ છે તે હું સમજુ છું. પણ તે પૈસાથી મળી શકે છે, અને પૈસો તો અહીંના લોકો ઓછો નથી ખર્ચતા. ચારચાર આઠઆઠ દિવસે નહાવું એ તો સામાન્ય નિયમ થઇ પડ્યો છે કપડાં કેટલાં મેલાં રહેતાં હશે તેની તો કલ્પના જ કરવી અને છતાં, લોકો કપડામાં યુરોપિયન ફૅશનથી રહે છે અને રહેવું પડે છે એમ માને છે–મનાવે છે. ખરી રીતે તો જ્યાં કપડાં સ્વચ્છ રાખી ન શકીએ ત્યાં ઓછાં કપડાંથી ચલાવતાં શીખવું જોઇએ

આપણા લોકો અહીં મોટે ભાગે ટેબલ પર જમે છે, પણ ટેબલ પર જમવાના જે લક્ષણો, તે તો ભાઇ કચનલાલ જેવા કોઇકના જ ઘરમાં જોઇ શકીએ બાકી તો દાળના ભભડકા ટેબલ ક્લૉથ પર પડે અને–ચાલ્યુ જાય!

આપણા તહેવાર અહીં ભુલાઇ ગયા છે આખા વર્ષમાં ફક્ત દીવાળી એક દિવસ ઉજવાય છે. કોઇ-કોઇ સ્થળે તહેવાર હોય ત્યારે સ્ત્રીઓ મિષ્ટાન્ન બનાવે એટલે ઘરધણીને તહેવાર યાદ આવે! આપણું એક પણ મંદિર યુગાન્ડામાં નથી, એક બે જગ્યાએ ખાનગી સ્થળોમાં કોઇકોઇ વાર ભજનો થાય છે એટલુ જ

એક યુગાન્ડામાં, એક જીન્જામાં, એક કંપાલામાં ને એક મસાકામાં, એમ ગુજરાતી શાળાઓ છે કેટલાક ઉત્સાહી યુવાનોને ઘણો ઉમંગ છે, પણ ધાર્યા શિક્ષકો મળતા નથી શિક્ષકોને દેશના લગભગ રૂ. ૨૫૦ જેટલુ વેતન અહીં મળે છે છતાં!

આપણા લોકોનો માત્ર પોશાક જ અહીં યુરોપિયન ઢબનો થઈ ગયો છે એમ નહિ; સીગાર તો લગભગ બધા ફૂંકે છે–બ્રાહ્મણ, વાણિયા, લોહાણા, શીખ, બધા મિ મહેતા અને કચનલાલ જેવા સમજુ જોકે હજી તેને અડ્યા નથી ઉપરાન્ત દારૂ પણ ઘણા પીએ છે કોઇકોઇએ તો દેશી સ્ત્રીઓ સાથે પણ વ્યવહાર બાંધ્યો છે, પણ તેવા થોડા

નાનાભાઈ



# સાત વારની ઉત્પત્તિ

'પહેલો સોમ, બીજો મગળ, ત્રીજો બુધ, ચોથો ગુરુ, પાંચમો શુક્ર, છઠ્ઠો શની, ને રવિ સૌથી છેલ્લો!' મધુ પથારીમાથી ઉઠતાવેંત જ બડબડવા લાગ્યો 'સોમ કેવો ઉતાવળો, સૌથી પહેલો; રવિ રમતિયાળ તો છેલ્લો!' ખુબ આનંદમા આવી જઇ મધુ કુદવા લાગ્યો ને પછી ખડખડાટ હસી પડયો

'અરે મધુ, આ તુ શુ બોલે છે? કાઇ ગાડો થઇ ગયો?' પાછળથી કોઇનો અવાજ આવ્યો. મધુએ ફરીને જોયુ તો પોતાની મોટી બહેન અરુણા ઉભી હતી મધુએ જાણે કાંઇ જ સાભળ્યુ ન હોય એમ અરુણાનો હાથ ઝાલી બોલવા માડયો, 'મોટી બહેન, આજે તો મને એટલુ સરસ સ્વપ્નું આવ્યુ' એવું તો તને કદિ આવ્યું નહિ હોય' ને વળી પાછો એ બડબડવા લાગ્યો, 'સોમ પહેલો, મંગળ બીજો, બુધ ત્રીજો, ગુરુ—'

મધુના મો ઉપર અરુણાએ પોતાની હથેળી મુકી દીધી એટલે તે ચુપ થઇ ગયો. 'પહેલા મને તારા સ્વપ્નાની વાત કર. પછી સોમ મંગળ જેટલી વાર બોલવુ હોય તેટલી વાર બોલજે.' અરુણા કંટાળીને બોલી.

'સાભળ ત્યારે; ગઇ રાતે હું સુઈ ગયો ત્યારે એક સુદર પરી આવી મને જગાડીને એ કહે, 'મધુ, તુ બહુ ડાહ્યો છે એટલે હું તને વાદળમા લઇ જવા આવી છુ. ત્યાં તને ભાતભાતનું ખાવાનું ને જાતજાતનુ જોવાનું પુષ્કળ મળશે કેમ, આવવુ છે ને?'

મેં કહ્યું, 'બાને પુછી જોવા દો.' પણ પરી તો કહે, 'એમા શું પુછવું છે? સવાર પડતા તો હું તને અહીં પાછો મુકી જઇશ; એટલે કોઇને ખબર જ નહિ પડે.'

મેં કહ્યું, 'ચાલો ત્યારે.' પરીએ તો મને એની પાંખ ઉપર બેસાડયો ને આપણે આંખ મીંચીને ઉઘાડીએ એટલી વારમા તો અમે વાદળમાં પહોંચી પણ ગયા.

ત્યાના રસ્તાઓ તો એવા ચોખ્ખા' ધુળ કે રજ જરા યે ન મળે. અરે, સામું જુઓ તો તમારૂં મો દેખાય' ફરતાં-ફરતા અમે એક વાડીમા ગયા જે ઝાડ, અને ફળફુલ ત્યાં થાય છે તે આ પૃથ્વી ઉપર તો કદિ થતા જ નથી. પરી કહે, 'અહીંના ઝાડને બારે મહિના ફળ આવે છે, અને ફુલ તો કદિ કરમાતા જ નથી.' આપણે



## ચાલોને છોકરાં

ચાલો ચાલોને છોકરાં રમવાને,
વન વાડી બગીચો ભમવાને.
લાલ પીળા પતંગીઆં ઉડે છે,
આજ આપણાં ય હઇયાં કુદે છે.
ફુલ આછો આછો સુગંધ ઢાળે,
મન ઘેલાં બને આનંદછોળે.
ચાલો ચાલોને છોકરાં રમવાને,
વન વાડી બગીચો ભમવાને.

લાગે એવું હોય તો કેવું સારું!

પછી પરી મને એના મહેલે તેડી ગઇ ધુપની સુગંધ આખા મહેલમાં પ્રસરી રહેલી, ધીમોધીમો પવન વાય, ફુલની જાજમો બીછાવેલી, એક ખુણા-માંથી સંગીતના મધુર સ્વર આવે મને તો લાગ્યું કે હું હમણાં જ ઉંઘી જઇશ!

પણ એટલામાં તો ત્યાં ખુબ ઘોંઘાટ થઇ ગયો મહેલમાં એક રત્નજડયો સોનાનો હીંડોળો હતો પરીના સાત છોકરાઓમાં તકરાર થઇ એક કહે, 'હીંડોળે બેસવાનો પહેલો મારો વારો' બીજું છોકરું કહે, 'ના, પહેલો મારો વારો' ત્રીજું કહે, 'હું પહેલું' દરેક કહે, 'મારો વારો પહેલો'

પરી કહે, 'છોકરાઓ, ચાલો હું તમારી તકરાર પતાવી દઉં જુઓ, સામે સાત દીવા બળે છે. હું 'ચાદરણું, ચાંદો ને સુરજ' કહું એટલે બધાએ એકી-સાથે દોડવું દીવો લઇને જે પહેલું આવે તેનો વારો પહેલો, બીજું આવે તેનો વારો બીજો ને એ પ્રમાણે સૌના વારા દરેકનો વારો એક આખો દિવસ ચાલે'

'કબુલ છે'' બધા છોકરા એકીસાથે બોલી ઉઠયા

'ચાદરણું—' ને સૌ દોડવા માટે તૈયાર થઇ રહ્યા

'ચાંદો—' ત્યાં તો એક બે છોકરાએ દોડવા પણ માડયું. પરીએ તેમને પાછા બોલાવ્યા

'સુરજ—' કે ખરગટ કરતા છોકરા ઉપડયા એ જાય...એ જાય.

એક છોકરું દોડતાદોડતાં ઉભું રહી ગયું, અને રૂપેરી રંગની જરાક ભુરી ઉંચે ઉડાડી ત્યાં તો સોનાની ગેડી ને રૂપાના દડા તૈયાર' દોડવાનું ભુલી એ તો રમવા મંડી ગયું

બધા છોકરા દીવા લઇને પાછા વળ્યા દોડાદોડ આવે છે સૌથી આગળ આવી એક છોકરાએ પરી-ના હાથમાં દીવો મુકી દીધો અને થાકથી હાંફતું-હાંફતું નીચે બેસી ગયું.

'સોમ, સૌથી પહેલો તારો વારો,' પરી બોલી

પછી બીજું છોકરું આવ્યું 'મંગળ, બીજો વારો તારો'

પછી ત્રીજું છોકરું આવ્યું એનું નામ હતું બુધ

પછી ગુરુ નામનું ચોથું બાળક આવ્યું

પાંચમું શુક્ર આવ્યું ને છઠ્ઠું શની.

પણ પેલું રમતિયાળ છોકરું તો હજી રમતું જ હતું. પરીએ એને બોલાવીને કહ્યું, 'રવિ, તારો વારો સૌથી છેલ્લો. તું તારે રમ્યા જ કરજે''

આ વખતે અમે ઉભા હતા ત્યાં આગળથી એક સોનેરી રથ પસાર થયો. એને સાત તો ઘોડા જોડેલા, પણ સારથી લુલો, હો!' 'આ કોનો રથ?' મે પરીને પુછ્યું.

'એ રથ તો સુરજદેવનો છે. હમણાં એ પૂર્વ દિશામાં પહોંચી જશે ને પૃથ્વી ઉપર સવાર પડશે'

'ત્યારે મને ઘેર મુકવા આવો,' મે પરીને કહ્યું તરત જ એણે મને પાંખ ઉપર બેસાડી દીધો ને. ઘડીકમાં તો અમે અહીં પહોંચી ગયા મને પથારી-માં સુવાડી દઇ પરી પાછી આકાશમાં ઉડી ગઇ

હવે મને લાગે છે કે સોમ હીંડોળે બેસે ત્યારે આપણી પૃથ્વીમાં સોમવાર થાય છે, મંગળ હીંડોળે બેસે ત્યારે મંગળવાર થાય છે ને છેલ્લે પેલા રમતિયાળ રવિનો વારો આવે છે ત્યારે તો એ બધાને રમત જ કરાવે છે' કાં બહેન, સ્વપ્નું સરસ ખરું કે નહિ!'

મધુએ સ્વપ્નાની વાત પુરી કરી ને વળી પાછો 'સોમવાર પહેલો, મંગળવાર બીજો, રમતિયાળ રવિ છેલ્લો'' એમ કહીકહી કુદવા ને હસવા લાગ્યો ■

## ઈનામી હરીફાઇ

પોષના અંકમાં જાહેર કરેલી 'તમારી બુદ્ધિની કસોટી' નામની હરીફાઇના પહેલા બે ઇનામો બાઈ મણિલાલ જેઠાભાઇ પટેલ અને બાઈ નેમચંદ ડુંગરશી શાહને મળે છે બાકીના તેવીસ ઈનામો માટે હરીફાઇ હજી ખુલ્લી રાખવામાં આવી છે 'કુમાર'ના ગ્રાહકો નહિ હોય તે પણ આમાં ભાગ લઇ શકશે અગાઉ કોઇ ઠેકાણે પ્રસિદ્ધ થઈ ગએલી આકૃતિઓ ઇનામને લાયક ગણાશે નહિ.

( અનુસંધાન પાન ૧૭૧થી )

છે અને તેમાં સ્ફૂર્તિ લાવે છે અલબત્ત, ઉનું એટલે ખળખળતુ તો નહિ જ આનો પ્રત્યક્ષ દાખલો ચા છે લગભગ બધા બંધકોશવાળાઓને ચા પીવાથી દિશાની ખણસ થાય છે. પણ આ ભુલ છે આ ખણસ ચાથી નહિ પણ ઉના પાણીથી જ થાય છે

(શરીર વિકાસમાંથી તારવીને)

# પાણી

## કેવું પીવું: કેટલું પીવું: કેમ પીવું: ક્યારે પીવું

ઘણા માણસોને ગમે તેવું મેલુ, અણગળ અને અસ્વચ્છ પાણી વાપરવાની ટેવ હોય છે. આ બહુ જ ખરાબ ટેવ છે. પાણી જેટલુ નિર્મળ, કોઇ પણ જાતની ભેળસેળ વિનાનું અને ખાસ કરીને વરસાદનું એકઠુ થએલુ હોય તેટલુ વધારે સારું ગણાય.

કેટલાક માણસોને અત્યત ઠંડું પાણી પીવાની ટેવ હોય છે. એ પણ સારી ટેવ ન કહેવાય. તાજુ પાણી પીવુ એ જ ઇષ્ટ ગણી શકાય

જો બની શકે તો દર બે કલાકે પાણી પીવું જોઇએ. નહિતર તરસ લાગે ત્યારે તો તરત જ પીવુ. તરસને બીલકુલ લંબાવવી જોઇએ નહિ.

કેટલાક માણસોને પાણી એકદમ પી જવાની—ઘટકાવી જવાની ટેવ હોય છે આ ટેવ બહુ જ બુરી અને નુકસાનકર્તા છે. પાણીને તો ઘુટડે ઘુટડે પીવુ જોઇએ. એક યૂરોપીય શરીરશાસ્ત્રી તો કહે છે કે 'પાણીને ચાવો અને અનાજને પીઓ.' આનો એ જ અર્થ છે કે પાણીને એકદમ ઘટક ઘટક પી જવુ જોઇએ નહિ.

જમતી વખતે પાણી પીવા સબધે જુદાજુદા મત છે; પરંતુ વધારે સારું તો એ છે કે આખા ભોજન દરમિયાન પાણી પીવુ જ નહિ. ભોજનને અંતે મુખશુદ્ધિ પુરતુ, અને ભોજન પછી ઓછામા ઓછા અરધા કલાકે ભાવે તેટલુ પાણી પીવુ. અલબત્ત, ભોજનની મધ્યમા તરસ લાગે તો તો પાણી પીવું જ જોઇએ.

રાત્રે સુઈ ગયા પછી બીલકુલ પાણી પીવું જોઇએ નહિ. એ પ્રમાણે રાતમા પીધેલુ પાણી ઝેર સમાન ગણાય છે.

સવારના પહોરમા ઉઠતાવેંત જ અરધા શેરથી શેર ટાઢું પાણી પીવું એ અત્યત ફાયદાકારક મનાય છે. એથી મળાશય સાફ થઇ જાય છે અને બદહજમી કે પેટનો દુખાવો રહેતો નથી.

જેવા ઉપાયોથી કુદરત પાણીને શુદ્ધ કરે છે તેવા ઉપાયોથી આપણે પણ તેને નિર્મળ કરી શકીએ. વહેતાં પાણીમા બધા રજકણો નળીએ જ બેસી રહે છે, સૂર્ય અને પવન તેમાથી ગદકી ખેંચી લે છે; જ્યારે અદર રહેલા જીવજંતુઓ બધો મળ ખાઇ જાય છે કુદરતને નિર્મળ બનાવવાનો પુરતો વખત આપ્યો હોય તો પછી તે પાણી ગમે તેટલાએ પીધુ હોય તેનો વાધો નથી.

પાણીને ગાળીને પીવુ એ તો એક નિયમ જ હોવો જોઇએ. વાસી, તથા કબર અથવા સ્મશાન પાસેના અને ખાટકીવાડાના કુવાઓનુ પાણી ન જ પીવુ.

ઉકાળીને ઠારેલુ પાણી ચોખ્ખું ગણાતુ તે હવે ડાકટરોના મત પ્રમાણે ઝેરી ગણાય છે. તેમ કરવાથી પાણીમા રહેલા જરૂરી ક્ષારો બધા ખેંચાઇ જાય છે એ પાણીમા પ્રાણતત્ત્વ હોતુ નથી. અને તેટલા જ માટે તે પાણી અસ્વાભાવિક છે

છુટથી પરસેવો લાવવા સારૂ અને મોઢાની દુર્ગંધ મટાડવા સારે તો પાણી વારવાર પીવુ જરૂરનુ છે.

પાણીને જઠરાગ્નિ પ્રદિપ્ત કરનાર (ઍપિટાઇઝર) કહે છે ચુલેથી ઉભરાઈ જતી વસ્તુ પાણી નાખવાથી શાત થાય છે તેવી જ રીતે પાણી પેટના ઉભરાને પણ શાત કરે છે

નળના પાણી કરતા કુવાનુ જ પાણી પીવુ વધારે સારૂ છે, કેમકે નળના પાણીમા તળાવમાથી અને બીજી જગ્યાએથી જંતુઓ ખેંચાઇ આવે છે, એટલુ જ નહિ પણ આખી રાત નળમા પડી રહેલા પાણીની વિશુદ્ધતા શકાસ્પદ છે.

બરફનું પાણી ઉનાળામા પણ નુકસાનકારક ગણાય છે તે પેટની ગરમી ઓછી કરી નાખે છે અને પાચનશક્તિને મંદ પાડે છે. પાણી ઠંડુ પીવુ, પણ બરફવાળું તો નહિ જ. કૃત્રિમ ઉપાયોથી ઠંડુ કરેલુ પાણી શરીરમાં બદહજમી ઉત્પન્ન કરે છે આ જ કારણને લીધે જમ્યા પહેલા મુદ્દલ અથવા તો પાછળથી પણ ઠંડબહાર આઇસક્રીમ ન જ ખાવો જોઇએ.

આથી ઉલટુ, ઉનું પાણી જઠરને સતેજ કરે

(અનુસધાન પાન ૧૭૦ના બીજા કાલમને છેડે)



# મધુકરી

કુંકુમકેસરના થાળ, ઉરઉરમાં ઉમંગઝાળ;
ઓ ભારતની માતાઓ!
અમને આરોપો રણમાળ.
જયદ્રિ ભરે કેસરી ફાળ,
રમશું તે કાળની પાળ,
ઓ ભારતની માતાઓ! અમને આરોપો રણમાળ — કવિ નાનાલાલ

## ધોંડો કેશવ કર્વેનું બાળપણ

રંક માતપિતાને ઘેર જન્મ થવાથી વિદ્યાભ્યાસમા જે અસંખ્ય અડચણો આવી પડે તે બધીને ઠોકરે મારી, અનુકૂળ સંજોગો પોતાની મેળે જ ઉભા કરી લઇ જેમણે જેમણે વિદ્યા પ્રાપ્ત કરી છે એમા ધોંડો કેશવ કર્વેનું નામ અગ્રસ્થાન લે છે એમની બાલ્યાવસ્થા બહુ જાણવા જેવી છે

એમનુ શિક્ષણ ધુળી નિશાળમા શરૂ થએલુ ત્યા અપાતુ શિક્ષણ તીવ્ર બુદ્ધિના આ વિદ્યાર્થીને પુરૂ કરતા વાર લાગી નહિ શાળાના શિક્ષણ ઉપરાંત ધર્મપુસ્તકોનુ વાચન પણ એણે ત્યા ખુબ કર્યુ હતુ ગુરુ બહુ માયાળુ હતા ને કર્વેના શિક્ષણ માટે ખાસ કાળજી રાખતા એમના શિક્ષણની અસર કર્વે ઉપર બહુ ઉંડી થઇ છે એમના ભાવિ જીવનના બીજ અહીંથી જ રોપાયા

નાનપણથી જ એમનામા એક બહુ વખાણવા જેવી ટેવ હતી વખતની કીમત એ બરાબર સમજતા અભ્યાસના પુસ્તકો વાચીને કંટાળે એટલે એ નવરા ન બેસી રહે તરત જ એક ગૃહસ્થને ઘેર છાપા વાચવા દોડી જતા, અને વાચેલા વિષયો પર ગુરુજી સાથે ચર્ચા કરતા ગુરુજીને લાગ્યુ કે સાંજે મંદિરમા ઘણા લોકો એકઠા થાય છે ત્યા બેસીને જો કોઈ છાપા વાચે તો તેનો ઘણા માણસો લાભ લઇ શકે એટલે એમણે એ કામ કર્વેને સોંપ્યુ ને બે મહીના સુધી કર્વેએ મંદિરમા નિયમિત છાપા વાંચ્યાં

પંદર વરસની ઉમરે એમણે ત્યાં અપાતુ છઠ્ઠા ધોરણ સુધીનુ શિક્ષણ પુરૂ કર્યું એ વખતના ધારા મુજબ મરાઠી છઠ્ઠા ધોરણની પરીક્ષામા સત્તર વર્ષથી નાના વિદ્યાર્થીઓને દાખલ કરવામા નહોતા આવતા એટલે બે વરસ સુધી એમને ઘેર બેસી રહેવું પડ્યું ગણિત એમનો પ્રિય વિષય હતો આ બે વર્ષમા એમણે ગણિતનુ સારૂ જ્ઞાન મેળવી લીધું પોતાની આર્થિક સ્થિતિને નભાવી રાખવા એ ઘેર બેઠા જનોઇ, છત્રી વગેરે તૈયાર કરતા આ સાથે એમનો સંસ્કૃતનો અભ્યાસ તો હજુ ચાલુ જ હતો

આ પરીક્ષા પસાર કરી ટ્રેનિંગ કૉલેજમા જઈ ત્રીજી ઉચા દરજ્જાનુ સર્ટિફિકેટ મેળવવુ એટલું જ આ બાળક કર્વેનુ એ વખતનું ધ્યેય હતુ સત્તરમુ વર્ષ પુરૂ થયુ એટલે એ પરીક્ષા આપવા માટે નીકળ્યા પરીક્ષા આપનારાઓને મોટા શહેરોમા જવુ પડતુ રેલવેનુ સ્ટેશન ત્યાં આગળ નહોતુ એટલે પગે ચાલીને જવાનું હતુ

પણ પરીક્ષા આપવા ક્યા જવુ એ સવાલ હતો. કોલ્હાપુર, મુબાઇ કે સતારા? પહેલા તો મુબાઈ જવા ચારપાંચ વિદ્યાર્થીઓ તૈયાર થયા તેમના વતનથી છ આઠ ગાઉ ઉપરના ગામમા તેઓ ગયા પણ તે દિવસે વરસાદ સખત પડતો હોવાથી વહાણ નીકળ્યુ નહિ ને એમને પાછા ફરવુ પડ્યુ પછી તેઓએ સતારા જવાનો નિશ્ચય કર્યો સતારા લગભગ ૧૦૯ માઇલ દૂર હતું, અને વખત તો માત્ર ચાર દિવસ નો જ રહ્યો હતો આથી તેમને ખુબ ચાલવુ પડ્યુ

બીજા આગળ તો પૈસા પુરતા હતા, પરંતુ કર્વેને તો માત્ર સાત રૂપિયામા બધુ પતાવવાનુ હતુ એમાથી એક રૂપિયો તો પરીક્ષાની ફીનો ત્યા જતાવેંત જ આપી દેવાનો હતો બાકીના છ રૂપિયા ઉપર જ બધી ધામધુમ હતી

તેમને સહ્યાદ્રિનો ઘાટ ઉતરીને જવાનું હતુ વરસતા મેહમા માત્ર ચાર જ દિવસમા એ ઘાટો ઉતરીને ૧૦૮ માઇલ કેમ ચલાયુ હશે અને છ રૂપિયામા પુરૂ કેમ થયુ હશે એની કલ્પના વાચનારાએ જ કરી લેવી

જે દિવસે ટોળી સતારે પહોચી તે દિવસ પરીક્ષાનો હતો પણ એમના સદ્‌ભાગ્યે પરીક્ષા શરૂ થઇ નહોતી, કારણ કે પરીક્ષામાં બેસનારા વિદ્યાર્થીઓની સંખ્યા બહુ મોટી

શુકનમા ઘઉંની લાપસી કે ઓરમુ કરવામા આવે છે શુકનમા બીજા કોઈ પકવાનને બદલે લાપસીને જ શા માટે પસદગી આપવામા આવી હશે તે વાત સમજવા જેવી છે અત્યારના જમાનામા તો લાપસી કે ઓરમુ એ ગામડાનુ પકવાન ગણાય છે અને સારા જમણવારમા તે સ્થાન ભોગવતુ નથી, છતા પણ આપણે વિચારશું ત્યારે જણાશે કે આપણા વડીલો મૂર્ખ ન હતા.

ઘઉંની અદર જે પોષકતત્ત્વ છે તે તેની અદરના બીજમા છે આ બીજ ખાવાથી માણુસની જીવનશક્તિ વધે છે જે અનાજને જીવનતત્ત્વ (Vitamines) કહેવામા આવે છે તે આ બીજમા છે વિજ્ઞાનશાસ્ત્રીઓએ તથા ખોરાકને લગતી શોધખોળ કરનારાઓએ એકમતે જાહેર કર્યું છે કે, જેમજેમ ઘઉંનો લોટ બારીક કરવામા આવે છે તેમતેમ તેના બીજનો નાશ થાય છે બીજનો નાશ એટલે તેના અદર રહેલા જીવનતત્ત્વનો પણ નાશ આવો લોટ તે આપણી પરસુરી-મેંદો છે આ લોટ શરીરને લાભ કરવાને બદલે નુકશાન કરે છે એવા પ્રયોગો પણ કરવામા આવ્યા છે કે એક માણુસને ભુખ્યો રાખવામા આવ્યો જ્યારે બીજા માણુસને માત્ર પરસુરીની રોટલી આપવામા આવી પરિણામે પરસુરીની રોટલી ખાનારનુ વજન ઉપવાસી કરતા ઘણુ ઘટી ગયુ આ સુચવે છે કે પરસુરી શરીરને પોષવાને બદલે શરીરનો નાશ કરે છે

લાપસી કે આરમાની અદર ઘઉં જાડા ભરડવામા આવે છે આવા જાડા લોટની અદર તેનુ બીજ જળવાઈ રહે છે અને એ બીજ શરીરને પોષણ આપે છે આડે દિવસે તો તમે આવો પૌષ્ટિક ખોરાક ન ખાઓ પણ સારે પ્રસગે શુકન તરીકે તો જરૂર ખાઓ, તેટલા માટે બુઢા બાપાએ શુકનમા લાપસી રાખી છે તલવારી લાપસી ગોળ, ઘી અને ઘઉંના લોટની બને છે આ ખોરાકને બીજુ કોઇ પણ પકવાન પહોંચે તેમ નથી, પછી ભલે તે દુધપાક, શ્રીખડ, બાસુદી, ઘેવર, મેસુબ, વગેરે ગમે તે હોય લાપસી અને ઓરમુ બીનજોખમી અને પૌષ્ટિક છે

બચ્ચાનુ નામ પાડતી વખતે બારમે દિવસે તો આખા ઘઉંને બાફી તેની ઘુઘરી કરવાનો રિવાજ છે આ ઘુઘરી પણ ગોળથી નાખીને ખાવામા આવે છે વૈજ્ઞાનિક દ્રષ્ટિએ તો લાપસીઓરમા કરતા પણ આ ઘુઘરી ચડે તેમ છે પરતુ હવે ઘુઘરી તો જગલીનો ખોરાક ગણાય છે. આજના સુધરેલા માણસોને પાછા જગલી થયા સિવાય છુટકો નથી એમ અત્યારના ખોરાકશાસ્ત્રીઓ અને ડૉક્ટરો યુરોપમાં બુમ પાડી રહ્યા છે ખોરાકની અદર આપણે ત્યા ઘાલમેલ હજુ પ્રમાણમાં ઓછી છે, યુરોપાદિ દેશોમા તે ટોચે પહોંચેલ આવેલ છે એટલે જ ત્યાના ડૉક્ટરો તે તરફ વધુ લક્ષ આપવા મડયા છે

## અંગ્રેજી મહિનાનાં નામ શા ઉપરથી પડયાં ?

અંગ્રેજી વર્ષના પહેલા મહિના જાન્યુઆરીનુ નામ જેનસ નામના દેવતા ઉપરથી પડયું છે એ દેવતાને આગળ ને પાછળ એમ બે મોં હતા અને એના દામા હાથમાં કમડળ રહેતુ જુના વખતથી અત્યાર સુધી એ દેવ તરીકે પુજાતા આવ્યા છે જેમ વર્ષમા બાર મહિના એમ તેના મદિરમા બાર દેવ છ. યુદ્ધના વખતમા એ મદિર ખુલ્લુ રહેતુ ને રોમન લોકો ત્યા જઇ પૂજા કરતા વર્ષના પહેલા મહિનામા એની પાસે લોકો મનગમતુ માગતા ને ભુલો માટે ક્ષમા યાચતા

બીજો મહિનો ફેબ્રુઆરી એક વાર વર્ષનો છેલ્લો મહિનો હતો એ વખતે વર્ષની શરૂઆત માર્ચથી થતી ઇ સ પૂર્વે ૪૫૦ વર્ષ ઉપર એનુ સ્થાન બદલાયુ ને એ બીજો મહિનો થયો લુપરકસ દેવતાના માનમા રોમન લોકો ફેબ્રુઅમ નામનો એક ઉત્સવ કરતા એ ઉપરથી ફેબ્રુઆરી મહિનાનુ નામ પડ્યુ

ત્રીજા મહિના માર્ચનુ નામ રોમન લોકોના સૌથી મોટા દેવતા માર્સ ઉપરથી પડ્યુ છે એ એક ભયકર યોદ્ધા હતો એના એક હાથમા લાબી બરછી ને બીજામા ઢાલ રહેતી. માથા ફરતુ તેજનુ વર્તુલ રહેતુ કોઇ પણ કાર્યસિદ્ધિ માટે બધા રોમન લોકો એ બળવાન યોદ્ધાની જ પુજા કરે છે

ઠડીને લીધે કુદરત બધી અચેતન બની જાય છે માર્ચ મહિનાના વરસાદના સરવડા વીત્યા પછી ને બાકી રહેલી ઠડીમા વસતની રાણી એપ્રિલ આવી ચારેકોર ચેતન રેલાવી દે છે ઝાડને નવા પાદડા ને નવા ફળફુલ આવે છે આવુ સુદર દ્રશ્ય જોઇ રોમન લોકોએ કહ્યુ, ' આ બધાને બધનમુક્ત કરે છે ' આ રૂપ થી એનુ નામ પડ્યુ 'ઉન્મોચનકારી' અથવા ' એપ્રિલ '

પાચમા મહિના મેનુ નામ માઇયા નામની દેવી ઉપરથી પડ્યુ છે રોમન મત પ્રમાણે આખી પૃથ્વી એટલસ નામના દેવતાના ખભા ઉપર આવેલી છે માઇયા એટલસની સાત કન્યાઓમાની એક છે એના પુત્ર મર્ક્યુરીના સ્મરણથી સદ્ભાગ્ય પ્રાપ્ત થાય છે એ સાતે બહેનોને જુપિટરે તારાના રૂપમા આકાશમા રાખી છે એવી રોમન માન્યતા છે

છઠ્ઠા મહિના જુન વિષે કાઇ નક્કી જાણવામા આવ્યુ નથી એક મત એવો છે કે એનું નામ જુનો દેવી ઉપરથી પડ્યુ છે, બીજો મત 'જુનિયસ' વશ ઉપરથી એનુ નામ પડ્યાનુ કહે છે જુનો જુપિટરની અત્યંત અભિમાની ને ઇર્ષ્યાળુ સ્ત્રી હતી જુનિયસ પ્રાચીન રોમનો એક પ્રખ્યાત માણસ હતો

સાતમા મહિનાનુ નામ જુલાઈ જ્યારે માર્ચ માસથી વર્ષ શરૂ થતુ ત્યારે એનુ નામ ક્વિનટિલિસ એટલે

પાચમો મહિનો હતું રોમના રાજા જુલિયસ સીઝરે દેશના પંચાગમાથી ઝીણીઝીણી ભુલો બધી કાઢી નાખી ને વર્ષની શરૂઆત જાન્યુઆરી માસથી કરી આથી જુલાઇ પાચમાને બદલે સાતમો મહિનો થયો. પછી જુલિયસના નામ ઉપરથી એ મહિનાનુ નામ જુલાઇ પડ્યું

જેવી રીતે જુલિયસ સીઝરના નામ ઉપરથી જુલાઇ મહિનાનુ નામ પડ્યું એવી જ રીતે તેના પ્રપૌત્ર આગસ્ટસના નામ ઉપરથી આઠમા મહિના ઑગસ્ટનુ નામ પડ્યુ ઑગસ્ટ મહિનાનુ મુળ નામ ઑક્ટેવિયસ હતુ આ મહિનામા આગસ્ટસના જીવનમા ઘણા નોંધવા જેવા બનાવો બન્યા હતા; એટલે લોકોએ આગસ્ટસને પ્રસન્ન કરવા માટે તે મહિનાનુ નામ આગસ્ટસ એટલે મહાન રાખ્યુ એ વખતે આઠમા મહિનાના ત્રીસ દિવસ ને જુલાઇના એકત્રીસ દિવસ હતા જુલિયસના મહિનાથી પોતાનો મહિનો એક દિવસ નાનો થયો એટલે આગસ્ટસ ગુસ્સે થયો આથી રોમન લોકોએ તેને રાજી રાખવા ફેબ્રુઆરીમાથી એક દિવસ લઇ તેને આપી દીધો ને ઑગસ્ટ મહિનાના પણ ૩૧ દિવસ થયા

માર્ચને બદલે જાન્યુઆરી મહિનાથી વર્ષની શરૂઆત થવાથી સાતમો મહિનો તે નવમો, આઠમો તે દસમો, નવમો તે અગિયારમો ને દસમો તે બારમો થઈ ગયો, તો પણ નામમા કશો જ ફેરફાર થયો નહિ સપ્ટેમ્બર એટલે સાતમો, ઑક્ટોબર એટલે આઠમો, નવેમ્બર એટલે નવમો ને ડિસેમ્બર એટલે દસમો મહિનાઓનો ક્રમ બદલાતા ખરી રીતે તો નામો પણ બદલવા જોઈતા હતા, પણ રોમન લોકોને એમ કરવું ગમ્યુ નહિ તે આજ સુધી એ નામો એમ ને એમ જ રહ્યા છે

## ટમેટાં

ટમેટામા પૌષ્ટિક તત્ત્વો મોટા પ્રમાણમા નથી, છતા તે દવા તરીકે બહુ જ ઉપયોગી છે. તેમા લોહીને સાફ કરવાનો મોટો ગુણ રહેલો છે તે આતરડાના કોહાણનો નાશ કરનાર છે તેમજ અન્નનળીમા રહેલા કચરાને દૂર કરે છે. માંદા માણસને ટમેટા ઘણો જ સારો ફાયદો કરે છે તેનો માવો અને રસ સહેલાઇથી પચી જાય છે, કેમકે તેમાં જઠરના રસ (Gastric Secretions) ને વધારનાર અને દસ્તને સાફ લાવનાર અમ્લ (Acid) ખુબ છે.

સુપ્રસિદ્ધ ડૉ. રસલ કહે છે કે વિદ્રધી, મદ્ય, અને મત્સ્યના દોષને તેમજ હદ ઉપરાત ચાનો ઉપયોગ કરવાથી થએલ લોહીના બગાડને ટમેટા સુધારે છે તે જઠરના કચરાને દૂર કરે છે તેથી પાચનક્રિયા સુધરવાથી લોહી પણ સુધરે છે વિદ્રધી (Cancer) મટાડવાને તો એ સૌથી સારો ઉપાય છે ડૉ. બુથ કહે છે કે ટમેટા દસ્ત સાફ લાવી લોહી સુધારે છે અને કાચા ખાવાથી બહુ સારો ફાયદો કરે છે

લંડનના ડૉ. પ્રો. ચાર્લ્સ વિકનહામ કહે છે કે ટમેટા નિર્બળ, વૃદ્ધ, તથા જઠરના દર્દોથી પીડાતા દર્દીઓને માટે સૌથી ઉત્તમ શાક છે બાફ્યા વગરનાં પાશેર ટમેટાનો શીરો, અઢી રૂપિયાભાર તેલ, એક લીંબુનો રસ, અઢી રૂપિયાભાર ડુગળીની કચુબર તથા જોઇતા પ્રમાણમા મીઠું; મેળવીને ખાવાથી શરીરને બહુ સારો ફાયદો કરે છે ( વૈદ્યકલ્પતરૂ )

## ધારેલો આંકડો શોધી કાઢો

મનુએ કનુને કહ્યુ કે, 'મારી પાસે ગણિતની એક એવી યુક્તિ છે કે જે વડે હુ તારો ધારેલો આકડો કહી આપુ માત્ર તારે મને આકડો એકમ, દશક કે શતકમા છે તે જણાવવું હવે એક આકડો ધારી લે ' કનુએ ૧૫નો આકડો ધારી કહ્યુ કે 'ધાર્યો '

'હવે તેને બેએ ગુણ ' મનુએ કહ્યુ.

'ગુણ્યા ' (૧૫×૨=૩૦)

'તેમા પાચ ઉમેર.'

'ઉમેર્યા.' (૩૦+૫=૩૫)

'હવે એને પાચે ગુણ '

'ગુણ્યા ' (૩૫×૫=૧૭૫)

'એમા અગિયાર મેળવ '

'મેળવ્યા ' (૧૭૫+૧૧=૧૮૬)

'હવે એને દસે ગુણ '

'ગુણ્યા ' (૧૮૬×૧૦=૧૮૬૦)

'એમાં ત્રણ ઉમેર '

'ઉમેર્યા.' (૧૮૬૦+૩=૧૮૬૩)

'એને હવે દસે ગુણ '

'ગુણ્યા.' (૧૮૬૩×૧૦=૧૮૬૩૦)

'હવે એમા ૩૬ મેળવ '

'મેળવ્યા ' (૧૮૬૩૦+૩૬=૧૮૬૬૬)

'એમાથી ૩૫૩૫ બાદ કર '

'કર્યા ' (૧૮૬૬૬-૩૫૩૫=૧૫૧૩૧)

'શું આવ્યું?'

'૧૫૧૩૧ '

'ઠીક, ધારેલ આકડો શેમા હતો?'

'દશકમાં.'

'ત્યારે તો તારો ધારેલ આકડો ૧૫.'

કનુ તો આ યુક્તિ જોઇ છક થઈ ગયો!

તમે પણ આ ગણતરી મુજબ કોઇનો ધારેલ આકડો કહી શકો. છેલ્લે જે રકમ આવે તેમાથી ધારેલ રકમના જેટલા આકડા હોય તેટલા ગણી બાકીના છેકી નાખવા

(અમેરિકા ઉપરથી) કેશવલાલ બોદાણી

અમદાવાદના મીલ ઉદ્યોગના સ્થાપક શેઠ રણછોડલાલ છોટાલાલમા સ્વભાવલક્ષણ રૂપે જ વિલક્ષણ શાન્તિ હતી એક વાર ભરૂચમા કોઇ ખલાસીએ તેમને પુષ્કળ અસહ્ય અપમાનવચનો કહ્યા સઘળુ શાન્તિથી સાભળી લઈ તેમણે માત્ર બે જ શબ્દો ધીરેથી કહ્યા, 'મૂર્ખ છે'' ।

એલ્યુમિનિયમના વાસણ સાફ કરવાની સૌથી સહેલી રીત એ છે કે પ્રથમ સાફ કરવાના વાસણમા પાણી ભરી તેને ચુલે મુકવુ પાણી ખુબ ગરમ થાય એટલે કાઢી નાખી અદર ઝટ ઠડુ પાણી રેડી દેવું આમ કરવાથી વાસણને ચોટેલા કચરાના રજકણો ઢીલા પડી જશે પછી શાથી કે કપડાના કકડાથી વાસણ ઘસીને સાફ કરી નાખવું

મશ્કરો—(હજામને) તેં કોઇ વાર વાદરાની હજામત કરી છે?

હજામ—ના સાહેબ, પણ તમે બેસો તો હુ પ્રયત્ન કરી જોઉં।

જોડણીની સામાન્ય ભુલો

| | | | |
|---|---|---|---|
| શિવાય | નહિ, | પણ | સિવાય |
| દિક્ષા | નહિ, | પણ | દીક્ષા |
| બિલકુલ | નહિ, | પણ | બીલકુલ |
| અદ્રશ્ય | નહિ, | પણ | અદૃશ્ય |
| નીડર | નહિ, | પણ | નિડર |



ધુમાડો લાગવાથી ફાનસનો ગોળો તરત કાળો ન પડી જાય, એટલા માટે વાટની વચ્ચોવચ ચિત્રમા બતાવ્યા પ્રમાણે એક ખાચો પાડવો આથી ધુમાડો ઉચે ચઢી શકશે નહિ ને ગોળો કાળો પડી જતો અટકશે




હિંદમા જાહેર પ્રજા માટે પહેલ-વહેલી પોસ્ટ ઑફિસ સને ૧૮૩૭મા ઉઘડી હતી. તે વખતે ટિકિટો વપરાતી નહોતી, પરંતુ ટપાલખર્ચ આગળથી જ રોકડુ ચુકવી દેવામા આવતુ ટપાલખર્ચ અતરને હિસાબે ઓછુવત્તુ લેવાતું મુબાઇથી કલકત્તે કાગળ મોકલવાનો દર તોલાદીઠ એક રૂપિયો હતો ટપાલની ટિકિટોની રૂઢિ ૧૮૫૪થી શરૂ થઈ

ગમે તેવી રીતે સીડી મુકવાથી ઘણી વાર અકસ્માત થાય છે. સીડી મુકવા માટે સૌથી વધુ સલામતીભર્યો ખુણો ૭૫ ડીગ્રીનો છે દીવાલથી તેની લબાઇના ચોથા ભાગ જેટલે છેટે સીડી મુકવાથી આ ખુણો એની મેળે જ આવી જશે આથી સીડી ખસી જતી નથી, તેના ઉપર વધારે ભાર આવતો નથી ને વળી ચડવાનું બહુ સહેલું પડે છે

ઉંઘમાથી જાગ્યા પછી પથારીમાથી એકદમ કુદકો મારીને બેઠા થવાથી હૃદય ઉપર ખરાબ અસર થાય છે

ખુબ વપરાશને લીધે પોલાદને પણ થાક ચડે છે, અને જેમ માણસ હૃદય બધ થવાથી મરણ પામે છે તેમ એ પોલાદની વસ્તુ પણ ભાગી પડે છે

અમેરિકાનો પહેલો શોધક કોલબસ નહિ પણ ૪૦૦ વર્ષ પહેલા બે ચીના માણસો હતા એવી શોધ ચીનમા થઇ છે



વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને
બીજા મગજનું કામ કરનારાઓને એના
સેવનથી અનુપમ જેવું પોષણ મળે છે.

નાનાં—મોટાં, માંદાં—સાજાં
સ્ત્રી—પુરુષ, નબળાં—સબળાં
સૌકોઈ એનું સેવન કરી શકે છે.

# તમે વાપરી જોયું છે?

# ઝંડુનું કેસરી જીવન

કેસરી જીવન ઝંડુનું જ
મેળવવાનો આગ્રહ રાખો




**મહારસાયન**

રસસિંદુર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં
દીપન, પાચન, પૌષ્ટિક ઔષધ મેળવી
લીલા રસદાર આમળામાંથી બનાવેલા
**આ સુશોભિત, સુવાસિત, સ્વાદિષ્ટ**
**ને પૌષ્ટિક ખોરાકનું નિયમિત સેવન**
લાંબું આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ
આપી શરીરમાં બલ અને તેજ તથા
દરેક ઇન્દ્રિયમાં ચેતન પુરે છે

**પા રતલના પૉટનો રૂા ૧॥**
**અરધા રતલના પૉટના રૂા ૨॥॥**
**એક રતલના પૉટના રૂા ૫)**

**ઝંડુ**
**ફાર્માસ્યુટિકલ વર્કર્સ**
**લિમિટેડ**

કારખાનું ગયાની રોડ, મુંબાઈ—૧૪
દુકાન. જુની મહાજનવાડી, કાલબાદેવી
મુંબાઇ—૨

# કેસરી જીવન

અમદાવાદના એજન્ટ
**ભોગીલાલ ઋષભ રીચીરોડ**







તંત્રી રવિશંકર રાવળ; મુદ્રક-પ્રકાશક બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી-કુમાર કાર્યાલય, ૨૭૦૬ રાયપુર, અમદાવાદ.

લવાજમ વરસના રૂા ૬ પરદેશના રૂા. ૭ અથવા ૧૧ શિ મુંબાઈના એજન્ટ સી. જમનાદાસની કું પ્રિન્સેસ સ્ટ્રીટ, ગ્રાહકો વરસની શરૂઆતથી (એટલે પોષના અંકથી) નોંધવાનો રિવાજ છે વરસની અધવચથી ગ્રાહકો નોંધાતા નથી લેખકો જેઓને ઉગતી પ્રજા માટે કંઇક ખાસ પ્રેરક કહેવાનું હોય તે જ લખે, અને પોતાનાં લખાણ બની શકે તેટલાં ટુંકા, કાગળની એક જ બાજુએ, ચોખ્ખે અક્ષરે, પુરાં નામ ઠામ સાથે, અને પાછાં મંગાવવા હોય તો પોસ્ટેજ સાથે મોકલે.

## ભીંતે ટાંગવાનું આવું સુંદર ઘડિયાળ

### ટિક-ટૅક

( રજીસ્ટર્ડ )

**માત્ર ત્રણ રૂપિયામાં**

જર્મન બનાવટના બહુ જ મજબુત સાચા-કામ વાળુ, દેખાવમા સુદર, ચાલવામા નિયમિત, બીજા બધા કરતા વખણાએલુ, અને વળી નાનામોટા, અદના કે આલા ગરીબ તવગર સૌ વાપરી શકે એવુ, કરકસર વાળુ સસ્તુ અને સર્વોત્તમ ઘડિયાળ

સામટા લેનારને ડઝનના રૂા ૩૩ હિંદના કોઇપણ સ્ટેશને ડિલિવરી મફત ડઝન મગાવનારે રૂ ૧૦ અગાઉથી મોકલવા

**પિટર વૉચ કંપની**

**પોસ્ટબૉક્સ નં. ૨૭ મદ્રાસ**

## ચાર દિનની ચાંદની



અમારૂ ૧૮ કૅરેટ રોલ્ડગોલ્ડ ડાયલમાજ પાચ વર્ષની ગેરંટી સાથેનું 'તારા' રજીસ્ટર્ડ પૉકેટ વૉચ ( દિલ ડોલાવનારૂ ખીસાનુ ઘડિયાળ કિમત રૂ ૫-૦-૦ ) લેનારને રજીસ્ટર્ડ 'સી' ટાઇમપીસ ઇનામ ચાર દિનની ચાંદની પેઠે આ લાભ ટુક વખત માટે જ માનજો માટે આજે જ લખો, નહિ તો પસ્તાશો

**કૅપ્ટન વૉચ કંપની**

**પોસ્ટબૉક્સ નં. ૨૬૫ મદ્રાસ**

---

દરેક આગેવાને મુલાકાત લઇ સંતોષ બતાવી વખાણેલું અને હિંદુ જાતિનાં નિરાધાર અનાથ બાળકોને પોષણ આપતું આ

# હિંદુ અનાથ આશ્રમ નડીઆદ

**એક જ છે**

તેને દાન કરવાના દરેક પ્રસંગે જરૂર યાદ કરી કંઇ પણ દાન મોકલશો

હાલ તે દોઢસોને સુમારે અનાથ બાલક, બાલિકાઓ અને અશક્તોનુ પાલણપોષણ કરે છે અને તેમને જુદાજુદા ધંધા શીખવી પગ ઉપર ઉભા રહી કમાઇ ખાય તેવા સભ્ય-શહેરી બનાવવા યત્ન કરે છે. તેમના ફક્ત ખોરાકીપોષાકી વિગેરે ખર્ચના જ રૂ. ૫૦) દરરોજ જોઇએ છે તો જરૂર તમો પણ આ તમારા અનાથ ભાડુઓને બચાવવા તમારો દાનેશ્વરી દસ્ત લબાવશો દરેક પ્રકારનુ દાન લેવાય છે અને તેની પાવતી અપાય છે રીપોર્ટ મફત મળે છે તે મગાવવા તથા

**વધુ વીગત માટે લખો.**

**મંત્રી, હિંદુ અનાથ આશ્રમ; નડીઆદ ( ગુજરાત )**

જાહેર ખબરોથી માસિકને મદદ મળે : તમે જાહેર ખબર આપનારાઓને મદદ કરો



છત્રપતિ શિવાજી મહારાજ

ચિત્રકાર રવિશંકર રાવળ

'કુમાર'ના વૈશાખ ૧૯૮૩ના અંકનું મુખચિત્ર



આવતી કાલનાં નાગરિકો ઘડતું આજનાં ઘરોનું માનીતું માસિક

વર્ષ ૪ અંક ૫ :: વૈશાખ ૧૯૮૩

# સર્જન વિરુદ્ધ અનુકરણ

સર્જન એટલે આત્માનો પ્રકાશ અને બુદ્ધિનો પરાગ. સર્જન એટલે અનુભવનો ધ્વનિ અને તપનું ફળ. સર્જન એટલે સૌ ટચનો વિવેકી રસ.

સર્જન માટે લાગણીની તીવ્રતા અને શ્રદ્ધાનું ઉંડાણ જોઇએ; પ્રાણનો તણખો અને સાધનાની ખંત જોઇએ. સર્જન એ ભીષણ આત્મમંથનનું નવનીત છે; પ્રાણવાન આત્માનો આવિર્ભાવ છે.

સર્જન સ્થલમાં ચેતન આણે છે, જડમાં જીવનભાન પ્રગટાવે છે; સર્જનની જ્યોત બીજી અનેક જ્યોત પેટાવે છે.

અનુકરણમાં આત્માનું સ્વાતંત્ર્ય કે જીવનનું તપ નથી. તેની પાછળ નથી હોતો કશો સિદ્ધાન્ત કે નથી હોતું કશું જ્ઞાન. અનુકરણથી બહુબહુ તો માત્ર સ્થૂલ જ હાથ આવે છે. અનુકરણથી આત્માનાં પાણી છાછરાં રહે છે. એમાં નથી વિકાસ કે નથી પ્રગતિ. અનુકરણ અનુભવના પગ ભાંગે છે અને જીવનને નકલિયુ જડ બનાવે છે.

સર્જન અણખુટી પ્રેરણામાંથી ઉદ્‌ભવે છે; અનુકરણ માત્ર ઘડીકના આવેશનુ પરિણામ હોય છે. સર્જનમાં સ્વાભાવિકતા હોય છે; અનુકરણમાં પોકળ કૃત્રિમતા હોય છે. સર્જનનો જ્યોતિ બીજાને પ્રકાશ આપી દોરે છે; જ્યારે અનુકરણ આંધળું બની કોઇનો છેડો પકડી તેની પાછળ પાછળ ચાલે છે.

સર્જન એ જીવનનું સાફલ્ય છે; અનુકરણ એ મૃત્યુ છે.

ઇન્દુપ્રસાદ ભટ્ટ



પરીક્ષાઓ વીતી ગઇ છે, પણ તેના ત્રાસનો છાયો ખસ્યો નથી પુરિણામો માટે ફફડતા બીચારા વિદ્યાર્થીઓની મનોદશા ઠંડી હવા લેતા વિદ્વાન પરીક્ષક સાહેબો શી રીતે જાણી શકે? કોઇ વિદ્યાર્થી પ્રશ્નપત્ર જોતા જ ધ્રુજી ઉઠ્યો હોય કઇ પરીક્ષાનો મંડપ છોડી ચાલી નીકળ્યો એ ચિત્ર તેમણે જોયું હોત તો તેમની કલમની અણી કયા કયા ઘોંચાય છે તેનો ખ્યાલ પામી શકત પરીક્ષાના પરિણામ સાંભળીને શાળા-માંથી બહાર નીકળતા મો જેમણે જોયા હોય તે જ સમજી શકે કે પરીક્ષકોની ચોકડીઓ રજિસ્ટરના કાગળ પર નહિ પણ જીવતા કાળજા પર પડે છે

પરીક્ષક તરફથી મળેલું નાપાસનું ચિહ્ન મોની કાળાશથી કે રૂદન કરતી આંખોથી અથવા ખચકાતા કદમોથી દર્શાવતા હતાશ વિદ્યાર્થીઓની સજા જાણે પુરી થઈ હોય નહિ, તેમ ઘેર આવતા એકાદ કાકા કે કઠોર પિતાની ચાબુક જેવી વાણીની લ્હાણ તેમને નસીબે બાકી હોય છે. 'કાં? ડુબાડ્યું ને?' એ શબ્દ તો દરેક વડીલને મોઢે તૈયાર હોય છે જ પરીક્ષાદેવીની દયા પર જ જીવતા આપણા જુવાન વિદ્યાર્થીઓનું કેટલું લોહી દર સાલ સળગાવી દેવાય છે તેનો ખ્યાલ, ઓ શિક્ષણવિધાયકો! હજુ તમને આવતો નથી? આ ક્રૂર યજ્ઞ સિવાય પ્રજાને સંસ્કાર અને જ્ઞાન આપવાનો બીજો કોઇ જ માર્ગ તમને સુઝતો નથી?

જીવનની બધી શક્તિઓ શું આ પરીક્ષાથી જ નક્કી થાય છે? કેટકેટલા મૃદુ અને સ્નેહાળ બાળકો માત્ર પરીક્ષાની નામોશી ખમવા અશક્ત હોવાથી, આ સંસારનો કે ઘરનો ત્યાગ કરે છે, એના દાખલા ક્યાં ઓછા છે? છતાં આપણા સરકારી વિદ્વાન પરીક્ષકોના હૃદયમા લેશ માત્ર અરેરાટ થતો નથી! આ વખતે પરીક્ષાએ વિખુટા પાડેલા (પરીક્ષા આપી ચાલી નીકળેલા) એક પુત્રના પિતાનો તેની શોધની ભલામણ



કરતો પત્ર હજી પરમ દહાડે જ અમને મળ્યો છે.

પરીક્ષામા નાપાસ થતા દેહત્યાગની ભયંકર સીમા સુધી જનારા કોમળ દિલના વિદ્યાર્થીઓ આજ પણ પરલોક માંથી જીવન નિર્માલ્ય કરી પરીક્ષાની આ અલૌકિક પ્રથાને તથા તેના વિધાયક પરીક્ષકોને કેવી નજરે જોતા હશે? મને યાદ છે—બરોબર યાદ છે એ વાત વર્ષો વીત્યા છતા એની કારી અસર હુ હજુ ભુલ્યો નથી એક યુવાન નાપાસ થયો દુનિયામા તેને અંધારૂ દેખાયુ કોઈને પુછ્યા વિના, વાત સરખી પણ કર્યા વિના, પોતાના નાના ભાઇને સાથે લઈ, બાહુતી ગાડી કરી દૂરના સરોવર તરફ ગયો અને એક એકાંત જેવા સ્થાને જઇ, ભાઇને પણ એ પરીક્ષાને બારણેથી મુક્ત રાખવા, સાથે લઇ સરોવરમા પડતુ મુક્યુ! ગુમ થતા એ છોકરાઓની ચારે કોર શોધ શરૂ થઇ ત્રીજે દિવસે પાણીમા મડદા દેખાયા આખુ ગામ ત્યા જોવા ગયુ અને ખરે આ પરીક્ષાની કહાણી ફેલાઈ મેં પણ એ દૃશ્ય જોયુ અને એ ગત થએલા જીવોના છેલ્લા કલાકોમા કેવી મનોદશા હશે તેના જ વિચારોમા રાતભર તેમનુ જીવન જીવ્યો અને ત્રાસ પામ્યો.

એક બીજી અગત્યની વાત પણ કહ્યા વિના ચાલે તેમ નથી નાહિંમત કે નિષ્ફળતા ખમવા અશક્ત નીવડવાને લીધે આત્મહત્યાનો માર્ગ લેવો એમા અત્યંત હીચકારાપણું છે એમ હુ માનું છુ વેગળેરો કે ઘવાએલો માણસ પણ એક વાર જીવવાને ઘસે છે, તો પરીક્ષા જેવી નમાલી ચીજની નિષ્ફળતાનો જીવ-નના સંગ્રામ આગળ શો હિસાબ છે? પણ જે માણસો કે યુવાનોને એ જાતના વિચારો મળ્યા જ નથી, જેમને હમેશા પ્રશંસા અને સફળતાનો રસ જ પ્રિય છે, તેમને કોણ બચાવી શકે? જે માતપિતા અને શિક્ષકો નિષ્ફળતાને કે નામોશીને પ્રસંગે વિદ્યાર્થી પ્રત્યે આશ્વાસન કે સ્નેહ ન બતાવે તો તેને તો ચારે બાજુ ખુણા જ દેખાય આજના વિદ્યાર્થીને સ્વતંત્ર વિચાર કરવાની કે સ્વત્વ ઘડવાની તક યા શિક્ષણ કદિ મળ્યા હોતા જ નથી, એટલે આવીના પ્રસંગોમા તે હારી બેસે છે, નિરાશા ટાળી શકતો નથી અને કાયરની માફક સંસારમાંથી ભાગે છે

નિષ્ફળતાથી દુભાએલા ઓ ગભરુ હૃદયના મિત્રો! હુ તમને સાદ આપુ છુ કે હુ પણ પથી કે મેણાંટોણાંથી જરા યે ગ્લાનિ મ પામતા. પરીક્ષાની નિષ્ફળતા-થી એકાદ વર્ષનો પ્રયાસ વધુ કરવો પડશે, પણ તે ખાતર જીવનનો દોર બગાડતા નહિ જીવનની લાયકાત આ પામર પરીક્ષાઓ જ નક્કી કરે છે એવો ભ્રમ ટાળી દઇને ધીરજથી, ઘણી મહેનતથી તેને પાર ઉતરવા પ્રયત્ન કરજો, અગર તો જીવન માટે કોઇ નવો ચીલો શોધી કાઢજો જીવનની અનેક વાટો છે બહાદુરીથી, મહેનતથી, ખંતથી કામે લાગી જશો તો પરીક્ષાની દીવાલો એક બાજુ રહી જશે અને તમે તો પથે પડી ગયા હશો

અભ્યાસનો અર્થ શો છે? જ્ઞાન, ક્રિયાશક્તિ, અનુભવ, માહીતી;—એ બધાનો સામટો સંચય અને પ્રયોગ તમને કોઇ રીતે આવડી જાય તો તમે પરીક્ષામા પાસ થયા છો કે નહિ એનો કશો અર્થ નથી તમે તમારી જાતને તાલીમ પર ચડાવો, વહેલા ઉઠી કામે લાગો, નવુંનવું શીખવા માંડો, સાંજ સુધી એકધારી મહેનત કરો, શરીર અને મન કસી નાખો, એટલે જીંદગીના બધા બારણા તમારે માટે ખુલ્લા થઇ જશે.

પણ કદિ હાર કબુલ ન કરતા, કદિ નામર્દ બની પાછા ડગ ન ભરતા વધો—જોસભેર આગળ વધો, અને જોશો કે તમારા કઠણ પ્રારબ્ધની દીવાલો ગગડવા માંડી છે




**પક્ષપાત ને પરિણામે પક્ષાઘાત**

સંસાર રથનાં બે પૈડાં જેવા સ્ત્રી અને પુરુષ બન્ને સંસારના સરખા જ અગત્યના અંગ છે. છતાં આપણો સમાજ જન્મથી જ તેમની વચ્ચે આંતરો રાખી કન્યા અને કુમાર બન્નેને કેવી જુદીજુદી રીતે ઉછેરે છે એ સૌના અનુભવની વાત છે, એટલે ઉપલુ ચિત્ર બહુ સમજાવવું પડે એમ નથી. છોકરાને લાડકોડ અને સારી કેળવણી મળે છે, શહેરી હક્કો અને માબાપનો વારસો મળે છે, અને ઉજળા ભવિષ્યનું બહોળું ક્ષેત્ર તેને માટે ખુલ્લું હોય છે. જ્યારે, જન્મથી જ 'પથરો' મનાતી આવતી બીચારી કન્યાને આપણે કેવી પરાધીનતા અને રિવાજોના દબાણ નીચે ચગદાએલી રાખીએ છીએ, અધુરી કાચી કેળવણી આપીએ છીએ ને મોગાટોમાં જ ઉછેરીએ છીએ. અને આ એટલેથી જ પતતું નથી. એનો બીચારીનો ભાવિ સંસાર પણ વિષમય સર્પ જેવો જ ભયંકર હોય છે. એને ઉજળા ભાવિની કોઈ આશા નથી, જીવનની કોઈ મહેચ્છા ધરવાની તક નથી, છુટ નથી. એક અંગ પ્રત્યે પક્ષપાત રાખી બીજા અંગની ઉપેક્ષા કરવાને પરિણામે એ અંગને પક્ષાઘાત ન થાય તો બીજું શું થાય? પોતાના અરધા અંગને આમ રીબાતું રાખી આપણો સમાજ કેમ વિકાસ કરી શકવાનો છે? શી પ્રગતિ કરવાનો છે? કઈ સિદ્ધિ મેળવવાની આશા રાખે છે?

## આગ્રહ અને મહેનત

ચડતો મનુષ્ય આખો દહાડો કામમાં જ મચ્યો રહે. સવારે ઉઠીને, આજે હું કેટલું કરી નાખીશ તેનો વિચાર કરી સંકલ્પ કરે ને સાંજે, કરેલા કામનો હિસાબ કાઢે. જો કામ ન થયું હોય તો ભગ્નોત્સાહ ન થતાં આવતી કાલને માટે વધારે ઉત્સાહ ભરે, સંકલ્પ વધારે દૃઢ કરે, કઈકઈ બાબતો વિઘ્નરૂપે થઈ તે તપાસે ને તેને દૂર કરે.

વિચાર કરવાથી પોતાના કામમાં સ્પષ્ટતા આવે છે, હિંમત સુઝે છે, બળાબળ સમજાય છે. ઇચ્છા કરવાથી એક પગલું આગળ મુકાય છે.

પણ વિચાર કે ઇચ્છા એ પોતે કામ નથી. કામ તો કામ કરવામાં છે. જ્યાં સુધી કરવા ન માંડીએ ત્યાં સુધી નિરર્થક વાણીવિલાસ છે. માત્ર વિચાર અને વાણીમાં જે બળ પાણી કરી નાખીએ તે બળને કામ કરવામાં વાપરવાથી ઇચ્છા પાર પડે છે.

પુરુષાર્થ પ્રથમ વસ્તુ છે. યત્ન કરવા છતાં સિદ્ધિ ન મળે તો યત્નમાં કયા દોષ રહેલા છે તે તપાસીએ. આપણે મંદબુદ્ધિ હોઈએ કે તેજસ્વી હોઈએ તેની ચિંતા નહિ. આપણામાં કામ ઉઠાવવાની હોંશ છે? આપણે શરીરે બળવાન હોઈએ કે નિર્બળ તેની કશી દરકાર નહિ. આપણામાં આગ્રહ છે?

આગ્રહ અને મહેનતથી માણસ બધું મેળવી શકે છે.

(શિક્ષણ પત્રિકા)



નજર પડે ત્યાં સુધી ઘણા ત્યાં ઉભા રહ્યા પણ છેવટે ઓગળતી વાદળી પેઠે વહાણુ દેખાતુ બંધ થયુ અને સહુ ધીમેધીમે વાતો કરતા ઘર ભણી વળ્યા કોઇ જુવાનિયાઓ પોતે પાછળ રહી ગયા એટલા માટે નાસિપાસ થયા, કોઈ અનુભવીઓ પોતાની નફરોની ડફાસો મારવા લાગ્યા, તો કોઇ ડગપોકો પોતે નકોર જમીન ઉપર ઉભા હતા એ ખ્યાલથી ઇશ્વરનો પાડ માનવા લાગ્યા

સમય વીતવા માડયો નારણિયાનો વ્યવહાર હમેશ પેઠે ચાલવા લાગ્યો બીજા વહાણો જાતજાતના કાપડ વમાણાં લઇ આવતા, થોડા દહાડા રહી ફરી હકારના સુનારવાડામા એક બીજુ વહાણુ બંધાવાની શરૂઆત થઇ જરાનુ મહાણ પણ થઇ ગયુ આમ મહિનાઓ વીતી ગયા અને હવે તો સોનાર સમાના વાવડ તુરતમા આવવા જોઇએ એમ નહુ કોઈ કહેવા લાગ્યુ

કોઇ કહેતા કે ગતે ન આવે તો ઠીક,—જ્યારે વિખુટી પડેલી માવરો ને જુવતી વહુઓ ઉંઘમા પડી હોય ત્યારે બધાને દરિયે કાંઠે જવુ પડે અંધારામા સંભાળથી પાણી કાપતુ એ આવે તેના કરતા દિવસ હોય તો મારૂ દૂરથી ત્રિખુણિયુ બગલુ દેખાય, પછી આસ્તેઆસ્તે નજીક આવે

ખારવાઓ દૂરથી મગાવહાવાઓને જોવા રેતીના ડુંગરે ચડી પહોરના પહોર દૂર નજર ખોડી બેસતા અને તાજના પાછા ફરેલા માછીઓને આતુરતાથી સવાલો પુછતા, પણ સોનાર પમાના વાવડ જ નહોતા આવતા કોઈ વાર તાપણાની આસપાસ કોઈ ધીમેથી કહેતુ કે સોનાર પસા બહુ મોડી થઇ રહી થોડા દહાડા પછી કોઇ બુઢ્ઢો ખારવો એમ કહેતો કે હવે તો અલ્લા કરે સો ખરો '

છેવટે ઘણાખરાએ આશા છોડી પણ બીચારી ખારવણોના હૈયામા આશાના પાણી નહોતા મુકાતા. કાળેભોર મોએ હજુ પણ કેટલીક કાંઠે જઇ બેસતી અને દરિયાને પેલે પાર નજર ફેકવાની ફોકટ કોશિશ કરતી વખત જતા એ પણ બધી ઘરમા બેસી રહેતી કે કામે જતી અને બચ્ચાઓના પેટ ભરવામા ગએલાને ભુલવા મથતી

ખાવણા છૈયાઓ હવે તો રગડદગડ કાંઠે રમવા લાગ્યા, છોકરાઓ મોટા થઇ રોજી કમાતા થયા, પણ સોનારપમાના કઈ ખબર નહોતા એનો ઇતિહાસ પણ પુરાણો થવા માડયો, એને બાંધનાર સુતાર પણ ઘરડો થઇ ગયો, અને દીકરા વિનાની માવરો અને પતિ વિનાની વહુવારૂઓના ક્યારી ઘા વખતના મલમે જેમતેમ રૂઝાવા લાગ્યા

જેઠ મહિનાની તુફાની અંધારી રાત હતી. એક બુઢ્ઢી ખારવણ કોડિયાના ઝાખા ઉજાસમા તુટેલી જાળ સાધતી બેઠી હતી કોડિયાની વાટ ઉપર મોગરો બાઝયો હતો બહાર વાવડો ઘુમરીઓ ખાઇખાઇને એ ઝુંપડાને હચમચાવતો હતો, અને એની પાસે ચડી દરિયાનો ઘુઘવાટ એના બહેરા કાનને પણ ચમકાવતો હતો કોઇ વારે ખડકો પર અફળાતા મોજાની મોતની કડેડાટી એના હૈયાને કપાવતી હતી

આજે દરિયામા ગએલાને અલ્લા રાખે ઝુંપડાનો દરવાજો હચમચવા લાગ્યો તરડમાથી પવનનો સુસવાટો આવ્યો અને કોડિયુ બુઝાઇ ગયુ ડોશી ચકમક ગોતવા લાગી ત્યા દરવાજો ઉઘડવા મડ્યો

'કોણુ છે ?' એણે ગભરાટમા પુછ્યું

એની આખો ઝાખી હતી અને અંધારૂ ઓચિંતુ થએલુ, છતા એને લાગ્યુ કે દરવાજામા કોઇ ઓળો ઉભો હતો જેમતેમ કોડિયુ સળગાવી એણે ઉંચુ જોયુ

ઉંબરે એક માણસ ઉભો હતો એની ઉમર આધેડ હતી મો સુકાએલુ હતુ ઉપર ધોળા વાળની ખરબચડી દાઢી હતી એણે અંગે ચીથરા વીંટયા હતા એની આખમા મુવા માણસ જેવી નિસ્તેજતા હતી ઘડીભર થોભી એના હોઠ હાલ્યા, 'અમ્મા'

લથડતે ડગલે એ અંદર આવ્યો. 'જાકુ, બેટા' ડોશીએ ચીસ પાડી અને બીજી જ પળે એની જુગતી છાતીએ એને દબાવી દીધો ડોશીને હૈયે વર્ષોનો ઉભરો ચડયો ગુમાવેલા દીકરાને છાતીએથી છુટો કરવા એનો જીવ ન ચાલ્યો તે મોઢામાથી અસ્પષ્ટ શબ્દો બોલવા લાગી, અલ્લાનો પાડ માનવા લાગી, ખડખડાટ હસવા લાગી

એને ખાટ નાખી બેસાડયો એની પાસે ખાવાનુ મુકયુ જાણે મહિનાઓનો ભુખ્યો હોય તેમ જાકુ ખાવા લાગ્યો બે હાથના આગળાની આકડી ભરાવી ખુણામા ઉભીઉભી ડોશી એને જોઈ રહી. એના લોચા



ડોશીને હૈયે વર્ષોના હજારો ચડ્યો. ગુમાવેલા દીકરાને છાતીએથી છૂટો કરવા એનો જીવ ન ચાલ્યો.

જેના ગાલ ઉપર આંસુઓ સરકતાં હતાં.

જાકુએ ઊંચુ જોયું. ડોશીના હાથમાંથી પાણીનો પ્યાલો લઈ એ પાણી પીવા લાગ્યો.

'બેટા, મું તો તને અલ્લાને ખોળે સોંપી દીધો'તો.'

જાકુએ માથુ ધુણાવ્યું.

'નાખવો, બીજા ખારવા ને સોનાર પૈસા, બધા ક્યાં છે?' ડોશીએ પુછ્યું.

'નાખવો તો—ખારવા બધે—' જાકુએ જેમતેમ જબાન ખોલી, 'હમણાં નહિ, અમ્મા. હું થાકથી આજારી થઈ ગયો છું. મને સુવા દે; સવારે બધું—' માથું ઘેરાતું હોય તેમ બે હાથે પકડી જાકુ ખાટ પર પડ્યો.

'ખમ્મા બેટા, સુઈ જા. ખાટ તો હું રોજ દિ' આથમ્યે તૈયાર કરી રાખતી'તી, પણ અલ્લાની મરજી વગર તું ક્યાંથી આવે?' ડોશીએ કહ્યું.

માથાસોંત ઓઢી જાકુ ખાટે પડ્યો અને પાણીમાં પત્થર ડુબ્યો હોય તેમ ઊંઘમાં પડ્યો. ડોશીએ કેટલીયે વાર એના સામું જોયા કર્યું. પછી ખાટની પાંગતે માથું મુકી થોડી વાર પડી રહી. છેવટે એને બીજી બધી યાદ આવી. કંઈ પણ ખબર મેળવવાને બધી ઝુરતી હતી. દરવાજે આસ્તેથી ખોલી ઉઘાડ ગેરીમાં બધાને ખબર કરવા ડોશી બહાર નીકળી. થોડી વારમાં તો આખી શેરી જાગી ઉઠી.

આશાની ફૂંકના જાદુથી ઘરઘરમાં ફરી ભુતકાળ ખડો થઈ ગયો. દરવાજાઓ ધડાધડ થવા લાગ્યા. જાગી ઊઠેલાં છોકરાઓ માવતરોને બેબાકળાં જોઈ રડવા લાગ્યાં. વર્ષો પહેલાં સીધાવેલા બાપ અને વરની ઝાંખી છબીઓ ફરી બધાની આંખ સામે ખડી થવા માંડી.

જાકુના ઝુંપડા પાસે થોડી વારમાં તો ગરદી થઈ ગઈ. પણ ડોશી દરવાજે ઉભી રહી. એના મોં ઉપર હર્ષની છાયા સ્પષ્ટ હતી. એની આંખમાં દયા હતી. કંઈ પણ ખબર મેળવવાની બધાંની આતુરતા પણ ચડતી લાગતી જેવી જોરાવર હતી. પણ જાકુને જગાડવાની તો ડોશીએ ના જ પાડી.

જે ખારવણોએ વખત જતે ધીરજથી દુ:ખ સહી લીધું હતું તેમને હવે આ એકએક કલાકનો બોટીપો વસમો લાગ્યો. નામીપામી ખમાય પણ આ ઉગતી

આશા કેમ બમાય ?

'મારા છોકરાનું એણે કંઈ ન કહ્યું ?'

'તારે એને માગ ધ-ણીનું તો પુછવું'તું !'

'કંઈ તો બોલ્યો હશેના !' બધી એકમામટી બો-લવા મંડી.

'થાકથી એવો થઈ ગ્યો'તો, કે કાંઈ નથી બોલ્યો પો' ફાટવા દ્યો, હું એને તપે ઉફાડીશ મા–જરા ધીરી થા મા –અલ્લા બધું ઠીક કરશે દીકરી—' ડોશી સૌને સમજાવવા લાગી

કોઈ પાછા ઘેર જાય એ ન બને પોતપોતાના જુના ઘા ફરી તાજા કરતા બધા ત્યાં જ બેઠા કેટલી યે અટકળો થવા મંડી 'ક્યાંક બધા બ-ગબે ચડી ગ્યા હશે, તો હવે અલ્લાએ ભાળ લીધી' બધા થોડીથોડી વારે અકળાતા, ડોશીને ફરી સમજાવતા ડોશી તો એકની બે ન થાય સવાર પણ જાણે નથી પડતી છોકરાઓ તો ટાઢમાં સુડાઈ ગયા બે ખારવણો મુઝવણમાં કંઈ 'તી'તી બોલતી એણે બીજા વર કર્યા'તાં. એના ધણી પણ ચુપચુપ બેઠા હતા

આખરે ઉગમણે આકાશ ભાખરું થવા માંડ્યું વાવડો પણ ધીમો થયો હતો. ટોળાંમાંથી બે માણસો ધીમેધીમે ઝુંપડા પાસે આવ્યા ડોશી દરવાજો ખોલી અંદર ગઈ બધા ઊઠી દરવાજાને ઘેરી વળ્યા ને ડોશીને તકડ કરવા લાગ્યાં હવે એક પગ પણ વરસ જેવડી લાગતી હતી છેવટે ડોશી બહાર આવી

'મુસા તો, ઇ ઉઠતો નથી. એવો પડ્યો છે ' થરિડો પણ ગજબ, મા ' મું ધુણાવ્યો પણ ઇ તો મુગ્યો પડ્યો છે ' એના મો પરનો આનંદ ઉડી ગયો હતો એની આંખમાંથી દયા જતી રહી હતી

બે ખારવા ડોશીને હડસેલી અંદર ગયા થોડી વાર કોઈ ન બોલ્યું કે ન ચાલ્યું છેવટે બે ય બહાર આવ્યા એમની આંખોમાં ગભરાટ હતો એમના ચહેરા ઉપર શાહી ઢળી ગઈ હતી બધા કળી ગયા શબ્દો-ની જરૂર ન હતી પરોડ-ની શાન્તિને વીંધતી એક ચીસ પાડી ડોશી બેસી ગઈ. ટોળામાંથી કળે-બાટી ઉઠી એમને પોતાનાની કંઈ 'પણ ખબર આપી શકે એવો એક જ આસામી દરિ-યાની આફતો વામી ઘેર પહોંચ્યો પણ ખાટમાં સુતો ત્યાં જ એનો આત્મા એના કર્તાને હવાલે થઈ ગયો હતો. 'ઝુકાની'

ઉંચી જાતનાં અમદાવાદી ધોતિયા જેવું આ વાર્તાનું સુતર પરદેશી છે, પણ વણાટ સ્વદેશી છે .




: મારી ધુન :

આભ ઘેરાયું શ્યામલ મેઘે,
શ્યામલ ગાઢ તિમિર,
ચંદ્ર કે તારલું ન ઝબુકે,
સુઝે ન પથ લગીર '
ત્યારે . એકલ જાજે વીર !

પેલો તુફાની સિન્ધુ માતેલો,
ઘુનવે ઘોર ગભીર,
નાવ લગાવી સૌ નાવિક ઉભા,
હીંમત હારે સુધીર
ત્યારે એકલ જાજે વીર !

ઝરાય મળે નહિ, સાથી જડે નહિ,
ફુંકે પ્રલયસમીર,
મૃત્યુમુખે જ્યારે જીંદગી ઝુલે,
શોભાશ મા તું અધીર
ત્યારે એકલ જાજે વીર '

એક જ તારણહારને ટેકે,
ચાલ, ઓ મુસાફિર !
જોબનઉંડા જળ વીંધીને,
ગાધાવ સામે તીર.
શુરા . એકલ જાજે વીર '

ચુ. ડા પાંટડિયા

# હિંદી ઉદ્યોગોના અગ્રણી
# જમશેદજી તાતા



**જમશેદજી નસરવાનજી તાતા**

હિંદની અનેક ઔદ્યોગિક બાજુઓ પોષનાર અને ખીલવનાર; ૨૧ કરોડ રૂપિયાને ખર્ચે હિંદમા પહેલવહેલું લોખંડનું કારખાનું સ્થાપનાર હિંદુસ્તાનના પોલાદી ઉદ્યોગોના પિતા; ઉદાર સખાવતથી બૅંગલોરનું વિખ્યાત હિંદી વિજ્ઞાનમંદિર ( ઇન્ડિયન ઇન્સ્ટીટ્યૂટ ઑફ સાયન્સ ) ઉભું કરી હિંદને અર્પણ કરનાર, વ્યવહારૂ આદર્શવાદી

ઈ. સ. ૧૮૫૨ માં નવસારીનો એક તેર વરસનો પારસી કુમાર મુંબાઇની એલ્ફિન્સ્ટન કૉલેજમા ભણવા માટે આવ્યો. છઠ્ઠે વર્ષે ત્યાંથી ગ્રૅજ્યુએટ થઇ ઓગણીસ વર્ષના એ જુવાન જમશેદજી તાતાએ વેપારની દુનિયામા પગલાં માંડ્યા, ત્યારે કોણે જાણ્યુ હશે કે હિંદના ઉદ્યોગની અનેક શાખાઓને ખીલવનાર, ઘડનાર ને અનેક નવી શાખાઓ શરૂ કરનાર એક પ્રબળ તત્ત્વ સ્થાન લેતું જાય છે!

અનેક મહત્ત્વાકાંક્ષાઓના જુવાળની છોળોથી ઉભરાતા અંતરના એ જુવાને, પોતાના પિતા નસરવાનજી નાનાના ચીનની માથેના અગ્રીણના ધીકતા વેપારની પેઢીમા અનુભવ લેતાં-લેતા ઉદ્યોગની અનેક શાખાઓ પર નજર ફેરવવા માંડી. વેપારને અંગે તેણે ચીન જઇ હૉંગકૉંગની પોતાની પેઢીમા રહ્યેરહ્યે જાપાન, અમેરિકા અને યૂરોપની ઔદ્યોગિક પરિસ્થિતિ અને પ્રગતિનો અભ્યાસ કર્યો, અને એ પ્રગતિમા હિંદનુ સ્થાન ક્યા અને કેમ લાવી શકાય તેનાં સ્વપ્નો ઘડ્યા કર્યા.

એવામાં અમેરિકામા આંતરવિગ્રહ શરૂ થયો. તે દરમ્યાન અમેરિકાના દક્ષિણના મસ્થાનો ઈંગ્લંડ રૂ મોકલી શકતા નહિ; તેથી ત્યાના મિલમાલેકોને હિંદના રૂની જરૂર પડી. મુંબાઇરૂના વેપારનું મથક થઇ પડ્યું. જુવાન જમશેદજીએ વેપારની તક પારખી અને પિતાની સાથે રૂનો વેપાર શરૂ કર્યો. ચાર વરસ સુધી વેપાર સારો ચાલ્યો પણ એટલામા યુદ્ધ પુરૂં થયુ, ને તેમણે વેપાર બહુ વધારી દીધેલો હોવાથી ખુબ ખમવું પડ્યું. પણ તીણી દૃષ્ટિવાળા એ જુવાને ચોમેર ફરતી નજર રાખી જેમતેમ કરીને ટકાવ કરી રાખ્યો અને સરકારી કૉન્ટ્રૅક્ટ મેળવવાની મથામણ કરી. એમા સારો નફો થવાથી તેઓ ફરી પગભર થયા.

હવે જમશેદજી શેઠે બ્રિટિશ મિલો સાથે હરીફાઈમા ઉતરવા માટે કાપડની મિલ કરવાનો નિશ્ચય કર્યો. તે માટે પોતે ઈંગ્લંડ ગયા, ત્યાની મિલોનો બરાબર અભ્યાસ કર્યો અને કાર્યપદ્ધતિનુ પુરૂં જ્ઞાન મેળવી પાછા આવી નાગપુરમા ઇ. સ. ૧૮૭૭મા એમ્પ્રેસ મિલ સ્થાપી. ત્યાર પછીના ૩૬ વરસમા, તેમા રોકેલા નાણા કરતા તેરગણી રકમ એ મિલે રળી આપી છે

હકને માટે લડવાનો તેમનામા કેટલો જુસ્સો હતો

ને નાચિના એક પ્રેમમથી જણાશે તેમની અને બીજી મિલોનો રહોખરો માલ ચીન જતો હતો બ્રિટિશ પેનિન્સ્યુલર ઍન્ડ ઓરીએન્ટલ (પી ઍન્ડ ઓ) કંપની એકલી જ એ લઇ જવાનું કામ કરતી તેના નુરના ભાવ વધારે પડતા હતા. ઘણી વાર ભાવ ઘટાડવાની વિનતિ કરવામા આવેલી પણ કંપની-વાળાઓએ કંઇ દાદ આપી નહિ. આથી તાતા પોતે જાપાન ગયા અને ત્યાની એક કંપની સાથે નક્કી કરેલા ભાવે બે વરસ સુધી કામ પુરૂ પાડવાની કબુલાત કરી તેમણે બીજા મિલમાલેકોને આ સાહસમા પોતાની પડખે ઉભવા સમજાવ્યુ આ કંપનીની સ્ટીમરો આવવાથી તરત જ પી ઍન્ડ ઓ કંપનીને એક ટનના ૧૯ રૂપિયાને બદલે બે રૂપિયા ભાવ કરવો પડ્યો. જે મિલમાલેકોએ તાતાની સાથે કબુલાતપત્ર ઉપર સહી કરી હતી તે એક પછી એક ખરી ગયા, ને તેથી તાતાને ખુબ ખમવું પડ્યુ તોપણ આથી એક મોટો ફાયદો થયો કંપનીએ જે ઇજારા જેવી સ્થિતિ કરી હતી તેનો અંત આવ્યો ને થોડા જ વખત પછી ભાવ પણ ઠેકાણે આવી ગયા પોતાને ખમવું પડ્યુ પણ દેશને લાભ થયો તેથી તાતાને સંતોષ થયો

તાતા હમેશા હકીકત ભેગી કર્યા જ કરતા પોતે મુસાફરી પણ ખુબ કરતા અને પુષ્કળ ફરી નવુનવુ જાણતા એકમામટા બે વર્ષ તેઓ ભાગ્યે જ હિંદમા રહેતા મુસાફરીમા બારીક અવલોકન કરવાની એમને ટેવ હતી ટ્રેનમા તે કદિ વાચતા નહિ, પણ ઔદ્યોગિક દૃષ્ટિથી જુદાજુદા દશ્યો જોતા ઇ સ ૧૯૦૦મા પોતાના ઘરે માટે તેમણે સીનેમાનુ યંત્ર ખરીદ્યુ હતુ વાયરલેસ તારની શોધ થઇ કે તરત જ તેમણે પોતાના મુંબાઇના મકાનમા તેના યંત્ર મુકાવ્યા હતા

જે દેશદાઝ અને વેપારની ધગશથી તેમણે પાછ-ળની જીંદગીમા પોલાદનો ઉદ્યોગ શરૂ કર્યો તે જ ગુણોથી તેમણે પહેલા મુંબાઇમા તાજમહાલ નામનુ વિશાળ હૉટેલ બંધાવવા માંડ્યુ તેમના પુત્રો અને સોબતીઓ ખોટ જવાના ભયથી તેમને તે કામમા નહિ પડવા વિનવતા. આ પ્રસગે તેમણે જે જવાબ આપેલો તે જાણવા જેવો છે 'ખોટ જાય તોપણ શુ? પોતાના મહેમાનોનો સત્કાર કરવાને મુંબાઇને એક ભવ્ય અને સગવડવાળા હૉટેલની જરૂર નથી? મને તો ખાતરી છે કે તેમા નફો જ થશે' અને એમાં નફો જ થવા માંડ્યો, પણ તાતાને મન એ ગૌણ વસ્તુ હતી

આ જ ધગશથી તેમણે જાપાનવાસીઓને હિંદમા રેશમનો ઉદ્યોગ ખીલવવાને બોલાવ્યા અને હિંદની નદીઓની ખીણમા ઇજીપ્તના જેવુ રૂ ઉત્પન્ન કરવા પ્રયત્ન આદર્યો તેમનો પોતાનો બાગ સરકારી બાગો કરતા ઘણી રીતે ચડિયાતો હતો તેમાં એમણે દુનિયાના જુદાજુદા ભાગોમાથી ભેગા કરેલાં ઝાડ, છોડ અને ફુલ વવડાવ્યા હતા

શાપુરજી સકલતવાળા તથા તેમના ભાઇ મિ પી ડી સકલતવાળા બને સર જમશેદજી તાતાના ભાણેજ થાય મિ પી ડી સકલતવાળા અત્યારે ન્યુ યૉર્કની મિડલ સ્ટેટ્સ ઑઇલ કંપનીના પ્રમુખ છે સાર્વજનિક કાર્યો કરવાની તાતાની વૃત્તિના સબંધમા તે નીચે પ્રમાણે જણાવે છે

"શાળાનો અભ્યાસ પુરો કર્યા પછી હુ તેમની મુંબા-ઇની ઑફિસમા કામ કરતો હતો ત્યા હુ તેમના સુંદર મકાનમા રહેતો કલાની અનેક કૃતિઓથી મકાન ભરપુર હતુ મને વેપારની તાલીમ પણ તેમના તરફથી જ મળી આ વખતે તે એક યોજનામા બહુ રસ લેતા હતા તેમા ઘણી મુડી અને મહેનત રોકવા છતા નફો થવાનો સંભવ બહુ ઓછો હતો એક દિવસ જમવા બેઠેલી વખતે મેં એમને પુછ્યું કે, 'આવા સંજોગોમા તમે આ યોજના કેમ હાથ ધરો છો?' ધીરજથી બધુ સાભળી રહ્યા પછી તે બોલ્યા, 'બેટા,-આ મકાનમા મેં કલાની વસ્તુઓ વસાવી છે તેનો તમે આનંદ લ્યો છો; તેમ જ બીજી અપ્રાપ્ય અને સુંદર વસ્તુઓ જોવા તમે મ્યુઝિયમમા જાઓ છો, ખરૂં ને?' મેં હા કહી એટલે તેમણે આગળ ચલાવ્યુ, 'તમે તે વસ્તુઓનો આનંદ લ્યો છો તે વખતે તે કોની માલીકીની છે તેનો વિચાર કરતા નથી તે વસ્તુઓ સાર્વજનિક હોય છે ત્યારે પણ તે તમારી પોતાની જ હોય એટલો આનંદ તમને થાય છે. હવે ધારો કે તમે એક સમુદ્રસ્થાન જોવા ગયા છો. ત્યા તમે એક સુંદર અને અપ્રાપ્ય વસ્તુ નીચે પડીને

કકડા થઇ જવાની સ્થિતિમાં જુઓ છો. તે વખતે તમે શું કરશો?'

મેં જવાબ આપ્યો, 'હું તેને બરાબર મુકું અથવા તેના રક્ષકનું ધ્યાન ખેંચું.'

તેમણે કહ્યું, 'બરાબર છે. છતા તે પાત્ર તમારૂં ન કહેવાય. તે સલામત રહે અથવા પડીને ભાંગી જાય તેમા તમને કાંઇ લાભહાની નથી. તોપણ તેને પડતુ અટકાવવામા તમારે એક જાતનો સ્વાર્થ છે. ભાંગી જાય તો તમે ને તમારા દેશબંધુઓ તેને ફરીથી જોવાનો આનંદ લઇ ન શકો. એ જ પ્રમાણે, આ યોજના તમારા કહેવા મુજબ નક્કી થાય એવી નથી, છતા તેમા મારે એવો જ સ્વાર્થ છે ભલે કદાચ નક્કી ન થાય, પણ મને તેની ફિકર નથી હાલ તે જોખમભરી સ્થિતિમા છે, પણ હિંદને તેની જરૂર છે તેને યોગ્ય સ્થાને મુકવા મારો પ્રયત્ન છે તેમ થાય તો હુ તેને જોઇને આનંદ પામુ, તેમ જ દેશના હિત અર્થે તેને નાશ પામતી અટકાવી શક્યો એ ખ્યાલથી સંતોષ અનુભવું.'

લોકસેવાની ભાવ-



## હિંદી કળાની લુંટ

ચોપાનિયામા લેખ લખી નાખી કલાની સેવા પુરી કરનારા કેટલાને ખબર છે કે છેલ્લા છ માસમા અગદાવાદ, પાટણ અને ઇડરનાં ખંડેરો અને જીર્ણ દેવાલયોની મૂર્તિઓ તથા કારગીરીઓ કેટલા મોટા પ્રમાણમા આગબોટ મારફત રવાના થઈ ગઇ છે? જરીકસબ વેચનારાને જુની કારીગારી અને કળા પારખવાની જે આખ મળી છે તેનો શતાશ પણ આપણા ધર્મઝુઝેશીઓમા હોત તો એકએક પથરા પાછળ તેઓ આજે હૃદયના લોહી આપત જે મૂર્તિઓ અને વસ્તુઓ યૂરોપના પ્રદર્શનોમા અમુલ્ય ખજાનો થઈ પડી છે, અને જે માટે નોકરી કરવા આવેલા સાહેબો તથા જુની કારીગરીના વેપારીઓને સારી કમાણી મળી છે, એવી ચીજોની પરીક્ષા કરી તેનું રક્ષણ કે સમુદ્ધાર કરવા કેટલા ધાર્મિકો અને રસિકો બહાર પડ્યા? બેદરકાર અને અરસિક પ્રજાના ઘરમા ને દેવમંદિરમા જે ઉઘાડી લુટ અને વેપાર ચાલુ છે તે જોવાને દેશી રાજાઓ કે અધિકારીઓની સરકારિતા ક્યા છુપાઈ છે? જૈન, વૈષ્ણવ કે શૈવ સમુદાયના દેવસ્થાનોમાથી આ વેપાર માટે જે ચોરીઓ થાય છે, તેની તપાસ થાય તો મુબઇના આડતિયા અને ગામેગામના જરીપુરાણાવાળાના અસંખ્ય ગુન્હાઓ બહાર આવવાનો સંભવ છે એકલી મૂર્તિઓ જ નહિ પણ બસો વર્ષ પહેલાનુ ચીંથરૂ પણ સારી કીમતે લેવા નીકળનારા બેવકૂફો નથી જે રસાયણથી પ્રાચીન હિંદમા રંગો થતા, જે અદ્ભુત અને અપાર સર્જનશક્તિથી આરાધ્ય ભાતો, છાપો અને ઘાટો ઉત્પન્ન થતા એનો ભેદ શોધવા યૂરોપ તલસાપડ છે આજે પણ યૂરોપના મોટામોટા કળાભિમાસકો ગાજીને કહે છે કે 'ડીઝાઇના'-કલ્પનો માટે તો હિંદ જેવી કોઈ ખાણ નથી યૂનિવર્સિટીમા ભણેલા હિંદી જુવાનો આને ઉપર ધુન ગણે, પણ તેને ખબર નથી કે આજે હિંદની કુલાંગનાઓ વાપરે છે તે વસ્ત્રો કે રાચરચીલા તેના ચુલા સુધી માનચેસ્ટર કે જર્મની પહોચાડી શક્યા હોય તો એ ડીઝાઇનોના અભ્યાસથી એ ચીંથરાઓ અને ભાંગરા ખોખલા ભંગારના વાસણોમાથી તેમણે પહેલા હિંદનું હૃદય પકડ્યું, હવે લોહી પીએ છે —ર. (કૌમુદી)



નાથી તાતાએ લોઢા અને પોલાદના ઉદ્યોગ ઉપરાંત એક બીજી યોજના હાથ ધરી. મિલોના ધુમાડાને લીધે મુંબાઇ ખુબ ગદું રહેતુ. વળી યાંત્રિક શક્તિનું ખર્ચ વધારે લાગવાથી ઉદ્યોગો ખીલી શકતા નહિ તેમ જ માલ લાવવા લઇ જવાની મુશ્કેલી પડતી તાતાએ તેનો ઉપાય શોધી કાઢ્યો. મુબાઈ પાસે પશ્ચિમ ઘાટના પર્વતમા પુષ્કળ વરસાદ થાય છે. આ પાણીનો કેવી રીતે ઉપયોગ થઇ શકે તે તાતાને સમજાઇ ગયુ. ત્રણ મોટી ખીણો આડા બંધ બાંધીને એ પાણીના બળનો ઉપયોગ કરી તેમાંથી ૧,૦૦,૦૦૦ હૉર્સ પાવર જેટલી શક્તિ ઉત્પન્ન કરવામા આવી. છેલ્લા ૧૪ વરસ થયાં મુબાઇને એ તાના હાઇડ્રો ઇલેક્ટ્રિક વર્કસમાંથી સસ્તું વિજળિક બળ મળે છે તેથી ધુમાડા અને ગદકી પણ ઓછાં થયા છે.

તાતાએ હિંદને બીજી પણ કીમતી ભેટ આપી છે. હાલની દુનિયામા વિજ્ઞાનનુ સ્થાન તેમના જાણવામા હતુ. દેશમા વૈજ્ઞાનિક શોધખોળ અને કેળવણીની મુશ્કેલી

ધ્યાનમા લઇ તેમણે ૩,૦૦,૦૦૦૦ રૂપિયા ખર્ચી બૅંગલોરમા ઇડિયન ઇન્સ્ટિટ્યુટ ઑફ સાયન્સ સ્થાપ્યુ તેમના જીવનનું સૌથી મોટુ કાર્ય તો આ છે.

પણ જે વડે એમનું નામ દેશવિદેશની ઔદ્યોગિક દુનિયાની જીભને ટેરવે રમતા થયુ અને જેણે એમના કીર્તિમંદિર ઉપર સુવર્ણકળશ ચડાવ્યો તે તો એમનુ સ્થાપેલું જમશેદપુરનુ લોખંડનું કારખાનું—તાતા આયર્ન ઍન્ડ સ્ટીલ વર્ક્સ

લોઢા અને પોલાદનો પ્રશ્ન ત્રીસત્રીસ વરસથી તેમના મનમા ઘોળાયા કરતો હતો અનેક અનુભવને અંતે એમની ખાતરી થઇ હતી કે હિંદને સંપત્તિવાન બનાવવુ હોય અને તેના ઉદ્યોગોને પરદેશથી ઢગલે-ઢગલા આવતા લોખંડના સામાન અને માલ પર પરાધીન ન રાખતા સ્વતંત્ર અને કમાણી કરતુ કરવુ હોય તો લોખંડનો ઉદ્યોગ હિંદમા જ શરૂ કરવો જોઇએ

અને એ ઉદ્યોગ શરૂ કરવો એ રમતવાત નહોતી તાતા જેવા શક્તિશાળી અને સંપત્તિવાન માણસને માટે પણ એ કપરામા કપરુ સાહસ હતુ તાતા એ બધું સમજતા પણ કશાથી નાસીપાસ થાય એમ ન હતા એમનો આત્મા મહાન હતો, એમની દૃષ્ટિ દીર્ઘ અને તીણી હતી, એમનુ હૃદય દૃઢ અને ગમે તે ભોગ આપવાને તત્પર હતુ

આ ઉદ્યોગ શરૂ કરતી વખતે અગાઉ તેમા મળેલી નિષ્ફળતાનો પણ તેમને પુરેપુરો ખ્યાલ હતો એમા ન પડવાની સલાહ આપનાર પણ એમને ઘણા મળ્યા હતા આ ઉપરાંત સરકારી અધિકારીઓ અને કાયદા પણ તેમની વિરુદ્ધમા હતા ભૂસ્તરવેત્તાઓ કહેતા કે ચાલુ સમયના યંત્રકામને અનુકૂળ કાચી ધાતુ હિંદમા નથી તેમ છતા તે નિરાશ ન થયા પોતે ઇંગ્લંડ ગયા ત્યારે તે વખતના હિંદમંત્રી લૉર્ડ જ્યૉર્જ હૅમિલ્ટન પાસે આ સવાલ મુક્યો તેમણે ઉત્તેજન આપતાં કહ્યું, 'શા માટે તમે તે શરૂ કરતા નથી? પોલાદ માટે દુનિયા આપણા હિંદની આભારી છે હિંદમાથી જ પહેલવહેલુ વૂટ્ઝ નામનું પોલાદ મળ્યુ હતુ સદીઓ થયા હિંદના લોઢામાંથી પોલાદ બનાવવામા આવે છે હિંદમા પોલાદનો ઉદ્યોગ શરૂ કરવાની તમને ઘણી અનુકુળતા છે સરકાર તરફથી હુ પણ બનતી મદદ કરીશ'

હિંદી સરકારની અનુમતિ વિના કોઈ પણ હિંદીથી લોખંડનો ઉદ્યોગ શરૂ ન કરી શકાય એવો જે કાયદો હતો તેમા, આ મુલાકાતને પરિણામે કેટલોક સુધારો થયો ૩૦ વરસ સુધી કરી રાખેલા વિચારો હવે મૂર્તિમંત થવા લાગ્યા દરમ્યાન તાતાએ આ નવા સાહસની ઇજનેરી વ્યવસ્થા અને કારભાર સંભાળીને પાર મુકી શકે એવો મિ પેરિન નામનો એક જુવાન કાર્યદક્ષ અને બાહોશ અમેરિકન એન્જીનિયર શોધી કાઢ્યો પેરિન અમેરિકાનો ધાતુશોધનશાસ્ત્રમા નિષ્ણાત અને વિખ્યાત ઇજનેર હતો

તાતાએ મિ પેરિનને તરત જ જાતે હિંદ આવવા આમંત્રણ આપ્યુ પણ તે વખતે મળેલી કાચી ધાતુ પુરતી ન હતી તેવી કાચી ધાતુ, કોલસા અને ચુનાની સગવડ કરવાની હતી. મિ પેરિનનો એવો મત હતો કે શરૂઆતનુ આ કામ ઓછા ખર્ચે જુવાન માણસો પાસેથી લેવુ, ત્યાર પછી કારખાનાનો પ્લાન કરવા પોતે જવુ તે વખતે તાતાના મનમાં સાધારણ કારખાનાનો ખ્યાલ હતો પેરિનને લાગ્યુ કે એટલુ બધુ નાનુ હોય તો ધાર્યું કામ થઇ શકે નહિ

આ ઉપરથી મિ. પેરિને પોતાની ઑફિસમાથી મિ સી એમ વેલ્ડને હિંદ મોકલ્યા તેમણે કેટલાક મહિના સુધી કાર્યકર્તાઓ સાથે જંગલોમા લોઢાની શોધ કરી પણ તેમા ઉત્તરોત્તર નિરાશા જ મળતી ગઈ છેવટે ૧૯૦૩મા મિ. વેલ્ડને ધુલી–રાજહરમા પત્તો લાગ્યો ત્યા ત્રીસથી ચાલીસ લાખ ટન બહુ ઉંચી જાતની કાચી ધાતુ હતી આટલો આધાર મળ્યા પછી તાતાએ પેરિનને હિંદમા બોલાવવા માટે પોતાના સેક્રેટરી મિ બી જે પાદશાહને અમેરિકા મોકલ્યા

તાતામા માણસોને ચુંટી કાઢવાની અદ્ભુત શક્તિ હતી કોઇ ગતિવાળા માણસને જોતા જ તાતા એનું આકર્ષણ કરી લેતા રેલવેની મુસાફરીમા એક પારસી ગૃહસ્થમા શક્તિ જણાતા તેમને રાખી લીધા મિ પાદશાહ પણ પારસી હતા તેમણે યુનિવર્સિટીની કેળવણી લીધી હતી અને ઇંગ્લંડ તથા જર્મનીમાં પણ અભ્યાસ કર્યો હતો તાતા તેમને મળ્યા ત્યારે તે કૉલેજમાં પ્રોફેસર તરીકે કામ કરતા હતાં તે જગ્યા છોડીને તે તાતાના સેક્રેટરી તરીકે રહ્યા. ઘણા વરસ સુધી આ જગ્યા ઉપર કામ કર્યા પછી તે પેઢીના



રોજનું દોઢસો ટન—આશરે સાડા આઠ હજાર મણ પિગ આયર્ન (કાચુ લોઢુ) તૈયાર કરનારી બે બ્લાસ્ટ ફર્નેસની આસપાસ ધીરેધીરે આ કારખાનું એટલુ વધવા માડ્યુ કે અત્યારે તેના લોખડ અને પોલાદના કારખાનાઓમા મળીને ચાળીસ હજાર માણસ કામ કરે છે

ભાગીદાર થયા

પેરિનને હિંદમા લાવવા માટે પાદશાહ ન્યૂયૉર્ક ગયા. તે પોતે પણ ધાતુશોધનશાસ્ત્રના અભ્યાસી હતા. તેમનું જ્ઞાન એટલુ ઊંડું હતુ કે પેરિન પણ એથી આશ્ચર્ય પામતા વળી તેમનો ભાષાઓ ઉપરનો કાબુ પણ અદ્ભુત હતો અને તે વિવેક તથા છટાથી બોલી શકતા તાતાની પેઢીના એ જમણા હાથ હતા

તાતા પેરિનની પ્રત્યેક મિનિટનો ઉપયોગ કરવા માગતા હતા તેમના તરફથી મિ પેરિનને બહુ સારી રકમ મળતી તે આવ્યા કે તરત તેમને કાચી ધાતુની પરીક્ષા કરવા મોકલવામા આવ્યા તે અરસામા મિ. વેલ્ડ કલકત્તાના એક સગ્રહસ્થાનના નમુના ઉપરથી કાચી ધાતુની શોધમા વધારે પ્રયાસ કરતા હતા.

થોડા દિવસમા પેરિન અને વેલ્ડને મયૂરભંજમા ગુરુમેશાનીની જંગી ખાણોનો પત્તો લાગ્યો. તેમાથી એકથી ત્રણ બીલીઅન ૩,૦૦,૦,૦૦,૦૦,૦૦,૦૦૦ ટન ધાતુ સહેલાઇથી મળી શકે તેમ હતી. 'આ જગ્યા બગાળ નાગપુર રેલવેની મુખ્ય લાઇનથી ૪૫ માઇલ અને ઝરિયાની કોલસાની ખાણોથી ૧૪૫ માઇલ દૂર છે. પોલાદના ઉદ્યોગમા કોલસાની ઘણી જરૂર પડે છે. હિંદના આ એક જ ભાગમા આખા બ્રિટન કરતા વધારે લોઢાની ધાતુ છે. આ ખાણો-માથી, રશિયા બાદ કરતા યુરોપના બીજા કોઇ પણ દેશની બધી ખાણો કરતા વધારે ધાતુ મળી શકે તેમ છે અમેરિકામા તેના કરતા ત્રીસથી પચાસગણી વધારે મોટી ખાણો છે પણ એ દેશના વપરાશનુ પ્રમાણ પણ એટલુ વધારે છે. તાતાએ ફાવતી શરતોએ સરકાર પાસેથી આ ખાણો લીધી

આ ખાણો હાથ લાગ્યા પછી પોતે ‘તાતા આયર્ન ઍન્ડ સ્ટીલ વર્કર્સ’ના વિકાસની યોજનાઓ કરવા માંડી રેલવે કંપનીએ જરૂર પુરતી બ્રાંચ લાઇન કરી આપવાનું કબુલ કર્યું હવે મિલને માટે સ્થળ પસંદ કરવાનું હતું પણ તે માટે વિગતવાર રીપોર્ટ તૈયાર થાય તે પહેલા જમશેદજી તાતા જર્મનીમા ૧૯૦૪મા ગુજરી ગયા

૬૫ વરસની ઉંમર સુધી આ બુઝર્ગ પુરુષે પોતાના સ્વપ્નો સિદ્ધ કરવા સખત પરિશ્રમ ઉઠાવ્યો સરકારી માનચાંદની તેમણે વારંવાર ના પાડી હતી કેમકે એથી પોતાના ઇરાદા વિષે લોકોમા ખોટી શંકા ફેલાવાની વકી હતી. આખી ઉંમર તે એક સામાન્ય માણસ માફક જ રહ્યા

તેમના મૃત્યુથી યોજના પાર પાડવામા બહુ અડચણ આવી પણ તેમના પુત્ર સર દોરાબજી તાતા અને મિ પાદશાહ એથી નિરુત્સાહ ન થયા પેરિન અને વેઇડે કામ આગળ ચલાવ્યુ

કારખાના માટે કોઇ એવા સ્થળની જરૂર હતી કે જ્યા કાચી ધાતુ, કોલસા અને ચુનો ઓછા ખર્ચે ભેગા કરી શકાય ઉપરાંત આવા જંગી કારખાના ઉભા કરવાને નક્કર જમીન જોઇએ કલકત્તા ગંગા નદીના કાંપની જમીન ઉપર વસેલુ છે ત્યા એક હજાર ફુટ ઉંડે નક્કર જમીન મળતી નથી આથી ત્યા કારખાનુ કરવાનો વિચાર માંડી વાળવો પડ્યા અને છોટાનાગપુરના જંગલમા જગ્યા પસંદ કરવામા આવી ત્યા બહુ વસ્તી ન હતી. પણ સુવર્ણરેખા અને કરકઇ નામની બે નદીઓના સંગમને લીધે પાણીની પુષ્કળ સગવડ હતી ત્યા ગાડા રસ્તો હતો તે કાઢી નાખી પાકી સડક કરાવી નદીમાથી સાડ કરોડ અને વીસ લાખ ગૅલન પાણી મળે તેવી સગવડ કરી આટલી નાની શરૂઆતમાથી આગળ ઉપર જેમજેમ સાધનો વધતા જાય તેમતેમ વિસ્તાર કરી મોટુ કારખાનુ ઉભુ કરવાનુ હતુ

૧૯૦૭ સુધીમા બે બ્લાસ્ટ ફર્નેસ તૈયાર થઇ ગઇ પહેલ વર્ષે બનાવેલા લોઢાના નફામાથી ભઠ્ઠીઓનુ તમામ ખર્ચ મળી ગયુ . પણ બ્લાસ્ટ ફર્નેસમાથી જેટલો નફો મળ્યો તેટલી પોલાદની મિલમા ખોટ ગઇ પોલાદના ઉદ્યોગ માટે આપણા દેશની ગરમ હવા પ્રતિકુળ છે.” ગરમ મુલકમા પોલાદ ફોલાદ કેવી રીતે બનાવવુ એ પ્રશ્ન ઉભો થયો તે ઉપરાંત બીજી પણ ઘણી મુશ્કેલીઓ નડી કાર્યદક્ષતા અને ધીરજથી એમાની ઘણીખરી દૂર કરતા ગયા અને કારખાનુ પગભર થતું ગયું અત્યારે પણ થોડીઘણી મુશ્કેલીઓ તો રહી જ છે, પણ કારખાનુ ધમધોકાર ચાલે છે.

હાવરાથી પૂર્વે ૧૫૫ માઇલ દૂર બંગાળ નાગપુર રેલવેની લાઇન પર, કાલીમાટી સ્ટેશન પાસે એ મોટું મારુથ્યા નગર—હાલનુ જમશેદપુર ઉર્ફે તાતાનગર આવેલું છે રળિયામણા દેખાવ અને સ્વચ્છતામા તો કદાચ હિન્દના ઘણા યે શહેરો કરતા તે ચડિયાતુ છે ક્યાય પણ ગંદકી, કચરા કે દુર્ગન્ધનું નામ પણ ન મળે; માત્ર કોઇકોઇ સ્થળે જંગલી મોટા ઝાડ, આ સ્થળે પૂર્વે જંગલ હતુ તેની યાદ આપે છે

આ સ્થળ આખું તાતાનુ પોતાનુ જ છે, જુદા-જુદા વિભાગની વ્યવસ્થા જુદાજુદા અમલદારોને સોંપાએલી છે. બજાર, રસ્તા, પોલિસ, દવાખાનુ, નિશાળ,—બધુ જ તાતાનુ. અહીં મ્યુનિસિપાલિટી નથી, પરંતુ કંપનીની ટાઉન ઑફિસ અને સ્વાસ્થ્ય વિભાગ છે તેમની મારફત લોકોનુ કામકાજ એવી સારી રીતે ચાલે છે કે તેવુ મોટીમોટી મ્યુનિસિપાલિટીથી પણ થતુ નથી

પરમ ઉદ્યોગી તાતાની પેઠે તેનું કારખાનુ પણ રાતદિવસ સતત ચાલ્યા જ કરે છે ચોતરફ, ધરતી હલમલાવી નાખે તેવા બળથી, ભીષણ ગર્જનાઓ વડે ચારે દિશાઓ ગજવી મુકી આ કારખાનુ ચાલે છે કારખાનાનો વિચિત્ર સીસોટીનો અવાજ અને રેલવે એન્જિનોનો ઘડીઘડીમા થતો તીણો ચિત્કાર ચોતરફને મુખરિત કરી મુકે છે

આ કારખાનામા નીચે પ્રમાણે જુદાજુદા ખાતાઓ છે અને તે બધામા મળીને આશરે વીસ હજાર માણસ કામ કરે છે

કોક ઓવન્સ એટલે કોલસાનુ કારખાનુ તાતાની કોલસાની ઘણી ખાણો છે તેમાથી અને બીજેથી આણેલા કોલસાને બાળીને અહીં ‘કોક’ કરવામા આવે છે કોક ઓવન્સ રાતને વખતે ઘણી જ સુંદર દેખાય છે જોતા લાગે છે કે જાણે સીનેમાનો ખેલ’

ભઠ્ઠીની અંદરના કાળા કોલસા બળીને જ્યારે કોક થાય છે, ત્યારે સામેનુ લોખંડી બારણું યંત્ર દ્વારા ઉઘડે છે, અને એન્જિનના ધક્કાથી કોકને બહાર હડસેલવામા આવે છે. એ વખતે અગ્નિમય પહાડ ચૈતન્ય પામીને જાણે બહાર આવતો હોય નહિ તેવો દેખાવ થઇ રહે છે. બીજી જ ક્ષણે પહાડ જેવો એ અગ્નિ ફરસબધી પર ભાગીને પડે છે, અને હોઝ પાઈપ વડે તેના પર પાણીનો મારો ચલાવીને તેને ઠારી નાખે છે.

એક મોટુ વિજળિક પાવર હાઉસ આ આખા કારખાનાને અને આખા ગામના દીવાબત્તી, પંખા વગેરેને વિજળિક શક્તિ પુરી પાડે છે આ હિંદનું બીજા નંબરનું મોટુ વિજળિક ખાતુ ગણી શકાય મુંબાઇ પાસેનુ તાતાનું હાઇડ્રો ઇલેક્ટ્રિક પાવર હાઉસ તો આના કરતા ઘણું મોટુ અને પૃથ્વીમા એક ગંજાવર કારખાનુ છે. તે તો આખી દુનિયાના પાવર હાઉસમા બીજે નંબરે આવે છે અને ત્યા ૧ લાખ વોલ્ટેજનુ કામ થાય છે અહીંનુ વોલ્ટેજ માત્ર ૩૦૦૦ છે. આ વિજળિક પાવર હાઉસ ઉપર જ તાતાના મોટા કારખાનાનો આધાર રહેલો છે. બ્લાસ્ટ ફર્નેસમા માદુ લોખંડ અને ફેરો મગેનીઝ તૈયાર થાય છે લોખડ જ્યારે ફર્નેસમાથી ગરમ અને પ્રવાહી સ્થિતિમા નીકળે છે ત્યારે અગ્નિના રૂપાતર સિવાય બીજુ કાંઈ દેખાતું નથી આ સ્થિતિમા તેનો કેટલોક ભાગ ટુકડા-ટુકડા રૂપે એકઠો થાય છે. તે પિગ આયર્નને નામે ઓળખાય છે છેવટે પોલાદ તૈયાર કરવા માટે સ્ટીલ વર્કમા તેને મોકલવામા આવે છે આ બ્લાસ્ટ ફર્નેસમા દિવસ અને રાત લોખડ તૈયાર થયા કરે છે અને કારખાનાના બીજા વિભાગો કોઇ પણ નિમિત્તે બધ રહ્યા કરે, પરતુ ફર્નેસ તો ચાલુ જ હોય છે. તેમાથી નીકળતા ભીષણ ધ્વનિથી આખું કારખાનુ ગાજી રહે છે અને નબળા હૃદયનો આદમી તો ત્યા પાસે ઉભા રહેતા પણ બ્હીએ છે. બ્લાસ્ટ ફર્નેસમાથી લોખંડનો નદી રૂપી પ્રવાહ ચાલતો જોવાથી હે ત જ થઇ જવાય છે

બ્લાસ્ટ ફર્નેસમાથી પ્રવાહી લોખંડ લાવી સ્ટીલ ફર્નેસમાં રેડવામાં આવે છે. આવી રીતનુ પ્રવાહી લોખંડ રેલવે એન્જિનથી ખેંચાતી મોટી લોખંડી બાલદીઓમા લાવવામા આવે છે. કારખાનાના અંને મજલા તથા ભોયતળિયે રેલવે લાઇન નાખેલી છે અને ભારે ચીજોની રેલવે એન્જિનો મારફત લાવ લઇજા કરવામા આવે છે. તે સિવાય ઓવરહેડ ઇલેક્ટ્રિક ક્રેન પણ ઘણું સરસ કામ આપે છે. માત્ર એક જ માણસને હાથે ચાલતી આ ક્રેન પુષ્કળ વજનની ચીજો ક્ષણવારમા એકથી બીજે ઠેકાણે લઇ જાય છે અને બળતા અગ્નિ જેવા લોખંડને વિના ધાસ્તીએ એક બચ્ચાની માફક અહીંથી ત્યાં ફેરવે છે

સ્ટીલ ફર્નેસમા પ્રવાહી લોખંડની સાથે લાઇમ સ્ટોન, (ચુનાના પત્થર) લોખંડ કે પોલાદના ટુકડા વગેરેની મેળવણી કરીને પોલાદ તૈયાર કરવામા આવે છે આવી રીતે તૈયાર થએલું અગ્નિ સરખું પ્રવાહી પોલાદ ઇગોટ મોલ્ડ યાને બીબામા રેડી દેવામા આવે છે. તે સહેજ કડક થાય એટલે કાઢી લેવામા આવે છે આવી રીતે તૈયાર થએલો ઇગોટ વજનમા લગભગ સવા ત્રણ ટન હોય છે. આ પ્રમાણે તૈયાર થએલા ટુકડાઓને જુદાજુદા આકાર આપવા માટે ફરીથી ગરમ કરી રોલરમા દાબીને તેના ભારોટા, થાભલા, રેલવેના પાટા વગેરે તૈયાર કરવામા આવે છે માત્ર પચીસ જ વર્ષ પહેલા જ્યા બંગાળાનું વેરાન જગલ પથરાએલુ હતુ ત્યા આજે ચાળીસ હજારની વસતીવાળુ અને લોખડના આવા કારખાનાથી ગાજતુ તાતાનગર—જમશેદપુર આવેલુ છે. આ એક જ કારખાના ઉપર એ આખું શહેર નભે છે તેના જેવા મોટા કારખાના અત્યારે આખી દુનિયામા આગળીને વેઢે ગણી શકાય તેટલા જ છે. હિંદમા અને એશિયામા તો એનો જોટો જ નથી.

આમ જુદાજુદા અનેક ક્ષેત્રોમા હિંદનો ઔદ્યોગિક વિકાસ થાય તો હિંદ દુનિયામા એક મહાન મત્તા થઇ પડે. સર દોરાબજીના કહેવા પ્રમાણે હિંદમા ૯ અબજ રૂપિયાનું સોનુ હોવાનો અડસટ્ટો છે. જો હિંદમા બનેલો માલ પરદેશ જઇ શકે તો અમેરિકા, ગ્રેટબ્રિટન અને યુરોપના ઉદ્યોગો ઉપર અસર થાય તેમ છે હાલ લોઢાના ઉદ્યોગનુ ભવિષ્ય જોતા એશીઆ અને તેમા યે મુખ્યત્વે હિંદ ઉપર નજર જાય છે. એ ઉદ્યોગની પુરેપુરી ખીલવણી થાય તો હિંદ પાશ્ચાત્ય દેશો કરતાં બહુ આગળ આવી જાય






# આંબાઘાટ અને વિશાળગઢ

મહારાજ ઉગીને સમા થયા ને અમારી મોટર ચાલી નીકળી રત્નાગિરિથી કોલ્હાપુર સુધી ૮૦ માઇલ આખી વાટ સહ્યાદ્રિ રોકી બેઠો છે સહ્યાદ્રિનો ગળિયામણો આંબાઘાટ ૩૦ માઇલ પછી આવવાનો હતો. ત્યા સુધી જ અમે મોટરમા જવાના હતા

આંબાઘાટના સ્વપ્ના ઘડતા અમે દોડયા જતા હતા રંગીલી સડક ગેરૂઆના છાંટણાએ સ્વાગત કરતી હતી કાંઠાની કુદરત ફુલે વધાવતી ને આસપાસની સુંદરતા આંખને ઠારતી શિવાજી મહારાજના માનીતા મિત્રની આવી બાદશાહી મહેમાનગીરી ચાખીને અમને શેરશેર લોહી ચડયુ,—જાણે અમારૂ જીવ્યુ સાર્થક થઇ ગયુ

ત્રીસ માઇલનો પથ કપાઇ ગયો આંબાઘાટની તળેટીમા આવી પહોંચ્યા બેત્રણ દુકાનો ને દસબાર ખોરડાનુ ગામ હતુ કોલ્હાપુરથી આવનાર મિત્રો અહીં મળવાના હતા તપાસ કરી પણ એ તો ન મળ્યા આપા સાહેબે ગામના તલાટી ઉપર ચિઠ્ઠી લખી દીધી હતી દુર્ભાગ્યે એ તલાટી અમારી સાથે જ મોટરમા હતા ઉતર્યા પછી ખબર પડી અમે ચિઠ્ઠી આપી તે વાંચી ન વાંચી ને એમણે ખીસામા મુકી કાંઇક મરાઠીમા બેચાર શબ્દ બોલ્યા અને સીધા ઘેર ઉપડી ગયા ગોપાળભાઈ એની વાત સમજી ગયા'તા એમની સલાહથી અમે વાટ જોવા લાગ્યા વૈશાખનો તડકો ચઢ્યો'તો, પેટમા ગલુડિયા બોલતા'તા, તો ય અમારી સહનશીલતા ઠીક ગણાય ઘડી બે ઘડી વાટ જોઇ. 'હમણા માણસ તેડવા આવશે કા તો તૈયાર રસોઇ ઉપર બેસવાનુ હશે, નહિતર વાર ન થાય' આમ અમે કલ્પનાઓ કરતા હતા, ત્યા થોડી વારે દુકાનદાર કહે, 'ભાઇ, તમે એને વિશ્વાસે ન રહેશો, મખ્ખીચુસ છે.' તો ય અમે ન ડગ્યા મોટરવાળા પણ માનસશાસ્ત્રી હોય છે. ધીરે રહીને કહે છે, 'ચાલો ભાઇ, દસદસ આના આંબાઘાટ ચડાવી દઉં' અમે એકબીજા સામે જોયુ મોટરવાળાનો વિજય થયો પોટકા મુકી સૌ ચડી બેઠા

પહાડ ચડવાની સડકો ગોળાકાર હોય છે એ તો હવે જગજાહેર છે. અમારી મોટર ફેરફુદડી ફરવા માંડી પુરી બે મિનિટ નહિ ગઇ હોય ત્યા તો સામે અફાટ કુદરત પથરાઇ પડી સીનેમાની ફિલ્મની જેમ દૃશ્ય બદલાયે જતા હતા,—એકએકથી ચઢિયાતા! ઉંડ.ઉંડી ખીણમાં લીલુડા ગાલીચા પાથર્યા હતા પણ મોટર અમને પુરૂ જોવા ય ન દે તો પછી બેસવા તો શેની જ દે? અરધા કલાકમા અમને ઉપર ચડાવી દીધા. ધર્મશાળા સામે આવીને મોટર ઉભી રહી ધર્મશાળામાથી ત્રણ જુવાન નીકળ્યા એમના હસતા ચહેરા તરત જ પરખાઇ ગયા અમે ગમગમ કર્યાં સામાન લઈ ધર્મશાળામા ગયા ત્રણેયની ઉમર લગભગ સરખી હતી,—વીસથી ત્રેવીસની અંદર એમના નામ બાબુ અણ્ણા, પાટિલ અને કાસાર કાસારને સૌ બાપુ જ કહેતા

બાબુ અણ્ણા ભલા, સંયમી અને સાદા હતા, કાસાર મળતાવડા ને પાટિલ ગમ્મતી હતા બાબુ અણ્ણાનું શરીર મજબુત, કાસાર સુકા ને પાટિલ શૌકતઅલી સાહેબની યાદ આપે એવા હતા. સાથે નાસ્તો હતો તે ખાઇને અમે બેત્રણ કલાક જામી ગયા

'ગોપાળભાઇ...અમારે આંબાઘાટ જોવો છે' આળસ મરડતા મરડતા મનુ, વિનુ, કનુ ને બસુ બેઠા થયા આંબાઘાટ જોવાની બધાયની ઇચ્છા હતી, પણ પાર કેમ પડે? અમે કાઉન્સિલ ભરી. બે વાતનો વિચાર કરવાનો હતો. ચાલીને જવુ કે સાઇકલ ઉપર ચાલીને જઇએ તો રાત પડી જાય ને પુરૂ જોવાય નહિ, સાઇકલ ઉપર જઇએ તો ક્યાક એકાદ ઓછો થાય' પંદર મિનિટ વાટાઘાટ થઇ છેવટે આળસપ્રિય જુવાનોને છાજે એવો અમે નિર્ણય કર્યો,—સાઇકલ

( અનુસંધાન પાન ૧૯૪મે )

(પાન ૧૯૨થી ચાલુ)

ઉપર-જવાનો ! સાઇકલ ત્રણ હતી ને મૂર્તિઓ નવ ! પાટિલે સાઇકલની ને પોતાના શરીરની દયા ખાઇને સામાન સાચવવા રહેવાનું કબુલ્યુ. હવે વધારે વિચાર કરવાનો નહોતો. બે સાઇકલ ઉપર ત્રણત્રણ ને એક ઉપર બાપુ ને હું બે

બસ, 'બજરંગ બલિકી જય ! ' બોલાવીને ચાલી નીકળ્યા ધીરેધીરે ઉતરવા માંડ્યા વર્ણવતા કલમ બોદી પડે એવુ સૌંદર્ય, ઉપમા લાજી મરે એવી રૂપ ! પરસેવા ઉતારીને પહાડ ઉપર કરેલા નાના ખેતર, ફળોના ભારે તુટી પડતા આંબા ને ફળઝાડ ગરીબાઇ ને શ્રીમંતાઇ જાણે બે સગી બહેનો ! જોઇજોઇને હૈયુ હરખાય ને રડે

વાતવાતમા પાચ માઇલ ઉતરી આવ્યા સાંજ પડવા આવી હતી વળી નીકળ્યા સાઇકલોને આગળીએ વળગાડી લીધી આથમતો સૂર્ય જુદાજુદા રંગો પૂર્યે જતો હતો અમને કાંઇક સંતોષ થયો ધર્મશાળાએ આવ્યા ત્યારે દીવે વાટો ચડી ગઇ હતી ભુખ તો લાગે જ થાક પણ ભેગો હોય જ મુસાફરીમા ભુખ, થાક ને ઉંઘ એ તો સામાન્ય કહેવાય

ધર્મશાળા સામે જ એક દુકાન છે નાનીમોટી બધી ચીજ મળે દુકાનદાર ભાગ્યુતુટ્યુ ગુજરાતી બોલી જાણે અમે ત્યાથી સીધુસામાન લઇ આવ્યા રસોઇ કરી શરૂ કોલ્હાપુરથી ઘઉંના રોટલા કરી લાવ્યા હતા અમારી પાસે સુખડી ને પુરીઓ હતી દાળ અને ભાત બનાવી લીધા હવેથી પંદર દિવસ સુધી શેરશેર ભાત ખાવા પડશે એ બીકે અમે ટેવ પાડવા માંડ્યા દોથેદોથો ભાત વગર બોલ્યે લીધા ખુબ આનંદથી જમ્યા શુદ્ધ દક્ષિણી (ગુજરાતમા આવ્યા એ બધા વટલી ગયા) સાથેનુ આ પહેલુ ભોજન હતુ પછી ભાષાની ગમત કરતા સુઇ ગયા

સવારમા પાંચ વાગ્યે ઉઠ્યા કાર્યક્રમ રાતથી જ નક્કી હતો અહીંથી વિશાળગઢ જવાનુ હતુ રસ્તો ડુંગરાઉ હતો, પણ એ સામે અમારો ખાસ વાંધો નહોતો દાતણપાણી કરીને છ વાગ્યે તૈયાર થઇ ગયા વધારાનો સામાન ને સાઇકલો દુકાનદારને સોંપ્યા ભોમિયાની વાટ જોતી રહ્યા પાટિલ એક ભોમિયો નક્કી કરી આવ્યા હતા પાચ આના રોજ ને ખાવુંપીવું જાતે ધનગર (ભરવાડ) હતો ટૂંકું એનો નેન હતો, દોરડાખર હતા, બાયડીછોકરા હતા એની સ્થિતિ સારી ગણાતી. મોડોમોડો એ આવ્યો પાટિલ જરાક રાતાપીળા થયા ને માથે પોટકુ મૂક્યુ અમે દાળ, ભાત, લોટ, સુખડી ને ગાંઠિયા નાસ્તા માટે સાથે લઇ લીધા, કારણકે ગઢ ઉપર કાંઇ મળતુ નથી ગઢ તેર માઇલ દૂર હતો નીકળતાનીકળતા સાત વાગી ગયા અમે બધો દોષ પાટિલ ઉપર નાખ્યો, પાટિલે નાવુ (ભોમિયા) પર ઓઢાડી દીધો નાવુ સ્થિતપ્રજ્ઞ જેવો હતો એક લગોટી ને માથે લીરો વીંટેલો; એ એનો પોષાક ચાલીસેક વરસ થયા હશે ડુંગરામા રખડીરખડીને પગની નસો બહાર આવી ગઇ હતી. અમારા મુરબ્બી થઇ શકે એટલી ઉમરના નાવુને માથે અધમણનુ પોટકું ચડાવ્યુ ને અમે લાકડીઓ હિલોળતા ચાલ્યા, ત્યારે અમારી નફટાઇની હદ આવી રહી !

ગાઉએક ચાલ્યા હશુ ત્યા ઝાડી આવી ચાર કદમ આગળ ગએલ આદમી ન દેખાય એવી ઘીચ ઝાડી ! સૂરજના કિરણ પણ રોકાઇ રહ્યા'તા એમા વાઘચિત્તાનો વાસ હતો આઠદસ દિવસ પહેલા જ પડખેના રાજાના કુવરે આ જંગલમા વાઘ મારેલો વાઘ જોવાની તો અમને ય હોંસ હતી એની બીકે તો અમે ઠેઠ ભાવનગરથી લાકડીઓ લેતા આવ્યા'તા ! પણ અમને એ ન મળ્યો તે ન જ મળ્યો

આઠ વાગ્યા ને સૌને નાવુની દયા આવવા માંડી અરરર ! બિચારાને માથે કેટલો બધો ભાર ! થોડોક ઓછો થાય તો ઠીક આ દયા હૃદયમાથી નહોતી નીકળી, પેટમાથી નીકળી'તી પાણીનું ઝરણું આવ્યુ ત્યા વાઘ મારવા માંચડો કરેલ એટલે જગ્યા સારી હતી અમે ત્યા જ જમાડ્યુ નાવુનો સાત શેર ભાર ઓછો કરીને ચાલી નીકળ્યા

થોડુક ચાલ્યા હઇશુ ત્યા તો એકાએક પાટિલ દોડ્યા માથા ઉપર ફેરવીને લાકડીનો છૂટો ઘા કર્યો અને 'જાંબળ, જાંબળ' કરીને માંડ્યા કુદવા અમને થયુ કે વાઘબાઘ હશે જઇને જોઇએ તો જાબુડાનો ઢગલો ! બધા ય અડી પડ્યા ઝીણાઝીણા પણ ભારે મીઠા ખીસા ભર્યાં ને મુહ ભર્યાં. પણ એ ક્યાં સુકો કાઠિયાવાડ હતો ! ડગલે ને પગલે જાબુડા

આવવા માંડ્યા. પછી તો ચાખડી કરીને આગળ ચાલીએ. તડકો થવાની બીક હતી. આ ઝાડી તો થોડી વારમાં વહી જવાની. પછી તો સુકા ડુંગરા આવવાના હતા અમે જાંબુડા ખાવાની બંધી કરી. પગ ઉપાડ્યા ને વાટ કાપવા વાત માંડી. દક્ષિણી મિત્રોને કાઠિયાવાડી બાની કેમ સમજાય? પણ બાજીના બલિદાનની વાત હતી. વસ્તુ ને નામ પરિચિત એટલે એમને ખુબ મજા આવતી. એમાં ય જ્યારે અફઝુલના દીકરા ફાઝલનું 'દાઢી હાથ આડી ગજ' અને 'બે હાથની સમશેર'વાળું વર્ણન આવ્યુ ત્યારે પાટિલે ઉપાડી લીધુ. બસ, પંદર દિવસના સહવાસમાં 'આડા હાથ દાઢા ને દો હાથ સમશેર' એ જ બોલ્યા કરે! નાના છોકરાંને પણ શીખાવે. અને, ઓળખાણ કરાવતી વખતે પણ 'હે આડા હાથ દાઢા દો હાથ સમશેર!'

વાતવાતમાં ગઢ દેખાણો. ચાર હજાર ફીટ ઉંચો! પત્થરની ભીંત જેવી સીધી કરાડો, દુશ્મનની છાતી ભાંગી નાખે એવો વિકરાળ, જાણીતો યે ભુલો પડી જાય એવો માર્ગ. પણ નાનુ બહાદરિયો હતો. અડેડાટ ચાલ્યો જતો હતો. ત્યાં તો ઘોડેખીણ (એક જ ઘોડો ચાલી શકે એવી સાંકડી ખીણ) આવી. બે ય પડખે બસોબસો ફુટ ઉંચી ટેકરીઓ. આટઆટલા અસંખ્ય ચોમાસાં એની ઉપર વરસી ગયાં તો યે એમાં બે ઘોડા સાથે ન ચાલી શકે. ત્રણસોક કદમ લાંબી હશે. વિશાળગઢ જવાનો સહેલામાં સહેલો આ એક જ માર્ગ બીજો છે, પણ જવા જાય તો જીવતો પાછો ન નીકળે. બાજી પ્રભુએ એકલે હાથે અહીં રંગ રાખ્યો'તો. આખી સેના થંભાવી દીધી'તી. છેવટની ઘડીએ બાજી અહીં બે તલવારે લડતો હશે, હાથ તલવાર વીંઝતા હશે ને આંખકાન પાછળ આકાશે અડી રહેલા ગઢના દરવાજે હશે, મનમાં થતુ હશે કે મહારાજ હજી અરધે ય નથી પહોંચ્યા, ને બમણુ જોર આવતું હશે! મહારાજે દરવાજામાં પગ મુક્યા ભેગી નજર ફેરવી લીધી હશે ને આંખો મીંચાને તુટી પડ્યો હશે; ત્યાં તો ધણણણ ધણણણ તોપના ગડેડાટ અને બાજીનો પ્રાણત્યાગ! બધુ ય નજર આગળ તરી આવ્યુ. વિશાળગઢ ને બાજી; સિંહગઢ ને તાનાજી: એવાએવા વીર સાથી જેને પડખે હોય એને વિજય ન મળે તો મળે કોને?

ભારે પગલે અમે આગળ ચાલ્યા.

ચાર પગે ચાલીને ગઢ ચડી ગયા. તુટેલો દરવાજો અને ભાંગેલો ગઢ જોતાજોતા અંદર ગયા. જુના રાજમહેલને ધર્મશાળા બનાવી દીધી છે ત્યાં જ અમે ઉતર્યા. કુંડકુવા તો અનેક છે. દસ હજાર માણસને બાર-બાર વરસ ન ખુટે એટલુ પાણી ને એટલી જમીનની સગવડ ગઢ ઉપર રાખી છે. અમે નાહીને થાક ઉતાર્યો, કપડાનો મેલ પણ ઉતાર્યો ગેરૂઓ રંગ નીકળી ગયો.

વિશાળગઢનો ઘેરાવો સાતઆઠ માઈલનો છે. ઉપર એક જબ્બર તોપ જમીનમાં અરધી દટાએલી પડી છે. એવડી તોપ કેવી રીતે ઉપર ચડાવી હશે એ સમજવુ સહેલું નહોતું. કોઇ કહે હાથીએ ચડાવીને લાવ્યા હશે, કોઇ કહે ગાડામાં, તો કોઇ કહે ખંભે ચડાવીને. એકે ય વાત ગળે ઉતરે એવા ત્યાંના રસ્તા નથી. બીજી નાની-મોટી બારતેર તોપો હતી જમીન નીચે દબાઇ ગઇ હોય તે જુદી.

કોટ ઉપરથી ઠેઠ સાગર સુધી નજર પહોંચે છે. ચોમેર પહાડ પડ્યા છે દેખાવ તો સુંદર જ હોય ને! એક કરાડને કડેલોટ કહે છે એની ઉપરથી મોતની સજાવાળાને લોટાવી દેતા. અધવચ જ પ્રાણ ઉડી જાય! એને ટકમક ટેકરી પણ કહે છે. ટકમક એટલે આંખે અંધારા આવી જાય, ટકમક થઇ જાય. અમે ઉંડાઇ માપવા પત્થર ફેંક્યા. અધવચ ઉડેલું ગીધ ચકલી જેવડું દેખાતુ હતુ. સુઇને નીચે નજર કરી લીધી પણ તે યે બીતાબીતા. ગઢ ઉપર અત્યારે કાંઇ નામનિશાન રહ્યું નથી.

આખો ગઢ ભાંગી પડ્યો છે. દરવાજો સળંગ પત્થરનો ઉભો છે. શિવાજી મહારાજના બધા ગઢમાં વિશાળગઢ સૌથી ઉંચો ને મજબુત, ઉંડો ને વિશાળ ગણાય છે. એટલે જ પન્હાળગઢથી એ ત્યાં આવતા રહ્યા હતા. ઠેઠ સુધી વિશાળગઢ અજીત જ રહ્યો છે. એ ગઢની અંદર રહેલુ સૈન્ય કદિ હાર્યું નથી!

અમે રસોઇ પકાવીને જમ્યા. દક્ષિણી રોટી, ગુજરાતી રોટલી, હિન્દી ભાખરી, એમ જાતજાતની વસ્તુઓ બનાવી; દાળભાત તો હોય જ. નાનુને પણ ઠીક ધરાવ્યો. ગાન ઉપર ગાળી સાધવાના સાથે ઐતિહાસિક વાતો કરી. મોડી રાતે સુઇ ગયા. ભારે મીઠી નિંદર આવી ગઇ.

સવારમા ઉઠ્યા ત્યારે પાટિલ ને નાનુ તકરાર કરતા હતા નાનુ કહે, 'હે વાટ ફાર'...'નાનુ બોલુ નકા...' પાટિલે નાનુને ધમકાવ્યો મને કહે 'રામભાઉ ચલા, હે રસ્તો ચાંગલી છે ' ગુજરાતી ઉપર પાટિલ પ્રભુત્વ મેળવતા જતા હતા' નવો રસ્તો લેવામા નાનુને ભય ટેકરા ચડવાઉતરવાનો ને તડકાનો હતો અમારે મન એ રમત હતી નવે રસ્તે જવાનુ નક્કી થયુ અમે નીચે ઉતરવા મડ્યા. ઉતરતા જઇએ ને ઉચે જોતા જઇએ ખાણુ જેટલી ઉંડી એવી દોઢી ઉંચાઇ લાગે ચાર હજાર નહિ પણ છ હજાર ફુટ હશે એમ થઇ જાય નીચે તો ઝપાટાબંધ ઉતરી ગયા

પાણી આવ્યુ નાસ્તો તૈયાર હતો 'લાવોને, ખાધા પછી ખાવુ નહિ ' કહી બધો નાસ્તો ઉડાવી ગયા પછી પેટમા પડ્યુ પાણી નવ વાગ્યાનો અમલ થયો વૈશાખનો તડકો તપવા માડ્યો નવા રસ્તે ઝાડ ઓછા અને એકએકથી ચડિયાતા ડુગરા નાનુ-નો વાક નહોતો એનેય ઠીક થાક લાગ્યો'તો એટલામા એક ખોબા જેવડું ગામ આવ્યુ કામાર બાપુ ગામમા ગયા એક હરણિયાની જાતનુ બચ્ચુ હતુ એને સારૂ અરધીપોણી કલાક માથા ઝીંક્યા છેવટે ન લીધુ ઘોમ ધખ્યો પાણી પીધા કરીએ ને ચાલ્યા જઇએ ઝાડ આવે ને લુગડુ પાથરીને સુઇ જઇએ નાનુ કહે 'આ એક જ ટેકરો આડો છે ' પણ એ માડમાડ ચડીએ ત્યા બીજો એથી ઉંચો આવ્યો જ છે ' એક તો બેથી અઢી હજાર ફુટ ઉંચો આવ્યો અને કેડી એટલી સાકડી કે એ જાણુની મદદથી જ ચડાય. પાછળનાને હાથ ઝાલીને ચડાવવો પડે બહુ વિકટ ' આમા મોગલના બાપનુ હેન નહિ ' માણસ માડ ચડે ત્યા ઘોડા, હાથી, તોપ ને તંબુ લાવે ક્યાથી ?

બપોરના બે વાગ્યે આબાઘાટ પહોચ્યા અમે જમતા તો ગતે, સવારમા ફક્ત નાસ્તો લેતા જઇને પડ્યા ભેગા જ ઉંઘી ગયા

રામનારાયણ નાગરદાસ પાઠક

---

'અરે, છાપાવાળા ! ' શેઠે બુમ પાડી, ' તુ કહે છે કે સાઠ જણ ભોગ થઇ પડ્યા પણ આમા તો એવુ કશું દેખાતુ નથી '

'એટલે જ હું કહું છુંને, સાહેબ ' આપ એકસઠમા થયા ' છાપાવાળાએ તરત જ જવાબ આપ્યો



# અભિલાષ

તારો હુ મા' જ્યારે બેટો,
બનીશ મર્દો મોટો,
ઘરઘંધો કરતા તુજને તત્ર,
થાક ન ચઢશે ખોટો

માન ચાકર નોકર એ સહુ,
ઘરનો ધંધો કરશે,
તુ તારે હીંચોળે ઝુલી,
'આ કર, તે કર' કરજે

દેવ-મેપની ફુલ-છાબમા,
સુકા પર્ણો જોઇ,
તે વેળા નહિ મારી ' તારે,
રહેવુ પડશે રોઇ

ઘરવાડીના ગુલાબ મોટા,
પારિજાત ચપેલી,
જાતજાતના રગરગના,
ચઢાવજે મન મેલી

દેવદ્વારથી પાછા ફરતાં,
માગણ હાથ પમારે,
અચકાતા ખચકાતા ત્યારે,
પાઇ ન દેતી તારે

માગણ સહુ વીંટાવા દેજે,
ભરી થેલી લુટવાને,
ફરીફરી ચડી વ્હાણે તુજ બેટો,
કરશે ધનઢગ મોટો

તે વેળા નહિ લોક ગામના,
ગણશે ગરીબ ઘરની,
ભર્યા ગામની મોટેરી શી,
પંકાશે મુજ જનની

ભાગોળે બંધાવીશ મોટી,
ધર્મશાળા તુજ નામે,
દેશદેશના પથી વ્હેશે,
તવ યશ ગામોગામે

પ્રીતમલાલ ચુનીલાલ મજમુદાર





## ધ્યાનમૂર્તિ બુદ્ધ

( પ્રાચીન ભારતીય શિલ્પ · જાવા )

હવા વિનાના ઓરડામાં સ્થિર બનેલી દીપકજ્યોત જેવી, ચિત્ત અને શરીરની સ્થિરતા, એકાગ્રતા અને શાંતિના આદર્શ સમી, બુદ્ધની આ ધ્યાનમૂર્તિ શિલ્પકલાનો ઉત્કૃષ્ટ નમુનો છે. ધ્યાનસ્થ બુદ્ધની ઘણીખરી મૂર્તિઓ આ જ પ્રકારની જોવામાં આવે છે, કેમકે ચિત્તને સંયમમાં લાવી સ્થિરતા પ્રાપ્ત કરવા માટે ધ્યાનનું જે આસન ગીતામાં વર્ણવેલું છે તે જ હિંદના સર્વ કાળે સર્વમાન્ય થયું છે 'વદન સ્થિર, શિર અને ગરદન સીધાં, દૃષ્ટિ નાકના ટેરવા ઉપર અને અહીંતહીં ભમતી નહિ પણ સ્થિર; ચિત્ત ચંચળ નહિ પણ શાંત, નિર્ભય, પવિત્ર અને સંયમવશ તથા ઈશ્વરમાં લીન.' એની સામે જોતાં આપણે પણ શાંતિ અને એકાગ્રતા અનુભવવા માંડીએ એટલી પરમ શાંતિ, એકાગ્રતા અને સ્થિરતા પથ્થરમાં ઉતારનાર શિલ્પીની શક્તિ કેટલી અદ્ભુત હશે! અહીં જ ભારતીય શિલ્પકલાનો વિજય છે



## શ્રી બાલમુકુંદ

ચિત્રકાર બહેન શ્રીમતી હઠીસીંગ

નંદને ઘેર અવતરેલા બાલકૃષ્ણ યશોદામાતાના ખોળામાં અનેક પ્રકારની મધુર ચેષ્ટાથી નાનામોટા સૌના ચિત્ત હરી રહ્યા છે એ પ્રસંગ હિંદી ચિત્રકારોને અનેક રીતે સુંદર સ્નેહમય વાતાવરણ ચીતરવાની તક આપે છે. આ ચિત્ર ગુજરાતના સુભાગી કુમારી શ્રીમતી બહેને ચીતરેલું છે. માત્ર રેખાઓથી આ મધુર પ્રસંગ કેવા લાલિત્યથી આલેખ્યો છે તે જોનાર સમજી શકશે. લગભગ છ વર્ષ પહેલાં ગુજરાત વિદ્યાપીઠમાંથી પ્રથમ વર્ષનો અભ્યાસ છોડી બહેન શ્રીમતી બીજા વિદ્યાભ્યાસ માટે શાંતિનિકેતન ગએલા, પણ ત્યાંના કલા વિભાગના વાતાવરણના આકર્ષણથી બીજાં પાંચ વર્ષ રહી શ્રી નંદલાલ બસુ તથા શ્રી અસીત હલદાર પાસેથી આર્ય કલાની ભાવના અને આદર્શો ગ્રહણ કરી ચિત્રકલા સાધ્ય કરી. ગુજરાત તેમનાથી ગૌરવ લઇ શકે છે. અને અમે ઇચ્છીએ છીએ કે પ્રભુ તેમને દીર્ઘ આયુષ અને કલાના વિશેષ પ્રસાદ આપે



# મક્કા શરીફ

હિંદુઓનું જેમ કાશી તેમ મુસલમાનોનુ મક્કા એ પરમ પવિત્ર સ્થળ છે એ તો સૌ કોઇ જાણે છે ઇસલામ ધર્મના સંસ્થાપક હજરત મહમ્મદ પયગમ્બર સાહેબના જન્મ અને જીવનસાફલ્યની આ ભૂમિની યાત્રા–હજ્જ પોતાની જીંદગીમા એક વાર કરીને જીવનનુ સાર્થક કરી લેવાની તીવ્ર અભિલાષા જગતના એકેએક મુસલમાનના અંતરમા મહાકાળ પ્રકાશની જ હોય છે

મુસલમાન વર્ષના છેલ્લા મહીનામા દુનિયાભરના મુસલમાનોના ટોળેટોળા મક્કે હજ્જ કરવા જાય છે એમા હિંદ, જાવા, સુમાત્રા, ફિલિપ્પાઇન ટાપુઓ, આફ્રિકા, તુર્કસ્તાન, અફઘાનિસ્તાન–એકેએક ઇસલામી દેશના વતનીઓ હોય છે; અને ગમે તેટલે દૂર આવેલા પોતાના દેશથી પણ તેઓ માર્ગના અનેક વિટંબણાઓને ગણકાર્યા વિના, અનેક મુસીબતો પૂજ્યભાવે સહન કરતા આ ધર્મયાત્રા માટે આવે છે. વાટ બધી તેઓ કુરાન વાંચે છે ને દિવસમા પાચ વખત મક્કાની દિશામા નિમાઝ પઢી ખુદાની બંદગી કરે છે.

અરબસ્તાનને કિનારે ઉતર્યા પછી મક્કા તરફ પ્રયાણ કરતો, દેશવિદેશની આ પચરંગી પ્રજાઓનો યાત્રા-સંઘ ભવ્ય બની રહે છે. કોઇ ખચ્ચર ઉપર, કોઇ ઉંટ ઉપર, તો કોઇ પગપાળા પ્રવાસ કરે છે. ચહેરાઓમા પડતા ફેરફાર સિવાય બીજી કોઇ પણ રીતે તમે આ યાત્રાળુઓને કળી ન શકો કે તે અફઘાન હશે કે જાવાનિવાસી, તુર્ક હશે કે હિંદી કેમકે સૌ માથા બોડાવી સાફ કરે છે, નખ કતરાવે છે ને એક જ સરખો સફેદ પોશાક પહેરે છે. કપડામા સુતરાઉ કે રેશમી કાપડના માત્ર બે જ કકડા વાપરી શકાય છે એક ખભા ને વાંસા ઉપર વીંટાળવા માટે; બીજો કેડની નીચેના ભાગ પર લુંગી તરીકે પહેરવા માટે. સ્ત્રીઓ માથાથી તે પગ સુધી એક લાંબો બુરખો ઓઢે છે, જેમા માત્ર આંખોને સ્થળે બે જાળીવાળા કાણાં હોય છે.

મક્કા સાંકડી ખીણોમાં આવેલું હોઇ, તેની છેક

નજીક પહોચીએ ત્યારે એકાએક દેખાય છે ત્યાના છ છ માળના કેટલાક મકાનો તો આસપાસની ટેકરીઓથી પણ ઉંચા જણાય છે. અરબસ્તાન રેતાળ મુલક છે, એટલે ક્યાય લીલોતરી કે ઝાડપાન જણાતા નથી, ત્યાની કુદરત વેરાન અને શુષ્ક ભવ્યતા ધારણ કરતી લાગે છે.

મક્કા નજીક પહોચતા, શહેરના નાનાંમોટા અનેક મકાનોની વચ્ચેથી, શહેરની મધ્યમા આવેલી સાત મિનારાવાળી હેરમની મોટી મસ્જિદ ડોકિયુ કરતી દેખાય છે, ત્યારે એ દેખાવથી હેરત બની ધર્મભાવ-ભીના મુસ્લીમ યાત્રાળુઓનો સંઘ પળવાર તેની સામે પ્રત્યક્ષભાવે જોઇ રહે છે, અને ચોમેર અપૂર્વ શાંતિ છવાઇ રહે છે થોડી જ વારમા સૌ સ્વસ્થ થઇને 'લબ્બાયક, અલ્લાહુમ, લબ્બાયક' (હુ અહીં છુ, ઓ ખુદા, હુ અહીં છું) ના અવાજો વડે એ શાતિને ભેદી નાખે છે

મુસલમાન વર્ષના દિવસો ૩૫૪ હોય છે, એટલે તેમના ૩૩ વરસ આપણા લગભગ ૩૨ વરસ જેટલા થાય આથી દરેક નવુ વર્ષ આગલા વર્ષથી થોડા દિવસ વહેલુ શરૂ થાય છે ગયે વર્ષે હજનો સમય જુન માસમા હતો .

મક્કાની મસ્જિદ તેના કાઇ સુદર કોતરકામ કે ભવ્યતા માટે નહિ, પણ સાદાઈ માટે વખણાય છે બસો ફીટ લાંબી ને પાંચસો ફીટ પહોળી, લબચોરસ જ્યા ફરતી ઘટાની ઉંચી દીવાલ બાંધેલી છે અને તેને ફરતા ચોમેર મકાનો આવેલા છે આ મકાનો શ્રીમંત હાજીઓને મોટા ભાડાથી આપવામા આવે છે તેઓ આ મકાનની બારીઓમા ઉભા રહી નીચે મળેલા ટોળાની પ્રાર્થનામા ભાગ લઈ શકે છે

મસ્જિદને ફરતા તદ્દન સાદા ને કમાનોવાળા ઓગણીસ દરવાજા છે. તેને મુદ્દલ બારણા જ નથી ખુદાની બંદગી ગમે તે માણસ ગમે ત્યારે કરી શકે એ ભાવનાથી મસ્જિદ ચોવીસે કલાક ખુલ્લી રહે છે.

મસ્જિદની વચ્ચોવચ્ચ કાબા–ખુદાનુ ઘર–આવેલુ છે મુસલમાન ધર્મનુ તે સૌથી પવિત્ર સ્થળ મનાય છે દુનિયાના દરેક ભાગના મુસલમાનો નિમાઝ પઢતી વખતે આ સ્થળની દિશામાં ઝુકે છે અને મક્કે આવે છે ત્યારે તેને ફરતી સાત પ્રદક્ષિણા કરે છે તેના અગ્નિકોણમા મુસલમાનોએ ખજાના પેઠે સાચવી રાખેલો એક કાળો પત્થર છે. કાળા કિનખાબના પડદાથી ઢાંકેલો તે ચિત્રમા બતાવ્યો છે સૂર્યાસ્ત પછી અસખ્ય દીવાઓની દીપમાળાથી કાબા ઝગારા રહે છે. તેને ફરતી અમુક નક્કી કરેલી જગ્યાઓ પર ઉભા રહી દરવેશો હાજીઓને નિમાઝ પઢાવે છે મસ્જિદના ઇશાન ખુણામા એક દરવાજો હમેશા બંધ દેખાય છે. તે પશ્ચાત્તાપનો દરવાજો કહેવાય છે

લોકકથા એવી છે કે કાબા બે હજાર વર્ષ પહેલા ખુદાએ પોતે જન્નતમા બાધ્યુ હતુ હીરા જડિત ઘુમટ અને મણિમાણેકના થાંભલાવાળા એ મકાનની આસપાસ ખુદાના ગુણ ગાતાગાતા ફિરિશ્તાઓ ફર્યા જ કરતા હતા પણ આદમને સ્વર્ગની ચીજો પૃથ્વીમા ઉતારવાનું મન થયું ને તેણે સ્વર્ગના કાબાની બરાબર નીચે પૃથ્વી ઉપર બીજુ કાબા બાધ્યુ લેબનન, સીનાઈ, ઑલિવટ, અરેરાટ અને હીરા નામની પાચ પવિત્ર ટેકરીઓના પત્થરમાથી બાધેલુ આ કાબા બરાબર સ્વર્ગના કાબાને મળતું બની રહ્યું

આ પવિત્ર મકાનના રૂપાના ઉંબરા આગળ હાજીઓ જમીન પર લળી પડી નિમાઝ પઢે છે આ વખતનો દેખાવ એટલો પવિત્ર, ભવ્ય અને ધાર્મિક ભાવનાથી તરબોળ હોય છે કે ભલભલા કઠોર અને નાસ્તિક માણસોના અંતર પણ મૃદુ બની સર્જનહારનુ સ્મરણ કરતા પ્રણિપાત કરે છે લડનમા વર્ષો સુધી રહેલો એક નાસ્તિક ઇરાની મક્કાની હજ્જ કરવા આવ્યો મુસલમાનોને હૃદયપૂર્વક પ્રાર્થના કરતા, ડુસકા ખાતા અને દુખમા છાતી ઉપર મુક્કીઓ મારતા તે વર્ણવે છે તે લખે છે કે, 'એકાએક મારૂ નાસ્તિકપણુ ઉડી ગયુ, ખુદાના પાક કદમોમા મસ્તક નમી પડ્યુ ને બીજા હાજીઓ સાથે હુ પે ખુદાની બદગી કરવા લાગ્યો એક જ ક્ષણમા હુ આત્માની અમરતામાં માનતો થઇ ગયો'

મસ્જિદના અગ્નિકોણમા ગોઠવેલા લગભગ પાચ ફીટ ઉંચા કાબાના પત્થરને મુસલમાનો બહુ જ પવિત્ર માને છે કિનખાબથી ઢાંક્યા વગરના તેના ખુલ્લા ભાગ ઉપર હાજીઓના વારવાર અડકવાથી તે સુવાળો બની ગયો છે. મુસલમાનો માને છે કે ક્યામતના દિને ખુદા એ પત્થરને આખ ને જીભ આપશે અને

જેટલાજેટલાં માણસો એને અડકવા દશે તે બધાને એ ઓળખી કાઢશે

ત્યાં ખારા ને કડવા પાણીનો ઝમઝમ નામનો એક કુવો છે દરેક હાજી તે પાણી પીએ છે અને માને છે કે એ પાણીમા આંધળાને દેખતા કરવાની, જીંદગી વધારવાની, રોગો મટાડવાની ને બીજી ઘણીઘણી ચમત્કારિક શક્તિઓ છે રૂપાના કે સોનાના નાના કુંજાઓ ભરીને હાજીઓ તે પાણી ઘેર લઇ જાય છે.

પછી હાજીઓ આસપાસની ધાર્મિક જગ્યાઓએ જાય છે ને હજ્જ પુરી કરે છે. મક્કાથી ત્રણ માઇલ દૂર આરાફાન અને મીના નામની બે ટેકરીઓ વચ્ચે સૌ પડાવ નાખે છે અને ત્યાંથી ૪૯ કાકરા વીણે છે મોટો રાક્ષસ, વચલો રાક્ષસ અને પહેલો રાક્ષસ,- એવી ત્રણ મૂર્તિઓ મીના ઉપર બેસાડેલી છે. દરેક યાત્રાળુ આ ૪૯ કાકરા તે મૂર્તિઓને મારે છે.

હજ્જનો દસમો દિવસ પશુવધ માટે નક્કી કરેલો છે. મીના પાસેની એક ઉંચી જગ્યા પર ઘેટા, બકરા ને ઉંટનો વધ થાય છે. કેટલીક વાર તો આ વધ્ય પશુઓની સખ્યા પાચ લાખ જેટલી થઇ જાય છે

હાજી ઘેર પાછો ફરે છે ત્યારે બધા મુસલમાનો તેનો ખુબ આદરસત્કાર કરે છે એ પાક શહેરની ખાક પણ પોતાને મળે એમ ધારી મુસલમાનો તેના ઝભ્ભાને અડે છે ને પગ ચુમે છે. અને જો તે ઝમઝમનું પાણી લાવ્યો હોય તો તો તેના માનની હદ જ રહેતી નથી હજ્જ કરી આવ્યાની નિશાની તરીકે ઇજિપ્ત અને બીજા કેટલાક દેશોમા હાજી લીલી પાઘડી પહેરે છે.

રાત્રે કે વહેલી સવારે ધીમેધીમે આગળ વધતી એક વખતની વણઝારોનો દેખાવ બહુ સુદર લાગતો. પાચ હજાર હાજીઓ માટે ખોરાક ને પાણીથી લદાએલા ત્રીસ હજાર ઉંટોની લાબી હાર ચાલતી. રાત્રે પાર વગરની મશાલો ભડભડ બળતી ને દરવેશો મોટેથી બાંગ પુકારતા. તે દિવસે હજ્જ ખરેખર ભવ્ય હતી. ઘણા યે હાજીઓ એ રણમાથી કદિ પાછા ફરતા નહિ. ઈ. સ. ૧૯૦૮ મા દમાસ્કસથી મદીના સુધીની રેલવે લાઇન થઈ ને એ અદ્ભુત દેખાવ સદાને માટે નાશ પામ્યો. હજી મક્કા સુધી રેલવે બંધાઈ નથી. રાતા સમુદ્રમાંથી જીદ્દામા થઇને



કાબા શરીફ

હાલ મક્કા જવાય છે

હજી યે મક્કાની એ પાક ભૂમિમા પગ મુકના મુસલમાન ધર્મમા નહિ માનનારાઓનાં કાળજાં થથરે છે, કેમકે ત્યા બીન મુસલમાનોને જવાની મનાઇ છે. જરાક સરતચુક થઈ ને પકડાઇ ગયા તો મોત સિવાય બીજો કોઇ રસ્તો જ નથી. છતા આજ સુધીમા વીસ-પચીસ સાહસિક અંગ્રેજો અરબી ભાષા શીખી હાજીનો પોષાક પહેરી પોતાના જાનને જોખમે મક્કા-ની હજ્જ કરી આવ્યા છે. (એશિયા ઉપરથી)

---

બાપ—મનુ, તારા શિક્ષક કહેતા હતા કે તુ વર્ગના બાવીસ છોકરામા સૌથી છેલ્લો નંબર રાખે છે બહુ ખરાબ!

મનુ—પણ બાપા, હુ એથી યે ખરાબ થઇ શકુ

બાપ—(ચીડાઇને) ખરાબ થવામા હવે બાકી શું રહ્યુ છે?

મનુ—વર્ગમા થોડા વધારે છોકરા આવવા દો, એટલે ખબર!

ક

ગુનેહગાર—સાહેબ, મારા વકીલ માદા પડ્યા છે એટલે કેસ મુલતવી રાખો તો સારું

ન્યાયાધીશ—પણ તું ચોરી કરતાં પરભારો જ પકડાયો છે, એટલે વકીલ તારો બચાવ કઇ રીતે કરશે?

ગુનેહગાર—હુ પણ એ જ જાણવા માગુ છું, સાહેબ!

# પેલો ભયંકર ગણાતો સ્ટવ

## યોગ્ય રીતે વાપરતાં આવડે તો આપણો સેવક છે



આજકાલ સ્ટવ બહુ ઉપયોગી ચીજ થઇ પડી છે. ચોમાસામાં ધમણી લઇને છાતી તુટી જાય એમ ધમવા છતાં યે જ્યારે અગ્નિદેવ પ્રગટ થવાની ના પાડે ત્યારે એની ખરી કદર થાય છે એની ઉપયોગિતા જાણવા છતાં કેટલાક લોકો એને ભયંકર ગણી વાપરતા બ્હીએ છે સ્ટવ સબંધે થોડુંક જાણ્યા પછી તે એટલો ભયંકર નહિ લાગે

નીચેની આકૃતિમા સ્ટવની રચના બતાવી છે.




ગ' વાટે સ્ટવમા કેરોસીન ભરવામા આવે છે. આ કેરોસીન 'અ' ટાંકામા એકઠું થાય છે અને પંપ 'ડ' મારવાથી છેક તળિયા સુધી પહોંચેલી નળી 'ક' વાટે ઉંચે ચઢી 'પ'મા થઇ 'મ' બર્નરમાથી બહુ જ ઝીણી ધારે બહાર નીકળે છે જો સ્પિરિટથી સ્ટવ ચેતાવીએ તો 'બ' પ્યાલીમા સ્પિરિટ સળગાવવાથી 'પ' ભાગ ગરમ થવા માંડે છે જ્યારે એ ૧૩૦ ડીગ્રી ગરમ થાય છે ત્યારે તેની વચ્ચેની નળીમાં થઇ વહેતુ કેરોસીન વરાળરૂપે 'મ'માથી નીકળે છે અને અવાજ કરી સળગવા લાગે છે જેઓ કેરોસીનથી સ્ટવ ચેતાવે છે તેઓ શરૂઆતમા 'બ' પ્યાલીમા થોડું કેરોસીન કાઢી 'પ' ભાગને ગરમ કરે છે આ રીતે સળગાવવાથી સ્ટવની 'મ' નળીમા મેશ ભરાઈ જઇ સ્ટવ બગડે છે. સ્ટવ સળગ્યા પછી ધુમાડો ન થવાનુ કારણ એ છે કે કેરોસીન વરાળરૂપે જોરથી 'મ' વાટે બહાર નીકળી હવામા રહેલા પ્રાણવાયુ (ઑક્સિજન) સાથે મળી જઇ સળગે છે આથી ધુમાડારૂપે બહાર પડતાં કાજળના રજકણો તદ્દન બળી જાય છે

હવે અકસ્માત કેમ થાય છે તે જોઇએ કેટલીક વખત 'પ' ભાગ બરાબર ગરમ થયા પહેલા પંપ મારવાથી કેરોસીન બહાર આવી ભડકો થાય છે અને સાવ નજીક જ સ્ટવી બેઠેલા માણસોના મુગટ વગેરે સળગાવી દે છે, અથવા નજીકમા મુકેલી ઝટ સળગી ઉઠે તેવી ચીજોને ચેતાવી દે છે. કેટલીક વખત 'મ'માં કાંઇ કચરો ભરાએલો હોવાથી કેરોસીન બહાર નીકળી શકતુ નથી અને તે વખતે ખુબ પંપ મારવાથી સ્ટવ ફાટી જાય છે સ્ટવ ખુબ ગરમ થવા દેવાથી પણ ફાટવાનો સંભવ રહે છે

હવે અકસ્માત અટકાવવાની રીતો આપણે જોઇએ

પહેલુ તો સૌથી અગત્યનુ એ છે કે સ્ટવની આજુબાજુ લુગડુંલત્તું, સ્પિરિટ કે કેરોસીનના શીશા ન રાખવા

ભડકો ન થાય એટલા માટે 'પ' ભાગને બરાબર ગરમ થવા દેવો.

પિન મારતી વખતે મોઢું બહુ નજીક ન રાખવું, કારણ પિન કાઢી લીધા પછી એકદમ કેરોસીન બહાર આવી મોટો ભડકો થાય છે

'મ' નળીને પિન મારી સાફ રાખવી એ પણ જરૂરનુ છે સ્ટવને ખુબ પંપ પણ ન મારવો

બર્નર પ્લેટ 'પ' બરાબર તપ્યા પહેલાં પંપ મારવાથી ગ્યાસતેલ વગાળ થયા વગર કાચુ જ બહાર નીકળે છે ને તેથી ભડકો થાય છે તે વખતે હવા કાઢવા માટેની ચાવી 'ચ' ખોલી નાખવી જો ન ખોલી નાખીએ તો ગ્યાસતેલ નીકળ્યા કરે ને ભડકો વધુ ને વધુ મોટો થાય આટલી સાધારણ બાબતો ધ્યાનમા રાખીએ તો સ્ટવના અકસ્માતો ભાગ્યે જ થવા પામે

સારાભાઇ મથુરભાઈ પટેલ

# હિંદુ-મુસલમાન

સૈકાઓ થયાં હિંદુ-મુસલમાનના ઝગડા આપણા દેશમાં ચાલ્યા જ કરે છે અને અનેક પ્રયત્નો છતા તેઓ એક નથી થઇ શકતા તેનુ મુખ્ય કારણ એટલું જ કે જીવન વિષે તેઓની વચ્ચે ઉત્તર દક્ષિણનો ભેદ છે.

હિંદુ એકાંત ઉપાસક, શાન્ત, અને પરલોકના ખ્યાલમા રહે છે. તેનુ મહાન સાધ્ય આત્મસાક્ષાત્કાર કે મોક્ષ છે. તે માટે તે ગુફામા કે ઘરના ખુણામા બેસી ભક્તિ અને તપ કરી રહ્યો હોય છે જન્મ લેવો એ જ તેને તો દુઃખરૂપ છે અને સગાવ્હાલા તેના મોક્ષમા અંતરાય કરનારા લાગે છે. પ્રભુની બક્ષિશો ભોગવવી નહિ પણ તેનો ત્યાગ કરવો, લાગણીઓ કે ઊર્મિઓને આનંદરૂપ વિકાસ ન આપવો પણ દબાવવી-કચરી નાખવી, એમા જ તે પરમ સુખની પ્રાપ્તિ માને છે.

એથી ઉલટું, મુસલમાન એમ માને છે કે જો તે ઇસ્લામનો સિપાઈ ન બની શકે તો તેની જીંદગી ધુળ છે તેણે સમુદાય જોડે બંદગી કરવી જોઇએ. 'જીહાદ' (સક્રિય ધર્મપ્રચાર) પ્રમાણે ધાર્મિકપણુ સાબીત કરવું જોઇએ અને બીજા માણસોમાંથી તે વિષે ખોટી માન્યતા દૂર કરવી જોઇએ પોતાના તમામ સાથીદારોને સહાય અને સુખ આપવામા એ ધર્મ માને છે, જાતથી અને ધર્મભાવથી સૌને સ્વર્ગ અપાવવા યત્ન કરે છે. વળી ઇસ્લામ જોસભેર જાહેર કરે છે કે આ દુનિયામાં આવવું હક્ક છે. ખુદાએ આ દુનિયા તેના ઉપાસકોના આનંદ ઉપભોગ માટે જ વારસામાં આપી છે

હિંદુનો મત સૉક્રેટીસ જેવો છે. થોડામા થોડી વસ્તુથી નિભાવી શકે તે દેવ જેવો ગણાય. ઇસ્લામમાં ય ફકીરો છે અને પરહેજ ગૃહસ્થને પણ લાગુ પડે છે. પણ વર્તનમાં આ દુનિયાની ભોગવવા જેવી ચીજો કે સુખો મેળવવા ઇસ્લામનો મોટો ભાગ ચાહે છે અને તેમા ખોટું ગણાતું નથી.

દુનિયાદારી તરફ ખેંચાણ અને કામી મનવૃત્તીને લીધે તેમણે કળાહુન્નરો ખુબ ખીલવ્યાં છે તથા મોજશોખના અનેક જાતનાં સાધનો ઉપજાવ્યા છે. મુસ્લીમ મુફલીસો કે બેગારીઓને બાદ કરતાં મુસ્લીમ ગૃહસ્થો બહુ શોખથી ખર્ચાળ થઇને રહે છે. એ જ વર્ગના હિંદુઓ જોઇએ તો પૈસે મુછ દેખાય છે અને ગાનતાન કે હુન્નર તરફ બેદરકાર રહે છે. પણ બીજી તરફ ગરીબ અને સામાન્ય વર્ગના હિંદુ એ જ વર્ગના મુસલમાન કરતા વધારે સ્વચ્છ અને ચતુર હોય છે.

**મુસલમાનોની પડતી શાથી થઈ?**

મોગલોમા રાજ્યકર્તા વર્ગ તુર્ક હતો. તેઓ માત્ર લડી જાણતા તેમની મર્દાનગીથી જ તેઓ લશ્કર બની જતા લડાઇ એ જ તેમનો ધંધો કાયમ લડાઈ પર રહેનારથી ગૃહસ્થજીવન ખીલવી ન શકાય આથી તેમના ધર્મસંસારમા લડાઈના કિલ્લા જેવો જ વહીવટ ધપાતો

બુદ્ધિની ખીલવટમાં પાછા પડવામા તેમની ધાર્મિક સ્થિતિ કારણભુત છે તેમનામાના ઘણાએ હિંદુસ્તાનને વતન માન્યું હતુ ઘણા તો હિંદુ જાતિમાંથી બનેલા હતા અને લગભગ બધા દેખાવમાં, વિચારમા અને રીતરિવાજમા હિંદુ જેવા થઈ ગયા હતા, છતા તેમના મોલવી અને ધર્મોપદેશકોએ અરબસ્તાન અને પયગમ્બર સાહેબના જમાના તરફ જ નજર માંડી રાખવાનું શીખવ્યુ હતુ ધર્મપુસ્તકની ભાષા અરેબિક રાખી કે જે ભાષા સોમાથી એક જ જણુ જાણતો હોય. વિદ્યાવિનોદ માટે તેમણે પર્શિયન ભાષા રાખી તે પણ ઘણા થોડા જણ શીખ્યા. શીખ્યા તે પણ બહુ અશુદ્ધ બોલતા, જે સાંભળી ઇરાનમાં જન્મેલા માણસ હસે અને કટાક્ષ કરે. અમીર ખુશરૂ જે અહીં મોટો પર્શિયન-હિંદી કવિ ગણાતો તે ઇરાનમા સામાન્ય વર્ગનો ગણાતો ફૈઝી

તેથી પણ ઉતરતો ગણાતો

૧૮મા સૈકા સુધી હિંદુસ્તાનનો મુસ્લીમ હિંદુસ્તાનની ભાષાનો ઉપયોગ કરવામા હલકાઈ સમજતો આથી આખી કોમનો ઘણો મોટો ભાગ કોઇ જાતના પોતાના સાહિત્ય વિના રહ્યો તેમની કેળવણી અધકચરી રહી અને ગૃહજીવનમા કોઇ જાતનો સંસ્કારી આનંદ તેઓ લઇ શક્યા નહિ. ધર્મ વિષે પણ વધતુ જતુ સાહિત્ય તેઓને મળ્યુ નહિ થોડી ભાંગીતુટી હિંદી સુધી કવિતાઓ તેઓમા પ્રચાર પામી હતી પણ તેથી અજ્ઞાન રહેલી મોટી કોમનો ઉદ્ધાર કાઇ થાય નહિ

ધાર્મિક મુસ્લીમ હિંદુસ્તાનમા વસતો પણ હિંદુસ્તાનને પોતાનો માનતો નહિ—માની શકતો નહિ, કારણકે તેમ કરે તો તેનો આત્મા નર્કમા જાય એવુ તેને પઢાવવામા આવતુ જે દેશમા પોતે વસતો તેની ભાષા, સાહિત્ય કે પુરાણ વાચતો કે શીખતો નહિ. માત્ર ઇરાન અને અરબસ્તાનનુ હોય તે જ તેને ખપે અનેક જમાના પહેલા રણમા ભટકતી અરબ જાતિની નીતિરીતિ આ જમાનામા ન ચાલે કે આ જમાનાના માણસને લાગુ ન જ થઈ શકે એમ ખુદ શહેનશાહ અકબર પણ માનતો, પરંતુ હિંદી મુસલમાન તો પોતે જે ભૂમિ પર જીવી રહ્યો છે તેનુ એક પણ તત્ત્વ જીવનમા સ્વીકારતા અચકાય છે આ જ કારણથી તેનો માનસિક વિકાસ રોકાય છે

### હિંદુઓની પડતી કેમ થઈ?

મધ્ય યુગમા હિંદુસ્તાનના હિંદુઓની સ્થિતિ બહુ શોકજનક હતી મહાન પ્રજા થવાની કે એક મહાન જાતિ બની રહેવાની તેમનામા તાકાત નહોતી હજારો નાનીમોટી નાતો, વેદાભ્યાસના ઝગડાઓ, જળાશયોની તકરારો, સ્પર્શાસ્પર્શના ભેદો અને દક્ષિણહિંદમા તો સમીપ જવાના ભેદો એ બધા કારણોથી મુસલમાન જેવી સંપીલી કોમ બનવાનુ હિંદુ માટે અશક્ય હતુ. મુસલમાનોના જુલમ અને દબાણ વખતે પણ જાતો અને નાતો અંદરઅંદર નવા ભાગ કર્યે જતી હતી અને હિંદુ સમાજ નબળો પડતો હતો પેશ્વાઇ સામ્રાજ્ય થયા પછી એ ભેદો અને વાડો વધુ કડક થયા અને તેમા રાજ્યબળે ટેકો આપ્યો મહારાષ્ટ્રના બુદ્ધિમાન સુખી બ્રાહ્મણોમા પણ બે મોટા ભેદો પડી ગયા

દેશભક્તિની ધગશ ધરાવતો હિંદુઓને બચાવી શકે એવો દીર્ઘદૃષ્ટિવાળો કોઈ ધર્માચાર્ય જન્મ્યો નહિ જ નાતોના જેટલા જ વાડા ધર્મોના પણ ઉભા થયા અને હિંદુશાસ્ત્રોએ મોક્ષ કે મુક્તિ માટેના શુદ્ધ સિદ્ધાંતો પર સ્થાપેલી આ ગાદીઓ ભાવ ઉલટી દિશાનો બોધ કરી રહી આવી જડ સમાજસ્થિતિથી પરિણામે નિર્બળતા અને નાશ ન થાય તો શું થાય?

ઇસ્લામના પાકા બંધથી એ લોકો બધા કુરાનમા અમુક હદ સુધી આગળ જઇ શક્યા, પણ જ્યા ચાલુ જમાના સાથે જીવનસ્થિતિ ઘડવાનુ આવ્યુ ત્યા અટકી બેઠા યુરોપ આગળ દોડ્યુ જ જાય છે અને પૂર્વ ત્યાનુ ત્યા બેઠું છે દર વર્ષે યુરોપ અને એશિયા વચ્ચે જ્ઞાન, બંદોબસ્ત, ગોઠવણીવાળા સાધનો અને કેળવાએલી શક્તિઓનુ મોટું અંતર પડતું જ જાય છે અને યુરોપની સાથે થવાનુ એશિયા માટે વધુ ને વધુ મુશ્કેલ બનતુ જાય છે અંગ્રેજોએ મોગલ સામ્રાજ્ય હાથ કર્યું એ જ વખતે આફ્રિકા અને એશિયામા બીજા ઘણા મુલકો બીજી યુરોપી પ્રજાએ સર કર્યા આનો અર્થ એ જ કે સ્થિરતા પકડી બેઠેલી જાતિઓને હરાવી તેને બદલે આગળ વધતી જાતિઓ જામી બેઠી

વલ્લભ વગેરે ધર્મ સંપ્રદાયોમા દેખાતી અધોગતિ કરનારી મનુષ્યપૂજા અને બીજા ગુરુભક્તિના સંપ્રદાયો, તથા દેવદાસી કે મુરલીઓ મારફત પોતાની વિષયવૃત્તિઓના વાત જવા દઇએ અને લાખો સામાન્ય માણસો, જેઓ મૂર્તિની ઉપાસના કરે છે તેમની તરફ નજર કરીએ તો ગોરો અને પુજારીઓ તેમની કેટકેટલી અધોગતિ કરતા જોઇએ છીએ! અને તે પણ એવા દેવને નામે, જે ખાય છે, સુએ છે અને માંદા પણ પડે છે જગન્નાથજી (પુરીના) વર્ષમાં એક અઠવાડિયુ માંદા રહે છે. દેવોનો આ વૈભવ અને વિલાસ નવાબોના જનાનખાનાને પણ વટાવી જાય એટલો હોય છે કેટલાક માણસોએ ધર્મ સંપ્રદાયોથી છુટા પડી, બધુ ત્યાગી, શુદ્ધ સત્યની ઉપાસના શરૂ કરી, પણ એકબે પેઢી પછી ત્યા પણ ગુરુપૂજાની અવધિ થઈ ગઇ

પરિણામે, મોગલ રાજ્યની પડતી પછી હિંદુ અને મુસલમાન બન્ને પ્રજા સાવ જડ થઈ ગઇ, માત્ર પૂર્વજોની વાદવાદ કરતા જ બેસી રહી અને નવો

જમાનો ખરાબ આવતો જાય છે એમ ફફડ્યા કર્યું. એ નવા જમાનાને અનુકુળ નવા પ્રયોગ કે સ્વતંત્ર વિચાર કરવા એ તો જાણે ઋષિમુનિઓની બુદ્ધિમાં શંકા કરી ગણાય, ધર્મના પવિત્ર ફરમાનો ઉપર પ્રશ્ન કરવો એ મહાપાપ ગણાય, એવી મનોદશા થઇ ગઇ.

### ઇતિહાસનો બોધ

આમ એક સામ્રાજ્યનો પચાસ વર્ષનો બારીક ઇતિહાસ જાણ્યા પછી આપણને શું કરવુ તે ખુલ્લે-ખુલ્લુ સમજાય તેમ છે હિંદુસ્તાનમા એક પ્રજા બનીને વસવુ હોય, અંદરઅંદર સુમેળ જાળવવાની અને સરહદ સાચવવાની તાકાત મેળવવી હોય, દેશની સંપત્તિ વધારવી હોય, કળા અને વિજ્ઞાનની ઉન્નતિ થએલી જોવી હોય તો હિંદુ અને મુસલમાન બને કોમોએ એક વાર મૃત્યુ પામી પુન જન્મ લેવો પડશે. આ બંને ધર્મોને સતત તપ અને જાગૃતિની દશા વેઠવી પડશે અને વિવેક તથા વિજ્ઞાનની છાયામા પવિત્ર થઇ નવ-સંસ્કાર સ્વીકારવા પડશે ઇસ્લામમાં આવો ફેરફાર થવો અશક્ય નથી ને આજ આપણી આંખ સામે ગ્મનીના વિજેતાએ બતાવ્યુ છે ધાઝી મુસ્તફા કમાલ પાશાએ સાબિત કર્યું છે કે યુગોની ઉંઘમાથી મહાન મુસ્લીમ રાજ્ય નવું બંધારણ ઉપજાવી શકે છે, બહુનારી-લગ્ન પણ બંધ કરી શકે છે, સ્ત્રીઓના ગુલામી પર્દા ઉડાવી શકે છે, દરેક સંપ્રદાયને સરખા હક્ક આપી શકે છે, ને છતા ઇસિલામની ભૂમિ તરીકે ખ્યાતી ભોગવી શકે છે

ઔરંગઝેબ જેવા આદર્શ અને બાહોશ મુસ્લીમ પાદશાહની નિષ્ફળતા દુનિયા સામે સજ્જડ પુરાવો છે કે મહાન પ્રજા વિના મહાન સામ્રાજ્ય નભી શકે નહિ. અને મહાન પ્રજા એટલે શુ ? માણસ માત્રને સમાન હક્ક ને સમાન તક આપીને એક સુબદ્ધ પ્રજા બનાવવી તે. એ પ્રજાનો દરેક ખંડ એક અખંડ શરીરના અંગ જેવો જ હોય, વિચાર અને જીવનની દરેકદરેક મુખ્ય બાબતમા સૌ પરસ્પર મળતા જ હોય અને નાની બાબતો અથવા ખાનગી જીવનની વિગતો ઉદારપણે નિભાવી શકતા હોય, પંથ કે સંપ્રદાયના હિત કરતા આખી પ્રજાના હિત તરફ નજર રાખી રાજ્યવહીવટ થતો હોય અને સમાજમા જ્ઞાનની ઉપાસના નિર્ભય રીતે, અખંડ, અમર્યાદ થઇ શકતી હોય. કોમની સ્વતંત્રતાનો આધાર વ્યક્તિની સ્વતંત્રતા

[ અનુસંધાન જોડેના કોલમને છેડે ]

## પૂછો તંત્રીને

### ગયા અંકમાં પુછેલા પ્રશ્નોના જવાબો

(૧) દરિયાની ઉંડાઇ કેમ માપવામા આવે છે ?

લૉર્ડ કેલ્વિને અવાજ કરે એવા એક યંત્રની ગોઠવણી કરી છે વાળાના દોરડા સાથે એક મણનું વજન ટાંગવામા આવે છે અને પછી તેને દરિયામા ઉતારાય છે જેમજેમ દોરડુ નીચે જાય તેમતેમ એક ઢોલ વાગતો જાય એવી કરામત હોય છે જ્યારે વજન તળીએ પહોંચે છે ત્યારે ઢોલ વાગતો બંધ પડે છે પછી દોરડુ કેટલુ નીચે ઉતર્યું તેનુ માપ લેવાય છે.

(૨) કોઇ પણ એંજીન કે સંચાની શક્તિનુ માપ બતાવવા માટે 'હૉર્સ પાવર' (ઘોડાબળ) શબ્દ કેમ યોજાયો ?

એંજીનના મુળ શોધક જેમ્સ વૉટે 'હૉર્સ પાવર' શબ્દ યોજ્યો હતો પોતાના પ્રાંતના ઘોડાના બળનુ પ્રમાણ એક મિનિટમા ૨૨૦૦૦ રતલ વજન એક ફુટ ઉંચુ કરવામા ખર્ચાતી શક્તિ જેટલું આવતુ હતુ આ ઉપરથી તેણે એંજીનની શક્તિ બતાવવાના માપ તરીકે 'હૉર્સ પાવર' શબ્દ રાખ્યો. થોડા વખત પછી તેણે ૨૨૦૦૦ રતલ ફેરવીને ૩૩૦૦૦ રતલ માપ રાખ્યું હતુ

(૩) લશ્કરમા ખાખી રંગના કપડાનો ઉપયોગ ક્યારથી શરૂ થયો ?

લશ્કરમા ખાખી રંગના કપડાનો ઉપયોગ પ્રથમ હિંદુસ્તાનમા શરૂ થયો સને ૧૮૪૮મા લુમ્સડન અને હોડસનની સરદારી નીચે ખાખી કપડાં લશ્કરમા પ્રથમ વપરાયાં. ત્યાર પછી હિંદુસ્તાનની બહાર સુદાનની લડાઇ વખતે સને ૧૮૮૩માં ફરી ઉપયોગ થયો

(૪) દુનિયામા ઉંચામા ઉંચો પુલ કયો છે ?

દુનિયામા સૌથી ઉંચો પુલ વિક્ટોરિયા ફૉલ્સ બ્રીજ નામનો છે ૪૦૦ ફુટની ઉંચાઇએ ધોધની બરાબર નીચે થઇને તે ઝામ્બેઝી નદી ઓળંગે છે જી એ હૉબ્સ નામના માણસે તે પુલના બાંધકામની યોજના ઘડી હતી.

(૫) વિજળીથી મૃત્યુ કેમ નીપજતુ હશે ?

વીજળી જ્ઞાનતંતુઓમા પસાર થાય છે અને જો તે વધારે મજબુત હોય તો શ્વાસોચ્છ્વાસના જ્ઞાનતંતુઓને નિષ્ક્રિય કરી નાખે છે ને તેથી મૃત્યુ થાય છે

---

પર છે સત્ય અને કલ્યાણ ધર્મનો પુરો ઉદય થશે ત્યારે જ હિંદી પ્રજા તેની પુરી અને ખરી ખ્યાતિ પામશે

(ઔરંગઝેબનો ઇતિહાસ. પુસ્તક ૫ મુ) જદુનાથ સરકાર



આખું વર્ષ રખડવું, તોફાન કરવા, ક્લાસમાં કુચરસ ખાવી, ગાયન ગાવા ને વળી પાછું પાસ થવું, કેમ ?

# તુકારામની મૅટ્રિક

જીંદગીમાં ઘણી યે લ્હાણો લેવાની હોય છે મૅટ્રિક અને તેમાં ભણતા વિદ્યાર્થીઓનો સમાગમ, તેમની મિત્રતા, તેમનો કાર્યક્રમ, તેમનો ભભકો અને તેમનો વટ, એ બધું બારીકાઈથી નીરખવું એ પણ એક અનેરી લ્હાણ જ છે

ત્રિલોકચંદ્ર અમારા શહેરના લોખંડના વેપારી તૈયબઅલીના ગુમાસ્તા બદુકાકાનો પુત્ર થાય

બદુકાકા, ગુલામહુસેન જીવતા હતા એ જમાનાના ગુમાસ્તા એટલે એમને આપણે જુના માણસ કહીએ તો ખોટું નહિ એમનો એક પુત્ર જગન્નાથ હિંદુસ્તાનની બી બી ઍન્ડ સી આઇ રેલવેની જે લોકલ અમદાવાદથી રાતે સાડાદસ વાગ્યે ઉપડી મુંબઈ જાય છે, તેમાં કામ કરતો સુનદો ગાર્ડ છે બીજો પુત્ર અમેરિકામાં મોટા પાયા પર તારકસબનો ધંધો કરવા ઉમેદ રાખે છે।

એમના બીજા ચીરંજીવી ત્રિલોકચંદ તે આમ બાડા તો નહિ પણ જન્મથી જરાક ત્રાંસુ જોવાની ટેવવાળા તો ખરા

દસ માસ સુધી અમારી હાઇસ્કુલમાં વધારેમાં વધારે લહેર કરવા માટે, છેલ્લી પાટલી ઉપર વધુમાં વધુ વાર ઉભા રહેવા માટે અને તમામ માસ્તરોને વધારેમાં વધારે પજવવા માટે જો કાંઇ ઇનામ કાઢવામાં આવે તો તે અમારા ત્રિલોકચંદને જ મળે, એમ અમારા ક્લાસની બહુમતી છે તેમની સાથે નારાસાગી હોવાથી અમે તેમને તુકારામ કહી સંબોધીએ છીએ

છેક અંગ્રેજી પહેલા ધોરણથી સાતમા ધોરણ સુધી, ચીઠ્ઠીઓ લઇ આગલા ધોરણમાં ચઢી જનાર તુકારામ ખરેખર જવાંમર્દ જ છે।

તેમના અભ્યાસક્રમમાં જરાક દૃષ્ટિ નાખીએ તો માલમ પડે છે કે અંગ્રેજી પાઠમાળા ભાગ પહેલાનો પાઠ ત્રીજો સમજતા એમને ઓછામાં ઓછો એક દાયકો જોઇએ જ્યૉમેટ્રી ઉપર તો એમને ઘણી ચીડ છે જ્યૉમેટ્રીનું પાનું ઉઘાડવું એટલે તેમના દુશ્મનને નમન કરવું એમ તે માને છે. ઍલ્જિબ્રાના ફૅક્ટરો જેવી ચીજમાં માથાકુટ હોવાથી તેને એ ગાંઠી છંછેડતા જ નથી

જો ગણિતમાં બહુ ગુણકાર ન હોય અને અપૂર્ણાંક વગરના માધે સીધા દાખલા પુછ્યા હોય તો અકસ્માતે પાંચમાંથી દોઢ ખરો પડે, તેની મને તો સોએ સો ટકા ખાતરી છે

ભૂગોળમાં ઘણા ગામોના નામ આવતા હોવાથી

તેમા જરા કચાશ છે, છતા અમદાવાદથી નડિયાદ અને નડિયાદથી કપડવણજ, અથવા અમદાવાદથી મ્હેસાણા સુધીના ઘણાખરા ગામો તેમને મોઢે છે.

ઇતિહાસ એટલે અરધા ગપાટા મારી કઇક લખવું એવી તેમની દઢ માન્યતા હોવાથી 'સો માર્ક-માથી ધારૂ તો ઓછામા ઓછા તેર માર્ક હુ મેળવી શકુ' એમ તેમણે એક વાર પરશોત્તમ માસમા સવારે નવ વાગ્યે નહાવા જતા નદી ઉપર છાતી ઠોકીને કહેલુ એ મને બરાબર યાદ છે.

ગઇ સાલ યુનિવર્સિટીએ સાયન્સ અને ભૂગોળ ફરજીયાત દાખલ કરેલા એની સામે તેમનો સપૂર્ણ વિરોધ છે એ વિરોધને લીધે સાયન્સના અવરોમા તેમણે હૉટેલો શોધાવી છે હૉટેલોના બીલના પૈસાનો હિસાબ કરીએ અને જે પૈસા થાય તે જો કોઈ સાયન્સ માસ્તરને આપીએ તો ઓછામા ઓછા ત્રણ છોકરાં તે ભણાવે એમ ગામના લોકોને વાત કરતા મેં સાભળ્યા છે.

આ તુકારામનો અભ્યાસક્રમ થયો પ્રીલિમિનરી ---એટલે ફારમ આપવાની---પરીક્ષા પહેલાનુ એક અઠવાડિયુ અને ફારમ લીધા પછીના એક આખા માસની એમની તનતોડ મહેનતનો જો કોઇ વિચાર કરે તો જરૂર તુકારામ માટે દયા અને દિલસોજી બતાવે

ફારમની પરીક્ષાને ફક્ત આઠ જ દિવસ રહ્યા એમ છોકરાઓ વાતો કરે છે ને તુકારામ સાભળે છે ફારમ લેવાનો દઢ નિશ્ચય કરીને કઇક બબડતા બડબડતા એ પોતાને ઘેર જાય છે.

'માજી, કાલથી આપણે શાક લેવા નથી જવાના. છીંકણી પણ તમારે જાતે જ લાવવી પડશે મારી પરીક્ષા આવતે સોમવારે જ છે. કાકાને કહેજો કે ત્રીજો માળ ખાલી કરી મને એક ઓરડી સ્વાધીન કરે. જો તેમ નહિ કરો ને પછી અમે નાપાસ થઈશું તો તેમાં અમારો વાક નહિ' કાલથી સાજે બાગમા ફરી આવીને પછી વાળુ કરી રાતના બબ્બે વાગ્યા સુધી વાચવું છે, માટે મોટા ભાઇને કહેજો કે એક ટેબલ લૅમ્પ લાવે અને સાજે બ્હેનને પણ કહી દેજો કે સ્ટવ, પિન, ચા, ખાડ અને મસાલાના ડબ્બા મારા ટેબલ નીચે જ મુકે વળી જો થરમોસ અપાવો તો ઘણું સારૂ'' તુકારામે



ઉ-ઉ મને ફારમ ના આપ્યું, હેડમાસ્તર ખરાબ છે

એકસામટી બધી સુચના કરી દીધી.

× × ×

પરીક્ષા થઈ ગઇ છે મગળવારે પરિણામની રાહ જોતા નવજુવાનો પાટલીઓ પર બેઠા છે એટલામા હેડમાસ્તર આવ્યા અને કોણકોણ પાસ થાય છે તથા કેટલાને ફૉર્મ આપવાના છે તેમના નામ વાચી ગયા· તુકારામને બીજે વરસે ફૉર્મ આપવાનું વચન આપી રવાના થયા. દીવેલ પીધેલા જેવુ મોઢુ લઇ તુકારામ ઘેર ગયા અને ત્રીજે માળે એક ખુરશીમા પડી પોકે-પોક મુકી રડવા લાગ્યા.

એટલામા માજી આવી પહોચ્યાં 'હાય હાય' મારા તુકા, શુ થયુ? વીંછી કૈડયો? ખમ્મા તને'

'ના ના, માજી, હુ-હું-મને ફારમ ના આપ્યું; હેડ માસ્તર ખરાબ છે શેઠિયાના, વકીલના અને ડાકટરના છોકરાને તથા ગાડીઘોડાવાળાને ફારમ આપે છે મને ના પાડી એં...એં...મને નપાસ કર્યો'

'કઇ નહિ બેટા, બીજે વરસે! કઈ મરી જવું છે? જોઇશુંને આપણી નાતમાથી કેટલા પાસ થાય છે' તે એ તો બધા ય મદીના મદી ને બહારના બહાર બધે દગો થઇ ગયો એને હાડકા નીકળ્યાં' હા-હા, મોટાને આવવા દે પેલો કિરપો વકીલ છે ને, તેને કહીશું એટલે ફારમ અપાવશે.'

× × ×

તળાવને કિનારે પગથિયાં પર બેઠોબેઠો તુકારામ મનમા બબડે છે 'જો દુદુભી માસ્તરના અવરમા ખેન્ચો કુટવા-મા મારો ભાગ ન હોત તો જરૂર હુ હિસ્ટરીમા પાસ

થાત પેલા કાણાકાકાના અવરમા છીંકો તથા ઉધ-ગ્સ ખાઇને તેને ખુબ સતાવેલો, એટલે જ હુ અગ્રેજીમા ઉડી ગયો પેલો જબલપુરી આવ્યો ને તરત મને ક્લાસઆઉટ કર્યો, તે દિવસની એની ચીડને લીધે સાયન્સમા થોડા માર્ક ખુટયા કઈ નહિ, જો પેલો કિરપો કૃપા કરે તો બેડો પાર'' લહેરમાં આવી કવિતા લલકારવા માડી

> અરજ સુણો અવિનાશી,
> અમારી અરજ સુણો અવિનાશી

'હે! પ્રભુ' જો ફારમ મળી જાય તો દુનિયા ઝખ મારે છે ' હે પ્રભુ' તુ પામ ભલે ના કર, પણ ફારમ તો જરૂર અપાવ જા, તને ઘીનો દીવો પુરીશ કંઇ નહિ, હીમતે મરદા તો મદદે ખુદા ચાલ જીવ કિરપા પાસે''

× × ×

હેડમાસ્તરે નોટિસ કાઢી છે કે કામ વિના ઑફિસ-મા દાખલ થનારને શિક્ષા કરવામા આવશે એમનો રૂઆબ બદલાઇ ગયો છે જાણે ઘણા જ કામમા રોકાએલા હોય તેમ દેખાય છે વાત કરતા સભ્યતા જરાક ઓછી જણાય છે ફૉર્મ માટે કોઇ મામાની, કોઇ કાકાની તો કોઇ ફૂવાની ચીઠ્ઠીઓ લઇને વારા-ફરતી ઑફિસમા પ્રવેશ કરે છે હેડમાસ્તર સૌને દબડાવે છે, ધમકાવે છે, આસુ કઢાવે છે અને અનહદ દયા આણી ફૉર્મ આપે છે છેલ્લે દિવસે સાજે સાડાચાર વાગ્યે તુકારામે હેડમાસ્તરને કિરપા-રામ વકીલની ચીઠ્ઠી બતાવી હેડમાસ્તરે સવાલ કર્યો, 'તુ કેટલામા પાસ છે?'

'સાહેબ, પાચમાથી ત્રણમા નપાસ છુ ને એમા તેત્રીસ તેત્રીસમા માનઆઠ ખુટે છે!'

'આખુ વર્ષ રખડવુ, તોફાન કરવા, ઉધરસ ખાવી, ગાયન ગાવા ને વળી પાછુ પાસ થવુ' અવર ભરવા નહિ ને પછી ચીઠ્ઠીઓ લાવવી' જા, એસ પેલા ખુણામા ને આમા લખ્યુ છે તેમ લખ'

તુકારામને મુક્તિ મળી ગઇ! હરખમા ને હરખમા તેણે બાર આના હૉટેલમા ખરચી નાખ્યા

× × ×

ફૉર્મ મળ્યા પછી તુકારામનુ જીવન બદલાઇ ગયું નિશાળેથી છુટી બે કલાક તળાવ ઉપર ફરી આવી વાળુ કરીને શ્રીયુત બેરાબર સાડાનવ વાગ્યે વાચવા બેસતા વચ્ચેવચ્ચે પ્રેરણા થઈ આવે તો પાચદસ મિનિટ ગાયન પણ ચલાવે સાડાદસ-અગિયારે ચા બનાવે પીને જે બેઠા તે સાડાચારે ઉઠી મો ધોઈ ફરી બીજો એક પાઠી એક વાગ્યે વાચન શરૂ કરે વચમાં અકસ્માતે દોઢેક કલાકનુ લાબુ ઝોકુ આવી જાય' વળી પાછા અઢીથી પાચ સુધી વાચે.

તેમનો સ્વભાવ ખરેખર ચીઢીઓ થઇ ગયો હતો અને મહાકાળીની મૂર્તિ જેવો ક્રોધ રાખતા મોટા શાહી કુમાર માફક હુકમ કરતા. એક વખત ફાકો રડેલો એટલે તેમણે છુટો પામ મારી પાણીની ગોળી ફોડ્યાનુ જગજાહેર છે. માજીએ ઘરના બધા માણસને તેમને છછેડવાની મના કરી દીધી હતી સવારે સાડા આઠે ઉઠી દાતણપાણી કરી નવથી દસ સુધીનો વખત લાયબ્રેરી કે હૉટેલમા ગાળતા, અને સાડાદસે ત્રીજે માળે જઇ બરાડા પાડી ફરી પાછુ વાચવા માડતા બપોરે માજીના આગ્રહથી કલાક બે કલાક ઉઘતા અને સાજે વળી પાછા ત્રણ કલાક વાચી ફરવા જતા આમ એક માસ સુધી તુકારામને પરીક્ષાનો રાહુ નડ્યો

પરીક્ષા આપ્યા પછી, આન્દામાનમાં બાર વરસ કાળા પાણી ભોગવી બહાર આવતા જેટલો આનંદ કેદીને થાય તેટલો આનદ તુકારામને થયો પરીક્ષા પછીની આખી રાત અને અડધો દિવસ મળી કુલ અઢાર કલાક તે ઉંઘ્યા હતા મગજને ટંડું પાડવા આઇસ્ક્રીમ ઉડાવવાનુ પણ ભુલ્યા નહોતા. પાસ થવા માટે પરીક્ષાના પેપરો તપાસનારા કોણકોણ છે, તેની શોધમા તેમણે એક અઠવાડિયું ગાળ્યુ હતુ લાગવગ લગાડવાનો ઘણો યે પ્રયત્ન કરવા છતા ક્યાંય નહિ ફાવવાથી માતાજીની, બળિયા કાકાની, મહાદેવની, હનુમાનની અને સત્યનારાયણની બાધાઓ રાખી તુકારામ, જુનની પહેલી તારીખના ટાઇમ્સની રાહ જોતા અમદાવાદ સ્ટેશને પ્લૅટફૉર્મ પાસ લીધા વગર રખડતા હતા

અંશુ

---

ગામડિયો—મુબઈ જવાની ગાડી આ કે ?

શહેરી—હારતો, એમા પુછે છે શું! એટલી તો મુર-ખને યે ખબર પડે

ગામડિયો—તેથી તો હું તમને પુછુ છું, ભાઈ સાહેબ!



# એકાંતના દોસ્તો

## કાગડા ચકલાં ખિસકોલીઓ બિલાડીઓ. . . .

[ ‘ઓતરાતી દીવાલો’ નામના પુસ્તકમાં કાકાસાહેબ કાલેલકરે પોતાના જેલના દિવસોના સોબતીઓ—પંખીઓ, કીડીઓ, કબુતરો, મધમાખો, વાઘ, બિલાડીઓ અને બીજાં અનેક જીવજન્તુ સાથેના પ્રસંગોના અતિ રસમય બયાન આપ્યાં છે અવલોકન કરવાની દૃષ્ટિ અને જીવમાત્ર પ્રત્યે મમતા હોય તો પ્રાણીસૃષ્ટિ પણ કેટલી સજીવ અને રસમય બની રહે છે તેના બહુ સુંદર ચિત્ર એમા મળી રહે છે. માત્ર વાનગી તરીકે જ આ નીચે થોડા ફકરા અમે ઉતારીએ છીએ અમારી તો ખાતરી છે કે આટલું વાંચ્યા પછી એ આખું પુસ્તક, જેણે નહિ વાચ્યુ હોય તે શોધીને અવશ્ય વાંચી જશે ]

હવે કાગડાઓના માળા બાધવાના દિવસ આવ્યા કાગડાઓ દૂરદૂરથી ડાંખળીઓ લઈ આવતા અને ઝાડ પર ગોઠવતા. ડાખળી જરા મોટી હોય અથવા જોઇએ તેવી ન હોય ત્યારે કાગડાઓ લાવીને મારી કુંડીમા નાખતા પદરેક મિનિટમા બરાબર પલળે એટલે લઇ જતા એક દિવસ એક કાગડાને લોઢાના તારનો જાડો કકડો જડ્યો ઘાસની ગાસડી બાધવા માટે આવા તારનો ઉપયોગ થાય છે આ તાર વતી વીસમી સદીના આ મયાસુરે એક લોહપ્રાસાદ બાધવાની ખુબ મથામણ કરી, પણ તાર અક્કડ જ રહ્યો. આખરે એને સુઝ્યું કે ચાલો આપણે એને પાણીમા નાખીને પલાળીએ. બરાબર બે વાગ્યાથી ચાર વાગ્યા સુધી એણે એ પ્રયત્ન કર્યો પહેલા એક છેડો પાણીમા બોળ્યો, પછી બીજો, પછી વચલો ભાગ બે કલાકની મહેનત પછી કાગડાભાઈ એટલુ પદાર્થવિજ્ઞાન શીખ્યા કે લાકડાના ગુણધર્મ અને લોઢાના ગુણધર્મ સરખા નથી હોતા. પણ આખરે એણે પોતાના માળામા એ તારનો ઉપયોગ તો કર્યો જ.

卐 卐

એક દિવસ અહ્લામદ દોડતોદોડતો આવીને કહે, ‘કાકાજી, કાકાજી, જરા બહિર આઇએ તો સહી હમને એક કાંગડા પકડા હૈ’ જઇને જોઉં છુ તો સાચે જ ચતુર કાગડો પણ ઠગાગો હતો. કાગડો ઓરડીમા પકડાયો હતો. એને પગે એક લાબી દોરી બાધેલી હતી (કેદી પાસે દોરી ક્યાથી આવી? જેલ ખાનગી વ્યવસ્થા.) કાગડાએ દુનિયાના તમામ કાકાઓને વહારે ધાવા બુમ પાડી. પણ હું એકલો જ ત્યા હાજર હતો. મેં ઘણી આજીજી કરી અને કાગડાભાઈ છુટી ગયા મારી ખાતરી છે કે એ કાગડે ફરીવાર જેલનુ મો પણ નહિ જોયુ હોય. પગ બંધાયો એનું કઈ નહિ, મરી જાત એનું યે કંઈ નહિ, પણ કાગડો ઠગાયો એ શરમ એની આખી નાતને અસહ્ય થઇ હશે

卐 卐

મારી ઓરડીમા ખુબ ઉંચે એક બાંકું હતુ એક ચકલીની દૃષ્ટિ તેના પર પડી તરત જ તેણે ત્યા પોતાનો માળો ઘાલ્યો ખીસકોલીઓએ મારા ઉદેપુરી ઊનના આસનના કકડા તો કરી નાખ્યા જ હતા. તેમાના મનપસંદ કકડા ઉપાડીઉપાડી ચકલીએ પોતાનો મહેલ સજી નાખ્યો. આ રીતે છ વાગ્યે ઓરડીમાં પુરાયા પછી પણ સહવાસને માટે મને ગોઠિયો મળ્યો ચકલી એ હમેશા પ્રસન્ન રહેનાર પ્રાણી છે. આખો દિવસ વાતો કરતા તે થાકે જ નહિ, અને બૈરાઓની પેઠે એની એ જ વાત ફરીફરીને કહેતા કટાળે નહિ. મારી ઓરડીમા રોટલાના કકડા પડેલા હોય એટલે અન્ન અને આશ્રયની તેને પુરેપુરી સગવડ મળી. અને પરિન્દાની જાત એટલે વસ્ત્ર તો માગે જ નહિ. યથાકાળે માળામા નાનાનાના બચ્ચાં ચિંચિં કરવા લાગ્યા. ચકલી રોટલાની કરચો જમીન પરથી વીણી લે, ચાચમા દબાવીદબાવીને તેને પોચી કરે ને ઉપર જઇ બચ્ચાને ખવડાવે મારી ઓરડીમાં રહેતી ખીસ-

કોણીથી આ ચકલીનો સહવાસ સહન થતો નહિ પણ કરે શું ? ભીંતના બાકા સુધી પહોંચી જવાય એમ ન હતુ. નહિ તો ખીસકોલીએ ચકલીના ઇંડાને જ હોઇયા કરી નાખ્યા હોત જો કે ખીસકોલીઓ ઇંડા ખાય છે એ વાત છોટાચક્રગ ન ૪ છોડયા પછી જ મારા જાણવામા આવી.

ॐ ॐ

હું માનતો કે કોયલ પોતાના ઇંડા કાગડા પાસે સેવાવે છે એ કેવળ કવિકલ્પના હશે. 'શાકુન્તલ'મા જ્યારે વાચ્યું 'અન્યૈર્દ્વિજૈ પરભૃત ખલુ પોષયન્તિ' ત્યારે કાલિદાસે લોકવહેમનો ઉપયોગ કર્યો છે એમ જ મેં માનેલુ પણ જેલમા જોયુ કે કાગડા સાચે જ કોયલના બચ્ચાને ઉછેરે છે જ્યાંત્યાંથી ખાવાનુ આણીને બચ્ચાને ખવડાવે અને તેમને લાડ લડાવે પણ થોડા દિવસમા સંસ્કૃતિનો ઝઘડો શરૂ થયો કાગડાઓને થયુ કે બચ્ચાને ખવડાવીએ એટલુ બસ નથી, આપણી સુધરેલી કેળવણી પણ તેને આપવી જોઇએ એટલે ખાસ વખત કાઢી માળા પર બેસી કાગડો શીખવાડે, 'બોલ, કા કા.. કા' પણ કોયલનું પેલુ કૃતઘ્ન બચ્ચું જવાબ આપે, 'કુ.. કુ. કુ' કાગડો ચીઢાઇને ચાંચ મારે અને ફરી કેળવણી શરૂ કરે, 'કા.. કા.. કા' પણ આમ કોયલ કઇ પોતાની સંસ્કૃતિનુ અભિમાન છોડે ? એણે તો પોતાનુ 'કુ.. કુ' જ ઘુટવા માડયુ કાગડાની ધીરજ ખુટી ત્યા સુધીમાં કોયલનુ બચ્ચુ પગભર થયુ હતુ,—અથવા સાચુ કહીએ તો પાખભર થયુ હતુ કાગડાની બધી મહેનત ફુટી પડી મને લાગે છે કાગડો હિંદુસ્તાની હોવાથી તેણે નિષ્કામ કર્મ કર્યાનુ સમાધાન તો જરૂર મેળવ્યુ હશે. 'યત્ને કૃતે યદિ ન સિધ્યતિ કોऽત્ર દોષ.' એમ ન હોત તો કાગડો દર વર્ષે એ ને એ જ અખતરો ફરી ફરીને શુ કામ કરત ? શામળભાઈ કહે, 'આ કોયલના બચ્ચા જેટલી પણ અક્કલ આપણા અંગ્રેજી ભણેલાઓમા હોત તો તેઓ ઘરમા અંગ્રેજીમા ન બોલત '

ॐ ॐ

દશેરાને દિવસે એક નીલકંઠ ( ચાસ પક્ષી ) અમારે ત્યા આવ્યો નાનપણથી નીલકંઠ વિષેનુ કાવ્ય ખુબ સાભળેલું નીલકંઠ એટલે અત્યંત કલ્યાણકારી પક્ષી, જ્યાં તે જાય ત્યાં શુભ જ થવાનુ, નીલકંઠનુ દર્શન થાય એટલે તે દિવસે સારૂસારૂ ખાવાનુ મળવાનુ, એ બધી માન્યતાઓ તેના દર્શન સાથે મનમા તાજી થાય છે. મને મારૂમારૂ ખાવાની ઇચ્છા પણ ન હતી ને આશા પણ ન હતી મેં સ્વાદ જીત્યો છે એમ તો કેમ કહુ, પણ તે વિષે ખુબ બેદરકાર હુ ખરો. નીલકંઠને જોઇને આખો દિવસ ખુબ પ્રસન્નતા અનુભવી અને નીલકંઠ પણ કોઇ રાજદૂતની પેઠે પોતાના પોષાકના મહત્ત્વનુ પોતાને બરાબર ભાન હોય તેમ દબાએલા અભિમાનથી આમતેમ ઉડતો હતો ઘણી વાર અમારા તરફ નજર નાખતો, પણ તે એટલી બેદરકારીથી કે જાણે કહેતો માગતો હોય કે તમારા જેવા ક્ષુદ્ર માનવી મારી એક નિગાહને પણ લાયક નથી થોડોક વખત આમતેમ ફરી ભાઇસાહેબ જાણે કઇ ભારે કામ ભુલી ગયા હોય તેમ એકાએક ઉતાવળાઉતાવળા ઉડી ગયા આપણા બેસના વખતે સુપરિન્ટેન્ડેન્ટે એ જ નીલકંઠ જોયો, એટલે મને આવીને કહે, 'મિ. કાલેલકર, આજે મેં નીલકંઠ જોયો એનુ માહાત્મ્ય શું છે ?' મેં કહ્યુ, 'તમારૂ આખુ વરસ મજામા જશે માત્ર નીલકંઠનો શિકાર નહિ કરતા ' સુપરિન્ટેન્ડેન્ટે કહ્યુ, 'આખુ વરસ કેવુ જશે એ તો કોણ જાણે, પણ આજે તો સવારે ઉઠીને નવા કારખાનામાં કેદીઓ ને મુકાદમ લડી પડયા એ ભારે અપશુકન થયા ખરા.' સાભળ્યા પ્રમાણે તો તે વખતે હિંદી સ્ટોરખાતામા રહી ગભ્ભર થએલા, એ સુપરિન્ટેન્ડેન્ટ ડૉઇલ સાહેબનો ઘણો સમરો ગુજરી ગયો અને તેની મોટી મિલકત ડૉઇલ સાહેબની પત્નીને મળી. આ અપશુકન ગણાય કે શુકન એ આપણે શું જાણીએ ?

ॐ ॐ

શામળભાઇ પાસેથી રોટલાના કકડા ખાઇખાઇને કાગડાઓ મારી પેઠે માત્યા હતા મને થયુ, ચાલો કાગડાઓને જરા કસરત કરાવુ. હુ રોટલાના કકડા આકાશમા ખુબ ઉંચે ઉછાળુ ધારણા એવી કે કાગડા ઉડીને આકાશમા ને આકાશમા કકડા અદ્ધરથી ઝીલી લે. પણ એ બાવાઓ માથુ ઉંચુ કરીને કકડો કયા ઉડે છે ને કયા પડે છે તે ટુકે પેટે જોઇ રહેતા, અને કકડો નીચે પડે એટલે એને માટે પડાપડી કરતા મેં શામળભાઇને કહ્યુ, 'તમારા ગુજરાતના કાગડા

સાવ નાલાયક છે. અમારે ત્યાં નાનપણમાં હું ચેવ-ડામાંથી કાજુ વીણીવીણીને આકાશમાં ઉડાડતો ત્યારે કાગડાઓ એકેએક અદ્ધર જ ઝીલી લેતા પણ આ બાધાઓ તો ડોળા કાઢીને જોઈ જ રહે છે!' શામળ-ભાઈમાં કંઈ પ્રાન્તીય અભિમાન ઓછું હતું! તેમણે કહ્યું, 'અમારે ત્યાંના કાગડા ઓછા જ ભુખડી-બારશ હોય છે!'

卐 卐

રવિવારનો દિવસ હતો. પોલીસોને જલદી ઘેર જવું હતું એટલે અરજી કરી તેમણે અમને પાંચ વાગ્યે જ કોટડીઓમાં પુરી દીધા હતા. હું 'નાથ-ભાગવત'નો એક અધ્યાય પુરો કરી ઓરડીમાં નિરાંતે બેઠો હતો. પોલીસો તેમજ મુકાદમો તાળાં બરાબર બંધ છે કે નહિ તે તપાસી બીડી પીવા ક્યાંક ખુણે જઈ ભરાયા હતા. એટલામાં એક મોટો ધીંગો બિલાડો ધરાઈને ખાધા પછી મુછ ચાટતો ચાટતો અને હાથીની પેઠે ડોલતોડોલતો આવી મારા બારણા આગળ અટક્યો અને ધ્યાનપૂર્વક મને નિહાળતો ઉભો. તેણે માથું ઉંચું કર્યું, નીચું કર્યું, બારણાના એક છેડા તરફથી જોયું, બીજા છેડા તરફથી જોયુ, ને 'ગુર્ર્ર' 'મ્યાઉં' કરીને પોતાનો સંતોષ જાહેર કર્યો! નાનપણથી અનેક અજાયબઘરો (મ્યુઝિયમો) હું જોતો આવ્યો છું, પાંજરાંની માંહ્ય પશુપક્ષીઓ, વાઘ અને બિલાડાઓ પુરેલા મેં બહારથી જોયા છે, તપાસ્યા છે, તેમનું વર્ણન બહારના લેખકો પર વાંચી સંતોષ વ્યક્ત કર્યો છે; પણ કોઈ કાળે મેં એમ સ્વપ્ને ય ધારેલું નહિ કે હું બંધબારણે પુરાયો હઈશ અને એક નફ્ફટ બિલાડો બહારથી મને જોઈ-તપાસી પોતાનો સંતોષ જાહેર કરશે! બિલાડીઓનું કોઈ છાપું ચાલતું હોત તો પેલો ધીંગો આ પ્રસંગ પર જરૂર એક લાંબો વર્ણનાત્મક લેખ લખત

卐 卐

હું મોટો હતો ને દરમિયાન મને દૂધ મળતું. અને જ્યાં દૂધ હોય ત્યાં બિલાડી તો હોય જ એ જુનો સિદ્ધાન્ત; એટલે હીરાએ મારી સાથે ભાઈ-બંધી કરી. ગમે ત્યાંથી આવે અને પગે નાક ઘસે, પુછડી ઉંચી કરીને 'મીયાઉં' એવો પ્રતિધ્વનિ અને સહૃદય અવાજ કરે. નાનપણમાં વૈશ્વદેવ કરી પછી જ જમવા બેસવાનો અમારો રિવાજ, એટલે બિલાડીને દૂધ પાયા વગર જાતે દૂધ પીવાનું મન થતું જ નહિ. પણ બિલાડી માટે વાસણ ક્યાંથી લાવવું! સદ્‌ભાગ્યે અમારા ઓટલાની કોર પરના એક પોરબંદરી પથ-રામાં નાનકડી તાવડી જેવો એક ખાડો હતો, તેમાં રોજ એને હું દૂધ પાતો. કોક દિવસ હું 'Tale of Two Cities' વાંચવામાં ગુલતાન હોઉં અને બિલાડીને વેળાસર દૂધ ન મળે એટલે ધીમેધીમે એકએક પગલું ભરી બિલાડી રકેબીથી ઢાંકેલા માગ ચણુ તરફ જાય, દૂરથી ચંચુ સુધે, અને પોતે ભારે ગુન્હો કર્યો એવું એકાએક ભાન થયું હોય તેમ ઝટ પાછે પગલે પાછી હઠી જાય. બિલાડી જો સંસ્કૃત જાણતી હોત તો બોલી ઉઠત: 'અહોરાત્ર મહત્પાપં કર્તું વ્યવસિતા વયમ્।' પણ એ તો બિલાડી રહી. એનું બધુ સંસ્કૃત 'મીયાઉં' એ એક જ ઉદ્‌ગારમાં પરિસમાપ્ત થતું. પાછી બેસીને 'મીયાંઉ' બોલી મારા તરફ સહેજ જુએ ને ધીરજ કેળવે. પણ પાછું રહેવાય નહિ એટલે ફરી આગળ જાય, દૂધ સુંઘે ને અચકાઈને ફરી પાછી હઠે. આ રીતે એણે મારા પર મારી છાપ પાડી હું એને નિયમસર દૂધ પાતો. કોકવાર એને રોજ કરતા બમણું દૂધ આપતો પણ આખરે બિલાડી તે બિલાડી. એક દિવસ ક્યાંકથી એક દોસ્તદારને લઈ આવી. હીરાને તો અમારી બીક હતી જ નહિ એટલે તે સીધી આવીને મારી પથારી પાસે બેઠી અને એનો દોસ્તદાર અમારી નજર ચુક-વીને આગળ ધસ્યો અને એણે ચંબુ ઉથલાવી પાડ્યો એની ઉજાણી શરૂ થાય તે પહેલાં જ શામળભાઈનું ધ્યાન તે તરફ ગયું ને તેમણે તેને હાંકી કાઢ્યો. હીરાની મુદ્રા પણ ચોર જેવી થઈ હતી. તે પણ વગર હાંક્યે ત્યાંથી પોબારા ગણી ગઈ. બેત્રણ દિવસ લાગલાગટ આ બંનેએ ઉત્પાત મચાવ્યો. હીરા પહેલાં તો ભીંતના નીચલા કાણામાંથી એકલી આવતી અને પરિસ્થિતિ નિહાળી અનુકૂળતા જણાયે બહાર જઈ દોસ્તદારને લઈ આવતી. પોતે પ્રત્યક્ષ ચોરીમાં ભાગ ન લે પણ તેમાં તેનો સમભાવ તો પુરેપુરો હોય. હીરાના ગુન્હાની ખાતરી થયા પછી બે દિવસ મેં એનું દૂધ બંધ કર્યું, દૂધ ઉપર સખત પહેરો રાખ્યો,

[ અનુસંધાન આગળ પાન ૨૧૨ના પહેલા કોલમને છેડે ]



# રાત

એવો યે એક વખત હતો જ્યારે સૂર્ય પૃથ્વી ઉપર આઠે પહોર પ્રકાશતો ને રાત એટલે શું એનું તો દુનિયાને ભાને ય નહોતું પણ એ તો લાખ્ખો ને કરોડો વર્ષો પહેલાની વાત થઇ ત્યારે એ રાત આવી ક્યાંથી?

નાનકડી ઝુપડીમાં એક ગરીબ કુટુંબ રહે ભાઇ-બહેન અને એમના માબાપ, ચાર જણા બહેનની ઉમર પાંચ વર્ષની ને ભાઈ સાત વર્ષનો બાપ ચારચાર પહોર મજુરી કરે ને મા ફુલના ગજરા ગુંથી ગામમા વેચવા જાય ભાઈબહેન પાસેની વાડીમાથી ચુંટાય એટલા ફુલ ચુંટે

માને એક દિવસ તાવ આવ્યો ને એનાથી ગજરા ન ગુંથાયા હવે જો બાપ પણ એની સારવારમા ઘેર રહે તો એ બધા ખાય શું? એટલે બાપ તો ભારે હૈયે મજુરી ઉપર ગયો, પણ એનો જીવ તો ઘેર ને ઘેર જ

ભાઇબહેન બાની પથારી પાસે બેસી રહે છે, રમવાનું તો એમને સાંભરતું યે નથી ભાઈ વચ્ચે-વચ્ચે બાને પાણી પાય છે બહેન પુછે છે, 'બા, એ. .બા, તું સુઇ કેમ રહે છે? તારે ગજરા વેચવા નથી જવું?' કહે તો અમે ફુલ ચુંટી આવીએ '

બાને તો સારૂં ન જ થયું બાપ કહે, 'એ તો મરી ગઈ.' છોકરા મરવામા તો કાંઈ સમજ્યા નહિ, પણ બા એમને એકલાં મુકીને જતી રહી એટલે ખુબ રડ્યા વખત વીતતા વાત વીસારે પડી.

'બા હતી ત્યારે તો ગજરા વેચીવેચીને કુટુંબને નભાવતી, પણ હવે એની કમાણી તો ગઇ એટલે બાપે ચારને બદલે પાંચપાંચ ને છછ પહોર કામ કરવા માંડ્યુ પણ તો યે પુરો રોટલો મળતો નથી બાપ અરધો ભુખ્યો રહી બાળકોને પુરૂં ખવડાવે છે

પણ છોકરાં પુરેપુરાં કમનસીબ' હજુ તો ત્રણ મહિના યે પુરા વીત્યા નથી ત્યા તો બાપે પણ બાનો રસ્તો લીધો નાનકડા બાળકો નિરાધાર થઇ પડ્યા ઘરમા એક દિવસનું પણ ખાવાનું નથી

ભાઇબહેન શેરીએશેરીએ ભટકે છે કોઇ ભલી બાઇ ખાવાનું આપે તો કોઇ વળી ધક્કા મારી બે કડવાં વેણ પણ કહે પારકાંની કોને પડી હોય'

બહેનનું કોમળ હૃદય લોકના કઠોર વચનોના ઘા ન સહી શક્યુ એ કહે, 'ચાલ ભાઇ, આપણે આવા માણસો જોડે નથી રહેવું બા ને બાપુ જેવું તો આમા કોઈ નથી વગડામા જઇને રહેશું ને ફળફુલ જે મળશે તે ખાઇને જીવશું.'

ભાઇ કહે, 'હા બહેન, ત્યારે ચાલ'

બન્ને ગામ બહાર દૂરદૂર ચાલ્યા જાય છે. પગ લઇ જાય ત્યા જાય છે દિશાનું એમને ભાન નથી થોડે દૂર ગયાં હશે એવામા એક ઘાડું જંગલ આવ્યુ એની ભુલભુલામણી આડે ભાઇને બહેન નથી દેખાતી, બહેનને ભાઇ નથી જડતો

એવામા ખબર ન રહી ને ભાઇબહેન છુટાં પડી ગયા. બન્નેએ જુદીજુદી દિશામા ચાલવા માંડ્યું થોડી વાર થઇ ને બહેન કહે, 'ભાઇ!' પણ ભાઈ હોય તો બોલેને? બહેનને ફાળ પડી. ફરી એણે મોટેથી બુમ પાડી, 'ભાઇ, ઓ ભાઇ!' પણ કોણ જવાબ આપે? બહેન દુ:ખમા નિસાસો નાખે છે. પણે ભાઇ

બીચારો 'બ્હેન, બ્હેન' કરી થાકયો છે

પણ બ્હેનના દુઃખનો તો આટલેથી જ અંત આવ્યો. આકાશમાંથી ખડખડ હસવાનો અવાજ આવ્યો. બ્હેન ઉંચે જુએ તો પરીઓનું એક ટોળું નીચે ઉતરતુ દેખાયું. રાતા, પીળા, વાદળી, ગુલાબી એમ જુદાજુદા રંગના એમનાં વસ્ત્રો છે ફુલની માળાઓ ને ચાંદરણાંના ચાલ્લા! શા એમના રૂપ છે!

ને પરીઓ ભલી પણ કેવી! આખું યે ટોળું બ્હેન પાસે ઉતર્યું બ્હેનના દુઃખની વાત તો પરીઓ જાણતી જ હતી એક પરીએ એને પુછ્યું, 'તારે અમારી સાથે આવવુ છે?' બા પાસેથી એણે પરીઓના માયાળુ સ્વભાવની વાતો ખુબ સાંભળેલી એટલે એ કહે, 'હા; તમારી સાથે આવવાનું કોને ન ગમે?' પરીઓ તો એને આભમાં લઇ ગઈ.

આ તરફ ભાઇ તો ભટકતો જ રહ્યો. જંગલમાં ભટકતાંભટકતાં એને એક કઠિયારો મળ્યો લાકડાં કાપવા એ જંગલમાં આવ્યો હતો. ભાઇએ એને પોતાની બધી વાત માંડીને કરી. કઠિયારામાં કાંઇ દયા તો નહોતી, પણ લાકડાં કાપવા માટે છોકરો કામ લાગશે એ વિચારે તે એને ઘેર તેડી ગયો.

લાકડાં કાપવા જવાનો વખત થયો એટલે કઠિયારાએ ભાઇને પણ સાથે લીધો ફુલનો યે જેને ભાર લાગે એવા બાળકને કુહાડો ઉપાડવાના દિ' આવ્યા. પણ કઠિયારો તો ભારે નપેદ' એના દિલમાં જરા યે દયા નહિ પોતે થોડાંક લાકડાં કાપી નિસાસો લે ને છોકરા પાસે લાગટ ૭૭ પહોર સુધી લાકડાં કપાવતા યે એને સંતોષ નહિ' ભાઇના દિવસો આમ દુઃખમાં વીતે છે.

બીજી તરફ બ્હેન તો પરીઓના મ્હેલ જોઈ ગાંડીગાંડી થઇ ગઇ છે. એ તો સોનાને હિંડોળે હીંચકે છે ને લીલા લહેર કરે છે.

એવામાં એને યાદ આવ્યો 'અરેરે' મારો ભાઇ અત્યારે કયાં હશે? એનું શું થયુ હશે?'

પરીઓને જ્યારે પૃથ્વી પરની ઘટના જોવી હોય ત્યારે તે એક આસમાની રંગના કાચ વાટે જોતી. આ વાતની બ્હેનને ખબર. પરીના મહેલમાંથી એ કાચ શોધી કાઢી એણે તો આંખ આડો ધર્યો ને દુનિયા ઉપર ચારેકોર જોવા માડ્યું જોતાંજોતાં જંગલમાં લાકડાં કાપતો એણે ભાઇ દીઠો.

ઝાઝા દિવસે ભાઇને દીઠો એટલે બ્હેન તો એમ ને એમ જોઇ જ રહી બરાબર ૭૭ પહોરે ભાઇએ 'હાશ!' કરીને હાથમાંથી કુહાડો પડતો મુકયો. 'અરરર' મારો ભાઇ આટઆટલો વખત મજુરી કરે ને હુ અહીં બેઠીબેઠી મજા કરૂં?' બ્હેનની આંખમાંથી શ્રાવણ ને ભાદરવો ચાલ્યા

એવામાં પરીઓ બહારથી ફરીને આવી. બ્હેનને રડતી જોઇ એ બધુ પામી ગઇ એ કહે, 'સમજી ગયું; છોકરીએ એના ભાઇને જોઈ લીધો.' એક પરીએ પાસે આવીને પુછ્યું, 'કાં, બ્હેન, રડે છે શાંદ! અહીં તને શું ઓછું છે? કોઇએ કાંઇ કચુંકારવ્યું છે?'

રડતીરડતી બ્હેન બોલી, 'ઓછું યે નથી ને કોઇએ કચુંકારવ્યું યે નથી; પણ



## વા પવન વા

વા પવન વા
વા પવન વા
ઝોલે ચડે મારી ફુલવેલ આ.

વા પવન વા
વા પવન વા
ઉંચે ચડે પેલા કનકવા.

વા પવન વા
વા પવન વા
ધીરાં મધુર ગીત પરીઓનાં ગા.

તમે બહુ ભલા છો ને મારા ભાઇને પણ અહીં લાવી દો '

'એના નસીબમા છ દુ ખ સહેવાનુ લખ્યુ છે,' પરીએ જવાબ આપ્યો, 'એટલે અમે એને અહીં લાવીએ તો પ્રભુનો કોપ અમારા ઉપર ઉતરે '

બ્હેન તો માનતી નથી પરીને પગે પડી એ કહે છે, 'ગમે એમ કરો પણ ભાઇને લાવો એને છ છ પહોર કામ કરતો મારાથી શે જોવાય ?'

પરી કહે, 'તું કહેનારી કહી રહી પ્રભુ કોપે તો અમારી શી દશા ? પણ એને માટે એક ઉપાય છે ચારચાર પહોરથી વધારે નખત એને કામ નહિ કરવુ પડે, પણ એને બદલે તારે એક કામ કરવુ પડશે, તારાથી એ બનશે ?'

બહેન કહે, 'ભાઇને માટે બધુ યે બનશે, કહો.'

પરી કાઇક લાવવા મહેલમા દોડી એ બહાર આવી ત્યારે એની મુઠી બધ હતી ઉઘાડી ત્યા તો એક લાબુલાબુ કાળુ વસ્ત્ર નીકળી અરધા આભમા પથરાઇ ગયુ એટલુ બારીક એ વસ્ત્ર હતુ '

પરી બોલી, 'લે આ ઓઢણી એ ઓઢીને તારે પૃથ્વીના એક છેડેથી બીજે છેડે ઉડવુ તારી પાછળ-પાછળ ઓઢણી ઢસડાતી જશે ને એની નીચેના જગતમા અધારૂ થતુ જશે'

બ્હેને તો વાત સાભળી ન સાભળી ને ઉપડી અરધી દુનિયામા અધારૂ કરતી એ તો ઉડી જાય છે દુનિયાએ પહેલવહેલુ અધારૂ જોયું અધાગમા કાઇ દેખાય નહિ, એટલે સૌને મને કમને થાક ખાવો જ પડે ભાઇને પણ અધારૂ રહે એટલી ઘડીનો વિસામો'

એ ભાઇના દુર્ભાગ્ય હજી ખુટયા નથી ને બ્હેનના હેત તો કે દિ' ખુટે છે ?

લોકોએ અધારાના એ ચાર પહોરનુ નામ રાત પાડ્યુ

મ

એટલે હીરા સમજી ગઇ તેણે પેલા દોસ્તદારની દોસ્તી છોડી અને અરધોઅરધો કલાક અમારી પાસે બેસી પસ્તાવો જાહેર કરવા લાગી એનુ દૂધ ફરી શરૂ થયુ તે છેક હુ બહાર આવ્યો ત્યાં સુધી ચાલુ રહ્યુ કોક દિવસ, અને ખાસ કરીને જેલમા સટનનો દિવસ હોય ત્યારે સરસ ઉજાણી મળવાથી હીરા દૂધને માટે આવતી જ નહિ પણ હુ એનો ભાગ બીજા દહાડા સુધી સાચવી રાખતો.

# જર્મની જવું હોય તો

શું શીખવા જવુ અને કેટલો અભ્યાસ હોવો જોઇએ એ મુદ્દો ચર્ચતો, જર્મનીમા અભ્યાસ કરતા એક મિત્રના પત્ર માથી નીચેનો ઉપયોગી ભાગ આપ્યો છે એમના અનેક પત્રોમાના આવા જ બીજા ઉપયોગી ઉતારા 'કુમાર'ના દરે પછીના અકમા આપવા ઇચ્છીએ છીએ —તંત્રી

"મને લાગે છે કે હુન્નર શીખવાની ઇચ્છાથી અહીં આવનારાઓએ B Sc. કે એવું કઇ થઇને આવવાની જરા યે જરૂર નથી મેં ભુલ જ એ કરી કે આટલું બધુ ભણ્યો અને ડૉક્ટરની ડીગ્રીની મોહ જાળમા ફસાયો બાકી આ લોકોની પાસેથી આપણે તો વ્યવહાર જ્ઞાન જ શીખી જવાની બહુ જરૂર છે.

જેમને ડીગ્રીની ઓછી પરવા હોય એમને માટે અહીં બહુ જ સારી હુન્નરની શાળાઓ છે અને એમાની ઘણીખરી શાળાઓમાં તો મૅટ્રિક સુધીનુ શિક્ષણ પણ બહુ થઇ પડે છે. જે લાઇનમા કામ કરવુ હોય તેનો થોડો અનુભવ હોય અને એનુ સર્ટિફિકેટ હોય તો ઘણુ ઉપયોગી થઇ પડે પરંતુ એ વિના ન ચાલે એવુ કશુ નહિ અહીં હુન્નરની કોઇ પાર વિનાની નિશાળો છે આ બધી માહીતી મને આજે છે-એટલી ત્યાથી હોત તો હૂ જુદી રીતે જ કામ લેત પરતુ હશે, જે થયુ તે ! જર્મની સબધે આપણુ બહુ ઓછુ જ્ઞાન છે એ જ એનુ કારણ છે

હુ તો ભાઇ......ને કહુ કે વેપારી લાઇનની શાળામા અભ્યાસ કરવા આવવુ એ મને બહુ ન ગમે બાકી ફોટોગ્રાફી, પૉટરી (કુભારકામ), ટેક્સટાઇલ (વણાટકામ), કપડા રગવાનો, ઇલેક્ટ્રો પ્લેટિંગનો, ચિત્રકળા કે બાવલા બનાવવાનો,—એમાથી કોઇ પણ હુન્નર કે કળાનો વિષય લેવો હોય તો તેને માટે બહુ જ સારી સગવડો છે ફી પરદેશીઓએ ત્રણગણી કે એથી પણ વધારે કોઇકોઇ ઠેકાણે ભરવાની હોય છે, પરંતુ એથી ગભરાવા જેવુ નથી -

ધધો શીખી જવાય, પરતુ પદવી ન મળે એ મુશ્કેલી છે ખરી પણ હા, એ પછી વિદ્યાર્થી બીજી એક ઉંચી પરીક્ષા આપી શકે અને તેમા Meister કહેતા Master–એ ધધાનો સારો જાણનાર-એનુ પ્રમાણપત્ર મેળવી લે.

ટુંકામા તમે કોઇ પણ રીતે આવવાનુ શક્ય કરી

શકતા હો તો વિષયની જરા યે મુશ્કેલી અહીં નહિ પડે. અમે તો મોડી ડિગ્રી પાછળ પડેલા તેમા જરા મુઝાવું પડે છે બાકી તમે જો ફક્ત કામ શીખવાની જ દૃષ્ટિએ આવતા હો તો અહીં ક્ષેત્ર બહોળું છે ત્યાંથી મૅટ્રિકનું સર્ટિફિકેટ હોય તો પણ ઘણું જ. નહિ તો જે ધંધો શીખવો હોય તેના કોઈ કારખાનામા છએક માસ કામ કર્યું છે એવું પ્રમાણપત્ર હોય તો પણ બસ. ટુકામાં બધી સગવડ છે, જરા યે મુઝાશો નહિ.

જર્મનીમા જે હુનરની શાળાઓ છે એનુ એક લિસ્ટ જોઇને જ હું તો છક્ક થઇ ગયો ! કયા ધંધા માટે તમારો ખાસ વિચાર છે તે લખો તો પછી એ બાબત આગળ માહીતી આપુ.અહીંથી Prospectus મોકલુ તે તો નકામા, કારણકે તે ફક્ત જર્મન ભાષામા જ હોય છે. એક વિષય નક્કી કરી લખો તો તમે માગો તે બધી માહીતી આપુ નહિ તો પણ લાંબીપહોળી પચાત કર્યા વિના ચાલ્યા જ આવો ચામડા કેળવવાનો કે એવો કોઇ ધંધો શીખવો હોય તો પણ બહુ અવકાશ છે.

હું પણ હવે તો આ યુનિવર્સિટીના વધારે પડતા અભ્યાસના ક્રમથી કંટાળું છુ, કારણ કે એ ધ્યેય નથી હિંદીને માટે તો ફક્ત વ્યવહારુ જ્ઞાન જ ધ્યેય હોઇ શકે. મારી પાસે ઠીક માહીતી ભેગી થઇ હોવાથી હું પણ હવે ત્રણેક માસમાં મારા કાર્યપ્રદેશમા કેટલીક ફેરફાર કરવા ધારું છું."

## વઢવાણનું યુવકસંમેલન

જે તા. ૨૧-૨૨-૨૩મી મેએ ભરાવાનું હતુ તે દિવસો બદલાઇને તા ૨-૩-૪ જુન રાખવામા આવી છે પ્રમુખસ્થાન પહેલે દિવસે વઢવાણના ઠાકોર સાહેબ, બીજે દિવસે રા.બા મણિશંકર રાજારામ ત્રિવેદી તથા ત્રીજે દિવસે વઢવાણના દીવાનસાહેબ બાબાજીભાઈ જોગી લેશે



## નવાં પુસ્તકો

**અક્ષરતત્ત્વ :** લેખક-પ્રકાશક, ગૌરીશંકર ભટ્ટ, ભગવાનપુર-કાનપુર, કીમત ૦-૮-૦

આ અતિ ઉપયોગી અને સુંદર પુસ્તિકાના રચનાર મહાશય શ્રી ગૌરીશંકર ભટ્ટને અમે ખુબ ધન્યવાદ આપીએ છીએ બાળબોધ લીપીના સુંદર મરોડ અને ધોરણ સમજવતા લગભગ પચાસ સચિત્ર પાનાનું 'કુમાર' જેવડું પુસ્તક દરેક શાળાને, દરેક પુસ્તકાલયને અને સંસ્કૃત પાઠશાળાને જરૂરનું છે. માત્ર આઠ આના કીમત રાખી તેમણે હિંદી પ્રજા ઉપર ઉપકાર કર્યો છે એ પુસ્તકની પ્રસ્તાવનાનો થોડો ભાગ તેમના જ શબ્દોમા અહીં આપીશું

'પ્રાય: સતાવીસ વર્ષથી હું દેવનાગરી અક્ષરોના આકાર નિયમિત કરવા મથી રહ્યો છુ એટલા વખતના મારા પ્રયત્નો









અક્ષરતત્ત્વ પુસ્તકમાના ચાર પાનાં

હિંદીપ્રેમીઓથી છુપા નથી. મારો ઉદ્યોગ નિષ્ફળ નથી ગયો એથી મને આનંદ થાય છે અને હિંદી હિતેચ્છુઓએ મારી યોજનાને સાદર સ્વાગત આપ્યું છે

દેવનાગરી અક્ષરોનો જન્મ હિંદી લેખણીનાથી થયો છે, તેથી પૂર્વ કાળના સેંકડો વર્ષો સુધી લહીઆઓ કલમથી અક્ષરોનું સૌંદર્ય વધારતા આવ્યા છે આથી દેવનાગરી લીપીના સૌંદર્યનું રહસ્ય હિંદી લેખણીના અન્તસ્તલમા સુરક્ષિત છે કલમની બનાવટથી થએલા અક્ષરો કરતા પેન્સિલ કે હોલ્ડરથી નીકળતા અક્ષરો મનમાન્યા સુંદર થતા નથી આથી બૌમિતિક વિધિથી કરતા છતા કલમનો લાગ અને લખાવટ બદલવી ન પડે અને કલમનો સિદ્ધાંત નષ્ટભ્રષ્ટ ન થઇ જાય એવા ધોરણ પર મેં મારૂ કાર્ય રચ્યુ છે '

સુલેખન ઉપર ' કુમાર 'ના પહેલા વર્ષના દીવાળીના અંકમા એક લેખ આવી ગયો છે તેમા ગુજરાતી અક્ષરો સુંદર અને મરોડદાર ઢબથી લખવા વિષે વિસ્તૃત સૂચનાઓ છે પણ દેવનાગરી લીપી આખા હિંદુસ્તાનની સર્વસામાન્ય લીપી હોવાથી તેની સુંદર ઢબ જાણવાને આ પુસ્તક જેવુ કોઇ સાધન અમારી નજરે પડયુ નથી

**સત્યવીર શ્રદ્ધાનન્દ.** સંપાદક, ઝવેરચંદ મેઘાણી પ્રકાશક, અમૃતલાલ દ શેઠ, રાણપુર, કી ૦-૮-૦

હિન્દુ ધર્મના એ શહીદે પોતાના અરધા જીવનની જાતે લખેલી ' કલ્યાણમાર્ગ કા પથિક ' નામની આત્મકથામાથી તથા ત્યાર પછીના એમના જીવનના પ્રસંગો બીજા પુસ્તકો અને લેખોમાથી ચુંટીને કરવામા આવેલો આ સંગ્રહ જ્વલંત ચારિત્ર્યની દીપ્તિથી પ્રકાશમાન છે આઠ આના ખરચી શકે એઓ એ જરૂર વસાવવો બીજાઓએ પણ વાંચી તો અવશ્ય જવો, એવી અમારી ભલામણ છે વાનગી તરીકે એક પ્રસંગ આ અંકની માધુકરીમા આપ્યો છે

**જ્વાલા** લેખક, સ્વ ટપુભાઇ વસાણી, સંપાદક, છેલશંકર દયાશંકર વ્યાસ, પ્રકાશક, ભરતલાલ વી ભટ્ટ, લાલજીવન મુ ટાણા (શિહોર થઇને), કીમત ૧-૪-૦, પણ પ્રકાશક પાસેથી ઘટાડેલી કીમત ૦-૧૨-૦મા મળશે પોસ્ટેજ જુદું

' કુમાર 'ના ૩૫મા અંકમા જે તેજસ્વી યુવાન સ્વ ભાઇ ટપુભાઈ વસાણીની જીવનરેખા આપી હતી એમના કુમારવયનાં અપ્રસિદ્ધ લખાણોનો આ સંગ્રહ છે. એમા તેજસ્વી યુવાનના પ્રાણ અને જોમ છે, દેશને માટે જીવન જીવવાની અભિલાષા છે ઉગતી આશાવાળા અકાળે આથમેલા એ યુવાન બંધુના સ્મારક સમા આ પુસ્તકને તો યુવાનોએ અપનાવવું જોઈએ

**તારામંડળ·** સંગ્રાહકો, આશાભાઈ ન પટેલ અને ચન્દ્રશંકર મ ભટ્ટ, પ્રકાશક, પુસ્તકાલય સહકારી મંડળ લિ વડોદરા, કીમત ૦-૬-૦

' બાલમિત્ર 'મા છુટી છવાઈ પ્રગટ થઈ ગએલી ૧૯ વાર્તાઓનો ૧૦૦ પાનાનો આ સચિત્ર અને સુંદર સંગ્રહ અમે એક બાલ મિત્રને જ અભિપ્રાય માટે વાચવા આપેલો. એ લખે છે કે ' તમે વાચવા આપેલી ચોપડી હુ બહુ જ રસપૂર્વક વાચી ગયો આમા બધી આવી ગએલી વાર્તાઓ છે પણ મને બહુ જ ગમી છે જેણે નહિ વાચી હોય તેને તો મારા કરતાં વધારે ગમશે આમાથી ગંભુ જઈને આભ ગયા, પાચમારખા, પાન્તા ડોશી, અદ્દલ મૂર્ખો, કરે તેવુ પામ, વાઇનો, ટપ તેર નવ કેમ ?—આટલી વાર્તાઓ મને બહુ જ ગમી છે '

અમે તો હવે બીજો શો અભિપ્રાય આપીએ? જે ' બાલસાહિત્યમાળા 'નુ આ પ્રથમ પુસ્તક છે એ માળા ભવિષ્યમા વધુ સારા પુસ્તકો ગુજરાતના બાળકોને આપે એવુ ઈચ્છીએ છીએ.

**પાપીની દશાઃ** (સચિત્ર) લેખક, ડો હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ, પ્રકાશક, સાકરલાલ બુલાખીદાસ ચુનમેકર, રીચીરોડ અમદાવાદ, ૦ ૬-૦

મહાત્મા ટૉલ્સ્ટૉયની ' ફાર્ટ ઇવ્ન્સ ' નામની વાર્તાનો આપણા જીવનને અનુરૂપ બનાવેલો આ અનુવાદ ચિત્રો સાથે ' નવચેતન 'મા કટકેકટક છપાયો હતો અનુવાદક આપણા જીવનના સહૃદય નિરીક્ષક અને ટૉલ્સ્ટૉયના પ્રશંસક છે એટલે એને સપૂર્ણ ન્યાય આપ્યો જ હોય સહેલી સાદી ભાષામા લખેલી આમવર્ગની આ વાર્તા આમવર્ગને ગમી જાય એવી છે

**સાહિત્યનો વિકાસ કેમ થાય?** લેખક, ડૉ હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ, પ્રકાશક, ગુજરાત સાહિત્ય સભા અમદાવાદ ગુજરાત સાહિત્ય સભાની ૨૪મા વાર્ષિક સામાન્ય સભા વખતે ઉપપ્રમુખ તરીકે કરેલુ ભાષણ

**ક્ષય એટલે શું?** લેખક, ડૉ પ્રાણજીવન માણેકચંદ મહેતા, પ્રકાશક, છગનલાલ પ્રભુદાસ શાહ, મિસરોસ સ્ટ્રીટ, મુબાઈ, કી ૦-૨-૦

' ક્ષયને નાબુદ કરો ' નામથી ' સૌરાષ્ટ્ર 'મા ક્રમશ પ્રગટ થતી પેલી ઉપયોગી લેખમાળાનો આ સંગ્રહ છે ભુખ અને દુ ખથી પીડાતા આ દેશને, દુર્ભાગ્યે, ક્ષયનું નામ બહુ પરિચિત છે પહેલા જે માત્ર રાજરોગ ગણાતો તે અત્યારે પોતાનો કરાળ પંજો સામાન્ય જનતા પર પસારે જાય છે એવે સમયે વ્યવહાર સૂચનાઓ અને ઈલાજો વિસ્તૃત સ્વરૂપમાં સમજાવતી ઓછી કીમતની આ ચોપડી જનતાને આશિષ સમાન થઈ પડશે

**અર્ઘ્ય:** (કવિશ્રી ન્હાનાલાલના રસચરણે) લેખક અને પ્રકાશક, ચતુરભાઇ શંકરભાઇ પટેલ, ડાકોર, કી ૦-૧-૦

જુવાન ગુજરાતે જે ગણ્યાગાંઠ્યા સારા કવિઓ ઉત્પન્ન કર્યા છે તેમા ભાઈ ચતુરભાઇ પટેલનુ ચોક્કસ સ્થાન છે

ઘણા વખતથી એમનો પરિચય ક્રમશઃ આપતા અમને મુકવાની હોંસ છે એ બર આવે તે પહેલાં, કવિ નાનાલાલના સુવર્ણ જન્મોત્સવ પ્રસંગે એમને અર્પેલો આ અર્ધ્ય-સુદર ને ભાવભર્યો-વાંચી જવાની તો સૌને ભલામણ કરીએ છીએ.

**મહાગુજરાતનો મહાકવિઃ** લેખક, કેશવ હ શેઠ, પ્રકાશક, રતિલાલ એસ કોઠારી, અમદાવાદ; કી ૦-૩ ૦

હજુ બે જ માસ પહેલાં 'અંજલિ'ની પિછાન સાથે શ્રી કેશવ શેઠની પિછાન વાચકોએ કરી છે કવિ નાનાલાલ માટે એમને ખુબ ભાવ છે, એટલે કવિશ્રીના જન્મસુવર્ણ-મહોત્સવ પ્રસંગે પ્રકટ કરેલી આ પ્રશસ્તિ એ ભાવથી જ ભરેલી હોય જ

**નૈવેદ્યઃ** (કવિશ્રી નાનાલાલના કવનમાંથી ચુટેલી) પ્રકાશક, નાનાલાલ જન્મસુવર્ણમહોત્સવ પ્રકાશન સમિતિ, અમદાવાદ

**જનોઇઃ** લેખક, હરિશંકર વિદ્યાર્થી, પ્રકાશક, ભાનુશંકર શર્મા, મલાડ, કી ૦-૪-૦

**સ્વ. ચુનીલાલ શાહનાં સ્મરણોઃ** લેખક અને પ્રકાશક, જેઠીભાઈ વ્રજભૂખણદાસ વેપારી, સુરત, કી ૦-૪-૦

**વેપારી શાહમરઃ** પ્રકાશક, પીરભાઇ ગી વઢવાણિયા; પાલેજ; ૧-૪-૦

**શરીરવિકાસ લેખમાળા** મણકો ૧ લો. લેખક, સ્વામીરાવ; ગણેશ ક્રીડા મંડળ ભાવનગર ૦-૪-૦

શ્રી ગણેશ ક્રીડામંડળ (ભાવનગર)નું પંચવાર્ષિક પ્રતિવેદન (રીપોર્ટ)

**ભગિની સમાજઃ** (૧૧મો વાર્ષિક વૃતાંત) પ્રકાશક, ભગિની સમાજ પ્રકાશન મંદિર, મુબઇ

ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદનો વાર્ષિક વૃતાંત

નાગર યુવકસંઘ, પ્રથમ અધિવેશન, માણસાનો ટુંક વૃતાંત

શ્રી ઉત્તર ગુજરાત યુવક મંડળ, પાટણ અને ડૉ પટવા અભ્યાસગૃહનો રીપોર્ટ

ભીલ સેવા મંડળ, દાહોદનો વાર્ષિક અહેવાલ

શ્રી સરસ્વતિ પુસ્તકાલય, અમદાવાદનો નવમો રીપોર્ટ.

હિન્દુ અનાથ આશ્રમ—નડિયાદનો વાર્ષિક રીપોર્ટ.

શ્રી વીરતત્વ-પ્રકાશક મંડળ-શિવપુરીનો સાતમો વાર્ષિક રીપોર્ટ



## નવાં સામયિકો

**છાત્રાલય** (છાત્રાલય મંડળ તરફથી પ્રગટ થતુ માસિક) તંત્રી, નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ, છાત્રાલય કાર્યાલય, શ્રી દક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર, વાર્ષિક લવાજમ રૂા ૧.

એક રૂપિયા જેવા અત્યત સસ્તા લવાજમમાં માસિક પત્રિકાઓ કાઢવાની જે અતિ પ્રશસનીય પ્રવૃત્તિ શ્રી દક્ષિણામૂર્તિએ કાઢી છે, તેમાં આ નવુ માસિક બહુ જ ઉપયોગી ઉમેરો કરે છે. લખાણ ટુંકું, મુદ્દાસર અને રોચક ઉતરી જાય એવું, છપાઈ સારી, અને સુઘડ,—એવા વીસ પાનાંના આ સસ્તા માસિકને એકેએક શાળા, બોર્ડિંગ, લાયબ્રેરી અને કુમાર ઉત્તેજન આપે એવું આપે ઇચ્છીએ છીએ

**વીરઃ** ગુજરાતના સ્કાઉટનું માસિક, તંત્રી-પ્રકાશક ગુણવંતરામ બી ભટ્ટ, સ્કાઉટ ઑર્ગેનાઈઝર ઉત્તર વિભાગ, વીર કાર્યાલય, જ્ઞાનોદય પ્રેસ, ભરુચ વાર્ષિક રૂા ૧ ૮-૦

સ્કાઉટિંગ જેવી પ્રશસનીય પ્રવૃત્તિ જે ઝડપથી આપણે ત્યા પ્રસરતી જાય છે તે જોતાં સ્કાઉટિંગના માસિકની આપણે ત્યાં જરૂર છે જ. અમે ઈચ્છીએ છીએ કે આ માસિક તેની ખોટ પુરે

**છાત્રતેજઃ** સુરત સાર્વજનિક હાઈસ્કુલ તરફથી પ્રગટ થતુ પણ્માસિક (છ માસિક નહિ?) વિદ્યાર્થી તંત્રીઓ મન્મથ બી પાઠક, કે બી દેસાઇ, પ્રકાશક, નૃસિંહગિરિ મહેતા વિદ્યાર્થીઓના ગુજરાતી તથા શિક્ષકોના અંગ્રેજી લેખો આમા સંઘરાયા છે અંદર સ્કાઉટિંગનો નાનકડો વિભાગ છે બાકી બધું 'સાહિત્ય' છે—વાર્તાઓ, કાવ્યો અમે ઇચ્છીએ છીએ કે વિદ્યાર્થીઓનું 'સાહિત્ય' આટલુ સાંકડુ ન થઇ જાય ઇતિહાસ, ભૂગોળ વિજ્ઞાન, કલા, હુન્નરઉદ્યોગ વગેરે અનેક ક્ષેત્રોના સાહિત્યો અણખેડાએલા અને ઉગતા લોહીની રાહ જોતાં પડ્યા છે



ફાગણની જ્ઞાનલીલાના આવેલા ઉત્તરોમાંથી બધા પુરા સાચા તો આ બે ભાઇઓના જ છે (૧) છોટાલાલ નરસિંહભાઈ પટેલ, ઍબેટા (૨) ડૉ બહાદુરભાઇ, રગુનઇનાગ એમને મોકલાશે નીચેના નવા સવાલોના ઉત્તર જેઠ સુદ પાચમ સુધીમા પહોંચવા જોઇએ ખુગ જવાબો નીચે મુજબ: (૧) પાચ કહેવતો: ઉલટો ચોર કોટવાળને દંડે; ખોદ્યો ડુંગર ને કાઢ્યો ઉંદર, ધાચીનો બેલ ફરીફરીને ત્યાંનો ત્યા, વગ તેનો પગ, કુમાર કરતા ગવેડા ડાહ્યા. (૨) કાગળના ટુકડાઓ જોડીને બનાવેલો કાચબો નીચે.



(૩) કવિતાની લીટી પડી જાયે બલાઈની મદા લક્ષ્મી ગણી લેજે (૪) ૧૪૨૮૫૭ (૫) પહેલા બિલની રકમ, ૬ રૂા ૬ આ. ૯ પા; બીજા બિલની રકમ, ૧૨ રૂા ૬ આ ૩ પ (૬) નકશામા



# માધુકરી

જો ચક્રવર્તિ મરાશે,
ને આર્યકુળ હોમાશે,
તો આકૃતિ દૈવી થાશે,
ને નૂતન હિંદ રચાશેઃ
ભલી ત્યારે ભારત માત રૂપે રજિયાત ક્ષણેક્ષણ ખીલશે,
આદેશ, આશિષો, રાજહંસ શો આર્યવંશ તવ ઝીલશે —કેશવ હ. શેઠ

## રાષ્ટ્રવીર શિવાજી મહારાજ

પુનાની પશ્ચિમે, અરબી સમુદ્રને બરાબર સમાન્તરે, પશ્ચિમ ઘાટને નામે ઓળખાતી આશરે ૬૦ માઇલ લાંબી અને ૧૨થી ૨૪ માઇલ પહોળી ડુંગરાઓની એક લાંબી હાર દોડી જાય છે એ ડુંગરાઓની કુદરતી રીતે જ એવી ગોઠવણ થએલી છે કે આસપાસનો આખો દેશ એક અભેદ્ય કિલ્લેબંદી બની જાય છે આજથી આશરે ૨૮૭ વર્ષ પહેલા ઉનાળાની એક સાંજે અઢાર વર્ષનો જુવાન ઘોડેસવાર પશ્ચિમ ઘાટની એ ડુંગરમાળ ઉપર પોતાનો પાણીપંથો ઘોડો દોડાવ્યે જતો આથમતા સૂર્યના ઘેરા લાલ રંગના કિરણોથી રંગાઈ ઘડીભર આકર્ષક બનતો આસપાસનો તળેટીનો મુલક, એ અતિ ઝીણી નજરે જોઇ રહ્યો હતો એ સૂક્ષ્માવલોકનની સાથેસાથે, તેના મનમાં ભવિષ્યના કાર્યની સ્પષ્ટ યોજના ઘડાયે જતી હતી. ઠીંગણા બાંધાનો, બાંધી દડીનો, પશ્ચિમ ઘાટની વેરાન, પહાડી જમીનના રંગ જેવા વર્ણનો, માથે ફેંટકુ બાંધેલો અને કેડે લાંબી સીધી તલવાર ધારતો, કોઇ અસામાન્ય તેજથી ચમકતી ઉંડી આંખોવાળો એ જુવાન, એ ઘડીએ તેના કલ્પનાની પાંખોને છુટ્ટી મુકી દઈ, અનેક મનોરથો ઘડતો હતો અને સાથેસાથે તલવાર ઉપર હાથ નાખી તે મનોરથોને સિદ્ધ કરવાનો નિરધાર રચતો હતો યૂરોપના ઇતિહાસમા અમર બની ગએલા સ્પાર્ટાની આબેહુબ પ્રતિકૃતિ સમા મહારાષ્ટ્રના આ પ્રદેશમાં ઉભો-ઉભો તે મોગલોના પાટનગર આગ્રા ઉપર હલ્લો કરી ‘હિન્દવી સ્વરાજ્ય ’નો ઝુંડો ફરકાવવાના સ્વપ્નો જોતો હતો ભારતવર્ષની માટીમાથી પાકેલા અને ભારતવર્ષના અન્નજળથી પોષાએલા ભારતવર્ષના પુત્રોનું ફરી વાર સામ્રાજ્ય સ્થાપવાના જીવનકર્તવ્યનો જાણે તેને સાદ સંભળાતો હતો એવાં સ્વપ્નો જોનાર અને એવા મનોરથો ઘડનાર અઢાર વર્ષનો એ જુવાન તે આપણા શિવાજી મહારાજ એ સ્વપ્નો અને મનોરથોની સિદ્ધિ પાછળ તેણે આખી જીંદગી કુરબાન કરી દીધી. નેપોલિયનના અપૂર્વ યુદ્ધકૌશલ્યથી અને ગેરીબાલ્ડીના અદ્વિતીય સ્વદેશપ્રેમથી, અંગના પરમાણુએ પરમાણુમા હિન્દુત્વનું અભિમાન અનુભવતા એ યોદ્ધા-રાજપુરુષે તેનુ સ્વરાજ્યનું સ્વપ્ન સાચુ કર્યું અને ભારતીય ઇતિહાસનો આખો ક્રમ બદલી નાખ્યો

શિવરાજ મહારાજના બે પ્રથમ ગુરુઓ એમનાં માત-પિતા શાહજી ને જીજીબાઈ. શાહજી સિંહાદ્રિની શિલા સમા હતા, વજ્રના વીર, મહારાષ્ટ્રના બ્રાહ્મણી વંશના ઈસ્લામી નરેશોના સરદાર ગૌરવવન્તા, સ્વમાનવન્તા, ટેકીલા ને રજપુત સમા કરડા સમશેરિયા શિવાજીના માતુશ્રી જીજીબાઈ દેવગિરિના હતા એમણે તો શિવાજીને જીવનભર પ્રેરણા પાઇ અને આશિષ વધાવતા છત્ર સમા બની રહ્યા. અતે પુત્રનો રાજ્યાભિષેક નિરખી, જીવનયજ્ઞની જાણે પૂર્ણાહુતિની આરતી ઉતારી, જગતભરમા ડંકો ગજાવી, જીજીબાઇ મોક્ષમાર્ગે સંચર્યા

શિવરાજ મહારાજના ત્રીજા ગુરુ સ્વામી રામદાસ, જેમણે એમના હિંદુત્વના અભિમાનને પોષ્યું ને પ્રોત્સાહન દીધુ

શિવરાજની કર્મભૂમિ મહારાષ્ટ્રમા ભગવાઇ શિવરાજના ભગવા ઝંડા નીચે ઉભી એ સ્વરાજ્યયુદ્ધમા સાથ પુરવાનુ માન વિધિએ એક મરાઠાઓને જ આપ્યું પણ એટલા માટે કાઇ શિવરાજ એકલા મહારાષ્ટ્રની જ મિલ્કત બની શકે છે? શિવરાજના વડવાઓ રજપુતાનાના રક્ષણહારો હતા, અને એ ક્ષત્રિય કુળ મુળ તો ગુજરાતમાથી મેવાડ તરફ સચરેલું એ દાવે શિવરાજને કંઇ એકલા ગુજરાતની પુજી કહી શકાય કે ‘ આ આંક ખોટા છે; એ મૂલ્ય અધુરા છે જગત સમસ્તની વાત ન કરીએ તો યે શિવરાજ અખિલ ભારતવર્ષની પુજી છે પંજાબ, બંગાળ, મહારાષ્ટ્ર, મદ્રાસ,

ગુજરાત અને રજપુતાના એ તમામ પ્રાન્તોના, પ્રાન્તીય નહિ પણ રાષ્ટ્રીય દોલત છે શિવરાજ-આખી હિન્દી પ્રજાની-હિન્દુ, મુસ્લીમ, શીખ, વગેરે તમામ કોમોની સંપત્તિ છે

શિવરાજનું જીવન એવું ભવ્ય છે અને તેના કાર્યોમા એવી પ્રબળ રાષ્ટ્રભાવના, એવી વિશુદ્ધ ધર્મભાવના, એવી પુનિત કર્તવ્યભાવના ઝળહળે છે કે ભારતવર્ષ એને ભારતવીર તરીકે ન આરાધે તો પોતે જ ગુમાવે, શિવરાજ કે મહારાષ્ટ્ર નહિ, હિન્દુજાતિ કે હિન્દુ ધર્મ નહિ અને ત્રણત્રણ સદીઓથી ભારતવર્ષ કોને પૂજે છે ? એ દેહધારી શિવાજીની વ્યક્તિને કે એની સમશેરને ? એ એકેને નહિ, ભારતજનતા એ વીર હૈયાની ભાવનાને વદે છે

શિવાજી મહારાજનું રોમેરોમ ઉચ્ચારતુ હિન્દુપતની પુન રથાપના, એના છિદ્રેછિદ્રમાથી નિર્ઝરતો હિન્દુપતની પુનઃસ્થાપનાનો મહામન્ત્ર' ભારતનુ હિન્દુત્વ આજ પૂજે છે છેલ્લી સાતસાત સદીઓના એ હિન્દુ કુલતિલકને

મેવાડનો રાણો પ્રતાપ, પંજાબકેસરી રાજા રણજીતસિંહ, વેદદ્ધારી બ્રહ્મચર્યબિરદયશસ્વી મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતી એ ત્રણ એવી જ મહા ભાવનાના વારસો, એવી જ મહા પ્રેરણાના પ્રેરિતો પણ શિવરાજ મહારાજ તો હિન્દુ-પતની એ મહા ત્રિપુટિના યે મુગટમણિ

શિવાજીની પહેલા પૃથ્વીરાજ ચૌહાણ, રાણા સગ તથા રાણા પ્રતાપે હિંદુસ્તાનમા હિંદુસામ્રાજ્ય સ્થાપવાના પ્રયત્ન કર્યા હતા પણ શિવાજી જેવી સફળતા તેમને ન મળી અને શિવાજીની પછી તો એવો બીજો કોઇ હિંદુધર્માભિમાની નરકેસરી હિંદને ઇતિહાસે નોંધ્યો નથી. શિવાજીએ હિંદુ સામ્રાજ્ય તો સ્થાપ્યુ, પણ તેની સાથે રાષ્ટ્રવિધાન પણ એવી સુંદર રીતે કર્યુ કે જેથી તેને હિંદુ સિવાય બીજી જાતિઓની મદદની જરૂર જ ન રહી તેના સમયમા મોગલોની, વિજાપુરના મુસલમાનોની, પોર્તુગીઝોની અને જજીરાના હબસીઓની છુટીછવાઇ સત્તા વિસ્તરેલી હતી આ બધા વિરુદ્ધ બળોની વચ્ચે તેણે રાષ્ટ્રવિધાન કર્યું

દક્ષિણમા વેરવિખેર પડેલી મરાઠાઓની જાતિ જે છુટક નોકરી કે ખેતી કરી નભી રહેતી તે જાતિનુ સગઠન કરી, તેનામા હિંદુત્વનુ અભિમાન પ્રગટાવી એક મહાન વીર જાતિ તરીકે જગવિખ્યાત કરી અને તેની મદદથી હિંદુસામ્રાજ્ય શિવાજીએ સ્થાપ્યુ આવુ રાષ્ટ્રીયત્વ પ્રબળ વિરોધીઓની વચ્ચે રહીને હિંદુ જાતિમા ઉત્પન્ન કરવાનું જ્વલત દૃષ્ટાન્ત બીજુ કોઇ મળી શકે તેમ નથી પોતાના ખમીર વડે શિવાજીએ ઇતિહાસકારોને મ્હોએ ઉચરાવ્યુ છે કે હિંદુ જાતિ રાષ્ટ્રવિધાન કરી શકે છે, તે રાજ્યસસ્થાપના કરી શકે છે, શત્રુઓને હરાવી શકે છે, પોતાનો બચાવ સારી રીતે કરી શકે છે, સાહિત્ય, કળા, વેપાર અને ઉદ્યોગનુ સરક્ષણ તેમ જ સવર્ધન કરી શકે છે, લડાયક કાફલા બાંધી શકે છે અને પરદેશીઓ સાથે દરિયાઇ યુદ્ધો પણ લડી શકે છે શિવાજીના જીવનના ઇતિહાસમાથી આપણને આ બધા કાર્યોના પુરાવા મળી આવે છે

હિન્દુઓ તેને હિન્દુત્વના રક્ષણહાર તરીકે પિછાની ગૌરવ લે છે પણ શિવાજી મહારાજની પૂજા તો એક હિન્દુ તરીકે કરતા એક હિન્દી તરીકે થવી ઘટે છે તેણે મુસ્લીમ આક્રમણકારીઓ સામે પોતાના સૈનિકોની કિલ્લેબંધી રચી, મહારાષ્ટ્રની રક્ષા કરી એ નિર્વિવાદ છે આજે યે જુના મરાઠી દફતરોમાથી એ શિવાજીએ તેના સિપાઇઓને લખેલા ફરમાન નીકળે છે કે 'મુસલમાનો હિન્દુ મંદિરના દ્વાર ઉપર ભલે સામે થજો, પણ કદિ મુસ્લીમ ફકીર, કે મુસ્લીમ મસ્જિદ ઉપર હાથ ઉગામશો નહિ ' એમણે સત્તાના મદમા અંધ બનેલા મુસલમાન સત્તાધીશોનો મદ ઉતારવાનો ઇલાજ કર્યો હતો, પરન્તુ તેમણે મુસલમાન ધર્મની કે મુસલમાન સ્ત્રીપુરુષોની કદિ પણ અવહેલના કરી ન હતી. એમની લડાઇ ગર્વિષ્ઠ જાલિમો સાથે હતી, નિર્દોષ સામાન્ય વ્યક્તિઓ સાથે ન હતી શિવાજીની રગેરગમા હિન્દુ સસ્કૃતિના અમૃત વહેતા હતા, એટલે જ તેની દૃષ્ટિ રાષ્ટ્રવિધાતાની હતી.

શિવાજી મહારાજે જે પરાક્રમ અને સાહસ વડે અનેકવિધ પ્રતિકૂળ સયોગોમા સ્વરાજ્યની પ્રતિષ્ઠા કરી હતી તે સાહસની અને તે પરાક્રમની આજે પણ આપણા રાષ્ટ્રોત્થાનમા જરૂર છે (જુદાજુદા પત્રોમાથી તા ચૌને)

### શહીદ સુભાષ બોઝ

'મિ મોબરલીના એકેએક વાક્યનું મે મનન કર્યું છે મને એમની વાતમા માણસાઇ નથી દેખાતી. એ અન્યાયી છે, અનીતિમય છે મારી જન્મભૂમિને સદાકાળને માટે છોડી દેવી એના કરતા જેલમા સડી-સડીને મરવું મને વધારે પ્રિય લાગે છે આવા મોતથી હુ ડરતો નથી, કારણ કે કીર્તિના ઇમારતો મૃત્યુની સમાધિ પર ચણાય છે "

બગાળી વીર સુભાષ બોઝે એમના બંધુને લખેલા પત્રમાના આ શબ્દો છે સરકારે તેમને મૃત્યુ અને દેશત્યાગની વચ્ચે પસદગી કરવા આહ્વાન કર્યું છે એમણે દેશત્યાગ કરતા મૃત્યુને વહાલુ ગણ્યુ છે અને જણાવ્યું છે કે

"આજે મારા આત્માને પરમ સતોષ છે પ્રભુએ મારી જે કસોટી કરવા ધારી છે એમાથી હુ પાર ઉતરીશ એમ લાગે છે આપણા દેશના પાપો માટે પ્રાયશ્ચિત કરવા પ્રભુએ મને પસદ કર્યો હોય એમ મને લાગે છે હું મારાથી બની શકે તેટલુ પ્રાયશ્ચિત કરી કૃતાર્થ થઇશ અને દેશઋણમાથી મુક્ત થઇશ."

સરકાર તેમના દેહને હણી શકશે પણ તેમનો આત્મા તો

અમર છે એ ભાવને એ દેશવીર નીચે પ્રમાણે વ્યક્ત કરે છે.

"અમે મરીશુ પણ અમારા વિચારો નહિ મરે અમારા વિચારો પ્રજાના સ્મૃતિપટ પરથી નહિ ભુંસાય અને ભાવિ પ્રજા અમારાં સેવેલા સ્વપ્નોની ઉત્તરાધિકારી બનશે એ આશાએ અને એ શ્રદ્ધાએ આટઆટલાં દુ ખો સહેવા છતા અમારા દેહને ટકાવી રાખ્યા છે, અને સદા યે ટકાવી રાખશે"

બગાળે જગતને શ્રેષ્ઠ કવિવર આપ્યા, શ્રેષ્ઠ વિજ્ઞાનશાસ્ત્રી આપ્યા અને શ્રેષ્ઠ શહીદ પણ બગાળના જ ઉદરમાથી પાકશે એમ જણાય છે તમ સરખા શહીદોના લોહીથી ભારતનુ મુક્તિમન્દિર ચણાવાનું છે. પ્રભુ તમને એ મન્દિરનો પાયો નાખવાનો યશ આપો! (પ્રસ્થાન)

## શસ્ત્ર અને વ્યાયામ

સીગરામમા બેસીને અમે ફતેહપુર જતા હતા માર્ગમા રાત પડી ગઇ ને અતરિયાળ ઘોડા થાકીપાકીને બસ ઉભા થઈ રહ્યા કોચમીન અને સાઇસ ઘોડા બદલવા ગામડામા ગયા હું સીગરામમા હતો ને પિતાજી સડક પર ટેહલવા લાગ્યા અકસ્માત બાજુના ખેતરમાથી કેટલાક ડાંગોવાળા નીકળ્યા પિતાજીએ પોતાના હાથમા પિસ્તોલ હતી તેનો ભડાકો કર્યો અને મને હાકલ કરી કે 'મુન્શીરામ, લાવ મારી બે નાળી બંદુક.' ડરતોડરતો પણ છરા, દારૂ ને બદુક લઇ હું પિતાજીની પાસે દોડયો લુટારા નાસી છુટયા ને અમારો સીગરામ રસ્તે પડયો તે સમયથી મને બદુક વાપરવાની તાલીમનો શોખ થઈ ગયો. બીજી બાજુ કાશીમા રોજ પ્રભાતે ગગાસ્નાન અને દેવદર્શનની સાથોસાથ કસરતનો પણ અભ્યાસ પડી ગયો. ગગાના પ્રત્યેક ઘાટ પર તે વખતે અખાડા જામી પડયા હતા ત્યા અખાડાનો ઉસ્તાદ કુસ્તી શીખવતો હતો. મેં પણ દશેરાના મેળા પર મને મળેલ પૈસામાંથી થોડા બચાવી એક ઝારી અને એક પૂજન-થાળી લીધી અક્ષત, ચન્દન, ફુલ અને બિલ્વીપત્ર એ પૂજન-થાળમાં લઇ, પાણી એ ઝારીમા ભરી, બગલમા ધોતી દબાવી, નિત્ય પ્રભાતે હું ચાલી નીકળતો પ્રથમ અખાડામા જઈ દંડ, બેઠક અને કુસ્તી કરતો. પસીનો સુકતાં જ ગગામા ઝપલાવતો, ન્હાઇને ઝારી ભરી લેતો. માર્ગે પ્રત્યેક શિવલિંગ પર ઝારીમાથી એકેક બિન્દુ ટપકાવી, અનેક મોટા દેવતાની પૂજા કરી, ઘેર પહોચતો. (સત્યવીર શ્રદ્ધાનંદમાથી)

## ભારત યુવક સઘ

કઇક વર્ષો સુધી યુવકજાગૃતિ દ્વારા દેશોત્થાનના સ્વપ્ના સેવ્યા પછી સાધુ વાસવાણીએ દિલ્હીમા Order of Young India–ભારત યુવક સઘની સ્થાપના કરી છે અને હિન્દના યુવકોના 'શારીરિક અને સાસ્કારિક વિકાસ'ને એ સઘનો મુખ્ય ઉદ્દેશ ઠરાવ્યો છે આ ઉદ્દેશની સિદ્ધિ અર્થે, શ્રી વાસવાણીના સંપાદકત્વ નીચે એક અંગ્રેજીમાં અને એક હિન્દીમા એમ બે માસિકો પ્રસિદ્ધ થશે, વળી આ યોજનાને વિસ્તૃત કરવા માટે હિન્દના પ્રાતેપ્રાતમા આ સઘની પ્રાતિક શાખાઓ ઉઘાડવામા આવશે. સઘ તરફથી મસુરી પાસે રાજપુરમા એક વ્યાયામ-આશ્રમ સ્થાપવામા આવશે અને એ આશ્રમની સાથે દેશભરની વ્યાયામશાળાઓ અને અખાડાઓને સંકલિત કરવામા આવશે રાજપુર વ્યાયામ—આશ્રમનુ કાર્ય, દેશના યુવકોને—ખાસ કરીને કૉલેજીયનોને તેમના વૅકેશનના સમયમા શરીરવિકાસનો ખાસ અભ્યાસક્રમ પસાર કરવા પ્રેરવાનું રહેશે રાજપુર મસુરી પાસે દરિયાની સપાટીથી ૩૫૦૦ ફુટની ઉંચાઇએ આવેલું ઘણું જ સુંદર હવા ખાવાનું સ્થળ છે ત્યા સાધુ વાસવાણી વગેરે અધ્યાપક મડળ અને બે વ્યાયામવિશારદો વસશે નવુ જીવન રેડતી એ હવાના અને ત્યાના સરકારી વાતાવરણમા યુવકોને માટે બે માસનો શિક્ષણક્રમ નિયત થયો છે હમેશા નિયમિત કસરત ઉપરાત વ્યાખ્યાનો અને પર્યટનોનો પણ અતિ ઉપયોગી ક્રમ ગોઠવાશે. એ આશ્રમનો અને એ બધા શિક્ષણનો લાભ ઉઠાવવા બદલ વિદ્યાર્થી પાસેથી ૩૦ રૂ ખર્ચ લેવાશે

ભારત યુવકસઘની સ્થાપના તો થઇ ચુકી છે પણ આ આશ્રમ અને માસિકોની યોજના ઘણુ કરીને આવતા જુન માસથી અમલમા આવવાની છે વાસવાણીના આ મહેચ્છુ અને વિચારપ્રેરક યોજના થોડા જ દિવસમા ગળનારી પ્રથમ ગુજરાત વ્યાયામ પરિષદના સચાલકોનું લક્ષ ખેંચશે એવી આશા રાખીએ (સૌરાષ્ટ્ર)

## એલચી

પશ્ચિમ અને દક્ષિણ હિંદુસ્તાનના શરદીવાળા ભાગમા એલચીની વાવણી ઘણી થાય છે ૫૦૦ ફુટથી ૫૦૦૦ ફુટ સુધીની ઉંચાઇના ભાગમા એ વાવણી વિશેષ પ્રમાણમાં કરવામા આવે છે મલબાર, મદુરા (મદ્રાસ ઈલાકો) મહીસુર, કૂર્ગ અને ત્રાવણકોર, એ પ્રાતોમા જ ૨૦૦૦૦ એકર જમીન એલચી માટે વાપરવામા આવે છે. ૫૦થી ૨૫૦ રતલ એલચી દર એકરે જમીનની લાયકી પ્રમાણે નીકળે છે મહીસુરની એલચી ગોળ તથા નરમ હોય છે અને મલબારની લાંબી તથા ખડબચડા દાણાવાળી હોય છે

સુવાસ આપવા માટે તથા દવા તરીકે એનો ઘણો ઉપયોગ થાય છે ફ્રાન્સ અને અમેરિકામાં નેપાળી મોટી એલચી સુવાસિક તેલ માટે વાપરવામા આવે છે

સપ્ટેમ્બર અને ઑક્ટોબર માસમા એલચી તૈયાર થાય છે. તે પછી સરકારના ધોરણે તેમના દીઠ વગેરે તોડીને વર્ગવાર વિભાગ કરવામાં આવે છે અને પછી તે એકઠી કરીને બંદર તરફ રવાના કરાય છે

૫ ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર નાના હતા ત્યારે એમની ટોળીમા એક બાળક ફાટયાતુટયા કપડા પહેરીને રમવા આવ્યો ઇશ્વરચંદ્રને એની દયા આવી એની સાથે પોતાના કપડાની અદલા-બદલી કરી એ ઘેર આવ્યા માતા ભગવતીદેવીને આ વાતની ખબર પડી ત્યારે તે રાજી થઈને બોલ્યા, ‘દીકરા, તેં બહુ સારૂ કામ કર્યું હુ રેંટિયો કાતીને તને બીજું સારૂ કપડુ અપાવીશ.’ ત્યારે આ બેમા કોણ વધારે દયાળુ ?

જોડણીની સામાન્ય ભુલો

| | | | |
|---|---|---|---|
| સતત્ | નહિ | પણ | સતત |
| ઉપરોક્ત | નહિ | પણ | ઉપર્યુક્ત |
| તિવ્ર | નહિ | પણ | તીવ્ર |
| બિચારો | નહિ | પણ | બીચારો |
| હુમેશા | નહિ | પણ | હમેશા |

ઘરાક—આ નારગી કેમ વેચો છો ?

છોકરી—(જરા વિચાર કરીને) મોટી-મોટી નારગીઓ ઉપર, અને નાની-નાની તળે રાખીને !

શરીરના બીજા બધા અવયવો કરતા દાતની શક્તિ વધારે છે, કારણ કે આપણા જડબાને રોજ અનાજ ચાવવુ પડતુ હોવાથી એ રીતે એને નિયમિત કસરત મળતી રહે છે દરેક માણસની ચાવવાની શક્તિ સરેરાશ ૧૭૧ રતલની હોય છે માણસથી વધારેમા વધારે ૩૦૦ રતલ સુધી ચાવી શકાય છે

ભવા અંકનુ ૨૭૯મુ પાનુ વાચ્યુ ?

કોઇ પણ સખ્યા લો, તેને ઉલટાવી નાખો અને મુળ સખ્યામાથી ઉલટાવેલી સંખ્યા બાદ કરો પાછી વધેલી સખ્યાના આકડાનો સરવાળો ૯ અથવા ૯ ના બીજી કોઇ સંખ્યાથી થતો ગુણાકાર જ આવશે

ચૈત્રી પુનમે હનુમાનજયતિ,
વૈશાખી પુનમે બુદ્ધજયતિ



એક કોરો કાગળ બીજવીને કાચના તકતા ઉપર મુકો પછી તેટલા જ માપનો બીજો સુકો અને કોરો કાગળ આ બીજવેલા કાગળ ઉપર રાખો હવે કોરા કાગળ ઉપર નરમ પેન્સિલ વડે જે -ઈ લખવુ હોય તે લખો લખી રહ્યા બાદ સુકો કોરો કાગળ ઉપાડી લો અને બીજવેલા કાગળને તડકામા સુકવો એ સુકાશે ત્યારે તમે જોઇ શકશો કે સુકા કાગળ દ્વારા એમા જે લખાણ ઉતરેલુ હતુ તે ઉડતુ જાય છે હવે જો ફરીથી એ કાગળને બીજવશો તો પેલુ અદૃશ્ય લખાણ બહાર આવશે



મજબુત દોરીના ટુકડાને થોડી વાર મીઠાના પાણીમા બોળી રાખી બરાબર સુકાવા દો પછી દોરીને ખીંટીએ ટીંગાડી દીવાસળી અડાડશો તો દોરી સળગી જશે પણ વીંટી નહિ પડે

દોડતી ગાડીમા લખતા બહુ અડચણ પડે છે પરતુ આને માટે એક ઉપાય છે લખતી વખતે કોણીને પાસળી સાથે સજ્જડ દબાવી રાખવી આથી હાથ હલશે નહિ ને સહેલાઇથી લખી શકશે

એક કરોળિયાના શરીરમાથી સવાબે માઇલ લાબો જાળનો તાતણો નીકળે છે



શું ધારો છો ? આ શું હશે ? માણસના જેવડા કદનુ કમળનુ પાદડુ કદિ સાભળ્યુ છે ? લડનના રીજન્ટ પાર્કમાના રોયલ બોટાનિક ગાર્ડન્સમા ઉગેલા ‘વિક્ટોરિયા રીજિયા’ નામના કમળના છોડનું આ પાદડુ છે એ છોડ મુળ પેદાશ તો અમેરિકાના એમેઝોન પ્રદેશની એ એટલો મજબુત હોય છે કે એ માણસનું વજન ઝીલી શકે છે

ચિત્રમા દેખાય છે તે પાદડાનો પાછળનો ભાગ છે કુદરત વનસ્પતિમા પણ કેટકેટલી સુન્દરતા ને ભવ્યતા મુકે છે !

ઑર્ડર આપતી વખતે, જાહેર ખબર 'કુમાર'માં વાંચી હતી એવું જણાવજો

# કુમાર

ઉગતી પ્રજાનું માસિક



જેઠ '૮૩ | તંત્રી : રવિશંકર રાવળ | અંક ૪૨

ઉનાળો

ગયા અંકમાં આ સ્થળે આવેલી ખાદીની જાહેર ખબરમાં ગામનું નામ CELROL છે તેને બદલે CHEBROLE (Guntur Dist. South India) એમ જોઇએ









**તંત્રી** રવિશંકર રાવળ; મુદ્રક-પ્રકાશક બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી-કુમાર કાર્યાલય, ૨૭૦૬ રાયપુર, અમદાવાદ

**લવાજમ** વરસના રૂ. ૬ પરદેશના રૂ. ૭ અથવા ૧૧ શિ મુંબાઈના એજન્ટ સી. જમનાદાસની ક. પ્રિન્સેસ સ્ટ્રીટ, **ગ્રાહકો** વરસની શરૂઆતથી (એટલે પોષના અંકથી) નોંધવાનો રિવાજ છે વરસની અધવચથી ગ્રાહકો નોંધાતા નથી **લેખકો** જેઓને ઉગતી પ્રજા માટે કંઇક ખાસ પ્રેરક કહેવાનું હોય તે જ લખે; અને પોતાનાં લખાણ બની શકે તેટલાં ટુંકાં, કાગળની એક જ બાજુએ, ચોખ્ખે અક્ષરે, પુરા નામ ઠામ સાથે, અને પાછા મગાવવા હોય તો પોસ્ટેજ સાથે મોકલે




આવતી કાલનાં નાગરિકો ઘડતું આજનાં ઘરોનું માનીતું માસિક

વર્ષ ૪ અંક ૬ :: જેઠ ૧૯૮૩

# મર્દાનગી

ઘણાખરા હીંમતને જ મર્દાનગી માને છે; પણ મર્દાનગી અને હીંમત બંને એક વસ્તુ નથી. મર્દાનગી એટલે એકલી હીંમત નહિ. હીંમત ઉપરાંત બીજા વધારે ગુણનો તેમાં સમાવેશ થાય છે.

આવી પડેલી મુસીબતોની સામે થવા પુરતી હીંમત કદાચ કોઈમાં હોય; પણ એ મુસીબતોને ઠેઠ સુધી વેઠી લેવાની અને એની સામે યુદ્ધ ખેલી પાર મુકવાની જે રીત એમાં જ મર્દાનગી જણાઈ આવે છે.

હીંમતવાન માણસ એક વખત હીંમત લીડીને દુઃખની સામે તો થાય છે; પણ પછી ઘણીવાર અધવચથી હારી ખાય છે, કાં તો હતાશ થઇ બેસે છે, અથવા તો રોદણાં રડતોરડતો તે વેઠે છે. મર્દ તો, જીવનને ચોમેરથી ઘેરી લે અને દુઃખના ઘાથી છિન્નભિન્ન કરી નાખે એવા ભીષણ સંજોગોને પણ સામી છાતીએ ઝીલી લે છે, હસતે મોંએ તેની સામે જંગ માંડે છે અને 'ચું' સરખું પણ કર્યા વિના વીરતાથી તેને અંત લગી વેઠી લે છે.

મર્દ હમેશાં સમજીને જ બેઠો હોય છે કે આ દુનિયામાં માણસને એક યા બીજી રીતે મુસીબતો તો આવી જ પડતી હોય છે—એ અનિવાર્ય છે, અને તેનો નિવેડો લાવવાનો ખરો માર્ગ એ જ છે કે હસતે મોંએ તેનો સામનો કરવો અને પુરુષાર્થથી તેની પાર ઉતરવું.

સાથેસાથે, મર્દ તો એમ પણ માને છે કે દુઃખની કસોટીએ ચડયા વિના માણસનું પાણી જણાતું નથી. મુસીબતો તો માણસનુ ખરૂ હીર બહાર લાવે છે, તેની શક્તિઓને કસે છે, ઝગઝાવે છે ને ઝેળ આપે છે અને તેના ઉચ્ચત્તમ પુરુષત્વને પ્રકાશમાં આણે છે.






ગઇ તા. ૨-૩-૪ જુનને દિવસે વઢવાણમા યુવકસમેલન ભરાયુ યુવાનો પોતાને વિષે પોતાની જાતે વિચાર કરતા થયા છે એ આપણા ઉગતા આવતા જયવારાના યુગનુ એક સુચિહ્ન છે એમની મિજલસ વચ્ચે રજુ થએલા મારા વિચારો સમસ્ત કુમાર જગતની મિજલસમા રજુ કરવા જેવા લાગવાથી આ નીચે ઉતાર્યા છે

આપણા મુરબ્બીઓ, વડીલો કે અધિકારીઓ તરફથી આજ સુધી જે શિક્ષણ અપાતુ આવ્યુ છે તેથી બનેલી પ્રજા એટલે આજનો યુવાનવર્ગ–આપણે અત્યારે આપણને સમજાય છે કે હવે પછીના માર્ગમા એ મુરબ્બીઓ, વડીલો કે વિદ્વાનો આપણને જરા ય હાથ આપી શકે એમ નથી અત્યારે જ આપણી અસહાયતા આપણને દેખાય છે ચાલુ શિક્ષણના મોહમા, સરકારી કે દરબારી નોકરીઓના લોભમા અને ખાલી આશાઓના ઓઠા પાછળ આપણી જાતનો જે ભાગ અપાયો છે તેનો વિચાર કરવુ અતિ અસહ્ય છે

મા-બાપોએ પોતાના બાળકો માટે કોલેજની ડિગ્રીથી મળતી કોઇએક નોકરીનો જ ખ્યાલ નાખ્યો હતો, ન કે પુત્રને વિદ્યા, સસ્કાર કે જીવનની કોઇ ઉચ્ચ દશા અપાવવાનો જો તેઓ ખરા ખર સમજ્યા હોત તો તેના સસ્કાર માટે વધારે કાળજી રાખત જે વિદ્યા-સસ્કાર કોલેજમા અપાય છે તે તેમના બાપદાદાના સસ્કારોના મૂળ ઉપર ભયંકર રીતે પ્રહારો કરી રહ્યા છે એ સમજવા છતા કેવળ ધન ને નોકરીની ખાતર પોતાના ધર્મ અને કુળસસ્કારોનો ધુમાડો થવા દે છે તેમના લગ્નજીવનમાં અસમાનતા આવવાથી જીવનના ઉત્સાહ અને પ્રેરણા હરાઇ ગયા છે અકાળે કુટુબનો ભાર માથે આવી પડવાથી આજનો જુવાન ખીચારો નવો જીવન-મપ્રોગ કે સાહસ આદરી શકતો નથી, નવી તાલીમ લઈ શકતો નથી, નવા પ્રદેશોમા ઝપલાવી શકતો નથી.

હજુ તેને કુળનું અભિમાન અને જાતિની શુચિતતા નડે છે, હજુ સસ્કારો અને દાનોથી આળા થઇ ગએલા હાથ કામે લાગતા આચકો ખવડાવે છે છતા પેટ ભરવાનો સવાલ ઉભો જ છે વગવસીલા અને ખુશામતથી કયાક પામર આવક પર તે ચોટી જાય છે—તેને ચોટી જવુ પડે છે. વડીલોએ તેને રક્ષણ આપવુ બધ કર્યું છે, સ્નેહીઓ ભાર ખમી શકે એમ નથી એટલે એણે કમાવું જ રહ્યુ

ને એ કેવી રીતે કમાતો દેખાય છે? ખાનદાન વર્ગના છોકરાઓ, ઉચ્ચ જ્ઞાતિના ફરજદો પોસ્ટના કલાર્કો છે, રેલ્વેના ગાર્ડો છે, પોલિસની નોકરીમાં છે, કારકુનોના સૈન્યમા છે ત્યા રહીને પણ તેમની અધોગતિ પુરી થઇ નથી. મહેનત કરી જીવતી પ્રજાને હેરાન કરવામા, સ્વઉદ્યોગથી નભી રહેલા વેપાર કે મજુરીના માર્ગમા તેઓ અનેક રીતે આડખીલીરૂપ થાય છે લાચ, સ્વાર્થ ને ખુશામત તેમને એ માર્ગે દોરે છે પ્રામાણિક પગારથી પોતાના પેટનુ પુરૂ નહિ થતુ હોવાથી તેમને એ માર્ગે લપસતા જોઇએ છીએ પરિણામે ખેડુત, મજુર, વેપારી અને કારીગર પણ પોતાના સ્વતત્ર ધંધાથી ત્રાસી થાય છે, તેને પરતો મુકીને નોકરી શોધે છે, નોકરીના ઓઠા પાછળ થોડી સત્તા અને દમ શોધે છે એમ પરપરા વધતી જતા, આપણા દેશમાં પરાધીનતાની સાકળો વીંટાતી જ આવી છે

અને એ પરાધીનતાઓનો તે કંઇ પાર છે? પરાધીનતા વિચારોની, આચારની, ફરવાહરવાની, જીવવાની—આજનો જુવાન નિશાળ કે કોલેજ છોડીને કરે શુ? વેપારી પાસે જાય તો તેને નામુ આવડવું જોઇએ, પત્રવ્યવહાર આવડવો જોઇએ, ટાઇપિંગ, માલની લેવડદેવડ, બંદરનો વ્યવહાર, પોસ્ટનો વ્યવહાર, રેલવેનો વ્યવહાર જાણવો જોઇએ એકડે એકથી બી એ થતા સુધીમા આમાનુ એક પણ જાણવુ ન હોય તેનું વેપારીને ત્યાં શુ સ્થાન!

દુકાન માડવા નાણા જોઇએ, માણસોને રીઝવતા આવડવું જોઇએ, ખરીદી જાણવી જોઇએ, હીંમત જોઇએ, ધીરજ જોઇએ B. A થઈ ગએલા કેટલામા આ બધું હોય છે?

દરબારી કે સરકારી નોકરીમા પણ ખાતાનો અનુભવ મળતા સુધી ઉમેદવારી જ કરવાની ઉપરી અધિકારીના રીતરિવાજો સાચવવા માટે પ્રામાણિકપણુ અને સ્વમાન વટાવવા જોઇએ ગરીબોને દબાવવા—નીચોવવા હૃદયની લાગણી કચરી નાખવી જોઇએ અને ખરી સારી કેળવણીનું ફળ આવું જ જીવન હોય તો એવી કેળવણીને આપણે ક્યા સુધી દેશમા ઉત્તેજન આપીશુ?

ખાનદાનના છોકરાથી જોડાની દુકાન ન થાય, ખતરાનો સામાન ન બનાવાય, શેરીઓ ને પોળોમા ફરી ઘરઘરનુ જાતજાતનું રીપેર કામ ન કરાય, ફેરિયા તરીકે વેચવા ન નીકળાય—એવા ભુતોને તો હજુ વડીલો અને મુરબ્બીઓ બાથ ભરીજ રહ્યા છે અને પોતાની અને કુટુંબની ગરીબી વધારી રહ્યા છે તેઓ 'બુભુક્ષિત કિ ન કરોતિ પાપમ્' એ પ્રમાણે ત્યાગવા ખાનદાન કહેવાતા કુળોના બાળકો

નોકરીએ લાગ્યા છે ત્યા કોઈક જ અપવાદ સિવાય સામાન્ય રીતે બધે સ્થળે ગરીબ અને નીચેની પ્રજા ઉપરે લાચ રુશ્વત, દબાણ ધમકી અને વશીલાનું સામ્રાજ્ય વર્તતું દેખાય છે

શિક્ષક જેવા પવિત્ર ધંધામા પણ છોકરાઓ પાસેથી ફી વસુલ કરવાની ને ટયુશનો મેળવવાની જ યુક્તિઓ કરતા શિક્ષકોની ખોટ નથી. રાજ્યના અન્યાય ઠેઠ સુધી પાર ઉતારનારા પણ એવા જ માણસો હોય છે રેલ્વે કે પોલિસના જુલમ વધારવા આપણામાથી જ ત્યા ગએલા માણસો છે અંગ્રેજ સરકારના રાજ્યનુ વહીવટદાર સૈન્ય આપણી કૉલેજો અને હાઈ સ્કુલોમાથી જ પાકયુ છે દેશની બેકીઓ વધારવામા, ઉદ્યોગનાં બારા નાશ કરાવવામાં અંધ હાજી ભણનારા એ જ વહીવટદારો નહિ તો બીજુ કારણ દેખાય છે ? આ બધાનું કારણ આજનો પતિત થએલો યુવાન છે

અને આ બધાનો અંત લાવવાની શક્તિ પણ યુવાનમા જ છે

આ યુવાનોના પ્રશ્નનો નિકાલ એક સાથે જ આવી જાય તે અસંભવિત છે; પણ જેમનામાં કંઇક ચારિત્ર્યની જ્યોત પ્રગટી છે, જેમણે જીવનને કુસંગતિથી અને પ્રમાદથી બચાવ્યુ છે, એવા યુવાનો પોતાના પ્રામાણિક પ્રયત્નો પર જ વિશ્વાસ રાખી દુનિયામા ધસારો કરે તો જરૂર પોતાને યોગ્ય સન્માન અને સ્થાન પામશે યુવાનોએ નિશ્ચય કરવો જોઇએ કે પોતે જ્યા જશે ત્યાં તેને લાંચ રૂશ્વતનું વાતાવરણ કલુષિત કરી શકશે નહિ, ખોટા અને અન્યાયી વર્તનમા તે સામેલ થઈ શકશે નહિ અથવા એવી પ્રવૃત્તિ ચલાવતા માણસોનું હથિયાર થશે નહિ કે ગરીબ, અભણ અને અનાથ પાસેથી તેમની સ્થિતિનો ગેરલાભ લેશે નહિ નોકરી કરવી તો તરવારની ધાર પર રહીને કરવી, કામ કરવું તો મિનિટેમિનિટ હક્ક કરી આપવી, એ સિદ્ધાંત

> **આપણા સામાજિક દોષો પાણીથી કે શબ્દોથી ધોવાય એવા નથી. આપણા પરસેવાથી જ આપણે તે ધોવા પડશે. અને આજે તેમ નહિ કરીએ તો કાલે આપણા લોહીથી ધોવા પડશે.**
>
> ( કાલેલકર )

પર જીવનારા જુવાનનો દુનિયામા બધે ખપ છે,—અરે ખપ શુ, ખોટ છે અને એ ખોટ પુરવાની માગણી સદાકાળ ઉભી જ છે .

એકદમ પૈસાદાર થઈ જવાના સ્વપ્ના ઘડનારા મોટા આળસુ છે—બીજાઓના હક્ક દબાવનારા છે જગતના તત્ત્વો તેમને શી રીતે સહાયક થઈ શકે ? અનેકની સેવા કરીને, અનેકને સુખ આપીને જે પોતાનો ભાગ મેળવે છે તે જ ખરો પુરુષાર્થી છે, તેને જ ચિરસ્થાયી સંપત્તિ વરે છે

યુવાન ભાઇઓ ! તમે ઉદ્યોગ કે નોકરી વિના મુઝાતા હો તો ઘર, શેરી કે પતનમા જ આટા મારવા બંધ કરો અને એકદમ જ્યા તમારી જગ્યા થાય ત્યા જવાનો નિશ્ચય કરો ભલે દુનિયાને છેડે જવાનુ થાય તમારી જગ્યાને લાયક સાબીત થવા છેલ્લી શક્તિ સુધી ટક્કર લો કુદરત માણસ તરફ બહુ મહેરબાન હોય છે, પણ માણસ તેની જીજ જેવી કસોટીમાથી નીકળવા પણ તૈયાર હોતો નથી, એટલે દુઃખ અને નિરાશાના રૂપો સામે જોતો બેસે છે

તમારા કુટુંબ કે પત્ની કે બાળકોનો વિયોગ થોડો વખત ખમવા તૈયાર થાવ મારા એક સ્નેહીએ દેશમાં પોતાનું દારિદ્રયમય જીવન જોઈ એકાએક તેનો ત્યાગ કર્યો, વર્ષો સુધી પોતાના બાળકો અને પત્નીનો વિયોગ સહન કર્યો, મહાસાગર પર તોફાને ચડેલાં વહાણ જેવું જીવન વર્ષો સુધી ખેંચ્યુ પણ અંતે પોતાના પુત્રો અને પત્નીને સુખસંપત્તિનો વારસો આપ્યો આવા માણસોના જીવનનો ઇતિહાસ જાણ્યા વિના આપણે તેમની ઈર્ષ્યા કરતા હોઇએ છીએ, આપણુને અન્યાય થતો માનીએ છીએ અને જગતને ખાલી શાપો આપીએ છીએ

આવી મનોદશા છોડી દેજો જગતના કોઇ પણ પગથિયેથી ઉદ્યમ શરૂ કરો અને તમારી લાયકી સિદ્ધ કરી પછી માગો તો મળશે નિશાળનાં કે કૉલેજના બેચાર વર્ષો ખર્ચ કરીને ઉંચી કઢાવવાં પડે છે તો આખી જીંદગીના મડાણ રૂપ ઉદ્યમ કે નોકરીમા સફળ થવા પુરતી ભૂમિકામા કઇ જ ભોગ આપ્યા વિના મુસ્ય અંકાવી શકશો નહિ.

અંગત પ્રયોગ માટે આ સૂચના કર્યા પછી એક બીજી વાત કહેવાની રહે છે. આખો યુવકવર્ગ પરસ્પરની સહાય માટે ગામેગામ અથવા મુખ્ય શહેરોમા Y. M. C. A. જેવું યુવક સહાયકારી મંડળ સ્થાપે તો ઘણું ઉપકારક થશે યુવકો ત્યા મળેહળે, વાચે યા વ્યાયામ કરવાની ગોઠવણ રાખી શકે જુદાજુદા વર્ગના, જ્ઞાનના અને અભ્યાસવાળા જુવાનો ચોક્કસ નિયમોને અધીન રહી હળતામળતા થશે તો પરસ્પર પાસેથી ઘણુ શીખશે, અને પોતાના સ્થાનમા વારંવાર અનુભવી માણસોનો પરિચય ગોઠવી નવીનવી જીવનદિશાઓ સમજવા યત્ન કરશે તો ઘણો લાભ થવા સંભવ છે એકાદ નાની સૂચના કે હકીકત કોઇને આખા જીવનનો રસ્તો સુઝાડનાર બની જાય.

અત્યારે કેટલાએક શ્રીમાનો, મીલમાલિકો અને લોકોપકારી સંસ્થાના અધ્યક્ષો કેળવાએલા, પ્રામાણિક અને સહિષ્ણુ જુવાનોને શોધે છે તમે

તેમની નજરમાં ફતરો એવા હો તો તમારા માટે જગ્યા થતા વાર નહિ લાગે પણ તમે તમારી જાત ઉપર પહેલેથી મોટી કીમત લગાવી ન બેસતા તમારૂ કામ અને તમારી સેવાવૃત્તિ જ તે નક્કી કરી આપશે તમે જ્યા જાઓ ત્યા સમય તત્પર રહેજો કામ હાથમા લીધા પછી તેની માહીતી કે વહીવટમા તમે ઉણા ઉતરશો તો તમારૂ જ હિત કમી થશે

**ત**મે ડૉકટર કે વકીલ થાઓ તો તમારી શક્તિ કે જ્ઞાન જગતમા દંભ અને તકરાર વધારવામા ન વાપરતા અધિકારી થાઓ તો લોકોની સેવાને ધ્યેય માનજો જગતની બધી જગ્યાઓ પર પહેલાં યુવકોનો જ આધકાર થાય છે પણ યુવક જ્યારે પતિત થાય છે ત્યારે જગતના બધા વ્યવહારમા અવ્યવસ્થા અને અંધેર દેખાવા લાગે છે

**ત**મે શિક્ષક થવાનુ પસંદ કરો તો તમારી આવકથી તમે સંતુષ્ટ રહેશો એમ માનીને જ એ સ્થાન પસંદ કરજો એ ધંધામા પૈસાની રેલમછેલ નહિ થાય પણ નિત્યનિત્ય જીવન-વિકાસનો નવો અભ્યાસ એ જીવનમા છે જ. તમે ધારશો તો શ્રીમાનો અને બળવાનો તમારી એકનિષ્ઠા અને અભ્યાસ-પરાયણતા આગળ માથુ ઝુકાવશે તમે એમને શરણ થશો તો તમારૂ બિરદ જશે. એ વખતે એ ધંધો તજી દેજો પણ એ પદનુ ગૌરવ ઓછુ કરતા મા

**મો**ટા પગારો અને એકદમ ધનપ્રાપ્તિના સ્વપ્નો કરીએ એવી આપણા દેશની સ્થિતિ નથી એટલે જે કામ મળે તેનાથી શરૂઆત કરવામા ઢીલ ન કરશો તમને ખાતરી હોય કે તમે જરૂર કોઈ મોટી જગ્યાને લાયક છો તો તે જગ્યા માટે રાહ જોવામા તમારો વખત ખાલી જવા ન દેતા કંઇ અભ્યાસ કે લોકોપકારી કાર્ય તો હાથ પર રાખજો જ તમારી કોઇ કદર ન કરે તો જગતને ગાળો દેવાનો તમને હક્ક નથી. તમે તમારો ચાલુ ખર્ચ બહુ જ થોડો અને નિયમિત રાખશો તો જ આ ઢીલના સમયમા ટકી શકશો, નહિતો હાર ખાશો અમુક પગારને લીધે અમુક કલાક જ કામ કરવુ એવો આગ્રહ તમારા શેઠ કે ઉપરી જોડે બતાવતા નહિ દરેક સારો શેઠ કે ઉપરી પોતાના હાથ તળે કામ કરતા માણસોની જરૂરિયાતો, આરામ અને સન્માનનો વિચાર કરે છે તે નહિ કરે તો તેના પોતાના હક્કમા નુકસાન થવાનુ છે. પણ તમે તમારી છાપ એકનિષ્ઠ કામ કરનાર તરીકે પાડી બતાવજો તમે કામ બરોબર કરી બતાવ્યુ હોય તો બીજી જગ્યાએ જતી વેળા શેઠને તમારી લાયકાત વિષે સ્પષ્ટ કહેવાનો હક્ક મળે છે

**ત**મારા ધંધા કે કામની વેળાએ ઘરની પચાત કે વહે-વારની વાતો કદિ આવવા દેતા નહિ તમારી રીતભાત જ એવી રાખજો કે તમારા સગાવહાલા એ વખત દરમ્યાન તમારાથી ચેતતા રહે આ વાત નજીવી જેવી છે, પણ ઘણા જણને તેમની નોકરી કે ધંધામાં નુકસાનકર્તા થઇ પડયાના દાખલા છે

જુના માણસોનો યુગ ઉતરે છે, યુવકોનો વારો ચાલ્યો આવે છે તમે તેમની જગ્યા લઇ તમારા દુઃખો અને આખા દેશના દુઃખોનુ નિવારણ કરવા શા વિચારો કરો છો શા કાર્યો કરી બતાવો છો તેનો હિસાબ ગોઠવી રાખજો.

## આપણને થયું છે શું?

ગમે તે ધંધામા આપણે નજર કરીએ તો જણાશે દરેક કારીગર પોતાનુ કામ કાળજી અને મહેનતથી દિલ દઇ કરતો લાગતો નથી કોઈ એકાદ કામ હાથમા લે છે કરતાકરતાં હજાર જાતના ચાળા કરે છે બીડી પીતા રહે છે, પાન ચાવે છે, ચા પીવા જાય છે, નકામુ ઉભા-રહી જાય છે, વાતો કરે છે વગેરે, પણ ધારેલા વખત સુધી કામમા ધ્યાન આપતા નથી આ દુર્ગુણ આખી પ્રજામા પેઠો લાગે છે કારકુનો, અમલદારો, કારીગરો, જાણે કામ ઘસડતા હોય તેમ લાગે છે દેશનો આ દુર્ગુણ દૂર કરવાનો બોજો ઉગતી પ્રજાને શિર આવે છે થોડાં વર્ષ પછી તમારામાના ઘણા જણ ધંધે લાગવાના, અને તમે પણ ધંધાદારીમા ગણાવાના તે વખતે તમારે કેમ વર્તવું તેનો વિચાર હાલ જ કરી રાખો. તમે દરેક જણ આદર્શ ધંધાદારી થવા યત્ન કરશો તો આખો દેશ ધીમેધીમે તેવો થતો જશે, અને દેશનું દારિદ્રય કપાતુ જશે

## એકોપાસના

માણસે એકને જ ધારવો જોઇએ. જે એકને જ ધારે છે એકની જ ઉપાસના કરે છે, આમરણ એકને જ વળગી રહે છે, મૃત્યુની પેલી પાર પણ જેને એક જ છે તે બધુ પામે છે પણ જે ઘડીક આ લે છે ને ઘડીક તે લે છે તેને પસ્તાવુ પડે છે એકમા જ જે એકાગ્ર થઇ સર્વસ્વને હોમી દે છે તે સર્વસ્વને મેળવે છે પણ જે એકમાથી છટકે છે તેને જીવનભર ફાંફા મારવાના રહે છે જે લઇએ તે એક લઇએ વિદ્યા તો એક, ઉદ્યોગ તો એક, ગુરૂ તો એક, પથ તો એક ને ઇશ્વર તો એક એક સાથે એક થતા એકમા અનેક અને અનેકમા એકનુ દર્શન થશે એકનો જ્ઞાતા સર્વજ્ઞ થશે એકનો પંડિત પંડિતશિરોમણિ થશે એકનિષ્ણાત અનેકનિષ્ણાત થશે.

પણ એ એકને ઉપાસવો જ અઘરો છે અનેકનો મોહ મનને ભમાવે છે એકની સ્થિરતાને અનેક અસ્થિર કરે છે એકના વિશ્વાસમા—વફાદારીમા અનેકનો વિશ્વાસ અને વફાઇ ઉભા છે. એક સાધનો સહેલો નથી એ એક પ્રભુ હોય કે પત્થર જીવનમા આવી આપણી એકોપાસના છે? (શિક્ષણ પત્રિકા)

---

ગઈ મિજલસમાં ચર્ચેલા મુદ્દાને લગતો એક કિસ્સો હમણા જ બન્યો છે મહૈસુર યુનિવર્સિટીની ઇન્ટરમીડિયેટ પરીક્ષાના પરિણામપત્રકમાં કારકુનની ભુલથી, પહેલા વર્ગમા પાસ થતા એક વિદ્યાર્થીનુ નામ જાહેર થતુ રહી ગયુ બીજે દિવસે, પરિણામમા થએલી ભુલો જાહેર થઈ એમા એનુ નામ પહેલા વર્ગમા હતુ! પરંતુ એ દીન વિદ્યાર્થી તો તળાવ માં ડુબી ક્યારનો આત્મઘાત કરી ચુક્યો હતો!

# સ્વાસ્થ્ય શક્તિ અને સૌન્દર્ય





સૌન્દર્ય–શરીરનુ–બે પ્રકારનુ હોય છે અવયવોના સમતોલ વિકાસનું અને ચહેરાનું આ બંનેનું યોગ્ય મિલન ઝાઝું નજરે પડતુ નથી ભાઇ પુરુષોત્તમદાસ મંગળદાસમા એ મિલન સપ્રમાણ હતુ. આ સાથે આપેલા ચિત્રોમાના ભાઇ જયકૃષ્ણ પુરાણીમા એ નજરે પડે છે અમદાવાદ મ્યુનિસિપલ શાળાઓના ફિઝિકલ ડાયરેકટર અને ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક ભાઈ જયકૃષ્ણના શરીરમાં ક્રમિક વિકાસના વિવિધ તત્વો સરસ સમાએલા છે. ૭ વર્ષથી નિયમિત વ્યાયામ કરનાર આ ભાઇનુ વજન ૧૨૩ રતલ, ઉંચાઇ ૫ ફુટ ૫ ઇંચ અને વય ૨૫ વર્ષનુ છે સુપ્રસિદ્ધ શ્રી અંબાલાલ પુરાણી અને શ્રી છોટાલાલ પુરાણીના એ ભાઇ થાય વ્યાયામના ઉપાસક અને અભ્યાસક હોઇ કુસ્તીના એ સરસ જાણકાર છે.

## તંદુરસ્તીના રાજમાર્ગ

ખરી કકડીને ભુખ લાગ્યા વિના કદિ કાંઈ ખાતા નહિ, પછી ભલે સામે મિષ્ટાન્નના ગંજ ખડકયા હોય.

કુદરતી તરશ લાગ્યા વિના કાંઈ પણ પીતા નહિ; સોડા લેમન કે શરબતની ભલે નદીઓ વહેતી હોય.

રાત્રે વહેલા સુઇ પરોઢીએ નિયમિતપણે વહેલા ઉઠો; અને ત્યાં સુધી નીરાંતની મીઠી ઉંઘ લો. મોડી રાતના ઉજાગરા ને પહોર દહાડો ચડતા સુધીનુ ઘારણ એ તદુરસ્તીના દુશ્મન છે

વાચવા લખવા કે કામકાજના નિયમિત વખત પ્રમાણે મહેનત કરો, અને વચ્ચે નિયમિત આરામ, ગમ્મત ને વિનોદ લો

અને વિચાર નિર્મળ કર્યા એટલે આચાર એની મેળે શુદ્ધ બની જવાના.

તંદુરસ્તીના આ રાજમાર્ગ છે.

# ઔદ્યોગિક અમેરિકાનો ક્રાંતિકાર
# મોટરોનો રાજા
# હેન્રી ફૉર્ડ

આજથી ઓગણપચાસ વર્ષ પહેલાં અમેરિકાના એક પંદર વરસના છોકરાએ નિશાળના બારણાને નમસ્કાર કરી કારખાનામા કામે જવા માડ્યું દરરોજના દસ કલાક કામ કરતો લાગેઅઠવાડિયે એને નવ રૂપિયા મળતા આટલા ટુકા રોજમા પુરૂ નહિ થવાથી એ એના બચતના વખતમા ઘડિયાળો દુરસ્ત કરી પૈસા મેળવતો આપણા આજના છોકરાઓ તો કહેશે કે અમને કોઇ ઘડિયાળ સમી કરવા આપે જ નહિ ને? પણ આવી ફરિયાદ કરતા પહેલા તેમણે પોતાની લાયકાત તપાસવી જોઇએ આ છોકરાએ તો બાર વરસની વયે એક આખી ઘડિયાળ ઉકેલી તેનુ ચક્કરે ચક્કર છુટુ કરી પાછી ફરી આખી બેસાડી દીધી હતી' એ વખતે આજના જેટલા સાચાઓ શોધાયા નહોતા આજે આપણી ચોમેર અનેક જાતના સાચાઓ ઉભરાય છે, છતા આપણા આળસુ પાદશાહોને કશાની સામે નજર સરખી કરવાની ફુરસદ નથી'

તે જે કારખાનામા હતો ત્યાના સાચાકામનો પુરેપુરો અનુભવ મળી ગયો એટલે તરત જ એણે એ નોકરી છોડી દીધી ને વધારે નવો અનુભવ મેળવવા ઓછા પગારની એક બીજી નોકરી શોધી કાઢી એ ચાલાક છોકરો આજે એક સેકંડના લગભગ પંદર રૂપિયા કમાય છે' દુનિયાનો એ સૌથી મોટો શ્રીમત છે એટલુ જ નહિ, પણ પૈસા માટે જે થોડા શ્રીમતો જ ધિક્કાર નથી પામ્યા તેમાનો એક છે કોઇને એની ઇર્ષ્યા નથી થતી કેમકે એણે પોતાનું ધન બહુ જ પ્રામાણિક રીતે મેળવ્યું છે

'તમે આજ રમો છો એવા વિવિધ પ્રકારના રમકડા એ વખતે નહોતા થયા, એટલે જુદાજુદા ઓજારો વડે જ હુ રમતો ને આજ સુધી એ જ મારા રમકડા રહ્યાં છે ' ઇ સ ૧૮૬૩ના જુન મહિનાની ૩૦ મી તારીખે, જ્યા એનો જન્મ થયો હતો તે અમેરિકાના મિશિગન પરગણાના ડીઅર્બૉર્ન ગામના ખેતરમા ગાળેલા પોતાના બાળપણ વિષે હેન્રીફૉર્ડ ઉપરના શબ્દો કહે છે '

એના માબાપ મધ્યમ સ્થિતિના ખેડુત હતા એનો બાપ ગામનો પાદરી હોવાથી ઠીક પ્રતિષ્ઠાવાળો ગણાતો. ધાર્યું હોત તો ફૉર્ડને વધારે ભણાવી એ કૉલેજમા પણ મોકલી શક્યો હોત પણ આપણા ભાઇસાહેબ ને સાચાકામ સિવાય દુનિયાના એકે કામમા મજા નહોતી પડતી,--પોતાના ખેતરના કામમા યે નહિ એ વખતે તો ખેતી એ જ મુખ્ય, પ્રતિષ્ઠાવાળો અને કમાણીવાળો ધધો ગણાતો પણ ફૉર્ડ કહે છે કે મને ખેતરનુ વૈતરૂ ગમતુ જ નહિ જુદાજુદા ઓજારો વડે દિવસ આખો ધમધુમ કરવા સિવાય ને ખરાખોટા સાચા બનાવી તેમને દોડાવવાની માથાકુટ કરવા સિવાય હેન્રી એની જિંદગીમા બીજુ કાઇ જ કરવાનો નથી, એમ લાગવાથી એના બાપને એની ભારે ચિંતા થતી

એક વાર ફૉર્ડ એના બાપ સાથે પોતાની બળદગાડીમા બેસી ડીઅરબૉર્નથી ડેટ્રૉઇટ જતો હતો એવામા રસ્તા પર એની નજર એક મોટા વરાળયત્ર પર પડી એ અરસામા નવુ શોધાએલુ એ ભારે યત્ર મોટા બોજા ખેંચવા માટે, અથવા તો કણસલામાથી દાણા છુટા પાડવાનો સંચો ચલાવવા માટે વપરાતુ ફૉર્ડે એની જિંદગીમા એ પહેલવહેલુ ઘોડા વગરનુ એન્જિન જોયુ

થોડે દૂર ગયા પછી ગાડીમા હેન્રીને ન જોતા એના બાપને ફાળ પડી ખટારો ઉભો રાખી એણે પાછા ફરી જોયું તો નાનો હેન્રી પેલા એન્જિન હાકનાર સાથે વાતો કરતો હતો ને એ એન્જિન કેવી રીતે બન્યુ ને કેવી રીતે કામ કરતુ એ સબંધી જેટલી મળે એટલી માહીતી પ્રશ્નો પુછીપુછી મેળવતો હતો'

કુમાર અવસ્થાનો વાચનનો શોખ તો સર્વવિદિત છે. કુતૂહલ અને નવું જાણવાની જિજ્ઞાસાની એ અવસ્થામાં છોકરાઓ જે હાથ ચડે તે ઉત્સાહપૂર્વક વાંચ્યે જ રાખે છે. ફોર્ડ શું વાચતો હતો? નિશાળના ચોપડા? ના.

નિશાળની ચોપડીઓએ કદિ મહાપુરુષો ઘડ્યા સાંભળ્યા છે? મહાન વૈજ્ઞાનિકો, ખગોળવેત્તાઓ, સાહસવીરો, શોધકો કે લોકનેતાઓ જે જે પાક્યા છે તે, કાં તો ખેતરમાં કોઇ ઝાડના છાયા નીચે આડે પડખે પડ્યાપડ્યા, કોઇ સુતારની કોડ કે દરિયાકાંઠે ડોક્સની કોઠીમાં અથવા ઘરને માનીતે ખૂણે પેસીને મનગમતી ચોપડીઓ વાંચી તેમાંથી પ્રેરણા ને જ્ઞાન મેળવતા, ભાવિ સ્વપ્નો અને મહત્ત્વાકાંક્ષાઓ ઘડતા.


હેન્રી ફોર્ડ

ડીઅરબૉર્નના ટ્રૅક્ટરના કારખાનાની ફોર્ડની ઑફિસમાં સંખ્યાબંધ ચુકેમ ખીચોખીચ ભરેલા પડ્યા છે એમાંના એકાદમાં હેક ૧૮૬૦ની સાલના 'ઇંગ્લિશ મિકેનિક-વર્લ્ડ ઑફ સાયન્સ'ની અકબંધ ફાઇલો હજી પણ નજરે ચડે છે ફોર્ડની એ હમેશની સાથી હતી, એનું પાનેપાનું એને હૈયે હતું

આમ, હથિયારોના સહવાસ અને અનુભવ તથા પુસ્તકોની પ્રેરણા પામી જુવાન થતા જતા ફોર્ડની કલ્પનામાં એક નવો સાચો ખરો થયો. તેને ટ્રૅક્ટર (વરાળયંત્રથી ચાલતું હળ) બનાવવાનો વિચાર થયો પોતાની નજર સામે રાતદિવસ ખેતરમાં કાળી મજુરી કરતા માણસોને જોઇને એને થયું કે ટ્રૅક્ટર બનાવી શકાય તો માણસની ઘણી મહેનત ઓછી થઇ જાય પણ તે દરેક ખેડુત ખરીદી શકે એટલું સસ્તું બનવું જોઇએ. પોતાની આ કલ્પનાને સાકાર કરવા ફોર્ડે એના બાપના ખેતરમાં પેટીઓના ખોખા ભરવાની એક વખારમાં કલાકો, દિવસો ને મહિનાઓ—જેટલો મળે એટલો બધો નવરાશનો વખત ગાળવા માંડ્યો

આ દરમ્યાન એણે જુદી-જુદી નોકરીઓ કરી પહેલાં તે ડેટ્રૉઇટમાં એક મશીનીને ત્યાં કામે રહ્યો; ત્યાંથી વળી છગલ આયર્ન વર્ક્સમાં માંચાઓ દુરસ્ત કરનાર તરીકે નોકર રહ્યો પણ એ બધો વખત એના મગજમાં ટ્રૅક્ટર બનાવવાનો વિચાર ઘોળાયા જ કરતો

અત્યાર સુધી એન્જિન ચલાવવા માટે માત્ર વરાળનો જ ઉપયોગ જાણવામાં આવ્યો હતો, પણ હમણાં હમણાં ગૅસ એન્જિનની શોધ થવા માંડી હતી ફોર્ડના માનીતા ચોપાનિયા 'વિજ્ઞાન જગત'માં જેવા એના સમાચાર ને વિગત પ્રગટ થયા કે તરત હેન્રીએ બીજી બધી પ્રવૃત્તિઓ છોડી દઇ ડીઅરબૉર્નના પોતાના ખેતરોમાં જઇ ત્યાં ગૅસ એન્જિનના અખતરાઓ કરવામાં પોતાનો બધો વખત ગાળવા માંડ્યો. આ વખતે એ પહેલા વર્ગનો સાચા-કામ-કુશળ ગણાતો થઇ ગયો હતો.

પણ હજી એના બાપને એની આવી ધૂનોમાં કશી શ્રદ્ધા નહોતી, તેમ એના જ્ઞાનથી કશો સંતોષ નહોતો. એ તો હજી એમ જ માનતો કે આમ વાંદરાની જેમ ઓજારો સાથે અટકચાળાં કરવાનું છોડી દઇ હેન્રી ખેતીના કામમાં જોડાય તો જ કંઇક શુકરવાર વળવાનો છે. અંતે તેણે, હેન્રી જો હવે ડાહ્યો ડમરો થઇને ખેતીના ધંધામાં બરાબર ધ્યાન આપે તો તેને ૪૦ એકર જમીન આપવાનું જણાવ્યું હેન્રીએ તે કબુલ રાખ્યું. તેણે સંકેલીને હેરવી ફેરવી શકાય એવો લાકડાં વહેરવાનો એક સંચો બનાવ્યો, અને તે વડે લાકડાં વહેરી પોતાની કલ્પના મુજબનું મનગમતું એક ઘર બાંધી ત્યાં રહ્યો ત્યાર પછી થોડે વખતે એ પરણ્યો પણ ખરો

ફોર્ડના જીવનમાં એ બહુ અગત્યના દિવસો.

હતા. નિશાળને નમસ્કાર તો બહુ વહેલા કર્યા હતા, છતા આજ સુધીનો એનો સમય અભ્યાસમા જ વીત્યો હતો. કંઈક ને કંઈક, રોજેરોજ નવુ નવુ શીખવાનું એણે ચાલુ જ રાખ્યુ હતુ

આ સિવાય જીવનમા જે એક સિદ્ધાન્ત આ વયે એણે બાંધ્યો અને આચારમા મુક્યો તે ઘણો જ મહત્ત્વનો છે 'પોતાના ખપની દરેક ચીજ પોતાને હાથે જ બનાવી લેવી ' પોતાના વપરાશની નાનામા નાની ચીજ પણ તે જાતે જ બનાવી લેતો આ સિદ્ધાત એના આખા જીવનભર ફૉર્ડે આચર્યો છે, એ જ એની સફળતાનુ રહસ્ય છે. ફૉર્ડ મોટર એ કંઈ અહીંતહીંથી ભેગી આણેલા ભાગાઓનું માળખુ નથી એનો એકેએક ભાગ ફૉર્ડનો યોજેલો, ઘડેલો ને બનાવેલો છે

અને 'ખપની દરેક ચીજ હાથે જ બનાવી લેવા'નો આ સિદ્ધાત અમલમા મુકવો એ રમતવાત નથી એને માટે અભ્યાસ જોઈએ, અનુભવ જોઈએ, પણ સૌથી મોટી વાત તો એ કે ધીરજ જોઈએ, ખંત જોઈએ હતાશ થયુ પાલવે જ નહિ. અભ્યાસ ને અનુભવ ઉતાવળે આવતા નથી ફૉર્ડ કહે છે કે 'બધી નિરાશાઓનું મુળ ઉતાવળ છે કોઈ પણ વસ્તુ બનાવવામા અધીરાઈ શા માટે રાખવી જોઈએ? વિજયને આવતા હમેશા વાર જ લાગે છે એનો માર્ગ ખંતથી ખેડી રાખવો જોઈએ'

આવી જાતના તત્ત્વજ્ઞાનમાથી પાકતુ પાકતુ ધીમેધીમે ઈ સ ૧૮૯૩મા ફૉર્ડનું પહેલુ ગૅસોલિન એન્જિન (મોટર) તૈયાર થયુ સાઈકલના જેવી એની સિલિન્ડરો હતી, ૨૮ ઈંચના વ્યાસવાળાં, વાળાના આરાવાળા, નક્કર રબ્બરના ટાયરવાળા એના પૈડાં



પોતે ૧૮૯૩મા બનાવેલી પહેલવહેલી મોટર ઉપર ફૉર્ડ શા આત્મસંતોષથી મલકાતો બેઠો છે!

હતા, એન્જિનમા ધુરીથી ફરવાનું હતુ, અને અંદરના એક પટ્ટાથી એને પાવર આપી ચાલુ કરી શકાતુ

ઘણે લાંબે વખતે આખરે ગાડી તૈયાર થઈ હતી. પોતાનો પતિ 'ઘોડા વિના ચલાવી શકાય એવી આ ગાડી' બનાવવામા રાત ને દિવસ કારખાનામા કામમા ગુંથાએલો રહેતો તે વખતે મિસિસ ફૉર્ડ વારંવાર ત્યા જોવા જતી ફૉર્ડ કહે છે કે તેને મારામા બહુ શ્રદ્ધા હતી અને તે વારંવાર મને ઉત્તેજન આપ્યા કરતી.

સવારના ત્રણ વાગ્યે મોટર તૈયાર થઈ અને ફૉર્ડ તેને બહાર ફેરવવા લઈ ગયો પણ બહુ દૂર સુધી ફેરવી નહિ,—માત્ર ગલીના નાકા સુધી જ એમા હજી એક ખામી હતી. તે ગોળ ચક્કર વાળીને પાછી ફેરવી શકાતી નહિ. પણ ફૉર્ડ કહે છે કે તેથી શું? એ વખતે તો મુખ્ય વાત એ જ હતી કે ગાડી ચાલતી થઈ ખરી ને?

તે કલાકના પચીસથી ત્રીસ માઈલ કાપતી, પણ અવાજ પુષ્કળ કરતી એના એન્જિનના ધડાકાથી આસપાસના પાડોશીઓને બહુ ત્રાસ થતો એ વખતે મિ. વિલિયમ એવરી ડેટ્રૉઈટનો મેયર હતો તે બહુ ભલો માણસ હતો અને ફૉર્ડનો મિત્ર હતો ફૉર્ડ કહે છે કે મારા એન્જિનના અવાજના ત્રાસને લીધે પાડોશીઓ મારી સામે ફરિયાદ માંડે તો તે મારું રક્ષણ કરવા તૈયાર હતો

કલાકના ત્રીસ માઈલની ઝડપે દોડનારી ગાડી તૈયાર તો થઈ, પણ મરજી મુજબ પાછી ન ફરી શકે એવી ગાડી કાંઈ બજારમા મુકાય? ફૉર્ડે વિચાર કરવામા બીજા બે વરસ કાઢી નાખ્યા ને ૧૮૯૫મા



અમેરિકાના બે અગ્રણી
ઔદ્યોગિક ક્રાંતિકાર ફોર્ડ અને વિજ્ઞાનવીર એડિસન

નવી ગાડી બનાવવા માટે અને ત્રણ વરસ સુધી તે તેની પાછળ મચ્યો. આની સાથોસાથ તે ડેટ્રોઇટ એડિસન કંપનીમાં પણ કામ કરતો આ વખતે તેની ઉંમર ત્રીસ વરસની હતી

ત્યાર પછીના દસકામાં, ઘણાખરા શોધકોની બાબતમાં બને છે તેમ, ફોર્ડને માથે કેટલાયે તડકા-છાંયા વીતી ગયા. એની આ શોધ પચાવી પડવાને કેટલા યે કાવતરાબાજ હરીફોએ બાજીઓ રચી. પણ ફોર્ડનો આત્મા અણનમ હતો. એ કોઇથી હારી ખાય એમ નહોતો એની શ્રદ્ધા અચળ હતી, એનું હૃદય એ બધાની સામે બાથ ભીડવા જેટલું દૃઢ હતુ, એનુ ભેજુ એ સૌને પાણી પાય એવુ હતુ. એ બધાના પ્રપંચો ફેરીને, તેમની સામે મથીને, ઝગડીને અને પરિણામે તેમને મહાત કરીને તે પાર ઉતર્યો.

અંતે ઇ. સ. ૧૯૦૪મા–પોતે પહેલવહેલી મોટર તૈયાર કરી ત્યાર પછી છેક બાર વર્ષે ફોર્ડે પોતાની પહેલી રેસિંગ કાર (શરતની મોટર) '૯૯૯' જાહેરમાં મુકી, અને એ વડે ઍલેક્ઝાન્ડર વિન્ટન નામના એ સમયના શ્રેષ્ઠ ગણાતા મોટરવાળાને હરાવ્યો ત્યાર પછી થોડા વખતે કલાકના ૯૨ માઇલની ઝડપે બરફ પર મોટર હાંકીને એણે, માણસે કદિ ન હાંકેલી ઝડપ નોંધાવી અમેરિકા આખુ થંભેલે શ્વાસે ને આશ્ચર્યથી ફાટી આંખે આ જોઇ રહ્યુ.

પણ આ શરતો કરવામાં ફોર્ડને રસ પડતો નહિ; એ એનુ ધ્યેય પણ નહોતું. હુન્નરઉદ્યોગની શરૂઆતના એ દિવસોમાં જોકે શરતો તો જાહેરખબરનું કામ કરતી, પણ ફોર્ડે એના તરફ લેશમાત્ર ધ્યાન ન આપ્યુ. એને તો પોતાની આ શોધ માનવજાતના કલ્યાણ અર્થે સિદ્ધ કરવી હતી. મોટર સસ્તામાં સસ્તી અને દરેક માણસ ખરીદી શકે એવડા મોટા જથ્થામાં કેમ તૈયાર કરી શકાય તેની યોજનામાં તે ગુંથાયો. અને પરિણામ આપણે જાણીએ છીએ, ૧૯૦૨ ની સાલમાં પંદર માસની મહેનતને અંતે એણે ૧૫૦૦ ગાડીઓ તૈયાર કરી હતી, ત્યાર પછી પચીસ વર્ષે આજ એ દર વરસે પંદર લાખ મોટરો બનાવે છે'

પણ એ પચીસ વર્ષ દરમ્યાન, આ સિદ્ધિ લાવવાને એને જે જહેમતો વેઠવી પડી છે, જે કપરાં યુદ્ધ કરવા પડ્યા છે એનો વિગતવાર ઇતિહાસ અહીં આપ્યો જાય એમ નથી. અમેરિકાના ઉદ્યોગમા અગાઉ કદિ નહિ નીકળેલી એવી ગુંચો હવે નીકળવા-માંડી, અને ફોર્ડને એકલે હાથે એ ઉકેલવી પડી

જ્યૉર્જ બી સેલ્ડન નામના એક માણસે વર્ષો પહેલા સરકાર પાસેથી સનદ મેળવેલી હતી. તે કહેતો કે આ સનદથી પોતાને લાઇસેન્સ ફી આપ્યા સિવાય કોઇ પણ માણસ ગૅસ એન્જિનથી ચાલતી ગાડી બનાવી શકે નહિ. બીજા મોટરના કારખાનાઓવાળા સાથે મળી ફોર્ડે સેલ્ડન પેટન્ટ સાથે લડત શરૂ કરી, પણ એક પછી કારખાનાવાળા એની બાજુમાંથી નીકળી જવા માંડ્યા ને ફોર્ડને એકલાને લડત આગળ ચલાવવી પડી 'ફોર્ડની મોટર ખરીદનારા પોતાના ઉપર ફરિયાદી પણ ખરીદી લે છે' એવી મનલાગતાવળી છાપાંઓમાં પાના ભરીભરીને ચેતવણીઓ આપી લોકોને ભડકાવવામા આવ્યા; ફોર્ડને મોટરના ઉદ્યોગમાંથી દૂર કરવા એકેએક દાવપેચ ખેલવામાં આવ્યો.

પોતાના છેલ્લા ડૉલર વડે ફોર્ડ લડતો હતો કોર્ટનો ચુકાદો એની વિરૂદ્ધ ગયો તો આજ સુધીમા મેળવેલી સફળતાનો ભુક્કો અને વિનાશના ભયંકર

અંધારા ખાડા સિવાય કાંઇ નજરે પડતુ ન હતુ પણ વીર લડવૈયાની અચળ શ્રદ્ધાથી એ છેલ્લે સુધી પોતાના મુદ્દાને વળગી રહ્યા અને,—અને કોર્ટે ચુકાદો એની તરફેણમા જ આપ્યો।

ફૉર્ડે મોટર પહેલી બજારમા મુકી ત્યારે લોકો તેને ધનિકોના વૈભવનુ એક નવ રમકડુ પેદા થયુ માનતા હતા. પણ આગળ કહ્યુ તેમ ફૉર્ડનો ઉદ્દેશ તો એને એવી સર્વોપયોગી સામાન્ય વસ્તુ બનાવવાનો હતો કે જે સાધારણમા સાધારણ માણસ પણ વાપરી શકે. પોતાની આ શોધથી જગતનુ કંઇ ભલુ ન કરી શકાય તો આ બધી માથાકુટ અને એની પાછળ ગાળેલી જીંદગી અને ઝહેમત તે એળે ગઇ સમજતો હતો અમેરિકાનો ખેડુત ખચ્ચરથી ચાલતા રગશિયા ખટારાને બદલે પોતાની મોટર વાપરીને મહેનતનો બચાવ કરી આરામ મેળવતો થાય, વખતનો બચાવ કરીને તે પોતાના વિકાસ માટે વધારે ઉંચા બીજા કામમા રોકાતો થાય, અને આ રીતે દેશની જનતાને એક પગથિયુ ઉંચે લઇ શકાય તો જ એને માટે ખરચેલી જીંદગીને ઝહેમત પ્રમાણ

આ સ્થિતિ લાવવી હોય, ખેડુત જેવો સામાન્ય માણસ પણ તેનો ઉપયોગ કરી શકે તેમ કરવુ હોય તો મોટર એક ખટારા જેટલી સસ્તી કરવી જોઇએ કોઇ પણ વસ્તુ સસ્તી તો જ વેચી શકાય, જો તેની પડતર સસ્તી બનાવી શકાય અને એ કેમ બને? માલ મોટી સખ્યામા તૈયાર કરીને અને ઝીણામા ઝીણી બાબતમા પણ બની શકે તેટલી કરકસર કરીને પોતાના કારખાનાના છેક નાનામા નાના મુદ્દાઓ ઉપર પણ ધ્યાન પહોંચાડીને કયા અને કેવી કરકસર કરી શકાય તે પર ફૉર્ડે પોતાનું ભેજુ કસવા માડ્યુ, અને માણસની મહેનતમા, સાચાઓના હલનચલનમા, માલની વપરાશમા, જયાજયા નાણુ, વખત અને શક્તિ એળે જતા હતા અથવા નિરર્થક વહી જતા હતા તે બધામા કરકસર કરી તેમને લેખે લગાડવા માડ્યા આના સમર્થનમા ફૉર્ડ એક રમુજી ત્રિરાશી કહે છે, કે કારખાનામા કામ કરતા ૧૨૦૦૦ કામદારોના દરેકના હમેશના દસદસ પગલા બચાવી શકાય તો રોજનો પચાસ માઇલનો શારીરિક ગતિનો વ્યય અને એળે જતી એટલી શક્તિ તથા સમય બચાવી શકાય। આ ભલે રમુજી લાગે, પણ આવી જ ગણતરીઓથી કરકસર કરીને ફૉર્ડે પોતાની ગાડીઓ એટલી સસ્તી કરી છે કે દુનિયા આશ્ચર્યથી અને એના હરીફો દાઝથી મોમા આંગળા કરડે છે।

અને કેમ ન કરડે? ૧૯૧૪મા ફૉર્ડે જાહેર કર્યુ કે તેના કારખાનામા હલકામા હલકા ઝાડુ વાળનારને રોજના પદર રૂપિયા પગાર મળે છે, એ સાલમા એણે ત્રણ કરોડ રૂપિયાનો નફો વહેંચ્યો છે, એના માણસો બીજા કારખાનાના માણસો કરતા ઓછા કલાક કામ કરે છે, અને છતા—છતા એણે બીજા બધા કરતા વધારેમા વધારે અને સસ્તામા સસ્તી મોટરો વેચી છે! દુનિયા અને હરીફો આગળાં કેમ ન કરડે?

તેના કારીગરો ઓછામા ઓછા કલાક કામ કરીને બીજાઓ કરતા વધુમા વધુ કમાતા વેપારના પાણી જાણે કે તેણે ઉંધા વાળવા માડ્યા. તેણે કરેલી આ ઔદ્યોગિક ક્રાંતિને લીધે ઘણાના દિલ દુખવા લાગ્યા તેના હરીફો ઇર્ષ્યાથી બળવા લાગ્યા દેશ ભરના વર્તમાનપત્રો તેના પર તુટી પડ્યા અને કટાક્ષ, મશ્કરીઓ તથા ગાળખાનો તેના પર વરસાવવા માડ્યો ઝાડુ વાળનારને પંદર રૂપિયા રોજ! સામાન્ય ઝાપટિયા—મજુરની કીમત સારા યંત્રકામ કુશળ—મિકેનિક જેટલી! કાંઇ ભાગ બાગ ખાધી કે શુ? લોકોને ગળે ઉતરે જ શાનું? તેની નિંદાઓ અને મશ્કરીઓથી છાપાઓના પાના ભરાવા લાગ્યા પણ ફૉર્ડ આ કશાને ગાંઠે એમ નહોતો એને મન તો આ રીતે પણ પોતાની જાહેરાત જ થવી લાગી હશે પેટે તે આ બધુ હસીને ખમી રહ્યો. લોકોએ જેમ-જેમ વધુ લખવા માડ્યુ તેમતેમ તેની વધારે ને વધારે મોટરો બનવા તથા ખપવા લાગી।

આ પછી ફૉર્ડે ફૉર્ડસન ટ્રૅક્ટર (યાંત્રિક હળ)નુ કામ સપૂર્ણ કરી તેને બજારમા મુકયુ મોટરથી જેમ તેણે ખેડુતોની આગળ શહેર અને બજાર હાથવેંતમા લાવી મુક્યાં તેમ આ હળથી તો તેણે તેમની અરધા ઉપરાંતની મહેનત ઓછી કરી નાખી એની આ શોધ તો એને ઇતિહાસમા અમર બનાવશે અને ભવિષ્યનાં બાળકો નિશાળમા તેના પાઠ ભણશે

પદર વરસ પહેલા ફૉર્ડ ડેટ્રૉઇટના એક વર્તમાન-

પત્રવાળાને શ્રદ્ધાના ઉછાળાથી કહ્યું હતુ કે એક દિવસ એવો આવશે કે મારા કારખાનામા એક લાખ માણસ કામ કરતા હશે બીજે દહાડે ચોપાનિયામા આ વાત છપાઇ, લોકોએ તેના પર ટીકાઓ કરી, ચીંથરાં ફાડ્યા, તેને હસી કાઢ્યો પણ આજે એ વાત ખરી ઠરવા આવી છે!

જે કંઇ ઔદ્યોગિક અને આર્થિક બાબતને તે હાથમા લે છે તેને દૃઢ નિશ્ચયબળ અને અપૂર્વ વ્યવસ્થાશક્તિથી તે કેવી સફળ બનાવે છે તેનો અચ્છો દાખલો ફૉર્ડે ખરીદેલી ડી. ટી. આઇ. રેલવેનો છે રિવર રૂગમાં આવેલા પોતાના કારખાના તથા લોઢાની ખાણોની વચ્ચે દોડતી ડેટ્રૉઇટ ટૉલેડો આયર્નટન રેલવે જો પોતે ખરીદી લે તો બધો વ્યવહાર પોતે એકહથ્થુ સ્વતંત્રતાથી તથા કરકસરથી ચલાવી શકે, એવા ઇરાદાથી ફૉર્ડે એ રેલવે ખરીદી લીધી. તે વેળા એ રેલવેનું ખાતુ અતના ડચકા ભરતુ હતુ અને દેવાળુ કાઢવાની અણી પર હતુ. પરતુ ફૉર્ડના હાથમા આવતા જ તેના દીદાર ફરી ગયા, તે ખાતુ આખું તરતુ થઇ ગયુ અને અત્યારે એ ડી. ટી. આઇ. રેલવેના એકાદ એન્જિનને તમે રિવર રૂગના યાર્ડમાંથી નીકળતું જુઓ તો જાણે એમ જ લાગે કે ટંકશાળમાંથી કોઇ તાજો સિક્કો પડીને હમણા જ બહાર આવ્યો છે!

મિશિગન પરગણાના હથેલી જેવા સપાટ એ પ્રદેશમા ડીઅરબૉર્નમા આવેલા પોતાના ઘરમા બેઠાબેઠા ફૉર્ડ એની ચોમેર પથરાએલી પોતાની સૃષ્ટિ જોઇ શકે છે

જમણી બાજુએ, પદરેક માઇલ દૂર, જ્યા રોજની સાડા પાચ હજાર મોટરો બને છે તે હાઇલૅન્ડ પાર્કના મોટરના કારખાનામાથી નીકળતા ધુમાડાના આછા લીસોટા આકાશમા અદૃશ્ય થતા જણાય છે. નજરની બરોબર સામે, માત્ર થોડા જ માઇલ દૂર પેલુ ધોળુંધોળુ દેખાય છે એ એના ખેતર પરનુ ઘર, જ્યા એણે કલ્પનાઓભર્યું બાળપણ ને મહેચ્છાઓભરી કુમારાવસ્થા ગાળી હતી, જ્યા એણે અનેક સાચાઓ ઘડવાભાગવામા આજના ઉદ્યોગના અદૃશ્ય બીજ રોપ્યા હતા અને એ ઘર આગળ પેલો રસ્તો પણ દેખાય છે, જે રસ્તે એણે જીવનમા પહેલવહેલુ સ્ટીમ એન્જિન જોયુ, ને જેના પરથી એને આ બધા સ્વપ્ના પાર પાડવાની કુચી લાધી

ત્યાથી ડાબી બાજુએ પેલુ જુનુ ટ્રૅક્ટરનુ કારખાનુ દેખાય છે, જે અત્યારે પ્રયોગશાળા તરીકે વપરાય છે, અને ત્યાથી ડાબી તરફ દૂરદૂર રિવર રૂગનુ એનુ જંગી કારખાનું ધમધમી રહ્યુ છે, જ્યા એની ડી. ટી. આઇ. રેલવેના ડબાઓ ને હોડીઓ ખાણોમાંથી કાચુ લોઢુ લાવીલાવી નાખે છે અને એમાંથી હાઇલૅન્ડ પાર્કના કારખાનામા બનતી મોટરો માટે લોખંડ બનાવવામા આવે છે. ફૉર્ડસન ટ્રૅક્ટર પણ અહીં જ બને છે.

આ બધા પર નજર ફેરવતો ફૉર્ડ આખ મીચે



## જયધ્વજ

• ઇન્દ્રવજ્રા •

'આ એક હાથે ઉડતી ધ્વજા લો,
ને અન્ય હાથે ગળકાપો ભાલો,
બેસી મુકો કમ્મરમા કટાર,
ઘોડે કુદી એમ થજો સવાર!'

હાથે ધરી એ ઉડતી ધ્વજા જે,
કેમે કરી તે ન નમે જ આજે,
ઉડે ધ્વજા એમ ચડે ઝનૂન,
હૈયે વહે કેવળ પાક ખૂન

આજ્ઞા સુણી કે ન વિચાર વાર,
યુદ્ધે ધસે સૌ થઇ એક હાર;
ને પ્રાણ શી સાચવતા ધ્વજા એ,
શા દેશસેવા વીરલા બજાવે!

ને ભાગ્ય આધીન પડે કદિ જો,
તો સ્હાય આવી ત્યહીં એક બીજો—
હૈયુ ચીરી ત્યા ફુટવે ધરાઓ,
રોપી રહે ત્યા પછી એ ધ્વજાઓ

**ચન્દ્રવદન ચીમનલાલ મહેતા**

છે, અને એની સામે ત્રીસ વર્ષનો—ધીરજ, ખંત, મહેનત, મુસીબત, આફતો, ઝહેમતો અને પરસેવાથી સીંચેલા ત્રીસ વર્ષનો ઇતિહાસ ખડો થાય છે, જે દરમ્યાન એણે તો દૃષ્ટિ સામે એક જ ધ્યેય હમેશા તરતું રાખેલું· લોકકલ્યાણ કાજે સોઘામા સોઘો જથ્થાબંધ માલ તૈયાર કરવો

એના પુત્ર એડસલ ફૉર્ડની અંગત દેખરેખ નીચે હાઇલૅન્ડ પાર્કમા જ્યા એનુ મોટરો બનાવવાનુ ગંજાવર કારખાનું ધમધમી રહ્યુ છે ત્યા તો ફૉર્ડ ભાગ્યે જ જાય છે. એની દૃષ્ટિ થઈ ગએલા કામ તરફ નહિ, પણ આગળ વધુ નવું કરવા તરફ જ હમેશા રહે છે એટલે એ તો પોતાનો ઘણોખરો વખત પ્રયોગશાળામા, અથવા તો રિવર રૂગના કારખાનામા જ્યા રોજ કઇ ને કઈ નવી રસભરી ઉપયોગી શોધો થયા જ કરે છે ત્યાં ગાળે છે, ઑફિસમા તો કવચિત જ એ બેસતો હશે એ કહે છે કે કારખાનેદારને બેસવાની ખરી જગ્યા ઑફિસ નથી એણે તો જ્યા પોતાના માણસો રાતદિવસ કામ કરી રહ્યા હોય, જ્યા એની સલાહ અને સહાયની જરૂર હોય ત્યા જ સતત હાજરી આપવી જોઇએ ઘણા કારખાનેદારોએ ઑફિસમા આડે પડખે બેસી રહીને જ પોતાના વેપાર પર પાણી ફેરવ્યુ છે

ઠંડા આસમાની રંગની એની આંખોમા તમને ઉત્સાહનુ ઠંડાપણુ ક્યા ય ન લાગે, એની શાન્ત રીતભાતમા તમે અતડાપણુ ક્યા ય ન જુઓ ચોસઠ વરસને કાંઠે પહોંચેલા એ જુવાન ડોસાના ઉત્સાહના પાણીને હજી એટલી ને એટલી ભરતી રહ્યા કરે છે એ તો કહે છે કે હજી તો માત્ર મારાં થોડાં જ સ્વપ્નો પાર પાડી શકાયા છે, અને એટલુ બધુ કામ હજી વણખેડ્યુ પડ્યુ છે કે મેં બાંધેલા મહત્ત્વાકાંક્ષાઓના કિલ્લાઓની ખાલી વાતો કરવાનો મને લેશ માત્ર અવકાશ નથી હજી તો હુ માત્ર શરૂઆત જ કરતો હોઉં એવુ લાગે છે. મને જોઇતા બધા સાધનો અગાઉ કદિ મળ્યા ન હતા નિવૃત્તિ લેવાનો કે આરામ લેવાનો તો તેને ખ્યાલ સરખો યે નથી આવતો એ કામ કરતાંકરતાં જ આરામ લઇ લે છે.

"અમેરિકાના મહસાવધિ કોટ્યાધીશોમાના એકનું જ નામ આપણે આજ સુધી જાણતા હતા,—સખાવતોના રાજા દાનવીર કાર્નેગીનું, આજે બીજાનુ સાંભળીએ છીએ,—મોટરોના રાજા હેન્રી ફૉર્ડનું રૉકફેલર જેવા અપવાદ બાદ કરીએ તો ત્યાના અસખ્ય લક્ષ્મીનંદનોમાના કોઇકને જ આપણે નામથી પણ ઓળખીએ છીએ પણ આ બે તો જગજાહેર થઇ ગયા છે. ઉદ્યોગી અને સાહસિક પુરુષો, નીચેથી શી રીતે અને કેટલે સુધી ઉંચે ચઢી શકે છે તેનું એ બન્ને જાણે જ્વલંત દૃષ્ટાન્ત છે.

ફૉર્ડના વિચાર અને આચરણોએ અમેરિકાની ઔદ્યોગિક દુનિયામા આજે ક્રાન્તિ કરી મુકી છે દુનિયાએ આજ સુધી જે જે ધોરણો બાંધ્યા છે તે બધાથી ફૉર્ડના માર્ગ અવળા છે, ને છતા તે પોતાના ધંધામા શ્રેષ્ઠ નીવડ્યો છે

પૈસા રળવાને ખાતર—રળીને સંઘરી રાખવાને ખાતર ધંધો કરવો એ એને મન માનવજાતની અધમતા છે ખંત, ઉદ્યોગ અને શક્તિથી માણસ ધન તો રળી શકે જ, પણ એ ધન એકઠુ ન કરતા, મજુરોની રોજીમા વધારો કરીને અથવા માલ વધારે સારો ને સસ્તો બનાવીને મજુરો તથા ગ્રાહકોમા જ વહેંચી આપવું જોઇએ

મજુરીનુ સામાન્ય ધોરણ અત્યાર સુધી એવું ચાલતુ આવેલુ છે કે સામાની ગરજ પ્રમાણે ઓછામા ઓછી રકમ આપી વધારેમા વધારે કામ લેવુ ફૉર્ડને આ ધોરણ માન્ય નથી પોતાનુ તથા પોતાના સ્ત્રી-બાળકોનુ સહેલાઇથી ગુજરાન ચલાવી શકે અને ભવિષ્યમા કોઇને બોજારૂપ ન થઈ પડે એટલુ તો દરેક મજુરને–અણઘડ વૈતરાને પણ–મળવુ જ જોઇએ અને પોતાના કારખાનામા ફૉર્ડ હલકામા હલકા મજુરને છ ડૉલરનું રોજ આપે પણ છે, પછી એમાંથી બુદ્ધિ ને શક્તિ પ્રમાણે વધતુ સૌસૌના હાથમા એના કારખાનાનો ઓછામા ઓછો પગાર બીજે સારામા સારો ગણાય છે, અને છતા એની મોટર બીજાઓ કરતા અતિશય સસ્તે ભાવે વેચાય છે, ને તો ય દુનિયાભરમા આગળીને વેઢે ગણાતા ધનિકોમા તેનો નંબર ઉપર આવે એટલુ ધન તેના પાસે રહે છે! આ બધુ શી રીતે થાય છે તેનું વિસ્તારપૂર્વક અને સ્પષ્ટ વર્ણન તેની હમણાં જ બહાર પડેલી My Life and Work નામની આત્મ-



**સૌન્દર્યમૂર્તિ એપોલો**

પુરુષશરીરના આદર્શ તરીકે યુરોપમા પકાતી, કરારા (ગ્રીક) આરસની ધવલોજ્જ્વલ શિલામાથી ગ્રીક શિલ્પી ક્રૅમિમના કુશળ ટાકણાઓએ ઘડી કાઢેલી એપોલોની આ મૂર્તિ આજથી શુમારે અઢી હજાર વર્ષ પર તો રોમન સમ્રાટોના મહેલો શોભાવતી હશે ચારસોએક વર્ષ પર રોમન બાદશાહોની વિહારભૂમિ ઍન્ટિયમના ખડેરોમાથી છિન્નભિન્ન દશામા એ મળી આવેલી એના ઘણા કટકા મળ્યા, પણ ડાબા હાથમા એણે પકડેલી વસ્તુ ન મળી કલ્પના થએલી કે એ ધનુષ હોવુ જોઇએ, પણ પાછળની શોધખોળ પરથી મનાય છે કે એ હાથમા દુશ્મનને ડારતી ઢાલ ધરી રાખેલી હશે વૅટિકન કલાસગ્રહ (ઇટાલી)ની બેલ્વેડિયર ગેલેરીમા એ મૂર્તિ રાખવામા આવી તે પ થી એ એપોલો બેલ્વેડિયરને નામે ઓળખાય છે ગ્રીક અને રોમન પુરાણોમા એપોલોને સૂર્યદેવ, સગીતના દેવ, અશ્વિનીકુમાર, એમ જુદાજુદા રૂપે વર્ણવેલો છે શરીરસૌન્દર્યમા તો એ સર્વ દેવોમા શ્રેષ્ઠ મનાય છે વીનસ મેડિસિસ જેમ આદર્શ સ્ત્રીશરીરની સર્વશ્રેષ્ઠ મૂર્તિ ગણાય છે, તેમ દેશદેશના પ્રવાસીઓને આજ સૈકાઓથી મુગ્ધ કરતા આ એપોલોને પશ્ચિમની સર્વ પ્રજાઓએ પુરુષશરીરના સર્વોત્કૃષ્ટ આદર્શ તરીકે વધાવ્યો છે એ શરીરનો એકેએક સ્નાયુ શક્તિશાળી અને સુડોળ છે, એમા વજ્રની કઠોરતા છે ને સૌન્દર્યનુ માર્દવ છે કવિ બાયરને એનુ વર્ણન કર્યું છે "ઉજ્જ્વલ વિજયરેખા શી ભ્રમર નીચેથી પ્રતાપ વરસતી આખોવાળો, દુશ્મનની શક્તિઓને ફુત્કારતા ગૌરવશાળી નસકોરા ફુલાવતો, અનેઅગ્ન બાણના ભર્ગભર્યો, ચેતન ને પ્રકાશના દેવ સમો ભવ્ય, શો ઊભો છે આ અણચુક વિજયધન્વા !"

કથામાં એણે આપ્યું છે

સખાવત—દાન—ધર્માદા વિષે પણ એના વિચારો આવા જ ચમકાવનારા છે. ધર્માદો કરવો એ એને મન પાપ છે દુઃખી તરફ સહાનુભૂતિ દર્શાવવા કે સહાય કરવા સામે એનો વિરોધ નથી; પણ એવી સ્થિતિ જ કેમ ઉભી થાય એ એને સાલે છે. અને એ માત્ર આમ માનીને જ નથી બેસી રહેતો, એ અમલમાં પણ મુકે છે પોતાના કારખાનામા એણે વૃદ્ધો અને અપંગો માટે એવા કામ ગોઠવ્યા છે કે જેમાથી એ લોકોને પુરતુ વેતન મળી રહે છે, અને ફોર્ડને સંપૂર્ણ સાજા માણસ જેટલું કામ મળી રહે છે એ કહે છે કે દુનિયામા જેટલા નિરાધારો અને અપંગો છે તેના કરતા તેમને મારેના કામ વધારે છે. માત્ર કોઇની એ તરફ નજર જ નથી પડી જો એની બરાબર વ્યવસ્થા કરવામા આવે તો દુનિયામાં કોઇ ધર્માદા સંસ્થા જ ન રહે અને સૌ સ્વમાનપૂર્વક પોતાની રોજી રળી ખાય

આ તો માત્ર ખેત્રણ વાત થઈ. ફોર્ડ તો જ્યા નજર કરે છે, ત્યા નવા-નવા દૃષ્ટિબિંદુ દેખાડે છે અર્થશાસ્ત્રીને, કારખાનેદારને, વિચારકને, સમાજ સેવકને જાણવાનુ અને વિચારવાનુ મળે એવું ઘણું એણે પોતાના આત્મવૃત્તાતમાં લખ્યુ છે. એક રીતે વિપ્લવવાદી અને અનેક દિશામા આખ ખોલી નાખે એવા વિચાર ધરાવનારો અને અમલમા મુકનારો એ પુરુષ છે. મોટર અને ટ્રૅક્ટર ઉપરાત એરોપ્લેન ઉપર પણ એની નજર દોડી છે. હજુ આવતી કાલે એ શું નહિ કરે તે કોઈ કહી શકે તેમ નથી.”

એનું જીવન, એના વિચાર જાણીને આપણને એમ જ થાય છે કે એ તે આ જમાનાની નિર્દય મશ્કરી કરનારો ભેંડખોર હશે, કે કોઇ મહાન શક્તિશાળી પુરુષ હશે? કદાચ એ બંને હશે. એટલું તો જરૂર કે એ આ જમાનાનો અદ્ભુત માણસ છે

તે લક્ષ્મી રળ્યો છે; પણ એ લક્ષ્મીનો ચાલ્લો એના કપાળમા કોઇ આવીને નહોતુ કરી ગયુ. પોતાનું જ માથુ ફોડી લોહી કાઢીને એ લોહી વડે એણે પોતાના કપાળમાં ચાલ્લો કર્યો છે.

માનવજાતની સેવા કરીને પણ લક્ષ્મી રળી



## ઉગતી પ્રજાને માટે ફોર્ડનો સંદેશો

લેવા અમેરિકાના એક માસિકના તંત્રી ગએલા તેમની આગળ એણે નીચેના વિચારો દર્શાવેલા

સફળતાની લાબીચોડી વાતો કરવામાં મને શ્રદ્ધા નથી, પણ એટલું તો હું કહી શકુ કે જુવાન માણસો કામના પુરા બદલાની આશા રાખતા હોય તો તેમણે કામ પણ પોતાની શક્તિનો છેલ્લો અણુ ખરચીને કરવુ જોઇએ

કામના બદલામા પગાર મળે એ તો નજીવી વાત ગણાવી જોઇએ, જુવાનોએ તો એ જ જોવાનું કે તેમને નવો અનુભવ કેટલો મળે છે જેને કામના પગાર ઉપરાંત અનુભવ નથી મળતો એને કામનો બદલો જ નથી મળતો એમ સમજવુ

ઘણી વાર મુળ વાધો ત્યા આવે છે કે જુવાનોને કામ કર્યા પહેલા ઝટ તેનો બદલો મેળવી લેવાની ઇચ્છા થાય છે બદલાની આશા ન રાખતા કામ સાથે તન્મકાર થઇ જવુ જોઇએ

કોઈ પણ કામના ઉસ્તાદ—નિષ્ણાત થવાની નેમ પણ બરોબર નથી ઉસ્તાદનો અર્થ એ કે એને હવે આગળ કશું નવુ શીખવાનુ નથી રહ્યું જે ક્ષણે માણસ પોતાની જાતને સપૂર્ણ—નિષ્ણાત માનતો થયો એ પળથી તેનો વિકાસ અટકે છે જુવાન માણસોએ તો હમેશા કાઇ ને કાંઇ નવું શીખવાને આતુર જ રહેવુ જોઇએ અને દરેકે દરેક વસ્તુ વધુ સારી—સારામા સારી બનાવવા પાછળ પોતાનો બધો સમય અને શક્તિ ખર્ચવા તૈયાર રહેવું જોઇએ

દુનિયામાં નવુ કઇ જ નથી, પણ જુનામાં અનેક સુધારા કરીને નવું ઉપજાવવાનુ છે આપણે નવી વસ્તુઓ નહિ, પણ નવાં પરિણામો મેળવવા જોઇએ.

કેળવણી એટલે શું? ખરી કેળવણી તો તે જ, જે માણસને ઉદ્યોગી ને ઉપયોગી જીવન ગાળતા શીખવે જે કેળવણી માણસને શોભાના વિદ્વાન બનાવે પણ જીવનમા કાંઈ ઉપયોગી ન હોય એ કેળવણીની આપણને કશી જરૂર નથી

નકામી વાતો ના કરતા, ડફાસો ન મારતા વાતો કરનારા કામની ગુચો નથી ઉકેલી શકતા; કામ પાછળ મચનારા જ તે ઉકેલી શકે છે, અને એવા માણસો જ્યારે વાતો કરતા હોય છે ત્યારે પોતે શાને વિષે કહે છે તેનુ તેમને બરોબર ભાન હોય છે

પોતે જે વસ્તુ બનાવતા હોય તે સારામાં સારી કેમ થાય તેમ કરવામા પોતાના મગજનુ અણુએ અણુ ખરચી નાખવુ જોઇએ કોઈ પણ વસ્તુ હજી સંપૂર્ણતાએ પહોચી જ નથી મોટરકાર પણ સપૂર્ણતાએ પહોચી છે એમ તમે માનો છો? નહિ જ અત્યારે સારામા સારી ગણાતી મોટર પણ હજી અપૂર્ણ છે, બાળક જ છે



શકાય છે એનું જ્વલંત દૃષ્ટાંત એનું જીવન પુરું પાડે છે. ઓછામા ઓછી કીમતે ઉંચામા ઉંચો માલ જગત આખાને પુરો પાડવો, અને તેમ છતા એમાથી અઢળક ધન મેળવવું, એ બે વિરોધી દેખાતી વાતોનો અદ્ભુત સમન્વય એના જીવનમા છે.

પ્રજાપ્રભુત્વવાદથી એ અકળાએલો ન હોત તો પોતાની મોટરની શોધને એ સર્વભોગ્ય કરવા શા માટે મથત? પોતાની શોધ વૈભવનું રમકડું ન બનતા સાર્વજનિક ઉપયોગનું સાધન બને એ જ એની આકાંક્ષા હતી, અને મોટરોને બાબાગાડીઓ જેટલી સોંઘી કરી નાખીને તેણે એ પાર પાડી એ તો કહે છે કે દરેક વેપારનું મુળ સેવા જ હોવી જોઇએ

એને માત્ર એક મોટર બનાવનાર તરીકે ઓળખવો એ તો એને ગેરસમજવા જેવું છે પોતાની હથિયારોની દુકાનમાથી એ કંઇક એવું શસ્ત્ર શોધ્યો છે કે જેને પાનેપાને અપ્રતિમ કલ્પનાશક્તિ અને બાળકના જેટલી અચલ શ્રદ્ધાની ફોરમ આવ્યા જ કરે છે એ શ્રદ્ધાવાન ભવિષ્યવાદી છે, એનામા અવર્ણ્ય બંધુભાવ ભર્યો છે, આશ્ચર્યચકિત કરી મુકે એવી કેટલીક સાહસિક શક્તિઓનો એ ભંડાર છે, ઔદ્યોગિક જગતના ચક્કર ઉંધા ફેરવી દુનિયાનું ભાગ્ય ફેરવી નાખવાનું એનામા હૈવત છે (સંકલિત)

---

## દુનિયાનો સર્વશ્રેષ્ઠ લક્ષ્મીપતિ ફોર્ડ લક્ષ્મી વિષે વિચિત્ર વિચારો ધરાવે છે

લક્ષ્મી મેળવવાનો તો મેં કદિ વિચાર જ નથી કર્યો મેં વિચાર કર્યો હતો માત્ર મોટર બનાવવાનો—અને તે પણ સૌથી સારી બનાવવાનો

જેને લક્ષ્મી મેળવવી છે તેણે, ખરું જોતાં તો લક્ષ્મીનો વિચાર સરખો પણ ન કરવો જોઇએ સારું જીવન જીવવા માટે, કંઇક લોકોપયોગી કામ કરવું, અને લક્ષ્મી આપોઆપ તેને આવી મળશે

લક્ષ્મી મેળવવાનો પ્રયત્ન જ ન કરવો એ જ લક્ષ્મી પ્રાપ્ત કરવાનો માર્ગ છે

'જો હું આવતી કાલે ભીખારી બની જાઉં તો ફરી એકડે એકથી શરૂઆત કરું અને જે વસ્તુ ન કરું હું ફરી એકડે એકથી શરૂઆત કરું અને જે વસ્તુ ખરીદવાની દરેકને જરૂર પડતી હોય એવી કોઇ વસ્તુ હાથ લાગતા એને આગળ કદિ ન ગઈ હોય એટલી સસ્તી કરવા પ્રયત્ન કરૂં

કામ અને કમાણી એ બેનો મેળ જ ન ખાય કરવાલાયક કંઇ પણ કાર્ય કમાણી સાથે ભળી જ ન શકે

કામ વખતે લક્ષ્મીનો વિચાર માણસની શક્તિને ઘટાડે છે જે વેળા હું મોટર બનાવતો હતો તે વેળા મેં જો લક્ષ્મીના મેળાવને મારા કામમા પેસવા દીધો હોત તો હું કાર્યક્ષમ ન થઇ શક્યો હોત



પ્રામાણિકતા ઉપર સારું વિવેચન કર્યા પછી, છોકરાઓ બરાબર સમજ્યા છે કે નહિ તે જાણવા શિક્ષકે એક છોકરા સામું જોઇ કહ્યું, 'મનુ, હું કનુનો કોટ એક દિવસ પહેરવા માટે લઇ આવું અને ભુલથી કોટના ખીસામા કનુની પાવલી રહી ગઇ હોય એ તને જડે, તો તું કાઇ રાખી લે?'

'નહિ જ, સાહેબ!' મનુએ તરત જ જવાબ આપ્યો

'બરાબર છે,' શિક્ષકે કહ્યું, 'ત્યારે તું એનું શું કરે?'

'તરત જ વાપરી નાખું, સાહેબ!'

ꕤ

ન્યાયાધીશ—ગઇ રાતે કોઇના ઘરમાથી પૈસાની પેટી ઉપાડી જવી એ કાંઈ ઓછો ગુનોહ નથી

ગુનેહગાર—સાહેબ, ગઇ વખતે આપે મને ધોળે દહાડે ચોરી કરવા માટે શિક્ષા કરી હતી ત્યારે શું તમારે મને ચોરી જ કરવા નથી દેવી?

ꕤ

ડોક્ટર—હું તમને ત્રણ ગોળીઓ આપું છું એક અજીર્ણ માટે, બીજી ઝાડા માટે ને ત્રીજી અશક્તિ માટે

દરદી—(માથું ખંજવાળતા) હેં, ડાક્ટર સાહેબ, પેટમા ગયા પછી એ ગોળીઓને શી રીતે ખબર પડશે કે એમને ક્યાંકના જવાનું છે?

ꕤ

'મોટો થયા પછી તું શું કરીશ?'

'મારે સોલ્જર થવું છે'

'પણ એમા તો મરવું પડશે'

'કોણ મારી નાખે વળી?'

'દુશ્મનો'

'ત્યારે તો હું દુશ્મન થવાનો જ વિચાર કરીશ'

ꕤ

શિક્ષક—ચંદુ, વરસના દિવસ કેટલા?

ચંદુ—સાહેબ, સાત

શિક્ષક—(ગુસ્સે થઇને) અઠવાડિયાના નહિ, મુરખ! વરસના પુછું છું

ચંદુ—હું પણ વરસના જ કહું છું, સાહેબ જુઓ ગણાવું સોમવાર એક, મંગળ બે—

શિક્ષક—બેસી જા, બેસી જા




દરિયામા જ જીવન ગાળતા નાવિકો જેવો બીજો વહેમી કોઈ વર્ગ નથી કુદરતનાં તોફાનોની સાથે રોજ જીવનમરણના ખેલ રમનારો કોઇ પણ વહેમી થઇ જાય ભૂતિયું વ્હાણ આવો એક વહેમ છે, જેમા બધા ખલાસીઓ માને છે

અભરામ તડેલની બોલીમા વ્યાકરણનો નિભાવ થવો મુશ્કેલ છે અંદરના કેટલાક પ્રયોગો વહાણવટાની બોલીની વિશિષ્ટતાસૂચક છે વહાણના અમલદારો આ પ્રમાણે હોય છે નાખોદો, મોટો માલમ, નાનો માલમ, તડેલ, સુકાની, સીરાંગ અને ખલાસી બતેલો, ધાઉ, એ બધા જુદીજુદી બાંધણીના વહાણો છે કુવીટ ઇરાકના અખાતનું બંદર છે ગામટ કાઢવું એટલે વહાણમા સાંધાઓમાથી ચુઈ આવતુ પાણી વચમા જમા થયુ હોય તે ઉલેચવુ કુવો એ, સઢ જેના ઉપર આધાર રાખે છે એ થભ નખિયું જોવડાવવું એ અજ્ઞાત માણસોની 'સાયન્સ' છે નખ ઉપર તેલનુ ટીપું નાખી ભુવાઓ બધુ જોઈ શકે છે, મુવાને બોલાવી વાત કરી લે છે એ નખિયું

'છોરાઉ, મુ પેલેથી જ ચોખો કીધો છે કે આ કાઇ દંડાપોરના ટોપાનથી' 'શાહબાદ' ફતેહમારીના મોરા પાસે કુંડાળુ વળી બેઠેલા નાખવાઓ તરફ ફરી અભરામ તંડેલે વાત શરૂ કરી. 'આમા કાઇ મીરીમસાલો નથી, પણ જુકો મુ પાણુ આ સગી આ મુ એ દીઠો છે તી કઉં છુ નમને એવા ઘણા ય ઉંધમતિયાઓ કેશે કે ભુતિયા વાણ ને ઇ બધો ખોટો છે, પણ ઈ ઘરની ઘુમુંને મુ પેઠે પીંત્ર સાલ દરિયો ખેડવા મેલો તો બધો ખુલાસો થઇ જાય.

'અમે સીસલથી આદન જાતા'તા વાત જાય કરતા આજ પણ મારા મોવાળા ઉભા થઇ જાય છે ટોપા હોય તો એવી વાત હું સુ કામ જાય પણ કરૂ?' પોતાના હાથની રૂવાટી ઉભી થઇ છે કે નહિ એ જોવા સારૂ, નીચું નમી જોતા મુમા સુકાનીને મોંયે જોરથી કાકૂ લગાવી અભરામ તડેલે ચોમેર બધા પર નજર ફેરવી મુસાના અનુભવ પછી બીજા કોઇએ તંડેલની વાતની સચ્ચાઇ માટે અંદેશો લાવવાનુ મોકુફ રાખ્યું

'છોરાઉ, તમને માચી વાત કેવી ઈ મારો ધરમ છે તમે બધા શીખસો તો સુખી થાસો તેયે જુસા કેવો પડે છે'

હુ તી વખતે સાવ નાઢો પછમના એક વાણિયાના બતેલામા હું ચડ્યો બતેલાનો નાલો હતો કરીમ, પણ એના જેવો કરમફુટ વાણ મેં આજ સુધી નાય દીઠો. એવો અકરમી ધાઉ બીજો કો ન હસે દરિયામા જેટલી આફતું વરસે ઇ બધી એના પર વીતી ગઇ'તી. બધાવ્યો'તો તો અસ્સલ કુવીટના કોઇ આરબે, પણ વીસ સાલમા પીંજી ધણી તો બદલાવી ચુક્યો'તો. આમ ઘણે મોટો હતો, પણ એવો હાડમાર થીયો'તો કે જુમા એના પાટિયા ભેરા કેમ રેતા'તા તી જ અલ્લાની મોટી કરામત હતી એમા આ મુસાની ઈજાર જેટલા તો થીગડા હતા, અને આપણા સીદીના મગજ જેટલા તો ગાબડા હતા સજે દી ગામટ કાઢીકાઢીને અમારા તો નડા ભાગી જાતાં'તા.

પણ વાણ કરતા બેદ તો એના નાખવા હતા ચોરાસી બંદરનો ઉકેડો એમા ચડ્યો'તો. નાખોદો પીંદ ફિરંગી, મોટો માલમ આરબ, નીંદો માલમ સીદી, તંડેલ અલિબાગિયો ને ખારવાઉ બધા અસ્સલ દોજખની દેગડીનો ખીચડો હતા દી આથમે આરબ

બાગ દે ને સીદી નમાજ પડે ને ઇમાઇ કિનારામા મો નાખી સુઇ જાય ને ફિરગી નાખવો દારૂનો બાટલો સજ્ને મોગે માંડી બેસે

સજ્ને દી કામ પુરો ન પડ્યો ની તેમ રાતના બધા પીંઢપીંઢમાં છાકટા થઇ જુગાર રમે ને વઢે ને કોઇ કોઇ વાર તો છરા કાઢી બેસે. મુ તો અલ્લાની રોજ બદગી કરૂ કે બચ્ચા અભરામ, આ ઉકેડામા તારી આબરૂ નથી, પણુ થઇ ગ્યો ઇ થઇ ગ્યો, અગર જીવતો આદન પોચું તો પાછો આ બનેલામાં નો ચડું

આદનથી હજી ચાર દીને રસ્તે હતા ના તો ભબેડો વધી પડ્યો નાખોદાના છોગને મારીને એની કોટડીમાથી દારૂ કઢાવી બાર નાખવા છાકટા થઇ ગ્યા'તા. કોરો રયો એક નીદો માલમ ને બીજો મુ મુ એને કયો કે આ વાણ ઉપર જો સેતાનની નજર પડસે તો જરૂર ક્યામતનો દી કાલ જ ઉગાડી દેસે ઇ કયો કે ઓતરાદો પવન જો વધસે તો નો આજ રાતના જ ક્યામતનો દી ઉગશે મુ કયો આમીન ને પછે ઇ જઇ સુકાન પર બેઠો ને મુ ભડારિયામા જઇ જરા તડા સખણા કરતો પડ્યો

હજી રાત પુરી ભાગી નો'તી, હયણી માથે આવી નો હસે ના તો આભમાથી કડાકા થવા મડ્યા. વાવડો તો એવો નીકર્યો કે રસા તગ કરી સઢ લફાવ્યા તોય જાણે હમણા કુવાને કિગાવસે' અધારામા પાણી તો આ સીદી કરતા કાળો દેખાય મુને થ્યો કે દોજખના ફિરસ્તા બધા માથા પર ઉડતા હસે કે કંઇયે બતેલા ભાગે ને સેતાનની મિજલસમા આ બધા લાયક બદાને ખાલસા કરે' હજી મારી આખ પુરી મીંચાણી નો'તી ને ખ્વાબમા મુ મારી માને પડખે સીરાણુ ખાતો'તો ના તો એક જબરજસ્ત કડાકો થીયો ને મુ બેઠો થઈ ગીયો ભડારિયાની છત માથામા જોરથી લાગીને પાછો ખ્વાબમા જઇ પડતો'તો પણ ના તો ઉપર ચીસાચીસ થઈ રહી ને તંડેલે એવી તો દીધી કે નાનામુના વાણના તો રસા છુટી પડે મુને થ્યો કે થીયુ, બનેલો ધસ્યો મંડમડ માથે જઈ જોઉં તો નાખવા સૌ જેમતેમ તુનક ઉપર મોભર ઉંધે કાંધ પડ્યા'તા બધાના ડોળા કાડા જેવા સફેદ થઇ ગ્યા'તા, જીભ બાર નીકળી પડી'તી ને સૌ નજર વાયા બાજુ જાણે રમાથી તાટ કાપી હોય તેમ લાગી ગઇ'તી મુ પણ ઇ બાજુ જોયો ને મુજા પણ હરામ ગળી ગ્યા

અમારા બતેલા હારે ગલો લગાવીને ભૂતિયો વાણ ચાલતો'તો

છોગડું, તમને ખબર છે જદયે આલો વેગ વારો મસ્કતનો વા'ણ લામ ગીયો તદયે કાગ ખલાસીની ડોકાયે પીરાણામા નખિયુ બોલાવ્યુ'તુ ને કાગએ ભુતિયાનુ બયાન કીધું'તુ? તી મિસાલ સજ્ને ભુતિયો મારી આખ સામે મું જોયો ઈ એટલો તો વટમા, હાલતો'તો કે કઇ ઘડીએ મોરા ભટકાશે એમ થાતો'તો એનું બદન તમામ જીનું હતુ મોરો ધીગો હતો કુવો થભ જેવડો હતો સુકાનથી મોગ સુધી બિલકુલ આ સીદીને પેટે પાડો અવતરે એના જેવો કારો હતો સઢ પણ કારા ને રસા પણ કાગ સજ્ને કારો

અમારા બનેલામા તો કોઈ ઘરેડી પુડે તો કોઇ રમા પુડે લપાઇને બેઠા'તા બધાની ડાબલીઓ તો એવી કચકચે કે જુમા સુપારીનો સુરો કરી લ્યો બીકથી સીદી પણ મઢ જેવા મફદ થઇ ગ્યા'તા તડેલ તો એવો ધ્રુજતો'તો કે જુકો મુ પણ ધ્રુજતો નોત તો બેય નીચે પડી ગ્યા હોત

'અભરામ!' તડેલે કયો 'યા અલ્લાહ' અભરામ, આ જો, હવે સુ થાસે?'

'સુ થાય? આજે મગરાની જમાનમા ક્યામત ઉડસે, બીજો સુ થાય.' મુ એને હીમત આપવા મારૂ કયો ના નો વીજળીનો એવો તો કડાકો થ્યો કે રોજના કડાકા તો એની પાસે ચીપટી મિસાલ લાગે ભડકાથી આભ તો નીચે ઉતરી પડ્યો એના ઉજાસમા અમે નજર કીધી તો સુકાન પાસે એક આદમીનો આકાર બેઠો'તો પણ એનુ બદન રૂગ હાડકાનુ, એના ચેરા પર બે ખાડામાથી ચાલમના દાદા જેવી બે આખ ઝબકે, મોઢામા હોઠ નહિ, પેઢા નહિ,—રૂપા દાત એના પગ પાસે બીજુ મુંડું પડ્યુ'તુ.

'યા અલ્લાહ!' કરી તડેલ તો મુને બાઝી પડ્યો

મુ પણ ધ્રાગજ્યો તો એવો હતો, કે મારી નાની ઉમર છતા મારા બાલ બધા એકદમ સફેદ થઇ ગ્યા મુસાને માનવો ન હોય તો જોઈ લ્યે કે આજ

પણ એ તાર નોનો, કે કોણ જાણે નાખુદો બહુ તાર હતો, પણ પાછી પછવાડે બાલદી ને બાલદી પછવાડે નાખુદો,—બંને ભુતિયાના તુતક પર જઈ પડ્યા ફરમાન તો કંઈ થઈ કે તુતક ધીંગા લાકડાનો હતો તોય જાણે તુતક વચ્ચે હોય જ નહિ એમ બાલદી ને નાખુદો પાણીમાં જઈ પડ્યા'

શું કરવો ઈ મુને સુઝ્યો નહિ. તડેલ નીચે પડ્યો પડ્યો પૂછે, 'અભરામ, ઇ શું થ્યો?' મું કયો 'બચ્યો થ્યો.'

વીજળીનો વળી કડાકો થ્યો ને ઉજાસમાં મું જોયો તો ન મળે ભુતિયો વાણ કે ન મળે નાખુદો હમ-બાર વામ છેટે બાલદી ઉંધી તરતી'તી!"

• ••

અભરામ તડેલે વાત પુરી કરી ચીલમ સળગાવવા જામગરી માગી નાખવાઓ આપસઆપસમાં આશ્ચર્યથી ભમર ચડાવી અભરામની હીમતનાં વખાણ કરવા મડ્યા

'છોરાઉ, મુજો કેવો બીજો કાંઇ નથી તમે બધા જાનવરથી એદ છો, તોય તમને સાચી વાત કેવી ઇ મારો ધરમ છે નાખોદાના પાપે કરીમ બનેલાનો મોડમાં ભુતિયો બાઝ્યો તી નાખોદાનું ખુલાસો પૂછ્યો તઇયે ગ્યો તો નમારી ચાલ સુધારવા માટે મેં આજ આ કિસ્સો કયો —'

એવામાં તુતકપરથી મોટા માલમનો અવાજ આવ્યો. 'તડેલ, વરી નાખવાઓ પાસે તારા ટોપા મારવામાં કામ કોરે કીધો? ચાલ મામો વાવડો કરે છે; ધામણ તંગ કરી વાયા કર—'

અભરામ પોતાના ઘયડા છતાં કસાએલા અંગો મરડતો ઉભો થયો 'છોરાઉ, નજર રાખજો—આ બુઢ્ઢાની રહમ ન કરનાર માલમ મારે રાતના ભુતિયો આવે તો જુસા મને જગાડજો મા પરબારો હવાયો દઈ દેસો તો જલદી ખુલાસો થઇ જાસે'

'સુકાની'



## પૂછો તંત્રીને

(૧) રણના મુસાફરો સરોવર અને મૃગજળ વચ્ચેનો તફાવત શી રીતે જાણી શકતા હશે?

મૃગજળ છે કે ખરેખર પાણીનું સરોવર, તે જાણવાની ત્રણ રીત છે મૃગજળ અસ્થિર દેખાય છે અને બરાબર ધ્યાન દઇ જોતા તેનો આકાર ઘડીએઘડીએ બદલાતો જણાય છે સરોવરની બાબતમાં આમ બનતું નથી સરોવરની આસપાસ ઘણુંકરીને વનસ્પતિ હોય છે, જ્યારે મૃગજળની આસપાસ કાંઈ હોતું નથી વળી આજુબાજુ પક્ષીઓ ફરતા હોય તો પણ એ સરોવર છે એમ જાણી શકાય

(૨) સૂર્ય વાદળાથી ઢંકાએલો હોય ત્યારે રાતના જેવું અંધારું કેમ નહિ થતું હોય?

સૂર્ય વાદળાથી ઢંકાએલો હોય ત્યારે પણ તે પ્રકાશ તો એટલો જ ફેંકતો હોય છે આ પ્રકાશનો થોડોઘણો ભાગ વાદળા સોંસરવો નીકળી જાય છે, એટલે રાતના જેવું અંધારું જણાતું નથી

(૩) આગ બુઝાવવાના બંબાની શોધ પહેલવહેલી ક્યાં થઇ?

અમેરિકાના સિનસિનાટી શહેરમાં આગ બુઝાવવાના બંબાની શોધ ઇ સ ૧૮૬૪માં થઇ હતી

(૪) હવાને આપણે દેખી કેમ શકતા નથી?

હવામાં જેટલા વાયુનું મિશ્રણ છે તેમાંનો એકે રંગીન નથી, એટલે હવાને આપણે જોઇ શકતા નથી.

(૫) હરણ ચમકીને સાંભળે છે ત્યારે એક પગ ઉંચો કેમ લઇ લે છે?

કોઇ ભય આવી પડવાની તૈયારી છે એમ જાણી હરણ ચમકે છે અને નાસી જવા તત્પર થાય છે એને જીવ બચાવવાનું એકનું એક સાધન પગ હોય છે એટલે નાસવાની તૈયારીમાં પહેલાં એ પગ ઉંચો લે છે

## નવી ઇનામી હરીફાઈ

તમે અનુભવેલી 'અણીની પળ'નું, કોઇ સાહસ કરતા અથવા કોઇ અકસ્માતમાથી, રૂવાં ખડાં કરે એવા કેઈ પ્રસંગમાથી—સાક્ષાત મૃત્યુના મોમાથી બચ્યા હો એવા તદ્દન ખરા પ્રસંગનું બની શકે તેટલું ટુંકું બ્યાન લખી મોકલો એ પ્રસંગ તમે જાતે અનુભવેલો હોવો જોઇએ, અથવા તમારી સગી આંખે નજરોનજર જોએલો હોવો જોઇએ સાંભળેલો, વાંચેલો કે ઘડી કાઢેલો નહિ શ્રેષ્ઠ નીવડનાર પહેલા ત્રણને ત્રણ ઇનામ અનુક્રમે રૂા ૩, ૨ અને ૧ નું અપાશે અમાસ પહેલા લખાણ 'કુમાર'ના તંત્રીને પહોંચી જવું જોઇએ



## શિવાજી મહારાજના દેશમાં

[૩]



# પન્હાળગઢ અને કોલ્હાપુર

આંબાઘાટથી કોલ્હાપુર જતા પન્હાળગઢ રસ્તામાં જ આવે આંબાઘાટથી ૧૧ માઇલ મલકાપુર, ત્યાંથી ૨૨ માઇલ પન્હાળગઢ

નવ જણાનો સામાન ત્રણ સાઇકલ ઉપર નાખી અમે રસ્તે પડ્યા, ત્યાં તો સુરજ મહારાજે કોર કાઢી ચારેક માઇલ ચાલ્યા ત્યાં રાશવા દિ' ચડ્યો નાનકડી નદીમાં નિર્મળા નીર વહેતા હતા. નાહીધોઇ, નાસ્તા-પાણી કરી લીધાં.

વૈશાખ માસનો સૂરજ તપવા માંડ્યો, પણ અમને જરા ય બીક નહોતી. સડકને બે ય કાંઠે ઘટાદાર વૃક્ષોની છાયા શીતળતા વરસાવતી હતી

કરમદા આવ્યા ને સૌની દાઢ ડળકી. જાણ્યે અજાણ્યે એને વધારે પડતો ન્યાય અપાઇ ગયો કલાક પહેલા જ પેટમાં પડેલા ' ઉપહારસિંહે ' બંડ ઉઠાવ્યું એ પગ પછાડીને ચાલતો થઇ ગયો બે-ત્રણ સંયમી પુરુષો એને માંડ રોકી શક્યા.

ભાખાની ગમ્મતમાં રસ્તો કપાઇ ગયો. કરમદાના લોભે બાર ઉપર એક વગાડ્યો મલકાપુર ત્રણેક માઇલ રહ્યું. ઝાડની ઘટા અદૃશ્ય થઇ. પરસેવે નવાઇ ગયા. થાક ઠીક લાગ્યો. માંડ મલકાપુર આવ્યું મધ-ચોકમાં આવ્યા ત્યાં અમારી ભાગ્યદેવી સરખી એક મોટર ઉપડવાની તૈયારીમાં હતી શો મીઠો એનો અવાજ ! શી તેની સુગંધ! અમને તો જાણે સાક્ષાત ઇશ્વર મળ્યા ! સાઇકલોને મોટર સાથે બાંધી દીધી. ચઢી બેઠા પાછલું બાગણું દીધુ ન દીધુ ને મારી મુકી. ડુંગરા વીંધીને સપાટ મેદાનમાં આવ્યા. પન્હાળ-ગઢ ચાર માઇલ દૂર રહ્યો ટુંકે રસ્તેથી જવાના લોભમાં ત્યાં જ ઉતરી પડ્યા. બેનરોમાંથી સાઇકલો હાંકીને પાટિલના પગ દુખવા આવ્યા. બંને સાઇકલ ચડાવીને ચાલના ઊભા રહી ગયા. તો ય ઉપર ચડાવ્યે રહ્યા.

મહાસાગરમાં કોઈ જબરદસ્ત નૌકા અડોલ ઉભી હોય એવો પન્હાળગઢ દૂરથી લાગે અને પડખે નાનકડો મછવો બાંધ્યો હોય એમ પાવનગઢ પડ્યો છે પન્હાળગઢ ઉંચો, મજબુત અને ઘાટીલો છે. અને એના સુડોળ અંગમાં સુંદરતા ને સુવાસ રેડતો એની ચોમેર ફરતો બગીચો છે—ચાનો ને રંગબેરંગી સુગંધી ફુલોનો કોલ્હાપુરના મહારાજા બાર માઇલથી એ પુષ્પો પુજા માટે મગાવે છે

શિવાજી મહારાજનો પ્રતાપી સેનાપતિ પ્રતાપ-રાવ ગુજ્જર. પન્હાળગઢને એણે જગમશહુર બનાવ્યો છે વિજાપુરના અદિલોલખાનને એણે હાથ જીભ કઢાવી નગરી મુક્યો. પણ ખાનને જીવતો જવા દેવા માટે મહારાજે પ્રતાપરાવને ઠપકાના બે વેણ કહેવડાવ્યાં.

' કાં તો હું નહિ ને કાં તો ખાન નહિ ' એવી આકરી પ્રતિજ્ઞા કરીને એ ચાલી નીકળ્યો ખાન સાથે ખુનખાર લડાઇ થઇ પ્રતાપરાવે અપ્રતિમ શૌર્ય દાખવી પ્રાણ છાડ્યા. એ વીરનું જીર્ણ સ્મારક હજી યે પન્હાળગઢની શોભા વધારી રહ્યું છે

અંગ્રેજ અને પેશ્વા વચ્ચે લડાઈ જામી છે. સા-મેની ટેકરી ઉપર અંગ્રેજી તોપો મંડાઇ ગઇ છે. એ જંગી તોપોના ગોળા પન્હાળગઢનો કાંકરો ય નથી ખેરવી શકતા અને ટપોટપ ગોરા સૈનિકો પડે છે પન્હાળગઢનુ રક્ષણ લઇને પેશ્વા નિરાંતે બેઠા છે. ગઢના અભેદપણા માટે કોઇને શંકા નથી ત્યાં તો અચાનક ગઢ તુટ્યો, પેશ્વા પકડાયા, મરાઠા સૈન્ય મરાયુ, ગોરાની જીત થઇ '

જે છુપે રસ્તે અંગ્રેજો ગઢમાં પેસી ગયા ને કાચા, તાજા જ ચણાવેલા ભાગ ઉપર તોપનો મારો ચલાવીને ગઢ પાડ્યો, એ છુપો માર્ગ અમે જોયો અને ગઢનો કાચો ભાગ બનાવનાર આપણા જ દેશ-બાંધવની કથા સાંભળી ત્યારે આંખમાંથી અંગારા વરસ્યા.

પન્હાળાગઢ હવા ખાવાનું સ્થળ છે. રેસિડન્ટ દુધી ગવર્નર ત્યાં જ ઉનાળો ગાળે છે એણે આપણે ખર્ચે ત્યાં બાદશાહી મહેલાતો બાંધી છે, અને એ મહેલની ટોચે ફરકતો ' યુનિયન જૅક ' ભારતવર્ષના ગુલામ જુવાનોની મશ્કરી, સારી આલમને સંભળાવી રહ્યો છે !

ગઢ ઉપર નાનકડું ગામ વસ્યું છે. હારબંધ દુકાનો અને નાનકડી પોસ્ટ ઑફિસ. શિવાજી મહારાજ ઉઘાડી તલવારે ઘોડેસવાર થયા છે, એવું પુતળું પણ એક દેરીમાં છે એ મોટો રાજમહેલ છે જુના કાળની એની બાંધણી ભુલા પડ્યા તો રસ્તો જ ન જડે એવા આડાઅવળા ઓરડા ૭ ૭ ફુટ જાડી ભીંતો. મોટા તોતીંગ બારણાં. ટુંકામાં, એની વાત જ મુકી દો

કોલ્હાપુરથી ગોપાળરાવ કુલકર્ણીના બીજા આઠ મિત્રો સામા આવ્યા અમારી ટોળી જામી પડી આખો ગઢ ખુંદી નાખ્યો નીચે પારાશર મુનિની ગુફા જોઇ આવ્યા. રાત્રે મહાલક્ષ્મીના જુનાપુરાણા મંદિરમાં રસોઈ કરી ને બધા સાથે બેસી ખુબ લહેરથી જમ્યા કોલ્હાપુરથી ભાતભાતના મહારાષ્ટ્રી અથાણા આવ્યા હતા શાક પણ કોઇકોઇ લાવેલા ખાઇપીને ચોકમાં જામ્યા અરસપરસ ઓળખાણ શરૂ થઇ નામાં આવેલ ભાઇઓની ઓળખાણ તો ગોપાળભાઇએ અમને કરાવી દીધી હવે અમારી ઓળખાણ રહી શ્રી પાટિલ કુદીને વચ્ચે આવ્યા મારી સામે આગળી ચીંધીને કહે, ' હે આડા હાથ દાદા, દો હાથ સમશેર ' અને ' હે કનુ, વિનુ, મનુ, બ    ચ્યુ    ' બધા ખડખડાટ હસી પડે જ્યારે બે પક્ષ ભાષાથી અજાણ્યા હોય ત્યારે કેવી મજા પડે, તે તો અનુભવી જ જાણે વર્ણવતા રાત પડે ને આપણે અધવચ જ રહીએ

રામદાસ સ્વામીની યાદ દેવડાવે એવી લાંબી પહોળી દાઢી, ઉંચો સોટા જેવો આદમી, મીઠું મીઠું હસે, બાર માઇલ સાઇકલ ઉપર આવીને તાવડી ઉપર રોટલી શેકવા બેસી જાય; ૨૫ જણને એકલે હાથે જમાડે, અજાણ્યા ગુજરાતી બાળકોને જાણીતા કરી લે, એવો એક પુરુષ અમને સત્કારવા આવેલ એનું નામ દીક્ષિતજી એ કોલ્હાપુરના મુંગા સેવક, સરસ્વતી વિદ્યાપીઠ જેવી સુંદર સંસ્થાના સ્થાપક અને વિના વેતને કામ કરતા આચાર્ય. ગોપાળભાઇના શિક્ષક તરીકે સૌ એમને ઓળખતા હતા નજરે જોઇને અમે કૃતાર્થ થયા. બીજે દિવસે સવારમાં દીક્ષિતજી તો કોલ્હાપુર ચાલ્યા ગયા અગાઉથી તૈયારી કરવા અને ક્યાંક એકાદ ભાષણ કરવાનું હતુ તે માટે

બીજે દિવસે ગઢ જોયો. ૧૨ ફુટ પહોળી દીવાલ. દરવાજો તુટી ગયો છે. એક આખો દિવસ જોયા કર્યું બીજે દિ' સવારમાં વહેલા ચાલ્યા ત્રણ માઇલ ઉપર ' જ્યોતિબાંલા ' કરીને શંકરનું જાગ્રત મંદિર છે દર વરસે અહીં સવા લાખ માણસનો મેળો ભરાય છે ઘરેણાની ચોકી કરવા ચાર બંદુકદાર રાખ્યા છે જરાક દર્શન કરી આગળ વધ્યા બરાબર બરે મધ્યાહ્ને કોલ્હાપુરમાં પગ દીધો.

ભાવનગર જેવડું શહેર શિવાજી મહારાજના સીધા વંશજ રાજ કરે છે ગામમાં પેસતા જ મહારાષ્ટ્રીય સંસ્કૃતિની સાક્ષીરૂપ અગાશીઓમાં ને આંગણાંમાં કુંડા જોયા. ગરીબાઈ દેખાડતો અર્ધો પહેરવેશ જોયો વિદ્યાપીઠમાં ઉતારો કર્યો રજાના દિવસો હતા

આજનું ભોજન ખરૂં મહારાષ્ટ્રીય કહેવાય મહેમાન આવે ત્યારે પતરાવળી, પડિયા જ હોય મરચું તો માથું ફાડી નાખે એટલું હોય, પણ અમારા માટે ખાસ સગવડ હતી એટલે એ લાભ ન મળ્યો પુરણપોળીનું જમણ પણ તમને કોઇ પહેલવહેલી પુરણપોળી ન ખવડાવે પહેલા ભાત, પાછળ ભાત, વચ્ચે પોળી ઠીક મજા પડી.

એક ઠેકાણે જમવા ગયા સુરતનું જમણ મેં જોયું છે પણ સુરત તો ગુજરાતમાં જ વખણાય, કોલ્હાપુરમાં નહિ ઓરડામાં રંગોળી પુરી હતી પાતરામાં પણ કળા દેખાતી. પીરસવામાં પહેલું મીઠું જ હોય અથાણાનો પાર નહિ રોટલી ગોળ નહિ પણ જુદાજુદા આકારની ઘી ખાય નહિ ને ખાય ત્યારે પડિયામાં લઇને ' અમે તો તાજુબ થઇ ગયા ' મહારાષ્ટ્રે ભોજનના પ્રકારો અને ગુણ વધારવામાં ખુબ કાળજી રાખી છે એ ધુળને ધ્યાન કરીને ખાય છે. શ્રીમંતને ઘેર જમ્યા તેમ ગરીબનું ખાણું પણ ખાધુ

સાંજ પડ્યે અમે કોલ્હાપુરથી દોઢ માઇલ દૂર પાવન આશ્રમમાં જતા સુતા ને ત્યાં ને જમતા ગૈલા દીક્ષિતજીનાં પુરુષાર્થનું એ ફળ છે નાનકડા ઓરડામાં ચાળીસ વિદ્યાર્થીઓ પોતાનો સામાન વ્યવસ્થિત રાખે છે. ફરતી ઓસરીમાં સુઇ જાય છે આશ્રમનો

આદર્શ બ્રહ્મચર્ય અને વ્યાયામ છે વજ્રાંગ હનુમાન એમના અધિષ્ઠાતા દેવ છે. બાર નમસ્કારથી માંડીને ૧૨૦૦ નમસ્કાર કરનારા ત્યાં પડ્યા છે ચાળીસ વિદ્યાર્થીઓની એ સુંદર બોર્ડિંગ છે. દીક્ષિતજી એના ગૃહપતિ છે. એમના જેવા સંયમી છતાં નિરાગ્રહી, બાલબ્રહ્મચારી છતાં રસિક ગૃહપતિ બહુ થોડા હશે. એ જાગૃત ગૃહપતિ છે એમને શિક્ષણશાસ્ત્રનો ઊંડો અભ્યાસ છે. બાળકોના માનસનો ગાઢ પરિચય છે. આશ્રમનો સામાન્ય કાર્યક્રમ આવો છે પાંચ વાગ્યે ઉઠે ને છ વાગ્યે શૌચ, સ્નાન, પ્રાર્થના કરી કસરત માટે તૈયાર થઈ જાય યથાશક્તિ વ્યાયામ કરી સાત વાગ્યે અભ્યાસમાં લાગી જાય. નવ–સાડાનવે ગામમાં જાય. પોતાને ઘેર જમી વિદ્યાપીઠમાં અથવા કૉલેજમાં ભણવા જાય. (વિદ્યાપીઠમાં સાત અંગ્રેજી ભણાવે છે.) સાંજે સાડા પાંચ–છ વાગ્યે ઘેરથી ભાતાં લઇ સૌ આશ્રમમાં આવી જાય રમતગમત ચાલે, પ્રાર્થના થાય પછી સૌ સાથે વાળુ કરવા બેસે, એ દેખાવ બહુ આકર્ષક હોય છે

આઠ વર્ષથી માંડીને ચોવીસ વર્ષ સુધીના વિદ્યાર્થીઓ. મોટે ભાગે ગરીબ માબાપોનાં સંતાનો કોઈ ભાત ને આમ્ટી (દાળ) લાવે, કોઇ ભાખરી ને શાક લાવે, કોઇ એકલા ચણા લાવે. ઘીનું નામ નહિ. મહારાષ્ટ્રમાં ઘીની બહુ અછત છે,—એટલે કે પૈસાની અછત છે. દુધ પાવળું મળે. એ ગરીબાઈમાં આટલો આનંદ! આવાં મજબુત શરીર! સૌ જમતાંજમતાં એકબીજાને પીરસે. કોઇ બધાને ફેરવું ફેરવું શાક પીરસે, તો કોઇ આમ્ટી પીરસે આવી ગરીબાઇમાંથી તિલક મહારાજ જન્મ્યા. આવી ગરીબાઇમાંથી ગોખલેજી મળ્યા. જીવનની શી મીઠી કઠોરતા! બધું મેં જોયું. જોઇને ગુજરાતને—શ્રીમંત ગુજરાતને આ બધું જોવા નોતરવાનું મન થઇ ગયું.

અમને બેત્રણ દિ' તો ટોપરાનાં શીકરણ (રસ) કેરીનો શીકરણ, તાન્તપોળી, ફણસપોળી, પુરણપોળી એવું જ જમાડ્યું એટલા ભાવથી તો સગી મા જ જમાડી શકે

કોલ્હાપુરને પાદર સરોવર કહી શકાય એવડું તળાવ છે. રંકાળા તળાવ રોજ સવારે ત્યાં નહાવા જતાં અમારી સાથે એથે માસ્તર કરીને એક ગાંધીભક્ત, જુના જોગી આવતા કારીગર છે લોઢાના સ્ક્રુ બનાવે છે પંદર રુપિયા રોજ પાડે છે. પણ છે દાઢીવાળા. નાનપણથી ભક્ત છે. પરણ્યા જ નથી. જર્મન લડાઈ વખતે ભાગી ગયેલા. બહુ વિચિત્ર માણસ છે. અમને રોજ બગીચામાં લઇ જઇને નાહ્યા પછી નાસ્તો કરાવે. નાસ્તો શેનો? કેરીનો! છ આનાની ૧૦૦ કેરી! એ તો ત્યાં મોંઘી ગણાય! અમે પણ ખુબ ફરજ કાઢી.

સહ્યાદ્રિના કાળમીંઢને ઘુંટીઘુંટીને સંગેમરમર જેવો લીસો બનાવ્યો. ને એનો મહેલ બાંધ્યો. એ શિવાજી મહારાજનો મહેલ. મહેલમાં એવું અંધારું કે માથા ફુટી જાય હથિયાર પણ હજી સાચવી રાખ્યાં છે. ઢાલ, તરવાર, બંદુક જુનાં થઇ ગયાં છે તોય જોનાર ઉપર પ્રભાવ પાડે છે. ઓરડામાં જબરાં નગારાં પડ્યાં છે—લડાઇ વખતે વગાડવાનાં રાજમહેલની ઉપર સમર્થ ગુરુ રામદાસ સ્વામીનો ભગવો ઝંડો ઝપાટા દઇ રહ્યો છે. દિલ્હીના દીવાને–ખાસ જેટલો જ ભવ્ય દરબાર છે ત્યાં પેશ્વાનો દરબાર ભરાતો. ગજગઢમાં મહાલક્ષ્મીનું વિશાળ મંદિર છે. એની પૂજા રાજવીઓ ભાવથી કરે છે.

કોલ્હાપુરને પાદર પંચગંગા નદી વહે છે. બારે માસ માથોડાં ઉપરવટ પાણી રહે છે નદીમાં તરવાની ઠીક મજા પડે છે એને પાંચ નદીઓ મળે છે. કોલ્હાપુરની એ શોભા છે.

કોલ્હાપુરની રાજારામ કૉલેજ સુંદર છે. શહેરમાં બાગ સરસ છે ગામને પાદર શિવાજી મહારાજના બે સ્મારક (બાવલાં) ઉભાં કર્યાં છે. વ્યાયામ હનુમાન અને રામદાસ સ્વામીની ભક્તિ તરી આવે છે વિદ્યાર્થીઓ તો એ બેની પાછળ ગાંડા.

દસ દિવસ રહી કોલ્હાપુરને છેલ્લા નમસ્કાર કર્યા. અને કૃષ્ણાતીર્થ તથા ગોકાકનો ધોધ જોવા ઉપડ્યા.

**રામનારાયણ નાગરદાસ પાઠક**

---

બાપ (દીકરાને)—ભાઈ, આજે આમ ઉદાસ કેમ દેખાય છે?

દીકરો—બાપુ, તમને યાદ છે ને? અમારા માસ્તર માંદા હતા તે—

બાપ—હા, તે શું મરી ગયા?

દીકરો—ના, સાજા થયા!

# વા યુ યા ન નો વી ર

## જગતનો જબ્બર વિમાની

## ઍલન કૉબહામ

માથાં મુકીને વિજય વરનાર જગતના સાહસવીરોની નામાવલિમા આજે એક નવુ નામ ઉમેરાયુ છે મોતના મોમા માથુ નાખવાના એના સાહસો, યુદ્ધક્ષેત્રોમા ઘુમનાર રણવીરો કરતા કોઇ રીતે ઉતરતા નથી પોલાદી બખ્તરને બદલે એ વિમાની ટોપી અને ડાબલા જેવા ચશ્મા ઘાલે છે, પાણીપંથા ઘોડાને બદલે ઘરરાટ કરતુ પાંખાળુ વિમાન ચલાવે છે કે જેણે એને દુનિયાના છેડાઓ સુધી મુસાફરી કરાવી છે અનેક રાજ્યોને જીતી મહાન સમ્રાટ બનવાની એની મહત્વાકાક્ષા નથી, એને તો હવામા કેડીઓ પાડવી છે અને એને બાથ કોના સામે ભીડવાની છે ? જંગલી ભટકતા ટોળાઓની સણસણાટ કરતી ગોળીઓ, વટોળિયાથી ઉડતા રેતીના વાવાઝોડાઓ, આકાશમા ડોકિયા કરતી બીહામણા પર્વતની હારમાળાઓ ને ઘુઘવાટ કરતા દરિયાના તોફાનો, માણસનો કોળિયો કરી જાય એવા ગજબના પ્રાણીઓ ' પ્રલયની જીભ જેવી અગ્નિશિખાઓ કાઢતા જ્વાળામુખીના મોમા ડોકિયા કરવાના તો એના સાહસો '



જગતના એ જબ્બર વિમાનીનુ નામ સર ઍલન કૉબહામ

ઍલન કૉબહામ એટલે વાયુયાનનો વીર ઇગ્લડથી ઑસ્ટ્રેલિયા અને ત્યાથી પાછા ઇગ્લડ,—એમ ૨૮૦૦૦ માઇલની મુસાફરી એણે હમણા જ વાયુમાર્ગે પુરી કરી છે તે પહેલા પણ હિંદ અને દક્ષિણ આફ્રિકાના એણે એવા જ સાહસિક પ્રવાસો કર્યા છે આમ તેણે બધી મળીને ૬૦,૦૦૦ માઇલની મુસાફરી કરી છે.

સાત જ વરસની વાત છે. ત્યારે તો કૉબહામને કોઈ ઓળખતુ યે નહિ તે વખતે એ લશ્કરી હવાઇદળનો ખીસાખાલી વિમાની હતો. સ્થિતિ પણ અત્યંત ગરીબ હતી આજે તે 'બ્રિટિશ સામ્રાજ્યનો નાઇટ કમાન્ડર' કે. સી બી. ઇ છે, અને દુનિયાની ઔદ્યોગિક પ્રગતિની દૃષ્ટિએ કામ કરનારા મહાન વિમાની તરીકે એની ગણના થાય છે સમ્રાટો ને સરમુખત્યારો, રાજાઓ ને પ્રમુખો આજે એને સન્માને છે.

૧૯૧૯માં યુરોપના મહાયુદ્ધ પછી ઇંગ્લંડના વિમાનખાતાના ૨૦,૦૦૦ કામદારોની સાથે કૉબહામને પણ રજા આપવામા આવી અને એને નોકરી માટે શેરીએશેરીએ ભટકવુ પડ્યું. વિમાની ઓફિસની થોડીક જગ્યાઓ હતી, પણ તેમાની એકે એને મળી નહિ. વિશાળ લડનમાં અનાથના જેવા એણે ફરવા માડ્યુ

બીજા માણસોને તો યુદ્ધના જોખમને બદલે ઓફિસની શાતિ મળવાથી આનદ થયો; પણ કૉબહામને તેવો આનદ જોઇતો ન હતો. મિત્રો એને કહેતા કે તારૂ મસ્તક તો હવામા જ રહેતુ લાગે છે એમને જવાબ મળતો કે 'મને ત્યા જ વધારે શાતિ મળે છે"

અને તેણે ભાડુતી વિમાનીનો સ્વતંત્ર ધધો શોધી કાઢયો પોતાની પાસે જે થોડા પૈસા બચ્યા હતા તે તથા થોડા બીજા ઉછીના લઇને તેણે એક જુનુ સરકારી વિમાન ખરીદું અને તેને થાગડથીગડ કરીને પોતાનુ કામ ચાલુ કર્યુ તે વેલ્સ, સ્કૉટલડ, પૅરિસ, બર્લિન, વેનિસ અને કોઇકોઇ વાર કૉન્સ્ટાન્ટિનોપલ સુધીના ભાડા ફેરવતો એ વર્ષમા તો ઇગ્લંડના ભાડુતી વિમાની તરીકે એની ખ્યાતિ ફેલાઇ ગઇ.



## ઘેર આવજે રે

મારે ફળિયે તે લીમડાની છાંય છે રે,
એના ફોલની કડવાશ લહરાય મારી બેન
ઘેર આવજે રે

મારે ફળિયે પોપટજીનું જુથ છે રે,
એને બોલેબોલે રામધુન મારી બેન
ઘેર આવજે રે

મારે ફળિયે તે તુલસીના વન છે રે,
એને માંજર ધમકતી મ્હેક મારી બેન
ઘેર આવજે રે.

મારે ફળિયે ગાવડલી માત છે રે,
એની આંખો મીઠી રળિયાત મારી બેન
ઘેર આવજે રે.

મારે ફળિયે માંડવડાની વેલ છે રે,
એની ડાળે બટમોગરાની રેલ મારી બેન
ઘેર આવજે રે

મારે ફળિયે તે સાથિયાની ભાત છે રે,
ત્યાં બેસી કરીશું વાત ભાઇબેન
ઘેર આવજે રે.

દેશળજી પરમાર



આ પછી તેના અદ્‌ભુત સાહસોની શરૂઆત થઇ. લુશ્યન શાર્પ નામના એક સાહસપ્રિય અને શ્રીમંત અમેરિકને યૂરોપમાં ૧૦,૦૦૦ માઇલનું આનંદ પર્યટન કરાવવાને તેને રાખ્યો.

થોડા અઠવાડિયા બાદ નેપલ્સ (ઇટલી)ના એક ખેતરમાં બંને જણા વિમાન પાસે ઉભા હતા. થોડે દૂર જ્વાળામુખી વિસુવિયસ ભભુકતો હતો. તેની તરફ આગળી ચીંધી શાર્પે કૉબહામને કહ્યું, 'કૉબહામ, આપણે એના મુખ પર થઇને વિમાન ચલાવીશું ?'

કૉબહામ ઘડીક ત્રીણી નજરે શાર્પ સામે જોઇ રહ્યો, 'શું કહો છો ? ખરેખર તમે ત્યાં જવાને તૈયાર છો ? બહુ સારૂં; ચાલો ત્યારે.' અમેરિકનને ખ્યાલ ન હતો કે આ જુવાન વિમાનીનું દિલ તો એવા સાહસ ખેડવાને ક્યારનું તલપી રહ્યું હતું ! થોડી જ વારમાં વિમાન વાયુવેગે જ્વાળામુખી તરફ ઉડવા લાગ્યું.

પ્રલયના યજ્ઞકુંડ સમા એ જ્વાળામુખીના મુખની કિનાર ઉપર થઇને હજી તો વિમાન પસાર થાય છે, ત્યાં તો અંદરથી ઝેરી વાયુનો એક ભયંકર સપાટો એવો તો ધુંધવતો નીકળ્યો કે તેણે વિમાનને એક તરણાની પેઠે ૧૦૦૦ ફુટ ઉંચે હવામાં ચડાવી દીધું. ગુંગળાવી નાખનારા એ ઝેરી વાયુના સપાટાથી ઘડીક તો કૉબહામના હોશકોશ ઉડી ગયા અને થોડી વાર તો એને વિમાનની ગતિ પણ રોકવી ભારે થઇ પડી. પણ મોકાસર એને વિમાનને કાબુમાં લાવવાની યુક્તિ સુઝી અને તે તથા તેનો સોબતી એ જીવલેણ આફતમાથી ઉગરી ગયા.

એક વખત એક બ્રિટિશ સેનાપતિને યૂરોપ સોંસરા થઇને કૉન્સ્ટાન્ટિનોપલ પહોંચાડવાની ૧૬૦૦ માઇલની સફર વખતે આલ્પ્સ પર્વતમા કૉબહામનું વિમાન નીચાણના વાદળાથી ઘેરાઇને એટલું બધુ ઢંકાઇ ગયુ કે નાકની દાંડી સામેની ચીજ પણ સુઝે નહિ વાદળામાથી નીકળવા માટે તેણે વિમાનને નીચે ને નીચે ઉતારવા માંડ્યું, તે ઠેઠ ડાન્યુબ નદી ઉપર પાણીની સપાટીથી માત્ર પચાસ ફુટનું અંતર રહ્યુ ત્યાં સુધી ' પણ અહીં બીજી મુસીબત ઉભી હતી. નદીની બંને બાજુએ હજારહજાર ફુટ ઉંચી કાળમીંઢ પત્થરની ભેખડોની સાંકડી ગલી જેવી હારની હાર ઉભેલી. આમાથી નીકળાય કેમ ? પણ જાતીબડા એ બહાદુરે લેશમાત્ર હીંમત ન હારતા ખુબ સાવચેતી અને ધીરજથી સો માઇલની એ વાંકીચુંકી

ગલીમા થઇને વિમાનને સલામત પાર ઉતાર્યું આકાશના દૂત જેવા એ ગઠારી વિમાનને એવડી સાંકડી ગલીમાથી ક્યાંય અફળાયા વિના સોંસરું કાઢવું એ જેવીતેવી હીમત અને સાહસનું કામ નથી. જરા પણ ગફલત થઇ કે એ લોખંડી દીવાલ સાથે અથડાઇને ફુરચેફુરચા ઉડી જવાનો જ સોદો

આ અને આવાં બીજાં પરાક્રમોમા સાહસના જુસ્સા અને અંગત કમાણી ઉપરાંત તેની ખરી મહેચ્છા તો એક બીજી જ હતી. તેને દુનિયાને બતાવી આપવું હતું, કે મુસાફરી માટે વિમાન પણ આગગાડી કે મૉટર જેટલું જ સલામત અને સસ્તુ બનાવી શકાય. ઉપર વર્ણવેલા કૉન્સ્ટાન્ટિનોપલના પ્રવાસ વખતે તેની આ આકાંક્ષા પાર પડવાના થોડા સુચિહ્ન જણાયા જોખમભરેલો મુલક છતા સરેરાશ સો માઇલ નીચે ઉડીને તેણે ૧૬૦૦ માઇલની મુસાફરી એક પણ ભયંકર અકસ્માત વિના પુરી કરી હતી

લંડનના વર્તમાનપત્રો માટે યૂરોપના બીજા દેશોના શહેરોમાંથી અથવા ગ્રેટબ્રિટનના આજુબાજુને સ્થળેથી સમાચારના ફોટોગ્રાફો વહેલામા વહેલા લઇ જવાના હોય ત્યારે તે કામ કૉબહામ જ કરી શકતો સાઉધૅમ્પ્ટન આગળ એક વખત એક અમેરિકન પ્રવાસી ન્યૂ યૉર્ક જનારી સ્ટીમર ચુકી ગયો કૉબહામે એને ચેરબર્ગ સુધી વિમાનમા બેસાડીને સ્ટીમર મેળવી આપી. પ્રખ્યાત અંગ્રેજ જૉકી સ્ટીવ ડૉનોહ્યુને ફ્રાન્સની ઘોડાની શરતમા ઉતરવા ઉતાવળથી પહોચવું હતું એને વિમાનમા બેસાડીને વેળાસર પહોચાડી દેનાર કૉબહામ સિવાય બીજુ કોણ હોય ?

આ બધા તો એના નજીવા સાહસો ગણાય વેપારી દૃષ્ટિએ વિમાનની ઉપયોગિતા પુરવાર કરવાની તક તો હજુ હવે આવવાની હતી ૧૯૨૪મા ગ્રેટબ્રિટન ફરતી ૯૫૦ માઇલની શરતમા બીજા નવ વિમાનોને હાર ખવડાવી ૯ કલાકમા પાછો ફરી એ પહેલો આવ્યો તે જ વર્ષે ફ્રાન્સ, સ્પેન અને આફ્રિકા સોમરો જવાઆવવાનો મળીને ૧૨૦૦૦ માઇલનો પ્રવાસ કરવા બદલ તેને ‘બ્રિટાનિયા ટ્રોફી’ આપવામા આવી

ત્યાર પછીના બીજા વર્ષમાં કૉબહામે એના પંકાએલા ત્રણ સાહસોમાનું પહેલુ સાહસ પાર ઉતાર્યું, —આવનાજના ૧૭૦૦૦ માઇલની રંગુનની મુસાફરી કરવાનું આ વખતે એની સાથે બ્રિટિશ વિમાન ખાતાના ડાયરેક્ટર સર સેફ્ટન બ્રૅંકર હતા એમના પ્રવાસનો ક્રમ યુરોપના ઉત્તર ભાગોમા થઈ, કૉન્સ્ટાન્ટિનોપલ, ત્યાથી બગદાદ, દિલ્હી, કલકત્તા અને હિંદના મધ્ય ભાગમા થઇને જવાનો હતો આ સફર વખતે આજ સુધી કોઇ પણ નહોતુ કરી શક્યુ એવું કુમ્હેલ સાહસ ખેડવાનો વિચાર કૉબહામને આવ્યો; —દુનિયાના શિખરશિરોમણિ, હિમાલયના માઉન્ટ એવરેસ્ટ ઉપર પહોંચવાનો

કલકત્તે પહોચી કૉબહામે પોતાના સાથીને કહ્યું, ‘જનરલ, એવરેસ્ટ ઉપરથી હિમાલય જોવાની મને બહુ ઇચ્છા છે. કદાચ હું એની ટોચે નહિ પહોચી શકુ, તોપણ પ્રયત્ન તો કરવો છે.’

અને સર સેફ્ટનને કલકત્તામા ઉતારી દઇ તે ઉપડ્યો જો કે એ પ્રયત્નમા તે સફળ ન થયો, તો પણ એનું એક ઉપયોગી પરિણામ આવ્યુ ત્યા જે જે બન્યુ તેનુ વર્ણન કૉબહામે પોતાના જ શબ્દોમા બહુ સુંદર રીતે આપ્યુ છે.

‘હું સત્તર હજાર ફુટ ઉંચે ચડ્યો ત્યા તો વાદળાના જુથે મને આગળ જતો અટકાવ્યો પણ મારી મહેનત અફળ નહોતી ગઇ વાદળા શરૂ થયા તે પહેલા કલ્પનામા પણ ન આવી શકે એટલો સુંદર દેખાવ મને જોવા મળ્યો હતો. બસો માઇલ દૂર સુધી હું સ્પષ્ટ જોઇ શકતો હતો મારા આ પ્રયાસે એટલું તો સિદ્ધ કર્યું કે ફોટોગ્રાફ વડે હવામાથી હિમાલયનો પુરેપુરો દેખાવ લઇ શકાય એમ છે.’

હિંદની મુસાફરીની સફળતા માટે એને ‘બ્રિટાનિઆ ટ્રોફી’નુ ઇનામ ફરીથી આપવામા આવ્યું આ વિજયથી એનામા બમણું જોમ આવ્યું ને એણે ઇંગ્લંડથી કેપટાઉન સુધીની, આફ્રિકા સોંસરા, બબ્બેવારની લુમાં થઇ, એ વિશાળ ખંડને દક્ષિણ છેડે છાપો મારી આવવાની, આવતાજતાની ૧૬,૦૦૦ માઇલની મુસાફરીનુ બીડું ઝડપ્યુ પહેલી મુસાફરી કરતા આમા જોકે એક હજાર માઇલ ઓછા હતા, પરંતુ જોખમો અનેકગણા વધારે હતા ૮૦૦૦ માઇલનો એનો રસ્તો તો પર્વતોની હારો ને અજાણી જંગલી જાતિઓથી વસેલા ઘાડા જંગલો ઉપર થઇને જતો હતો, જ્યાં કદિ કોઇએ ફરકવાની સુદ્ધા હીમત કરી નહોતી




પૂર્વ ગોળાર્ધને કટિમેખલા બાધ્યા સમી ઍલનને હવામાં પાડેલી ૨૮૦૦૦ માઇલની કેડી

સૌથી વધુ ભય તો ઇજનની બાળી નાખે એવી ગરમી અને રેતીના વંટોળિયાના ભીષણ તોફાનોનો હતો. એ ભૂમિ પર કોઇ અણધાર્યા કારણે જો ફરજીયાત નીચે ઉતરવું પડે તો કપરામા કપરા મોતનું જ શરણુ; બીજો આરો નહિ છતા કૉબહામ જ્યારે એ મુસાફરીએ ઉપડ્યો ત્યારે એ તો જાણે અઠવાડિયાની સહેલગાહે જતો હોય એમ સામાનની માત્ર બે જ પેટીઓ એણે પોતાની સાથે લીધેલી !

રસ્તામા વંટોળિયાના તોફાને એને એના માર્ગથી ક્યાંય દૂર ઉડાડી મુક્યો. ૨૦૦૦ માઇલ સુધી તો જંગલોમા લૂ વરસવાને લીધે હવા એટલી બધી બાફ મારતી હતી કે ૫૦૦૦ ફુટની ઉંચાઇએ પણ એના બાફને લીધે શ્વાસ પણ લેવો મુશ્કેલ પડતો. આવી ૯૦ ડિગ્રી જેટલી માફકસર ગરમીમા જવા માટે એને એક વાર ૭૦૦૦ ફુટ ઉંચે ચડવુ પડ્યું હતુ, અને રેતીના એક વંટોળિયાએ એને ૧૫,૦૦૦ ફુટ જેટલી ભયંકર ઉંચાઇએ ફગાવી દીધેલો પણ આખરે દક્ષિણ આફ્રિકાની પહેલી સફળ મુસાફરી એણે જગતના ઇતિહાસમા નોંધાવી તો ખરી જ!

આ મુસાફરીનો થાક ભાગ્યે જ ઉતર્યો હશે ત્યાં તો કૉબહામે એના છેલ્લા અને સૌથી મોટા સાહસ—જતાઆવતાંની ૨૮૦૦૦ માઇલની ઑસ્ટ્રેલિયાની મુસાફરીની તૈયારી કરી

આખું ઇંગ્લંડ—અરે દુનિયા આખી, આ અજબ પ્રવાસ ખુબ કુતૂહલ અને રસપૂર્વક ફાટે ડોળે જોઇ રહી પોતાના આજ સુધીના દરેક સાહસના સાથી મિકૅનિક (સાંચાકામ-કુશળ) મિ. ઇલિયટની સાથે તે ઉપડ્યો. એણે પૅરિસ વટાવ્યુ; પછી નેપલ્સ ને



ઍલન કૉબહામે જોએલી રાક્ષસી ઘરોળી

એથેન્સ; અને હવે આ ઉડનારાઓ ભૂમધ્ય સમુદ્ર ઉપર થઇને બસરા જવા માટે અરબસ્તાનનાં સુકાં ભઠ રણો પસાર કરતા હતા. એ વખતે એક અણધાર્યો કરુણ બનાવ બની ગયો.

બસરા પહોંચવાને થોડી જ વાર હતી. નીચેના રણમાથી ધગધગતી રેતીના વંટોળ ઉડીઉડીને આંખને આંધળી કરી મુકતા હતા. એવામા અચાનક કૉબહામની નજર ઇલિયટ પર પડતા તે સ્તબ્ધ થઇ ગયો ! અસહ્ય વેદના અને મોતની છાયાથી અમળાતો ચામડાનો સફેદ પુણી જેવો એનો ચહેરો જોઇ કૉબહામ વિચારમા પડ્યો કે આ ઓચિંતુ થયુ શું? તેણે વિમાનમા અહીંતહીં નજર કરી કે કોઇ ગૅસપાઇપ તો નથી ફાટી? ગમે તે હોય, પણ હવે પળ પણ ખોવા જેવી નથી એમ વિચારી કૉબહામે વિમાનની મૉટર પુરપાટ જવા દીધી અને બસરાની શેટ-અલ-અરબ નદીને કાંઠે ઉતરી, પોતાના સાથીને બહાર કાઢી કિનારે લઇ જઇ ત્યાંથી ઇસ્પિતાલમા પહોંચાડ્યો પણ મામલો ખતમ થઇ ગયો હતો

ઇલિયટની છાતીમાંથી નીકળેલી ગોળી, અને વિમાનના પડખામાં પડેલા ગોળીના વીંધ પરથી સાબિત થયુ કે નીચે રણ ઉપર રહેતી ભટકતા આરબોની બેપરવા ટોળીમાના એક મૂર્ખે માત્ર કૌતુક અને અટકચાળાથી ઉપર ઉડતા વિમાન પર

ગોળા છોડેલી, અને દૈવવશાત્ તે આબાદ કલિયટની છાતીમા જ આવીને ચોટી'

આસુબાની આખે કૉબ્દામે પોતાના સાથીને બસરામા ભૂમિદાહ દીધો અને ઇગ્લંડ તાર કર્યો ઘડીભર તો આ અણધાર્યા ને કરુણ સમાચાર કોઇ માની પણ ન શક્યુ બીજો મિકેનિક આવી પહોંચતા સુધી કૉબ્દામ બસરામા રોકાયો,—અને પછી એ ફરી ઉપડ્યો દિલ્હી, કલકત્તા, રગુન, સીંગાપોર—એક પછી એક પાછળ મુકી એ આગળ ધપતો ગયો અને ઇસ્ટ ઇન્ડીઝ ટાપુઓ તરફ ઉડ્યો અહીં તેણે એવા બીષણ અને વિચિત્ર પ્રાણીઓ જોયા જેનુ વર્ણન સાભળતા આપણને કોઇ પુરાણકાળની દતકથા જ લાગે

ડચ ઇસ્ટ ઇન્ડીઝ ટાપુઓમા બીમા મુકામે એણે રાક્ષસી ધરોળીઓ જેવા ત્રણ જીવતા પ્રાણીઓ જોયા આ પ્રાણીઓની પહેલવહેલી શોધ ડચ નિસર્ગશાસ્ત્રી પી એ આઉવેન્સે ૧૯૧૨મા કોમોડોમા કરેલી વીસેક ફુટની એની લબાઇ હશે, ને ઘોડા જેવડા પ્રાણીઓને ફાડી ખાય એવા જબ્બર તો એમના પંજા હતા એ પ્રાણીઓનુ એક બીજુ જોરદાર હથિયાર તો એમની જબ્બર ચાબુક જેવી પુછડીઓ હતી એનો એક જ ફટકો માણસના હાડકાના ચુરો કરી નાખવાને બસ થાય દોડવામા તો એમની ઝડપ અતિશય ત્યાના વતનીઓ જે આ પ્રાણીઓથી હમેશા ત્રાસના રહે છે તેમની પાસેથી કૉબ્દામને જણાયુ કે એ પ્રાણીઓ ત્યાના જગલી ટટ્ટુ કે ડુક્કરો મારી ખાઇ જીવે છે. એકાદ ડુક્કરના મુડદા પર જો બે હરીફ ભેગા થઈ જાય તો તેમની વચ્ચે જે જંગી યુદ્ધ ચાલે છે તે બહુ ભયકર હોય છે'

આવા બે પ્રાણીઓને ત્યાર પછી પકડીને અમેરિકા લઇ જવામા આવ્યા હતા જેમાનુ એક તો ત્યા પહોચ્યા પછી તરત જ મરી ગયુ. ત્યાંના વિજ્ઞાનવિશારદો કહે છે કે શુમારે ચારેક હજાર વર્ષ પહેલાની જાતના આવા પ્રાણીઓની હયાતી પૃથ્વીમાથી મળી આવવાને લીધે દુનિયાના પ્રાણીવિજ્ઞાનશાસ્ત્રમા એક ઘણો જ મહત્ત્વનો ઉમેરો થયો છે

કોમોડોના ટાપુ ઉપર આ વિચિત્ર પ્રાણીઓ જોઈ કૉબ્દામ ત્યાથી આગળ ઉડ્યો અને થોડે વખતે ઑસ્ટ્રેલિયાના ઉત્તર કિનારા પર ડાર્વિન બદરે આવી, ત્યાથી આખા ઑસ્ટ્રેલિયા ઉપર થઇને દક્ષિણ તરફ વિમાન મારી મુક્યુ, તે ઠેઠ ઑસ્ટ્રેલિયાના દક્ષિણ તરફના અતિમ બદર મેલબોર્ન—પોતાના લક્ષ્ય—પર તે ઉતર્યો આખા પૂર્વ ગોળાર્ધને જાણે ફેરો આપ્યો હોય એવો ૨૮૦૦૦ માઇલનો આ હવાઈ પ્રવાસ તેણે માત્ર સવા મહીનામા પાડ્યો

વળતી મુસાફરી પણ ઓછી કપરી નહોતી પિનાગથી રંગુન આવવા નીકળેલો કૉબ્દામ એકાએક અદૃશ્ય થઈ ગયો એ ત્રણ દિવસો દુનિયાને માટે ભારે ચિંતાના હતા મદદને માટે તૈયારી થતી હતી ત્યા તો કૉબ્દામ તરફથી સદેશો આવ્યો કે પોતે સલામત છે તે ભારે વરસાદના તોફાનમા સપડાઇ ગયો હતો પોતાનો એ ત્રાસજનક અનુભવ વર્ણવતા એ લખે છે કે

'શુક્રવારે સવારે છ વાગ્યે અમે ઉપડ્યા ત્યારે વરસાદનુ એક ભારે તોફાન પાછળ આવતુ હતુ અમે ધાર્યુ કે તે આવી પહોચે તે પહેલા તો અમે ઝપાટાબધ આગળ નીકળી જઇ શાન હદમા પહોચી જઇશુ રંગુન જે ત્યાથી માત્ર ૬૦૦ માઇલ હતુ, ત્યા પહોચવુ ભારે નહોતુ પણ અમારી ધારણા ખોટી પડી. ચાળીસેક માઇલ કાપ્યા હશે ત્યા તો અમે એવા ભયંકર તોફાનમા આવી ફસાયા કે એવુ મેં મારી જીંદગીમા કદિ જોયુ નહોતુ જાણે બરછીઓ વરસતી હોય એવા વરસાદે અમને આંધળાભીંત કરી મુક્યા અમે વિમાન પાછુ ફેરવ્યુ પરતુ દુર્ભાગ્યે ત્યાં પણ એટલુ જ ભીષણ તોફાન ફરી વળ્યું હતુ. મહા મુસીબતે અમે એ પ્રલયના પુર વચ્ચેથી રસ્તો કરી વિક્ટોરિયા પોઇંટને અમારે મુકામે પાછા પહોચ્યા—ન પહોચ્યા ત્યા તો ઉપરા ઉપરી એને આટે એવુ ત્રીજુ ભયંકર તોફાન આવી પહોચ્યુ કિનારેથી અમને લેવા આવેલી હોડીને લગભગ ડુબાડુબ કરી મુકી અને માત્ર ૧૫૦ ફુટ આઘેના કિનારે પહોચતા તો અમારો નાકે દમ આવ્યો'

ઑસ્ટ્રેલિયા છોડ્યા પછી એક મહીને અને ઇગ્લંડ છોડ્યા પછી ત્રણ મહીને, ઑક્ટોબરની પહેલી તારીખે કૉબ્દામ ઇગ્લંડને કિનારે ઉતર્યો ત્યારે લોકોએ

(અનુસંધાન આગળ પાન ૨૪૮ના બીજા કૉલમને છેડે)

# પ્રાર્થના



પ્રાર્થના એટલે એકવી યાચના નહિ પ્રાર્થના એટલે પોતાના આદર્શ મુજબ પોતાનું જીવન કેળવીને ઇશ્વરને તે સમર્પણ કરવાની ક્રિયા —કાલેલકર

પ્રાર્થના બે પ્રકારની છે,—બધાએ ભેગા મળીને કરવાની, અને એકાન્તમાં એકલાએ કરવાની.

સામાજિક પ્રાર્થનામાં આત્મબળ વધારવા કરતા એકબીજાને હીંમત આપવાનુ વિશેષ સામર્થ્ય રહેલુ છે; ભક્તિના શાત આનદ કરતા ભક્તિના કેફનો આનંદ એમાં વિશેષ છે વળી જ્ઞાનની વૃદ્ધિ માટે પણ સામાજિક પ્રાર્થના વિશેષ ઉપયોગી છે.

પણ પ્રાણનિયમન, ચિત્તશુદ્ધિ, એકાગ્રતા, આત્મચિન્તન, અને શાંતિ મેળવવા માટે એકાન્ત પ્રાર્થનાની જરૂર છે. સામાજિક પ્રાર્થનામા મેળવેલા જ્ઞાનની સફળતા એકાન્ત પ્રાર્થનામા થઇ શકે છે આત્માનુ બળ એકાત પ્રાર્થનામા વધી જાય છે

માટે એકાત પ્રાર્થનામા રોજ થોડો વખત ગાળવાની ટેવ વિદ્યાર્થીએ પાડવી જોઇએ એકાન્ત પ્રાર્થના કરવાની રીત ગીતાના છઠ્ઠા અધ્યાયમા આપી છે, તે ઉત્તમ છે અને સહેલી પણ છે

પાચ મિનિટથી અર્ધો કલાક શ્રદ્ધા પ્રમાણે રોજ એકાન્ત પ્રાર્થનામા ગાળવો જોઇએ સવારમા ઉઠીને તરત અથવા નાહી ધોઇને તરત, અને રાત્રે સુતા પહેલા—એ પ્રાર્થના માટે યોગ્ય સમય છે, પણ જેને એ સમય અનુકૂળ ન પડતો હોય, તેને બીજો જે સમય અનુકૂળ લાગે તેનો ઉપયોગ કરવામા બાધ નથી

ઉઠતાવેંત જ જો પ્રાર્થના કરવા માટે વિદ્યાર્થી બેસે તો ઠંડે પાણીએ પોતાના હાથ, પગ અને મો ધોવા જોઇએ. શૌચાદિની હાજતવાળાએ ઉઠીને તરત એમાથી નિવૃત્ત થઈ જવુ જોઇએ અને તેવાએ નાહીને જ પ્રાર્થનામા બેસવુ ઠીક છે, કારણકે નહાવાથી પવિત્ર થયા જેવી મનમા પ્રસન્નતા રહે છે.

રાત્રે પણ પ્રાર્થના કરતા પહેલા ઠંડે પાણીએ હાથપગ અને મો ધોવાં જોઇએ, અને ઠંડે પાણીએ ભીંજવેલા અંગુછાથી બાકીનું શરીર લોહી નાખવુ જોઇએ. જેની ઝાનીને એ સહન થતુ ન હોય તેણે કમ્મરથી પગ સુધીનો ભાગ લોહી નાખવો

પ્રાર્થના કરવા માટે જમીન ઉપર, ખુંચે નહિ એવું અને જમીનની કઠણતાથી અંગ દુખી ન જાય એવું આસન પાથરી બેસવું. સરખી જમીન હોય તે સારી ગણાય, કેમકે એના ઉપર સારી રીતે બેસી શકાય. કામળાનું (અને જો તે ખરબચડો હોય તો તેના ઉપર ધોતિયું બીછાવી) આસન કરવુ સારૂ છે. એ ન બને તો પોતાની પથારી ઉપર જ આસન કરવુ

એવા આસન ઉપર 'એક આસને' બેસવુ એક આસને બેસવુ એટલે જે રીતે બેઠા હોઇએ તે જ રીતે પ્રાર્થના પુરી થાય ત્યા સુધી હાલ્યાચાલ્યા વિના બેસી રહેવું. જે મનુષ્ય લાબા વખત સુધી એક આસને બેસી શકે છે, તેણે આસન જીતેલુ કહેવાય છે. આસન જીતનાર દેહનો સંયમ અને પ્રાણનુ નિયમન સારી રીતે કરી શકે છે અને એકાગ્ર ચિત્તે એક વસ્તુમા ધ્યાન આપી શકે છે. માટે આસન જીતવાનો પ્રયત્ન કરવો. આસન ઉપર ટટ્ટાર બેસવુ, કે જેથી શ્વાસોચ્છ્વાસની ક્રિયા પ્રયત્ને વિના બરોબર ચાલે. સિદ્ધાસન કે પદ્માસન ઘણાખરા વિદ્યાર્થીઓને અનુકૂળ આવશે. કોઇ પણ શિક્ષક એ આસન બતાવી શકશે. પણ એ આસનોની પલાઠી બહુ સાંકડી વાળવી ઠીક નથી, કેમકે તેથી પગમા ખાલી ચડી આવે છે અથવા દુખી જાય છે. આ આસનોમા ટટ્ટાર બેસવું અઘરૂ પડતુ નથી

આસનસ્થ થયા પછી નાકના અગ્ર પર બન્ને આંખો ઠરાવવી. શરૂઆતમાં એમ કરવાથી આંખો દુખા આવે છે એવો અનુભવ થશે, પણ સહેજ અનુભવ મળવાથી એની મેળે આંખો ત્યા ઠરી શકશે અને દુઃખ નહિ થાય. કેટલાક લોકો નાકના અગ્ર પર ચદનનુ ટપકું કરી દૃષ્ટિ સ્થિર કરે છે, અને કેટલાક ઇશ્વરનુ જે સ્વરૂપ પોતાને ગમતુ હોય તે

મૂર્તિને તે સ્થળે ગોઠવી ધારે છે:—એટલે રામ, કૃષ્ણ, વગેરે દેવોને, અને તે દેવોનું પણ જેવી જાતનું સ્વરૂપ પોતાને પ્રિય લાગતું હોય તેને જ ત્યાં કલ્પે છે.

આવી રીતે તૈયારી કરીને પોતાના ઇષ્ટદેવનું નામસ્મરણ કરવું. નામસ્મરણમાં છથી બાર અક્ષર સુધીનું નામ કે વાક્ય ઠીક અનુકૂળ આવે છે. ઉદાહરણ તરીકે ' ૐ નમો ભગવતે વાસુદેવાય ', ' શ્રી કૃષ્ણ-શરણં મમ ', ' શ્રી કૃષ્ણ ત્વં ગતિર્મમ ' વગેરે નામસ્મરણ કરવામાં વિસ્મરણ ન થાય અને અમુક સ્મરણનો નિયમ રહે તેટલા માટે કેટલાક માળાનો ઉપયોગ કરે છે, પણ એની બીજી કશી આવશ્યકતા નથી. જે માળા વાપરે તેણે છાતી આગળ હાથ લાવીને ન ફેરવવી, પણ ગોઠણ ઉપર હાથ ટેકીને ફેરવવી. સ્મરણ કરતાં કોઈ પણ જાતના વિચાર મનમાં ન ઉઠવા દેવાનો પ્રયત્ન કરવો. પોતાને વિચાર ઉઠે છે કે નહિ તે તરફ જાગ્રત રહેવું અને વિચાર ઉઠે કે તરત પોતાને ઈશ્વરચિંતવન કરવું છે, એવો વિચાર લાવી એ વિચારને બંધ કરી દેવો. મન કેટલું ચંચળ છે અને એનો નિગ્રહ કરવો કેટલો કઠણ છે, તેનો અનુભવ આ પ્રયત્નમાં ઠીક થશે.

ઘણી વાર એવું થશે કે વિચારને બંધ કરતાં તમે થાકશો, પણ વિચાર ઉઠતા થાકશે નહિ. એવે વખતે જુદાજુદા સાધકો જુદીજુદી રીતે વર્તે છે. કેટલાક તે વખતે ગમે તે વિચારોને બદલે અમુક ઉપયોગી વિચારોમાં મનને જોડે છે. કેટલાક તે વખતે ' હું દેહ નથી, બુદ્ધિ નથી, ઇન્દ્રિયો નથી, પણ શુદ્ધ આત્મા છું ' એવા આત્મચિંતનના વિચારમાં મનને જોડે છે. કેટલાક પોતાના ઇષ્ટદેવનું વર્ણન જે શ્લોકો કે ભજનોમાં હોય, તેમાં ધ્યાનને જોડે છે. ઉદાહરણ તરીકે રામ પંચાયતનનું વર્ણન, કૃષ્ણનું ગોપ રૂપે કે ગોવર્ધન ઉઠાવનાર રૂપે વગેરે વર્ણનના ચિંતનમાં મનને જોડે છે. કેટલાક આત્મનિરીક્ષણમાં એટલે પોતે આખા દિવસમાં કરેલાં કાર્યો, વિચારો વગેરેને તપાસવામાં મનને પરોવે છે. વળી કેટલાક એ વખતે પોતાને જે વિચારો આવે છે તે સારા આવે છે કે ખરાબ, પોતાના અભ્યાસ વગેરે નિત્યધર્મોને લગતા જ આવે છે કે બીજી જાતના, એ તપાસવામાં મનને રોકે છે, અને અયોગ્ય વિચારો આવતા હોય તો તે ટાળવા માટે ઇશ્વરપ્રાર્થના કરે છે. મનને જોડવાની આ બધી રીત સારી છે. તેમાંથી જે વખતે જેને જે અનુકૂળ હોય તે લેવી. આ કાંઈ વિચારો બંધ કરી દેવાની રીત—છેલ્લું પગથિયું નથી. પણ ઘણાખરા માટે એ પુરતી અને સારી છે.

ઘણી વાર એવો અનુભવ થશે કે પ્રયત્નો કર્યાં છતાં વિચારો આવતા બંધ કરી ન શકાય, અને ઇશ્વરસ્મરણ કે આત્મચિંતનાદિ કાંઈ થઈ શકે નહિ. તે વખતે મુંઝાવું નહિ પણ એકાદ બે ભજન ગાવાં અને એ વિચારો કરનાર પોતે—આત્મા નથી પણ મન છે, એમ મનથી પોતાને જુદા સમજવું અને ધ્યાન પુરું કરવું.

કોઈ વાર એવું પણ બને કે વિચાર ઉઠે છે કે નહિ તે સમજાય નહિ, ઇશ્વરસ્મરણ પણ થાય નહિ અને આનંદ જેવું પણ લાગે નહિ, ભજન ગાવાની કે પ્રાર્થના કરવાની પણ રૂચિ થાય નહિ, તે વખતે મુંઝાવું નહિ, કિંતુ એ પણ મનની એક જાતની સ્થિતિ જ છે એમ જાણી, પોતે એથી જુદા પડી, એક નમસ્કાર કરી ઉઠી જવું.

આવી મનની સ્થિતિ થવાનાં કારણ ગીતાના ચૌદમા અધ્યાયમાં આપ્યાં છે, પણ તે નહિ સમજાય તો ચાલશે.

આ રીત યાદ રહે તે માટે ગીતાનો છઠ્ઠો અધ્યાય અવારનવાર વાંચવો.

આવી એકાન્ત પ્રાર્થનાના ફાયદા તમે પોતે જ અનુભવે જાણી શકશો.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

---

(અનુસંધાન પાન ૨૪૫થી ચાલુ)

આભ ફાડી નાખે એવા પોકારોથી એનું સ્વાગત કર્યું, અને વજ્રની સાંકળો જેવી ગણાતી લશ્કરી પોલિસની લાઇનો તોડીતોડીને લોકોના ટોળાં એને વધાવવા ઉલટ્યાં.

અઠ્ઠાવીસ હજાર માઇલનો હવાઇ પ્રવાસ માત્ર ૩૨૦ કલાકમાં—એટલે ૬૨ કલાકે ૮૭॥ માઇલ ઉડીને—કરનાર, વાયુયાનના આ વીરને થોડા જ દિવસ પછી નાઇટ કમાન્ડર ઓફ ધ બ્રિટિશ એમ્પાયરના ખિતાબથી નવાજવામાં આવ્યો.



# મહુવાનું સ્કાઉટ સંમેલન

## (ભાવનગર સ્ટેટ બૉય સ્કાઉટ્સની બીજી રૅલી)

ગઈ તા. ૧૬મી એપ્રિલની સવારે મહુવાને પાદર વહેતી માલણ નદીના તટમાં આવેલા એક રમ્ય આંબાવાડિયામાં ભાવનગર સ્ટેટના બધા મહાલોમાંથી પસંદ કરેલા બસોએક સ્કાઉટોએ રૅલી માટે પડાવ નાખ્યો હતો. આંબાવાડિયાની પશ્ચિમમાં નદીનો પાતળો પડી ગએલો પ્રવાહ ધીમેધીમે વહન કરતો હતો અને સામી બાજુ પૂર્વ દિશાને ઢાંકી દેતી, ક્ષિતિજરેખા ઉપર તોરણ બાંધ્યા સરીખી ખજુરી અને નાળિયેરની ગીચ ઝાડી આવી રહી હતી. એક બાજુ હવાને જલસીકરથી ભરતો અરબી સમુદ્ર ગાજી રહ્યો હતો, બીજી બાજુ કાશ્મીરને પણ ભુલાવી દે તેવી હરિયાળી ભૂમિ અને આંબાવાડીઓ આવી રહી હતી છતે ઉનાળે અને ખરે મધ્યાહ્નને પણ ત્યાં ગરમી જેવું તો કાંઇ જ ન હતું ઉલટું, દરેક ટ્રુપને લખેલી યાદીમાં એમ ધ્યાન ખેંચ્યુ હતુ કે 'અહીં ટાઢી બહુ જ પડે છે, ઉઘાડા આકાશ નીચે નદીમાં સુવાનું છે માટે સારૂ પાગરણ લાવવા ચુકશો નહિ'

નિસર્ગ દેવતાનું સંપૂર્ણ આનંદઅમૃત પી શકાય એટલા માટે કમિટીએ તા. ૧૬-૧૭-૧૮ એપ્રિલ એવી તો પસંદ કરી હતી કે જેમાં ચૈત્ર સુદી પુનમ આવે બૉય સ્કાઉટ એસોસીએશનના ચેરમેનની



માલણ નદીને તટે આંબાવાડિયામાં

ઑફિસ માટે આંબાવાડિયાને એક છેડે તંબુ ઉભો કરવામાં આવ્યો હતો બાકી તો જુદાજુદા ટ્રુપોને આંબાની જુદીજુદી કુંજો વહેંચી આપવામાં આવી હતી. આંબા નીચે રહેવું, રાત્રે નદીના તટમાં સુવું, નદીમાં નહાવું, વીરડામાંથી પાણી પીવું, કાર્યક્રમમાં પહોંચી ન શકાય માટે ઉભા કરેલા એક રસોડે જમવું અને આજુબાજુના વિશાળ જંગલો તથા નદી અને સમુદ્રના તટો ઉપર શરતો અને રમતો ખતમ કરવી એ તા. ૧૬-૧૭-૧૮ એપ્રિલના ત્રણ દિવસના કાર્યક્રમના મુદ્દા હતા

અજવાળી દુધ જેવી રાત્રિએ બસો પથારી નદીના તટમાં પડતી. એક બાજુ ખળખળ વહેતો માલણનો રૂપેરી પ્રવાહ સુતેલા કુમારોના શ્રમિત પદનું પ્રક્ષાલન કરતો હોય તેમ વહેતો, અને બીજી બાજુ ઉંચે આકાશમાંથી ચંદ્ર શીતળ કિરણો પસારી, શ્રમિત કુમારોના ચહેરાઓને માતાના વાત્સલ્ય સમું મીઠું આલિંગન આપતો હોય તેમ ભાન કરાવતો, એક બાજુ ધુધવાના કૅમ્પ ફાયરના ભડકા શ્યામ વૃક્ષરાજિમાં અવારનવાર પ્રકાશ ફેંકી અંદર શું છે તે જોવા મથતા, બીજી બાજુ સત્રી-પહેરો ભરતા કુમારો આ બધાની જોખમદારી પોતાને શિર છે તેવા ખ્યાલથી કલાકે કલાકની 'ઑલ વેલ' બોલાવતા, —આ દૃશ્ય જોઇ કોઇ પણ વાલી કે માબાપનુ હૃદય આનંદના ઉભરાથી છલકાયા સિવાય રહી શકે નહિ.

આ ઉભરાના બાલસંઘને જોઇ જાણે એમ જ લાગે કે આ માલણ નદીનો પ્રવાહ નથી, પણ કિશોર કુમારોના ઉત્સાહની રેલમછેલ છે. મહુવાની



'સબમિટ'ની રમત

સામી બાજુ એક આદર્શ નાનું જુવાન મહુવા વસી ગયું હોય, ખાખી કપડામાં જાણે એક નાનુંસુનું લશ્કર આવી પડ્યું હોય, માનસિક અને શારીરિક સ્ફૂર્તિ જાણે સ્થૂલ સ્વરૂપ લઈ લોકો સમક્ષ હાજર થઇ હોય, સેવા અને સ્વાશ્રયનો જાણે કોઇ પદાર્થ-પાઠ આપી રહ્યું હોય, તેના કંઇકંઈ અનેરા સ્વપ્નો અને ચિત્રો ખડા થતા હતા

આઠનવ વર્ષની ઉંમરના 'કબ્સ'થી માંડીને વીસ વર્ષ સુધીના 'રોવર્સ' આ રૅલીમાં ભાગ લેવા આવ્યા હતા માબાપની શીળી છાયામાંથી કદિ બહાર નહિ નીકળેલ, ગાડીઘોડા સિવાય કદિ નહિ ફરેલ, પોતાનું બધું કામ નોકરથી કરાવવા ટેવાએલ નાના 'કબ્સ' જ્યારે આભા નીચે પોતાનું બધું કામ હાથે કરી બહુ જ આનંદથી રહેતા જણાતા, ત્યારે સ્કાઉટિંગ સ્વાશ્રય કેમ શીખવી શકે તેનો સ્પષ્ટ ખ્યાલ મને આવતો અને તેવી જ રીતે એસોસીએશનના વૃદ્ધ સભ્યોને કટિબદ્ધ થઇ, કૅમ્પમાં જ રહી સ્કાઉટો જેટલી જ મગજ ભોગવી, બધો કાર્યક્રમ ફતેહ કરવા દોડાદોડી કરતા નિહાળીને એમ જ થતું કે 'શું સ્કાઉટિંગથી માણસ ફરી જુવાન થતા હશે?' અને સાચી જ વાત છે કે સ્કાઉટિંગને લીધે શરીરથી તો કદાચ નહિ પણ મનથી તો માણસ અવશ્ય જુવાન બને છે.

ત્યાં કઇકંઇ રમતો રમાડી અને શો શો કાર્યક્રમ ખતમ કર્યો તેની વિગત કે કયાકયા મેદાનોના ટુપો કયાકંઇ સરતો જીતી ગયા તેના આંકડાની અહીં જરૂર નથી કૅમ્પ ફાયર કરતા એ નિત્ય કેવાકેવા જલસા, પ્રહસન, ગાયન, વિનોદ કર્યા; રાતમાં કરી નાળિયેરનાં પાણી કેવા પીધા તથા પગીરૂ કાદનાં ભુસા કેવા પડ્યા એ બધાનો અવર્ણનીય આનંદ અહીં આલેખી શકાતો હોત તો કેવું સારૂં'

તા. ૧૬મીની સવારે બસો સ્કાઉટો ચારચારની હારમાં 'માર્ચ કરતા' સરખા પોષાકમાં રંગબેરંગી ગળાના રૂમાલ (સ્કાર્ફ) તથા વાજાનાં બૅન્ડ સાથે શહેરમાંથી પસાર થયા એ દૃશ્ય તો અતિશય સુંદર હતું. આવા દૃશ્યની અસર ગામના બાલજીવન પર કેટલી થાય છે અને તેમના અંગમાં એ કેવી આકાંક્ષાઓ ને ઉત્સાહ પુરે છે તે તો અનુભવીઓ સારી રીતે જાણે છે

બધી રમતોમાં કોઇ રમતે ખાસ ધ્યાન ખેંચ્યું હોય તો તે 'સબમિટ' Submitની રમત હતી. આ રમતને ગામડામાં 'અમચી કુંડું' નામથી ઓળખવામાં આવે છે. આ આપણી જ રમત છે. હું મારા ગામમાં ઘણા વર્ષો સુધી રમેલો એ રમત મેં જ્યારે અમુક સુધારા સાથે દાખલ કરી ત્યારે સ્કાઉટો તેમ જ સ્કાઉટરોમાં બહુ જ માન પામી 'રગ્બી ફુટબૉલ' બહુ જ મરદાનગીની રમત ગણાય છે, પણ જે જે યૂરોપિયન ખેલાડીએ આ રમત રમાતી જોઇ છે તેણે કહ્યું છે કે 'આ રમત ઘણી સરસ છે શા માટે તમે સર રૉબર્ટ બેડન પોવેલને નથી લખી મોકલતા?' મતલબ કે રમનારનાં શરીરબળ, ચપળતા અને હીંમતને પુરેપુરું કેળવનારી એ રમત છે

મહુવાની પ્રજાને સ્કાઉટિંગના જે કેટલાક સુંદર પ્રયોગો કરી બતાવ્યા તેની અસર પ્રજા પર ઘણી થઇ ફર્સ્ટ ભાવનગર ટ્રુપના 'ફર્સ્ટ-એડ-ડ્રિલ', ફર્સ્ટ સનાતન ટ્રુપની 'ફાયર-બ્રિગેડ-ડ્રિલ' અને શાહપુર ટ્રુપના દાંડિયા રાસ ખાસ ધ્યાન ખેંચે તેવા હતા ઉપરાંત બૅન્ડ સાથે ડ્રિલ, સ્ટાફ-ડ્રિલ, પીરેમીડ-ફોર્મેશન તથા સ્કિપિંગ કાંઇ ઓછાં સુંદર ન હતા

પ્રામાણિક હરીફાઇમાં જ્યારે ઇનામનો લોભ



ભાવનગર બૉય સ્કાઉટ એસોસીએશનના ઑન સેક્રેટરી
રા ગોપાળજી ઓ ઠક્કર



સર પ્રભાશંકર પટ્ટણી

દાખલ થાય છે ત્યારે રમત કરતા હારજીતની કીમત વધી પડતી ઘણી વાર જણાઈ છે અમુક ઇનામ ન મળે તો પારાવાર કચવાટ અને કેટલીક વાર તો બીજાના ન્યાય સામે તકરાર અથવા આક્ષેપ કરવાની હદ સુધી પણ આપણે જતા રહીએ છીએ, અને ટ્રુપો વચ્ચેનો ભ્રાતૃભાવ અદૃશ્ય થઇ તેનુ સ્થાન ઇર્ષ્યા લે છે. આ દૂર કરવા માટે આ રૅલી વખતે નીચે પ્રમાણે વ્યવસ્થા રાખી હતી. જેનો ન્યાય અપાવો કઠિન તેવા ઇનામો (જેમ કે 'સારી રીતભાત અને ચપળતા માટેનું ઇનામ') અગે આ વર્ષને માટે દૂર કર્યાં ત્રણ દિવસના કૅમ્પિંગના ટુંક સમયમા સારી રીતભાત અને ચપળતા નક્કી કરવાં તે સહેલ નથી. તેનો નિર્ણય તો સ્કાઉટોના હમેશના પરિચયમા રહેનાર, તેમને અંગત રીતે જાણનાર, તેમની આખા વર્ષની પ્રવૃત્તિને પુરેપુરી પીછાનનાર કોઈ નિષ્પક્ષપાત વ્યક્તિ જ કરી શકે બીજુ એ કે, ઇનામો તો દરેક રમતના રાખ્યા જ હતા, પણ જુદાજુદા ટ્રુપની જુદીજુદી જરૂરિયાત પ્રમાણે કોને શુ આપવુ તે બધા સ્કાઉટમાસ્તરોએ આગળથી મળી નક્કી કરી રાખ્યુ હતું. દાખલા તરીકે કોઈ ગામડાના ટ્રુપને બગલથેલા અને વૉટર બૉટલની જરૂર હોય ને તેની કીમત ઘણી મોટી હોય, અને તે શરતમા પ્રથમ ન આવી શકતાં બીજે નંબરે આવ્યું હોય તો તે ઇનામ તેને જ આપવુ,—કીમત સામુ ન જોવુ. આમ કરવાથી અમારા બીજાં ઇનામ પહેલા ઇનામ કરતા ઘણી વાર મોટી કીમતના હતા, પણ કોઇ તે મન પર લાવ્યું નથી

એક મારી હરીફાઇમા પ્રથમ આવનાર ટ્રુપે માત્ર બાર આનાની કીમતનુ ઇનામ ઘણી જ ખુશીથી સ્વીકારી પંદર રૂપિયાનું ઇનામ પોતાનાથી બીજે નંબર આવનારને આપ્યું હતુ. આ વ્યવસ્થાથી ભ્રાતૃ-ભાવ વધે છે અને ઉલટું હરીફાઇની કટાકટી બીલકુલ ઓછી થતી નથી ભવિષ્યની રૅલીઓમા આ પ્રયોગ કરી જોવા જેવો છે.

આટલું જ લખીને બંધ કરીએ તો કદાચ એમ ગણાય કે મહુવા રૅલી સર્વ રીતે પૂર્ણ હતી. પણ ના, અહીં પણ અપૂર્ણતાઓ હતી જ. અણધારેલી મુશ્કેલીઓ આવવાથી, ધાર્યા કરતા વિશેષ સમય અમુક રમતો લેતી હોવાથી, રમત રમાડવાના કાંઇક અભાવ હોવાથી, નક્કી કરેલ કલાક અને મિનિટ પ્રમાણે કાર્યક્રમ ન જ ચાલતો. કોઇક વાર નહાવાનુ મોડું થાય, તો કોઇક વાર ખાવાનું મોડું થાય, તો વળી બીજે વખતે રાત્રે સુવાનુ મોડું થાય. આવાઆવાં કાંઇકાંઇ વિઘ્નોથી નક્કી કરેલ કાર્યક્રમ પુરો કરી શકાયો

(અનુસંધાન પાન ૨૫૪ના પહેલા કોલમને છેડે)

વગેરે ખરેખર પ્રશંસાપાત્ર જ ગણાય.

અહીં એન્ટેબીમાં આપણા હિંદી ભાઈઓની એક ટેનિસ ક્લબ ચાલે છે. આ ક્લબમાં શનિવારે સાંજે પાંચ વાગે મેં ભાષણ આપ્યું. મિ. પંડ્યા પ્રમુખસ્થાને હતા. આ ભાષણ ગોઠવવામાં અહીંના ડૉક્ટર સાહેબની ખુબ મહેનત હતી અને આશરે ૪૦–૫૦ ગોઆનીઝ લોકો પણ હાજર હતા.

કોણ જાણે શાથી મારૂં ભાષણ સૌને ખુબ ગમ્યું. ગોઆનીઝોને તો ભારે રસ આવ્યો અને મુક્ત કંઠે મારી પ્રશંસા થઈ.

'એક બીજું ભાષણ જોઈએ.'

બીજે દિવસે ગોઆનીઝ લોકોની (Excelsior Club) એક્સેલ્સિયર ક્લબમાં ભાષણ રાખ્યું. ગોઆનીઝોની સંખ્યા ઘણી એટલે બંને દિવસ મેં તો અંગ્રેજીમાં જ ભરડ્યું. બીજે દિવસે તો સંખ્યા ખુબ વધી પડી અને ગોઅન સ્ત્રીઓએ પણ સારી હાજરી આપી. બીજા ભાષણમાં પણ બધા પાર ઉતર્યા ને ખુબ વખાણ ખાટ્યા.

હવે આ ગોઆનીઝો મારો સત્કાર શી રીતે કરે? તેમણે નાનાભાઈના માનમાં એક જલસો ગોઠવ્યો હતો અને હું તેમનું સંગીત સાંભળવા પધાર્યો. તેમણે ફીડલ હાથ ધરી, તેમના સેક્રેટરી હરવખત મારી પાસે આવે અને મને ગમે છે કે કેમ તે પુછે અને બાપડાના હોઠ સુકાઈ જાય. પણ નાનાભાઈ સંગીતના 'ખા' એટલે શી કદર કરે? મેં તો Excellent, Charming, Beautiful, એવા થોડાક શબ્દો જીભને ટેરવે જ રાખ્યા હતા એટલે એ ભાઈ આવે કે પકડાવી દઉં. જલસો ઠીક ચાલ્યો અને પછી તો મારૂં સંપૂર્ણ આતિથ્ય કરવા માટે નાચ પણ જામ્યો.

એક આરામાં મારી ખુરશી પર કાઠિયાવાડ–ગુજરાતની ખાદીના પોશાકમાં 'કલારસિક' નાનાભાઈ, પડખે થોડાએક ગુજરાતી મિત્રો અને વચ્ચોવચ્ચ છેલ્લામાં છેલ્લી ફેશનના કપડાં પહેરી નાચમાં ઉતરેલાં જોડાંઓ! નાચ ખરેખર સુંદર હતો; રગનમાં વીઓના કેફમાં મેં તેમ જ સભાઈએ જોએલો તેથી જગાએ ઉતરે નહિ. મારા ગુજરાતી મિત્રોને તો મારે લીધે આ અમુલ્ય લાભ મળ્યો એમ તેઓ કહેતા હતા; કારણ કે આજ સુધીમાં કોઈ દિવસ તેમને એન્ટેબીના આ લોકોના નાચમાં નિમંત્રણ મળેલું નહિ. જલસા અને નાચની વચ્ચે વચ્ચે ખાવાપીવાનું તો ચાલુ જ હોય. રાત્રે સાડા આઠ–નવ વાગે સૌની સાથે હાથ મિલાવી હું વિદાય થયો.

સોમવારે ફંડ શરૂ કર્યું. ફંડના કાર્યમાં અહીંના એક ભાઈ મિ. પ્રધાને ભારે શ્રમ લીધો. તેમની સાથે આપણા મિ. કોઠારી તો હતા જ. એન્ટેબીમાં ગોઆનીઝ લોકોએ સારો ફાળો આપ્યો કહેવાય; કોઈ ગોઅને ના તો કહી જ નથી ને! પણ વેપારી લોકોએ ઘસીને ના પાડી. સોમવારે રાત્રે સાડા નવે વાળુ કરીને હું સ્ટીમર પર ગયો.

મંગળ તથા બુધ સ્ટીમરમાં કાઢ્યા. બુધવારે છેક સાંજના છ વાગે અમે બુકોબા નામના બંદરે પહોંચ્યા. સ્ટીમરમાંથી ઉતર્યા ત્યાં તો રાત પડી ગઈ હતી. અહીં રા. મણિભાઈ નામના એક ટ્રેઝરીના કારકુન છે તે તેમજ ડૉક્ટર સાહેબ મને લેવા સામા આવ્યા હતા. વખત બહુ જ થોડો બાકી હતો એટલે અમે તો બંદર પરથી સીધા ડૉક્ટર સાહેબને ઘેર ગયા. ત્યાં વાળુ કરીને સાડીઓ તથા જૂગુ વગેરે લેવાનાં હતા તે લઈ લીધા અને નવ વાગે રા. મણિભાઈને ઘેર થોડાએક ભાઈઓની ખાનગી બેઠક બોલાવી નાનું એવું ફંડ પણ કરી લીધું અને તરત જ પાછા બંદરે પહોંચ્યા, કારણ કે સ્ટીમર ઉપડી જવાની ધાસ્તી હતી.

બુકોબામાં સ્ટીમર બંદરથી દૂર ઊભી રહે છે એટલે સ્ટીમર અને બંદર વચ્ચે જાઆવ કરવા માટે હોડીઓનો ઉપયોગ કરવો પડે છે. અમે પણ આવી જ હોડીમાં ઉતર્યા હતા અને રાત્રે પણ મણિભાઈ, ડૉક્ટર સાહેબ વગેરેને નમસ્કાર કરી હોડીમાં બેઠા અને સ્ટીમર પર પહોંચ્યા.

પરંતુ સ્ટીમર તો બીજે દિવસ રાત સુધી અહીં જ પડી રહી. બુકોબાનું બંદર આમ નાનું છે પણ ખાળામાં તોફાન ખુબ રહે છે. આસપાસ ચારે તરફ ડુંગરાઓ છે અને સરોવરની કુખમાં પણ મોટા ખડકો છે એટલે સ્ટીમરને અહીં ભારે જોખમ લેખાય છે. બુધવારે રાત્રે એવું તોફાન શરૂ થયું કે માલથી ભરેલા મછવાઓ ક્યાંના ક્યાં ગડી ગયા અને બંદરના માસ્તરને સ્ટીમર પરથી કાંઈ જવું હતું તે જઈ ન શક્યો, એટલે સ્ટીમર પર જ પડ્યો રહ્યો. તોફાન

બરાબર બત્રીસ કલાક રહ્યું. તે દરમ્યાન ક્રૉટન વગેરેએ તો ખુબ દારૂ ઉડાવ્યો અને દેશી કાળા લોકોના શરીર પર કોળીઓ દાબે ગયા

ગુરુવારે રાત્રે દસ વાગ્યે સ્ટીમર ઉપડી યુકાંબા અને માન્ઝા વચ્ચેનું સરોવર, સરોવર ન લાગે પણ મોટો દરિયો લાગે—સમુદ્રના જેવા મોટાં મોજાં અને કાંઠો તો દેખાય જ નહિ

સ્ટીમર શુક્રવારે બે વાગે માન્ઝા આવી ઉતરતા, ઉતરવાનો પાસ મેળવતા, કસ્ટમને પતાવતા લગભગ સાડા ત્રણ થયા અને તરત જ મોટરમા રેલ પહોંચ્યા

અહીં નાકામેરો ટ્રેડિંગ કંપનીની જીનેરી છે અને તેમા શિવાભાઇ કરીને મેનેજર છે. તેમને ત્યા મારો ઉતારો છે રા કચનલાલ તથા મોતીભાઇએ આ બધી ગોઠવણ કરી છે સાથેસાથે કંપાલા જનરલ એજન્સીની પણ અહીં ઑફિસ છે તેના મેનેજર રા ડાહ્યાભાઇના ઉપર પણ ભલામણ હતી અને તે ભાઇ પણ શિવાભાઇની સાથે જ બંદર પર પોતાની મોટર લઇને આવ્યા હતા

ચાર વાગ્યે આવીને જરા આરામ લીધો અને સાડા પાચે ડાહ્યાભાઇની ઑફિસે ગયો ત્યાથી ૩૫ માઇલ દૂર મઝીન્ઝી કરીને એક ગામ છે ત્યા તેમની સાથે મોટરમા ગયો હતો તે રાત્રે અગિયાર વાગ્યે આવ્યો અને જમીને સુઈ રહ્યો

**નાનાભાઇ**

નહોતો અને એત્રણુ બાળતો છોડી દેવી પડી હતી મર પટ્ટણી સાહેબ જેવાએ આપેલી સતત હાજરીથી, તથા સ્કાઉટો માટે સ્ટેટે ખાસ ટ્રેનની કરી આપેલી સગવડથી સ્કાઉટોના ઉત્સાહમા ઘણો વધારો થયો હતો અને તેની સારી અસર થએલા કામ પર સ્પષ્ટ જણાતી હતી.

**ગજાનન ભટ્ટ**

---

## આગળ ધપતો જા !

ઉચ્ચાશય અંતરમા ધારી,
મસ્ત મધુર વાણીને સેવી,
દ્વેષભાવને સમૂળ ત્યાગી,
આગળ ધપતો જા'
તુજ પર જગ આધાર કરીને
પ્રવાસ નિજનો કરી રહ્યું છે,
તેને નિશદિન સ્મરી સ્મરીને,
આગળ ધપતો જા' (મળેલું)

# તમને જોઈએ એવી હવા મળે છે?

**મ**નુષ્યની પહેલી જરૂરિયાત હવા છે હવા ન હોય ત્યારે આપણે કેટલા અકળાઇએ છીએ? પાણી કરતા યે શ્વાસ લેવાને હવા માટે જીવ પ્રાત્ર પહેલા ફાંફા મારશે છતા આપણે તેનું મહત્ત્વ ધ્યાનમા લાવ્યા વિના હવા વિષે કેટલા બેપરવા અને બેદરકાર રહીએ છીએ? આપણા ઘરમા સ્ત્રીઓ અને બાળકો ઘણો વખત બેજવાબી અંધિયાર જગ્યામા રહીને ફેફસાંના, દમના અને શરદીના રોગમા સપડાય છે તે વિષે જો આપણે બરાબર વિચાર કર્યો હોત તો ઘણા જીવની ઘાત બચી જાત

મેલી હવાથી જીવની ઘાત તો ઉભી જ છે, તે ઉપરાંત ચાલુ વ્યવહારમા યે તે બહુ નુકસાન કરે છે હાથપગમાથી ઉત્સાહ જતો રહે છે, મન મંદ અને રોગિયું લાગે છે, પરિણામે કામકાજમા રસ આવતો નથી અને માણસ પોતાની કમાણીમા પાછો પડે છે, અભ્યાસમા ઉતરી જાય છે ને શક્તિઓ ગુમાવે છે

વરસેક થયું હશે એક દિવસ અમેરિકાના ન્યૂ ઈંગ્લંડની કાપડની મીલનો માલિક રાતોપીળો થતો પોતાની ઑફિસમા આવ્યો અને સેક્રેટરીને કહ્યું કે મિ એવર્સનને એકદમ અહીં બોલાવો

વણાટનો ઉપરી એવર્સન આવ્યો કે તરત જ શેઠે વરાળ કાઢી 'એવર્સન, તમારા ખાતાનું શું થવા બેઠું છે? માણસો પગાર લઇને લહેર માણતા દેખાય છે તમે જાણતા હશો કે ૧૫મી ડિસેમ્બરથી માલની નિકાસમા ૨૦ ટકા ઉતારો થયો છે. એનુ કારણ શું?'

'સાહેબ, હું જોઉં છું કે દરેક જણ પોતાના કામ પર પુરતુ ધ્યાન આપે છે ને કોઇનો વાંક જણાતો નથી મેં બધી રીતે તપાસ કરી જોઇ છે, પણ માલ કમતી નીકળવાનું કાંઇ જ કારણ મળતું નથી'

શેઠે હાથ પછાડયા; 'ત્યારે તમે પણ બધુ કરી ચુક્યા છો, કેમ? હું પણ આજ કેટલાયે દિવસથી એનો તાગ લાવવા ઉંઘ ખોઇ બેઠો છુ આપણે બંને નિષ્ફળ? હવે ધંધાના સલાહકારોમાથી કોઇને પુછીએ'

થોડા દિવસ બાદ વ્યવસ્થાનો એક ઉસ્તાદ આવ્યો એક કલાક સુધી આખું ખાતુ જોઇને તે શેઠને મળ્યો અને કહ્યું કે 'તમને ધંધાના સલાહકારની જરૂર નથી; તમારે હવાપ્રમાણના જ્ઞાતાને પુછવું પડશે તમારા મકાનમા ગોધામણ લાગે છે, હવા



ગરમ ને સુકી લાગે છે'

ત્રણ દિવસ પછી હવા સમજનાર આવ્યો. તેણે બધી તપાસ કરીને જણાવ્યું કે 'તમારા કામદારો બેધ્યાન અને થાકેલા લાગે છે. તેઓ પોતાનું કામ સંભાળવા ઇંતેજાર હોય છે, પણ તેમનામાથી ધીરે-ધીરે જીવનપ્રવાહ ઓસરી જતો લાગે છે આખા દિવસમા સરેરાશ ગરમી ૮૩ ડિગ્રી જેટલી રહે છે અને જોઇતી ઠંડક પ્રમાણમા ૩૭ ડિગ્રી જ મળે છે તમે સરેરાશ ગરમીનુ પ્રમાણ ૬૦ કે ૬૪ સુધી લાવી દ્યો અને ઠંડક ૪૫ કે ૪૬ ડિગ્રી સુધી વધારો. પછી તમારી ઉત્પન્ન હતી એટલી આવતા વાર નહિ લાગે'

હવા સમજનારની સલાહ પ્રમાણે મકાનના દરેક ખાનામા નવા હવાબારા વધારવામા આવ્યા. કેટલાક જમીન પાસે ને કેટલાક છાપરાં પાસે. એમ કરી હવાની આવજા બરોબર કરવામાં આવી અને આખો દિવસ ૬૦ કે ૬૪ ડિગ્રી જેટલી ગરમી રહે એવું કરવામા આવ્યું. કોઇ તરફથી પવનનો ઝપાટો ન લાગે પણ મંદમંદ વાયુ આવ્યા કરે એવી ગોઠવણ થઇ પાણીની નળી વાટે ૪૬ ડિગ્રી જેટલી ઠંડક મેળવી. થોડા જ વખતમા નિકાસના નકશા પર દેખા દેવી જવા લાગી, કામદારોની ઢીલાશ ઉડી ગઇ અને શેઠ તથા મૅનેજરના મો પર પાછું હાસ્ય દેખાવા લાગ્યુ.

છેલ્લા વીસ વર્ષમા વિજ્ઞાનશોધકોએ હવા વિષેની કેટલીયે માન્યતાઓ સુધારી છે. આપણા ઘરમા હવા કેવી રીતે આવવી જોઇએ તે વિષે પ્રયોગો કરી તેઓ ચોક્કસ નિર્ણય પર આવ્યા છે.

- તંદુરસ્ત હવા ભેજવાળી હોય તો તમારા ઘરમા ગરમીનુ પ્રમાણ પાસઠથી સડસઠ ડિગ્રી ને તેથી અન્યોઅન્ય પ્રમાણ ઠંડી હવાનું રાખો
- મકાનને એ પ્રમાણની બારીઓ રાખો: મથાળે ને નીચે શીયાળ હવાના સપાટા ન આવે એ ખાસ ધ્યાન રાખો તાજી હવા લો, પણ એ બહારથી આવતી સીધેસીધી નહિ; અંદરની હવા સાથે ભળ્યા પછી જ લો
- સુઈ રહો બરોબર હૂંફાળી હવામા, પણ આખી રાત બહારની તાજી હવા છૂટથી આવજા કરે એવી રીતે બારી બારણા રાખો.
- એક થર્મોમીટર ખરીદી રાખો (બહુ મોંઘુ નથી મળતું) અને હવાની ગરમી—ઠંડીનું માપ બરાબર જોતા રહો

દોઢ સો વર્ષ પહેલા એવું જણાયુ કે શ્વાસ મારફતે હવામાથી ઑક્સિજન શરીરના લોહીમાં ભેળાય છે અને લોહીમાથી કાર્બન ડાયોક્સાઇડ શ્વાસ જોડે બહાર નીકળી જાય છે. આ શોધ પરથી જાતજાતના ભુલભરેલા ખ્યાલ બંધાયા હતા તેમાંનો એક એવો હતો કે ઑક્સિજન ઓછો મળવાથી નહિ, પણ કાર્બન ડાયોક્સાઇડ વધી પડવાથી બંધ હવાવાળા મકાનમા ગુંગળામણ થાય છે. અનેક પ્રયોગોથી વિજ્ઞાનશોધકોએ આજે એ વાત તોડી પાડી છે અને સાબિત કર્યું છે કે કાર્બન ડાયોક્સાઇડનું પ્રમાણ ઘીચ માણસોના ઘરમાં વધવાથી કશું નુકશાન નથી.

તોપણ હવાની યોગ્ય ગોઠવણ વિના મનુષ્યની તબિયત અને સુખાકારી ઉપર ઘણી જ માઠી અસર થાય છે, અને હવા વિનાની જગ્યામા ઘણા માણસો વસતા હોય છે ત્યારે મૃત્યુ પણ નીપજે છે. પણ એ મૃત્યુનું કારણ કાર્બન ડાયોક્સાઇડ નહિ, પરંતુ ગરમ થઇ ગયેલી હવાના બાફનુ ગૂંગળાણ છે. નાટકશાળામા, ઑફિસોમા કે નિશાળમાં ઘણી વાર જે બેભાન જેવી સ્થિતિ જણાય છે તેનુ કારણ બફાયેલું —ગરમ થઇ ગયેલું વાતાવરણ જ છે.

હાલના વિજ્ઞાનમત મુજબ વાતાવરણની ગોઠવણ હવાબારાથી બરોબર થવી જોઇએ. ફેરનહીટ થર્મોમીટરની ૬૮ ડિગ્રી કરતાં વધારે ગરમ થએલી હવા આરોગ્યને નુકસાનકારક છે. તે ગળા ને નાકના પાણી સુકવી નાખે છે, કે જે પાણી જ જાતજાતના રોગોથી આપણને બચાવનાર છે.

ઓરડાની ગરમી જ્યારે એટલી બધી વધી જાય કે અંદર રહેતા કે કામ કરતા માણસોને પરસેવો છૂટે, ત્યારે શરીરમાનું લોહી ચામડી તરફ વધારે ધસી આવે છે ને એટલા પ્રમાણમા સ્નાયુની શક્તિ ક્ષીણ થાય છે તથા હૃદયને વધારે કામ કરવુ પડે છે આમ હૃદય ઉપર વધારાનો બોજો પડવાથી તે મગજ અને સ્નાયુઓને લોહી પહોંચાડી શકતુ નથી કે જ્યા લોહીની ખાસ જરૂર હોય છે

ન્યૂયૉર્કના દવાખાનાના વિજ્ઞાનશોધકોએ ઠરાવ્યુ છે કે જ્યા ૬૬ કે ૬૭ ડિગ્રી જેટલી ગરમી અને ૫૦ ડિગ્રી ઠંડી હવા સામાન્ય રીતે રહ્યા કરતી હોય તેવી જગ્યા આદર્શ ગણવી શારીરિક શ્રમવાળુ કામ ચાલતુ હોય તે મકાનમા તેથી પણ ઓછી ગરમી રાખવી

આટલા માટે હવા હરતીફરતી રહે અને દર પળે વાતાવરણમા જરાતરા ફેરફાર થયા કરે તેવી યોજના કરવાની જરૂર છે આ રીતે શરદી કર્યા વિના શરીરને ઠંડુ રાખી શકાશે અને ચામડીને એક જાતનુ ચેતન મળ્યા કરશે સાવ બંધ હવાવાળા સ્થાનમા આ નથી બનતુ માત્ર હવાબારાને જ અભાવે નહિ પણ ઘણી વાર નકામા રજીસ્ટરો કે રેડિયેટરોથી પણ હવા તપી જાય છે. હવાનુ માપ બરોબર જાળવવાને થર્મોમીટર જેવું બીજું કોઇ સાધન નથી.

રહેવાના ઓરડામા યોગ્ય રીતે હવા લાવવાની કળાનો મુખ્ય નિયમ એ છે કે, ઓરડામા ચારેકોરથી હવા જાઆવ કરે એવી બેવડી બારીઓ રાખવી ભીંતની નીચે બારી હોય તો મથાળે પણ હોવી જોઇએ, જેથી ગરમ હવા પાતળી થતા ઉપરથી નીકળી જાય અને નવી ઠંડી હવા નીચેની બારીમાથી આવે ઘરમાં ઉંચે કે નીચે એકાદ બારી મુકી દીધી એટલે હવાની ગોઠવણ થઈ ગઇ એમ ન માનવુ કોઇ બીજા માર્ગેથી જેટલી હવા ઓરડાની બહાર નીકળશે તેટલી જ બીજી હવા તેમા પ્રવેશ પામશે. બારી મુકતા આટલી વાત ભુલશો નહિ ઠંડી હવા ગરમ હવા કરતા ભારે હોય છે એટલે તે નીચેથી જ આવે છે. એક મોટી બારી મુકો તો તેને ઉપરનીચે બે બારણા રાખજો, જેથી બહારની હવા નીચેથી દાખલ થાય અને અંદરની હવા ઉપરથી નીકળી જાય

હવાની આવજા માટે આ પ્રમાણે રાખેલી સગવડવાળા મકાનોમા રહેનારા નરનારીઓ, ઉત્સાહી અને સચેતન રહ્યા કરે છે (અંગ્રેજી ઉપરથી)

---

# આંબો



ચૈત્ર તથા વૈશાખ મહિનામા આંબાને મ્હોર બેસે છે ને ફળ આવે છે આંબાની ઘણી જાતો થાય છે· હાફુસ, પાયરી, માલગુબા, દિલપસંદ, ફજલીવેરા, બેંડા જોડ બત્ત, છોટા જાસે બત્ત, અમીરકોલા, મોહનભોગ વગેરે કાઠિયાવાડ, ગુજરાત, ગોવા, વગેરે સ્થળે આંબા થાય છે

આંબાની જાતો પૈકી હાફુસ, પાયરી અને માલગુબા અતિ સ્વાદિષ્ટ જાતો છે તેમાં રેસા હોતા નથી અને ચીરી કરીને ખવાય છે. બીજી જાત રસની કેરીઓની થાય છે અને તે મોટે ભાગે કાઠિયાવાડ તથા ગુજરાતમા થાય છે.

આંબાના પાન, મ્હોર, ફળ, છાલ અને મુળ, બધી ચીજો ઉપયોગમા આવે છે આંબાની છાલ અને તેના મુળ સુગંધી અને સ્વાદમા તુરા હોય છે એ બંને શીત ગુણવાળા (રક્તને બંધ કરનાર) અને રુચિ ઉત્પન્ન કરનાર છે લોહીવા તથા ઝાડા ઉપર તે બંને દવા તરીકે વપરાય છે આંબાનો મોર પૌષ્ટિક છે અને ભુખ પણ ખુબ લગાડે છે ઝાડાના રોગ ઉપર તે દવા તરીકે વાપરવામા આવે છે

આંબાના પાદડા સ્વાદમા તુરા પરંતુ મ્હોર જેટલા જ ગુણકારી છે અને ત્રિદોષને મટાડે છે

આંબાના નાના મરવા તુરા અને ખાટા લાગે છે પાકડા કરતા તેનામા એક વધારે ગુણ કફ સાફ કરવાનો છે

કાચી કેરી ખાટી હોવાથી વાત, પિત્ત તથા કફ એ ત્રણે રોગો ઉત્પન્ન કરે છે તેની ગોટલી શીતલ અને પાચક છે અને તેનાથી અતિસાર મટે છે પાકી કેરીનો રસ ખાવાથી શરીરમા લોહી વધે છે ને બળ આવે છે તેનાથી હૃદયને પણ ફાયદો થાય છે તે જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે, વીર્યની વૃદ્ધિ કરે છે, પ્રમેહ મટાડે છે, મનને આનંદ આપે છે અને શરીરનો વર્ણ સારો કરે છે તોપણ તેનો અતિ ઉપયોગ કરવાથી શરીર બગડે છે કેરીના રસ સાથે દુધનુ અનુપાન વિશેષ લાભકારક છે આંબાના રસને સુકવી તેની પાપડી બનાવવામા આવે છે તેનાથી તરસ, ઉલટી અને વાતપિત્ત મટે છે આંબામા આટલા બધા ગુણો હોવાથી તેને કલ્પવૃક્ષ કહેવામા આવે છે

# બે ભાઈબંધ

બે ભાઈબંધ હતાઃ સૂરજ ને પવન બન્ને એક ટેકરી ઉપર રહે ને મઝા કરે. દુનિયાને તેજ આપવાનું કામ સૂરજનું ને પવનનું કામ સૌને જીવાડવાનું. બન્ને પોતપોતાનું કામ બરાબર કરે.

એ વખતે તો બપોરના સૂરજમાંથી યે ગરમી નહોતી નીકળતી ચંદ્રથી પણ અનેકગણી વધારે શાન્તતા એનામાં ભરી હતી. તે દિ' તો દુનિયા પાપને યે નહોતી ઓળખતીને! સૌમાં બાળકની જ નિર્દોષતા ! ને આ બધા ફેરફારનું કારણ, માત્ર એક જ પાપ

સવારના સોનેરી સૂરજને આખી દુનિયા પૂજતી એ વખતે એક દુષ્ટ માણસના મનમાં વિચાર આવ્યો, 'ઓહો! આવો સૂરજ મારી પાસે હોય તો કેવું સારૂં ! તો દુનિયા આખીને મારી ગરજ પડે. સૌ મારે ત્યાં અજવાળાં લેવા આવે પણ હીરા, માણેક ને મોતી વગર હું કોઈને આપું જ નહિને ! પછી તો મારે ત્યાં ઝવેરાતના ઢગલે ઢગલા !'

એ તો ધીમે પગલે સૂરજ પાસે ગયો. એક વાર ચારેકોર નજર ફેરવી. નજીકમાં કોઈ માણસ જોવામાં આવ્યું નહિ એટલે એણે તો સૂરજને ઉપાડી લીધો. ખીસામાં સંતાડી એ તો ઘેર જાય છે.

સૂરજ તો ખીસામાં પડ્યો-પડ્યો એવો ચીડાય—એવો ચીડાય ! ક્રોધમાં એ તો લાલચોળ



તારા ! તારા ! તારા જેવી
મીઠી મીઠી, આંખ દે !
પંખી મીઠા ! તારા જેવી,
ચેતનવંતી પાંખ દે !
સાત સમુદર વીંધી જાઉં,
હસતી આંખે જોતો જાઉં.

卐 卐

મધમાખી તું, તારા જેવી,
મુજને મીઠી ખંત દે !
કોયલ બ્હેની ! તારા જેવો,
મીઠો મીઠો કંઠ દે !
વિશ્વતણો મધકોષ ભરૂં,
ચૌદ લોક ટહુકાર કરૂં.

卐 卐

સાગર ઉંડા ! તારા જેવો
ઘોર, ઘોર, ઘુઘવાટ દે !
વેગી વાયુ ! તારા જેવો,
વેગીલો સુસવાટ દે !
વિશ્વ ધ્રુજે સુસવાટ કરૂં,
સાગર શો હું જ્યાં ગરજું

卐 卐

આશા ! આવો, બાને કહીએ
રમકડાં તું આવા દે !
બ્હેની! બ્હેની! ત્યાર પછી તો
જગના રાજા આપણ બે !
બાળક નાના હું ને બ્હેન,
તો ના કરત કશાનું વેન

થઈ ગયો જાણે બળતો અંગારો!

ને સાચે જ એ તો અંગારો થઈ ગયો. પેલા પાપી માણસનાં વસ્ત્રો ભડભડ સળગી ઉઠ્યાં. પોતે પણ બળીને ખાખ થઈ ગયો. સૂરજ તો દેવ. એ કોપે ત્યારે શું ન થાય ?

પવન બહાર ગયો હતો તે પાછો ટેકરીએ આવીને જુએ તો ભાઈબંધ ન મળે! એને એકલો મુકીને સૂરજ કોઈ દિવસ ક્યાં ય જતો નહિ, એટલે પવનને તો ચિંતા થઈ કે ભાઈબંધ ગયો ક્યાં ? એકલા એકલા એને ગોઠતું નથી

ત્યાં તો ક્રોધથી અંગારો બની ગએલો સૂરજ દોટ દેતો આવે છે. પહેલાં તો પવન એને ઓળખતો યે નથી પણ વળી ભાઈબંધનો અણસાર આવતાં નવાઈ પામીને પુછે છે, 'કાં, ભાઈ ! અત્યાર સુધી ક્યાં ગયો'તો ? ને તારામાં આ ફેરફાર શો ?'

સૂરજે એને માંડીને બધી વાત કરી 'દુનિયામાં હવે પાપે પ્રવેશ કર્યો છે. મારે તો અહીં રહેવું નથી. મને ઉડાડીને તું આભમાં મુકી દે.'

ને પવને તો પછી એવો સપાટો લગાવ્યો કે સૂરજ ઉડીને આભમાં પહોંચી ગયો એ સૂરજનો કોપ હજી યે શમ્યો નથી. ને આવી પાપી દુનિયામાં આવવાનું તો એને ગમે જ કેમ ?

પવનને યે આ પાપી દુનિયામાં ગમતું નથી, પણ પ્રભુનો હુકમ ત્યાં શું કરે ? ચેન નથી પડતું એટલે આમથી તેમ ને તેમથી આમ આંટા મારે છે ને નિસાસા નાખે છે. એના નિસાસા તો સૌએ સાભળ્યા હશે. સ્ન.



## ઉ ગ તી પ્ર જા

### વઢવાણનું યુવકસંમેલન

'પરસ્પરના પરિચયમાં આવી ભાષણો, વિવાદો અને વાર્તાલાપદ્વારા એકમેકના વિચારોનો વિનિમય કરવો. શારીરિક વિકાસને માટે અખાડા સ્થાપી દેશી અને વિલાયતી મરદાનગી રમતોનો શોખ અને પ્રચાર કરવો; દુષ્કાળ, રોગચાળો, આગ, પાણીમાં ડૂબવું વગેરે આફતોમાં સેવા કરવી, કુરિવાજો, અજ્ઞાન, સ્વાર્થ, ગરીબાઇ વગેરે કારણોને લીધે આપણું સામાજિક જીવન અત્યારે છિન્નભિન્ન થઇ ગયું છે, તેને સડતું અને વિનાશના મુખમાં ધસી જતી સમાજને બચાવવી, આપણો પહેરવેશ, ખાનપાન, રહેણીકરણી, મરણપરણ, વગેરે સર્વે બાબતો પર વિચાર કરી આપણા સામાજિક જીવનનું નિશ્ચિત સ્વરૂપ કલ્પી તે પ્રમાણે સ્વયં આચરણ કરી સામાજિક પુનર્ઘટનાનું મંડાણ કરવું',—એવા એવા અભિલાષથી વઢવાણનું યુવક મંડળ સ્થપાયું છે. એના ઉપક્રમથી ગઇ તા. ૨-૩-૪ જુનના દિવસોમાં વઢવાણમાં પહેલું યુવક સંમેલન ભરાયું. તેમાં ત્યાંની દાજીરાજ હાઇસ્કુલના જુના નવા વિદ્યાર્થીઓ તથા સજ્જનોએ ભાગ લીધો. વઢવાણના યુવકપ્રેમી ના. ઠાકોર સાહેબે સંમેલનની યોજનાને પ્રથમથી જ વધાવી લીધી. પહેલા દિવસના પ્રમુખ પણ તેઓશ્રી જ હતા, પણ અનિવાર્ય સંજોગોને લઇને હાજર નહિ રહી શકવાથી દીવાન સાહેબ ભીમજીભાઈને પોતાની વતી કામ ચલાવવાની સૂચના કરી હતી. તે પ્રસંગે મોકલેલા સંદેશામાં તેઓશ્રીએ યુવાનોને શરીરબળ, બુદ્ધિબળ અને ચારિત્ર્ય ખીલાવવાનો, ત્યાગ અને સેવાનાં કાર્યો કરવાનો, જીવન સાદુ અને સરળ બનાવવાનો અને ઉચ્ચ આદર્શો રાખવાનો બોધ આપ્યો હતો.

ભાષણો અને ચર્ચા, રાસ અને સંગીત, શરત અને વ્યાયામ, સિનેમા, લોકસાહિત્ય વગેરેથી કાર્યક્રમ આકર્ષક બન્યો હતો. અ. રામનારાયણ પાઠકનું પ્રેરક, તથા શ્રી ભીમજીભાઇનું અનુભવપૂર્ણ વ્યાખ્યાન, શ્રી. મેઘાણીભાઇનું સૌરાષ્ટ્રના વીર યુગનું તથા શ્રી ગગનવન પાઠકનું સ્થાપત્ય અને કલાનું વિવેચન, પંડિત ઓંકારનાથજીનો સંગીતનો જલસો, સર ચિનુભાઇની દાર્જીલિંગ તથા જબલપુર વગેરે સ્થળોની ફિલ્મો, રાજકોટ અને અમદાવાદની વ્યાયામ-મંડળીઓના પ્રયોગો—એ સંમેલનનાં વિશિષ્ટ અંગ હતા. વ્યાયામમંડળીઓને તો તેમના કાર્યથી સંતોષ પામીને રાજ્ય તરફથી બે સોનાની શીલ્ડ (ઢાલ) અર્પણ કરવામાં આવી.

અ. પાઠકનું સામાજિક પુનર્ઘટના ઉપરનું વ્યાખ્યાન હતું. તેમાં યે જ્ઞાતિસંસ્થા ઉપરના તેમના વિચાર મનન કરવા જેવા છે. તેમણે કહ્યું કે જ્ઞાતિની સંસ્થાથી ધર્મ તથા સમાજનું કેટલેક અંશે રક્ષણ થયું છે, છતાં તેથી દેશની રાજકીય ઉન્નતિને મોટો ફટકો લાગ્યો છે. આ સંબંધમાં તેમણે પ્રો. યદુનાથ સરકારનો અભિપ્રાય ટાંક્યો કે મહાન શિવાજી મહારાજને હાથે પણ હિંદુ સામ્રાજ્યની સ્થાપના ન થઇ શકી તેનું કારણ આ જ્ઞાતિસંસ્થા હતી.

શ્રી. મેઘાણીભાઈએ સૌરાષ્ટ્રના વીર યુગનું સ્મરણ કરાવ્યું. એ દીપો ખુમાણ અને કલ્યાણમલ, એ દાનો ભગત અને વાણુરોર ભગત, એ રામવાળો અને દેવરો વગેરેના જીવનના ભવ્ય પ્રસંગો વર્ણવીને પૂછ્યું કે આમાંના કયા ભોગ અત્યારના યુવકો આપી શકે તેમ છે? વિશેષમાં તેમણે જણાવ્યું કે સૌએ અત્યારે પણ તેમ કરવું જ જોઇએ એમ નથી, પણ નવા યુગના ચણતરમાં જુનાની સુંદરતા લાવવાની જરૂર છે. ચર્ચાપરિષદ્ પણ થઈ હતી. 'સૌરાષ્ટ્રના હાલના સંજોગો જોતા સૌરાષ્ટ્રની સાંસ્કારિક, ભૌતિક, રાજકીય અને આર્થિક ઉન્નતિ થાય તે માટે સૌરાષ્ટ્રના સત્ત્વશાળી યુવાનોએ સૌરાષ્ટ્રમાં જ રહેવું' એ મતલબનો મુખ્ય ઠરાવ હતો. તેની તરફેણમાં તથા વિરુદ્ધમાં રમુજી દલીલો થઇ હતી. બહાર જવાની તરફેણમાં વધુ મત હતા.

કાઠિયાવાડની યુવાન પ્રજાને પાંખો ફૂટી છે તેનું આ સૂચન છે. અમે ઇચ્છીએ છીએ કે એનો ઉત્તરોત્તર વિકાસ થઇ એ સબળ પાંખો ફફડાવી પ્રગતિને પંથે ઉડે.

---

## લાલ ટમેટાં

ચૈત્રના અંકમાં ટમેટા વિષે કેટલીક ઉપયોગી માહીતી આપી છે. સાધારણ ટમેટા કરતા ખોરાકમાં પાકા લાલ રંગના કેટલા વધુ ઉપયોગી છે તે નીચેની હકીકત ઉપરથી સમજાશે.

ખોરાકમાં લાલ ટમેટાનો ઉપયોગ અમેરિકામાં બહુ મોટા પ્રમાણમાં થાય છે. ત્યાં ટમેટાની પેદાશ પણ પુષ્કળ છે. આખી મોસમ ખાધા પછી જે ટમેટા વધે તેને ડબામાં પેક કરી રાખી મુકવામાં આવે છે કે જેથી આખું વર્ષ લાલ ટમેટા ખાવા મળે!

ખોરાકની દૃષ્ટિએ તો ટમેટા ઘણા જ સરસ મનાય છે, કેમકે તેમાં પ્રાણજીવન તત્ત્વ (વિટેમિન્સ) પુષ્કળ પ્રમાણમાં હોય છે. જે ખોરાકમાં આ પ્રાણજીવન તત્ત્વ હોય તે ખોરાક શરીરને ઘણો જ જરૂરનો ગણાય છે. સાધારણ રીતે પ્રાણજીવન તત્ત્વ હોય છે તો બહારથી ફળોમાં, પરંતુ ટમેટા અને નારંગીમાં વધારે પ્રમાણમાં હોય છે. સંતરા કે નારંગી તો આપણે નાગપુરથી લાવવા પડે છે, છતાં ઋતુમાં જ્યારે મળે ત્યારે તેનો ઉપયોગ કરવા ચુકવું નહિ,—ખુબ ઉપયોગ કરવો.

ટમેટા આપણે ત્યા ઢગલાબધ થાય તેમ છે માત્ર આપણું લક્ષ હજી તે તરફ ખેંચાયું નથી ટમેટાનું વાવેતર બહુ નફાકારક છે તે ઘણા ખેડુતો જાણતા નથી. આપણે ત્યા ટમેટાનુ વાવેતર ઓછું થાય છે તેનું કારણ માત્ર એટલુ જ છે કે ટમેટાને એક શાક તરીકે જ ગણવામા આવે છે ફળ તરીકે તે કેટલુ ફાયદાકારક અને પૌષ્ટિક છે તે આપણામાંના ઘણાખરા જાણતા નહિ હોવાથી ખોરાકમા તેનો જોઇએ તેટલો ઉપયોગ થતો નથી

પશ્ચિમના દેશોમા ખોરાકમા ફળ અને શાકનો ખુબ ઉપયોગ કરવામા આવે છે ત્યાના એક કુટુંબમા દરરોજના પાચથી સાત રતલ ફળ અને લીલા શાક ખવાય છે, જ્યારે આપણે ત્યા માડ્યે જ માણસ દીઠ પાશેર શાક ખવાતું હશે. તો પછી ફળની તો વાત જ ક્યાથી હોય ? દેશની ગરીબાઇને લીધે આપણા લોકોને ફળ અને શાક બહુ ખાવાં પોસાતાં નથી, અને પરિણામે આપણે ત્યા ફળ-શાકની પેદાશ પણ બહુ કરવામા આવતી નથી

આનુ મુખ્ય કારણ એ છે કે આપણા દેશમા થતી ચીજોની ઉપયોગિતાની જ આપણને પુરી ખબર હોતી નથી પરિણામે આપણા ખોરાકમા ફળ-શાક નહિ જેવા જ હોય છે અને એ ફળ-શાકના અભાવને લીધે પ્રજાને પ્રાણજીવન તત્ત્વ પુરૂ નહિ મળવાથી, શરીરો વિકાસ તથા પુષ્ટિ પામતા નથી અનાજ કરતા પણ ફળ-શાક વધારે ઉપયોગી છે અને જેટલા ખાઇ શકાય તેટલા ખાવાની જરૂર છે

પાકાં લાલ ટમેટા તો ખોરાકની દૃષ્ટિએ બહુ જ ઉપયોગી છે, અને તે કઇ એટલા મોઘા પણ નથી હોતા. તેનો ઉપયોગ કરવાથી શરીર પણ લાલ ટમેટાના રગ જેવુ થઇ જાય છે આ કાઈ પત્રોમા લખવાની વાતો નથી પણ ખોરાકશાસ્ત્રીઓના અનુભવની વાત છે અને આ લખનારે જાતે પણ અનુભવેલુ છે

કબજીયતવાળા માટે તો ટમેટા એટલા સરસ છે કે જો મોસમમા નિયમિત રોટલી સાથે ખાવામા આવે તો વિરેચનચૂર્ણ, લૅક્સેટિવ પિલ્સ કે ફ્રુટ સૅલાઇન (દસ્ત સાફ લાવવાની દવાઓ) વાપરવાની જરૂર જ રહે નહિ જેમને ટમેટાં એમ ને એમ ખાવાં ન રૂચે તે ટમેટાની કચુબર કરી એદર ખાડ, તીખા, મીઠુ વગેરે નાખી સ્વાદિષ્ટ બનાવી ખાઇ શકે પાકા લાલ ટમેટા ગમે તેટલા—પેટ ભરીને ખાવાથી કોઇ પણ જાતનું નુકસાન કરતા નથી બાળકોને માટે તો એ ઉત્તમ બાલામૃત છે તેને તો ખાય તેટલા ખાવા જ દેવા

સુબોધચદ્ર ઉ પારેખ



વૈશાખની જ્ઞાનલીલાના આવેલા ઉત્તરોમાથી પુરા સાચા તો ભાઈ છોટાલાલ નરસિંહભાઇ પટેલ (અમેટા)ના એકના



જ છે ઇનામ એમને મોકલાશે

ખરા જવાબો નીચે મુજબ.

(૧) કાગળના ટુકડાઓ જોડીને બનાવેલી બતક બાજુમા

(૨) કવિતાની કડી આ રહી

રણનો મારગ છે શૂરાનો, નહિ કાયરનુ કામ જોને!
પરથમ પહેલું મસ્તક મુકી, વાળે વીરનુ નામ જોને!

| | |
|---|---|
| (૩) આ નીચે બાજુએ બતાવ્યા પ્રમાણેના નવ આંકડા કાઢી નાખવાથી બાકી રહેલી રકમોનો સરવાળો થાય | × × × |
| (૪) પહેલુ સુખ તે જાતે નર્યા | ૩ × × |
| (૫) કક્કો | × × ૫ |
| (૬) સાકર, સાગર, મગર, મગજ | ૭ × ૭ |
| (૭) લીંબડો, બાવળ, ડૉલર | × ૯ ૯ |
| | ૧ ૧ ૧ ૧ |

નવા પ્રશ્નો શોધી મોકલનારાઓને પણ યોગ્યતા પ્રમાણે ઇનામ અપાય છે પરંતુ એ જુના ચવાઈ ગએલા કે બીજે કોઇ સ્થળે પ્રગટ થઈ ગએલા હોવા ન જોઈએ નવા ઉપજાવી કાઢેલા અથવા આજ સુધીમાં પ્રગટ ન થઈ ગયા હોય એવા સપાદિત કરેલા, બુદ્ધિને કસે એવા પ્રશ્નો મોકલનારને ઇનામ મળશે નવા પ્રશ્નો મોકલનારાએ એના જવાબ પણ સાથે જ મોકલવા જોઇએ નીચેના નવા સવાલોના ઉત્તર અષાડ સુદ પાચમ સુધીમા મળી જવા જોઇએ

### નવા સવાલ

**(૧) શોધી કાઢોઃ** આ નીચે પાચ ગુચવાએલી કહેવતો આપી છે, શોધી કાઢો (૧) ધનો પાતેભૅગા રેલની બાજે તેને રત (૨) ચર્યું ભાભ ચે તોર (૩) પગર ઉલાળ્યી ગાટ જતાએ (૪) મર્શદ મોના ઓનેન ટાટા (૫) ઇશ મોમો જેરો ટાનાળા. (૨) આનદ, સ્વજન, સારસ, તીર, દયાળુ– આ પાચ શબ્દોમાથી વધારાના અક્ષરો છેકી નાખી બાકી રહેલા અક્ષરો બરાબર ખરા ગોઠવશો એટલે તેમાથી એક ધર્મવીરનુ નામ નીકળશે

**ગણિતગમ્મતઃ** અ એ બ ને પુછ્યુ કે, 'આપણી ભાઇબંધી કેટલા વર્ષની જુની હશે?' ત્યારે બ એ જવાબ આપ્યો કે, 'મારી જીંદગીના ૨/૩ વર્ષ થવા આપણી ભાઈબધી ચાલુ છે પણ હુ મારા કરતા બાર વરસ મોટો છે એટલે તેં તારી જીંદગીના ૬/૧૧ વર્ષ મારી ભાઇબધીમા ગાળ્યા છે ' તમે એ બંને ભાઈબંધોની ઉમર શોધી શકશો?

**ઓળખી કાઢોઃ** એક નાન્યેતર જાતિના પ્રત્યયીને નારીજાતિનો પ્રત્યય લગાડતાં વનસ્પતિ બની જાય છે; અને તેજ રીતે એક નારીજાતિની વનસ્પતિને નરજાતિનો પ્રત્યય લગાડતા એક ફુલ બની જાય છે તો એ બંને શું હશે?

(અનુસધાન આગળ પાન ૨૬૨મે)



# માધુકરી

શું ભરું આભશું બાથ ?
શું કરું વજ્રસપાત ?
કે ઉદધિ ઉંડા ડોળું ?
કે ગગનતારલા તોડું ?
કે કરી ચરણ આઘાત પૃથ્વીના પર્વત સઘળા ફોડું,
જો થવા દેશો—મુજ દેશો તાણી દૃઢ દાસ્યશૃંખલા તોડું —**નર્મદાશંકર બાલાશંકર**

## સ્ત્રી સન્માનનો રક્ષણહાર ખડગબહાદુરસિંહ

હાથમાં હાથકડી, પગમાં બેડીઓ અને કેડે દોરડાના બંધનથી બંધાએલો, ચમકતી આંખોવાળો એક ગુરખા યુવાન, તેની નાની પથારી, થોડી ચોપડીઓ ને પાણીનો કુંજો સાથે રાખીને ચાર બંગાળી સીપાઇઓના ખડા પહેરા નીચે કલકત્તાના સીઆલ્ડા સ્ટેશન પર ઉભો હતો તેને જોવા, અને બની શકે તો તેની સાથે બેચાર વાતો કરવા તેની આસપાસ થોડા અંતરે માણસોનું મોટું ટોળું જમા થએલું હતું. એ ટોળામાંથી એક બંગાળીએ આગળ આવી પોલિસની પરવાનગી લઈ એ ગુરખા જુવાન સાથે તેના સુખદુ:ખની વાતો કરવા માંડી એટલા બનાવો છતાં ગમગીન, સખ્ત જેલની સજા છતાં અડગ અને જુવાનીનો કાળ આમ કારાવાસની દીવાલો પાછળ બરબાદ થઈ જવાનું વિધિ નિર્માણ છતાં અત્યંત આશાવાદી, એવા એ જુવાને અતિશય પ્રફુલ્લતાપૂર્વક પેલા બંગાળી સાથે વાતો કરવા માંડી કલકત્તાની અદાલતમાં જે ગાજતા અવાજે તેણે પોતાની કેફિયત લલકારી ફાંસીના માંચડા ઉપર લટકવાની તૈયારી બતાવી હતી તે જ અવાજે તે બોલ્યો, 'મને ખુનના બીજા ગુનેહગારની જેમ જ જેલમાં રાખવામાં આવે છે, પણ મને તેનું લગીરે દુઃખ નથી હું તો મૃત્યુને માટે પણ તૈયાર છું મને માત્ર એટલો સંતોષ છે કે મારો ધર્મ બજાવતાં મને આ જેલની અંધારી કોટડી સાંપડી છે મને તત્કાળ મુક્ત કરવા દેશભરની જાહેર સંસ્થાઓ અને સમાજો બંગાળ સરકારને નિવેદનો ઉપર નિવેદનો મોકલી રહી છે એ મમતા બદલ હું મારા દેશબાંધવોનો અહેસાન સ્વીકારું છું પણ હું જો નિખાલસપણે મારું દિલ વ્યક્ત કરું તો મારે કહેવું જોઈએ કે મારા માટે એવી દયાની ભિક્ષા મંગાતી જોઈ મને શરમ આવે છે હું મારા અત્યારના ભાગ્યથી ખુશ છું'

એ ગુરખા જુવાન કોણ હતો? શા માટે તેની જેલ ચર્ચામાં કલકત્તા—રે, હિન્દુસ્તાનભરનો સુશિક્ષિત સમાજ આટલો બધો રસ લેતો હતો? શા માટે એક વેપારીને ઠંડે જખમ કરનારા એ ગુનેહગાર પર આટલી પ્રીતિ વરસતી હતી?

એ ગુરખા જુવાનનું નામ ખડગબહાદુરસિંહ બિષ્ટ કલકત્તા ગુરખા સમાજનો એ મંત્રી ખડગબહાદુરસિંહ કલકત્તા યૂનિવર્સિટીની બી એની પદવી ધરાવે છે અને જેલની સજા પામ્યા પહેલાં તે કાયદાનો અભ્યાસ કરતો તે જુવાનની નસોમાં ગુરખાઓનું પ્રતાપી લોહી વહેતું તેનું જ્વલંત સ્વદેશાભિમાન કેટકેટલા ગુરખા જુવાનોને દૃષ્ટાંતરૂપ બનતું તેનો જાતિપ્રેમ તેને પોતાના દેહની કે જીવનની પરવા કર્યા વિના, દિવસ અને રાત ગુરખાસમાજની ઉન્નતિની પ્રવૃત્તિમાં મશગુલ રાખ્યા કરતો નેપાળના આશાવંત યુવક તરીકે—ભાવિ નેતા તરીકે ખડગબહાદુરસિંહનું નામ ગુરખા કોમના ઘેરેઘેર જાણીતું બની ગયું હતું

ગયા જાન્યુઆરી માસમાં કલકત્તાના પોલિસ કમિશ્નર પાસે, રાજકુમારી નામે સોળ વર્ષની એક ગુરખા જાતિની યુવાન બાળાની અરજી આવી એ અરજીમાં કોઇ એક પદ્મપ્રસાદ અને હીરાલાલ સામે રાજકુમારીને પોતાને મળવા સતામણી કરવાના ને પોતાને ઉઠાવી લઈને ખાનગી રીતે કેદમાં રાખવાના આરોપ મુકેલા હતા કલકત્તા ગુરખા સમાજને એ અરજીની ખબર પડી ગુરખા સમાજના પ્રમુખ અને મંત્રીએ એ અરજી સંબંધમાં તપાસ ચલાવવાના કામમાં પોલિસને મદદ કરવાની પોતાની ઇચ્છા પોલિસ કમિશ્નરને જણાવી પોલિસ કમિશ્નરે તેનો હર્ષથી સ્વીકાર કર્યો ગુરખા સમાજના પ્રમુખે અને મંત્રી ખડગબહાદુરસિંહે રાજકુમારીની અરજી વાંચી એ પ્રકરણની તપાસ ચલાવવા માંડી.

રાજકુમારી, તેની કેફિયત મુજબ, નેપાળના મકવાનપુર

મહારાજા સર જંગ બહાદુરની પ્રપૌત્રી થાય તે પોતાના એક ગામમાં નેપાળમાં રહેતી ત્યાંથી એક દિવસ, તેની જુવાન વય અને તેનું રૂપ જોઇ, તેને એક હરામખોર કાશી ઉઠાવી ગયો. રાજકુમારીએ છુટવા અને બહારની મદદ મેળવવા ખુબ ફાંફા માર્યા પણ એ બદમાશનો ફાંસલો એવો સજ્જડ હતો કે ન તો રાજકુમારી તેમાંથી છુટી શકી કે ન તો બહારની દુનિયાને તેની અવદશાની ખબર પડી શકી એ બદમાશે રાજકુમારીને ખુબ હેરાન કરી તેના રૂપનો વેપાર કર્યો, તેના શરીરની દુકાન ચલાવી નેપાળની રાજકુમારી દૈવના યોગે, બજારી વેશ્યા બની રહી

આખરે, રૂપવતી સ્ત્રીઓનો વેપાર કરનારા એ હરામખોરોએ રાજકુમારીને કલકત્તા આણી ત્યાં હીરાલાલ અગ્રવાલ નામના એક લક્ષાધિપતિ મારવાડી વેપારીને તેનું વેચાણ થયું હીરાલાલે અને તેના દુરાચારી મિત્રમંડળે, તેમના હવસને તૃપ્ત કરવા રાજકુમારી ઉપર બની શકે તેટલો અત્યાચાર ગુજારવા માંડ્યો રાજકુમારીથી એ ન સહી શકાયું તેણે આ દોઝખમાંથી છુટવાને ખુબ વલખા માર્યા; પણ જ્યાં ગમે તે પ્રકારની શયતાનિયત આચરવા નાણાની છાકમછોળ ઉડતી હોય ત્યાં આ અનાથ, અસહાય બાળા કઇ રીતે છુટકારો સાધી શકે? આખરે બાળાના સુભાગ્યનો ઉદય થતા, તેની અરજી પોલિસ કમિશ્નર પાસે પહોંચી, અને ગુરખા સમાજને પોતાની રાજપુત્રીની—પોતાની બહેનની આવી અસહાય દશાના ખબર મળ્યા ખડગબહાદુર પોતાની એ બહેનની મદદે દોડ્યો

પોલિસની સહાયથી ખડગબહાદુરસિંહે રાજકુમારીની ખાનગી મુલાકાત લીધી. રાજકુમારીને પોતાની ધર્મની બહેન કહીને આશ્વાસન દીધું અને તેના વીતકની બધી કથા તેના મોઢેથી સાંભળી એ વીતકવાર્તા સાંભળીને ખડગબહાદુર કંપી ઉઠ્યો. કલકત્તાનો લક્ષ્મીવંત સમાજ—એ સમાજના અગ્રેસર સમો વેપારી વર્ગ, પોતાની વાસનાતૃપ્તિને અર્થે કુમારીઓને કઇ રીતે ફસાવે છે, તેમને કેવી રીતે વેચાણ લે છે અને પછી તેમના દેહ સાથે કેવા ક્રાનની દુરાચાર ખેલે છે એ બધું રાજકુમારીને મોઢેથી જાણી ખડગબહાદુરના લોહીના બિંદુએ બિંદુમાં આગ વ્યાપી રહી અને કલકત્તાના એ લક્ષ્મીવંત સમાજને તેમના દુરાચાર સેવનની સગવડ કરી આપનારા, રૂપવતી સ્ત્રીઓને ગામડાંમાંથી પકડી તેનો રીતસર વેપાર ચલાવનારા એક આખા વર્ગની વાત જ્યારે ખડગબહાદુરે સાંભળી, ત્યારે તો એના દેહના અણુએ અણુમાં આ આખા સમાજને સાફ કરી નાખવાનો રોષ વ્યાપી રહ્યો ત્યાં તો વળી ખડગબહાદુરે રાજકુમારીના મુખથી સાંભળ્યું કે હીરાલાલ અનેક નેપાળી બાળાઓને ફસાવે છે એટલે ખડગબહાદુરનો બધો રોષ હીરાલાલ ઉપર કેન્દ્રિત થયો ખડગબહાદુરે નિશ્ચય કર્યો કે ‘મારા દેશની પુત્રી ઉપર આવા અત્યાચાર ગુજારનાર શયતાનનો હું જાન લઇશ અને એ રીતે સારી દુનિયાને જાહેર કરીશ કે નેપાળી બાળા ઉપર હાથ નાખવો એ અગ્નિ સાથે રમત છે —એ મૃત્યુને નિમંત્રણ છે એ રીતે હું મારા દેશના નારીત્વના સ્વમાનની રક્ષા કરીશ ત્યારે જ હું જંપીશ ’

ખડગબહાદુર મરણિયો બન્યો

---

આજના હિન્દુ સમાજને જે જીવલેણ રોગ લાગુ પડ્યો છે અને તેના બાહ્ય ચિહ્ન તરીકે જે એક પછી એક ચોંકાવનારા પ્રસંગો પ્રકાશમાં આવતા જાય છે, એ ઉપરથી એમ જ લાગે છે કે હિન્દુ સમાજના વિનાશના બળો હિન્દુ સમાજની મધ્યમાં જ વસી રહ્યા છે આ પાનાંઓ પર પ્રગટ થતો નેપાળી બાળા રાજકુમારીનો કિસ્સો એ કોઈ અસામાન્ય બનાવ નથી, એ તો રોજની અતિ સામાન્ય ઘટના છે, માત્ર આ કિસ્સો ખડગબહાદુરની વીરતાને પરિણામે વર્તમાનપત્રોમાં ચર્ચાયો એટલી એની વિશેષતા

પણ આ દાવાનળ આપણે બસ ચુપચાપ, અગર બહુ તો, તિરસ્કારના બે પોલા શબ્દો બોલીને જ જોયા કરીશું ? ખડગબહાદુરને તેની જાતિભગિની રાજકુમારીની કથની સાંભળી જે દુઃખ થયું, જે રોમેરોમ કાળી બળતરા વ્યાપી રહી, તેવું દુઃખ કે તેવી બળતરા, જ્યાં સુધી આપણને ન થાય ત્યાં સુધી હિન્દુ સમાજની આજની અવદશા કાયમ રહેવા જ સરજાએલી છે

સ્ત્રીસન્માનના રક્ષણહાર બનવાની, સમાજદ્રોહીઓ સામે સ્હૂર બહારવટું માંડવાની, સમાજસુધારાની અડગ ઝુંબેશ આદરવાની એ લ્હાણ આજના જુવાનોએ જ લેવી જોઇએ આ કદરૂપા સંસારને સ્વર્ગ બનાવવાની ભાવના સેવવી, સ્વપ્નદ્રષ્ટા બનવું, આદર્શ ભક્તિ આચરવી, જીવનને ઉન્નત ઊર્મિઓની એક સળંગ કવિતા બનાવી દેવી, એ યુવાનીનો જ ભાગ્યાધિકાર છે એટલે, અનર્થ સામે યુદ્ધ માંડવું અને સમાજની ફુલવાડીની રક્ષા કરવી, સમાજમાં નવા આદર્શો અને નવી ભાવનાઓની ભરતી કરવી એ યુવકોનું કર્તવ્ય છે ખડગબહાદુરો યુવકસમાજમાંથી જ ઉદ્‌ભવી શકે નેપાળના એ યુવકની જેમ સમાજની અવદશા જોઈ ઉગ્રતમ રોષથી સળગી ઉઠે અને બીજા બધા હિસાબોને ઠોકરે મારી, સીધેસીધા કેસરિયા કરી નાખે એવા ગુજરાતી યુવકો આપણે જોઇએ છે અને જે દિવસે એવા ગુજરાતી યુવકો—ગુજરાતી ખડગબહાદુરો મેદાને પડશે, તે દિવસથી ગુજરાતમાં નૂતન સમાજરચનાનો પુનિત પ્રારંભ મંડાશે (સૌરાષ્ટ્ર)



ખડગબહાદુરસિંહ

હીરાલાલના લોહીથી પોતાનું ખંજર રંગવાના ઉત્તમ આવેગે તેનો કબજો લઇ લીધો અને આખરે ખડગબહાદુરે, હીરાલાલ અગ્રવાલને તેના દુરાચરણ માટે, કાયદો તેની જાતુની ગતિએ કંઇ સજા કરે તે પહેલાં પોતે જ તેનો જાન લીધો અને સંતોષ મેળવ્યો કે 'મારી દેશપુત્રીની ઇજ્જત ઉપર હાથ નાખનારને મેં બરાબર સજા કરી છે હવે કાયદો મને ફાવે તે શિક્ષા ફરમાવે; મને તેની જરા યે પરવા નથી '

બીજી પ્રભાતે હીરાલાલ અગ્રવાલના ખુનની ઘટના કલકત્તાને લત્તેલત્તે ફરી વળી અને હીરાલાલ જેવા કાળા કર્તુકોમા રાત્રિઓ પસાર કરનારાઓ થથરી ઉઠ્યા કલકત્તાએ, આ ખુનને અંગે અને તેના પરિણામે પ્રકાશમા આવેલી ચોંકાવનારી હકીકતો જાણીને આગળ ભાગ્યે જ અનુભવ્યો હોય એવો અસામાન્ય સંક્ષોભ અને ઉકળાટ અનુભવ્યા પોતાના એક કૃત્યનુ—જેને કાયદો ખૂન કહી ફાસીની સજા ફરમાવશે તે કૃત્યનુ—આવુ અજબ પરિણામ જોઈ, ખડગબહાદુરે ફરીવાર તૃપ્તિ અનુભવી કે 'ધારી અસર થઇ ચુકી છે હવે કાયદો મને જલ્લાદની છુરી નીચે રહેંસાઇ જવા ફરમાવે તોપણુ ચિંતા નથી '

ખડગબહાદુર ઉપર હીરાલાલના ખુનનો આરોપ મુકાયો મુકદ્દમો કલકત્તા હાઇકોર્ટ સેશન્સ સુધી પહોચ્યો એ લાબી ક્રિયા દરમ્યાન સમાજની હેવાનિયત ખુબ પ્રકાશમા આવી આરોપી તરીકે પોતાની કેફિયત રજુ કરતી વેળા ખડગબહાદુરસિંહે અદાલતને જણાવ્યુ કે 'એ ગરીબડી બાળા ઉપર ગુજારવામા આવેલા સીતમો અને અત્યાચારો ગમે તેવા નિષ્ઠુર માણસને પણ એવા ગાંડા બનાવી મુકે તેવા હતા, એ પ્રકારના દુરાચારથી અમારી આખી સ્ત્રીજાતિની એવી ઇરાદાપૂર્વક અને ગભીર બદનામી કરવામા આવી હતી, એ સમાજદ્રોહીઓએ અમારા દેશની આખી પ્રજાનુ એવુ ઘોર અપમાન કર્યું હતુ કે એ બધુ ચુપચાપ, નીચી મુંડીએ, નામર્દની કાયરતાપૂર્વક બરદાસ્ત કરી લેવાનુ હુ ન સ્વીકારી શકયો અમારી આખી જાતિના નફટાઇપૂર્વક કરવામા આવેલા એ અપમાનનો મેં મને આવડે તેવો બદલો લીધો છે અને હુ તે સ્વીકારૂ છુ મેં એ મારી ફરજ બરાબર અદા કરી છે કે નહિ એ ફેસલો હવે અદાલતે આપવાનો રહે છે હુ પોતે તો ખચીત માનું છુ કે મેં જે કર્યું છે, અને જેને નીતિ બ્યાજબી ઠરાવે છે તેને પ્રજ્ઞે, ગેરવ્યાજબી ઠરાવી શકે જ નહિ કારણકે જો હુ કાયદાનો અર્થ અને ઉદ્દેશ બરાબર સમજતો હોઉં તો, કાયદો અનર્થકારીઓને સજા પહોચાડવા માટે જ અસ્તિત્વ ધરાવે છે કાયદાનો અને કાયદાના મહત્વનો એ એક જ ઉદ્દેશ હોઇ શકે '

ખડગબહાદુરની આ કેફિયત સાભળી અદાલત વિચારમા પડી ગઇ અદાલતના કાજીઓ, પચો, વકીલો, ધારાશાસ્ત્રીઓ, બધુંયે હાથ સૌ ખડગબહાદુરને કાયદાને અપરાધી ઉચ્ચારતા પહેલા ઘડીભર થભી ગયા સૌએ જોયુ કે વીર ખડગબહાદુર પોતાની જાતિનુ અપમાન સાખી શકયો નહિ, એટલે તેણે એ અપમાનના આચરનાર સપ્રમાણ નસીહત કરી તેનો જીવ લીધો ને પોતાનુ કર્તવ્ય બજાવ્યુ પણ, એ બધુ છતા, કાયદો એ શુભ ઉદ્દેશની, એ ઉચ્ચ ભાવનાની, એ જ્વલત જાતિપ્રેમની નોંધ ન લઇ શકે. તેણે અંતે ખડગબહાદુરને હીરાલાલના ખુનના ગુનાહ માટે નહિ પણ તેને ગભીર ઇજા પહોચાડવાનો ગુનેગાર ગણીને આઠ વરસની સખત જેલની સજા ફરમાવી, અને એ વીરનરને પોતાના એ વીરત્વભર્યાં કૃત્ય બદલ આઠ લાબા વર્ષો સુધી જેલની ચક્કીમા પીસાવા છોડી દીધો

ખડગબહાદુરને કાયદે ગુનેગાર ઠરાવ્યો, પણ પ્રજાએ તો તેને સમાજની નીતિના અને સદાચારધર્મના વિરલ રક્ષણહાર તરીકે જ વધાવી લીધો ખડગબહાદુરની શબ્દે-શબ્દે વીરત્વથી છલકાતી એ કેફિયત હિંદુસ્તાનના ખુણેખુણામા ગાજી રહી હિંદુસ્તાનના એકેએક વર્તમાનપત્રે એ વીર ખડગબહાદુર ઉપર અભિનંદનના કુસુમોની વૃષ્ટિ કરી અને પ્રજામતના પ્રતિનિધિ તરીકે, એક અવાજે બંગાળ સરકાર પાસે પ્રજા માગણી રજુ કરી કે ખડગબહાદુરને જેલની સજા, એટલે નીતિ અને સદાચારધર્મને જેલની સજા માટે ખડગબહાદુરને તત્કાળ મુક્તિ મળવી જોઈએ દેશભરના ઠેર ઠેર જાહેરસભાઓ ભરાઇ એ દરેક જાહેર સભાએ બંગાળ સરકારને ખડગબહાદુરને છોડી મુકવા વિનતિ ગુજારી દેશભરની તમામ જાહેર સસ્થાઓએ, પોતાના રાજકારણી મતભેદો ભુલી, ખડગબહાદુરનો એકદમ છુટકારો કરવા બંગાળ સરકારને પ્રાર્થનાઓ મોકલી બંગાળની સ્ત્રીઓના પ્રતિનિધિમંડળે ખુદ બંગાળ સરકારના કારોબારી સભ્યની મુલાકાત લઇને, હિન્દના સ્ત્રીત્વના સન્માનની રક્ષા અર્થે કેસરિયા

કરનાર એ વીરને જેલવિમુક્ત કરવા તેને અનુરોધ કર્યો એપ્રિલ મહીનાના પહેલા સપ્તાહમા દેશમા તમામ સ્થળોએ એક જ સુર સભળાતો,--સૌકોઈ એક જ વાત વદતુ 'ગમે તેમ આપણે વીર ખડગબહાદુરને છુટો કરાવવો જ જોઈએ બગાળ સરકારે એ વીરની ઉચ્ચતમ ભાવનાને લક્ષમા લઈ તેને કારાગારમાથી તત્કાળ મુક્ત કરી તેનુ સન્માન કરવું જ જોઈએ ' અને પ્રચંડ પ્રજામત જોઈ, સૌ-કોઇને એમ જ દીસતુ કે ખડગબહાદુર હમણા જ છુટી જશે પણ એ વાતને ત્રણ મહીના વીતવા આવ્યા છતા યે બગાળ સરકારે તેને હજી મુક્તિ નથી આપી કે તેને મુક્તિ આપવાનું કઇ વલણ નથી બતાવ્યુ ઉલટુ, એ બહાદુર સમાજસેવકને બીજા સામાન્ય ખુનના કેદીઓના જેવો જ ગણીને, તેની સાથે પણ એવો જ ક્રૂરતાભર્યો વર્તાવ ચલાવી રહી છે

સરકાર ખડગબહાદુર સાથે ગમે તેવો વર્તાવ ચલાવે, તેને ભલે આઠ વર્ષો સુધી જેલમા સડવ્યા કરે, પણ હિંદનો સમાજ તો તેને શ્રીસન્માનના બહાદુર સત્ત્લક તરીકે જ સન્માનશે (સૌરાષ્ટ્ર)

સુભાષચદ્ર બોઝનો છુટકારો



મૃત્યુના ડચકા ભરતા સુભાષચદ્રને છુટા કરી તેના સ્વ-જનોના મો ઉપર ફેકવાની નામર્દાઇ આચરીને, સરકારે એ નાગાહિત નરવીરના મૃત્યુની જવાબદારીમાથી પોતાનો બચાવ કરી લીધાની આત્મછગાઈ ભેલી પણ એથી, બીજા સેંકડો બગાળી નવજુવાન નજરકેદીઓની, જેલની દીવાલો ભેદીને બહાર પસી આવતી એ કારમી ચીસો નથી શમતી એ ભુખમરાની કથનીઓ, એ આપઘાતની કહાણીઓ, એ રીબાઇ રીબાઇને જીવનદીપક ઠરી જવાની હૃદયભેદક કથાઓઃ એ ભગ્ન આશાઓ અને નિરાધાર કુટુબોની ચીકિયારીઓ હજી યે જેવી ને તેવી જ કાન ઉપર અથડાઈ રહી છે

ગાધીજી ભીતિ જાહેર કરે છે કે સરકારની ભ્રામક ચેષ્ટાઓથી અને દયાના ટુકડાઓ ફેકવાની કળાથી દેશ કદાચ ચુપ થઈ જશે એ વિચાર અસહ્ય છે, અવિચારણીય છે દેશને નામે જીવનની કુરબાની કરવા તલસી રહેલા, ભવ્ય સ્વપ્નો અને ભવ્ય મહેચ્છાઓ હૃદયમા રાચવતા, એ જુવાન દેશભક્તોને દેશ એમ ભુલી શક જ નહિ દેશના ભાવિના એ પ્રાણરૂપ છે દેશધર્મે બજાવતા આત્મબલિદાન ધરીને શહીદ બનવાનો જેમનેજેમને કિરતારે ભાગ્યાવકાર આપ્યો છે એવા ભારતના શહીદો માહેના એ શહીદો છે તેમની યાતનાઓમાથી જ નવી શક્તિ જન્મશે, અને એક દિવસ એવો આવશે જ્યારે તેમના હૃદયો સ્વાધીનતાના ગાનથી પ્રજ્વળી ઉઠશે ને જેલની એ અંધારકોટડીઓમાથી દેશભરમા નવો પ્રકાશ પથરાશે ત્યારે સિંહાસનો ધ્રુજી ઉઠશે, સામ્રાજ્યો ડગમગી રહેશે, અને કોઈ ભય-ર રાક્ષસી ચીસ પાડીને જેલના દરવાજાઓ ફટાક ઉઘડી જશે પૃથ્વી, આકાશ, વાયુ—પ્રભુના સરજેલા સૌ તત્ત્વો—સારો ભારતવર્ષ હર્ષનાદથી ગાજી ઉઠશે અને એ હર્ષના સૂરોની વચ્ચે ભારતના વિજયદુદુભિનો સૂર ઉઠશે! પ્રભુ, ભારતનિયતા, એ સુદિવસ વહેલો મોકલજે!

(સૌરાષ્ટ્ર)

**જ્ઞાનલીલા** (અનુસધાન પાન ૨૫૯થી ચાલુ)

**શબ્દગોઠવણઃ** નીચે બાજુએ ગોઠવેલા આકડાઓના આકાર અને નબર પ્રમાણે શબ્દો ગોઠવવાથી નીચે મુજબના અર્થો નીકળે છે એ શબ્દો શોધી કાઢીને ગોઠવી મોકલો.

ક્રમાંક-ગોઠવણ:

૧<br>
૨ ૩ ૪<br>
૫ ૬ ૭ ૮ ૯<br>
૧૦ ૧૧ ૧૨<br>
૧૩

૨,૩,૪,=સાથ; ૫,૬,૭,૮,૯,=ગુજરાતના એક રાજાનું નામ, ૧૦,૧૧,૧૨=ગમગીન; ૨=એક સંખ્યા, ૧,૩,૭,૧૧,૧૩=એક પ્રખ્યાત કવિ: ૪,૮,૧૨=શોધ

**શી સગાઇ?** ઉંટ ઉપર બેસીને એક જણ જતો હતો ને પાછળ એક બાઈ ચાલતી હતી કોઇએ બાઇને પુછ્યુ કે, 'ઉંટ ઉપર બેસનાર તારે શો સગો થાય?' ત્યારે બાઇએ જવાબ આપ્યો કે, 'એના બાપનો બનેવી તે મારે સગો નણદોઈ થાય ' તો એ બે વચ્ચે શી સગાઇ હશે?

**શબ્દસાંકળીઃ** અનુક્રમે ૭ શબ્દો એવા આપો કે જેના દરેકના છેલ્લા બે અક્ષરોથી શરૂ થઇને પછીનો શબ્દ બનતો જાય અને તે દરેકનો અર્થ અનુક્રમે નીચે પ્રમાણે પ્રમાણે થાય. (૧) મુસાફરી (૨) કર્તવ્ય (૩) એક વાનુ (૪) રક્ષણ (૫) પુત્ર (૬) શરીરનો એક ભાગ.

**ગોઠવી કાઢોઃ** 'ભાવનગર'—આ શહેરના પાચ અક્ષરમાથી જેટલા બને એટલા વધારેમા વધારે નવા શબ્દો ગોઠવી કાઢો. જેમકે ૧,૩=ભાન; ૩,૫=નર એ પ્રમાણે

મિ ઓડુબાનને પક્ષીઓ બહુ ગમતા એ જેટલાં પક્ષીઓ જોતો તેમના સુન્દર ચિત્રો દોરી લેતો. આ રીતે તેણે બસોએક ચિત્રો એકઠા કર્યા હતા. એક રાતે ઉંદરોએ એના કબાટમાં દાખલ થઇ બધા ચિત્રો કરડી ખાધા ઓડુબોન ખિન્ન થયો પણ નિરાશ ન થયો અત્યન્ત ધીરજ રાખી વર્ષો સુધી જંગલોમા ફરી એણે બધા ચિત્રો ફરી વાર દોરી કાઢયા

~

નેકબુની સામાન્ય ભુલો

| | | | |
|---|---|---|---|
| નિન્ત | નહિ | પણ | નીન્ત |
| શ્રાપ | નહિ | પણ | શાપ |
| જુદાજુદા | નહિ | પણ | જુદાજુદા |
| પત્નિ | નહિ | પણ | પત્ની |
| હોંશિયાર | નહિ | પણ | હોશિયાર |

~

મનુ—વિનુ, તને કઇ રીતે મરી જવાનુ સૌથી વધારે ગમે ?

વિનુ—ઉંઘમા મરી જાઉં ને સવાર જાગુ ત્યારે ખબર પડે કે હુ મરી ગયો છુ, એ રીતે મરવાનુ મને બહુ ગમે'

~

મચ્છરના ઝીણાઝીણા ચટકાથી બચવા માટે પીળા રગના કપડા પહેરવા મચ્છરને પીળો રગ બીલકુલ ગમતો નથી, એટલે તે એનાથી દૂર ને દૂર ભાગે છે રાતા રગ પર એને બહુ જ પ્રેમ છે મચ્છરની નજર એટલી બધી જોરાવર હોય છે કે ગમે એવા અંધારામા પણ તે રગ પારખી શકે છે એટલે તમારી તળાઇ, તેની ચાદર, બારીના પડદા, વગેરે હમેશા પીળા રગના જ રાખો તો તમને ભારે સુખ થઇ જાય

~

જીભ ઉપર એક ચપટી મીઠુ દસેક મિનિટ રાખી પછી ઠડા પાણી સાથે પેટમા ઉતારી જવાથી માથુ દુખતુ મટી જશે

~

તીતીઘોડાના કાન તેના આગલા પગ ઉપર હોય છે

## બાટલીનો બુચ કાઢવાનું




નહાવાની ટોલ વાપર્યા પછી હમેશા ઉંધી વાળી રાખવાથી તેનું આયુષ્ય બેવડું થાય છે ડોલમા રહેલ સહેજ પાણીથી થોડા વખતના તેમા બાકોરું પડી જાય છે



આ ચિત્રમા બતાવ્યા પ્રમાણે બે આગળીઓ ટેબલ પર ચટાવી તેની નીચે એક લખોટી આમતેમ ગબડાવો પછી લખોટીને ગબડતી જ રાખી આંખો બધ કરી દેશો એટલે એને બદલે બે લખોટી હોય એમ લાગશે

~

દહીં, શ્રીખડ, આમ કે કોઇનો રસ ખાટો હોય તો તેની અદર બેથી ત્રણ રતીભાર સોડાના ફુલ (સોડા બાઇકાર્બોનેટ) નાખજો થોડી જ વારમા ખટાશ ચાલી જશે

~

પેટન્ટ ચામડાના બુટ ઉપર ટરપેન્ટાઇન ચોપડીને લુગડા વતી સાફ કરવાથી તે એકદમ ચકચકિત બની જશે



અહિયા સહસ્રલિંગ તળાવ વિરાજતુ હતુ
અહિયા પાટણ જુનુ અહીં આ લાખુ સુતુ
હજાર હજાર શિવમંદિરોને પોતાના કાંઠા પર ધારીને વિરાજતુ સહસ્રલિંગ તળાવ પાટણકાંઠે જ્યા ગુજરાતના ગૌરવના મોજા ઉછાળતુ હતુ એ જગ્યાએ આજ, ઉપરનો ફોટોગ્રાફ બતાવે છે કે માત્ર સપાટ મેદાન જ રહ્યુ છે વચ્ચે ટેકરી જેવુ છે ને તેના પર એક ખડિયેર છે

ગુજરાતમાં સૌથી વધુ ગ્રાહકો ધરાવતી, માસિક

# શિક્ષણપત્રિકા

હજી દર મહીને એના ગ્રાહકો વધ્યે જ જાય છે. એની એ સફળતાની ચાવી શામા છે, જાણો છો ? થોડાંક કારણો.

ગિજુભાઈ અને તારાબેન જેવા અનુભવી શિક્ષણશાસ્ત્રીઓ એના તંત્રીઓ છે

દેશના બાળજીવનને દર મહીને એક ડગલુ આગળ મુકવાના માર્ગ એ બતાવે છે

સુકી ચર્ચાના નિબન્ધો નહિ, પણ રોજેરોજ ઘરઘરમા બનતા બાળકોના પ્રસંગો પર વાર્તા રૂપે બાલમાનસના ગૂઢ પ્રશ્નો સહેલામા સહેલી ભાષામા એ ચર્ચે છે

ઉંચામા ઉંચું ને ઉપયોગીમાં ઉપયોગી ૨૦૦ પાનાનુ વાચન એ સોંઘામા સોંઘુ આપે છે

વરસના માત્ર એક રૂપિયાના લવાજમમા

જ્યા જ્યા બાળકો, માબાપો અને શિક્ષકો છે, ત્યા ત્યા શિક્ષણપત્રિકા હમેશા ઘસારાબન્ધ દાખલ થતી જાય છે

**પ્રકાશક શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિર ભાવનગર**



# કુમાર જીવનની

**માનીતી હસ્તકળાઓ**

## ચિત્રકળા અને ફોટોગ્રાફી

એ બેમાંથી તમને શું પ્રિય છે ?

બંનેને લગતો તરેહતરેહનો અને ઉંચી ક્વૉલિટીનો સામાન

**કૉન્ટિનેન્ટલ, ઇહાજી, કોડાક** વગેરે કંપનીઓના કૅમેરા તથા દરેક જાતનો સામાન, **ઇલ્ફર્ડ, આગ્ફા, વેલિંગ્ટન** વગેરે કંપનીની બધી જાતની પ્લેટો, ફિલ્મો તથા બ્રોમાઇડ પેપરો, **હાર્ડિંગ મુચર** જેવી કંપનીઓના લેમ્પો ટ્રિપો વગેરે

**વિન્સર ન્યૂટન** તથા **રીવ્ઝ** કંપનીઓના દરેક જાતના ડ્રૉઇંગના સામાન રંગની ટ્યૂબો, પીંછીઓ, જુદાજુદા કાગળો, પેન્સિલો, કૅનવાસો વગેરે ઘણા જ કિફાયત ભાવે વેચનાર

**શીખાઉ ફોટોગ્રાફરોની ફિલ્મો ધોવાનું, તેના પ્રિન્ટ કાઢી આપવાનું અને ફોટો એનલાર્જિંગનું કામ**

**અપ ટુ ડેટ સાધનોથી કરી આપનાર**

**એસ. ડી. છત્રપતિની કં.: રીડરોડ : અમદાવાદ**

જાણે બસ, વાંચ્યા જ કરો, બસ વાંચ્યા જ કરો એવા કુમારજીવનને પ્રેરક ને અનુકૂળ પ્રો. ઠાકોરના બે પુસ્તકો

# ઉગતી જુવાની

મતિબિમ્બિત કરણ નાટક

# દર્શનિયું

ટુંકી વાર્તાઓનો સંગ્રહ

મૂલ્ય: ઉગતી જુવાનીના રૂ. ૧-૧૨-૦

દર્શનિયું (રવિશંકર રાવળના ચિત્રો સાથે) રૂ ૧ા

પ્રો. બ. ક. ઠાકોર નારાયણ પેઠ પૂનાસિટિ

# બાળકોની રમત

## દોઢ આનામાં ચોરાશી જ્ઞાન

બાળકોને ઘણી ગમ્મત સાથે જ્ઞાન આપે છે. નાનાં પાંચ વર્ષનાં છોકરાં પણ સમજી શકે તેવા સરલ મોટા શબ્દોમાં ચિત્ર સાથે.

ફક્ત દોઢ આનાની ટીકીટ બીડો

**ધી હોલ ઇન્ડિયા એડવર્ટાઇઝિંગ એજન્સી : અમદાવાદ**

**બાળકોને વહેંચવા માટે સામટી**

**૫૦નો ભાવ રૂ. ૨-૪-૦**

**તથા ૧૦૦ના રૂ. ૪-૪-૦**







આવતી કાલનાં નાગરિકો ઘડતું આજનાં ઘરોનું માનીતું માસિક

વર્ષ ૪ અંક ૭ :: આષાઢ ૧૯૮૩

# આષાઢ

આષાઢ! તપતી ગ્રીષ્મ પછીના પ્રિય આષાઢ! ઘેરગંભીર મેઘાડમ્બરના સખા! તું કેવો ભર્યોભર્યો ભવ્ય લાગે છે! માનવ જગતમાં યે તપ પછીનો આનંદ તારા જેવો જ અપૂર્વ છે.

વિરાટની આડ જેવી આષાઢી બીજ ઉગેલી જોઇને અમે એને પૃથ્વીવાસીઓના સૌભાગ્યનુ મંગળસૂત્ર માન્યુ હતું

ઘોમધખતા ગગનરણના વેરાન પટમાં, કલાધર કૃષ્ણની કાળી કીકીઓ જેવી પેલી વાદળીઓએ ઘુમવા માંડ્યું અને છાયાઓ કરીકરીને ધરિત્રીના હૈયાની વરાળ કાઢી અમારે અંતરે ય એમ ગૂઢગરવી ભારતીની દાઝ ભરી છે.

વ્યોમક્ષેત્રમાં કુદરતનો સંગ્રામ જામ્યો. માતંગદળ સમાં વાદળે ઘમસાણ માંડ્યું, સોસો હિમશૃંગો તુટી પડતાં હોય એવા કાટકાઓ થયા; પળેપળ અગ્યાસ્ત્રો શી વીજ ચમકી રહી;—અહો, ત્યારે .. ત્યારે અમારાં કુંવારાં હૃદયમાં પૃથ્વીના રાસ રમવાના કોડ જાગી ઉઠ્યા.

હવે તો ગન્ધવતીમાં મીઠી સોડમ ફોરી છે; ધરતીની કૂંપળો પાંગરી છે, ઠેરઠેર હરિયાળી ખીલી છે; લીલી નાઘેર ચુંદડીનાં લાલ છાંટણાં શા ઇન્દ્રગોપ અહીંતહીં ભમતાં ફરે છે. એ સૃષ્ટિસૌન્દર્યની માધુરી,—એવી ભારત-સ્વરાજ્યની ભવિતવ્યતા અમને અતિઘણી વ્હાલી છે. પણ . . .

તે સારૂ અડગ સાધના જોઇએ; કઠોર તપશ્ચર્યા જોઇએ. આષાઢથી શરૂ થતો ચાતુર્માસ એ ઉગ્ર ઉપાસનાને કાજે છે

એ કર્તવ્યપંથે, મિત્ર આષાઢ! તારી રમ્યગંભીર સ્મૃતિ અમને સદાસર્વદા કૃતનિશ્ચય અને બળવાન બનાવો.






આ લખુ છુ તે વખતે હુ ગુજરાતના એક શ્રીમત યુવાનના સાથમા દક્ષિણ હિંદુસ્તાનમા ફરી રહ્યો છુ એમના સૌજન્ય અને ઉદારતાથી મને કેટલુ જોવાજાણવાનુ મળી રહ્યુ છે તેની વાત તો બીજા કોઇ પ્રસંગે કહીશ ભારતમાતાનુ જે ખરુ સ્વરૂપ ધીરેધીરે આ પ્રવાસથી પ્રત્યક્ષ થતુ જાય છે તેનુ દર્શન ‘કુમાર’ના વાચકોને કરાવવાની જે તક મળશે તેટલા પુરતો ગુજરાત ઉપર તેમનો ઉપકાર ગણાશે

આપણે બધા માતૃભૂમિની સ્વતત્રતા અને ઉન્નતિ માટે ઇચ્છા રાખીએ છીએ, પણ આપણી આખે હાલની કેળવણીના એવા સજ્જડ પાટા છે કે આપણે તેનુ સૌદર્ય, વિવિધતા કે વિપુલતા જોવાનો સજોગ ભાગ્યે જ પામીએ છીએ. મધ્યકાળનો ભારતવાસી યાત્રાઓ અને વેપાર નિમિત્તે જેટલુ ભ્રમણ કરતો, તેનાથી પ્રાત પ્રાત વચ્ચે જે સબધ અને વ્યવહાર ચાલતા, તથા એકબીજાની સસ્કૃતિ, ધર્મ, સમાજ, રીતરિવાજ વિષે જે અનુભવ અને જ્ઞાનની આપલે ચાલુ રહેતી તે આ જમાનામા જણાતી નથી.

આ જમાનામા તો આપણો અવતાર સ્લેટપેનની દોસ્તીથી શરૂ થઇ, કૉલેજના પરદેશી અભ્યાસો અને પુસ્તકપચાતમા ગોળાઇને નોકરીમા નીતરી જાય છે આપણને ખબર નથી કે આપણા વતનમા શું પાકે છે, આપણે જાણતા નથી કે આપણા દેશમા કેટલી જાતિઓ વસે છે, તે મુળ ક્યાથી આવી અને કઈકઇ જાતિઓના મિશ્રણ થયા ઘણા થોડા માણસો પોતાના જ વશનો પુરો પાકો ઇતિહાસ જાણતા હશે. કેળવાએલા અને સમજુ ગણાતા ગૃહસ્થો પણ પોતાની સાત પેઢીની તવારીખ જાણવા કે તેનો સંગ્રહ કરવામા બેદરકાર હોય છે

પણ એના એ જ માણસો ગયા મહાયુદ્ધ વખતે યૂરોપનો નકશો જાણે ઘોળીને પી ગયા હોય એટલા એનાથી માહીતગાર હતા' તેઓ અમેરિકા કે ફ્રાન્સના ગામડાની વાતો જાણતા હોય છે, રોમ અને ગ્રીકના પથ્થરે પથ્થરની કવિતા તેમણે મોએ કરી હોય છે, ત્યાની નદીઓ, સાગર ને તળાવડા પર ત્યાના ભક્તો ને કવિઓએ કાઢેલા ઉદ્ગારો પર તેઓ આફરીન વરસાવતા હોય છે આપણા શ્રીમત કેળવાએલા યુવાનો પૈસા ખર્ચી યૂરોપ–અમેરિકાનો પ્રવાસ કરે ત્યારે શેક્સપીઅરનુ ગામડુ જરૂર જુએ, ડાન્ટે ફરતો હતો તે વાડી જુએ, નેપોલિયને અમુક ઠેકાણે ઉભા રહી હુકમો આપ્યા હતા તે જગ્યાની ધુળ ચુમે સીસેરોએ ભાષણો કર્યા હતા તે ખડિયેરમા રુદન કરે, પેસ્ટેલોજીની બેસણી તપાસે .

પણ શ્રીકૃષ્ણે કુરુક્ષેત્ર ઉપર જે સ્થળે જગતનુ અપ્રતિમ સાહિત્ય અર્જુનને સભળાવ્યુ તે જગ્યાની આજે એક વિદ્વાને અનેક પુરાવાઓ સહિત શોધ કરી છે એ વાત આપણા જગતમા કેટલા જાણે છે? તેત્રીસ ક્રોડ જીવોના આ ભારતમા, આગગાડી નહોતી તે વખતે બત્રીસ વર્ષના ટુકા આયુષ્યમા આર્યવેદાતનો દિગ્વિજય કરનાર શંકરની જન્મભૂમિ વિષે આપણે શું જાણીએ છીએ ? તમામ વૈષ્ણવધર્મના આદ્યપ્રચારક સમર્થ રામાનુજની જન્મભૂમિ વિષેની તથા તેમના જીવનની હકીકત આપણી કેળવણીમા કદિ અડફેટે ચડી હતી ખરી?

આપણા ધર્મો, સપ્રદાયો, જાતિઓ, કળા, પ્રાચીન ખડિયેરો, રીતરિવાજો, ઉત્સવો અને પૂર્વજોના સાહસિક કિસ્સાઓને આપણા માનસિક જગતમા કઈ સ્થાન મળ્યુ છે ખરૂ? આપણી અત્યારની દારિદ્રયભરી પરાધીન સ્થિતિમા યૂરોપના સસ્કારો અને સાહિત્ય આપણને આત્મવચના અને જીવનના હલકા અસતોષ સિવાય બીજુ શુ આપી શકે છે? તે પચાવીને તેનો પ્રકાશ વિસ્તારવાને આપણે કટકો યે બાજાર વરાવતા નથી ઘણુ અગ્રેજી ભણેલા અંગ્રેજી સાહિત્યનો જ વિસ્તાર કર્યા કરશે. આપણા સાયન્સના ગ્રૅજ્યુએટો સ્વાનુભવ કે સ્વપ્રયોગની વાત જ કરતા નથી, તેઓ પરદેશના પુસ્તકો વાચી સામાન્ય માણસો ન સમજે એવી ભાષામા ભાષણો કે લખાણો વર્ષાવશે, પણ દેશની પ્રગતિના કાર્ય ઉપર તેમનો ભાર શો?

યૂકેલિપ્ટસના ઝાડ ઑસ્ટ્રેલિયાથી લાવી નીલગિરિમા ઉછેરી તેના જગલોના જગલો કરેલા જુઓ ત્યારે તમને ખ્યાલ આવે કે આપણી ભૂમિમા કેટલી શક્યતાઓ ભરી છે પણ જે થાય તે હાથ જોડીને બેસી રહી જોયા કરનારને કે ભોગવ્યા કરનારને કશું ભળતુ નથી. ‘યૂથીમલ’ની દાતે ઘસવાની લાહી (ટૂથ પેસ્ટ) ભરેલી ટયૂબો પરદેશથી કેટલા મોઘા ભાવે આપણે બજારોમા ઉતારી છો! તે જ યૂથીમલના રોપા અને ઝાડ મે આડે વગડે ઉગતાં આહીં જોયા આપણા જુવાનો કઈક પણ બનાવવાની ક્રિયાઓ ક્યારે શીખશે?

રાજ્યદ્વારી લડતોમાં ઉતરેલા બહાદુરો કે યૂનિવર્સિટીમા કેળવણીના વાવટા નીચે જીવનજોસ કાઢતા આ પણા વિદ્વાનો દેશનુ સ્વરૂપ, હકીકત કે નાડી તપાસવાને કઇ રીતે માર્ગો

બતાવે છે અથવા સસ્થાઓ ઉત્પન્ન કરે છે તે જોઇએ છીએ ત્યારે નિરાશા દેખાય છે યૂરોપના જ પુસ્તકો પઠન તરીકે આગળપડતા મુકવામા આવે છે, જેમાંથી હિંદુસ્તાન વિષે કઇ જ જાણવાનુ મળતુ નથી. પણ એ જ યૂરોપીઅનો ભારતભૂમિ અને તેની શકયતાઓ વિષે જે ગ્રથના ગ્રથ એકઠા કરી રહ્યા છે તેનો લાભ લેવાને, તેમાંથી ઉપયોગી સાહિત્ય તારવી સામાન્ય જનસમુદાયને પહોચાડવાને કેટલા વીરલા મથે છે ?

ઇંગ્લંડનો એક સાહેબ અહીં નોકરી અર્થે આવે છે તે પોતાનુ કામ તો કડેકડે સાચવે છે, સાથે ફાર્બસ જેવો સાહેબ ગુજરાતને 'રાસમાળા' જેવો અમુલો ગ્રંથ કરી આપે છે, ટૉડ સાહેબ નોકરી કરતાકરતા—મુસફરી ગીરી કરતાંકરતાં 'રાજસ્થાન'નો મહાન ગ્રથ ઘડે છે, અને અત્યારે ઍાટો રૉથફીલ્ડ અને કિન્કેડ જેવા યે ઓછા ઉતરતા નથી. આપણા દેશના વહીવટદારો, દીવાનો ને ઑફિસરો-

> માણસ બીજાને જીતીને વિજયી બને છે, પોતાની જાતને જીતીને અજેય.
>
> (ધૂમકેતુ)

માથી કેટલાએ પોતાના જીવનના અનુભવોનો સાર આવતી પ્રજાને વાર સામાં આપ્યો છે ? અથવા પોતાના વૈતરા ઉપરાત હાથ નીચેની પ્રજા કે પ્રદેશની નોંધ કરી છે ?

હિંદુસ્તાનના દરેક પ્રાતમા નોકરી કરતા સાહેબોએ તેમની હકુમત નીચેની રિયાસતનું પદ્ધતિસર સ્વરૂપ પુસ્તકોમા ઉતાર્યું છે અને પોતાના રાજ્ય અને દેશને ઉપયોગી થાય એવી માહિતી ગુપ્રત કરી છે એના જ બળે પછીથી આવતા તેમના વારસદારોનો માર્ગ સરળ થાય છે અને તેમની સત્તા મજબુત થાય છે જ્ઞાન સર્વોત્તમ બળ છે એ વાત બરોબર સમજી ગયા હોય તો તેઓ જ

જ્ઞાનના ધમડમા પડી રહેલા આપણા વેદાન્તીઓ અને વિદ્વાનો એમના સૂત્રો અને મીમાસાઓ કઈ રીતે દેશની મુક્તિ અર્થે યોજી શકે છે તે જોવાને યુવાન હૃદય તલસે છે, પણ તેમની તરફથી એક પણ સાધન અત્યારે રજુ થતુ નથી કે જેની મદદથી દેશ તરત શક્તિમાન થાય

યુવાનોએ જાતે જ પોતાને ઉપયોગી જ્ઞાન મેળવી લેવું પડશે અથવા ગ્રથો સરજવા પડશે. જે દેશને પૂજો છો, જેને માટે જીવન સમર્પવા ઇચ્છા રાખો છો તેની નાડેનાડ જોવા ચારેકોર ઘુમવાની જરૂર છે ભારતના પ્રાતેપ્રાતમા ભાષાની ભિન્નતા હોવા છતા જ્યા જશો ત્યા સનાતન હિંદી એકતાવાળું હૃદય નજરે પડશે આચાર અને ભાષાના પડદાની પાછળ એકસરખો ભારતીય જીવ છે એની ખાતરી કરવા તેના આચાર અને ભાષાને ભેદીને જાણવુ જોઇએ.

અભ્યાસ, પ્રવાસ અને અનુભવ ત્રણે સાથે ન મળે ત્યા સુધી દરેકની કેળવણી અધુરી જ છે.

## વિદ્યાર્થીઓને

પશ્ચિમના બેહુદા અનુકરણથી કે શુદ્ધ અને છટાદાર અંગ્રેજી બોલવા—લખવાની -આવડતથી- સ્વાતંત્ર્યમંદિરની ઇમારતમા એક પણ ઇંટ ઉમેરાવાની નથી. આજે વિદ્યાર્થીવર્ગ જે કેળવણી મેળવે છે તે ભુખે પીડાતા હિંદુસ્તાનને ઘણી મોંઘી ખર્ચાળ છે એ કેળવણી કદિ પણ મેળવવાની આશા રાખનાર વર્ગની સખ્યા 'દરિયેમે ખસખસ' જેટલી છે એવી કેળવણી લેનાર વિદ્યાર્થીઓએ લાયક સિદ્ધ થવુ હોય તો તેમણે રાષ્ટ્રને ચરણે પોતાના લોહી અને પરસેવો—પોતાનો જીવનરસ અર્પણ કરવો જોઇએ. વિદ્યાર્થીઓએ સરલક સુધારાના આગેવાન થવું જોઇએ. રાષ્ટ્રમા જેટલુ સારુ છે તેનુ સરક્ષણ કરી સમાજમાં જે અસંખ્ય અનિષ્ટો પેસી ગયા છે તેને નાબુદ કરવા જોઇએ

વિદ્યાર્થી પરિષદોનુ કર્તવ્ય એ છે કે તેઓ વિદ્યાર્થીઓ સામેની ખરી દશા વિષે એમની આંખો ઉઘાડે નિશાળના વર્ગોમા પરદેશી વાતાવરણ હોવાને લીધે વિદ્યાર્થીઓને જે વસ્તુ શીખવાની તક ન મળતી હોય તે વસ્તુઓ વિષે આ પરિષદોએ તેમને વિચાર કરતા કરવા જોઇએ. રાષ્ટ્રઘડતરના કાર્યક્રમમા રાષ્ટ્રના એક અંગને અસ્પૃષ્ટ રાખે નહિ ચાલે વિદ્યાર્થીઓએ પોતાની છાપ મુગા કરોડો પર પાડવી રહી છે તેમને માતની, ગામની, વર્ગની કે ન્યાતની દૃષ્ટિએ નહિ, પણ કરોડોની દૃષ્ટિએ વિચાર કરતા શીખવું રહ્યુ છે. એ કરોડોમા અસ્પૃશ્યો, દારૂબાજો, ગુંડાઓ અને વેશ્યાઓ સુદ્ધાંનો સમાવેશ થાય છે સમાજનાં એ વર્ગોની હસ્તી માટે આપણામાનો એકએક જણ જવાબદાર છે

પ્રાચીન કાળમા વિદ્યાર્થીઓ 'બ્રહ્મચારી' કહેવાતા બ્રહ્મચારી એટલે ઇશ્વરને માર્ગે અને ઇશ્વરથી ડરીને ચાલનાર. એ બ્રહ્મચારીઓને રાજાઓ અને મુરબ્બીઓ માન આપતા સમાજ સ્વેચ્છાએ એમનુ પોષણ કરતો, અને બદલામા તેઓ સમાજને સોગણા બળવાન આત્મા, બળવાન માનસ અને બળવાન બાહુ અર્પણ કરતા આજની દુનિયામાં પતિત પ્રજાના વિદ્યાર્થીઓ પર તે તે પ્રજાની શુભ આશા રહેલી છે વિદ્યાર્થીઓ જ દરેક વિષયમાં આપભોગ દાખવનારા આગેવાન સુધારકો બન્યા છે. આપણે ત્યા હિંદુસ્તાનમા એવાં દ્રષ્ટાંતો નથી એમ નહિ; પણ એ તદ્દન અપવાદરૂપ છે મારૂ કહેવુ તો એ છે કે વિદ્યાર્થી પરિષદોએ બ્રહ્મચારીની સ્થિતિને છાજે એવું આ પ્રકારનું વ્યવસ્થિત કામ ઉપાડી લેવું જોઇએ.

મોહનદાસ કરમચંદ ગાંધી

# ચી ત ર વા નું  સ હે લ  છે

[ જો આગલા પાઠ પાકા કર્યા હોય તો ]




જેનેજેને ચીતરવાનો શોખ લાગે છે તે શરૂઆતથી જ માણસોના ચહેરા કાઢવાને આતુર હોય છે, પરતુ કંઈ પણ ધોરણ સમજ્યા વિના ચીતરવા જાય છે એટલે નિષ્ફળ થતા હતાશીને એ શોખ પડતો મુકે છે પણ ઉપર બતાવેલી રીત ધ્યાનમા લઇ ને કામ કરવામા આવે તો ઘણુ સરસ પરિણામ આવશે

રૂપીઆ, બેઆનીઓ પૈસો કે ડાબલીનુ ઢાકણુ—જે કંઈ મળે તે વડે પહેલા એક ગોળ બનાવો અને ઉપર બતાવ્યા પ્રમાણે તેની વચ્ચેથી ચાર લીટી દોરો પછી એ ગોળ લીટીઓ સાથે માણસનો ચહેરો ક્યાકયા મળતો થાય છે અને ક્યાકયા કેટલે અતરે છુટો પડે છે તે ઉપલી આકૃતિમાં બતાવ્યા મુજબ બારીકીથી જુઓ અને બરોબર સમજીને તમારા ગોળ પર લીટીઓ ગોઠવો

આખની જગ્યા વચલી લીટીની નીચે કપાળથી કેટલી છેટી છે? નાક ગોળમાથી કેટલુ બહાર પડતુ આવે છે? હોઠનો ખુણો ગોળ ઉપર જ કેવી રીતે પડે છે? દાઢી કેટલી બહાર પડી ગોળની બહાર ગરદનને મળે છે?

કાન અને નાકની ઉચાઇ સરખી જ લાગે છે કાનની જગ્યા તથા આકાર કાળજીથી બરોબર ગોઠવજો

કપાળ અને વાળનો સબંધ જુઓ માથાનો પાછલો ભાગ ગોળની અંદર ક્યાંક્યાં કેટલો વળે છે અને ડોકને કેવી રીતે જોડાય છે તે પર ધ્યાન આપો

આ રીતે આ પ્લેટના નમુના તમારા હાથમા પાકા કરો

છોકરા અને છોકરીના ચહેરામા ક્યાક્યા ફરક પડે છે તે જુઓ વૃદ્ધના ચહેરામા હાડકા અને માસની રેખાઓ કેવી બહાર પડતી છે તે જુઓ

પાકી સમજણ પડી જાય એટલે ડાબી અને જમણી બંને બાજુ જોતા મોઢા ચીતરજો સાવ મળતા ન આવે તો કંઈ નહિ, પણ માણસના સાધારણ ઘાટ સારા થાય એટલું જ સંભાળજો તમને લાગે કે તમે બીજા નવા ચહેરા પણ કરી શકશો, તો કરવા ચુકશો નહિ પછીથી નમુના જોયા વગર ગમે ત્યારે ગમે ત્યા બેઠાબેઠા આ મહાવરો કરશો તો થોડા વખતમા તમારા હાથમા ચહેરા બેસી જશે

સામે જોતા મોઢાનો પાઠ હવે પછી



# સંગીતસમ્રાટ તાનસેન



સંગીતને પ્રાચીન મુનિઓએ પાંચમો વેદ કહ્યો છે. એ વેદના જ્ઞાતા ઋષિઓએ તે વિદ્યાની ખુબ જ પ્રશંસા કરી છે. એ વિદ્વાનોએ એનું શાસ્ત્ર પણ બનાવ્યું. પ્રાચીન કાળમાં એ વિદ્યા કેટલે ઉચ્ચ દરજ્જે હતી તેની ઇતિહાસ સાક્ષી પુરે છે મહારાજ વિક્રમાદિત્ય જેવા દીપકઆલાપી સમ્રાટ આ જ ભારતવર્ષમાં થઇ ગયા.

આપણે ત્યાં સંગીતના ઉસ્તાદો તો આજ સુધીમાં ઘણા થઈ ગયા છે, પરંતુ એ સૌમાં જે બીનહરીફ ગણાઈ ગયો અને જેનું નામ સૌની જીભને ટેરવે હજી પણ હમેશ રમે છે એવો તો એક જ તે તાનસેન.

તાનસેનનો જન્મ ક્યારે અને ક્યાં થયો એની કોઈ ચોક્કસ માહીતી મળતી નથી, પરંતુ એમ મનાય છે કે તે ઇ. સ. ૧૫૨૦માં ગ્વાલિયરની નજીક બેહટ નામના નાના ગામડામાં જન્મ્યો હતો. એના પિતા મકરંદ પાંડે કાશીના ગૌડ બ્રાહ્મણ હતા કેટલાક કહે છે કે એ કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા મકરંદ પાંડેનો અવાજ બહુ જ ઊંચો અને સુરેલ હતો. શીઘ્ર કવિતા કરવાની શક્તિ પણ એમનામાં હતી એમ કહેવાય છે. એ સંગીતમાં બહુ જ રસ લેતા અને હરિકીર્તન પણ કરતા

પિતાનો વારસો પુત્રને મળવાનો જ. તાનસેનનો અવાજ પણ મધુર, તીક્ષ્ણ અને ગમે તે સ્વર ઉપર તુરત ભેંટ લઇ શકે એવો નીવડ્યો વીણાના અવાજમાં જેમ કુદરતી મીઠાશ હોય છે તેમ તાનસેનના અવાજમાં પણ હતી. એનો અવાજ સંભળાય ત્યારે વીણા ઝણઝણી ઉઠ્યાનો ભાસ થતો

તાનસેનના બાળપણનો એક કિસ્સો એવો કહેવાય છે કે તાનસેનના પિતા ફુલવાડીમાં રહેતા, તે બાગની તાનસેન રક્ષા કરતો ત્યારે સતાઇ જઇને ફળફુલ ચોરવા આવનારને સિંહની ગર્જના જેવો શબ્દ કાઢી ડરાવતો. એક દિવસ એક મહાત્માએ બાગમાં આવી સિંહનો શબ્દ સાંભળ્યો, અને જુએ છે તો એક બાળક તે અવાજ કાઢી રહ્યો છે ' બાળકને જોતાવેંત જ તેમણે કહ્યું કે આ બાળક સંગીતમાં અત્યંત પ્રવીણ થશે.

તાનસેનનું મુળ નામ ત્રિલોચન મિશ્ર હતું એમ જણાવેલુ છે. એના પિતા મકરંદ પાંડે ગ્વાલિયરના મહારાજ રામનિરંજનના દરબારમાં હતા. એ મહારાજે ત્રિલોચનને ' તાનસેન 'ની પદવી આપી અને તે દિવસથી તે ત્રિલોચન મિશ્રનો તાનસેન થઈ ગયો

તાનસેનનું બાળપણ કેમ વીત્યું તે વિષે એવી દંતકથા છે કે એના પિતા મકરંદ પાંડેને સંતાન થતા તે જીવતા નહિ તાનસેન પહેલાંના તેનાં બધા સંતાનો મરણ પામ્યા હતા. આથી તે તાનસેનને ગ્વાલિયરની પાસે રહેતા એક મુસલમાન ફકીર મહમ્મદ ઘૌષની ગોદમાં અર્પણ કરી તીર્થયાત્રાએ ચાલ્યા ગયા. મહમ્મદ ઘૌષે જ આ બાળકની સારવાર કરી ઉછેર્યો તથા તેનું ભરણપોષણ કર્યું

એને વિષે એક બીજી દંતકથા એવી ચાલે છે કે તાનસેન દેવીનો મોટો ભક્ત અને ઉપાસક હતો, અને દેવીની પૂજાઅર્ચા કર્યા વિના બીજું કાઇ કરવું તેને ગમતુ નહિ. એક વખત એટલા જોરથી વરસાદ પડ્યો કે લગભગ આખું શહેર જળબંબાકાર થઈ રહ્યું અને નદીમાં ભારે પુર આવવાથી શહેર તણાવા લાગ્યું. તથાપિ તાનસેન પોતાના નિશ્ચયથી ન ડગતા એવા કઠણ સંજોગોમાં પણ નદી પાર કરી સામે તીરે દેવીના મંદિરે ગયો. એની આ ભક્તિનું ફળ તરત જ મળ્યુ. દેવીએ પ્રસન્ન થઈ તેને સંગીતવિદ્યાનુ વરદાન આપી આદેશ દીધો કે ' પહેલા તુ મથુરા પાસે આવેલા વૃન્દાવનના શ્રી હરિદાસ સ્વામીનો શિષ્ય થા; એમની પાસે સંગીતવિદ્યાનો અભ્યાસ કરી પછી મહમ્મદ ઘૌષ સાહેબ પાસે આવજે.' તાનસેન દેવીના આદેશ મુજબ મથુરા વૃન્દાવન ચાલ્યો ગયો અને ત્યાં થોડાં વર્ષ શ્રી હરિદાસ સ્વામી પાસે રહી સંગીતવિદ્યાનું ઠીકઠીક અધ્યયન કર્યું.

એ હરિદાસ સ્વામી પાસે ઘણા ગવૈયાઓ શીખવા આવતા. તેમાંના તેમના આઠ પ્રસિદ્ધ શિષ્યો-ના નામ તો હજુ જુના ગ્રંથોમાં મળી આવે છે. બૈજુ, ગોપાળલાલ, મદનરાય, રામદાસ, દિવાકર પંડિત, સોમ પંડિત, તન્નામિશ્ર (તાનસેન) અને રાજા સૌકામિન. આ બધા શિષ્યો વિદ્યા મેળવી લીધા પછી સંગીતના પ્રચારાર્થે જુદાજુદા પ્રાંતોમાં ચાલ્યા ગયા, અને દરેકે, જ્યાં ગયા ત્યાં સારું નામ કાઢ્યું. બૈજુ, ગોપાળલાલ અને મદનરાય દિલ્હી ગયા, દિવાકર પંડિત અને સોમનાથ પંડિત પંજાબ ગયા અને તાનસેન સુપ્રસિદ્ધ શેરખાનના પુત્ર દૌલતખાન પાસે ગયો. ત્યાં એના સત્કારાર્થે તાનસેને ઘણી કવિતાઓ પણ લખી. દૌલતખાનના અવસાન પછી તાનસેન રીવા સંસ્થાનમાં ગયો ત્યાંના રાજા રામચંદ્ર તાનસેનનું સંગીત સાંભળી એટલા પ્રસન્ન થયા કે તેને ઉસ્તાદ બનાવી પુષ્કળ માન આપ્યું

થોડા જ દિવસમાં તાનસેનના સંગીતનો પ્રભાવ દેશદેશાંતરમાં પ્રસરી ગયો અને મોગલ સમ્રાટ અકબરને કાને તેની કીર્તિ જતાં તેણે તાનસેનને પોતાના દરબારમાં આમંત્ર્યો. આ બાદશાહી નિમંત્રણથી રીવા મહારાજાને પણ આનંદ થયો એમ કહેવાય છે કે તાનસેનને વિદાય આપતી વેળા રીવા મહારાજે તાનસેનને બે બહુમૂલ્ય સુવર્ણકંકણ ભેટ આપ્યા મહારાજના પ્રેમથી તાનસેન એટલો મુગ્ધ થઇ ગયો હતો કે તેણે છુટા પડતી વખતે પ્રતિજ્ઞા કરી કે હવે પછી તમારા સિવાય કોઇ પણ માણસને જમણા હાથથી સલામ નહિ કરૂં. અને આજ પણ તાનસેનના ગાયક વંશજો આ પ્રતિજ્ઞાનું બરોબર પાલન કરે છે અને ડાબે હાથે જ સલામ કરે છે।

રીવાથી નીકળી તાનસેન ઈ. સ. ૧૫૬૨માં અકબરના દરબારમાં ગયો. અકબરના દરબારમાં તો દેશવિદેશના ગાયકવાદકોનો મોટો સંઘ હતો.

અકબરે તાનસેનનું ભારે સન્માન કર્યું અને પોતાનો ઉસ્તાદ બનાવ્યો કહેવાય છે કે પહેલવહેલું તાનસેનનું ગાયન સાંભળીને બાદશાહ એટલો ખુશ થયો કે તેને બે લાખ રૂપિયાનું ઇનામ આપ્યું

અબુલફઝલ આઇને અકબરીમાં લખે છે કે બાદશાહના દરબારમાં બધા મળીને ૩૬ ગાયકવાદકો હતા એ બધાનાં નામ પણ એણે આપ્યા છે એમાં મુખ્ય તાનસેનનો પુત્ર તાનતરંગ, સુરજખાન, મીર મંડલખાન, બાજબહાદુર, સુરદાસ વગેરેને ગણાવ્યા છે બાજબહાદુર તો માળવાના અધિપતિ હતા. અબુલફઝલ કહે છે કે સંગીતમાં એનો કોઇ બરાબર એમ ન હતું, પણ તાનસેન વિષે તો એ લખે છે કે 'એના જેવો ગવૈયો તો હિંદુસ્તાનમાં છેલ્લાં હજાર વર્ષમાં પાક્યો નથી.'

અકબરના દરબારના બીજા પ્રખ્યાત સંગીતશાસ્ત્રી તથા એ સમયના મહાકવિ અને ભક્ત સુરદાસ સાથે તો તાનસેનને ગાઢ પરિચય હતો. હરિદાસ સ્વામીના આઠ શિષ્યોમાં જે રામદાસનું નામ છે તે આ સુરદાસના જ પિતા તાનસેનના ગુરૂબંધુ

એક વખત તાનસેનનું ગાયન સાંભળી અકબરે અત્યંત પ્રસન્ન થઇ કહ્યું તમે આટલું બધું શાસ્ત્રોક્ત તથા મધુર સંગીત કરો છો તો તમારા ગુરુ કોણ? તાનસેને કહ્યું વૃન્દાવનવાસી શ્રી હરિદાસ સ્વામી એ સાંભળી બાદશાહે સ્વામીજીના દર્શન કરવાની ઇચ્છા કરી. પરંતુ સ્વામી તો દુન્યવી વ્યવહારથી અલિપ્ત રહી પોતાના ભજનની જ ધૂનમાં મસ્ત રહેતા અને કોઇને મળતા નહિ. આથી કશો પરિવાર સાથે લીધા વિના બાદશાહ તાનસેનની સાથે નોકરના વેશમાં ત્યાં ગયા સ્વામીજીને આ વાતની જાણ થતાં તેમણે તાનસેનને બહુ ઠપકો આપ્યો પછી ભજનનો સમય થયો ત્યારે બધા સાથે આવ્યા સ્વામીજીએ પોતાનું સંગીત સંભળાવ્યું બાદશાહ મુગ્ધ થઇ ગયો.

મથુરાથી પાછા આવી બાદશાહે તાનસેનને પુછ્યું, 'તમારા ગુરુના સંગીતથી મારા પર જે અદ્‌ભુત અસર થઈ તેવી તમારા સંગીતથી કેમ નથી થતી?' ઉત્તરમાં તાનસેને જણાવ્યું કે 'ગુરુજીના અવાજમાં આપને જે દૈવી ઝલક લાગે છે તેનું કારણ કે તે બાદશાહોના બાદશાહ સૃષ્ટિના કિરતારના જ ધ્યાનમાં મગ્ન રહે છે, જ્યારે હું તો આપ નામદારની જ સેવા કરૂં છું' ઉપરની દંતકથા સાચી હોય કે ન હોય, પણ એટલું તો સ્પષ્ટ છે કે બાદશાહ તાનસેન ઉપર બહુ જ પ્રસન્ન હતો

એક દિવસ તાનસેને દરબારમાં કલ્યાણ રાગ સવારના સમયે ગાઇ સંભળાવ્યો બાદશાહે તાનસેનને

મેળું મારી કહ્યું 'કલ્યાણ રાગ તો સાંજે ગવાય છે' તાનસેન હસીને બોલ્યો, 'હું જાતે બ્રાહ્મણ છું, અને સવારના પહોરમાં બ્રાહ્મણ કલ્યાણ રાગમાં જ આશીર્વાદ આપે, જેથી આપનું કલ્યાણ થાય.'

અકબર પોતે કવિ હતો, રસિક હતો અને સંગીતનું સંપૂર્ણ શાસ્ત્રીય જ્ઞાન ધરાવતો. અબુલફઝલ કહે છે કે 'ભલભલા સંગીતવિશારદ ઉસ્તાદોને પણ ટપી જાય એવું અકબરનું સંગીતશાસ્ત્રનું જ્ઞાન હતું, તેમાયે ખાસ કરીને તબલા બજાવવાની તેની શક્તિ અદ્‌ભુત હતી' તાનસેન તથા તેના સમકાલિન બીજા ગાયકવાદકોની આટલી કદર અકબરે કરેલી તેનું એક કારણ આ પણ હતું

અકબરના દરબારમાં દેશદેશના ઉસ્તાદો હતા એ આપણે ઉપર જાણ્યું એ બધાના પરસ્પર મેળાપથી, વિચારવિનિમયથી અને સહકારથી તાનસેને એ વખતના સંગીતને લોકરુચિને અનુકૂળ નવું રૂપ આપ્યું. કહેવાય છે કે મુખ્ય છ રાગમાંના 'હિન્દોલ' અને 'મેઘ'—એ બંને રાગોનો તાનસેને નાશ કર્યો. એના જેવા નામાંકિત અને અપ્રતિમ સંગીતશાસ્ત્રીના નામ પર આ કલંક કેમ હોઈ શકે, એ વિચારતાં જણાય છે કે જુના નિયમબદ્ધ સંગીતથી મુસલમાન જનતા આકૃષ્ટ ન જ થઈ શકે એમ તેને લાગ્યુ હશે અને તેથી એણે જુના સંગીતશાસ્ત્રની વ્યવસ્થામાં ફેરફાર કરવો જરૂરનો ગણ્યો હશે

સમાજમાં જ્યારે કોઈ પુરુષ જુની પ્રણાલિકામાં સુધારો કરે છે ત્યારે પુરાણા વિચારના લોકો તેના ઉપર હુમલા તો કરે જ છે તાનસેનની બાબતમાં પણ એમ જ બન્યું. જુની પરંપરાના અભિમાની ગાયકો, પરંપરાથી ઉતરી આવેલા સંગીતમાં તાનસેને કરેલા સુધારા સાંખી ન શક્યા, અને તેથી 'તાનસેને બધું ભ્રષ્ટ કરી નાખ્યું અને મેઘ તથા હિન્દોલ રાગને બગાડી તેમનો નાશ કર્યો' એવો એમનો મત થઇ ગયો. એ મત હજી ચાલ્યો આવે છે.

તાનસેન જેટલો ગાયનકળામાં નિપુણ હતો તથા નવીનવી રાગરચના કરવાની તેનામાં જેટલી



## સોમનાથ

રોળા :

ભરતીજળમાં અમર કાળસંગીત સુણવતો,
ધસી ભેટતો, સોમ ! સમુદર ઘોર ઘુઘવતો,
તું તેને ઉપકંઠ યોગી સ્થિતપ્રજ્ઞ વિરાજે,
ને બેસું તુજ અંક બાળ શો હું યે આજે.

ક્યાં એ ઘુમ્મટ સોમ ! કહીં એ કલશ ધજા છે ?
આડેધડ આ પોઠ પડયો,—શિવલિંગન ક્યાં યે !
નથી શંખના નાદ, નથી ઝાલરના ડંકા,
ભાવિક દર્શનભીડ મહીં વગડે ના ઘંટા.

કોતરણી ભુંસાઈ, મનોહર ગઈ મૂર્તિઓ,
વર્ષો વીત્યે કોઇ થકી ના થઇ પૂર્તિઓ;
ગર્ભદ્વારની માંહ્ય સુગોળ રહેલો ખાડો,
દે છે દુઃખની યાદ ખોલી જડ પડદો આડો.

હિંદુ–યવનની ખટક વિષે આ ભાવવિષમતા,
રાષ્ટ્રોદ્ધારે, નાથ ! અમારી આ દુર્બલતા;
તુજ ખુલ્લે મંદિર આજ મિથ્યા સુખ વેરૂં,
આંસુ ગરતું એક મહા દુઃખ શોકે ઘેરૂં.

તારી ચુમું ધુળ ચુમીને શિર ચડાવું,
પરમ ભારતીમાત તણું કલ્યાણ ભણાવું;
પરથમ ભોળા ! કાઢ લોકનો આંતરવ્યાધિ,
પછી ઉદધિમાં સોમ ! ભલે લે યોગસમાધિ.

દેશળજી પરમાર



અદ્‌ભુત શક્તિ હતી તેટલો જ તે ઉત્તમ કવિ પણ હતો. એણે રચેલા ત્રણ ગ્રંથોનો ઉલ્લેખ મળી આવે છે સંગીતસાર, રાગમાલા અને શ્રીગણેશસ્તોત્ર આ ગ્રંથોનો રચનાકાળ ઇ. સ. ૧૫૬૧નો લેખાય છે, જે વખતે એ રીવા મહારાજના દરબારમાં હતો.

કહેવાય છે કે તાનસેને મુસલમાન ધર્મનો સ્વીકાર કર્યો હતો, કેમકે તે શાહી ઘરની કોઇ કન્યા પરણ્યો હતો, અને તે માટે એને મુસલમાન થવું પડ્યું હતું તેને 'મિરઝા'ની પદવી પણ મળી હતી. એક બીજી દંતકથા આ વિષે એવી ચાલે છે કે જ્યારે તે નાનપણમાં પોતાના મુસ્લીમ ગુરુ મહમ્મદ ઘૌસ પાસે ગ્વાલિયરમાં હતો તે વેળા મહમ્મદ ઘૌસ સાહેબે પોતાની જીભવી તેની જીભને સ્પર્શ કરેલો (કોઈ કહે છે એણે મહમ્મદ ઘૌસ સાહેબનું ખાતાં પડી ગએલું પાન ખાધેલું) તે દિવસથી તાનસેન સારો ગાયક થયો અને મુસલમાન પણ થયો, અને તે 'મિયાં તાનસેન' કહેવાવા લાગ્યો.

મહમ્મદ ઘૌસ સાહેબે જીભને જીભ અડાડ્યાની ઉપલી કથા વિશ્વાસપાત્ર નથી, પણ તેમાં એક મુસલમાની રિવાજનો ધ્વનિ જણાય છે પૂજ્ય અથવા આદર્શ વ્યક્તિને પ્રણામ કરી આશીર્વાદ લેતી વખતે તે વ્યક્તિનું હસ્તચુંબન કરી હાથ સુંઘવા, અને સામે પેલી પૂજ્ય વ્યક્તિ તે માણસનું મસ્તક સુંઘે એવો રિવાજ મુસલમાનોમાં છે, તે અનુસાર મહમ્મદ ઘૌસ અને તાનસેન વચ્ચે ઘટના બની હશે.

પણ તાનસેને મુસલમાન ધર્મ સ્વીકારેલો એ વાત તો સત્ય જ છે, પરંતુ તે અકબરના દરબારમાં ગયા પછી જ હશે, કેમકે એણે ૧૫૫૯માં શ્રીગણેશસ્તોત્ર નામનો ગ્રંથ રચ્યો છે તે જો તેણે મુસલમાન ધર્મ વહેલો સ્વીકાર્યો હોય તો લખાવો અશક્ય છે.

તાનસેનના સમય સુધી ધ્રુપદ રાગનું ગાન અત્યંત ઉચ્ચ ગણાતું ધ્રુપદ રાગમાં શાંત, ગંભીર, વીર અને

## ખાશો મા

થાકેલા હો ત્યારે ખાશો મા
ક્રોધમાં હો ત્યારે ખાશો મા
ખાધે પેટે તરત ખાશો મા
ખોટી ભુખ લાગ્યે ખાશો મા
કાંઈ દેખીને મન થાય તો ખાશો મા
ખાધે ૭ કલાક થયા વિના કાંઇ ખાશો મા
માત્ર કકડીને ભુખ લાગે ત્યારે જ ખાજો
અને તે પણ ખુબ ચાવીને ખાશો મા

અદ્‌ભુત એ ચારે રસની પરાકાષ્ઠા થાય છે એ રાગની પદ્ધતિ ગ્વાલિયરના મહારાજા માનસીંગ તોમારે નવી કાઢેલી અને પ્રાંતેપ્રાંતમાં તેનો પ્રચાર કરવાનો પ્રયત્ન કરેલો. એ માનસીંગ તોમારે ગ્વાલિયર પોતાના સમયમાં સંગીતની એક પાઠશાળા પણ કાઢેલી. કહેવાય છે કે તાનસેને એ પાઠશાળામાં થોડો વખત અભ્યાસ કરેલો. ધ્રુપદનું શિક્ષણ તેણે ત્યાંથી લીધું હશે અને પછી હરિદાસ સ્વામી પાસે ગયો હશે. તાનસેનની વિશેષતા એ ધ્રુપદના ગાયનમાં જ હતી. આજ પણ એના વંશજો ધ્રુપદના ખાનદાનના ગણાય છે.

કહેવાય છે કે બાદશાહે તાનસેનને એકવાર પોતાની કળાનું પુરેપુરૂં સ્વરૂપ બતાવવાનો ખુબ આગ્રહ કર્યો એટલે તાનસેને ગાવા માંડ્યું થોડી વારમાં આખા દરબારના દીવા હોલવાઇ ગયા અને બધે અંધારૂં થઇ ગયું, તાનસેને તરત દીપક રાગ ગાયો અને બધે ઝગારા મારતી વિજળી જેવું તેજ પ્રસરી રહ્યું'

આમાં કેટલું તથ્ય હશે એ સમજાતું નથી દીપક રાગથી દીવો પ્રગટે અને મલ્હાર રાગથી વરસાદ વરસે એવી શક્તિ સંગીતવિદ્યામાં છે કે નહિ એ વિષે મને શંકા છે, પણ એટલું તો લાગે છે કે સામા માણસો ઉપર સંગીત અજબ અસર પાડી શકે છે. ગ્રીષ્મ ઋતુમાં ખરે મધ્યાહ્નને ભારે ઉકળાટ થઇ ગયો હોય એ વખતે કોઇ સુંદર રીતે સારંગ રાગ ગાતું હોય તે આપણે કાને પડે કે આપણને એકદમ શાંતિ થઇ જાય છે,—જાણે કોઇ ઠંડા ઉદ્યાનમાં બેઠા હોઇએ એ જ પ્રમાણે જો કોઇ એવો સુંદર સ્વરમંડલે આલાપે તો આપણને ગર્જના સહિત ચોમેર વરસાદ પડી રહ્યો છે એમ લાગે. આપણે જાગતું સ્વપ્ન જોઇએ કે મોર નાચે છે, દેડકા બોલે છે, વિજળી ચમકે છે, ગર્જના અને ખુબ કડાકા થઈ રહ્યા છે, નદીઓ ઉભરાઇ ચાલી છે, ચોમેર લીલુંછમ

ઘાસ ઉગી નીકળ્યું છે વગેરે ગવૈઆઓમા એટલી શક્તિ તો સભવે છે કે તે શ્રોતાના કાનને એટલા બધા આકર્ષી લે કે જોવાનુ, સુંઘવાનુ, બોલવાનુ, કશું ભાન જ ન રહે મન અને બુદ્ધિ કાને સંભળાતી જ વસ્તુ જુએ. આમ, વરસાદનુ આબેહુબ ચિત્ર દર્શાવનાર રાગ મેઘમલ્હાર ન કહેવાય તો બીજો કયો કહેવાય ? પછી ભલેને તે ખેતર ન ભીંજવે ! એવુ જ દીપકનું.

તાનસેનમા એટલી બધી પ્રતિભા હતી કે તે પોતાના આલાપથી દુઃખીને આનદી તેમ જ આનંદીને દુઃખી બનાવી મુકે. અને એ જ પ્રતિભાને બળે એ સાભળનારની આખે અંધારુ પણ લાવી શકે અને ક્ષણભર અંદરની આત્મજ્યોત પણ પ્રગટાવી મુકે આત્મજ્યોત આગળ વિજળીનુ તેજ પણ ફીકકુ જ લાગવાનુ. અકબરના દરબારના દીવા બુઝાઇ પણ નહિ ગયા હોય, તેમ એની ઝાળ પણ વધી નહિ હોય; પરતુ એ ચમત્કાર તો દેખાયો જ હશે.

કહે છે કે તાનસેન જ્યારે ધ્રુપદ ગાતો ત્યારે જાણે મેઘ ન વરસતો હોય, એવો ભાસ થતો. અને કોઇક વખત એમ પણ લાગતુ કે ઘણા માણસો ભેગા થઇ ગાઇ રહ્યા છે તથા ભિન્નભિન્ન જાતના વાદ્યો વગાડી રહ્યા છે. આ વાત ન મનાય એવી છે; પરંતુ મારો પોતાનો પણ એવો જ અનુભવ છે. એક વેળા હુ કામનિમિત્ત દ્વારકા ગયો હતો ત્યારે ત્યાની વાઘેર બોર્ડિંગના એક બાળકનુ સુંદર ગાયન મેં સાભળેલુ મારી સાથે બીજા બીજા ગાયક મિત્રો પણ હતા. અમને સૌને એ બાળકના સગીતથી અત્યત આશ્ચર્ય થયું, કેમકે તે બાળક કોઇ પણ જાતના વાદ્ય વિના ગાતો હતો, છતા કેમ જાણે તે બેત્રણ જાતના વાદ્ય સાથે ગાતો હોય તેવો ભાસ થતો હતો ! આવા સાધારણ બાળકમા આવી શક્તિ ઇશ્વરે રાખેલી જોઇ તાનસેનની ઉપલી કથા પર મારો વિશ્વાસ બેસે છે

'' તાનસેન હવે મોટો થયો હતો, વિદ્વાન થયો હતો, વૃદ્ધ થયો હતો, કીર્તિ સંપાદન કરી બધામાં પ્રિય ને માનનીય થઇ પડ્યો હતો હિંદુસ્તાનમાં મોગલ સલ્તનત દૃઢ કરનાર અકબર, સમ્રાટ અકબર કહેવાયો, એનો સંગીતશાસ્ત્રી તાનસેન સંગીતસમ્રાટ ગણાયો

ભલભલા યોગી અને સિદ્ધો પણ પછડાય છે અનેકની આત્મજ્યોત પ્રગટાવનારો આવો સમર્થ ગવૈયો પણ પછડાયો. તાનસેનના છેવટના દિવસો અત્યત મોજ અને વિલાસમા વીત્યા. તે જમાનામા મુસલમાનોમા પ્રચલિત બધા દુર્ગુણોનો તે ભોગ થઇ પડ્યો. પોતાના અતના દિવસોમા તે ગ્વાલિયર ગયો અને ત્યા અનેક દુર્વ્યસનોના શિકાર થઇ પડેલા એ સંગીતસમ્રાટનો ઇ સ. ૧૫૮૯મા દેહાંત થયો.

એના ઇસ્લામી ગુરુ મહમ્મદ ઘૌષ સાહેબની છત્રીની પાસે જ ગ્વાલિયરમા એની કબર છે. તે ખુલ્લી ઇમારત રૂપે છે, અને બાવીસ ચોરસ ફુટના એ નાનકડા મકાનને બાજુના બાર તથા વચલા ચાર મળી સોળ થાભલા છે. કબરની પાસે તાનસેને પોતે હાથે વાવેલુ અને પાણી પાઇને ઉછેરેલુ એક આમલીનુ ઝાડ છે કહે છે કે કોઇ સ્મરણશક્તિહીન માણસ તે ઝાડના ચાર પાદડાં ખાતો તો સારા સ્મરણવાળો થઈ જતો, ખરાબ કંઠવાળો ખાતો તો તેનો કંઠ સારો થતો તાનસેને વાવેલુ એ મુળ ઝાડ તો એક સરકારી હાથીએ ઉખેડી ફેંકી દીધેલુ, પણ તેના બીજમાથી એક બીજુ ઝાડ ઉગેલુ તે આજે પણ મોજુદ છે, અને તેના પાદડા આજે પણ પ્રેમી ગાયક ભક્તિભાવથી ખાય છે.

તાનસેનને ચાર પુત્રો હતા. એકનું નામ સુરજમેન તેને તાનતરગ પણ કહેતા. અકબરના દરબારી ગાયકોની યાદીમા તેનુ નામ પણ જણાય છે તાનસેનના વંશજો હાલ પણ જુદાજુદા રાજ્યોમા છે. ગ્વાલિયરમાં અમીરખા, જયપુરમા નિહાલસેન અને રામપુર રાજ્યમા વઝીરખા આજે પણ હયાત છે.

( યુગધર્મ ) **નારાયણ મોરેશ્વર ખરે**

---

સેવા ઉપર લાબુ ભાષણ આપ્યા પછી શિક્ષકે વિનુ સામુ જોઇ કહ્યુ, 'તુ રેલવેમાં મુસાફરી કરતો હો ને તારા ડબામા એક પણ જગ્યા ખાલી ન હોય, એ વખતે કોઈ બાઇ બેસવા માટે આવે, તો તું શું કરે?'

'ઉંઘી જવાનો ઢોગ, સાહેબ, બીજું શું?'

ઙ

ભિખારી—ભગવાનને ખાતર દયા કરી એક પૈસો આપો.

નોકર—શેઠ ઘરમા નથી

ભિખારી—અરે ભાઇ, મારે શેઠ નથી જોઇતા; પૈસો જોઇએ છે



# કલ્યાણ

ઇન્દ્રવજ્રા

ઈલા ! સ્મરે છે અહીં એક વેળા,
આ ચોતરે આપણુ બે રમેલા,
દાદાજી વાતો કરતા નીરાતે,
બ્હેલા જમીને અહીં રોજ રાતે

કે વર્ષ પ્હેલા અહીં યુદ્ધ જામ્યા,
ને વીર કે અક્ષય કીર્તિ પામ્યા,
આ ગામનો એક હીરો હણાયો,
કલ્યાણ ચોરો અહીંયા ચણાયો

કલ્યાણ નામે અહીંનો સિપાઈ,
જે યુદ્ધમા એક નયો હણાઇ,
કેવી હતી અંતર દેશદાઝ !
એનો કહુ હુ ઇતિહાસ આજ

એ ટેક ને શૌર્ય તણો જમાનો,
સાખી શકે વીર ન એને ટાણો,
ના યોગ કે કાળ કઇ વિચારે,
ને પાર ધાર્યું મનનુ ઉતારે

ખુણે ખુણે યુદ્ધનિશાન વાગે,
કુટુંબનો એક સપૂત માગે,
ને એમ અર્પે સહુ સર્વ શક્તિ,
એવી હતી ઉત્તમ દેશભક્તિ

કલ્યાણને કેવળ વૃદ્ધ માત,
હૈયે હતી એક વિયોગ વાત,
કલ્યાણ તો એકલ આશ જેની,
ચિંતા ધરે એ દિનરાત તેની

'નાચ્યા ઉઠો !' એમ સિપાઈ માતા
બોલી ય ડંકા ગણના સુણાતા,

' ને ભાઇ ! યુદ્ધે મુજની તુ ચિંતા
રહેજે ન, તારે શિર છે નિયંતા
બેટા ઉમંગે રણમા સિધાવો,
સિપાઇ માતા કુખ આ દીપાવો,
દાદા તણો યે રણમાહી સાંખો,
જીની મરી વા કુળલાજ રાખો

તારા પિતાએ કઇ યુદ્ધ ખેલ્યા,
ને હાય ! એણે તહીં પ્રાણ મેલ્યા,
આશિષ દેતા તુજ તાત જોતો,
તુ તો હજી આંગણુ ખેલતો'તો.

છે ફર્જ ભાઈ ! કરવી અદા એ,
ને ધ્યાન માનું ધરજે સદા યે,
જો રહાય માતા, દિન આજ સારો,
ને વાળ વાંકો ય ન થાય તારો

ને રંક માતા તુજ રંક વેશ,
તુ રંક એથી નહિ રંક દેશ,
શું રંક એથી તુજ દેશ ભાવિ ?
શોભાવ બેટા ! પળ ધન્ય આવી

સાચો સિપાઇ નહિ શક્તિ એ હો
જુએ, ધુમે એ થઇ વીર જોદ્ધો,
જે મર્દ બાચ્યો, રણમા ડગે ના,
પછો હઠે કે ભયને ગણે ના

જ્યારે વળી યુદ્ધવિરામ થાશે,
ચોટે છચોકે ગરબા ગવાશે;
એ હોશ હૈયે ધરી હુ ય જીવું,
આજીવિકા માટ જ વસ્ત્ર સીવુ

ને કીર્તિ તારી જગમા ગવાશે,
એ કીર્તિપ્રેમી કઇ વીર થાશે;
આદર્શ તારો વળી ભાવિ વાત,
એથી વધારે શી મને નીરાત !

બેટા, ઉઠો ! દેશ સપૂત માગે,
ચોટે બધે ચોક નિશાન વાગે,
ના ધર્મમા ઢીલ જરા કરાય,
શું દેશદ્રોહી મુજ પુત્ર થાય ?'

કલ્યાણ હૈયે હતી દેશદાઝ,
વ્હાલી હતી એ થકી કુળલાજ;
માતા તણા વેણ સુણી ઉઠ્યો એ,
ને કુળદેવી સ્મરીને નમ્યો એ.

'આ પુણ્યશાળી મુજ માતૃભૂમ,
એ દાઝ જાગો મુજ રોમરોમ,
હા દેશ મારો,-મુજ દેશભક્તિ,
એ દેશ સાટે મુજ સર્વ શક્તિ'

કલ્યાણ માથે શિરપેચ બાંધે,
ને વૃદ્ધ માતા તલવાર બાંધે,
વેર્યાં પંછી ત્યાંહી શકુન થાય,
બાથે લપેટ્યો નિજ એન બાળ

ને ગામનાકે તહીં પુત્ર માતા
આવી ઉભા, જ્યાં જયગીત ગાતા
કે, વીર જેનુ રણશૂર ખૂન,
સ્વાતંત્ર્યની કેવળ એક ધૂન.

卐 卐

સૌ યુદ્ધ અંતે પુરપાટ દોડે,
ને વૃદ્ધ માતા ગઇ ગામનાકે,
ત્યાં વૃદ્ધ માતા નિજ પુત્ર ધારી
કલ્યાણ ! કલ્યાણ ! વદે વિચારી

ને-ને અહો યુદ્ધ જીતી પધારે!
સૌ ગ્રામ-હૈયા ઉભરાય ત્યારે,
એ હર્ષઘેલા સહુ લોક દોડે,
વ્હાલા તણા નામ જપાય મોઢે

ત્યાં સૈન્યનો નાયક બોલ બોલ્યો,
એણે જ પ્હેલો જયભેદ ખોલ્યો,
કલ્યાણ હીરો રણમા હણાયો,
પ્હેલો ધસ્યો એ, જય તો ગણાયો

કલ્યાણ માતા હતી હર્ષઘેલી,
એણે સુણી'તી જય વાત પ્હેલી,
એ હર્ષને શોક અપાર ઢાંક્યો,
કલ્યાણ પથે નિજ પથ વાળ્યો

卐 卐

કલ્યાણ તો અનન્ય કીર્તિ પામ્યો,
ને આત્મ એનો સ્વર્ગે વિરામ્યો;
કલ્યાણ ચોરો અહીં આ ચણાયો,
ને આત્મ એનો સહુમા વણાયો

આજે ફરી યુદ્ધપ્રસંગ જ્યારે,
સૌ વીર એની અહીં બરમ ધારે,
ને બરમ ધારી રણમા પધારે,
કલ્યાણ કીર્તિ હજી યે વધારે

**ચન્દ્રવદન ચીમનલાલ મહેતા**





# શરત કોણ જીત્યું ?

'કાં સાંભળ્યું? ખંડેરાવને તો રજા આપવામાં આવી ' મોટા ઝાડના છાયા નીચે બેઠેલા કેટલાક વિદ્યાર્થીઓને ઉદ્દેશી મોહને કહ્યું

ક્ષણભર તો આ વાક્યનો અર્થ કોઇ સમજી શક્યું નહિ અને બધા શાન્ત રહ્યા છેવટે ચોક્કસ વાત સમજવા નૈતમે પુછ્યું, 'તું કોની વાત કરે છે? પ્રિન્સિપાલ એવા મુરખ નથી કે આ વખતે રાવને રજા આપે. એક માસમાં તો આપણે સર રોબર્ટ્સ હાઇસ્કુલ સાથે શરતો થવાની છે. તેવે વખતે આપણા ઉસ્તાદને છુટા કરવામાં આવે એ તો કેમ બને?'

''કેમ બને? પુછ પ્રિન્સિપાલને હું કાંઇ ગપ્પા નથી મારતો હજુ હમણા જ ખંડેરાવ પાસેથી આવું છું, અને તેમણે જ મને કહ્યું કે તેમને છુટા કરવામાં આવ્યા છે.' મોહને અધીરા બની ખુલાસો કર્યો

'હું નથી માનતો સર રોબર્ટ્સ હાઇસ્કુલને આપણે હાથ બનાવવો છે ખંડેરાવ જાય જ નહિ. એ તો તારી મશ્કરી કરતા હશે.' એકે કહ્યું.

'હું તમને ખરેખર કહું છું કે આ સાચી વાત છે તેમને રજા આપી અને આજે સાંજની ગાડીમાં તો તે જાય છે માનવું હોય તો માનો નહિ તો કાંઇ નહિ ' ગુસ્સામાં આવી મોહને કહ્યું

મોહનના ધ્રુજતા અવાજ અને ફિક્કા પડી ગએલા ચહેરાથી બધા છોકરાની ખાતરી થઈ કે કાંઇક પણ બન્યું છે ખરૂં આ બધા વિદ્યાર્થી ખંડેરાવ નીચે કસરતશાળામાં ખાસ તાલીમ લેતા, અને આવતી શરતોમાં ઉતરવાના હતા. તેમને ખંડેરાવ માટે બહુ જ માન હતું. દર વર્ષે એક વાર સાર્વજનિક સ્કુલ અને સર રૉબર્ટ્સ હાઇસ્કુલ વચ્ચે જુદીજુદી રમતોની શરતો થતી, અને ઘણા વખતથી સાર્વજનિક સ્કુલ દર વરસે હારતી આવી હતી. ઘણાઘણા પ્રયત્નો કરવા છતાં દોડવાની શરતોમાં તે સર રૉબર્ટ્સ હાઇસ્કુલની બરાબરી કરી જ શકતી નહિ બંને સ્કુલોમાં એકએક વિશિષ્ટતા હતી સાર્વજનિક પોતાના કસરતબાજો અને કસરતશાળા માટે અનેરૂં સ્થાન ભોગવતી જ્યારે સર રૉબર્ટ્સ

હાઈસ્કુલ સ્કાઉટિંગમા અદ્વિતીય માન પામેલી હતી સાર્વજનિક સ્કુલના વિદ્યાર્થીઓ માંસલ સશક્ત ગાત્રોથી તરી આવતા ત્યારે મન અને તનના નર્યા તરવરાટથી જુદા પડી જતા સર રૉબર્ટ્સના સ્કાઉટોને પીછાનવા તે મુશ્કેલ વાત ન હતી

દર વરસે આવતી શરતોમા બંને શાળાના ઉપર્યુક્ત વિદ્યાર્થીઓ ભાગ લેતા, અને તે બીના એટલી બધી અગત્યની ગણાતી કે બંને શાળાના વિદ્યાર્થીઓ તેની ચાતક માફક રાહ જોતા ને પરિણામો માટે બહુ જ ઇન્તેજાર રહેતા નદી પોતાની નજીક હોઇને તથા તરવાની સારી વ્યવસ્થા હોવાથી સાર્વજનિકના વિદ્યાર્થીઓ તરવાની હરીફાઈ સિવાયની બધી હરીફાઇમા સર રૉબર્ટ્સ સ્કુલ સામે હાર ખાતા તેથી તેમનો ઉત્સાહ ધીમેધીમે મંદ પડતો જતો હતો. આ ઓસરવાઇ જતા ઉત્સાહને સચેત કરવા સાર્વજનિકના પ્રિન્સિપાલે છેલ્લા આઠ માસથી એક સુવિખ્યાત કસરતબાજ ખંડેરાવની નિમણુક કરી હતી રાવના આવ્યા પછી તેના ખંત, ઉત્સાહ અને કામ લેવાની સખ્તાઇથી સાર્વજનિકના વિદ્યાર્થીઓમા નવો જ ઉત્સાહ રેડાયો હતો શરતોમા જીતવાના અંકુરો તેમના દિલમા ફુટવા માડ્યા હતા અને આ વખતની શરતો કાઇક ઓર રીતે જ રમાશે તેમ તેમનુ ચોક્કસ માનવુ થયુ હતુ આવે કટોકટીને પ્રસગે પ્રિન્સિપાલ ખંડેરાવને રજા આપે તે વાત માની શકાય તેવી ન હતી. પણ મોહનનો ફિક્કો ચહેરો તથા ધ્રુજતો અવાજ કાઇ બીજી જ ખાતરી આપતા હતા

'પણ મોહન, ખડેરાવને શા માટે રજા આપી ? તેમનો ગુનો શો હતો ? હુ નથી ધારતો કે તેના જેટલી ખંતથી બીજો કોઇ માણસ કદિ ક્યા યે કામ કરે ' નૌતમે કહ્યુ

તિરસ્કારયુક્ત હાસ્ય કરી મોહન બોલ્યો, 'રાવની બોલવાની રીત સામે પ્રિન્સિપાલને વાંધો આવ્યો ! વિદ્યાર્થીઓ સમક્ષ રાવને ગમે તેવા બીભત્સ શબ્દો વાપરતા તેમણે સાભળ્યા પછી તેમને ઑફિસમા બોલાવી એક કલાક નીતિશિક્ષણ ઉપર પ્રવચન આપી પાણીચુ દીધુ''

'ભાષા ગમે તેવી બોલે પણ જ્યા સુધી આવી સરસ તાલીમ આપે ત્યા સુધી વાધો શો હતો ? આપણે ક્યા નાના બચ્ચા છીએ કે છોકરીઓ છીએ તે ગાળના અપશબ્દોથી શરમાઇ જઇએ અથવા અનીતિમાન થઇ જઇએ. આપણામા જો કાઇ ન, ચેતન આવ્યુ હોય તો તે તેની આવી કડક ભાષાથી જ છે અલબત્ત, હુ કબુલ કરૂ છુ કે રાવની વાત ચીત બીભત્સ છે, પણ નમે લશ્કરી માણસ પાસેથી તે કઇ સાહિત્ય પરિષદના ભાષણની આશા રાખી શકો ? મને તો નવાઇ લાગે છે કે પ્રિન્સિપાલને તેમા એટલુ બધુ શું લાગી આવ્યું ' હવે આપણને તાલીમ કોણ આપશે ?' વાક્ય પુરૂં કરતાંકરતા નૌતમે પુછ્યુ

'શી ખબર ? મીઠુ ને ધીમુ બોલતી કોઇ કન્યાશાળાની મહેતીજી શોધી લાવે નહિતર કોઈ સાધુને વ્યાયામ પર વ્યાખ્યાન આપવા બોલાવે હવે થયુ, આ વર્ષે પણ આપણે તો હારવાના જ ' મોહને નિસાસો નાખ્યો

આખા ટોળા ઉપર દીલગીરી છવાઇ ગઇ, પ્રિન્સિપાલને વિશેષણો પર વિશેષણો અપાયા તેમના આ નિર્ણય સામે બધાએ માહોમાહે ખુબ ગિલા કરી અને ઉશ્કેરાએલી લાગણીને આ પ્રમાણે વાચા દ્વારા માર્ગ આપી થોડીઘણી શાતિ મેળવી

રાવને રજા આપી તે બાબત શાળાના ઇતિહાસમા નાનીસુની ન હતી કે નજીવી ગણી વિસારી શકાય. સાર્વજનિકના શાળાજીવનને તલસ્પર્શી કરતી આ બીના હતી પ્રિન્સિપાલ સારી રીતે સમજતા હતા કે આવતી શરતો માટે વિદ્યાર્થીઓ કેવા ઝખી રહ્યા છે, અને રાવનુ જવુ તેમના ઉપર શી અસર કરશે મોહન અને તેના મિત્રો પ્રિન્સિપાલને વેદીઓ જ ગણતા, અને માનતા કે તેણે સ્કુલના અભ્યાસક્રમ સિવાય રમતગમતમા કદિ રસ જ લીધો નથી. પણ સાચી વાત તો, જુદી જ હતી ઘણા વર્ષો પહેલા તેમના જમાનામા પ્રિન્સિપાલ એક સારા ખેલાડી હતા હાઇ-જંપ ( અંગદ કુદકો )મા તો તેમણે ઘણા ઇનામો મેળવેલા જે હજુ તેમણે માનપૂર્વક સાચવી રાખ્યા હતા પોતાના નામ પછવાડે લગાડવાની ડિગ્રીના અનેક અક્ષરોની હારાદોર કરતાં તેમને મન આ જુના શરતોના પ્યાલા અનેરૂં સ્થાન ભોગવતા ખડેરાવને શોધી શાળામા તેમની નિમણુક કરનાર પણ પોતે જ, અને ખડેરાવને પગાર ઉપરાંત

પોતાની પાસેથી સારી રકમ ખાનગીમા આપી બીજી શાળામા જતા કોઇએ અટકાવ્યા હોય તો તે પણ પોતે પણ આ ખાનગી વાત તેમના સિવાય બીજું કોઇ જાણતુ નહિ.

સર રૉબર્ટ્સ હાઇસ્કુલ સામે જીતવા માટે વિદ્યાર્થીઓ જેટલા ઇન્તેઝાર હતા તેનાથી સોગણા વધુ ઇન્તેઝાર પોતે હતા. પણ તેમ કરવા જતા શાળાને બહુ ભારે કીમત આપવી ન પડે તેની તે હમેશા ચીવટ રાખતા. સાર્વજનિકમાથી સારા કસરતબાજ અને શ્રેષ્ટ પંક્તિના વિદ્યાર્થીઓ નીકળે તેટલી જ તેમની ધગશ ન હતી. શાળાની બહાર જાહેરજીવનમા સાર્વજનિકના વિદ્યાર્થીઓ ઉત્તમ ને જવાંમર્દ નાગરિક તરીકે બહાર પડે તે તેમના દિલની અભિલાષ હતી, એ જ તેમના જીવનનુ ધ્યેય હતુ આનો અર્થ વિદ્યાર્થીઓને સારા ચારિત્ર્યવાન બનાવવા તે. અને તેથી જ, શરતો જીતવાને નિમિત્તે કોઇ પોતાના વિદ્યાર્થીઓના ચારિત્ર્યનો અધઃપાત કરે તો તે એ સહી શકે તેમ ન હતા. થોડા વખત ઉપર, સાર્વજનિકના કસરતશિક્ષણની તારીફ કરતા અને સર રૉબર્ટ્સના સ્કાઉટિંગની ચર્ચા કરતા તથા ગયા વર્ષોની શરતોના પરિણામની ન છાજતી રીતે ટીકા કરતા કેટલાક લેખો તેમણે છાપામા જોયા ત્યારથી તેમને પોતાની કસરતશાળાના વિદ્યાર્થી અને તેમના ઉસ્તાદ ઉપર ન્હેજ વ્હેમ ગએલો શરતનો પ્યાલો જીતવા વિદ્યાર્થીના જીવનનો પ્યાલો ઉંધો વળતો તેમને ભાસ્યો, પ્રામાણિક હરીફાઇને બદલે ઇર્ષ્યાનો સંચાર થતો તેમને લાગ્યો અને પવિત્ર વિદ્યાર્થીજીવનમા અપ્રામાણિકતાભરી વેપારીશાહી સ્પર્ધા તેમણે જોઇ તે દિવસથી તેમનુ ધ્યાન રાવ અને તેની પ્રવૃત્તિ તરફ વિશેષ ને વિશેષ વળ્યુ. ને એનુ પરિણામ આપણે જોયુ

વાત આમ બનેલી રાવ ઘણી જ ખરાબ ભાષા વાપરે છે તેવા ખબર પ્રિન્સિપાલને મળેલા અને તે ઉપરથી તેમને બોલાવી પ્રિન્સિપાલે ખાસ સૂચના આપેલી કે તમે તમારી રીત સુધારો નહિતર રજા આપવી પડશે. રાવે વાત કબુલ પણ રાખેલી. પરતુ મોહને કહ્યું તે પ્રમાણે તે પછી પણ પ્રિન્સિપાલે રાવને વિદ્યાર્થીઓ પ્રત્યે ઘણા જ બીભત્સ શબ્દો વાપરતા કાનોકાન સાભળ્યા સાર્વજનિકનું પવિત્ર વાતાવરણ આવી અશ્લીલ ભાષાથી અપવિત્ર બને તે વાત તેમનાથી સહન થઇ શકી નહિ તેમણે રાવને બોલાવ્યા અને બે શબ્દો સંભળાવી તુરતાતુરત રજા આપી

તે જ દિવસે સાંજે પ્રિન્સિપાલે આખી શાળાને સભામંડપમા એકત્રિત કરી અને 'રમત તથા સાચો ખેલાડી' એ વિષય ઉપર ભાષણ આપ્યુ. રમતમાં રમત કરતા પણ કાઇક ઘણું જ વિશેષ છે તે બતાવવા તેમણે પુરતો પ્રયત્ન કર્યો તાલીમથી સ્નાયુઓ અને અવયવો કેવા ચપળ અને મજબુત બને છે, રમત જીતવામાં સંકલ્પબળ કેટલુ કામ કરી શકે છે, રમતો પોતાને માટે નહિ પણ આખી સસ્થાં માટે કેમ રમાવી જોઇએ, તેનો યશ અને ઇનામ સસ્થાને માટે છે—નહિ કે પોતાને માટે, અને સાચો ખેલાડી ભવિષ્યનો સાચો જવાંમર્દ શહેરી કેમ બને છે તે સમજાવ્યુ પછી ખંડેરાવને છુટા કરવાનાં કારણો બધા સમક્ષ રજુ કર્યાં.

'માણસની જીભ તેનુ ચારિત્ર્ય કેવુ છે તે બહુ જ સહેલાઇથી બતાવી આપે છે, ગંદા શબ્દો, ગંદુ દિલ ઉઘાડું પાડે છે બીભત્સ શબ્દો જેટલી સહેલાઈથી શીખી શકાય છે તેથી પણ વધુ સહેલાઇથી વાપરી શકાય છે પણ દિનપ્રતિદિન તે આપણામા રહેલી માણસાઇ ઓછી કરે છે શરતો જીતવા માટે તમારે તાલીમની જરૂર છે, અને તે પણ સખ્ત તાલીમની તાલીમ વગર—પ્રયત્ન વગર કદિ કાઇ આવડતુ જ નથી જીવનની મોટી શરતમા પણ તેમ જ તમારે મન તેમ જ આત્માની કેળવણીની પણ એટલી જ—બલ્કે પહેલી જરૂર છે. અશ્લીલ ભાષા બતાવી આપે છે કે માણસનો પોતાના આત્મા ઉપરનો કાબુ કેટલો ઓછો છે તેટલા માટે જ હુ તેને ધિક્કારું છું તેટલા માટે જ આજે આપણા ઘણા જ કાબેલ ઉસ્તાદને મેં રજા આપી છે. આપણી શાળાના આત્માને અપવિત્ર કરતા કોઈ પણ માણસને હું આ ચાર દીવાલોની અંદર રાખી શકુ નહિ. હુ તમને દરેકને આગ્રહપૂર્વક કહું છુ કે સાર્વજનિકનો શુદ્ધ ઉત્સાહ શિથિલ થવા ન દેતા, પણ ખેલાડી શબ્દના સાચા અર્થ પ્રમાણે એક સારા ખેલાડી થવા પ્રયત્ન કરજો.'

પ્રિન્સિપાલનો ગાજતો અવાજ બંધ થયો અને

હાજર રહેલાને ઘડીભર એમ થયું કે સાર્વજનિકની આબરૂ સાચવવા આ વખતે બને તેટલા પ્રયત્ન કરવો. મોહને પોતાના બાંકડા ઉપર આળસ મરડ્યું તેના ખુબસુરત ચહેરા ઉપર તિરસ્કાર અને ક્રોધ સિવાય બીજા ભાવો વ્યક્ત થતા ન હતા

પાછળથી તે પોતાના અંગત મિત્રોને મળ્યો 'તદ્દન છોકરી જેવી વાતો હું તો તેમના આ ધાર્મિક પ્રવચનથી અરધો માંદો પડી ગયો સર રૉબર્ટ્સ સાથે આપણે હારીએ છીએ તેથી જ પ્રેસિડેન્સીમાં આપણને ક્યાંયે સ્થાન નથી કીંમત રમતની નથી, જીતવાની છે જો આપણે સર રૉબર્ટ્સ સામે જીતીએ તો પ્રિન્સિપાલના આવા હજારો પ્રવચનથી પણ વધુ પરિણામ આવે આવા વેરાગી જેવા પ્રિન્સિપાલ કરતા એડરાવ સોગણા વધુ કીમતી છે'

'તે તો હું નથી માનતો રમત, રમત ખાતર જ રમાવી જોઇએ જીત અથવા હાર તો તેના પરિણામ છે રમતની પ્રામાણિકતા અને શુદ્ધિ આગળ રૂપાના પ્યાલા અને ઢાલનો કાંઇ હિસાબ નથી આવો મત તો આપણા પ્રિન્સિપાલ પ્રમાણે સર રૉબર્ટ્સનો દરેક સ્કાઉટ પણ ધરાવે છે તેમનામાં કાંઇ જુદી જ જાતનો પવન છે.' ટોળામાંથી એક છોકરે કહ્યું

મોહને તેના સામું બહુ જ ગુસ્સાભરી નજરે જોયું તકરાર ન થાય માટે તે છોકરે વાત ફેરવી પુછ્યું, 'તમે રૉબર્ટ્સ સ્કુલના કનકસિંહ માટે શું ધારો છો?'

કનકસિંહ સર રૉબર્ટ્સ સ્કુલનો સારો દોડનારો હતો તેણે ગયે વર્ષે બહુ જ સહેલાઇથી બે માઇલની શરતમાં મોહનને હરાવ્યો હતો પણ આ વર્ષે રાવની તાલીમથી મોહન કનકસિંહની બરાબરી કરી શકે તેમ તો થઈ ગયું હતું મોહનને ગયા વર્ષની હાર કેવી ખુંચતી હતી તે તેનામ બહુ જ સારી રીતે જાણતો હતો સાર્વજનિકના ગૌરવ ખાતર નહિ, પણ પોતાના સ્વમાન ખાતર આ વખતે બે માઇલ' શરત જીતવા માટે મરી ફીટવાનો મોહને નિશ્ચય કર્યો હતો અને તેમાં વળી રાવની તાલીમથી જીતની આશા બંધાઇ હતી ઉપર પુછેલા પ્રશ્નનો જવાબ આપતા મોહન બોલ્યો 'આ વર્ષે તો કનકસિંહ હાર્યો જ માની લે રાવે મને એક ખાસ યુક્તિ બતાવી છે આ વર્ષે બે માઇલની શરત આપણી જ છે બધું સૌ જુએ કે સાર્વજનિક કાંઇ પાછળ નથી'

રાવના ગયા પછી શરતોની તાલીમ સ્હેજ શિથિલ પડી રાવની ગેરહાજરી બધાને ખુંચવા લાગી પ્રિન્સિપાલે નવો કસરતશિક્ષક નીમ્યો, પણ નિમણુકની આરંભથી જ કોઇ સારો ઉત્સાહ નહિ આવે તેવો મત બાંધી બેઠેલા વિદ્યાર્થીઓને એ પસંદગી ગમી નહિ મોહને તો પહેલે જ દિવસે નવા શિક્ષકનું નામ 'મહેતીજી' પાડ્યું ને વિદ્યાર્થી અને શિક્ષક વચ્ચે સહકાર થવામાં એક દીવાલ ઉભી કરી.

પણ આ સ્થિતિ લાંબો વખત ચાલી નહિ. જેમજેમ શરતોના દિવસો નજીક આવવા લાગ્યા તેમતેમ ગમે તે પ્રયત્ને પણ સર રૉબર્ટ્સની સામે જીતવું એવી લાગણીનું મોજું આખી શાળા ઉપર ફરી વળ્યું મહેતાજીની તાલીમ બહુ જ ઉત્સાહપૂર્વક ચાલી રહી અને દરેક વિદ્યાર્થી પોતાનાથી બનતું કરવા લાગ્યો મોહનને પણ લાગી આવ્યું કે આ વર્ષે બે માઇલની શરત જીતે જ છુટકો કેમકે પોતે જીતશે એવા બણગા તેણે ઘણા સમય ફુંક્યા હવે તે વાક્યો સાચા પાડવા તેણે પૂર્ણ પ્રયત્ન આદર્યો

પરિણામે શરતને દિવસે સાર્વજનિક શાળાએ આટલા વર્ષોથી કદિ નહિ મોકલેલી તેવી એક ચુની જ તાલીમબાજ ટુકડીને શરતમાં ઉતારી

સર રૉબર્ટ્સ હાઇસ્કુલ 'હાઇ જંપ' અને અરધા માઇલના ઇનામ જીતી ગઇ - ત્યારે સાર્વજનિક પા માઇલ અને એક માઇલ જીતી હારજીતનું ત્રાજવું સમતોલ કર્યું જ્યારે બે માઇલની શરત માટે મોહન દોરી ઉપર ગયો ત્યારે બન્ને શાળાઓ ઉન્માદ અને ઇંતેજારીથી ઘેલી થઇ ગઇ બન્ને શાળા વચ્ચે રમાતી બધી શરતોની અંદર બે માઇલની શરત અગ્રસ્થાન ભોગવતી, અને તે શરતમાં જીત એ જ સાચી જીત, તેમ વર્ષોથી મનાતું ગયે વર્ષે તો થોડા જ ફેરથી સાર્વજનિક હારી હતી. આ વખતે તેના ખેલાડી મોહનની શ્રદ્ધા અપૂર્વ હતી તેના પગ હરણ માફક થનથનાટ કરી રહ્યા હતા, તેના શરીરનો એક-એક સ્નાયુ દિલરૂબાના તાર માફક ઝણઝણી રહ્યો હતો

પહેલી જ નિશાનીએ બન્ને ઉપડ્યા રાવની

બતાવેલી યુક્તિ પ્રમાણે મોહને સીધું દોડવાને બદલે પ્રથમ છલંગ જ મારી, અને પછી દોડવું શરૂ કર્યું આ છલંગને પ્રતાપે તે શરતની પહેલી જ ક્ષણથી કનકસિંહની આગળ એક વાર નીકળી ગયો અને તે અંતર એણે ઠેઠ સુધી જાળવી રાખ્યું

. આ બે સિવાયના બીજા દોડનારા તો પાછળ પડી ગયા અને પ્રેક્ષકોનું લક્ષ પણ આ પ્રથમ બે ઉપર જ હતું. બંને શાળામા કનકસિંહ અને મોહનની બરાબરી કરી શકે તેવો એક પણ વિદ્યાર્થી ન હતો. મોહનને પોતાની આગળ દોડતો જોઈ કનકસિંહને બહુ જ લાગી આવ્યુ ઘણા વર્ષોથી ધારણ કરેલી બે માઈલની શરતની વિજયમાળા તેને પોતાના કંઠમાથી સરી પડતી જણાઇ શરમથી તેનો ચહેરો રક્તવર્ણો બની ગયો સર રૉબર્ટ્સના પ્રથમ પંક્તિના ખેલાડી સામે સાર્વજનિકનો વિદ્યાર્થી બાથ બીડે તે વાત તેને અસહ્ય થઈ. તેણે એક ઝનુની ફલાંગ મારી અને તાળીઓના ગડગડાટની વચ્ચે કનકસિંહ મોહનની સાથે થઇ ગયો. એકબીજાના થાકવાની રાહ જોતા હવે બંને છાતીભર એકમાથે દોડવા લાગ્યા

. પોતાના ખેલાડીને સર રૉબર્ટ્સના ખેલાડીની બરાબર દોડતો જોઇ સાર્વજનિકનો ઉત્સાહ ઉભરાવા લાગ્યો વિદ્યાર્થીઓની બુમોથી આખું મેદાન ગાજી ઉઠ્યું, અને આ ગર્જનાથી મોહનનો ઉત્સાહ વધ્યો તેને પોતાના વાક્યો સાચા પડવાની નિશાનીઓ દેખાવા લાગી ને ધીમેધીમે એ કનકસિંહની આગળ નીકળવા લાગ્યો.

સર રૉબર્ટ્સ હાઇસ્કુલના વિજેતાને પ્રતિ ક્ષણે એમ ભાસવા લાગ્યુ કે વિજયથી મોહનને વરમાળ પહેરાવે છે માથું પછવાડે નાખી, હોઠ ભીંસી કનકસિંહે છેલ્લો પ્રયત્ન આરમ્ભ્યો સ્થિર થઈ ગએલી તેની આંખો સમક્ષ બધું તરવા લાગ્યુ, તેની નસોમા જોસભર વહેતું લોહી મગજ ઉપર હથોડાના પ્રહાર માફક અથડાવા લાગ્યું, તેના પગ જમીનને બીલકુલ અડતા જ ન હોય ને જાણે તે ઉડતો હોય તેમ તેને ભાસ થવા લાગ્યો, અને છતા મોહન અને પોતાની વચ્ચેનું અંતર એક ઈંચ જેટલુ પણ તે ઓછુ કરી શક્યો નહિ. ખરેખર, મોહને તેને હરાવી દીધો હતો.

ન્યાયાધીશો એક હાથમાં દોરી પકડી તથા બીજા હાથમા ઘડિયાળ રાખી, ક્ષણાક્ષણને આ સ્પર્ધા જોઇ રહ્યા હતા. હવે માત્ર પાચ જ સેકંડમા શરતનો અંત આવશે. મોહન જીતશે તેનું પરિણામ સૌ સ્હેજે કલ્પી શકે તેમ હતુ.

**ક્યાં**થી આવ્યું, તેનો માલિક કોણ હતો, શી રીતે દાખલ થયુ અને અત્યાર સુધી કેમ કોઇએ ભાળ્યું નહિ, તે જ નવાઇની વાત હતી. પણ એક નાનું ગલુડિયુ, જાણે જમીનમાથી જ પ્રેત માફક પ્રગટ થયું હોય, જાણે સાર્વજનિક અને સર રૉબર્ટ્સ વચ્ચે વધતી જતી ઇર્ષ્યાવૃત્તિ ઓછી કરવા અવતાર લીધો હોય, તેમ પ્રેક્ષકવર્ગના પગમાથી પસાર થઈ શરતની ભૂમિ ઉપર સીધુ દોડતુ આવતુ હતું એક કાન ઉંચો અને બીજો કાન નીચો રાખી, સોટી જેવી પાતળી પુછડી ટટ્ટાર રાખી, જાણે કાંઇ ખાસ અગત્યનુ કામ હોય તેમ, પૂર્ણ બેદરકારીથી બંને ખેલાડીના માર્ગ તરફ તે જતુ હતુ ટોળામાના બધાએ આ કુતરાને જોયુ અને ચોક્કસ માન્યુ કે જો તે આ પ્રમાણે આગળ જશે તો મોહન કે કનકસિંહના પગમા આડુ આવશે. એક ક્ષણભર આનંદ અને પ્રોત્સાહનની ગર્જનાઓ બંધ પડી અને કુતરા તરફ ધમકીની બુમો શરૂ થઇ. પણ આવી કોઇપણ જાતની બુમને ન ગણકારતા ગલુડિયુ આગળ વધ્યુ.

ભગીરથ પ્રયત્નથી શ્રમિત થએલા મોહનની આંખો દૂર ક્ષિતિજરેખા ઉપર સ્થિર હતી. પોતાની આજુબાજુ શુ છે તેનુ તેને કાઇ ભાન ન હતું. નહોતો જોઇ શકતો તે લગભગ માર્ગમા આવી પડેલું કુતરૂ કે દૂર ઉભેલા પ્રેક્ષકજનો, નહોતો સાંભળી શકતો તે સાવચેતીની બુમો કે પ્રોત્સાહનની ગર્જનાઓ અત્યારે તો તે એક રાક્ષસી યંત્રની માફક આગળ ધસ્યે જતો હતો થોડીક ક્ષણો વધુ, માત્ર ત્રીસ વારનુ અંતર, અને પોતે શરત જીત્યો ! સ્વમાન જાળવવા માટે અને સાર્વજનિકની પ્રતિષ્ઠા માટે હવે માત્ર પાચ જ સેકંડની વાર હતી—ત્યા તો ગલુડિયુ મોહનના પગમા અટવાયુ ને તે નીચે ગબડી પડ્યો

પૂર જોરથી દોડતા કનકસિંહે આ જોયુ—ન જોયુ ને શરતની દોરીએ જઇ પહોચ્યો દોરી તેના બદનને

અહીં કોઈએ તેના હાથ ઝાલ્યા તે શ્વાસભર બેસી ગયો, અને જ્યારે તેની આંખ આગળનું ધુમ્મસ દૂર થયું ત્યારે તેણે મોહનને પાછળ પડી ગએલો ને પગમાં કુતરૂં આવી ગએલો જોયો

કનકસિંહને આ સ્થિતિ સમજતાં વાર ન લાગી. મોહનને તેના કમનસીબ માટે દિલસોજી દેખાડતા ને પોતાને મુબારકબાદી આપતા અનેક અવાજો તેણે સાંભળ્યા. તે શ્વાસથી એવો તો ભરાઈ ગયો હતો કે એ વખતે તો કાંઈ બોલી શક્યો નહિ, પણ તેના મનમાં અનેક વિચારો દોડાદોડ કરી રહ્યા હતા કનકસિંહ બહુ સારી રીતે સમજતો કે મોહને પોતાને ચોક્કસ હરાવ્યો છે, માત્ર આ અકસ્માતથી જ તે જીત્યો છે. પોતે પુરતો યત્ન કર્યો છતાં પણ મોહનની આગળ નીકળી શક્યો ન હતો તે વાત તેના મનમાં બહુ જ તાજી હતી. તેને મન આ જીત તે જીત ન હતી, પણ ભાગ્યદેવીની પ્રમાદી હતી રમત, રમત ખાતર જ હોવી જોઈએ, ગમે તેવા સંયોગોમાં પણ સાચા ખેલાડીનો જુસ્સો વિસગવો ન જોઈએ, અને તે જ સર રૉબર્ટ્સ હાઈસ્કુલની શોભા છે તે વાત કનકસિંહ તો શું પણ એ આખી સંસ્થાના બધા વિદ્યાર્થીઓ સારી રીતે સમજતા હતા કનકસિંહ સારો દોડનાર હતો અથવા સારો ખેલાડી હતો એટલું જ નહિ, પણ એ બે વસ્તુ કરતા પણ કાંઈક વધારે મહત્ત્વનું તેનામાં હતું પોતાને મુબારકબાદી આપનારના હાથ ખસેડી તે એકદમ રમતના ન્યાયાધીશ પાસે શાન્તિથી ગયો અને જણાવ્યું કે 'ખરો જીતનાર મોહન છે, હું નહિ તેણે મને હરાવ્યો છે!'

'તમારા આવા વિવેક માટે તમને ધન્યવાદ ઘટે છે, પણ અમે કાંઈ કરી શકીએ તેમ નથી નિયમ પ્રમાણે જે દોરાને પ્રથમ અડે તે જીત્યો કહેવાય ' ન્યાયાધીશે જવાબ આપ્યો

'તમારે તમારો મત ફેરવવો પડશે હું ક્યારે જીત્યો અને ક્યારે હાર્યો તે બરાબર સમજી શકું છું. આજ તો હું ચોક્કસ હાર્યો છું ને મોહન જીત્યો છે.' કનકસિંહે આગ્રહપૂર્વક જણાવ્યું

ન્યાયાધીશે માથું ધુણાવ્યું આવી મુસીબત કદિ આવી ન હતી પરિણામે તાજે એક સભા ભરવામાં આવી. તેમાં એક કનકસિંહ નહિ પણ સર રૉબર્ટ્સ હાઈસ્કુલના બધા વિદ્યાર્થીઓએ એક અવાજે જાહેર કર્યું કે બે માઈલનું ઇનામ મોહનને મળવું જોઈએ રમતમાં પ્રતિસ્પર્ધીના અકસ્માતનો લાભ લે તે કદિ સાચો ખેલાડી કહેવાય જ નહિ

ને સર્વાનુમતે શરતનું ઈનામ સાર્વજનિકને આપવામાં આવ્યું

કુતરા સાથેના અકસ્માતથી તથા હદ ઉપરાંત કરેલા પરિશ્રમથી મોહનની તબિયત એકદમ ખરાબ થઈ ગઈ. તે તદ્દન હતાશ થઈ ગયો અને તેને તુરત તુરત શાળાને મકાને લઈ જવામાં આવ્યો. જ્યારે તેને ખબર મળ્યા કે કનકસિંહે ન્યાયાધીશ પાસે માગણી કરી છે કે ઈનામ મોહનને મળવું જોઈએ, ત્યારે તેણે એક તિરસ્કારયુક્ત હાસ્ય કરીને કહ્યું, 'ખોટો વિવેક એવું તે હાથ આવેલું ઇનામ કોઈ જવા દે? મારે તો આવતા વરસથી રમવું જ નથી.'

તે જ દિવસે સાંજના જ્યારે તેને ફરી ખબર આપવામાં આવ્યા કે કનકસિંહની માગણીથી અને આખી સર રૉબર્ટ્સ હાઈસ્કુલના ટેકાથી બે માઈલનું ઇનામ સાર્વજનિક સ્કુલને આપવામાં આવ્યું છે, ત્યારે તેને શરત તે શું તેનો આછોઆછો ખ્યાલ આવવા લાગ્યો પ્રિન્સિપાલે ભાષણમાં રમતને જે સ્થાન આપ્યું હતું અને હાર-જીતને ગૌણ પદે ગણી હતી તે સમજાવા લાગ્યું કનકસિંહની સ્થિતિમાં પોતે હોય તો શું કરે? 'હાથ આવેલું ઇનામ કદિ કોઈને પાછું આપું જ નહિ' તેવો એના અંતરમાંથી ટહુકો આવ્યો અને તે શરમિંદો બની ગયો તેણે પથારીમાં મોઢું છુપાવી દીધું. કનકસિંહે જે કરી બતાવ્યું તે પોતે વિચારી પણ નથી શકતો એ ખ્યાલે તેને પોતાની જાત બહુ તુચ્છ લાગી વધુ ઝડપ કે સારી સહનશક્તિ જ માત્ર સાચો ખેલાડી બનાવી શકતા નથી રમત ખાતર રમત રમી, હાર કે જીત કાંઈ હિસાબમાં પણ ન ગણતા પ્રામાણિકપણે રમત રમતા હાર કે જીત સરખા ઉત્સાહથી સ્વીકારે તે સાચો ખેલાડી.

સર રૉબર્ટ્સ હાઈસ્કુલના પ્રામાણિક ખેલાડીપણાથી મોહન બે માઈલની શરત જીત્યો, એટલું જ નહિ પણ તેણે મોહનને એક સાચો ખેલાડી પણ બનાવ્યો

ગજાનન ભટ્ટ



દિવ્ય ગાન

ઘન વાદળમાં
વહેતા જળમાં
સુવ્યોમ અને જળભોમ વચ્ચે
જગનાયકનો
નવરંગ ભર્યો
ગાયત્રીમંત્ર ગવાઈ રહ્યો '

જગ વિનાયક સૂર્યનારાયણનું સ્તોત્ર ગાતા હોય તેમ, કોઈ અજબ રીતે, આકાશ અને સાગર વચ્ચે કુદરતની સૌંદર્યપૂર્ણ સભા અવનવા રંગો અને તેજના ભાલા મનોહર દૃશ્ય ઉપજાવી રહ્યા છે



**સિદ્ધપુરના રુદ્રમહાલયનો એક અવશેષ**

મધ્યસ્થ મુખ્ય દેવળની ઉત્તરમા આવેલો પ્રવેશમંડપ
નકશામા એ Eની જગ્યા પર છે : જુઓ આ અંકમાંનો એ વિષેનો લેખ

# સિદ્ધપુરનો રુદ્રમહાલય

લેખક
ગજાનન પાઠક
સ્થપતિ

હિંદ-સ્થાપત્યમા બૌદ્ધ કાળ વીતી ગયા પછી બ્રાહ્મણ કાળનો ફરી ઉદય થયો ત્યારે ચણાયેલાં (કોરી કાઢેલા નહિ) મકાનોમા ગુજરાતના મકાનો જેવા જ્વલંત મકાનો હિંદમા બીજે ક્યાય થયા નથી. તેમાં પણ સિદ્ધપુરના રુદ્રમહાલયના દેવળોની ગોઠવણી (Planning) એના અવશેષો પરથી જોતા સર્વથી ઉત્તમ વિન્યાસવાળી લાગે છે. મુળરાજ સોલંકીએ એ સંવત ૯૯૮ માં શરૂ કર્યો હતો અને સિદ્ધરાજ જયસિંહે ૧૨૦૨ માં એ પુરો કર્યો, એવો ઉલ્લેખ એના અવશેષોમાથી મળી આવેલ છે.

રુદ્રમહાલયનું નામ શંકરના રુદ્ર સ્વરૂપ પરથી પડેલ છે ઇશ્વરના ત્રિગુણાત્મક સ્વરૂપમાંની કાળની કલ્પનાનુ એ સ્વરૂપ છે, અને તેમા સૌન્દર્ય સાથે અતુલ સામર્થ્ય અને ભયાનકતા કલ્પાઇ છે. આ સામર્થ્ય અને ભયાનકતા ગુજરાતમા બ્રાહ્મણોએ એવી તો સુંદર રીતે સ્થાપત્યમા ઉતારી છે કે ગુજરાત એને માટે મગરૂર બની શકે. દક્ષિણમા જોકે ગુજરાતના કરતા વધારે વિસ્તારવાળા અને પ્રચંડ શૈવ મંદિરો પુષ્કળ બંધાયા છે; પણ તેમાથી એ દેવનું સામર્થ્ય અને તેના કરતા ભયાનકતા વધારે આવિર્ભાવ પામતી દેખાય છે; જ્યારે ગુજરાતના દેવળોમા એ સામર્થ્ય અને ભયાનકતામાં લાઘવ ઘણી સારી રીતે મુકાએલું છે. લાઘવ તો ગુજરાતનું જ છે જેમ કવિ નર્મદાશંકરે ગુજરાતને 'પ્રેમશૌર્ય અંકિત' કહેલ છે તેમ ગુજરાતના સ્થાપત્યને પણ આપણે ખુશીથી 'પ્રેમશૌર્ય અંકિત' કહી શકીએ.

રુદ્ર અગિયાર છે, માટે રુદ્રમહાલયમા અગિયાર દહેરાંઓને ગોઠવી એક મુખ્ય દેવળ વચ્ચે મુકયું છે. આ અગિયારની ગોઠવણી એટલી તો સરસ છે કે આપણે તેને શાહજહાનના તાજમહેલના મકાનોની ગોઠવણી સાથે સરખાવી શકીએ અત્યારે તો આ બધા જમીનદોસ્ત થઈ ગયાં છે, પણ નકશા પરથી આપણે એની અસલ ગોઠવણીનો ખ્યાલ કરી શકીશુ. નકશામાં જ્યા K કર્યો છે એ એક નાનકડી ચોકી છે. એમાથી નીકળતી પૂર્વ પશ્ચિમની મધ્યરેખા આખા સમૂહની મધ્યરેખા બને છે હવે એ મધ્યરેખા પર મુખ્ય દેવળને કલ્પો. એ પાચ માળનું હોવાનું કહેવાય છે એનું શિખર કંઇક ૧૨૫ ફુટ ઉંચું હતુ. એના રંગમંડપ આગળ A પાસે પ્રવેશદ્વાર છે. A અને K ની મધ્યમાથી પસાર થતી એક આડી મધ્યરેખા પર J પાસે બે દહેરીઓ છે હવે A ને વટાવી રંગમંડપની મધ્યમા ઉભા રહો ત્યા પાછી એક આડી મધ્યરેખા પડી, તેના પર પાછી બીજી બે દહેરીઓ દેખાશે એ દહેરીઓ અને મંડપના ઉત્તર તથા દક્ષિણના પ્રવેશમંડપોમાથી વળી બે ઉભી મધ્યરેખા પર ઉભા રહી પશ્ચિમ તરફ જોશો તો બે તરફ બે દહેરીઓ દેખાશે. એ જ રીતે રંગમંડપના ઉત્તર અને દક્ષિણ પ્રવેશમંડપોમાથી પશ્ચિમ




સિદ્ધપુરના રુદ્રમહાલયનો નકશો

આ નકશો, એના અવશેષો પરથી, શિલ્પશાસ્ત્રના આધારે પાટણના એક સલાટે તૈયાર કરેલો તે પરથી સરકારી સંરક્ષક ખાતાએ દોરેલો છે એમા હાલમા બચી રહેલા અવશેષો [illegible] રંગમા બતાવ્યા છે

તરફ એવી જ બીજી બે દહેરીઓ છે આમ મધ્યસ્થ દેવળની ઉત્તર તથા દક્ષિણે સમાન્તરે અને પશ્ચિમમા લગભગ પાછળ, પણ બધી જ રંગમંડપમાથી દેખાય તેવી રીતે આ દહેરીઓ મુકેલી છે બાકીની ત્રણ દહેરીઓ મુખ્ય દેવળની પછવાડે કરી છે આ ઉપરાંત ઠેકઠેકાણે વડનગરમા છે તેવા તોરણો—'કીર્તિસ્થંભો' આ મધ્યરેખા ઉપર સમાન્તરે આવેલા હોઇ આખો સમૂહ ઘણો જ નિયમિત છે આવી કેન્દ્રવર્તી ગોઠવણ સ્થાપત્યશાસ્ત્રમા ઉત્તમોત્તમ ગણાય છે એક મકાનથી તે મોટા શહેરો આ જ પદ્ધતિએ સુંદર બની શક્યા છે જયપુર શહેર આ રીત પર રચાએલું છે. નવી દિલ્હી પણ આ જ સિદ્ધાન્ત પર ગોઠવાએલું છે

આ આખી ગોઠવણીની સુંદરતામા નદી પરનો ઘાટ વળી ઑર વધારો કરે છે તમે એક ખ્યાલ કરો કે એ આખો સમૂહ તેના મધ્યસ્થ પ્રચંડ દેવળ સાથે ખડો છે, નદીમા સ્વચ્છ જલ વહે છે અને તમે હોડીમા

ફરનાકરના એને નિહાળો છો. એ જોઈ તમે જરૂર એમ બોલી ઉઠશો કે 'આ અપ્રતિમ સુન્દર છે' નદી પરના આપણા અને મુસલમાની મકાનોમા એક ખાસ ફરક એ છે કે, આપણે મકાનોના મોઢાં નદી તરફ રાખેલા છે, જ્યારે મુસલમાનોએ એમના મકાનોની પીઠ નદી તરફ રાખી છે તાજ મહેલની પીઠ નદી તરફ છે, દિલ્હી–આગ્રાના મહેલો પોતાની પીઠ નદી તરફ કરીને ઉભા છે એમનામા નિમાજને માટે નહાવાની જરૂર નથી ગણાઇ એટલે મસ્જિદ નદીકાંઠે ક્યાથી હોય? આપણે તો નદી અને મકાનનુ દર્શન એકસાથે જ થાય તેમ કર્યુ છે.

એક કાળે આપણી આવી રસવૃત્તિ હતી આપણે હાથે આવા અપ્રતિમ સર્જનો થયા છે, એ જ સર્જનોના સ્થાન પર આપણે હવે શુ જોઇએ છીએ? નકશા પર ફરી નજર કરો



સિદ્ધપુરના રુદ્રમહાલયનો એક ભાગ

આવી કૃતિઓમાથી કેટલુક તો કુદરતે પાડ્યુ, એમા આપણે આપણને દોષ ન દઇએ મુસલમાની સલ્તનતે ધર્મઝનુનથી કેટલુ ય પાડ્યુ. પણ એ જ ઝનુન વડે એમણે તો ઘણા ય સર્જનો પાછા ઊભા કર્યા. આ જગ્યાએ મુખ્ય મંદિરની પછવાડે આવી રહેલી દહેરીઓને ગણુ જ ખુબીથી જોડી દઇને મંદિરની મસ્જિદ કરી નાખી છે' ત્યા આગળમાં આપણે કરી ગયેલા કુંડને તેઓએ નિમાજ વખતે પગ ધોવાને માટે ટાંકું કરી નાખ્યું. એમની એ જગ્યા અત્યારે તેઓ ગણુ જ સાફ દશામા ટકાવી ગયા છે. પણ આપણે શું કર્યું છે! આપણે તો એવા બેદરકાર ગયા કે મધ્યસ્થ મંદિરના રંગમંડપની જ વચ્ચે એક ઘર ઘુસી ગયુ છે' જમીનદોસ્ત થઈ ગએલા એ

મંદિરના પાયા પર આપણને બીજું કાંઇ જ ધાર્મિક સ્મારક કરવાનું નહિ સુઝતા ગમે તેવા બેડોળ મકાનો ખુરી ગયા છે એ મકાનો જે મુસલમાનોના હોય તો આપણે કોઇએ કેમ વાંધો ન લીધો? આપણે જાણીએ છીએ કે મુસલમાન પોતાની નાની સરખી કબરને પણ કોઇ આગળી અડાડે તો શોર-બકોર કરી મુકે છે! રંગમંડપના ઉત્તર તરફના પ્રવેશ-મંડપને પણ બરોબર અડીને એક ઘર થએલું છે. ફોટોગ્રાફમાં એ ઘરની બેડોળ ભીંત એ મંડપને આધારે ઉભેલી આપણે જોઇએ છીએ હજારો લોકો આ પવિત્ર મનાતા સ્થળના ઘાટ પર શ્રાદ્ધો સરાવતા હશે, પણ કોઇને આ સ્થળ તરફ પાણીના છાંટા ઉડાડતા આ વિચાર આવ્યો છે! આપણે આવા તો કેટલા યે સ્થળો બગાડી નાખ્યા! કેટલી યે વાવોના પાણીમાં આજ કીડા ખદબદે છે! વઢવાણની માધા-વાવના પાણીની બદબો આસપાસ ૫૦ કદમ દૂર ફેલાય છે જેના પાણીના કોગળાથી ઉલટી થાય તેવા દામોદર કુંડ, ભીમ કુંડ, ગૌમુખી ગંગા વગેરે જગ્યાએ જઇ આપણે પાછા શ્રાદ્ધ સરાવતા હઇશું ત્યારે ઉપરથી ઈશ્વર જરૂર આપણા તરફ હસતો હશે

એ તો ભલું થજો લાટ સાહેબ કર્ઝન સાહેબનું! એમણે ગમે એટલા ખરાબ કામો કર્યા કહેવાય છે, પણ હિંદ સ્થાપત્યનું રક્ષણખાતું કાઢી એ કલાની જે એક પૂજા કરી છે, તે એવી છે કે એમણે કરેલા બધા પાપો હણાઇ જાય એ રક્ષકખાતાના માણસો ફરતાફરતા જ્યારે આ ખંડિયેરો પાસે આવ્યા ત્યારે એમના વડા સાહેબ, આ દેવળોના વિસ્તાર પર એટલા તો મુગ્ધ થયા કે એના પડી રહેલા ખંડિયેરો પુરતો જ નકશો તૈયાર કરીને એમણે એક પાટણના સલાટ—સ્થપતિ ( Architect )ને બોલાવ્યો, ને એણે એ પડી રહેલા અવશેષો પરથી શિલ્પશાસ્ત્રના આધારે અસલ રુદ્રમહાલય કેવો હશે તેની કલ્પના એક કાગળ પર દોરી કાઢી ને એ વડા સાહેબને આપી! અત્રે રજુ થએલો નકશો એ સલાટના ખસરિયા (સ્કેચ) પરથી વડા સાહેબે કરેલો છે, અને આ વર્ણન પણ એ સલાટને જ આભારી છે.





મુંબાઈમાં અભ્યાસ કરતા એક કોલેજીયન ગામડામાં રહેતા એના પિતાશ્રી ઉપર નીચે પ્રમાણે પત્ર લખે

પૂ પિતાશ્રી, તાકીદે ૫૦ રૂપિઆ મોકલી આપશો મને જ જરૂર છે — લિ આજ્ઞાંકિત રમેશ.

તા ક આ પત્ર ટપાલમાં નાખ્યા પછી મને એટલો પશ્ચાત્તાપ થયો કે તે પાછો આપવા મેં ટપાલવાળાને ખુબ વીનવ્યો. પણ એણે પાછો આપ્યો નહિ હું પ્રભુને પ્રાર્થના કરૂં છું કે આ પત્ર તમને ન પહોંચે

એ ચાલાક દીકરાને એના પિતાશ્રીએ જવાબ આપ્યો:

ચિ રમેશ, તારી પ્રાર્થના ફળી છે ચિંતા કરીશ નહિ. મને એ પત્ર નથી પહોંચ્યો!

卐

આપઘાતનો પાઠ ભજવનાર ઍક્ટર આવેલ નહિ હોવાથી નાટકના મેનેજરે બીજા એક ઍક્ટરને તેનો પાઠ ભજવવા કહ્યું પણ તે ઍક્ટર કહે, 'મને એના પાઠનો એક શબ્દે ય આવડતો નથી'

મેનેજર કહે, 'કાંઇ વાંધો નહિ, વાંચીને બોલજે!'

卐

એક શેઠ—છોકરા, હું પેલા દરવાજામાં થઇને બાગમાં જઈ શકીશ!

છોકરો—હા, મને તો લાગે છે કે તમે જઇ શકશો. મેં હજી હમણાં જ એક રૂનું ગાંસડું ત્યાંથી લઈ જતા જોયું!

卐

મગન—છગન, સાઈકલ ફેરવવા નીકળ્યો છે, પણ ધ્યાન રાખજે કાંટા-કાંકરા વાગે નહિ, નહિ તો પંચર પડી જશે

છગન—જોતો નથી, જોડા પહેર્યા છે પછી કાંટા ક્યાંથી વાગવાના હતા?

卐

ન્યાયાધીશ—તેં આ તારમાસ્તરને કેમ માર્યો?

ગુનેગાર—સાહેબ, એ મારો ખાનગી તાર વાંચી જતો'તો!

卐

વકીલ—તમે મારા બોલવા તરફ થોડું ધ્યાન આપશો?

અનીલ—હું બને એટલું થોડું જ ધ્યાન આપું છું!

卐

ડ્રૉઇંગ શિક્ષક—(મનુએ આપેલા કોરા કાગળ સામું જોઇ) આમાં તેં શું ચીતરી નાખ્યું છે?

મનુ—સાહેબ, એરોપ્લેન.

ડ્રૉઇંગ શિક્ષક—ક્યાં છે? હું તો કાંઈ જ જોઇ શકતો નથી

મનુ—સાહેબ, એ એટલે ઉંચે ઉડે છે કે તમે તો શું પણ કોઇ ન જોઇ શકે!

# કૃષ્ણા — ગોકાકનો ધોધ — કિર્લોસ્કર વાડી અને ઓગલે વાડી

સીતા-રામની ચરણરજથી પાવન થએલ, ગોદાવરીની પ્રિય સખી કૃષ્ણાના દર્શન અમને થયા. કૃષ્ણાતીરે અનેક તીર્થો છે. મહાબળેશ્વરમા એનો આગળી જેવડો પ્રવાહ પૂજાય છે. ત્યાર પછી વાઇ, માહુલી, નરસોબાની વાડી—એમ તીર્થપરંપરા ચાલી જ જાય છે એનો અંત અમે જોયો નથી.

બ્રહ્મચારી–શિરોમણિ દત્તાત્રેયનુ માહાત્મ્ય ગુજરાતે નથી પિછાણ્યું. આબુ, ગિરનારના ઉચ્ચતમ શિખરે એમના વાસ હોવા છતા ગુજરાતની પ્રજાના હૈયામા એ નથી વસ્યા. એમને વસવા જેવુ ઉન્નત આર્યહૃદય જ કદાચ નહિ મળ્યુ હોય.

કૃષ્ણાતટે નરસોબાની વાડીમા દત્તગુરુનુ ધામ છે અહીં હજારો લોકો એમને વંદના કરી પાવન થાય છે. કેટલા યે મગજની ખસી ગએલી સાંકળો એ શાંત, પુનિત વાતાવરણમા જોડાઇ જાય છે.

કુલકર્ણીજીના મામા વાડીમા રહેતા. મામાને ઘેર લગ્ન હતાં. કૃષ્ણાતીર્થના દર્શન કરવા અને મહારાષ્ટ્રીય લગ્ન જોવા હું કુલકર્ણીજી સાથે વાડીએ ગયો

મધરાત સુધી અમે બે ય દત્તોબાને મંદિરે બેસતા કૃષ્ણાનો રેતાળ પટ, સાચા મોતી જેવા નીરમા નાચતો ચન્દ્રમા, ઘાટનાં પચ્ચીસ પહોળા પગથિયા–ત્યા દત્તગુરુના વાસ. માણસ મનુષ્ય મટી દેવ થઇ જાય એવું એ સ્થાન હતું

મહારાષ્ટ્રનાં બ્રાહ્મણલગ્ન જોયા સરકારિતા તો હોય જ. વેદોક્ત વિધિ સવારમાજ શરણાઇના નોખનોખા મીઠા સુર સંભળાય. પણ ક્યા ય જ્ઞાતિભોજન ન દીઠું! ફટાણા સાભળવાની હોશ પુરી ન થઇ! 'નંવરા દેવ' (વરરાજા)ને દેવ જેટલું માન અપાતુ જોયુ. કન્યાની ઉમર પંદર વરસની મહેજે હશે.

લગ્નની વાનીઓ ખવડાવવાની કુલકર્ણીજીની રીત જરા જુદી છે. ભાતભાતની વાનીઓ થાળી ભરીને લાવ્યા મેડી ઉપર એક ઓરડીમા અમે બે જ જણ બેસતા. પોતે બે બટકા ભર્યા ને પાણી લેવાને બહાને બહાર નીકળી, બહારથી સાંકળ વાસી દીધી! મેં જ્યારે સોગનપૂર્વક કહ્યુ કે થાળી ખાલી કરી છે ત્યારે જ ઓરડી ઉઘડી. એમને જ્યારે કાઠિયાવાડી મહેમાનગતીનો સ્વાદ ચખાડીશ ત્યારે જ એનુ સારું વળશે

એક વાર માળે અમે બેઠા'તા. ગોપાળભાઇના મામાના બે બાળકો આવ્યા. બંને કાકોભત્રીજો હતા ત્રણત્રણ વરસની પીઠ વય!

ગોપાળભાઇ મને કહે 'આ બંનેની કુસ્તી જોવા જેવી છે.' બેયને કુસ્તી કરવાનો હુકમ કર્યો, 'ચલા શેઠી મારા.'

રામમૂર્તિ અને સૅન્ડો જેટલા જ ગાભીર્યથી બન્નેએ સાથળ ઠબકાર્યા, ખભા ભટકાડ્યા, કુસ્તી જામી બે ય પડ્યા હતા. બે મિનિટમા કુસ્તી ખલાસ! એકબીજા ઉપર જઇ પડ્યા હસીને ઉભા થઇ ગયા. બાલમંદિરમા લઇ જવાનુ મન થઇ ગયુ. શરીરવિકાસનુ તત્ત્વ મહારાષ્ટ્રમા ઘર કરીને રહ્યુ છે, એના એ પ્રત્યક્ષ પુરાવા હતા.

ૐ ૐ

વૈશાખી પુનમની રાત. આભમાથી અમી વરસતુ હતુ. ગોકાક શહેરથી સાત માઇલ દૂર સ્ટેશનમા હુ પરદેશી મુસાફર પડ્યો હતો સવાર પડવાની વાટ જોતો'તો. ચન્દ્રને અજવાળે ધોધ જોયો એ નિશ્ચય હતો. અરુણોદય થઇ જવાની ચિંતામા આંખ મળતી નહોતી. ત્યા તો ઘડિયાળમા ટણણન્ ટણણન્ ચારના ટકોરા થયા. આખો ચોગાનો બેઠો થઇ ગયો. ગાડો માણસ ડાહ્યો થઇ જાય એવી ચાંદની જામી પડી'તી

નરસોબાની વાડી (મારોલ રોડ)થી ગોકાક રોડની દોઢ રૂપિયાની ટિકિટ હતી ગોપાળભાઇને બેલગામ જવું'તું ગોકાક વચ્ચે આવે હુ ગોકાક ઉતર્યો; એ



# મારા ફળીમાં

પક્ષીનિરીક્ષણ

મારા ફળીમા એક સુન્દર ઘટાવાળો લીમડો આવેલો છે - આ ઉનાળામા તો મેં મારી એકેક લીમડા નીચે જ રાખી હતી સવારસાંજ લીમડા નીચે બેસવુ અને બપોરના સુવુ પણ ત્યા જ. ઉનાળાના પ્રખર તાપથી બચવા માટે મારા ફળીના તેમજ આજુબાજુના કેટલાક પક્ષીઓ પણ ત્યા આવતા ને કિલકિલાટ મચાવી આખા ચોગાનને ગજાવી મુકતા. વહેલી સવારે અને મોડી સાંજે કોયલો આજુબાજુમાથી ટહુકવા માડતી અને જમાનાજુનુ વેર લેવા તેમની પાછળ કાગડા પડતા બપોરના વખતમાં કાબરોના કચકચાટ, ખિસકોલીના ચિત્કાર, ચકલીઓના ચકચકાટ ને લેલાની લવરીથી કોઈ તીર્થ-સ્થળના મેળાની માફક મારો લીમડો ગાજી રહેતો હતો

આ બધી જાતના અવાજની વચમા મેં એક દિવસ સાંજે સુંદર સગીત સાભળ્યુ તપાસ માટે ઉંચે જોઉં તો બે બુલબુલ ગેલ કરી રહ્યા હતા કાળી કલગીવાળા માથા, સફેદ છેડાવાળી કાળી પુછડી, ઝીણી લીટીવાળુ રાખોડી શરીર ને કદિ પણ ન ભુલી શકાય તેવો પુછડી નીચે રાતો ડાઘ ધરાવતું, ચકલીથી સ્હેજ મોટું પક્ષી તે બુલબુલ જેના વિષે કવિઓએ પુષ્કળ કાવ્યો લખ્યા છે, જેના સંગીત ઉપર અનેક રસિકો મુગ્ધ બન્યા છે તે બુલ-બુલ. તેના માળા આપણે ત્યા દરેક બગીચામા ઉનાળાના મે અને જુન માસમા જ્યાસ્યા માલુમ પડે છે, માત્ર જરૂર છે આપણે આંખ ઉઘાડી રાખવાની પછી તો હુ તેમને વારવાર લીમડાની સળીઓ વીણતાં જોવાં લાગ્યો, અને આજુબાજુમા તેઓ અવશ્ય માળો બાંધતા હશે તેની મારી ખાત્રી થઇ

લગભગ બધાં પક્ષીઓ એપ્રિલ, મે ને જુન માસમાં જ ઈંડા મુકે છે તેમનુ સવનન, સગીત અને પીંછાના રંગોની ભભક જોવી હોય તો આ જ વખતમાં મે માસમા કાબરો અને ચકલાના તો બચ્ચા પણ તૈયાર થઈ જાય છે જુનની શરૂ-આતમા કાગડા, કોયલ અને કાળાકોશી ઈંડા મુકવાની શરૂઆત કરી મુકે છે. બુલબુલ વરસ દિવસમા બે



બુલબુલ

વખત ઈંડા મુકે છે. મને તો પક્ષીઓ માટેની વસતઋતુ ચૈત્ર-વૈશાખમા શરૂ થતી હોય એમ લાગે છે લગભગ દરેક પક્ષી આ ઋતુકાળમા જોડાય છે જેમાનો મોટો ભાગ આખી જીન્દગી પર્યન્ત જોડાઇ રહે છે બુલબુલ માટે પણ એમ મનાય છે કે નર અને માદા આખી જીન્દગી સુધી એકબીજા સાથે જોડાઈ રહે છે. કબુતરની બાબતમાં તો મારો જાતનો અનુભવ છે કે તેની માદા એક નરને છોડી બીજા સાથે સહેલાઇથી જોડાઇ શકતી નથી. એક માદાને, તેનો નર મરી ગયા પછી બીજા નર સાથે પાંજરામા રાખવામા આવી બીજે દિવસે માલુમ પડ્યુ કે તેણે ચાંચો મારીમારી નરને જખમી કરી નાખ્યો હતો! આ ઉપરાત એવુ પણ સાબિત થયુ છે કે પાંજરામા પક્ષીઓ ઈંડા બહુ જ મુસીબતે મુકે છે; જ્યારે, બહાર બહુ જ છુટથી મુકે છે. કેદખાનામા પરતન્ત્રતા ભોગવતી પ્રજાને ગુલામો પેદા કરવાનો હક નથી, એ સિદ્ધાંત પક્ષીઓ જેટલી ચોખ્ખી રીતે સમજતાં મનુષ્યો ક્યારે શીખશે?

એક દિવસ બપોરના હુ મારી ઑફિસમા બેઠો હતો, એટલામા અચાનક સીટીના સુદર અવાજ જેવો હુવી ...હુવી!...હુવી .. અવાજ સંભળાયો બારી-માથી બહાર જોઉં તો ચકલીથી અરધા કદનું એક સુન્દર નાનુ પક્ષી કરેણની ડાળેડાળે કુદી બોલતુ હતુ પક્ષી નાનુ પણ અવાજ મોટો! માથા તથા ચાંચનો રંગ સ્નાશ ઉપર, પાંખો ને બરડાના પીંછાનો રંગ ઘુવના પોપટિયા જેવો, પેટ તદ્દન સફેદ, ચાંચ પાતળી ને અણીદાર અને પુછડીના વચ્ચેના બે પીંછા



ટેઇલરબર્ડ-દરજી પક્ષી-ફુત્કી



માળામા ઇંડા સેવતું બુલબુલ (ફોટો)

બીજાં પીછાં કરતા મોટા અને બહાર નીકળતા

આ પક્ષીને અંગ્રેજીમા Tailor-Bird (દરજી પક્ષી) અને આપણે ટાસ્કો અથવા ફુત્કી કહીએ છીએ અંગ્રેજી નામ પ્રમાણે, આ પક્ષી બે અથવા ત્રણ પાનને દોરા, પેરાળ અથવા કરોળિયાના જાળા વતી સીવી માળો બનાવે છે ઘણીવાર જો પાન બહુ જ મોટુ હોય તો એક પાનનો પણ માળો બનાવે છે પોતાની અણીવાળી ચાંચનો સોય તરીકે ઉપયોગ કરી તે પાનને બરાબર સીવે છે અને માળાને મજબુત બનાવે છે પછી અંદરના ભાગમા રૂ, ઊન કે બીજો કાંઇ પોચો પદાર્થ ભરી બચ્ચાને રહેવાલાયક માળો બનાવે છે બચ્ચા મુકવાની ઋતુમા નરની પુછડીનાં વચલા બે પીંછા મોટા થાય છે મેં જે ફુત્કી જોઇ તે નર હતો આ તેનો ઇંડા મુકવાનો વખત છે, માટે તેનો માળો આટલામા જ હશે એમ ધારી હું શોધવા નીકળ્યો. તે બોલતુ હતુ ત્યા આજુબાજુમા જોયું તો એક અંગ્રેજી ફુલઝાડની ડાળોના ઝાસમા મેં બુલબુલનો માળો જોયો આ તો કોલંબસને હિંદુસ્તાન શોધતા અમેરિકા જડ્યો એના જેવુ થયુ.

સુંદર ટોપલી જેવો, લીમડાની સળીઓનો બનેલો એ એક નાજુક માળો હતો તેની અંદર બુલબુલે રૂ, ઊન કે બીજો કાંઇ પોચો પદાર્થ ભરી બીજાં પક્ષીઓની માફક સુકોમળ બનાવેલો ન હતો. છોડની ડાળીઓ સાથે કરોળિયાના જાળા વતી તેને અકબંધ જડી લીધો હતો. જમીનથી તે માત્ર ચાર ફુટ ઉંચો હતો. ફુલ-ચકલીની પેઠે બુલબુલ પણ માળા જમીનથી બહુ ઉંચા બાંધતુ નથી, અને લગભગ એવે સ્થળે બાંધે છે કે જ્યાથી તેનાં ઇંડાં બીજાં પક્ષીઓ જલદી ઉપાડી જાય

બેચાર દિવસ માળો ખાલી રહ્યો બુલબુલ પણ ત્યા આવતું જણાતું નહિ પણ જુનની પાંચમી તારીખે સવારે બુલબુલે તેમાં જાંબુડા જેવડું એક ઇંડું મુક્યું. ઇંડું રંગે સફેદ પણ તેની ઉપર જાંબુડિયા રંગના છાટણા, ને ઉપરના ભાગમા જાંબુડિયો રંગ જરા વધુ ઘેરો પછી તો તા. ૬-૭ને દિવસે બીજાં બે ઇંડા મુક્યા પક્ષીઓ દરરોજનું એક જ ઇંડું મુકે છે; કેટલીક વાર તો બે દિવસે એક ઇંડું મુકે છે.

હવે તો આખો દિવસ બુલબુલ માળામા બેસી રહેવા લાગ્યુ નર પણ કોઇકોઇ વાર તેની સંભાળ લેવા આવતો હોય તેમ દેખાતું. આ સમયમા અમે બુલબુલના માળાના, તેનાં ઇંડાના અને ઇંડા સેવના બુલબુલના ઘણા ફોટા લીધા પહેલે પ્રસંગે તો તે બીને નાસી ગયુ અને ચારપાંચ કલાક સુધી આવ્યુ નહિ. અમને બીક લાગી કે તે કદાચ નહિ પણ આવે. પણ સાંજે તે આવી પહોંચ્યુ અને પછી તો એવુ ટેવાઇ ગયુ કે અમારાથી બીલકુલ બીતુ નહિ. સાધારણ રીતે દસ દિવસે ઇંડા પાકી તેમાથી બચ્ચા નીકળે છે. પણ આજ જ્યારે હું આ લખું છું ત્યારે બાર દિવસ થયા છે છતા હજુ ઇંડામાંથી બચ્ચા બહાર પડ્યા નથી કોઇક વાર પક્ષીઓ ખોટા ઇંડા પણ મુકે છે.

લીમડાનું બીજું વાઘલિયુ પક્ષી તે કાગડ. આપણને સૌને આ પક્ષી બહુ જ પરિચિત છે, છતા તેની કેટલીક ખુબી તો જો ધ્યાન આપ્યુ હોય તો જ

જડે. તે વિદૂષકની જાતનું પક્ષી છે ને ઘણી જાતના અવાજ કાઢી શકે છે ભલભલા મોટા પક્ષીઓને એ પજવે છે, અને મોટી ઉદ્યાનનો નાશ કરી ચોક, ફળી અને બગીચા સ્વચ્છ રાખે છે

મારા પાડોશમા શ્રી કચનરાય ભાઈ નામના એક પક્ષી-વિજ્ઞાન-વિશારદ ગૃહસ્થ રહે છે પક્ષીઓ બાબતનું તેમના જેટલું જ્ઞાન ભાગ્યે જ બીજા કોઇનું હશે. તેઓ ઘણી જાતના અસંખ્ય પક્ષીઓ ઉછેરે છે અને કેળવે છે પક્ષીઓના જ્ઞાન બાબત મારી ઘણી મુશ્કેલીઓનો ઉકેલ તેઓ કરે છે ટુંકામાં તેઓ આ બાબતમા મારા જેવા અનેકના ગુરુ છે. તેમને ત્યા એક કાબર છે તે મોઢેથી ઘંટ વગાડે છે તેમના બંગલા પાસે શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન છે તેમા અવારનવાર ઘંટ વગડયા કરે છે, તે સાભળી આ કાબર મોઢે ઘંટ વગાડતા શીખી ગઇ છે આવી તો તેની અજબ અનુકરણશક્તિ છે' સાજે જો તમે કાબરોને પોતપોતાના માળા તરફ જતી જુઓ તો જણાશે કે તેમની ઉડવાની ઝડપ કાગડા કરતાં ઘણી વિશેષ છે. વળી તમે કોઇ દિવસ સાજે માળા તરફ કાબરને એકલી ઉડી જતી નહિ જુઓ, હમેશા તેમના જોડકા જ પાછા ફરતા દેખશો

આ કાબરોમા પણ ઘણી જાતો હોય છે મારા લીમડા ઉપર જે કાબર દેખાય છે તેનુ વર્ણન આ પ્રમાણે છે. બીજી કાબરો કરતા તેનુ કદ સ્હેજ નાનું, માથું કાળુ અને તેના ઉપર સુંદર પીછાનો કાળો ચકચકિત અંબોડો અથવા કલગી આ કલગી ઉભી રહેતી નથી, પણ માથા ઉપર આડી પડેલી હોય છે શરીર ભુરૂ, પગ પીળા અને છાતી રતાશ ઉપર બધી રીતે બહુ જ સુદર આને બ્રાહ્મીની મેના અથવા બબ્બઇ કહેવામા આવે છે આ પક્ષની અનુકરણશક્તિ ઘણી જ તીવ્ર છે જે શીખવો તે એ બહુ જ સારી રીતે શીખી લે છે. રા કંચનરાય ભાઇને ત્યા બબ્બઇનુ એક જોડકું છે તે બહુ જ સુદર બોલે છે.

કાબરો અને ચકલીઓ માળા બાધવામા બહુ જ બેદરકાર હોય છે એ બનેના માળા સ્હેજે ભાગી જાય તેવા હોય છે. કાબરો તો ઝાડના થડની અદરના પોલાણમાં પણ માળા બાધે છે ઘણી વાર તો લક્કડ-ખોદે પાડેલા કાણા જ તેઓ વાપરે છે

આ વખતે આ જ લીમડા ઉપર કોયલો અને કાગડા બાબત ઘણું જોયું. તે એટલું બધું છે કે અવકાશે એક સ્વતંત્ર લેખ તેના ઉપર લખવા ઇચ્છા રાખુ છું. આ વખતે મેં પક્ષીનિરીક્ષણમા નાના દૂરબીનનો ઉપયોગ કર્યો હતો. ઘણી વાર પક્ષી એટલે ઉચે બેઠુ હોય કે બરાબર દેખી શકાય નહિ ઘણી વાર દૂર ઝાડ ઉપર પક્ષીને બોલતું સાભળી તેને જોવા ત્યા જઇએ એટલી વારમા તો એ ઉડી જાય તેમની ચાચ, પીછા, પગ વગેરે બરાબર સ્પષ્ટ રીતે જોવા માટે જો બાયનોક્યુલર અથવા નાના ટેલેસ્કોપનો ઉપયોગ કરવામા આવે તો બહુ જ સરળતા પડે મેં બ્રાહ્મીની મેના તથા માદા કોયલને દૂરબીનની જ મદદથી બરાબર નિહાળેલી. ગજાનન ભટ્ટ

## સાહિત્યનું પાણી

'કુમાર'ના ચૈત્રના અંકમા પાણી વિષેનો લેખ પાણી-પાણી કરી નાખે એવો છે એમા તો પાણીના ઉપયોગ, ગુણ, અને આરોગ્ય જાળવવામા તેની જરૂરિયાત વિષે લખ્યું છે, પરતુ અહીં તો, આપણા ગુજરાતી સાહિત્યમા એ 'પાણી'એ કેટલુ પાણી આણ્યું છે તે વિષે વાત કરવાની છે એનુ બહુ લાબુ લખવાનો બીલકુલ ઇરાદો નથી. માત્ર નીચેના થોડા વાક્યો વાચી જશો એટલે કહેવાનો મુદ્દો સમજાશે.

ખરેખર, એણે બાપના વારસાના બધા પૈસાનું પાણી કરી નાખ્યુ છે

ત્યારે જોઈશું હવે, તમારામા કેટલુક પાણી છે તે

આ મોતી બહુ પાણીદાર લાગે છે

અને મારા ભાઇનો ઘોડો પણ કંઇ ઓછો પાણીદાર છે? એથી તો એને એ પાણીપથો કહે છે

ત્યારે એને પાણીને મુલે વેચવા શા માટે કાઢ્યો છે?

અરે, પણ આ મારા હાથપગ પાણીપાણી કેમ થઇ જાય છે!

એ તો મીઠાઇ જોઇને તારા મોમા પાણી આવે છે તેમા તો યાદ રાખજે તારી આખમા પણ પાણી આવશે.

ના રે ભાઇ, આજથી પાણી મુકયુ, તારી સાથે વાદ જ ન કરવો

આ વિષે વધુ માહીતી જોઈતી હોય તો ઘણું કરીને 'સુંદરી સુબોધ' અને 'સાહિત્ય' માસિકોમા થોડા વરસ અગાઉ 'પાણીનું પાણી' આવ્યુ હતુ.

વાચનારને પણ કાઇ આવું સુઝી આવે ને આ સગ્રહમા વધારો કરવા ઇચ્છે તો જરૂર મોકલી આપે. પણ એ છપાવવા જેટલુ પાણી એમા હોવુ જોઇએ



# બચી

રત્નાગિરિમાં એ વરસે કેરીનો તો પાર ન મળે. ઝાડ ઉપરથી કેરી પડ્યાનો ટપ્ અવાજ થાય ને અમે ત્રણે જણા દોડીએ. આ રીતે દિવસમા લગભગ ૨૫–૩૦ કેરીઓ પડતી.

એક દિવસે- ધબ્ અવાજ થયો ને અમે ત્રણે દોડ્યા. જોયુ તો કેરી ન હતી પણ એક ખિસકોલીનું બચ્ચું પડી ગયું હતુ. તરત જ મેં એને ઉપાડી લીધુ. એને આખે શરીરે, કોકણના આંબાઓ ઉપર હોય છે તેવા લાલ મકોડા ચોંટ્યા હતા. એને જોઈને મને બહુ દયા આવી. મેં બધા મકોડા ઉતારી નાખ્યા ને એને ઘરમા લઇ આવ્યો.

નાનપણથી જ પ્રાણીઓ પાળવાનો મને શોખ છે. મેં એક કુતરૂ પાળેલુ, તેનાથી છુટો પડતા હું બે કલાક રડેલો. એક વાર કુતરાએ વાદરાનુ બચ્ચુ વીંખેલુ, તેને પાળવા માટે પણ મારી બા સાથે બે કલાક રકઝક કરેલી, અને અંતિમ જવાબ નકારમા મળતા છાનોછાનો ખુબ રડેલો.

આજે ખિસકોલીનુ બચ્ચુ પાળવા માટે મળ્યુ તેથી મને બહુ આનદ થયો. પણ મારા હર્ષના ઉભરા ધીરેધીરે શમવા લાગ્યા, કેમકે ખિસકોલીના એ મૂર્ખ બચ્ચાને ખાવાની જરા પણ સાન ન હતી. મેં વાટકીમા દુધ મુકયુ તે પણ એણે ન પીધુ. હું મુઝાયો. પણ વળી એક ઉપાય સુઝ્યો. મારી લંગોટી લઇ આવ્યો. એનો એક છેડો ફાડી તેનુ અણીવાળુ આચળ બનાવ્યુ. એ આખુ દુધમા બોળીને એના મોઢામા આપ્યું. તરત જ બચ્ચાએ તે ચુસવા માડ્યુ. મને આનંદ થયો. બે કલાક બેસી મેં તેને વાટકી ભરી દુધ પાયુ. હવે બચ્ચુ જીવશે એવી કાઇક આશા બંધાઇ.

ધીમેધીમે બચ્ચું મોટું થતુ ગયુ. હું એને કાણાવાળી પેટીમા રાખતો. એટલામા આવ્યા કરમદા અને જાબુના દિવસ. એક દિવસ હું કરમદા લઇ આવ્યો. મજાના કાળા, પાકા અને મીઠા એવા દસબાર કરમદા એની પેટીમા મુકી દીધા. સાજે આવીને જોયુ તો બધા કરમદા એમ ને એમ પડેલા! કરમદા ન ખાવા માટે મેં બચ્ચાને બેચારસભ્ય ગાળો દેતાદેતા કરમદા ઉપાડ્યા. પણ આ શું? એકેએક કરમદુ અંદરથી પોલુ! બચ્ચાએ આબાદ બધા કરમદાનો ગર કાણા પાડીને ખાધેલો! આ જોઇ હું બહુ જ ગદ્ગ થયો.

પણ હવે તે પેટીમા રહેતુ હોવાથી બહારના જગતથી બહુ બીતુ હતુ. તેને ટેવ પાડીને જરા બહાદુર બનાવવા મેં એને બીજે જ દિવસે પેટીમાથી બહાર કાઢ્યુ. બહારનો પ્રકાશ જોઇ એ ચમક્યુ. એકદમ મારા હાથમાથી છટકીને બગીચામા દોડ્યું ને એક દરમા ભરાયુ. મને થયુ કે અદર જો એકાદ કાકો બેઠો હશે તો સ્વાહા કરી જશે. ખિસકોલી પાળવાની મારી બધી આશા સુકાઇ ગઈ. છતા પણ 'પ્રયત્ન તો કરીએ' એમ વિચાર કરી મે દર ખોદી કાઢ્યું. અદર હાથ નાખતા બચ્ચુ તો પકડાઇ ગયુ પણ ગભરાટમા એણે પોતાના તીણા દાતનો મને ઠીક પ્રસાદ ચખાડ્યો. મારી આગળી લોહીલોહાણુ થઇ ગઇ. પણ મેં એને જવા તો ન જ દીધુ.

એક દિવસે એ બચ્ચાનું નામ પાડવાનો વિધિ કરવામા આવ્યો. એ બચ્ચું ખિસકોલી (સ્ત્રી જાતિ) હોવાથી મેં એનુ નામ 'બચી' પાડ્યું. એના પલાયન પછી હું હમેશા એને ખિસામા જ રાખતો. પહેલા હું એને બાજુના ખિસામાં રાખતો પણ ત્યા કેટલીક વાર મારૂ ધ્યાન ન રહે ત્યારે બચીને ચગદાવું પડતુ. એટલે પછી મેં એને છાતી ઉપરના ખિસામા રાખવા માડી. ત્યા ખિસાની કોર ઉપર પોતાના બે પગ અને મોઢુ કાઢી જાણે ઝરૂખામા બેસીને કોઇ ગજરાણી જોતી હોય એમ બચી ચારેકોર જોતી. જરા પણ બીક લાગે કે તરત જ પગ અને મોઢુ અદર ઉતારી લેતી. ખાસ કરીને એ મૉટરથી બહુ બીતી. મૉટરનો અવાજ સંભળાય કે તરત જ ખિસાના એક કોરના ખુણામા લપાઇને બેસી જતી. પછી તો એ મારી સાથે ખુબ હળતીમળતી થઇ. એને જમીન ઉપર મુકી હું દોડુ તો તરત જ એ મારી પાછળ દોડતી, અને મને પકડી પાટી શરીર ઉપર ચડી એકદમ આગલા ખીસામા આવી બેસી જતી!

અમે બધા કેરી ખાવા બેસીએ એટલે હું ખાતો

હોઉં એ કેરીની ચીરી, મારા હાથ ઉપર ચડી જતી એઠી કરી નાખે પછી નછુટકે મારે એને એ ચીરી દેવી પડે ચીરી હાથમા આવે એટલે બચી પાછલા બે પગ ઉપર બેસી આગલા બે પગ વડે ખાવા માંડે એને ચીરી આપ્યા પછી મેં ભાગ્યે જ ત્રણચાર ચીરી ખાધી હોય ત્યા તો પાછી પેલી ચીરી અરધી જ મુકી દઇ તે મારી બીજી ચીરી એઠી કરી જતી આ ખરાબ ટેવ પડે એ ઠીક નહિ, એમ વિચારી મેં એક યુક્તિ કરી એક દિવસ મેં તેને હમેશની પેઠે એક ચીરી આપી તે પડતી મુકી બચી જ્યારે બીજી ચીરી લેવા આવી ત્યારે મેં તેને હાથ ઉપર ચડવા જ ન દીધી અને અમે ખાઇ રહ્યા ત્યા સુધી તેને ડાબે હાથે પકડી રાખી, પેલી પડતી મુકેલી ચીરી પણ મેં એને ખાવા ન દીધી તે દિવસથી બચી એની ખરાબ ટેવ ભુલી ગઇ

એ વચ્ચે વરસાદ ખુબ પડેલો નવરાસમાં જ હું હાથે જ રાંધતો ચુલા પાસે બેસી તાપવાનુ બચીને બહુ ગમતુ ઘઉંની ગરમાગરમ ભાખરી ઉતરે એ ખાવાની પણ લાલચ તો ખરી જ હું એને પા ભાખરી ખાવા આપતો કેરીના પ્રસંગ પછી રોટલા એઠા કરવાની ટેવ પણ એ ભુલી ગઇ ખરેખર, ત્યારથી બચી સભ્ય બની ગઇ હતી '

હું લખવા બેસતો ત્યારે પણ બચી આવીને ખડિયામા મોઢું નાખતી, પણ શાહીનો સ્વાદ ખરાબ લાગતા નાસી જતી ત્યાર પછી બે દિવસ સુધી એનુ મોઢું વાંદરા જેવુ રંગાએલુ રહેતુ પણ આ મઝા તો ચારપાચ વાર જ થઇ પછી તો એને ખબર પડી ગઈ કે એ ચાખવાની ચીજ જ નથી.

એક વાર એની પુછડી ઉપર સંકટ આવ્યુ એ બહુ જ નાની હતી ત્યારે મારી જોડેના એક વિદ્યાર્થીએ એને પુછડીથી પકડી બચી મારી પાસે આવવા પ્રયત્ન કરવા લાગી જેથી આચકો મારીને એ છુટી તો ખરી, પણ પા ભાગની પુછડી તે વિદ્યાર્થીના હાથમા રહી ગઇ ' ત્યારથી બચી પોણી પુછડી-વાળી થઇ, પણ એથી કાંઈ એની શોભા પોણી નહોતી થઇ

બચીનો ખાવાનો કાર્યક્રમ બહુ મોટો હતો. સવારે દુધ, નવ વાગે મારી સાથે રોટલો, બપોરે પાછા થોડાક ફળ અને રાતના ફરીથી રોટલો. આ સિવાય ઘરમાંથી ચોરીને અને બહાર ફરવા જાય ત્યાંથી ખોળીને ખાય એ તો જુદુ

દિવસે તો જાણે ઠીક, પણ રાતના બિલાડીની બહુ બીક રહેતી. રખેને એ બચીનો કોળિયો કરી જાય ' એટલે હું એક પાંજરૂં લાવ્યો તેનુ બારણુ ઉઘાડું રાખ્યુ અને અંદર ૪ તોલા સુતરની એક ફાળકી જેવડી વાળી ઉપર કપડુ પાથરી બચી માટે માળા જેવી પથારી બનાવી. પણ બચીને એકલા કપડાથી સંતોષ ન થયો તેણે મારૂ ઉનનું ઓઢવાનુ ફાડીફાડીને પોતાને માટે પેલા માળામા સરસ પથારી બનાવી. એવી પથારી બનાવતા તો મને પણ ન આવડત ' સાંજ પડે અને ભોજન મળે કે તરત જ બચી પોતાના પાંજરાની અંદરના માળામા ભરાઇ જતી તે ઠેઠ સવારે જાગતી. ખિસકોલીઓ સૂર્યવંશી લાગે છે, કેમકે બચી કોઈ દિવસ પક્ષીની પેઠે સૂરજ ઉગ્યા પહેલા ઉઠતી નહિ

એક દિવસ અમારે ગામ જવાનુ થયુ આઠ વાગે ઉપડવાનુ હતુ બચી રોજ સવારે ક્યાંક બહાર ફરવા જતી અમારો જવાનો વખત થયો એટલે મેં બચીને ખુબ શોધી, પણ ક્યાય પત્તો લાગ્યો નહિ બધા એક પછી એક ચાલવા માંડ્યા એટલે પીંછે મોઢે હું પણ બચીના બે મહીનાના સહવાસ પછી છુટો પડ્યો

ગામથી આઠ દિવસે અમે પાછા આવ્યા પણ અરેરે, એ દરમ્યાન તો બચી બીચારી કેટલી યે વાર આવીને જતી રહી હશે!

## સ્વીકાર

**પ્રેમશૃંગાર દોહાવલી:** સંકલિત, કર્તા અને પ્રકાશક, કહાનજી ધર્મસિંહ, રાજકોટ; કીં ૦-૪-૦

**સરોવરની સુંદરી:** લેખક, રમણલાલ નાનાલાલ શાહ, પ્રકાશક, બાલજીવન કાર્યાલય વડોદરા, કીં ૦-૨-૦

**બાબા રામની વાર્તા:** લેખક, મગનલાલ મહેતા, ભીલ સેવા મંડળ, દાહોદ

**૨૦૦ વર્ષનું કેલેન્ડર:** (ઇ ૧૮૦૦ થી ૨૦૦૦) યોજક તથા પ્રકાશક, તીમોથી ડી અત્વાની, અમદાવાદ

**ભારતી** વડોદરા રાજ્યની માધ્યમિક શાળાઓ માટે નીકળતુ પત્ર તંત્રી અને પ્રકાશક જી એમ. જાધવ વડોદરા કીં ૦-૨-૦

**ભગિની સમાજ,** મુંબઇનો ૧૧મો વાર્ષિક વૃત્તાંત

# મારી પોતાની વાત



એક વખત ભાઈ હ—એ એક વરરાજાને ખીજવેલા બીજા તો ઘણાની એ મશ્કરીઓ કરતા, પણ વરરાજાનું તો માન રાખશે એમ અમે માનેલુ

ચોરીમાં વરરાજા બેઠા છે. વરકન્યાના છેડા ગાઠેલા છે અને કંઈ લૌકિક, કંઇ ધાર્મિક એમ ક્રિયાઓ થઇ રહી છે સ્ત્રીઓ ગીત ગાય છે અને સર્વત્ર હર્ષ વ્યાપેલો છે મારા ભાઇએ હ—ના કહેવાથી વરરાજાના કસબી જોડા ચાલાકીથી ઉપાડ્યા અને ઝડપથી ભાઇ હ—ના હાથમા પસાર કર્યા. હ—જોડા લઇને નાઠા તે વરરાજાએ આખના પલકારામા જોઇ લીધુ. એટલા માટે તો એ હાથમા ચાબુક લઇને જ બેઠા હતા, અને બધાને સખ્ત નોટિસ આપેલી કે જો કોઇ મારા જોડા ઉપાડશે તો આ ચાબુકે ચાબુકે મારીશ. એવામા આ બનાવ બન્યો.

પછી તો વરરાજા વીફર્યા છેડા ગાઠેલો દુપટ્ટો ફેંકી એ તો દોડ્યા હ—ની પાછળ આગળ હ—દોડે છે ને પાછળ વરરાજા. વરરાજાને દોડવાની મુશ્કેલી ઘણી હતી, પણ એને એ ગણકારતા નથી કમખી મોટો જભ્ભો, કમરબંધ, માથે કસબી પાઘડી અને ગળામા તથા હાથે ઘરેણાં સાચવે છે, હ—ને ગાળો ભાડતા જાય છે અને દોડ્યા જાય છે

હ—રસ્તે જતા લોકોને એટલુ જ કહેતા જાય છે કે 'જુઓ, પેલો વર ચોરીમાથી નાઠો છે અને કોઇથી ઝલાતો નથી.' લોકો એને હાકો પાડવા પ્રયત્ન કરે છે, પણ વરરાજાને હ—પકડવો છે, એટલે એ કોઇનું બોલ્યું સાભળતા નથી પણ હ—ની દોડ મુળે જબરી હતી, અને આજે ચકરડી ભમરડી બહુ યે થઇ પણ એ ન જ ઝલાયા ને વરરાજા કાયમની મોજડીઓ ખોવાના ભયમા આવી પડ્યા. સ્ત્રીવર્ગમા આ વિષય પર કોલાહલ મચી રહ્યો હતો વરપક્ષની સ્ત્રીઓને મન એમનું આ મખ્ત માનભંગ હતુ કન્યાપક્ષ ઓશિયાળો થઇ ગમે તેવો બચાવ કરી રહ્યો હતો લડાલડી, ધાટાઘાટ, રોકકળ થઇ રહી હતી ઘરડા બાધાઓ રાખતા હતા. ચોરી મુકીને નાઠેલા વરે જે અપશુકન કર્યાં હતા તેની પણ ભારે ચિંતા થઈ રહી હતી.

એટલામા ત્રીજી ચકરડીએ ભાઇ હ—ઓચિંતા એમના માતુશ્રીથી જ પકડાઇ ગયા અને વરરાજાના કસબી જોડા સલામત ચોરીમા પહોંચ્યા.

હ—નો ધિક્કાર તો બહુ યે થયો, પણ આમ મશ્કરીમા 'વરરાજા ગાડાની માફક ચાબુક લઇને જોડા સારૂ નાઠા શુ?' એવો તો અભિપ્રાય સુદ્ધાં કોઇએ પ્રદર્શિત ન કર્યો પણ હશે, હ—ને એવા ધિક્કારની શી અસર થવાની હતી?

એ પછી તો ઘણા દિવસો વહી ગયા. ભાઇ હ પરણ્યા ને અમે પણ ૧૪–૧૫ વર્ષની ઉમરે પરણ્યા. પરણ્યા પછી બધાં કહે કે હવે તો રમતો મુકી કંઇક ભણો તો ઠીક એ શિખામણ અમે માથે ચડાવી પરંતુ પછી પોળોની રમતો મુકી ક્રિકેટ ખેલવામા અને મેચો રમવામા અમારો વખત જતો પણ અમારા વખતની મૅચો કે ક્રિકેટો મોંઘી બહુ ચામડાનો બૉલ ચાલે, ને મૅચોમા સામાવાળા હારે તેના ૨૮૫ બૅટ છતી લાવીએ તેથી છએક મહિના નભતુ.

વાચનનો શોખ મારા મોટા મામાને યેગથી

લાગેલો તોપણ અભ્યાસ બહારની પહેલીવહેલી ચોપડી મેં કઇ વાંચી એ યાદ રાખવું અશક્ય છે ગંજગમાર, મદેવંન માળવીંયા, ગુલબકાવળી (અરબી), શકરદેવ અને દેવળદેવીનો સંવાદ, શકરપાર્વતી (બીલડી રૂપે), અમદાવાદના બાર દરવાજાનું વર્ણન, ભજન સંગ્રહ, શ્રી ચતુર મનોરંજક ગરબાવળી, ઓખાહરણ, નળાખ્યાન, અભિમન્યુનો ચકાવો, શામળભટ્ટના છપ્પા, નરસિંહ મહેતાનુ મામેરૂ વગેરે ચોપડીઓ ગુજરાતી ભણતો હતો તે વખતની વાંચેલી અત્યારે યાદ આવે છે.

મોટા મામા (સ્વ વરજરાય નાકરલાલ વકીલ) ને ઘેર બુદ્ધિપ્રકાશ, હિતેચ્છુ, હિંદુસ્તાન, શમશેર બહાદુર, જ્ઞાનસુધા વગેરે સામયિક પત્રો આવતા તે હું વાંચતો, અને દલપતકાવ્ય નારાયણ હેમચંદ્રના પુસ્તકો વગેરે એમની લાયબ્રેરીમાંથી અંગ્રેજી છઠ્ઠા ધોરણમા આવ્યો તે દરમ્યાન વાંચી કાઢ્યા હતા

એ વખતે બુદ્ધિપ્રકાશ મને બહુ જ ગમેલુ એનાથી બુદ્ધિનો પ્રકાશ વધે છે એમ મને પોતાના અનુભવથી લાગેલુ 'જીવનગતિ નિર્ણય' નામની ઘણુકરીને 'જયન્ત'ની તખલ્લુસથી લખાતી લેખમાળાએ તો મારા મન પર કાયમની અસર કરી છે. 'હિતેચ્છુ' પણ હુ નિયમિતપણે વાંચતો અને 'હિંદુસ્તાન'નો મુદ્રાલેખ તો મને એટલો બધો ગમેલો કે પાછળથી મેં મારી નોંધપોથીમા પણ એ નોંધી રાખ્યો છે એનો મુખ્ય ભાગ નીચે પ્રમાણે હતો

જો ગગનાય સ્વતંત્રપણું જ,
ભયે, ભવ નિર્ધનના સહીએ છ,
ઉન્નતિ દેશતણી થતી હોય જ,
ભોજન, ઉંઘ, તજીને કરીએ છ

એ હિંદુસ્તાન, હાલ પ્રજામિત્ર પારસી બેનું ભળી ગયુ છે તે નહિ, પણ સ્વ વનમાળી લાધારામ નામના એક ઉત્સાહી તંત્રી ચલાવતા તે મંગાર સુધારો, રાજ્ય, સાહિત્ય, નાટક, ગ્રંથાવલોકન, ધર્મ વિચાર વગેરે વિષયો એમા ચાલુ બનાવો ઉપરાંત આવતા આવતા અને હું એ ખુબ રસથી વાંચતો હતો

પરંતુ મામાને ઘેર વાંચવામા બહુ વખત ફાવ્યુ નહિ અને વરસ-દોઢ વરસથી વાંચનનું વ્યસન તો પડી ગયુ હતું આખરે ભાઇ હ—ને જ મેં મારી મુઝવણ જણાવી એમણે મને કહ્યું કે 'લાયબ્રેરીઓમા મફત વાંચવાનુ મળે છે. ચાલ તને એવી એક લાયબ્રેરી બતાવુ ' એમ કહી એ મને રાયપુર દરવાજે ચકલેશ્વર મહાદેવ પાસે આવેલી તે વખતની આપારાવ ભોળાનાથ લાયબ્રેરીમા લઇ ગયા જે અનેક બાબતોમા ભાઇ હ—નો હું ઋણી છુ, તેમા સૌથી વધારે ઋણી આ લાયબ્રેરી બતાવવા માટે છું

લાયબ્રેરીઓ કાઢનાર કેવુ મોટું પુણ્ય હાંસલ કરે છે તેનો પણ મને એ વખતે ખ્યાલ આવ્યો. આપારાવ ભોળાનાથ કોણ હશે તે તો હું નહોતો જાણતો, પણ એમનો ઉપકાર તો દરરોજ મારા મનમા માન્યા જ કરતો હતો

મામાના ઘર ઉપરાંતના ગુજરાતી, મુંબઇ સમાચાર, હિંદી પંચ, સુદર્શન વગેરે છાપા મેં આ લાયબ્રેરીમા જોયા, અને જોયા ત્યારથી જ એ બધા 'ગુજરાતી' મથાળાથી તે આ પત્ર ફલાણેફલાણે સ્થળે ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ છાપ્યુ ત્યા સુધીનુ લખાણ નિયમિતપણે વાંચી જતો! બધા પત્રો એ જ પ્રમાણે, સમજણ પડે કે ન પડે તોપણ, વાંચતો અને એનાથી હુ અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં આવ્યો ત્યા સુધીમા તો મારૂ સામાન્ય જ્ઞાન ઘણુ વધ્યુ હતું.

અમદાવાદ ન્યૂ ઇંગ્લિશ સ્કુલમા હું ભણતો હતો જીવકોર લલ્લુભાઇ ન્યૂ ઇંગ્લિશ સ્કુલના નામથી એ હાલ ઓળખાય છે હવે તો એને પોતાનું મકાન છે, પણ તે વખતે એ કાળુપુર ટંકશાળમા ભાડાના મકાનમા હતી

એક મગરા કસરત માસ્તર નવા આવ્યા હતા અને પોતાના હૃષ્ટપુષ્ટ અને મજબુત શરીરથી એમણે તે વખતના શિક્ષકો તેમ જ વિદ્યાર્થીવર્ગનું ખુબ ધ્યાન ખેંચ્યુ હતુ. અમારી નિશાળમા કસરતશાળા પણ એ માસ્તરના આવ્યા પછી થઇ અને ડબલ બાર, સિંગલ બાર, રિંગ્ઝ, સાંકળો, સીડી અને પાટિયુ વગેરે નવાંનવાં સાધનો અમને બહુ જ ગમવા લાગ્યાં

પહેલું રોજુ જે આ કસરતશાળામા દાખલ થયું તેમા હું પણ હતો નિયમિત હાજરીથી, કસરતના દાવ એક પછી એક શીખવાથી અને લશ્કરી તાલીમના જેવા સખ્ત નિયમોને વશ થવામા જરા પણ આનાકાની નહિ કરવાથી હું થોડા જ સમયમા કસરત માસ્તરની પ્રીતિનું પાત્ર થઇ શક્યો

શરૂઆતમા એકાદ નવો દાવ શીખીએ કે શરીરનું અંગેઅંગ આઠ દિવસ સુધી કળે. છતા ધીરજ રાખી, દુખને નહિ ગણકારતા એનાથી ટેવાઇ જવાની શિખામણ કસરત માસ્તર અમને આપતા. એ જ કસોટીનો સમય હતો કોઇ પણ ચીજની નવીનતા ઝાઝો વખત નથી રહેતી અને આટલા ટુક વખતના દુખથી પણ ઘણા હારી જાય છે. હું નવીનતા જવા છતા કસરતના ખરા ગુણને લીધે ટકી રહ્યો, અને શરીર કસરતથી ટેવાઇ રહે ત્યાં સુધી અવયવોને જે દુખ થયું તે થવા દીધુ. પણ એવી રીતે ટકી રહેનાર ચારપાચ વિદ્યાર્થીઓથી વધારે નહોતા. માસ્તરને પણ થોડી સખ્યાથી હારી ન જતાં અમને ચારપાચ જણને પોતાના ઉત્તમોત્તમ દાવ શીખવ્યા.

કસરતશાળાની કસરતથી એકેએક અગ જેવુ કેળવાતુ તેવુ ક્રિકેટ કે બીજી દેશી કે પરદેશી રમતથી કેળવાતુ હોય એમ મને ન લાગ્યુ, અને આમા સમય પણ ઘણો બચતો.

પંદરવીસ મિનિટમા દાવ થઇ જતા એ સમયમા વખત બચાવવાની પણ મારે ઘણી જરૂર હતી, કેમકે ભણુંનાભણુંનાં મારે કઇક કમાવુ પડે એમ હતું. મારા બાપા હવે પેન્શન લઇને ઘેર આવ્યા હતા અને એ દસ રૂપિયાની માસિક આવકમા કુટુબનુ ગુજરાન ચલાવવુ મુશ્કેલ હતુ.

કસરત પહેલા, અજીર્ણ, માથુ દુખ્યા કરવું, જરાજરામા શરીરનું બગડવુ વગેરે ચાલ્યા કરતુ, પણ કસરત પછી એ નાનીનાની ફરિયાદો તો ગઇ જ, ઉપરાન ભારે રોગો સામે થવાની પણતાકાત આવી સ્નાયુઓ હૃષ્ટપુષ્ટ થતા જોઇને આનંદ થતો હતો આળસ તો જે દિવસથી અખાડામા પગ મુકો તે દિવસથી ગયું તે હવે આવશે

બેએક વર્ષમા શરીરનો બાંધો મજબુત અને લટ્ટ બન્યો અને શરીરબળ સાથે મનોબળ પણ આવી ગયુ. બીક લાગવાની કુટેવ, મને લાગે છે કે આપણી ગૃહશિક્ષણની ખામીમાથી ઉદ્ભવે છે અને તે પણ મારામા હતી ભૂત, પ્રેત, ચોર, બાવા વગેરે બીક કસરત કરવાથી ગઇ અને પછી તો પાછલી રાતના ચારચાર વાગે ઉઠીને હુ એકલો કાકરિયે ફરવા જવા લાગ્યો

હરિપ્રસાદ દેસાઇ

# ગાજવીજ

વિજ્ઞાનની શોધ પાછળ મચ્યા રહેનારા ધીરેધીરે વાયુશાસ્ત્રને લગતા સવાલોમા પણ ઉંડા ઉતરવા લાગ્યા છે. વાતાવરણમાં થતા અનેક ફેરફારોના ભેદ ઉકેલતાઉકેલતા તેઓ ગાજવીજ કેમ ને શા માટે થાય છે તેની શોધખોળ પણ કરી રહ્યા છે.

ગાજવીજ એ માત્ર કુદરતના યંત્રોની એક પ્રકારની ક્રિયા જ છે. આ કુદરતી યંત્રો તે વાદળાઓ અને તેને ચલાવનાર શક્તિ તે પવન પવનને લીધે જ્યારે એ વાદળા રૂપી યંત્રને ગતિ મળે છે ત્યારે તેમાથી તણખા ઝરે છે આ તણખા આપણને વિજળીના ચમકારા રૂપે દેખાય છે અને તેનો અવાજ મેઘગર્જનાના કડાકા રૂપે સંભળાય છે

વાદળામાથી તણખા શા માટે ઝરે છે એનો કોયડો બેન્જામિન ફ્રાંકલિને ૨૦૦ વર્ષ ઉપર ઉકેલ્યો. તેણે શોધી કાઢયુ કે આ તણખા તે આકાશમા ઉત્પન્ન થતી વિજળી છે. પણ વાદળામાં એ વિજળી આવી ક્યાંથી, એ સવાલનો હવે આપણે વિચાર કરીએ.

મેઘાડંબર ચડી આવતો તો સૌએ જોયો હશે. એ વેળા વાદળાંના મોટમોટાં મોજાંના ગોટેગોટ આકાશમા વેગથી ચડતા દેખાય છે. એ વાદળા જમીનથી થોડાક હજાર ફીટની ઉંચાઇએથી ચડતાચડતા આકાશમા ઠેઠ પાચપાચ માઇલની ઉંચાઇ સુધી ચડી જાય છે. જમીન ઉપરનો ઠડો ભારે પવન વાદળા તરફ ધસે છે, અને તેમા ભરાઇને તેને ઉંચે ને ઉંચે ધકેલતો જાય છે ધોધમાર વરસાદ કે કરા પડે છે તે આનો પુરાવો છે, કેમકે એટલી બધી ઉંચાઈ સુધી ચડયા વિના હવામાની વરાળ ઠડી પડીને તેનું પાણી બને નહિ. એ પાણી ઉંચે વધારે વખત રહે તો તેના કરા બંધાતા જાય છે

પાણી જ્યારે ઘણી ઉંચાઇએથી નીચે પડે છે ત્યારે તે વિખરાતું જઇને તેના નાનાંમોટા ટીપાં થઇ જાય છે. એ વરસાદ. વરસાદના કેટલાક ટીપા તો દોઢદોઢ ઇચ જેવડા મોટા હોય છે પાણીની નીચે પડવાની ઝડપ માપતા એમ સિદ્ધ થયુ છે કે દોઢ ઇચ મોટા ટીપા નીચે પડતા હોય ત્યારે તેનો વેગ વધુમા વધુ દર સેકંડે ૨૪ ફુટ જેટલો હોય છે.

હવે જો હવા ૨૪ ફુટની ઝડપે નીચેથી ઉપર

ગડની હોય તો તો આ ટીપાં નીચે પડી જ ન શકે, કેમકે સામસામી બન્ને ગતિ સમ. પવનની ગતિ ઓછી હોય તો જ પાણીનાં ટીપાં નીચે પડી શકે, અને તે પણ મોટાં મોટાં ટીપાં. નાનાં ટીપાં તો પવનની ગતિને લીધે ઉપર ને ઉપર જ રહી જાય છે.

પણ આ પાણી, હવા, વાદળાં વગેરેની વાતોમાં અત્યાર સુધી વિજળીની વાત તો આવી જ નહિ. વિજળીની ઉત્પત્તિ આકાશમાં કેમ થાય છે તે ઠેઠ ૧૯૦૯ની સાલ સુધી તો કોઈ જ કહી શક્યું નહોતું. ઈ. સ. ૧૯૦૯માં સીમલાની વેધશાળાના મુખ્ય અધિકારી શ્રી સિમ્પસને સામસામા પાણીનાં ટીપાંઓ ઉપર પોતે કરેલા પ્રયોગોનું વર્ણન પ્રસિદ્ધ કરી જણાવ્યું કે ઉપરથી પડતાં પાણીનાં મોટાં ટીપાં વિખરાઈને તેનાં નાનાંનાનાં ટીપાં થતાં જાય છે તેમતેમ એ નાનાં ટીપાંઓમાં પૉઝિટિવ વિજળી ઉત્પન્ન થાય છે, અને આસપાસની હવામાં નેગેટિવ વિજળી ઉત્પન્ન થાય છે. આ નાનાં ટીપાં ઉપર ચડતી હવાના ધક્કાને લીધે ફરી પાછાં ઉંચે ચડવા લાગે છે અને ત્યાં વળી પાછાં અનેક નાનાં ટીપાં ભેગાં મળી મોટાં ટીપાં રૂપે બંધાય છે. ફરી પાછાં તે નીચે પડતાં તેનાં નાનાં ટીપાં બને, તેમાંથી પૉઝિટિવ અને નેગેટિવ વિજળીઓ ઉત્પન્ન થાય છે. આમ મોટામાંથી નાનાં અને અનેક નાનામાંથી ફરી મોટાં ટીપાં થવાથી વિજળીક શક્તિ અત્યંત વધી પડે છે અને તેનું દબાણ પણ ખુબ વધતું જાય છે; તે એટલે સુધી કે વાદળામાં સમાતી પણ નથી. પરિણામે આસપાસની હવા જેમાં નેગેટિવ વિદ્યુત-શક્તિ ઉત્પન્ન થઈ હોય છે તેની સાથેના કે પૃથ્વીના કોઈ ભાગ સાથેના પૉઝિટિવ પાણીનાં ટીપાં ભરેલા એ વાદળાંમાં અથડાવાથી વિજળીનો ચમકારો થાય છે.

એમ અંદાજવામાં આવ્યું છે કે દુનિયામાં વર્ષે દહાડે ૧,૬૦,૦૦,૦૦૦ વાવાઝોડાં થાય છે. કોઈ પણ સમયે એકસામટાં ૧૦૦૦ તોફાનો તો પૃથ્વીની આસપાસ ચાલુ જ હોય છે, અને દર સેકંડે પૃથ્વી ઉપર વિજળીના ૧૦૦ ચમકારા તો દેખાયા જ કરે છે. બીજા ગ્રહો ઉપરના તીક્ષ્ણ દૃષ્ટિવાળા વાસીઓની નજરે આપણી પૃથ્વી વિજળીના ચમકારાઓથી વીંટાએલી દેખાતી હશે!

વિજળીના એક ચમકારામાં વિજળીનું પ્રમાણ સરેરાશ ૨૦ કૂલંબ, એટલે કે વિજળીના એકાદ સામાન્ય દીવામાં એક મિનિટમાં વપરાય એટલા વિજળીના પ્રવાહ જેટલું જ હોય છે. આટલી ઓછી વિદ્યુતશક્તિ હોવા છતાં એ આકાશી વિજળીનો એક જ ઝબકારો કે ઝપાટો કોઈ ઝાડ, મકાન કે માણસને જમીનદોસ્ત કરી નાખે એવું ભયંકર પરિણામ લાવી શકે છે એનું કારણ શું?

કારણ એ જ કે એટલી ઓછી વિજળીની પાછળ રહેલું બળ બહુ ભારે હોય છે. વિજળીના એવા એક સામાન્ય પ્રવાહની પાછળ એક અબજ વોલ્ટનું દબાણ હોય છે ને એ દબાણને લીધે જ એ વિનાશક બને છે. દાખલા તરીકે બંદુકની ગોળી કદમાં પણ જ નાનકડી હોય છે અને વજનમાં પણ બહુ ભારે નથી હોતી, છતાં તે બંદૂકમાંથી અતિશય વેગથી છૂટતી હોવાને લીધે એ વેગના દબાણના કારણે જ પ્રાણઘાતક બને છે. તેવું જ વિજળીનું. એનો પ્રવાહ ઓછો હોય છે, પણ એની પાછળ રહેલું એક અબજ વોલ્ટનું દબાણ એને ભયંકર બનાવી મૂકે છે.

પ્રત્યેક દસ સેકંડે થતા વિજળીના આવા એક ચમકારામાં દસ લાખ ઘોડાબળ (હૉર્સપાવર) જેટલી શક્તિ ઉત્પન્ન કરતા ઇલેક્ટ્રિક ડાયનેમાનું બળ હોય છે. માણસજાતે અત્યાર સુધી બનાવેલા દુનિયાના મોટામાં મોટા ડાયનેમો કરતાં એ દસગણું હોય છે. એ શક્તિ આકાશમાંથી પરબારી જ ઉતારીને માનવજાત તેને ઉપયોગમાં લેશે—ફાવશે ત્યારે વાપરશે, ફાવશે ત્યારે રજા આપી શકશે, એવો વખત પણ આવે તો નવાઈ નહિ! (અંગ્રેજી ઉપરથી)

---

## સ્વીકાર

**છત્રપતિ શિવાજી મહારાજ:** લેખક, કકલભાઈ કોઠારી, પ્રકાશક, અમૃતલાલ દલપતભાઈ શેઠ, સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર, રાણપુર, કી. ૦-૧૦-૦ **હરિયાળી રાત:** ભાગ બીજો, સંપાદક, મહેન્દ્ર મેઘાણી, પ્રકાશક, ઉપર પ્રમાણે, કી. ૦-૮-૦ **હરા ઝાંખનો દરવો:** લેખક, રમણિકલાલ જ. ગદેયા; પ્રકાશક, આર. આર. શેઠ ઍન્ડ કું. કાંદાવાડી, ગીરગામ, મુંબઈ ન. ૪, કી. ૨-૦-૦ **ઑટોગ્રાફ ડાયરી:** લેખક, વસંતજી જે. દેસાઈ, સ્કાઉટ માસ્તર, પ્રકાશક, શાહ ભાઈલાલ ડાહ્યાભાઈ, ટાવર પાસે, નવસારી કી. ૧-૦-૦

# વેર

'અરેરે ગજબ થઇ ગયો કેવી ભલી બાઇ! જાણે સ્વાર્પણની મૂર્તિ! રાંકના રતન જેવો એકનો એક દીકરો છે,—હજી નાનો બાળ છે કુટુંબમા બીજુ કોઇ નથી તેની સંભાળ કોણ લેશે?'

'તે ખુબ રડતો હશે, નહિ વારૂ? રડે જ ને? બીચારો નિરાધાર થઇ ગયો.'

'ના, ના, રડતો તો કાંઈ નથી પણ તેમા શી નવાઇ? બાળકને શી ખબર હોય?'

'પણ પછી સર્પનુ શુ થયુ?'

'સર્પને પકડીને દૂર મુકી આવ્યા કેટલાકે મારી નાખવાનુ કહ્યું જુઓ તો ખરા, આટલા નાના છોકરામા શી સમજણ' કહે કે, 'સર્પ તો ઘણા યે હશે, કેટલાકને મારશો?' ભાઇ બોલ્યા, 'ત્યારે કરડવા દેવા ને મરવુ?' છોકરે જવાબ આપ્યો, 'હુ એમ ક્યા કહુ છુ? હુ તો કહુ છુ કે આપણે આ ઉકરડા વગેરે દૂર કરીએ તો સર્પ રહે ક્યા? અને —કાકા, આપણા દાક્તર તો બહુ હોશિયાર છે ઘણાને સાજા કરે છે એ સર્પની દવા કેમ નથી રાખતા?

ૐ

'આ તેજસ્વી યુવાન કોણ છે? અહા, તેનુ લલાટ કેવુ ચમકે છે! શરીર પણ કેવુ સુદૃઢ અને સુન્દર છે! તેમા વસતો આત્મા પણ સુન્દર જ હશે'

'તે અમારી શાળાનું ભૂષણ ગણાય છે'

'તેના માબાપ કોણ છે?'

'માબાપ ઘણા વરસ થયા ગુજરી ગયા છે.'

'અરેરે ત્યારે તો નિરાધાર! એનુ પોષણ કોણ કરે છે?'

'પોતાની જાતે પણ એને માટે તમે 'નિરાધાર' શબ્દ ન વાપરતા વિનયમૂર્તિ હોવા છતાં એવો શબ્દ સાંભળવા એ તૈયાર નથી'

'પોતાની જાતે કમાઇને ભણનારા અમેરિકા જેવા દેશોમા છે આપણે ત્યા એવું ક્યા છે?'

'આપણે ત્યા યે છે શરૂઆત આના જેવાએ કરી દીધી છે'

'તે શુ કામ કરે છે?'

'તે સુતારકામ જાણે છે. ખુદ એ ધંધાના માણસો કરતા પણ અનેકગણી સુન્દર વસ્તુઓ બનાવે છે, અને તેની માગણી ખુબ રહે છે વળી તેણે આપણે ત્યા (Wood-cut) લાકડા ઉપર ચિત્રોના બીબા કોતરવાનો હુન્નર ચાલુ કર્યો છે. કળા અને કારીગરીનો કેવો સુન્દર યોગ! તે દ્વારા એણે કેટલાક સુન્દર વિચાર આપણને આપ્યા છે. વર્તમાનપત્રાદિ સાહિત્યમા તેને માટે પુષ્કળ અવકાશ છે'

ૐ

'રમેશ, તમે બી એસસી થઇને શું કરવાના?'

'ભાઇ, બીજુ શુ? હમણા હાઇસ્કૂલોમા સાયન્સ દાખલ થયુ છે તેથી મારો ચાન્સ મળે તેમ છે.' રમેશે જવાબ આપ્યો

'અને મધુસૂદન, તમારો શો વિચાર છે?' ચંદ્રકાંતે પુછ્યું

'આપણને પણ પચાસ–સાઠ ગમે ત્યાંથી મળી જાય એટલે સંતોષ'

આખી સંસ્થામા માત્ર એક જ વ્યક્તિ હતી જેને મન વિજ્ઞાનનુ મહત્ત્વ વધારે હતુ, જેને તેનો ઉપયોગ મનુષ્યજાતિના કલ્યાણ માટે કરવાની મહેચ્છા હતી.

ૐ

'કેમ રૂસ્તમ, પેલા —એ તને દગો દીધો તેનું શુ કર્યું?'

'એ તો દોસ્ત અબ્દુલ, તુ આપણો સ્વભાવ ક્યા નથી જાણતો? આપણુ સૂત્ર તો Tit for tat 'તારા ડાબા ગાલ ઉપર કોઇ તમાચો મારે તો જમણો ગાલ ધરજે' એ ઇસુખ્રિસ્તના ઉપદેશ પ્રમાણે ચાલવાની મારામા શક્તિ નથી' રૂસ્તમે નિખાલસ જવાબ આપી દીધો.

'રૂસ્તમ, એ નબળાઇ માત્ર તારામા જ નથી મને ઘણુ થાય છે કે હુ આમ ન કરૂ, પણ પ્રસંગ આવે છે ત્યારે ભાન ભુલી જવાય છે' અબ્દુલે કહ્યું

'પણ શ્રીનિવાસ, તમે તમારા વેરની વાત કરતા હતા તે તો કહો.' રૂસ્તમ બોલ્યો.

'શ્રીનિવાસને વેર' એ માની જ કેમ શકાય?' રૂસ્તમ બોલી ઉઠ્યો

'હા, ભાઇ, હા,' શ્રીનિવાસે હસતાંહસતા કહ્યું. 'મારે પણ એક વેર છે.'

[અનુસંધાન પાન ૩૦૧ના પહેલા કોલમને છેડે]



# બાળ વિભાગ



## બરફીપુરીનો રાજા

રતનનો આજે જન્મદિવસ હતો. તેને સાત વર્ષ પુરા થયા. પાડોશીઓએ અને સગાંઓએ તેને સારીસારી ચીજો ભેટ આપી. તેના કાકાએ થાળી ભરીને બરફી મોકલી.

રતન તો કહે, 'આહા' મજા પડી મને તો બરફી જ બહુ ગમે ' તે તેની બાએ સાંભળ્યું અને રતન બહુ ગળચુડી હતી એટલે શિખામણ આપી કે 'જો બેટા, બહુ ન ખાતી લાવ એક કોઠારે મુકી દઉં તને રોજ થોડીથોડી આપીશ. એક સાથે બહુ ન ખાઇએ.' એમ કહીને બાએ તેને એક મોટું ચોસલું આપીને થાળ હાથમા લીધો

'બા, અં . . . બા, એ તો મારે માટે છે ને ' તો મારી પાસે જ રહેવા દેને ' હુ બહુ નહિ ખાઉં''

'ના, મારૂં કહ્યું માન!' એમ કહીને તેની બાએ થાળ ખાલી કરી એક ડબામા બરફી મુકી 'જા, હવે બહાર રમવા જા '

પણ રતન તો ન ગઇ અને કોઠારની પાસે મો ચડાવીને બેઠી 'એક ચોસલુ વધારે ખાઇએ તેમા શુ થાય?' એમ બબડતી બબડતી બાની પાછળ ગઇ ને એ ડબો કયા મુકે છે તે જોઇ રાખ્યુ બા જરા આઘીપાછી થઇ એટલે રતને તો કોઠારમા જઇ છાજલી આગળ ચડીને પેલો ડબો લીધો ને કોઠારમાથી બહાર આવી પોતાના ગાદલા નીચે તેને સંતાડી દીધો કે કોઇને ખબર જ પડે નહિ

રાત પડી ત્યારે અંધારામા તેણે ડબો કાઢીને બરફીનું એક ચોસલું મોમા મુકયું પછી બીજુ લીધું પછી ત્રીજું. છેવટે ખવાય જ નહિ એમ લાગ્યુ ત્યારે રહી ડબો અડધો ખાલી થઇ ગયો હતો.

એમ કરતા તેની આંખ મીંચાઇ ગઇ, અને જુએ છે તો પોતે કોઇ મોટા રણમાં આવી પડી છે ' અરેરે ' હુ કયા આવી ! આવું રણ કયાથી આવ્યુ ' એ રણ જુએ તો રેતીનું કે કાકરાનું નહોતુ. જમીન ઉપર ઘાસને બદલે સુતરફેણી હતી. ઝાડ બધાં સક્કર લાકડીનાં જ હતાં. તેના પાંદડાંથી ટપકતા ટીપા સાકરની ચાસણીનાં જ હતા. આઘે ડુંગર જુઓ તો ગોળની મોટીમોટી શિલાઓનો જ બનેલો!

આ જરૂર હેરતાઇ દુનિયા છે એમ રતનને લાગ્યુ. તે સુતરફેણીના બાચકા ભરી મોમા મુકવા લાગી, ને ઝાડ પરથી ચાસણી ચાટવા માંડી. કોઇ તેને રોકનાર જ મળે નહિને!

પણ થોડી વારે તેણે ત્યાનાં માણસો જોયાં, પણ તે બધા નરી સાકરના !. આંખો લાલ હીરા જેવી ચમકે અને લુગડા પણ ગરી ગોટલી જેવા. તેમના ઘર જોયા હોય તો ત્યા પણ ગોળ અને સાકર વિના બીજુ કશુ મળે નહિ!

'આ લોકોના ઘર કોઇ ખાઇ નહિ જતુ હોય?' એવી તેને શંકા થઇ. પણ તેમની લાલ આંખો જોઇ એ પાસે ગઇ નહિ. એ તો વળી પાછી સક્કર લાકડી તોડીને ખાવા લાગી

એટલામા તેની નજરે દૂર એક ગઢ દેખાયો. તે બધો મીઠામીઠા ચોસલાનો જ હોય એમ લાગ્યુ. ગઢનાં કાંગરા પર રાતીપીળી પીપરમીટની ટીકડીઓ હતી.

આવું મજાનું તો કોઇ દિ' મેં જોયું નથી એમ વિચાર કરતી રતન જરા આગળ ગઇ તો એકલા માવાના બનેલા કેટલાક સિપાઇઓ ઉભા હતા. રતને તો એક જણનો હાથ તોડીને મોમા મુકયો. એ તેને ગળ્યો તો લાગ્યો પણ રતન તેનું રાડ પાડી. સામેના કિલ્લા ઉપરથી એક ઘંટ વાગવા માંડ્યો, જાણેકે કંઇ ભયંકર બનાવ બન્યો ન હોય! રતન બીવા માંડી, પણ હવે શું થાય!

જોતજોતામા કેટલાક માહેરિયા સિપાઇ તેને ઘેરી વળ્યા. તેમણે તેને કહ્યું કે 'તેં મોટો ગુનોહ કર્યો છે. માટે સામે બરફીપુરીનો કિલ્લો છે ત્યાંના રાજના હુકમથી અમે તને પકડીને લઇ જઇશું.'

એમ કહી સિપાઇઓ તેને પકડીને ગઢમા લઇ ગયા દરવાજામા પેસતા જ જુએ તો સાકરના થાભલા-વાળા મકાનો, બદામના ગેટલાના છાપરા અને પેંડાથી તો રસ્તો લાદેલો!

દીવાળીમા સાકરના બંગલા થાય છે એવા એક મોટા સિંહાસન પર રાજાજીને બેઠેલા તેણે જોયા રતનના મનમા તો જાણે હમણા વઢશે—હમણા વઢશે એમ થયા કરતુ હતુ પણ રાજા તો ઉલટા હસવા લાગ્યા!

'વાહ વાહ, તુ જ બટુકડી છોકરી મારૂ રાજ ખાઇ જતી પકડાઇ, ખરૂને?'

'મહારાજ, મને ખબર નહોતી મને કોઇએ રોકી નહિ ને બધુ ગળ્યુ ગળ્યુ લાગ્યુ એટલે મેં ખાધુ' જોકે મનમા તો તે જાણતી હતી કે કાઇને પુછયા વિના ન ખવાય

રાજા હસ્યા 'સિપાઇઓ, જાઓ એને કેદમા પુરો, અને મુરબ્બો જ ખાવા આપજો' તેમણે હુકમ કર્યો

રતનને તો એ ઠીક લાગ્યુ એટલે ખુશ થઇને સિપાઇઓ જોડે ચાલી ત્યા રાજાએ પાછો હુકમ કર્યો, 'જોજો હં . . . મુરબ્બો જ આપજો, બીજુ કાઇ નહિ ખાવા માગે તો યે મુરબ્બો ને પાણી પીવા માગે તો યે મુરબ્બો જ આપજો!'

રતન તો વિચારમા પડી કે આ તે કેવુ નગર છે! અહીં કોઇ દુશ્મન આવીને તેને ખાઇ નહિ જતા હોય? આ સિપાઈ, ઘર, મહેલ, બધુ સાકરનું છે તે ચટ થઇ જાય!

પણ તે કેદમા ગઈ પછી તેને સમજણ પડી કે મુરબ્બો પહેલે દિવસે તો ભાવ્યો પણ બીજે દિવસે એટલો ગમ્યો નહિ ત્રીજે દહાડે તો બકારી થવા લાગી અને પછી તો તે જોતા જ મો ફેરવી જતી

તો યે આટલી બધી મીઠાઇ હજુ કેમ કરી પહોચ્યા કરે છે તેનો વિચાર એને આવ્યા જ કરતો. એવામા રાજા તેને મળવા આવ્યા. વાતવાતમા રતને કહ્યુ કે 'અમારે ઘેર તો મીઠાઇ તાળાકુચીમા રાખે છે'

'તો યે મૂરખ છોકરા એમાથી પણ ખાઈ જાય છેને?' રાજાએ બરોબર લાગ જોઇ કહી દીધુ ને રતન ભોંઠી પડી ગઇ

રાજા તે જોઇ કહે, 'ચાલ મારી જોડે કિલ્લા ઉપરથી તને બધુ બતાવીશ એટલે ખબર પડશે'

રતન કિલ્લા ઉપર ચડીને જુએ છે તો માખીઓના લુમખાની પેઠે કોઇ દુશ્મનનુ લશ્કર ગઢ તરફ ચાલ્યુ આવતુ હતુ

'અરે, રાજાજી' જુઓ તો ખરા, આ બધા પાસે આવ્યા ને તમારા સિપાઇ તો કઇ જ કરતા નથી—તેમને રોકતા યે નથી' રતન બોલી ઉઠી

રાજા કહે, 'તુ તારે જોયા કર, શુ થાય છે તે'

થોડી વારમા બરફી-

## મશાલચી

પશ્ચિમ બાજુ સાગરતીર,
જતો દીઠો સુરજ વીર,
સધ્યા યે નાઠી દેખાય,
અધારૂં ઘેરૂં ઉભરાય

ઝગી રહ્યા નભમા ચોમેર,
તારલિયા દીવાની પેર,
કોઇ મંદ ને ધીમો બળે,
કોઇ તેજ અદકુ પાથરે.

કોઇક દૂર સુદૂર જણાય,
કોઇક દષ્ટિથી ન મપાય,
ગણવા ધારૂં જેની વાર,
વધી પડે તે અપરંપાર

ગણુ ગણુ ને ભુલી જાઉં,
મન માહિ અતિશે મુઝાઉં,
અવનિના દીવાની જેમ,
પ્રકટાવે કો માનવ તેમ?

આ માનવનુ શુ છે નામ?
કરે રોજ તે કોનુ કામ?
રૂપ રંગમા કેવો હશે?
આભ લગી તે પહોચી શકે?

મશાલચી એ ક્યાહી વસે?
જોવા આતુર થાયે રૂંવે,
બતાવશો કો એનો વાસ?
જાવુ મારે એની પાસ.

(મળેલું)

પુરીના લશ્કરે ગઢની આસપાસ ગરમાગરમ મીઠી ચાસણીનો રસ ધોધબંધ વહેતો કરી દીધો. એનગે પર ગોળનો રસ પથરાઇ રહો અને તેમાં ગુલાબજાંબુ, પેંડા વગેરે તરતાં દેખાયા. દુશ્મનનાં માણસો તો એ જોઇ નીચા વળી ખાવા ને ચાટવા જ મંડી પડયા અને એટલી બધી ચાસણી પીધી કે લડવા માટે ઉભા જ ન થઇ શકયા !

બરફી નગરના ચોકીદારો એ જોઇ રાજાની પેઠે હસવા લાગ્યા અને દુશ્મનો ખાનાખાના પડવા લાગ્યા ત્યારે તેમની મશ્કરી કરવા લાગ્યા તેઓ કોઇ રીતે મીઠાઇ છોડીને ખસી જ શક્યા નહિ ને.

બરફીપુરીના રાજા અને તેના માણસો ખુબ હસે અને તેમની ગમ્મત કરે છેવટે સૌએ પોકાર કર્યો કે આપણી જીત છે, આપણી જીત છે' હારેલા દુશ્મનો પાછા ભાગવા લાગ્યા અને ફિકકાફચ મોઢા લઇ ડાકટરો ને વૈદ્યોને હાક મારતા દોડયા એ બધા નાશી ગયા એટલે રાજાએ પોતાના નોકરોને હુકમ કર્યો કે, ' જાઓ, આપણો માલ પાછો ભડારમા ભરી દો. તમે દરેક જણ ફકત ત્રણત્રણ ગુલાબજાંબુ જ લેજો '

રતને આ બધુ જોયું, અને રાજા આગળ પગે પડી માફી માગતી બોલી કે, ' મહારાજ, હવે હું કોઇ દિવસ મીઠાઇ ચોરીને ખાઇશ નહિ મને માફ કરો '

એટલું બોલે છે ત્યા તો તેની આખ ઉઘડી ગઇ અને તેની બાએ કહ્યું, ' બાપુ, ગભરા મા લે, આ દવા પી જા. તને સમજણ પડીને ? ' દવા પીતાપીતા રતને કહ્યું ' પણ બા, પેલા દુશ્મનના લશ્કરનુ શું થયું હશે ? ઓ . . . ઓ . . મારૂ માથું ભમે છે ' '

' એનું વળી બીજું શું થાય ? ' એમ કહેતા તેની બાએ પેલો અરધો થઇ ગએલો બરફીનો ડબો તેને ઓશીકેથી કાઢીને બતાવ્યો (અમેજી પરથી)

[ અનુસંધાન પાન ૨૯૮થી ]

' ત્યારે કહોને '

' એ કહેવા કરતાં કરી બતાવવું વધુ ઠીક છે. '

卐

વિજ્ઞાનના આકાશમા એક નવો તારક ઉગ્યો છે. દિલ્હિના વિજ્ઞાનશાસ્ત્રી ડૉ. શ્રીનિવાસે અદ્દભુત શોધ કરીને દિલ્હિનું મુખ ઉજ્જવળ કર્યું છે. સર્પદંશ થનાર માણસને ડૉ શ્રીનિવાસે શોધેલી દવાનુ ઇન્જેકશન આપવાથી વિષની અસર થતી નથી અને તરત જ આરામ થઇ જાય છે.

અહો, કેટકેટલી જીંદગીઓની રક્ષા ! માનવજાતનું કેટલું કલ્યાણ !




આ વખતે તો જ્ઞાનલીલાના જવાબો ઘોડબંધ આવ્યા છે દિવસે દિવસે એમાં વધારે વાચકો રસ લેતા જાય છે એ જોઇ અમને ઘણો હર્ષ થાય છે બધા મળીને આવેલા ૯૩ ઉત્તરોમાથી પાંચને ખરા ગણ્યા છે.

' ભાવનગર 'માથી કુલ અઢાર શબ્દો નીકળે છે. પુરે-પુરા શબ્દો લખી મોકલનાર તો માત્ર પહેલા ત્રણ જ ભાઇઓ છે તેમને ઇનામ મોકલાશે ત્યાર પછીના સાત ભાઇઓએ સત્તર શબ્દો લખી મોકલ્યા છે. તે પછી દસ ઉપરાંત સુધી મોકલનારના નામ ઉત્તેજન માટે નીચે આપ્યા છે

ખરા ઉત્તરો મોકલનારના નામ' (૧) નવનીતલાલ ચીમનલાલ મોદી વડોદરા (૨) બેચરદાસ દયારામ ત્રિવેદી દ્વારકા (૩) કિરીટસિંહ જોરાવરસિંહજી ગોહિલ ભાવનગર (૪) ત્ર્યંબકલાલ દેવજીભાઈ પચમિયા ઘાટકોપર (૫) કાન્તિ-લાલ નગીનદાસ પટેલ અમદાવાદ (૬) ચાપસિંહ વિજપાળ શાહ ઘાટકોપર (૭) હરિલાલ મહુકચદ પારેખ મુબાઇ (૮) કુબેરદાસ શીવદાસ પટેલ દેત્રોજ (૯) ડાહ્યાભાઇ ઇશ્વરભાઈ પટેલ પડદલા (૧૦) નવનીતલાલ હીરાલાલ રાવળ અમદાવાદ (૧૧) નરેન્દ્ર જમનાદાસ મહેતા વડોદરા (૧૨) હીરાલાલ એચ. પારિખ ભાવનગર (૧૩) કાન્તિલાલ નંદલાલ હકાણી ભાવનગર (૧૪) વીરચંદ ભીખાભાઇ શેઠ વણોદ (૧૫) ચગકનૈયાલાલ દલસુખરામ અમદાવાદ (૧૬) વિશ્વનાથ હરગોવિદ ભટ્ટ ભાવનગર (૧૭) બાલુભાઇ હરિભાઈ મહેતા ભાવનગર (૧૮) પનાલાલ ગીરધરલાલ શાહ વાલવોડ (૧૯) ખેરાજ આશારિયા શાહ મુબાઇ (૨૦) ડૉ. મેકેન્ઝી પી. સોલા બાજીપુરા (૨૧) સરલાદેવી પ્રતાપરાય દેસાઇ સુરત (૨૨) અનતરાય મણિશંકર રાવળ અમરેલી (૨૩) મગનલાલ કેશવલાલ શેઠની લીંબડી (૨૪) જગન્નાથ મોહનલાલ ત્રિવાડી અમદાવાદ (૨૫) કેશવલાલ જે. પટેલ ટારસા (૨૬) જયન્ત-કુમાર એસ. ઓઝા જામનગર (૨૭) ભોગીલાલ નાથજીભાઇ ભટ્ટ ચુનેલ (૨૮) અમૃતલાલ ગુલાબચદ દોશી મહુવા (૨૯) મણિલાલ નાગરદાસ મોદી અજમેર (૩૦) રમણિકલાલ સુખલાલ સુતાર વઢવાણ (૩૧) ભાનુશંકર પ્રભાશંકર દવે અમદાવાદ (૩૨) યુવાનસિંહ ચાવડા જમશેદપુર (૩૩) ચુનીલાલ છોટાલાલ ત્રિવેદી પડધરી (૩૪) શાન્તિલાલ કચરાભાઇ દોશી વઢવાણ (૩૫) મોતીલાલ ગોવિંદભાઇ



# મધુકરી

અમ હૃદય શૌર્ય-અગાર નથી હોલાયો,
સમયે દાવાનળ સમો ઉલટશે ચાહો !
ભારતની ધજાની હેઠ અમે ઘુમીશું,
જયજય જયજય જયકાર રણે જ કરીશું !
એ આશ અમારી જયગીતે ને જય ડંકાએ જડી જડી,
જય ડંકાએ જડી જડી !
ભરતભૂમિના શૂર પુત્ર તે સદા ન રહીશું રડી રડી ! —કવિ ખબરદાર

## કવિ ફિરદોસી

ઇરાનના આ નામચીન કવિનો જન્મ તુસના એક ગામડામાં હિજરી ૩૨૩-૨૪ (૯૩૫-૬)મા થયો હતો. આ ગામ એક નદીને કિનારે હતુ નાનો ફિરદોસી નદી કિનારે ફરતો-રમતો હોય તે વેળા નદી ઉતરીને ભાર ભરેલા ગાડા આવતા જુએ નદીની રેતીમા આનરડા તુટી જાય એટલું બળ કરી-કરી બળદો ભાર ખેંચે આ દેખાવ જોઈ દયાળુ ફિરદોસીનુ હૈયું વીંધાય શું કરૂ તો આ દુ:ખી જીવોનુ દુ:ખ ઓછુ થાય, એ વિચાર એના દિલને વલોવ્યા કરે તેને રોજ થાય કે નદી ઉપર એક પુલ હોય તો બળદોની પીડા ટળે નાનો ફિરદોસી લાકડા વીણી લાવે, બાળકલ્પનાથી ગોઠવે અને પુલ જેવું કંઈ કરે પણ નદીનુ પાણી એ બધુ તાણી જાય. વળી ફિરદોસી ફરી એથી વધારે પ્રયત્નથી લાકડા એકઠા કરે, ગોઠવે ને નદી ખેંચી જાય. બાળપ્રયત્નથી આમ પુલ તો ન બંધાયો, પણ મનમાથી એ ધગશ ગઈ નહિ ભગવાન પૈસા આપે તો બધા ખરચી નાખી આ દુ:ખી પ્રાણીઓનું દુઃખ ટાળુ એ ઝંખના એને હમેશા રહ્યા કરે

આવા સહૃદયી બાળકની ઉમર વધતી ગઇ ને હૃદય ખીલતું ગયુ તેમ કવિતાદેવીની તેના પર કૃપા થઇ. હૃદય કવિતાથી ઉભરાવા લાગ્યુ વિચાર થયો કે કોઇ રાજ્યમા જઇ મારી કવિતા બતાવું, રાજાને પ્રસન્ન કરી ધન મેળવુ અને તુસમા આવી નદીકિનારે પુલ બંધાવુ ક્યા જવુ, કોનો આશરો માગવો ? ગિરા (વાણી-કવિતા) અને હીરાના સાચા ઝવેરી વગર એની પરીક્ષા કોણ કરે ? એવામા એણે મહમુદ ગિઝનીની કીર્તિ સાંભળી, એની વિદ્વત્તા વિષે સાંભળ્યું અને તેની પાસે જવા વિચાર કર્યો હિંદુસ્તાન મહમુદ ગિઝનીને એક જુલમગાર ચઢાઈ કરનાર અને લોભી તરીકે જેટલો પિછાને છે તેટલો વિદ્વાન તરીકે નથી ઓળખતુ. મહમુદ ભારે વિદ્વાન અને કવિતાનો પરીક્ષક હતો.

આપણો આ ઉગતો ને આશાભર્યો ગામડિયો કવિ ફિરદોસી મુશ્કેલીઓ વેઠતો એના દરબારમા આવ્યો ગોળ ટીપણા જેવા વાળેલા કાગળના ભુંગળામા એણે કવિતા લખી હતી કવિતા પાદશાહના હાથમા મુકી એ પાદશાહના મુખ સામુ જોઈ રહ્યો અનેક દરબારીઓની વચ્ચે અને રાજ્યના અનેક વિચારોથી ભરેલા મગજે બાદશાહે કવિતાનો કાગળ ઉકેલવા માડ્યો ને જલદીજલદી નજર ફેરવી જવા લાગ્યો કવિ ફિક્કો પડતો જતો હતો એને એમ લાગ્યું કે બાદશાહ કવિતામા રસ ન પડવાથી માત્ર નજર જ ફેરવી જાય છે; હમણા ફેંકી દેશે પણ કાગળનો વીંટો પુરો થતા બાદશાહના ચહેરા પર મીઠાશ તરી આવી કાગળ બંધ કર્યો, પણ કવિતાની લીટીએ લીટીની છાપ બાદશાહના હૃદય પર પડી હતી. એણે પહેલેથી છેલ્લે સુધી કવિતાની ટુકે-ટુકમા રહેલી ખુબીનું મોઢેથી વિવેચન કર્યું. બાદશાહની યાદદાસ્ત ને એની રસ સમજવાની શક્તિથી સૌ ચકિત થયા બાદશાહે કવિને કહ્યુ, 'કવિ, મારા દરબારમા રહો મારા વિષે કવિતા કરો. હું તમને દર કડી દીઠ એક સોનેયો ઈનામ આપીશ.'

કવિએ મહમુદના દરબારમા રહી ત્રીસ વર્ષના અથાગ પરિશ્રમે ૮૦ વર્ષની વયે પાદશાહની પ્રશંસા રૂપે સાઠ હજાર બેતનો શાહનામા નામનો કાવ્યકોષ લખ્યો. હિસાબ પ્રમાણે તેના એક લાખ ને વીસ હજાર સોનૈયા કવિને આપવા જોઇએ. પ્રધાને પાદશાહને લોભને માર્ગે દોર્યો કે એક ગામ-ડિયા કવિને આટલુ બધુ સોનું આપવું ન ઘટે એને સોનાને બદલે રૂપા દામ જ આપીને વચનભંગનું પાપ કરવાની બુદ્ધિ એણે સુઝાડી. પાદશાહ મુળ લોભી તો હતો જ. એને આ સલાહ ગમી ગઈ એક લાખ વીસ હજાર રૂપા મહોરની

થેલીઓ ભરી તેણે કવિને ઘેર મોકલી કવિ તે વખતે હમામખાનામાં નહાતા હતા રૂપા મહોર આવી ત્યારે તે ખુબ નિરાશ થયા તેમાંથી થોડીક હમામખાનાના માલીકને ને થોડી તે મહોરો ઉચકી લાવનાર સેવકોને આપી, અને પછી હમામખાનાની ભીંત પર કવિએ લખ્યું, 'પાદશાહ એક છે તો દરિયો, પણ તેમાં ડુબકી મારતા મોતી ન જડયું: એમાં ફિરદોસીના નસીબનો વાંક ' આટલું લખી એક પાઈ પણ લીધા વગર કવિ શહેર છોડી ચાલી નીકળ્યા

પાદશાહને આ ભારી અપમાન લાગ્યું અને તેના કોપથી ઘણાં વરસ કવિને દુ:ખમાં ને નાસભાગમાં ગાળવા પડ્યા આ દરમ્યાન કવિએ જે પાદશાહ વિષે એવું સુંદર શાહનામું લખેલું તેને જ વિષે એક ઉપહાસ કાવ્ય (Satire) લખ્યું તે કવિતા પણ લોકજીભે બત્રીસીએ ચડી એક વાર સુલતાન ચકલામાં એક છોકરો એમાંની બેત લલકારી રહ્યો હતો, તે સાંભળીને 'અરેરે જેના મેં વખાણ કરેલાં તેની જ મેં નિંદા કરી' એ વિચારે કવિનું હૃદય વીંધાયું હાથ મારીને અતિ વૃદ્ધ થએલા કવિ ત્યાં જ પડ્યા અને એમનો આત્મા ઉડી ગયો '

ઘણું વરસે પાદશાહને પોતાના લોભ માટે પસ્તાવો થયો અને સોનામહોર ભરી ઉંટ મોકલ્યા પણ એક ઝાંપેથી એ ઉંટ આવ્યા ત્યારે બીજે ઝાંપેથી કવિનું મુડદું નીકળ્યું કહે છે કે નાણું લાવનાર અમલદારે બાદશાહને કહાવી મોકલ્યું કે આમ બન્યું છે, હવે મહોરો તેની દીકરીને આપવી કે કેમ ! વળી બાદશાહનો લોભ ઝળક્યો નાણું પાછું મગાવ્યું, માત્ર ચોથા ભાગનું જ તેની દીકરીને આપ્યું નદીકાંઠે પુલ બાંધવાની પિતાની ઇચ્છા પુરી કરવા દીકરીએ તે નાણું લીધું તે મહોરો, તે પુલ, તે ફિરદોસી કે મહમુદ ગિઝની કોઈ હાલ હયાત નથી, પણ તેમના સંજોગોને લીધે જે ભલીભુંડી લાગણીઓ મનુષ્યહૃદયમાં ઉભરાઈ તેને જગત વરસો સુધી સંભાર્યાં કરશે

ફારસી સાહિત્યમાં ફિરદોસીનું સ્થાન હજી સુધી અણજીતાયું અને અગમ્ય છે ફિરદોસીનો પ્રતિસ્પર્ધી હજી સુધી કોઇ થયો નથી. ફિરદોસી એ કવિનું તખલ્લુસ છે એનું પુરૂં નામ તો હસનબીન અસહકબીન શરફશાહ છે

જગતના સાહિત્યમાં 'મહાકાવ્ય' (Epics) ઘણાં જ ઓછાં છે ને એ ઓછામાનું એક મહાકાવ્ય ફિરદોસી કૃત 'શાહનામા' છે, અને 'શાહનામા'ના કવિ તરીકે જ ફિરદોસીને જગત પિછાને છે બીજું કાવ્ય ' યુસફ અને ઝુલેખા' છે ફિરદોસીએ કેટલાક ભાવપ્રધાન કાવ્યો (Lyrics) લખ્યા છે. પણ ' શાહનામા 'જ કવિની અમરતા માટે બસ છે 'શાહનામા'ને લખાયે આઠઆઠ સદી વીતી છે, છતાં યે 'શાહનામા'નું સ્થાન હજી એવું ને એવું છે એની કવિતા સરળ ને વહેતી, લાલિત્ય અને મૃદુતાભરી પ્રૌઢ છે 'શાહનામા' પુર્વેનું ઈલિયડ છે (મજુર સંદેશ)

## સિલ્હટનો વીર કુમાર શશિમોહન દે

આસામના સિલ્હટ પરગણાના એક નાનકડા ગામમાં રૈયતઅલી નામનો એક દુષ્ટ વ્યભિચારી મુસલમાન રહેતો હતો તેણે ગામની અનેક વહુદીકરીઓની લાજ લુંટી તેમની જીંદગી ધુળ કરી હતી, ગામમાં બધે ત્રાસ ફેલાઇ રહ્યો હતો અને તેનો ભોગ થઇ પડવામાંથી બચવા માટે કેટલીક તો ગામ છોડી નાસી ચાલી ગઇ હતી ગામલોકોના હીચકારાપણા અને નીતિશૂન્યતાને લીધે આ માણસ આટલો લાંબો વખત સુધી અત્યાચાર ચલાવી રહ્યો હતો એ ખરેખર શરમભરેલું જ છે

આખરે તેણે એક ગરીબ માણસની સોળ વર્ષની જુવાન સ્ત્રીને ફાંસની ભેટસોગાદોની લાલચ મોકલી ભોળવી ફસાવવાનો પ્રયત્ન કર્યો એ નાની બાળાનું નામ પવિત્રા પવિત્રાએ પોતાના નામ પ્રમાણે તેની બધી ભેટસોગાદોને તિરસ્કારી નકારી કાઢી પેલા હેવાને તો આટલેથી ન અટકતાં એક દિવસ તેની ઝુંપડીમાં ધુસી પવિત્રાને તથા તેની માને ધમકી દીધી કે મારી ઈચ્છાને તાબે નહિ થાઓ તો હું તમને બન્નેને બળાત્કારે બેઆબરૂ કરીશ. ધમકી દઇને તે ચાલ્યો ગયો

તેમની પડોશમાં રહેતા શશિમોહન દે નામના એક અઢાર વર્ષના કુમારને આ વાતની જાણ થઈ તેનું ખમીર ઉછળી આવ્યું અને તેણે તેમનું રક્ષણ કરવાનું વચન આપી અભયદાન દીધું થોડા દિવસ પછી એક સાંજે રૈયતઅલી દુષ્ટ વાસનાથી પવિત્રાના ઘરમાં બળાત્કારે પેઠો, અને એ બાળા ઉપર હુમલો કરવાની તૈયારીમાં હતો એટલામાં શશિમોહન પોતાના ત્રણ સાથીઓ લઇને વહારે આવી પહોંચ્યો. તેણે રૈયતઅલીને બળાત્કાર કરતો રોકવા સારૂ તેના પર લાકડી વડે હુમલો કર્યો પરિણામે રૈયતઅલી મરણ પામ્યો.

શશિ પર ખુનનું તહોમત આવ્યું, કેસ સેશનમાં ગયો, પાંચ હિંદુ અને બે મુસલમાન સભ્યોની જ્યુરી બેઠી; તેમણે સર્વાનુમતે શશિને નિર્દોષ જાહેર કર્યો, ન્યાયાધીશે પણ એ સ્ત્રીસન્માનના રક્ષણહાર વીર કુમારને નિર્દોષ ગણી છોડી મુક્યો.

આજકાલ બંગાળમાં વહુદીકરીઓ ઉપરના બળાત્કારના પ્રસંગો બહુ બને છે, તેમાંની ઘણી તો ખુન કે મૃત્યુની ભોગ પણ થઈ પડે છે. આ દુરાચાર સામે પ્રજાની આંખ હજી પુરી ઉઘડી નથી, અને સરકારે પણ તે સામે કોઈ ખાસ તાત્કાલિક અસરકારક પગલાં લીધાં નથી. માત્ર અહીંતહીં કોઈકોઇ પાણીદાર માણસો આ બદીની સામે યુદ્ધ ખેડી રહ્યાં છે આવા કપરા સંજોગોમાં જીવનું જોખમ ખેડી એક અસહાય ગરીબ અબળાની વહારે ધાવામાં વીર કુમાર શશિમોહનનું ખમીર ઝળકી ઉઠે છે.

રૈયતઅલી પોતાને મળેલી સજા ભોગવવા અને પશ્ચાત્તાપ કરી સુધરવા સારૂ જીવ્યો હોત તો સારૂ થાત પરંતુ એવા દુષ્ટ વ્યભિચારીઓની અધમ જીંદગીઓ કરતાં સ્ત્રીઓનું



શશિમોહન દે



ચાર્લ્સ લિન્ડબર્ગ

રિયજ અનેકગણું કીમતી છે, અને આવા અત્યાચારીમાથી અબળાઓનુ રક્ષણ કરવા જતા એવા વીર રક્ષણકારોને હાથે કોઇ દુષ્ટનું મૃત્યુ નીપજે તો એ અનિવાર્ય છે કોઇ પણ ભોગે અબળાઓનું રક્ષણ તો થવુ જ જોઇએ (માડર્ન રિવ્યૂ)

---

જનસમાજ યોદ્ધા ઉપર હમેશા આફરીન હોય છે પંડિતોને, બહુ તો, લોકો દૂરથી હાથ જોડશે, લખપતિથી ગરજ જેટલો પ્રસંગ પાડી છેટા રહેશે, પણ યોદ્ધાને તો લોકો પોતાને માથે ચડાવશે. —કાલેલકર

---

## વાયુયાનના બીજા બે વીર

ગયા અંકમા પ્રગટ થયેલા ઍલન કૉબહામના વૃત્તાત પછી તો વાયુયાનના અનેક સાહસો દુનિયાના જુવાનોએ આકાશના પટ પર ખેડયા છે, અને દિન પર દિન મળતા જતા તેના એક પછી એક વર્તમાન દિગ્મૂઢ કરી એવી શ્રદ્ધા પ્રગટાવે છે કે બહુ જ થોડા વખતમા પૃથ્વીની પેઠે આકાશમા પણ માણસ નિર્ભયતાથી સફર કરતો થશે

ગયા મે માસની ૨૨મી તારીખની સવારે દુનિયાએ દિગ્મૂઢ કાને સાંભળ્યુ કે ચાર્લ્સ લિન્ડબર્ગ નામના એક જુવાન અમેરિકન વિમાનીએ ન્યૂયૉર્કથી પારીસ સુધીનો ૩૬૦૦ માઇલનો લાંબો પંથ ઓગણચાળીસ કલાક સુધી અખંડ એરોપ્લેન ચલાવીને એક સપાટે કાપી આટલાંટિક ઓળંગ્યો છે. દુનિયામા એવડી લાંબી એકધારી હવાઈ મુસાફરી કોઇએ હજી સુધી કરી ન હતી

માત્ર ૩૯ કલાકમાં આખા આટલાંટિક મહાસાગરને હવાઈ માર્ગે મૉનોપ્લેનથી પહેલવહેલો ઓળંગી ન્યૂયૉર્કથી પારીસ સહીસલામત પહોંચનાર, એ ભયકર અને ગાંડા ગણાતા મહાસાગરના પ્રચંડ વાવાઝોડાં ને તોફાનો સામે બાથ ભીડવાનું સાહસ ખેડી દુનિયા આખીને ચમકાવનાર અને પરિણામે વિજયી નીવડી ફ્રાન્સની વીર પ્રજાને હાથે બાદશાહી પરોણાગત પામનાર ૨૫ વર્ષનો એ અમેરિકન નવયુવાન ચાર્લ્સ લિન્ડબર્ગ અમેરિકાના ડેટ્રૉઇટ ગામમા ૧૯૦૨ના ફેબ્રુઆરીની ૪થી તારીખે જન્મ્યો હતો ગયે જ વર્ષે ગત થએલો એનો પિતા યુનાઇટેડ સ્ટેટ્સની કાઉન્સિલનો સભ્ય હતો, એની મા તે જ ગામની શાળામા કેમિસ્ટ્રીની શિક્ષિકા છે

બેએક મહીનાની વાત પર નગેસે અને કોલી નામના ફ્રાન્સના બે હવાઈ નાવિકો પારીસથી ન્યૂયૉર્ક પહોચવા માટે આટલાંટિક ઓળંગવા નીકળેલા પણ એ સાહસમા તેઓ નિષ્ફળ નીવડયા અને ગુમ થયા ફ્રેન્ચ ધનવાન મિ. ઓરટેગે સૌથી પહેલો આટલાંટિક ઓળંગનાર માટે ૨૫૦૦૦ ડૉલરનું ઇનામ કાઢયુ હતુ નગેસે અને કોલીની નિષ્ફળતા પછી અમેરિકામા અનેક હવાઇ નાવિકો આટલાંટિક ઓળંગવાની તૈયારી કરી રહ્યા હતા તેમા ડેટ્રૉઇટનો ૨૫ વર્ષનો જુવાન ચાર્લ્સ લિન્ડબર્ગ પણ હતો.

અનુકૂળ હવા અને વાતાવરણ જોઈ, ૨૦ મી મેને દિવસે સવારે સાત વાગ્યે, પોતાના માનીતા મોનોપ્લેન 'ધ સ્પિરિટ ઑફ સેન્ટ લુઇ'મા તે રૂઝવેલ્ટ ફીલ્ડના મેદાનમાથી ઉડયો. તેને ઉડતો ચકિત કરતી અમેરિકન પ્રજા તેના આ સાહસના પરિણામ વિષે અધીરી બની રહી

૨૦મી અને ૨૧મી તારીખના તે બન્ને દિવસો વિકરાળ કાળ જેવા આટલાંટિકને જે વેળા લિન્ડબર્ગ ઓળંગી રહ્યો હતો અને ન્યૂયૉર્કના ઑલિમ્પિકના થીએટરમા ૬૦ હજાર પ્રેક્ષકો તેની સફળ સફર માટે પ્રાર્થના કરતા હતા તે વેળા તેની માતા નિયમિત રીતે પોતાની શાળામાં શિક્ષણ આપતી હતી! એને શ્રદ્ધા હતી કે પોતાનો પુત્ર વિજયી જ નીવડશે

રાતના દસને સુમારે લિન્ડબર્ગ પારીસ ઉતરશે એવા સમાચાર મળતા આખુ પારીસ હકડેઠઠ બની ગયુ અને

કવિ ગોલ્ડસ્મિથ પૈસેટકે ગરીબ હતો એના મિત્રો એને નભાવતા એક મિત્રે ઠંડીથી બચવા એને એક કોટ આપેલો એક વાર એની નજર રસ્તા પર ટાઢે ઠુઠવાતા એક ગરીબ પર પડી કવિએ પેલો કોટ ઉતારી એને આપી દીધો ને પોતાની ઓરડીમા ભરાઇ બેઠો એના મિત્રો આથી ખુબ ખીજાયા, પણ કવિએ તો હસ્યા જ કર્યું એણે કોટ આપી દીધો હતો પણ ત્યાગનું તેજ મેળવ્યુ હતુ!

જોડણીની સામાન્ય ભુલો

| | | |
|---|---|---|
| સુન્ડેગાર | નહિ પણ | ગુનેહગાર |
| સગવડતા | નહિ પણ | સગવડ |
| વિકાશ | નહિ પણ | વિ-કાસ |
| મિમાસા | નહિ પણ | મીમાસા |
| એક્યતા | નહિ પણ | ઐક્ય કે એકતા |

વિજ્ઞાનના શિક્ષક—ચંદુ, સમુદ્રના પાણીમા મીઠા ઉપરાંત બીજું શુંશું હોય?

ચંદુ—સાહેબ, માછલા '

આમાના કેટલા ઝાડ તમે જોયા છે? ગુલમોર, બુચ, સાગ, ખાખરો, ઉમરો, અજર, કરમદી, રાયણ, ગુંદી, ગુંદો, લીંબોઇ, પીલુડી, ટીમરવો, બગાન, અરીઠી, વીલાયતી આમલી, કપુર, કેવડો, દુધીઓ, પાપડી, કાલાકેડા કે અદરજવ, પારસપીપળો, રામબાવળીઓ, ખીજડો, ઓસુડો, ગુગળ, ખરફુરો, બેડા, ગાડુ ઝાડ, સરગવો, અરિયો, રાવણો ને જાંબુડો

જાપાનની બહાર જો કોઇ જાપાનવાસી જતો તો તેને જાનથી મારી નાખવામા આવતો આ કાયદાનો ભંગ કરી નીઝીમા નામનો પહેલવહેલો માણસ અમેરિકા ગયો

એકલુ દુધ પીવા કરતા દુધ સાથે રોટલો કે રોટલી ખાવી એકલુ દુધ હોજરીમા પહોચે છે કે તરત જ તેનુ દહીં બની જઇ લોદા જામી જાય છે અને પચતા વાર લાગે છે



ત્રણ દીવાસળીનો એક ત્રિકોણ બનાવો પછી તમારા ભાઇબંધને બીજી ત્રણ દીવાસળીઓ આપી, તેમને પહેલાની ત્રણ દીવાસળીઓ સાથે ગોઠવી ત્રણ નવા ત્રિકોણ, એટલે કે બધા મળીને ચાર ત્રિકોણ બનાવવાનુ કહો આડીઅવળી દીવાસળીઓ મુકી એ થાકી રહે એટલે તરત જ તમે ઉપલા ચિત્રમા બતાવ્યા પ્રમાણે ત્રણ નવા ત્રિકોણ બનાવી આપજો '

સહરાના રણની રેતી ત્રીસ ફુટ સુધી ઉડી હોય છે



પુસ્તકોમા છપાણના કે ફુટનોટના ટાઇપ બહુ જ ઝીણા હોય તો તે વાચતા આંખને ખેંચ પડે છે આને માટે સૌથી સારો ઉપાય એ છે કે એકાદ પોસ્ટ કાર્ડ જેવા જાડા કાગળમા ઝીણુ કાણું પાડી તે વાટે અક્ષરો જોવા

બળી ગએલા બટેરાને ફેંકી ન દેતા તેને બરાબર સુકાવા દીવા પછી બાળીને કોલસા જેવા કરો ને એ કોલસા વાટી એનો મેશ જેવો ઝીણો ભુકો કરો એ મેણ સાથે ટરપેન્ટાઇન ભેળવવાથી સરસ બુટપૉલિશ બનશે

પીવાના પાણી અને સાહિત્યના પાણી વિષે તો તમે જાણ્યુ પણ વડોદરામા પાણીનો દરવાજો છે, અને સુરતમા પાણીની ભીંત છે, એ ખબર છે?



જર્મન ચિત્રકાર ચોરોકનુ દોરેલું આ કટાક્ષચિત્ર સ્પેનમા ચાલતી માણસ અને ગોધાની સાઠમારીનુ છે ખુબ ખવડાવી તૈયાર કરેલા ફાટેલા સાંઢ સામે માણસ માત્ર બે નાનકડા ભાલા લઇને લડવા ઉતરે છે વેગભેર ધસ્યા આવતા ફુંફાડા મારતા સાંઢ સામે તે અડગ શાંતિથી ઉભો રહે છે તે અડી શકાય એટલો નજીક આવે કે તરત અત્યંત ચપળતાથી એક બાજુ ખસી જઇ ગોધાની ઢીક ચુકાવે છે, પણ ખસતાખસતા બહુ જ ચાલાકીથી પોતાના હાથમાના બંને ભાલા સાંઢની ગરદનમા ભોંકી દે છે આમ વારંવાર ભાલા ગરદનમાં ભોંકાવાથી ગોધાના ગરદનના સ્નાયુઓ—જેમા તેનું ખરૂ જોર હોય છે તે—શિથિલ થઇ જાય છે ને અંતે મરણતોલ થઇ જમીન પર ઢળી પડે છે

# કુમાર

અંક ૪૪

તંત્રી : રવિશંકર રાવળ

આવતી કાલનાં નાગરિકો ઘડતું આજનાં ઘરોનું માનીતું માસિક : વર્ષ ૮ અંક ૮



વીરપસલી અંક

શ્રાવણ ૧૯૮૩



વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અજાયબ જેવું પોષણ મળે છે

નાનાં—મોટાં, માંદાં—સાજા
સ્ત્રી—પુરુષ, નબળાં—સબળાં
કોઈ એનું સેવન કરી શકે છે.

# તમે વાપરી જોયું છે?

## ઝંડુનું કેસરી જીવન

કેસરી જીવન ઝંડુનું જ
મેળવવાનો આગ્રહ રાખો

**મહારસાયન**

રસસિંદુર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજા દીપન, પાચન, પૌષ્ટિક ઔષધ મેળવી લીલા રસદાર આમળામાંથી બનાવેલા **આ સુશોભિત, સુવાસિત, સ્વાદિષ્ટ ને પૌષ્ટિક ખોરાકનું નિયમિત સેવન** લાંબું આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બલ અને તેજ તથા દરેક ઇન્દ્રિયમાં ચેતન પુરે છે

**પા રતલના પૉટનો રૂ. ૧ા**
**અરધા રતલના પૉટના રૂ. ૨ાા**
**એક રતલના પૉટના રૂ. ૫)**




**ઝંડુ**
**ફાર્માસ્યુટિકલ વર્કસ**
**લિમિટેડ**
કારખાનું સયાની રોડ મુંબાઈ-૧૪
દુકાન જુની મહાજનવાડી, કાલબાદેવી
મુંબાઈ—૨

**કેસરી જીવન**

અમદાવાદના એજન્ટ
**ભોગીલાલ પ્રધર્મ રીચીંસેઇડ**







**તંત્રી** રવિશંકર રાવળ; **મુદ્રક–પ્રકાશક** બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી–કુમાર કાર્યાલય, ૨૭૦૧ રાયપુર, અમદાવાદ



**લવાજમ** વરસના રૂ ૬ પરદેશના રૂ. ૭ અથવા ૧૧ શિ મુંબાઈના એજન્ટ: સી. જમનાદાસની કં પ્રિન્સેસ સ્ટ્રીટ. **ગ્રાહકો** વરસની શરૂઆતથી (એટલે પોષના અંકથી) નોંધવા-નો રિવાજ છે વરસની અધવચથી ગ્રાહકો નોંધાતા નથી **લેખકો** જેઓને ઉગતી પ્રજા માટે કંઇક ખાસ પ્રેરક કહેવાનું હોય તે જ લખે; અને પોતાનાં લખાણ બની શકે તેટલાં ટુંકાં, કાગળની એક જ બાજુએ, ચોખ્ખે અક્ષરે, પુરાં નામ ઠામ સાથે, અને પાછાં મગાવવા હોય તો પોસ્ટેજ સાથે મોકલે.



હર-ગૌરી

ચિત્રકાર

શ્રી પ્રમોદકુમાર ચટ્ટોપાધ્યાય

'કુમાર'

શ્રાવણ '૮૩નું મુખચિત્ર



માનવતા મહત્તા ને મનોરથોનું માસિક

વર્ષ ૪ અંક ૮ :: શ્રાવણ ૧૯૮૩



# કમળ

ચિત્રકાર
શ્રી પ્રમોદકુમાર ચટ્ટોપાધ્યાય

કમળનું રૂપ મોહક તો છે જ, પણ તેમાં વધારે મહત્ત્વનું તો એ છે કે કમળનો સ્વભાવ હિંદુ આદર્શોનો દ્યોતક છે. કમળને પંકજ કહે છે, કેમકે કાદવમાં તેની ઉત્પત્તિ છે. કાદવમાંથી જ તે પોતાનો ખોરાક શોધી લે છે, છતાં તે પોતે અત્યંત સ્વચ્છ હોય છે. ચોવીસે કલાક તેનો વાસ પાણીમાં હોય છે, છતાં એના પાન ઉપર પાણીનું ટીપું સરખું પણ લાગી શકતું નથી. તે જમીનમાંથી ઉગે છે, છતાં પોતાની દૃષ્ટિ હમેશાં સૂર્ય તરફ રાખે છે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર




ગુજરાત અને કાઠિયાવાડને વરસાદે ખંખેર્યુ, માલમિલકતનું ઠેકાણું કાઢ્યું અને સુંવાળી તથા રંક પ્રજાને એક વાર પૂરતી સારઆત જેવી હાલતમાં મૂકી દીધી. આ યુગનું કોઈપણ સાધન કે વાહન જ્યાં મદદે પહોંચવા અસમર્થ નીવડ્યું એવી નિરાધાર સ્થિતિમાં આવી પડેલા સેંકડો ગામડાંની વસ્તીનું દુઃખ, એ આફતમાંથી બચી ગયેલા કલ્પી પણ ન શકે. છતાં એક મહાન શરીરને ઘા પડતાં જેમ તેનું એકેએક અંગ કકળી ઉઠે તેમ ગુજરાત કાઠિયાવાડની નાગરિકતાએ એ ઘા ખમવા પોતાના હાથ પસારવા માંડ્યા છે.

જગતમાં સાર્વભૌમ ગણાતી સરકાર હજુ તો આંખ ખોલીને ખરી સ્થિતિ જોવા પામે તે પહેલાં તો પ્રજા પોતે જાગ્રત બની તે જ ઘડીથી સ્વાશ્રયને પંથે પળી, ગુજરાતના દાનવીરોએ અનાજ કપડાં અને બીજાં અનેક સાધનો અસહાય બનેલા માનવ બંધુઓને હાથ ને આશ્રય આપવા વહેતાં કરી દીધાં અને એકેએક ગુજરાતી ગર્વ લઈ શકે એવી ધીરતા અને ત્યાગ ગુજરાતના સ્વયંસેવકો, કાર્યકર્તાઓ અને લોકનેતાઓએ પ્રત્યક્ષ કરાવી દીધાં. શ્રી વલ્લભભાઈ પટેલની કાર્યદક્ષતા તથા શ્રી અમૃતલાલ શેઠની સમયતત્પરતા અને મુંબઈના દાન તથા સેવા અર્પનારાઓના વિશ્વાસ અને હેતને હજી અનેકગણાં વધારી આપે છે.

**શ્રી** વિઠ્ઠલભાઈ પટેલ ઇંગ્લંડની મુલાકાત લઈ એક અપૂર્વ હીરો તરીકે પ્રતિભા બતાવી હિંદના શિરમુકુટ યોગ્ય માનને પાત્ર બન્યા છે એ પણ મુંબાઈને કિનારે ઉતરતાં એક ગુજરાતી તરીકે ગુજરાતનું સફળ સામ-જતા રહી ઉઠે છે અને પોતાના પગારની ખરચ પૂરી દિયે ગુજરાતની ઝોળીમાં ઠલવી દે છે, એટલું જ નહિ પણ નોકરીમાંથી મળતો વખત સઘળો દાનના કામમાં આપવા વચન આપે છે. ગુજરાતના સપૂતોને માટે આથી ઉજ્જવળ દૃષ્ટાંત બીજું શું હોઈ શકે?

દેશની અમર આશા જેવા યુવાનોએ આ આફતને પ્રસંગે અનેક બાજુથી જે વીરશ્રીનું દર્શન કરાવ્યું છે તે જોનારની આંખને ધન્ય કરે છે. પહેલી જ ખબરે ભરૂચના યુવાનો કાળ બની પાણીમાં ગરક થયેલાં ગામડાંની ભાળ લેવા પસી ગયા; વડોદરામાં અખાડાના યુવાનોએ શ્રી માણિકરાવની સરદારી નીચે આજ સુધી લીધેલી તાલીમ સાર્થક કરી બતાવી, ગુજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ માતરપુર પાસી ડોળના ખેડા જીલ્લામાં ઘૂમી ફરી વળ્યા અને ડાકોરમાં ગંધાઈ ઉઠેલા ૧૨૮૦ મણ કપાસની વખારો, જેને મ્યુનિસિપાલિટી કે બીજી પણ બહારની હીંમત નહોતા કરતા, તે જાતે સાફ કરી વસ્તીને રોગથી બચાવી, કાઠિયાવાડમાં અમૃતલાલ શેઠ મુંબાઈથી ખાસ સ્વયંસેવકોની ટોળી લઈ સ્ટીમર કરી પહોંચ્યા તે પહેલાં તો જુવાનિયાઓનું જૂથ છેક લખતર સુધીની ખબરો અને નુકસાનની આંકણી કરી લાવ્યું હતું.

પ્રલયે તો નાશ કરવો હતો એટલો કરી નાખ્યો, પણ હવે જ પ્રજાને માથે પુનરચનાનું મહાભારત કામ રહ્યું છે. વેરવિખેર થઈ ગયેલાં ગામડાંને પહેલાની સ્થિતિ પર લાવતાં સુધી દરેક પ્રકારની સહાય જોઈશે. મોટા સમુદ્રને પહોંચી વળે એટલાં ઘરો, તન્ત્રો અને નિર્વાહનાં સાધનોની આટલો પૈસો છતાં પણ તંગ પડશે. ઘર બાંધવાના સાહિત્યોના ભાવ વધી જશે, કારીગરો અને મજૂરોની રોજી મોંઘી પડશે અને એવા વખતમાં આફતમાંથી બચી ગયેલાને પણ મોંઘવારીની ભીંસ લાગશે, ત્યારે સપડાયેલાની તો શી વાત? આ સ્થિતિમાંથી થોડે અંશે પણ બચવાને અમને એક ઇલાજ સૂઝે છે તે 'કુમાર'ના યુવાન વાચનારાઓ પાસે મૂકીએ છીએ.

તમારા શહેરના કે ગામના કોઈ યોગ્ય ભાવનાવાળા કૉન્ટ્રાક્ટર કે સિવિલ એન્જિનીઅરને હાથ ધરો અને તેની સરદારી નીચે ઘરો બાંધી આપવાનું કામ ઉપાડો. કંઈ ન આવડી શકે તો સંખ્યાબંધ ઈંટો પાડવાનું કામ તો કોઈપણ કરી શકે. લાકડાં વહેરી આપવાની થોડા કલાકની મજુરી તમારા ફાળા તરીકે આપો. તમારા કરવામાં થોડા પરોપકારી મજૂરો કે કડિયા હશે તો તમને સાથે રાખીને ચણવાની ક્રિયા પણ શીખવશે. અને એ શીખી લેવાને લાંબો અભ્યાસક્રમ જરૂરનો નથી. જરા સમજ અને આંખ આવી જાય તો કામ ચાલુ.

આવું કામ કરવાની તમને તક મળે તો તમારી શાળાના બધા વર્ષો મુશ્કી જશે તમે વેદિયા—ગોખણિયા રહેવાને બદલે ક્રિયાકુશળ મનુષ્ય બની શકશો, એટલું જ નહિ પણ આ અવસરે શીખેલો ઉદ્યોગ તમને તમારા જીવનમાં કોઈવાર અતિ કીમતી થઈ પડશે. પાડિયાં સાફ કરવાથી માંડી મકાનના પ્લાન કરવા સુધીના કામ પર તમારી નજર બેસશે અને કારીગર વર્ગ સાથે એક પ્રકારનો માનસિક સહકાર થશે.

હજારો સગકત વિદ્યાર્થીઓ બબ્બે ચારચાર મહીનાની વૅકેશનો ઉંઘમા કે ખોટી રખડપટ્ટીમા વેડફી નાખે છે તે કરતા આ અવસરે બે માસનુ કામ દેશના દુઃખી થએલા માનવબંધુઓને સહાય કરવામા આપે તો નવા પ્રકારનું ક્રિયાત્મક શિક્ષણ મળી રહે બધા માણુસોને રહેવાને બગલા જ જોઇએ એવુ કઇ નથી. માટીના ઝીંતડા બાધી વળીઓ અને વાસથી પણ રહેવા યોગ્ય વાસ બની શકે છે અને ગામડામા વસતા આપણા લોકો બધા જ કઇ કડિયા સુતાર પાસે ઘર બધાવતા નથી હાથોહાથ માટીના પીંડા મહોચાડી ઝીંતડા ઉભા કરી લે છે અને પછી છાઇ લે છે. અત્યારે દેશના હજારો વિદ્યાર્થીઓ થોડા દિવસ આવી મજુરી કે ઉદ્યોગમા પડે તો સેવાકાર્ય કરવા ઉપરાત શરીર પણ સરસ કરે અને સ્વાશ્રયનો ઉદ્યોગ શીખી લે તે નફામા જેમજાના ઘરની રચના સમજપૂર્વક થવા માડે છે તે પ્રજામા બીજા અનેક માનસિક ગુણો ખીલે છે, અને એ જ ગુણો તેને મહા પ્રજા બનાવી શકે છે આ પ્રસંગે આવી થોડી શરૂઆત ઘણા પ્રાણને તૈયારી આપશે તમે કઇક કરી જુઓ તો જ તમે ક્રિયાની ખરી કીમત સમજશો

---

કુંભાર સુતાર કે કડિયા–દાડિયા કરતા તમે વધુ બુદ્ધિ ધરાવો છો અને તેમના કરતા વધુ ઉચ્ચ સ્થાન કે બદલાને લાયક છો એ ઉજળાં લુગડા ને અગ્રેજી શબ્દોચ્ચારથી સાબિત નથી થવાનુ એકવાર તેમનું કામ તેમની સાથે રહીને વધુ સારૂ કરી બતાવો. પછી જ તમને ખબર પડશે કે તમે ક્યા છો. તમારી ખીલેલી સમજ અને બુદ્ધિ વડે તેમાં સુધારાવધારા કરી શકશો તો દેશ અને કારીગારીને એક ડગલુ આગળ વધારી શકશો પણ અત્યારે તો મોટા સવાલ ગરીબોને રોધાં ઘર કરી આપવાનો જ છે

> તરુણાવસ્થા હોય ને સ્વર્ગનો દૂત તેડવા આવે તો ના પાડજો. સ્વર્ગ કરતાં દુનિયામાં તરુણોને માટે ઘણુંઘણું કામ પડ્યું છે. અને કામના આનંદ કરતાં સ્વર્ગનો આનંદ વધારે પ્રાણુમદ નથી.
>
> (ધૂમકેતુ)

દેશના તમામ કડિયા–દાડિયા કામે લાગશે તોપણ સવેળા બધા લોકોને આશ્રય પહોચશે કે નહિ તેની શંકા છે

લડાઈમાં સૈનિકોની હાર તુટની



હોય તે વેળા ઉપલા દરજ્જાના સરદારો પણ તેમની જગ્યાએ ખડા થઇ જઈ યુદ્ધ આપે છે અત્યારે સવાલ દરજ્જાનો નથી; યુદ્ધનો છે

કેટલા તૈયાર છો ?

卐 卐

છેલ્લા ભારે વરસાદની આફતોને અંગે કુમાર કાર્યાલયની સલામતીના ખબર પુછતા અનેક પત્રો વાચનાર બંધુઓ તરફથી અમને મળ્યા છે એ સૌનો અમે આભાર માનીએ છીએ ઈશ્વર કૃપાથી અને 'કુમાર'ના વાંચનારાઓની શુભેચ્છાઓથી વરસાદની સીધી અસરમાથી તો અમે બચી જવા પામ્યા છીએ; પરતુ તેની થોડી આડકતરી અસર જે અમારા પર થવા પામી છે તેને લીધે જ આ અક આટલો મોડો બહાર પડે છે. ઉદાર વાંચનારાઓ તે નિભાવી લેશે.

---

(પાન ૩૧૨નુ અનુસંધાન)

અને બેન તરીકે ભાઇનુ સુખ ન ભાળ્યુ. ગૃહિણી તરીકે ઘરસુખ ન જાણ્યુ કે માતા તરીકે પુત્રસુખ ન માણ્યું ગાળ્યુ માત્ર દુઃખનુ તપોમય જીવતર.

પુત્રસુખને માટે તેણે મરજી સરખી પણ ન કરી. જાણે દેશકલ્યાણની વેદિ ઉપર દીકરાનો ભોગ ધર્યો ! કેટલી સહનશીલતા, કેટલું ધૈર્ય ને સ્વાર્પણ, અને કેટલો નિગ્રહ !

શ્રીકૃષ્ણની માતા દેવકી એ સ્ત્રીજીવનના આદર્શની અને દેશના સૌભાગ્યની પરમ ભાવના છે. દેવકીનન્દનની જન્મદાત્રી તરીકે એ અહોધન્ય બને છે. ભરતભૂમિની આજની દશામા આપણે દેવકી જોઇએ છે, પછી તે કુમારિકા હો, ગૃહિણી હો કે માતા હો.

દે. પ.

# એક કુમાર તરવૈયો



ઑલ ઇન્ડિયા સ્વિમિંગ ચૅમ્પીઅન
**ભાઈ દ્વારકાદાસ મુળજી**

કચ્છમા નલીઆ નામે એક ગામ છે ત્યાના રહેવાસી મુળજી જમનાદાસ નામના એક ભાટિયા ગૃહસ્થ ઘણાં વર્ષોથી કલકત્તામા રહે છે એ ગૃહસ્થ જબરા મલ્લાડિયા ને ખેલાડી છે. તેમના બીજા પુત્ર દ્વારકાદાસે આખા બંગાળ ઈલાકામા તરવૈયા તરીકે નામ કાઢ્યુ છે

આ જુવાન હાલ વીસ વર્ષનો છે નાનપણમા એક વાર તરવાની ઉત્કટ ઈચ્છા તેના હૃદયમા જન્મી ભાઇ દ્વારકાદાસ કહે છે કે 'જ્યારે હુ પહેલવહેલો પાણીમા પડયો ત્યારે ભયથી ધ્રુજવા માડયો, પણ ધીરેધીરે ડર દૂર થયો ને હવે તો મને આ જગતમા પાણી જેવી આનદદાયી ને સ્ફૂર્તિદાયી બીજી કોઇ વસ્તુ લાગતી નથી.'

ભાઈ દ્વારકાદાસે તરવાની જાહેર હરીફાઈમા પહેલવહેલો દેખાવ સન ૧૯૧૯મા દીધો પહેલા બે વર્ષ સુધી તો તેને કઇ ઇનામ ન મળ્યુ, પણ એથી કાઈ આ ઉત્સાહી તરવૈયો હતાશ બની જાય એવો નહોતો તેણે અખુટ ખતથી તરવાનો અભ્યાસ ચાલુ જ રાખ્યો અને ૧૯૨૧મા પહેલુ ઈનામ મેળવ્યુ

કૌટુબિક ઉપાધિઓને અગે ૧૯૨૨ અને ૧૯૨૩ એ બે વર્ષ તેને તરવાનુ છોડી દેવુ પડયુ, પણ હજી તરવા માટેની એની ધગશ તો એટલી ને એટલી જ હતી ૧૯૨૪ થી ૧૯૨૬ એમ લાગલાગટ ત્રણ વર્ષ સુધી પહેલુ ઇનામ જીતી તેણે 'બૅંગાલ ચૅમ્પીઅન'ની ડિગ્રી મેળવી આ વર્ષે કલકત્તા ખાતે આખા હિંદ માટેની તરવાની હરીફાઈ થઇ હતી આ હરીફાઈમાં ભાઇ દ્વારકાદાસને દાખલ કરવાની પણ પહેલા તો અધિકારીઓએ ના પાડી, અને તેના કારણમા એમ જણાવ્યુ કે આ વર્ષે તેણે તરવાના અભ્યાસને સમયે નહિ જેવી હાજરી આપી હતી માટે તે મહાવરા વિનાનો (Out of practice) જણાય ઘણી લાગવગને અતે આ જુવાન હરીફાઇમા ઉતરી શકયો હરીફાઇને એક અઠવાડિયુ બાકી હતુ તે દરમિયાન તેણે તરવાનો ખુબ મહાવરો કરી લીધો ને અતે તે હરીફાઈમા પહેલો આવ્યો એક માઇલ તરવાની હરીફાઇમા પોતાની પાછળના તરનારથી તે ૧૪૦ વાર આગળ આવ્યો હતો, એ બીના તેને માટે આપણા મનમા ખરેખર માન ઉપજાવે છે

આ જુવાનમા તરવાની અદ્ભુત શક્તિ છે તેનો એ પુરેપુરો વિકાસ કરે તથા આવતે વર્ષે આમ્સ્ટરડામ (હોલૅન્ડ) ખાતે થનારી ઓલિમ્પિક ગેઇમ્સ વખતે આખી દુનિયાની તરવાની હરીફાઇમા તે ભાગ લેવા જનાર છે, તેમા તેને યશ મળે એમ આપણે ઈચ્છીશું

તરનારે હમેશા આહારવિહારમા નિયમિત રહેવું અને પોતાના શરીરમા ચરબીનુ પ્રમાણ વધવા ન દેવુ એવી આ જુવાનની ખાસ ભલામણ છે **ચાંપશી વિ ઉદ્દેશી**

# દેવકી

માબાપનુ સુખ જોયા વિના, કંસ ભાઇને આશરે ઉછરીને એ પરણીને પતિ વસુદેવ સહિત ભાઇના કારાગારમા પડી એ જેલવાસમા ગૃહજીવનનુ તો સ્વપ્ને કયાથી હોય ?

ઉલટુ નિર્દય કંસની એ વસુદેવ–દેવકીને પારાવાર મતામણી અને અપમાન, તેમજ પોતા સમક્ષ થતી સાતસાત સતાનોની હત્યાઓ. છતા 'ક્ષમયા ધરિત્રી' જેવા દેવકીજીના દુઃખનો અંત આવતો નથી આઠમા બાળકને બચાવવા એ પુત્રને પારકો કરે છે, વરસોનો પુત્રવિયોગ વેઠી આઠઆઠ સતાનો થયા છતા એ વાઝણી જેવી જ રહે છે

આટઆટલા દુ ખના સસ્કાર છતા પણ વીરપ્રસૂ દેવકી શ્રીકૃષ્ણ જેવા બલવાન આત્માને જન્મ આપે છે, જે કંસનો વધ કરે છે, તેના જુલમી રાજ્યતત્રનો અત આણે છે, પોતાના માતપિતાને બંધનમુક્ત કરી સમસ્ત પ્રજાને સ્વતત્રતા અર્પે છે અને જીવનવિકાસમા 'પૂર્ણ પુરુષોત્તમ' નીવડે છે.

દીકરી તરીકે તેણે માબાપનુ સુખ ન જોયુ,

(અનુસધાન પાછલા પાનના ત્રીજા કૉલમને છેડે)

# ઍની બેસંટ

I ask no other epitaph on my tomb but 'She tried to follow truth.'

'તેણે સત્યને અનુસરવાનો પ્રયત્ન કર્યો હતો' એટલું જ મારી સમાધિ પર લખાય તો બસ.

એંશી વર્ષની એ વૃદ્ધ નારીને કોઇ મોટા શહેરના સભાગૃહની વ્યાસપીઠ ઉપર ઉભેલી તમે જોઇ છે? પોતાના વિદેશી દેહ ઉપર હિંદી શૈલીની રેશમી સાડી પહેરેલી, પગમાં ચપલ ચડાવેલાં અને કોણી સુધી ખુલ્લી પહેલવાની ભુજાઓના અભિનય વડે મોટા મરદોને પણ ડારતાં એ ડોશી-માને તમે જોયાં છે? બેઠી દડીના એ પોલાદી દેહ ઉપર જરાક ભૂરી જટાથી નમાવેલી મસ્ત ગરદન; એક વખત જે મુખ પર નિર્દોષ તરુણાવસ્થાની, સુંદર સુકોમળ લાવણ્ય-રેખાઓ અંકાએલી હતી તે મુખ પર સો સો સમરાંગણોના ઘા પડીપડીને ખાડા થઇ ગયા હોય તેવી કરચલીઓ; આત્મશ્રદ્ધા અને અસ્મિતાના તણખા ફેંકતી તીક્ષ્ણ બે આંખો, અને હજારો શ્રોતાઓ વીણીવીણીને ઉપાડી લે તેવા સ્પષ્ટ રણકારા મારતા શબ્દોનો મહાનદ ઘુઘવતો હોય એવો એ વૃદ્ધાના કંઠમાંથી ધમધમતો વાણી-ધોધ આવા તત્ત્વોની બનેલી એક એંશી વર્ષની ડોશીને દેખી હોય, તો એ સ્ત્રી હશે કે પુરુષ, તેની સમસ્યા તમને નથી થઇ? અબલાનો દેહ શું આટલો જાજરમાન? કેમ ન હોય? પંચાવન વર્ષના અખંડ બ્રહ્મચર્યની એરણ પર, માનવસેવાના હથોડાના પ્રહારોથી ટીપાએલું અને સંસારી સુખદુઃખો ને જયપરાજયોની સદા સળગતી ભઠ્ઠીમાં તપીતપીને ઘડાએલું એ યમદૂતને પણ ભુલાવામાં નાખનારું શરીર છે. બીપીનચંદ્ર પાલ બોલી ગયા છે કે અનેક વાર પ્રચંડ મેદનીને મંત્ર વશ બનાવીને ભાષણ-ધારા રેલાવતી આ રમણીના ચહેરા ઉપર મેં એક અપૂર્વ જ્યોતિર્મંડલ રમતું જોયું છે. શરીર અને આત્માની તદાત્મ દશા ચાલતી હોય તેવું એ દૃશ્ય મને દેખાયું છે.

આવી શરીર-સમૃદ્ધિ જો કદિ કોઇ જીવત માનવીમાં અથવા તો કોઈ નિર્જીવ છબીમાં નજરે પડે, તો જાણજો કે એ બાઇનું નામ 'ઍની બેસંટ' છે. મદ્રાસ નગરી પાસેની ઉંડી ને પહોળી અદીઆર નદીના કિનારા ઉપર એક રમણીય ગંભીર વનરાઇ ઉભી છે. એ વનરાઇની કુંજકુંજમાં શ્વેત પક્ષીઓ વિખરાઇને ક્રીડા કરતાં હોય તેવાં સાદાં રૂપાળાં ઘરોનો બનેલો એક આશ્રમ છે. એ આશ્રમની અંદર તપોવનની શાન્તિ, દેવાલયની વિશુદ્ધિ, કલાગૃહની રસિકતા અને રાજમંદિરની કડક નિયમવશતા, સાથે મળીને એક અનેરું વાતાવરણ સરજે છે. ત્યાં વસીને કેવળ રોજના પા શેર ચોખા ને કોપરાના ખમણનો આહાર લેતી અને બે વાર ચાહ કોફીનો અક્કેક પ્યાલો પીતી એ બાઇ પરોઢના ચારના ટકોરાથી જાગી રાત્રિના બરાબર અગિયાર બજ્યા સુધી, ઘડિયાળના કાંટાની માફક—બલ્કે સૂર્ય, ચંદ્ર અને તારાની અમુક નિયમિતતાના મુજબ અખંડ કર્મયોગનું આરાધન કરે છે. આશ્રમમાંથી ગાઉ-બે ગાઉ પરના મદ્રાસ નગરમાં જતી હોય તેટલી સહેલાઇથી એ ડોશી દુનિયાભરના દેશોમાં અઠવાડિયાં-અઠવાડિયાના પ્રવાસો ગોઠવીને આથડે છે; મિત્રોને કાગળોની ચબરખીઓ લખતી હોય એટલી સહેલાઇથી ઊંડા તત્ત્વજ્ઞાનના લેખો ને પુસ્તકો લખે છે; બાળક પાટી પર લીંટા કાઢતું હોય તેટલી ઝડપથી મોટીમોટી વિશ્વવ્યાપી યોજનાઓ આંકી દે છે; ગઇ કાલની જ વાત યાદ કરતી હોય

તેટલી મક્કમતાથી સૈકડો વર્ષ પૂર્વેના જન્મજન્માન્તરોની ઝીણીમોટી વાતો કરે છે, આવતી કાલનો કોઈ કાર્યક્રમ આપતી હોય તેવી સ્પષ્ટતાથી સૈકડો વર્ષના ભવિષ્યની રૂપરેખાઓ દોરે છે જગતની મહાપ્રજાની કે ક્ષુદ્ર જાતિઓની આવતી કાલ કેવી ઊગશે, કઇ જાતિ વિશ્વ–ઘટનાની અંદર કેવો ભાગ ભજવવા ખપ લાગશે, તેની વિસ્મયકારી વાતો કરતાં એ અચકાતી નથી લોકો એ વાતોને ગપગોળા માને છે, પોતે એ વાતોને વિજ્ઞાનને ત્રાજવે તોળેલી પુકારે છે અને દુનિયા સામે એકલી ઊભીઊભી પડકાર આપે છે ભારતવર્ષને એણે પોતાની માતૃભૂમિ કહી અપનાવી છે અને દેવદૂતની દૃઢ વાણી સંભળાવી દીધી છે કે 'હુ વૃદ્ધ થઇ છું, પણ હિંદને સ્વરાજ મળેલુ જોયા વિના જવાની નથી' અને થીઓસોફિસ્ટો જેને મહાત્માઓ માની રહ્યા છે તેમના તરફથી એવી આગાહી પણ મળી હોવાનુ બોલાય છે કે 'તમારા વૃદ્ધ પ્રમુખને હજુ ઘણા વર્ષો સુધી તમારી પાસે આ દેહે આયુષ્ય ભોગવવા દેવામા આવશે''

કોણ છે આ બાઇ? એ ક્યાથી આવી છે? એ તે કોઇ જાદુગારણ છે? પાખંડની પુતળી છે? કે ચસકેલ મગજની કોઇ દીવાની છે? અંગ્રેજ સરકારની જાસુસ છે? કે નવો પથ ચલાવીને ફાસલો રચતી કીર્તિને વિલાસની ભુખી કોઇ સ્વાર્થાંધ છે? કોણ છે એ? એના જીવનનો ઇતિહાસ શો છે? જગતભરના હજારો યુવાનયુવતીઓ એને 'માતા' કહી છાતી ફુલાવે છે તે શા અધિકારને બળે? આજે હિંદની પ્રજાને તારણહાર સમી દેખાઇને પૂજાના અર્ધ્ય પામતી, તો આવતી કાલે એની સ્વાધીનતાની મહેરમા ઝેરી કંટક સમ લાગીને ગાળો ખાતી, પોતાના રાજદ્વારી મિત્રોને આજે હિતોત્તમ દેખાયા પછી આવતી જ કાલે કટ્ટા દુશ્મન સમ ખટકતી, તેમ છતા પણ પોતે તો જેવી હતી તેવી જ રહેલી હોવાનુ માનતી, હિંદના કલ્યાણને જ માર્ગે પોતે અફર ડગ માંડી રહેવાની પરમ શ્રદ્ધા ધરાવતી આ નારી, આપણી સમક્ષ એક નિગૂઢ સમસ્યા છે—અકળ કોયડો છે ઘડીભર એ ભયંકર લાગે છે તો ઘડી પછી નિર્દોષ જણાય છે, પળભર અભિમાની તો પલ વીતે નિર્વિકાર યોગિની દીસે છે. એના ઉંડાણનો તાગ આપણાથી લેવાતો નથી આપણી જીભને ટેરવે ફક્ત એક જ પ્રશ્ન રમે છે કે આ માનવી કોણ છે? આજે વીરપસલીને પૂનિત દિવસે, હજારો વીરાઓની એ બ્હેનની અને હજારો બચ્ચાની એ માતાની રોમાંચકારી જીવન–કથા માંડવાનુ મન થાય છે, કેમકે આજ સુધી કોઇએ એ જીવનવાર્તા આપણને કહી નથી.

## પૂર્વજીવન

ઇસવી સન ૧૮૪૭ ના ઑક્ટોબર માસની પહેલી તારીખે મધ્યાનો સૂર્ય પશ્ચિમના સાગરમા નહાવા ઊતરતો હતો તે વેળાએ લંડન શહેરમા ઍનીની નાનકડી આંખોએ સંસારના અજવાળાના પ્રથમ દર્શન કર્યા એ પોતાને અંગ્રેજ નહિ પણ આયરિશ કહેવડાવે છે એની માતાની નસોમા શુદ્ધ આયરિશ શોણિત વહેતુ હતુ ને એના પિતા પણ મોસાળ પક્ષે આયરિશ હતા આવી રીતે 'મારૂ પોણા ભાગનુ લોહી અને મારૂં આખેઆખુ હૃદય આયરિશ જ હોવા છતા પણ મારો જન્મ કમભાગ્યે લંડનમા થયો' તે વાતનો આ બાઇને ઓરતો રહી ગયો છે બ્રિટનની એડી નીચે વિના અપરાધે શતકો સુધી પીસાએલી

મહાન સંસ્કૃતિની વારસદાર બહાદુર માતૃભૂમિને સંભારીસંભારી આજ પણ ઍની ઊર્મિગદ્ગદ સ્વરે કહે છે કે 'કલ્યાણ હજો એ મારા પ્રેમભરપુર, વાક્પટુ જાનબાઝુઓનુ! મંગલ હજો એ હાંકવા મુશ્કેલ પણ દોરવા સહેલ એવા સરલ પ્રજાજનોનુ' આશીર્વાદ ઉતરજો એ પ્રાચીન રાષ્ટ્ર ઉપર, જ્યા એક વાર શાણા માનવી વસતા, જે એક વાર 'સંતોનો દ્વીપ' કહેવાતો ને જે હજુ ફરી વાર, કાળનુ ચક્ર આંટો લઇ લેશે ત્યારે 'ઋષિમુનિઓનો દ્વીપ' બનવાનો છે'

પિતા–માતાની એવી પ્રેમાળ જોડલી ઍની સિવાય અન્ય કોઇકને જ મળી હશે. માવતરના મધુર દાંપત્યના છાયામા એ નાની છોકરી ઢીંગલીઓ લઇ રમતી અને પોતાના પિતા પોતાની માફક પોતાની ઢીંગલીને પણ બચ્ચી કરે એવો હમેશા આગ્રહ રાખતી! પિતાની બુદ્ધિ ધારદાર અને કેળવણી-ઉજ્જ્વલ

હતી. ગણિતમાં પ્રવીણ, સાહિત્યનો પંડિત અને યુરોપની લગભગ તમામ ભાષાનો એ પારંગત હોઇ, પ્રાચીન અને અર્વાચીન સાહિત્યના ખજાનાઓ તો એને ગૃહ-જીવનના રોજીંદા આનંદનાં સાધનો હતાં. પોતાની પત્ની પાસે બેસીને પરદેશી કાવ્યોના ભાષાન્તરો કરી સંભળાવવા અને છટાદાર અવાજે શેલીની કવિતા ગાઇ બતાવવી, એ એનો પ્યારામાં પ્યારો વિનોદ હતો. શીલસુરીમાં અતિ ઊંડાણે ઉતરેલો હોવાથી ખ્રિસ્તી ધર્મની કેટલીયે જુની સ્થિતિચુસ્તતા તરફ કટાક્ષો ફેંકાફેંક ઘણી વાર તો ઍનીની પ્રભુપરાયણ, સરલ, સ્નેહાળ માતાને એ દીપળી સ્વાગી ઓરડામાંથી ઉઠી જવા જેટલી હદે ખીજાવતો ! એવો પિતા ક્ષયમાં સપડાઇને, ઍની પાંચ-જ વર્ષની હતી ત્યારે પરલોકને પંથે સીધાવ્યો, અને મરતામરતા ઍનીની ઢીંગલીને છેલ્લા ચુમી ભરીને શિખામણ દેતો ગયો કે 'બેટા ! હું હવે જાઉં છું, માટે તારી મમ્માની ડાહી દીકરી થઇને રહેજે, હો !'

માતા તો ઍનીને પ્રાણ થકી પણ વહાલી હતી. પિતાને દફન કરવા લઇ ગયા ત્યારે માતાને મૂર્છા આવી; એક રાત માતાએ ઓરડામાં પુરાઇ રહીને એકાન્તવાસ ગાળ્યો, વળતે પ્રભાતે એના કેશ કાળા ભમ્મરહના તે સફેદ પૂણી સરખા થઇ ગયા! પોતે મૂર્છિત હાલતમાં સ્વામીના શબની પાછળ અદ્રશ્ય રીતે ગઇ હશે તેવી ખાત્રી એણે પતિની કબર શોધી કાઢીને કરી બતાવી ! પતિદેવ રાતે સ્વપ્નામાં આવી ઍનીના ભાઈ આલ્ફ્રેડની માગણી કરી ગયાની વાત માતાએ કહ્યા પછી થોડે જ દિવસે પોતાનો ભાઇ પણ પિતા પાસે સીધાવ્યો, અને એ મરેલા પુત્રના લલાટ પર ચુંબન દેતાની વાર જ એ મેત ચામડી પર એક શ્યામ આકાર દાધ



## સોમનાથ પ્રતિ સાગરની ઉક્તિ

:વસંતતિલકા:

ઊર્મિપ્રસન્ન મધુ યોગ જ ચંદ્રિકાનો
ઉછાળતો તરલ અંતરપ્રાણ છાનો;
તે પ્રાણનું અટલ શાશ્વત પૂરશૌર્ય
તારા પ્રતિ ધસી રહ્યું, પ્રિય મિત્ર સોમ !

તારો સુપુષ્ટ ગરવો નવરંગ આત્મા
આમંત્રું હું પલપલે ઉછળી છળી, હા'
વર્ષો થયાં વિસરી કેમ શકું જ સખ્ય?
પૂછું રહીશ તુજ દેહસમાધિ ભવ્ય.

ઝંઝાનિલે ચઢી ય વા ખડમોજ દોડી,
મારા વિશે શમવું આ તુજ ચૈત્ય ગેળી;
ઉત્થાનનો પુનરપિ પ્રગટી રસાત્મા
જોઇશ હું જીવનમાં પછી, સોમ મારા!

તું છે સ્વસિદ્ધ પ્રણયી સ્થિતપ્રજ્ઞ યોગી,
હું યે ઉરે અસીમ આનન્દ ભોગી

રેશળજી પરમાર



પડી ગયો: આ બધા દશ્યોની છાપ ઍનીના અંતર પર બાલ્યાવસ્થાથી જ છપાઇ ગઈ અને મૃત્યુ પછી પણ કોઈ નિગૂઢ જીંદગી હોય છે એવી માન્યતા દૃઢ થઈ ગઈ પોતે રમાડતી તે ખિલાડીના અભ્યાસમા ને પોતાની ઢીંગલીમા સુદ્ધાં એ બાલિકાએ પોતાના જ સરખુ જીવન નિરખ્યુ ઢીંગલીને દબાવીને કોઇ ચીં! ચીં! અવાજ કાઢે, તો તે જાણે ઢીંગલીની વેદનાની ચીસો હોય એવુ માની ઍની ત્રાસ પામી નાસી જતી! પરીઓ ને અપ્સરાઓ ઍનીને મન સાચા જ હતા

પિતા એ ત્રણ જણના કુટુંબને તદ્દન નિર્ધન જ મુકીને ચાલ્યો ગયો, ત્યારે મિત્રોએ માતાને કહ્યુ કે દીકરાને કોઇ શહેરની નિશાળમા ભણાવી વેપારી જીવનને માટે તૈયાર કરવાનુ ખર્ચ અમે ઉપાડી લઇએ પરતુ માતાને તો સ્વામીદેવ કહી ગયા હતા કે 'દીકરાને યુનિવર્સિટીમા મોકલી વિદ્વત્તાને પથે મુકજે' એ આદેશને કેમ ઉથાપાય? બીજી બાજુ એવુ શિક્ષણ આપવાના નાણા ક્યાથી કાઢવા? યુવાન ગભરૂ માતાએ હિંમત બીડી, હૅરો નગરમા જઇ, વિદ્યાર્થીઓને માટે પોતાના ઘરને છાત્રાલય બનાવી દીધુ એ રીતે પેટ-ગુજારો કરીને પુત્રને ભણાવવા લાગી. આ હૅરો ગામના ઘરની ફુલવાડીની અદર, પુષ્પો ને ફળો તોડતી ફરતી, 'પૅરેડાઇઝ લૉસ્ટ' નામના પ્રિય પુસ્તકમાથી મિલ્ટન કવિના પ્રતાપી છંદો ગાતીગાતી ઍની પક્ષીઓને ચમકાવતી આમ પોતે એ કાવ્યમાથી 'સેતાન'નું સુદર પાત્ર બની, સ્વર્ગ અને નરકના માનસિક વિહારો અનુભવતી, અને આઠ વર્ષની વયથી ઓગણીસમા વર્ષ સુધી એ રમણીય સ્થાન ઍનીનુ ઘર બની રહ્યુ હતુ

માતાની અતિશય હેવાથી ઍની રોજ માતાનુ પુછડુ થઇને જ ફરતી. ઘણી વાર તો કંટાળીને માતા કહેતી કે 'નાની, હવે તો હુ તને એક દોરી લઇને મારા શરીર સાથે બાધી લઉં તો ઠીક, ખરૂ ને?'

અને ભોળી ઍની તરત જ જવાબ દેતી કે 'ઓ બા! જરૂર જરૂર મને નીંગડ ગાઢ વાળીને બાધી લે મને બહુ જ ગમશે!'

આવી હઠીલી ઍનીને એક દિવસ મિસ મેરીએટ નામની એક બાળકપ્રેમી પરગજુ યુવતી પોતાને ઘેર લઇ ગઇ, અને પોતે રાખેલા એવા બીજા બાળકોની સાથે ઍનીને પણ સુંદર નવી રીતોએ શિક્ષણ દેવા લાગી અહીં ઍની ધનુર્વિદ્યા અને ઘોડેસ્વારી શીખી. સગીતમા તો નાની પેઠે પ્રવીણ બની બીજી બાજુ ધાર્મિક શિક્ષણની તો એ બાઇને અતિ ચીવટ હતી. 'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ' અને 'પૅરેડાઇઝ લૉસ્ટ'ના અદ્દભુત કલ્પનાસૃષ્ટિમા ઍની પણ કોઇ પ્રભુ-શોધક યાત્રાળુની પેઠે કઇકઇ સકટો સહેતી, મોટા રાક્ષસોની સાથે યુદ્ધ માડતી, કિન્નરીઓ સાથે ગોઠડી કરતી, જાણે પોતાના જીવનસ્વામી—સુદર દિવ્ય-કુમારના સ્મિત ઝીલવા નીકળી પડતી. ખ્રિસ્ના ધર્મને પાખડોમાથી ઉગારવા માટે બલિદાન દેનારા અનેક શહીદ સતોનુ સ્મરણ કરીને ઍની અફસોસ કરતી કે 'અરેરે! હુ શા માટે એ યુગમા ન જન્મી?' કલ્પનાની અદર પોતે એવા શહીદના સ્વાગ ધારણ કરી જાણે કે રોમન ન્યાયાધીશો સમક્ષ ઉભી હોય, ધર્મદ્રોહના ગુનાદ બદલ પોતાના ઉપર જાણે એમનો ફેસલો ઉતરતો હોય, પોતે સિંહના મુખમા ફેંકાઇને અથવા જીવતી ચિતામા હોમાઇને પ્રાણની આહુતિ દેતી હોય, એવી મનોરથસૃષ્ટિ સૃજતી 'ઇસુ' જાણે પોતાના સકલ સ્નેહનુ કેન્દ્ર હતો 'ઇસુ'ના કઠમા વરમાળ પહેરાવી, એની સમક્ષ ઉભી એનું એક જ સ્મિત પ્રાપ્ત કરવાની એની ગુપ્ત મનોવેદના હતી સસારી સ્નેહની નવલકથા એ કદિ વાચતી નહોતી નાટકોને તો સેતાને પાથરેલા ફાસલા સમજતી એની ધર્મપરાયણ માતાએ પણ એને 'અતિ ધર્મિષ્ઠ' કહીને ચેતાવેલી

એમ કરતા ઍનીએ યુવાવસ્થામા પગ દીધો સ્વપ્નો તો એના એ રહ્યા માનવસ્નેહના વસત-વાયુ એ મનોહર તરુણીને સ્પર્શ જ નહોતા કરી શક્યા એના મનોરાજ્યમા 'સ્વામીદેવ ઇસુ' સિવાય અન્ય કોઇને સ્થાન ન મળ્યુ તે ન જ મળ્યુ સ્નેહાર્પણની બધી પ્રાર્થનાઓ અને તમામ આરજી-ઓના ઉમળકા એણે પોતની એકાન્તની બગીમા ઇસુ ઉપર જ ઠલવી દીધા, અને બાકીનો સ્નેહ એની જનેતાને ભાગે ચાલ્યો ગયો પરિણામે ઍનીના સબધમાં લગ્ન એક નિગૂઢ કોયડા રૂપ થઇ પડયુ એને પુરુષ મિત્રો હતા, પણ પ્રેમિક એક પણ નહોતો એ મિત્રોમાથી એકકેયને ઍનીના મનોરાજ્યમા

સ્થાન નહોતું એવા મીરા-પંથી પ્રેમને માટે એક કસોટીનો દારુણ દિવસ આવી પહોંચ્યો.

૧૮૬૬ના વર્ષમા એક તરુણ પાદરીની સાથે એને ઓળખાણ થયુ એકાદ અઠવાડિયુ બને ભેળાં રહ્યા. સાથે ફર્યાહર્યા, ઘોડેસવારી ખેલી ને રમ્યાજમ્યા ઓચીંતા એ યુવકે ઍની પાસે સગપણની માગણી મુકી. સાભળતા જ અભિમાની ઍનના ઉપર જાણે કોઈ જખ્મ થયો. મૈત્રીને લગ્ન-સ્નેહ માની લેવાનો શો અધિકાર હતો આ યુવકને? ઍની ગભરાઇ ગઇ 'મારા આવ્યા પહેલા તારી માતાને વાત ન કરતી, નહિ તો વિશ્વાસઘાતની અપરાધી બનીશ' એવો આદેશ આપી એ ચાલ્યો ગયો ઍની ભીનરથી વલોવાતી હતી, છતા 'વિશ્વાસ-ઘાતના પાપ'થી ડરનારી એ ધર્મપરાયણ બાલાએ મો બીડી ગળ્યુ આખરે એ યુવકનું ફરી આવવુ થતા માતાને મુખે પોતાના જીવનનો ઇન્કાર કરવા જેવું થાય ને જનેતાનો જીવ દુભાય તે ભયથી, તથા કઇક અંશે પાદરીની પત્ની બનીને ધર્મ-સેવા આચરવાના સોનેરી સુયોગો પ્રાપ્ત થવાની લાલચથી ઍની વેવીશાળને ઓવે બધાઇ



ઍની બેસંટ યુવાન વયે

અંતરમા સ્નેહોર્મિ નહોતી, પણ ધાર્મિક જીવન ગાળવાનો અવસર મળે છે તેનુ આકર્ષણ હતુ કાનમા જાણે કોઇ દગારો સ્વર મંજાતો હતો કે 'પાદરીની સહચરી થઇને તું માનવજાતનુ પરમ કલ્યાણ કરી શકીશ' એ અવાજને વશ થઇ. પરતુ લગ્ન પહેલા વળી દિલ પાછુ હઠ્યુ વેવીશાળ રદ કરવાની વાત છેડી. છેડાના તો કુલ-લાજના દર્પથી ભરેલી માતા પુકારી ઉઠી, 'હાય રે બેટા' આટલો સ્નેહ આચર્યા પછી હવે વચનભગ થઇશ? જગતને આપણે મો શી રીતે બતાવશું?'

એ કુલાભિમાનની દલીલ સામે ઍની અબોલ થઈ પડી. માતાનું હૃદય ભેદવાની તેની હિંમત નહોતી. ૧૮૬૭મા ઍની પરણી.

લગ્નસુખ, રસલ્હાવા, અન્યોન્ય બે આત્માની સ્નેહ-વ્યાકુલતા, — એવા કશા ભાનને, દંપતી-જીવનને કશો પ્રવેશ ન મળી શકે તે જ્ઞાનની દીવાલોમા ઉછરેલી આ નિર્દોષ મૂર્તિ પરણવાનો રસાસ્વાદ શી રીતે લઇ શકે? ઍની સંસાર-યાત્રા શરૂ થતા જ દુ ખનો આરંભ થઇ ગયો સ્નેહશુષ્કો ને સ્ત્રી પર અધિકાર ચલાવવાના સિદ્ધાતમા જ માનનારો સ્વામી પોતાની પત્નીનુ ચિત્ત ગૃહકાર્યના નાનાનાના અગોમા પરોવાવા ના પાડતુ જોઇને ઉશ્કેરાતો ગયો; અને બીજી બાજુ ધર્મનાં ઉંડાણોમા ઉતરવા ઝંખતી ઍનીએ ગૃહજીવનના ઝીણા કાર્યોની અવગણના કરી, પુસ્તકોમા પડી, પતિને અકારી બની, એના વાક્પ્રહારો ખમી, પોતાની મગરૂબીને, સ્વાધીનતાને, મનોરાજ્યને, માતાના લાલનને તમામને ઘવાએલા દીઠા બંને વચ્ચે અતર પડવા લાગ્યુ. પાડોશીઓ આવીને બાલબચ્ચાની અથવા દુધ-માખણના વહીવટની વાતો કરે તેમા ઍનીને રસ નહોતો પોતે સિલિંગ પણ ખીસાખરચી માટે ન લે, હાથમોજાંની એક નવી જોડ પણ ન ખરીદે, તોપણ સ્વામી 'ઉડાઉગીરી' માટે ક્રૂર વચનો કાઢે. આખરે અન્યાયી અને ઘાતકી વર્તાવથી છેડાઇ જઇ, ઍની પણ મુગો માર સહેવાનુ છોડી દઈ સામો શીઘ્ર ઉ ઘામતી થઇ.

કાઇક લખવાનો આદર કર્યો 'સંત પુરુષોની ચારિત્રાવલિ' લખીને કોઇ પ્રકાશકને આપી તેનું તો કોણ જાણે શું થયુ, પણ 'ફૅમિલી હેરૅલ્ડ' નામના એક પત્રમા નાની વાર્તાઓ લખી મોકલેલી તેના બદલામા એક દિવસ ઍનીના હાથમાં એક

પરબીડિયાની અંદરથી એક ચેક આવી પડ્યો ' ત્રીસ શિલિંગનો ચેક ' નિર્દોષ નારીને લેખનશક્તિના ગર્વની સાથોસાથ ' આત્મકમાઈ 'નું અભિમાન થયું ' ત્યાં તો એને એના પતિએ ભાન કરાવી આપ્યું કે ' એ પૈસા તારા ન કહેવાય એના ઉપર તો મારો હક્ક છે કાયદાએ એ હક્ક મને આપ્યો છે ! ' સ્ત્રી ઉપર પુરુષને કાયદો આટલી હદે પણ હક્ક સોંપી ચુક્યો એ જાણવાની વાર જ ઍનીના આઘાતોમાં એકનો ઉમેરો થઇ ગયો ધિક્કાર વધતો ચાલ્યો

૧૮૬૯–૭૦માં ઍની માતા થઈ એક પુત્ર ને એક પુત્રી તેના ખોળામાં મુકાયાં ઇશ્વરે જાણે દુઃખ વિસરવાનાં વિશ્રામધામ દીધાં લેખનવૃત્તિનું સ્થાન બચ્ચાંની માવજતે લઇ લીધું પુત્રપુત્રીનાં પારણાં હીંચોળતાં હીંચોળતાં પુસ્તકોનું જે સેવન ચાલ્યું તેમાંથી હવે ઉશ્કેરાટ ઓછો થઇ ગયો પણ બીજી બાજુ માનસિક આઘાતને કારણે ઍનીની શરીર–સંપત્તિ કથળી પડી અને પુત્રી પણ લગભગ જીવલેણ બીમારીનો ભોગ થઇ ગઈ એ વહાલી દીકરીની માંદગીમાંથી જ ઍની બેસંટના જીવનમાં એક મહાન પરિવર્તન જન્મ્યું

અને એ પરિવર્તન શું હતું ? નાસ્તિકતામાં પ્રવેશ, ખ્રિસ્તી ધર્મના પાયા સમાન માન્યતાઓમાં અવિશ્વાસ પોતાની ભરાઇ ગએલી નાજુક પુત્રીની આસપાસ વરાળિયો તંબુ ગોઠવીને, કંઇ અઠવાડિયાં સુધી એ વરાળિયા તંબુની જ જગ્યાને પોતાની દુનિયા બનાવી, દિવસરાત અખંડ ઉજાગરા કરતી બેઠેલી આ દુઃખિની માતાએ શું દીઠું ? સાત મહિનાના નિર્દોષ ફૂલને વેદનામાં પછાડા મારતું, આચકી ખાતું ને દૂધનું ટીપું સરખું પણ ગળે ન ઉતારી શકતું દીઠું બીજી બાજુ પોતે કોઇનું કશું યે નથી બગાડ્યું છતાં પોતાને જગતની ક્રૂરતાનો શિકાર થઇ પડેલી દીઠી ત્રીજી બાજુ પોતાની વહાલી, પવિત્ર ને ભોળી વિધવા માતાને એક વકીલ દગો દઇ, લેણદારોને ચુકવવા સોંપેલા પૈસા પોતાના ગજવામાં હજમ કરી જતો દીઠો અને અચાનક એ પુત્રીને આરામ થયા પછી તરત જ પોતે પોતાનો ક્ષીણ દેહ લઇ, બીમારીમાં પટકાઈ. પડ્યાપડ્યા ખ્રિસ્તી ધર્મે આલેખેલી પ્રભુની સૃષ્ટિ પર વિચારો ઉઠ્યા 'આ પ્રભુ ? મારો ધર્મ જેને પ્રેમમય, કલ્યાણમય ભાખે છે, તે પોતે જ આ સૃષ્ટિનો કર્તા ! શા માટે મારી નિષ્પાપ પુત્રીને અસહ્ય વેદના ? શા અપરાધે મારી ઉપર ને મારી માતા ઉપર આ સંકટો ? એવી અન્યાયી, ઘાતકી નરકરચના પ્રભુએ શીદ કરી ? અને શું આ દુઃખ ચિરકાળ ચાલનારી સજા રૂપ છે ? એનો શું અંત જ નથી ? પ્રભુની સામે શયતાનની પણ શું સત્તા છે ? એ પ્રભુને નિઃસહાય બનાવી મુકી સૃષ્ટિના અંત સુધી રાજ્ય કરશે ? આવું બધું વર્ણન કરનારી બાઇબલ શું ઇશ્વરદત્ત હોઇ શકે ? બાઇબલની બહારનું બધું શું જુઠાણું જ કે ?

ના, ના, આવું ન હોય આવો લાઇલાજ પ્રભુ મને ન પાલવે દુઃખ એ શાશ્વત સજા ન હોઇ શકે અનંત નરકવાસ, વેદનાભરપુર જગત, આદીથી શરૂ થતું દર્દ સદાકાળ માટે અસાધ્ય, ને એવી રચના કરનાર પ્રભુ કલ્યાણમય ? ' આ વાતો જુઠી ! પ્રભુ નથી '

ઍનીની તીવ્ર ધર્મપરાયણતાએ પોતાની તમામ ઉગ્રતા આ સંદેહોમાં ઉતારી દીધી એક શ્રદ્ધાળુ આત્મા એટલી જ અશ્રદ્ધા સમેત શાસ્ત્રોની સામે બળવો પુકારી ઉઠ્યો એ ભીષણ સમરાંગણ ચાલતું હતું તેવે એક દિવસ પતિએ સખ્ત કજીઓ જગાવ્યો સ્ત્રી ઉપર અત્યાચાર ગુજારીને સ્વામી બહાર ચાલ્યો ગયો, અને અબળાની આંખો શોધવા લાગી કે ' છુટી નીકળવાનું એક પણ દ્વાર શું નથી ? '

' છે, દ્વાર છે ' એવો વિચારનો ચમકારો થયો ઘરમાં દવા માટે ક્લૉરોફૉર્મની શીશી આણેલી તે સાંભરી આવી સુધીને આ સંતાપનો અંત આણવાનો સંકલ્પ થઇ ચુક્યો. ઢાંકણું ઉઘાડીને મોંએ ઉંચકવા જાય છે ત્યાં, કેમ જાણે કોઇ ધીરેધીરે, મૃદુમૃદુ સ્વરે અને સ્પષ્ટપણે બોલતું હોય તેમ અવાજ આવ્યો, ' ઓ કાયર ' ઓ ભીરૂ ! શહાદતનાં સ્વપ્નાં જોતી હતી ને આજે દુઃખનાં થોડાંએક વર્ષો પણ નથી સહેવાતાં ? હાય ભીરૂ ! '

શીશી અંત્ર થઇ, બગીચામાં ઘા થઇને કે કાઈ ગઇ, મો પર લજ્જાનું વાદળું છવાયું આપઘાતનો એવો સંકલ્પ જીવનમાં ફરી એક વાર આવેલો, પણ એક જ ક્ષણ ટકીને બુઝાઈ ગએલો

૨

પોતાની શંકાઓ લઇને એ યુવતી એક મહાન પાદરી પાસે ઑક્સ્ફર્ડ ગઇ પ્રભુપ્રેરિત ધર્મમતો ઉપર એક ક્ષુદ્ર યુવતીને આશંકાઓ જન્મે એ વાત ધર્મનો આ અંધ બંદો સહન જ ન કરી શક્યો એણે એ શંકા કરનારને અનેક સખ્ત વિશેષણો વડે વધાવી આ અક્ષમ્ય અપરાધ કરનારની સામે એ ધર્મગુરુએ અનંત નરકનું દ્વાર 'ઉઘડું' ઉઘડું'' થતુ દીઠુ. 'ચાલી જા' જલ્દી પ્રાર્થના કરવા લાગ' ક્ષમા માગવા મંડી પડ'' એવો ઠપકો પામીને નિ શ્વાસ મુક્તી ઍની ખ્રિસ્તી ધર્મની આવી મનોદશા પર વધુ કોપાયમાન બની પાછી વળી

પરંતુ એક પાદરીની સહધર્મિણીને માટે આવી શંકામા પડવુ એ કેવુ ભયાવહ હતું તે દેખાડનારૂ પ્રકરણ હવે ખુલ્લુ થયુ. પોતે પતિદેવના લત્તામાં ગરીબોની અતન સેવા કરતી હતી બીમારોની સારવાર, નિર્ધનોને દ્રવ્ય–સહાય અને ખેડુતોના ત્રાસ સામે ભુખે મરતા મજુરોના પ્રશ્નોનો અભ્યાસ. એ બધુ ચાલી રહ્યુ હતુ. પોતે ઝુંપડેઝુંપડે ભમતી. એક સ્થળે પોતે લખે છે કે 'એક ઝુંપડામા ચારચાર પેઢીના કુટુંબીજનો એક જ સાથે સુતા હતાં: મોટા દાદો ને તેની સ્ત્રી; એક નાની દાદી, જુવાન માતા ને નાનુ બચ્ચું; અને એ પાચની સાથે ત્રણ અન્ય પુરુષો; આઠે જણાં એક જ ઓરડામાં'

બીજાં ઝુંપડાઓ તે ઝુંપડા નહોતા, બખોલો હતી. ત્યાં સંધી વા ને તાવ પણ માનવીની સાથે વસતા.

મજુરોએ ખેડુતો પાસેથી વધુ રોજી મેળવવા 'યૂનીઅન' સ્થાપી. ખેડુતોએ એ યૂનીઅનના સભાસદને મજુર ન રાખવા નિશ્ચય કર્યો. એક જુવાન મજુર યૂનીઅનની સભામાં જઇને આવતો હતો યૂનીઅન વિષે વાતો કરવાનું એણે પાપ આચર્યુ આખા પરગણામા કોઇ એને મજુરીએ ન રાખે એ બહુ ભટક્યો. આખરે નિરાશ થઇને મદિરાની લતે ચડ્યો હું એના ઝુંપડામા ગઇ તો એની ઓરત તાવમા પડેલી છે, એના હાથમા તાવભર્યું બચ્ચુ છે, ને બીજું બચ્ચું મરી ગએલુ પથારીમા પડ્યુ છે. મેં પુછ્યું, 'કેમ માંદી પડી છો?' 'કામ ન મળવાથી.' 'મરેલ છોકરૂ કેમ હજુ પડ્યુ છે?' 'કૉફિન (સ્મશાનગાડી) નથી આવી તેથી.' અને રાત્રિએ એ ઓરત, બીમાર બચ્ચુ, પીધેલો પતિ અને મુએલું છોકરું- ચારે જણા બીજી જગ્યાને અભાવે એક જ પથારીમા પોઢ્યા''

આવા દરિદ્રોની સેવા તો આ નાસ્તિકતાનો વાયરો વાયા પછી પણ નહોતી જ અટકી. પરંતુ દેવાલયમા જઈ દર રવિવારે પાદરી પતિની સાથે ઉભી પ્રાર્થના ગવડાવવી ને બાઇબલ વાંચવું એ કર્તવ્ય એને હવે એક



## વેણી વિખરાણી

વાવી અંગણુ મેં તો વેલડી,
પાયુ સીંચીને પાણી.
કળીઓ વીણી ગુથી વેણુલી,
ત્યા તો વેણી વિખરાણી

દાદી ગુથીને દેખાડવા,
મારે વીરે વખાણી,
બેની હરખે માથુ ઓળવા,
ત્યા તો વેણી વિખરાણી

કળીઓ તો દેવતેજ ઝીલતી,
કુણી મસળી કરમાણી,
સૌએ હજી હતી ખીલતી,
ત્યા તો વેણી વિખરાણી

કા તો સુંદર બની ગુંથણી,
એથી વેણી નજરાણી,
નિરખી પુરી ન સોહામણી,
ત્યા તો વેણી વિખરાણી.

કા તો વેણી મારી લાડકી,
ઘેલી હુથી રીસાણી;
હેતે કીધી મેં જ્યા 'વેણુડી',
ત્યા તો વેણી વિખરાણી.

દેશળજી પરમાર

છળ લાગ્યુ. કેમકે પોતે એ પ્રભુમાં માનતી બંધ પડી હતી. અતરાત્માને વફાદાર રહી પોતે પ્રાર્થના કરાવવા જવુ બંધ કર્યું પતિની પ્રતિષ્ઠાનો સવાલ ઉઠ્યો પાદરીના ઘરમા નાસ્તિક પત્ની! એવી જગબત્રીસીએ ચડતા પતિ અકળાયો એ કઠોર પુરુષે ૧૮૭૩ના ઑગસ્ટમા રોગગ્રસ્ત, દુર્બલ પત્નીને એની પ્યારી પુત્રી સહિત ઘરમાથી રજા દીધી. દીકરો ન સોપ્યો અને આ કૃત્યમા કાયદો પતિને પક્ષે જ ઉભો રહ્યો!

ઍની નિરાધાર બની પતિએ નક્કી કરેલી જીવાઇ તો ફક્ત ખાનદાન ભુખમરા પુરતી જ હતી અને બીજી બાજુ પોતાની યુવાન પુત્રીને સસારમા નોધારી બનેલી જોઇને વિલાપ કરતી વૃદ્ધ માતાનું સાત્વન મુશ્કેલ હતું ઍનીએ માતાને પગે પડીને કહ્યુ, 'ઓ મા' કહે તો તને મારો પ્રાણ કાઢી આપું, પણ સત્યને તો તારે ખાતર પણ નહિ ત્યજું'

ઘર, મિત્રો, સમાજ, બાળક ને સામાજીક પ્રતિષ્ઠા તમામનુ બલિદાન દઇને ઍની નીકળી પડી કર્મ કપનીઓ પાસેથી એજન્સી મેળવવા માટે પોતાની કને બાકી હતા તેટલા શિલિંગો બગાડ્યા. ગૂંથણની કારીગરી કરવા માટેની જાહેરાતથી લોભાઇને તપાસ કરી, તો આવ્વાડિયા ને આઠવાડિયા પછી ફક્ત સાડા ચાર જ શિલિંગની મજુરી મળવાનો સભવ દીઠો એક કપનીની જાહેરાત મુજબ પ્રથમથી પૈસા મોકલ્યા, તેના બદલામા પેન્સિલોની ડબ્બી આવી લખાઈ આવ્યુ કે આ પેન્સિલો તારા ઓળખીતામા ખપાવી આવજે' સ્વમાનને સમજનાર ઍની ઓળખીતા ઉપર એવો બોજો કેમ નાખે? આખરે તે એક ઘરમા 'ગવર્નેસ' બની પ્રથમ વ્યવસ્થાપક, પછી મુખ્ય રસોયણ, પછી વાસીદુ વાળવાનુ કામ, અને પછી ઘરનુ એક બાળક બીમાર પડતા આયાનુ સુદર કામ કરી બતાવ્યુ

દરમિયાન માતા મરતા ઍનો એકનો એક આધાર ગુમાવી બેઠી માતાને દફનાવીને ઘેર આવતા દીવાલોમાથી પડઘા ઉઠ્યા કે 'તુ એકલી થઇ ગઇ''

એક ગરીબ ઘર રાખી, પત્રિકાઓ લખી આપીને ઍની આજીવિકા મેળવવા લાગી ઘરની દાસી કાઢી હતી પોતાનુ જ કુટુબ હોય તે રીતની બચત કરીકરી પૈસા ખર્ચતી તેમ છતાં પણ ઍનીની આવક ત્રણ જણાને માટે પુરતી નહોતી એ જણાનું જ ઉદરપોષણ થઇ શકે તેટ્લું હતું પોતે શું કર્યું? સાજનું વાળુ બચાવી લેવા માટે પોતે સવારે નાસ્તો કરીને જ ઘેરથી નીકળી પડતી. નાની દીકરીને દાસી પાસે જ મુકી જતી દ્વાર સુધી વળાવવા આવીને 'મમ્મા' આવજે'' એવું ઓશિયાળુ મીઠુ વિદાય-વચન બોલનારી પુત્રીને તો માતા એમ જ કહેતી કે 'બેટા, હુ સાજે શહેરમા જ વાળુ કરીને આવીશ, હો'' પરતુ નાની પુત્રીને ક્યા ખબર હતી કે માતા તો આખો દિવસ બ્રિટિશ મ્યુઝીઅમમા બેસી અભ્યાસ કરે છે, અને પેલુ 'શહેરમા કરવાનુ વાળુ' તો ફક્ત શબ્દોથી જ પતી જાય છે' ભુખી માતા પેટ ભર્યાનો દેખાવ કરી સાજે ઘેર આવતી, ત્યારે ઉંચે પગે ઉભીને પોતાની વાટ જોતી સુવર્ણકેશી વહાલી પુત્રીનું આતુર લાલ મુખ દેખી, ને એના કાલા શબ્દો સાભળી પોતાના જઠરમા સળગતી ક્ષુધા-જ્વાલાને વિસરી જતી અને એવી નિર્દોષ બાળકીની પાસે ઝાખુ મો લઇને ન જવાની કાળજી રાખી, થાકેલી, ભુખી ને દુઃખી માતા ઘરની બહારથી જ કૃત્રિમ સ્મિત ધારણ કરી લેતી

આજે એ દુ ખના દિવસો યાદ કરીને ઍની બેસટ કહે છે કે 'એવા વીતકો વીત્યા બદલ હું ગર્વ છુ એણે જ મને ભીક્ષતના પેટના સતાપો સમજતા શીખવ્યુ છે આજે એ અનુભવને પરિણામે જ હું કોઈના મોમાથી 'હું ભુખ્યો છુ' એ શબ્દો સાભળીને ક્ષણ વારને માટે પણ એ ભુખ મટાડ્યા વિના રહી શકતી નથી'

૩

રવિવારની સંધ્યા નમે છે, આખો ખડ શ્રોતાજનો વડે છલકાય છે અને વક્તા આવ્યાની જાહેરાત થતા તાળીઓની ગર્જના થાય છે શ્રોતાઓના પ્રચડ સત્કાર સામે માથું નમાવી એક ઉચો માનવી આસન પર બેઠો. ગભીર, શાત, કરડી મુખમુદ્રા, મોટુ માથુ, અણીદાર દૃષ્ટિ અને પ્રતાપવત પહોળુ લલાટ એ માણસનુ નામ ચાર્લ્સ બ્રૅડલો, અને એ સભા તે 'નૅશનલ સેક્યુલર સોસાઈટી' નામના, ધાર્મિક પાખડો ને વ્હેમો સામે બડ જગાવનારા ગડગની બ્રૅડલો ઉભો થયો વ્યાખ્યાન આરભ્યુ




ઍની બેસંટ

'કુમાર' અ.૧૫ ૧૯૨૩



વેણુગોપાલ

ચિત્રકાર • રવિશંકર રાવળ

'કુમાર' . શ્રાવણ '૮૩



ઍની બેસંટ : યુવાન વયે



ચાર્લ્સ બ્રૅડલો

ધીરેધીરે, સાદી સરળ રીતે, કૃષ્ણ અને ક્રાઇસ્ટની પૌરાણિક વાતોની સરખામણી કરતો કરતો, ધાર્મિક પાખંડોને વિદારતો વિદારતો એ માનવીનો અવાજ જોરદાર બન્યો, ઉગ્ર બન્યો, ખડમા કોઇ રણશીંગા સમ ગાજવા લાગ્યો. એની વાણીમા સંગીન જ્ઞાન અને તેજસ્વી ભાષાનો સુંદર મેળ હતો. વાક્છટા, લાગણીની આગ, કટાક્ષોના તણખા, કરુણાનો રસ ઇત્યાદિ એક પછી એક શસ્ત્રો ઉઠાવીને એ માનવી ખ્રિસ્તી ધર્મના પાખંડ પર પ્રહારો ચલાવતો હતો; અને આખરે એના સબળ નાદ સામે શાન્ત સમાધિસ્થ બની ગયેલા, ધીરા શ્વાસ લેતા શ્રોતૃસમુદાયે, એ બેઠા પછી થોડી શાન્તિ જાળવી મંડપનું છાપરૂ ફાટફાટ થાય તેવા હર્ષનાદ ગજાવ્યા

'શ્રીમતી ઍની બેસન્ટ'' બ્રૅડલો કાગળિયો લઈ ઍનીને ઓળખ્યા વિના, કેવળ ચહેરા પરથી જ અનુમાની લઇ આગળ આવ્યો, અને 'નાસ્તિકવાદ વિશે તમે કહો ત્યારે સમજ પાડવા તૈયાર છું' એટલા શબ્દો કહ્યા

ઍની બેસન્ટને પોતાનો પૂર્વ જન્મનો જુનો બાંધવ મળી ગયો હોય તેવી ઊર્મિ થઈ આવી જે માનવીને વિલાયતની પ્રજા ધમાલિયો બાપણખોર, ધર્મદ્રોહી અને ચારિત્ર્યભ્રષ્ટ કહી ધિક્કાર દેતી, ને છતા દેશના ગરીબો જેને પોતાનો રક્ષણદાર ગણી માથા ઉતારી દેવા તૈયાર હતા, તે આ બ્રૅડલો. પાદરીઓના ધર્મ-પાખંડ ઉપર પોતાના નાસ્તિકવાદનું ખડ્ગ લઇ પ્રહારો કરનાર એ બ્રૅડલોનું નામ ધર્મચુસ્તોની અંદર શાપ સમાન હતું, કેમકે એ પ્રજાને બુદ્ધિવાદ તરફ લઇ જતો હતો ખ્રિસ્તી ધર્મમા વર્ણવાએલા એવા લાઇલાજ પ્રભુનું ફિરસ્તાપદ એને કબુલ નહોતુ મૃત્યુ પછી પુણ્યની રૂસ્વત તરીકે સ્વર્ગસુખ મળશે એ વાત તેને મનથી છલના હતી સદ્ગુણને પોતાને જ ખાતર સદ્ગુણ; શિયળને ખાતર જ શિયળ; આ જન્મના સંતાપોનું નિવારણ પણ આ જન્મમાં જ ઉપાયો થકી; અનંત નરકની ઘોર યંત્રણા ન હોઇ શકે; પાપીનો ઉદ્ધાર-માર્ગ સદા ખુલ્લો જ છેઃ એવી આશામય નાસ્તિકતા–ફીલસુફીનો એ પ્રચારક અંગત જીવનમાં તપસ્વી સમ પવિત્ર છતા દારૂણ આક્ષેપોનો ભોગ થઇ પડેલો. 'પ્રભુના શપથ' લેવાનો કાયદો ફેરવવાની કોશીશ ન લેવા માટે તો પાંચપાચ વાર પાર્લામેન્ટમાથી માર ખાઇખાઇને બહાર નીકળેલો, છતા એ વારંવાર ચુટાયે જતો એક આગળી ઉંચી કરે તો આખી પાર્લામેન્ટના ટુકડા કરી નાખે તેવુ પ્રચંડ અનુયાયી–દળ હાજર ઉભુ છતા, ખામોશ પકડી શરીર પર મારામારી સહતો ગરીબોની સેવા અને ધાર્મિક છુટા વિચારનું પ્રચાર કામ' એમા જેના જીવનના સકલ શ્રેયો સમાતા અને જીવતીજાગતી માનવ-જાતિ એ જ જેનો પરમેશ્વર હતી, એવા એ નરોત્તમને ઍની બેસંટે મિત્ર કરી સ્વીકાર્યો. બ્રૅડલો કહે કે 'મિસિસ બેસન્ટ' મને તમારે ઘેર ન બોલાવો. તમારા પર પીટ પડશે.' પણ ઍનીને તો હવે કશું ગુમાવવાનુ રહ્યું નહોતુ. એ બ્રૅડલો સાથે જોડાઇ નાસ્તિકતાની દીક્ષા લીધી. સોસાઇટીના સામાહિક પત્રની સહ–તંત્રી બની. લખીને અને બોલીને ખ્રિસ્તી ધર્મના ઘાતકી નિયમો ને ધાર્મિક માન્યતાઓ ઉપર, રાજસત્તાના જુલ્મો, પાખંડો, ધર્મને નામે ચાલતા વિગ્રહો, પાદરીઓના પાથરેલા ફાંસલાઓ: તમામ પર વિજ્ઞાન, ઇતિહાસ, તર્ક અને બીજાં જે મળ્યા તે તમામ શસ્ત્રો વડે ઉગ્ર હલ્લા ચલાવ્યા અને તેની કેટલી કીંમત દેવી પડી? નાસ્તિકતા એટલે જ અનીતિવાદ, એવું જુઠાણુ ચલાવીને વિરોધીઓએ એના ચારિત્ર્ય પર બાંનપાયાદાર હુમલા કર્યા. એને મારી નાખવાની પણ ધમકીઓ મળી. એથી તો ઍનાને ઉલટુ શુરાતન ચડ્યુ વ્યાખ્યાનો કરતી વખતે શરીર પર પત્થરો

વાગ્યા એ પ્રહારોએ ઍનીને વજ્ર સમ બનાવી.

પણ આખરે એક છેલ્લું બલિદાન દેવાની ઘડી આવી પહોંચી એના પતિએ પોતાની દીકરીનો કબજો ઍની પાસેથી લઈ લેવા અદાલતનો આશરો લીધો અને 'એની' ઓરત હોવા છતાં કોઇ પણ વકીલ રોક્યા વગર જાતે જ અદાલતમાં મુકદ્દમો લડવા હાજર થઇ ઓરત જાત જાતે અદાલતમાં ન આવી શકે તેવી તે કાળની સામાજિક પ્રથા હતી અને રૂઢીપૂજક યહૂદી ન્યાયાધીશ આ યુવતી અદાલતમાં આવે છે એટલાથી જ બસ ચમકીને, ઍની કોઇ મહા પાપિની હોય તેમ માની ઍનીના ગેરલાભમાં ઉતર્યો ધર્મહીન માતાના હાથમાં દીકરી પણ ધર્મહીન બને, એ દલીલને જોરે એની પુત્રી એના હાથમાંથી બળાત્કારે ઝડપાઇ ગઈ. માતાના અધાગ જીવનનું એકનું એક કિરણ ખેંચાઈ ગયું પુત્રી ચીસો નાખતી હતી, હજુ તાવમેલી હતી, છતા ઘાતકી પિતાનો નોકર આવીને એને ઘસડી ગયો એ નૃત્ય કરતા બે પગ, બચ્ચી ભરતું મો, કિલકિલાટ કરતું હૃદય ને સુનેરી ઝુલ્ફા ચાલ્યા ગયા પતિને ઘેર બચ્ચાને મળવા જવાની પણ મના થઇ. અને છેકર કરીને એટલી રજા મેળવી ખરી પણ માતા ત્યા જતી ત્યારે એને અપમાનો ને કટાક્ષો મળતા અને બચ્ચા બાપની ધાકથી માને દિલ ખોલી ભેટી પણ નહોતા શકતા ઉલટું વિદાય વખતે બચ્ચા ઝુરતા અને ઝુરવા બદલ બાપની શિક્ષા સહેતા પોતાની મમતાને તૃપ્ત કરવા જવાથી બચ્ચા ઉલટા વધુ પીડા પામે છે એ જોઇ ઍનીએ પોતાની મુલાકાતો બધ કરી અંતર ચીરાતું હતું, પણ બીજો ઇલાજ નહોતો કાયદો વ્યભિચારિણીને બચ્ચા પર જે હક્ક આપતો, તે પરિણિતા માતા પાસેથી છિનવી લેતો' (આજ કાયદો બદલાયો છે.)

૪

અઢાર વર્ષો સુધી ધાર્મિક પાખંડો સામે ઍની બેસંટે અથાક યુદ્ધ ચલાવ્યું એ લખે છે કે 'જ્યાંજ્યાં વિચારસ્વાતંત્ર્ય અને ઇન્સાફ ઉપર ઘા થયો છે, ત્યાંત્યાં મારી કલમે અને જબાને ચુપકીદી તોડી છે નિરંતર હૂં અગ્નિચક્ર હાથમા લઇને ઘુમી છુ.'

આ કાર્ય માટે ભાષા ઉપર અલૌકિક પ્રભુતા જોઇએ અને ઍની બેસંટે એ પ્રભુતાને આજ જગતભરના ઉત્તમ વક્તાઓની ટોચે પહોંચાડી છે પ્રથમ જ્યારે એને પોતાના ઉભરા વ્યક્ત કરી દુનિયાને સમજાવવાની ઇચ્છા થઈ, ત્યારે એની જીભ પર શબ્દ નહોતો ચડતો એક વાર એ પોતાના પતિના દેવળમાં વાજીંત્ર બજાવવા ગએલી અંદરથી દ્વાર વાસી દીધાં, અને નિર્જીવ ખુરશીઓ સામે ભાષણ કરવાની અજમાયશ કરી હતી ત્યાં પણ એના પગ પ્રથમ ધ્રુજી ઉઠેલા પણ પછી તો પાતાળ ફુટીને પ્રવાહ ચાલે તેમ વાણી નીતરી ખુરશીઓને એણે કલ્પનાના માનવીઓથી ભરી દીધી, ને જાણે કલાકો સુધી એ કાલ્પનિક શ્રોતાવર્ગને મંત્રવશ કરી રાખ્યો ' એ એનો પ્રથમ અનુભવ તે પછી એ જાહેરમા ખડી થઇ પહેલું જ વ્યાખ્યાન 'સ્ત્રીઓની રાજપ્રકરણી પદવી' પર દીધું આજે એ સિદ્ધિ એટલી હદ સુધી પહોંચી છે કે એની જીભના ટેરવા પર રાજસત્તાઓ અને ધર્મસત્તાઓના જીવનમૃત્યુ રમે છે એમ કહી શકાય

રાજપ્રકરણમા પણ તમામ પરાધીન પ્રજાઓની તરફદારી કરવામા એણે તે કાળના રાજદ્વારી જોખમોની તમન્ના કરી નહોતી પોતાની માતૃભૂમિ આયર્લેંડ ઉપર તે વખતે પ્રજાપીડનના નવાનવા ચક્રો નખાતા હતા. તેની સામે એણે પોતાની જ્વાલા ચલાવી હતી 'ઇંગ્લંડ, ઇન્ડિયા ઍન્ડ અફઘાનિસ્તાન' નામનું પુસ્તક લખી હિંદ પ્રત્યેની બ્રિટનની નીતિને એના સાચા સ્વરૂપમા ખુલ્લી પાડી હતી અદાલતમા કાયદાની લડતો પણ પ્રજાના વિચારસ્વાતંત્ર્યનો પક્ષ કરવાને ખાતર જ એ લડ્યા કરતી હતી કેદ પકડાવાનો ડર તો ગયો જ હતો, કેમકે અબળા મટીને એ રણચડી બની હતી.

ઇ સ. ૧૮૮૫ની લગભગમા એના જીવનમા બીજો પલટો આવ્યો વાસ્તવિક એ પલટો નહોતો, પણ એકના એક સમરાંગણની અંદર નવી વ્યૂહ-રચના પર જાણે નિમણુક થઈ હતી, માનવસેવાના જીવનની એક નવી કડી હતી ઍની બેસંટે ચાર્લ્સ બ્રૅડલોની સસ્થા તજીને 'સોશિયલિઝમ'—સમાજવાદમા ઝુકાવ્યું સમાજવાદની સાથે એની જીવન-સાંકળને પ્રથમ સાંધનાર પુરુષ જ્યૉર્જ બર્નાર્ડ શૉ.

[અનુસંધાન આગળ પાન ૩૩૭ મે]



# બારવટિયો

ઈડર શહેરમાં કાઠિયાવાડના અમરેલી ગામથી કોઇ જ્યોતિષ જાણનારો બ્રાહ્મણ આવ્યો છે. રાજા કલ્યાણમલજીને આ જોશીના સામર્થ્યની જાણ થઇ છે. એણે હુકમ દીધો કે 'હા, બોલાવો એ બ્રાહ્મણને રાજ-કચેરીની અંદર.'

બ્રાહ્મણ આવ્યો અને મહારાજે એને પ્રશ્ન કર્યો કે 'મારૂં મોત કહી દેશો જોશી?'

'મારવું-જીવાડવું એ તો પ્રભુના હાથની વાત છે, રાજાજી! હું તો ફક્ત જન્મોત્રીના આંકડા માંડીને ભવિષ્ય ભાખું છું. મારે કહ્યે માણસ કાંઇ મરતા નથી.'

'મારૂં ભવિષ્ય જોશો?'

'ભલે, લાવો જન્મકુંડળી.'

જન્મકુંડળીના આંકડા જોઇને જોશીએ ગંભીર ચહેરે રાવને જણાવ્યું, 'આટલાં બધાં માણસોની વચ્ચે કહેવડાવવું રહેવા દો મહારાજા. ફરમાવો તો હું આપને એકાંતે મળું.'

'ના, ના, જોશી! આ સૌ મારા સારું જીવ દેનાર રજપુતો છે. એનાથી મારે અંતરપટ ન હોય. કહો, જે કાંઇ ગારી જન્મકુંડળીમાંથી નીકળતું હોય તે.'

'ઠીક ત્યારે બાપુ! આજથી ઓગણત્રીસમે દિવસે તમારે માથે વિજળીની ઘાત છે.'

પચીસ વર્ષના જુવાન રાજા કલ્યાણમલના હોઠ ઉપર મરકલડું તરવરવા લાગ્યું. મધ્ય ચૈત્ર માસ ચાલતો હતો. આભમાં વાદળાંનું ધાબું પણ નથી. રાત પડતાં નક્ષત્રો નિર્મળ તેજે ચળકે છે. આભને આથેઆથેને ખુણે પણ વરસાદના વાવડ નથી. કલ્યાણમલજી જોશીની વિદ્યા ઉપર મીઠુંમીઠું હસ્યા.

'મહારાજ!' જોશીએ જમદૂતની મક્કમ વાણીમાં કહ્યું 'આ આંકડાની ગણતરી છે,—વિધાતાના લેખ જેવી. ઓગણત્રીસમે દિવસે જતન રાખજો'

'અને ગણતરી ખોટી પડે તો?'

'તો જનોઇને બાળીને પી જાઉં'

'એમ નહિ મા'રાજ; જુઓ, તમારૂં ભાખ્યું જુઠું પડશે, તો જન્મકેદ દઇશ; અને સાચું પડશે તો ઇડર રાજ્યનું એક ગામ આપીશ. લાવો ત્રાંબાનું પતરૂં.'

ત્રાંબાનું પતરૂં મગાવી કલ્યાણમલે એક ગામનો પટ્ટો કરી કારભારીને સોંપ્યો આજ્ઞા દીધી કે ઓગણત્રીસમો દિવસ ઉતરીને ત્રીસમો દિવસ ઉગે, અને જો વિજળી પડી હોય, તો આ બ્રાહ્મણને લેખ સુપ્રત કરજો.

બ્રાહ્મણને નજરકેદ રાખવામાં આવ્યો. આ તરફ ઓગણત્રીસ દિવસની અવધિ ઓરી ઓરી આવવા લાગી. થાનાંથાનાં બાવીસ દિવસ ઉગ્યા ને આથમ્યા, ત્યારે રાજાના ચતુરસુજાણ માણસોના મનમાં વિચાર ઉગ્યો કે વખત છે ને કદાચ બ્રાહ્મણની વાણી સાચી પડે. માટે કોઇ વિજળીનો પ્રહાર ઝીલીને જતન કરે તેવી જગ્યાએ ઓથ લેવો ભલો.

બ્રાહ્મણે કહ્યું કે 'બરાબર છે. હું નથી કહેતો કે રાજાનું મોત છે; હું તો કહું છું કે રાજાને માથે વિજળીની ઘાત છે. કોઇ સારો ઓથ લઇને તમે એ ઘાતને મોળી પાડી શકશો.'

'ઓથ લેવાય એવું તો આપણા જેધપરિયા ડુંગરાનું બોયરૂં છે' એમ જાણકારોએ જાણ દીધી. જેધપરિયાના બોયરામાં છેલ્લું અઠવાડિયું વીતાડવાનું નક્કી થયું. બોયરામાં સાફસફી થઇ અને સરંજામ પહોંચ્યો.

વાદળની સાથે વાતો કરતો, જુગજુગથી વીજ-વરસાદના ને તોફાનના ઘા ઝીલતો, કાળો ઘોર

જોધપરિયો, કાળના હૈયામા ખટકતી ખીલી સરીખો, ઈડરની ધરતી ઉપર પડછાયા નાખતો અને ગરુડ પંખીઓને આશરો દેતો ઉભો છે એના ભેરવી તુંડને માથે કાળનો એક ઘા પણ ફૂટ્યો નથી. એ ઉભો છે, જાણે કોઇ વ્રતધારી જોદ્ધો કવચ પહેરીને આઠે પહોરની આલબેલ દેતો પહેરો ભરે છે, કોઈ જટાધારી જોગંધર જાણે આસન વાળી અલખની સમાધિમા બિરાજે છે

એવા અટંકી ડુંગરની પથોડી નીચે મોટી દરબાર કચેરી માય એવડું પોલાણ પથરાએલુ છે એ પોલાણની અંદર બારીસમા દિવસની સંધ્યાને સમયે રાવ કલ્યાણમલજીએ, પોતાની શાળીમાથી કોળિયો લેનાર તેવતેવડા ને બુઝર્ગ મળી પાચસો સગાવ્હાલાઓની સાથે રહેઠાણ આદર્યું રોજ રાતે ગાણા બાજણાનો રંગરાગ રેલાય છે, અને સામે મોતના સાદ પડે છે તે જાણે કે આનંદના અવાજમા ડુબી જાય છે

સાત દિવસમાથી એક દિવસ વીત્યો, બીજો દિવસ ઉગીને આથમ્યો, ત્રીજા દિવસની ઝડ લાગી, તેમતેમ તો રાવ કલ્યાણમલજીની નજર ખેંચાતી જાય છે કે જે પાચસો સાથીડા સોનાની મુઠે તલવાર લઇને પોતાની ચોગમ વીંગસને ઝુકતા હતા, તેમાથી રોજરોજ થોડેથોડે સરકીસરકીને વર ભેળા થવા લાગ્યા છે કાળના મોઢામા ઓરવા માટે રાખી મુકેલા એ જોદ્ધાઓ આમ ઓછા થાય છે તેથી રાવને તો કઇ યે વહેમ નથી આવતો, કાઇક કામે જતા હશે, કાઇક મારા રક્ષણનો ઉપાય વિચારવા જતા હશે, એવો અર્થ કરીને રાવ મન વાળે છે

પણ એમ થાતા તો ઓગણત્રીસમા દિવસનુ પ્રભાત પડ્યુ, અને આભને આરે કાળના કાફલા નાગરના હોય તેવા વાદળાની આવજા મંડાઈ ગઇ એક પહોર, બે પહોર, અને ત્રીજે પહોરે તો દોવરા ને ચોવળા થર બાંધીને વાદળાએ આભમા ઘટાટોપ જમાવટ કરી દીધી કાળના ડમરૂ બાજતા હોય તેવી ધણેણાટી એ ઘઘુબેલા ગગનમાથી ઉઠવા લાગી જાણે પ્રલયના નગારા માથે કાળભેરવો વજ્રની દાંડી વડે ઘોસા દેવા મડ્યા કોઇ મંત્ર જાણનારે જાણે મંત્ર છાંટીને મોતની સેનાને જગાડી મુકી

કલ્યાણમલજીના હાથમા હોકાની નળી રહી ગઇ છે, અને એને વીંટીને હવે એક જ સો સાથીડા બે ! છે. એમાથી તો એક પણ ઓછો થવાની બીક નથી પણ જેમજેમ તોફાનના મંડાણ જામતા ગયા અને આભના ગડેડાટથી જોધપરિયો ડુંગર ગુંજવા લાગ્યો, તેમતેમ કલ્યાણમલે દીઠું કે પોતાની હજુરમાથી એક પછી એક સાથી નોખનોખા બહાના બનાવી લપાતોલપાતો સરતો જાય છે એમ થાતાથાતા બપોરટાણુ થયુ ત્યા તો પાચસોમાંથી ચારસો ને પચાણું ફટકિયા મોતી વીણાઇવીણાઇને બહાર નીકળી પડ્યા, અને બાકી રહ્યા પાંચ એંશીએંશી વરસના બુઢ્ઢાઓ એ પાચ ડોસા કઠણ છાતી કરીને રહ્યા તો ખરા, પણ રાવ કલ્યાણમલથી આઘેરા જઇને ભોયરાના છેટા ખુણામા લપાતા બેઠા પોતાના અન્નદાતાની પાસે બેસવાથી તો એમને પણ વિજળી વાગવાની બીક હતી !

'દુનિયા ! વાહ દુનિયા ! વાહ દુનિયા !' એવા ત્રણ ધગધગતા નિશ્વાસ રાવના હૈયામાથી નીકળી પડ્યા મરક ! મરક ! મરક ! મુખ મલકાવીને ગજા પોતાના ઓલવાતા હોકામાથી જોર કરીકરી ધુંટા તાણવા લાગ્યા. બીજી બાજુ ગગનની પ્રલયકારી અસુર-સેનામા વિજળીનો વધારો થયો

ઘડી આભના અંતર ભેદતી ને ઘડી ધરતીને માથે ગડથોલા ખાતી વિજળીએ ઘનઘોર નાટારંભ માડ્યો કડડડ ! કડડડ ! ત્રણત્રણ કટકા થઇને ડુંગરાને હલમલાવવા લાગી પીળા, લાલ અને આસમાની રંગે ડુંગરો રંગાવા લાગ્યો હમણા ડુંગરના શિખર ખડેડીને ભુક્કો બની જાશે એવી ઘડીઓ ગણાતી થઇ ઇડર શહેરને ગઢે, કોટ, કાંગરે, ઝાડવે ને ઝરૂખે, હજારો માનવી ચડીચડીને જોધપરિયા ડુંગરા માથે મોતની આતશબાજી મંડાણી હતી તે નિરખી રહ્યા ઘડીક ઝળાંળાં અજવાસ, ઘડીક ઘોર અંધારૂ, કડેડાટ, ગડેડાટ અને પવનના સુસવાટા ! હમણા ડુંગર તુટશે, એ તુટ્યો એવા ફફડાટ ! મહેલમા માળાઓ લઇને હર ! હર ! હર ! કરતી બેસી ગએલી રાણીઓ અને હૈયેહૈયુ દળાય તેવી મેદની એની સામે કલ્યાણમલ હોકાની ઘુંટો તાણતા, મોમા આંગળી નાખીને અચંબ બેઠા છે.

એવે સમયે ઇડરના સીમાડા માથે એક માદિયો પોતાની પીઠ ઉપર બે બોકાનીદાર પડછંદ અસવારોને



મોટેરા બહારવટિયાએ રાવનો હાથ ઝાલ્યો:
'ઉઠ, ભાગી જા'—ઝટ બહાર નીકળી જા!'

ઉપાડીને ચાલ્યો આવે છે. જમીન ઉપર લા બળની હોય તેવા જમ્યા—ન જમ્યા પગ માંડતો, ડોકને નીડોળીને પંદરપંદર હાથ માથે ઝાડો કરતો, પોતાની ડોકને છેક અસવારના ખોળામાં નાખી દેતો, કટકા કરી નાખો તો પણ કળકે નહિ એવો, અને પા ગાઉ માથેથી પણ માનવીના પગલાં કળીને ખેતરવા જેટલે આઘે તરી જનારો, બહારવટાની રીતને જાણનારો અસલ થરનો ઊંટ પંથ કાપતો આવે છે.

માથે બેઠેલ બંને અસવારો દૂધમલિયા જુવાનો જ છે. એમાના એકનું નામ કલ્યાણમલ અને બીજાનું નામ ઉમેદસંગ છે. બેયની કમ્મરે તલવારો લટકે છે અને બેયના ખોળામાં અક્કેક લાંબી નાળીવાળી બંદૂક છે

'ઉમેદ!' મોટા અસવારે સાદ દીધો.

'બોલો ભાઈ!'

'ઉમેદ, જોજે હો, ચડકારો થાય નહિ. આજ નાનકડી લુંટમાં કે કોઈ બીચારા નવાણિયાને કુટવામાં નથી રોકાવું. બહુ બહુ વાર આપણા નિર્દોષોના માથા ઉતાર્યા છે. આજ તો ઈડર રાજની મુછનો વાળ હોય તેવાને જ ફૂંકી દેવો છે હો! ભલે પછી લાખ કટકા થઇ જઇએ'

'મોટા ભાઇ' મુઝાઓ મા આ વખત છેલ્લી વારના જુવાર કરીને જ નીકળ્યો છું અને હવે અળખામણા નથી રહી. ગળોગળ આવી ગયા છીએ. આજ તો એને મારીને એના રૂધિરમાં આપણી દાઢી–મુછોના કાતરા ભીંજાવવા છે'

'ડીરોઈની જાગીરનું એક છોકરૂં પણ જીવતું રહે ત્યાં સુધી ઈડરનો ધણી નિરાંત ન કરી શકે, એવી રીતે આજ મરી જાણવું છે હો ભાઇ!'

'એમાં કહેવું ન પડે. પણ અહાહાહા' આ શો મામલો? ગઢનો કાંગરે કાંગરો ને ઝાડની ડાળીએ ડાળી આજ સજીવન કાં? આ કાળી રાતે ક્યાંય નહિ ને જોધપરિયા ડુંગર માથે વિજળી કાં ગડથોલાં ખાય?'

'અરે, પણ શીમાડે ક્યાંય એંધાણ નહિ ને શહેરમાં આ મેવાડંબર ને વાવાઝોડું ક્યાંથી?'

બંને જણા અજાયબીમાં ગરકાવ થઇ ગયા

ગગનમા કડાકા થાય છે તેમ બનેની વજ્ર શી છાતી પણ થડક ! થડક ! થઈ વાદળના વાજીંત્રની સાથે તાલ દેવા લાગી ગઈ થોડી વારમા તો સાંઢિયો ડુંગરના દરવાજા પાસે આવીને ઉભો રહ્યો અને આગલા અસવારે દરવાનને હાકલ દીધી કે ' આ ગંધુ શુ છે આજ ?'

ઉઘાડી તલવારે ટેલના પહેરેગીરે ટુંકોટચ ઉત્તર દીધો કે ' રાવ સાહેબને માથે આજ વિજળી પડવાની છે '

'કોણે કહ્યુ ?'

' અમરેલી ગામના જોશીએ '

' ક્યા છે રાવ ?'

' જોધપરિયાના ભોંયરામા '

'કોણકોણ છે માથે ?'

'હતા તો પાચમો, પણ અટાણે પાચ ગ્યા છે.'

'ઉમેદા ! જામગ્રી સળગાવ'' કહીને કલ્યાણમલે દોરી ખેંચી ઉંટને વાળ્યો ને જોધપરિયા માથે ઉંટ વહેતો મેલ્યો કોટને કાંગરેથી માનવી જોઇ ગ્યા કે માયદિના અસવારો જોધપરિયે મરવા માટે જાય છે વિજળીના અજવાસમા ઉંટ અનેક રગે રગાતો આવે છે ગડેડાટ કરીને ખાઇ જવા તત્પર થએલા આભ સામે છાતી કાઢીને મગજીયા ઉંટ ફાળ ભરતો ચાલ્યો જાય છે

અસવારોએ ડુંગરની તળેટીમા ઉંટ ઝોકાર્યો ઉંટ ઝુક્યો ત્યા તો બને અસવાર સપાટામા ઠેકડા મારીને ઉતર્યા ભોંયરાને બારણે દાખલ થયા કલ્યાણસગે પોતાની બદુકની જામગ્રી ચેતાવી

'ઉમેદા ! જોજે હો, તુ વા ક તો નહિ હુ હિસાબ ચુકાવીશ '

એટલુ કહીને કલ્યાણસગ દાખલ થયો અંદર જઇને જુવે તો, હલમલીને તુટું ! તુટુ ! થતા ડુંગરની નીચે, જીવતા માણસનુ પ્રેત બેઠુ હોય તેવા રાવ કલ્યાણમલને બેઠેલ દીઠા —એકલો ! નિરાધાર ! અને મરવાની અણી ઉપર !

કલ્યાણસગના અતરમા ઉભરો આવ્યો, ' આહા-હાહા ! મારો ભાઇ; ડાડરનો છત્રપતિ એકલો ''

'મોટા ભાઇ ! ભારી લાગ મળ્યો. ફુકી દઉં છુ. જે મોરલી......' એમ કહીને જ્યા ઉમેદસગ બંદુક ઉગામવા જાય છે ત્યા તો કલ્યાણસગે ઉમેદાનો હાથ ઝાલ્યો 'ઉમેદા ! જામગ્રી ઓલવી નાખ !'

'કોણ તમે ?' બોલતા જ રાવનો અવાજ ફાટી ગયો

'અમે કોણ ? નથી ઓળખતો, બાપ ! તેં રાતગાત ને પાનપાન કરી નાખેલા તારા ભાઇ ! ન ઓળખ્યા ?'

એટલુ કહીને બંને જણાએ બોકાના છોડ્યા સુસવના વાયરામા બનેની મુછો ફરકી રહી

'કોણ ! કલ્યાણ ! ઉમેદ ? તમે આવી પહોચ્યા ?'

' હા બાપ, અટાણે ન આવીએ તો પછી ક્યારે ?' કહીને કલ્યાણસંગે હાસ્ય કર્યુ

' ભલે આવ્યા કલ્યાણ, ઉમેદા ! બ્રાહ્મણની વાણી સાચી પાડવા ભલે આવ્યા તમારા મ્યાનમા પણ વિજળી જ છે ને ! એંચો ભાઇ.'

સાભળીને બારવટિયાની આખો પલપલતી દેખાઇ બારવટિયા કાંઈ બોલી ન શક્યા ત્યા તો કડડડ ! ડુંગરો કડેડ્યો અને રાવે કહ્યુ, ' કલ્યાણસંગ ! ભાઇ ! તુ ભાગી જા. હમણા વિજળી પડશે તું જીવતો નીકળ, નીકર ડાડરનો વશ ઓલવાશે '

'ભાગી જાવુ હોત તો આવત જ શા માટે ? અને તને બહુ વહાલા હતા તે તો ભાગી ગયા એની ભભેરણીથી તો તેં આમારો રોટલો ઝુંટવ્યો છે.'

કડડડ ! બીજી વાર મોતનો સાદ પડ્યો અને મોટેરા બારવટિયાએ રાવનો હાથ ઝાલ્યો 'ઉઠ, ભાગી જા, બહાર નીકળી જા '

' અને તુ ?' રાવે પુછ્યુ.

'હુ તારો નામેરી છુ ઉઠ, બ્રાહ્મણની વાણી ભલે સાચી પડે હુ ખાઇપી ઉતર્યો છુ ઉઠ, તુ લાખુનો પાલણહાર—'

'હુ ઉઠીને તને મારી વાત ઝીલવા દઉં ? રામ રામ......' ત્યા તો કડડડ ! ત્રીજો કડાકો થયો આભ તુટી પડ્યો ડુગરો હલમલ્યો ઉપરથી શિખર ચીરાણુ બાર સુરજ ભેળા ઉગ્યા હોય તેવો ઉજાસ થયો અને એક પળમા બારવટિયા કલ્યાણસગે રાવનુ બાવડુ ઝાલી ઘા કર્યો રાવ આઘેના ખુણામા જઇ પડ્યો અને વિજળી પડી. બારવટિયાના એ લબાવેલા હાથને બોટો પાડી, પાછી છલંગ મારી, ચુરેચુરા જાણે ચુરા કરી નાખશે તેવી કીકીઆરી કરતી, તાડવ રમતી, ગગનમડળમા એ ઇંદ્ર મહારાજની સળગતી સમશેર પાછી ચાલી ગઇ

જે હાથે બારવટિયે રાવને ફગાવ્યો, તે જ હાથને લંબાવેલો ગણીને બારવટિયો ૐ હર હર! ૐ હર હર' ૐ હર હર! ના મુખોચ્ચાર કરતો બેઠો રહ્યો પલકમાં તો તોફાન સંકેલાઈ ગયું, જાણે સ્વપ્નું આવીને ગયું.* બ્રાહ્મણના અક્ષર સાચા પડ્યા 'કલ્યાણ' નામના બે માણસોમાંથી એક ઉપર વિજળી ત્રાટકી, અને બરાબર વખતસર રાજા કલ્યાણમલની ઘાત બારવટિયા કલ્યાણમંગે પોતાના શરીર ઉપર ઝીલી લીધી.

'ભાઈ! મારો ભાઈ!' એમ બોલતો રાવ આવીને બારવટિયાના પગમાં પડી ગયો. ગદ્‌ગદ કંઠે કોઈથી કાંઈ બોલાયું નહિ.'

ઝવેરચંદ મેઘાણી

[ 'સૌરાષ્ટ્રની રસધાર'ના અપ્રકટ ભાગ ૫માંથી ]

## જર્મની જવા સંબંધે
## એક ખુલાસો

'કુમાર'ના વૈશાખ અંકમાં 'જર્મની જવું હોય તો' એ મથાળા નીચે છપાએલ પત્ર વાંચી વિદ્યાર્થીવર્ગમાં એવી ગેરસમજુતી ફેલાઈ જણાય છે કે અહીં આવનાર વિદ્યાર્થી જાતે કમાઈ, સ્વાશ્રયી રહી અભ્યાસ કરી શકે. મેં એ પત્ર ફરીફરી વાંચી જોયો, છતાં મને ક્યાંય એવો અર્થ નથી સુઝતો. તો પણ આ ભુલ વધારે ન ફેલાય એ માટે હું સ્પષ્ટ લખી જણાવવાની મારી ફરજ સમજું છું કે જાતે કમાઈ અભ્યાસ કરવાની મહત્ત્વાકાંક્ષા સેવનારે અહીં આવવાની ભુલ કરવી ન જોઈએ. જર્મનીમાં જ સંખ્યાબંધ બેકારો છે અને એ સૌને રાજ્ય તરફથી નિયમિત રીતે પગારની માફક બેકારીનું આશ્રયદ્રવ્ય આપવું પડે છે. આવી સ્થિતિમાં પરદેશીએ આશ્રયની આશા રાખવી એ આત્મવંચના જ ગણાય.

જુદીજુદી માહિતી માગતા મારા પર આવેલા બધા પત્રોનો વ્યક્તિગત ઉત્તર આપવામાં સમયનો અણજોતો વ્યય ન કરતાં 'કુમાર'ના આવતા અંકમાં સર્વ માહિતી પુરી પાડતો એક પત્ર લખી મોકલવા ધારું છું.

મ્યુનિચ (જર્મની)    લવજી ત્રિભુવન ચોરિયા

### સુધારો

ગયા અંકમાં આપેલી 'શરત કોણ જીત્યું?' વાળી વાર્તા અંગ્રેજી ઉપરથી ઉતારેલી છે

* એ બ્રાહ્મણના સંતાનો તામ્રપટ પ્રમાણેની જમીન ઇડરમાં ખાતા હતાં એવું કહેવાય છે. બારવટિયાનું બારવટું પાર પાડી દરિયાઇ પરગણું પાછું સોંપ્યું કહેવાય છે



પ  ક્ષી  નિ  રી  ક્ષ  ણ

## કોયલ

પક્ષીઓમાં નર અને માદા ઓળખવામાં કેટલીક વાર બહુ જ મુશ્કેલી પડે છે, જોકે કેટલાક પક્ષીઓની બાબતમાં આ કામ બહુ જ સહેલું છે. દાખલા તરીકે ચકલો અને ચકલી, મોર અને ઢેલ, કુકડો અને કુકડી જુદા પાડવા બહુ જ સહેલ છે. જ્યારે બુલબુલ, કાગડા, કબુતર વગેરે ઘણાં પક્ષીઓમાં નર અને માદાને જુદા પાડવાનું કામ બહુ જ મુશ્કેલ છે. ઘણી વાર તો ભલભલા ઉસ્તાદો પણ એમાં ભુલ ખાઈ જાય છે. મારા એક મિત્રે મને એક વખત કહ્યું કે 'કાગડામાં નર અને માદા ઓળખવા બહુ જ સહેલ છે. ધોળી ડોકવાળી માદા અને મોટો ને તદ્દન કાળો તે નર' તેમને ખબર નહિ કે કાગડા તો બબ્બે જાતના થાય છે. એક ધોળી ડોકવાળા, બીજા તદ્દન કાળા અને મોટા તથા ત્રીજા તપખીરિયા રંગની રાતી પાંખવાળા.

કોયલની બાબતમાં પણ આવી જ ગેરસમજ થઈ જાય છે. સુંદર ચકચકિત કાળા રંગનું અને રાતી આંખવાળું જે સવારસાંજ ઝાડ ઉપર ટહુકે છે તે તો નર. માદા તો આપણામાંના મોટા ભાગે જોઈ જ હોતી નથી. તે નરથી તદ્દન જુદી જ જાતની હોય છે. તેના શરીર ઉપર કાળા અને સફેદ લીટા હોય છે. આ લીટા માથાથી તે પુછડી સુધી આવેલા હોય છે. છાતી ઉપર કાળાધોળા ટપકાં હોય છે અને મોટે ભાગે ઉડતાં-ઉડતાં જ તે ટૂંકા ટહુકા કરી લે છે. આવું એક જોડું બે વર્ષથી મારા લીમડા ઉપર આવે છે અને માર્ચ માસથી તે લગભગ દીવાળી સુધી રહે છે. 'કો-એલ, કો-એલ' અથવા 'કુઉઉઉ, કુઉઉઉ' જેવો બે જાતનો લાંબો અવાજ નર કોયલ કરે છે અને જો આપણે સામો ટહુકો કરીએ તો તે જવાબ પણ આપે છે. આ



માદા કોયલ



નર કોયલ

પક્ષીને આપણો મોટો ભાગ માદા કલ્પે છે અને તેનો નર કેવો હશે એનો તો વિચાર પણ કરતા નથી આ ગેરસમજ દૃઢાવવામા કવિઓએ પણ ખાસ મદદ કરી છે, કેમકે કવિ કાળિદાસ જેવા પણ આ ટહુકતા પક્ષીને 'મદનદુતી'ની ઉપમા આપે છે જ્યારે, જેના ગાયન પાછળ કવિઓ ઘેલા થયા છે, જેના ટહુકે માનીનીઓના માન ઉતાર્યા છે, જેનુ સગીત સાભળવા યુરોપી મુસાફરો અરધી દુનિયાની મુસાફરી કરે છે, તે પક્ષી સ્ત્રી નથી પણ પુરુષ છે આખી પક્ષી-આલમમા એ પક્ષી મોટામા મોટુ ખુની છે એ નર-માદાને જુદોજુદો પોષાક આપી કુદરતે પણ તેમને તેમના ખુની કામમા મદદ કરી છે

માદાનો રગ ચટાપટાવાળો હોઇ તે જ્યારે ઝાડની ડાળોમા લપાઇને બેસે છે ત્યારે ઝાડની અંદર પડતા તલકછાયા સાથે એવી તો મિશ્રિત થઇ જાય છે કે ઘણી વાર તો દૂરબીનથી પણ શોધવી કઠિન થઇ પડે છે. નરનો રગ તો આખ કાળો હોઇ એકદમ નજરે પડે છે કોયલ માળા બાધતી નથી પણ પોતાના બચ્ચાં બીજાં પક્ષી પાસે ઉછેરાવે છે તે વાત તો આપણે એક વખત કહી ગયા નર કોયલ, કાગડાના માળાથી થોડે દૂર બેસી જોરથી ટહુકવુ શરૂ કરે છે કાગડા કોયલની બદદાનત સમજી ગએલા હોય છે તેથી અને વળી પોતે મોટે ભાગે બીજા નાના પક્ષીના ઇડાં લાગ ફાવ્યે ઉઠાવી ખાઈ જતા હોવાથી પોતાના ઇડા માટે બહુ જ સાવચેતી રાખે છે એટલે ઈડા મુક્યા પછી તો કાગડો અથવા કાગડી માળાને સુનો મુકતા જ નથી છતા કોયલના ટહુકરાથી ખીજાઇ જઇ કાગડો માળો રેઢો મુકી કોયલની પાછળ પડે છે પરતુ કોયલની ઉડવાની ઝડપ કાગડાથી વિશેષ હોવાથી તે માત્ર કાગડાની આગળ રહેવા પુરતી ઝડપે ઉડે છે અને કાગડાને દૂર ખેંચી જાય છે. આ અવસરનો લાભ લઈ માળાની પાસે છુપાઇને બેઠેલી માદા કોયલ કાગડાના માળામા ઇંડુ મુકી દે છે કોઇ કહે છે કે પોતાનુ ઇંડુ મુકી કાગડાનુ એક ઇંડુ તે ઉપાડી લે છે, પણ હું નથી ધારતો કે તેને એટલો બધો વખત રહેતો હોય કેટલાકનો મત એવો છે કે તે પોતાનુ ઈંડું ચાચમા રાખીને ફરે છે અને વખત મળતા તે કાગડાના માળામા મુકી દે છે હું તો આ કોયલના જોડાને છેલ્લા ત્રણ માસથી નિહાળુ છુ, પણ આવુ કાંઈ જોયુ નથી છતા આ એક નિરીક્ષણ કરવા જેવી બાબત છે.

હવે કોયલ કાગડાનુ ઇંડુ લઇ જાય છે કે નહિ તે વાત બાજુ પર મુકીએ પણ આ કોયલનું બચ્ચુ તેના માબાપ કરતા પણ વિશેષ ખુની હોઇ બાકી રહેલી ખુનરેજી પુરી કરે છે હજુ તો તેની આખ પણ પુરી ઉઘડી હોતી નથી ત્યા તો તે કાગડાના નાના બચ્ચાની નીચે ભરાઇ તેમને પોતાના બરડા ઉપર ઉપાડી માળામાથી નીચે ફેકી દે છે, અને ધીમેધીમે આ પ્રમાણે કાગડાના બધા બચ્ચાનો નાશ કરી, કાગડો અને કાગડી જે કાઇ ખાવાનું લાવે તે પોતે એકલુ ખાઈ જાય છે ઈડા સેવવાનું, માળા બાધવાનું અને

[ અનુસધાન આગળ પાન ૩૪૦મે ]



શિવાજી મહારાજના દેશમાં

[૫]



# સતારા ને સજ્જનગઢ

ચોમેર નાનીમોટી ડુંગરીઓ ને વચ્ચે સતારા પડ્યું છે. સતારા પુરાણી રાજધાની છે રાજધાની માટે આવી સુરક્ષિત જગ્યા પસંદ કરવામા બુદ્ધિની કસોટી થઇ જાય એવું છે અત્યારના ઇતિહાસવેત્તા કહે છે કે 'આવી રાજધાની વસાવનાર, આવી સુરક્ષિત જગ્યા શોધનાર શિવાજી અને તેના પ્રધાનમંડળને 'લુટારુ ટોળી' કહેનાર અંગ્રેજ ઇતિહાસકારો ખાડ ખાય છે.'

અઝીમતારા એનો રક્ષક છે. અઝીમતારા મજબુત અને ઠીકઠીક ઉંચો છે એના અંગની બાંધણી બેઠા ઘાટની છે. અત્યારે એ વૃદ્ધ થઈ ગયો છે. અંગ્રેજ સરકારે એને ફરી જુવાન બનાવવાની મનાઇ કરી છે. અઝીમતારાનું મુળ નામ વસંતગઢ. ઔરંગઝેબના શાહજાદા અઝીમે એનું નામ અઝીમતારા પાડ્યુ કેટલાક એને અજિંક્ય તારા પણ કહે છે

વસંતગઢ ફરતો ઉજળો ઇતિહાસ વીંટળાઇ રહ્યો છે. ઔરંગઝેબ પોતે સૈન્ય લઈ ચડી આવ્યો દક્ષિણમા ઠેરઠેર લડાઇ જામી. વસંતગઢમા વીર નાયક પ્રયાગજી અનંત કિલ્લેદાર હતો.

બાદશાહે ગઢને ઘેરી લીધો વીસ હજારની સેના' પ્રયાગજી પાસે માડ બે હજાર હશે! ગઢ પડવાની અણી ઉપર આવી ગયો. બચવાનો કોઈ ઉપાય ન રહ્યો. પ્રયાગજીએ છેલ્લી યુક્તિ અજમાવી ગઢના ભોંયરામાથી સંઘરેલા સાપ મગાવ્યા. વીંછીના ટોપલા આવ્યા. ગઢ ઉપરથી ટોપલા ફેંક્યા. મોગલ સૈન્ય રાડ નાખીને ભાગ્યુ. અવ્યવસ્થા થઈ ગઇ. પ્રયાગજીએ ઠેઠ તળુ સુધી તગડી મુક્યા. ફરી હલ્લો કરવાનો વિચાર કરે તે પહેલા બાદશાહ માંદો પડ્યો અને પ્રયાગજી અનંતનો વસંતગઢ અજિંક્ય રહ્યો—અજીત રહ્યો.

સતારા નાનકડું શહેર છે. મોટું ગામ કહીએ તોપણ ચાલે. 'પ્રકાશ' પત્રના તંત્રીને ઘેર અમારો ઉતારો હતો. પુનાના લોકમાન્ય મહાવિદ્યાલયના એ સ્નાતક, વાઙ્મય વિશારદ છે પુસ્તી કમાણી નથી છતા 'પ્રકાશ' પત્ર ચલાવી રહ્યા છે. ઘણા તેજસ્વી લેખ લખે છે. કષ્ટ પણ સહે છે ઘી અને દુધને ભોગે પત્ર ચાલે છે.

જુનો રાજમહેલ જોવા ગયા એની વિશાળતાનાં વખાણ કરવા મિથ્યા છે. એની શોભા, કળા, કારીગરી અદ્‌ભુત છે. એ તો નજરે જોવાય, કાગળ ઉપર લખાય નહિ. ત્રણ હજાર માણસ સહેજે બેસી શકે એવો ભવ્ય દરબાર છે. મહેલની અંદરની બાંધણી કોલ્હાપુર જેવી જ પાછલા ભાગમાં રાણીવાસમાં મોટો હોજ છે. બીલોરી કાચ જેવુ પાણી ભર્યું છે અત્યારે અદનો માણસ પણ એક આનો દઇ નાહી શકે છે.

પડખે જ ભવાની માતાનુ જબરુ મંદિર છે. રૂપેરી કમાડ, રૂપેરી પૂજાપાત્ર, રૂપેરી મૂર્તિ, બધુ રૂપેરી! પુજારી પણ મળી શકે તો રૂપેરી જ રાખે! શિવાજી મહારાજ જુદ્ધે ચડતા ત્યારે ગળામાં ભવાની માતાની સોનેરી છબી રાખતા. આજ પણ એ છબી જ અહીં પૂજાય છે.

અને ભવાની તલવાર! શિવાજી મહારાજની ત્રીજી આખ જેણે હિંદુ ધર્મને બચાવ્યો, જેના તેજે શાહિસ્તખાન ને અફઝુલ, શીદી ને ફાઝલ, એવાએવા મહારથી અંજાઇ ગયા ને રણમા રોળાઇ ગયા એ ભવાની' ઓરડામા ઉંડે અંધારે ઝાંખા દીવાના પ્રકાશમા એ પડી'તી યશસ્વી શિવાજીની વિજયપ્રતિમા—ભારતની એ તારણહાર માતા! બે ઘડી ભાવભીને હૈયે અમે નમી રહ્યા.

અંગ્રેજ સરકારને ભય લાગ્યો કે આ જીવતી તલવાર ક્યાંક રાષ્ટ્રમા ચેતન પ્રગટાવશે. પેશ્વા પાસે તલવાર માગી; એનુ બદલુ આપીને કે વિલાયત

મ્યૂઝિયમમા મુકવી છે ના પાડવા જેટલી પેશ્વામા શક્તિ નહોતી તલવાર આપી દમણા જ વાત બહાર આવી છે કે એ ભવાની નહોતી, બીજી જ તલવાર આપી'તી

સતારાની ટિળક રાષ્ટ્રીય શાળા જોઈ ઉદ્યોગ પ્રધાનપદે છે સુતારીકામ, વણાટ, શીવણ, બાકસ બનાવવા વગેરે ધધા ઘણા વિદ્યાર્થીઓએ હાથ કર્યા છે. શાળાના ખર્ચમા થોડીઘણી મદદ પણ થાય છે

બીજે દિવસે ગુરુવાર હતો ગુરુવારે ગુરુજી (સ્વામી રામદાસ)ની મહાપૂજા થાય છે ને સજ્જનગઢ ઉપર નાનકડો મેળો થઇ જાય છે

અમે સવારમા નીકળ્યા ૭ માઇલ દૂર છે મરો-વરની મધ્યમા બેટ જેવો ગઢ ઉભો છે ચારેકાર ચાર દિગ્ગજ જેવા પહાડ પડયા છે ને વચ્ચે એકલો સજ્જનગઢ સામે જ અઝીમતારાનુ શિખર વરતાય છે સિંહ જેવુ ગળુ હોય તો બંને મોઢામોઢ વાતો કરી શકે

રામદાસ સ્વામીએ આ ગઢ જોયો શિવાજી મહા-રાજને કહે આ ગઢ મારે જોઇએ ગઢનો રક્ષક મુસલમાન સરદાર હતો ત્રીજે દિવસે ગઢ લઈ લીધો સરદાર ભાગી ગયો ગુરુજીનુ ત્યા રાજ્ય થઇ ગયુ

ગઢમા નામ પ્રમાણે ગુણ છે ચડવામા સજ્જન છે વાત કરતાકરતા ચડી જવાય એવો સરળ દર-વાજો સારો રહ્યો છે બે કુડમા પાણી સારૂ છે મદિર દેખાવડું ને ઉંચું છે ભોયરામા ગુરુ સમર્થની સમાધિ છે સમાધિ ઉપર રામચદ્રજીની મૂર્તિ છે અમે આરતી વખતે પહોચી ગયા ઘટાનાદથી મદિર આખુ ગાજતુ, અલમસ્ત બાવાઓના નરવા સાદે ગઢ આખો ગાજતો

ગઢ ઉપર ગમે તે આવે—રાય કે રક, સૌએ સમર્થનો પ્રસાદ લેવો જ જોઇએ. જમ્યા વગર જવાય જ નહિ અમે એ માટે તૈયાર જ હતા ગુરુવાર સાધરણ રીતે મિષ્ટાન્નનો વાર હોય છે. અમને ઉંડેઉંડ આશા હતી કે મળશે પણ એકએક કટકો પુરણપોળી મળી બાકી જાડા બાજરા ને દાળ અને ગુરુ રામદાસના એ શિષ્યો એટલુ મરચુ ખાય છે કે સાત્વિકતાની ગધ પણ એમનામા નથી રહી સમર્થને શિવાજી મહારાજે જાગીર આપેલી તે એ-મના ભાઇના વંશજો આજ પણ ખાય છે એમાથી જ નિત્ય દસબાર માણસોને બાર માસ પ્રસાદ મળે છે

અમે પ્રસાદ લઈ બે ઘડી આરામ લીધો પછી ગઢ જોવા નીકળ્યા

ગુરુજી જ્યા સમાધિમા બેસતા એ ગુફા જોઇ દરવાજા બહાર છે દીવો લઇને જવાય છે બહુ ઉંડી નથી સ્વચ્છ પણ છે.

જે પલંગ ઉપર રામદાસ સ્વામી પોઢતા તે જોયો ઢીચણસમો ઢાલિયો, ઉપર બે તળાઇ સમર્થ ગુરુ શરીરે વામન હતા. ઢાલિયો પણ એવડો જ પડખે ત્રણ બેડા પાણી માય એવડી દેગડી હતી.

એ દેગડી, ગઢ ઉતરીને નીચે નદીમાથી કલ્યાણ સ્વામી ભરી લાવતા ખાસ ગુરુજીના સ્નાન માટે જ કલ્યાણ સ્વામી રામદાસ સ્વામીના પટ્ટ શિષ્ય. એ-મના જેવુ જ સુદૃઢ શરીર

બાળકો તો અટકચાળા જ હોય ને ' ખુણામા એક કાળી લાકડી પડી'તી અમે જોવા લીધી લાકડી અસલ લાલિયા ધોકા જેવી ચમત્કાર નહિ જરાક અજવાળે લઇ ગયા જોયુ તો ચમત્કાર ' પેચવાળી લાકડી હતી ખોલી તો અંદરથી અઢી હાથ લાબી દોધારી ગુપ્તી ' ઝબાક બહાર નીકળી ' અંધારા ઓ-રડામા અજવાળા થઈ ગયા સમર્થ ઉપર બગાળના કેદીઓની જેમ વગર કાયદે તહોમત મુકેલા, એના જવાબમા આ શસ્ત્રનો ઉપયોગ થતો હશે ગઝ-ર્ક્તાને આ સાધુ પુરુષની છેવટ સુધી જાણ નહોતી સંન્યાસીના એ દંડને નમસ્કાર કરી મુકી દીધો

સામી ભીંતમા બે કાણા હતા તે વિષે લોક-વાયકા એવી સભળાય છે કે સમર્થને બે શિષ્યાઓ હતી શિવાજી મહારાજને ગુરુના અદાવતીઓએ વાત કરી કહ્યુ કે સમર્થને શુ પૂજો છો ? બે વિધવાઓ એના રોજ પગ દાબે છે '

મહારાજ કાઇ માને ? પણ જ્યારે બે સારા ગૃહસ્થોએ કહ્યુ ત્યારે પરીક્ષા કરવા ચાલ્યા પહેલેથી ભીંતમાં બે કાણા રખાવ્યા એમ કહીને કે ' આપ પોઢી ગયા હો ત્યારે પણ આપના દર્શન થઈ શકે.' બેચાર દિ' જવા દઇને શિવાજી મહારાજ આવ્યા બંને શિષ્યાઓ ગુરુજીના પગ દાબતી'તી ઓરડો બંધ હતો.

શિવાજી મહારાજે કાણામાથી નજર કરી પણ જુએ તો ન મળે ગુરુ કે ન મળે શિષ્યાઓ ' હનુ-



માનજીની ભયંકર મૂર્તિ ખડી છે મહારાજ આંખ મીંચીને બેસી ગયા. થોડી વારે શુદ્ધિ આવી. સમર્થ બહાર આવ્યા. શિવાજી પગમાં પડ્યા સમર્થે બાવડે ઝાલીને ઉઠાડ્યા

દીવે વાટચો ચડી ગઇ ત્યારે અમે સતારે પહોંચ્યા. સતારાથી મહાબળેશ્વરનો આડો માર્ગ બહુ રળીઆમણો છે પણ વાઘચિત્તાનો પુરો ભય. અમારી સાથે પારસી થાપણ; વીમોએ ઉતરાવેલો નહિ. એટલે સડકનો માર્ગ લીધો. જણ દીઠ બાર આના દઇ મોટરમાં ચડી બેઠા. એક કલાકમાં વાઇ.

વાઇ એટલે મહાબળેશ્વરની તળેટી. વાઇ કૃષ્ણાતટે મોટું તીર્થ છે. વાઇના દેરા



વાઇના દશ્યો

હોડીના આકારના છે અનેક મંદિર છે વાઇના ગણપતિ બહુ જાગતા છે. એક પથ્થરમાંથી જ કોરેલા એ ગણપતિ મહા આગળ હસ્તિની બાઇઓ 'મંગલ મોરિયા' (મોરિયા એટલે ગણપતિ-મોરેશ્વર ઉપરથી) ની ધુન લગાવે ત્યારે તો હદ આવી જાય

વાઇમાં એક સુંદર પાઠશાળા છે—પ્રજ્ઞા પાઠશાળા એના આચાર્ય નારાયણ સ્વામી બાલબ્રહ્મચારી છે શુદ્ધ ખાદીધારી છે. પાઠશાળાનું ગૌરવ એમને જ આભારી છે. સંસ્કૃતને પ્રાધાન્ય આપી ઠેઠ મૅટ્રિક સુધી ત્યાં ભણાવે છે. પાઠશાળા સાથે બહારગામના વિદ્યાર્થીઓનું ભોજનગૃહ છે ગૃહની સ્વચ્છતા ને નિયમન અનુકરણીય હતા ભોજન વખતની શાંતિ, પીરસનારની કુશળતા અને વેદની ધૂન એ બધી વાત ભેગી થઈ એના પ્રભાવે અમારી પાચનશક્તિને ઉત્તેજન આપ્યું અમે ભમણું જમ્યા મહારાષ્ટ્રની આગળીને વેરે ગણાય એટલી નમુનેદાર સંસ્થાઓમાંની આ એક ગણાય છે.

એક વાગ્યે મહાબળેશ્વર મોટર જતી હતી. ગાન ધોડી ને વેશ સાજા હતા બીજા બારબાર આના ખરચી નાખ્યા. મોટર મહાબળેશ્વર ઉપર ચડવા માંડી

રામનારાયણ નાગરદાસ પાઠક

# વિદ્યાર્થીની ઉપાસના



જેઠ માસના 'કુમાર'-મા પ્રાર્થના વિષે મારો એક લેખ આવેલો છે એ લેખ મેં ઘણા વખત ઉપર લખેલો, તે એક મિત્ર પાસેથી 'કુમાર'ને મળ્યો અને છપાઈ ગયો એ લેખ જેટલો છે તેટલો એક રીતે ઠીક છે; પણ મને આજના વિચારથી તે અધુરો અને થોડે અંશે ગેરસમજ કરાવનારો લાગે છે તેથી હું એ બાબત જરા જુદી રીતે 'કુમાર'ના વાચકો આગળ મુકવા ઇચ્છુ છુ

એ લેખનું મથાળું 'પ્રાર્થના' કરીને રાખ્યુ છે, પણ એ વાચતા જણાય છે કે એમાની ઘણી સૂચનાઓ ધ્યાનને માટે ઉપયોગી છે 'કુમાર'ના નાના વાચકોમાથી ધ્યાનનો શોખ કે લાયકાત ધરાવનારા ભાગ્યે જ હોય એમ ન હોય તેમા કુમારોનો દોષ નથી કુમારવયમા શાન્ત અને નિશ્ચયપણે એમા ધ્યાનનો અભ્યાસ કરવાની આશા રાખવી વધારેપડતી ગણાય

કુમારની ઉપાસના એના વય, બુદ્ધિ અને જીવનને યોગ્ય હોવી જોઇએ, અને તે ખ્યાલમા રાખી હુ આ લેખમા કેટલીક સૂચનાઓ કરવા ઇચ્છુ છુ

તમે નાના હો કે મોટા, તમારામા ઘણી વાર એક પ્રકારનો ગભીર ભાવ ઉત્પન્ન થઇ આવતો હશે. તે વખતે તમને આવાઆવા વિચારો આવતા હશે 'હવેથી મારૂ જીવન સુધરો, મારામા આવાઆવા દોષો છે તે ચાલ્યા જાઓ, મારા અભ્યાસમા મારૂ ચિત્ત વધારે પરોવાઓ, હવેથી મારૂ શરીર સુધારૂ; કુટેવો કાઢુ, મારે હાથે આજના દિવસમા કાંઈ સારૂં કામ થાઓ, મારૂ જીવન સફળ થાઓ, (અમુક) મહા પુરુષના જેવો હું થાઉં, મારા ઉપર મારા માતા, પિતા, શિક્ષક વગેરેની પ્રસન્નતા વધો; મારાથી એમની સેવા થાઓ, હૂ મારા દેશનો સેવક થાઉં, મારા દેશને માટે મારા પ્રાણ આપુ,' વગેરે

તમને આવે વખતે લાગતુ હશે કે જાણે મારા મનના ભાવો હૂ કોઈની આગળ ઠાલવુ, કોઇને મારો એવો મિત્ર કે ગુરુ કરૂ જે મારા સારા વિચારોને ઉત્તેજન આપે, મારા દોષોને દૂર કરવામા મદદ કરે, જાણે મારા જીવનનો સાથી થઇને મને દોરે.

કોઇ વાર તમને આવા વિચારો સાથે આનંદ ઉભરાતો હશે, એક સરસ નિશ્ચય થવાથી ઉત્સાહ વધતો જણાતો હશે; જાણે નહેવાનો દહાડો હોય તેવુ મન પ્રફુલ્લિત થતુ હશે.

પણ કોઇ બીજી વાર તમને આવા વિચારો ચિંતામા કે શોકમા નાખી દેતા હશે તમને તમારા દોષોના ભાનને લીધે અકળામણ થતી હશે આટલા દોષો ક્યારે મટે અને ક્યારે જીવન સુધરે એમ અધીરાઇ આવતી હશે કદાચ તમારામાથી કોઇને તે વખતે રડી પડવાનું મન થાય, કોઈની માફી માગી તેને શરણે જવાનું મન થાય; તમારી પોતાની હિંમત ખુટી ગયા જેવુ લાગે

સામાન્ય રીતે જેનું જીવન નિર્દોષપણામા ગયુ હોય એવા નાના છોકરાઓને આવા પ્રસગ ભાગ્યે જ આવે પણ આપણે કમનસીબે આપણી નાની ઉમરમા પણ કોઈની કુસોબતને લીધે આપણાથી કાઇ નાનીમોટી ભુલો થઇ ગઈ હોય છે અને તેથી આવુ બને છે

જ્યારેજ્યારે તમારામાં આવી ગભીરતા ઉઠે, કોઇ જ્ઞાનના મહાન કે શુદ્ધ જીવનની આકાક્ષા ઉઠે, ત્યારે તમે જાણજો કે તમારા જીવનમા કાંઈક સારા પ્રકારનો ફેરફાર થવાની એ ક્ષણ છે. એ વખતે તમારૂ ચિત્ત એક નવા પ્રકારનો અને સુદર રંગ લેવા ઉઠે છે. એ કોઇ મહાપુરુષને પગલે ચાલવા ઇચ્છે છે.

તે વખતે જો તમે નમ્રભાવે અને ગભીરતાથી એવી ઇચ્છા કરો કે 'મારા આ પવિત્ર સકલ્પો બલવાન થાઓ; મારી નિર્બળતાઓ નાસી જાઓ; મારા સકલ્પોને વળગી રહેવાનુ મારામા બળ આવો;' —તો એ જ તમારી સાચામા સાચી પ્રાર્થના થઇ કહેવાય તમારામા રહેલી ચૈતન્યશક્તિનો સ્વભાવ જ એવો છે કે તમે એને ઓળખો કે ન ઓળખો, એને તમે નામ દઇને બોલાવો કે ન બોલાવો, પણ એ તો તમે રોજ જે પવિત્ર ઇચ્છાને નમ્રપણે અને ગભીરપણે વળગી રહો તેને પાર પાડે જ એ ઇચ્છા પાર પડવી આજે અશક્ય જેવી લાગતી હોય, એને

પાર પાડવાના કોઇ ઉપાયો આજે તમે જાણતા ન હો, એવા ઉપાયો બતાવે એવા કોઇ પુરુષને તમે ઓળખતા ન હો, છતાં જો તમારી ઇચ્છા પવિત્ર અને બહુ તીવ્ર હશે, તો તે ચૈતન્યશક્તિ તમારી એ ઇચ્છાને ધીમેધીમે શક્ય કરી મુકશે, એના ઉપાયો તમને ધીમેધીમે સુઝતા જશે, તમને એમા મદદ કરનારાં સાધનો પણ આવી મળશે અને સહાયકો પણ મળી રહેશે. હા, એમ ન સમજવું કે એ ઇચ્છાઓ પાર પાડવામાં કોઇ મુશ્કેલી કે દુઃખો નહિ આવે; પણ જો તમારી ઇચ્છા દૃઢ હશે તો એને સહન કરવાનુ બળ અને ધૈર્ય તમને જરૂર મળી રહેશે.

જે બાળક કે બાળા અથવા મોટા પુરુષ કે સ્ત્રી આવી રીતે પોતાની પવિત્ર ઇચ્છાને રોજરોજ પોષે છે અને પોતામા રહેલી ચૈતન્યશક્તિમા તેને સિદ્ધ કરવાની શક્તિ છે એવો વિશ્વાસ રાખે છે તે સાચી ઉપાસના કરવાવાળા છે. એ જ સાચી પ્રાર્થના કરે છે

આવી ઇચ્છાવાળાનુ હૃદય ભક્તિવાળુ હોવુ જોઇએ. ભક્તિવાળું એટલે પોતાના મા, બાપ, ગુરુ અને બીજાં પૂજ્યજનો તરફ આદરભાવ સહિત પ્રેમ વાળું; તેમની સેવા કરવા માટે તત્પર, પોતાના ભાઇ-ભાંડુ તથા મિત્રો પ્રત્યે હેતવાળું, અને ગરીબ, માંદા કે દુઃખી માણસો ને પ્રાણીઓ પ્રત્યે દયાવાળું તથા એ સર્વને માટે કાંઇક ઘસાવાવાળુ.

જેના હૃદયમાં પ્રેમ છે, જેનુ હૃદય નમ્ર છે, જેની ઇચ્છાઓ પવિત્ર છે અને જેને પોતાના હૃદયમા જે ચૈતન્યશક્તિ રહેલી છે તેમા પુરેપુરો વિશ્વાસ છે, તે જ ભક્ત છે અને તે જ ઉપાસના કરવાવાળો છે

જ્યાં આવાં પ્રેમ, નમ્રતા અને વિશ્વાસને પોષણ મળે તે જ મંદિર છે; પછી તે ઘરમા હો, શાળામા હો, દેવાલયમા હો, કોઇ સભામા હો કે એકાંતમા હો

જો આવા પ્રેમ, નમ્રતા અને વિશ્વાસને કોઇનુ નામ સેવાથી પોષણ મળે તો તે નામસ્મરણ કરવું એ પવિત્ર કર્મ છે, કોઇ ભજનમાથી મળે તો તે ભજન ગાવુ એ પવિત્ર કર્મ છે; એવુ પોષણ એકાતમાં બેસવાથી મળે તો તે એકાતમા બેસવુ પણ પવિત્ર કર્મ છે. જો એવી ઉન્નત ભાવના તમને રેંટિયો ફેરવવાથી થાય તો કાંતવું એ પ્રાર્થના—ભક્તિ—ઉપાસના છે, માંદાની સેવા કરતાં થાય તો તે કર્મ ઉપાસનાનુ છે; નિર્બળનો પક્ષ લઇ તેને માટે અન્યાયની સામે ઝગડવામાં થાય, તો તે કર્મ ઉપાસનાનુ છે. દરિદ્રીનું દુઃખ દૂર કરવાથી થાય તો તે કર્મ ઉપાસનાનું છે; ગીતા, ધમ્મપદ, વચનામૃત કે શિક્ષાપત્રીમાંથી એવી ભાવના ઉઠે તો એ તમારે માટે સદ્ગ્રંથો છે, અને 'સદ્વર્તન,' 'કર્તવ્ય,' 'જીંદગીનું સાફલ્ય' એવાં પુસ્તકોમાથી ઉઠે તો તે તમારે માટે સદ્ગ્રંથો છે; રામ, કૃષ્ણ, બુદ્ધ, શિવાજી, સહજાનંદ સ્વામી વગેરેનાં ચરિત્રો તમારામાં પવિત્ર અને મહાન ઇચ્છાઓ ઉભરાવે તો તેમના ચરિત્ર સદ્ગ્રંથો છે, જોન ઑફ આર્ક, જ્યૉર્જ કે બુકર વૉશિંગ્ટન, ગ્લૅડસ્ટન, કાર્નેગી કે ફૉર્ડ તમારી પવિત્ર વૃત્તિઓને પોષે તો તેમના ચરિત્ર પણ સદ્ગ્રંથ છે જો ગોખલે, દાદાભાઇ, સુરેન્દ્રનાથ, તિલક મહારાજ, ગાંધીજી, કે દાસબાબુ તમારામા સ્વદેશપ્રેમનો અને દેશસેવાનો પાનો ચડાવે તો તે તમારા આદર્શ પુરુષો છે, જો દેશ માટે પ્રાણાર્પણ કરનાર બંગાળી વીરો તમારામા વીરતા ઉશ્કેરે તો તે પણ તમારા આદર્શો છે એમનાં ચરિત્રો એ તમારી દીવાદાંડીઓ છે એ દીવાદાંડી પાસે પહોચવું એ તમારી ઉપાસના છે.

આ બધા પુરુષો એકસરખી ઉંચી કોટિના ન હોય; પણ દરેકમા કાંઇક ને કાંઇક અસામાન્ય મહાન ગુણો રહેલા છે જે તમારા ચિત્તના તારને હલાવે છે, તમને તમારા જીવનનો ઢાળો શોધવામાં મદદ કરે છે. માટે તમારે માટે એ અનુકરણીય પુરુષ થાય છે એમની તરફ નજર રાખી તમારા હૃદયને પ્રેમભીનુ, તમારામા વસતી ચૈતન્યશક્તિમા શ્રદ્ધાવાળુ અને પવિત્ર ઇચ્છાઓથી રંગાએલું કરવામા અને એ વડે હિંમત અને ઉત્સાહ મેળવવામા તથા તમારી નિર્બળતાથી ઉપજતી નિરાશા દબાવવામા તમારી ઉપાસના—ભક્તિ—પ્રાર્થના સમાએલી છે.



કિશોરલાલ ઘ. મશરૂવાળા

# કસરત કરતાં સ્નાયુઓ કેમ દુખે છે?

તમે કોઇ દિવસ વિચાર કર્યો છે કે કસરત કરવાને લીધે સ્નાયુઓ શા માટે દુખે છે? સામાન્ય રીતે દરેકને અનુભવ હશે કે જ્યારેજ્યારે કસરત કરવામા આવે છે ત્યારે ખાસ કરીને હાથ, પગ, ખભા અને કરોડનો ભાગ પહેલા થોડા દિવસ દુખે છે. કેટલીક વખત તો નીસરણી ઉપર પણ બરાબર ચઢીઉતરી શકાતુ નથી વિદ્યાર્થીઓથી ક્લાસમા સીધા ટટ્ટાર બેસા શકાતુ નથી આ બધુ એકાદ અઠવાડિયુ ચાલે છે, ત્યાર પછી એ બધો દુખાવો જતો રહે છે થોડો વખત કસરત મુકી દઇએ અને પાછી શરૂ કરીએ એટલે વળી ઉપલી સ્થિતિ ફરીથી બનવા પામે છે. ઘણી વખત કસરત શરૂ કરનાર આને લીધે કંટાળી જાય છે અને કસરત કરવાનુ મુકી દે છે

આમ શા માટે થાય છે એ જાણવાની દરેકને સ્વાભાવિક રીતે જ ઇચ્છા થાય આને માટે કસરત કરતી વખતે આપણા શરીરમા શી ક્રિયા થાય છે એ આપણે પ્રથમ જાણવુ જોઇએ.

આપણા સ્નાયુઓ નત્રિલ (Protein)પદાર્થના બનેલા હોય છે આ સ્નાયુઓ રેલવેના એન્જિનની માફક કામ કરે છે કસરત કરતી વખતે કોલસાને બદલે તેમનામા એક જાતની ખાડ બળવા માડે છે આ ખાડને અંગ્રેજીમા બ્લડ શ્યૂગર (Blood-sugar) કહે છે. પોતાના હમેશના કામ ઉપરાત જ્યારેજ્યારે કોઈ માણસ કસરત કરવાની શરૂઆત કરે, ત્યારે તેના આખા શરીરમા ભેગી થએલી આ ખાડ બળતણ તરીકે બળવા માડે છે, અને એ બધો કચરો ફેફસા વાટે શરીરની બહાર નીકળે છે. હવે જો કસરત કરતી વખતે આ ખાડના જથ્થાને પુરતા પ્રમાણમા રાખવામાં ન આવે તો શરીરમા ભેગી થએલી ચરબી (Fat)નો ઉપયોગ થવા માડે છે ચરબી ખુટ્યા પછી સ્નાયુઓની નત્રિલ બળવા માડે છે

રાતદિવસ મજુરી કરતા મજુરોની બાબતમા આ સ્પષ્ટ દેખાઇ આવે છે તેમને એટલી બધી મહેનત કરવી પડે છે કે તેમની ખાડ અને ચરબીનો ઉપયોગ થઇ ગયો હોય છે, તેથી તેમના સ્નાયુઓનો ઉલટો ક્ષય થાય છે. પરિણામ એ આવે છે કે તેમના સ્નાયુઓ મજબુત અને ભરાવદાર બનવાને બદલે ઢીલા ને ક્ષીણ થઈ જાય છે અને એને વહેલુ મરણ નિપજે છે પણ જે લોકો આવા મજુરોની માફક ભુખમરો વેઠતા નથી, પણ જોઇએ તે કરતા વધુ ખાય છે તેઓની સામાન્ય માન્યતા એવી હોય છે કે કસરતના દિવસોમા વધુ ભારે ખોરાક ખાવો જોઇએ—જેવોકે અડદ, ચણા, કનિષ્ટ નાત્રિલવાળા કઠોળ વગેરે ખરેખર, આ એક ગેરસમજ છે. આવો કનિષ્ટ નત્રિલવાળો ખોરાક પચવામાં ઘણો ભારે થઇ પડે છે અને તેવી શરીરને વધુ મહેનત પહોચે છે. આથી ઉલટુ શરીરના કચરામા ઉમેરો થાય છે અને જો ફેફસા ને બીજા અવયવો દ્વારા એને બહાર કાઢી નાખવામા ન આવે તો કસરતથી પણ ભાગ્યે જ ફાયદો થાય છે સ્નાયુઓનું નત્રુ બધારણ થતુ નથી, કસરત કરનાર થાકી જઇ નિરાશ થાય છે અને છેવટે કસરત છોડી દે છે

ત્યારે આપણે એ યાદ રાખવું જોઇએ કે કસરત કરનારાઓના શરીરમા પહેલવહેલા લોહીમા રહેલી ખાડ બળવા માડે છે. પછીથી ચરબી અને છેવટે સ્નાયુઓની નાત્રલ બળે છે આ સિદ્ધાતને અનુસરીને આપણે આપણો ખોરાક લીધો હોય તો ભાગ્યે જ આપણા સ્નાયુઓનો ક્ષય થાય આપણો ખોરાક એવો હોવો જોઇએ કે જે થોડી મહેનતે પાચન થઇ જાય અને ઉપર જણાવેલી ખાડનો પુરતો જથ્થો જળવાઈ રહે આવી જાતના ખોરાકનો ક્રમ નીચે પ્રમાણે છે

સૌથી પહેલા સુકા ફળો આવે છે ખારેક, અજીર, દ્રાક્ષ, મધ વગેરે. આ ફળોમા રહેલી ખાડ આપણા લોહીની ખાડ સાથે ઘણી જ મળતી આવે છે અને તેથી પાચન થવામા બહુ જ સહેલી થઇ પડે છે બીજે નબરે આપણો દેશી ગોળ અને ખાડ આવે છે પણ આ જાતની ખાડને લોહીની ખાડ બનતા પહેલા ઘણીઘણી ક્રિયાઓમાથી પસાર થવુ પડે છે આવી જાતના રૂપાતર થવામા શરીરની શક્તિનો એટલો બધો દુર્વ્યય થાય છે કે તે જોઇએ તેટલો ફાયદો

આપી શકતી નથી. આ પછી ત્રીજા નંબરે ઘઉં-બાજરીની મકાઈ—સ્ટાર્ચ આવે છે. સામાન્ય મજુરો પોતાને જોઈતી ખાંડ આવા પદાર્થમાંથી જ મેળવી લે છે. તેથી તેમને ઘીદુધ મળતુ ન હોવા છતા તેઓ ચલાવી શકે છે. ચોથા નંબરે માખણ, ઘી અને તેલ વગેરે ચરબીવાળા પદાર્થો આવે છે. પાંચમા અને સૌથી છેલ્લા નંબરે વટાણા, અડદ, તુવેર વગેરે કઠોળની કનિષ્ટ નાત્રજ આવે છે.

આ ઉપરથી એમ સમજી લેવાનુ નથી કે ફક્ત આવી ખાંડ ઉત્પન્ન કરનારો ખોરાક જ લેવો, અને શરીરને જોઈતા બીજાં તત્વો તરફ ધ્યાન ન આપવુ. આપણા શરીરમા ૨૫૦૦૦ ભાગે ૧ ભાગ લોહનો હોય છે, તોપણ તે ઘણો જરૂરી છે. એના વિના લોહીમા લાલાશ રહે નહિ અને આપણે ફિક્કા પડી જઈએ. તેવી જ રીતે જુદાજુદા પ્રજીવકો—પ્રાણજીવન તત્વો (Vitamines) સિવાય પણ આપણુ શરીર ટકે નહિ. આ બધુ મેળવવા માટે દુધ, દહીં, તાજી છાશ, તાજી અને લીલી શાકભાજી અને લીંબુનો ઉપયોગ છુટથી કરવો જોઈએ. કસરત કરનારાઓએ આ ખોરાક ઉપરાંત ફળ—ખારેક, અંજીર, દ્રાક્ષ વગેરે ખાતા રહેવુ જોઈએ. આવી જોઈતી ખાંડ મળી રહેશે અને શરીરમા દુખાવો થવા પામશે નહિ.

સૌકોઈ જાણતુ હશે કે આપણા દેશમા એક એવો રિવાજ છે કે જ્યારે કોઈ પગે ચાલીને મુસાફરીએ નીકળે ત્યારે તેના ભાથામા ખાસ કરીને સુખડી બંધાવવામા આવે છે. લાંબે રસ્તે ચાલવામા શરીરમાંથી ઘણી ખાંડ બળી જાય છે; અને તેથી આવો ખોરાક ખાસ જરૂરી થઈ પડે છે. આ ખોરાકને જોકે ફળ જેવો આદર્શ ખોરાક કહી ન શકાય, તોપણ તેમાંથી ઘણુ પોષણ મળે છે. દુધમા રહેલી ખાંડ પચવામાં ઘણી સહેલી છે, પણ એ ખાંડ (Milk-sugar) સામાન્ય રીતે આપણને મોંઘી પડે. આથી જેઓ નિયમિત અથવા અનિયમિત કસરત કરે છે તેમણે તેમના ખોરાકમા યોગ્ય ફેરફાર કરી સુકા ફળનો ઉપયોગ કરવો જોઈએ. જેઓ શરૂઆત કરનારા હોય છે તેમને માટે તો એ ખાસ ઉપયોગી થઈ પડશે.

ચુનીભાઈ ધ. પટેલ

'Welfare'ના એપ્રિલ માસના અંકમાંના આ જ લેખકના અંગ્રેજી લેખને આધારે.



મોહનલાલ માસ્તર—ઓહો રામશંકર માસ્તર, તમે તો બહુ સારૂ ભણાવતા લાગો છો, ભાઈ! કહે છે કે આ વખતે તો તમારા વર્ગમાંથી બધા વિદ્યાર્થીઓ ઉપલા વર્ગમાં ચડી ગયા!

રામશંકર માસ્તર—એ તો હવે જેવું આવડે તેવું ભણાવીએ. બાકી ખરી વાત તો એ છે કે કેટલાક રીતસર પાસ થયા હતા તેમને ચડાવી દીધા. કેટલાક તવંગરના છોકરા હતા તેમને ઉપર ચડાવ્યા વગર છુટકો નહોતો. કેટલાક હેડમાસ્તર ઉપર અમલદારોની ચિઠ્ઠી લાવ્યા હતા તેથી ચડી ગયા. કેટલાક બહુ જ ગરીબ હતા તેમના ઉપર દયા કરીને ચડાવી દીધા. એમ કરતા એકેક વિદ્યાર્થી બાકી રહ્યા, તેટલાને રાખીને શું કરવુ? એટલે એમને પણ ચડાવી દીધા!

બાપ—કાન્તિ, નિશાળમા તુ શું કરે છે? વાચતા શીખે છે કે?

કાન્તિ—ના.

બાપ—ત્યારે લખતા?

કાન્તિ—ના, ના.

બાપ—ત્યારે કરે છે શુ, બોલી નાખને!

કાન્તિ—રજા પડવાની રાહ જોઉં છુ, બાપા.

વકીલ—ઠીક, હુ તને તારો બચાવ કરવાનું કહે છે પણ તારી પાસે પૈસા કેટલા છે?

અસીલ—સાહેબ, પૈસા તો નથી, પણ મારી પાસે બે ગાય, બે વાછરડા ને એક ભેંસ છે.

વકીલ—ત્યારે તો ચાલશે. હવે તેં શેની ચોરી કરી છે એ કહી બતાવ.

અસીલ—બે ગાય, બે વાછરડા ને એક ભેંસની!

એક છોકરાનો વિચિત્ર પ્રશ્ન સાંભળી ગુસ્સે થએલા શિક્ષકે કહ્યું, 'મૂર્ખ માણસો એવા પ્રશ્નો પુછે છે જેના જવાબ જ ન આપી શકાય!'

આ સાંભળી પાછો ઉભેલો એક છોકરો તરત જ બોલી ઉઠ્યો, 'સાહેબ, આટલુ જાણો છો છતા આ પરીક્ષામા મને શા માટે નાપાસ કર્યો?'

પરીક્ષક—(સવાલપત્ર આપીને) છોકરાઓ, તમને આમાંનો એકે પ્રશ્ન મુંઝવે છે?

એક છોકરો—એકે ય નહિ, સાહેબ! પ્રશ્નો તો એકદમ સમજાય એવા છે, માત્ર એના જવાબ જ મુંઝવે છે!

# નખની માવજત

તમે માણસો તો ઘણા જોયાં હશે, પણ તેઓના હાથપગની આગળીઓના નખ તપાસ્યાં છે? ઘણાકના નખ ખુબ જ વધેલા હશે, કેટલાકના કોર ઉપર ખરબચડા હશે કોઇકોઇના ફાટ પડેલા હશે અને કેટલાકના તો મેલથી ભરેલા કાળા હશે એ બધા હાથપગનો બહુ કદરૂપો દેખાવ કરે છે એવા નખ (નહોર?) વાળો માણસ એકલો બેઠો હોય ત્યારે પણ પોતાને સુદર લાગતો નથી, તો પછી બહાર સમાજમા કેટલો ખરાબ લાગે? બને તો સુદર, નહિતર વિવેકી બનવુ એ માણસજાતની ફરજ છે એવી સુંદરતા કે વિવેકની એક વિધિ આ 'નખની માવજત' પણ છે

કોઈ અડબગને પુછીએ કે આગળીએ આ પાટો શાનો બાધ્યો છે? તો જવાબ મળશે કે એ તો નખ ઉતારતા ચપ્પુ વાગી ગયુ' પોતાના શરીર-રક્ષણમા પણ લોકો આટલા બેદરકાર માલુમ પડે છે એ ખરેખર દયાજનક છે નખ ઉતારવા જેવી નાની વાતમા પણ આપણે જીવતી ચામડી લઇ લઇએ કે કાપ મુકી લોહી કાઢીએ એ કેટલી જડતા છે?

કેટલાક બૈરાઓ રસોઈના વાસણ માજતી વખતે હાથના આગળા વડે ઉખરડીઆ કાઢે છે એમ કરવામા એમના નખ એટલા તો ઘસાઈ જાય છે કે પછી જીવતા નખને દુખ થાય છે, બળતરા ઉઠે છે અને મરચુમીઠુ અડતા તો જીવ જાય છે! નખ એ કાઈ વાસણ માજવાનુ સાધન નથી વાસણ માજવાની સરસ રીત તો એ છે કે કાથાની સીંદરીના વીંટા વડે કે નળિયાના કકડા વડે પ્રથમ ચે ટેલુ અનાજ કાઢી લઇ પછી સાફ કરી નાખવા

નખના બે ભાગ છે જીવતા અને મરેલા મરેલ નખ એ શરીરનો વધારો છે. એ વધારો પેલા જીવતા કોમળ નખના રક્ષણ સારૂ છે પણ તે માટે એ લાબા હોવા જોઇએ એ જરા યે જરૂરનુ નથી લાબા નખ હાથપગના કામકાજમા અડચણ કરે, ભુંડો દેખાવ કરે અને જમ્યા પછી થોડું અન્ન પણ તેમા ભરાઇ રહે બહારનો બીજો મેલ પણ અંદર રહે કેટલીક વાર તો નખમાનું અન્ન કોહે અને તેમા જીવજંતુ પડે

નિયમિત હાથપગના નખ ઉતારના હોય એવા ઘણા માણસ મળવાનો સભવ નથી થોડાક વર્ષો ઉપર તો વાણંદ હજામત કરવા આવતો ત્યારે પુરુષ-વર્ગના નખ ઉતારી જતો પણ હવે 'સ્વતંત્ર' થતા એ સંપણુ હજામની ફરજમાથી નીકળી જતું જાય છે અને તે યોગ્ય છે જે સેવામા આપણી અને સામાની હલકાઇ થાય અને જે કામ અંગત હોઇ આપણે જ કરવુ ઘટે તે બીજા પાસે કરાવવુ અ-વિવેકમય છે. માણસ પોતાનો તેમજ સમાજનો સામાન્ય વિવેક સભાળવા બધાયેલો છે

આપણે એવા ઘણા બાળકો જોઇએ છીએ જેમના નખ વધેલા હોય છે અને અંદર મેલ ભરેલો હોય છે એમા માબાપની બેદરકારી વગર બીજું કશુ નથી

નખ કાપવાનુ ખરૂ સાધન તો 'નેરણી' છે એ નેરણી ન જ હોય તો પછી ચપ્પુ ચાલે પણ કેટલાક તો સુડી વડે નખ ઉતારવા મડી જાય છે કેટલાક શાક સમારવાની છરી વડે નખ વધેરે છે પણ સોપારી ખાવાની સુડી કે શાક સમારવાની છરી એ હમેશ સ્વચ્છ રાખવા જોઇએ અને તેથી એમનો ઉપયોગ સોપારી માટે કે શાક માટે રાખવો જ ઠીક છે. નખ ઉતાર્યા પછી પણ નેરણી કે ચપ્પુ ધોઇ નાખવાનુ ભુલી જવુ ન જોઇએ

નખ ઉતારવામા આવડત જોઇએ અને તે દરેક માણસમા હોય એ કામનું છે. ચપ્પુ ચલાવતા જીવતો નખ ન ઉતરે અને ખાડાખબડાવાળો બેડોળ પણ ન ઉતરે એ જોવાનુ છે. છેડા ઉપર જીવતા નખનુ નયુ ન ઉખડે એ સંભાળવાનું છે એક-સરખો નખ કાપીને પણ ધીમે હાથે નેરણી કે ચપ્પુ ફેરવી નખ લીસો કરી લેવો. ત્યાર પછી ઘી કે વેસેલિન ચોપડી તેને કુણો કરી નાખવો

કેટલાક નખ ઉતારીને જેમતેમ વેરી નાખે છે. આ ટેવ સારી નથી. બધા નખ એક ઠેકાણે ભેગા કરીને પછી બહારના કચરામા નાખી આવવા જોઇએ

બાળકોના નખ ઉતારવામા બહુ કાળજી લેવાની છે. તદ્દન નાના બાળકોની આગળીઓ અને નખ એટલા કોમળ હોય છે કે નેરણી કે ચપ્પુ લાગી જવાની ખુબ ધાસ્તી રહે છે એવે પ્રસંગે નખને કાતરથી કાતરી નાખવા એ સલામતીભરેલી રીત છે

નખ ઉતારવામા તમારા શરીરની સ્થિતિ વિષે

થોડીક વિગત જાણી શકાય તેમ છે. જો નખ બહુ બરડ અને કહ્યુ હોય તો તમારા શરીરમા ચરબીનું પ્રમાણ અત્યન ઓછું છે એમ સમજવું.

કોઇકોઇ જુવાન છોકરાઓના જીવતા નખના ભાગમા ધોળાધોળા ડાઘ પડેલા હોય છે. આ ધોળા ડાઘ એ હવાના પરપોટા છે.

વૈદો અને દાક્તરો દરદીની તપાસમા નખ પણ જુએ છે. માણસની તંદુરસ્તી પ્રમાણે નખનું રૂપ બદલાય છે. આગળીઓના નખ મહીને ૧/૬ ઇચ અને અંગુઠાના ૧/૪ ઇચ જેટલા લાબા વધે છે.

મનુષ્યના લક્ષણો તપાસવામા પણ નખનો અભ્યાસ કામનો થઇ પડે છે. બીજાનજખોર અને તામસી સ્વભાવના માણસોને નખ કરડવાનો ટેવ હોય છે. જતનપૂર્વક એકસરખા કપાએલા નખ માણસના સામાજિક મોભાની અને નવરાશની નિશાની ગણાય. વચ્ચેથી ખાડાળો ચળકાટ મારતો નખ એ ખસ જેવી ચામડીનાં દર્દનું લક્ષણ છે.

હાથના કામકાજની અસર નખ ઉપર ખુબ થાય છે. જેઓને હાથ વડે મહેનતમજુરી કરવાની હોય કે રંગો, દવાઓ અને તમાકુના કામમા ડાઘા પડતા હોય તેમના નખનો દેખાવ ઝાખો રહે છે. કેટલીક વાર નખની હાસમા જીવજતુનુ નસ્થાન વમે છે અને આખો નખ ખવાવા માડે છે.

વૃદ્ધાવસ્થા આવતી જાય છે તેમ નખમા ઘણા ફેરફાર થાય છે. ઘરડાંઓના નખ ઘણી વખત ફિક્કા અને વળી ગએલા દેખાય છે. આમ થવાનુ કારણ એટલુ જ હોય છે કે તેઓ જોઇએ તેટલી નખની સંભાળ લેના નથી

રોગને લીધે નખના રંગ, રૂપ અને બંધારણ ફરી જાય છે. તાવ અને ક્ષયની અમર નખ ઉપર સૌથી વધુ રહે છે. એમાં જીવતા નખનું કોચલુ વળી જાય છે મરેલો નખ નીરકસ થાય છે અને નખ હેઠળની હાંસ ઉપરડી આવે છે.

માથાના વાળ ઉતરી જાય એટલી નગળાઇ વેળા પણ નખમા ઘણો ફેરફાર થાય છે, અને અમુક પ્રસંગોમા તો નખ પોતે ખરી પડે છે. કોઢીઆ માણસોના નખ સૌથી ખરાબ હોય છે.



## ઍની બેસંટ . . . . પાન ૩૨૨થી ચાલુ

અત્યારના આ જગતપ્રિય ગ્રંથકારને તે વખતે ઍની બેસટે સિદ્ધાતને ખાતર ઝઝુમતા, ભુખમરો ભોગવતા ગરીબ લેખક તરીકે પિછાન્યો હતો. પેટને ખાતર પોતાની કલમને નાપાક ન કરનાર આ રંક લેખક તે કાળે સમાજવાદનો પ્રચાર કરતો હતો અને ઘણીખરી રાતો મજુરોની કલબોમાં જ ગુજારતો. કારખાનામા તે કાળે તો હજુ બારબાર કલાકની કાયદેસર રોજી ઠરાવવા માટે ઝુબેશ ચાલતી હતી! અને મુડીદારોની દાસ રૂપે રહીને રાજસત્તા પ્રજાની અંદર ધનિક ને ભિક્ષુક એવા બે દારૂણ ભાગલા પડાવી રહી હતી. સમાજવાદના સૈનિકો આવી વિષમતા સામે માથાં પટકતા હતા. ઍની બેસંટ આ લોકોની હીલચાલમાં સાથ દીધો. એણે પોતાની કલમ ઉઠાવી બેકારીથી પીડાતા મજુરોનાં નિવાસ-સ્થળો ('સ્લમ્સ') જોયા, અને એ 'સ્લમ્સ'ની અડોઅડ જ ધનપતિઓની ગગનચુંબી અટારીઓ દીઠી. રંકોના રક્ષણ અર્થે નવા કાયદા કરાવવા માટે એણે પાર્લામેન્ટ દ્વારા યત્નો આદર્યા, અને સરકારની દબી સખાવતો સબંધે અગ્નિમા બોળેલી કલમે લેખો લખ્યા.

આ સમાજવાદી ઝુંબેશ પર સરકારી કોપનો અગ્નિ ઉતર્યો. પોલિસ આવીને સમાજવાદ પર વ્યાખ્યાનો દેનારાને પકડવા લાગી. પહેલી ધરપકડ થવાની વાર જ બીજા વ્યાખ્યાનકર્તા તરીકે ઍની બેસંટે બાયો ચડાવી ભાષણ દીધું. પણ પોલિસ સમજી ગઇ. સત્તાની દખલગીરી પાછી ખેંચી લેવાઈ. પરંતુ પછી તો બેકારોનાં સરઘસો શરૂ થયા. પોલિસની નિષ્ઠુરતાએ સત્તા અને પ્રજા વચ્ચે શત્રુતા જન્માવી કાર્યકર્તાઓની ગિરફ્તારી મંડાઇ ગઈ પણ ઍની બેસટની સ્નેહભરી ગોઠવણથી તમામ ગિરફ્તાર થનારાઓના મોમાગ્યા જામીનો તાર-વહેવારથી ટપોટપ નોંધાવા લાગ્યા. 'ટ્રફાલગર ચોક'માં નીકળેલા એક વિરાટ સરઘસ ઉપર, કશા અપરાધ વગર પોલિસે શસ્ત્રો ચલાવી અનેક કુટુંબોની રોટલી રળનારાને ઠાર કર્યા અથવા અપંગ બનાવ્યા. કાયદાએ પણ કીનાખોર બની ઉલટી સજાઓ ફરમાવી. છતાં એવા ઉશ્કેરાટ વચ્ચે પણ ઍની બેસટે અહિંસાત્મક રહી પ્રજાપક્ષેથી કશો માગેડાડ થવા ન દીધી.



મૅડમ બ્લૅવેટસ્કી

શૅર-હોલ્ડરોને ઉંચા ડિવિડન્ડ વહેંચવા માટે ગરીબ મજુરોના લોહી ચુસતી કંપનીઓનો બહિષ્કાર કરવા માટે 'કન્ઝયૂમર્સ લીગ' ખોલ્યુ દીવાસળીના કારખાનાના એકે શેરની અસલ પાચ પાઉન્ડની કીમત સાડા અઢાર પાઉન્ડ સુધીની બોલાતી હતી તે દેખીતા મોટા નફાની પાછળ શુ ઉભુ હતુ? મજુર છોકરીઓના હાડપીંજરો! સાત દિવસના લોહી નીચોવ્યા પછી જેને આઠ શિલિંગની મજુરી વહેંચાતી! એ હાડપીંજરોએ ઍની બેસટની સરદારી તળે હડતાલો પાડી એ સેંકડો છોકરીઓને માટે એણે માગીભીખીને ક્લબો બનાવી, ભુખ્યે પેટે ફરજિયાત કેળવણી લેવા જતા બચ્ચાઓને મફત ભોજન આપવાના પ્રબંધો આદર્યાં, અને ઉદ્યમથી વચિત રહેતા એ પ્રામાણિક, પાપભીરુ પ્રજાજનોની દુર્દશા સુધારવા અનેક જાતના અવિરત ઇલાજો અજમાવ્યા

૫

'પરતુ મારી ફીલસુફી હજુ અધુરી છે!' એવો નિશ્વાસ ૧૮૮૯ના વર્ષમા ઍની બેસટના અતરમાથી નીકળી પડ્યો એકલી બેસીને એ વિચારે ચડી' આ તોફાનો શું અર્થ છે? આ વિગ્રહનો કોઇ છેડો છે? આમા માનવજાતિના ભ્રાતૃભાવનો રોપ ક્યા યે રોપાય છે? નિ સ્વાર્થ સેવા કરનારા મનુષ્યો બહાર આવે છે? કોઇ ઉચ્ચ જીવનપ્રેરણા ક્યાયથી ઉતરે છે? ના, ના, ના! આ જગત હું જોઇ શકુ છું એટલુ જ માત્ર નથી. અણદીઠ ભુવનમા કૈં કૈં દુનિયાઓ પડી છે. કૈં કૈં ગુપ્ત પ્રવાહો આ બ્રહ્માડની અંદર ચાલ્યા જાય છે વિજ્ઞાનની અજબ શોધો કોઇ અકળ વાતો ખુલ્લી કરી રહી છે અને એ બધા પર હુ આ ઉપરછલ્લા ઉપચારો કરવા શીદ બેઠી છુ?

આવા વિચારોથી એમટનુ હૃદય વલોવાઇ ગયું એક ઉદાત્ત મથામણે, જગતની સમસ્યા ઉકેલવાની મર્દ આશા છોડીને આ ત્રીસ વર્ષની યુવતી, શૂન્ય નજરે બેઠી છે એની આંખે અધારા ઉતરે છે, જીવન અસહ્ય વેદના રૂપ બનેલુ છે તે વખતે એક અવાજ આવ્યો' ધૈર્ય રાખજે! હવે જ્યોતિ નજીકમા છે'

પંદર જ દિવસ વીત્યા ને 'રિવ્યૂ ઑફ રિવ્યૂઝ' પત્રના જગપ્રસિદ્ધ સપાદક મિ. ડબ્લ્યુ ટી સ્ટેડે આવીને એના હાથમા બે મોટા પુસ્તકો મુક્યા 'આનું અવલોકન લખી આપીશ? મારા માણસો તો હીંમત કરી શક્યા નથી પણ તુ તો આ વિષય પર પાગલ બની છે એટલે તુ લખી શકીશ એમ માનું છુ' પુસ્તકોનું નામ 'સીક્રેટ ડૉક્ટ્રિન્સ' લખનાર મૅડમ એચ પી બ્લૅવેટસ્કી.

બેસટ એ પુસ્તકો વાચવા બેઠી વાચતી ગઈ તેમતેમ જાણે એના અતરની આંટીઓ ઉકેલાતી ગઇ સમસ્યાઓ શમતી ગઇ વિશ્વના છિન્નભિન્ન તત્ત્વો જાણે મેળ ખાઇને એક વિરાટ યોજનાના અગો બની જતા દેખાયા પદર દિવસ પૂર્વેના કોઇ ગેબી અવાજે જેનુ આગમન પુકાર્યુ હતુ, તે જ્યોતિ બેઠી ગયુ લાગ્યુ. યુગયુગના આકર્ષણથી જાણે ખેંચાઇને પોતે એ પુસ્તકોની લેખિકાને મળવા ગઇ

વાજીત્રના તાર માફક કમ્પતા સ્વરે એ ચમકતી મોટી આંખોવાળી રશિયન રમણીએ ચિર પરિચિતાની પેઠે કહ્યું 'મારી વહાલી મિસિસ બેસંટ, ઘણા વખતથી હું તને મળવા તલસતી હતી'

આડીઅવળી વાતો પછી મુલાકાત પુરી થઈ. એ રશિયન સ્ત્રી વિદાય દેતી બોલી કે 'ઓ મિસિસ બેસટ, તુ જો અમારી સાથે આવી જા!'

એ રશિયન નારી તે જગતભરમા વડલા સમ ફેલાએલી જ્ઞાનીની સસ્થા 'થીઑસૉફિકલ સોસાઇટી'ની આદ્ય સસ્થાપક. જોતજોતામા એણે નાસ્તિક ઍનીને જડવાદમાથી બ્રહ્મવિદ્યાના પ્રકાશમા ખેંચી લીધી,

ફરી વાર ઍની આવીને બ્લૅવેટસ્કીને ઉબરે ઉભી રહી. બોલી કે 'મને દીક્ષા આપો!'

બ્લૅવેટસ્કીએ કહ્યું, 'પણ તેં મારી વિરુદ્ધમા 'સાઇકીકલ રીસર્ચ સોસાઈટી'એ પોતાના અહેવાલમાં જે લખ્યું છે, તે વાચ્યું છે?

'ના.'

'ત્યારે જા, એ વાંચ્યા પછી આવજે.'

એ ગઇ. કહેલો અહેવાલ વાચ્યો બ્લૅવેટસ્કી ઉપર ગંદામા ગંદા, વિકૃત અને બીનપાયાદાર આક્ષેપોનો એમાં પાર નહોતો. એ બધી વાતો ભયંકર હતી. વાંચીને એ હસી. જઇને બ્લૅવેટસ્કીના ચરણો ઝાલ્યા. કહ્યું કે 'મને તમારી શિષ્યા બનાવો.'

અશ્રુભરી મોટી આખે બ્લૅવેટસ્કીએ એના મસ્તક પર હાથ મુકીને કહ્યું 'ઉમદા બાઇ, તારા ઉપર ગુરુદેવના આશીર્વાદ ઉતરજો!'

એ આશીર્વાદ લઈ, કિરતારની સમગ્ર રચનાનો અભ્યાસ આદરી, વિશ્વનું રાજ્ય ચલાવતાં નિગૂઢ સત્ત્વોનું નિરીક્ષણ કરવા, આર્યોની બ્રહ્મવિદ્યા ભણવા ને માનવજાતિને ભ્રાતૃભાવનો સંદેશો દેવા, આર્યાવર્તની પુત્રી બનીને છેતાલીસ વર્ષની વયે ઈ. સ. ૧૮૯૩મા ઍની બેસંટે ભારતવર્ષને તીરે પ્રથમ પગ મુક્યો.

(અપૂર્ણ) — ઝવેરચંદ મેઘાણી

---

# ઉદ્યમ

કામ કરો સૌ કામ કરો સૌ,
કામ કરો સૌ કામ કરો
ઉદ્યમ વિણ બેસી નવ રહેવું,
સમય વહે ઉદ્યમને પંથ;
કરવાં શુભ કર્મો અંતરથી,
મંગલ હૃદય તણો એ મંત્ર.
કામ કરો સૌ કામ કરો
જીવનમાં રસ ઉદ્યમ લાવે,
બળ અને ઉત્સાહ અપાર,
ચેતન ને ચંચળતા રેડી,
રજરજ ભરતો નવ અંબાર;
કામ કરો સૌ કામ કરો
આંખ વિના અંધારાં લાગે,
આળસનો એવો અંધાર,
તિમિરારૂપે પ્રકાશ પુરે,
ઉદ્યમના કિરણોની ધાર;
કામ કરો સૌ કામ કરો
ઉદ્યમથી સુખ નિપજે સઘળાં,
છત્ર, ઝરૂખા, મંદિર, માળ;
વનવનનાં લક્ષ્મીફુલ મ્હોરે,
ઉદ્યમ પર જગનો આધાર.
કામ કરો સૌ કામ કરો
નિદ્રા, તન્દ્રા દૂર કરીને,
બળહીનને કરતો બળવાન;
ગગન સાધના જગવે દિલમાં,
લક્ષ્ય તરફ મીટના મંડાણ;
કામ કરો સૌ કામ કરો
હીનપણે બે હાથ જોડીને,
ઘરઘર ભટકી માગે ભીખ,
કોડી એક મળે નહિ જેને,
તેને એ કરતો ધનવીક
કામ કરો સૌ કામ કરો
નાના મોટાં નરનારીના,
ઉદ્યમથી અભિલાષ ફળે,
કાકરની મોનારજ બનતી,
મનમાગ્યા પણ મેહ મળે;
કામ કરો સૌ કામ કરો.
પાસે સુંદર પાત્ર ભર્યું છે,
કર લંબાવી મુખ ન ધરો;
ઉદક ઉડી મુખમા કયમ પડશે,
ઉદ્યમ વિણ ઓ માનવીઓ?
કામ કરો સૌ કામ કરો.
પૃથ્વી પર રવિ ગરમી વરસે,
વરસે જળરસ વાદળીઓ;
પણ ખેડૂત ખેતી નવ કરતો,
અન્ન થશે કયમ માનવીઓ?
કામ કરો સૌ કામ કરો
ચેતનજડનું ચક્ર જગત રૂપ,
કરતું નિત્ય કરી કલ્લોલ;
સૂર્ય, ચંદ્ર, નભ ને તારાઓ,
રાસ રમે ઉદ્યમના લોલ
કામ કરો સૌ કામ કરો
વ્યોમ વસુધા એક કરીને,
ત્રિભુવનનાં ખખડાવે દ્વાર;
ઉદ્યમથી કીડી કુંજર શો,
પામે એક પ્રભુનો પાર
કામ કરો સૌ કામ કરો

'મોહિનીચંદ્ર'

કોયલ . . . . પાન ૩૨૯થી ચાલુ

બચ્ચા મોટા કરવાનુ કામ સર્વે પક્ષીઓ બુદ્ધિપૂર્વક નહિ પણ પ્રેરણાશક્તિથી કરતાં હોઈ, કાગડા જોકે બધા પક્ષીઓમા સૌથી વિશેષ બુદ્ધિશાળી છે છતા કોયલના ઇંડાને પિછાની શકતા નથી, ને તેમાથી નીકળેલા બચ્ચાના ભરણપોષણનું કામ કર્યે જાય છે બચ્ચુ જો નર હોય તો તેનો રંગ કાળો જ રહે છે અને જો માદા હોય તો મોટું થતા તેના શરીર ઉપર ટપકા અને લીટા દેખાવા માડે છે. પણ એટલામા તો તે કાગડાથી જુદુ પડી ઉડી જાય છે

કાળા રંગવાળો નર અને ચટાપટાવાળી માદા આ બાબતમા પણ કોઇકોઈ વાર ઉસ્તાદોના મત જુદા પડતા સાભળ્યા છે પણ આ વર્ષના નિરીક્ષણ પછી હુ ચોક્કસ કહું છુ કે કાળો તે નર છે મેં નર-માદાને પાખરતા પણ એકથી વધુ વખત નિહાળ્યા છે

કાગડાની માફક કોયલમા પણ નીચે પ્રમાણે ત્રણ જાતો છે. તે બધી પોતાના માળા બાધતી નથી, પણ બીજા પક્ષીઓ પાસે પોતાના બચ્ચા ઉછેરાવે છે (૧) કોયલ (૨) બપૈયો–પપૈયો–ચાતક (૩) મોતીડો

(૧) કોયલ સબધી તો આપણે જાણી ગયા મે, જુન, જુલાઇ ને ઑગસ્ટમા તે ઝાડેઝાડે દેખાય છે અને ભાગ્યે જ કોઇથી અજાણી હશે

(૨) બપૈયો (Indian hawk-cuckoo)

(૩) મોતીડો (Pied Crested cuckoo)

કોયલની આ છેલ્લી બે જાત ભર ચોમાસામા ગામની બહાર આબાવાડિયામા અથવા જંગલમા દેખાય છે તે પોતાનો ખોરાક જીવાત, ઇયળો ઇત્યાદિ ઝાડના થડ અને પાનમાથી મેળવતી હોઇ જમીન ઉપર તો કદિ ઉતરતી જ નથી. બપૈયાનું નામ તો સૌએ સાભળ્યુ હશે કવિઓની કલ્પનામા વિરહીણીના મન વ્યાકુળ કરવામા આ પક્ષી કામદેવના એક ગણ બરાબર કામ કરતુ વર્ણવવામા આવ્યુ છે. લોક-કથનમા તો આ પક્ષીને આખું વર્ષ તૃષાતુર રહેતુ માનવામા આવે છે અને જ્યારે વરસાદ વરસે ત્યારે જ તે વરસાદની ધારો મોમા ઝીલી પોતાની તૃષા છીપાવે છે તેમ કહેવાય છે. આ પક્ષી ભાગ્યે જ નજરે પડે છે, પણ તેનો અવાજ એવો છે કે



બપૈયો (હોક-કકુ)

આપણે તેને સાભળ્યુ તો હોય જ છે. વહેલી સવારે, બપોરે, સાજે અથવા કેટલીક વાર વરસાદ ટમટમતો હોય ને મેઘલી રાત જામી હોય ત્યારે પી–પીહુઉઉ, પી–પીહુઉઉ, પી–પીહુઉઉ—એવો એક કરતા બીજો ચઢતો ટહુકો આપણે કાને પડે છે ઘણી વાર આ અવાજ એટલે ઉચે સૂરે જાય છે કે આપણને એમ જ થાય કે હમણા સુર તુટી જશે આ અવાજને આધારે જો આપણે ચાલીએ તો બપૈયાનો પત્તો લાગે આવા બપૈયા આ વર્ષે ભાવનગર વિક્ટોરિયા પાર્કમા આવ્યા છે એક જોડું તો દર વર્ષે ત્યા આવે છે

આ પક્ષી દેખાવમા બરાબર શકરા—બાજ જેવુ છે. છાતી ઉપર કાળાધોળા ટપકા અને આખે શરીરે ચટાપટા તેની ઉડવાની રીત તથા બધો દેખાવ કુદરતે એવો ગોઠવ્યો છે કે માણસ તો શું પણ બીજાં પક્ષીઓ યે તેને શકરો—બાજ ધારી, જેતાં જ ઉડી જાય પોથાકની આવી ખુબીથી આ ખુનીને પોતાના ઈંડા બીજાં પક્ષીઓ પાસે ઉછેરાવવામા મહેનત પડતી નથી કોયલ કરતા કાગડો મોટું અને બળવાન પક્ષી હોઇ કોયલને તેના માળામા ઇંડા મુકતા બહુ જ ચાલાકી વાપરવી પડે છે, પણ બપૈયાં તો પોતાના ઇંડા પોતાનાથી નાના પક્ષી લેલા પાસે ઉછેરાવે છે, એટલે એને કાઇ જ મુશ્કેલી પડતી નથી જેવું તે લેલાના માળા ઉપર ઉતરે છે કે તરત જ લેલા તેને બાજ ધારી પોતાનો માળો મુકી ઉડી જાય છે, અને પછી એ પક્ષી નીરાતે પોતાનું ઇંડુ તેના માળામા મુકે છે અને તેનુ એકાદ ઇંડું



મોતીડો ( ક્રેસ્ટેડ કકૂ )

ખાઇ જાય છે. કવિઓએ આ હકીકત જાણી હોત તો કોયલ અને બપૈયા જેવા દગાખોર પક્ષીઓ દુનિયા ઉપર આટલી બધી ખ્યાતિ પામી શક્યા ન હોત. આટલા મધુર અવાજ નીચે આવું ખુની હૃદય હશે એવું કોણ ધારે? પ્રેરણાશક્તિને વશ બની લેલાંઓ તો બીચારાં બપૈયાના બચ્ચાને મોટા કરે છે અને ઘણી વાર જો આપણે ઑગસ્ટ–સપ્ટેમ્બર માસમા ધ્યાન આપી જોઇએ તો વાડોમાં લેલાઓ પોતાનાથી મોટા કદનાં બપૈયાના બચ્ચાને ખોરાક ખવડાવતા માલુમ પડે છે.

બપૈયાનો અવાજ યુરોપીઅન લોકોને બીલકુલ ગમતો નથી તેઓ તો તેને 'Brain-fever-Bird' (જેના અવાજથી મગજ તપી જાય તેવું પક્ષી) ગણી, તેના અવાજથી કંટાળી તેને મારી નાખે છે. હું એક સાહેબને સારી રીતે ઓળખું છુ જેણે મારી કૉલેજના કમ્પાઉન્ડમા રહેતી કોયલો અને બપૈયાના સંહારનું કામ હાથ ધરેલું

ત્રીજી જાત તે મોતીડો આ તો ઘણું જ ખુબસુરત પક્ષી છે. તેને માથે કલગી હોય છે. એની એ કલગી અને આખું માથું કાળા રંગનાં હોય છે. તેનો બરડો કાળો અને પેટ સફેદ હોય છે. પાંખો અને પુંછડીમા સફેદ લીટા હોય છે. જેમ ચોમાસુ જામે છે તેમ આ પક્ષી દક્ષિણમાથી આ તરફ આવે છે. બધી જાતની કોયલો ઉનાળામા દક્ષિણમાંથી આ તરફ આવે છે અને ચોમાસું રહી, શિયાળો શરૂ થતાં પાછી દક્ષિણમા ઉપડી જાય છે. આ મોતીડો–Crested cuckoo આ બાજુ બહુ જ ઓછો આવે છે. કદાચ ગામ તરફ એકાદ જોવું આવતું હોય તેનો અવાજ ન વર્ણવી શકાય એવો મીઠો છે. તે પણ બીજાં પક્ષીઓ પાસે જ પોતાનાં ઇંડા ઉછેરાવે છે. આ કામ તે કઇ રીતે કરે છે એ મારા ખ્યાલમા નથી. આ પક્ષીને મેં માત્ર એક જ વાર જોયું છે. પણ પક્ષીવિશારદો લખે છે કે આ ત્રણે જાતની કોયલો મળી જુદાજુદાં ૭૯ જાતનાં પક્ષીઓ પાસે પોતાનાં ઇંડાં સેવડાવે છે અને તેમના ઇંડા તથા બચ્ચાંનો નાશ કરે છે.

ગજાનન ભટ્ટ

# જ્ઞાનલીલા

અષાડની જ્ઞાનલીલાના આવેલા ૧૪૦ ઉત્તરોમાંથી બધા પુરા સાચા તે આ ત્રણ ભાઇઓના જ છે. (૧) મણિલાલ પુનમલાલ શાહ (૨) જનુ ત્રિવેદી (૩) કનૈયાલાલ દલસુખરામ જગા. ઇનામ તેમણે મગાવી લેવા.

ખરા જવાબ નીચે મુજબ: **(૧) શોધી કાઢો:** ગુચવાએલી કહેવતો. ગોળ નાખે તેવું ગળ્યુ થાય, હાથીએ હાથી લડે ને વચ્ચે ઝાડનો ખો; ટાઢે પાણીએ ખસ ગઇ; નાનો તોપણ રાઇનો દાણો, ડાહ્યો દીકરો દેશાવર જાય **(૨) ગણિતગમ્મત:** (૧) ૧॥ (૨) ૪ મિનિટ (૩) **ઓળખી કાઢો:** (૧) કમળ અને બરફ (૨) વડવાનળ. (૪) છોકરાઓએ નીચેની આકૃતિમા બતાવ્યા પ્રમાણે લીટાઓ બાંધી હોવી જોઇએ



**(૫) શબ્દ ગોઠવણ:** આસન, પથિક, સધણું, માલિક, તમાકું, બળદ, લહિયો, નયન, હિમેજ. તેમાથી કાળા અક્ષરોને ગોઠવવાથી નીકળતી કહેવત: આપ સમાન બળ નહિ' મેધ સમાન જળ નહિ

**(૬) ગોઠવી કાઢો:** હત, ખલ, ખત, ખર, તલ, તર, રત, લખ, લખત, તરલ, રતલ, તલખ, ખ અને ખરલ. **(૭) શબ્દસાંકળી:** નાગર, ગરક, રકમ, કમર, મરચુ, રચતુર, તુરત

ફરીફરીને એક વાત હજી જણાવવાની રહે છે ઘણીવાર વખત સૂચના કર્યા છતાં યે ઉત્તર મોકલનારાઓ હજુ કાંઈ પણ નિયમ પાળ્યા સિવાય ગમે તેવા કાગળમા, ગમે તેવા અક્ષરે ઉત્તરો લખી મોકલે છે કેટલાક લાંબાં-

લાંબા પિષ્ણ કરી આઠઆઠ પાનાની નેટો ભરે છે ટ્રેનના દાખલાનો જવાબ પોતે કેવી રીતે શોધી કાઢ્યો એ સમજાવવા એક ભાઇએ તો 'કુમાર'ના એક કૉલમ જેટલો લાબો લેખ લખ્યો છે એ આખા લખાણમાં પ્રશ્નનો જવાબ ક્યાં છુપાઇ રહ્યો છે તે જવાબ તપાસનારે શોધવાનું ! કેટલાક ભાઇઓએ તો જવાબના પાના ટાકણી લગાવ્યા વગર કે દોરાથી એકઠા બાં'ધ્યા વગર છુટા રવાના કરી દીધા છે! ઉત્તર મોકલનારાઓએ આવી ઝીણીઝીણી બાબતો જાતે જ સમજી લેવી જોઇએ આ સ્થિતિ અટકાવવા માટે નીચેના નિયમો તરફ ઉત્તરો મોકલનારાઓનુ ફરી ધ્યાન ખેંચીએ છીએ·

(૧) ઉત્તરો કવરમા મોકલ્યા હોય તો ફુલસકેપ આડા પા કાગળમા, હાસીઓ પાડીને, શાહીથી નબરવાર લખવા (૨) ફક્ત ઉત્તર જ લખવા; તેને સમજાવવા માટે નકામુ પિષ્ણ કે બીજું કાઇ લાબુ લખવુ નહિ (૩) એ કાગળને ઉપરને જમણે ખુણે મોકલનારનુ પુરૂ નામ-સરનામુ, ઉમર અને અભ્યાસ લખવા (૪) ઉત્તરો કવરમા મોકલ્યા હોય તો કવરને ઉપલે ડાબે ખુણે અને પોસ્ટ કાર્ડમા મોકલ્યા હોય તો તેને ઉપલે ડાબે ખુણે 'જ્ઞાનલીલાના ઉત્તરો' એમ લખવુ (૫) ગ્રાહકો હોય તેમણે પોતાનો ગ્રાહક નબર નામની જોડે જ લખવો, બીનગ્રાહકોએ કશું લખવાની જરૂર નથી ઈનામ તો ગ્રાહકોને જ મળે છે

નીચેના નવા સવાલોના ઉત્તર ભાદરવા સુદ દશમ સુધીમા પહોચી જવા જોઇએ

**નવા સવાલ**



(૧) જોરૈના સાત વિચિત્ર ટુકડાએમા એક રીંછ સતાએલુ છે, શોધી મોકલો

(૨) ગણિત-ગમ્મતઃ (૧) ૨૦ ના એવા ચાર પૂર્ણાંક ભાગ પાડો કે પહેલામા ૧ ઉમેરતા, બીજામાથી ૨ બાદ કરતા, ત્રીજાને ૩ વડે ગુણતા ને ચોથાને ૪ વડે ભાગતા જે જવાબો આવે તે બધા સરખા થાય (૨) અ અને બએ એક જ સ્થળેથી એક જ સાથે ચાલવાનુ શરૂ કર્યું અ દરરોજ ૨૦ માઇલ ચાલે છે, જ્યારે બ પહેલે દિવસે ૧ માઇલ, બીજે દિવસે ૨ માઈલ—એમ દરરોજ એકએક માઈલ વધારે ચાલતો જાય છે ત્યારે એ બને ફરી કેટલા દિવસે મળશે? (૩) મનુ પાસે તનુ ત્રણ આના માગતો હતો, તનુ પાસે કનુ બે આના માગતો હતો અને કનુ પાસે મનુ બે આના માગતો હતો મનુ પોતાને ઘેરથી એક આનો લઈ આવ્યો અને તેનાથી બધાનુ કરજ પતી ગયુ તે કેવી રીતે?

(૩) ઓળખી કાઢોઃ ઝાડ પર થતા નાનાંતેર જાતિના એક ફળનો માત્ર એક જ સ્વર બદલાવવાથી એ જ જાતિનું પણ વેલા પર થતુ એક ફળ બની જાય છે, તે કયું?

(૪) અંક-ચોરસઃ બાજુના ચોરસમા સોળ ખાના છે તેમાના આઠ ખાનામા આઠ આકડાઓ મુકેલા છે બાકી રહેલા આઠ ખાલી ખાનામા એવી રીતે આકડા ગોઠવો કે એ ગોઠવેલ ખાનામા ૧થી ૧૬ સુધીના બધા આકડા એકેક વાર આવી જાય અને આડી તેમ જ ઊભી દરેક લીટીના આકડાઓનો સરવાળો ૩૪ આવે

| | | | |
|---|---|---|---|
| ૧ | | | ૪ |
| | ૬ | ૭ | |
| | ૧૦ | ૧૧ | |
| ૧૩ | | | ૧૬ |

(૫) શબ્દગોઠવણ· બાજુએ બતાવેલા નમુના મુજબ નીચે આપેલા અર્થોવાળા શબ્દો ક્રમસર ગોઠવી આપો. જ્યારે એ બધા શબ્દો ખરેખરા ગોઠવાઇ ગયા હશે ત્યારે ચોકડીથી બતાવેલી લીટીમાં ગુજરાતના એક જાણીતા કવિનું નામ બની જશે

```
 .    x
      x  .
.    x        x
. x        x
x  .       x
      x  .
    x
```

(૧) ઉપલો ચોરસઃ પહેલી હાર=શરીરનો એ· ભાગ; બીજી હાર=કપડાની એક જાત, ત્રીજી હાર=વિખ્યાત જૈન પંડિત (૨) વચલી હારનો ડાબી બાજુનો ચોરસ પહેલી હાર=હિંદનો રાજમાન્ય ગિરિનિવાસ, બીજી હાર=ચોપડવાની દવા, ત્રીજી હાર=બતાવનાર (૩) જમણી બાજુનો વચલો ચોરસ પહેલી હાર=અનુકરણ, બીજી હાર=દુઃખ, ત્રીજી હાર=એક સગપણ (૪) નીચલો ચોરસ. પહેલી હાર=એક પક્ષી, બીજી હાર=ગરજ, ત્રીજી હાર=મુસાફરી

(૬) શબ્દ-શિરચ્છેદઃ કોઇ પણ શબ્દનુ શિર એટલે તેનો પહેલો અક્ષર તેમાથી કાપી નાખીએ, અને છતા બીજા અર્થવાળો એક શબ્દ બાકી રહે એવા શબ્દો શોધી કાઢવા દાખલા તરીકે એક ફુલ એવુ છે કે જેનું માથુ કાપી નાખીએ તો બાકી મેલ રહે જવાબ કમળ—(ક)મળ આ પ્રમાણે નીચેના ઉત્તરો આપો

એક ધાતુનો શિરચ્છેદ કરીએ તો પાછળ ભાગ રહે છે, સ્થિતિનું માથુ વાઢતા ટેવ વધે છે, એક શહેરનો શિરચ્છેદ કર્યો તો સ્ત્રી જન્મી, સરખાનો શિરચ્છેદ કરતા આદર મળે છે, એક સખ્યાનો શિરચ્છેદ કરતા પાછળ એક ધાન્ય રહે છે એ બધા શું?

(૭) 'કુમાર'ના ચાર લેખકોના નામ બીબા ગોઠવનારે સેળભેળ કરી નીચે પ્રમાણે ગોઠવ્યા હતા·તમે તે કાણકોણ છે એ જાણી શકશો? ·

હજી આર્ય સારા જાણ પદમા નમ સાદ દે નારા નર હરિ મચાર ગઇ દેરિ યટ

# આફ્રિકાના પત્રો

હું માન્ઝા પહોંચ્યો ત્યાં સુધીની હકીકત તો મેં લખી છે. બુકોબા તેમ જ માન્ઝા અને ટાગાન્યિકા (જુનો જર્મન ઇસ્ટ આફ્રિકા)ના બન્દરો વિક્ટોરિયા સરોવરનો અર્ધ ભાગ યુગાન્ડાની હદમા છે અને બાકીનો અર્ધ ભાગ ટાગાન્યિકાની હદમા છે બુકોબાના બંદરમા તો અમારી સ્ટીમરને ભારે તોફાન નડ્યું હતુ આ બંદરની પાસે જ સરોવરમા એક નદી પડે છે અને બંદર પણ તદ્દન ખુલ્લું પહાડોમા આવેલુ છે એટલે બુકોબામાં તોફાન એ તો અહીં સામાન્ય વાત થઇ પડી છે. કોઇકોઇ વાર તો સ્ટીમર બુકોબાના બંદરની નજીક જઇ શકતી નથી, એટલે ઉતારૂઓને તેમજ માલને બુકોબા ઉતારવાને બદલે માન્ઝા લઈ જવામા આવે છે, અને ત્યાથી બીજી સ્ટીમરમા પાછા રવાના કરે છે

માન્ઝાનુ બંદર સુંદર છે એ ગામ પહાડો અને ટેકરીઓ વચ્ચે વસેલું છે, એટલે સ્ટીમર બંદરમા પેસે ત્યારે તો ત્રણુ બાજુ મોટી પહાડી જણાય અને કિનારા પર સુંદર વૃક્ષોની હાર. એ વૃક્ષોની પાછળ માન્ઝાની શેઠોની દુકાનો હશે અને તેની પણ પેલીમેર વિશાળ શાખાઓ પડયા હશે એવો ખ્યાલ તરત તો આવે જ નહિ

માન્ઝામા આપણા ભાઈઓની ઠીક વસ્તી છે. ખોજાઓનુ વેપારમા સારૂ જોર છે. બાકી તો નાકાસેરો ટ્રેડિંગ કંપનીની તેમજ કંપાલા જનરલ એજન્સીની ઑફિસો મોભાદાર ગણાય છે. હું માન્ઝામા ફંડ કરી શક્યો તે આ ઑફિસોની અને ખાસ કરીને કંપાલા જનરલ એજન્સીવાળા રા ડાહ્યાભાઇની પ્રતિષ્ઠાને લીધે જ માન્ઝાના રચના સુંદર છે. ગામની વચ્ચોવચ્ચ મોટી શેઠોની, અને તેના ફરતુ ગામ, સેક્રેટેરીએટ વગેરે. જેમ એક કેન્દ્રમાથી જુદીજુદી ત્રિજ્યાઓ ફુટે તેમ મધ્યસ્થ શેઠોનીમાથી આખા ગામના રસ્તાઓ ફુટે અને પાછા ત્યા આવીને મળે કહે છે કે જર્મન લોકોએ ગામોને આ પ્રમાણે જ વસાવ્યા છે માન્ઝાના આપણા ભાઇઓ આ જર્મન લોકોને હજી હેતથી સભારે છે, કારણકે જર્મન સત્તા નીચે તેઓ જેટલા સુખી હતા તેટલા અંગ્રેજ સત્તા નીચે નથી એમ તે બધા ભાર દઇને મને કહેતા હતા.

અંગ્રેજ સંસ્થાનવાસીઓનો એક જ ઉદ્દેશ હોય છે કે સંસ્થાનને હરકોઇ પ્રકારે પોતાના માલની મારકીટ બનાવવુ અને ત્યાથી બને તેટલું દ્રવ્ય અને કાચો માલ ઘસડી જવા. આ ભાઇઓના કહેવા પ્રમાણે જર્મન લોકો તો સંસ્થાન પોતે કેમ આબાદ થાય અને જીવનની ઉપયોગી ચીજો ઉત્પન્ન કરી શકે તેનો વિચાર કરતા એટલું તો મને પણ સ્પષ્ટ જણાયુ કે જ્યારે યુગાન્ડાની ખીલવણી કરવાને માટે ત્યા એકલા કપાસનું જ વાવેતર કરાવવાની પોલીસી અખત્યાર કરવામાં આવે છે ત્યારે માન્ઝામા બાજરી, ચોખા, ભોયશીંગ, તલ, ઘી વગેરે સારા પ્રમાણમા પેદા થાય એવાં પગલા જર્મનોએ લીધા હતા અને તેને પરિણામે માન્ઝા ખોરાકના સાધનોમા સુખી ગણાય. ઉપરાત, જર્મન લોકો આપણા વેપારીઓ તરફ સારો ભાવ રાખતા અને રંગભેદનો ત્રાસ ન આપતા એમ પણ આ લોકોનુ કહેવું હતુ.

માન્ઝામા મારો ઉતારો નાકાસેરો ટ્રેડિંગ કંપનીવાળા શિવાભાઇને ત્યા હતો તેમનું મકાન સરોવરના કાંઠા ઉપર એક નાની ટેકરીના શિખર પર બાધેલું છે અને મકાન તથા સરોવરની વચ્ચે સુંદર વૃક્ષો આવી રહેલા છે આ સ્થાનથી સવારસાંજ સરોવરનો રમ્ય દેખાવ નજરે પડે છે. શિવાભાઇ પચીસ વર્ષના યુવાન છે. પોતે પેટલાદ બોર્ડિંગના વિદ્યાર્થી હતા ને બોર્ડિંગના જીવનનો તેમને અગત અનુભવ, એટલે રોજ મને ગૃહ સબધી અનેક માર્મિક પ્રશ્નો પુછતા. તેમણે તથા તેમના પત્નીએ અમારા પર તો સદ્ભાવનો વરસાદ જ વરસાવ્યો હતો એમ કહેવુ જોઇએ

માન્ઝામા બીજો પરિચય રા ડાહ્યાભાઇનો અમે આવ્યા ત્યારથી જ આ ભાઇએ ભવન માટે મહેનત લેવા માડેલી. પણ મારૂ એવુ માનવુ છે કે તેમને ખરો ચટકો તો મારૂ પહેલુ ભાષણ સાભળ્યા પછી જ લાગ્યો કદાચ મારા માનવામા ભુલ પણ હોય.

અહીં માન્ઝામા મેં આપણા ભાઇઓની સમક્ષ બે વ્યાખ્યાનો આપ્યા. વ્યાખ્યાનોની ગોઠવણ કરવા માટે હુ ઇન્ડિયન એસોસીએશનના સેક્રેટરી રા. રાઠોડનો આભારી છુ. આ ગ. રાઠોડ આપણા ભાવનગર રાજ્યમા ન્યાયાધીશ મિ રાઠોડ છે તેમના ભાઇ છે. બન્ને વ્યાખ્યાનો આપણા ભાઇઓને ખુબ ગમ્યા અને ફંડ શરૂ થયુ -માન્ઝાના અંદરઅંદરના કારણોને

લીધે માન્ઝાના ખોજા ભાઇઓ તેમજ થોડાએક લોહાણા ભાઇઓ ફક્ત દૂર ઉભા રહ્યા

તળ માન્ઝામા ફ્રુડ કરીને આસપાસ જવાનો મારો વિચાર હતો, પરન્તુ હુ માન્ઝામા આવ્યો તે દિવસથી માન્ઝામા પેટ્રોલનો દુકાળ પડયો હતો તે હુ નીકળ્યો ત્યા સુધી ચાલ્યો છેક છેલ્લે દિવસે પેટ્રોલ આવ્યુ ત્યારે રા. ડાહ્યાભાઇ માદા પડયા. આથી કરીને હું નાસા વગેરે સ્થળોમા ફરી ન શકયો

જતાંજતા મેં એક વ્યાખ્યાન માન્ઝાના સિનિયર કમિશ્નર મિ ટર્નબુલના પ્રમુખપણા નીચે અંગ્રેજીમા આપ્યું આ ભાષણમા માન્ઝાના અંગ્રેજ સ્ત્રીપુરષો હાજર હતા ભાષણ આપ્યા અગાઉ તો આપણા કેટલાક ભાઇના મનમા બીક હતી કે હું ધોતિયુ અને ચપલ પહેરીને ભાષણ આપીશ એટલે ખાસ કરીને અંગ્રેજ બાનુઓ ચીડાશે, પરન્તુ ભાષણને અતે જ્યારે મિ ટર્નબુલ તથા તેમની સ્ત્રીએ લગભગ અરધા કલાક સુધી મારી સાથે વાત કરી અને મને રોકવાનો આગ્રહ કર્યો ત્યારે તો આ ભાઇઓની બીક મટી ગઇ.

માન્ઝા છોડુ તે પહેલા મારે થોડીએક હકીકત જણાવી દેવી જોઇએ અહીં માન્ઝામા મને બેચાર વધારે વ્યક્તિઓનો પણ અનુભવ થયો કે જેમને હુ ભુલી શકીશ નહિ રા ડાહ્યાભાઈની મંડળીમા મિ મઝમુદાર, મિ વૈષ્ણવ, મિ આચાર્ય અને મિ ઠાકોરની નોધ મારે લેવી જ જોઇએ મિ મઝમુદાર, વૈષ્ણવ તેમજ આચાર્ય કસ્ટમમા કારકુનો છે મઝમુદાર તરવરિયા જોઈ લ્યો તેમને રૂવાડે રૂંવાડે પ્રાણ જાતે નાગર અને નાગરની ચાલાકી ધરાવે છે પેલા વૈષ્ણવભાઇ તો શાતમૂર્તિ, એટલે દૂર પણ તેમનામા નાગરોની સસ્કારિતાનુ મને ભાન થતુ જ્યારે જુઓ ત્યારે હસમુખા અને મારા જેવાને ઉપકાર તળે ચગદી નાખવામા તૈયાર મિ આચાર્ય થોડાબોલા પણ મક્કમ તેમની આખમા જ સકલ્પનુ બળ હતુ મિ. ઠાકોર આમ ભલા આ આખી મંડળીએ મારા તરફ સ્નેહ ને સ્નેહ જ દર્શાવ્યો છે. ઉપરાન, મિ હસનઅલીને ભુલુ તો ભારે અન્યાય થાય

માન્ઝામા બે ખોજા ભાઈઓને મળ્યો હતો. તેમના નામ રા કાશમ અને જુમા બને ભાઇઓ આપણી સસ્થાને નામથી જાણતા હતા હુ કોઈ ચીજ લેવા તેમની દુકાને શિવાભાઇ સાથે જઇ ચડયો ત્યા તો તેમણે મને ઓળખી કાઢયો બે દિવસ જુદેજુદે વખતે મને તેમણે પોતાને ત્યા આમંત્રણ કર્યું અને છુટથી મને કેટલાક પ્રશ્નો પુછ્યા. પોતાના બચ્ચાની કેળવણી માટે એટલી ઇન્તેજારી રાખનારા માબાપો મેં દેશમા પણ થોડા જ જોયા છે.

તા ૨૫ મીએ સ્ટીમર આવી. સૌ ભાઇઓ અમને વળાવવા આવ્યા હતા. રા શિવાભાઇ તો અમારાથી છુટા પડતા રોઇ પડ્યા, એમને બહુ ઓછુ આવી ગયુ. સૌ છુટા પડ્યા ને સ્ટીમર ઉપડી

અમે સ્ટીમરમા ચડયા ત્યાર પહેલા જ બેચાર કલાકથી ભાઇ ગૌરીશકરને તાવ શરૂ થઈ ચુકયો હતો ગૌરીશકરનો તાવ અને મીઠા પાણીના દરિયામા સફર એ બને એકઠા થયા તેમા પછી પુછવુ શું? માન્ઝાથી કિસુમુ બે દિવસે પહોચાય તેને બદલે આ સ્ટીમરને ચાર દિવસ થયા એક દિવસ તો રાત બહુ વસમી ગઇ અને મારે રાત આખી ઉજાગરો થયો પરિણામે કિસુમુને બદરે હું પણ તાવ લઇને જ ઉતર્યો અને પછી તો પુરા ચોવીસ કલાક આરામ જ લીધો.

કિસુમુ બદર વિષે તો હું આગળ કહી ગયો છુ કેન્યાથી યુગાન્ડામા જવા માટેનુ આ બંદર વિકટોરિયા ન્યાન્ઝાને કાઠે આવેલુ છે અને તે યુગાન્ડા રેલવેનુ ટરમિનસ સ્ટેશન છે. અહીંથી ઠેઠ છન્જા તેમજ મમાસે સુધી પગરસ્તે પણ જઇ શકાય છે અહીંના લોકો કાવિરન્ડો કહેવાય છે અને તેઓ મજુરી કરવામા વધારે હુશિયાર ગણાય છે. મેં સાભળ્યુ છે કે હાઇલૅન્ડઝમા યુરોપિયન લોકો પોતાના શાબાઓમા મજુરી કરવાને માટે આ લોકોને પસદ કરે છે.

કિસુમુમા હુ મિ પડ્યાનો મહેમાન હતો મિ મોતીલાલ લલ્લુભાઇ પડ્યા ગુજરાતના પવાણા ગામના બ્રાહ્મણ છે. તેમનો વેપાર તો અહીં સાધારણ ગણાય પરતુ જાને બહુ અચ્છા માલુમ છે કિસુમુમા જગ્યાની ઘણી સકડાશ છે એટલે અમારે ઉતવા બેસવાનુ એક મદિરમા રાખ્યું હતું મિ પંડ્યાએ તો પોતાના ઘરની તમામ મુશ્કેલીઓમા પણ અમારા માટે દોડાદોડ કરવામા કાઇ મણા રાખી ન હતી

કિસુમુમાં ખોજાઓની વસ્તી અને આબરૂ સારા પ્રમાણમાં છે. અહીંના શેઠ હાશમ જમાલ અને શેઠ મહમદભાઇ રહેમતલ્લા એ બે ભાઇઓએ સારી મહેનત લીધી. શેઠ હાશમ જમાલ તો આપણી સંસ્થાના હિતેચ્છુ રા. માણેકલાલ નાનજી ચંદારાણાના શિષ્ય એટલે તેમને સંસ્થા ઉપર ખુબ ભાવ થયો. માણેકલાલભાઇના પુણ્યચરિતની આ ખોજા ગૃહસ્થ ઉપર ખુબ અસર છે, અને અત્યારે પણ શેઠ હાશમભાઇ માણેકલાલભાઇના નામને હૃદયથી નમન કરે છે આ બે ભાઇઓએ ફંડો માટે સારી મહેનત કરી.

કિસુમુની આસપાસ મુમિયાસ વગેરે સ્થળોએ જઇ ન શક્યો, પરંતુ કિસુમુથી નૈરોબી તરફ આવતા કિબોસ, કીલીગોરી વગેરે જગ્યાઓએ મિ. પડ્યા મને લઈ ગયા હતા. ગૌરીશંકરે તો કિસુમુમાં ઠેઠ સુધી તાવને પકડી જ રાખ્યો તે શી રીતે છોડે? હવા પણ અતિશય શરદીવાળી એમાં ના નહિ

છેવટે કિસુમુ છોડ્યું વચમાં અમારે નકુરૂ રોકાવું હતું ને રસ્તામાં લુમ્બ્વા સ્ટેશને આપણા સુદાના ભાઇ ત્ર્યંબકલાલ છે ત્યાં પણ કાઇ પાકે તો જોઈ લેવું હતું પરંતુ ભાઇ ત્ર્યંબકલાલે તો હું સ્ટેશને ઉતર્યો ત્યાં જ મારા કાનમાં નકાર ભણાવી દીધો. ત્ર્યંબકલાલને ત્યાં જમીને તે જ ટ્રેનમાં અમે નકુરૂ ગયા

નકુરૂમાં પણ કાંઈ બહુ પાક્યું નહિ એટલે હું તો રાતના બાર વાગે આવનારી મેલની રાહ ન જોતાં રાતના આઠ વાગ્યાની ગુડ્ઝમાં જ ઉપડ્યો

આ તરફ ગુડ્ઝ ટ્રેનોમાં પણ કોઇ ઉતારૂઓને મુસાફરી કરવી હોય તો વધારાનું ભાડું લીધા વિના સગવડ કરી આપે છે. અમારે બ્રેકમાં બેસવાનું હતું. હું, ભાઈ ગૌરીશંકર અને એક યૂરોપિયન બાઇ એ ત્રણ અને ચોથા ગાર્ડ સાહેબ અમે નૈરોબી જવાના હતા અને પેલા બાનુ નૈવાશા ઉતરી જવાનાં હતા. આ બાઇ અમારી સાથે રાતના બાર વાગ્યા સુધી બ્રેકના ડબ્બામાં એક પેટી પર બેધડક બેસી રહી અને બાર વાગે નૈવાશા સ્ટેશને ઉતરી પોતાના શાબા સુધી ચાલી ગઇ. આપણી સ્ત્રીઓ આવી મુસાફરી કરી શકશે? એમને આપણે એ પ્રમાણે કરવા દેશું? હૈયા પર હાથ મુકીને જવાબ દેજો.

(અપૂર્ણ) નાનાભાઈ



## મેંદીનાં પાન

સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કોની રે,
વાચ, કાચ, મન નિર્મળ રાખે, ધનધન જનની તેની રે.

આરંભે શક્ય જાણીને, આરંભેલું ન છોડતા;
ધૈર્યથી જે કરે કામ, તે જ પંડિત જાણવા

ભક્તિ શિશતણું સાટું રે,
આગળ વસમી છે વાટું

નિર્ધન ને વળી બહુ ધની, જેને વેર ઘણાં ય,
સુખે ન સુએ માવડી, તે તો ત્રણ જણાં ય.

સત્ય નહિ તે ધર્મ જ શાનો, દયા વિના શું જ્ઞાન જોને;
વિનય વિના વિદ્યા જે શાની, દાન વિના શા દામ જોને.

જેવું અંતર થાયે રે, તેવું તમ મુખડું દીસે,
જેવું મુખ દેખાયે રે, તેવું તમ હૃદય વિષે

કુવા પરના ઢકણ પણ પાકા કાળા પહાણ,
દોરડીએ છેદાય છે એ લેવું એંધાણ

રે હોડે હોડે બુદ્ધે નવ ચઢીએ,
રે ચઢીએ તો કટકા થઈ પડીએ.

મોતી સૌ ઉદકતણાં, તેના હાર ન થાય,
મિથ્યા મન મોદક કરે, તેથી ભુખ ન જાય

અવગુણ ઉપર ગુણ કરે, એ સજ્જન અભ્યાસ,
જો સુખડ સળગાવીએ, આપે સરસ સુવાસ

ખબરદાર મનસુબાજી, ખાંડાની ધારે ચડવું રે,
હિંમત હથિયાર બાંધી રે, સત્ય લડાઇએ લડવું છે

# બા ળ વિ ભા ગ



## ચાતકરાજા

જૂના વખતમા ચાતકરાજા કરીને એક રાજા રાજ્ય કરતો હતો. એ બહુ જ ક્રૂર હતો એની રાણી પણ એના જેટલી જ દયાહીન હતી લોકોને આ રાજારાણીથી ભારે અસંતોષ રહેતો

એવામા એક વરસે દુકાળ પડ્યો આગલે વરસે અનાજ ખુબ પાકેલું એટલે લોકોને ખાવાનો તો વાંધો નહોતો, પણ પાણીની બહુ તાણ પડી છેવટે કુવા તળાવમા ટીપુ યે પાણી રહ્યુ નહિ તરસથી લોકો પીડાવા લાગ્યા ખોરાક વગર તો થોડા દિવસે ય ચાલે, પણ કાંઈ પાણી વિના રહે?

રાજમહેલમા એક મોટુ સરોવર હતુ બધે ઠેકાણે પાણી ખુટ્યુ પણ ત્યા તો એટલુ ને એટલુ જ' લોકોએ હવે ત્યાંથી પાણી લાવીલાવી પીવા માડ્યુ

એક વાર સરોવરમા નહાતાનહાતા રાણીને લાગ્યુ કે પાણી બહુ જ ઘટી ગયુ છે. પહેલા માથા સમાણુ પાણી હતુ ત્યા હવે છાતી સમાણુ થઈ ગયુ છે ને છાતી સમાણુ હતુ ત્યા તો હવે કેડ સમાણુ થઈ ગયુ છે જો આમ ને આમ થોડા દિવસ ચાલશે તો સરોવરમા એક ટીપુ યે પાણી નહિ રહે ને પછી નહાવાની મઝા જશે

તરત જ એણે તો રાજાને વાત કરી નિર્દય રાજા કહે, 'ખરી વાત છે. ગામના લોકો આખો દિવસ પાણી ભરે એટલે ખુટી જ જાયને' હમણા ને હમણા હુ હુકમ કાઢુ છુ કે રાજસરોવરમાથી કોઇએ પાણી ભરવુ નહિ, ભરશે તો ફાંસીની શિક્ષા થશે '

રાણીને આથી બહુ આનદ થયો

એકદમ રાજાએ પ્રધાનજીને બોલાવવા માણસ દોડાવ્યો ઉતાવળા-ઉતાવળા પ્રધાનજી આવી પહોચ્યા

'પ્રધાનજી, પ્રધાનજી, હમણા ને હમણા નગર આખામા હુકમ ફેરવો કે રાજસરોવરમાથી કોઇએ પાણીનુ ટીપુ યે લેવુ નહિ; લેશે એને ફાંસીની સજા થશે ' રાજાએ હુકમ દીધો

પ્રધાનજી તો રાજાનુ આવું બોલવું સાભળી વિચારમા જ પડી ગયા એ જાણતા તો હતા જ કે રાજા બહુ ક્રૂર છે પ્રજા સુખી થાય કે દુ ખી એની એને કશી ચિંતા નથી. તોપણ પ્રજાના હિતની ખાતર કોઇ રીતે માને તો મનાવી જોવા એમણે પ્રયત્ન કર્યો.

પ્રધાનજી કહે, 'રાજાજી, આપણી પ્રજા પાણી વગર જીવે કેમ—'

'ન જીવે તો મરે.' પ્રધાનજીને બોલતા અટકાવી દઈ રાજા વચ્ચે જ બોલી ઉઠ્યો, 'મારા હુકમ સામે દલીલ નહિ સરોવરમાથી પાણી ખુટે પછી રાણીને નહાવાનુ શુ? જાઓ, જલદી આખા નગરમા હુકમ ફેરવી દો '

"પ્રજાના જીવન કરતા શુ રાણીના નહાવાનુ કીમત વધારે?" પ્રધાનજી વિચાર કરવા લાગ્યા પણ રાજાને પોતાની મરજી મુજબ જ બધુ થએલુ જોવાની ટેવ હતી, એટલે વધુ કાઇ બોલ્યા સિવાય એ ત્યાથી ચાલ્યા ગયા લોકોનુ હવે શુ થશે એ પ્રશ્ન તેમને મુઝવવા લાગ્યો

'આવો ઘાતકી હુકમ કાઢી લોકોને હુ શુ મો બતાવીશ?' ઘેર જઇ પલગમા પડ્યાપડ્યા પ્રધાનજી વિચાર કરવા લાગ્યા 'આવા પાપી રાજાના પ્રધાન થવા કરતા ગરીબ મજુર થવું લાખ ગણું વધારે સારૂ પણ હવે રાજાના હુકમ પ્રમાણે નહિ

થાય તો મારી જિંદગીનો સવાલ છે ' ખુબ વિચાર કર્યા પછી કાઇંક નિશ્ચય પર આવ્યા હોય એમ પ્રધાનજી ઉભા થયા ને ધીમે ડગલે ગામ બહાર ચાલવા માંડ્યું.

ખુબ દૂર જઇ પ્રધાનજી એક મોટા વડલા નીચે થાક ખાવા બેઠા. રાજાને કઇ રીતે સમજાવવા, પ્રજાને શી રીતે સુખી કરવી એના જ વિચારો હજી એમના મગજમા ઘોળાયા કરતા હતા. એટલામાં થાકને લીધે વડલાની શીતળ છાંયડીમા એમને ઉંઘ આવી ગઇ.

એ જાગ્યા ત્યારે એમની સામે એક બટુકડો ડોસો ઉભો હતો આપણી એક વેંત જેટલો તો એ માડ ઉંચો હશે. એની સફેદ લાંબી દાઢી છેક જમીન ઉપર ઘસડાતી હતી વસ્ત્રમા એણે માત્ર એક ઝભ્ભો જ પહેર્યો હતો

પ્રધાનજી તો આ ડોસાને જોઇ નવાઇ જ પામી ગયા ' આ શુ? આટલો નાનો માણસ કોણ હોઈ શકે?' એ મનમા ને મનમા વિચાર કરવા લાગ્યા, 'હુ કોઇ જાદુઇ પ્રદેશમા તો નથી ખેંચાઇ ગયો ને?'

પણ ત્યાં તો પેલો ડોસો મરમાળથી પ્રધાનજીના મનની વાત જાણી જઇ મોં મલકાવીને બોલ્યો, 'પ્રધાન, આટલા બધા વિચારમાં શુ પડી ગયો? તુ કોઇ જાદુઈ પ્રદેશમા નહિ, પણ તારી પૃથ્વી ઉપર જ છે.'

આ ડોસાને પોતે પ્રધાન છે એની પણ ખબર છે એ જાણ્યુ ત્યારે તો પ્રધાનના આશ્ચર્યનો પાર જ ન રહ્યો'

'હું તારી ચિંતા જાણું છું ' તે નાનકડા ડોસાએ માથું ધુણાવી આગળ ચલાવ્યું, 'દયાળુ ને પરોપકારી માણસોને મદદ આપવા હું સદા તૈયાર જ છું.'

'પ..ણ તમે છો કોણ?' પ્રધાનને હવે બીક નહોતી રહી એટલે જાળવીને એણે ધીમેથી પુછી લીધુ.

'હું?' એટલુ કહી એ ડોસો ખડખડાટ હસી પડ્યો; 'હું પૃથ્વી ઉપરના પાણીનો રાજા છુ પણ એ જાણવાથી તારૂ કાઇ વળવાનું નથી. હવે સાભળ, પ્રજાને સુખી કરવાનો હુ તને એક તદ્દન સહેલો રસ્તો બતાવુ છુ.'

પ્રધાનજીના મુખ ઉપરથી નિરાશા ઉડી ગઇ. એ જરા ટટ્ટાર થઇને બેઠા.

'હું તને જાદુ શીખવીશ. એની મદદથી તું તારૂં કામ કરી શકશે જો, આ સોનાના પ્યાલામા થોડું પાણી છે.' ને એના હાથમા એ જ વખતે એક સોનાનો પ્યાલો અર્ધે સુધી પાણીથી ભરેલો આવીને પડ્યો '

'હવે હું તને એક મંત્ર શીખવીશ.' ડોસો બોલ્યો ને એણે પ્રધાનના કાનમા થોડાક શબ્દો કહ્યા. 'એ મંત્ર બોલીને આ પાણી તારા રાજારાણી ઉપર છાટજે'

અચરજ પામતા પામતા પ્રધાનજીએ પ્યાલો હાથમા લીધો. 'પણ હું પાણી છાટીશ એટલે શું—'

પણ ત્યા તો કોઇ નહોતુ. પ્રધાનજી કોને પુછે? જાણે કોઇ દિવસ આવ્યો જ ન હોય એમ ઘડીકમા પેલો બટુક ડોસો અદૃશ્ય થઇ ગયો હતો'

'ગમે એમ, પણ એ ડોસો દયાળુ છે ને એણે



## કાગડાનું ગીત

અમે કાળા ને કામણગાળા કે કરીએ કા કા કા,
અમે ગાતા બહુ રાગ રસાળા કે કરીએ કા કા કા.

અમે ચોંપાને ચાલીએ બંદા કે કરીએ કા કા કા;
અમે છેતરીને છોડીએ ફંદા કે કરીએ કા કા કા.

અમે સપી સંગાથ વસનારા કે કરીએ કા કા કા,
અમે બેળા મળી જમનારા કે કરીએ કા કા કા.

અમે છોટા અક્કલમંદ મોટા કે કરીએ કા કા કા;
અમે કુદીએ હો છુટ લંગોટા કે કરીએ કા કા કા.

અમે રજકેર ગજ કરનારા કે કરીએ કા કા કા;
અમે રોજરોજ મોજ ભરનારા કે કરીએ કા કા કા.

અમે જાગીએ જગતથી વ્હેલા કે કરીએ કા કા કા,
અમે બોલવે સરવથી પ્હેલા કે કરીએ કા કા કા.

અમે ચટચટ ચણીએ દાણા કે કરીએ કા કા કા;
અમે કહેવાઇએ કાગારાણા કે કરીએ કા કા કા.

શીખવેલા જાદુનું પરિણામ સારૂં જ આવશે.' એમ ધારી પ્રધાનજી પાછા ગામમા જવા ઉપડ્યા. રસ્તામા એ પ્યાલા સામુ જોતા જાય છે ને આશ્ચર્ય પામતા જાય છે કે આ પાણીમા તે વળી કેવુંક જાદુ હશે!

તરશથી લોકોનો જીવ જતો હતો એટલે પ્રધાનજીએ એ જાદુ અજમાવવામાં ઢીલ ન કરી સીધેસીધા એ તો રાજમહેલમા ગયા.

સિંહાસન ઉપર રાજાજી બેઠા હતા રાણીજી પણ પાસે જ ઉભા હતા પ્રધાનજીએ બંનેને પ્રણામ કર્યા

'કેમ પ્રધાનજી, મારો હુકમ—'

પણ રાજા બોલવાનું પુરૂ કરે તે પહેલાં તો ડોસાએ શીખવેલો મત્ર બોલી પ્રધાને અંજલિ ભરી પાણી રાજારાણી ઉપર છાંટી દીધુ' ને . ..?

ને રાજારાણી અલોપ' સિંહાસનની આસપાસ બે નાનકડા પક્ષીઓ ઉડતા હતા પ્રધાનજીના હાથમાથી સોનાનો પ્યાલો ને પાણી—બધુ ગુમ'

થોડી વારમા તો આ વાત આખા ગામમા ફેલાઇ ગઇ પ્રધાનજીએ રાજસરોવરમાથી પાણી ભરવાની સૌને છુટ આપી દીધી લોકોના ટોળેટોળા પક્ષી બની ગએલા રાજારાણીને જોવા આવવા લાગ્યા. 'એમના પાપનો બદલો મળ્યો છે'' સૌકોઇ પક્ષીઓ સામુ જોઇ કહેતું.

પછી બને પક્ષી ઉડતાઉડતા એ રાજસરોવરને કાંઠે પાણી પીવા ગયા. પણ ચાચ બોળતા જ એ તો ચીસ પાડી ઉઠ્યા એમ કેમ? પેલા ડોસાના જાદુમા એવુ કાઇક હશે કે એ પાણી પી જ ન શકે. ફરીથી તો એમણે પાણીમા ચાચ જ બોળી નહિ

આ જોઇ લોકોને તો કાઇ દુઃખ ન થયુ પણ પ્રધાનજી બહુ દયાળુ હતા, એમને લાગી આવ્યુ આવા ક્રૂર રાજારાણીને પણ દુઃખી થતા એ નહોતા જોઇ શકતા વળી પાછા એ તો ઉપડ્યા. પેલા વડલા નીચે આવી ટચુકડા ડોસાની રાહ જોતા બેઠા.

એટલામા તો એ ડોસો હવામા હાથપગ હલાવતો હલાવતો આવ્યો—જાણે તરતો ન હોય! ખરેખર, પાણીના એ રાજાને તો બધે સ્થળે પાણી જ પાણી દેખાતું હશે'

પ્રધાનજી પાસે આવી એ કહે, 'પ્રધાન, તું શા માટે આવ્યો છે એ મારાથી અજાણ્યું નથી. તમારા જેવા ખોટી રીતે દયાળુ થતાં અમને નથી આવડતું પાપીને પાપની શિક્ષા તો પુરેપુરી થવી જ જોઇએ. જા, હવે પાછો જા છતે પાણીએ રાજારાણીએ લોકોને તરશે માર્યા છે તો હવે એમની પણ એવી જ દશા થશે.'

'ત્યારે શુ એ કદિ પાણી પી જ નહિ શકે?' પ્રધાનજીએ દીન અવાજે પુછ્યુ

'એટલી બધી સત્તા તો મારા જાદુમા નથી,' એટલુ કહી વળી પાછુ એણે પહેલાના જેવુ જ અટ્ટહાસ્ય કર્યું, 'હું તો પૃથ્વી ઉપરના પાણીનો રાજા છુ, આભના પાણી ઉપર મારો અમલ નથી ચાલતો એટલે વરસાદનુ પાણી એ પક્ષીઓ પી શકશે, પણ તે યે અદ્ધરથી ચાંચમા ઝીલી લેશે તો જ પૃથ્વી ઉપર પડ્યું કે તરત જ પાછુ મારૂં જાદુ એના ઉપર લાગવાનુ ' એટલુ બોલી તરત જ એ પહેલાની જેમ અદૃશ્ય થઇ ગયો'

આ સાભળી પ્રધાનજી બહુ દિલગીર થયા પણ રાજારાણી વરસાદનુ પાણી ઝીલીને પી શકશે એટલેથી એમણે સંતોષ માન્યો—માનવો પડ્યો.

લોકોએ રાજાના નામ ઉપરથી એ પક્ષીઓના નામ ચાતક પક્ષી પાડ્યા

ને આજે યે ચાતક પૃથ્વી ઉપર પડેલું પાણી ક્યા પી શકે છે?

પ્રજલાલ

---

## સ્વીકાર

**અમારી ત્રીજી વાર્તાઓ:** લેખક, સુમતિ નાગરદાસ પટેલ તથા નાગરદાસ ઈ. પટેલ, પ્રકાશક, બાલજીવન કાર્યાલય વડોદરા અને મદ્રાસ, કી ૦-૧૨-૦

**બલિદાન:** (નાટિકા) લેખક શ્રી ઝવેરચંદ મેઘાણી, પ્રકાશક, શ્રી ભાવનગર મહિલા વિદ્યાલય,

**મનોબોધ:** સ્વામી રામદાસના મનાચે શ્લોકનું પદ્યાત્મક ભાષાંતર કર્તા-પ્રકાશક, વામન માણેકવિંદ પટેલ; ૦-૨-૦

**માતૃપૂજાને પથે:** શ્રી ભાવનગર સ્ત્રીકેળવણી મંડળ અને મહિલા વિદ્યાલય ૧૯૨૬-૨૭નો રીપોર્ટ, પ્રકાશક, ભાવનગર સ્ત્રીકેળવણી મંડળના મત્રીઓ.

શ્રી જૈન વિદ્યાર્થી આશ્રમ—સુરતનો આઠમો વાર્ષિક રીપોર્ટ



# માધુકરી

લલિતકલા-કર રસવિદ્યાધર બનશો જી ક્યારે?
જીવિત કલાપે મગ્ન કલાપી ઘુમશો જી ક્યારે?
પ્રભુલીલાના મર્દરીનોને પીછાનશો ક્યારે?
ચકોર નયને વિશ્વ-ચમત્કૃતિ ઝીલશો જી ક્યારે?
સ્વતસિદ્ધ અંતરાત્મ-સૃષ્ટિ પીલવશો ક્યારે?
વિચાર વૃત્તિ વર્તનને બસ એકત્રશો ક્યારે?
વર્ષા વસંત સમ રસ-ઉજ્જ્વલ ઝુમઝુમશો ક્યારે?
માણુવીણાને આંદોલન જગ ઝુકવશો ક્યારે?

—લલિત

## ક્રાંતિવાદી ચીનકુમારી

પારીસમાં ખુબ જાણીતી થએલી અને ત્યાની 'ફૅકલ્ટિ ઑફ પૅરિસ' તરફથી 'ડૉક્ટર ઑફ લૉ'ની ધારાશાસ્ત્રી તરીકેની ઉંચી પદવી પામેલી મિસ સુમ ચૅંગ, શાંગહાઈ ખાતેની કૅન્દ્રનીઝ સત્તાની શાખાની પ્રમુખ નીમાઇ છે. વિજયી રાષ્ટ્રવાદીઓએ અમેજો પાસેથી શાગહાઇ જીતી લીધા પછી તરત જ તેને ત્યાની ન્યાયાધીશ બનાવવામા આવી હતી તેમા તેની સત્તા અને અમલ દુર્જેય ગણાયા હતા અને તેની શક્તિનો પરચો આખા પ્રાતને થઈ ગયો હતો

આજ પાત્રીસ વર્ષની વયે ચીનના રાષ્ટ્રપક્ષની શાગહાઇની શાખાની પ્રમુખ નીમાએલી, નિશ્ચલ મનોબળ ને તીવ્ર દીર્ઘદૃષ્ટિવાળી, અસીમ રાષ્ટ્રોદ્રેકની મૂર્તિ સમી એ મિસ ચૅંગ આજ અઢાર વર્ષથી પોતાના દેશના ઉદ્ધાર માટે મથતી આવી છે સત્તર વર્ષની ઉગતી વયથી એણે ચીનની રાષ્ટ્રીય ચળવળમા સાથ પુરાવ્યો. એને ખાતર એણે શાહી પક્ષના પોતાનાં માતપિતા તજ્યા, પોતાના પ્રેમિકને પણ જતો કર્યો અને પોતાના પક્ષને વફાદારીથી વળગી રહેવામા અનેકવાર પોતાની જાતને સંકટમાં હોમવામા પણ પાછુ વાળી જોયુ નહિ જે જુવાન વયે, ચીનની કુમારીઓ લગ્નસુખના લ્હાવા લેવા અને ગૃહસેવા તથા પતિસેવાની જંજાળમા પરોવાવા આતુર હોય છે તે વેળા આ અદ્ભુત છોકરી પોતાના પિતાના શાહી હોદ્દા અને લાગવગનો લાભ લઈ રાષ્ટ્રપક્ષનાં અનેક ભયંકર કાવતરાઓ પાર પાડવામા રચીપચી રહેતી એ વેળા જમતા આવતા રાષ્ટ્રપક્ષમા ગમે તે વર્ગના માણસને ભેળવવામાં આવતો અને ક્રાન્તિવાદીઓના એ મડળનું મુખ્ય કામ છુપા કાવતરા, ખુન અને ઠેરઠેર બળવાઓ કરવાનું હતુ મિસ ચૅંગને ભાગે, ઘણુંખરૂ, દક્ષિણ ચીનમાં આવેલા રાષ્ટ્રીય પક્ષના મુખ્ય મથકેથી ચીનના જુદાજુદા ભાગમાં બૉમ્બ અને દારૂગોળા પહોચાડવાનું આવતુ અને એના અનેક સગાઓ રાજ્યમા જુદેજુદે સ્થળે શાહી અમલદારો હોવાથી કોઇને એના પર શક આવે એમ ન હતુ તેમા વળી સ્ત્રીજાત અને જુવાન વયને લીધે પણ તે બચી જતી એક વખત પોતે ટિન્ત્સિટનથી પેકિંગ પોતાના સામાનમાં દારૂગોળો સતાડીને લઈ જતી હતી તે વેળા દેશાવરના એલચીમડળના એક સભ્ય સાથેની મિત્રતાને લીધે તે જકાતખાતાની તપાસમાથી કેવી આગુની પળે બચી ગઈ હતી તે હજી એ કોઈવાર વર્ણવે છે એ ૧૯૧૦ની વાત

તે પછી થોડા જ વખતમા, ક્લૉમિન્ટાંગના નામથી ઓળખાતી એમની એ મડળી સાથેના મિસ ચૅંગના સબધની પરાકાષ્ઠાની ઘડી આવી પહોચી ચૅંગ એ મંડળમાં અગ્ર કાર્યકરોમાની એક ગણાતી, તેની સલાહસૂચનાનુ બહુ વજન પડતુ અને પોતાથી બનતુ ત્યા સુધી તે ખુનામરકી અને હિંસાત્મક પ્રવૃત્તિઓનો વિરોધ કરતી અંતે મડળના નેતાઓએ, દેશમાં એ વખતે સૌથી વધુ તિરસ્કારપાત્ર ગણાતા જુના રાજવંશના એક સરદારનું ખુન કરવાનો ઠરાવ કર્યો અને તે કાર્ય માટે બૉમ્બ લઈ જવાનું કામ મિસ ચૅંગને ભાગે આવ્યુ એક જુવાન અમલદારને માથે આ કાવતરુ પાર પાડવાનું આવ્યુ ને તેનો પેલા સરદાર સાથે જ નાશ થયો.

ત્યારથી શાહી સરકારને મિસ ચૅંગ પર શક આવ્યો. પણ તેના કુટુંબની જબરી લાગવગને લીધે કશી ગંભીર સજા ન થતાં, તેને કાં તો રાષ્ટ્રપક્ષ છોડી દેવાની અથવા તો દેશ

૧૭૨૦મા માર્સેલ્સમા ચાલેલી ભારે મરકી વેળા, એ મરકીનું કારણ શોધવા સારૂ, મરકીથી મરેલા માણસનુ મડદુ ચીરવાની ભલભલા ડાક્તરો પણ હીંમત ન ધરે એ વેળા હેન્રી ગાયન નામનો એક જુવાન દાક્તર આગળ પડ્યો. મડદુ ચીરી તેના એકેએક અવયવની તેણે વિગતવાર નોંધ કરી કામ પુરૂ થયુ, પણ એને તાવ ચડ્યો ને બાર કલાકમાં એ મરી ગયો પોતાના ધંધાના યશ ખાતર ને માનવજાતિના સુખ ખાતર એણે પોતાના પ્રાણ આપ્યા.

કાળા પડી ગએલા એલ્યુમિનિયમના વાસણને લીંબુના રસમા ભીંજવેલા કપડાના કકડાથી બરાબર ઘસીને સાફ કરવા ને પછી ગરમ પાણીથી વીંછળી નાખવા ચોખ્ખા બની જશે.

ગુંદ, સરેસ કે એવો બીજો કોઈ પ્રવાહી પદાર્થ ભરેલી શીશીના બુચ ઘણીવાર એટલા સજ્જડ ચોંટી જાય છે કે તે ઉઘાડતા બહુ મુશ્કેલી પડે છે પણ જો બુચ બંધ કરતા પહેલા તેના પર થોડુ ગ્લિસરીન ચોપડી દેશો તો પછી એ નહિ ચોંટે

ચપ્પુ કે છરીના હાથીદાંતના હાથા કાળા પડી જાય ત્યારે તેને ટરપેન્ટાઇનથી બરાબર ઘસીને સાફ કરી નાખજો. પાછા હતા એવા સફેદ બની જશે

આમાના કેટલા ફુલ તમે સુંઘ્યા છે ? નેવરી, રાજચંપો, નાગચંપો, ખડચંપો, ચમેલી, કેસુડા, બકુલ અથવા બોરસલી, ગલ, ગુલદાવરી, જાસુદ, ગુલબાસ કે ગુલછડી, હારશૃંગાર કે પારિજાતક અને રાતરાણી

રૂપાની ચીજોને બટેટાના રસ વડે સાફ કરવાથી ચકચકિત બને છે

કપડા ઉપર પડેલા કાટના ડાઘ કાઢવા માટે તેના ઉપર મીઠુ ભેળવેલો લીંબુનો રસ ચોપડવો



સાંકડા મોંવાળી શીશીમાં કોઇ ચીજનો ભુકો ભરવો હોય ત્યારે ગળણીની બહુ જરૂર પડે છે એવે વખતે ઘરમા પતરાની ગળણી ન હોય તો આપણે તરત જ એક સારૂં પરબીડિયુ ચિત્રમા બતાવ્યા મુજબ કાપીને કામ ચલાઉ ગળણી બનાવી શકીએ પહેલા કવરને ચોડીને બંધ કરી દેવું પછી ચિત્રમા ટપકાંથી બનાવેલી લીટી પ્રમાણે કાપી નાખવુ આ રીતે એક સાથે બે ગળણી તૈયાર થઈ જશે બંને ગળણીના નીચલે ખુણે એકેક ચોરસ કાણુ પાડયા પછી એ લીને ઉપયોગમા લેવી

રેશમી કપડાને ધોતી વખતે સાબુ નહિ દેતા સાબુના પાણીમા બોળી દેવા



બાજુના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે બે લાંબા ખીલા દીવાલમા ખોડી દેશો એટલે છાજલી કે બીજી કોઈ પણ ભારે વસ્તુ મુકવા માટે મજબુત કાટખુણો મહેલાઈથી તૈયાર થઇ જશે નીચેનો ખીલો ઉપરના ખીલાને ટકાવી રાખશે

કપડા પર શાહીથી નામ લખતા શાહી રેળાઈ જાય છે આને માટે એક તદ્દન સહેલો ઉપાય છે પહેલા પેન્સિલથી અક્ષરો લખવા ને પછી તેને શાહીથી ઘુંટી લેવા. બીલકુલ રેળાશે નહિ.

ત્રાંબાના વાસણમા થોડી વાર ઉકળતુ પાણી ભરી રાખી, પછી સાફ કરવાથી બરાબર સાફ થઈ જશે

ગંદી થઇ ગએલી સાવરણીને સાફ કરવા માટે સોડા નાખેલા ઉકળતા પાણીમા બોળીને તડકે સુકવી દેવી

સફેદ કપડા ધોવા માટેના ગરમ પાણીમા, દસ શેર પાણીએ એક નાની ચમચી ભરીને પેરેફિન નાખવાથી કપડા પરના ડાઘ એકદમ નીકળી જાય છે

તેલ ભરેલી શીશીને તદ્દન સાફ કરવી હોય તો એક ઉપાય છે પહેલા તેમા રાખ ભરી ઠંડા પાણીમા મુકવી અને પાણીને બહુ જ ધીમે-ધીમે ગરમ થવા દેવુ પછી એ પાણીને ઠરી જવા દેવુ પછી શીશીમાથી રાખ કાઢી નાખી સાબુના ગરમ પાણી વડે ધોઈ ઠંડા પાણીથી વીંછળી નાખવી

બુટ ઉપર પેરેફિન ઘસવાથી ફુવારો આવે છે



પાટણમા જશમા ઓડણની દેરી







તંત્રી રવિશંકર રાવળ; મુદ્રક-પ્રકાશક બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી-કુમાર કાર્યાલય, ૨૭૭૬ રાયપુર, અમદાવાદ.

કુમાર

## દીપક

પૃથ્વી પર જ્યારે ચંદ્રસૂર્યના તેજ હોલવાય છે ત્યારે ઘરઘરના દીવાઓ ચેતવીને જગત દેખતું રહે છે એ જ રીતે જે જિજ્ઞાસુ જીવ છે તે જ્ઞાનનો દીપ બળતો રાખીને અવિદ્યાના અંધારને ફેડે છે.

દીપક ઉપયોગી છે, કેમકે એ આંખનો ભોમિયો છે, દીપક પાવનકારી છે, કેમજે એ મેલને દેખાડે છે ને દૂર કરે છે દીપક મધુર છે, કારણકે એમા સ્નેહનો બલિ હોમાએલો છે. દીપક ભવ્ય છે, કેમકે પોતે બળીને બીજાંને પ્રકાશિત કરવાનો એનો સહસંકેત છે.

દીપકમા હૂંફ છે, ગરમી છે, પ્રકાશ છે. જેમ ગરમીની ઝાળ ઓછી તેમ એના પ્રકાશની જ્યોત વધુ તેજસ્વી ને વધુ શીતળ. દીપક શરીરને દઝાડવા નહિ, નજરને અંજાવવા નહિ. પણ અંતર તથા બહાર અજવાળવા માટે છે

અંધકારનો રાક્ષસ ભીષણ અને મહાકાય છે; દીપક સૌમ્ય અને નાનો છે. છતા એ અંધકાર સામે દીપક પોતાનું તેજ ને અસ્તિત્વ સાચવે છે. તોફાનના મહાવાયુ ફુંકે ત્યારે પણ એ પોતાની જ્યોત વાળીવાળીને તેજનું જીવન જીવી રહે છે.

ભગવાન દિવાકર અનંત કોટિ કિરણો વડે દિવસનું કાર્ય કરે, પણ રાતના અંધકાર જગતને આવરી રહે ત્યારે દીપક પોતાની નમ્ર અને નિયમિત સેવા ધરી કૃતાર્થ બને છે. . . અને ઘણી વાર જ્યા સૂર્યચંદ્રનાં તેજ નકામા પડે છે ત્યા ઝાંખા પણ ઘર આગળના દીવા જ કામમા આવે છે

અખંડ દીવો બાળવાની હિંદુ ભાવના બહુ ઉંચી છે. દષ્ટિ સામે એક જ્યોત જલતી રાખીને જાગરણ કરતું એ કઠોર જીવનવ્રત છે. આજના અંધકાર વચ્ચે જો દેશપુત્રોની એવી અખંડ દીપમાળ પ્રગટાવી શકીએ તો પછી હિંદ-સ્વરાજ્યનો ઉત્સવ બહુ દૂર નહિ હોય.

દેશળજી પરમાર

વર્ષ ૪ :: અંક ૯-૧૦
ભાદરવો-આસો ૧૯૮૩




કુમારની આ ચોથા વર્ષની દીપોત્સવી ઉજવવા માટે અમારે એ આ એક દૈવ પ્રસંગ છે કે જેને અમારે કે અમે એને રીતે અમલ કરી શકે અત્યારથી વાત ઉચ્ચારવા માગીએ છીએ. આ ખાસ અંકની સામગ્રી જ અમારી મહેનત ને ખાસ યોજના વિષે ખાતરી આપશે. કુમાર હવે વધુ વખત ખોટની બાજુ ખમવા તૈયાર નથી એટલે અમારે યોગ્ય કરકસર અને બીજાં કામોની ગણતરીથી જ ટકી રહેવાનું છે.

નવી દિશા, નવા વિચારો અને પ્રકાશમય જીવન તરફ વાળે એવું સાહિત્ય જ અમારું ધ્યેય છે. ચેતન અને ઊર્મિ પ્રગટાવે એવા લેખો જ કુમારના બરના ગણાશે. અને એક મિત્ર લખે છે તેમ 'કુમારની ફાઇલો જ ભાઈ પણ માણસની કેળવણીનું સાધન કરવા બસ' થાય એ ઉદ્દેશ પર અમારી ભાવિની યોજનાઓ ઘડાતી જશે.

આપણા જીવનની દિશા માબાપ કે શાળાના શિક્ષકોના હાથમાં નથી એ વાત કોઈને સમજાવવી પડે તો એટલું દેશનું દુર્ભાગ્ય નહિ તો દરેક સંસ્કારી દેશમાં ચોક્કસ સિદ્ધ થયું છે કે દરેક મનુષ્ય પોતાનું જીવનકાર્ય લઈને જ આવે છે અને પોતે જ પોતાના જીવનનો નિયંતા બને છે. અત્યાર સુધી હિંદના કેટલાંયે માબાપો અને શિક્ષકોએ આ વાત સમજ્યા વિના પોતાના બાળકોના સ્વાભાવિક સંસ્કારો અને પ્રબળ અભિલાષાઓના ખૂન કર્યાં છે. આ હકીકતના સાક્ષી આજના હજારો પ્રૌઢ ગ્રેજ્યુએટો અને હતાશ થઈ ફરતા કારકુનો દેખાશે.

કોઈને કુટુંબનો રિવાજ નડ્યો છે, કોઈને માબાપના સખત નિયમોએ *ડામ્યા છે, કોઈને ઉછેરનારે દબાવ્યા* છે, કોઈને જ્ઞાતિની મર્યાદાનાં દોરડાંએ બાંધ્યા છે તો કોઈને નિર્માલ્ય પાંડિત્યભર્યાં ઉપદેશોએ નરમ કરી નાખ્યા છે, કોઈને વડીલો તથા ગુરુઓના નિર્દય ફટકાઓ ને દબાણે ચીમળી નાખ્યા છે, કોઈ દેશમાં ગોખવા ભણવાનાં રમણો કે પાત્રોને અભાવે ઉત્તેજન કે પોષણ નહિ મળતાં કરમાયા છે.

---

મારો એક મિત્ર કુદરતી શોધકવૃત્તિનો હતો: તે વહેલો પરણી માબાપના દબાણથી રેલવેની કારકુનીમાં ગુમ થયો. એક સબંધી નાનપણમાં કવિ અને સાક્ષર થાય એવો હતો; તેને શાળાની પરીક્ષાની નિષ્ફળતાએ માત્ર તેની ઉચ્ચ આરાધનામાંથી ખેંચ્યો. એકને કળા-હુન્નર શીખવા 'ચીનજાપાન' જવાનો નાદ હતો. તેના પિતાની ધર્મપ્રિયતાએ જીવનના અંકુર બાળી નાખ્યા. આવા તો અનેક




કથાનો નજર સામે મોજૂદ છે અને એ બધાયે માનવરત્નો એળે ગયાં છે!

જીવનના વડીલો, મુરબ્બીઓ, નેતાઓ, શિક્ષકો અને રાજ્યકર્તાઓ, તમારી આંખ ખોલો! તમારાથી વધુ બુદ્ધિ *શક્તિ અને સમજણવાળા સંતતિઓ* થશે જ નહિ એવું અજ્ઞ ગુમાન ન ધરાવો. તમારા હાથ નીચે ઉછરતી પ્રજામાં તમને પૂજે એવા નરપુંગવો બેઠા છે, એવી સાચી શ્રદ્ધા નહિ ધરાવો ત્યાં સુધી તમારી કોઈપણ જાતની ઉન્નતિ પ્રજાને શાપ સમાન રહેશે.

---

પણ આ તો પારકી આશા! વડીલો અને મુરબ્બીઓ તથા રાજ્યશાસકો કંઈ કરે અને આપણો ઉદ્ધાર થાય એ તો આત્મગૌરવવાળા કુમારો તથા યુવાનોને શરમભરેલું છે. જેમને વિચાર કરવાની શક્તિ હોય તે વિચાર કરો અને પોતાનો જીવનમાર્ગ નવે જ નક્કી કરો. જીવનમાં આવતાં વિઘ્નો સામે થાઓ, એ વિઘ્નો જ તમારી કસરતના સાધનો બને અને તમારું બળ વધારનારાં થાય એવી યોજના કરો. તમારામાં પ્રાણ પ્રગટે કે તુરત છલંગ મારો અને ધ્યેય તરફ કૂદો. અસદ્ભાવના અને ભીરુતાના વિચારો ખંખેરી નાખો.

કૉલેજમાં એમ. એ. થવા મથતા એક વિદ્યાર્થીએ દેશનું ખેતીવાડી જ્ઞાન સુધારી વધારી પોતે આબાદ થવા યોજના ઘડેલી. એને પરીક્ષા અને કૉલેજના ખર્ચના ત્રાસે નરમ કરી નાખેલ અને માતપિતાએ એના આદર્શો સમજવાની અશક્તિથી વારંવાર તેને ભણવાથી વારેલ. એકનો એક પુત્ર, સ્નેહ અને ગરીબી તેમને એમ કરવા પ્રેરે એ સ્વાભાવિક છે પણ જુવાન માણસ આવી પરિસ્થિતિમાં માત્ર

મુંઝાઇને અભ્યાસ પડતો મુકી દે, ધ્યેય ઉંચું મુકી દે અને જીવ પર આવી જાય ત્યારે કેળવણી અને સંસ્કારની પ્રતિષ્ઠા શી? તેની જ સામે . . . .

બીજો એક વિદ્યાર્થી શિક્ષકના એક પુરતી કેળવણી પુરી કરે છે અને ક્યાંય પણ તેના લાયક નોકરી નથી મળતી, એટલે કોઇપણ રીતે નિભાવી લેવા —નિર્વાહ કરી લેવા, સમય પુરતી એક પટાવાળાની નોકરી સ્વીકારી લે છે એથી એની કેળવણીને જરા યે લાંછન નથી. તેના સદ્વિચારો અને જ્ઞાન તો તેના એકાંતના સોબતી ને સલાહકાર મિત્ર બનવાનાં અને નવું બળ આપવાના, તથા ભવિષ્યની પાકી તૈયારી કરી ભાવિની કઠણાઇ તોડવા સારૂ બેવડો હુમલો કરવા કટિબદ્ધ કરવાનાં એ ચોક્કસ.

તમને જીવનમાં ગમે તેવા મામુલી કામ પર આજીવિકા લેવાનો પ્રસંગ સાંપડે તેથી તમારૂં ધ્યેય નાશ ન પામો ધીરેધીરે ચારેકોર નજર રાખતા રહેવાથી તમને માર્ગો સુઝશે. એકાંત મનન અને પ્રયોગો તમારી સિદ્ધિ નજીક લાવશે તમારૂં ચાલું કામ પ્રસન્નતાપૂર્વક કુશળતા જાળવો અને તમારો ફુરસદનો વખત તમારા જીવનની ઉપાસનામાં ચાલુ રાખો. તેને યોગ્ય પુસ્તકો, પ્રયોગો ને અનુભવો એકઠાં કરતા રહો: એ જાતનાં માણસોને રૂબરૂ તથા પત્રોદ્વારા મળતા રહો; અને તમે જોશો કે તમારે માટે નવા દરવાજા ઉઘડતા જાય છે.

---

પણ એટલું ચોક્કસ કે અતિશય જીવનભારનું દબાણ ન થાય ત્યાં સુધી તમારા ધ્યેય સિવાયના કોઇપણ કાર્યને વરી ન બેસતા; અથવા તેના ગુલામ થઇને જતા મનુષ્ય ધારે તો કોઇપણ જાતના કામને આનંદદાયક બનાવી શકે છે. એ કળા તમને આવડતી ન હોય અને તમને તમારૂં કામ બળદિયા જેમ ખેંચવું પડે છે એવું લાગતું હોય તો તુરત તેનો વહેલો ત્યાગ થાય એવાં પગલાં લેજો અને જ્યાં તમે ચિત્તની પ્રસન્નતા રાખી કામ કરી શકો એમ લાગે ત્યાં જજો;—ભલે બદલો થોડો મળતો હોય

જીવનની દિશા નક્કી કરો તે સાથે એટલું પણ જોજો કે તમારા કાર્યથી સ્વભૂમિને અને સ્વદેશીઓને ખરેખર લાભ થાય છે કે નહિ માણસ માત્રનો ખરો આધાર દેશના ઉદ્યોગો અને નિકાસ ઉપર છે ખોરાક અને લુગડાં મનુષ્યોની મોટી હાજતો છે પેટમાં ભુખ લાગી હોય તે વખતે સોનાચાંદીની વાતો નિરૂપયોગી છે

અત્યારની કેળવણીને પરિણામે ઘણાખરા જુવાનો સુકા ધંધાઓ તરફ આકર્ષાયા છે પણ લોખંડ અને પોલાદના ધંધાઓ ખીલે તે કરતા યે સ્વભૂમિ પર થોડા વધુ હળના દાંતા પડશે તે આપણી ખરી ગરજ પુરશે ઉદ્યોગ વિષયક એક તંત્રીનાં વાક્યો નીચે આપું છું તે આપણને ઉપયોગી થશે

'આ જમાનાની મોંઘવારીની સામે લડવું હોય તો ઘઉં ઉગાડવા માંડો, ચોખા ઉગાડો, રૂ ઉગાડો" પરસેવો પાડીને રોટલો રળવાનું પસંદ કરો; રૂ કાંતી તાર કાઢો. તારમાંથી કાપડ વણો. જીવનના અમૃત સમું દુધ આપતી ગાયો પાળો ને ચરાવો. તબિયત અને કુદરત માણો તરસ લાગે કુવા ને ઝરણાના સ્ફટિક સમા નિર્મળ જળ પીઓ. તમારા દેહ ઢાંકી શકો ને પેટ ભરી શકો કે તરત પરમાત્માની આપેલી બુદ્ધિનો ઉપયોગ અન્યના કલ્યાણ માટે કરો '

# ગ્રાહકો! ધ્યાન આપો!

## અગત્યની સૂચના: આવતા માગશરનો અંક વી. પી. થશે.

વર્ષની આખરે અપાતી સૂચનાઓમા અમે અનેકવાર ચાંપીચાંપીને કહીએ છીએ કે 'નવા વર્ષના ગ્રાહક તરીકે ન રહેવું હોય તેમણે અગાઉથી ખબર આપી વેળાસર નામ કમી કરાવી નાખવું; નહિતર, તમે ગ્રાહક તરીકે ચાલુ રહેવા ઇચ્છો છો એમ સમજી નવા વર્ષનો પહેલો અંક વી પી કરીશું '

છતાં ગ્રાહકો આ સૂચના પર લેશમાત્ર ધ્યાન ન દેતા અમને કશા ખબર લખતા નથી, અને વી પી થી અંક આવે છે ત્યારે બેદરકારીથી તે પાછો ધકેલીને અમને સવા બે આનાના પોસ્ટેજના ખાડામા ઉતારે છે ઉપરાંત, એ વી પી કરવા પાછળ અમારા માણસોના વખત ને મહેનત જાય તથા જવા આવવામા અંકની દુર્દશા થાય એ નફામા!

અને દર વર્ષે વી પી. પાછા ધકેલનારા આવા સદ્ગૃહસ્થોની સંખ્યા પાંચ—દસ—પંદરની જ નહિ; પણ ઓછામા ઓછા દોઢસોથી બસોની હોય છે એની પાછળ થતા પોસ્ટેજની કીમત તથા અમારાં વખત, મહેનત અને અંકોના બગાડની ખોટનો આંકડો મુકો.

વરસોવરસ થતી આ ખોટમાથી બચવા અમારે નિરૂપાયે નીચેની પદ્ધતિનો આશ્રય લેવો પડ્યો છે તે એ કે અમે આવતા નવા વર્ષનો પહેલો અંક વી. પી. કરવાને બદલે આ ચાલુ વર્ષનો છેલ્લો—માગશર (ડિસેમ્બર)નો અંક ગ્રાહકોને વી. પી કરી આવતા વર્ષના લવાજમનાં નાણાં વસુલ લઇશું

જેઓ 'કુમાર'ની કીમત અને અગત્ય ભૂલ્યા છે, જેમને 'કુમાર' એક જીવનસાથી જેવું પ્રેરક અને પ્રિય થઇ પડ્યું છે તેઓને તો આમ નાણાં એક મહીનો વહેલા કે મોડાં વસુલ આપવા સબંધે કશો વાંધો હોવાનો જ નહિ એટલે અમારી ખાતરી છે કે ગ્રાહકો અમારી આ વ્યવસ્થામાં અમને અનુકૂળતા કરી આપવા તત્પર રહેશે.

(અનુસંધાન આગળ પાન ૩૮૮૯ ઉપર ચાલુ)



# સ્વાસ્થ્ય શકિત અને સૌન્દર્ય



| | | |
|---|---|---|
| ડંડ | ૧૩ | ઇંચ |
| મકોડ | ૧૦॥ | ,, |
| કાંડું | ૬॥ | ,, |
| છાતી (સામાન્ય) | ૩૬ | ,, |
| ,, (સંકોચેલી) | ૪ | ,, |
| ,, (ફુલાવેલી) | ૩૯॥ | ,, |
| કટિ | ૨૬ | ,, |
| સાથળ | ૨૦ | ,, |
| પિંડલી | ૧૨॥ | ,, |

કરાંચીમાં 'સોમૈયા જિમ્નૅશિયમ' ચલાવનાર ભાઇ ખેલશંકર ભગવાનજી સોમૈયાએ આજ ઓગણીસ વર્ષની ઉમરે આવું શરીર કેળવ્યું છે. બાજુએ આપેલા નાના ફોટોગ્રાફમાં બતાવેલા પીઠ તથા ખભાના સ્નાયુઓનો વિકાસ, અને એની નીચે જણાવેલા એમના અંગોના માપ, એમણે પોતાના શરીર પાછળ લીધેલી કાળજી, ખંત ને મહેનત જણાવી આપે છે એ કહે છે કે પોતે આ શરીર વિકાસ 'વેઇટ લિફ્ટિંગ'ની કસરતથી સાધ્યો છે. ૫, ફુટ ૪ ઇંચ ઉંચાઇનો, ૧૨૦ રતલ વજનનો આ ચપળ યુવાન, સિંધ-બલુચિસ્તાનના ૧૯૨૮મા થનારા 'વેઇટ લિફ્ટિંગ'ના દંગલમા ઉતરવાની અભિલાષા ધરાવે છે આપણે એમને વિજય ઇચ્છીએ





# શ્રી નંદલાલ બસુ અને શાન્તિનિકેતનનું કલાભવન

શ્રી રવીન્દ્રનાથ ઠાકુરની કાવ્યપ્રતિભાએ બંગાળી સાહિત્યને નવો પ્રકાશ આપીને જેમ ભારતીય સંસ્કૃતિનું તેજપૂર્ણ દર્શન કરાવ્યું તે જ પ્રમાણે, જાણે તેના જ પ્રતિધ્વનિ રૂપે ભારતની કળાએ શ્રી અવનીન્દ્રનાથ ઠાકુર દ્વારા પુનર્જન્મ લીધો; ને એ અદ્ભુત ઉપાસકની તપશ્ચર્યાથી જે થોડા નવયુવાનોમા એ કળા સચાર પામી તેમા શ્રી નંદલાલ બસુનું નામ અગ્રસ્થાને છે.

અનેક વાર, અનેક રીતે તેમણે ગુરુપ્રસાદીનો પરચો બતાવ્યો છે, ને ઘણીવાર ગુરુથી શિષ્ય એક કદમ આગળ જતા દુનિયાને લાગ્યા છે એવે વખતે આ કુલીન ને વિવેકી શિષ્ય તો ગુરુપ્રતાપનું જ માહાત્મ્ય જણાવે છે. એમના સમાગમમા આવતા, એમના મધુર હૃદય ને ભાવભર્યા આત્માનો સ્પર્શ અનુભવતા દરેક જણને એમના પર પ્રેમ ને આદર થયા વગર રહેતા નથી

એમની કળાએ હિંદ બહાર દૂર દેશોમા પણ ઘણા ભાવિકો પેદા કર્યા છે, એમના અનેક વિદ્યાર્થીઓએ એમની પ્રશસ્તિ કરી છે. છતા એમણે એ બાબત કદિ પણ સગર્વ ઉચું જોયું નથી અને કળાની મનન ને સ્થિર ઉપાસનામાં નિમગ્ન રહ્યા છે. એકાન્ત ને સાદાઇ, પવિત્રતા ને સરળતા એમના જીવન અને કળામા એક સરખાં માલુમ પડે છે. હિંદી ચિત્રકારને ઘટતું મૌન ને ચિન્તનશીલ મુખ એમનાં ઉંડા ને તાત્વિક ચિત્રોના સંકેત રૂપ છે. આ બધું છતા મિત્રો, શિષ્યો કે કુટુંબ આગળની તેમની સાદી ને મીઠી લહરીઓ તથા વાર્તાલાપો મુગ્ધ કરે એવા હોય છે.

નંદબાબુ સ્વભાવે ઘણા નમ્ર, તીવ્ર અને માયાળુ છે. તેમની લાગણીઓ તો છોડની એક ફુલવાળી ડાખળી તોડતા પણ દુભાય છે. ભીનો વાન, સહેજ ભારે શરીર, ભવ્ય લલાટ, વાંકડિયા વાળ અને મોનાની દાઢીના ચશ્માંમાંથી ડોકાતી ઝીણી શાન્ત આંખોવાળી કોઇ વ્યક્તિ, નીચી નજર કરી, ધીમેધીમે, જમણા હાથની ચપટીમા એકાદ ફુલ અથવા કંઇ નહિ તો ધોતિયાનો છેડો પકડી, ડાબા હાથ વડે પીઠ પાછળથી જમણો હાથ ટેકવી જતી હોય તો સમજજો કે તે નંદબાબુ છે. એ એટલા શાન્ત, મુગા ને નમ્ર છે કે બીજાઓની હાજરીમાંથી તરી આવે તેવા નથી. પણ એક વાર ઓળખ્યા પછી જેમજેમ તેમના સહવાસમાં આવતા જઇએ તેમ તેમ તેમનુ એ મીઠું, સૌમ્ય વ્યક્તિત્વ આપણને ધીમેધીમે મુગ્ધ કરી મજબુત ને મજબુત જકડી લેતુ જાય છે, અને કોઈ પર્વતમાથી વહેતા ધીમા, શાન્ત પણ અખંડ ઝરણુની જેમ ભારતીય કળાભાવનાનો ધીમો મીઠો અમૃતમય સ્રોત અવિરત વહ્યા કરી રસમય કરી મુકે છે ને કોઇ પરમ સુંદર ને પવિત્ર ભાવનામય વાતા-વરણમા ઝુલાવે છે. એમને મોઢેથી કળા વિષેના વિચારો સાંભળવા, એમના સહવાસમાં કળાભાવનાઓ મેળવી ને એ નાદશ કરવા મથવું એ જીવનનો અનેરો લ્હાવ છે.

આજથી ૪૬ વર્ષ ઉપર એક સવારે, બંગાળના મુંગેર પ્રાન્તના ખડગપુર ગામ આગળ એક મોટા જમીનદારના કારભારીને ત્યાં પુત્રજન્મની વધાઈ આપતી શરણાઈઓ વાગી રહી હતી, અને જગતને જાણે કોઈ ગૂઢ ભાષામાં જાણ કરતી હતી કે દેશદેશાન્તરમાં બંગભૂમિનું નામ ઉજ્જ્વળ કરનાર એક પ્રતિભાશાળી બાળકનો આજે જન્મ થયો છે



ત્યાર પછી થોડે જ સમયે એ કારભારીની નોકરી બદલાઈને દરભંગા રાજ્યમાં થઈ પિતાની સાથે ત્યાં ગએલા નાનકડા નંદલાલનો અભ્યાસ ત્યાં હિંદીમાં જ શરૂ થયો અને અંગ્રેજી ત્રીજા ધોરણ સુધી તેણે ત્યાં જ અભ્યાસ કર્યો અજાણ્યો માણસ આજે પણ હિંદી ભાષા ઉપર નંદબાબુનો સારો કાબુ જોઈને આશ્ચર્ય પામે છે તેનું મુળ કારણ આ જ બગાળ બહારથી ચિત્રકળા શીખવા આવતા ઘણાખરા વિદ્યાર્થીઓને નંદબાબુ હજી પણ કળાનું શિક્ષણ અંગ્રેજી દ્વારા ન આપતાં હિંદીમાં જ આપે છે

ત્રીજું ધોરણ પુરૂં થયા પછી નંદલાલને કલકત્તાની હાઈસ્કુલમાં મુકવામાં આવ્યા, જ્યાં બીજા અભ્યાસની સાથે ચિત્રકળાનો પણ એમણે આરંભ કર્યો. પણ એમની કળાની રસવૃત્તિ એકલી પેન્સિલ, પીંછી ને કાગળમાં જ પુરાઈ રહી નહિ એ ઉગતી આવતી આંગળીઓ વિવિધ સ્વરૂપે કળાનો આસ્વાદ લેવા અને સાક્ષાત્કાર કરવા તલપી રહી હતી ચિત્રકળા ઉપરાંત નન્દલાલે માટીનાં રમકડાં અને કાગળ-કાનની આકૃતિઓ પર પણ પોતાની આંગળીઓને નચાવવા માંડી. દુર્ગાપૂજાના વખતમાં એ માટીના દુર્ગાદેવી બનાવતા, મોહર્રમના તહેવારોમાં તાબુત પણ બનાવતા.

ધીમેધીમે કળાની તૃષા વધતી ચાલી અને બજારમાંથી વિવિધ પ્રકારની છબીઓ, ચિત્રોવાળા પોસ્ટકાર્ડ વગેરે સારૂં લાગે તે વીણીવીણીને ખરીદી લાવવા માંડ્યું છબીઓવાળાની દુકાને તો રોજનો એકાદ આંટો હોય જ આ સમયે રાજા રવિવર્માના ચિત્રો હિંદભરમાં બહુ જ પ્રચલિત થયા હતા. દેશના એકેએક ભાગમાં તેના ચિત્રોની હલકી, મોંઘી નકલો પણ મળતી રવિવર્માનાં ચિત્રોના આ લોકમાન્યપણાનું એક કારણ એ હતું કે એમણે લોકહૃદયમાં સ્થાન કરી બેઠેલા રામાયણ-મહાભારતના પાત્રોને પોતાની પીંછીથી લોકદૃષ્ટિ આગળ રમતા કર્યાં હતા, અને એ વખતના ચડતા આવતા અંગ્રેજી અને પરદેશી અસરના વાતાવરણના જુવાળમાં દેશીય મનોવૃત્તિ વાળા સમાજને, ગમે તેવી પણ આ પોતાના દેશની કળા સ્વાભાવિક રીતે ગમતી આ રીતે રવિવર્માના ચિત્રોના પ્રચારે એક રીતે દેશની મનોવૃત્તિને દેશીય સંસ્કૃતિના વાતાવરણમાં પકડી રાખી એ, તેમની ચિત્રકળાએ હિંદની સંસ્કૃતિની કરેલી સેવા ગણી શકાય

નંદબાબુને તો એ વખતે તેમના ચિત્રો બહુ ગમતા, અને હજી પણ એ વખતે ખરીદાએલા થોડાં ચિત્રો નંદબાબુની કુટિરમાં લટકે છે આ જ વખતમાં નંદલાલે પોતાના એક મિત્ર પાસેથી ગ્રીક કળાના પણ કેટલાક નમુના મેળવી, તેની નકલો કરી અભ્યાસ કરેલો.

કલકત્તાના અભ્યાસના ચાર વર્ષ તો આમ જોત-

## શ્રીમાન નન્દલાલ બસુ

પરમ કલ્યાણીયેષુ

તારી આ પીંછીથી રંજિત કરી
ભારત-ભારતી ચિત્ત,
બંગલક્ષ્મી ભાંડારે તું તો
વધારે નૂતન વિત્ત
ભાગ્યવિધિએ આશિષમંત્ર
ફૂંક્યો છે તારે કર્ણે,
વિશ્વને પટે સ્વદેશનું નામ
લખ અક્ષય વર્ણે'
તારી આ પીંછીથી કવિનું હૃદય
નંદિત થતું, નંદ'
તેથી તો કવિની લેખિની તુજને
પહેરાવે પોતાના છંદ
તું કર તદાગ રેખાબંધને
ચિર સુંદર બંદી'
શિવજટા સમ થજે પીંછી તવ
ચિરરસ-નિષ્યન્દી '

**શ્રી રવીન્દ્રનાથ ઠાકુર**

૧૯૧૪ માં નંદબાબુની શાન્તિનિકેતનની પ્રથમ મુલાકાત વખતે રવિબાબુએ લખેલુ પ્રશસ્તિ ગીત



શ્રી નંદલાલ બોઝ કામ કરતા

જોતામાં વીતી ગયા અને એક સવારે મૅટ્રિકની પરીક્ષામાં પાસ થએલા વિદ્યાર્થીઓની નામાવલિમાં છાપાઓમાં નંદલાલ બસુનું નામ પણ પ્રગટ થયું. મૅટ્રિક પાસ થએલા પોતાના છોકરાને ગ્રૅજ્યુએટ કે દાક્તર બનાવવાની ઉત્કંઠાથી પિતાએ નંદલાલને કૉલેજમાં બેસાડ્યા. પણ ભાઈસાહેબને તો કળાની જ ધૂન લાગેલી, એટલે કૉલેજના અભ્યાસ દરમ્યાન પણ એ માર્ગે પ્રગતિ ચાલુ જ હતી. દુર્ભાગ્યે—કે કદાચ સદ્‌ભાગ્યે, નંદલાલ પ્રીવિયસમાં નાપાસ થયા અને બે વખત ફરીથી પ્રયત્ન કરવા છતાં પણ એનું એ જ પરિણામ આવ્યું!

કૉલેજમાં જોડાયા પહેલાં નંદબાબુના લગ્ન થઇ ગયા હતા. સસરાજીએ જમાઇરાજને બબ્બે ત્રણત્રણ વાર નાપાસ થએલા જોઇને 'કૉમર્સ' શીખવા બીજે મુક્યા. તેમાં યે નંદલાલે ૭ મહીના બગાડ્યા. રોજ હાજરી ભરી, વાતોના ગપાટા મારી, ફી આપ્યા વિના ૭ માસ કાઢી નાખ્યા, પણ બીજી બાજુ કળાનો અભ્યાસ તો વધારે ધ્યાનપૂર્વક આગળ ધપાવતા જ ગયા.

૭ મહીના પુરા થતાથતામાં તો કટાકો આવી ગયો. ફીના પૈસા તો ચિત્રો અને રંગીન પોસ્ટકાર્ડો વગેરે કળાની મનગમતી ચીજો પાછળ ખરચી નાખ્યા હતા. હવે ફી ક્યાથી આપવી? નાસી જવાનું મન થયું. અંતે એક બુઢ્ઢા કલાર્કને, ફી આપી નહિ શકવાની પોતાની સ્થિતિ સમજાવી, અને તે ભલા વૃદ્ધ કારકુનને લાગણી થવાથી તેણે નંદલાલને મુક્ત કર્યા.

પણ બીજી બાજુ, દૈવયોગે, આ મુઝાએલા જુવાનનું ભવિષ્ય રચવાની ભૂમિકા તૈયાર થઇ રહી હતી. મિ. ઈ. બી. હૅવેલ નામના મદ્રાસ કળાશાળાના પ્રિન્સિપાલની બદલી કલકત્તા કળાશાળામાં થોડાંજ વર્ષો પહેલાં થઈ હતી. એ પરદેશી અભ્યાસકની



શાન્તિનિકેતન કલાભવનમા ભરાએલુ વાર્ષિક ચિત્રકલા પ્રદર્શન

તીવ્ર અને રસિક આખે પ્રાચીન ભારતીય ચિત્રકળા, શિલ્પકળા અને સ્થાપત્યની પાછળ મહાન હિંદી સરકૃતિનો પ્રાણ ધબકતો જોયો હતો અને તેને અનરથી લાગી ગયુ હતું કે હિંદના લોકામા, પરદેશથી આણી ઉતારેલી દુધની બાટલીઓ જેવુ પશ્ચિમની પદ્ધતિનુ કળાશિક્ષણ જીવન પુરવાનુ નથી. પણ માતાના ધાવણ જેવી દેશજ કળાના સસ્કારો જ તેમનામા પ્રાણ પ્રગટાવવાના છે પ્રાચીન ભારતીય કળાની પાછળ રહેલા હિંદી સંસ્કારના એ ભવ્ય આત્માનુ તેમણે અભ્યાસકની વેધક ને નિર્મળ દષ્ટિથી દર્શન કર્યું હતુ અને પૂજ્યભાવે એ પ્રાણની પ્રતિષ્ઠા હિંદી હૃદયમા કરવાને કૃતનિશ્ચય થયા હતા

આ જ અરસામા એમના જ જેવો પ્રયત્ન સીલોન-માથી શ્રી આનદકુમાર સ્વામી કરી રહ્યા હતા અને ભારત કળાના પુનરુદ્ધાર માટે એ પણ કળા-વિવેચનાના લેખો લખતા હતા. મિ હેવેલથી મદ્રાસમા તો કશા જીવ જેવા પ્રયત્નો થઇ શકયા નહિ,—સિવાય કે હિદી કળાના સૌદર્ય દર્શાવનારા થોડા લેખો તેમણે લખેલા

પણ કલકત્તે આવતાની સાથે જ હેવેલે પોતાનો સકલ્પ અમલમા મુકયો અને ત્યાની કળાશાળામાના એકેએક પાશ્ચિમાત્ય ચિત્ર, પુતળા અને શિક્ષણ-સામગ્રીને શાળામાથી રજા આપી, બન્યા તેટલા સોઘી કીમતે વેચીને તેનો નિકાલ કર્યો અને તેમાથી ઉપજેલા નાણામાથી ખરીદેલા માત્ર બાર પ્રાચીન હિંદી ચિત્રોને શાળાની દીવાલ પર લટકાવ્યા

આ પરદેશી પ્રિન્સિપાલની આવી વિચિત્ર મનો-દશા જોઇ કલકત્તાના વિદ્યાર્થીઓ, શિક્ષકો અને પ્રજાવર્ગ સૌ. દિગ્મૂઢ થઈ ગયા. પશ્ચિમની, અસરના પુરમા જડ થઇ ગએલી તેમની બુદ્ધિને તો આ અનર્થ લાગ્યો, અને ખુદ બગાળના જ એ વખતના ભલભલા વિદ્વાનો પણ પોકાર કરી ઉઠ્યા કે મિ હેવેલ હિંદીઓને પશ્ચિમની ઉચી કળા શીખવા દેવા માગતા નથી, તેઓ હિંદીઓને એ કળાથી વચિત રાખી પાછળ રાખવા માગે છે શિક્ષકોએ રાજીનામા આપ્યા, વિદ્યાર્થીઓએ હડતાળ પાડી, શિક્ષિત વર્ગ ખળભળી ઉઠ્યો,—પણ હેવેલ કશાથી ડર્યા નહિ

એવામા મિ. હેવેલને ખબર પડી કે શ્રી અવ-



શાન્તિનિકેતન કળાભવનમા કામ કરતા વિદ્યાર્થીઓ : ડાબી બાજુએ દૂર પડેલા બેઠેલા તે લેખક છે

નીન્દ્રનાથ ઠાકુર નામના એક પ્રતિભાસંપન્ન બંગાળી કળાકાર ભારતીય ઢબે ચિત્રો કરે છે તેમનો પત્તો મેળવી મિ. હૅવેલ તેમને ઘેર પહોંચ્યા, તેમના ચિત્રો જોયા અને ભારતકળાના પ્રાણના એ બંને ઉપાસકોએ પરસ્પરના હૃદય પ્રીછ્યા તેમની મૈત્રી જામી અને એ મિત્રબેલડીએ હિંદી કળાના પુનરુદ્ધારનું કાર્ય વધારે વેગથી આરંભ્યુ

તેમણે શાંતિથી, ધીટપણે અને દ્દતાથી પ્રાચીન ભારતીય કળાનો મર્મ સમજાવવા અને ભારતના ધર્મ, સંસ્કૃતિ તથા સમાજની જોડેના તેના અનુસંધાનનું રહસ્ય ઉકેલનારા અસરકારક લેખો અને ભાષણોનો એક પછી એક વરસાદ વરસાવવા માડ્યો, અને થોડા જ વખતમાં હિંદી કળાના જે પ્રબળ પ્રાણના પોતે દર્શન કર્યાં હતા તેની ઝાખી આ શોરબકોર કરતી જનતાને કરાવી.

લગભગ આ જ વખતે તેમના આ પુનિત પ્રયત્નમા ભળેલી એક ત્રીજી વ્યક્તિનું નામ પણ અહીં જ આપી દેવું જોઈએ. એ ભગિનિ નિવેદિતા. આ ત્રણ જણની સમર્થ લેખિનીએ તો ત્યાર પછી હિંદના શિક્ષિત સમાજની આખ આગળનાં પડળ બરોબર દૂર કરી દીધા.

અવનીન્દ્રનાથના હિંદી ઢબના ચિત્રો આ વખતે હજી થતા આવતા હતા 'શાહજાદા મૃત્યુ' નામનું એમનું પહેલું જ ચિત્ર ૧૯૦૦ની સાલમા દિલ્હીમા ભરાએલા પ્રદર્શનમા સોનાનો ચાદ જીતી લાવ્યું લોકોની તેમના પ્રત્યેની માનવૃત્તિ વધતી ગઇ. ત્યાર પછી તો તેમનું 'બુદ્ધ અને સુજાતા' બહાર પડ્યું. અવનીન્દ્રબાબુની કળાશાળામા વિદ્યાર્થીઓની ભરતી થવા લાગી અને લોકોએ ભારતકળાના આ નૂતન પ્રાણને પારખ્યો.

'કૉમર્સ' કૉલેજમાં ૭ મહીના બગાડી ભવિષ્ય માટે ફાંફા મારતા અને પોતાની કળા વિષે ઉચાટ કરતા જુવાન નંદલાલને કાને એક દહાડો અવનીબાબુનું નામ પડ્યું. પડોશમા જ રહેતો એક વિદ્યાર્થી એમની કળાશાળામા શીખવા જાય છે એ માલુમ પડ્યું; અને એક સવારે પોતાના થોડા ચિત્રો લઇ પડોશી મિત્રની સાથે ઉપડ્યા. એના ચિત્રોમા અવની-



શાન્તિનિકેતન કળાભવનના વિદ્યાર્થીઓ

પાછલી હાર ડાબી બાજુથી શ્રી નંદલાલ બસુ, સુકુમારી દેવી, સત્યેન્દ્ર બૅનરજી, રામકિંકર બૈજ, સુકુમાર દેવેરકર, શ્રીમતી હઠીસિંગ, આગલી હાર ધીરેન્દ્રકૃષ્ણ દેવબર્મન, ચૉંદુ, કનુ દેસાઇ, રઘુવીર સિંહ, વિનોદ મુખર્જી, ચિત્રા

બાબુએ ભાવિ પ્રતિભાનો ચમકારો જોયો. નંદલાલ અવનીન્દ્રનાથના શિષ્ય થયા. સ્વ. ગાંગુલી આ વખતે નંદબાબુના સહચારી હતા. ત્યાર પછી તો અસીતકુમાર હલધર, સુરેન્દ્રનાથ કાર, શૈલેન્દ્ર દે વગેરે પણ ધીમેધીમે આવતા ગયા. મ્હૈસુરવાળા શ્રી કે. વેંકટપ્પા, જે અત્યારે પોતાના પ્રાંતમાં ભારતીય કળાપ્રચાર માટે મથી રહ્યા છે, તે પણ આ પહેલી જ ટોળીના સહચારી હતા.

અહીં તાલીમ થતી વેળા જે નંદબાબુને હિંદી અને પશ્ચિમની કળા વચ્ચેના ભેદનું ઝાઝું દર્શન ન હતું તેમની દૃષ્ટિ ધીમેધીમે વિકસતી ગઇ, તેમની કળામાં પ્રતિભાની ચમક આવતી ગઇ અને ભારતીય કળાની પાછળ રહેલો ભવ્ય પ્રાણ આછોઆછો ડોકાવા લાગ્યો.

'સરસ્વતી'નું તેમનું પ્રથમ ચિત્ર પ્રગટ થતાંવાર જ સમાજે આ નવા કળાકારને વધાવી લીધો. ત્યાર પછી તો રામાયણ–મહાભારતના પ્રસંગો પરના તેમના ચિત્રો એક પછી એક પ્રજાના ખોળામાં પડવા લાગ્યા. યમ-સાવિત્રી, કૈકેયી, શિવ–તાંડવ, શિવ-વિલાપ, સતી, વગેરે ચિત્રો જેમજેમ તેમની પીંછીમાંથી પ્રગટતા ગયા તેમતેમ જનતાને આ નવા કળાકારની પ્રતિભાની પ્રતીતિ થઇ ગઇ, અને જોતજોતામાં પ્રજાના એ લાડીલા કળાકારનું નામ એના ગુરુ અવનીન્દ્રનાથની જોડાજોડ ઉચ્ચારાવા લાગ્યું.

ઘણુંખરૂં આ જ અરસામાં ઇંગ્લંડથી લેડી હૅરિંગહામ નામની એક અંગ્રેજ કળાકાર બાઇ અજંતા ગુફામાંના ભીંતચિત્રોની ખ્યાતિ સાંભળી તેનો અભ્યાસ તથા નકલો કરવા માટે હિંદુસ્તાન આવી. તેની મંડળીનો સાથ સાધી અવનીન્દ્રનાથ ઠાકુરે નંદબાબુ તથા અસીતકુમાર હલધરને પોતાને ખર્ચે અજંતા મોકલ્યા. ત્યાં રહી નંદબાબુએ હિંદની એ પ્રાચીનતમ ચિત્રકળાનો ખુબ અભ્યાસ કર્યો, તેની પાછળ રહેલી ભારતીય ચિત્રપ્રણાલિના આત્માનું અવગાહન કર્યું અને પ્રેરણામત્ત થઈ પાછા ફર્યા.

અજંતાની કળાના અભ્યાસે નંદબાબુની ચિત્રકળા પર બહુ અસર કરી. જાણે એમને આર્યકળાનો સંદેશ સમજાઇ ગયો. જાણે નવી કળાભાવના સાંપડી



શ્રી નંદલાલ બોઝ જાપાનમાં જાપાની કળાકારો તથા ચીના મિત્રો સાથે
ડાબી બાજુએથી પહેલા બે જાપાની કળાકારો, ત્રીજા નંદબાબુ, પછીના બે ચીના મિત્રો તથા છેલ્લા એક જાપાની કળાકાર છે

તેમના વિચાર ફરી ગયા, કાર્યપ્રણાલિ ફરી ગઇ, હાથ ફરી ગયો; અને ત્યાર પછીના એમના એકે એક ચિત્રમાં આર્યકળાના પ્રબળ આત્માની ગૂઢ દીપ્તિ ધીમેધીમે પ્રગટતી ગઇ

નવ-કળાની આ જાગૃતિએ શિક્ષિત વર્ગ ઉપર તો ક્યારની યે ઉંડી અસર પાડી દીધી હતી અને એ વર્ગે જીવનના દરેક ક્ષેત્રમા ભારતીય સંસ્કૃતિ ઉતારવાના સહૃદય પ્રયત્નો આરભ્યા હતા વિજ્ઞાનાચાર્ય શ્રી જગદીશચન્દ્ર બસુ આ સમયે પોતાનુ મકાન ભારતીય ઢબે બંધાવતા હતા. તેની ભીતો પર ચિત્રો આલેખવાનુ કામ નંદબાબુએ બીજા કળાકારોની સહાયથી ઉપાડી લીધું એ ચિત્રો લગભગ અજંતાની શૈલી ઉપર કર્યાં છે અને ખુબ વખણાય છે.

ભારતીય કળાના અરુણોદય સમી ઉગતી આવતી આ નવ-કળાકારોની મંડળીને હવે લાગવા માડયું કે સમાજમા કળાપ્રચાર કરવા માટે તથા બધાએ સગઠિત થઈ કામ કરવા સારૂ એક સ્વતંત્ર અને દૃઢ પાયા વાળી સસ્થાની આવશ્યકતા છે મિ હૅવેલના પ્રયત્નોએ તૈયાર કરી રાખેલી ભૂમિકા ઉપર આમ 'ઇન્ડિયન સોસાયટી ઑફ ઓરીએન્ટલ આર્ટ'ની સ્થાપના થઇ. સુભાગ્યે એ વેળાના બગાળના ગવર્નર લૉર્ડ રોનાલ્ડશેની પણ ભારતીય કળામા સારી દૃષ્ટિ તથા સહાનુભૂતિ હતી. તેમની સગીન મદદવડે આ નવી સંસ્થાના પાય દૃઢ થયા અને ભારતકળાના' આ નવ-દીક્ષિતોએ ઉત્સાહના નવા વેગથી પોતાનું ઉપાસનાકાર્ય આગળ ધપાવ્યુ.

અજંતાના ચિત્રોની નંદબાબુએ કરેલી નકલોએ એમની ખુબ ખ્યાતિ કરી હતી. એટલે હમણા થોડા વર્ષ પહેલા ગ્વાલિયર રાજ્યમાં નવી શોધાએલી બાગ ગુફામાના ભીતચિત્રોની નકલો ઉતારવાનુ આમંત્રણ આવ્યુ. ગુફા તદ્દન અવડ દશામા હતી; ચિત્રો પર લાલ માટી તથા લીલ બાઝી ગઇ હતી અને ઘણી જગ્યાએ લુણો લાગી ગયો હતો નંદબાબુએ જરા

પણ ન ખેંચાતા એ આમંત્રણ તત્પરતાથી સ્વીકારી લીધું અને પોતે, અસીતકુમાર હલધર તથા સુરેન્દ્રનાથ કાર રાજ્ય તરફથી માસિક પગારે ત્યાં ગયા અને સતત ત્રણ માસ સુધી અખંડ મહેનત કરી ત્યાંના ચિત્રોની સુંદર નકલો ઉતારી સોંપી આ ૧૯૨૧ની વાત એવી જ બીજી નકલોનો એક સેટ રાજ્યની પરવાનગીથી એમણે 'શાંતિનિકેતન કલાભવન' માટે પણ તૈયાર કર્યો એમાંનું એક રેખાંકન તો પાત્રીસ ફુટ લાંબુ છે

અજન્તા અને બાગની ગુફાઓના થોડાક સાદા રેખાંકનોનો એક સંગ્રહ, ચિત્રકળામાં પ્રવેશ કરતા અભ્યાસીઓ માટે એમણે 'રૂપાવલિ' નામથી બહાર પાડ્યો છે

[૨]

ઈ. સ. ૧૯૧૩માં જગતને ગીતાંજલિ સંભળાવનાર શ્રી રવીન્દ્રનાથ ઠાકુરને નોબેલ પ્રાઈઝ મળ્યું, અને એમણે પોતે જે સ્થાનની પ્રેરણાથી દુનિયાને એ અપૂર્વ 'ગીત-અંજલિ' અર્પી તે, પોતાના પિતાના સ્થાપેલા શાંતિનિકેતનના ધામને વિશ્વ-




• ખડ તોટક •

ક્ષિતિજે અતિ અદ્‌ભુત દૃશ્ય ઉગે,
ધુપ દીપક સ્વર્ગિક પુષ્પ છુટે,
જુજવા જગમંદિરની
લઘુ આરતી યૌવનની
જહીં સાદ અખંડ પડે—બલિદાન

દિશના દિશના હવિઓ પ્રજળે,
તપશીતલ સ્વપ્નભૂમિ ઝગળે,
ધ્વજ ઉન્નત જે ફરકે
'જય હિંદ સ્વરાજ્ય' વહે
સુર એક સુણાય જગે —બલિદાન

નવસૃષ્ટિ 'પ્રકાશ પ્રકાશ' વદે,
ત્યમ ઉજ્જ્વલ દીપકમાળ વધે,
પ્રતિબિંબિત જ્યોતતર્યા
ભર તેજનિધિ પ્રગટ્યા
નહીં અંતરનાદ છૂટે —બલિદાન

સહુ જીવનસ્રોતનું પાન કરે.
ક્ષણમાં સ્વદેશની ધુન ભરે,
પછી પ્રાણપ્રવાહ ગળે
નવ દીપસ્વરૂપ બળે
નભ અમૃત શબ્દ ચડે—બલિદાન.

દેશળજી પરમાર



કેન્દ્ર બનાવવાની મહેચ્છાથી એ ઇનામની આખી યે રકમ શાંતિનિકેતન શાળા તથા વિશ્વભારતી વિદ્યાપીઠના આજના સ્વરૂપના વિકાસની રેખાઓ ઘડવા પાછળ રોકી ચિત્રકળાને પણ એમાં સ્થાન હતું, પરંતુ એ બરોબર ખાલી ન હતી કવિની ઇચ્છા આ સૌન્દર્યભર સ્થાનને કળાકારોથી ભરી દેવાની હતી એમણે પ્રથમ અસીતકુમાર હલધર તથા સુરેન્દ્રનાથ કારને ઓરીએન્ટલ આર્ટ સોસાયટીમાંથી આમંત્ર્યા, અને તે બન્નેને પોતાની સાથે ઇંગ્લંડ તેડી ગયા

અસીતકુમારે ઇંગ્લંડની કળાપ્રવૃત્તિ તથા શિક્ષણપદ્ધતિનું નિરીક્ષણ કર્યું અને સુરેન્દ્રનાથે લીથોગ્રાફી દ્વારા ચિત્રો છાપવાની મુદ્રણકળાનો ત્યાં અભ્યાસ કર્યો ઇંગ્લંડથી પાછા આવીને કવિએ એ બન્ને કળાકારોને શાંતિનિકેતનમાં જ સમાવ્યા. અસીતકુમારે શાંતિનિકેતન કળાભવનને વિકસાવવા માંડ્યું અને ધીમેધીમે પ્રાંતપ્રાંતના વિદ્યાર્થીઓમાં કળાશિક્ષણ માટે શાંતિનિકેતન જ્યાની

આકાંક્ષા જાગવા લાગી.

'પરિણામે' કળાભવનને માટે એક સ્વતંત્ર મોટું મકાન બાંધી તેને સ્થાયી સ્વરૂપ આપવાની અગત્ય જણાઇ અને કવિએ એ કામ માટે ધનની મદદ સારૂ ૧૯૨૦મા દુનિયા આગળ હાથ લંબાવ્યો. ગુજરાતે તથા કાઠિયાવાડના રાજાઓએ એમા ઘણો જ સંગીન ફાળો આપ્યો, જેમાં જામનગર નરેશની ૧૦ લાખની શાહી રકમ અગ્રસ્થાને છે. આમ, શાંતિનિકેતનના એ નવા અને સ્થાયી કળાભવનનુ અસ્તિત્વ મુખ્યત્વે ગુજરાતને જ આભારી છે.

મકાન તૈયાર થવા આવ્યુ, અને કવિ રવિન્દ્રનાથ ઠાકુરે શાંતિનિકેતનની એ નૂતન કળામંદિરમાં કળાદેવીની પ્રતિષ્ઠા કરવા તથા ત્યા જ તેની સ્થાયી ઉપાસના કરવા માટે નન્દલાલ બસુને આમંત્રણ આપ્યું

બરાબર આ જ વખતે લખનૌમા નવી સ્થપાએલી હિંદી કળાશાળા તરફથી પણ માસિક રૂ. ૯૦૦ના પગારે આચાર્ય તરીકે નન્દબાબુની માગણી થઈ. આ સમયે નંદબાબુને ઓરીએન્ટલ આર્ટ સોસાયટીમાથી માસિક રૂ. ૩૦૦નું વેતન મળતું હતુ. શાંતિનિકેતનનુ કળામંદિર જરૂર કરતાં વધારે વેતન આપી શકે તેવું હતું નહિ, પણ ત્યા શાન્ત અને ભાવનાપ્રેરક વાતાવરણમા સ્થિર ચિત્તે કળાની ઉપાસના થઇ શકે તેવા સંજોગો હતા. લક્ષ્મીને બહુ જ સરળતાથી જતી કરી, નંદબાબુએ કળાની એકાન્ત ને પ્રબળ ઉપાસનાને અનુકૂળ વાતાવરણવાળું શાંતિનિકેતન પોતાના જીવનકાર્યના ક્ષેત્ર તરીકે પસંદ કર્યું. એમણે માત્ર રૂ. ૨૦૦ના દરમાયાથી ત્યાનુ કળામંદિર સંભાળી લીધુ, અને ત્યા કામ કરતા પોતાના પ્રિય સહચારી અસીતકુમાર હલધરને લખનૌની કળાશાળાની રૂ.૯૦૦ના પગારની આચાર્યની જગ્યા અર્પી દીધી.

કવિને તો આથી અત્યંત આનંદ થયો. એમણે પોતે જુદેજુદે સ્થળેથી મેળવેલી ઘણી સુંદર વસ્તુઓ કળાભવનને અર્પણ કરી અને એક 'કળાસંગ્રહસ્થાન'ની પણ શરૂઆત થઇ.

શાંતિનિકેતન કળાભવનને હાથમા લઇ નંદબાબુએ



શ્રી નંદલાલ બોઝનું કુટુંબ

પાછળ ઉભેલા (ડાબી બાજુએથી) નન્દબાબુના મોટાં પુત્રી ગૌરીદેવી, નન્દબાબુ, મોટો પુત્ર બિશુ, નીચે બેઠેલા ( ડાબી બાજુએથી ) નાનો પુત્ર ગૌરમોહન, નંદબાબુના પત્ની, નાની પુત્રી યમુના

ઝડપભેર તેનો વિકાસ કર્યો અને તેમા અનેક નવી પ્રવૃત્તિઓ શરૂ કરી. વિદ્યાર્થીઓ વધતા ગયા. કન્યા વિભાગ પણ શરૂ થયો, અને તેમા આપણા ગુજરાતમાથી બહેન શ્રીમતી હઠીસિંગ પણ જોડાયા. વિદ્યાર્થીઓ તો હિંદના જુદાજુદા પ્રાંતોમાથી આવવા લાગ્યા. થોડા તો જાપાન, અમેરિકા અને ઑસ્ટ્રેલિયાથી પણ આવી ગયા છે. આ પાંચ વર્ષમા તો અહીંના કેટલાક વિદ્યાર્થીઓ સારી જગ્યાઓ મળતાં જુદેજુદે સ્થળે કળા-અધ્યાપકો તરીકે નીમાયા છે.

૧૯૨૩મા શ્રી રવીન્દ્રનાથ ઠાકુરને ચીન જવાનું આમંત્રણ મળ્યું અને ૧૯૨૪ના માર્ચમા એ ઉપડ્યા ત્યારે સાથે નંદબાબુને પણ લેતા ગયા. આમ ચીન



શ્રી સુરેન્દ્રનાથ કાર

તથા જાપાનના પ્રવાસે જવાનો સુભગ યોગ એમને મળી ગયો અને દેશમા આ હિંદી કવિ તથા ચિત્રકારને ખુબ માન મળ્યુ ચોમેરથી નંદબાબુને ત્યાના ચિત્રકારો મળવા આવતા, અને એક વખત તો, કેટલાક ચીની કળાકારો યાત્રાએ જતા હતા, તે હિંદી કળાકારને પોતાના દેશમા આવેલા સાભળી તેમને મળવા માટે માર્ગમા થોભ્યા હતા.

પૂર્વના એ બંને દેશોની કળાને ભારતીય કળા જોડે નિકટનો સંબંધ છે ત્યાના કળાકારો સાથેના વાર્તાલાપો દ્વારા તથા ત્યાના કળાધામોની યાત્રાઓ કરીને નંદબાબુએ વિવિધ પ્રકારે વિનિમય સાધ્યો અને એની અસર એ પોતાના શિક્ષણ તથા કળામા અત્યારે ઉતારી રહ્યા છે

એમનુ પહેલું ચિત્ર 'સરસ્વતી'નુ પ્રગટ થયા પછી આજ સુધીમા નંદબાબુના નાનામોટા મળી લગભગ ૪૦૦ થી ૫૦૦ જેટલા સુંદર ચિત્રો છપાયા છે પુસ્તકોમા છાપવા માટે સાત ચિત્રો (ઇલસ્ટ્રેશન) તો એમણે માડ વીસ, કે ત્રીસ જ કર્યાં છે,–બાકીના બધા સપૂર્ણ સ્વતંત્ર ચિત્રો એ ઉપરાંત આશરે વીસેક સ્થળે ભીંતચિત્રો (ફ્રેસ્કોઝ) દોર્યાં છે શ્રી જગદીશ ઓઝાના ઘરમાના એમના ભીંતચિત્રો તો સુપ્રસિદ્ધ છે. શાંતિનિકેતન વાચનાલયના એક ઓરડામા પણ એમણે ભીંતચિત્રો કર્યાં છે.

ચિત્રસર્જનનો એમનો પ્રવાહ એટલો અખંડિત વહ્યા કર્યો છે કે એક ચિત્ર પુરૂ થઈ ગયા પછી ભાગ્યે જ એ તેની સામે જુએ છે નવી કલ્પના, નવી ઢબ ને નવી રચનાનાં ચિત્રો એક પછી એક જાણે ફુટતા જ જાય છે,—બધા એકએકથી વિભિન્ન અને ચડિયાતાં અને તેની કીમતો પણ એવી જ ભારે અકાય છે; તે તૈયાર થતા વેચાઇ પણ એટલી જ ઝડપથી જાય છે.

એનુ એક જ લાક્ષણિક દૃષ્ટાંત બસ થશે ભગવાન બુદ્ધની ભક્ત, અશોકની દાસી શ્રીમતીનું એક મોટુ સરસ ચિત્ર ગયા ઉનાળામા એમણે કરીને ફ્રેમ માટે 'કલકત્તા મોકલેલુ' કલકત્તાના કળારસિક શ્રીમંત શ્રી પી. એન. ટાગોરને એની જાણ થતા તારથી તરત નંદબાબુને ખબર આપ્યા કે તમારૂ ચિત્ર હું ખરીદી લઉં છુ; શી કીમત છે તે જણાવજો'

એમના કેટલાક સારા ચિત્રો કલકત્તામા શ્રી અવનીન્દ્રનાથ અને ગગનેન્દ્રનાથ ઠાકુર તથા પી એન ટાગોરના કળાસંગ્રહમા, શાંતિનિકેતન કળાભવનમા, મુબાઇમા શ્રી બહેરામજી ટ્રેઝરીવાળાના સંગ્રહમા તથા બીજા અનેક કળારસિકો પાસે છે. કવિવર રવીન્દ્રનાથને તો એમની પ્રત્યેક જન્મતિથિએ એક ચિત્ર ભેટ ધરવાનો નંદબાબુએ રિવાજ રાખ્યો છે. ૧૯૨૪મા ચીન–જાપાનની સફર વખતે પણ એમણે એ રિવાજ નહોતો તોડયો અને પેકિંગમા કવિના જન્મદિનની પ્રભાતે એક સુંદર ચિત્ર કરીને એમને ચરણે ધરેલુ રવિબાબુ પ્રત્યે એમને અતિશય પૂજ્ય ભાવ છે.

ગાધીજીને પણ એમણે એક સુંદર ચિત્ર ભેટ ધર્યું છે નિકટના મિત્રો, સબંધીઓ અને વિદ્યાર્થીઓને પણ પોતાનુ એકાદ ચિત્ર ભેટ આપ્યા વિના એ રહેતા નથી સર્જનનો જ્યાં ઓઘ વહેતો હોય ત્યા શી કમીના હોય ?

દર વરસે ડિસેમ્બર મહીનામા નાતાલની રજા અગાઉ શાંતિનિકેતનમા સતપૌષનો મેળો (આનંદબજાર) ભરાય છે એ વખતે કળામંદિરના વિદ્યાર્થીઓ તથા નંદબાબુના કરેલા સ્કેચવાળા પોસ્ટકાર્ડ મેળામા વેચાય છે,–સોળામા ચાર આનામા પોસ્ટકાર્ડ ઉપર નંદબાબુ જેવાના હાથે રંગ કે પેન્સિલમા આલેખેલા કાર્ડ મળે તે કોણ ન લે? એટલે મેળામા આવા કાર્ડ ખુબ ખપે છે એથી એકબીજાની કૃતિના નમુના એકબીજા પાસે યાદગીરી તરીકે રહે છે; અને એની ઉપજના પૈસા કળાભવનના જ કામમા ખર્ચાય છે



નંદબાબુનો દોરેલો એક સ્કેચ



નંદબાબુ: છેલ્લો ફોટોગ્રાફ

દર વરસે આવા નાણા વધુ મળે તે માટે નંદબાબુ પણ સંખ્યાબંધ પોસ્ટકાર્ડો સ્કેચથી ભરી કાઢે છે એની આવકમાંથી કલાપ્રદર્શનોમા ચિત્રો મોકલવાનું ખર્ચ વગેરે નીકળે છે. વધે છે તે એકઠું થાય છે એમાંથી એક મકાન બંધાવવાનો નંદબાબુનો ઇરાદો છે.

જાપાનથી આવીને એમણે ચીની નર્તકીનું એક મોટું ચિત્ર રેશમ પર કરેલું. નંદબાબુની અનેક સુંદર કૃતિઓમાંની સર્વોત્તમની હારમાં આવે એવા એ ચિત્રમાં રંગની આછી મિલાવટ અપૂર્વ છે. શ્રી પી. એન. ટાગોરે એ નરત ખરીદી લીધેલું. એમના બીજાં વખણાએલાં ચિત્રોમાં 'શિવનું તાંડવ', 'પાર્વતીના મૃત્યુ પર સતપ્ત શિવ' 'જગતનું ઝેર પીતા શિવ'– ઇત્યાદિ શિવના ચિત્રો સારૂં સ્થાન ભોગવે છે. શિવની મુદ્રા અને તે પરનું ભાવાલેખન અદ્ભુત છે.

ચિત્રો બનાવતાં, સમજાવતા અને શીખવતાં એમણે જુદેજુદે સમયે કાઢેલા કળા ઉપરના વિચારો એટલા બધા વિવિધ અને વિપુલ છે કે તે વિગતથી ઉતારવાને અહીં સ્થાન નથી કળા વિષે એમના વિચારોનો મુખ્ય ભાવ ટુંકમાં કહી શકાય કે કળા (પછી તે ચિત્ર, શિલ્પ, નાટ્ય કે સંગીત ગમે તે હોય) જો માણસના હૃદયમાં કોઇ ઉન્નત, પૂજ્ય કે ભક્તિનો ભાવ ઉત્પન્ન ન કરતાં વિલાસની ભાવના પ્રગટાવે તો તે ખરી કળા નથી. દાખલા તરીકે બે ચિત્રકારોને 'ક્રોધ'નો ભાવ પ્રગટ કરનારા ચિત્રો કરવાનાં હોય; તેમાંનો એક, ક્રોધાન્વિત થએલા શિવનું ભયંકર તાંડવ ચીતરે, બીજો ગુસ્સે થએલી કોઈ માનિની ચીતરે. એ બંને ચિત્રોની સમાજ ઉપર જે અસર થવાની તે સ્પષ્ટ છે.

એક પ્રશ્નના ઉત્તરમાં કહે કે કુદરત ઉપરથી અભ્યાસ કરવા માટે એ જોઇને ગમે સ્કેચ ભલે કરો; પણ કોઇ સ્વતંત્ર કૃતિનું નિર્માણ કરતી વેળા એ સ્કેચનો ઉપયોગ કરવો તે બરાબર નથી કોઇ પોતાની સ્કેચબુકોમાના વિવિધ પાત્રો, સ્થળ અને સમયનાં ચિત્રો એકઠા કરી તેનો સમન્વય કરી એક કૃતિ ઉપજાવે તે ખરૂં કળાસર્જન ન કહેવાય. પ્રાચીન યૂરોપીય તથા હિંદી કલાકારો કલ્પનાથી જ સર્જન કરતા. ઇટાલિયનો મોડેલ રાખી અભ્યાસ કરતા ખરા, પણ પછી ચિત્રવિધાન તો કલ્પનાથી જ કરતા. હિંદી કળાકારો તો સ્કેચ કે અભ્યાસ માટે પણ કોઇ વસ્તુ સામી મોડેલ તરીકે ન રાખતા, માત્ર નિરીક્ષણ –સંપૂર્ણ નિરીક્ષણ જ કરતા અને પછી કલ્પનાથી જ સર્જન કરતા.

પોતાના ચિત્રો એમણે જુદીજુદી ધૂન પ્રમાણે અનેક વિવિધ શૈલીમા કર્યાં છે. કોઈ મુગલ, કોઇ રાજપુત તો કોઇ અજંતા ઢબે; કોઇ જાપાની તો કોઇ પુરાની શૈલીમાં. કોઇ વાર વળી ગમ્મત અને



નટરાજ
ની દર્શાવનાર ગુફામાની મૂર્તિને આધારે દોરેલું રેખાંકન
ચિત્ર નંદબાબુએ પોતાના સુવાના ઓરડામા ટાંગેલું છે



નંદબાબુ ૧૯૧૪મા અસીતકુમારે દોરેલો સ્કેચ

ન્ય ખાતર રંગને બદલે માટીથી પણ ચીતરી છે એક વાર બાગ ગુફામાથી એમણે શાંતિનિકેતન ભવન પર એક પોસ્ટકાર્ડ ચીતરી મોકલેલુ ને ી બદલે ગુફામાની માટી પલાળીને, પીંછીને બદલે ળીથી જ ચીતરીને મોકલેલુ ' જોઈને આપણે દંગ જઈએ કે એ જાડી આંગળીઓ વડે આટલુ સુંદર । કરનારનો હાથ પણ કેટલો અદ્‌ભુત કાબુ હશે ' માત્ર ચિત્રકળામા જ એમની કળાવૃત્તિ સમાઈ ી નથી નાટ્ય અને નૃત્યકળાના એ બહુ શોખીન લાકડા પર ચિત્રો કોતરવાની કળા, માટીકામ ાદિ નાનીનાની હસ્તકળાઓ પણ એમને સુસાધ્ય પોતાના પ્રત્યેક ચિત્રમા એ પોતાના નામના, હાથે રેલા એક સીલ–મિક્કા–ની છાપ મારે છે ઘણી મુસાફરીમા હમેશા આવા સીલ પાસે ન હોય, વખતે જુદેજુદે સ્થળે જુદીજુદી ચીજોમાથી એમણે ન કોતરી લીધા છે. એક વાર ચીનાઈ પ્યાલાના કામાથી, બાગ ગુફામા સાની ઈંટના એક ટુકડા- ી, એક વાર મુસાફરીમા જાપાની લાકડાના કટકા- થી તો એકબે વખત માટલાના કે કોલસાના કામાથી પણ બનાવી લીધેલા આ તો રમુજ નર એક ટુચકો જ વર્ણવ્યો છે.

પ્રાચીન હિંદી કળાકારો જે દેશી બનાવટના રંગોથી કામ કરી ગયા છે તેના જેટલી મધુરાઈ અને ટકાઉપણું અત્યારે પરદેશી રંગોથી નથી લાવી શકાતા તેની બળતરા એ અનેક વાર કરતા સંભળાયા છે. રાજપુત શૈલીના ચિત્રો જોતાજોતા એક વાર કહે કે 'જોઈ આ સ્વચ્છતા ને સફાઈ? આપણે તો આની આગળ કંઈ વિસાતમા નથી, હજી ઘણુ શીખવાનુ છે.' ટકાઉ દેશી રંગો વનસ્પતિમાથી બનાવવાના એમના પ્રયાસો ચાલુ છે અને થોડા વખતમા તેમા સફળ પણ થશે એવી ઉમેદ ધરાવે છે.

શાંતિનિકેતન કળાભવનમા નંદબાબુની પ્રવૃત્તિ માત્ર ચિત્રકળાના ક્ષેત્રમા જ પુરાઈ રહેતી નથી. આશ્રમના જીવનના એકેએક અંગ ઉપર તેમની સીધી કે આડકતરી અસર પહોંચે જ છે, અને તેને કળાના રંગથી રંગી સુંદર સ્વરૂપ આપી દે છે અભ્યાસગૃહોની ગોઠવણી, ઉત્સવ સમયના સુશોભનો અને શણગાર, નાટ્ય પ્રયોગો તથા સંગીતના જલસા વગેરે વખતની રંગભૂમિની રચના અને પાત્રોના વેશપરિધાન,—બધે નંદબાબુનો હાથ હોય જ માત્ર આશ્રમના ફૂલપાન તથા સાદી સાડીઓ અને સફેદ ચાદરો વડે ઉભી કરેલી રંગભૂમિને એમના હાથનો સ્પર્શ એવુ સુસંગત અને મનોરંજક સ્વરૂપ આપી દે કે વાદ્યોના સંગીતની સાથે એ રંગરચનાનુ પણ સંગીત આપણી આંખ



ડાબી બાજુએ: લેખકે દોરેલું નંદબાબુનું લાક્ષણિક કટાક્ષચિત્ર



જમણી બાજુએ: નંદબાબુ. ફોટો

અનુભવે અને કોઈ ઉન્નત વાતાવરણ રચે

સામાન્ય દૈનિક જીવનમાં પણ એમની કળાના રસછાંટણાં જણાયા કરે,–તે ઠેઠ આશ્રમના હાજરીપત્રક સુધી. એ કિસ્સો જાણવા જેવો છે. થોડા મહીના પહેલાં આશ્રમના વિધુશેખર શાસ્ત્રીજીએ મજાકમાં એમની જોડે એવી શરત કરી કે નંદબાબુએ તો હાજરીપત્રકના પોતાના નામ સામેના ખાનામાં હાજરીનો એકડો ન માંડતાં હમેશાં કંઈક ચિત્ર જ માંડી આપવું. આજની ઘડી સુધી નંદબાબુએ એ શરત અખંડિત રીતે પાળી છે; અને રોજ ને રોજ એમના ખાનામાં કોઈ નવીન ને નવીન વસ્તુ ચીતરાતી જાય છે!

હાજરીની વાત આવી એટલે કહી દઉં કે અહીં કળાભવનમાં કામ કરવાનો નિશ્ચિત વખત છે; છતાં એ બાંધેલા કલાક મુજબ જ કામ કરવાનું કશું ફરજિયાત નથી. વિદ્યાર્થી કે અધ્યાપક જેને જ્યારે–સવારે, બપોરે, સાંજે મરજી પડે તે વખતે–કળાભવનમાં જઈને કામે બેસી શકે છે. નંદબાબુ પણ વિદ્યાર્થીઓની જોડાજોડ જ બેસીને કામ કરે છે અને તેમની સાથે એકદિલ બની વાતો કરતાંકરતાં શિક્ષણ આપે છે. એ કહે છે કે કળા ખુરશીએ બેસીને નથી શીખવી શકાતી, પણ અંતરમાં પેસીને ઉતારી શકાય છે. અને ખરેખર, કળાભવનમાં શીખી ગએલા એકેએક વિદ્યાર્થીના અંતરમાં એ સૌમ્ય, મધુર ને પ્રતિભાવાન વ્યક્તિનું બહુ ઊંડું ને ગૌરવ સ્થાન છે

કળાભવનનું મકાન બે માળનું છે. આ લેખને મથાળે મુકેલું ચિત્ર તેનો ખ્યાલ આપશે. નીચે આગળના ભાગમાં ગ્રંથાલય તથા પાછળ કળાસંગ્રહ છે. ગ્રંથાલયમાં સાહિત્ય ને કળાના બહુમૂલ્ય પુસ્તકો તથા રવિબાબુને દુનિયાનાં જુદાજુદાં સ્થળોમાંથી ભેટ મળેલા ગ્રંથોનો સંચય છે. કળાસંગ્રહમાં દેશદેશની સુંદર વસ્તુઓ, ચિત્રો અને કારીગીરીના અદ્‌ભુત નમુનાઓનો રવિબાબુએ અર્પણ કરેલો સમૂહ છે. નંદબાબુએ પણ ચીન જાપાનથી પોતાને મળેલી કેટલીક અપૂર્વ સુંદર ભેટો એ સંગ્રહને અર્પણ કરી છે.

કળાભવનનો આગલો ઓટલો નાટ્યપ્રયોગો વખતે રંગભૂમિ તરીકે વપરાય છે. માળ ઉપર ચિત્રકળામંદિર બેસે છે. એકેક બારી આગળ એકેક વિદ્યાર્થીની બેઠક હોય છે. એક ટેબલ, એક પાથરણું અને પાણીનું નાનું કુંડું, એટલાં સાધનો. પણ વાતાવરણ? સમર્થ કળાકારોની પ્રતિભાસંપન્ન કૃતિઓ તથા વિદ્યાર્થીઓનાં ચિત્રોથી શણગારાએલી દીવાલો, બારીમાંથી દેખાતી કુદરતની ક્ષિતિજરેખા, અને એને ક્યાંકક્યાંક ભંગ કરતા શાલ અને તાડવૃક્ષો, અને આ સહુને એકત્રિત કરી એક તારમાં પરોવતી અહર્નિશ ચાલતી સંગીતની ધૂન? ચિત્રકળામંદિરમાં સંગીત તો ચાલુ જ હોય છે. એક બાજુ વિદ્યાર્થીઓ કામ કરતા હોય, અને બીજી બાજુ એક ખૂણામાંથી સીતાર, સનાર કે દિલરૂબાના સૂર ધીમાધીમા વાતાવરણને ડોલાવતા

હોય' એ વાતાવરણમા, નંદબાબુ જેવા કળાકારના અંતરના અમી પી, એમની છાયામા કામ શીખવુ એ જીવનની ધન્ય લ્હાણુ છે

નંદબાબુની નમ્રતા, સૌજન્ય એ તો એમનો પ્રધાન ગુણ વિદ્યાર્થીઓ પરનો એમનો અસીમ પ્રેમ સૌને કુટુંબીજનની પેઠે જ અભિષેકતો હોય છે. પોતાના પ્રાતનુ એટલુ જ શ્રેષ્ઠ એવી માન્યતા અને પોતાના પ્રાતના લોકો પ્રત્યે પક્ષપાત, એ બંગાળીઓ વિષેના પ્રચલિત—અને સાચા આરોપનો અંશમાત્ર નંદબાબુને લાગુ પડતો નથી પ્રાતેપ્રાતના વિદ્યાર્થીઓ પર એમની સમદૃષ્ટિ એક સરખો જ ને અખંડ પ્રેમ સદા વરસાવી રહે છે

શાતિનિકેતન જતા આવેલા યાત્રીઓ સૌ જાણે છે કે કવિ રવીન્દ્રનાથ પછીનું તરત જ મહત્ત્વનુ વ્યક્તિત્વ ત્યા શ્રી નંદલાલ બસુનું છે, અને ત્યાંની પ્રવૃત્તિઓમા સૌથી સજીવ અને સક્રિય પ્રવૃત્તિ કળાભવનની છે રવીન્દ્રનાથની ગેરહાજરીમા પણ એ કળાભવન અને એના આચાર્ય, સ્થાનિક તેમજ અતિથિજનોને આકર્ષી રાખી શાતિનિકેતનનુ મહત્ત્વ જાળવી રહ્યા છે એ બે ન હોય તો કદાચ શાતિનિકેતન સુનું બની જાય

કનુ દેસાઈ



## અથડામણ

જીવન એટલે જ અથડામણ પ્રતિક્ષણે વાણીએ વાણીને, વિચારે વિચારને, આચારે આચારને અથડાવુ પડે છે મનુષ્ય પોતાની સાથે પણ મન, વાણી અને કાયમા અથડાય છે સમગ્ર ચેતનસૃષ્ટિ પળે પળે અથડામણમાથી પસાર થાય છે

આ અથડામણ એટલે જીવતપણુ

પત્થર સાથે જ્યારે લોઢુ અફળાય છે ત્યારે અગ્નિ જેવી મહા શક્તિ પ્રગટ થાય છે એવી જ રીતે અથડામણ મનુષ્યની શક્તિ બહાર આણે છે અથડામણમાથી ખસવાની ઈચ્છા એટલે જીવવાની અનિચ્છા મૃત્યુના મુખમા જવાની તૈયારી

કોઈ અથડામણથી ન ડરે, અથડામણથી હતાશ ન થાય, અથડામણ તેની બુદ્ધિને કુઠિત ન કરે અથડામણમા જ મનુષ્યની કસોટી છે સ્થિર બુદ્ધિથી, આશા ને ઉત્સાહથી અથડામણને કાપી નાખી વીર જેમ માણસે આગળ વધવાનુ છે

( શિક્ષણ પત્રિકા )



## નિંદા

બધા વ્યાપારીઓમા મોહનસિંહ સૌથી જુદા જ સ્વભાવનો હતો સૌ તેનુ માન રાખતા એ અનાથના બેલી તરીકે ખાસ વિખ્યાત હતો પાસે પુષ્કળ—અખૂટ દ્રવ્ય હતુ ઇશ્વરનો પરમ ભક્ત હતો કેટલીક વાર તો મોટા સન્યાસીઓ જે તેને ત્યા જ્યારે આવે ત્યારે આડંબર ધારણ કરે, તે જતી વખતે તેના ચરણનો સ્પર્શ કરીને જતા લોકો માનતા કે તેને દેવદેવીઓની સહાય છે.

ગમે તેમ હોય, પણ તેની એક પ્રતિજ્ઞા એ હતી કે કોઇ પણ ભોગે શરણાગતને સદા રક્ષણ આપવુ. તેનો વિચાર તે હમેશા સુતાસુતા કરતો હતો

સાજને સમયે તેણે રસ્તા પર શોરબકોર થતો સાભળ્યો ખુબ વસ્ત્રો છતા બધા જ ફાટેલા ધારણ કરેલી એક સ્ત્રી ઉઘાડે માથે રસ્તા પર દોડતી જતી હતી તેના વાળ આમતેમ પવનમા ઉડતા કાંઇક બોલે તો લોકો હસતા, પણ જો કોઇ ઘરના ઉંબર ઉપર ઉભવા જાય તો એકદમ ઘરના માણસો આવી તેને હાંકી કાઢી મુકતા અટકચાળા બાળક હાથમાં કાકરા લઇ તેની પછવાડે દોડી તેને મારતા કોઈ તેમને અટકાવતુ તો પાછળ ચાલનાર મહાજનો આવી પહોચી બોલી ઉઠતા, 'અરે ભાઇ' વચ્ચે ન પડશો, એ તો એ જ લાગની છે. શુ કરીએ કે આથી વધારે શિક્ષા તેને થઇ શકતી નથી નહિ તો તેને આમ જવા મુકત નહિ '

વચ્ચે પડનાર કુતૂહલથી પુછતો, 'કેમ, એણે એવું તે શું કર્યું છે? તે કોણ છે?'

પરોપકારી મહાજન એકદમ તેના કાન પાસે મો લાવી મુખ ઉપર અત્યંત તિરસ્કારનો ભાવ વ્યક્ત કરી શરીરના અગોના ચિત્રવિચિત્ર મરોડ કરતાકરતા કાઇક કહેતા બેત્રણ જણ તેમ. હાએ હા ભેળવતા વચ્ચે આવનાર પેલી બાઇ તરફ જોતો. બાઇ હસતી એટલે તરત વચ્ચે આવનાર કા તો ચાલ્યો જતો અથવા વધારે ક્રુદ્ધ થઇ મહાજનના મંડળમા ભળી

જઇ એ સ્રીને ત્રાસ આપવાના કાર્યમાં ભાગીદાર થતો. આ બનાવ થોડા વખતમાં ઘણી વાર બન્યો હતો.

'એટલું સ્પષ્ટ હતું કે એ સ્રીનો જે અપરાધ હોય તે અક્ષમ્ય હતો. તેણે દયા માગવાનો સુદ્ધાં અધિકાર ગુમાવ્યો હતો. તે ત્રાસેલી હતી, ઘવાએલી હતી, દુ:ખી હતી, છતાં પણ તે શિક્ષા બધાને ઓછી લાગતી ગમે તે કારણથી તેણે લોકોનો અતિશય ગુસ્સો વહોરી લીધો હતો, અને ઘણા તો હિંસક પ્રાણીથી જેમ તેનો શિકાર ત્રાસે, તેમ આ સ્રીથી ત્રાસી દૂર નાસતા.

સામેથી એક સંન્યાસી આવ્યો તેણે આ સ્થિતિ જોઈ લોકોને રોક્યા. મહાજનો એકદમ પાસે આવ્યા.

'મહારાજજી, એ તમારું કામ નથી. તમે દૂર થઇ જાઓ. એ સ્રી ઉપર દયા ઘટતી નથી. અત્યારે તેનું કોઇ રક્ષણ કરનાર નથી ત્યારે તેને તો બરોબર શિક્ષા થવી જોઇએ. આપ વચ્ચે ન આવશો.'

'રક્ષણ કરનાર કેમ કોઇ નથી? હું એ સ્રીનો રક્ષક બનું છું. તમે બધા ચાલ્યા જાઓ. એ સ્રી મારી સાથે આવશે ' હું એને આશ્રય આપીશ. એ મારો નિશ્ચય છે ગોત્રે ને કોણ છે? તેણે શું કર્યું છે?'

મહાજનોમાંથી ત્રણચાર જણ આગળ આવ્યા અને સંન્યાસીના કાનમાં કાંઇક કહ્યું. બીજાઓએ પોતાના માથાને બાજત થએલ અનેક વર્તુલાકાર પાઘડીને મસ્તકની મદદથી હલાવી તેને અનુમોદન



એક નિર્મળ તેજસ્વી બાળક લખતું ગયો

આપ્યું સન્યાસીની મુખમુદ્રા પર ફેરફાર થવા માંડ્યો તેણે તે સ્રી સામે જોયું. સ્રી હસી. એકદમ ક્રોધથી સંન્યાસીના નેત્રો લાલચોળ થઇ ગયા. થોડી વારે તેનો ગુસ્સો કાબુમાં આવ્યો. ને ૐ શાન્તિનો મંત્ર ઉચ્ચાર્યો.

'જો એમ હોય તો આ સ્રી મારી સાથે નહિ રહી શકે માટે નિશ્ચય કર્યા પહેલાં વિચાર કરવો જોઇતો હતો પણ કાંઇ નહિ; હું તે સ્રીને રક્ષણનો

માર્ગ બનાવીશ '

'લડકી'' સન્યાસી તે સ્ત્રી પાસે જઇ બોલ્યો, 'આ દુનિયામા તને કોઇ રાખશે નહિ. પણ તને રક્ષણ કેમ મળે તે માટે એક વાર્તા કહું આજથી થોડા વખત પહેલા તારી જ માફક એક સ્ત્રી ભટકતી ભટકતી અહીં આવી હતી તે સગર્ભા હતી આ શહેરના દરેક ઘરના ઉમરે ઉમરે તે ભટકી, પણ ઘૂવડ જેમ સૂર્યને જોઇ ન શકે તેમ લોકો એ સ્ત્રીને ઓળખી ન શક્યા અહીંના મૂર્ખ લોકોને એટલો પણ વિચાર ન આવ્યો કે દરેક સગર્ભા સ્ત્રી અનાતિમાન નથી હોતી જો કોઇએ પણ તેને આશ્રય આપ્યો હોત તો તે માણસ ભવને પેલે પાર તરી જાત. પણ લોકો માત્ર બીકથી કાઇ કરી ન શક્યા સ્ત્રીના
ઌ ભાગ્યમા ખુલાસો કરવાનુ હતુ જ નહિ. ઘણાએ ખાનગી રીતે તે સ્ત્રીને પકડી જવા ધાર્યુ પણ તેઓ ન ફાવ્યા તે સ્ત્રીનુ નામ પ્રતિષ્ઠા. તુ મોહનસિંહને તેની પ્રતિષ્ઠાનું સ્મરણ આપજે. તે જો તને ન રાખે તો તુ મરી જજે.'

મોહનસિંહ, મોહનસિંહ કરતી તે સ્ત્રી દોડી લોકો તેની પાછળ ધસ્યા બધાએ કહ્યુ કે કોઇ તેને મોહનસિંહનુ ઘર ન બતાવતા મહાજન એ ઘણી ચતુર સસ્થા છે. એ ચાતુર્યે કેટલાક મહાજનોને પ્રેર્યા કે આ સ્ત્રીને રક્ષણ ન આપવા માટે તેઓ મોહનસિંહને સમજાવે તેઓ મોહનસિંહના ઘર તરફ ચાલતા થયા

તેમને જ પગલેપગલે સ્ત્રી મોહનસિંહને ત્યા ગઇ અને રક્ષણની માગણી કરી અગાઉ એક સ્ત્રીને
૮ રક્ષણ આપ્યુ હતુ તે વાત પણ કરી મહાજનોએ મોહનસિંહને રોકવો અને કાપના કાઢ્યા કહીને તેને તે સ્ત્રીની ઓળખાણ આપી મોહનસિંહ ઉડા વિચારમા પડ્યો અંતે તેણે નિશ્ચય કર્યો

'તારૂ નામે, બાઇ?'

'નિંદા.'

'બાઇ, તુ મારા રક્ષણ નીચે આવેલી છે તો મારા રક્ષણમા જ રહે જ્યા સુધી તુ તારી મરજીથી જાય નહિ ત્યા સુધી કોઈ તને અહીંથી જવાનુ કહેશે નહિ '

મહાજનો સ્તબ્ધ થઇ તેની સામે જોઇ રહ્યા કોઇ ગુસ્સે થયા. બધા જ ખિન્ન થયા ઘણા રસ્તે પડ્યા. બાકીના એ સ્ત્રી ઉપરના ગુસ્સાને શમાવવા બીજે ચાલ્યા ગયા.

ધીમે ધીમે મોહનસિંહની આસપાસ અંધકાર પ્રસર્યો તેના પલંગની સામે એક ઝાખો દીવો બળી રહ્યો હતો થોડી વારે તેને નૂપુરનો ઝકાર કાને પડ્યો. લાગ્યું કે કોઈ ત્યાથી જાય છે તે ચમક્યો પુછ્યુ, 'કોણ?'

'એ તો હું પ્રતિષ્ઠા '

'કેમ, શુ છે?'

હુ જાઉ છુ

'શા માટે?'

'આપે મારી ઉપર ઘણો ઉપકાર કર્યો છે, પણ આજે એ બધા ઉપર પાણી ફરી ગયુ આજે આપે નિંદાને આશ્રય આપ્યો છે એટલે હુ જાઉ છું. મને રજા આપો '

'તમારા રહેવાથી મને ઘણુ સુખ મળ્યુ છે પણ જો નિંદાને હું આશ્રય આપુ તેથી જ તમને દુ:ખ થતુ હોય તો ભલે, તમે પધારો મારી રજા છે.'

પ્રતિષ્ઠા ગઇ થોડી વારે બીજી સ્ત્રી આવી તે પણ જવા માગતી 'હોય' એમ લાગ્યુ મોહનસિંહે પુછ્યુ, 'કોણ?'

'એ તો હું સરસ્વતી '

'કેમ, તમારે પણ જવુ છે?'

'હા '

'શા માટે?'

'તમે નિંદાને આશ્રય આપ્યો. પ્રતિષ્ઠા તો અત્યાર પહેલા નીકળી ચુકી છે. મારે પણ રહેવાની જરૂર નથી. હું નિંદાની સાથે રહેતા લાજી મરૂ મને જવાની રજા આપો '

મોહનસિંહ બોલ્યો, 'ભલે.'

ત્યાર પછીના થોડા કલાકમા લક્ષ્મી આવી તે પણ રજા લઇને ચાલી ગઇ પછી રિદ્ધિ, સિદ્ધિ, શક્તિ, બુદ્ધિ,—બધા એક પછી એક આવ્યા અને ગયા. સુખ, શાન્તિ અને વ્યવહાર પણ ગયા.

એકએકના પ્રયાણે મોહનસિંહ વધારે ને વધારે ખિન્ન થતો ગયો; પણ ન તેણે એક શબ્દ ઉચ્ચાર્યો કે ન કોઇને રોકાવાનું કહ્યુ

અંતે એક નિર્મળ તેજસ્વી બાળક દાખલ થયો

[અનુસધાન આગળ પાન ૪૧૪ મે]



ક્લાન્ત શિવ
ચિત્રકાર શ્રી નંદલાલ બોઝ

'રૂપમ્'ના સૌજન્યથી
'કુમાર' ભાદરવો આસો (દીવાળી અંક) ૧૯૮૩



ઉમાનુ તપ
ચિત્રકાર શ્રી નન્દલાલ બોઝ



# ગામડાંની ધુળમાં ઢંકાએલાં

એક નાટિકા :: લખનાર

## ધૂમકેતુ



૧

[હરદેવરામ માસ્તર પોતાના છોકરાને સંભાળીને બેઠા છે સવારનો મધુર તાપ શિયાળાની ઠંડીમાં વધારે મધુર લાગે છે થોડેક છેટે ઉગતા સૂર્યના કિરણોથી ટાઢ ઉડાડતા કુરકુરિયા બેઠાં છે. પાસે એક લીમડાના ઝાડ પર કાગડો 'કા કા' કરે છે ને આટલી હાજે આવેલા પાણીના કુંડામાંથી મફતનું પાણી ઢોળે છે દૂર, મારીના ઉખડેલા ઓટલા પર, પોરબંદરી સીમેંટના બે કાથળા પાથરીને જુના જમાનાનો બ્રાહ્મણ ને નવા જમાનાનો હજામ બે બેઠા છે બ્રાહ્મણની હજામત કરવા વાળંદ વાળને પાણીથી ભીંજવે છે પાસે એક કુતરૂ જીભ કાઢીને ઉભું છે એક પાડરડુ આંટા મારે છે ને થોડાક છોકરા ફરે છે

હરદેવરામ પોતાની પાસે બેઠેલા નાના છોકરાને નિહાળે છે જુની ઢબનું કડિયું, ઝીકસતાગની લાલ બોયવાળી ટોપી ને નેનકલાકની ચોરણી પહેરીને તેની પાસે છસાત વર્ષનો છોકરો બેઠો છે તેણે હાથમા પાટી ને ધોળી પેન જેને એ 'ધો પેન' કહે છે તે રાખ્યા છે ]

હરદેવરામઃ ક્યા સુધી શીખ્યો, કૃષ્ણ—કનૈયા?

કનૈયો (બાપ સામે જોઈને હસે છે.) જુઓ, હું કરી દઉં. (પાટીમાં લીટા કાઢે છે.) જુઓ, જુઓ, મેં આ શું કરી દીધું?

હરદેવરામ ભાઈ! એ તો લીટા, હો એમ નહિ કરવાના.

કનૈયો (જરાક વધારે મોટેથી) પણ, આ લીટો છે? શું આ લીટો છે? જુઓ તો કેવો સીધો છે? જુઓ, આ—આ— (પેનથી બતાવે છે)

હરદેવરામઃ હા. એ સીધો લીટો છે.

કનૈયોઃ પણ સીધો છે ના? કાઇ લીટો છે? સીધો છે ના?

હરદેવરામ (પ્રેમથી) તમે એ ક્યા શીખ્યા?

કનૈયો (ગર્વથી માથું એક તરફ નમતું જાય છે ને વાત કરતો જાય છે.) અમે ના, કાકા, અમારા ના, મામા છે ના, એને ગામ ગયા'તા હો? ગામ જ ગયા'તા હો? સા એક વડ છે વડ છે હો, વડ. તમે જોયો છે ના? વડ હો? પછી એક નદી છે, નદી. પણ એમાં તો, તમે શુ, હું ય ડુબી જાઉં એટલું પાણી છે, હો? પછી ના, નદીને કાંઠે બગલાં બેસે છે. તમે જોયા છે? ધોળા હો. ધોળા, ધોળા. ધોળા કેવા? ધોળા બસ, ધોળા જ હો? કેવા? કેવા? એ...કહું?—ચાંદા જેવા (અકસ્માત આભમા જુએ છે) જુઓ (ચાંદાને દેખાડવા આંગળી ઉંચે કરે છે, પણ ચાંદો ત્યાં નથી.) આ ચાંદા જેવા હો? પછી એક બગલું ઉડ્યુ જુઓ, એ...આમ. (પાટીમાં નીચેથી ઉપર જતો સીધો લીટો દોરે છે હરદેવરામ તે જોયાં કરે છે.)

હરદેવરામઃ (મનમા) લીટો તદ્દન સીધો છે! (મોટેથી) પણ, ભાઈ, હવે લીટા છોડો ચાલો લખો, 'મા'



કનૈયો (વ્યાકુળતાથી આસપાસ જુએ છે) મા?

હરદેવરામ (મોટેથી) હાસ્તો, લખો, 'મા'

કનૈયો (ધીરજથી) જોજો હો, લખુ છુ. (એક ઉભો ને એક આડો લીટો કાઢે છે આડા લીટા નીચે બે ટપકા મુકે છે ટપકા વચ્ચે આવી જાય તેમ એક ગોળ કાઢે છે) જુઓ, આ મેં લખ્યુ!

હરદેવરામ અરે ભલા, આ શુ લખ્યુ? આ તો લીટા છે 'મા' ક્યા છે?

કનૈયો (વ્યાકુળતાથી) મા?–મા તો તમે કહ્યું નથી, કે વાદળામા ગઇ છે? (ઉચે આકાશમાં જુએ છે ભુખરા રગના આકાશમા ઉડ્યા જતા કાગડા સિવાય બીજુ કાઇ નથી) જુઓ, દેવભાઈ,–કાકા, આ વાદળામા કા? એ વાદળ કેવુ મજાનુ લાગે છે! કાકા, મા શુ ત્યા હશે?

હરદેવરામ (નરમ પડી જઇને મનમા) નાના છોકરા અને એમના કુમળા અતકરણ! એને એની મરી ગએલી મા સાભરી!...(મોટેથી) કૃષ્ણા, બેટા, પછી એકડો નહિ આવડે હો લખો એકડો આ શુ કર્યું છે? એકડો લખો

કનૈયો (હસે છે) પણ આ મા તો તમે જોઇ લ્યો જુઓ કેવી સરસ છે! (ટપકા પર પેન મુકે છે.) આ શુ છે, તમને ખબર છે?

હરદેવરામ (વહાલથી) ના

કનૈયો. (ગર્વથી) ત્યારે જુઓ, એ આખો છે (હરદેવરામની આખોને આગળી અડાડે છે) જુઓને, આ માની આખો હો? બહુ સરસ છે, કા?

હરદેવરામ (પ્રેમથી) અને આ બે લીટા?

કનૈયો એ માના હાથ, બીજુ શુ? આ ગોળ માથુ! કેમ, હવે મા બની ગઇ ના?

હરદેવરામ ઠીક ચાલો, એ જવા દો. હવે લખો, 'બા.'

કનૈયો. (ખડખડાટ હસે છે) લ્યો લ્યો, ભુલી ગયા ને? એ કાકા, મા ઇ જ બા.

હરદેવરામ લખો તો ખરા 'મા' લખો, 'બા' લખો; લખો, ચાલો લખો

કનૈયો પણ શું લખુ? જુઓને આ લખ્યુ આ 'મા' જુઓ આ 'બા' (પેનથી પેલા લીટા બતાવ્યે રાખે છે)

હરદેવરામ ત્યારે તમે નહિ લખો? તો હું હજામત કરાવી લઉં?

કનૈયો (આનદથી) હા, હો કાકા! તમે હજામત કરાવશો ના, ત્યા હું 'મા' લખીશ, 'બા' લખીશ

[હરદેવરામ હજામત કરાવે છે કનૈયો આડાઅવળા લીટા દોરી, 'જુઓ આ બા' 'જુઓ આ મા' 'જુઓ આ બાના કાન' ને એવુંએવુ પોતાની માન્યતા પ્રમાણે લખ્યે જાય છે! હરદેવરામ હજામત કરાવી ઉઠે છે સામેના એક ધુળિયા મકાનમા કેટલાક છોકરા હો હા કરતા ભેગા થાય છે, ને દેવમદિરમા હોય તેવી ઝાલર વગાડવા માડે છે કનૈયો જવા માટે તૈયાર થાય છે, એટલામાં હરદેવરામની નજર પડે છે]

હરદેવરામ. (હેતથી) લાવો, શું લખ્યું કનૈયાલાલ?

કનૈયો શુ? જુઓ શુ શુ લખી નાખ્યુ! મા લખી, બા લખી, બાના કાન લખ્યા, જુઓ શુ શુ લખી નાખ્યુ, કાકા!

હરદેવરામ એ લખ્યુ ન કહેવાય, એ તો ચીતર્યું કહેવાય.

કનૈયો (કાઇક સભારતો હોય તેમ) ચીતર્યું?—ચીતર્યું?—એ...એ કહુ?

હરદેવરામ શુ?

કનૈયો બા ચીતરતી તેમ? ફુલ ને પોપટ ને એવુ એવુ?

હરદેવરામ હા આ તો તમે ચીતર્યું છે લખ્યુ નથી (વધારે હેતથી માથામા ટાપલી મારીને) તમે ચિતારા છો, કનૈયાલાલ?

કનૈયો (ઉભો ઉભો હસે છે) હા, હા...કાકા! હુ તો ચિતારો, હુ ચિતારો જુઓ ચીતરૂં.

[થોડી વારમા આડાઅવળા લીટા કરીને ઝાડ જેવો આકાર તૈયાર કરે છે]

કનૈયો: આ શું કર્યું, જુઓ.

હરદેવરામ: (પાટી લઇને જુએ છે.) ઝાડ બનાવ્યુ છે?

કનૈયો: (હસે છે.) હા અને આ શું? જુઓ, આ. (પેનથી ઝાડની એકાદ ડાખળી પર પંખી જેવું બેસાડ્યું છે. ને બતાવે છે.)

હરદેવરામ: એ? શું હશે?

કનૈયો: નથી ઓળખતા?—જુઓ, પણે શુ છે? (સામેનું ઝાડ બતાવે છે.)

હરદેવરામ. પોપટ.

કનૈયો: ત્યારે? આ પોપટને ડાળીએ બેસાડ્યો છે. જુઓને પેલા ઝાડ પર બેઠો. (આગળી વતી સામેનું ઝાડ ને તેના પર બેઠેલો પોપટ દેખાડે છે)

હરદેવરામ: (મનમા) આ.. હા! હું વૃદ્ધ માણસ ભવિષ્યના કોઇ ચિત્રકાર પાસે ઉભો છું (તે મુઝાય છે; માથું ખંજવાળે છે. હું ગામડાનો શિક્ષક પરિસ્થિતિ, પૈસા, સ્થળ, વગેરે બધા જ મારી વિરુદ્ધ છે. અને...(આમતેમ આંટા મારે છે.)

કનૈયો: (તેનું ધોતિયુ પકડીને) કાકા! ચાલોને, જુઓ ત્રણ ડંકા થયા. આપણે મોડા થશુ, હો

હરદેવરામ: (સાંભળતો ન હોય તેમ આટા મારે છે.) અને...મારી આ નાની સરખી નિશાળમા, દેશનુ કેટલુ ધન ભર્યું હશે! તેમા અદ્‌ભુત ચિત્રકારો, ભવ્ય શિલ્પીઓ, સાહસિક મુસાફરો, અઠંગ ઉદ્યોગી, શૂરવીરો, કવિઓ, રાષ્ટ્રવિધાયકો,...અરે, શું શુ નહિ હોય? અને આ બધાનો ઘડનારો હું એકલો!...

કનૈયો (ધોતિયું ખેંચે છે.) કાકા ચાલોને, મોડું થાય છે.

હરદેવરામ હા ભાઇ હા, ચાલો.

[બંને જાય છે]

૨

[છોકરાંઓ ગોળ કુંડાળુ વળીને ઉભાં છે એ છોકરા ઇશ્વરસ્તુતિ ગવડાવે છે બીજા ઝીલે છે]

'અરજ સુણો અવિનાશી, અમારી,
અરજ સુણો અવિનાશી.'

[હરદેવરામ માસ્તર પ્રવેશ કરે છે. બધાં છોકરા હાર ઉભા રહી બરાબર ગવાવા માંડે છે.]

હરદેવરામ: (ચારે તરફ નજર ફેરવે છે એક



છોકરા ઉપર નજર ફેરવે છે.) રઘુ! અલ્યા રઘુ!

[રઘુ હાથ જોડીને આગળ આવે છે.]

હરદેવરામ: રઘુ! તુ ગાઇ જાણે છે?

[રઘુ હકારમાં હસે છે]

હરદેવરામ: અલ્યા, બોલ તો ખરો! તું ગાવાનું શરૂ કર

[સ્તુતિ કરનારાઓને બંધ રાખવા હાથથી સુચના કરે છે માસ્તરના આવા વર્તનથી સૌ આશ્ચર્ય પામીને ઉભા રહે છે. રઘુ શરમાય છે ને હસે છે]

હરદેવરામ: તું ગાવો છો કે?

રઘુ જી હા, આતીન.

હરદેવરામ: તારી માને ગાતા આવડે છે?

રઘુ: જી હા; તુળસીકૃત રામાયણ વાંચે છે.

હરદેવરામ: ત્યારે એ જ ગા.

રઘુ: (મધુર કંઠથી ઉપાડે છે)

રઘુકુલ રીતિ સદા ચલી આઈ,
પ્રાન જાય અરુ બચન ન જાઈ.

હરદેવરામ: (મનમા)-આ...હા...હા! હવે? આ છોકરો આવતા યુગનો ગવૈયો છે! એને...અરે, એને કોણ જીવનનુ રહસ્ય સમજાવે? (રઘુ પર ફેરવેલા હાથ મુકીને મોટેથી) ભાઇ! તુ ગાતાં શીખીશ?

રઘુ: (હસે છે) જી હા.

હરદેવરામ: ક્યારે?

રઘુ: જી, આવતા અઠવાડિયામા તો પરીક્ષા છે નાં?

હરદેવરામ: (ઉતાવળથી) હા, હા. એ તો હું ભુલી ગયો. અલ્યા દામુ! એ પત્થર પર લીટા કેમ કરે છે!



બીજા છોકરા. (એકી સાથે બોલી ઉઠે છે.) જી સાહેબ' એ તો એક લીલા પત્થરમા કાણા પાડે છે.

હરદેવરામ: આહી લાવ તો, દામુ! આહી આવ

દામુ (ધ્રુજતોધ્રુજતો પાસે આવે છે ) જી, આહી નથી પાડતો ઘેર પાડ્યા છે

હરદેવરામ (માયાથી) એમ?

[દામુ આશ્ચર્યથી માસ્તર સામે જોઈ રહે છે ને પાછળ હાથ રાખીને ઇશારત કરી છોકરાને હસાવે છે ]

હરદેવરામ આ શુ કર્યુ છે?

દામુ જી, મારા બાપા એક જાળી કોતરતા હતા ત્યારે મેં જોયું'તી એ જોઈજોઈને હુ કરતો'તો

હરદેવરામ (મનમા) શિલ્પી'. ગવૈયો, ચિત્રકાર, શિલ્પી, અને.. (ચારે તરફ નજર ફેરવે છે )

હરદેવરામ અલ્યા ભીખુ' તુ મોટો થઇને શુ કરીશ?



[ ભીખુ હસો હસો હસે છે, બીજા બે-ત્રણ છોકરા 'બોલને બોલને' કરે છે ]

હરદેવરામ' વેપાર કરીશ?

ભીખુ' જી ના, મારા બાપની જેમ વહાણુ હાકીશ

હરદેવરામ. તારો બાપ શુ કરે છે?

ભીખુ જી, પોરબંદરમા વહાણુ ઉપર છે

એત્રણ છોકરા મા'બ' ભીખુને તરતા બહુ મરમ આવડે છે ડુબકી દા'મા તો એને કોઇ પો'ચતુ નથી સા'બ' ખાખરી કુવામાથી પૈસો કાઢી લાવ્યો'તો, સા'બ'—અને સા'બ...

હરદેવરામ બસ, ચાલો હવે

[ બધા છોકરા હાથ જોડીને પગે લાગતા લાગતા નિશાળમા પ્રવેશ કરે છે હર-દેવરામ માસ્તર બહાર આટા મારે છે ]

હરદેવરામ (મનમા) મગલ ને કલ્યાણુ સ્વરૂપ ભાવિ પ્રજાજનો' તમને હું—એક પંતુજી—જેને પ્રજા હલકામા હલકા પટાવાળાથી પણુ હલકો માને છે, છોકરાનુ ગુમડું સાજુ કરનાર ડૉક્ટર કરતા પણુ જેને માટે માબાપને મન વધારે ભાવ નથી, જેને સમાજમા ક્યા યે સ્થાન નથી, ભગીની જેમ જેના પડછાયામા કોઇ ચાલતુ નથી, પશુ જેમ જેને સૌ તરછોડે છે—(આખમા આસુ આવે છે તે લુછે છે) અરે, એવો નિર્માલ્ય હુ પતુજી—ઓ' ભાવિ પ્રજાજનો! તમારા માટે હુ શુ કરી શકુ?

[ આરડામા પેસીને ખુરશી પર બેસી જાય છે ]

૩

[ બુટ, પીળો હાફ કોટ, નેતરની સોટી ને પાછળ લાબા લટકતા છોગાવાળો સાફો બાધેલો પોલીસ પટલ પ્રવેશ કરે છે ]

પોલીસ પટેલ ક્યા છે? એ માસ્તર ક્યા છે?

[ હરદેવરામ ખુરશી પર ચોકે છે ]

હરદેવરામ (સ્વસ્થ થઇને) કેમ? આવોને, ગુલાબરાય ભાઈ' આવો, આવો

પોલીસ પટેલ (રૉફથી) આવો આવો શું? અમારા ડોલરને કાલે માર્યો'તો તે આજે તાવ આવ્યો છે'

હરદેવરામ અ. .ર . ર...ર...!

પો પટેલ અરરર? હવે, અરરર? ત્યારે પહેલેથી ધ્યાન રાખતા હો તો? કોધુ, માસ્તર છે તે કોણુ બોલે બાકી પોલીસ કેમ થાય, સમજ્યા કે?



હરદેવરામઃ તે કોણે મારેલું?

પો. પટેલઃ કોણે મારેલું? ત...મે, બીજા કોણે?

[સૌ છોકરાં ખડખડાટ હસી પડે છે હરદેવરામ નીચાં નેણ ઢાળી દીનતાથી ઉભો રહે છે ]

હરદેવરામઃ પણ ભાઇ, મેં માર્યું નથી. બહાર છોકરાં છોકરા લડ્યા હશે.

પો. પટેલઃ બહાર લડ્યા હશે, એટલે? શું તમે માસ્તર એટલું ધ્યાન ન રાખો?

[હાથમા રાંગ લઇને પટાવાળો આવે છે ]

પટાવાળોઃ (પોલીસ પટેલને) ઠીક થયુ લ્યો, તમે પણ અહીં જ છો ને શું?

પો. પટેલ: કેમ?

પટાવાળોઃ કેમ શું? આ માસ્તરની ૨ જાડ તો વધતી જાય છે. અમારા જાનમામદને કાવે દાખલા ન આવડ્યા તે છેલ્લો મુક્યો. શુ અમારા પટાવાળાના છોકરા છેલ્લા બેસે? અને તેમા અમે સૈયદ થઈને?

હરદેવરામઃ ભાઇ, આકળા પડો મા; હું સમજાવું

પટાવાળો: અરે, આકળા શું, સાંબ' છોકરો માગે કે છેલ્લો બેઠો હું હોઉં તો છેલ્લો જ ન જાઉં. શું અમે કણબી-કુંભારથી પણ નપાવટ? અમે સૈયદ!

હરદેવરામ: ભાઇ, પણ અહીં તો આવડે એ પ્રમાણે થાય નાં? 'ગુણાઃ પૂજાસ્થાનમ્ ગુણિષુ ન ચ લિંગં ન ચ વય '

પટાવાળો: માંબ, મોં સંભાળીને બોલજો, હો. તમારે કાંઇ અમને 'વૈ' કે 'ભૈ' કે એવુંએવું કાંઈ કે'વું નહિ. પોલીસ પટેલ!

[પોલીસ પટેલ હસે છે. વર્ગના છોકરા પણ હસવો માડે છે. હરદેવરામ કપાળે હાથ દઇ શાંત ઉભો રહે છે એટલામાં માથા ઉપર ટોપલો, તેમાંથી લસણનાં વાજવા ને લીલી ડુંગળી, એવા મેલા વેશે બકાલી પ્રવેશ કરે છે સૌ છોકરાં ખડખડાટ હસે છે, ને કેટલાક મોટેથી સંભળાય તેમ 'ધન્ય માતા ડુંગળી' એમ બોલવા માંડે છે ]

બકાલી: (એકદમ) ક્યાં છે માસ્તર?

હરદેવરામ: કેમ ભાઇ?

બકાલીઃ અમારા છોકરાનુ નામ કેમ કાઢી નાખ્યું?

હરદેવરામઃ ભાઇ, દસમી તારીખે ફી તો દેવી જોઇએ નાં?

બકાલીઃ હવે દસમી ને પચીસમી. શું તમે કાંઇ દરબાર છો કે ટેમસર જ ભરવાનું? છોકરા ભણાવવાનુ તો અમારા ગામમા રાઘવજી પણ ય કરતા; ઇમા તી શું?

હરદેવરામ: (શાંતિથી) હં; હશે

બકાલી: તે હવે નામ નાખી દેજો સમજ્યા નાં?

પો. પટેલઃ એલા, રતાળુ કેમ આપ છ?

બકાલી: ત્રણ પૈસાનાં શેર.

પો. પટેલઃ એમ? તે તારો મોટો ભાઇ પૈસાના શેર આપે, ને તુ ત્રણ પૈસાના?

બકાલી: તમારે જોઇતાં હોય તો બે પૈસાના; લ્યો, આપુ?

પો. પટેલ. જોખ, અરધો શેર જોખ

[બકાલી અરધો શેર રતાળુ જોખે છે. પટાવાળો તેના ટોપલામાંથી બે રતાળુ લઇને ખાવા માંડે છે બકાલી નાખુશીથી તેની સામે જુએ છે, પણ બોલી શકતો નથી ]

પટાવાળો એક શેર મને દે

હરદેવરામ અને એક શેર મને દે

બકાલી સાંબ, તમારા ત્રણ પૈસા છે, હો. પોલીસ પટેલ તો અમારે ઘર જેવુ ગણાય. અમારે કાંઇ ન હોય તો ત્યાંથી લાવીએ—કેમ?

હરદેવરામ વાધો નહિ, જોખને લે ત્રણ પૈસા (પૈસા આપે છે )

બકાલીઃ ઠીક માંબ, નામ નાખી દેજો,હો આવતે મહીને—

પો. પટેલઃ લે ચાલ હવે, ચાલ, નહિતર આવું સડેલું શાક વેચતો અટકાવવો પડશે

બકાલીઃ (ડુંગળી સામે



ધરે છે) લ્યો, આ લેના જાઓ

[સૌ જાય છે. છોકરા હસી પડે છે એવામાં એક છોકરો બહારથી દોડતો આવે છે ]

છોકરો સાંબ, સાબ, ડેપુટી માંબ આવ્યા!



હરદેવરામ· (હાફળાફાફળા) હેં, હેં?

[પાઘડી શોધે છે, ત્યા સ્તાળુનો ઢગલો ઠેશે આવતા બરા ઉડી જાય છે બેચાર છોકરા તે વીણવા લાગે છે સામેથી અમદાવાદી વાણિયા જેવા, બેડી કાઠીના, જાડા, કાળો આલપાકાનો કોટ પહેરેલા, હાથમા રૂપાની મુકવાળી લાકડીને લહેકાથી ઠેશ દેતા, સુરતી પાઘડી વાળા નગીનદાસ ડેપ્યુટી પ્રવેશ કરે છે સૌ છોકરા ઉભા થાય છે, ને હરદેવરામ સામે ઉભા રહે છે ]

નગીનદાસ (ચારે તરફ નજર ફેરવે છે), હ.. અહીં તમે છો, કા?

હરદેવરામ જી હા

નગીનદાસઃ લોકો સાથે મેળ રાખો છો કે?

હરદેવરામ. જી હા.

નગીનદાસ કેટલા ધોરણ છે?

હરદેવરામ ચાર

નગીનદાસ સખ્યા કેટલી?

હરદેવરામ છપ્પન વત્તા દસ,—છપ્પન છોકરા, દસ કન્યા,—કુલ છાસઠ

નગીનદાસ· (ખુરશી પર બેસતા) ચોથુ ધોરણ લાવો

[ચોથા ધોરણના છોકરા સામા ઉભા રહે છે ]

હરદેવરામ (ઉતાવળા ઉતાવળા ચોપડી લઇને નગીનદાસને આપે છે ) આ છોકરો રઘુ બહુ સારુ ગાય છે. ભવિષ્યમા મારો ગવૈયો થવાની આગાહી આપે છે પેલો રેવો તે અમારો શિલ્પકાર છે

નગીનદાસ. (ન માનતા હોય તેમ હરદેવરામ સામે આશ્ચર્યથી જોઇ રહે છે. પછી રૌફથી) તમે શી વાતો કરો છો,—ચિત્રકાર ને શિલ્પકાર ને ગવૈયા ને એવી એવી? શુદ્ધિમા તો છો કે?

હરદેવરામ· (ઝબકીને) અરે, હા, હા! એ તો મારી ભુલ થઈ. આ ધોરણનો અભ્યાસક્રમ—પરીક્ષાપત્રક આ રહ્યા.

[પરીક્ષા ચાલે છે [

## ૪

[એક સાંજે નદી કિનારે હરદેવરામ એકલા ફરે છે ]

હરદેવરામ (મનમા) ડેપ્યુટીએ કહ્યુ કે તમે ચિત્ર-કાર ને ગવૈયા ને શિલ્પકાર ને એવીએવી શોધ છોડી મુગામુગા તમારુ કામ કરજો છોકરા પરીક્ષામા નપાસ થશે તો પ્રમોશન નહિ મળે'

પોલીસ પટેલ એમ માને છે કે નિશાળ એ તો ધર્મશાળા જેવી ગણાય બકાલીએ કહ્યુ કે છોકરા ભણાવવામા કાઇ એવુ મોટું કામ નથી રાધવ પટેલે કાલે જ કહ્યુ કે તમે ઢોર ચારવાવાળા આજે દામજી શેઠ મળ્યા ત્યારે બકરાના રખેવાળ તરીકે ઓળખાણુ થઇ.. ...

માફ કરજો, એક સવાલ પુછુ. (ઉતાવળે ઉતાવળે આમ તેમ ફરે છે). આ પ્રજા પોતાના ભાવિ જનો જેના હાથમા સોપે છે તેને ચાડાળથી પણ વધારે અસ્પૃશ્ય ગણે છે અરેરે'...આવી સ્થિતિમા શુ થઇ શકે? હુ એકલો કેટલુ કરૂ? (વેગથી ફરવા માડે છે).. પ્રજાજનો! તમારા કલા, સાહિત્ય, સૌંદર્ય, જાતિપ્રેમ ને ધર્મ—બધા, આ છોકરાં પર જ છે છોકરા સાચવનારી સંસ્થા ઉદ્ધારો, અથવા વિનાશને પથે દોડો છો તેમ જ દોડો. બંને માર્ગ જ નથી





# ઍની બેસંટ

[ઉત્તરજીવન]

સંહારનાં સમરાંગણોમાં તો હું ઘણુંઘણું ઘૂમી વળી; હવે સર્જનના શાંત ચણતર કરવાનો મને આદેશ મળ્યો. બહુ સમય ભાંગતોડના હથોડા ચલાવ્યા, હવે બાંધકામનો વારો આવ્યો. મને સમજાઇ ગયું કે હું વિનાશ કરવા નથી આવી; રચના કરવા આવી છુ.'

આવા જીવનપલટામાં ઍની બેસંટે પરમ શ્રદ્ધાભેર છલગ દીધી. શ્રદ્ધા અને છલંગ, એ જ એના જીવનની ગુરુ-ચાવી હતી. અધરસ્તે રોકાઇ જઇ આશંકા કુશંકાઓની અંધારી રાતમાં રઝળવું ઍની બેસંટને મંજુર નહોતું. અને એનાં પરિવર્તનો પણ ધીરા, પુખ્ત વિચારપૂર્વકના, સાવધાનીના, હળવા ડગલા માંડતા નહોતા, પણ હમેશાં આત્મપ્રેરણાની છલગો દેતા હતા. અને આર્યાવર્તના સાગરતટ ઉપર એણે મારેલી છલગ જીવનની અંતિમ આસ્થાની છેવટની જ છલગ હતી

### કાશીમાં ધર્માન્વેષણ

આવીને એ થીઓસૉફિકલ સત્વના મુખ્ય મથક અડિયારનું કોઇ અધિકારીપદ ભોગવવા માટે ન જતાં પરબારા એક અદના સભ્ય તરીકે કાશી નગરીમાં સીધાવ્યાં અને ત્યાં શાંતિકુંજ નામનું નાનુશું તપોવન જમાવ્યું ઘણા સમયની ધર્મવિહોણી અશ્રદ્ધાળુ ઍનીને ક્યાંય નહિ અને આર્યોના મુક્તિદ્વાર સમા કાશીનગરમાં જ ખેંચી જઇ સ્થિર કરવામાં પણ અદૃશ્ય શક્તિઓનો એક પરમ સંકેત જ સમાયો હશે



ઍની બેસંટ : હિંદમાં આવ્યા પછી

પુરાણોએ સ્તવેલી એ ગંગાતીરની વારાણસી જ્યાં સેંકડો હિંદુ દેવાલયો શંકુ આકારે ગગનમાં ચડતી પ્રાર્થના-જ્વાલાઓ જેવું દૃશ્ય ઉભું કરી આર્યત્વના કોઇ પાષાણકોતર્યા શાશ્વત અગ્નિકુંડનું સ્મરણ આપે છે; જ્યાં ચારે વેદ, શ્રુતિ-સ્મૃતિ અને પુરાણોની વિદ્યા સજીવન રાખવા માટે જાણે કોઇ કાળજુની મહાન વિદ્યાપીઠ અહર્નિશ ગુંજી રહી છે; જ્યાં એ વિદ્યાના પાંડિત્યની પડખોપડખ પ્રભુભક્તિના આવેશ-અંધ યાત્રાળુઓનો અનંત સંઘ, ભાગીરથીમાં મારેલી કેવળ એક જ ડુબકીથી અને કાશીવિશ્વનાથના જરા જેટલા દર્શનથી પણ પોતાના મહાપાપોની ધોણ થતી ગઈ માને છે; જ્યાં તપસ્વીઓ અને પાખંડીઓના અડોઅડ અખાડા ચાલે છે; જ્યાં પ્રગટ પુણ્યના અને છુપા પાપના બે નિકટવર્તી પ્રવાહો વહ્યા જાય છે; જ્યાં કરોડો ધર્મઘેલડાં હિંદુ નરનારીઓના સ્વર્ગ નરકની ચાવીઓ લટકે છે એ આર્યવિદ્યા ને આર્યસંસ્કૃતિના હૃદયપદ્મ રૂપ વારાણસીને કિનારેથી ઍની બેસંટે આર્યાવર્તના ઉચ્ચનીચ તત્વોનું નિરીક્ષણ આદર્યું

પ્રવાહ જોઇ તે ડરી ગયો અને ડોક પાછી ખેંચી લીધી હમેશના ચિત્કાર સાભળી દૂરથી સામો ચિત્કાર કરતો તેનાં માબાપનો અવાજ આજે આવ્યો નહિ, અને ધીમેધીમે દૂરની ભુરી, વેરાન પર્વતની શિખર-માળા પાછળ સૂર્ય અસ્ત થયો.

એ નાનકડા બચ્ચાને શી ખબર કે સ્ટોરફીપર રહેમતુલ્લાની ગોળીનો ભોગ થઇ તેની મા પેશાવરના કેન્ટોન્મેન્ટમા પડી છે, અને તેનો બાપ રહેમતુલ્લાની જાળમા સપડાઇ ઝેરી ખોરાક ખાઇ મરી ગયો છે' પૂર્વમા કારાકોરમ, પશ્ચિમમા ઠેઠ હેરત, ઉત્તરમા માઉન્ટ ગુડવિન અને દક્ષિણમા છેક મુલતાનની એક દિવસમા સફર કરનાર, રહેમતુલ્લાના કબુતરનો સહારક એ બેરી આજે નથી તેના મૃત્યુથી આજુબાજુ પાચસો માઇલમા ફરતા નાનામોટા પક્ષીઓ નિર્ભય બની ગયાં છે, અને રહેમતુલ્લાની પોતાના પાળેલ કબુતરો મારેની ચિંતા આજે નિ:શેષ થઇ છે. પણ બીજી બાજુ સુલેમાન પર્વતની ધારના માળામા ત્રણ બચ્ચા મા-બાપની રાહ જોઇ, ચીસો પાડી, થાક્યાપાક્યા ને ભુખ્યા-તરસ્યા એકબીજાને વળગી માબાપની પાખની હૂફ વગરના નિદ્રા–કે મૂર્છામા પડ્યા છે

પર્વતના ભુખગ પ્રદેશમા સૂર્યોદય થયો ગાળી-ઓમા જામી ગએલો અધકાર ધીમેધીમે પીગળી કાબુલના પ્રવાહ સાથે દૂરદૂર વહી જતો ભાસવા લાગ્યો પૂર્વમા સિંધુનું પાણી સૂર્યકિરણોથી ચમકારા મારવા લાગ્યુ અને પક્ષીઓ પોતપોતાના ખોરાકની શોધમા ઉડવા લાગ્યા નદીકિનારે કલકલિયો માછલાની શોધમા પાણી ઉપર સ્થિર થવા લાગ્યો, નદી વચ્ચે અડગ ઉભા રહી બગલાઓ ધ્યાન ધરવા લાગ્યા, બતકાઓ નદીની ઉંચી ભેખડો ઉપર બેસી ભીની પાખો પસારી તડકામા સુકવવા લાગ્યા, દૂર ઝાડીમા કાગડા, કાબર અને ચકલાએ શોર મચાવી મુકયો, અને નીલકંઠ તથા કાળાકોશી પક્ષીઓએ ઝાડની ઉંચી ડાળો ઉપર પોતપોતાના શિકારના સ્થાનો પસદ કરી લીધા આ પ્રમાણે બધે ખોરાકની તૈયારીઓ થઇ રહી હતી, પણ નાના બેરી અને તેની બે બહેનો માટે કોઇ કાંઈ ખાવાનુ લાવે તેમ હતુ નહિ

અચાનક ઉપરથી માળામા એક પત્થર પડ્યો બેરી મૂર્છામાથી જાગૃત થયો ત્યા તો બીજો પત્થર પડ્યો. બેરી બીનો પછી તો કાકરાનો જાણે વરસાદ વરસ્યો કાઇક ખખડાટ સંભળાયો બેરીએ બચાવ માટે પજો ઉંચો કર્યો પાસેના માળામાથી ગલના ટોળા કીકિયારી કરીને ઉડ્યા, ડીસો કકળાટ કરતો ઉંચેઉંચે ગોળ ઉડવા લાગ્યો અને કાગડાઓ ફર રહ્યા-રહ્યા શુ થાય છે તે જોઇ રહ્યા

એવામા માળા પાસેથી એક પાતળી વસ્તુ લટકી નાનકડા બેરીનો શ્વાસ ભયથી રૂધાઇ ગયો એ પાતળી વસ્તુને વીંટળાઇ બે પગ નીચે ઉતરતા દેખાયા, અને પછી તો હાથ ઉપર હાથ સેરવતો એક જુવાન છોકરો એ ભયાનક ખીણમા અદ્ધર લટકતો દેખાયો તેની બંને બગલ નીચેથી તેણે એક દોરડુ બાધ્યુ હતુ તે દોરડું ઠેઠ પર્વત પરની સો ફીટની ઉંચાઇએથી એક પહેરેગીર ધીમેધીમે નીચે ઉતારતો જતો હતો છોકરાનો ચહેરો અને હાથ શ્રમથી લાલચોળ થઇ ગયા હતા અને ડાબે ગાલે દોરડુ ઘસાવાથી લોહી ટપકતુ હતુ

- - -

**આ** છોકરાનુ નામ અબ્દુલ હતું તે લાહોરની કૉલેજમા ભણતો હતો અને રજા ગાળવા પેશાવર આવ્યો હતો અહીં તેના બાપ લશ્કરી અમલદાર હતા અબ્દુલ સાહસિક તેમજ શરીરે મજબુત હતો. એક દિવસ પર્વતોમા ફરતા તેણે આ ઉંચી ધારની બખોલમા બેરીનો માળો જોયો, અને તેને તેના બચ્ચા હાથ કરી પાળવાની ઇચ્છા થઈ પણ આ કામ સહેલ ન હતુ સીધી ભીંત જેવી એ ધાર બસો ફીટ ઉંચી હતી માત્ર જ્યા બેરીએ ઇંડા મુકયા હતા ત્યાં આગળ, એક નાની પત્થરની કરાડ બહાર નીકળી ઝરૂખા જેવું થયુ હતું નીચે તમ્મર આવે એટલી ઉંડાઇએ કાબુલ નદી વહેતી હતી અને આજુબાજુ પ્રચડ સીધી ધારો આવેલ હતી એટલે કોઇ પણ રીતે બેરીને માળે પહોચી શકાય તેમ ન હતુ તેના બાપનો વિશ્વાસુ સિપાઇ ઇમાની એક વખત નદીમાંથી આ ધાર ચડેલો તેણે અબ્દુલને સલાહ આપી કે આ કામ કરવા જેવુ નથી. પણ અબ્દુલ ડગે તેમ નહોતો તેણે તો કોઈ પણ રીતે બેરીના બચ્ચા હાથ કરવાનો નિશ્ચય કર્યો હતો અંતે ઇમાનીએ તેની આટલી તીવ્ર ઇચ્છા જોઇ મદદ કરવા વચન આપ્યુ

ભુખ અને ભયથી નાનકડો બેરી એવો તો નબળો થઇ ગયો હતો કે તે શૂન્ય થઇને પડી રહ્યો. તેણે હવામાં અદ્ધર લટકતી મનુષ્ય–આકૃતિ જોઇ અને બીકથી એક પંજો પોતાની બહેનની ગરદન ઉપર દબાવ્યો. પણ તેનું તેને કશુ ભાન હતુ નહિ પક્ષીના બચ્ચામાં સ્નેહ જેવું કાઇ હોતુ નથી. કેવળ પોતાની જાતનું જ રક્ષણ કરવાની વૃત્તિ હોય છે. જો બેરી મોટો હોત અને એ પાસેના બચ્ચાને બદલે ત્યા તેની માદા હોત તો એ કાઇક બીજું જ કરત.

જુવાન નીચે ઉતરતો અટક્યો. હવે તે બરાબર બેરીના માળાની સામે આવી પહોચ્યો હતો તે લટકતો હતો ત્યાંથી માળાની કોર થોડે દૂર હતી. ત્યા પહોંચવા સારૂ તેણે ધીમેધીમે દોરડાને હીલોળે ચડાવવું શરૂ કર્યું અને પાંચેક મિનિટના પ્રયત્ન પછી હીંચકો એટલો મોટો થયો કે તેનો હાથ માળાવાળી કોરને અડકવા લાગ્યો. બેરી આ લટકતી આકૃતિ સામે જોઇ જ રહ્યો. ઉપરથી તેના માથામા ધુળ અને પથરા ધડાધડ પડ્યા જ કરતા હતા.

આખરે અબ્દુલે ધારની કોર પકડી નીચે એકાદ આગલી પથ્થરની કોર ઉપર પગ ટેકાવ્યો. આ સાહસ અને શ્રમથી તે આખો કંપતો હતો. બેરીનુ બચ્ચું તેનાથી માત્ર ત્રણ ફુટ દૂર હતું. ડાબે હાથે તેણે કોર પકડી હતી ને જમણે હાથે દોરડું પકડ્યું હતુ, અને તે પણ તેના શરીરની કંપારી સાથે ધ્રુજતુ હતુ.

હવે અબ્દુલને ઘડીભર એમ થવા લાગ્યુ કે તેણે આ જોખમ ન ખેડ્યુ હત તો ઠીક હતુ. તેનું અરધુ હૈવત તો આટલા યત્નમાં ખપી ગયુ હતુ, અને કાઇ પણ વધુ યત્ન કર્યો સિવાય જો તે પાછો ફરે તો હજુ ઉપર પહોંચી શકે તેમ હતુ. પણ બેરીથી ત્રણ જ ફુટ દૂર આવીને પાછા જવું તેને ન ગમ્યુ.

માળાની કોર ઉપર ચડવા માટે તેને જમણો હાથ છૂટો કરવાની જરૂર હતી બે હાથ છુટા હોય તો જ તે માળાવાળી જગ્યા ઉપર ચડી શકે. પણ એમ કરવા જતાં જો દોરડું સરકી જાય તો? તો પછી પાછા ઉપર કેવી રીતે ચડવું? તેને શરીરે બાંધેલા એક દોરડા વડે તો ઇમાની તેને ઉપર ખેંચી શકે તેમ હતું નહિ. અને કદાચ ખેંચતા તે દોરડું પણ પથ્થર સાથે ઘસાઇઘસાઇને તુટી જાય તો?

સો ફુટ નીચે કાબુલ નદી વહેતી હતી; સો ફુટ ઉંચે પથ્થરની કાળમીંઢ ધારો ઝઝુમી રહી હતી. અને તેની વચ્ચે, માત્ર આઠનવ ચોરસફુટ જગ્યા જેટલા ગાળામા પોતે અંતરિયાળ રહી જાય' આ વિચાર આવતાં તેનું દિલ થડક્યુ; તેને કમકમાં આવ્યાં

ફરી એક વાર બેરીને લીધા સિવાય પાછા ઉપર ચડી જવાનો તેને વિચાર થયો. પણ તરત જ હીમતથી ખભા હલાવી તેણે નિશ્ચય કર્યો કે મરૂ તો ખેર, પણ બેરી લીધા વિના તો પાછા નથી જવુ. તેની નસોમા સાહસિક અને ઝનુની અમલ કાબુલી લોહી વહેતુ હતું. તેના પૂર્વજોએ મોતના મોમા માથા નાખી મોટામોટા કામ કર્યા હતા લાહોર કૉલેજની શાન્ત તાલીમ પછી પણ એ જુનો વારસો હજુ અદશ્ય થયો નહોતો. વળી તેને ઇમાનીની શક્તિ અને વફાદારીમા અડગ શ્રદ્ધા હતી. એક દોરડું તેના હાથમાથી છુટી જાય અને બીજું દોરડું જાહલ થાય તો ઇમાની તેને માટે જરૂર કાઇ ઉપાય તો કરે જ આ શ્રદ્ધાએ તેની હીમતને ટેકો આપ્યો, અને જમણા હાથમાથી દોરડું છોડી માળાવાળી બખોલની ધાર પકડી પેટભર થઇ તે બખોલમા ચડી ગયો. દોરડું પણ તેના ખભા અને ડોકની વચ્ચે ભરાઈ રહ્યુ એટલે ઉપર ચડવા વિષેની ધાસ્તી રહી નહિ

શ્વાસ જરા સમાયો અને શ્રમિત સ્નાયુઓ સ્વસ્થ થયા એટલે તેણે માળામાં નજર નાખી. નાનો બેરી ધાસ્તીથી આંખો મીચી પડ્યો હતો. તેને તેણે લઇ સાથે લાવેલી પોતાને પડખે લટકતી ટોપલીમા મુકી દીધો અને બાકીના બે બચ્ચાને તેમના માબાપના સંતોષ ખાતર રહેવા દીધા.

ઘડીભર થાક ખાઇ અબ્દુલે ઉપર ચડવાનો વિચાર કર્યો. આંખે અંધારાં આવે એવા નીચેના ઊંડાણ તરફ તથા છાતી પર તોળાઈ રહેલી ખડકની ધાર પર હીમતથી તેણે એક ઉડતી દૃષ્ટિ ફેંકી અને પોતે કેવુ ભયંકર સાહસ ખેડ્યુ હતુ તેનો ખ્યાલ આવતા ભય અને અભિમાનની મિશ્ર લાગણીથી તેને આખે શરીરે ફરીથી એક તીણી કમકમાટી પસાર થઇ ગઇ.

તરત તેણે દોરડું મજબુત પકડી હીંચકો ખાધો અને પાછો પ્રથમની માફક ખાઇમાં લટકવા લાગ્યો

હાથ ઉપર હાથ મારતો તે ઉપર ચડતો જાય ને ઇમાની તેને ખેંચતો જાય વચ્ચે ધાગનો એક પત્થર જરા વધારે આગળપડતો હોવાથી શરૂઆતમા તેને ચડતા બહુ આકરો પ્રયત્ન કરવો પડ્યો ઇમાની તેને સીધેસીધો ઉતાવળે ખેંચી શકે તેમ ન હતુ કેમકે તેમ કરતાં પત્થર અબ્દુલને અફળાવાની તથા ડોરડું ઘસાવાની ધાસ્તી હતી અંતે મહા મુસીબતે એ નાનકડું લાગતુ કપરૂ વિઘ્ન પણ વટાવ્યુ અને ફાટેલુ પાટલુન, પરસેવે ભીનું થએલુ શરીર તથા લોહીલોહાણ ચહેરો લઇ અને આળી થએલી હથેલીઓ ચચવાળતો તે ઉપર પહોંચી ઇમાની સામે જઇ ઉભો ત્યારે હેત અને શાબાશીના ઉમળકાથી એ અનુભવી વૃદ્ધ પહેરેગીર તેનો બરડો થાબડ્યા સિવાય રહી શક્યો નહિ

**પ**હેલા ચાર દિવસ તો બેરી આ નવા વાતાવરણમા ખાધાપીધા વિના શનમૂન થઇ પડી રહ્યો પણ પછી તે ધીમેધીમે અબ્દુલનો એટલો બધો હેવાયો થઇ ગયો કે તેના વગર રહે જ નહિ તેને જુએ કે ઉડીને તેને ખભે બેસી જાય, પાંખો ફફડાવે, ખાવા માટે ચાંચ પહોળી કરે અને ઝીણોઝીણો અવાજ કરે આથી તેને પીંજરામા પુરવાની જરૂર રહી જ નહિ તે છાપરા ઉપર અથવા ફળિયામા સિલ્વર ઓકનું એક ઝાડ હતુ ત્યા બેસી રહેતો

હવે તો એ ત્રણ માસનો થવા આવ્યો હતો અને તેનુ રૂપ ખીલ્યું હતુ તેની છાતી ઉપર કાળા પીછાની સુંદર લીટીઓ તરી આવી, તેની પીઠ અને માથું રાખોડિયા રંગના થયા, તેની બેસવાની ઢબમા રૂઆબ આવ્યો, તેની આંખમા ખુનરેજીની ચમક આવી, અને તેની વાંકી ચાંચ ચોખ્ખા ઓપેલા પોલાદની હોય તેવી મજબુત બની. આમ તેને અચ્છો નમુનેદાર બેરી બનેલો જોઇને અબ્દુલનો હરખ તો માતો ન હતો. તેણે હવે તેને તાલીમ આપવાનો વિચાર કર્યો. પોતાના બાપની લશ્કરી પલટનના જાણીતા વિમાન ઉપરથી તેનુ નામ અબ્દુલે 'ફૉકર' પાડ્યુ

તાલીમ માટે અબ્દુલ હમેશા તેને લઈ બહાર પર્વતોમા જાય. તેની આંખ ઉપર અંધારી ચડાવી એક મરેલુ કબુતર દૂર દાટે, અને પછી અધારી ખસેડી ફૉકરને તે શિકાર બતાવે ફૉકર થોડુંક ઉડે, પછી ચાલે, અને પંજા વતી કબુતરને પકડી તેના ઉપર ચડી બેસે અને પંજા વતી તેની છાતી ચીરે તેની આવી ધીમી રીતથી અબ્દુલને સંતોષ થયો નહિ હવે તેણે મરેલા કબુતરને દોરી વતી બાંધી તે દોરીનો છેડો લાકડી સાથે બાંધ્યો. પછી લાકડી વતી આ કબુતરને તેણે ગોળ ફેરવવા માડ્યુ અને ફૉકરને તેના ઉપર છોડવાની વ્યવસ્થા કરી આથી ફૉકરમા હીમત તથા ચપળતા આવ્યા અને તેની ચાલાકી તથા ઝડપ વધ્યા પણ હજી તે કબુતર પર ઉપરથી હુમલો કરી તેને દાબી દેવાને બદલે નીચેથી હુમલો કરતો અને પંજા વડે તેને પકડતો

એક સવારે અબ્દુલ, આગલી રાત્રે થએના નાટકના ઉજાગરાથી મોડે સુધી ઉંઘતો હતો, એવામા ત્યા બેરી ફૉકર આવ્યો તેને ભુખ લાગી હતી તેણે અબ્દુલને જગાડવા ઘણા અવાજ કર્યા, પણ અબ્દુલે તો પડખું ફરી ઘોરવાનું જારી રાખ્યુ. અંતે થાકીને ફૉકર બારીમાથી ઉડ્યો અને સિલ્વર ઓક પરની પોતાની હમેશની જગ્યાએ આવીને બેઠો. ભુખ પણ કકડીને લાગી હતી એવામા તેણે ઝાડ પર એક કબુતરને ઉડતુ જોયુ અને ફૉકર તેની પાછળ ઉપડ્યો

આ કબુતર પણ પેલા સ્ટોરકીપર રહેમતુલ્લાનું જ હતુ, જેણે બેરીના માબાપનો જાન લીધો હતો રહેમતુલ્લા પેશાવરનો પ્રખ્યાત વેપારી હતો સરકારી લશ્કરોને તે બધો સામાન પુરો પાડતો, ઉપરાંત લડાઇના વખતમા સદેશા લઇ જવા–લાવવાના કામ માટે જાતજાતના કબુતરો પણ પાળતો તથા તેમને તાલીમ આપતો તેની પાસે કેટલાક તો બહુ જ ઝડપથી ઉડનાર તથા ધારેલે સ્થળે સદેશો પહોચાડે તેવા ઉમદા કબુતરો હતા ફૉકર જેની પાછળ પડ્યો હતો તે તેના ઉમદા સટમાનુ જ એક કબુતર હતુ એકાએક તેના માણસોએ બેરીની બુમ કરી પણ રહેમતુલ્લા બહાર આવીને જુએ ત્યા તો ફૉકર તેના કબુતરને નીચેથી પકડી ક્યા નો ક્યા ચાલ્યો ગયો' રહેમતુલ્લાએ આ બેરીને પણ ઠાર કરવાના સોગદ લીધા

સોગદ ઘણી વાર શક્તિ કરતા ગુસ્સાના પરિણામ રૂપે નીકળે છે તેને કઇ પ્રતિજ્ઞા જેટલુ ગૌરવ આપી શકાય નહિ એક વખત અકસ્માત ગોળીબારથી બેરી

મારી એટલે કાંઈ નિશાનબાજ બની જવાયું? પચીસ વાર દૂર દોડતું ગધેડું પણ ચુકી જાય એવી તો રહેમતુલ્લાની નિશાનીબાજી હતી! અને ફૅાર્કરને રહેમતુલ્લાના મોગંરની શી ખબર કે પરવા હતી? એણે તો એક વાર સ્વાદ ચાખ્યો એટલે વારંવાર તેના મકાન ઉપર ભમવા માંડ્યું ધીમેધીમે રહેમતુલ્લાના કબુતરો ઓછા થવા લાગ્યાં

કેટલીક વાર તો ફૅાર્કર ખુબ ઉંચે ચડતો, અને પછી કલાકના બસો માઇલની ઝડપે, બંદુકની ગોળીની પેઠે નીચે પડી રહેમતુલ્લાના સૌથી કબુતરમાંથી ધારેલું જ કબુતર ઉઠાવી વિજળી માફક ગુમ થઇ જતો! રહેમતુલ્લાની બંદુકની ગોળીનો તેને મન કાંઈ હિસાબ નહોતો

દિવસેદિવસે તે શિકારના કામમા વધુ ને વધુ પાવરધો થતો ગયો, અને પોતાની શિકાર કરવાની રીતમા નવીનતા લાવતો ગયો જે કબુતરને મારવુ હોય તેના ઉપર પહેલા નીચેથી હલ્લો કરે અને ધીમેધીમે તેને ઉંચે ને ઉંચે લઇ જાય. પછી તેને પોતાની ઝડપમાંથી બચી જવા દઇ નીચે ઉતરવા દે. જ્યારે તે બને વચ્ચે અંતર વધે ત્યારે તે માથુ નીચું કરી, પાંખો જાણે શરીરે ચોંટાડી દીધી હોય તેમ શરીર સંકોચી તેના ઉપર પડતુ મુકે. ખરતા તારાની જેમ પંદર સેકંડે એક માઇલની ઝડપે સુસવાટ કરતો તે નીચે ઉતરે—પડે! એક સુસવાટો, એક ઝડપ અને આંખના પલકારામા તો શિકારને પગમા પકડી ફૅાર્કર અદૃશ્ય! બંદુકથી કોઇ તેને આંબી શકે નહિ; કોઇ પણ જાતના અવાજથી તે બીએ નહિ.



કલાકના બસો માઈલની ઝડપે બંદુકની ગોળીની પેઠે નીચે પડી ધારેલું પક્ષી ઉઠાવતો.

રહેમતુલ્લાનાં કબુતરો દિવસે દિવસે ઓછા થવા લાગ્યાં અને તેનો ગુસ્સો ભભુકતો ગયો. ઘણો યે ધુંઆંફુંઆ થાય, પણ શું ચાલે? રહેમતુલ્લાનુ એક ખાસ કબુતર હતું ફૅાર્કર સાથે તેને બેત્રણ વખત ભેટો થએલો; પણ તે બહુ અનુભવી અને ચપળ એટલે બચી ગએલું તે ઉડતું હોય અને ક્યાંય ફૅાર્કર દેખાય કે તરત તે નજર ચુકાવી મકાનમાં છુપાઇ જાય. પણ એક વખત ફૅાર્કરે તેને ઓચિંતુ સપડાવ્યુ પછી તો પોતાની રીત મુજબ નીચેથી હુમલો શરૂ કરી તેને અદ્ધર ને અદ્ધર ઉડાવ્યુ. ઝપાટાબંધ કબુતર ઉંચે ચડતુ હતું અને ફૅાર્કર, તેને દબાવવા માટે વધુ ને વધુ ઝડપ વધારતો તેને અદ્ધર ચડાવ્યે જતો હતો. કોઇક માઇલ ઉંચે બંને ગયા પછી ફૅાર્કરે તેને નીચે ઉતરવાને સગવડ આપી. કબુતર થોડુંક નીચે ઉતર્યું હશે, ત્યા તો ફૅાર્કરે માથું નીચું કરી પત્થરની માફક તેના પર પડતુ મુક્યુ પરંતુ કબુતર પણ ચાલાક હતું. ચપળતાથી થોડુંક ખસી જઇ તેણે ફૅાર્કરની ઝડપ ચુકાવી દીધી! અદ્દભુત ચાલાકીથી શરીર વાળી લઇ, પાંખો પહોળી કરી ફરીથી ફૅાર્કર ગુલાંટ મારી અદ્ધર ચડ્યો અને પાછું પડતુ મુક્યુ ફરીથી કબુતર તેનો હુમલો ચુકાવી છટકી ગયું આમ દરેક વખતે કબુતર ખસી જાય અને ફૅાર્કર ચુકે

આમ કરતાંકરતાં તો તેઓ ઠેઠ રહેમતુલ્લાના મકાન પાસે આવી પહોંચ્યાં ફૅાર્કરે પોતાની બધી શક્તિ તથા યુક્તિ અજમાવી છેલ્લો પ્રયત્ન કર્યો અને

કબુતરને નીચે જતા રહ્યા ઘણી જ ઝડપથી તેના ઉપર પડતુ મુક્યું આ વખતે આજુબાજુની ભુમોથી રહેમતુલ્લા જલદી આવી પહોંચ્યો હતો હમણા કબુતર સપડાયુ એમ તેને થયું પણ નહિ કબુતર ચાલાકીથી ખસી ગયુ અને ફ્રૅંકર આજે ત્રીજી વાર માત્ર ચાર ઈંચે ચુક્યો પોતે કેવા ભયમા છે એ પરિસ્થિતિ તો તે કળી ગયો હતો એટલે ઝડપથી ગુલાંટ મારી જોતજોતામા તે અદૃશ્ય થઇ ગયો અને રહેમતુલ્લાનુ સૌથી વધુ કીમતી કબુતર, જેને તે ગજન કહેતો તે, બચી ગયુ

રહેમતુલ્લાએ હવે તેને બંદુકથી નહિ પણ ફાંસાથી મારવાનો વિચાર કર્યો જેમ આ ફ્રૅંકરના બાપને તેણે ઝેર દઇ માર્યો હતો તેવી જ રીતે આને પણ મારવા માટે તેણે એક મરેલા કબુતરમા ઝેરી માલ ભરી ઝાડ પર ટીંગાડ્યુ પણ ફ્રૅંકર જેવું નામ' એ કઈ આવી જાળમા ફસે? એવા અજીબ મરેલા ખોરાકથી તે લોભાય તેમ ન હતો તેને તો કબુતર ગજનને પકડવામા જ ખરી મઝા પડતી હતી તેણે તો એ મરેલા કબુતર તરફ નજર સરખી પણ ન કરી રહેમતુલ્લાની આ યુક્તિ નિરર્થક ગઇ

હવે રહેમતુલ્લાએ એક બીજી યુક્તિ કરી. તેણે એક નાની કાડી (લાકડી) કબુતર ગજનને પગે લટકતી બાંધી અને તેના ઉપર લાસો (બહુ જ ચીકણો પદાર્થ—વડ-પીપળાનુ દુધ) ચોપડ્યો હમેશના નિયમ મુજબ ફ્રૅંકર ગજનની શોધમા તેના મકાન ઉપર દેખાયો એટલે તેણે ગજનને હવામા છોડ્યો,—એમ ધારીને કે ગજન ઉપર હુમલો કરતા બેરી પેલી કાડી ઉપર ચોંટી જશે અને નીચે પડશે

રહેમતુલ્લાના હાથમાથી છુટીને ગજન હજી પુરો ઉંચે પણ નહોતો ચડ્યો એટલામા તો ફ્રૅંકરે તેના ઉપર પડતુ મુક્યુ ગજન આ ઓચિંતા હુમલાથી એવો તો ગભરાયો કે ખસી શક્યો નહિ



બેરીએ તેને પકડ્યો. કાડી તો નીચે જ લટકતી રહી ગઇ અને પંજામા ગજનને પકડી રહેમતુલ્લાથી માત્ર ચાળીસ વાર ઉંચે થઇને ઉડી નીકળ્યો. રહેમતુલ્લાના હાથમા બંદુક તૈયાર હતી એ અવાજ



કર્યા વિના કેમ રહે? તેણે બાર કર્યો,–પણ ચુક્યો માત્ર એક જ છરો બેરીના પગમા વાગ્યો બેરીએ ગુસ્સાથી ચિત્કાર કર્યો, મરેલા ગજનને પડતો મુક્યો અને ઉડી ગયો

ઘાયલ થએલો બેરી ઉડ્યો, ઉડ્યો તે બસ ઉડ્યો જ નદીઓ પર નદીઓ અને મેદાનો પર મેદાનો તે ઓળંગી ગયો પર્વતની અનેક શિખરમાળાઓ વટાવી ગયો મધ્ય એશિયાના વિશાળ રણ જેવા મેદાન, તેમા ક્યાંકક્યાંક ઝાડના ઝુંડ, અને ઉંચેથી ખાબોચિયા જેવા લાગતા સરોવરો તેણે વટાવ્યાં કીડીની હાર જેવી લાગતી દોડતી રેલ ગાડીના તેણે આછા ધુમાડા જોયા, પેન્સિલના લીટા જેવા ઉંચેથી દેખાતા ટ્રેનના પાટા અને બંને બાજુ રેતીના ઉજ્જડ મેદાન તેણે જોયા મોટેમોટે અંતરે આવતા નગરો અને ખુબસુરત જેવા મોટા શહેરોની મસ્જિદો, મિનારાઓ, સફેદ ઘુમ્મટો અને માલ ભરી જતાં ઉંટની હારોની હારો તેની નીચે સીનેમાની ફિલ્મની માફક પસાર થઈ ગઈ પણ તે તો ગુસ્સામા ઉડ્યે જ જતો હતો, —કલાકના ૧૨૦ માઇલની ઝડપે નીચેનો પ્રદેશ પસાર થઇ જતો હતો!

ઉડતા ઉડતા તે ખાજ મેગામે જતો હતો હવે તો તેણે પોતાની નીચે જમીનને બદલે સાગર જેવુ વિશાળ કાસ્પિયન સમુદ્રનું પાણી ઉછળતુ જોયું અને તેની ઉપર નાનીમોટી સ્ટીમરો તથા ઉંચેથી સફેદ બતકા જેવા દેખાતા વહાણો ડોલતા જોયા પશ્ચિમ કિનારા ઉપર, જાણે આકાશને રંગવા મથતી ચિતારાની પીંછીઓ જેવી બાકુના ગ્યાસતેલના કારખાનાની અનેક ચીમનીઓ ધુમાડાના ગોટેગોટા અદ્ધર ફેંકી આકાશને કાળું કરવા મથી રહી હતી તે તેણે જોયુ આ બધુ જોતો તે તો પશ્ચિમ દિશામાં ઉડ્યે જ જતો હતો ડાબી બાજુએ ઇરાનનો ઉચ્ચ પ્રદેશ અને જમણી બાજુએ કૉકેસસ પર્વતની અડગ હારો આવી રહી હતી તે કેટલુ ઉડ્યો તેનુ તેને ભાન રહ્યુ ન હતું

અંતે તે એક બહુ જ વિચિત્ર પ્રદેશમા આવી

ફૉર્ડે તરત તેનો ઉત્તર તેના જ ચિત્કારથી વાળ્યો બન્નેએ સાથેસાથ પુર જોસથી ઉડવું ચાલુ રાખ્યુ

રસ્તામા ફૉર્ડ જાતજાતના પક્ષી મારતો જાય અને બંને નાસ્તો કરે. આ પ્રમાણે તેઓ કેટલુ ઉડ્યા ને તેમા કેટલો સમય લાગ્યો તે તો ન કહી શકાય, પણ ગ્હેમતુલ્લાની ગોળી ખાઇ જે રસ્તે ફૉર્ડ પશ્ચિમ તરફ ઉડ્યો હતો તે જ રસ્તે તેઓ બંને પાછા ફરતા હતા.

અંતે એક સાંજે બને પેશાવર પાસેની સુલેમાન પર્વતની ધારના પેલા ઝાડોમાના માળામા ફરી ઉતર્યા સ્મરણથી, પ્રેરણાથી કે અકસ્માત, ગમે તેમ, પણ ફૉર્ડ પોતાના અસલ આપીકા માળામા વાસ કરવા નવવધુને લઈ આવી ચડ્યો હતો એમને જોઇ ત્યાના જુના પાડોશી એવી ટીનાએ એક ચાન પાડી, ગલના ટોળા અદ્ધર ઉડ્યા, પાસેની ધાર ઉપરથી કાગડાએ કઠોર અવાજ કર્યો અને નીચે ઉંડાણમાની નદીમાથી મગર ઉંચે જોઇ રહ્યા

મનુષ્યમા તો માત્ર એક જ જણે તેમને આવતા જોયા હતા ખૈબરઘાટના માર્ગ ઉપર પહેરો ભરતો, એક હાથમા દુરબીન અને બીજામા બદુક ઝાલી ઉભેલો એ મનુષ્ય બીજો કોઇ નહિ, પણ અબ્દુલનો જુનો વિશ્વાસુ સાથી ઇમાની હતો

[અંગ્રેજી પરથી સુચિત] ગજાનન ભટ્ટ

'વરસાદથી ઘરબાર વગરના થઇ ગએલા ગરીબો માટે આપ કાંઇ આપશો ?' એક સ્વયસેવકે છગનલાલ શેઠને પુછ્યુ

'જરૂર, હુ તમને અત્યારે જ ચેક લખી આપુ છુ ' એમ કહી છગનલાલ શેઠે ચેક લખી આપ્યો

'આમા સહી કરવી આપ ભુલી ગયા છો ' ચેક પાછો આપતા સ્વયસેવકે કહ્યુ

'ભુલી નથી ગયો ' તરત જ છગનલાલ શેઠ બોલી ઉઠ્યા, ' એ તો મારે ગુપ્તદાન કરવુ છે એટલે જાણીને જ સહી નથી કરી !'



'રીકી-બાકા ! રીકી-બાકા ' અરે ઓ રીકી ' '

રીકી નામના જાપાની છોકરાનો પાડોશી ફેન્ક આજે પરગામથી આવીને એ નાદાન રીકીને રીકી વગર બેચેની અનુભવી રહ્યો છે પણ લાખી સાવરણીનો ઘોડો કરીને એકસામટા અગ્યાર કલાક સુધી ઘોડેસવારી રમનારો, અને પોતાના ખિલખિલાટથી આખા પાડોશને પજવી મુકનારો એ સોળ વરસનો રીકી આજે તો ક્યાયે દેખાતો નથી ફરી કરીને પરદેશી ગોરો પાડોશી બુમો પાડે છે કે 'રીકી ' ઓ રીકી-બાકા ' ઓ રીકી ગાંડા ' '

શેરીમા રમતા ત્રણત્રણ વરસના જાપાની બાળકીઓ પોતાની નનકુડી પાનીઓ વતી નકશીદાર પગલીઓ પાડતાપાડતાં દોડ્યા આવે છે, અને ચપાકળી શી પીળી આંગળીઓ આસમાની વાદળ તરફ ચીંધાડીને નાનકડી વાણીમા પ્રત્યુત્તર આપે છે કે

'લાગ નહી ' લીકી બાકો ટો ભગવાન પાછે ગીયો ' લીકી હવે અમાલી ચાથે લમવા ક્યા આવે ચે !'

શુ રીકી મરી ગયો ? પરદેશી પાડોશીને ઘડીભર તો શ્રદ્ધા બેઠી નહિ જગતમા કેટલાએક મનુષ્યો નિરખનારની ધારે જ જાણે કદાપિ મરવાના ન હોય એવા દીસે છે તો પછી રીકી કેમ મરે ? સોળ વરસનો રીકી હજુ તો આ ત્રણત્રણ વરસના અનુડિયાની સાથે જ ખેલતો હતો, છતા એ કેમ મરી શકે ? હજુ તો એ એટલો બધો નાનો હતો કે મકાન સળગતું હોય ને જોવાની મઝા લેવા ખાતર તો કદિકદિ પલગ પરની મચ્છરદાનીને દીવાસળી મુકતો ! અરે, એને પોતાની ઉમરના છોકરાઓ સાથે તો રમવુ પણ નહોતુ ગમતુ એ બાળાના ગીતો ને રમતો તો રીકીને હજુ ફાવતા પણ નહોતાં એને કાંઇ ન કહીએ તો પાડોશને ગજાવે, અને 'ચુપ ' કહીએ તો ચુપચાપ સાવરણી-ઘોડો પલાણીને ચાલી નીકળે. શેરીના નાના કુકડા

ખેલશે નહિ ? નાના ચીબલા સાથે રમવાને બદલે શુ એ ડાહ્યોડમરો થઇ ખડિયો પાટી ને દફતર લઇ આખો દિવસ નિશાળે જ જશે ? કુકડાં કુરકુરિયાંનો સગાથી મટીને શુ એ મોટો માણસ થવાનું પસંદ કરશે ? શા માટે આટલુ બધુ ડહાપણ જોઇએ ? હું જલદી જાઉં, રીકીના નવા માતપિતાને 'બાકા' શબ્દ ભુસતા અટકાવી રાખુ પરંતુ એ ક્યા હશે ? 'બાકા' તો ભુસાઇ પણ ગયું હશે !

'રીકી–બાકા ! રીકી–બાકા ! ઓ રીકી ! ખબરદાર હો ! હથેળી જોરથી બીડી રાખજે ! ભૂલીશ મા ! બોલીશ મા ! રખે ભાઈ ! તુ મોટો માણસ બની જઇશ ! તુ પ્યાર અને મસ્તીની મીઠી બેવકુફી ખોઇ બેસીશ તુ અમર બાળાપણુ હારી બેસીશ '

આવા પોકાર કરતાંકરતાં પરદેશી પાડોશીને નિદ્રા આવી ગઇ પાડોશીઓએ જાણ્યુ કે પરદેશી પાડોશી પોતાના બેવકુફ દોસ્ત રીકી વગર ગાંડા થતો જાય છે !

[અંગ્રેજી પરથી] ઝવેરચંદ મેઘાણી

## આ યુ ર્વે દ શા ળા

ભાવનગર વૈદ્ય સભા તરફથી એ નગરમા આ શાળા સ્થપાઇ છે આયુર્વેદનો સમુદ્ધાર થાય અને દેશની ઔષધિઓ પ્રચાર પામે તથા લોકોને સસ્તામા વૈદ્યકીય સહાય મળે એ આ સસ્થાના મુખ્ય ઉદ્દેશો છે સથરાવાળા શેઠ જીવણદાસ પ્રભુદાસ તરફથી માસિક રૂ ૫૦ ની સહાય મળી છે તથા ભાવનગરના નામદાર દરબારશ્રી તરફથી સર પ્રભાશકર પટ્ટણીએ એક વર્ષ સુધી તેને સહાય આપવા કૃપા કરી છે પાઠશાળામા હાલ ૧૫ વિદ્યાર્થીઓ છે તેઓને માસિક ખર્ચમા મદદ તરીકે રૂ ૭ાા કે રૂ ૫ સ્કૉલરશિપ આપવા પુણ્યભાવનાવાળા ઉદાર પુરુષોને વિજ્ઞપ્તિ છે પત્રવ્યવહાર **વૈદ્ય નર્મદાશંકર જટાશંકર** મત્રી, વૈદ્ય સભા, વોરા બજાર **ભાવનગર** એ સરનામે કરવો

## મુંબાઇનું સ્કાઉટ જામ્બૂરી
## વીરમહાસંમેલન

**૧૧ થી ૧૫ મી ડિસેમ્બર સુધી**

મુબાઇ જોવાનો, તથા મુબાઇ ઇલાકાના બ્રિટિશ અને દેશી રાજ્યોના સ્કાઉટો (કુમાર વીરો)ને હળવા મળવાનો

**અપૂર્વ પ્રસગ**

અર્ધું રેલભાડું વિનાખર્ચે છ દિવસ
રહેવાનું તથા સારાં સ્થળો જોવાના
ખાવાપીવાનો કુલ ખર્ચ માત્ર રૂપિયા
ચાર જ આવી તક કેમ ચુકો ?

## લ વીં ગિ યા ની લૂ મ

માસ્તર—અલ્યા રમુ, તમારા બને ભાઈના 'માથા' ઉપરના નિબધ એકસરખા કેમ?

રમુ—સાહેબ, અમારી બનેની મા જુદી છે કે એક ?

'હુ તમને પૈસા તો આપુ પણ તમે એ પાછા ભરી દેશો એની શી ખાતરી ?'

'હુ એક સદ્ગૃહસ્થના વચન ઉપર કહું છુ કે તમારા પૈસા તરત જ ભરી આપીશ '

'વારુ, એ સદ્ગૃહસ્થને તેડીને આવજો !'

બાબુ—બાપા, મને સ્વપ્નુ આવ્યુ કે તમે મને એ- રૂપિયો વાપરવા આપ્યો

બાપા—હમણાહમણા તુ ડાહ્યો થયો છે એટલે જ એ રૂપિયો તુ જ રાખજે ને વાપરજે

પગે ચાલનારો—(મોટરવાળાને) મોટર હાકતા આવડે છે કે નહિ ?

મોટરવાળો—સીધી રીતે ચાલતા આવડે છે કે નહિ ? બદા બાર વર્ષથી મોટર હાકે છે, સમજ્યો ?

પગે ચાલનારો—બદા બેંતાલીસ વર્ષથી ચાલે છે, સમજ્યો ?

એક નવરો નિશાળિયો કહે, 'હવે આપણે શું કરશું ?' તેનો ભાઇબધ કહે, 'આ પૈસો ઉછાળીએ જો તે ચત્તો પડે તો સીનેમા જોવા જવુ, જો ઉંધો પડે તો નાટક જોવા જવું, પણ જો ધાર ઉપર ઉભો રહે તો પાઠ વાચવા બેસવું'

શિક્ષક—એવી કઈ ચીજ છે, જેને તમે જોઇ શકો છો પણ અડકી શકતા નથી ?

બધા છોકરા વિચારમા પડી ગયા

નાનો રમુ તરત જ ઉભો થઇને બોલી ઉઠ્યો, 'સાહેબ, તમારી ચોટલી !'

એક લેખક—(તંત્રીને) તમે નકામા તમારા માસિકને બાળકોનુ કહી રહ્યા છો એમા બાળકો પચાવી શકે એવુ કાઇ જ આવતુ નથી

તત્રી—(હસતાંહસતા) સાહેબ, ભુલો છો જોને છેલ્લે પાને બાળાગોળીની જાહેર ખબર આવે છે !

ન્યાયાધીશ—ગુનેહગારને એકલાએકલા વાતો કરવાની ટેવ છે ?

સાક્ષી—હું નથી જાણતો

ન્યાયાધીશ—તમે એના મિત્ર થઇને ન જાણો એ કેમ બને ?

સાક્ષી—પણ સાહેબ, એ એકલો હોય ત્યારે એની પાસે હું હોઉં જ ક્યાથી ?

# ચિત્ર પરિચય

### કલાન્ત શિવ

હિંદી કળામાં શિવનુ સ્વરૂપ પ્રધાનપદ ભોગવે છે. ઇલોરા, એલિફન્ટા કે મહામલ્લપુરનાં શિલ્પોમાં શિવનાં નૃત્ય ને શિવની મૂર્તિઓ જોઇ હશે તેમને શ્રી નન્દલાલ બોઝનું આ ચિત્ર જોતા જ લાગશે કે એમણે એ સ્વરૂપનો સંપૂર્ણ સાક્ષાત્કાર એમા ઉતાર્યો છે.

પણ અહીં ચિત્રનો વિષય તદ્દન જુદા જ પ્રકારનો છે. કથા એવી છે કે જગન્માયા સતીએ પિતાના યજ્ઞમા પતિનું અપમાન થએલું જોઇ દેહત્યાગ કર્યો ત્યાર પછી, દુઃખથી સંતપ્ત થઇ શિવે એ મૃત દેહને ખભે ઉચકી બ્રહ્માંડભર ઘુમવા માંડ્યુ એ સમયની શિવની મનોદશા આલેખવાનો આ ચિત્રમા કલાકારે સમર્થ પ્રયત્ન કર્યો છે એમા કોઇ સામાન્ય માનવીનો પ્રિયાવિરહ દેખાડ્યો નથી. પણ બ્રહ્માંડનુ પરમ બળ શક્તિના વિરહે કેવુ શૂન્ય ને ઘેરૂં બની રહ્યુ છે તેનું એમાં દર્શન છે શિવના નેત્રમા અશ્રુ નથી; હોયે નહિ. પાર્વતીના કપાળ ઉપર કોમળતાથી એક હાથ ધરી રાખી બીજે હાથે પૃથ્વી ઉપર ટેકવી મનુષ્યને અગમ્ય કોઇ ગગનઘેરા ભાવો ઘુટતો એ ચહેરો જુઓ આપણને જાણે ભીતિ લાગે છે કે યુગોના યુગો સુધી પડઘા પડી રહે એવી ગર્જના કરતો પ્રલય હમણાં ભભુકી ઉઠશે કે શુ? મનુષ્ય કલ્પી શકે નહિ એવા તોફાનો કે સૃજનોનો વિધાતા અહીં નજરે પડે છે.

કલાકારે વસ્તુનો રસ એટલો અદ્ભુત રીતે જમાવ્યો છે કે આ ચિત્રને પાત્રરેખાની ચાતુરી જ ન કહેવાય શિવસ્વરૂપની ભાવના આત્માના ઉંડાણમા જાગી ન હોય તો આવુ ચિત્ર ન થઈ શકે ચિત્રકારને મન શિવ અને પાર્વતી માત્ર કથાના પાત્રો નથી, પણ વિશ્વના આધાર રૂપ ચેતનભર્યાં બળોનો સજીવ અનુભવ છે. એવા તત્ત્વોને માનવઓળામા ઉતારતા કોઇ પણ કળાકાર છક્કડ ખાઇ જાય. અત્યંત એકાંત ચિંતન, કલ્પના અને મનથી યે પર એવા સૂક્ષ્મ જગતમા ઉતરીને ચિત્રકારે અત્યંત ભવ્ય અને ગંભીર ભાવોનો અનુભવ કર્યો છે એ આ ચિત્ર આપણને કહી આપે છે.

હાલના સંસ્કારને વશ થએલા કેટલાક આ વાતને ધમડ માનશે; પણ માગે કે નન્દબાબુએ સંપ્રદાયની નજરે આ ચિત્ર નથી જ કર્યું અને તે પોતે કંઇક ધર્મી નથી, છતા એટલું ચોક્કસ કે કથા પાછળ રહેલુ આધ્યાત્મિક તત્ત્વ તે સમજ્યા છે અને જરાયે માનવકુતૂહલ સિવાય એ કથાકલ્પનાનુ સૂક્ષ્મ તત્ત્વ જ તેમને મુગ્ધ કરી રહ્યું છે.

નંદબાબુને આ યુગ કે પ્રાચીન યુગની કળાના વિસંવાદ કરતાં જે રીતે ભાવોનું સ્પષ્ટ દર્શન કરાવી શકાય તે રીત જ માન્ય છે. બજારમા ચાલતા ભાવોની પેઠે કળાની કદર કરતા યુગ સામે તેમની લેશ માત્ર નજર નથી આપણા જ યુગમા રહીને તે આપણને આત્માની સંસ્કૃતિ અને ઉંડી જીવનદૃષ્ટિ બતાવે છે તમે શિવમંદિરમા જઈ ભલે દર્શન ન કરતા હો, પરંતુ આ ચિત્રમાના શિવસ્વરૂપની પાછળ રહેલા બ્રહ્માંડવ્યાપી સનાતન સત્ય આગળ નમન કર્યા વિના રહેવાના નથી.

આ અંકના મુખચિત્ર તરીકે આપેલુ શિવનું મોઢું વદન આ ચિત્રમાથી જ જુદુ પાડીને આપેલુ છે.

### ઉમાનું તપ

પિતાના યજ્ઞમા પતિનુ અપમાન થએલુ જોઇને એ જ યજ્ઞમા પોતાનુ બલિદાન દઇ દેહત્યાગ કર્યા પછી શિવપત્ની સતીએ પર્વતોના રાજા હિમાલયને ત્યા અવતાર લીધો. એનુ નામ ઉમા (અથવા પાર્વતી) પડ્યું. બાળપણથી જ ઉમાનો શિવ તરફ અત્યંત ભક્તિભાવ હતો અને રાતદિવસ તે શિવની પૂજામા જ રત રહેતી. એની ઇચ્છા શિવને વરવાની હતી એના માતપિતા પણ ઉમાના આ વલણથી બહુ પ્રસન્ન હતા. પણ શિવ તો તપશ્ચર્યામા હતા અને અહર્નિશ અખંડ સમાધિમા રહેતા પાર્વતીએ હવે તેમની પાસે જઇ અહોરાત્ર તેમની સેવામા રહેવા માંડ્યું. એમ કરતાકરતા ઘણા દિવસ વીતી ગયા

આ સમયે બ્રહ્માના વરદાનથી શક્તિશાળી થએલો તારક નામનો દૈત્ય ત્રણે લોકમા બહુ કેર વર્તાવતો હતો એનાથી ત્રાસી ઇંદ્રે બ્રહ્માને ફરિયાદ કરી ત્યારે તેમણે જવાબ આપ્યો કે મેં તો એને વરદાન આપ્યુ છે એટલે મારાથી કંઈ થઈ શકે એમ નથી. પણ હુ એવો વર આપુ છુ કે શિવ અને પાર્વતીથી જે પુત્ર થશે તેને હાથે એનો નાશ થશે.

આથી શિવને તપશ્ચર્યામાંથી ચળાવવા ઇન્દ્રે કામદેવને મોકલ્યો. એક વખત શિવ સમાધિમાથી

જાગ્યા હતા અને ઉમા તેમની પૂજા કરતા હતા એ તક જોઇ કામદેવ પોતાનો લાગ સાધવા જતો હતો ત્યા તો એ શિવની નજરે પડયો અને શિવે ક્રોધે ભરાઇ પોતાનુ ત્રીજું નેત્ર ઉઘાડી તેની જ્વાળાથી એને બાળી નાખ્યો. પછી શિવ તપ કરવા ચાલ્યા ગયા અને ઉમાએ પણ નિરાશ થઇ કોઇ એકાન્ત પર્વત પર જઇ સંન્યાસિની વેશે શિવનું ધ્યાન ધરી કઠોર તપશ્ચર્યા માડી ઘણો સમય વીતી ગયો

એક દિવસ એક બ્રાહ્મણ કુમારે આવી તેના આવા કઠણ તપ માટે તેને ધન્યવાદ દીધો અને તેનું કારણ પુછ્યુ ઉમાએ બધી હકીકત વર્ણવી જણાવ્યુ કે શિવ કામદેવને બાળીને ચાલ્યા ગયા છે એટલે હવે એમને પ્રસન્ન કરવાનો આ તપશ્ચર્યા સિવાય બીજો માર્ગ નથી આ સાભળી પેલા બ્રાહ્મણ કુમારે, સ્મશાનમા પડી રહેનારા, અંગે રાખ ચોળનારા, સર્પ તથા સિંહચર્મ ધારણ કરનારા, બળદ ઉપર આસન કરનારા વેરાગી અને ભયાનક અવધૂતને માટે આવી તપશ્ચર્યામા પોતાનુ રૂપ અને યૌવન ન વેડફી દેવા ઉમાને બહુ સમજાવ્યા. પણ ઉમાએ ક્રોધે ભરાઇ તેને સંભળાવી દીધુ કે તું શિવ માટે ગમે તે યદ્વાતદ્વા કહે, પરંતુ મારો એમના પ્રત્યેનો ભક્તિભાવ લેશમાત્ર ચળાવી શકવાનો નથી એ જ ક્ષણે બ્રાહ્મણ કુમારને રૂપે આવેલા શિવ પ્રકટ થયા અને એમણે પ્રસન્ન થઇ પાર્વતીને વરવાનુ વચન આપ્યુ

શિવને વરવા માટે ઉમાએ કરેલી તપશ્ચર્યાનુ નદ્દભાઇનુ ચિત્ર એમના અનેક સુદર ચિત્રોમાનુ એક છે

**કૃષ્ણજન્મ**

કૃષ્ણજન્મની કથા તો કોણ નથી જાણતુ? પોતાના આઠમા બાળકને કંસથી બચાવવા માટે એને ખસેડવાનો વસુદેવ દેવકી મનસુબો કરે છે એ પ્રસગના આ ચિત્રમા નદભાઇએ કૃષ્ણને ઉપાડી લઈ જતા વાસુદેવની મુખમુદ્રામા પોતાનો ચહેરો આલેખ્યો છે એમ એક અંતેવાસી જણાવે છે આપણને પણ નથી લાગતુ?

**કિરાત–અર્જુન**

દ્યૂતમા સર્વ હાર્યા પછી પાડવો તેર વરસ વનવાસ ગયા ત્યારે અર્જુન તીર્થાટન કરવા નીકળ્યો અને પછી હિમપર્વત ઓળંગીને એણે ઇંદ્રકીલ પર્વત ઉપર ઘોર તપ કરવા માડયું અને શિવે મૂક નામના દૈત્યને કહ્યું કે તુ ભુંડને રૂપે જઇને તેનું તપ ભંગ કર. પણ અર્જુને ગાંડીવ ધનુષ વડે ભુંડને મારી નાખ્યો. શિવ કિરાત (ભીલ)ને રૂપે પ્રકટ થઈ બોલ્યા કે મારા વનના ભુંડને તેં કેમ માર્યો? ને પછી યુદ્ધ કરવા ઉભા. અર્જુને બહુ બાણ માર્યાં પણ નિરર્થક. અને જ્યારે ન ફાવ્યુ ત્યારે તેણે ગાંડીવના દડથી શિવને મારવા માડ્યા શિવ મો પસારી તે ગળી ગયા. પછી મલ્લયુદ્ધ થયુ તેમાં અર્જુન મૂર્છિત થઇ પડ્યો શિવે તેને સાવધ કરી સાક્ષાત દર્શન આપ્યા અને અર્જુને પ્રણિપાત કરી તેમનું સ્તવન કર્યું. શિવે પ્રસન્ન થઈ એને પાશુપત બ્રહ્મશિરો નામના અસ્ત્ર આપ્યા. એ પ્રસગનું આ ચિત્ર છે

---

**ગ્રાહકો ! ધ્યાન આપો !** અનુસધાન મિજલસને છેડેથી

સૌના લવાજમ આવતા માગશરના અક સાથે ખલાસ થશે એટલે જેઓને આવતા વર્ષના ગ્રાહક તરીકે ચાલુ ન રહેવુ હોય તેમણે અમને તે મતલબના ખબર માગશરની પુનમ (ડિસેમ્બરની ૮મી તારીખ) પહેલા લખી જણાવવા કૃપા કરવી, કે જેથી તેમને એ અક વી પી ન થતા સાદી પોસ્ટથી રવાના થશે

એ મુદત પહેલાં જેમના ખબર અમને નહિ મળ્યા હોય, તેઓ આવતે વર્ષે પણ ગ્રાહક રહેવા ખુશી છે એમ સમજી, અમે માગશરનો અક તેમને વી. પી થી મોકલીશું

આવી રીતે વી પી થએલો અક જો ગ્રાહક પાછો ધકેલશે તો તેના પોસ્ટેજની નુકસાનીના અમને લાગેલા સવા બે આના પાછા મોકલીને જ એ પોતાનો અંક મેળવી શકશે: નહિતર પોતાની એ ભુલ બદલ પોતાનો માગશરનો અક એ ખોશે

માટે સૌથી સહેલો રસ્તો એ છે કે, પોતાને ગ્રાહક ન રહેવું હોય તો માગશરની પુનમ (આઠમી ડિસેમ્બર) પહેલા અમને તેવા ખબર લખી જણાવવા

ગ્રાહક રહેવુ હોય તો મનીઓર્ડરથી આવતા વર્ષના લવાજમના રૂપિયા ૬ મોકલી આપવા અથવા માગશરનો અંક પોતાને વી. પી થાય તેમ લખી જણાવવુ

વી પી થી લવાજમ વસુલ કરાવવા કરતા મનીઑર્ડરથી મોકલી આપવામા સરળતા વધારે જળવાય છે અને બે આનાના પૈસા ઓછા બેસે છે એ સૌ જાણે છે

માટે, ફરી અમારી વિનતિ છે કે પોતાને ગ્રાહક રહેવાની ઇચ્છા છે કે નહિ તેના સ્પષ્ટ ખબર અમને વેળાસર પહોચાડવા તે માટેના કાર્ડ આવતા (કારતકના) અક સાથે સૌને મોકલાવાશે



# ભૂષણ લક્ષણ

પ્રાચીન કથાઓમા અને સંસ્કૃત સાહિત્યમા સર્વ પ્રકારના આભૂષણો સમેત અથવા વસ્ત્રાલંકાર સહિત શોભાયમાન માણસો, દેવો અને મૂર્તિઓના વર્ણનો આવે છે. પણ વખત ફરતો જાય છે તેમ વસ્ત્રો અને આભૂષણોમા પણ ફેરફાર થતો આવે છે, એટલે એ કાળમા કયા ઘરેણા ક્યા પહેરાતા હશે અને તેના શા નામ હશે તે જાણવું મુશ્કેલ પડે છે ત્રાવણકોરના પુરાતત્ત્વખાતાના સંશોધક સ્વ ગોપીનાથ રાવે હિંદી મૂર્તિઓ પર જે જે અલંકારો જોવામા આવે છે તેના નામ પ્રમાણ સહિત આપ્યા છે તે હકીકત જાણવા જેવી હોઇ અહીં ઉતારી છે

હિંદી મૂર્તિઓ એટલે જૈન, બૌદ્ધ અને હિંદુ મૂર્તિઓ સમજવી. સંપ્રદાયભેદ હોવા છતા બધી મૂર્તિઓના અલંકારો તો એક સરખા જ માલુમ પડે છે હિંદુસ્તાનની મૂર્તિઓ પરના જેવા જ અલંકારો જાવા, લંકા વગેરે બીજા—જ્યા હિંદુસ્તાનની છાયા પ્રસરી છે તે બધા—દેશોની મૂર્તિઓ પર જણાય છે

એ બધી મૂર્તિઓના અલંકારો વિષેના વર્ણનો અંશુમદ્ભેદાગમ, માનસાર, શિલ્પસૂત્ર, પદ્મસંહિતા અને આગમોના ગ્રંથોમાથી મળી આવે છે

હીંદી મૂર્તિઓના અંગ ઉપર જે જે આભરણો દેખાય છે તેમાનાં મુખ્ય નીચે મુજબ છે.

| | | |
|---|---|---|
| ૧ મકુટ | ૬ સ્કંધમાળા | ૧૧ અંગુલિ |
| ૨ કુંડલ | ૭ ઉદરબંધ | ૧૨ યજ્ઞોપવિત |
| ૩ ઉપગ્રીવા | ૮ છન્નવીર | ૧૩ કટિસૂત્ર |
| ૪ હાર | ૯ કેયૂર | ૧૪ ઉરૂદામ |
| ૫ હીરણમાળા | ૧૦ કટકવલય | ૧૫ પાદજાલક |

શરીરના જે જે ભાગોમા ઉપરના અલંકારો પહેરવામા આવે છે તે બધા નીચેના ચિત્રમા બતાવવામા આવ્યા છે. તાન્જોરમા બૃહદેશ્વરના મંદિરમા ઘણા અલંકારોનુ વર્ણન કોતરેલું છે. તેમા તો દરેક અલંકારમા મોતી કેટલી સંખ્યામા જોઇએ, રત્નો કેવા ગુણવાળાં તથા કેટલા લેવા વગેરેનું વિગતવાર વર્ણન આપેલું છે




માનસાર નામનો માપ ઉપર એક ગ્રંથ છે તેમા ઘરેણા ચાર પ્રકારના કહ્યા છે. પત્રકલ્પ, ચિત્રકલ્પ, રત્નકલ્પ અને મિશ્રિતકલ્પ વેલપાન કોરેલા સોનાના ઘરેણાને પત્રકલ્પ કહ્યા છે; ફુલો અને વેલ કોરેલાને ચિત્રકલ્પ કહ્યા છે, જેમા હીરા કે રત્નો જડેલા હોય તેને રત્નકલ્પ કહેલા છે, અને એ ત્રણે પ્રકારની મિશ્ર આકૃતિઓવાળાને મિશ્રકલ્પ કહ્યાં છે. દેવતાઓ માટે આ બધી જાતનાં ચાલે રત્નકલ્પ અને મિશ્રકલ્પ તો અધિરાજેન્દ્રને જ હોય પ્રાચીન કાળમા દેવોને ઉત્તમમા ઉત્તમ રત્નજડિત સોનાના અલંકારો રાજાઓ ધરતા કન્યાકુમારી આગળના એક લેખમા, ચોલરાજ વીરરાજેન્દ્રદેવે ચિદમ્બરમ્ ભગવાનને ત્રૈલોક્યસાર નામનો હીરો અર્પણ કર્યો હતો એ કદાચ કોહીનૂર હશે કોહીનૂર તથા બીજા કેટલાક પ્રસિદ્ધ રત્નો હિંદુ મૂર્તિઓ ઉપરથી ઉતારી લેવામા આવ્યાં હતા એવુ મનાય છે.



આકૃતિ ૧, ૨, ૩ મકર કુંડળ; ૪, ૭ રત્ન કુંડળ. ૫, ૬ સર્પ કુંડળ, ૮, ૯ શંખપત્ર, ૧૦, ૧૧, ૧૨, ૧૫ રત્ન કુંડળ; ૧૩–૧૪ સિંહ કુંડળ

ઘણું જાડું હોવું જોઈએ આ શંખપત્ર ઉપર સુંદર નકસી કે આકૃતિઓ પણ કોરેલી હોય છે

શિવ આદિ દેવતાઓના કુંડળો બંને બાજુએ એકસરખા હોતા નથી. એક કાનમા મકર કુંડળ હોય તો બીજામા શંખપત્ર હોય વિષ્ણુ, કાર્તિકેય વગેરે દેવોને પણ મકરકુંડળ જ પહેરાવેલા હોય છે. હાલમા દક્ષિણ હિંદમા જે બ્રાહ્મણે યજ્ઞ કર્યો હોય તે સોનાના મકરકુંડળ પહેરે છે. મકરકુંડલમા મગરની આકૃતિમા આંખને ઠેકાણે બે લાલ રત્નો જડેલા હોય છે.

સિંહકુંડળનું વર્ણન કોઈ ગ્રંથમાથી મળતુ નથી, પણ ઘણી મૂર્તિઓ ઉપર તે નજરે પડે છે. મોટી ગોળાકાર કડીમા નીચે સિંહનુ મો કોરેલું હોય છે અને તે બીજાં કુંડળો જેવડું જ હોય છે ઘણે ભાગે તે દ્વારપાળોને તથા ભયાનક દેવતાઓને પહેરાવેલું હોય છે સિંહને બદલે ઘણી વાર હાથી પણ કોરેલો હોય છે ( જુઓ, ઉપલા ચિત્રમા આકૃતિ ૧૩–૧૪ )

રત્નકુંડળનો આકાર કેળના ફૂલ અથવા કમળના ડોડા જેવો હોય છે. તેની પહોળાઈ ૧૮ યવ અને લંબાઈ ચાર આંગળની હોય છે. (જુઓ આકૃતિ ૧૦,૧૧,૧૨) ઘણી વાર કાનમા નાખેલી નાના કડીને નીચે પણ તે ફૂલ લટકાવેલું હોય છે. ( જુઓ આકૃતિ ૧૫ )

રત્નકુંડળ ગુનકુંડળ જેવું ને જેવડું જ હોય છે. ફેર એટલો કે તેમા રત્ન જડેલા હોય છે (આકૃતિ ૪,૭)

સર્પકુંડળ નાગફણીની આકૃતિવાળા હોય છે. તે ઘણે ભાગે શિવને જ કાને દેખાય છે. (આ૦ ૫,૬)

તામિલ ભાષામા કુંડળને વાળી અથવા તોડુ કહે છે. કાઠિયાવાડમા ઠોળિયા કહે છે.

### ઉપગ્રીવા અને હાર

ઉપગ્રીવા એ ડોકનુ ઘરેણુ છે. હીકસૂત્રની ઉપર તે પહેરાય છે તેમા મુખ્ય રુદ્રાક્ષનો પારો, કોઈ પણ કીમતી રત્ન કે સોનાનો પારો સોનાની દોરી કે તારમા પરોવેલો હોય છે મૂર્તિઓ પર તો આ પારો એકલો જ હોતો નથી, પણ બે બાજુએ નાના પારા પણ હોય છે વચલો મોટો પારો જરા લાંબી આકૃતિનો હોય છે અને તે પર થોડા પહેલ પાડેલા હોય છે. ગુજરાતમા કંઠી આ ઘરેણાને સ્થાને ગણી શકાય.



ઉપરનામાની બધી નાની આકૃતિઓ ' ઉપગ્રીવા 'ની ને મોટી આકૃતિ ' હાર 'ની છે

કંઠી અથવા ઉપગ્રીવાથી નીચે બીજું ઘરેણું હાર છે. હાર કીમતી અને વધુ કારીગરીભર્યું ઘરેણું છે. હાર છાતીની વચ્ચોવચ્ચ લટકતો રહે છે. તે ચાર આંગળ પહોળો અને ત્રણ યવ જાડો હોવો જોઈએ જેથી તેમા રત્નો જડી શકાય. હિંદુસ્તાનના સર્વ અલંકારોમા હાર શ્રેષ્ઠ હોવાથી તેના ઘડનાર, બનાવટ

ને જડતર બહુ જ સુંદર ને આકર્ષક હોય છે.

**હીરુમાળા (શણમાળા)**



હીરુમાળા પણ ગળાનું ઘરેણું છે. તે ઉદરબંધ સુધી પહોંચે એટલી લટકતી રહેતી જોઈએ. શિલ્પરત્નમાં તેને અક્ષમાળા પણ કહી છે. તેની સેરો પ્રમાણે તેને એકાવલિ, ત્રિસરી, પંચસરી, સપ્તસરી પણ કહે છે. આ હીરુમાળા પ્રાચીન કાળમાં ઘણી મોતીસેરોની બનતી અને એ બધી સેરો થોડેથોડે અંતરે ગોળ કે ચોરસ રત્નજડિત પટીઓમાં બાંધી લેવામાં આવતી. આવા બંધને પદક કહે છે (ઉપરનું ચિત્ર)

**સ્કંધમાળા**

બંને ખભા ઉપર ઝુલતી પડતી, લટકતી મોતીની કે સુવર્ણપુષ્પની માળાને સ્કંધમાળા કહે છે. સંસ્કૃત સાહિત્યમાં તે બગલ સુધી લટકતી વર્ણવી છે. ગુપ્ત સમયના શિલ્પમાં પલ્લવ મૂર્તિઓમાં સ્કંધમાળા જોવામાં નથી આવતી. ઇલોરા, અઈહોલ વગેરે સ્થળોના ચાલુક્ય કાળના શિલ્પમાં અને ચોલ રાજ્યકાળની મૂર્તિઓમાં તે સ્થાન પામે છે (જુઓ શરૂઆતના ચિત્રમાં, તથા મકુટવાળા ચિત્રમાં આ૦ ૨,૩)

**ઉદરબંધ**

પેટ અને છાતી મળે છે ત્યાં વીંટાતું આભરણ ઉદરબંધ કહેવાય છે. ઉદર પર અથવા પેટની ઉપર ત્રણ આંગળ ઉંચું તે રહે છે. તેમાં રત્નો મઢેલાં હોય છે. એ કઈ રીતે તેના સ્થાનમાં રહે છે તે સમજાતું નથી, પણ છન્નવીરથી તે જોડાએલું હોય છે. (જુઓ બાજુના કોલમમાં ઉપલી બે નાની આકૃતિઓ) ઉદરબંધ બહુ જુનું ઘરેણું છે અને જૂના કાળના શિલ્પમાં તે નજરે પડે છે.



ઉદરબંધ અને છન્નવીર

**છન્નવીર**

છન્નવીર યજ્ઞોપવીતની પેઠે પણ બંને ખભા ઉપરથી ઉતરી આવતું, છાતીની વચ્ચે મળીને પાછળ જતું ઘરેણું છે. મળે છે તે ઠેકાણે તેને એકાદ ચકતું હોય છે. દેવ અને દેવીઓ આ પહેરે છે. મૂર્તિઓમાં તે છાતી આગળથી બંને બાજુ ઉદરબંધ અને કટિસૂત્ર સુધી લટકતું રહે છે. (જુઓ ઉપરના ચિત્રમાં નીચેની મોટી આકૃતિ)

**કેયૂર**

બાવડા ઉપર પહેરવામાં આવતું કેયૂર બહુ કારીગરીવાળું અને સુંદર ઘરેણું છે. તેમાં પૂર્ણ ખીલેલું કમળ હોય છે તથા મકુટ જેવા પૂરિત હોય છે. પ્રથમ પંક્તિના કેયૂરમાં આઠ પાંખડીનું કમળ હોય છે અને તેમાં કીમતી હીરા જડેલા હોય છે. તેની જાડાઈ કાંડા પરના વલય જેટલી જ હોય છે. પૂરિતવાળા કેયૂરમાં પૂરિત નોખું થઈ શકે એવું હોય છે અને તેની પહોળાઈ બાવડા જેટલી જ હોય છે. તેને પત્રપૂરિત કેયૂર કહે છે. ત્રીજા પ્રકારનું કેયૂર વેલબુટ્ટીવાળા રત્નજડિત પટાનું જ હોય છે અને તેને શૈવાલ કેયૂર કહે છે. પદ્મસંહિતાના કથન પ્રમાણે કેયૂરને



મોતીની સેરો પણ લટકાવેલી હોય છે. શિલ્પમા કેટલાક કેયૂરો બેત્રણ વળનાં કડા જેવા હોય છે અને તેના છેડા પુષ્પમુખી કે નાગફણી વાળા હોય છે

કટકવલય



હાથનાં કાંડા આગળના ઘરેણા વલય કહેવાય છે તે જોડ પહેરાય અથવા જોડથી વધુ ને આગળી જેટલી જાડાઇનાં ગોળ હોય અથવા બેત્રણ વળ જાડા હોય. કાંડા કરતા તેનું વર્તુલ મોટું હોવું જોઇએ. દેવોએ એકએ વલય પહેરેલા હોય છે પણ દેવીઓને બાહુ વલયો પહેરાવેલા દેખાય છે,—કોઈ વાર આઠ સુધી.

અંગુલિ



અંગુલિ અથવા વીંટીઓ કે નખિયા આકારમા વલય જેવા જ હોય છે તેમા હીરા જડેલા હોય છે અને વચલી મોટી આગળીમા જ તે પહેરેલા દેખાય છે. હોયસળાની મૂર્તિઓમાં બેત્રણ વળની વાળાની વીંટીઓ છે. આને પવિત્રમુદ્રા કહે છે.

યજ્ઞોપવિત

યજ્ઞ વખતે ઉપવિત રીતે પહેરે તે યજ્ઞોપવિત. એ ડાબે ખભેથી છાતી પર થઇ જમણી બાજુ લટકતું રહે છે. અતિ પ્રાચીન ગણાતા ગુડીમલ્લમ લિંગની શિવમૂર્તિમાં યજ્ઞોપવિત નથી દેખાતું. અતિ પુરાતન કાળમા તો યજ્ઞોપવિત કાળિયારનું ચામડું શરીર પર











બાંધી રાખવાની દોરી કહેવાતું (જુઓ ઉપરનાં ચિત્રો)

દેશના બીજા ભાગ કરતાં આર્યાવર્તમાં દોરા દીવાણી





ના લોકો શરીર ઢાંકીને જ ફરતા, પણ ધાર્મિક પ્રસંગોમાં જમણા હાથનું વારંવાર કામ પડતું. સંકલ્પ કરતી વેળા, ઘીનો હોમ કરતા જમણો હાથ બહાર કાઢવો પડતો. આ ક્રિયાઓ છૂટથી થાય એ રીતે વસ્ત્ર ઓઢવાની રીતને ઉપવિત રીતે ઓઢવું કહેવાતું. આજે પણ નવા બ્રહ્મચારીને યજ્ઞસૂત્રમાં કાળિયારનું ચામડું પહેરાવી તે કાળનું સ્મરણ સાચવે છે. મથ-બાગમાં હજી પણ બ્રહ્મચારી યજ્ઞસૂત્રની સાથે કાળિયારનું ચામડું વીંટે છે.

· ઉપવિત પેઠે વસ્ત્ર કે ચામડું પહેરવાની રીત બહુ જુની છે અને હિંદુ તથા બૌદ્ધ મૂર્તિઓમાં નજરે પડે છે. ધીરેધીરે તે પાતળું થતું આવે છે. અને પલ્લવ તથા ચાલુક્ય કાળની મૂર્તિઓમાં ઘણીવાર જમણા હાથની નીચે નથી હોતું પણ ઉપર રાખેલું દેખાય છે. પલ્લવ અને ચોલ મૂર્તિઓમાં તે માત્ર વસ્ત્રના ચીંદરડા રૂપે જ દેખાય છે. પાછળના ચોલ કાળમાં સુતરની ત્રણ દોરીની એક ઠેકાણે ગાંઠવાળું અને છે. પ્રાચીન ગૃહ્યસૂત્રોમાં આ જાતના યજ્ઞસૂત્રનું વર્ણન જ નથી. વળી પાછળથી યજ્ઞસૂત્ર એવું પણ દેખાય છે કે જેમાં ત્રણ દોરીઓ સરખી ન હોય અને લટકતા છેડા રહે. કેટલાક યજ્ઞસૂત્ર છાતી સુધીના જ લાંબા હોય છે, કેટલાક કેડ સુધી પહોંચે છે. યજ્ઞસૂત્રના બીજા વર્ણનો આગમોમાંથી મળે છે. ગૃહ્યસૂત્ર સ્પષ્ટ કહે છે કે નાભિ નીચે યજ્ઞસૂત્ર જવું જ ન જોઈએ. આગમો કહે છે નાભિ નીચે પણ આગળ જવું જોઈએ.

### કટિસૂત્ર અને ઉરૂદામ

કેડ પરનું વસ્ત્ર બાંધવાને જે પટકુળ વપરાય છે તેને કટિસૂત્ર કહ્યું છે. તેમાં ત્રણ કદોરાવાળો પટ્ટો હોય છે અને સિંહના મોંવાળો બંધ હોય છે. દરેક કદોરો એક યવ જાડો હોવો જોઈએ. સિંહના બંધને સિંહવક્ત્ર કહ્યો છે. કટિસૂત્રનો પટો રત્નજડિત હોવો જોઈએ. રત્નબંધ કટિસૂત્ર ઉપર સોનાની કારીગરી અપાર થતી જણાય છે. દરેક કાળના શિલ્પમાં કટિ-સૂત્રની બનાવટમાં અદ્‌ભુત કોતરણી અને કારીગરી નજરે પડે છે.

કટિસૂત્ર પરથી સાથળ પર લટકતી મોતીની માળાને ઉરૂદામ કહે છે. એ માળાઓની વચ્ચે લટકતી સેરને મુક્તાદામ કહે છે. અતિ પ્રાચીન કાળમાં ઉરૂદામ



[અનુસંધાન આગળ પાન ૩૦૬ મે]

# મહાબળેશ્વર

આં બાધાટ કરતા જુદી જ જાતના દેખાવ નજરે પડવા માડ્યા. વાઇ નીચે ને નીચે જતું હતુ અમે બાર માઇલની ઝડપે ઉંચે ચડતા'તા એક પછી એક પહાડ ચડતા ગયા બાર માઇલ ચડ્યા ત્યા પચગનીના બંગલા આવ્યા. જોતજોતામા પંચગની વળોટી ગયા. સડક ઉપર જાંબુની પથારી પડી'તી પણ અમે યંત્રવશ હોઇ નિરૂપાય હતા. પરાણે સંયમ જાળવ્યો કહીએ તો ચાલે. થોડી વારમા મહાબળેશ્વરના બગલા દેખાયા. હેઠ ખીણ સુધી પથરાએલી ઝાડી ડુંગરની ઉંચાઇ ઢાકીને બેઠી'તી તળાવકાઠે સાહેબ લોકના ઉજળા લુગડા ધોબી ધોતા'તા. મહાબળેશ્વર તીર્થ નહિ પણ ગોરાનુ ઉપવન લાગ્યું

તા ૪થી જુનનો દિવસ હતો મુબઇના ગવર્નર હવા ખાવા આવેલા. મોંઘવારી મુબઇથી બમણી અમને મોટરવાળે ઉતારીને પૈસા લઇ લીધા. અમારે ઉતરવાનુ નિશ્ચિત ઠેકાણુ નહોતુ. ઝાડ નીચે સામાન મુકી અમે બેઠા ગોપાળભાઈ ઘર ગોતવા નીકળ્યા ઘણી વારે પાછા આવ્યા એક નાનકડી કોટડી,—સામાન મુકવા પુરતી સુવા બેસવાની સગવડ નહિ ભાડું રોજના ત્રણ રૂપિયા' શ્રણા અમને વગર પૈસે સલાહ આપવા માડ્યાઃ ડાહ્યા હો તો છાનામાના ઘર ભેગા થઈ જાઓ તમારા જેવાનો અહીં પત્તો નહિ ખાય ગોપાળભાઇ ફરી એક વાર પ્રયત્ન કરવા ચાલ્યા અમે ઝાડ નીચે તપ આદર્યું થોડી વારમા હસતાહસતા ગોપાળભાઈ આવ્યા અમારા મોઢા ઉપર તેજ આવ્યુ. સારા નસીબે ઓગલેના એજન્ટ મળી ગએલા ઓગલેનો કાચનો માલ વેચતા. વાઈના બળતણપાણી સૌ હાજર એ પોતે વીશીમા જમતા પણ ચાપાણી માટે આટલી સગવડ રાખેલી.

બપોરના બે વાગેલા મહાબળેશ્વર ઉપરઉપરથી જોવુ હોય તોપણ આઠ દિવસ જોઇએ ! અમારે તો બે દિવસમા જોઇ લેવાનુ હતુ કારણ કે ગવર્નર સાહેબ રસાલા સહિત છઠ્ઠી જુને મુબઇ તરફ વિહાર કરી જવાના હતા. તે વખતે ૨૫ રૂપિયા આપે પણ મોટર પુના ન પહોચાડે. અમે થોડી માહિતી મેળવી લીધી ને ઉપડ્યા જોવા.

અમે બધા ય ભણેલા હતા 'પાટિયા આવે કે ઝટ વાચી લઇએ. ભણેલાને ચાર આંખો ઈ ક્યાય ભુલો ન પડે થોડી વારમા સામે ગવર્નરનો બંગલો દેખાયો. જમણે હાથ રસ્તો વળ્યો ને પાટિયું આવ્યુ એમા અંગ્રેજીમા લખ્યુ'તુ 'લોડવીક પૉઇંટનો કેડો આણીકોર' 'મોટર ધીરી હાકવી ' અમે પટ વળી ગયા ઝાડી જોતા, જાંબુડા ખાતા, ગીત ગાતા ચાલ્યા. આજ પગ જોરમા હતા ચાર માઇલનો પથ હતો સાંજના ચારનો અમલ થયો ત્યા લોડવીક સાહેબનુ સ્મારક દેખાણું. નાનકડું, વાળીચોળી સાફ કરેલુ મેદાન; બે ત્રણ બાકડા; સામે સહ્યાદ્રિની અનંત ગિરિમાળ નાની મોટી ટેકરીઓ ચાલી જ જાય નીચે પાતાળકૂઈ ખીણ, ચક્કર તો ન આવે, પણ છાતી ભીંસાઇ જાય એવો ભવ્ય દેખાવ હતો ત્યાંથી કોઇ ખસવાનુ મન થાય ? પણ અમારે સૂર્યાસ્ત પહેલા 'બૉમ્બે પૉઇંટ' પહોચવુ'તુ વળી નીકળ્યા.

એ ને એ જ રસ્તે પાછા વળ્યા ગવર્નરના બંગલા પાછળની સડક સીધી 'બૉમ્બે પૉઇંટ' જઇને ઉભી રહે છે એ ઝાડીમા સુરજ આથમ્યાની ખબર ન પડે. અમે ઝડપ વધારી. માઇલ ચાલ્યા ત્યા 'બૉમ્બે પૉઇંટ'ના બાકડા દેખાણા ઉંડી ખીણમા ઉડી ન પડાય માટે લોઢાના સળિયાનો કઠેડો કર્યો છે. સામે નજર કરી મુબઇ દેખાય છે. ઝાંખા ભુંગળા દેખાય, ટાવરના ટોપકા દેખાય; ધુમાડાના ગોટા દેખાય

પડખામા જ પ્રતાપગઢ પડ્યા છે. હનુમાનજી હોય તો એક કુદકે પહોચી જાય ગઢ ઉપર જવાનો

રસ્તો સીધો દેખાય, ગઢ ચોખ્ખો દેખાય જે ઝાડીમાંથી અફઝુલ સૈન્ય લાવ્યો'તો એ પણ દેખાય. અને આવા ડુંગર ને ઝાડીમાંથી સૈન્ય લાવ્યો ઈ મરદનો બેટો ખરો! એની ય સામે શિવાજી જેવો સાવજ બેઠો'તો તો ય બેધડક સામે ચાલ્યો આવ્યો! મનમાં થઈ જાય કે રંગ છે એની માને!

જે ટેકરી ઉપર ખાનસાહેબને વાઘનખનો પરચો દેખાડ્યો એ જાવળીની ટેકરી પણ દેખાય છે પ્રતાપગઢમાં અફઝુલખાનની કબર છે શિવાજી મહારાજને ભવાની તલવાર બાંધનાર માતા ભવાનીનું મંદિર પણ પ્રતાપગઢમાં જ છે મહાબળેશ્વરથી બાર માઈલ થાય અમારું મન તો ઘણું હતું, પણ બધાને વાણિજ્યમુનિ હોલ્સ જતી જવાતી ઉતાવળ હોય ત્યાં શું થાય? દૂરદૂર, સહ્યાદ્રિના ગર્ભમાં શિવાજી મહારાજની રાજધાની પડી છે રાયગઢ રાયગઢ અહીંથી ૪૮ માઈલ મોટરની સડક છે. મોટર ચાર રૂપિયા લે છે સહેલ થઈને જવાય છે અમે તો રાયગઢના દૂરથી જ દર્શન કરી લીધા, ને સંધ્યાના ઉતરના અજવાળામાં ફરીફરી એ દૃશ્ય નીરખી લીધું દેયુ ડહણ કરી પાછા ફર્યા ઉતારે પહોંચ્યા ત્યારે રાત પડી ગઈ'તી

કોઈ વાળુ કરે એવું નહોતું મનાગથી પુરી લીધી'તી દૂધ લઈ આવ્યા બપોરે લઈ ગએની કેરી ને દૂધપુરીનું વાળુ કર્યું આ ને સાડા આઠે પોઢી ગયા ટાઢ બહુ નહોતી

સવારમાં પાંચ વાગ્યે ગોપાળભાઈ મને ઉઠાડવા માંડ્યા ત્યારે મને અરધી રાત લાગી અરધું ઓઢ્યું'તું તે આખું ઓઢી લીધું પડખું ફરીને જામી ગયો! પછી કોણ જાણે શું થયું, સવારે હું જાગ્યો ત્યારે ગોપાળભાઈ ઉંઘતા'તા! સૌને ઉઠાડ્યા શૌચ, દાતણ કરી લીધા, ને અમે નાસ્તાની શોધમાં નીકળ્યા કેરીની ઋતુ હતી બધા કહે બહુ મોંઘી છે સેંકડ રૂપિયાની સો, સવાની સો કેરી જોઈ તો આપણે ત્યાં પાંચ રૂપિયા દીધે ન મળે એવી! અમે અઢાર આનાની સો કેરી લીધી સૌએ ગજા પ્રમાણે પાંચ સાત ખાધી આજ ખુબ ફરવાનું હતું દિ' ઉગી ગયો'તો ટાઢનો ચમકાર હતો અમે ઝટપટ નીકળ્યા સાથે ભોજન જેટલો ઉપાદાર બાંધી લીધો

જુના મહાબળેશ્વરનો મારગ લીધો રસ્તો તો રળિયામણો હોય જ, પણ અહીં એક નવીનતા હતી જુનાસુના જાબુડા ખાઈ શકાય! કાઠિયાવાડના કોઈ પણ ગામડામાં વાત કરે તો ગાંડા ગણી કાઢે જાંબુ ઝીણાં ને મધુરાં નાની મોટી ટેકરીઓ પર નાના મોટા ફળઝાડ ને ફુલછોડ મહેકી રહ્યા છે એની સુવાસ આખા મહાબળેશ્વરમાં પ્રસરતી દસ વાગ્યે જુના મહાબળેશ્વર પહોંચ્યા

પડી ગયાને વાંકે ઉભેલા સાતઆઠ ખોરડા અને બે મોટા મંદિર, એ મહાબળેશ્વર એક મંદિરમાં બે કુંડ છે. જે ટેકરી ઉપર એ મંદિર બાંધ્યું છે એ ટેકરી કૃષ્ણા જેવી પાંચ મહાનદીઓની માતા છે *એ પાંચેના આગળા જેવા પ્રવાહ દીવાને અજવાળે* અમે જોયા એ પાંચે પ્રવાહ ભેગા કરી ગોમુખ વાટે એક કુંડમાં પડે છે એ કુંડમાં બધા જાત્રાળુ નાહીને પાપ ધોઈ નાખે છે બધાના પાપ સંઘરનાર કુંડ સાંજ પડ્યે પાપમય થઈ જાય છે, ને માથું ફાટે એવી દુર્ગંધ ફેલાવે છે! રાતે કુંડ ખાલી કરવામાં આવે છે અમે સવારે દસ વાગ્યે પહોંચ્યા એટલે પાણી ઠીકઠીક હતું કુંડમાં નાહ્યા પડખે જ બીજો કપડાં ધોવાનો કુંડ છે એને જોઈને તો ગામડાના અવેડા પાસેનો કીચડ જ યાદ આવે! આપણા મહાબળેશ્વર જેવા ઉન્નત અને દુર્ગમ તીર્થો પણ આવા પાપે ભર્યા જોઈ અંતર દુભાય છે

કુંડવાળા મંદિર સામે જ મહાદેવનું મોટું મંદિર છે મૂર્તિ સ્વયંભૂ છે કરતુ રૂપેરી થાળું ને એને મઢ્યા પૂજારીઓ! હાથમાં ગોમુખી ને આગળ રકેબી. શંકરદાદાનું રક્ષણ મુકી લક્ષ્મીજીની આરાધના કરતા હતા આ ભારતવર્ષમાં મહાબળેશ્વરનો મહિમા અદ્વિતીય ગણાય સડકો અને મોટરો થઈ છે પણ એને પસારો નથી લાગ્યો માત પંડ્યાઓએ પ્રતિષ્ઠા ઉપર પાણી ફેરવવાનો બનતો યત્ન અજાણપણે કર્યો છે

શિવનું સ્તોત્રગાન એ તો બ્રાહ્મણને મન મોદક કરતા પણ અધિક પ્રિય અમે છ યે બ્રાહ્મણ હતા ઘડી બે ઘડી પૂર્વજોની ભક્તિનું સ્મરણ કરી શિવસ્તોત્ર લલકાર્યાં પૂજારીઓની નિરાશા વચ્ચે અમે મંદિર છોડ્યું ગાડનો પ્રસાદ લઈ બે વાગ્યા સુધી નિંદર કરી

અમારે 'આર્થર સીટ' જવાનું હતુ પાચ માઇલ આવ્યા'તા. 'આર્થર સીટ' તીર્થ મહાબળેશ્વરથી છસાત માઇલ હશે બે ભાઇઓ 'આર્થર સીટ'થી પાછા ફરતા મદિરે આવ્યા. અમે મહેજ પુછપરછ કરી ત્યા એમણે કરમકથા માંડીઃ 'ભાઇ, રહેવા દેજો આ વેંતવેંતના છોકરાને ત્યા લઇ જવા જેવું નથી. વાઘનો પુરો ભય છે અહીંથી પાકા સાત માઇલ થાય છે. તમે જવાને માજ પહેલા પાછા વળી રહ્યા અમે ય અરધેથીજ પાછા વળ્યા'

અમે વિચારમા તો પડી ગયા. પણ તો ય હિંમત કરીને પુછ્યુ, 'વાટમા કોઇ માણસ મળે ખરા કે?'

'અરે રામરામ કરોને! માણસ તો શુ કાળો કાગડો ય ન મળે' અમારૂ માનો તો પાછા જ વળી જાવ'

પાટિયા આવે પણ 'આર્થર સીટ' નામ ન મળે. ધીરેધીરે થાકવા માડ્યા. ઘણુ ચાલ્યા. તો ય પાટિયુ ન આવે. ઝાડી પણ વધુ ને વધુ ભયંકર થતી જતી હતી અને પાછળ મહાબળેશ્વર છેટુ ને છેટુ જતુ હતુ અમારા પગ પાછા વળવાની ના પાડતા'તા મન તો એમા રાજી જ હતુ બુદ્ધિ તર્કવિતર્ક કરતી'તી, પણ એને કોણ ગણકારે? 'આર્થર સીટ'નુ દશ્ય આખા મહાબળેશ્વરમા—અરે આખા મલયાદ્રિમા અદ્વિતીય કહેવાતુ એ કેમ મુકાય? થોડી વારે પાટિયુ દેખાણુ. મનુએ દોટ કાઢી અમને પણ થયુ કે બસ એ જ. ત્યા તો અવાજ સભળાયો 'સાવિત્રી પૉઇંટ!' સાવિત્રી નદીનુ ત્યા મુખ હોવુ જોઇએ એમ વિચારી ચાલ્યા બહુ દૂર નહોતુ પહાડની કોર ઉપર આવી ઉભા

થોડી વાર સૌ મુગા રહ્યા એ ભાઇઓ કુંડમા નહાવા ગયા. ત્યા બે પડ્યા નીકળ્યા. અમે એમને બધુ પુછ્યું એ કહે, 'અરે કાઇ છેટુ નથી; આ રહ્યુ. ને ત્યા વાઘ કેવો? આ તો કોઇ બીકણના અખ્ખર લાગે છે. તમે બધા સરખેસરખા છો હમણા પહોચી જશો. કેડ બાધીને માડો હાલવા'

બસ, અમારે એટલું જ જોઇતું'તુ કેડે લગોટ બાધીને ચાલી નીકળ્યા વાતોના તડાકા મારતા, આસપાસની સુંદરના નિહાળતા ઉપડ્યા વચ્ચે

અઢીત્રણ હજાર ફીટ ઉડી ખાણમા સાવિત્રીનું મુખ અને નાનકડો પટ દેખાતો હતો ચારેકોર ડુંગર ઝુકી રહ્યા'તા. એ કેડાણે નાનકડી કુંડી હતી. નિર્મળ પાણી ભર્યું'તુ પાણી પીધુ. એત્રણ ભાઇઓ થાક્યા-પાક્યા શોધ જઇ આવ્યા નાઠા આગળ ચાલ્યા મુખ્ય રસ્તા ઉપર આવી ગયા ગામડાના માણસો અને ગાયો ચારવાવાળા મળવા માડ્યા. બ્રહ્મારણ્યની નિશાનીઓ આવી પીળી રાખ. એ રાખ બ્રહ્માજીના યજ્ઞની હોવાનું કહેવાય છે માર્ગોપદેશિકામા વાચેલુ

## ઉદ્યોગ અને અક્ષરજ્ઞાન

શાળાઓમાં જ્ઞાનને તેમ જ ઉદ્યોગને એકી વખતે સરખુ સ્થાન મળવું જ જોઇએ પૂર્વે એમ થતુ વિદ્યાર્થી સમિત્પાણિ થઇ ગુરુને ઘેર જતો એ એની નમ્રતા, એનો સેવાભાવ સુચવતાં હતા અને તે સેવા ગુરુને સારૂ લાકડા પાણી ઇત્યાદિ જગલમાથી લાવવાની હતી એટલે કે વિદ્યાર્થી ગુરુને ઘેર ખેતીનુ, ગોપાલનના ઉદ્યોગનુ અને શાસ્ત્રનુ જ્ઞાન મેળવતો

આમ આજે નથી થતુ તેથી જ જગતમા ભુખમરો અને અનીતિ વધ્યા છે અક્ષરજ્ઞાન અને ઉદ્યોગ નોખા નથી, છતા તેમને નોખા પાડવાથી, તેમના છેડા છુટા કરવાથી જ્ઞાનનો વ્યભિચાર થવા પામ્યો છે પતિએ તરછોડેલી પત્નીના જેવી ઉદ્યોગની સ્થિતિ છે

એમાથી કોઇને પ્રથમ સ્થાન હોય તો તે ઉદ્યોગને છે બાળક જન્મથી પોતાની બુદ્ધિ નથી વાપરતુ પણ શરીર વાપરે છે પહેલા હાથપગ, ને પછી આખ વાપરે, પછી ચાર પાચ વર્ષે સમજણ—જ્ઞાન પામતુ થાય છે સમજણ થયુ તેનુ જ શરીરને ભુલે તો શરીર અને સમજણ બનેનો નાશ થાય શરીર વિનાની સમજણ હોય નહિ એટલે સમજણનો ઉપયોગ શરીરઉદ્યમમા કરવાનો છે આજે શરીરઉદ્યમ કેવળ શરીર કસવાની કસરત જેટલો રહ્યો છે, જ્યારે પૂર્વે કસરત ઉપયોગી ઉદ્યમમાથી મળી રહેતી આમ કહેવાનો આશય એ નથી કે બાળકો રમેગમે નહિ એ રમતગમતને ઘણુ ઓછુ સ્થાન હોય એ તો શરીર અને મનને એક જાતનો આરામ છે શુદ્ધ શિક્ષણમા આળસને સ્થાન નથી. ઉદ્યોગનુ હો કે અક્ષરનુ, બંને રસમય હોવા જોઇએ બાળક અક્ષરજ્ઞાનથી કે ઉદ્યમથી કટાળે તેમા તેનો નહિ પણ શિક્ષણનો ને શિક્ષકનો દોષ છે

મો. ક. ગાંધી

'અગ્નિ બ્રહ્માણ્યે કર્પૂરતિલકો નામ હસ્તિ' એ કર્પૂરતિલક નજરે જોવા મળે તો? પણ એના હતુશળે અમારા શરીર ભેદાય તો? ચપટી રાખ લઈ આગળ ચાલ્યા. બેત્રણ કેડીઓ નીચે ગામડામા ઉતરી જતી હતી. વચ્ચે એક 'કૅસલ રૉક' આવ્યો. એની ઉપર ચડવા જેટલો સમય નહોતો. હવે તો 'આર્થર સીટ' નામે દેખાતા સાડી જોતજોતામા પહોચી ગયા.

'ઉંચા પહાડની અણી જેવી થઈને સામેના પહાડને મળવા આગળ ધસે એને ભૃશિર કહેવામા આવે છે' આવી ભુગોળમા વ્યાખ્યા હોય તો આને ભૃશિર કહી શકાય. આર્થર સાહેબને અમર કરવાનુ એવુ સબળ કારણ ન દેખાયુ. દેખાવ ખરેખર અપૂર્વ હતો—અદ્ભુત હતો! સૌ અવાક થઈને ફાટી આંખે ઘડીભર જોઈ રહ્યા! પગ નીચેની પાચ હજાર ફીટ ઉંડી ખીણમાથી ચારપાચ નદીઓ નીકળીને સામેના પહાડમા અદશ્ય થતી હતી. કેવી એ નદીઓ! 'મહાત્મા ગાંધીજીનુ સ્વાગત કરવા શુદ્ધ ખાદીના સફેદ તાકાની કેડી કરી હોય નહિ!' સામે ઘીચ ઝાડી ચિત્તા વાઘને સંઘરી બેઠી'તી. બ્રહ્મા, ઇંદ્ર, વરુણ, રુદ્ર, મરુત, સૌ અજવાળી રાતે અહીં હાડિયાગાન રમવા ઉતરી પડતા હોય તો નવાઇ નહિ. મદારીના માનીતા ગણુ આ લીલોતરી ચરીચરીને વાઘના પેટ ચારતા.

શંકરદાદાને આ રમ્ય ભૂમિની ભાળ કાઢી દેનાર કોઈ કલારસિક ગણ હોવો જોઈએ. આમ ઉંચે આકાશે અડતા શિખરો ઉપરથી નીચે નજર કરીએ છીએ તો મનમા એમ થઈ જાય છે કે ઇશ્વર જેવા કુશળ કારીગરે આવી ભૂલ કેમ કરી હશે? શરીરજોગ સંચો બનાવવામા એણે પોતાની કલા-કારીગરી, અક્કલ-હુશિયારી વાપરી નાખી છે, પણ એમા એક જ ખામી રહી ગઈ છે. બે પાંખો!! કાગડા જેવા પક્ષીને પાંખો ને મનુષ્યપ્રાણીને નહિ? કેવો અન્યાય! અમને ઉડીને સામે પ્રતાપગઢ ઉપર પડવાનું મન હતુ. આ સહ્યાદ્રિની હાર ઉપર ઉડીને અમારે રાયગઢના દર્શને જવું'તુ. પણ બે પાંખો વિના બધુ અશક્ય! અમે ઇશ્વરના ગુણ સભારી આ ભૂલ માફ કરવાનો બનતો પ્રયત્ન કર્યો અને પાંખોની માગણીનો સર્વાનુમતે કરેલો ઠરાવ પણ પડ્યો રહ્યો. અમારામાંથી કોઈ એ ઠરાવ ઇશ્વરના દરબારમા પહોંચાડવા જવા તૈયાર નહોતુ.

સાંજ પડવા આવી'તી. પગભેર પાછા ફરવું પડ્યુ. તીર્થ મહાબળેશ્વર મુક્યુ તોય સૂર્યાસ્ત નહોતો થયો. ઓલ્ડ મહાબળેશ્વર દોઢેક માઇલ રહ્યુ ત્યા એક પગથિયુ આવ્યુ. એ પણ એક તરફના દેખાવ જોવા લઈ જતુ'તુ. અમારે તો એક દિ'મા બધુ જોઈ લેવુ'તુ. ચાલ્યા—ઘણુ ચાલ્યા. અંધારુ થવા આવ્યુ તોય છેડો આવ્યો નહિ, એટલે પાછા વળ્યા. વળતા મહાબળેશ્વરનું સૌથી ઉંચુ શિખર આવ્યુ. એનુ નામ તો વિસરાઈ ગયુ છે. શિખર ઉપર ચડતા ચોપાસનુ દશ્ય આંખ ઠારે એવું હતુ. લગભગ અરધુ મહાબળેશ્વર દેખાતુ હતુ. એક નજર ચારેકોર ફેરવી. શુ જોયુ?

આમ જોયુ તો હિંદના હાડપિંજર જેવા શરીરમા હજી ઉન્નત ધર્મભાવના ભરી છે એની સાક્ષી પુરતો તીર્થ મહાબળેશ્વરના ખંડિયેરો વચ્ચે મહાદેવનો ધર્મ-ધ્વજ ફરકે છે; અને સામે ગવર્નરના બંગલાને માથે ગોરી સત્તાનો પ્રતિનિધિ એ ધર્મની અવગણના કરી રહ્યો છે! એક તરફ પૂર્ણ સ્વાતંત્ર્યની નિશાની રૂપ લીલા રંગ ઉપર, પરાધીનતાનો લાલ રંગ પાથરતા, નવા મહાબળેશ્વરના વિલાયતી નળિયાવાળા બંગલા પડ્યા છે, અને એ ગુલામીના લાલ રંગમા અંગ્રેજી રાજ્યના થાંભલા જેવા, દેશી અમલદારોના બંગલા ઓર વધારો કરી રહ્યા છે! એ બંગલાઓની સંખ્યા વધવાની સાથે, હિંદના નકશા ઉપર અને મહાબળેશ્વરની ટેકરી ઉપર લીલો રંગ ભુસાતો જશે ને લાલ રંગ પથરાશે. આ દેખાવ જોઈને કયા હિંદી જુવાનનુ હૈયુ ન ભેદાય?

ઉતારે આવ્યા ત્યારે બાર કલાક અને બત્રીસ માઇલનો પંથ પુરો થયો હતો. પગ ભરાઈ ગયા'તા. પેટ ખાલી હતુ. બે દિવસથી ઉનું અન્ન નહોતુ ખાધુ. આજ બધાની મરજી હતી: ગરમાગરમ દાળભાત હોય તો ઠીક. રાંધવાની શ્રદ્ધા ઓસરાઈ ગઈ'તી. પણ ફુરીફુરીને જતન કરી દાળ, ચોખા ખરીદ્યા. વાસણ તો તૈયાર જ હતા. ભાત તપેલામા મુક્યા. દાળ બધાની ચરૂડીમા મુકી. રાતના દસ વાગ્યે રસોઈ તૈયાર થઈ. દાળ તો ખુબ સરસ બનાવી હતી. વઘારબઘાર અચ્છી તરેહથી કર્યો'તો. સૌ જમવા બેઠા. પતરાળામા ભાત, ને ભાતના ખાડામાં દાળ લીધી. 'ૐ



શ્રી ધુરંધર
પોતે પોતાના
દોરેલા ઍન









શ્રી ધુરંધરની
સ્કેચ-બુકમાંનાં
થોડાં પાનાં





# નીરોગી રહેવા માટે ઉપવાસ કરો



ઘણા એમ જ માને છે કે ઉપવાસ કરવાથી નબળાઇ આવે છે. આવો સંદેહ આવવાનુ કારણ એ છે કે આપણે આપણા શરીરની રચના ને તેમા થતી ક્રિયાઓનો અભ્યાસ કર્યો નથી હોતો. ખોરાક પેટમા ગયા પછી તેના પર શી શી ક્રિયાઓ થઇ લોહી બને છે તેનો જુજ સરખો ખ્યાલ પણ આપણને હોતો નથી. ફક્ત જેમ વધારે ખાઇએ તેમ વધારે તાજા થઇએ એ સિદ્ધાંતને અનુસરીએ છીએ, અને આને લઇને જ આપણે શરીરે નબળા બનતા જઇએ છીએ! એટલે કે સુકાળમાં આપણે એક જાતનો ભૂખમરો વેઠીએ છીએ!

આવો સંદેહ ટાળવા માટે પહેલા તો આપણે ઉપવાસ એટલે શું એ બરાબર સમજવું જોઇએ. આજની આપણી અગિયારશ ઉપવાસ તરીકે લેખાય નહિ, કારણકે અગિયારશ કરીને તો આપણે સૌ દરરોજ ખાતા હોઇએ તેના કરતા સવા-બેવડું ખાઇએ છીએ, અને કેટલીક વખત તો આરોગ્યને હાની પહોંચાડે તેવો ખોરાક, મીઠાઇ, તળેલી ગરમાગરમ વસ્તુઓ વગેરે ઠાંસીઠાંસીને પેટમા ભરીએ છીએ! ને દિવસે 'હું શું ખાઉં? હું શું ખાઉં?' એ જ પ્રશ્ન મનમા ઘોળાયા કરે છે, અને તેવા આખો દિવસ કંઇ ને કંઇ મોમા નાખ્યા જ કરીએ છીએ. પરિણામે, ઉપવાસને દિવસે જ આપણી હોજરીને સખત કામ કરવું પડે છે.

આમ ઉપવાસ કરીને લોકો શા માટે ભારેપડતો ખોરાક વધુ પ્રમાણમા લે છે? કારણ સ્પષ્ટ છે. તેઓ એમ માને છે કે ઉપવાસ કરવાથી નબળાઇ આવે છે અને ગમે તે સંજોગોમા જે કંઈ ખાવામા આવે તે બધું શરીરને પોષણ જ આપે છે. અલબત્ત, શરીર નિભાવવામા ખોરાક મુખ્ય છે. ખોરાકમાથી જ આ શરીરને પોષણ મળે છે અને તેની વૃદ્ધિ થાય છે. પણ તે કેવા સંજોગોમા લેવાય છે તેનુ સાચું જ્ઞાન આપણને હોતું નથી.

જનસમાજ એમ માને છે કે એક દિવસ ભૂખ્યા રહેવાથી શરીરમા કંઇક ને કંઇક ઓછું થાય અને છેવટે માણસ મરી જાય! આ એક મોટી ગેરસમજ છે. ઊલટું, હોજરીમા નાખેલો ખોરાક પુરેપુરો પચી ન જાય તો પછી બાકી રહેલો ખોરાક સડવા માંડે છે અને તેમાથી જંતુઓ પેદા થઈ લોહીને ઝેરી બનાવે છે અને લાંઘણ ભાંગવું એટલે સમજવું કે તંદુરસ્તીમા કંઇક ને કંઇક વિશેષ પડવાનો જ.

રોગોનું આ ઝેર જુદીજુદી રીતે બહાર નીકળવા

પ્રયત્ન કરે છે આને આપણે જુદાજુદા રોગો સમજીએ છીએ પરંતુ બધા રોગો ઉપલા એક જ કારણને લઇને થાય છે જ્યારેજ્યારે સળેખમ, તાવ, ઉલટી, માથાનો દુખાવો વગેરે થાય ત્યારેત્યારે સમજવું કે કુદરત આપણા શરીરમાંથી ઝેરને બહાર કાઢી નાખવાનો પ્રયત્ન કરે છે આવા સમયે જો આપણે કુદરતના કામમા અંતરાય ન કરતા સામી મરજાના કરી આપીએ તો જલદી સાજા થઇ જઇએ છીએ અસ્વસ્થ શરીરમા ખોરાક નાખવાથી ઉલટું નુકશાન થાય છે એક તો આવા શરીરમા ઝેરી વસ્તુઓનો જથ્થો હોય છે, તેમા ખોરાક વાટે આપણે નવો ઉમેરીએ છીએ, આથી પરિણામ એ આવે છે કે આપણે સાજા થવાને બદલે વધુ ને વધુ માંદા પડતા જઇએ છીએ

આ સમજવા માટે આપણે એક સામાન્ય પ્રાણી ઘોડાનો દાખલો લઇએ તે માંદો પડે છે, ત્યારે બિલકુલ ખાતો નથી એટલું જ નહિ, પણ તે ખોરાક સામું પણ જોતો નથી, ફક્ત ઠંડુ પાણી જ પીએ છે આ બહુ મનન કરવા જેવો દાખલો છે શરીરની સામાન્ય રચના ઘોડામા અને મનુષ્યમા સરખી હોય છે ઘોડાને વિચારશક્તિ નથી, જ્યારે મનુષ્યમા તે છે છતા બન્નેના શરીરમા બનતી ખોરાકની ક્રિયાઓ તો સરખી જ છે, ફેર માત્ર એટલો કે પ્રાણી પોતાની પ્રેરણા અનુસાર કામ કર્યે જાય છે, જ્યારે મનુષ્ય બુદ્ધિને વેગળી મુકી કારણો આપવા બેસી જાય છે ! આથી કેટલીક વખત સુખી થવાને બદલે તે દુખી થાય છે આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે જ્યારે અનાજ ઉપર આપણને રુચિ થતી ન હોય ત્યારે જે કંઇ ખાવામા આવે તે શરીરને પોષણ આપવાને બદલે ઉલટું ઝેર બની શરીરને માંદુ પાડે છે

હવે ઉપવાસ દરમિયાન શું થાય છે તે જોઇએ આપણે ભુખ ખોઇ બેઠેલા હોવાથી આપણા હોજરામા કઇ પણ નાખવામા આવતુ નથી પરંતુ શરીરની અમુક ગરમી ટકાવી રાખવા માટે કઇક ને કઇક પોષણ તો જોઇએ ત્યારે આવું પોષણ ક્યાથી આવી શકે ? શરીરના ગુણ પ્રમાણે આ પોષણાર્થે નબળી વસ્તુઓ પહેલી બળવા માડે છે આથી શરીરની નબળી વસ્તુઓ જેમા પેલા ઝેરી પદાર્થોનો સમાવેશ થઇ જાય છે, તે પહેલી બળવા માડે છે આ પદાર્થો ખલાસ થયા પછી ચરબી અને ગદું લોહી વપરાવા માડે છે આથી ઉપવાસમાં આપણું લોહી વધારે ચોખ્ખુ બને છે હૃદય, ફેફસા, હોજરી આંતરડા, કલેજુ વગેરે અગત્યના ભાગોને તો સાધારણ ભુખમરામા પણ નુકસાન પહોચતુ નથી ઉલટું સતત કામ કરવાથી તેમને જે નુકસાન પહોચ્યુ હોય છે, તેમાથી તેઓ બચી જઇ ફરી નવા બને છે. ઉપવાસ દરમિયાન શરીરના જુદાજુદા અવયવો કેટલા ભાગમા વપરાય છે તેનુ પ્રમાણ નીચે આપ્યુ છે

| | | | |
|---|---|---|---|
| ચરબી | ૯૭ ટકા | સ્નાયુ | ૩૦ ટકા |
| કલેજુ | ૫૬ ,, | બરોળ | ૬૩ ,, |
| લોહી | ૧૭ ,, | જ્ઞાનતંતુ | ૦ ,, |

ઉપવાસ એ કોઇ પણ વ્યાધિનો કુદરતી ઇલાજ છે તેમા કઇ પણ અંતરાય ન નાખતા સરળતા કરી આપવી જોઇએ. આ સરળતા ઘણી રીતે થાય છે. એક તો ઉપવાસ દરમિયાન ઠંડુ પાણી પીવાથી પાણીમા રહેલો પ્રાણવાયુ (ઑક્સિજન) શરીરમાની ઝેરી વસ્તુઓનો નાશ કરે છે 'અજીર્ણે વારિ ભેષજં' જ્યારેજ્યારે અજીર્ણ થાય ત્યારે ફક્ત પાણી જ પીવું આથી અજીર્ણ મટી જાય છે પાણી પીવાથી હોજરીને કઇ પણ કામ કરવું પડતુ નથી ઉલટું, ઝેરી વસ્તુઓનો જલદી નાશ થઇ જવાથી તે તરત સાફ થઇ જાય છે ઉપવાસમા પણ ભુખ જેવું લાગે ત્યારે ફક્ત ઠંડુ પાણી પીવું પાણીની મદદથી શરીર ઝેરી મળનો જલદી ત્યાગ કરી શકે છે અને પરિણામે શરીરમા ચેતન વધે છે

ઉપવાસમા બસ્તી પ્રયોગ કરવાથી આંતરડાં સાફ થાય છે એ પણ ખાસ જરૂરનો તો નથી જ, પરંતુ હાલના જમાનામા ન જોઇતી વસ્તુઓ હદ ઉપરાંત ખાધા કરવાથી આપણા ખોરાકમા એટલી બધી કૃત્રિમતા આવે છે કે આપણને હમેશા કબજીયાત રહ્યા કરે છે અને તેથી આંતરડાના નીચલા ભાગમા મળ એકઠો થયા કરે છે હરહમેશ આ ઝેરી મળ પુરેપુરો બહાર નીકળી શકતો ન હોવાથી લોહીની શિરાઓ વાટે આખા શરીરમા તે ઝેર વ્યાપે છે. અને તેથી જ્ઞાનતંતુઓ નબળા પડે છે ને પાચનશક્તિ ઘટે છે બસ્તીનો પ્રયોગ આ મળનો જલદી નાશ કરતો

હોવાથી બહુ ઉપયોગી થઇ પડે છે. વળી તેથી આંતરડા પુરી રીતે ખુલ્લા થઇ શકે છે.

આ ઉપરાંત ઉપવાસમા મનનું કારણ ખાસ જાણવાજોગ છે. મનોબળ ન હોય તો ઉપવાસ થઇ શકતો નથી. નિશ્ચયબળ નહિ હોવાથી ઘણાઓ ઉપવાસ કર્યા પછી તુરત જ તોડી નાખે છે. ઉપવાસ કરવો એટલે ફક્ત ભુખ્યા રહેવુ એટલું જ નહિ તે પૂર્ણ રીતે શાસ્ત્રીય પદ્ધતિથી કરવો જોઇએ ઉપવાસ એ એક જાતની વેઠ છે એમ સમજી ન કરવો, પણ પૂર્ણ શ્રદ્ધાથી તેના નિયમાનુસાર કરવો. ઉપવાસની ટેવ પાડવા માટે કેટલીક વખત ભગીરથ પ્રયત્ન કરવા પડે છે. ઘણાંના સગાંવહાલા અને મિત્રોનો ઉપવાસ સામે વિરોધ હોય છે, અને તેઓ કંઇક ને કંઇક તો ખાવું જોઇએ એમ આગ્રહ કર્યા કરે છે. છેવટે દુધ જેવો ખોરાક પણ લેવાની તેઓ ફરજ પાડે છે. આવા દુરાગ્રહને વશ થઇ ઉપવાસ તોડવા પડે છે એટલે ઉપવાસ કરનારે આનો વિચાર કરી તેને માટે દૃઢ મનોબળ રાખવુ જોઇએ.

જેમણે કદિ ઉપવાસ ન કર્યો હોય તેમણે એકાદ બે દિવસ ફળાહાર કરી પછી ઉપવાસ કરવો ઉપવાસ દરમિયાન ખુબ પાણી પીવાની ટેવ પાડવી ને ખુલ્લી હવામા બની શકે તેટલું ફરવું આપણું શરીર સાફ થયા કરે છે એમ માન્યા કરવું. શરીર સાફ થયું છે, એની પહેલી નિશાની એ લાગશે કે આપણા શ્વાસોશ્વાસ નિયમિત અને મધુર થશે, અને એ ક્રિયા કોઇ પણ અંતરાય સિવાય થશે વખતે ખાવાનો શોખ પણ થઇ આવશે. આવી રીતે ઉપવાસમા સૌથી પહેલો ફાયદો ફેફસાને થાય છે તેવી રૂધિર સાફ થવાની ક્રિયામા ઘણો વધારો થાય છે જીભ ઉપર પહેલા જે છારી વળેલી હોય છે તે ઉપવાસને અંતે લગભગ જતી રહી જીભ સ્વચ્છ અને ચોખ્ખી બને છે. દાંત ઉપર જે ગંદા છડ પડ્યા હોય છે તે પણ જતા રહે છે. મૂત્ર પહેલા વિચિત્ર રંગવાળું હશે તો તેનો રંગ સુકા ઘાસના રંગ જેવો ચોખ્ખો બનશે શરીર ઉપર લાલાશ આવશે. ખાવા ઉપર અણગમો થશે, ને ઘણી વાર તો સારી-સારી વાનીઓ સામે હોવા છતા પણ તે ખાવાનું મન નહિ થાય. આ, ઉપવાસથી આવતી શરીરની નૈસર્ગિક પ્રફુલ્લતા અને તંદુરસ્તીની નિશાનીઓ છે.

ઉપવાસ દરમિયાન એકાદ બે માઇલ ફરવા જવાની કસરત પણ કરવી તેથી હૃદય, ફેફસા અને પેટના અવયવોને જોઇતી કસરત મળે છે, આખા શરીરમા લોહી ફરવા માડે છે અને ઘર સાફ થવાની ક્રિયા ઘણી ઝડપથી થાય છે ઉપવાસ દરમિયાન મનમા ગંદા, મલિન કે ગંભીર વિચારો લાવવા જોઇએ નહિ. માનસિક આરામ પૂર્ણ રીતે લેવો જોઇએ.

ઉપવાસ કેટલી મુદતનો હોવો જોઇએ એ ચોક્કસપણે કહી શકાય નહિ ઉપવાસનો અર્થ જ એ છે કે જ્યા સુધી ખરી ભુખ લાગે નહિ ત્યા સુધી કંઇ પણ ખોરાક ન લેવો. શરીરમાંથી રોગી વસ્તુઓનો નાશ થયા પહેલા ખરી ભુખ લાગતી

## મધદરીએ મુજ નાવ

માઢની ધુન

મધદરીએ મુજ નાવ
પ્રભુજી, મધદરીએ મુજ નાવ,
આ બેડલી રંક બચાવ —પ્રભુજી૦

તોફાની વંટોળે માંડ્યું ઘોર મહા ઘમસાણ,
હાથ સુકાન છુટે ને તુટુ તુટુ થાય વહાણ,
પરમ ઓ' પારાવાર તરાવ,
પ્રભુજી, મધદરીએ મુજ નાવ

ઉંચે આભ, નીચે જળ કાળા, ચોગરદમ અંધાર,
દીવાદાંડી બનો આ માર્ગે તુ ધ્રુવ તારણહાર,
પરમ ઓ' જીવનમાર્ગ બતાવ,
પ્રભુજી, મધદરીએ મુજ નાવ

તુજ વત્સલ અશ્રુને અમૃત શમશે આગતરંગ,
ઉડી ઉડી આંખોએ રમશે મેઘધનુના રંગ,
પરમ ઓ' અંતરપ્રાણ જગાવ,
પ્રભુજી, મધદરીએ મુજ નાવ

આ બેડલી રંક બચાવ —પ્રભુજી૦

**દેશળજી પરમાર**

નથી જેઓનુ શરીર વધારે બગડેલુ હોય તેમણે આ ઝેરી વસ્તુઓનો નાશ કરવા માટે વધુ દિવસનો ઉપવાસ કરવો જોઇએ સામાન્ય રીતે પાચ-છ દિવસનુ લઘન કરવાથી શરીરને બીલકુલ વાધો આવતો નથી તેથી વધુ દિવસના લધન માટે અનુભવીની સલાહ લેવી

ઉપવાસ કેવી રીતે તોડવો એ જાણવુ તો વળી ખાસ જરૂરનુ છે ઉપવાસ કરવો સહેલો છે, પણ તે તોડવો ઘણો અઘરો છે. એમ અનુભવ ઉપરથી જોઈ શકાય છે .ગમે તે વસ્તુ ખાઇને ઉપવાસ તોડવામા આવે તો ફાયદા કરતા નુકસાન થવાનો પુરો ભય રહે છે ઉપવાસ તોડયા પછી ભુખનુ જોર એટલુ બધુ વધી પડે છે કે ખુબ ખાવાની ઇચ્છા થઈ આવે છે અને તેથી હોજરીને વધુપડતો શ્રમ આપી દેવાય છે આમ ન થાય એટલા માટે આપણે ખરી અને ખોટી ભુખ વચ્ચે શો તફાવત છે તે જાણવુ જરૂરનુ છે

હાલના જમાનામા લોકો ખાવા માટે જીવે છે, જીવવા માટે ખાતા નથી ' આપણે બધા ભુખ લાગી છે તેથી ખાતા નથી, પણ ખાવાનો સમય થયો છે માટે ખાવુ જોઇએ એ વિચારે જ ખાઇએ છીએ આપણામાના ઘણાખરાનુ માનવુ એવુ હોય છે કે ખાવાના સમયે ખાવાનુ ન મળે તો ભુખ મરી જાય છે અને પછી ખાવાનુ ભાવતુ નથી વાસ્તવિક રીતે ભુખ મરતી નથી, પણ કુદરત કહે છે કે શરીરમા ઝેરી જથ્થો વધી ગયો છે માટે લઘન કરો પરતુ ખાવાના સમયની ખોટી ભુખથી શરીરમા એવી તાલબદ્ધતા આવી જાય છે કે ખાવાના સમય પહેલા આપણને ખાવા ઉપર બીલકુલ રૂચિ ન હોય તોપણ તે સમયે તો તાત્કાલિક ખાવાની કૃત્રિમ ઇચ્છા થઇ આવે છે કેટલાકને તો આ સમયે ખાવામા ન આવે તો આખે અંધારા કે ચક્કર પણ આવી જાય છે આ બધુ પેલી ઝેરી વસ્તુઓ બળતી હોવાનુ પરિણામ છે જ્યારે આવુ થાય ત્યારે સમજવુ કે આપણને ખોટી ભુખ લાગી છે નીરોગી માણસ એકાદ ટક કે દિવસ ન ખાય તો તેને ખરી ભુખ લાગતી નથી ને હમેશની માફક તેના અવયવો પોતાનુ કામ કર્યે જાય છે ભુખ મરી જતી નથી, પણ ખોટી ભુખ મરી જાય છે આપણને જ્યારે ખરી ભુખ લાગે છે ત્યારે ગમે તે ખાઇ લેવાનો વિચાર થતો જ નથી, પણ કઇક એવુ જ ખાવાની ઇચ્છા થાય છે કે જેથી તદુરસ્તીને વાધો ન આવે. હવે જો આપણે આપણો ઉપવાસ આ ખરી ભુખની પેલી બાજુએ લબાવીએ તો જ ભુખમરો શરૂ થાય છે એવો ભુખમરો વેઠવાથી શરીરને ફાયદો થતો નથી

ઉપવાસ પછી શરીર નદ્દન નવુ બને છે, અને એવે સમયે ગમે તે ખાઇ લેવાથી ઉલટુ નુકસાન પહોચે છે કેટલા દિવસનો ઉપવાસ કરવામા આવ્યો છે એ જોઇને સભાળપૂર્વક તેને તોડવો જોઇએ વધારે દિવસનો ઉપવાસ કર્યો હોય તો ખોરાક લેવામા બહુ ધીમેધીમે ચડવુ જોઇએ એકાદ બે દિવસનો હોય તો હમેશ મુજબ થોડા ખોરાકથી શરૂઆત કરવામા વાધો નથી

સામાન્ય રીતે સૌથી પહેલા પાણીમા લીંબુનો રસ નાખીને તે પી જઈ ઉપવાસ સહેલાઈથી તોડી શકાય છે નારગીનો રસ પણ ચાલે આ પછી ઉપવાસની સારામા સારી અસર લાવવા માટે દુધનો ખોરાક બિનહરીફ છે. ઉપવાસ દરમિયાન શરીરમાથી જે તત્ત્વો બળી ગયા હોય તે દુધના ખોરાકથી લાવી શકાય છે અને તેનાથી ઘણી ઊંચી જાતનુ આરોગ્ય મેળવી શકાય છે દુધ કેટલુ અને કેવી રીતે લેવુ એ પણ જાણવુ જોઇએ પહેલે દિવસે બેથી દોઢ કલાકને અતરે અરધો શેર દુધ લેવુ ઠીક પડે છે એ પછી તેનુ પ્રમાણ વધારી ધીમેધીમે પોણા કલાકે અરધો શેર દુધ લેવામા આવે તો તે પચી જાય છે આ પ્રમાણે થોડા દિવસ સુધી દુધ લઈ સામાન્ય ખોરાક ઉપર સહેલાઇથી જઇ શકાય છે ત્રણચાર અઠવાડિયા સુધી ફક્ત દુધનો ખોરાક લેવામા આવે તો વળી વધુ ફાયદો થાય છે

આ પ્રમાણે ઉપવાસ તોડયા પછી ફરીથી શરીરમા કચરો ભરાઈ ન જાય એ માટે સાવચેત રહેવુ જોઇએ પછી તો મહિનામા એકાદ બે આવા ઉપવાસ કરવાની ટેવ પડી જાય છે ખોરાકમા દુધ, નત્રિલ, શાકભાજી અને આમ્લરસવાળા ફળો—લીંબુ, નારગી વગેરે—નુ યોગ્ય પ્રમાણ હોય તો આરોગ્ય જળવાઇ રહે છે. શારીરિક પરિશ્રમ—ખાસ કરીને ચાલવાની કસરત તો દરેકે અવશ્ય કરવી જોઇએ

ચુનીભાઈ ધ. પટેલ




માખીનું જીવનચક્ર

ગમવાનો એનો સ્વભાવ કેમ આપણાથી સાવ વિરુદ્ધ હશે? જે વસ્તુ પર આપણને નજર સુદ્ધા નાખવી નથી ગમતી એટલી ગંદી છે તે વિષ્ટા, બળખા, ઉકરડા, એ બધામાં તે સુખે ચરે છે. તેનું કારણ શું? કીડી જેમ લોટમાંથી ગળાશ ચૂસી લે છે તેમ એ બધામાંથી ગળાશ ચૂસી લેવાની કળા માખીમાં હશે, અને પોતાના સૂક્ષ્મ શરીરને લીધે એ સ્થૂલ ગંદકી એને જણાતી નહિ હોય? કે એના નાકની રચના જ પરમેશ્વરે એવી કરી હશે કે કુક્કરની પેઠે ગંદુ-ગંદુ સુંઘવામાં જ એને લહેર આવતી હશે? હશે શું? ગમે તે હોય, પણ એટલી વાત તો સાચી કે માખીની જીભ કોઈક અજબ તરેહની છે. એમાં માણસની પણ રુચિ છે અને તેનાથી વિરુદ્ધ પ્રકારની રુચિ પણ છે.

હવે પાંચમી રહી સ્પર્શ કરવાની શક્તિ. સ્પર્શેન્દ્રિય તો જંતુમાત્રને હોય છે. એકેન્દ્રિય પ્રાણીને પણ ચામડી તો હોય જ. માખીની સ્પર્શશક્તિ પણ સૂક્ષ્મ છે. આપણા પગની સાથે જ્યાં ધોતિયું વળગ્યું યે ન હોય એવી ધોતિયાની કરચલી પર માખી બેઠી હોય તો પણ જરાક પગ ખેંચીએ કે માખી જાણી જાય છે ને ઊડી જાય છે.

માખી જેટલી ચપળ છે તેટલી જ ચતુર ને ચીકણી પણ છે. એને અમુક જગ્યાએથી કંઈક ખાવું હશે તો એ ખાધા વિના સહેજે નહિ ભાગી જાય. આપણે એને ઉડાડીશું કે જ્યાંથી એને ઉડાડવામાં આવી હશે તેની આસપાસ એક વર્તુળમાં ગોળગોળ ફરીને ફરી પાછી એની એ જ જગ્યાએ આવીને બેસશે. પાંચસાત વાર આપણે એને ઉડાડ્યા કરીશું નહિ તો એ ધારેલી વસ્તુ છોડશે જ નહિ.

કોઈ પણ ચીજનો અનુભવ કરવાને માખી નાકથી પ્રથમ આંખનો ઉપયોગ કરે છે. જ્યાં ખૂબ માખીઓ બેઠી હોય ત્યાં ગોળના રંગનું લાકડાનું છોડિયું મૂક્યું તો એક પછી એક માખી એના ઉપર આવીને બેસશે અને બેસતાંવેંત જીભ અડાડીને ઊડી જશે. આ ઉપરથી એમ પણ અનુમાન કાઢી શકાય કે માખીને નાક જ નહિ હોય.

માખીની એક ખાસિયત એ છે કે એ સ્વાર્થી છે. કીડી કે મધમાખીની જેમ એ સંપીલી નથી. એક માખી ખાઈ શકે એટલો કણ પડ્યો હોય અને ત્યાં બે માખી આવી ચડે તો બંને લડશે અને જે મોટી હશે એ ખાશે ને બીજી ચીડાઈને જરા છેટે બેઠીબેઠી તેના સામું જોયા કરશે અને બધો લાગ ગએલો જોશે ત્યારે જ પોતાને રસ્તે પડશે. એમને કીડીની કે મધમાખીની જેમ સંઘમાં રહેવું કે વસવું પરવડતું નથી.

માખીના શરીરના આપણે પાંચ વિભાગ પાડી શકીએ: ઉપરની બે પાંખો, નીચેના છ પગ, મોટી લાલ આંખોથી રાતુંરાતું દેખાતું માથું, જ્યાંથી આંખ નીકળે છે ત્યાંથી ગળા સુધીનું કાળું ધડ અને પાંખ નીચેનું પીળા અથવા મધમાખીના રંગનું ઉદર. આટલા વિભાગો તો આપણે સહેજે જોઈ શકીએ છીએ. પણ જેને લીધે એ સૌથી વધુ ભયંકર અને માનવજાતિના દુશ્મન જેવી બની છે તે, એના શરીર પરની ઝીણી રુવાંટી આપણે નરી આંખે જોઈ શકતા નથી, તેથી જ તો આપણે એનાથી ગાફેલ રહીએ છીએ અને એના ફેલાવેલા રોગોના ભોગ થઈ પડીએ છીએ. માખી પ્રત્યે આપણે કેમ વર્તવું જોઈએ અને આપણા જીવન સાથે માખીને શો સંબંધ છે એટલું જાણીએ ને આચરીએ તોયે ઘણું થયું.

સામાન્ય સમજ એવી હોય છે કે માખીઓ જીભથી ડંખ દે છે તથા રોગ ફેલાવે છે. પરંતુ એની શરીરરચનાના નિરીક્ષણ પછી જણાયું છે કે એની જીભ તીક્ષ્ણ નથી. રોગના જંતુઓ તો તેના આખા શરીર પર છવાએલી આ ઝીણીઝીણી રુવાંટીમાં

`ભરાઇ રહે છે અને ઉછરે છે આ રૂંવાટી તેની આંખ અને પાંખો સિવાય તેને આખે શરીરે હોય છે તે ઝીણી પણ બરડ હોય છે, અને જંતુઓ તેમાં સલામતીથી ભરાઇ રહે છે.

ડંખ તો માત્ર ગાયભેંસની કોઢ અથવા ઘોડાર–તબેલાની માખીઓને હોય છે તેમની જીભ તીક્ષ્ણ હોય છે. તે વડે તેઓ લોહી ચુસે છે, અને તેને બદલે તેટલા પ્રમાણમા પોતાનુ થુંક મુકતી જાય છે.




**માખી ઉછેરનારી વસ્તુઓ**

કચરાપુંજો, એઠવાડ, સડેલા શાકભાજી, ગાયભેંસના છાણ, વિષ્ટા ને ઘોડાની લાદ એ બધા અનુક્રમે કેટલા પ્રમાણમા માખીઓ ઉત્પન્ન કરે છે તે ઉપલા ચિત્રમા બતાવ્યુ છે ઘોડાની લાદ સૌથી વધુ માખીઓ ઉત્પન્ન કરે છે

આ બધી ગંદકી દૂર કરો અને માખીઓ એની મેળે દૂર થશે

ગંદકી અને ખોરાક બંને ઉપર માખી તો બેસે છે. બાળકના હાથમાના કોળિયા ઉપર કે તમારા ભાણામાના અન્ન ઉપર જે માખી બેઠી હોય છે તે ઘડીક પહેલા જ ઘર પાછળના ઉકરડા પર, જાજરૂની કુંડી કે વાસણ પર, અથવા કોઇ રોગીના બળખા કે લીંટ પર બેસી આવી હોય છે;—સાથેસાથે ત્યાના જંતુ એના શરીર પરની રૂંવાટીમા લેતી આવી હોય છે એ જંતુ તમારા ખોરાક વાટે તમારા શરીરમા જાય છે ને એવી રીતે રોગ ફેલાય છે

એક માખી ઓછામા ઓછા ૧૦૦ અને વધુમા વધુ ૬૦૦ થી ૯૦૦ ઈંડા મુકે છે. અને જરા ભેજ સાથે ગરમીવાળી હવા હોય કે એ ઇંડા ૨૪ કલાકમા સેવાઇને બચ્ચાને જન્મ આપે છે એ બચ્ચાને ભેથી પાંચ દિવસમા પાંખ ફુટીને માખી થાય છે માખી ૫૧૦૦ ફુટ દૂર સુધી ઉડતીઉડતી પહોંચી શકે છે એમ અનુભવથી જણાયુ છે એટલે કચરોપુંજો ઘરની આસપાસ કે ફળિયાના ખુણામા ભેગો કરવો, આમતેમ થુંકવુ, છોકરાના મળમૂત્ર ફળિયામા નાખવા, લાદ ને છાણ ઘરની આસપાસ ભેગા થવા દેવા, એ બધુ ભયંકર છે. આ બધુ ધ્યાનમા લેતા તો એક રીતે રોગનો ફેલાવો માખી નહિ, પણ આપણી કુટેવને લીધે આપણે જ કરીએ છીએ. એટલે, સમજીએ તો એ અટકાવવાને સમર્થ પણ આપણે જ છીએ.

જોકે કુદરતે તો આ નુકસાનકર્તા જંતુની સામે યોગ્ય પગલા લીધા જ છે. કાંગળિયા, માખીના વાઘ, ગરોળી, કરોળિયા, સાપ વગેરે જીવ માખીને ખાઇ જાય છે. નહિતર તો ઉપર બતાવેલી એની પેદાશના પ્રમાણમા એ ફેલાય જાય અને જ કેમન કરે ખતા

એને બીલકુલ દૂર કરવાને તો આપણે પોતે જ ચેતીને ચાંપતા ઇલાજ લેવા જોઇએ. કફ, લીંટ કે મળ-મૂત્ર પર સુકી માટી નાખી રાખવી જોઇએ અને છાણ, લાદ, વગેરે પર પણ માટી નાખી મુકવી જોઇએ. સુકી માટી એ માખીને પેદા થતી અટકાવવાનો ઉત્તમ ઉપાય છે છાણ, લાદ વગેરેને જલદી સુકવી નાખ્યા હોય તો માખી ન થાય અને ખાતર તથા બળતણની જરૂર પડે ત્યારે વાપરી લે શકાય. એઠવાડ ખાડામા નાખી ઉપરથી કોરી માટી અથવા નાછ ગખ નાખવી.

માખીનો નાશ કરનારી ચીજોમા કેટલાક માખી-ખાઉ છોડવાઓ પણ થાય છે. એ છોડવાઓ માખી ખાઇને જ જીવે છે ને વધે છે. તેના પાંદડા પ્યાલી જેવા હોય છે. પ્યાલીને તળીએ એ પ્રથમ ગળ્યો રસ રાખે છે. એ રસ ખાવા માખી આવે કે એ પ્યાલી બંધ થઇ જાય છે અને અંદર પાંદડામાથી એવા રસ આપોઆપ નીકળે છે જે એ માખીનો જ રસ બનાવી દે છે અને એ રસ પુરો ખવાઇ રહે અને પછી જાય ત્યારે બંધ થએલી પ્યાલી ઉઘડે છે અને બીજી માખી મેળવવા માટે તળીએ ગળપણનુ એકાદ ટીપુ ઉત્પન્ન કરી શિકારની રાહ જુએ છે. અને આવો કઇ એક જ જાતનો છોડ નથી થતો. જાતજાતના એવા છોડ થાય છે.

માખીથી કંટાળી જઇને પાશ્ચાત્ય દેશોમા તેનો નાશ કરનારી દવાઓ શોધવામા આવી છે; અને હવે

તો માખી પકડી પકડીને ઓહિયાં કરી જનારા પંડ્યા પણ નીકળ્યા છે।

ગાંધીજીએ તો જ્યારેજ્યારે પ્રસંગ આવ્યો છે ત્યારેત્યારે માખી વિષે આવી જાતનું કહ્યું છે:

'માખી મારફતે ઈશ્વરે આપણને અમૂલ્ય મદદ આપી છે આપણે સ્વચ્છતાના કેટલી જાળવી શકીએ છીએ તેની પરીક્ષા માખી જેવી આપણને કોઈ પણ નહિ આપી શકે ખાનાખાનાનો એક ટીપું નીચે પડે કે જમનાજમના દાળ નીચે ઢોળાય, ને એ સાફ કરવામાં આપણે જરા પણ આળસ કર્યું કે તરત માખી આવશે અને આપણા કાન ફૂંકી જશે

આપણી જાત એટલી ગંદી છે કે પ્રત્યેક ક્ષણે આપણે તેમાંથી ગંદકી પેદા કરીએ છીએ શરીર એ કેવળ ગંદકીની ખાણ છે એની રક્ષા કરવી એટલે નરકની રક્ષા કરવી હવે એવા ઉકરડાને મોઢામાં રાખી આપણે હરઘડી જાગૃત ન રહીએ તો તો આપણું સત્યાનાશ વળી જાય એવું ન થાય તે માટે ભગવાને આપણા ઉપર માખીનો અહોનિશ પહેરો મૂક્યો છે પાયખાને જઈ આવ્યા પછી પાયખાનાને આપણે તરત માટીથી ઢાંકી ન દઈએ, ગળવા ખાવાનું ઉકલી જવાની સાથે બધો એંઠવાડ તેમજ એંઠવાડનું પાણી જમીનમાં ખાડો કરીને દાટી ન દઈએ, નાકનું લીંટ, મોઢાનો બળખો એ બધા પર તરતોતરત ધૂળ વાળી ન દઈએ, જમીને ઉંચા કે તે જ ક્ષણે અશૌચ કરેલા સ્થાનને ધોઈને કે લીપીને સ્વચ્છ ન કરીએ તો જરૂર આપણે માખી પેદા કરીશું શરીરે થએલા ગડગુમડ કે ઘાને સ્વચ્છ રાખવાની બેદરકારી રાખીશું અને તે લોહી પરથી કચકચી જવા દઈશું તો તે તો માખીથી સહન જ નહિ થઈ શકે એ તો બટકાં જ ભરવા માંડશે ટૂંકામાં, જે માણસની આસપાસ માખી વસે છે તેનામાં માણસાઈ છે કે નહિ, અને છે તો કેટલી છે એ જ વિચારવાનું રહે છે.'

## માખી

હમેશાં ગંદી વસ્તુઓ ઉપર બેસે છે

ગંદકી જંતુઓથી ભરેલી જ હોય છે

માખીના પગ તથા શરીર પર ઝીણા વાળ હોય છે જેમાં એ જંતુઓ ભરાઈ રહે છે, અને માખી ત્યાંથી ઊડી તમારા શરીર અને ખોરાક પર બેસે છે ત્યારે સાથે એ જંતુ લેતી આવે છે

એ જંતુઓ રોગ ફેલાવે છે

માખીના શરીર પર વધુમાં વધુ આઠ લાખ જંતુ મળી આવે છે

પ્લેગ, ક્ષય, શીતળા, સંગ્રહણી વગેરે ભયંકર રોગોનો ફેલાવો આ જંતુઓ જોતજોતામાં કરે છે

એટલે કે માખી જ આ ભયંકર રોગો ફેલાવે છે

માખી ગંદકીમાં ઉછરે છે, રહે છે ને પોષાય છે

માટે ગંદકી દૂર કરો, અને માખી એની મેળે દૂર થશે.

ઉપરની બધી વાત અવતરણ ચિહ્નમાં છે તે ઉપરથી એ અક્ષરશઃ ગાંધીજીના શબ્દોમાં છે એમ નથી માનવાનું એમણે અનેક વાર દર્શાવેલી માખી વિષેની વાતોનો એ ભાવ માત્ર છે

૧૯૧૬ની સાલમાં દીવાળી પર ગાંધીજી કાંગડી ગુરુકુળના વાર્ષિકોત્સવમાં ગયા હતા ત્યારે અમે બેત્રણ વિદ્યાર્થીઓ તેમની સાથે હતા એ પવિત્ર ગંગાકિનારે, એ બ્રહ્મચારીઓના જ આશ્રમમાં માખીઓનો ઉપદ્રવ અસહ્ય હતો હિમાલયની તળેટીનું જંગલ, ગંગામાઈનું સ્વચ્છ નીર, છતાં માખીઓ એટલી બધી કે ધોળી સફેદ ચાદર બિછાવીએ તો જોતજોતામાં કાળા ચિત્રામણવાળી દેખાવા લાગે। ગાંધીજીના શરીરના કોઈ પણ ભાગ પર માખી બેસી જાય તો એ તેમને ગટરના પાણીનો છાંટો શરીર પર પડ્યા બરોબર લાગે, પણ જો એમના ખાવાના કોઈ પદાર્થ પર માખી બેઠેલી એમણે જોઈ તો એ તેમને ઉચ્છિષ્ટ અન્ન જમવા જેટલું જ અસહ્ય લાગે તેઓ એ વખતે તો માત્ર ફળાહાર જ કરતા એટલે એમના ફળ તૈયાર કરી તેઓ તે ખાઈ લે ત્યાં સુધી અમે બબ્બે જણા માખીઓનો પહેરો કરતા, છતાં માખીઓ એ સામગ્રીને અભડાવી જતી આથી ગાંધીજીનો પુણ્યપ્રકોપ પ્રગટ્યો અને એમણે ગુરુકુલના ચાલકોની આકરી ઉલટતપાસ કરી બધી વાતો પરથી જણાયું કે એ મહોત્સવ પ્રસંગે જે પાંચદસ હજાર સ્ત્રીપુરુષો આવેલા તે બધા છૂટમાં, પણ ગુરુકુળ આશ્રમથી માત્ર એકેક ફર્લાંગના ઘેરાવાની અંદર જ શૌચાદિ કરતા હતા। નહોતું તેને દાટવામાં આવતું કે નહોતી તેના પર ધૂળ વાળવામાં આવતી

કે એ વિભાગ છોડી જવાની એને ભાગ્યે જ ઇચ્છા થાય ત્યાંથી પાસેના વિભાગમાં નજર નાખતાં જતાં પ્રેક્ષકને આ અલ્પ સમયમાં ભૂસ્તરવિદ્યા અને એને લગતા ઉદ્યોગોનું જે જ્ઞાન પ્રાપ્ત થાય છે એથી સંતોષ થયા વિના કેમ જ રહે! એના એ બહોળા નિરીક્ષણને પચાવવાની ગરજ ન જોતા એ અધીરાઈથી બીજા વિભાગમાં દાખલ થાય છે.

એ બીજા વિભાગમાં યંત્રો, વાહનો, ટ્રામો, ગાડીઓ અને વિમાનોનો ક્રમિક ઇતિહાસ પ્રદર્શિત કરતો સંગ્રહ નજરે પડે છે. બાઇસિકલ બનાવવાના પ્રથમ પ્રયત્નના રૂપ જેવા હાસ્યજનક આકારથી માંડી આજની સર્વશ્રેષ્ઠ મોટર–બાઇસિકલ સુધીનો પ્રગતિક્રમ પ્રેક્ષક અહીં જુએ છે. જૅાન સ્ટીવન્સનના નિરીક્ષણે જન્માવેલા આદ્ય વરાળયંત્રથી માંડી આજના સર્વોત્તમ વિજળિક એન્જિનોના નમૂના ત્યાં હાજર છે. સ્ટીમરોમાં આજે કેવા સુખચેનથી ફરી શકાય છે એ તો કદાચ પ્રેક્ષકનું અજાણ્યું ન હોય, પરંતુ લડાઈની જંગી મનવારો અને તેમાં ગોઠવાયેલા તોપો નિહાળવાનો તો અહીં જ લાભ મળી શકે. પક્ષીઓના ઉડ્ડયન પરથી સૂચિત થએલી કલ્પનાને સ્થૂલ સ્વરૂપમાં સાદૃશ કરવા કેટકેટલા અગણિત પ્રયત્નો થએલા અને આજે એ માનવવિજયના ડંકા કેટલા જોરથી વાગી રહ્યા છે એનો કાંઇક સ્પષ્ટ ખ્યાલ પ્રેક્ષકને અહીં આવે છે, અને વિમાનોની માફક પોતાના ઉત્તેજિત કલ્પનાપ્રદેશમાં ઉડ્ડયન કરતો એ ત્રીજા વિભાગમાં પ્રવેશે છે.

ત્રીજા વિભાગમાં વિજ્ઞાનનું પ્રાબલ્ય પ્રવર્તે છે. મુખ્યત્વે ગણિતશાસ્ત્ર, ફીઝિક્સ, કેમિસ્ટ્રી ઇત્યાદિ વિષયોનું આમાં પ્રદર્શન છે. અહીં બટન દબાવી એક પ્રયોગ નિહાળતો, ત્યાં ચાવી ફેરવી કોઇ મશિન ફેરવતો, પણે કોઇ કળ દાબી 'એક્સ રે' વિભાગ જોતો પ્રેક્ષક વીસમી સદીની વૈજ્ઞાનિક પ્રગતિથી હેરત પામતો અને દુનિયામાં અસ્તિત્વ ધરાવતા આ સર્વ જ્ઞાનભંડારની અપેક્ષાએ પોતાના ક્ષુદ્ર જ્ઞાનસંગ્રહની દયા ખાતો ચોથો વિભાગ જોવા દોડે છે. પરંતુ ત્યાંનું કામ હજુ અપૂર્ણ હોઇ એ ઇલેક્ટ્રોટેક્નિકને લગતો વિભાગ નહિ જોઈ શકવા માટે ખિન્ન થતો એ પાંચમા વિભાગમાં પ્રવેશે છે.

પાંચમા વિભાગમાં કાગળ, કપડાં, દારૂ, બીયર ઇત્યાદિ ધંધાઓને લગતું સુંદર પ્રદર્શન હોવા છતાં સૌથી વિશેષ તો એ ખગોળ વિભાગ તરફ જ આકર્ષાય છે. એક વિશાળ ઓરડાને ભરી દેતું રાક્ષસી ટેલિસ્કોપ (દૂરબીન) તો અહીં જ નજરે પડે. પૃથ્વીની ગતિનો આબેહૂબ ખ્યાલ આપતો એક ખંડ અહીં ગોઠવવામાં આવ્યો છે. હિંદી વાતાવરણ ખડું કરવા પ્રયત્ન કરતા એક ઓરડામાં, જયપુરની વેધશાળાની એક નાનકડી પ્રતિકૃતિ જોઇને હિંદી પ્રેક્ષકને તો ગર્વ હર્ષ થયા વિના ન જ રહે. આમ દુનિયાના આ સર્વશ્રેષ્ઠ મ્યુઝિયમમાં એક કલાક ગાળતાં અનુભવમાં અનેક વર્ષો વૃદ્ધ થયાની લાગણી અનુભવતો એ બહાર નીકળે છે અને બાકીના દિવસોમાં મ્યુનિચના અન્ય દૃશ્ય સ્થળોનું અવલોકન કરે છે.

હવે એની નજર ચિત્ર ગૅલરીઓ તરફ વળે છે. પહેલાં એ પ્રાચીન સત્તરમી સદી સુધીનો ચિત્રસંગ્રહ ધરાવતી જુની પીનાકોથેક જુએ છે, પછી સત્તરથી ઓગણીસમા સૈકા સુધીની ઉત્તમ ચિત્રકૃતિઓનો સંગ્રહ એ નવી પીનાકોથેકમાં જુએ છે, અને છેવટે વીસમી સદીની ચિત્રકળા એને નવી સ્ટેટ ગૅલરી બતાવે છે. જુની પીનાકોથેકમાં એ ઇશ્વરના અને પૌરાણિક ચિત્રો જ મોટે ભાગે જુએ છે, નવી પીનાકોથેકમાં મનુષ્ય પ્રભુને છોડી કુદરતમાં સૌંદર્ય નિહાળતા શીખ્યો હોય એમ એ અરસામાં કુદરતના ચિત્રો જ વિશેષ નજરે પડે છે અને નવી સ્ટેટ ગૅલરીમાં તો પ્રેક્ષકને એવી જ અસર થાય છે કે કુદરતમાં સૌંદર્ય નિહાળતો માનવી ત્યાં ન અટકતાં આગળ વધી જાણે પોતાનામાં જ સૌંદર્યસમુદ્ર જોવા માંડ્યો છે. કારણકે અહીંઆ તો મોટે ભાગે નગ્ન માનવદેહ પર જ ચિત્રકારની પીંછીની કૃપા ઉતરી છે. કલાકો સુધી એ રસ લુંટતો અને અવનવા ભાવોના પલટા અનુભવતો પ્રેક્ષક સ્થિર ચિત્તે એના ઉપર વિચાર કરવા બેસે તો ખરીખર એને એ પ્રશ્ન સુઝે છે કે મનુષ્ય ખરેખર ચડે છે કે પડે છે? વળી એને એમ પણ લાગ્યા વિના નથી રહેતું કે ઇતિહાસકાર જેમ ભૂતકાળ લખે છે અને કવિ ભવિષ્ય ભાખે છે તેમ ચિત્રકાર કેવળ વર્તમાન જ ચીતરે છે. ચિત્રકારનો ભાવિ પ્રશ્ન ઘડવામાં જો જનતા જ કાળી હોય તો



## ઇંગ્લંડના રાજમહેલમાં
## હિંદી શિલ્પ

મહારાણી વિક્ટોરિયાના વખતમા મેલબોર્નના રાજમહેલમા રામલાલ કરીને એક પંજાબી શિલ્પીએ એક ખંડમા તદ્દન હિંદની જ ઢબે દીવાનખાનુ રચ્યુ છે તેનુ આ ચિત્ર છે આપણા દેશના શ્રીમાનો અને રાજામહારાજાઓ ઇટાલી અને ફ્રાન્સની નકલે રાજમહેલો બંધાવી લાખો કરોડો રૂપિયા પરદેશની કારીગરી પાછળ ખર્ચે છે છતા તેમા જરા યે સૌન્દર્ય કે કળાપ્રભાવ આવતો નથી કલકત્તામા સરકારે પણ વિક્ટોરિયા આલ્બર્ટ હોલ પાછળ કરોડો ખર્ચ્યા પણ તાજમહેલની કીર્તિનો અંશ પણ તેને મળ્યો નથી નવા દિલ્હીના બાંધકામના બળાપા ચાલુ છે ઉપરના ચિત્રમા છત પર આબુના દહેરાની કારીગરી દેખાય છે. સામેના ઝરૂખા જયપુર ઢબના છે તાપણીની જગ્યા આગળ તો મોગલ અને બૌદ્ધ કાળના નમુનાઓ પરથી રચના કરી અજબ આકર્ષણ કર્યું છે ઉપરનો મોર સર્વ કળામા પોતાની કળા પુરી રાજ્યો બન્યો દેખાય છે છતને ટેકા આપતા આકારોમા દક્ષિણ હિંદની છાયા છે આમ હિંદી શિલ્પની સર્વ ખુબીઓની એકસામટી મનોહર ગુંથણી કરી આપનારા એ કારીગર વિષે આપણે અત્યારે શુ જાણીએ છીએ ? હિંદની આવની મંત કળા અને શિલ્પની બાહેંધરી લઈ એની ખાસ નહિ ધરે તો હિંદનો વૈભવ સ્વપ્નુ જ રહેવાનો

તે અતિ અલ્પ હોવો જોઈએ એવું અનુમાન તારવવા આ ચિત્ર ગૅલેરીઓ એને પ્રેરે છે.

ચિત્રકળાની કેટલીક અન્ય ગૅલેરીઓ જોઈ નાખ્યા પછી એ શિલ્પકળા સંગ્રહસ્થાનમાં જાય છે. ક્રાઈસ્ટ પૂર્વેની મીસરી શિલ્પકળાના નમુના એને અહીંઆં જોવા મળતાં ઘડીભર મુગ્ધ થનો એ આગળ ચાલી ગ્રીસ અને રોમની શિલ્પકળાના નમુનાઓ ઉપર પણ નજર નાખી લે છે. મીસર અને રોમની શિલ્પકળા જોતાં પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનું અગાધ અંતર અહીંઆં પણ જળવાઈ રહ્યાની એને ખાત્રી થાય છે.

સંગીતની ઉપાસનામાં પણ મ્યૂનિચવાસીઓ કચાશ નથી રાખતા. લગભગ દરેક ઘરમાં એકાદ વાજીંત્ર તો હોય જ. શાળામાં વિદ્યાર્થિનીઓ ફરજિયાત અને વિદ્યાર્થીઓ મરજિયાત સંગીત શીખે. કોઈ હાઉસ (હૉટેલ)માં અનેક સામાન્ય બજાવનારાઓને રોજી ઉપરાંત કીમતી અનુભવ મળે અને વિશેષ પ્રગતિ થયે જલસાના ઉચ્ચ પગથીએ પણ પહોંચે. એકાદ સુંદર જલસામાં હાજરી આપનારના હૃદયના તાર પણ સંગીતશાસ્ત્રીની દીલરૂબાના તાર સાથે એકતાનતા સાધવા માંડે ખરા. એક પ્રસંગે એક અંગ્રેજ બાનુએ મને કહેલું યાદ છે કે 'આવું સંગીત તમને લંડનમાં નહિ મળે.' અહીંથી નીકળી આર્ટ બજાર વિદ્યાર્થીઓને માટે સરસ્વતીદેવીનું મંદિર થઈ પડેલું વિદ્યાપીઠ જોઈ લીધા પછી સામાન્ય મહત્ત્વ ધરાવતા સ્થળો તરફ પ્રવાસીની નજર ખેંચાય છે.

યૂરોપમાં દરેક નાનામોટા શહેરમાં જોવાલાયક સ્થળોમાં દેવળનું નામ તો સૌથી આગળ મુકવું જ જોઈએ. નાના ગામડાંમાં તો દેવળની ટોચ કરતા ઉંચું એક પણ મકાન ભાગ્યે જ નજરે પડે. મ્યૂનિચ પણ એનો અપવાદ નથી. અહીંનું પ્રસિદ્ધ દેવળ સ્ત્રીઓના દેવળના નામથી ઓળખાય છે એને બે મિનારા છે. એકની ઉંચાઈ ૯૯ મીટર (એક મીટર એટલે ૩૯ ઇંચ) છે અને બીજાની ૧૦૦ મીટર છે. એ સંબંધમાં એવી કિંવદંતી છે કે શેતાન આવીને રાતના ચણેલા ભાગને તોડી નાખતો એથી બીજો મિનારો ૧૦૦ મીટર થઈ શક્યો નહિ. ગમે તેમ હો પરંતુ એ મિનારા પરથી નજરે પડતું મ્યૂનિચ શહેરનું આહ્લાદક દૃશ્ય જોઈને પ્રેક્ષકને એ શ્રમ સફળ થયો તો જરૂર લાગે છે.

મ્યૂનિચ આવનારો પ્રવાસી બાવેરિયાનું ભવ્ય બાવલું જોવાનું તો કેમ જ ચુકે ! એની મહત્તા તો ઐતિહાસિક છે. જર્મનીના સર્વ છુટાછવાયા રાજ્યોને એકત્રિત કરી, બૃહદ જર્મનીની સ્થાપના કરી પ્રિન્સ બીસ્માર્કે ૧૮૭૦માં ફ્રાંસને સખ્ત હાર આપી તે વખતે કબજે કરેલી ફ્રેંચ તોપોની ધાતુનું બનાવેલું એ બાવલું છે. એની ઉંચાઈ ૧૯ મીટર છે. એ બાવલાની અંદર ગોઠવેલી નિસરણી ચઢી માણસ એના માથામાં પ્રવેશ કરી શકે છે. સા પાંચ માણસ બેસી શકે એટલી વિશાળ જગ્યા છે અને એ શાસ્ત્રી બાવલાની આંખ અને કાનના છિદ્રોમાંથી પ્રેક્ષકો મ્યૂનિચને ચોમેરથી નિહાળી શકે છે. આવા સ્મરણસ્થંભો સમયાનુસાર કેવી ભિન્નભિન્ન લાગણીઓને જન્માવી શકે એનો આ એક સુંદર પુરાવો છે. આ બાવલાને જોઈ કોઈ ફ્રેંચ પ્રેક્ષકની આંખમાંથી સદા પહેલા ખુન ઝરતું હશે પરંતુ આજે ! આજે તો એ એક તિરસ્કારયુક્ત હાસ્ય કે મોને જ સંતોષ માની લે છે

મ્યૂનિચ (જર્મની) લવજી ત્રિભુવન ધોળિયા

નદીકાંઠે ડુસ્કાડુસ્કાં એક છોકરો રડતો હતો. એક માણસે આવી તેને રડવાનું કારણ પુછ્યું ત્યારે તેણે નદીમાં તરતી ટોપી તરફ આંગળી કરી કહ્યું, 'મારો બાપ—'

તરત જ પેલો માણસ નદીમાં કુદી પડ્યો થોડી વારે હાંફતોહાંફતો એ ટોપી લઈને બહાર નીકળ્યો ને છોકરા સામું જોઈ કહ્યું, 'તારો બાપ તો ક્યાંય જડતો નથી એ ક્યાં ઠેકાણેથી પડી ગયો ?'

તે છોકરો કહે 'મારો બાપ પડ્યો નથી હું તો તમને એમ કહેતો હતો'તો કે મારો બાપ ટોપી કેમાંને આપી ગયો. પણ ત્યાં તો તમે નદીમાં કુદી પડ્યા, હવે મારે શું કહેવું ? લ્યો, હવે ટોપી તો લાવો'

卐

ન્યાયાધીશ—(પંડિતજી નૈકરવાર મુનેદકુમારને) મારું તન નિર્દોષ ઠરાવે છે. તુ તારે હવે જા

મુનેદકુમાર—આપના આભાર હું હવે પંડિતજી રાખું ?

卐

'આ દુકાનમાં સૌથી વધારે જાણકાર કોણ છે ?' નવા આવનારે દુકાનના ખાખુંમાં ઉભેલા છોકરાને પુછ્યું.

'એ કાંઈ મને ખબર નથી' છોકરાએ જવાબ આપ્યો, 'પણ સૌથી વધારે ઠપકો તો હું ખાઉં છું'

# નિંદા

અનુસંધાન પાન ૩૭૨ થી

મોહનસિંહે પુછ્યુ, 'કોણ ?'

'એ તો હું સત્ય '

'કેમ, અત્યારે શુ છે ?'

'હું જવાની રજા લેવા આવ્યો છુ '

'શા માટે ?'

'તમે નિંદાને આશ્રય આપો છે તમે જાણો છો કે જ્યા તેનુ પ્રાબલ્ય હોય ત્યા હુ રહેતો નથી એટલે મને જવાની રજા આપો '

'પણ તમારે જવાનુ કાઇ કારણ ?'

'હા, એક તો તમે નિંદાને આશ્રય આપ્યો તે, અને બીજુ એ કે અહીંથી જે બધા બહાર ગયા છે તેઓ મારી રાહ જુએ છે મને રજા આપો એટલે હુ પણ જાઉં '

મોહનસિંહ બધાને રજા આપીઆપી થાકી ગયો હતો તેણે કહ્યુ, 'સત્ય' તને ખબર છે કે મેં નિંદાને શા માટે આશ્રય આપ્યો ?'

'ના '

'એટલા માટે કે તુ તો મારી પાસે જ રહે તુ ઘણો તોફાની છે બધા તારાથી અકળાય છે. મને પણ તારા નાનપણમા તેં ઘણો મુઝવ્યો છે તને રાખવા મેં અનેક કષ્ટ સહન કર્યા, એટલા માટે કે તને જોતા જ મને આનદ થતો તુ જ્યા સુધી હોય ત્યા સુધી મારુ બધુ મારી પાસે જ છે એમ મને લાગતુ

અને જે દહાડે મારા વર્તનમા ફેર પડે તે દિવસે તુ ચાલ્યો જઇશ એમ તેં કહેલુ, યાદ છે ? બીજા ગયા તો ભલે ગયા એ સૌ પોતાની મેળે આવેલા. તને તો હુ લઇ આવેલો છુ. તારે માટે મેં જેમ બધાને આશ્રય આપ્યો તેમ નિંદાને પણ આપ્યો ભાગવી તો જઇ શકાય નહિ તને શુ લાગે છે ?'

'ખરું, હુ નહિ જાઉં '

થોડી વારે બહાર ઉભેલાને ખબર પડી કે સત્ય તો આવનાર નથી, એટલે સરસ્વતીએ રહેવા નિશ્ચય કર્યો તે પછી બુદ્ધિએ પણ પછી લક્ષ્મી, રિદ્ધિ, સિદ્ધિ, શક્તિ, સુખ, શાન્તિ અને વ્યવહાર પણ પાછા ફર્યા એક માત્ર પ્રતિષ્ઠા બહાર હતી તેને કોઇ રીતે અંદર આવવા મરજી થતી નહોતી પણ સૌએ આગ્રહ કરી તેને ત્યા રાખી

થોડી વારે નિંદા ત્યા આવી બધાને જોઇ એ સ્તબ્ધ થઇ ઉભી રહી પછી તેણે મોહનસિંહને પુછ્યુ, ' આ બધા અહીં કેમ ઉભા છે ?'

'એ સૌ અહીં જ રહે છે તારે પણ તેમના સાથે જ રહેવાનુ છે '

નિંદાની આંખો વિકળ થઇ ગઇ 'ના ના, મહેરબાન, આ બધા સાથે તો હું રહી જ ન શકુ મને જવાની રજા આપો મને લાગે છે કે હવે મને આપના રક્ષણની જરૂર નહિ પડે '

મોહનસિંહ બોલ્યો, 'તો ભલે '

* * *

અચાનકથી મોહનસિંહની આંખો ઉઘડી ગઇ

**સુનિકુમાર મણિશંકર ભટ્ટ**



'બાપા, આજે મને રસ્તામાથી પાવલી જડી '

'પછી તેં એના માલિકને આપી દીધી, ખરને ?'

'હા, બાપા '

'કેવો પ્રમાણિક છોકરો—'

'બાપા, હુ ગજવામા મુકવા જતો'તોને એટલામા તો એણે આવીને પડાવી લીધી '



સેન્ટ્રલ હિંદુ કૉલેજ બનારસ

## ઍની બેસંટ

અનુસંધાન પાન ૩૮૦ થી

સંસ્કૃતિનું મહાન દેવાલય જમીનદોસ્ત થઈ જશે એવી એને ધારતી હતી. એટલે તે વખતના ધર્મસુધારકોને ધિક્કાર પેદા થાય તેટલી હદ સુધી ઍની બેસંટ રક્ષણવાદી બન્યાં. પરંતુ આખરે ૧૯૧૩ સુધીમાં એણે જોઈ લીધું કે હિંદુ સંસ્કૃતિની હસ્તી હવે જોખમમાંથી નીકળી ગઈ છે, એટલે તે વખતે એણે અનિષ્ટ અંગોને છેદવા માટે છરી લઈને કાપકૂપ આદરી. 'પ્રબુદ્ધ ભારત' (વેઇક અપ ઇન્ડિયા) નામની એ વખતની એમની વ્યાખ્યાન-શ્રેણી એ નશ્તરકામની સમયોચિતતા તેમજ સચોટતાની આજે પણ સાક્ષી પુરે છે.

### શિક્ષણમાં ધર્મતત્વ

આર્યાવર્તની આ સર્વદેશીય ને અગાધ ઉંડાણભરી સંસ્કૃતિઃ એના ઉપરથી હિંદીઓની આસ્થા શા કારણે ઉઠી ગઈ છે? પોતાનું એટલું ખાલિશ અને પરદેશનું એટલું ખુબસુરત એવી બીમાર મનોદશાનું ઝેર ક્યાંથી પ્રસરી રહ્યું છે? ખાનપાનાદિકમાં અને જીવન-વ્યવહારમાં ધર્મભ્રષ્ટતા કોણ સીંચી રહ્યું છે? પ્રજા કયે ઠેકાણે બગડી રહી છે? એ પ્રશ્નો ઍની બેસંટને અંતરે પુકારી ઉઠ્યા. અને એનો ઉત્તર એને નિશાળો-કૉલેજોમાં અપાતી મેકૉલે નિર્મિત શિક્ષણ-પ્રણાલીએ આપી દીધો. હિંદની કેળવણી એટલે યુરોપનો એઠવાડ એ ઍની બેસંટે નરી આંખે દીઠું. દેખીને એણે આખા શિક્ષણક્રમમાં ઉગ્ર ક્રાંતિ આણવાની ધૂન લાગી બોલીને નહિ, પણ આચરીને બતાવવાનું એ શીખેલાં હતાં. તેથી એણે વારાણસીને ટીંબે 'સેંટ્રલ હિંદુ કૉલેજ'ની સ્થાપના કરી ભારતખંડમાં મેકૉલે કૃત નિકંદન પછી પહેલી જ વાર કેળવણી અને ધર્મ વચ્ચે વિવાહ જોડ્યો શિક્ષણમાં આસ્તિકતાના ઊંડા પાયા રોપ્યા. પહેલેથી તે છેલ્લા પગથિયા સુધી શિક્ષણ-ક્રમમાં એણે ધાર્મિક પુસ્તકો દાખલ કરાવી પ્રત્યેક પંથની પ્રાર્થનાઓ ગાવાની પ્રથા પાડી ને સર્વ ધર્મોના સંતોના જીવનચરિત્રોનું પઠન મંડાવ્યું. અને એ નવીન પદ્ધતિનું અનુકરણ ધીરેધીરે દેશભરમાં પ્રસરવા લાગ્યું. આજે તદ્દન સાધારણ લાગતી એ વાત ઈ.સ. ૧૮૯૬માં તો એક મહા વિપ્લવકારી ઘટના જ લેખાઈ હતી. પરિણામે બેસંટને પુરાણપ્રેમી, પ્રગતિવિરોધી, વ્હેમ-પ્રચારક વગેરે શા શા શબ્દોથી ને સમયના પ્રગતિ-પૂજકોએ નહિ વધાવ્યાં હોય?

પોતાના પ્રિય બાળક રૂપે આ કૉલેજને તે પાળી તો એમણે કેંક લાડ લડાવ્યા છે. ૧૯૦૧માં 'સેંટ્રલ હિંદુ કૉલેજ મૅગેઝીન' કાઢ્યું; કન્યા કેળવણીને માટે પણ માર્ગ મેળવ્યો; અને આજ તો એ કૉલેજનું નાનુંશું વૃક્ષ 'બનારસ હિંદુ યુનિવર્સિટી' નામના વિશાળ વડલા રૂપે પથરાઈને, પ્રાતઃસ્મરણીય પંડિત

મદનમોહન માલવીયાજી જેવા ચતુર વનમાળીનું જીવનકાર્ય બની રહેલ છે આજ એ વિદ્યાપીઠના જન્મદાથી ઍની બેસંટ પોતાની સેવાના પ્રનામ તરીકે પોતાને એ સંસ્થાએ એનાયત કરેલી ડી એલ ની પદવીનો જેટલો ગર્વ ધરે છે, તેટલો ગર્વ એને આખી એ બી. સી ડી જેટલી અન્ય પદવીઓની હાર-માળાથી પણ કદાપિ નહિ થઇ શકે.

પરંતુ આ નવીન શિક્ષણકારનો પથ ફૂલપથારી-વાળો નહોતો એને પરદેશી રાજ્યસત્તાની વક્ર દૃષ્ટિ પણ વહોરવાની હતી, અને રાજપ્રકરણી પ્રગતિને માટે તલસી રહેલી પ્રજાના મતભેદો સામે પણ ટક્કર ઝીલવાની હતી ૧૯૦૬મા બંગભંગની ઝુંબેશ જાગી એની વેદી ઉપર બંગાળાના વિદ્યાર્થીઓએ પોતાની કેળવણીને વાહોમ કરી શાળાઓ ત્યજી પણ મિસિસ બેસંટે પોતાની કૉલેજમા એ ચળવળ પ્રતિ કશી પણ પ્રત્યક્ષ દિલસોજી દાખવવાની મના કરી પરિણામે એને વગોવાવું પડ્યું પણ એ તો પોતાની પ્રામાણિક માન્યતા પર મક્કમ જ રહ્યા કે વિદ્યાર્થીઓએ અભ્યાસી જીવન દરમિયાન રાજકારણી દાવાનળોમા નથી પડવાનું

બીજી બાજુ એક વખત એમના માનીના સાથી બાહોશ કેળવણીકાર અને એ કૉલેજના પ્રાણ તુલ્ય પ્રિન્સિપાલ શ્રી એરન્ડેલે 'તારક સંઘ'ની ચળવળ કૉલેજમા દાખલ કરવાનો મનસુબો સતાવેલો ત્યારે ઍની બેસંટે એ લાડીલા સહકર્મચારીને પણ મનાઇ કરીને સંભળાવી દીધું કે 'જ્યૉર્જ, તુ મને વહાલો છે, પરંતુ સત્ય એથી પણ વધુ વહાલું છે '

ત્યાર પછી તો ઍની બેસંટ શિક્ષણની દુનિયામા અનેક નમુના રૂપ સંસ્થાઓને ઉતારતા જ આવ્યા છે જેમજેમ એના આદોલનો ઝીલાતા ગયા, જેમજેમ નયોગો, સાધનો ને સત્તા વિસ્તરતા ગયા, તેમતેમ અંત્યજો અને સ્ત્રીઓ માટેની સખ્યાબંધ શાળાઓ, મદનપાલની હાઇસ્કુલ અને કૉલેજ, આંદયારની રાષ્ટ્રીય કૉલેજ તથા બ્રહ્મવિદ્યાશ્રમ વગેરે શિક્ષણપાખડીઓ ફુટની જ ગઈ, અને એ બધાનું મળી 'થીઓસોફિકલ એજ્યુકેશનલ ટ્રસ્ટ' બંધાયુ આજે એ ટ્રસ્ટની છાયામા શિક્ષણશાસ્ત્રના ધુરંધર આરાધક એરન્ડેલની સહાય વડે કૈંકૈં સંસ્થાઓ ફુલીફાલી રહી છે. એમણે ઉપાડેલા શિક્ષણવિપ્લવમા ધાર્મિકતા ઉપરાત રાષ્ટ્રીયતાનું જે પ્રચંડ મોજું પણ ઉમેરાયું હતું તેનો ઇતિહાસ તો આગળ કહીશું

### થીઓસૉફિકલ સોસાઇટી

ઈ સ ૧૯૦૭મા ઍની બેસંટને અમેરિકન વીર કર્નલ ઑલ્કોટની ખાલી પડેલી જગ્યાએ થીઓસૉફિકલ સોસાઇટીના અધ્યક્ષ ચુંટાવાનું માન પ્રાપ્ત થયું દુનિયાના તમામ વિભાગોમા પથરાએલી એ સંસ્થાની પ્રત્યેક શાખા તરફથી એમને જ મોટી સંખ્યાના મતો મળ્યા અને એ અહિંયાની ધર્મ-છાવણી સભાળવા બેઠા

*થીઓસૉફિકલ સોસાઇટી નામે ઓળખાતી એ* સંસ્થા તે શું છે? એનો લાબો ઇતિહાસ લખવાનું આ સ્થળ નથી, પણ ઍની બેસંટના જીવન સાથે એને એટલો નિકટનો સંબંધ છે કે એનું ટુંકુ ઓળખાણ જરૂરનું થશે સર્વ ધર્મોના એકીકરણ માટે ધાર્મિક તુલનાત્મક અભ્યાસ આદરવા અને વિશ્વ-બંધુત્વનો પ્રચાર કરવા માટે સૌથી પ્રથમ મૅડમ બ્લૅવૅટસ્કીએ તથા કર્નલ ઑલ્કટ નામના એક અમેરિકાવાસીએ, થીઓસૉફિસ્ટોની માન્યતા મુજબ 'મહાત્માઓની ખાસ માગણીથી', આ સંસ્થાની પ્રથમ સ્થાપના ૧૮૭૫ના નવેમ્બરમા અમેરિકામા કરી, અને પછી આખા વિશ્વનું હૃદય હાથ કરે તેવી ભારતીય ધર્મસંસ્કૃતિનો સુયોગ સાધવા આહીં આર્યાવર્તમા તે બને વીર માનવીઓએ મથક નાખ્યું જેમની 'માગણીથી' આ સોસાઇટી સ્થપાઈ એ મહાત્માઓ કોણ છે? થીઓસૉફિસ્ટો માને છે કે જગતમાંથી જીવનમુક્ત થએલા અમુક આત્માઓ માનવદેહ ધરીને હિમાલયની પેલી મેર તિબેટના કો દુર્લભ્ય સ્થાનમા રહે છે, ને ત્યાથી દુનિયાના ઉદ્ધાર માટે યોજનાઓ ઘડી પોતાના પ્રેમના અધિકારીઓને શું શું કરવું તેના સંદેશા મોકલાવે છે આ જીવન-મુક્તોના આદેશથી થીઓસૉફિકલ સોસાઇટી સ્થપાએલી કહેવાય છે, અને મનાય છે કે તેઓની પ્રેરણા પ્રમાણે જ એ સોસાઇટીનું ચક્ર ચાલે છે. એ દિવ્ય પુરુષવરોની ઇચ્છાથી જ ઍની બેસંટ જેવા ક્ષત્રિય આત્માને સોસાઇટીની સરદારી સાંપડી, અને એ વીરાંગનાએ પોતાની પ્રાણશક્તિ પુરીપુરી સોસાઇટીના

જ્ઞાનદીપકના અજવાળાં ઠેરઠેર પાથરવા માટ્યા કેવળ પોતાના જ પુસ્તકોના વેચાણ પર ગુજરાન કરવાનો એનો ત્યાગ, એની અખંડ તપશ્ચર્યા અને અથાક સામર્થ્યનો પ્રભાવ જમાવી એણે પોતાની પાસે કલાપૂજક સિંહાલી યુવકવીર જીનરાજદાસ, સર્વત્યાગી શિલ્પકાર અંગ્રેજ એરન્ડેલ, વિશ્વખ્યાત કવિ-શીલગુરૂ ડૉ. કઝિન્સ વગેરે વિરલ નરરત્નોને ખેંચી લીધા છે. હિંદમાંથી પણ અનેક વાનપ્રસ્થી વૃદ્ધોને તથા સેવાભાવી યુવકોને એણે આજીવન સેવા અર્પતા સોમાઓટીમાં આકર્ષ્યા છે. આજે આ સંસ્થાના સભ્યોની સંખ્યા પચાસ હજારની નોંધાય છે અને દુનિયામાં ઠેકઠેકાણે એના બાહુ બનીને કામ કરતા સ્થાનિક 'લૉજ' ખોલાયા છે.



થીઓસોફીના મથક અડિયારમાં આવેલો પ્રખ્યાત વિશાળ વડ

સ્વાર્પણને માટે તલસતા અનેક સ્ત્રીપુરુષોને માટે તેઓની ભિન્નભિન્ન પ્રગતિની અનુકૂળ ખીલાવટ થઈ શકે તેવા જુદાંજુદાં કામો ઍની બેસંટે ખોલી રાખ્યાં છે, ને હજુ ખોલતા જ જાય છે. બાળલગ્ન જેવા અનિષ્ટોનો સક્રિયપણે સડો કાઢવા માટે એણે 'ધ સ્ટૉલવર્ટ્સ' નામની સંસ્થા સ્થાપીને અનેક નરનારીઓની પાસે એ પાપનું પાણી મેલાવ્યું. 'બ્રધર્સ ઑફ સર્વિસ' નામનો એક સેવાસંઘ ચલાવ્યો, કે જેમાં, એક પોતાની સમસ્ત અંગત મિલ્કત સમર્પી દઈને જીવનભર સેવાનો ભેખ લેનાર, અને બીજો કમાણીનો દસમો હિસ્સો સંઘને અર્પણ કરી દેનાર, એવા બે વર્ગના સેવકોને સ્થાન મળી શકે છે. આવી કડક શરતો હોવા છતાં યે આજે એ સંઘને પણ અર્પણનો તોટો નથી. તે સિવાય ઍની બેસંટની અન્ય અનેક પરમાર્થી પ્રવૃત્તિઓના તેમજ એમની પરદેશયાત્રાઓના ખર્ચ પૂરનારા શ્રીમંત દાનવીરો પણ ઘણા પાક્યા હોવાનું બોલાય છે ...

રાજપ્રકરણી તથા સામાજિક બંધમોચનનું પણ જે ધીકું કાર્ય આજે થઈ રહ્યું છે, અબળાઓના રાજદ્વારી હકો માગવાના ઠરાવોની પાછળ દેશના આનભાગમાં જે ચળવળ ચાલે છે, તેની આગેવાની કરનાર શ્રીમતી ડૉરોથી જીનરાજદાસ, તથા માર્ગારેટ કઝિન્સ પણ ઍની બેસંટની પ્રેરણાના જ ફળો છે. સમાન હકોના બંધારણ ઉપર જ આ મહાન સંસ્થા ચાલી જાય છે. એની તમામ શાખાઓના અધિકારીઓ વરણીથી જ વરસોવરસ ચૂંટાય છે.

એ ઉપરાંત હમણાં તો વળી યુવક-યુવતીઓને માટે એક નવો જ પ્રબંધ કરી આપ્યો છે. જુની ઘરેડમાં પડી ગએલા મોટી ઉંમરના મંત્રીઓ અને પ્રમુખો નવા યુગની યુવકહૃદયની કુચકદમમાં વિઘ્નરૂપ થઈ પડે તે ટાળવા ખાતર અને તરુણોને અગ્રપદે આવવા દેવા ખાતર એવું ઠર્યું છે કે પ્રત્યેક શાખા-પ્રશાખાના અધિકારીઓએ દર વર્ષે રાજીનામાં આપી જ દેવાં, કે જેથી નવી ચૂંટણીમાં યુવક-યુવતીઓ પોતાનું જોર અજમાવી શકે. આમ છતાં, જુની લાગવગને બળે, શરમે કે ધર્મે, જુનાઓ જ ફરી ચૂંટાઈ આવે, તે ચિંતાને ટાળવા માટે આ ચિરયૌવનાએ, ઘેરો વિરોધ વ્હોરીને પણ 'ઑલ ઇન્ડિયા ફીડરેશન ઑફ યંગ થીઓસોફિસ્ટ' સ્થાપ્યું. તેમાં યુવકો જ અધિકારી પદે ચૂંટાય, તેઓ જ પોતાને મનપસંદ રીતે કાર્ય ચલાવે, તેઓની શાખાઓ પાસેથી મુખ્ય સભા કશો ફાળો ન માગે, અને તેઓ પોતાના સ્થાનિક 'લૉજ'ના કોઈ મોટેરાને નહિ, પણ પરભારા પ્રમુખશ્રીને જ જવાબદાર ઠરે. 'યૂથ લૉજ'ને નામે ઓળખાતી આ તરુણ થીઓસોફિસ્ટોની શાખાઓ થવા લાગી ...

સેવાના કોમળ સંસ્કારો આપણે ખુલ્લી આંખે જોઇ શકીએ તેમ ખીલાવી રહ્યા છે

થીઓસોફિકલ સોસાઇટીનું અખિલ વિશ્વસંમેલન દર વર્ષે હિન્દુસ્તાનમા વારાફરતી અડિયાર અને બનારસ મુકામે ભરાય છે. ત્યા દુનિયાને ખુણેખાચરેથી આવતા યાત્રિકો આપણને વિશ્વબંધુત્વના મહાયુગના ફરફરતા મંડાણની ઝાંખી કરાવે છે આ અને અન્ય સખ્યાબંધ પ્રાતીય સમેલનોના પાછળ પણ શ્રીમતી ઍની બેસટ જ શક્તિ રૂપે ઉભાં હોય છે. છતા પોતાની જાતને અનિવાર્ય બનાવી અન્ય સહુને પાગળા જ રાખી મુકવાનો, પોતાના જ તેજઅંબારમા સહુને આંધળા કરી મુકવાનો એને મોહ નથી એણે પોતાની ફુંકેફુકે દુનિયાના તમામ ભાગોમા જોરાવર સામંત પકાવતો ખડા કર્યા છે અનેક મહત્ત્વના સમેલનોમા આખરી ઘડીએ 'નહિ આવી શકુ' એવો સદેશો મોકલી એ પોતાનુ અવલંબન ખેસવી લે છે અને સ્વાવલંબન શીખવાની ફરજ પાડે છે એવા અનેક કટાકટીના અવસરોમા એના સાથીઓ પોતાની કુશળતા કેળવીને બતાવી ગયા છે કે 'માજી વિના પણ અમે સરસ રીતે કાર્યો પાર ઉતારી શકીએ છીએ'

પણ એ 'માજી' તો હજુ યે વધુ ભુસાઇ જવા મથે છે એ કહે છે કે 'બચ્ચાઓ' મારી ગેરહાજરીમા તો તમારે સવાયુ તેજ પુરી બતાવવુ જોઇએ'' એ દૃષ્ટિ સાચા સરદારની છે 'ધણી વિનાના ઢોર' શી આપણી હાલત હજુ મટી નથી, એનુ એ જ કારણ છે કે નેતાઓ પોતાની જાતને ભુસી નાખવા તૈયાર નથી

થીઓસોફિકલ સોસાઇટીના પાણી હજુ જનસમૂહને ઝબકોળી નાખે એટલા બધા નથી ફેલાયા પણ એ ધીરેધીરે છંટકાવ નાખીને પ્રજાને પલાળી તો રહ્યા જ છે એની ગતિ ધીરી છે, કારણકે એ પાણી માનવઆવેશના ઉછાળા મારતા તોફાની તરંગોના રૂપમા નહિ, પણ સાનસાન ગળણે ગળાતા નિર્મળ જ્ઞાનનીરના રૂપમા ટપકતા આવે છે એમાથી ક્ષણિક ઉશ્કેરાટ, તાત્કાલિક રોમાચ અને એક જ દિશામા ધસી જતા ઊર્મિ–ઉછાળાના તત્ત્વો પ્રત્યેક ગળણે બાદ થતા જાય છે, અને જ્યાજ્યા એ પાણી પહોચ્યા છે ત્યાત્યા સ્થિરતા ને ગભીરતા જ ધારણ કરતા આવે છે

આફતો

પહાડ ઉપર નિર્ભય બનીને ફાલતું ઝાડ પોતાના અતરમા કૈંકૈં પ્રચડ ઝઝાવાતોની વિપદ્વાર્તાઓ શમાવીને જ ઉભુ હોય છે. એની આજે અડકતી ડાળીઓ સેંકડો પ્રલયકારી સુસવાટા ખમીને જ એટલી જોરાવર બની રહી હોય છે એ જ દશા ઍની બેસંટની અને એમણે ચલાવેલી સસ્થાઓની છે મનત ઉઠતી ગેરસમજો, વિરોધો ને વૈર–ધિક્કારની લાગણીઓ સામે એણે પોતાનો માર્ગ કાપ્યો છે ૧૯૦૯મા 'બગભંગ'નો રોષે ભભુકતો ઉશ્કેરાટ પાર કરવામા એણે જિન્દગીનું પણ જોખમ જોઇ લીધુ છે સૅંટ્રલ હિંદુ કૉલેજના વિદ્યાર્થીઓને સસ્થાની અદર કશી ચળવળ ન કરવા દીધા બદલ તો બગાળીઓએ એટલો ઉગ્ર વિરોધ બતાવ્યો કે કલકત્તાની બજારમા બેસંટનુ કૃત્રિમ શબ બનાવી તેઓએ સળગાવી દીધુ એ જ અરસામા બેસટ કલકત્તે ભાષણ દેવા જવાના હતા બગાળીઓએ ઝાસો દીધો કે 'જો આવીશ તો બૉમ્બે ઉડાવશુ'' એ યુગ તો બૉમ્બયુગ હતો, હિંસાનો યુગ હતો બેસંટની અને મૃત્યુની વચ્ચે કશુ અંતર નહોતુ છતા એ તો મુકરર સમયે જ કલકત્તામા ગયા, ભાષણ દીધુ અને અણીશુદ્ધ પાછા આવ્યા એને લોકાપવાદ અથવા મૃત્યુનો ભય નહોતો.

કૃષ્ણમૂર્તિ પ્રકરણ

બીજી વિપત્તિ તો એણે આખી સોસાઇટી ઉપર ઉતારી ઇ. સ ૧૯૦૮ના ડિસેમ્બરની ૩૧ અખિલ વિશ્વસમેલનના વ્યાસપીઠ પરથી કોઇ વજ્ર પડે તેવી એક આગાહી ઓચિંતી આ બાઇના મોમાથી નીકળી પડી કે 'જગદ્ગુરુ આવે છે' દુનિયામા યુગેયુગે જરૂર પડી તે વેળા અવતારો થયા છે, તો આ યુગમા તો સહસ્રગણી વધુ જરૂર ઉભી થઇ છે, માટે એ આવશે'' આ જાહેરાત જલદીથી ગળે ઉતરે એવી નહોતી આ નવીન તુત શુ ઉભું થાય છે' ઘણાઘણા સભ્યો ચોકી ઉઠ્યા પ્રમુખ પરનો એમનો પરમ વિશ્વાસ ડગમગ્યો પણ બેસંટ તો પોતાના 'મહાત્માઓના પેગામ'ને મસ્તક પર ચડાવી 'જગદ્ગુરુ આવે છે'ના વધાઇ દેવા જગતમા ચાલી નીકળ્યા ૧૯૦૯ ના મે માસમા ઇગ્લાડમા 'ચેઇન્જિંગ વર્લ્ડ' નામના સતત પદર વ્યાખ્યાનો દઇ, ઇતિહાસ, વિજ્ઞાન,

એ ઇત્યાદિ ભિન્નભિન્ન દૃષ્ટિથી કોઈ 'અવતાર'ની આગાહીનું સમર્થન કર્યું પછી તો સોસાયટીના ખળભળેલા પત્થરોમાં મોટું ગાબડું પડે તેવો એક તોપગોળો પણ બેસંટના હાથમાંથી વછૂટ્યો, અને તે, કૃષ્ણમૂર્તિ નામના એક મદ્રાસી છોકરાના દેહમાં અવતાર પ્રગટ થવાની પોતે માનેલી સંભવિતતા, અને એ સંભવિતતાના જોર પર કૃષ્ણમૂર્તિને તૈયાર કરવાની એમની બારીક ચીવટ.

આ કૃષ્ણમૂર્તિ કોણ? થોડીક ઓળખાણ આપી દઈએ. નારાયણિયા નામના સોસાયટીના એક આશ્રિત મદ્રાસીએ એક દિવસ પોતાના બે દીકરાને બેસંટના હાથમાં ધરીને વીનવ્યું, 'આ બને મારા બુદ્ધિહીન દીકરા: ભણતા નથી, સતાવે છે હું તમને સોંપી દઉં છું.' બેસંટે તથા સોસાયટીના મહર્ષિ તુલ્ય વિદ્વાન તપસ્વી લેડબીટરે એ બને બાળકોની દેખીતી જડતાના ઊંડાણમાં દૃષ્ટિ કરી: બુદ્ધિશક્તિ માલુમ પડી. બંનેના ગત જન્મો ઉકેલ્યા, તો જન્મજન્માન્તરોનો અપૂર્વ ઉજ્જ્વલ ઇતિહાસ લાધી ગયો. યૌગિક શક્તિને બળે વિધાતાના લેખ વાંચી શકાયા, કે આમાંનો કૃષ્ણમૂર્તિ નામનો છોકરો આગામી અવતારના ઉપયોગમાં આવી શકે તેવો દેહ ધારણ કરી ગયો છે.

આવી પ્રતીતિ પછી બેસંટે એ બંને બાળકોને ભણાવવા માંડ્યું. જગદ્ગુરુના અવતરણને કાજે ખપ લાગે તેવી સૂક્ષ્મ તાલીમ મોટી જહેમતથી અપાવા લાગી. યુરોપ લઈ જઈને ત્યાંના સંસ્કાર સીંચ્યા. અને તેટલી ઝીણવટભરી તૈયારી કરવા માટે બેસંટ



બેઠેલા: ડાબી બાજુથી કૃષ્ણમૂર્તિ, ઍની બેસંટ, લેડબીટર
નીચે બેઠેલા કૃષ્ણમૂર્તિના ભાઇ નિત્યાનંદ
કૃષ્ણમૂર્તિ તથા બેસંટની પાછળ ઊભેલા એરંડેલ

અને લેડબીટરની કડક, નાજુક અને દુરદેશીભરી દેખરેખમાં જ રાખવામાં આવ્યા. પરંતુ એ અરસામાં બાળકોના પિતા નારાયણિયાએ કશોક આંતરિક ખટપટને પરિણામે પુત્રો પાછા માગ્યા. બાળકોએ પિતાના હાથમાં જવા ના પાડી. બેસંટને પણ એ મહાન ભાવિ માટે નિર્માએલા દેખાતા કુમારોની જિંદગી ધૂળ મેળવવા કરતાં તો ખુવાર થઇ જવું વધુ ઠીક દેખાયું. નારાયણિયાએ છોકરાઓનો કબજો પાછો મેળવવા માટે અદાલતનું શરણ લીધું અને ઍની બેસંટના એ નવા 'પતીંગ'થી ઉશ્કેરાઈ બેઠેલા અનેક હિંદુઓએ પોતાની તમામ સાધનસમૃદ્ધિ, લાગવગ, કુટિલતા વગેરે વડે નારાયણિયાને સાથ દીધો. છોકરાઓને કુમાર્ગે ચડાવવામાં આવે છે એવી ગવાહીઓ દેવાઇ. બેસંટે પણ કમર કસીને મુકદ્દમો લડવા માંડ્યો. હિંદની એક અદાલતમાં હાર્યાં, બીજીમાં પણ હાર્યાં, ને છેવટે વિલાયતની પ્રીવી કાઉન્સિલની ન્યાય-સમિતિ પાસે લડીને વિજય મેળવ્યો.

એ મુકદ્દમાના લાંબાલાંબા વાતો ને દલીલો બાજુએ રાખીએ, પણ એને અંગે ઍની બેસંટની મહત્તાના જે કેટલાક દર્શન મળ્યાં છે તેની નોંધ કર્યા વિના ન ચાલે.

મુકદ્દમો લડવા માટે વકીલ ન રાખતાં પોતે જાતે જ તૈયારી કરેલી. પાંસઠ વર્ષની ડોશીએ હિંમત-રાત કાયદાના પોથાંમાં પોતાના દેહને લગભગ દાટી રાખ્યો. મહિનાઓના મહિનાઓ સુધી સોસાયટીનાં

અન્ય તમામ ચક્રો ચલાવતા ચલાવતા ને પોતાના લેખ–વ્યાખ્યાનોનો મહાપ્રવાહ તુટવા દીધા વગર કાયદાની બારીક શસ્ત્રકલા સાધી, અજમાવી અને અદાલતના મંદિરમા પોતાના ઉપર થતા ગંદામા ગંદા આક્ષેપો એ શાંતિથી તોડચે ગયા. કોઇએ પુછ્યુ કે 'શા માટે તમે જ લડવા જાઓ છો? તમે કહો તેટલે ખર્ચે બાહોશ ધારાશાસ્ત્રીઓ રોકીએ.' બેસટે જવાબ દીધો કે 'બચાવ કરવામા મારે એક પણ જુઠાણુ નથી પેસવા દેવુ, માટે જ સ્વહસ્તે લડવા જાઉં છું'

હિંદની એક મહા સમર્થ મનાતી વ્યક્તિએ સલાહ આપી કે 'મિસિસ બેસંટ, આ નારાયણિયાની બદચાલ વિષેના મુદ્દાને અદાલતમા ઘસડી કાઢો ને' હમણા જીતી જશો ' જવાબ મળ્યો કે 'ના બંધુ, મને ન્યાય-મદિર માટે પૂજ્યભાવ છે હુ કોઇનુ અગત ચારિત્ર્ય નિષ્પ્રયોજન ઉઘાડું પાડી એ મંદિરને ભ્રષ્ટ નહિ કરૂ '

સ્વર્ગસ્થ ડૉ સુબ્રહ્મણ્યમ આયર સરખા ન્યાય-ધુરંધરે કહ્યું કે 'તમે હકુમતના મુદ્દા પર જ લડો ને' હિંદની અદાલતોને આ મુકદ્દમો સાભળવાની સત્તા જ નથી ' જવાબ મળ્યો, 'હુ એ જાણુ છુ, બંધુ' પરતુ હું છટકી જવા માગતી નથી, ચર્ચા કરાવીને ન્યાય જણાવવા માગુ છુ '

લક્ષ્મણ નામે બેસંટનો એક ખાનગી ચાકર સામા પક્ષના ફાંસલામા પડીને બેસંટની વિરૂદ્ધ જુઠી જુબાની આપવા અદાલતમા હાજર થયો બેસંટે એને જરાયે રોક્યો નહિ ઓચિંતો એ ભોળો ચાકર ન્યાયમંદિરમા 'હુ કાંઇ નથી જાણતો' કહીને પોકેપોકે રડી પડ્યો પરતુ લક્ષ્મણના સારા બુરા વર્તનથી બેસંટનુ હૃદય જરા પણ ન બદલાયું એનો એ લક્ષ્મણ, આજે પણ બેસંટની જ નોકરી કરે છે 'લક્ષ્મણ! લક્ષ્મણ!' કહી બેસંટનો સાદ સુણાય છે!

નીચલી અદાલતોમા મુકદ્દમો હારતા તો પણ એમનું સમત્વ ચળતુ નહોતુ હારીને આવે તો પોને ખાસ ચિવટ રાખી હસતે મોએ વર્ગો લેતા જગતની હારજીત એના ઇશ્વરી પંથમા આડે આવી શકતી નહિ.

લંડનની અદાલતે ઍની બેસંટના લાભમા નારાયણિયા ઉપર ત્રીસ હજાર રૂપિયાની ડિક્રી ફરમાવી, પરંતુ બેસંટે એ ડિક્રી બજાવી જ નહિ એ બોલ્યા હતાં કે 'કૃષ્ણજી (કૃષ્ણમૂર્તિ)ના પિતા ઉપર હું એવો જુલ્મ કદિ નહિ ગુજારૂ'

આ રીતે મુકદ્દમો ખતમ થયો પણ સોસાએટીના ઘણાઘણા મહા પુરુષો એ માન્યતા સામે વિરોધ બતાવી લગભગ નિવૃત્તિમા બેસી ગયા, સુનંદા કાર્યકર્તાઓ ગુમાવવા પડ્યા, હાસી, લોકાપવાદ અને વિરોધનો આખો પ્રવાહ બંધાઇ ગયો, છતા પોતે જે સત્યનું દર્શન કર્યું છે તેને છુપુ રાખવાની નબળાઇ નથી જ બતાવી આજે તો એણે છેવટની જાહેરાત પણ કરી દીધી છે કે જે જગદ્ગુરુનુ આગમન થવાનુ હતુ, તેણે કૃષ્ણમૂર્તિનો દેહ વાપરવો પણ શરૂ કરી દીધો છે. આ 'આગમન' કરનાર અવતારને સહાય કરવા માટે 'તારક સંઘ' નામની એક જગદ્વ્યાપી સંસ્થા ચલાવી છે તે દ્વારા પણ વિશ્વપ્રેમ, સેવા, સયમ વગેરે પ્રબળ આંદોલનો પથરાઇ રહ્યા છે

**રાજદ્વારે**

એવીએવી સામાજિક અને ધાર્મિક કૈંકૈં પ્રવૃત્તિઓ ચલાવતા ચલાવતાં હિંદના રાજપ્રકરણ તરફ આ યોગમાયાનુ પ્રયાણ થવા લાગ્યુ. ૧૯૧૪મા 'કૉમનવીલ' નામનુ સાપ્તાહિક આરંભ્યુ અને તે દ્વારા રાજકારણના વિષયો ચર્ચાતા થયા. રાજકારણ પ્રતિ એમનુ વલણ તો નહોતુ જ રહ્યું, કેમકે સિદ્ધાંતોમા જ માનનાર એ સ્ત્રીને રાજપ્રકરણની 'સેલછાડ'-વાળી રમતો રમવી ગમતી નહોતી પરંતુ એક વાત પર એને વિશ્વાસ હતો કે અત્યારે બ્રિટનના આચરણો હિંદ પ્રતિ ચાહે તે હો, છતા બ્રિટન અને હિંદ વચ્ચેની ગાંઠનુ, ઇશ્વરી યોજનામા જ નિર્માણ થએલુ હતું એ બંનેના સંયોગ દ્વારા એક આદર્શ સામ્રાજ્ય ખડું થશે, એ સામ્રાજ્ય વિકસીને વિશ્વપ્રજાસંઘનું શતદલ પ્રગટાવશે અને તેમાથી દુનિયાનું મંગલ નીપજશે, એ બેસંટનું સ્વપ્ન છે અને સામ્રાજ્યના બાંધકામમા પોતાને પણ મહાન હિસ્સો આપવાનો આદેશ મળ્યો હોવાનું તે માને છે એ કારણે પ્રથમ 'કૉમનવીલ'નું સાપ્તાહિક, અને તે પછી ૧૯૧૪મા 'મદ્રાસ સ્ટાન્ડર્ડ' ખરીદી લઇ તેને 'ન્યૂ ઇન્ડિયા' નામથી શરૂ કરી, રાજકારણના સૂરો ગજવવા માંડ્યા

૧૯૧૪: મહાસભામાં તે વખતે અનેક પક્ષો પડેલા. એ મહાશક્તિની કાયાના ટુકડે ટુકડા બની ગએલા બેસંટ, પોતાને સ્ત્રી તરીકે વરેલા સ્નેહ અને કોમળ

સમગ્રવટ શક્તિ વડે તમામ સંપ્રદાયો વચ્ચેના વેર ટાળવા મથવા લાગ્યાં નિંદાયા, સંદેહનો ભોગ થયાં, અપમાનો પામ્યા; પરંતુ ન ડગ્યાં.



૧૯૧૫: પોતે 'હોમ રૂલ'–આંતરિક સ્વાધીનતા–માં જ શ્રદ્ધા ધરાવતા હોવાથી હિંદ માટે સંસ્થાનોની હારનુ શાસન મેળવવા એક નવી યોજના ઘડી અને 'હોમ રૂલ લીગ'ની સ્થાપના કર્યા. વિનીતો કહે કે હજુ એવી ઉદ્દામ યોજનાની વેળા નથી આવી, માટે વાટ જુઓ. ગરમ દળ એ વાટ જોવાનું સાંભળી ગુસ્સે થયુ તેમ છતાં એકતા કરવાને ખાતર એણે કબુલ કર્યું કે 'વાટ જોઇએ'

બીજી બાજુ મોસ્લેમ લીગ સ્કીમ' એમાં પણ એમનો હાથ હતો મુંબઇ નગરમા મહાસભાની બેઠકની સાથેસાથ જ મોસ્લેમ લીગનું અધિવેશન મેળવવાના પ્રયત્નોમા એમનો મોટો ફાળો હતો. અને મોસ્લેમ લીગની બેઠકમા ભંગાણ પડાવવાની ઉશ્કેરણી કરનાર પોલીસ કમિશ્નરને બહાર લાલઘુમ આંખે ટપકો દેનાર પણ પોતે જ હતા એડવર્ડે ધમકી દીધી કે 'હું તને કેદ કરીશ.' તે વખતે સિંહણે સાચુ સ્વરૂપ પ્રકાશીને ઉત્તર આપેલો કે 'Do it you dare!—કર તારામા તાકાદ હોય તો'

૧૯૧૬: 'હોમ રૂલ લીગ'ની પાકી સ્થાપના કરી. લખનૌની મહાસભામા ગરમ, નરમ, મુસ્લીમો, તમામ આવ્યા. ટિળકનાં પણ કુમળા ઉતરાવ્યા એ મહાસભાનું 'ધી કૉંગ્રેસ' નામ સાર્થક થયુ.

૧૯૧૭ 'હોમ રૂલ લીગ'ની ચોપણા ડેસેમ્બરમા ગાજી ઉઠી. સરકાર પર સખ્ત દબાણ થવા લાગ્યુ. મહાયુદ્ધના સુસવતા ગેબાણો વચ્ચે જ હિંદની રાજનિષ્ઠામાં ઉત્પાત થયો. સરકાર વ્યાકુળ બની મદ્રાસના ગવર્નર લૉર્ડ પેન્ટલાન્ડે બેસંટને રૂબરૂ બોલાવી ફોસલાવ્યાં, ચેતાવ્યા, ધમકાવ્યાં; શાંતિથી હિંદનો કિનારો છોડી જાય તો નૌકાભાડું અને ચોકીપહેરો આપવાનુ વચન દીધુ. બેસંટે ન માન્યુ; નજરકેદ થયાં; દેશમા કોલાહલ ઉપડયો. ત્રણ જ મહિના પછી પેન્ટલાન્ડને પોતાની ભુલ સુધારવી પડી કલકત્તાની મહાસભામા બેસંટ પ્રમુખ ચુંટાયાં.

હિંદની લડતમા દરિયાપારની સહાનુભૂતિ નોંધાવવા વારંવાર બેસંટ વિલાયત દોડયા ને ત્યાં જાહેર વ્યાખ્યાનો વડે, રાજદ્વારી અગ્રેસરો સાથેની મુલાકાતો વડે, હોમ રૂલ માટે સતત ઉદ્યમ કર્યાં કર્યો

પછી તો સત્યાગ્રહના સૂરો ઉઠ્યા, રાઉલેટ કાયદા પર રમખાણો થયા, જલિયાવાલાની હત્યા ખેલાઇ, ને મહાત્માજીનો અસહકાર મંડાયો.

બેસંટની આંખોમા કો ખુનખાર ભાવી બહુ નજીકમા રમતુ દેખાયુ, કોમી વેરઝેરનો દાવાનળ ધુમાડા કાઢતો દેખાયો અને એણે પોતાનું સમગ્ર કૌવત એકઠુ કરી ૧૯૨૦ની કલકત્તા ખાતેની ખાસ મહાસભામાં વિરોધ પુકાર્યો. ફજેત થયા, અપમાનો મળ્યા, પલકમા એ પ્રજાપ્રેમની મોટી કમાઇ ગુમાવી બેઠા; પણ અંતરાત્માને ન ઠગ્યો મહાત્માજી પોતે જ લખે છે કે 'લોકપ્રિયતા ગુમાવી બેસવાને જોખમે પણ જે વેળા એમણે અસહકારનો વિરોધ કર્યો તે વેળા એની તીવ્રતા કદાપિ નહોતી ઝાંખી નેવી ઝળહળી ઉઠી.'

પ્રજાના કટ્ટર શત્રુ ગણાવાની કશી તમા કર્યા વગર એણે 'ન્યૂ ઇન્ડિયા'ની કટારોમા અસહકાર સામે ઉગ્રમા ઉગ્ર શબ્દજ્વાલાઓ સળગાવી મુકી હતી પ્રજાનો જે ધિક્કાર કાટી નીકળ્યો હતો તે તમામ પોતાના ઉપર નિમંત્રી લઇ, હિંસા અને રક્તપાતના એંધાણ ઓળખાવ્યાની જ (એમના કહેવા

પ્રમાણે) એનો સંકલ્પ હતો અને આ બધામાં એમનું વીરત્વને છાજતું વર્તન તો એ હતું કે મહાત્માજી કેદ પકડાયા તે ઘડીથી જ એમણે મહાત્માજી વિરુદ્ધ ઉઠાવેલી કલમ પકડી મુકી દીધી. શા માટે? એમણે કહ્યું કે 'હવે મને જવાબ દેનારા હાથ કેદમાં પડેલા છે હું એની પીઠ પર ઘા કેમ મારી શકું?'

૧૯૨૧ અસહકારના તરંગો આસમાને અડકતા હતા. સ્વતંત્ર સામ્રાજ્યથી છુટા થઈ જવાના પણ શોર ચાલતા હતા. કોઇ નક્કર યોજનાનું તે વખતે નામ પણ લેવાતું નહોતું એવા અસંભવિતતાના સમયમાં, બીમારીની પથારીએ પડ્યાપડ્યા વૃદ્ધ બેસંટ 'કૉમનવેલ્થ ઑફ ઇન્ડિયા બિલ' તૈયાર કરવા માટે રાજ્યબંધારણોની જુનીપુરાણી ફાઇલોમાં ફાડી જેટલી ઝીણી દૃષ્ટિ ચલાવી તારવણ ને ટિપ્પણ કરી રહ્યા હતા' એને નિરાશા નહોતી

૧૯૨૩.પ્રતિજ્ઞા લીધી કે હવેથી હું કોઇની સામે વિઘાતક ટીકા નહિ કરું, હવે હિંદને ઐક્યની જરૂર છે એ રીતે એણે કોમી વેરના ઓળા ઉતરતા દીઠા અને તુર્ત ચુપકીદી ધારણ કરી

આજે એમણે વડલું 'કૉમનવેલ્થ ઑફ ઇન્ડિયા બિલ' સમુદ્રપાર લઇ જઇને પાર્લામેન્ટ પાસે મુકાવવા એ મથી રહ્યા છે એ ખરડામાં અનેક હિંદી અગ્રેસરોની સહી થઈ ગઇ છે દેશ પાસે બીજી કોઇ તૈયાર યોજના નથી, તેમ છતાં એની બેસંટ શું કહે છે? એ કબુલ થાય છે કે જો કોઈ પણ રીતે હિંદી પક્ષો એકત્ર બની કોઇ નવી યોજના ઘડતા હોય, તો એ એકતાને ખાતર મારી આ યોજનાને ફાડી નાખવા હું તૈયાર છું'

રાજ્યદ્વારની મલિન ચાલબાજીમાં મિસિસ બેસંટ ક્યા યે નીતિનો પંથ ચુક્યા નથી ૧૯૨૦ના કલકત્તા મહાસભાના ખાસ અધિવેશનમાં, દાસ, પાલ, પટેલ વગેરેએ પ્રસ્તાવ કર્યો કે 'મિસિસ બેસંટ, તમે અને અમે બધા મહાત્માજીના અસહકારના ઠરાવથી વિરુદ્ધ છીએ. પણ તમે સ્વતંત્ર વિરોધ કરો છો, જ્યારે અમે સુધારો લાવવા માગીએ છીએ. હવે આપણા બનેના સંયુક્ત વિરોધ વિના તો અસહકાર પક્ષ સામે બહુમતી નહિ જમાવી શકાય. માટે તમે અમારા સુધારાને ટેકો આપો નહિ તો ગાંધી ફાવી જશે'

બેસંટ કહે, 'ના, ના, હું તો સુધારામાં યે માનતી નથી ગાંધી હારે વા જીતે, હું તો સ્વતંત્ર જ વિરોધ કરીશ'

'કૉમનવેલ્થ ઑફ ઇન્ડિયા બિલ' ઉપર વિચાર ચલાવવા તમામ રાજદ્વારી પક્ષોનું સંમેલન બોલાવ્યું નિમંત્રણો નીકળ્યા દરમિયાન 'બૅંગાલ ઑર્ડિનન્સ' નામનો, ગુપ્ત ખુનામરકીને દમન દેનારો કડક કાયદો બંગાળ સરકારની એરણ પર ઘડાતો હતો દેશનો મોટો સમુદાય એ અનિષ્ટ જુલ્મચક્ર સામે કમકમી ઉઠ્યો હતો પણ બેસંટને પોતાની દૃષ્ટિએ એ કાયદો જરૂરી જણાયો એને પુરેપુરૂ ભાન હતું કે એ જો ઉક્ત કાયદાની તરફેણ કરશે તો પોતાનું માનીતું 'બિલ' ઠોકરે ચડશે છતાં પોતે સત્ય માન્યું તેને ખાતર સ્પષ્ટ વાણી ઉચ્ચારી કાઢી, અને વખતે જ દિવસે સંમેલનની યોજના ભાંગી પડી'

એમની આંખ તાત્કાલિક હારજીત ઉપર નથી ચોંટી, એ આંખ તો દૂરદૂરના ભાવી પર મંડાઇ છે માટે જ હજુ જે વેળા હિંદમાં તો મુક્તિની આશાનું કિરણ માત્ર પણ નથી, તે વેળા બેસંટની પયગમ્બરી દૃષ્ટિ હિંદ, અમેરિકા, બ્રિટન અને જર્મની—એ ચારે રાજ્યોના પ્રજાસત્તનું સ્વપ્ન નિહાળે છે'

અનંતતાની દુનિયામાં વિહરનાર એ આત્માને પોતાની પાછળ શું થશે તેનો ખ્યાલ જ નથી કહે છે કે 'મરીશ તો ત્યાંથી શરૂ રાખીશ'' માટે જ પોતાની યોજનામાં અને પોતાની જાત પર એને અડગ શ્રદ્ધા છે આખા જગતને હચાવે તેવી એ શ્રદ્ધા છે.

તેનાપદનો પ્રખર તાપ, પૃથ્વીધ્રુમતા ઉગ્ર વ્યક્તિત્વનો અદમ્ય પ્રભાવ, ગર્વભરપૂર કાર્યછટા; એ ખુમારી ને એ ગાંભીર્ય: એ બધાના બનેલા કઠણ પરિધાનની નીચે શું છે? એક વાર તો એ ઢાંકણ ઉંચું કરી જુઓ! જાહેરજીવનનું વજ્ર-કવચ કદિ-કદિ ઉતારી નાખે ત્યારે નજર તો કરો' 'વજ્રાદપિ કઠોરાણિ મૃદુનિ કુસુમાદપિ'' એવું લોકોત્તર માનવીનું હૃદય દ્રવે છે થોડા જ દૃષ્ટાંતો

'જગદ્‌ગુરુના આગમન'ની જાહેરાતથી ચમકીને જીવનભરના કૈંક મિત્રસુભટો જુદા પડી ગયા બાબુ ભગવાનદાસ, જ્ઞાનેન્દ્ર ચક્રવર્તી ને બાસુ નરખા અંતરંગ સુહૃદો ચાલ્યા ગયા બેસંટ દીવાની બની છે, એમ બોલીને ગયા પરંતુ બેસંટને તો મૈત્રી જડ



ઑસ્ટ્રેલિયાના સિડની શહેરમા થીઓસોફીના સમેલન વગેરે માટે દરિયા કિનારે બાધેલુ ભવ્ય અને સુદર ઍમ્ફી થીએટર

પવિત્ર વાત છે. એણે એ મિત્રોને નથી છોડયા તેઓના ગામમાં જાય, ત્યારે તેઓને ઘેર જ ઉતારો કરે. તેઓને જો ન પસંદ હોય તો, છેવટે ત્યા ગયા હોય ત્યારે સામેથી જઇને મળવાનુ તો ન જ ભુલે. પોતાના પુસ્તકો ભેટ મોકલવાનુ ન ચુકે.

લ્યુકસ નામનો એક સુસ્ત થીઓસોફિસ્ટ. કૃષ્ણમૂર્તિના પૂર્વજીવનનું પુસ્તક પ્રગટ થયુ ત્યારે એના ગત જન્મના સંગાથીઓ તરીકે બીજા અનેકના નામોમા પોતાનો ઉલ્લેખ ક્યા યે ન દીઠો એટલે છંછેડાયો' સોસાએટીનો મલિન રીતે મોટો વિરોધ કરીને આર્યસમાજમા ગયો ત્યાથી બ્રહ્મસમાજમા ભળ્યો. આખરે મુઝાઇને આપઘાત કર્યો. એનુ જુનુ કરજ—મુદ્રણાલયનું—મિસિસ બેસંટે પોતે ભરી દીધુ'

પોતાના પુત્ર તુલ્ય પ્યારા સાથી શ્રી વાડિયાને ૧૯૨૩થી ' જગદ્‌ગુરુના આગમન 'માથી શ્રદ્ધા ઉઠી. સાગે ઉઠીને અનેક આક્ષેપો કર્યા જવાબમા બેસટે માત્ર એટલું જ લખ્યુ, ' હુ એનુ કલ્યાણ ઇચ્છુ છુ.'

' સેંટ્રલ હિંદુ કૉલેજ 'ના ટ્રસ્ટી મંડળમા મતભેદ પડયા કૉલેજ થીઓસોફિસ્ટોના હાથમાથી ઝુંટાવાની ઘડી આવી પહોચી. બેસંટ જો મક્કમ નિરધાર કરે તો સામા પક્ષને હાથ ઘસતા કરે તેવા સંજોગો હતા મોટમોટા થીઓસોફિસ્ટોએ જઈ દીવામણ દીધી કે ' આપણા પૈસા અને પરસેવા વડે સીંચાએલી આ સંસ્થા સામા પક્ષને હાથ પડશે, ને તે શુ આપણે જોઈ શકીશું ?' મિસિસ બેસંટ કહે, ' ભલ્યાઓ ' આપણે તો જે કામ કોઇ ન કરતું હોય તે કામ ઉપાડવાના છે. નવાનવા અનેક દ્વારો હજુ આપણે ઉઘાડવાના છે. આપણુ હતું તેના ઉપર આવડા બધા મોહમમતા શા ?'

ગોપલાઓના અકથ્ય અત્યાચારોના ભોગ થઇ પડેલા મલબારવાસી હિંદુઓ માટે રાહત-કાર્ય ચાલતુ હતુ. બેસટે એના ફાળામા પોતાની નવી સાડીઓ આપી દીધી. પોતે કાટેલી સા-ડીઓ પોતાને જ હાથે સાધીને પહેરતા હતા

કોઇ પણ વિદ્યાર્થી એની પાસે જઇને મ-દદ વિના પાછો નથી ફર્યો વિલાયતમા ભ-ણતા અનેક હિંદી વિદ્યાર્થીઓ આજે પોતાના ઉંચા હોદ્દા પર બેઠાને ઍની બેસટ તરફથી મળેલી ગુપ્ત મદદો યાદ કરે છે.

૧૯૧૪ મા મુબાઇમા માનપત્ર મળ્યું. રૂપાનુ કાસ્કેટ અપાતુ હતુ પોતે માગ્યુ કે મને રોકડા જ રૂપિયા આપો. મારે તમારી ભેટ શણગાર રૂપે રાખી નથી મુકવી, હિંદની સેવા કરવી છે.

એક વખત કોઇ માનપત્રમા સોનાનો કટોરો મળેલો. પોતે એને વેચી પૈસા કરવા બજારે મોકલ્યો. વેચવા જનારા આદમીએ પેલા કટોરો અર્પણ કર-નારાઓને જઈ આ વાત કહી. એ માણસોએ બેસંટને પૈસા સાથે કટોરો પાછો મોકલ્યો. કહેવડાવ્યું કે ' આ કટોરો અમે ખરીદ કરીને હવે તમને સાચવવા આપીએ છીએ ભલા થઇને હવે વેચશો નહિ ' '

નાણાની તંગી તો પોતે કાયમ ભોગવે છે. આઠ-આઠલા પુસ્તકોની આવક અર્પણ કરવા છતા પણ એમની કેટલીએક સસ્થાઓને ચાલુ રાખવા માટે દ્રવ્ય તો જોઇએ જ ' આજ એમના પોતાના માથા પર અંગત કર્જનો મોટો બોજો લટકે છે તેમ છતાં ' ન્યૂ ઇન્ડિયા ' ઑફિસના આખા યે સ્ટાફને પ્રત્યેક માસની પહેલી તારીખે તો અચુક—આભના તારા ઉતારીને પણ દરમાયા ચુકવાઈ જ જવા જોઇએ, એ એમનો સંકલ્પ કદાપિ તુટયો નહોતો

અસ્પૃશ્ય નોકરોને પોતાના કારકુનો અદરથી

પગારના પૈસા ચુકવે, હાથોહાથ નાણા ન આપે એ પોતે એક વાર નજરોનજર જોયું તે વખતે તો કાંઈ ન બોલ્યા, પણ ફરી પગાર થવાનો વખત આવ્યો એટલે પોતે કહેવડાવ્યુ કે 'આ વખતે હું જ પગાર ચુકવવા આવીશ' જઈને હાથોહાથ સૌને ચુકવ્યો એ મુગો ઠપકો મળ્યા પછી કારકુનોએ કદિ અદ્ધરથી પગાર નથી ચુકવ્યા.

જીવનમા કામ કરવા સિવાય અન્ય કશો એમને વિનોદ જ નથી એક કામ કરતા થાકે એટલે બીજા કામમા દાખલ થાય એ એમનો વિનોદ ! તેમ છતા કોઈ વાર કટાળે ત્યારે રમુજોના ભડાર જેવા એરન્ડેલને બોલાવી પુછે કે 'કા જ્યૉર્જ, મને ગમ્મત પડે એવુ કાંઈ તારા ભડારમા છે ?'

અડિયારમાં દરેક દશેરાને દિવસે આયુધપૂજા થાય છે માળી લોકો કોદાળી–પાવડાની, ધોબી અસ્તરીની, રસોયા છરી–કાટાની, ગૌશાળાવાળા બોઘરણાની, એમ સૌ પોતપોતાના સાધનોની પૂજા કરે બેસંટ એમાના પ્રત્યેકની પૂજામા જઈ આરતી લઈ રૂપિયો-રૂપિયો મુકી આવે

હિંદી 'કુમાર-સેના' (બૉય સ્કાઉટ)ની યોજના એમણે જ ઘડીને અમલમા મુકેલી પછી એમણે એ વિભાગ બેડન પૉવેલને સોપી દીધેલો કુમાર–સેનાના સેનાધ્યક્ષ તરીકે એમનો પાઘડીવાળો ફોટો પણ પ્રગટ થયો છે

એમણે ૧૦૦ ઉપરાત તો સ્વતત્ર પુસ્તકો લખ્યા છે તે સિવાય નાની પત્રિકાઓ તો ઘણી છે. ને અન્ય લેખકોની સાથે મદદકારથી પણ ઘણા પુસ્તકો લખ્યા છે એ લિસ્ટ થીઓસોફિકલ પબ્લિશિંગ હાઉસ, અડિયાર, મદ્રાસ એ સરનામેથી મળે છે

卐 卐

એક મહાન વિભૂતિનુ આ આછુપાતળું જીવન-ચિત્ર છે. ઘણુંઘણું એમા અગમ્ય દીસે છે પ્રત્યેક યુગાવતારી માનવના જીવનદ્વારોને નિગૂઢતાના તાળા વાસેલા જ હોય છે. ઘણી વાર એ ખોલવામા આપણે ફાવ્યા નથી પણ આપણી મર્યાદિત સમજશક્તિને કારણે મહત્તાઓના કાર્યો ઉપર ઉતાવળા ફેંસલા ન લખી બેસીએ તો આપણા પોતાના જ આત્મઘાત-માથી આપણે ઉગરી શકીએ

મહત્તા પોતે જ માનવીની જીવતી કબર છે. નિંદા, ગેરસમજ, તિરસ્કાર અને ઇર્ષ્યાની જ્વાળા જગવતી દારુણ ચિતા છે મહત્તાને તો સદા ય એમા સળગવાનું જ સરજાયુ છે. ઇશુથી માડી ગાધી અને દયાનદથી લઇ શ્રદ્ધાનંદ. એ તમામની મહત્તાએ શાશાં મૂલ નથી માગ્યા ? તો પછી પાદરીઓને હાથે આ જોગમાયાની થએલી બદગોઇ શી વિસાતમા છે ? યુગપ્રવર્તકો હમેશા યુગની આગળ જ પોતાનાં પગલા માડતા ગયા છે અને અણસમજુ જગતના ધુતકાર ઝીલી તેના બદલામા સત્યની ભેટ વેરતા જ ચાલ્યા છે. એની અમુક નિગૂઢ માન્યતાઓને કારણે એની સેવાઓને પણ ધિક્કાર ન દઇએ, એને આપણા જેટલી સાદી અક્કલના પણ અભાવનું આરોપણ ન કરી બેસીએ, એનો તિરસ્કાર કરવો હોય તો તે પણ એના જીવનની સમગ્ર સમીક્ષા પતાવ્યા પછી જ કરીએ, તો એ ન્યાય લેખાશે. આજના યુગનુ દુર્ભાગ્ય છે કે અફવાઓની કદપર પગ ઉપર જ આપણા ન્યાયના ધોરણો મડાયા છે પરતુ તે સાથે આજના યુગનું પરમ ગૌરવ પણ છે, કે પ્રબળ વિરોધની દીવાલો પણ સત્યના દર્શનની આડેથી આખરે ચૂર્ણ થઇ જઇ આપણી દૃષ્ટિને છુટથી વિહરવા દે છે

એવા વિકટ મમરયાથી ભરેલા મહાયુગને આરે ઉભેલી ઓ સમસ્યા–જટિલ માનવશક્તિ ! તને વંદન હો તારી નિઃસ્વાર્થતાને, તપશ્ચર્યાને, નિર્ભયતાને, પ્રેમભરપુર પ્રાણને, અને સારી દુનિયાના વિરોધ સામે પડકાર કરતી તારી આત્મશ્રદ્ધાને નમન હો. તારી આત્મવેદીમાથી એકાદ તણખો મળે તે આશાએ તને સ્મરૂં છુ

**ઝવેરચદ મેઘાણી**

[ 'કુમાર'ના નિમત્રણથી ઍની બેસટના જીવનમા ઉતરતાં તેમનુ એક વિસ્તૃત જીવનચરિત્ર લખવાનો મનોરથ જાગ્યો છે, કેમકે ગુજરાતી ભાષામા એમનુ સર્વદેશીય બયાન હજુ નથી લખાયુ આ પુસ્તક 'સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણી' તરફથી પ્રગટ થશે માટે એમના જીવનપ્રસગો વિષે વધુ હકીકત જાણનારા ભાઈબહેનો મને એ લખી મોકલશે, અથવા તો રૂબરૂ પર્ણની સંભળાવવા કબુલ થશે તો હુ મારૂ કાર્ય વધુ સગીન બનાવી શકીશ —લેખક ]

[ પાન ૩૭૬, ૪૧૫, ૪૧૯ અને ૪૨૧ પરના બ્લૉક મુબાઇના મેસર્સ મેઘરાજ પુસ્તક ભડારના સૌજન્યથી ]



## આ જમાનાની એક અદ્‌ભુત વિદ્યા

# ફોટોગ્રાફી



ફોટો=પ્રકાશ; ગ્રાફી=છાપ લેવાની વિદ્યા. પ્રકાશ વડે છાપ લેવાની વિદ્યા તે ફોટોગ્રાફી.

ફોટોગ્રાફીની શોધે દુનિયાના હાથમાં ચિત્રો લેવાનું એક અજબ સાધન મુકી દીધું છે. દુનિયાના દરેક ધંધામાં ફોટોગ્રાફીએ પ્રવેશ કરેલો દેખાય છે. સાધારણ નકશાથી માંડી મનુષ્યના હાલતા-ચાલતા બનાવો અને દરેક જાતના ચિત્રો છાપવામાં તેનો ઉપયોગ અગ્રસ્થાને હોય છે. જ્ઞાનનું કે વેપાર વહીવટનું એક પણ એવું ખાતું નહિ હોય કે જેમાં ફોટોગ્રાફી વિના ચાલી શકે.

ઘણી બાબતોના વર્ણનો કરતાં તેનો એકાદ ફોટોગ્રાફ જલદી ખ્યાલ આપી દે છે. નકશાઓ કરવા માટે આકાશમાં ઉડતા વિમાનોમાંથી જમીનના ફોટોગ્રાફો લેવાથી એ કામમાં દિવસોના દિવસો બચી જાય છે અને ઑફિસમાં બેઠાબેઠા જાણે બધું જોતા હોય એવી રીતે માણસો નકશા કરી શકે છે. સીનેમાથી ફોટોગ્રાફી આપણને જીવતા જગતનું આબેહૂબ દર્શન કરાવે છે અને કૈંક સુંદર વાર્તાઓ તથા આકર્ષક કિસ્સાઓ, તે ગમે તે દેશના હોય તોપણ, ભાષાની જરૂર વિના આપણે માણી શકીએ છીએ. આ રીતે ફોટોગ્રાફીએ જગતમાન્ય ભાષાનું પણ સ્થાન લીધું છે.

બીજા હુન્નરઉદ્યોગોમાં પણ ફોટોગ્રાફીના ઉપયોગ પાર વિનાના છે. ખાસ કરીને આકાશના ચિત્રો લેવામાં, વૈદ્યકીય તથા યાંત્રિક જ્ઞાનમાં અને વનસ્પતિના ચિત્રોની નોંધ લેવામાં ફોટોગ્રાફી અસલ રંગો સાથે છાપ આપે છે. ફોટોગ્રાફીથી મૂર્તિઓ, નકશીઓ વગેરે જોઈતાં વધુઘટુ માપમાં છપાય છે, કોરાય છે ને ઉપસાવાય છે. મુદ્રણકળામાં પણ અનેકરંગી ચિત્રો અને કપડા પરની વિવિધ ભાતોના બીબાં ફોટોગ્રાફી જ કરી આપે છે. હમણાં હમણાં છેલ્લી શોધ તો એટલે સુધી થઇ છે કે ફોટોગ્રાફો તાર મારફત દેશ દેશના મુલકમાં પડે છે, એટલું જ નહિ પણ ટેલીફોન પર ગમે તેટલે દૂરથી વાત કરતા સામા માણસનો ચહેરો પણ એ જ વેળા ફોટોગ્રાફી રજુ કરી શકે છે. ટાઇપ વગર માત્ર પ્રકાશની મદદથી જ છાપકામ થવા માંડ્યું છે, જેમાં માત્ર ટાઇપના ફોટોગ્રાફો પડતા જાય છે, અને એ પછી છાપનારી પ્લેટ બની જાય છે. તે પરથી નાનીમોટી સાઇઝથી છાપી શકાય છે.

પણ જાણીને નવાઇ લાગશે કે આટલી બધી વિવિધતાભરી સેવા આપનારી એ અદ્‌ભુત વિદ્યાનો સાચો વિકાસ ફક્ત છેલ્લા ૫૦ જ વર્ષમાં થયો છે. જોકે તેના તત્ત્વો તો જુદાજુદા કાળમાં થોડાંઘણાં જાણીતા થયા હતા જ. તેનો આખો યે ઇતિહાસ બહુ રસમય છે.

ગ્રીક દેવદેવીઓના મંદિરમાં ભક્તોની પૂજાઅર્ચાથી દેવો સંતુષ્ટ થવાથી કોઈ વાર અમુક ખંડમાં એક કિરણ પડતું અને તેમાં દેવની મૂર્તિ દેખાતી. અત્યારે એ મંદિરોના ખંડેર તપાસતાં તેમાં બીજા ગુપ્ત ઓરડાઓ મળી આવ્યા છે, જેમાં દેવની ઉંધી મૂર્તિ ગોઠવી ચોક્કસ વખતે પૂજારીઓના ગુપ્ત માણસો અરીસા વતી તેના ઉપર સૂર્યપ્રકાશ નાખતા, એટલે બરોબર સામેના એક છિદ્રમાંથી તેનાં કિરણો અંદરના ખંડમાં પડતા અને એ રીતે આખી મૂર્તિનું પ્રકાશમય દર્શન થતું. આથી ભક્તો આશ્ચર્ય પામતા અને પૂજારીઓ તેમના ઉપર પોતાનો પ્રભાવ વધારતા. આટલો પ્રકાર ફોટોગ્રાફીનો પહેલો ભાગ ગણી શકાય.

આવી રીતે જગતમાં કેટલા યે માણસોએ ઓરડાના બારણાં બંધ હોય ત્યારે કાણામાં સામી ભીંતે કિરણોના ઓળા તથા રંગો હાલતાચાલતા જોયા હશે. પણ જગતનો મોટો ભાગ કુદરતના અજબના પ્રકારો તરફ બેદરકાર હોય છે. તેથી ફોટોગ્રાફી



પારીસમાં ઇ સ ૧૭૫૫ માપ્રગટ થએલી ચોપડીમા બતાવેલી છાપ લેવાની રીત

વહેલી શોધાઈ નહિ

ઈ. સ ૧૫૫૮મા પાડુઆ શહેરમા જૅમ્બટિસ્ટા પોર્ટા નામનો એક હિકમતબાજ જુવાન આવા ઓળા જોઈ વિચારમાં પડ્યો અને ઓરડાની બીજી બધી તરડો એક પછી એક બધ કરી શુ થાય છે તેના અખતરા કરવા લાગ્યો જેમજેમ બીજે પ્રકાશ બધ થતો ગયો તેમ છેલ્લી તરડનુ ચિત્ર વધુ સ્પષ્ટ બનતુ ગયુ, અને તેમા પણ જ્યારે તેણે એક જ છિદ્ર બાકી રાખ્યુ ત્યારે તો બહારનો દેખાવ સામી ભીંત પર આબેહુબ પડી રહેલો જોયો' આ આનદજનક નવો પ્રકાર જોવાને તેને ત્યા મિત્રો અને પ્રેક્ષકોની ભીડ થતી

આખરે તેણે ઓરડાના ખ્યાલ પર એક નાનુ ખોખુ કર્યું અને તેમા એક બાજુ છિદ્ર રાખી બીજી બાજુ ચિત્ર જોવા માટે આછો સફેદ પડદો ગોઠવ્યો આ પહેલવહેલો કેમેરા બન્યો થોડો વખત તો તે નવાઇના રમકડા તરીકે જ વપરાતો, પણ પછી ધીમેધીમે ચિત્રકારો ચિત્રો તથા દેખાવોના માપ ઉતારી લેવા માટે તેને વાપરતા થયા

ઇ સ ૧૭૫૫મા પારિસમા એક ચોપડી પ્રગટ થઇ છે તેમા ઉપરની રીતનો ઉપયોગ જુદી જ રીતે બતાવેલો છે એક ટેબલ ઉપર મોટો કાચ, તેની નીચે જમીન લગભગ એક આરસો ત્રાસો ગોઠવેલો, અને તેની સામે ભુગળીમા લેન્સ ગોઠવેલો લેન્સથી બહારના કિરણો પકડાઇને આરસામા ચિત્ર પડે, અને તે ચિત્ર ઉપરના કાચને તળિયે અથડાય એટલે કાચ ઉપર કાગળ મુકીને કારીગર તેને ટ્રેસ કરી (નકલ ઉતારી) લે અત્યારે પણ ટ્રેસ કરવાની આવી રીત ઘણે સ્થળે વપરાય છે. વળી ઉપરથી ચિત્ર જોવાય એવા કૅમેરા પણ ચાલુ થયા છે એને રિફલેક્સ કૅમેરા કહે છે.

આ રીતે પહેલાં તો કુદરતના ચિત્રો જોવાને જ કૅમેરા વપરાતો હતો એવામા પ્રકાશથી કાગળને કાળો પાડી શકાય એવા રસાયણો હાથ આવવા લાગ્યા એટલે કૅમેરામા દેખાતા ચિત્રો કાગળ પર પણ પકડી શકાય એવો વિચાર ઉત્પન્ન થયો

આ બે બાબતો એકઠી મળી ત્યારથી ફોટોગ્રાફીનો ખરો અવતાર થયો એમ માનવુ જોઇએ એક તો પ્રકાશ મારફત ચિત્ર દેખાવુ અને બીજી રસાયણની મદદથી ચિત્રનુ છપાઇ જવુ આ બે મુદ્દાની ક્રિયાઓમા હજુ સુધી કશો નવો ફેરફાર થયો નથી. જોકે કામ કરવાના બીજા સાધનોમા અદ્ભુત પ્રગતિ થઈ ગઇ છે.

સિલ્વર ક્લોરાઇડ નામની દવા પ્રકાશથી કાળી પડી જાય છે એ વાતની જાણ ઇ સ. ૧૫૫૬મા થઇ અનેક રસાયણીઓએ તેના પર પ્રયોગો કર્યા પછી પ્રકાશથી કાળી થવાનો તેનો ગુણ સાચો મનાયો ઈ સ ૧૭૮૦મા પારીસના એક પ્રોફેસરે પોતાના એક વિદ્યાર્થીને બેસાડી તેના ચહેરા પર સખત પ્રકાશ નાખી પાછળ સિલ્વર ક્લોરાઇડ લગાડેલો કાગળ રાખ્યો, તો ચહેરો સફેદ રહી ગયો અને આસપાસ ક્લોરાઇડ પર જ્યા પ્રકાશ પડ્યો તે ભાગ કાળો થઇ ગયો.

ઇગ્લડમા મિ. ટૉમસ વેજવુડ અને સર હફી ડેવીએ ૧૮૦૨મા એક લેખ છપાવ્યો છે તેમા પણ આ રીતે પ્રકાશથી ચિત્રોની નકલ લેવાની રીત તથા કાળા મ્હોરા છાપવાની પદ્ધતિ દર્શાવી છે પરતુ હજુ કાયમ ટકે એવી છાપની વાત કોઇને હાથ લાગી નહોતી

આ વખતે ફ્રાન્સમા બે જુવાનિયાઓ પોતપોતાની રીતે મથામણ કરી રહ્યા હતા તેમાના એકનુ નામ જૉસેફ નિસેફોર નિપ્સે અને બીજો લુઇ દેગાર

૧૮૧૪થી નિપ્સીએ શીલાછાપમા ફોટોગ્રાફીનો ઉપયોગ કરવાના પ્રયોગો શરૂ કર્યા, એવી આશાએ કે એમા સફળ થવાય તો પત્થર ઉપર ચિત્ર દોરવાની કડાકુટ મટી જાય. એણે આગળ થઇ ગએલા બધા અખતરા જાણી લીધા હતા તેમા સુધારા કરી કઇ નવુ કરવાની ઇચ્છાથી તેણે રૂપાથી બનાવેલા રસાયણો છોડી દઈ આસ્ફાલ્ટ અને બીચુમન જેવા સાદા




ફોટોગ્રાફીના ઉત્પાદકો
ટૉમ વેજવુડ, નિસેફોર નિપ્સે, લૂઈ ડેગાર, ફૉક્સ ટેલબોટ

એ છબી પડાવવાનો લ્હાવો કેવો લાગતો હશે!

આ પછી ગોડાર્ડ નામના અંગ્રેજે છબી પાડવાનો વખત ઘટાડનારા રસાયણો શોધ્યા, જેથી મિનિટોમાંથી સેકંડો પર વાત આવી. છાપો ઉપર સુવર્ણક્ષાર લગાડવાથી વધુ ઉઠાવ આવ્યો. બસ, ડેગાર સાહેબની ફોટોગ્રાફી આટલે સુધી આવીને અટકે છે.

હેન્રી ફૉક્સ ટેલબોટ નામનો એક ચબરાક અંગ્રેજ શોધક ફોટોગ્રાફી પાછળ કેટલાંક વર્ષોથી પડેલો. તેણે ડેગારનો માર્ગ છોડી તદ્દન નવી જ દિશા પકડી હતી. તેણે જ આ જમાનાની ફોટોગ્રાફીના બધા મૂળતત્ત્વો સ્થાપ્યાં. ડેગારની રીતમાં એક જ છબી ઉતરતી. ટેલબોટ એકમાંથી અનેક છાપી શકાય એવું માગતો હતો. તેણે પોતાની શોધને કેલોટાઇપ નામ આપ્યું. સિલ્વર આયોડાઇડથી કાગળ પર ઉલટ છાપ લીધી અને સિલ્વર નાઇટ્રેટ, ગૅલિક ઍસિડ વગેરે મજબુત લગાડ્યા. દવા લગાડેલો ભીનો ને ભીનો કાગળ જ તે કૅમેરામાં ધરતો, જેથી વખત બહુ જ ઓછો લાગતો અને છબી લીધા બાદ બીજી દવાથી તે તરત તૈયાર થતી. પછી એ કાગળને મીણ વગેરે પદાર્થોની મદદથી પારદર્શક બનાવી લેવામાં આવતો અને એ રીતે બનેલી ઉલટ છબી નીચે બીજા કાગળો વારાફરતી દાબી પ્રકાશની મદદથી છાપી અનેક નકલો નીકળતી.

પણ કાગળને પારદર્શક બનાવી તે વડે છબી લેવામાં અગવડ બહુ નડતી તેથી કાચ પર દવા ચોપડવાનો વિચાર નીકળ્યો. ઇ. સ. ૧૮૪૮માં પેલા નિપ્સેનો ભત્રીજો નિપ્સે એમાં પહેલો ફતેહ પામ્યો. આલ્બ્યુમન (ઈંડાનો રસ) લગાડેલી કાચની પ્લેટો પર આયોડાઇડ અને બ્રોમાઇડ લગાડી ગરમીથી તેને પકવી અને નાઇટ્રેટ ઑફ સિલ્વરમાં તેને ઝબોળી ભીનીભીની જ કૅમેરામાં ધરી અને ગૅલિક ઍસિડથી તૈયાર કરી આ કાચની પ્લેટથી નકલો લેવાનું ખુબ સહેલું થયું.

આ પછી ફોટોગ્રાફીમાં કોલોડિયન દાખલ થયું. એથી પ્રકાશમુદ્રક દ્રવ્યો બરોબર ચોટતાં. આ કોલોડિયન પ્રોસેસ બહુ વર્ષો ચાલી. તે પહેલવહેલી ૧૮૫૦ માં ચાલુ થએલી. એમાંથી જ હાલની સુકી જિલેટિનવાળી પ્લેટો નીકળી છે. કોલોડિયન પ્લેટો તો ફોટોગ્રાફરે જાતે બનાવીને ભીની-ભીની વાપરવી પડતી, પણ હવે તો સુકી જિલેટિન પ્લેટો કારખાનાઓમાંથી જોઇએ તે જાતની તૈયાર મળે છે.

૧૮૬૧માં ક્લાર્ક મૅક્સવેલ નામના માણસે રંગ સહિત ફોટો લેવાના સિદ્ધાંતો શોધ્યા, પણ હજુ તેમાં ખાસ પ્રગતિ થઇ નથી. બહુ જ ગણ્યાગાંઠ્યા માણસો રંગીન ફોટોગ્રાફો સફળતાથી લઇ શકે છે.

૧૮૭૧માં જિલેટિન અને બ્રોમાઇડ ઑફ સિલ્વર લગાડેલી પ્લેટો ડૉ. મેડૉક્સે સાઉધમ્પ્ટનમાં બહાર પાડી. પછી તો તેની પ્રકાશ ખેંચવાની ઝડપ માટે રસાયણોમાં ફેરફાર યોજાયા અને એક સેંકડના ૧૦૦૦માં ભાગમાં છબી પડે એવી પ્લેટો પણ બની.

આ નેગેટિવ પ્લેટોમાં છેલ્લું પગથિયું તે તેમાં કાચને બદલે કચકડાની પટીઓ વાપરવાનું દાખલ થયું તે છે, અને તેને લીધે જ સિનેમાની અદ્ભુત પ્રગતિ



શ્એને આને હેલકરી માનતા. આ તો. ૧૮૯૭ ની સાલનો ઍમેચ્યૂઅર ફોટોગ્રાફર છે

થઇ શકી છે.

કચકડાની ફિલ્મ ઇ સ. ૧૮૮૯ મા ઇસ્ટગેન કંપનીએ દાખલ કરી. તેનો વિચાર ઉભો કરવાનું માન એ કોડાક કંપનીના સ્થાપક જર્યોર્જ ઇસ્ટમેનને ઘટે છે. એ માણસે જનતાને માટે ફોટોગ્રાફી બને તેટલી સુલભ કરવા સારૂ સતત મહેનત કરી છે.

છબી લેવાની નેગેટિવ ફિલ્મો જેટલી જ પ્રગતિ છાપવાના કાગળોમા થતી આવી છે. વળી કૅમેરા અને તેના જાતજાતના સામાનમા પણ સુધારાવધારાનો પાર રહ્યો નથી. રાત્રે તથા દિવસે, સવારસાંજ, આકાશમા તથા ભોંયરામા, અનેક સંયોગોમાં દેખાતી ન દેખાતી બધી જાતની વસ્તુઓની છબીઓ લેવાની રીતો શોધાઇ છે તથા તેને લગતી અનેક તરેહની પરાક્રમભરી વાતો બને છે. દુનિયાના દરેક પદાર્થની, માણસોની, જંતુઓની, રીતરિવાજોની, લોકોની બારીક નોંધ ફોટોગ્રાફી કરી રહી છે. આમ ઈ. સ. ૧૮૩૯થી ૧૯૨૭ સુધીમા હજી પુરૂ શતક પણ થયુ નથી ત્યા તો જાહોજલાલીએ પહોચેલી આ અદ્ભુત વિદ્યાનો આપણે થોડોઘણો પણ પરિચય મેળવવો જોઇએ

[ હવે પછીના હફતામા તમે ઘેર કૅમેરા કેમ બનાવી શકો તથા ફોટોગ્રાફી સમજી શકો એ વાત આવશે ]



૧૮૭૬મા બહાર ફોટોગ્રાફી કરવા માટે આવા તબુ તાણતા





# નરવાઘ

એક હતો વાણિયો. એ બહુ જ ગરીબ. એને સાત દીકરી સાતે દીકરીમા નાની છોડી બહુ રૂપાળી હતી એનુ નામે રૂપાળી હતું

મોટી ૭ છોડીઓ કદરૂપી કાળીકાળી મેશ જેવી તેઓ રૂપાળીની ખુબ અદેખાઇ કરે ને એને હેરાન કરે. પણ રૂપાળી કોઇ દિવસ તેમના ઉપર ચીડાય નહિ એ તો સૌની સાથે હળીમળીને રહે.

વાણિયાને પણ નાની રૂપાળી બહુ જ વહાલી વાણિયો રાતે બે ઘડી રૂપાળી સાથે વાતો કરે ને એટલી વાર ગરીબાઇનું પોતાનુ બધું દુઃખ ભુલી જાય

એક વખત વાણિયો વેપાર માટે માલ લેવા શહેરમા જવા નીકળ્યો. ચાલતી વખતે તેણે છોડીઓને પુછ્યું, 'બેટા, તમારે માટે શહેરમાથી શું લાવું?'

કોઇએ પછેડો, કોઇએ બંગડી, કોઇએ ઘાઘરી તો કોઇએ પોલકું મગાવ્યું એમ ૭ છોડીઓએ કંઇ ને કંઈ ચીજ મગાવી; પણ રૂપાળી કાઇ બોલી નહિ

બાપે તેને કહ્યું, 'બેટા, તારે માટે શું લાવુ?'

રૂપાળી—બાપા, મારે કઇ યે જોઇતું નથી

બાપ—ના, તું કંઇક તો મગાવ

રૂપાળી—ઠીક ત્યારે, મારા સારૂ એક ગુલાબનું ફુલ લાવજો ગુલાબ મને બહુ ગમે છે.

વાણિયો પોતાના ગામથી થોડેક દૂર એક મોટું શહેર હતુ ત્યા ગયો. શહેરમાંથી બધો માલ ને ૭ યે છોડીઓએ કહેલી ચીજો લીધી. હવે ગુલાબનુ ફુલ લેવાનું રહ્યું. ગામમા બધે શોધ કરી, પણ ક્યાં ય ગુલાબ મળ્યુ નહિ. માળીને પુછ્યું, બગીચાએ બગીચામા ફરી વળ્યો, પણ ગુલાબની મોસમ ઉઠી ગઈ હતી. આથી તે ઘણો જ દિલગીર થઇ ગયો

સાંજ પડવા આવી. વાણિયો ઉતાવળો ઉતાવળો પોતાના ગામ તરફ વળ્યો. ઘડીકમા અંધારૂં થઇ ગયું. તે ખોટે માર્ગે ચડી ગયો. ઘણુ યે ચાલ્યો, પણ

પોતાનું ગામ આવે જ નહિ.

તેને લાગ્યું કે આ તો હું ભુલો પડ્યો છું, માટે હવે આગળ ન ચાલતા રાત અહીં જ રહી જાઉં

એક મોટા ઝાડ ઉપર ચડીને તે બેઠો એટલામા આઘે કેટલાક દીવા દેખાયા તેને લાગ્યું કે કાં તો નજીકમા કોઇ ગામ છે, અથવા તો કોઇનો મહેલ છે. તેણે ત્યા જવાનો વિચાર કર્યો નીચે ઉતરીને દીવા દેખાતા હતા તે તરફ ચાલવા માડયુ થોડુંએક ચાલ્યો ત્યા એક દરવાજો આવ્યો. દરવાજો ખુલ્લો જ હતો. એટલે વાણિયો તો અંદર ગયો

અંદર જઇને જુએ તો એક સુંદર બગીચો બગીચા વચ્ચે એક સીધો રસ્તો. વાણિયો તે રસ્તે ચાલ્યો ત્યા એક ભવ્ય મહેલ આવ્યો મહેલમા હાંડી ને ઝુમરમા દીવા ઝગઝગ બળતા હતા ચારેકોર અજવાળુ અજવાળુ થઈ રહ્યુ હતુ

વાણિયાને લાગ્યુ કે જરૂર આ કોઇ રાજમહેલ હોવો જોઇએ પણ ત્યા કોઇનો ચોકીપહેરો નહોતો, તેમ ત્યા કોઈ માણસ દેખાતું નહોતુ તેને ખુબ નવાઈ લાગી તે કહે લાવને આ મહેલના માલિકને વિનતી કરૂ, કે મને રાતની રાત અહીં સુવાની જગ્યા આપે

આમ વિચાર કરી તે અંદર ગયો પહેલે માળ ગયો તો કોઈ મળે નહિ બીજે ને ત્રીજે માળે પણ કોઇ ન મળે એમ કરતાકરતા સાતે માળ અને સાતે માળના બધા ઓરડા જોઇ વળ્યો પણ કોઇ માણસ દેખાયુ નહિ બધા ઓરડામા સુંદર રમકડા, સુંદર ચિત્રો ને તાજા સુગંધી ફુલો ચારે તરફ મુકેલા હતા

વાણિયાને થયુ કે આ ફુલો જાણે કોઇએ હમણા જ ગોઠવ્યા છે પણ કોઇ ગોઠવનાર માણસ દેખાતુ કેમ નહિ હોય' ફરતાફરતા તે એક ઓરડામા આવ્યો ત્યા એક બાજઠ ઢાળેલા ને તેની સામે એક મોટો થાળ પડેલો જાતજાતના મીઠા ને ખુશબોદાર પકવાન એ થાળમા હતા પાસે જ ધૂપ સળગી રહ્યો'તો

વાણિયાએ ધાર્યું કે હમણા અહીં કોઇ જમવા આવશે, એટલે તેને પુછીશ તે ત્યા ઘડી, બે ઘડી રોકાયો—ધીમેધીમે કલાક વીતી ગયો પણ કોઇ આવ્યુ નહિ. તેને ભુખ પણ કકડીને લાગી હતી એટલે છેવટે થાકીને તે પોતે જ જમવા બેસી ગયો એને મનમા બીક તો હતી જ કે રખેને કોઇ આવશે ને વઢશે પણ કોઈ આવ્યુ નહિ. વાણિયાના મનમા જે જે ખાવાની ઈચ્છા થવા લાગી તે તે થાળમા આવવા લાગ્યુ. વાણિયાએ તો ધરાઇને ખાધુ

હવે વાણિયાને થયું કે જરૂર આ કોઈ જાદુઇ મહેલ છે પણ વિચાર કર્યો કે 'આપણે તેનું શું કામ? આપણે તો રાતની રાત પડ્યા જ રહેવુ છે ને? ગમે ત્યા સુઇ રહેશુ.'

સુવાનો વિચાર કર્યો એટલામા તો એની સામે એક પલગ ને તેના પર ધોળી ફુલ જેવી પથારી દેખાયા વાણિયો તો તેના ઉપર સુતો રાત આખી નીરાતે ઉંઘ્યો. સવાર પડી એટલે બહાર નીકળ્યો અને બગીચો જોતોજોતો ચાલ્યો. ત્યા એક જગ્યાએ મોટામોટા ગુલાબના ફુલ તેના જોવામા આવ્યા

ગુલાબના ફુલ જોઇને વાણિયાને તેની નાની દીકરી યાદ આવી તે ગાડુ જ ખુશી થતોથતો છોડ પાસે ગયો ને એક મોટુ ફુલ તોડયુ પણ ત્યા તો ગુલાબના છોડ પાછળથી કોઇ વિકરાળ અને બીહામણો આકાર ઉભો થયો તેનુ મો વાઘ જેવુ, શરીર માણસનુ ને પોશાક રાજવી' આવુ વિચિત્ર સ્વરૂપ જોઇને વાણિયો તો થરથર ધ્રુજવા માડ્યો ને તેના હાથમાથી ગુલાબનુ ફુલ પડી ગયુ ધબ કરતો એ નીચે બેસી ગયો.

પેલો નરવાઘ તો તેના સામે ડોળા કાઢવા માડ્યો અને પોતાનો પજો વાણિયા તરફ લબાવ્યો વાણિયાને થયુ કે હમણા જ નરવાઘ મને ખાઇ જશે!

એટલામા નરવાઘ કહે 'લોભી વાણિયા' તેં આખી રાત આ મહેલમા મોજ કરી તો યે સંતોષ ન થયો કે પાછો અહીંથી ગુલાબનું ફુલ ચોરીને લઇ જાય છે? તૈયાર થા, હવે તારૂ મોત આવ્યુ છે.'

વાણિયો ધ્રુજતોધ્રુજતો નરવાઘને પગે લાગવા માડ્યો ને કાલાવાલા કરવા લાગ્યો કે 'બાપજી, આ ફુલ મેં મારે સારૂ નથી તોડ્યુ મારે એક મારી વહાલી દીકરી છે ને તે ઘણી જ ડાહી છે. તેને માટે હુ આ ફુલ લઇ જવાનો હતો પણ હવે હુ નહિ લઇ જાઉં મને માફ કરો'

નરવાઘ—અરે મુરખા, આ ફુલ તોડીને તેં મારો મોટો ગુનોહ કર્યો છે. બસ, હવે હું તને છોડીશ નહિ

વાણિયો હાથ મારી રડી પડ્યો. છેવટે એ કકળતો બોલ્યો કે મને એક વાર મારા છોકરાને મળવા તો



જવા દો. મળીને હું જરૂર પાછો આવીશ.

એ સાંભળી નરવાઘ જરા નરમ થયો અને કહ્યું 'જા, હું તને એક મહિનાની છુટ આપું છું બરાબર એક મહિને તારા ઘર પાસે એક ઘોડો આવશે. તે ઉપર બેસીને તું અહીં આવજે. જોજે હ...ભુલી ગયો કે નથી આવ્યો તો તારી વાત છે! પણ સાંભળ, તારે બદલે તારી કોઈ દીકરી આવવા રાજી હોય તો તું બચી જઈશ. પણ જોજે, રાજી-ખુશીથી આવે તો જ તે મને ખપે.'

વાણિયે તે કબુલ કર્યું. પછી નરવાઘે વાણિયાને એક ઘોડો આપ્યો અને તેની છોકરી માટે એક છાબડી ભરીને ગુલાબના ફુલ આપ્યા. વાણિયો તો ઘોડા ઉપર બેઠો ને જરા ય વાર થઈ નહિ ત્યાં તો પોતાના ઘરના આંગણામાં ઘોડો આવીને ઉભો રહ્યો.

છોકરીઓ તો બાપને જોઈને રાજીરાજી થઈ ગઈ. દરેક પુછવા લાગી, 'બાપા, મારી ઘાઘરી લાવ્યા; બાપા, મારો પછેડો લાવ્યા; બાપા, મારી ચોળી લાવ્યા?' પણ બાપના મોં ઉપરથી લોહી ઉડી ગયું હતું તેની આંખ સામે તો નરવાઘનો બિહામણો ચહેરો જ તર્યા કરતો હતો.

બધી છોકરીઓને સૌ સૌની ચીજો આપી દીધી. નાની રૂપાળી તો કંઈ બોલી નહિ. બધી છોકરીઓ પોતાની ચીજો લઈને ખુબ ખુશ થતીથતી રમવા મંડી, ત્યારે નાની રૂપાળી બાપા પાસે આવી ને તેણે ધીમે સાદે પુછ્યું. 'બાપા, તમે આમ નરમ કેમ થઈ ગયા છો? તમે કાંઈ માંદા તો નથી પડ્યા ને?'

રૂપાળી આટલું પુરું પુછી રહી નહિ ત્યાં તો વાણિયો ખુબ રડવા મંડ્યો. અને તેણે સૌને બધી વાત કરી.

એ સાંભળી મોટી છોકરીઓ તો રૂપાળી ઉપર જ ઉતરી પડી. 'લે, લે, ગુલાબનું ફુલ ગુલાબના ફુલવાળી મોટી નહિ જોઈ હોય! બીચારા બાપાનું મોત ઉભું કર્યું તું જ. હવે એમને બદલે તારે જાવું તો એ બચવાના.'

બીચારી રૂપાળીનું મોં લેવાઈ ગયું ને બાપ પાસે ગઈ ને બોલી 'બાપા, હું જ તમારા બદલે નરવાઘ પાસે જઈશ, હોં.'

વાણિયો કહે, 'અરે બેટા, તું તો એને જોઈને જ ફાટી પડે! ત્યાંથી તે ત્યાં જવાય? તું તારે સુખેથી રહે, ખા, પી ને લહેર કર.'

રૂપાળી કહે, 'મારે તો હવે ખાવું યે નથી ને પીવું યે નથી. મને ત્યાં મોકલવાની હા કહો તો જ ખાઉં ને પીઉં બાપા, હું નહિ બીઉં.'

વાણિયાએ તેને ફોસલાવીને કહ્યું, 'હજુ ત્યારે તો ઠીક. હજી તો વાર છે. જવાનું થશે ત્યારે વાત.'

વાણિયો તો નરવાઘની બીકમાં ને બીકમાં ખાવે

ય નહિને પીએ ય નહિ ચિંતામા ને ચિંતામા એ તો સાવ દુબળો થઇ ગયો.

એમ કરતાકરતા એક મહિનો પુરો થઇ ગયો ને નરવાઘનો ઘોડો આવીને ઉભો રહ્યો

વાણિયો જવા તૈયાર થયો રૂપાળી વાણિયાની ડોકે વળગી પડી, ને હઠ લીધી કે 'બાપા, મને જ ત્યા જવા દો '

વાણિયો ઘણુ યે સમજાવે પણ એ તો માને જ નહિ છેવટે વાણિયે રૂપાળીને પણ સાથે લીધી

ઘોડો તો એકદમ ઉડ્યો ને પલવારમા તો આવ્યો નરવાઘના મહેલમા.

બાપદીકરી નીચે ઉતરીને મહેલમા ગયા બધે ઠેકાણે ફરી વળ્યા. પહેલાની જેમ જ મહેલમા જાતજાતની મીઠાઇઓ તૈયાર હતી પણ વાણિયે આ વખતે તો કાઇ ખાધુ નહિ રૂપાળી પણ ભુખી જ રહી

રાત પડી, ત્યા 'ઘુર ઘુર' કરતો નરવાઘ આવ્યો

વાણિયો ધ્રુજવા મડ્યો, રૂપાળી જરા બીની ને તેના બાપની પડખે લપાઇ ગઇ

રૂપાળીને જોઇને નરવાઘે પુછ્યુ, 'બોલ છોકરી, તુ મારાથી બીએ છે? તુ તારા બાપને બદલે અહીં ખુશીથી રહેવા આવી છે ને?'

રૂપાળીએ ધીમેધીમે આખો ઉઘાડી. પછી હીમત કરી તે બોલી 'હા, મને તમારી બીક તો લાગે છે, પણ હળવેહળવે બધી બીક મટી જશે મારા બાપાને બદલે મને જ અહીં રાખો '

નરવાઘ કહે, 'તો હવે શેઠ' તમે ઘેર જાઓ અને તમારી છોડી અહીં રહેશે છોડી' બોલ, તને અહીં ગમશે કે?'

રૂપાળી કહે, 'હા, મને તો બધે ય ગમે છે.'

નરવાઘ કહે, 'તો હવે તારા બાપને રજા આપ નારી બહેનો માટે કઇ મોકલવુ હોય તો આ મહેલના પટારા ભર્યા છે, તેમાથી જે કઇ જેટલુ મોકલવુ હોય તેટલુ મોકલજે કાલે સવારે બે ઘોડા આવશે. એક તારા બાપ માટે અને બીજો બધો માલ ઉપાડવા હુ જાઉં છુ. અને વાણિયા' કોઈ દિવસ હવે જો આ બાજુ આવીશ તો મરી જઇશ.' આમ બોલી નરવાઘ ચાલ્યો ગયો

રૂપાળી ને તેનો બાપ મહેલમા ગયા એક પટારો ઉઘાડે ત્યા તો અંદર હીરા, માણેક, મોતી ને સોનામહેોરોના ઢગલે ઢગલા' બીજામા ભાતભાતના મોઘા કપડા' રૂપાળીએ બહેનોને માટે હીરા, માણેક, મહોરો અને કપડાની એક મોટી પેટી ભરી પણ પછી બાપદીકરીને જરા ય ઉંઘ ન આવી. વાત કરતામા સવાર પડી, કે ચોકમાં બે ઘોડા તૈયાર દેખાયા ભરેલી પેટી એક ઘોડા ઉપર એની મેળે જ ગોઠવાઈ ગઇ

આસુ પાડતો બાપ સાથેના બીજા ઘોડા ઉપર બેઠો ને બહાર નીકળ્યો પલકવારમાં ઘોડો વાણિયાના ઘર આગળ પહોચી ગયો. છ યે છોડીઓ રૂપાળી પાછી ન આવી તેથી બહુ ખુશ થઇ.

નરવાઘ પાસેથી આણેલી દોલતમાથી વાણિયે મોટા ઘર કર્યા, ખુબ વૈભવ જમાવ્યો અને બધી છોકરીઓ મહાલવા લાગી કોઇને રૂપાળી સાભરે નહિ. એક તેના બાપને સાભરે વારેવારે તેની આખમા આસુ આવી જાય

બાપના ગયા પછી રૂપાળી તો આખા યે મહેલમા ફરી વળી તેણે બધી ચીજો જોવા માડી જોતાજોતા તેને એક કાચની પેટી હાથ આવી ઉઘાડી તો અંદર એક સોનાનો હાર હીરામાણેકથી જડેલો ને ઝગઝગાટ કરતો રૂપાળીએ તો તે હાર ડોકમા પહેર્યો. હારની નીચે એક ચકતુ હતુ તેમા એક દેવકુમારની છબી ચીતરેલી રૂપાળીને છબી બહુ જ ગમી ગઇ

રાત પડી એટલે રૂપાળીને એકલુ એકલુ લાગવા માડ્યું. તેને તો કયા ય ગમે નહિ એટલામા તો ઘુરઘુર અવાજ થયો ને નરવાઘ ઓરડામા આવ્યો

નરવાઘ—છોકરી, તને ગમે છે?

રૂપાળી—ગમે તો ય ગમે ને ન ગમે તો ય ગમાડવાનું. મને તો બધે ય ગમે

નરવાઘ—તને અહીં કાઈ દુઃખ છે?

છોકરી—ના.

નરવાઘે પુછ્યુ, 'ત્યારે તું મને પરણીશ?'

છોકરી—તમને કેમ કરી પરણુ? તમને જોઇને તો મને બહુ જ બીક લાગે છે.

નિસાસો નાખીને નરવાઘ ચાલ્યો ગયો

રૂપાળી સુઇ ગઇ. ઉંઘમા તેને એક સ્વપ્નુ આવ્યુ. તેમા એક દેવીએ આવીને કહ્યું કે 'છોકરી' એ

મોઢાનો દેખાવ ખોટો છે.' એટલું કહીને દેવી જતી રહી. પછી તરત જ તેણે પોતાના હારના ચકતામાં જેવી છબી હતી તેવો જ દેવકુમાર જોયો. સ્વપ્નામાં દેવકુમારની સાથે રૂપાળી ખુબ રમી. સવાર પડી ને સ્વપ્નું ઉડી ગયું.

દિવસ આખો તેણે બગીચામા ગાળ્યો. સુંદર પક્ષીઓ સાથે તેને ખુબ ગમ્યું. વળી રાત પડી ને નરવાઘ આવ્યો. તેણે રૂપાળીને પુછ્યું, 'છોકરી, મને પરણીશ?'

રૂપાળી—ના રે, તમને કેમ કરી પરણું?

જવાબ સાંભળી નરવાઘ નિરાશ થઈને ચાલ્યો ગયો.

રૂપાળીને વિચાર આવવા લાગ્યા કે આ નરવાઘ દેખાવમા ભયંકર લાગે છે, પણ વાત કરે છે ત્યારે બહુ રાંક બની જાય છે. જરૂર, એનું હૈયું બહુ સારું લાગે છે.



આ કહેતાંની સાથે જ, સામે જુએ છે તો, નરવાઘને બદલે સ્વપ્નામાં જોએલો દેવકુમાર સામે ઉભો-ઉભો હસી રહ્યો છે

રાતે ફરી પાછો ચકતાવાળો રાજકુંવર તેને સ્વપ્નામા આવ્યો. તેણે રૂપાળીને પુછ્યું, 'આ નરવાઘ તને ગમે છે?'

રૂપાળી—ના.

રાજકુંવર—ત્યારે હું તેને મારી નાખું?

રૂપાળી—ના' ના! ના! એનો બિચારો બહુ ભલો છે. તેને ન મારના' ને મારા ઉપર તો બહુ હેત રાખે છે.

એમ કરતાંકરતા ઘણા દિવસો ગયા. એક વખત રૂપાળીને પોતાના બાપને મળવા જવાનું મન થયું. તેણે નરવાઘને પોતાની ઇચ્છા જણાવી.

નરવાઘ—અરે છોકરી, તુ જઈશ તો મને જરા યે નહિ ગમે. તારા વગર હું મરી જઈશ.

રૂપાળી—કોઈ રીતે મને જવા દો. મારા બાપાને મળવાનું મને બહુ મન થયું છે.

એ સાંભળી નરવાઘનું મો પડી ગયું. ને ઓશિયાળો થઈને બોલ્યો, 'ઠીક, તારે જવું જ છે તો જા પણ બરાબર એક મહિને પાછી આવજે, નહિતર હું મરી જઈશ. આવવું હોય ત્યારે મનમાં વિચાર કરજે એટલે અહીં પહોંચી જઈશ.'

રૂપાળી બહુ જ ખુશ થઈ ગઈ ને બોલી. 'ભલે, હું એક મહિને પાછી આવીશ.'

પહેલાંની જેમ બે ઘોડા આવ્યા. તેમાં એક ઉપર બહેનો માટે ખુબ મોઘી ચીજો અને ઘરેણાં લીધા. ને બીજા પર પોતે બેઠી. રૂપાળી બાપાને ઘેર પહોંચી ત્યારે તેને જોઈને બધા રાજીરાજી થઈ ગયા. હવે તો મોટી બહેનો પણ તેનું માન રાખવા લાગી.

વાતવાતમાં એક મહિનો પુરો થવા આવ્યો. એટલે રૂપાળીએ બાપને કહ્યું કે મારે હવે જવું પડશે. મેં નરવાઘ પાસેથી એક મહિનાની છુટ માગી હતી.

પણ વાણિયાએ તેને સમજાવીને કહ્યું કે હવે ત્યાં જવાનું માંડી વાળ એ જંગલમાં તે એકલા અવનાર શે જાય?

રૂપાળી તો ગભરાઇ ગઇ

પણ મહિના ઉપર ત્રણચાર દિવસ થયા ત્યાં એને સ્વપ્નું આવ્યું તેમાં પેલી દેવી આવી અને રૂપાળીને ઠપકો આપવા લાગી 'તું હજી કેમ ગઇ નથી? તારા વિના નરવાઘ મરી જાય છે ઝટ જા, નહિ તો એ મરી જશે ' એ જ વખતે સ્વપ્નામાં તેણે નરવાઘને એક સરોવરની પાળે તરફડતો જોયો

રૂપાળીને બહુ લાગી આવ્યું ઘરમાં કોઇને પુછ્યું નહિ ને મનમાં ઇચ્છા કરી કે પોતે એ મહેલમાં પહોંચી જાય. એકદમ તે ત્યાં પહોંચી પણ મહેલમાં ક્યાં ય નરવાઘ મળે નહિ

ચારેકોર એ ખબર કાઢવા નીકળી પછી ત્યાં બરાબર સ્વપ્નામાં જોએલ સરોવરને કાંઠે નરવાઘ પડેલો એની ડોક મરડાઇ ગએલી અને હાથપગ લબડતા પડેલા પાસે જઈ રૂપાળીએ નરવાઘના શરીરે હાથ ફેરવ્યો કે તરત તેનામાં ચેતન આવ્યું ને આળસ મરડી એ બેઠો થયો. રૂપાળી સામું જોઇને તે ખુબ હરખાયો પછી બંને જણ મહેલમાં આવ્યા

નરવાઘે વળી રૂપાળીને પુછ્યું, 'છોકરી તું મને પરણીશ?

રૂપાળી—હા, જરૂર પરણીશ

હા કહેવાની સાથે જ સામે જુએ છે તો નરવાઘનું રૂપ નથી ને તેને બદલે સ્વપ્નામાં જોએલો દેવકુમાર સામે ઉભોઉભો હસી રહ્યો છે'

રૂપાળીના હરખનો પાર ન રહ્યો અને તેણે રાજકુંવરનો હાથ પકડયો એવામાં સામેથી સ્વપ્નાવાળી દેવી આવી. તેણે કહ્યું, 'રૂપાળી તું તો મોટી ભાગ્યશાળી છે હું આ કુંવરની મા થાઉં કુંવરને શાપ હતો કે કોઇ રૂપાળી છોકરી તેના બિહામણા રૂપ ઉપર વારી જશે ત્યારે જ તે અસલ રૂપ પામશે હવે તમે બેઉ સુખિયાં થયાં '

**બહેન**

---

**ગુજરાતી ટાઇમ ટેબલઃ** (માસિક) તંત્રી, એચ વી દલાલ, વડગાદી, મુબાઈ-૩, છુટક નકલની કી ૦-૨-૦

ઔદીચ્ય વિદ્યાર્થી ભવન-ભાવનગરનો દસમો તથા અગિયારમો વાર્ષિક રીપોર્ટ

સમાજ સેવા મડળ-મોમ્બાસાનો છઠ્ઠો વાર્ષિક રીપોર્ટ

રગુન સેવાસમાજનો ચોથો રીપોર્ટ

## સ્વીકાર અને અવલોકન

**નવી બાળપોથી:** કર્તા, કાનજી કાળીદાસ જોશી, પ્રકાશક, કે કે જોશી એન્ડ બ્રધર્સ, કાદાવાડી મુબઇ ૪, કી ૦-૧-૩

એક શ્રીમાન પિતાએ પોતાના સદ્‌ગત બાળરત્નની યાદગીરીમાં આ પોથીનો સર્વ ખર્ચ ઉપાડી લઇ આખા મુબઈ ઇલાકામાં મફત વહેંચવાનું સ્વીકાર્યું છે તેથી તેનો પ્રચાર તો સારી રીતે થશે પરંતુ એ ચોપડીની યોગ્યતા બાબત જેજે અભિપ્રાયો તેના પુંઠા પર છાપવામાં આવ્યા છે તેમાં અમે સમંત થઇ શકતા નથી અને અમને નવાઇ લાગે છે કે બાળ શિક્ષણ વિષે હમણાં કેટલાક સિદ્ધાંતોનું સ્પષ્ટ પ્રકટીકરણ થએલું છતાં મોટા માણસો પોતાના પ્રામાણિક અભિપ્રાયો કેમ આપતા નહિ હોય' અમે આશા રાખીએ છીએ કે શ્રી ગિજુભાઇ બધેકા, શ્રી તારાબહેન કે કાકાસાહેબ કાલેલકર જેવા શિક્ષણવિજ્ઞાતા આ પુસ્તકના ગુણદોષો પર સ્પષ્ટ વિવેચન કરી કેળવણીખાતા પર ઉપકાર કરશે પુસ્તકના ચિત્રો અને છપાઇની યોજના વિષે પણ અમારે કહેવું જોઇએ કે જે થોડાએક બાલપુસ્તકો હમણાં બહાર પડયા છે તે જોયા પછી ભાગ્યે જ કોઇ આવી બેદરકાર રીતે છાપેલું પુસ્તક બાળકોના હાથમાં મુકવા ખુશી હોય પ્રગટકર્તાઓ આ બીના ઉદાર રીતે સ્વીકારીને ભવિષ્યમાં આવો ખર્ચ કરતા પહેલા વિચાર કરશે તો દેશને લાભ થશે બાળકોના પાઠ્ય પુસ્તકોમાં જાહેરાત અને બીજું પ્રચારક સાહિત્ય છાપવું યોગ્ય નથી

**સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૫:** સંપાદક, ઝવેરચંદ મેઘાણી પ્રકાશક, અમૃતલાલ દલપતભાઇ શેઠ, રાણપુર; કી ૧-૮-૦

**મોટી બહેન** અથવા **માયાળુ માધવી** બંગાળી ઉપરથી તરજુમો કરનાર, સુશીલ, પ્રકાશક, શા મેઘજી હીરજી બુકસેલર, પાયધુની, મુબાઇ-૩ કી ૧-૦-૦

**શિરીષ** સામાજિક નવલકથા, લેખક, રમણલાલ વસંતલાલ દેસાઇ, પ્રકાશક, શ્રી સયાજીવિજય ઑફિસ, વડોદરા, કી ૧-૦-૦

**કચ્છનો બૃહદ્ ઈતિહાસ** લેખક અને પ્રકાશક, જયરામદાસ જેઠાભાઈ નયગાંધી અંજાર-કચ્છ, કી ૧-૮-૦

**કચ્છની રસધાર પ્રથમ ભાગ** લેખક અને પ્રકાશક, જયરામદાસ જેઠાભાઈ નયગાંધી, અંજાર-કચ્છ; કી ૦-૪-૦

**કુમાર વીરસેન** લેખક, ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ, પ્રકાશક, પુસ્તકાલય સ સ મડળ લિ. વડોદરા, કી ૦-૪-૦

**કિરણાવલિ** લેખક, લતીફ, પ્રકાશક, અબ્દુલ લતીફ ઇબ્રાહીમ, અંજાર-કચ્છ; કી ૦-૪-૦

**પ્રત્યક્ષ પચાંગ:** બે ભાગમાં, નિરયન વિભાગ તથા સાયન વિભાગ, કર્તા, હરિહર પ્રાણશંકર ભટ્ટ અને કૃષ્ણરામ વ્હાલમજી ભટ્ટ, પ્રકાશક, હરિહર પ્રાણશંકર ભટ્ટ, સાબરમતી કી ૦-૧-૦

સેવાસમાજ—વઢવાણ કૅમ્પનો દ્વિતીય રીપોર્ટ

# જ્ઞાનલીલા

શ્રાવણની જ્ઞાનલીલાના આવેલા ૪૦ ઉત્તરોમાંથી બધા પુરા સાચા નીચેના ૧૭ જણના છે. ઇનામ તેમને મોકલ્યાં છે. શંભુભાઇ નારાયણભાઇ પટેલ નડિયાદ, મોતીરામ મનસુખરામ દવે–મુંબાઇ; હરિલાલ મકુન્દચંદ પારેખ–મુંબાઈ; ધીરજલાલ પરમાનંદ શેઠ–મુંબાઇ; બાલુભાઇ હરિભાઇ મહેતા–ભાવનગર. ગગારામ હીરારામ જોશી–મુંબાઇ; રામભાઇ લાલભાઇ નાયક –અચેલી; મણિલાલ કેદારલાલ જોગી–મુંબાઈ, વસંતલાલ મગનલાલ ગાંધી–સુરત; વીરચંદ પાનાચંદ શાહ–મુંબાઇ, શીતાબાઈ ત્રિભુવનદાસ પટેલ–વડોદરા; બાલસિંહજી શિવસિંહજી –ભાવનગર, કાન્તિલાલ નગીનદાસ પટેલ–અમદાવાદ; નટવરલાલ બલાભાઇ દવે–અમદાવાદ; ગ્રા. ન ૨૦૪, પ્રાણલાલ માણેકલાલ શેઠ તથા દમયંતી માણેકલાલ શેઠ–મુંબાઇ



બધા જવાબ નીચે મુજબ: (૧) રીંછ બાજુમાં (૨) ગણિત-ગમ્મત: (૧)૨,૫,૬,૧૨ (૨) ૩૯ દિવસે (૩) મનુ કનુ પાસે જે છ આના માગતો હતો તે તનુ પાસેથી કનુએ મનુને અપાવ્યા, અને ઘેરથી લાવેલ એક આનો મનુએ તનુને આપીને ત્રણ આનાનું કરજ પતાવ્યું. આ રીતે સૌનું કરજ પતી ગયું (૩) ઓળખી કાઢો: વેણુ, કાણુ

(૪) અંકચોરસ: નીચે (૫) શબ્દગોઠવણ: નીચે

| | | | |
|---|---|---|---|
| ૧ | ૧૫ | ૧૪ | ૪ |
| ૧૨ | ૬ | ૭ | ૯ |
| ૮ | ૧૦ | ૧૧ | ૫ |
| ૧૩ | ૩ | ૨ | ૧૬ |

શબ્દગોઠવણ- માના કાળા અક્ષરોને સાથે લેવાથી નીકળતુ કવિનું નામ: નાનાલાલ દલપતરામ

ર સ ના
બ ના ત
મિ મ લા લ ન ક લ
મ લ મ આ પ નિ
દ ગં ક પો ત ન વ
ક રા ર
મ જ લ

(૬) શબ્દ-શિરચ્છેદ: લોખંડ, દાતણ, મુંબાઇ, સમાન, હનર. (૭) કુમારના ચાર લેખકો: હરિનારાયણ આચાર્ય, દેશળજી પરમાર, હરિપ્રસાદ દેસાઈ અને નવનન ભટ્ટ

નીચેના નવા સવાલોના ઉત્તર કાર્તક સુદ દશમ સુધીમાં પહોંચી જવા જોઇએ. નવા સવાલો મોકલનારને પણ યોગ્ય ઇનામ આપવામાં આવે છે. પરંતુ એ સવાલો તદ્દન નવા કલ્પનાથી કાઢેલા ને બુદ્ધિને કસે એવા હોવા જોઇએ

## નવા સવાલ

(૧) આ નીચે પાંચ ગુંચવાએલી કહેવતો આપી છે; ઉકેલી આપો (૧) માનેન ગચ આદિ (૨) માનો જમતુ વાન પુન્ગેર્ગ નોઢિ તે શું છ? (૩) આર ઉઝા હોશ્રા ત્રેન ઠનન (૪) ગડામામા તેજનના બી વાવ (૫) સાકરાથી શ્રાથ વરતું

(૨) ગણિતગમ્મત: (૧) એક સભામાં મુકાએલી દરખાસ્ત ઉપર મત ગણતાં તરફેણમાં પડેલા મત, વિરુદ્ધ પક્ષ કરતાં ૧/૩ વધારે હતા. થોડી વાર પછી મંત્રીએ બધા મત ફરીથી ગણીને જણાવ્યું કે મત ગણવામાં ભુલ થઇ છે ને ૧૧ મત જે વિરુદ્ધ ગણવા જોઇએ તે તરફેણમાં ગણાઈ ગયા છે અને એ મુજબ ભુલ સુધારીને ગણતાં મંત્રીએ જાહેર કર્યું કે દરખાસ્તની વિરુદ્ધમાં એક મત વધારે પડતાં દરખાસ્ત ઉડી જાય છે ત્યારે કુલ મતદારો કેટલા હશે ને બને તરફ બીજી વખત કેટકેટલા મત ગણાયા હશે? (૩) ઓળખી કાઢો: સૃષ્ટિનાં બે તત્ત્વો છે એ બે શબ્દો વચ્ચે માત્ર એક હ્રસ્વ 'ઇ'નો ફેર છે એ બને નામ ઓળખી શકો છો?



(૪) બાજુની આકૃતિમાં બતાવ્યા પ્રમાણે એક ભરવાડ એના વાડામાં પાંચ ઘેટાં બાંધતો. પણ એ પાંચે ઘેટાં લડયા જ કરતાં એટલે ભરવાડે વાડામાં ત્રણ વાડો નાખીને દરેકને છુટું પાડી દીધું એણે કેવી રીતે વાડો નાખી હશે, કહેશો?



(૫) અંકચોરસ: બાજુએ બતાવેલા નમુના મુજબ ૨૫ ખાનાના ચોરસમાં ૧ થી ૨૫ સુધીનો દરેક આંકડો એવી રીતે ગોઠવો કે દરેક આડી તેમજ ઉભી લીટીના આંકડાનો સરવાળો ૬૫ થાય.

| | | |
|---|---|---|
| દી | વા | ળી |
| | | |
| | | |
| સ | વા | ર |

(૬) શબ્દ ફેરવણી: ડાબી બાજુએ બતાવેલા કોઠા મુજબ દરવખતે માત્ર એકેક અક્ષર ફેરવીને 'દીવાળી'ની 'સવાર' લાવી દો

(૭) ભૂગોળ-ગમ્મત: મુંબાઇ ઇલાખનાં એવા નવ નગરો શોધી કાઢો કે જેના અર્થ અનુક્રમે નીચે મુજબ થાય. (૧) દાઝ (૨) વીંટી (૩) મરકી (૪) લાકડી (૫) કપાળ (૬) ગિર (૭) કાકર (૮) મલ (૯) દર્પ. (ડા ઇ પટેલ)

(૮) શબ્દ-ગોઠવણ: ડાબી બાજુએ બતાવેલા નમુના મુજબ નીચે આપેલા અર્થોવાળા શબ્દો ક્રમસર ગોઠવી આપો. ત્યારે એ બધા શબ્દો ખૂંખાર ગોઠવાઇ ગયા હશે ત્યારે ચોકડીઓ બતાવેલી લીટીના 'કુમાર'ના એક લેખકનું નામ બની જશે. પહેલી ચોકડીવાળી ચોકડી=નાગ ૪૪, આડી લીટી: બીજી હાર=એક પ્રાણી-સ્ત્રી જાતિમાં; ત્રીજી હાર=કૃષ્ણનું એક નામ, ચોથી હાર=ગય હિન્દુસ્તાનનું એક નામ પાંચમી હાર=એક પક્ષી.

```
    ×
  . × .
. . × . .
. . × . .
  . × .
    ×
```

(૯) શી સગાઈ? એક બાઇ એક માણસને કહે કે 'તમારો સસરો મારા સસરાને બાપ થાય.' ત્યારે એ બે વચ્ચે શી સગાઈ હશે?



# માધુકરી

## જ્ઞાનનો ગરવો ઝુંડો

જ્ઞાન એ શક્તિ છે તે આપનાર અને મેળવનાર બને ધન્ય બને છે અત્યાર સુધી તો આપણે એ યૂરોપ પાસેથી ઉછીનુ લેવામા જ આપણો સમય ગાળ્યો, અને આપણે બૌદ્ધિક કરજમા ડુબ્યા આપણા લેખકો અંગ્રેજોનું જ અનુકરણ કરે, આપણા વિચારકો વિલાયત મત્યે મીટ માડીને ત્યાથી જ પોતાના આદર્શો ઘડે, કવિઓ એ પર સાહિત્યમાથી જ પોતાની પ્રેરણા પીએ, વક્તાઓ એ ભાષામા બોલે પણ હવે આપણે સ્વાશ્રય ને સ્વતત્રતાના આશક બન્યા છીએ હવે આપણે એ પરાધીનતાના પટલો છેદી નાખવા આતુર છીએ એટલે આપણે એ પરદેશી વિચાર-સરણી, એ પરદેશી આદર્શો, એ પરદેશી સાહિત્યકળામાથી મુક્ત થયે જ છુટકો

અને આપણે પણ કઇ બૌદ્ધિક બેકાર નથી આપણને ઘડતા આવડે છે, આપણને ચીતરતા આવડે છે, આપણને લખતા ય આવડે છે નવો માલ બનાવવાની શક્તિ આપણા શરીરમા ઇશ્વરે અણુપરમાણુ રૂપે પણ મુકી છે છતા નવીન શોધખોળનો, નવા શાસ્ત્રોના સશોધન અને પ્રકાશનનો આખો ય ઈજારો આપણે યૂરોપને જ આપીએ તો પછી આપણે ગુલામડા જ રહીશું અને યૂરોપે ઉતારેલા એ ફાટયાતુટયા ચીંથરા સમા વસ્ત્રોથી આપણી બૌદ્ધિક લજ્જાને ઢાકતા રહીશું આ સ્થિતિમાથી બચવું આપણા જ હાથમા છે

પણ માત્ર આપણા હાથમા છે એટલો જ ખ્યાલ બસ નથી. એ સ્થિતિમાથી બચવું એ આપણો પરમ પુનિત ધર્મ છે—એ આપણી સર્વશ્રેષ્ઠ ફરજ છે હિંદની રાષ્ટ્રીયતાનુ અતિમ ધ્યેય બૌદ્ધિક ઉન્નતિ સિવાય નથી સધાવાનુ આજનાં વિદ્યાપીઠોના જીવનસાફલ્ય એ સાધનામાંથી જ પ્રકટશે વિદ્યાપીઠો કઇ કારકુનો અને ભાષાતરકારો પેદા કરવાને જ નથી નીપજ્યા વિદ્યાપીઠોએ તો બૌદ્ધિક સ્વતત્રાનો—નવવિધ જ્ઞાનનો ગરવો ઝુંડો ગગનમા ફરકાવવાનો છે જે દેશ, પરદેશની પાસેથી ખોબોખોબો જ્ઞાન ભીખ માગીને લેતો હોય તે સ્વરાજ તો કેમ જ મેળવી શકે ? અને મેળવે તો કેમ ટકાવે ?

તમારી મુબાપુરી હિંદનું પ્રવેશદ્વાર કહેવાય છે એ જ મુબાપુરીને જ્ઞાનમંદિરના પ્રવેશદ્વાર તરીકે જગતભરમા પકાવો સ્વમાનશીલ ભારતવાસી આ પ્રવેશદ્વારમાથી જગત પર અભિનવ શિલ્પકળા ને અવનવા શાસ્ત્રો—વિજ્ઞાનોથી દિગન્તવિજયી કિરણાવલિ પ્રકટાવે એ લ્હાવો સૌ કોઇ ઝખે છે મુબાઈગરાઓ ' આ અપેક્ષા ખરી પાડી બતાવો

નવા પદવીધરોને હુ બે શબ્દો જ કહીશ તમારી ઉચ્ચ પરપરાને જાગતી રાખજો તમારે હૈડે સદૈવ સભારજો કે જે નોંધપોથીમા તેલગ ને ભાંડારકર, રાનાડે ને રાજવાડેના નામો લખાયા છે, તેમા જ તમારા નામો પણ નોંધાય છે તમારે માટે પણ કઇંક કર્તવ્ય સામે જ પડેલુ છે વીર પુરુષ માત્ર અનુકૂળ પ્રસગને જ ઝખે છે, પરિણામનો તે વિચાર નથી કરતો

(શ્રી જદુનાથ સરકારે મુબાઇના પદવીદાન સમારભ પ્રસગે આપેલા ભાષણમાથી)

## ગુર્જર વીર

અમે તો ગરવા ગુર્જર વીર

કેસરી-હાક અમારી ભયાનક
ગજવે ગહ્વર ગિર,
આંખલડીમા અગ્નિ સમાવ્યો
કેસર–રગ્યા ચીર
અમે તો ગરવા ગુર્જર વીર

卐

છાટી આભ જયોન્મત્ત ઘુઘવે
ઘેરા સાગર-નીર,
તેને મસ્તક નર્તન ખેલી
બાધ્યા બલ-જજીર
અમે તો ગરવા ગુર્જર વીર

卐

કાળે બાણ કુટિલ બનાવ્યુ,
સૂર્યે ઝબોળ્યા તીર,
વીજલ ઘોર ઘનેથી કતરી
ભેટે અમ શમશીર
અમે તો ગરવા ગુર્જર વીર

卐

મૃત્યુના મીજબાન સદાના,
પ્રાણ ઉદાર અમીર,
કાળ તણે કુકુમ ચાદલિયે
અમૃત યશની લકીર
અમે તો ગરવા ગુર્જર વીર

રમણલાલ દેસાઈ

## દીનબંધુ ગંગારામ

એન્ટ્રન્સ (મૅટ્રિક)ની પરીક્ષા પસાર કરીને એક છોકરો લાહોરની બજારમાં નોકરી માટે ફાંફાં મારતો હતો. એક દિવસ તે એન્જિનીઅરિંગ ઑફિસમા કામ કરતા પોતાના પુરોહિતને નોકરીની આશાએ મળવા ગયો, ને કુમારાવસ્થાના સ્વપ્નમત્ત ચિત્તે ઑફિસમા પડેલી એક સરસ ખુરશી પર બેઠો. થોડી વારે એક અમલદાર આવ્યો ને એને ધમકાવી ખુરશી પરથી ઉઠાડી મુક્યો. એ ખુરશી તો પેલા અમલદાર માટે હતી! એટલામાં એની ઓળખાણવાળા પુરોહિત આવી પહોચ્યા ને એ હવે શો ધંધો કરવા માગે છે તે પુછ્યું. પણ હવે એ છોકરાને નોકરી નહોતી જોઇતી. એણે જવાબ આપ્યો કે હવે તો એન્જિનીઅર થઇ આ જ ખુરશી પર બેસવું છે'

પાછળથી એન્જિનીઅર થઇ એ જ ઑફિસમા નીમાઇ એ જ ખુરશી પર બેસી એણે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી. એ છોકરો બીજો કોઇ જ નહિ પણ લંડનમા હમણા જ અવસાન પામેલા હિંદના સમર્થ ઇજનેર અને શ્રેષ્ઠ દાનવીર સર ગંગારામ.

ગુજરાત કાઠિયાવાડમા ભાગ્યે જ કોઇ એમનું નામ જાણતુ હશે. છતા એ ગંગારામ નામના પંજાબીની અસામાન્ય જીવનકથાનો ગુજરાતી આલમને સાચો પરિચય થાય તો, ગુજરાત ઘડીભર સ્તબ્ધ બની જાય. પંજાબના ગવર્નર સર માલ્કમ હેલીએ એક વેળા કહેલુ તેમ, 'વીર નરની માફક દ્રવ્ય રળનાર અને સંત પુરુષની જેમ તેને પારમાર્થિક કાર્યોમા વાપરનાર' એ સર ગંગારામના દેહવિલય ઉપર આજે કેટકેટલી વિધવા નારીઓ, કેટકેટલા વિદ્યાર્થીઓ, અને કોઇ અસંખ્ય દીનજનો શોકાશ્રુ સારી રહ્યા છે.

પંજાબના શેખપુરા જીલ્લાના એક નાના ગામડામા વસતા અતિ ગરીબ અગ્રવાલ માબાપનો એ પુત્ર સ્વાશ્રયથી જ હિન્દના વિરોષમાં વિરોષ ધનવાન આદમીઓમાનો એક બન્યો. પણ એની એ લક્ષ્મી માત્ર પોતાને કે પોતાના કુટુંબને વૈભવી જીવન જીવવા અર્થે નહોતી: એ લક્ષ્મી અનેક ગરીબ પણ પાણીદાર વિદ્યાર્થીઓનો વિદ્યાભ્યાસ પુરો કરવા અર્થે, અનેક ગરીબ માણસોને ખાનગી રીતે માસિક ગુજરાઇ આપવા અર્થે, અનેક કેળવણીની સંસ્થાઓ નિભાવવા અર્થે, અનેક વિધવાઓને નવો સંસાર મંડાવવા અર્થે–અને બીજાં અનેક પારમાર્થિક કાર્યોમાં–આનંદ ઉદારતાપૂર્વક વાપરવામાં આવતી. ઉદારતાની આ ગંગા પોતાની પાછળ પણ વહેતી રહે એટલા માટે એ પુરુષ ત્રીસ લાખ રૂપિયાની રકમ કોરે કાઢી એનુ 'સર ગંગારામ ટ્રસ્ટ' બનાવી ગયા છે. એ રકમના વ્યાજમાથી તેની ઘણીખરી સંસ્થાઓ નિર્વિઘ્ન પોતાનું જનસેવાનું પુણ્યકાર્ય અવિરત કર્યે જશે.

પણ ગરીબ માબાપના એ છોકરા પાસે આટલી બધી લક્ષ્મી આવી ક્યાંથી? એ પ્રશ્નનો જવાબ ધીરજ, ખંત અને



સ્વાશ્રયના સ્થિર રંગોથી પ્રકાશતી તેની આખી જીવન-કારકીર્દિ આપી રહી છે. ૧૮૭૩માં ગંગારામે ઇજનેરી સ્નાતકની પદવી લીધી અને લાહોરના જાહેર બાંધકામ ખાતામા આસિ. ઇજનેર તરીકે જીવનની શરૂઆત કરી ત્રીસ વર્ષ સુધી ઇજનેર તરીકે નોકરી કરી, અને એ સમયમાં તો અંગ્રેજ ઇજનેરો કરતાં કયાં ય ચડી જાય એવી કાર્યકુશળતા ધરાવતા પ્રથમ દરજ્જાના ઇજનેર તરીકે તેમણે આખા પંજાબ પ્રાન્તમાં નામના કાઢી. આ જુવાન ઇજનેરે તેના ઉત્સાહ, શક્તિ, અને બુદ્ધિમત્તિમાથી તેના ઉપરીઓ ઉપર પ્રારંભથી જ એવી સરસ છાપ પાડેલી કે તેમને ભાન થઇ ગએલું કે ગંગારામ કોઇ અસામાન્ય માણસ છે.

૧૯૦૩માં દિલ્હી દરબાર વખતે લૉર્ડ કર્ઝન પોતે જ પ્રત્યેક ગોઠવણની નાનામા નાની વિગતની દેખરેખ રાખતા તે વેળા, જ્યારે બીજા બધા ઇજનેરો અમુક ઇજનેરી કામ સંબંધમાં માથું ખંજવાળતા હતા, ત્યારે ગંગારામે એ કામ એક રાતમાં એક પુલ ઉભો કરવાનુ કામ–કરી આપીને કર્ઝનને તાજુબ કરી દીધેલા. એ બધું છતા, ગંગારામ જેવા અદ્ભુત શક્તિવાળા માણસને, તે જન્મે હિંદી અને રંગે કાળા હોવાના 'ગુનહ'ને કારણે, ઉંચામાં ઉંચા ઇજનેરી હોદ્દા ઉપર નહિ મુકવામાં આવેલા. મેં ગમને એ બહુ મોટું દુ:ખ નહિ થએલું પણ તો ત્રીસ વર્ષની સરકારી નોકરી પુરી થતાં તેમણે નોકરીમાંથી નિવૃત્તિ લીધી.

નોકરી છોડ્યા પછી જ, ગંગારામના સાચા જીવનનો

આરંભ થયો અને આજ સુધી સરકારી મકાનો બાંધવામાં જ પુરાઈ રહેલી એ અસામાન્ય નરની બુદ્ધિશક્તિએ મુક્ત સ્વરૂપે નવી દિશામાં વહેવા માંડ્યું

ગંગારામે સરકારી નોકરી છોડી ત્યારે તેમને ચેનાબ કેનાલ ઉપર વીસ એકર જમીનની બક્ષિસ કરવામાં આવેલી નોકરી છોડ્યા પછી સાઠ વર્ષની વૃદ્ધ વયે, જ્યારે સામાન્ય હિંદી આદમી તો મરણશરણ જ થયો હોય ત્યારે, ગંગારામે જુવાનના ઉત્સાહથી ખેતીવાડીનું કામ ઉપાડ્યું ને એ જમીનમાં વૈજ્ઞાનિક રીતે ખેતી કરવાનો આરંભ કર્યો ગંગારામ અને તેમનો મોટો પુત્ર સેવકરામ આ સાહસમાં એવા જોતામાં એટલા સફળ થયા કે તેમણે થોડા જ વર્ષમાં સારી જેવી પુંજી જમાવી પછી તો ગંગારામે ચેનાબ કેનાલ ઉપર બીજાં મોટાં ખેતરો લીધાં અને પોતાની ઇજનેરી શક્તિઓને ગતિમાં મૂકી, ઉચ્ચી દબાણના યંત્રો ગોઠવી, તે ખેતરોની માટીમાં સોનુ પકવવા માંડ્યું ગંગારામના આ બંને ખેતરો પંજાબના ખેડૂતોને દૃષ્ટાંત રૂપ બની ગયાં અને ગંગારામના યાંત્રિક ખેતીના આવા સફળ અખતરાએ પંજાબમાં યાંત્રિક ખેતીના યુગની શરૂઆત કરાવી

ત્રીજી વખત ગંગારામે ૨૩૦૦૦ એકર ઉજ્જડ જમીન પંજાબ સરકાર પાસેથી ત્રણ વર્ષને પટ્ટે લીધી એવી શરતે કે ત્રણ વર્ષ દરમિયાન એ જમીનમાં પોતે જે કુવાઓ બંધાવ્યા હોય, જે સંચા વસાવ્યા હોય, જે મકાનો કર્યાં હોય, તે બધું સરકારને જાય, માત્ર ત્રણ વર્ષમાં પોતે લીધેલી ઉપજ જ પોતાને રહે આવી આકરી શરતોએ લીધેલી એ જમીનમાંથી પણ ગંગારામે બહુ સારી પેદાશ કરી, એટલું જ નહિ પણ એ ઉજ્જડ જમીનને પ્રથમ વર્ગની ફળદ્રુપ જમીન બનાવીને તે સરકારને પાછી સોંપી ' ગંગારામની આ સફળતાથી ખુશ થઈ, સરકારે તેને ફરીવાર આથી યે ઘણી મોટી–૧૨૫ ચોરસ માઈલ એટલે ૮૦,૦૦૦ એકર જમીન સાત વર્ષને પટ્ટે આપી એમાંથી પણ ગંગારામે ભારે કમાણી કરી આમ એમણે લાખોની મિલકત પોતાના બુદ્ધિસામર્થ્યથી અને શારીરિક શ્રમથી જ સર્જી ૧૯૨૨માં હિન્દી સરકારે તેમને સર બનાવ્યા.

સર ગંગારામ દિલના જેવા દિલાવર અને લાગણીપ્રધાન હતા, તેવા જ મૌલિક વિચારક પણ હતા એક પાસથી હૃદય હિંદની ગરીબાઈ જોઈ દ્રવતું તો બીજી પાસથી મગજ એ ગરીબાઈ ફેડવાની યોજનાઓ વિચારતું અંગ્રેજીમાં જેને 'Heart, Head અને Hand' કહે છે એ—દુ:ખ અનુભવનારું હૃદય, તેજસ્વી બુદ્ધિપ્રભા અને શરીરશ્રમનું સામર્થ્ય—ત્રણે ગુણો સર ગંગારામમાં વસ્યા હતા

અનેક હિન્દુ સમાજસુધારકો હિન્દુ વિધવાના ઉદ્ધારની અનેક વાતો કરે છે, અનેક શ્રીમન્ત હિન્દુ વિધવાના પુનર્વિવાહની વાત ભારે ઝનુનથી ઉચ્ચારે છે, પણ આજ સુધીમાં હિન્દુ સમાજમાંથી એક જ હિન્દુ એવો નીકળ્યો છે કે જેણે, પોતે જે વસ્તુમાં માનતો હતો તે વસ્તુને આચરણમાં ઉતારવા પોતાની પુંજીને આંખો મીંચીને ખર્ચી નાખી,—જેણે હિન્દુ વિધવાના વૈધવ્યદુઃખ હળવા કરવા આશરે અર્ધો કરોડ રૂપિયા ન્યોછાવર કરી દીધા! સર ગંગારામ શબ્દોમાં નહિ પણ કાર્યોમાં માનનારો સમાજસુધારક હતો અને ભારતવર્ષ તેને શબ્દશૂર આદમી તરીકે નહિ, પણ કાર્યશૂર નર તરીકે સદા આરાધશે

આપણા યુવકને બેકાર દશામાં તરફડિયાં મારતો જોઈ, કોઈ જીવનવ્યાપી મહેચ્છા વિના સામાન્ય રીતે જીંદગી પુરી કરતો જોઈ એ નરવીરનું નામ યાદ આવે છે હિંદી યુવકને જો જીવનાદર્શ જોઈતો હોય તો આ રહ્યો સર ગંગારામ ગંગારામનું જીવન એવું ભવ્ય અને ભાવનાભરપુર છે કે કોઈ પણ કાંડીલા જુવાનને એને ધ્યેય તરીકે સ્વીકારતાં નવપ્રેરણા સાંપડે. ગુજરાતના જુવાન સર ગંગારામને અને તેમના પ્રેરણાદાયી જીવનને નજર સમક્ષ રાખો અને તેની તીવ્રતાથી હિંદ સંસારને સુધારવાના ક્ષેત્રમાં ઝુકાવો એ જ સર ગંગારામના જીવનનો બોધપાઠ છે ('સૌરાષ્ટ્ર' પરથી)

## પ્રો. ખાનખોજે

વર્ધાની મિડલ સ્કુલના અભ્યાસ કરતા એક છોકરાનો વિવાહ કરવાનું એના પિતાએ નક્કી કર્યું આ વાતની ખબર પડતાં એ નાના પણ તેજસ્વી બાળક પોતાની ભાવિ ધારણાઓ ને યોજનાઓ પિતાને કહી સંભળાવી ને લગ્નની સાફ ના પાડી પણ પિતાએ એની વાત નહિ ગણકારતાં તરત જ લગ્નતિથિ નિર્ધારી છોકરાને આ બીલકુલ ગમ્યું નહિ

પોતાના મિત્રને ચોપડી આપવા જવું છે એવું બહાનું કાઢી પહેરેલ લુગડે તે એક દિવસ ઘેરથી નીકળી ગયો. ખીસામાં રાતી પાઈ ન મળે આખો દિવસ અને ક્યારેક તો રાતદિવસ મળીને સોસો માઈલની મજલ ખેડતો એ માહુર ગામડે આવી પહોંચ્યો ત્યાં થોડાક દિવસ રહીને વળી હૈદ્રાબાદ ગયો થાક ખુબ લાગ્યાથી અને બીમાર થયાથી તે એક હનુમાન મન્દિરમાં જઈ બેઠો એવામાં કોઈ બ્રાહ્મણી દીવામાં તેલ પુરવા આવી. બાઈએ છોકરાને જોયો ને એને પોતાને ઘેર આવવા આગ્રહ કર્યો છોકરો એની જોડે ગયો ને કેટલાક દિવસ ત્યાં રહી લગ્નગાળો ઉતરી જવા પછી વર્ધા પાછો ફર્યો એ છોકરો તે આજ એકત્રીસ વર્ષથી વિદેશમાં વસી રહેલા ને ખેતી વિષયક અનેક પ્રવૃત્તિઓથી જાણીતા ને પૂજ્ય થએલા પ્રો પાંડુરંગ સદાશિવ ખાનખોજે.

એમનો જન્મ ઇ સ ૧૮૮૪ની ૨૭મી ડિસેમ્બરે વર્ધામાં થયો હતો બાળવયમાંથી જ એમને ભારતભૂમિના ઉદ્ધારનો રસ લાગેલો પહેલી વારની સ્વદેશી ચળવળમાં તેમણે ઉત્સાહભર્યો ભાગ લીધો હતો વરાડમાં પત્તમાળની રાષ્ટ્રીય શાળામાં

નિઃસ્વાર્થ પ્રીતિથી કામ કરનારાઓમાં એ હતા હનુમાન અખાડો સ્થાપવામાં એમની જ આગેવાની હતી. વર્ધાનું સુવિખ્યાત 'હનુમાન મઠ' એમણે એકયે હાથે શરૂ કરેલું

વર્ધાની કેળવણી પુરી કર્યા પછી પ્રો. ખાન્ખોજેને પરદેશ જઈને પોતાનું જ્ઞાન વધારવાનો તીવ્ર તલસાટ લાગ્યો. ઉચ્ચ શિક્ષણ મેળવવાનો નિર્ણય કરીને હવે પાડુરંગ લોકમાન્ય તિલક મહારાજની સલાહ લેવા પુના ઉપડયા પરદેશ જવાના એમના વિચારને તિલક મહારાજે ઉત્તેજન આપ્યુ મિત્રો કનેથી જેમતેમ કરી વાટખર્ચી મેળવીને ઇ. સ ૧૯૦૬મા એમણે અમેરિકા જવા હિદુસ્તાનનો કાઠો છોડયો

અમેરિકા જતા વચ્ચે રસ્તે તેમણે ચીન અને જાપાનમા એક વરસ વીતાવ્યું ત્યા ખેતી અને ઔદ્યોગિક વિષયોને લગતુ જ્ઞાન મેળવી ઈ સ. ૧૯૦૭મા એ અમેરિકા પહોચ્યા અને કૅલિફૉર્નિયાની ઑરેગન કૃષિશાળામા અભ્યાસ શરૂ કરી ૧૯૧૧મા બી. એસસી ની ડિગ્રી મેળવી. ત્યારબાદ એ ઑરેગનના સુકા પ્રદેશમા એની આસપાસના અન્ય ભાગોમા મુસાફરીએ નીકળ્યા અને 'ડ્રાઈ ફાર્મિંગ'ની રીત શીખ્યા.

તે પછી વળી એમણે વૉશિંગ્ટનમા અભ્યાસ માંડયો. ત્યારબાદ એમણે કૉલેજ બદલી ને સ્ટેટ્સ કૉલેજમાથી ૧૯૧૩મા એમ. એસસી. ની ડિગ્રી મેળવી બે વરસ પુલમેનમા રહીને આગળ અભ્યાસમા અને ખેતીના વ્યવહારૂ કામમા રોકાતા ખાસ કરી ફળ ઉગાડવાની એમની નિપુણતા વખણાઇ. કેટલોક વખત ત્યા સહાયક અધ્યાપકનું કામ કરીને તેઓ મિનેસોટા વિદ્યાપીઠના ખેતી ખાતામાં સેન્ટ પોલ કૉલેજના લેક્ચરર તરીકે નીમાયા. ખેતી ઉપરાંત તે ડબ્બા બનાવવાનો, દીવાસળીનો, સાબુનો, કલઈ ઉપર છાપકામ કરવાનો તથા પેટીઓ બનાવવાનો હુન્નર શીખ્યા. વળી એમણે સીનીલોક અને અમેરિકાના મૂળ વતનીઓના ઉદ્ધાર વિષે બહુ બારીકાઈથી ઉપયોગી વિચારણા કરી આ બધુ કેવળ તેમણે સ્વાશ્રયથી જ પ્રાપ્ત કર્યું અમેરિકાના મોટા ભાગની મુસાફરી કરી, અનુભવ લઇ, નવીનવી સંસ્થાઓ જોઇ તેમણે પોતાનો જ્ઞાનકોશ ભરચક ભર્યો

૧૯૧૨મા એમણે હીંદી ઔદ્યોગિક કેળવણીની યોજના ઘડી અને એ વિષયના અભ્યાસમાં રત રહેવા મડયા. હીંદી ઔદ્યોગિક કેળવણીનું અમેરિકન મંડળ સ્થાપીને અમેરિકાના જુદાંજુદા સ્થાનોમા ફરીને તેમણે હીંદની ખેતી વિષે રસપ્રદ પ્રવચનો કરવા માંડયા

હિદુસ્તાન પાછા ફર્યા પહેલાં એમને યૂરોપનાં પણ બધાં રાજ્યોનું કૃષિવિષયક જ્ઞાન મેળવી લઇને પછી પોતાના આ બધા વિશાળ જ્ઞાન ને અનુભવનો લાભ પોતાની જન્મભૂમિને આપવાની એમને હોશ હતી મહાનુભાવી મિત્રોની સહાયથી તેમણે હીંદમા કેટલીક ઉદ્યોગશાળાઓ સ્થાપવાનો નિર્ણય પણ કર્યો હતો પરંતુ એમની ઇચ્છા પાર ન પડી

૧૯૧૪માં એમણે સ્વદેશ આવવાની તૈયારી કરી. ન્યૂયૉર્ક થઈ યૂરોપને રસ્તે એ આવવા નીકળ્યા, અને પોતાનો હજારોની કીમતનો સરસામાન મુંબાઈ મોકલાવી દીધો. એમાં મુખ્યત્વે કરીને ખેતીવાડીનાં અમૂલ્ય પુસ્તકો અને માસિકો તથા રૂા. ૩૦૦૦નું એક સીનેમાનું યંત્ર પણ હતુ હજી એ સઘળો સામાન વર્ધામા પૂરા ખાતો પડયો છે.

એ યૂરોપ આવવા ઉપડયા અને પેલું ઘોર જગયુદ્ધ મડાયું ઇગ્લડ અને ફ્રાન્સ જવાનો વિચાર માંડી વાળી એમણે સીધો ઇટાલીનો રસ્તો લીધો પણ ત્યાથી લડાઇને કારણે તેઓ નીકળી શકે તેમ નહોતું ઈટાલીના પાલર્મો શહેરથી એમનો છેલ્લો કાગળ મળ્યો. એમા લખ્યું હતું કે 'હુ પાલર્મો આવી પહોચ્યો છુ. ગ્રીસ થઇને આરતવર્ષ આવવા મારો વિચાર છે. થોડા જ વખતમા આવી મળીશ.' બસ, ત્યારબાદ પ્રો. ખાન્ખોજેનો સાત વરસ સુધી કાગળપત્ર કે પત્તો જ ન મળે!

આ સાત વરસમા તો એમને માથે ઘણા ફેરફાર પડી ગયા. ૧૯૧૫મા એમના સગાવહાલાએ અમેરિકામાં પુછપરછ ચલાવી, પણ કંઈ માહીતી ન મળી અતે એમણે અમરિકામા અગાઉ સ્થાપેલા 'અમેરિકાના હિદુસ્તાન મડળ'ના 'હિંદુસ્તાની સ્ટુડન્ટ' નામના એક માસિકના તાજા અંકમા આ સાત વર્ષનો પડદો ઉપડયો એ ઉપરથી એમ અનુમાન થાય કે તેઓ આખો યૂરોપ ફરી વળ્યા હશે ઇરાનના એક નાના રાજ્યમા તે વિદ્યાધિકારી તરીકે તેમજ વેપાર અને ખેતીના નિરીક્ષક તરીકે નીમાયા હતા આ ઉચ્ચ દરજ્જે તેમણે લાબો વખત કામ કર્યું ૧૯૨૧ના નવેમ્બરમાં એ રાજ્યની નોકરી છોડી એ બર્લિન ગયા. ત્યા એમણે 'ઇન્ડિયા ન્યુસ સર્વિસ' અને 'ઇન્ફૉર્મેશન બ્યુરો' સ્થાપી તેના ડાયરેક્ટર થયા અને અભ્યાસ સારૂ જર્મની જતા પરદેશી યુવાનોને માહીતી આપનારી 'જર્મનીમા કેળવણી' એ નામે એક ઉપયોગી પુસ્તિકા બહાર પાડી

જર્મનીની અવદશાને કારણે પ્રો ખાન્ખોજેને પણ ખર્ચીની ચિંતા પડી અને એ ૧૯૨૪મા જર્મનીથી મેક્સિકો ગયા મેક્સિકોમા વાસ કરવો એ અતિ દુર્ઘટ કાર્ય હતુ ત્યાના લોક સ્પેનિશ ભાષા બોલે. પ્રો ખાન્ખોજે પ્રથમ તો એ ભાષા શીખ્યા (બધી મળીને એ સાતઆઠ ભાષાઓ જાણે છે) બીજી જરૂરત એમને નોકરીની પડી એક પ્રખ્યાત ખેતીવાડીની પાઠશાળામા તેઓ પ્રોફેસર થયા

આ આખા પરદેશવાસમા એમણે કદિ માંસાહાર કર્યો નથી કે દારૂ પીધો નથી અને આજ ૪૩ વરસની ઉમરે પણ એ બ્રહ્મચારી જ રહ્યા છે

અને પ્રો ખાન્ખોજેનું વ્યક્તિત્વ પણ કાંઇ જેવુંતેવું નથી. બાળપણમાં એ પાણીદાર અને રમતુ હતા એમનો સાહસિક સ્વભાવ જ આત્મવિકાસનું સાધન બન્યો. દૃઢ નિશ્ચય, અનુપમ

જિજ્ઞાસા, કામની ચીવટ, કાર્યશક્તિ, અને ગમે એવી મોટી મુશ્કેલીઓ સામે થઇને કાર્ય પાર પાડવાની હીમત આ બધા ગુણોને લીધે એ પરદેશીઓમા પ્રતિષ્ઠા પામી શક્યા. એમના જીવનમા અનરાયોનો પાર નહોતો, પણ સંકલ્પબળથી જ દરેકને એ વટાવી ગયા છે

હિંદ છોડયે એમને ૨૧ વર્ષ થયા છે, પણ બ્રિટિશ ગજ્યતંત્ર સામે એમણે પરદેશમા ચળવળ ચલાવી એ કારણે હીંદી સરકાર હજી એમને માતૃભૂમિ ઉપર પગ દેવા ના પાડે છે

('બોમ્બે ક્રોનિકલ' ઉપરથી) આનન્દરાવ જોશી

## સૌથી કઠણુ ધાતુ કઈ?

મેલોક નામના એક વિજ્ઞાનશાસ્ત્રીએ બધી શુદ્ધ ધાતુઓની કસોટી કરી જોઇ, તેમા સૌથી પહેલે નબરે ઇરીડિયમ નામે ધાતુ આવી આ ધાતુ કઠણુમા કઠણુ છે ને તેથી જ તેને ફાઉન્ટન-પેનની અણીઓ બનાવવાના વાપરવામા આવે છે સારી પેનની અણી બીલકુલ ઘસાતી નથી, ને વર્ષો સુધી એકસરખુ સરસ કામ આપ્યે જાય છે તે આ ઇરીડિયમ ધાતુનો જ પ્રતાપ ચાદી જેવી દેખાતી, પણ સોના કરતા યે પાચેક ગણી મોઘી એવી પ્લૅટિનમ નામથી મશહુર થએલી ધાતુને તે મળતી આવે છે પ્લૅટિનમ ધાતુના કુટુબની જ ઇરીડિયમ છે પ્લૅટિનમ-ઇરીડિયમના મિશ્રણથી જે મિશ્ર ધાતુ થાય છે તે રાસાયનિક ક્રિયાઓને માટે પાત્રો બનાવવામા તથા બીજા કામોમા વપરાય છે

ઇરીડિયમથી બીજે નબરે કઠણુમા કઠણુ શુદ્ધ ધાતુ તરીકે મોલિબડીનમ આવે છે તે ધાતુ મોટે ભાગે જુદીજુદી જાતના કઠણુ પોલાદ બનાવવાના કામમા આવે છે ત્રીજે નબરે ટંગસ્ટન નામની ધાતુ આવે છે, જેનુ નામ આપણે ત્યા તદ્દન અજાણ્યુ નહિ હોય તેના ઝીણા તાર વિજળીના દીવામા વપરાય છે. અસલના કાર્બન તતુઓના કરતા તથા તે પછી દાખલ થએલ અન્ય ધાતુ-તંતુઓના કરતા આ ટંગસ્ટન ધાતુના તતુઓ બહુ સારા માલુમ પડયા છે નવી જાતના વિજળીના દીવાઓ—ગોળાઓની અદર જરાક જેટલો તાર હોય છે અને તે અસલના ગોળાઓ કરતા પણ વધારે પ્રકાશ આપે છે એવા ગોળાઓ તો સૌએ દીઠા હશે એ અધિક તેજસ્વિતા એ પણ ટંગસ્ટન ધાતુના જ પ્રતાપ ચોથે નબરે રોડિયમ નામે ધાતુ આવે છે આ ચારે ધાતુઓ આપણા સાધારણ વપરાશમા આવતી નથી, તેમજ પુષ્કળ જથ્થામા મળતી પણ નથી.

હવે ચાલુ વપરાશમા આવતી સામાન્ય ધાતુઓની વાત તેમા કઠણુમા કઠણુ ધાતુ નિકલ છે અને તે આ કઠિનતાની હારમા છેક પાચમુ સ્થાન લે છે

આ સરખામણી શુદ્ધ ધાતુઓની છે, કેમકે જુદીજુદી ધાતુઓના મિશ્રણથી જે મિશ્ર ધાતુઓ, (દાખલા તરીકે પોલાદ જ) બને છે તેમાં તો ઘણી એવી છે કે તે કોઇ પણ શુદ્ધ ધાતુના કરતા વધારે કઠણુ હોય છે

છતા નવાઈની વાત એ છે કે, કઠણુમા કઠણુ ધાતુ કરતા, શુદ્ધ કે બેત્રણ ધાતુની ભેગવાળી નમે તેવીના કરતા પણ કઠણુ પદાર્થ—એટલે કે જગતમા કઠણુમા કઠણુ પદાર્થ તરીકે જેને જાણવામા આવેલ છે તે કોઇ પણ ધાતુ નથી તેને 'કાર્બોરન્ડમ' કહે છે, ને તે કાર્બન તથા સિલિકોન—કોયલા તથા રેતીમાના મૂળ તત્ત્વો—ના મિશ્રણથી બને છે આપણી દંતકથા પ્રમાણે ઇન્દ્રનુ વજ્ર સૌથી વધારે કઠણુ પદાર્થ મનાય છે, પણ એ વજ્ર શેનુ બનેલુ હશે તે જ્યા સમજાને નહિ ત્યા સુધી તેનુ માપ કેમ કરી થાય?

## તરતા હિમગિરિઓ

જેને પૃથ્વીનુ થોડુ પણ જ્ઞાન છે ને જે ભૂગોળનાં કાઇ પણ તત્ત્વ જાણે છે તેને માલુમ હશે કે પૃથ્વીની ઉપર જેમ અત્યત ઉષ્ણ પ્રદેશો છે તેમ અત્યત શીત પ્રદેશો પણ છે આ શીત પ્રદેશોમાના કેટલાક તો આપણા હિમાલય પર્વતના શિખરોની પેઠે સનાતન હિમથી આચ્છાદિત થએલા છે મોટે ભાગે ઉત્તર ધ્રુવ તથા દક્ષિણ ધ્રુવની તરફ આવા પ્રદેશો છે અને તેથી ત્યા જવુ અતિ વિકટ ને જોખમકારક છે હવે જોકે તે પ્રદેશો આપણને તદ્દન અગમ્ય નથી, તોપણ તે વિષે આપણુ જ્ઞાન સ્વલ્પ જ છે.

આ હિમમય પ્રદેશોમાથી, શિયાળો ઉતરતા, બરફના મોટામોટા ઢગલાઓ છુટા પડી સમુદ્રમા તણાઇ આવે છે અને સમુદ્રના તરંગોની તથા અન્ય પ્રવાહોની ગતિથી દૂરના દૂર ઘસડાઈ જાય છે છેવટે તો તે ગરમીથી પીગળી સમુદ્રમા મળી જવાના જ, પણ તેમ થતા પહેલા તેઓ સેકડો માઇલોની સફર કરી લે છે, કિરસના ક્રિસ્મ સુધી તરે છે અને સૌથી વધારે મહત્ત્વની વાત તો એ છે કે સમુદ્રમા ફરનાર વહાણો માના કેટલાકને તેઓ સાક્ષાત કાળ રૂપ થઇ પડે છે.

સૌ કોઈ જાણે છે કે બરફ પાણી પર તરી શકે છે તેવી જ રીતે આ હિમગિરિના ખડો પાણીની સપાટી ઉપર તરે છે ત્યારે આપણને અતિ મનોહર દૃશ્ય આપે છે ચારે તરફ જળ જળ દેખાતુ હોય, દિવસો સુધી જળ સિવાય આંખને કાઈ ન મળ્યું હોય તેવે સમયે સૂર્યના પ્રકાશમા શુદ્ધ ચાદી કરતા પણ વિશેષ ઉજ્જવળ ધવલતાવાળા આ હિમગિરિઓ જળપ્રવાસીને ખરેખર મુગ્ધ કરી નાખે છે

તે જેટલા બહાર હોય છે તેના કરતા છસાત કે આઠ ગણા પાણીની અદર હોય છે કોઈ વાર તો બહાર બહુ જુજ હોય ને અદર પુષ્કળ હોય આ જ કારણથી વહાણો ને આગબોટોને તે વિશેષ ભયકર થઇ પડે છે ઘણી વાર આગબોટો, શાન્ત મહાસાગરમાં કાઇ પણ ચેતવણી વિના એકદમ ભાગી જાય છે આ રીતે થએલો કદિ ન ભુલાય એવો એક ભયંકર અકસ્માત સન ૧૯૧૨ના એપ્રિલની ૧૪ મી ની

યાત્રીઓ, પેલી ભવ્ય આગબોટ 'ટિટેનિક' પોતાની પુરી મસ્તી ને ગર્વમા ચાલી જતી હતી ત્યારે પાણીમા ડુબેલા આવા એક હિમગિરિની સાથે ભટકાઈ ઘડીએકમા હજારો નાનામોટા પ્રવાસીઓની સાથે ડુબી ગઇ, તે છે

દરેક વર્ષે આવા શ્વેત યમદૂતો ઉત્તર ધ્રુવ તરફથી નીચેના મહાસાગરોમા ઉતરી આવે છે અનુકૂળ હવા અને પ્રવાહમાં કોઇકોઇ તો સમુદ્રની ઉપર ત્રણ હજાર માઈલની સફર કરે છે! તેમની સખ્યાનો પણ કાઇ મેળ કે પાર નથી તવારીખ કહે છે કે સન ૧૯૨૪મા આવા ૧૧ હિમગિરિઓ ઍટ્લૅન્ટિક મહાસાગરમા ઉતરી આવ્યા હતા અને સન ૧૯૧૨મા તો એક સામટા લગભગ ૨૨૦૦ જેટલા ઉતરી આવ્યા હતા!

તેમની સનિધિથી હવામા પણ શીત આવે છે, અને એમ કહેવાય છે કે અનુભવી ખલાસી અન્ત પ્રેરણાથી તરતા હિમગિરિનુ સામીપ્ય સમજી જાય છે પાણીની ટેમ્પરેચર પણ ઘણી વાર છેક ૩૨ ડિગ્રી ફેરેનહાઇટ જેટલી ઉતરી જાય છે મારા અનુભવથી મને પણ હવામા ચોક્કસ ફેરફાર લાગ્યો હતો તે ફેરફાર તથા તે વિશિષ્ટ પ્રકારની ઠંડી હજી યાદ છે

'ટિટેનિક' આગબોટના નાશ પછીથી યૂરોપ-અમેરિકાના રાજ્યોએ તરતા હિમગિરિઓની મોસમમા મહાસાગરની ઉપર ચોકી બેસાડી છે, ને તેની દેખરેખનું કામ યુનાઇટેડ સ્ટેટ્સને સોપ્યુ છે મોટે ભાગે આ મોસમ માર્ચની ૧૫ મીથી જુલાઈની ૧૫ મી સુધીની હોય છે, જોકે આ તરતા હિમગિરિઓને આપણે કોઈ તારીખના બંધનોથી તો ન જ બાધી શકીએ આ બરફના પહેરેગીરો 'આઇસપેટ્રોલ' આવા તરતા હિમગિરિઓ ઉપર નજર રાખે છે, વહાણોને ખબર તથા ચેતવણી આપે છે ને ઘણી વાર તો મોટામોટા હિમગિરિઓને દારૂગોળાથી-ખાસ કરીને T. N. T. નામના નવા દારૂગોળાથી, ફોડીને ઉડાડી મુકે છે —ડૉ કાન્તિલાલ પડ્યા (ગુજરાતી)

## ખોરાકમાં પાણી

આપણા શરીરમા ૨/૩ ભાગ પાણી છે અને એ જથ્થો સદંતર કાયમ રહ્યા કરે તો જ શરીર આરોગ્યવાન રહે તેટલા માટે શરીરને પાણીની ઘણી જરૂર છે માણસ ખોરાક વગર લાંબો વખત ચલાવી શકે, પરંતુ પાણી વગર ચલાવી શકે નહિ આપણા ખોરાકની ચીજોમા પણ કેટલું પાણી છે તે નીચેના આકડા ઉપરથી જણાશે

| | | | |
|---|---|---|---|
| દૂધ | ૮૭ ટકા | બટેટા | ૭૮ ટકા |
| છાશ | ૯૧ ,, | ગાજર | ૮૫ ,, |
| માખણ | ૯ ,, | ડુંગળી | ૮૯ ,, |
| ઘઉં | ૧૨ ,, | શાકરિયા | ૭૩ ,, |
| ચોખા | ૧૨ ,, | કોબિજ | ૯૦ ,, |
| લીલા વટાણા | ૭૮ ,, | કોલી ફ્લાવર | ૯૩ ,, |
| કૃબુસ | ૯૦ ,, | મેથી | ૯૦ ,, |
| કાકડી | ૯૬ ,, | ટમેટાં | ૯૨ ,, |

## પ્રાચીન કાળમાં કાચ

આપણા આજના જીવનમા કાચ એ એવી ઉપયોગી ને રોજની ચીજ થઇ પડી છે કે આપણે તેની બનાવટ વિષે એક ક્ષણ વાર પણ વિચાર કરતા નથી આજે તો આપણી પાસે અનેક પ્રકારના, અનેક ઉપયોગના ને જુદીજુદી કીમતના કાચ મોજુદ છે કલાકારની તેમજ વિજ્ઞાનશાસ્ત્રીની સફળતા તે ડગલેડગલે બતાવી શકે છે દુરબીનોના, સૂક્ષ્મદર્શક યંત્રોના, કૅમેરાના, ચશ્માના તથા અનેક યંત્રોમાના વિવિધ કાચની વાત દૂર મુકીએ રસાયનશાસ્ત્રીઓના કાચ માહેના કેટલાક એવા હોય છે કે એમને લાલચોળ તપાવીએ તો પણ તુટે નહિ, એટલું જ નહિ પણ તેવા લાલચોળ તપેલા કાચને એકદમ ઠડા પાણીમા ડુબાડી દઇએ તો યે તડ સરખી પણ પડે નહિ, અને વળી બીજા એવા હોય છે કે તે કાચનુ પાત્ર હાથમાંથી જમીન ઉપર પડવા દઇએ કે હાથ વતી ટેબલ ઉપર પછાડીએ તો યે ભાગે નહિ, અને એક જાહેરખબર પ્રમાણે તો તે કાચના વાસણ વડે ભીંતમા ખીલો મારવો હોય તો પણ મારી શકાય હથોડીનું કામ ન પડે'—એવાએવા કાચોની વાત દૂર રાખીએ વેનિસ આદિ સ્થળોના અદ્ભુત સૌન્દર્યના વાસણોની વાત પણ દૂર રાખીએ તો યે આપણા આજના જીવનમા અનેક રીતે કાચ કેટલો ફરી વળ્યો છે તે સમજવું મુશ્કેલ નથી

આ બધુ છતા કાચ સૌથી પહેલો કોણે બનાવ્યો? કઇ સાલમા બનાવ્યો? કયા દેશમા બનાવ્યો? કેવી રીતે બનાવ્યો? અને કઈ જાતનો બનાવ્યો?—વગેરે પ્રશ્નો ઉપર આપણામાથી કેટલા જણ વિચાર કરે છે? હજી લગી આ સવાલો કેવળ કુતૂહલને જ ઉત્પન્ન કરનાર છે ને તેઓના ઉત્તર અજ્ઞાત છે.

પણ કોઇ રખેને એવા ભ્રમમા પડે કે કાચ એ તદ્દન અર્વાચીન કાળનું જ બાળક છે એનો આજનો વેગ તથા એનું સ્વરૂપ ગમે તેવા હોય, તો પણ તે પૃથ્વી ઉપરનો એક પુરાણો રહીશ છે એમાં તો નહી

આગ્રાનો તાજમહેલ જોનારાઓ તાજમહેલની અંદરની જાળીઓમાં તથા કિલ્લાની અંદરની જાળીમાં, નાનાનાના કાચ જડેલા જુએ છે, ત્યારે મોટે ભાગે એમ માની લેતા જણાયા છે કે લૉર્ડ કર્ઝને દુરબીની ફગાવી, ને કટલીક નવી ચીજો ઉમેરી, તેમાંની એક આ કાચ પણ હશે અને આપણે જ્યારે કહીએ છીએ કે આ કાચ અસલી છે, ત્યારે ઘણા લોકો પુછે છે, 'એમ? શું આપણે ત્યા કાચ પણ બનતો હતો!' આટલી હદ સુધી આપણે એ વિષે અજ્ઞાન છીએ.

યૂરોપ એક સમયે એમ માનતુ હતુ કે માનવસંસ્કૃતિની બધી ચીજો ગ્રીકમાથી જ આવી છે. હવે ધીરેધીરે એટલુ સ્પષ્ટ થયુ છે કે પ્રાચીન ગ્રીક પ્રજા મહાપ્રજા બેશક હતી, પણ તેણે ઘણુંઘણું બીજા દેશોની પાસેથી મેળવ્યુ છે: અર્વાચીન

સંસ્કૃતિના મહાણ બીજા દેશોમા ઓક સંસ્કૃતિની યે પહેલાં થએલા બીજા દેશોમા ઇજીપ્ત સૌથી વધારે આગળ આવેલો દેખાયો, કારણ કે ત્યાંની પ્રાચીનતાના અભ્યાસની સામગ્રીઓ પુષ્કળ મળી ને હજી વધારે ને વધારે મળે છે

આ પ્રમાણે હાલ એક મત એમ પ્રવર્તે છે કે ઇજીપ્ત જ માનવસંસ્કૃતિનુ પ્રથમ મંદિર હતુ

ઘણી કળાઓ, ઘણા હુન્નરો, ઘણી વિદ્યાઓ ઈત્યાદિ ઈજીપ્તમાથી અન્ય દેશોમાં પ્રચાર પામ્યા પણ કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે ઈજીપ્તે પણ ઘણુ અન્ય દેશો પાસેથી જ મેળવ્યુ હતુ

આ જરા લાંબી કથા કાચને ય લાગુ પડે છે પ્રાચીન ઇજીપ્ત કાચથી વાકેફ હતુ, એ વાત સિદ્ધ છે

લંડનમા કાચ બનાવનારાઓની સભા છે તેને ‘ સોસાયટી ઑફ ગ્લાસ ટેકનૉલૉજી ’ કહે છે ગત વર્ષના જુન માસમા એની સમક્ષ એક મોટા વિજ્ઞાનશાસ્ત્રી, પ્રોફેસર સર ફ્લિન્ડર્સ પેટ્રીનુ આ વિષય ઉપર એક વ્યાખ્યાન થયુ હતુ

એમની સમજણ પ્રમાણે ઈ સ પૂર્વે ૧૫૦૦ની પછીથી ઇજીપ્તમા કાચ બનવા લાગ્યો હતો એટલે આજથી લગભગ સાડા ત્રણ હજાર વર્ષ પૂર્વે પણ કેટલાક કાચ ઇજીપ્તમાથી જડી આવ્યા છે, જે તેથી ય વધારે જુના છે તે બીજા દેશોમાથી આવેલા હતા સીરીઆમા ઈ સ પૂર્વે ૨૫૦૦ના કાળના કાચ જડી આવ્યા છે

એમના મત પ્રમાણે ઇજીપ્તમા કાચ દાખલ થયો તે પછી પચાસેક વર્ષની અંદર તો તે ઘરગથ્થુ ચીજ થઇ પડયો હતો કાચના ફુલદાન ને કાચના મણકા ખાસ લોકપ્રિય હતા કાચને ઢાળીને જ આ ચીજો બનાવવામા આવતી, ફુકીને બનાવવાની રીત તો ક્રાઇસ્ટ પછીના કાળમા દાખલ થઇ ઇ સ પૂર્વે ૧૨૦૦મા કાચને ઢાળીને બનાવવાનુ મિસરવાસીઓ શીખ્યા, ને પછી તેને ખુબ રંગીને સાચા રત્ન ને જવાહીરોને મળતા આવે એવા બનાવવા લાગ્યા.

ઇ સ ૩૫૦ મા સોનાના સિક્કાઓનો બરાબર તોલ કરવા માટે કાટલા તરીકે પહેલી વાર કાચના ટુકડાઓ ઇજીપ્તવાસીઓએ વાપરવા માડયા એમનુ જોઇ આરબ લોકો તે શીખ્યા, ને એમાથી આપણા આજના માપના કાટલાંની પદ્ધતિનો જન્મ થયો આ પ્રમાણે આજના નાનામોટાં સૌ કાટલાંનો ખરો પૂર્વજ કાચ જ હશે એમ દેખાય છે

પથ્થરની ઉપર કાચનો ગ્લેઝ ચડાવવાનુ પણ ઈસુની પહેલા બારમા શતકમા મિસરવાસીઓએ શરૂ કર્યું હતું

આ વ્યાખ્યાનને અંતે એ વિદ્વાન પ્રોફેસરે કહ્યુ કે ‘ જ્યારે ઓશિયાના દ્વાર ખરેખરા સશોધનને માટે ખુલ્લા થશે, ત્યારે જ આપણને પહેલી વાર સાચી ખબર પડશે કે કાચ બનાવવાની ખરેખરી શરૂઆત ક્યારે થઇ ’

## હીબ્રુ યુનિવર્સિટી

બે વર્ષ ઉપર યહુદીઓએ લૉર્ડ બેલ્ફુરની પાસે જેરૂસલેમમા આ નવી યુનિવર્સિટીની સ્થાપના કરાવી છે

યાહુદી કોમ બહુ વિલક્ષણ છે તેના લક્ષણો સારાં તેમજ નરસા બહુ બળવાળા છે આજની દુનિયામા બહુ આગળ પડવા વિના એ જાતિ પુષ્કળ હકુમત ચલાવે છે ખાસ કરીને પૈસાની દુનિયામા તો હજી એ જ રાજા છે એ જાતિની સંસ્કૃતિ પણ જેવીતેવી નથી તે સંસ્કૃતિને જાળવવા, તેના કેન્દ્ર રૂપે કાયમ કરવા, દીર્ઘ દૃષ્ટિથી આ હીબ્રુ યુનિવર્સિટી સ્થપાઈ છે

આ યુનિવર્સિટીની કેટલીક હકીકત જાણવા જેવી છે તેનુ વાર્ષિક બજેટ પાત્રીસ હજાર પાઉડનુ છે, એટલે કે આશરે પાચ લાખ રૂપિયાનુ તેના અધ્યાપક મડળમા પચાસ માણસો છે આ યુનિવર્સિટીએ આરંભ જ ‘ પોસ્ટ ગ્રૅજ્યુએટ ’ કામથી ને સશોધનથી કર્યો છે તેમાં આવા છ વિભાગો રાખવામા આવ્યા છે અરબ્બી વિભાગ, રસાયનશાળા, આરોગ્ય વિભાગ, પ્રાણીશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર અને પેલેસ્ટાઇનનો કુદરતી ઇતિહાસ એક પુસ્તકાલય પણ ખોલવામા આવ્યુ છે, જેમા હાલ ૧,૪૦,૦૦૦ પુસ્તકો છે

(ગુજરાતી) ડૉ કાન્તિલાલ પડયા

## પ્રાણીઓની ઉમર

સૌથી લાંબી જિંદગી ભોગવનારૂ પ્રાણી વ્હેલ છે તે લગભગ એક હજાર વર્ષ સુધી જીવી શકે છે અનુકૂળ હવા-પાણી હોય તો હાથી ચાર સો વર્ષ જીવે છે મહાન સિકંદરે પોરસ પર વિજય મેળવ્યો ત્યારે જે હાથી પર પોરસ બેઠો હતો, તેને એ પોતાની સાથે લઈ ગએલો તેનુ નામ ‘ એજેક્ષ ’ પાડી એક લોખંડી પટ્ટો તેને જડી લીધો ત્યાર પછી ૩૫૦ વર્ષ સુધી એ હાથી જીવતો રહ્યો હતો

કાચબો એક સો સાત વર્ષ સુધી જીવેલો જણાયો છે ઉંટ લગભગ સો વર્ષ જીવી શકે છે સાબર ઘણું જીવે છે કેટલાક સિંહ સિત્તેર વર્ષના થયા જાણ્યા છે ડુક્કર વીસ વર્ષ જીવ્યા છે કેટલાક ઘોડા સાઠ વર્ષ જીવ્યા છે, જોકે સાધારણ રીતે ઘોડાનુ આયુષ્ય ૨૫ થી ૩૦ વર્ષનુ ગણાય.

ઢોર અને વરૂ ભાગ્યે જ વીસથી વધુ વર્ષ જીવે છે લોકડી અકસ્માત વગર રહે તો ચૌદથી સોળ વર્ષ કાઢે બિલાડા સરેરાશ પંદર વર્ષ જીવે છે ખિસકોલી સાત કે આઠ, ને સસલા સાત વર્ષ જીવે છે

પક્ષીઓમા હસ સૌથી વધુ જીવે છે એ ૩૦૦ વર્ષ જીવ્યાના દાખલા છે ગરૂડ કે કાગડા ઘણી વાર સો વર્ષ ખેંચી કાઢે છે એક મેના ૧૮ વર્ષ જીવી હતી નાના પખી માટે આ દીર્ઘાયુષ્ય કહેવાય

(બીજા પ્રાણીઓ વિષે અનુભવીઓ હકીકત મોકલી આપશે તો આભાર સહિત પ્રગટ કરીશું )

એશિયામાઇનરના સ્મર્ના શહેરમાં એક મોદી ખોટાં કાટલાં વાપરતો. દુકાનદારોના કાટલાં તપાસવા કાજી સાહેબે આ મોદીનો પુત્ર જે ઇન્સ્પેક્ટર હતો તેને મોકલ્યો. પિતાના ખોટાં કાટલાં જોઇ ઇન્સ્પેક્ટરે કાયદા મુજબ દંડ તથા પચાસ સોટીની સજા ફરમાવી. પિતાના શરીર પર પડતી સોટીઓ એણે રડતી આંખે જોઇ. શિક્ષા પુરી થતાં એ પિતાને ચરણે પડીને બોલ્યો, 'પિતાજી, ચીરાતે હૃદયે મારે મારી ફરજ બજાવવી પડી છે. હું આપને વિનવું છું કે ફરી ખોટાં કાટલાં ન વાપરશો.'

જોડણીની સામાન્ય ભુલો

| | | |
|---|---|---|
| નુકશાન | નહિ પણ | નુકસાન |
| સતત્ | નહિ પણ | સતત |
| ખુશી થયો | નહિ પણ | ખુશ થયો |
| સમશેર | નહિ પણ | સમશેર |
| નહિં | નહિ પણ | નહિ |
| પ્રસંશા | નહિ પણ | પ્રશંસા |

આમાંના કેટલાં ફળ તમે ખાધાં છે? શામફળ, ગુલાબજાંબુ, ચીકુ, શેતુર, ફાલસા, ખલેલાં, કરમદાં, મહુડાં, ધીતેલાં, ટીમરૂ ને બીજોરાં.

લોટા ઉપર પડેલા મેલના ડાઘ કાઢવા માટે ચુનાને પેરેફિનમાં ભેળવીને ડાઘ ઉપર ખુબ ઘસવું. ડાઘ નીકળી જશે.



એ વર્ષ ઘર ઉપયા ચાલેલો ઉકેલવાનો કોયડો મુકી હતી. ફરી આજે આકૃતિની નીચેથી કોર આંખ આગળ લાવી જોશો તો વાંચી શકશો.

ગણિતનો ચમત્કાર

૧×૮+૧=૯
૧૨×૮+૨=૯૮
૧૨૩×૮+૩=૯૮૭
૧૨૩૪×૮+૪=૯૮૭૬
૧૨૩૪૫×૮+૫=૯૮૭૬૫
૧૨૩૪૫૬×૮+૬=૯૮૭૬૫૪
૧૨૩૪૫૬૭×૮+૭=૯૮૭૬૫૪૩
૧૨૩૪૫૬૭૮×૮+૮=૯૮૭૬૫૪૩૨
૧૨૩૪૫૬૭૮૯×૮+૯=૯૮૭૬૫૪૩૨૧

સમુદ્રફળના પાન ગુમડા માટે અકસીર છે. થવા આવતા ગુમડા પર એ પાન અવળુ બાંધવાથી તેને પકવી ફોડી નાખે છે. પછી ફુટેલા ગુમડાં પર તે પાન સવળુ બાંધવાથી રૂઝ આવે છે.

ઢાળ પડતા ટેબલ ઉપર લખતાં-લખતાં પેન્સિલ મુકો એટલે એ તરત ગબડી જવાની. આને માટે સૌથી સારો ઉપાય એ છે કે ચિત્રમાં બતાવ્યા પ્રમાણે લંબચોરસ આકારનો લાકડાનો એક નાનકડો ટુકડો કાપી તેમાં પેન્સિલના માપનું કાણું પાડી પેન્સિલનો છેડો ભરાવી દેવો. પછી એ નહિ ગબડી જાય.

મેઘગર્જના ૨૦થી ૨૫ માઇલ સુધી સંભળાય છે જ્યારે વિજળીનો ચમકારો ૧૫૦થી ૨૦૦ માઇલ સુધી જોઇ શકાય છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| 亻 | 田 | 佃 | 日 | 旦 | 月 | 明 |
| માણસ | ખેતર | ખેડૂત | સૂર્ય | ક્ષિતિજ | ચંદ્ર | પ્રકાશ |
| 門 | 閂 | 聞 | 問 | 囚 | 言 | 信 |
| દ્વાર | તાળુ | સાંભળ | ભિક્ષુક | કેદી | શબ્દ | સચ્ચાઈ |
| 女 | 好 | 家 | 嫁 | 安 | 子 | 木 |
| સ્ત્રી | સારૂં | ઘર | લગ્ન | શાંતિ | બાળક | ઝાડ |

ભાષા લખવા માટે અક્ષરોની શોધ થતા પહેલાં ચિત્રો વપરાતાં. ચીનાઇ ભાષા આવા ચિત્રોની જ બનેલી છે. એના થોડા ચિત્રો (શબ્દો) ઉપર આપ્યાં છે. મુળ થોડાક શબ્દોને માટે ચિત્રો નિરધારીને પછી એવા બેત્રણ શબ્દ-ચિત્રો એકઠા કરીને નવો શબ્દ ઉપજાવાય છે. ઉપલાં ચિત્રોથી એ બરોબર સમજાશે. ખેતર પાસે માણસનું ચિત્ર દોર્યું એ 'ખેડુત'. સુર્ય અને ચંદ્ર બે ભેગા આલેખે એટલે 'પ્રકાશ'. બારણાં પાસે કાનનું ચિત્ર મુકીને 'સાંભળવું' શબ્દ યોજ્યો, અને બારણાં આગળ મોઢું ચીતરીને 'ભિખારી' કર્યો. મોઢામાંથી શ્વાસ નીકળતો હોય એવું બતાવીને 'શબ્દ' ઠરાવ્યો અને માણસ તથા શબ્દનાં ચિત્રોને જોડાજોડ મુકીને 'સત્ય' શબ્દ યોજ્યો:—એવું દર્શાવવાને કે માણસના મોંમાથી પડતો શબ્દ સત્ય જ હોવો જોઇએ. સ્ત્રી અને બાળકનાં ચિત્રો ભેગા કરી 'સારૂં' (કલ્યાણ) શબ્દ યોજ્યો. છાપરા નીચે ડુક્કર (ઐશ્વર્યનું સુચક) ચીતરીને ઘર ઠરાવ્યું; અને છાપરા નીચે સ્ત્રી તથા ડુક્કર ચીતર્યાં એટલે 'લગ્ન' થયું. ઘરનું છાપરૂં અને સ્ત્રી એ બે મળે એટલે 'શાંતિ'. ચીનાઇ ભાષામાં આવાં કુલ ૪૩૦૦૦ શબ્દચિત્રો છે એ પીંછી વડે લખાય છે. આપણા જોવાને તો ન ફાવે પણ ચીના બાળકો બહુ જલ્દીથી એ શીખી લે છે. હવે તો થોડા વર્ષોથી એમને ત્યાં પણ ૩૯ અક્ષરોનો એક કક્કો યોજાયો છે અને એ અક્ષરો પ્રચલિત થતા જાય છે.

એકાદ મિત્રના હાથમાં પેન્સિલ ને કાગળ આપી, એની મરજીમાં આવે એટલા આંકડા સીધી લીટીમાં લખી કાઢવા કહો, પછી એ બધા આંકડાનો સરવાળો કરવા કહો (ધારો કે એણે ૨,૪,૭,૩,૯—આંકડા લખ્યા છે એનો સરવાળો ૨૫ થશે) હવે, એણે જે આંકડા લખ્યા છે તેને એક સળંગ સંખ્યા માની તેમાંથી આ સરવાળો બાદ કરવા કહો (એટલે ૨૪૭૩૯ −૨૫=૨૪૭૧૪) હવે આ રકમમાંથી કોઇ પણ એક આંકડો છેકી નાખીને બાકીના આંકડાનો સરવાળો કરવા તેને કહો (ધારો કે એ ૭ છેકી નાખે છે તો સરવાળો ૧૧ આવશે) એ તમને સરવાળો જણાવે એટલે એ સરવાળા પછીનો સૌથી નજીક ૯નો ગુણાકાર કયો છે તે શોધી કાઢવું એ ગુણાકાર અને તેણે જણાવેલા સરવાળાનો તફાવત એ જ એણે છેકેલો આંકડો! આપણે ધારેલા દાખલામાં સરવાળો ૧૧ આવ્યો, ને એ પછીનો સૌથી નજીક ૯નો ગુણાકાર ૧૮ છે ૧૧ અને ૧૮નો તફાવત ૭—તમારા મિત્રે છેકેલો આંકડો!

~

વર્ષાઋતુ ભાદરવો (સપ્ટેમ્બર) લુ-કાટ, જામફળ, દાડમ, કમરખ, સફરજન, નારંગી વગેરે ફળ ફૂપર હોય છે કેળ આ ઋતુમાં રોપવી ફુલઝાડની મોસમ આ વખતે ખલાસ થવા આવે છે

શરદઋતુ આસો (ઑક્ટોબર) દ્રાક્ષ રોપવાની મોસમને ગુલાબ આ સમયમાં નરમ માલુમ પડે છે બાજરા તથા રજકા (ગજબ કે લુસન)ની મોસમ ડુંગળીના બી તથા ચણા વાવવાની ઋતુ કડી પ્રાતમાં કસુંબી, અફીણ ને સરસવની વાવણીની મોસમ

~

ઠંડીના દિવસોમાં કાચના બારીબારણાં ઉપર થોડું પૅરેફિન લગાડી દેવાથી તે ચળકતા ને સાફ રહેશે

~

રાતે વહેલા જે સુઇ, વહેલા ઉઠે વીર, બળ બુદ્ધિ બહુ ધન વધે, સુખમાં રહે શરીર




ઉપરના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે દીવાસળીની ખાલી પેટીના બંને ભાગ ગોઠવો પછી તેને ફૂંકણી વડે આગી નાખવા તમારા મિત્રને કહો એ વખતે આસપાસ રખે ઉભા રહેતા, કેમકે પેટી જોસથી ઉછળશે

~

કપડા પર પડેલા શાહીના ડાઘ કાઢવા તેના પર ટમેટું કાપીને ઘસવું ને પછી એટલો તેટલો ભાગ પાણીમાં બોળી દેવો જો ડાઘ બહુ જુના હોય તો બે કે ત્રણ વાર આ પ્રમાણે કરવું

~

એક આદમી—(બીજાને) આપણા લોકો બહુ જ ગધા, દાખલા તરીક

બીજો—આપ પોતે જ

જીવતાં પ્રાણીઓમાં માણસ, વાંદરા અને કુતરા જ જુદાજુદા રંગ ઓળખી શકે છે. બિલાડી ફક્ત કાળો અને ધોળો રંગ જ ઓળખી શકે છે, મધમાખી ફક્ત આસમાની અને પીળો રંગ જ ઓળખી શકે છે, અને માછલાં માત્ર લાલ અને લીલો રંગ જ ઓળખી શકે છે આ શોધ એક જર્મન પ્રોફેસરે કરી છે તેણે એક ખુલ્લી જગ્યામાં કેટલીક મધમાખો પુરી અને આસમાની, પીળા તથા રાતા એમ ત્રણ જાતના કાગળ ફૂપર મધ પણ લગાડી મુકી રાખ્યા પરંતુ મધમાખો આસમાની અને પીળા રંગના કાગળ સિવાય બીજા કાગળ ઉપર બેઠી જ નહિ આ પ્રમાણે તેણે કેટલાયે પ્રયોગ કર્યા અને છેવટે ઉપરનો સિદ્ધાન્ત ઠરાવ્યો

~

આ નીચે 'કુમાર'ના દસ ગ્રાહકનાં નામ ગુંચવાઇ ગયા છે, જુઓ જોઇએ, એમાં તમારું નામ છે?

વનવાયજલદ, વનદાવસરજી, મમશાતપડી, ઇજરાયમમા, નદુગુમમેલા, રીસહમુગોખ, સલદાકિબાનસ, રવ્યસાતીપ્રજ, કદિનવરાર ને હમબ્રજીસિલ

~

આસોપાલવનું શુદ્ધ સંસ્કૃત નામ આશ્વિનપલ્લવ (આસો મહીનામાં પલ્લવિત થતું) છે



દાતણ કે બ્રશ વડે દાંત ઘસવાની સાચી રીત કઈ તે ઉપલા ચિત્રથી બરોબર સમજાય છે આપણા દાંતની રચના દાંતિયા જેવી છે પહેલી રીતે બતાવ્યા પ્રમાણે આમ←→આડું બ્રશ દાંત પર ફેરવીશું તો તેના રેસા માત્ર દાંતની ઉપરઉપર જ ફર્યા કરશે ને વચ્ચેના પોલાણમાંનો મેલ સાફ કરી શકાશે નહિ. બીજી રીતે દર્શાવ્યું છે તેમ ગોળગોળ ઘસવાથી પણ દાંતના સાંધાઓનો મેલ સાફ થતો નથી એ બરોબર સાફ કરવા માટે દાંત ઘસવાની ખરી રીત તો ત્રીજી ઢબ મુજબ બ્રશને સીધું ઉપરનીચે ઘસવાની જ છે






**તંત્રી** રવિશંકર રાવળ; **મુદ્રક-પ્રકાશક** બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી-કુમાર કાર્યાલય, ૨૭૦૬ રાયપુર, અમદાવાદ.

**લવાજમ** વરસના રૂ. ૬ પરદેશના રૂ. ૭ અથવા ૧૧ શિ મુંબાઈના એજન્ટ: સી જમનાદાસની ક મિન્સેસ સ્ટ્રીટ

**ગ્રાહકો** વરસની શરૂઆતથી (એટલે પોષના અંકથી) નોંધવાનો રિવાજ છે વરસની અધવચથી ગ્રાહકો નોંધાતા નથી

**લેખકો** જેઓને ઉગતી પ્રજા માટે કંઇક ખાસ પ્રેરક કહેવાનું હોય તે જ લખે; અને પોતાનાં લખાણ બની શકે તેટલાં ટુકાં, કાગળની એક જ બાજુએ, ચોખ્ખે અક્ષરે, પુરા નામ ઠામ સાથે, અને પાછા મંગાવવા હોય તો પોસ્ટેજ સાથે મોકલે

## આવતે મહીને

આવનારી વિવિધ રસભરી આકર્ષક વાનગીઓની યાદી તથા આવતો અંક વી. પી. થવા વિષેની ચેતવણી આ અંકના પાના ૪૪૭-૪૪૮ ઉપર વાંચો.

# અમર ઈતિહાસે

ખંડ શિખરિણી

ભમો ઝંઝાવાતો
અમો વજ્રાઘાતોઃ હૃદય પળના દુર્બળ કરો,
તમારા માર્ગોમાં અધિક બળિયું પૌરુષ ભરોઃ
નખશિખ નિરાશા પરહરો

યુવાનો સત્કર્મે
પ્રજાના આદર્શો પ્રગતિમય ઉદ્ધાર સજશે,
પ્રયાણોના પથે વિશદ પુનરુત્થાન ભજશે.
શિવસ્વરૂપ સૃષ્ટિ સરજશે

ઉગેલા સ્વપ્નોનુ
અધુરાં યત્નોનુ જતન કરવા જાગ્રત રહો,
નવા સંસ્કારોનુ મધુર ગરવુ ઓજસ વહોઃ
પરમ પ્રભુ-આદેશ ઉચરો

મહા હેતુ માટે
મહાસિદ્ધિ માટે અડગ દિલથી અંત મથવુ,
ગ્રહીને સંજોગો જગ સકળને શોધી વળવું
અખુટ ઉલટે લક્ષ્ય રળવું

ઉંડા આંતર્નાદે
ઉંચા આશાવાદે યુવકજન હો ! રાષ્ટ્ર રચવું,
પુરાતા પાયાના ચણતર મહીં પત્થર થવુંઃ
અમર ઇતિહાસે ભળી જવું

દેશળજી પરમાર

'કુમાર' માસિક '૮૮ના અંકનુ મુખકાવ્ય



આવતી કાલનાં નાગરિકો ઘડતું   પ્રાણ પ્રેરણા ને પુરુષાર્થનું માસિક

વર્ષ ૪ અંક ૧૧ કારતક ૧૯૮

# પરાજય

કોઈ પુછે કે તમને શું ગમે? વિજય કે પરાજય? તો આપણામાના કેટલા પરાજયને પસંદ કરશે?

પરાજય એટલે પુરુષાર્થની કસોટી. તમારા પ્રાણબળનો આક તમે કેટલા પરાજય ખમી શકો છો તેના પર છે. એક પણ પરાજય વેઠ્યા વિના મળેલો સસ્તો વિજય કોડીના મૂલનો છે

એવો સસ્તો વિજય તો સૌ માણી શકે. કપરો તો છે પરાજય ખમવો, ને એ ખમીને પ્રાણ ને પુરુષાર્થનું મંથન કરી તેમાથી વિજય મેળવવો.

આપણને પરાજયની ખરી કીમત જ નથી. આપણું પ્રાણબળ એટલુ મોળું છે કે નાના અમથા એક પ્રયત્નમાં નિષ્ફળ જઇએ કે માથે હાથ દઈ બેસીએ છીએ જાણે જીવન હારી બેઠા. અને લોકો પણ હારેલા કહીને આપણી દયા ખાય છે

પરતુ જેણે જીવનમા પુરુષાર્થને જાણ્યો છે તેને પરાજય હતાશ કરી શકતો નથી. એ તો ઉલટો, એમાથી નવા પ્રયત્નનો ઉત્સાહ મેળવે છે, અને જગતને આશ્ચર્યમૂઢ કરતો બેવડા ઝનુનથી પોતાના લક્ષ્ય પાછળ મથે છે. પુરુષાર્થ છે ત્યા પરાજય છે જ નહિ

અને જગતના જે જે માણસો ખરૂ જીવન માણી ગયા છે ને જીવી ગયા છે તે સૌનો અનુભવ છે કે જીંદગીનો આનંદ તો અમુક લક્ષ્ય પાછળ કરેલા ઝનુનભર્યા મંથનમા છે. આનંદ, વસ્તુની પ્રાપ્તિમા નથી, તે પ્રાપ્ત કરવાના પ્રયત્નમા છે; આનદ જીતમા નથી, રમતમા છે; વિજયમાં નથી, યુદ્ધમા છે; સફળતામાં નથી, પણ નિષ્ફળ થઇને પ્રાણના વેગ ને પુરુષાર્થના જોમથી ધારેલા લક્ષ્ય પાછળ મથવામાં છે.

વિજય કીર્તિ માટે હોય; વિજય ધનનો કે સત્તાનો હોય, વિજય સાથે હિંસા, છળ ને પ્રશસા હોય; વિજય પછી છાક, વિલાસ, પતન અને નાશ પણ સંભવે. એમા જીવનનું સાર્થક નથી; એમા ખરી માનવતાના ઓજસનું પ્રાકટ્ય નથી.

ખરૂં મનુષ્યત્વ ને આત્મજ્યોત તો પ્રકટે છે પરાજિત થએલા વીરના પુરુષાર્થભર્યા પ્રયત્નોમાંથી. એ જ એને જીંદગીનુ સત્ય દર્શન કરાવે છે, આત્મભાનવાળો નમ્ર ને ગંભીર બનાવે છે; તેના પ્રાણને સતેજ રાખે છે. ધીરજ ખુટે, આશા તુટે કે આસ્થા ઉઠે; છતાં પરાજય–પ્રયત્ન–પુરુષાર્થ;—ફરી પરાજય–પુન:પ્રયત્ન–પુન:પુરુષાર્થ' એ વિગ્રહપરંપરામા જ ખરો આત્મવિકાસ અને જીવનસાફલ્ય રહ્યા છે.

વિજય હમેશા આશાર્વાદ રૂપ નથી, પરાજય કદિ શાપ રૂપ નથી

સર્જી થતી પ્રજા તો હમેશા પોતાના ઉદ્ધાર અર્થે પરાજય સામે લડવામા ને સિદ્ધિનો માર્ગ સાફ કરવામા કરવા પડતા મથન ને આપવા પડતા બલિદાનને મહિમાવાન માને છે. વિજયી વીર કરતાં પરાજયનો વીર જ એને અધિક પૂજ્ય છે.

દેશળજી પરમાર




'કુમાર'ના સહૃદય વાચનારા અને મિત્રો તરફથી 'કુમાર'ના તન્ત્રી ઉપર જે અભિનંદનપત્રો આવ્યા છે તે બધાનો છુટ્ટો જવાબ આપવાનુ અશક્ય થવાથી આ તકે એ સૌ શુભેચ્છકોનો અંત:કરણથી આભાર માનુ છુ પત્ર લખનારા ભાઇઓએ બહુ જ ખુલ્લા દિલથી અંગત સ્નેહની માફક 'કુમાર' પ્રતિ જે લાગણીઓ વર્ષાવી છે તે સમજવાની શક્તિ પ્રભુએ મને આપી છે તેથી મને અહોભાગ્ય માનુ છુ અને તેના પ્રતિધ્વનિ રૂપે હુ કંઈક સવિશેષ કરી શકુ એટલી જ વાછના રાખુ છુ

'કુમાર'ના મોડાપણા માટે અમને ઘણા ગ્રાહકોએ નર્મવચનો સભળાવ્યા છે, છતા એ સાથે 'કુમાર' તરફનો તેમનો પ્રેમ તેઓએ સ્પષ્ટપણે વ્યક્ત કર્યો છે, એટલે પુરા વિશ્વાસથી અમે તેમને વધાવીએ છીએ તેમની ફરિયાદ સામે બચાવ હોઈ શકે નહિ; નથી જ પણ નાનકડા યંત્ર અને મુઠ્ઠીભર માણસો પર 'કુમાર'નો નિર્વાહ થાય છે તેની મર્યાદા કોઇ સમજી શકે તો તન્ત્રીને એકલાને કોઇ આરોપી નહિ ગણે 'કુમાર કાર્યાલય'ની મુલાકાતે કોઈ વાચક કે ગ્રાહક આવી ચડે તેને એ બધુ સમજવુ સહેલ થશે

મિજલસમા ભાગ લેવા દરેક વાચનારને ઘણા સમયથી હુ આગ્રહપૂર્વક નોતરી રહ્યો છુ, છતા કોઇ વિરલ જ જીવનની અટપટી બાજુઓ ચર્ચવાની ઈંતેજારી બતાવે છે

પરાધીન મનોદશાવાળા આપણા આ સંસારમા વિચારોના ઉછાળા જ નથી દેખાતા, બળતરાના સવેદનો પણ નથી સભળાતાં જડ પશુની માફક આપણા પર જીવનની ફરજો લદાતી જાય છે ને જડ પશુ પેરે મૃત્યુ સુધી આપણે તે ઘસડયે જઇએ છીએ બધુ સારૂ છે, બધું બરોબર છે, કંઇ ઉંચાનીચા થવાની જરૂર નથી, તમારૂ સભાળીને બેસી રહો, પારકી પંચાતની તમારે શી પડી છે, નાહક હેરાન થઈ જશો, પેટ ભરીને પડયા રહો,—એ જ મંત્રોપદેશ ડાહ્યા વડીલો, ડાહ્યા ઉપરીઓ અને ડાહ્યા કારભારીઓ આગળ ધરે છે। આવી મૃત્યુ સમી શાંતિ ભોગવતી પ્રજાની પથારીમાથી ક્વચિત એકાદ ઠેકાણેથી જાગૃતિનો ખોખારો સભળાય છે 'ચેતો! વિચારો! સભાળો!' એટલા જ શબ્દો કામ કરનારને કેટલી હીમત અને આશા આપતા હશે?

આ વખતે પહેલી જ વાર દીવાળી અકની મિજલસના એકાદ વિચાર પર બરોબર નિશાન રાખી એક ભાઇ ચર્ચા ઉપાડે છે, એથી આનંદ અને ઉત્સાહ મળે છે 'માણસના જીવનની દિશા માબાપ કે શાળાના શિક્ષકોના હાથમા નથી. ..દરેક માણસ પોતાનું જીવનકાર્ય લઇને જ આવે છે ને પોતેજ પોતાના જીવનનો નિયતા બને છે' એ વાક્ય પર તે ભાઈ લખે છે. 'એમા સંપૂર્ણ સત્ય સમાએલુ છે એમ માનવા જતા પક્ષપાત થવા સંભવે છે . હરકોઈ દેશની પ્રજા કે સામાન્ય જન સમૂહની પ્રગતિનો પ્રવાહ આનતેમ વહેતો અને પ્રસગે ઘડીભર અટકતો છતા અવિરત ચાલ્યો જાય છે, આમ હોવા છતા એને મદદ રૂપ બનવા દરેક પ્રજાએ યથાશક્તિ પ્રયાસ તો કરવો જ જોઇએ એવી રીતે હરકોઇ વ્યક્તિના વિકાસાર્થે જગત સાથેના સીધા સબંધ ઉપરાન્ત કોઇ અન્ય વ્યક્તિની અવશ્ય જરૂર પડે છે

બાળક જન્મે છે ત્યારે કામ કરવાની, કુતૂહલની, અવલોકનની, અનુકરણની પ્રેરણાઓ પણ જન્મે છે એ દ્વારા જગતની સાથે સબધમા આવતાં, બાળક સહજ પોતાનુ જ્ઞાન મેળવી લે છે બાળકના માનસિક વિકાસનુ બીજ આમ રોપાય છે પણ એના સંપૂર્ણ વિકાસાર્થે અન્યની મદદ જોઇએ જ કુતૂહલથી પ્રેરાઇ કોઇ એક વસ્તુનું તે યથાશક્તિ અવલોકન કરવા પ્રયાસ કરે છે ત્યારે એ વસ્તુનુ, એના ગુણધર્મનું નામ આપવા મા—શિક્ષક સદા હાજર જ હોય છે કોઇ પણ બાળક શરૂઆતમા માબાપ કે શિક્ષકની મદદ વિના કોઈ પણ પ્રકારનુ જ્ઞાન મેળવી શકતું નથી. . બાળકોમા સ્વાભાવિક સસ્કારો હોય છે તે હુ કબુલ કરૂ છુ, પરતુ દરેક બાળકમા સ્વાભાવિક સસ્કારો કે પ્રેરણાઓ ઉત્તમ

જેણે નહિ જગતમાં પુરુષાર્થ સાધ્યો,
ઉચ્ચોચ્ચ જે પદ નહિ કદિ યે જ પામ્યો,
તે જન્મ વ્યર્થ ધરતો ધુળ એથી સારી,
વટોળિયે ચઢી ઉડે ઘડી વ્યોમ મોંઘી

(ગોવર્ધનરામ)

પ્રકારની હોતી નથી, એથી હલકા પ્રકારની વૃત્તિઓનો નાશ કરવા અને ઉત્તમ પ્રકારના સંસ્કારોને પાગરવા શિક્ષકની જરૂર છે જ . . . દેશના ઉદ્ધાર માટે કેળવણી અગત્યની છે. કેળવણી આરંભમા પણ અન્યની મદદની અપેક્ષા રાખે છે. . . શિક્ષક અને શિષ્ય એ પ્રાણ અને શરીર જેવડી કીમતી વસ્તુઓ છે એ ભિન્ન સૃષ્ટિના પાત્રો નથી. . . સહવીર્યં કરવાવહૈ '

એ ભાઇના લાંબા પત્રમાની મુદ્દાની વાત અહીં ઉતારી છે તેમણે એટલા ઉંચા ભાવથી પ્રેરાઇને એ પત્ર લખ્યો છે કે હું તે રજુ ન કરૂ તો બેકદર ઠરૂ.

શિક્ષક કે માબાપની સહાય નિરૂપયોગી છે એમ તો મે પણ કહ્યુ નથી. પરતુ એ ભાઇ માને છે કે જોવા–અવલોકવાની, ગ્રહણ કરવાની, કુદરતી શક્તિ માણસને પ્રથમથી જ મળેલી હોય છે એ જ શક્તિઓની સહાયથી માણસ દરેક પદાર્થ કે પ્રસંગમાંથી શિક્ષણ ખેંચી વિકાસ સાધે છે. તે જ પ્રમાણે ગુરૂ, માબાપ અને આસપાસની જીવનસૃષ્ટિમાથી પણ માણસ પોતાની જરૂરિયાતો પ્રમાણે ગુણધર્મ ગ્રહણ કરે છે તે જગતના બધા અનુભવોનો વારસદાર છે એ ક્રમમા દોષ ત્યારે જ આવે છે, જ્યારે માણસની જરૂરિયાત કલ્પી કે ધારી લઇને તેને માફક ન આવે એવું, તેની પ્રકૃતિમાં બધબેસતું ન થાય એવું શિક્ષણ, રિવાજ કે કાયદો તેના પર સમાજ ઠોકી બેસાડે છે આથી માણસની ગતિ રૂધાય છે, તે વિકાસને બદલે અવનતિ પામે છે

તેને ઠીક લાગે તો જ તે શિક્ષક પાસે જાય, અથવા જાતે મથામણ કરે આ તેની પોતાની પસંદગીની વાત હોવી જોઇએ શિક્ષક રૂપી સાધનની પસદગીનો હક્ક તેની રૂચિને આધીન હોવો જોઇએ માબાપનું વર્તન પણ તેના માનસિક અને શારીરિક ધર્મો વિરૂદ્ધ ન જ હોવુ જોઇએ. સમાજ અને સમાજના ધોરણોનો બલાત્કાર શિક્ષણની હદમા હોય જ નહિ તો પછી સાચું શિક્ષણ એ જ કે જેથી માણસ પોતે જ પોતાનું ઘડતર કરી શકે

શિક્ષણ કે શિક્ષણશાસ્ત્રનો ખાસ અભ્યાસ કરનારા આ વિષયમા ઘણુ-ઘણુ કહી શકશે શિક્ષકની યોગ્યતા માટે શિક્ષકો વિચાર કરી લેશે વિદ્યાર્થીઓએ પોતાનો માર્ગ પોતાની આખે નિહાળવો જોઇએ અનેક મહાન પુરુષોના ચરિત્રો, સાક્ષી આપે છે કે આત્મનિર્ણય અને આત્મમથન જ વિકાસને માર્ગે ચડાવે છે મનમાન્યા ગુરુ મળી જાય અને મન તેને ઓળખી કાઢે તેમા ગુરૂનુ એકલાનુ મહત્ત્વ નથી, તેવા ગુરૂની શોધમા નીકળેલા શિષ્યનાં જીજ્ઞાસા અને પ્રયાસ પણ મુદ્દાની વસ્તુઓ છે ગુરુ જ્ઞાનનુ ઝરણ હોય પણ તૃષાતુર ન થયો હોય તેને શા કામના ? અને કોઈ એવું તો અભિમાન નહિ કરી શકે કે કાચા શિષ્યો પકાવી મહાન નરો બનાવવાનો કીમીઓ તેઓ ધરાવે છે

વિદ્યાનો સાધક શિષ્ય તો દરેક પદાર્થ કે વ્યક્તિમા શોધક દૃષ્ટિ નાખતો જ ફરે છે. અને તેને મનમાન્યું સ્થાન મળે છે ત્યા તે ખરેખર 'સહવીર્યં કરવાવહૈ' બને છે

---

## રચના અને વિનાશ

મકાન ચણવું અઘરૂ છે, પણ પાડવું સહેલુ છે એકએક ટાકો મારી સીવવુ અઘરૂ છે, પણ ઘડવડ ઉતરડી નાખવુ સહેલુ છે

વર્ષો સુધી માથાકુટ કરી કાંઈ પણ વસ્તુ પ્રાપ્ત કરવી એ મુશ્કેલીભર્યું છે, પણ તેને વગર વિચાર્યે ફેંકી દેવી એ સહેલુ છે.

દુનિયામા વિનાશ કરવો સહેલો છે; રચના કરવી જ અઘરી છે

( શિક્ષણ પત્રિકા )

---

# ગ્રાહકો

### આવતો અંક વી. પી. થશે

એની ચેતવણી ગયા અકમાં વિસ્તારથી આપી છે છતાં અહીં ટુંકમાં ફરીથી:

નવા વર્ષમાં ગ્રાહક તરીકે ચાલુ રહેવા ન ઇચ્છતા સજ્જનો, અમારી વિનંતિ અને ચેતવણી છતા અમને તેવા ખબર વેળાસર આપતા નથી, અને પછી, નિયમ મુજબ નવા વર્ષનો પહેલો અક તેમને વી. પી.થી મોકલાય છે ત્યારે તેને પાછો વાળે છે આથી અમને પોસ્ટેજ અને અંકોના બગાડની અત્યત ખોટમા ઉતરવું પડે છે. વરસોવરસ થતી એવી ખોટમાથી બચવા અમારે નિરુપાયે હવે નીચેની પદ્ધતિનો આશ્રય લેવો પડયો છે, ને સૌને ફરીથી કાળજી-પૂર્વક વાચી જવા વિનતી છે.

સૌનાં લવાજમ આવતા—માગશર અક સાથે ખલાસ થશે એટલે જેઓને આવતા વર્ષના ગ્રાહક તરીકે ન રહેવું હોય તેમણે અમને તે મતલબના ખબર માગશરની પુનમ ( ડિસેમ્બરની ૮મી તારીખ ) પહેલાં લખી જણાવવા કૃપા કરવી, કે જેથી તેમને એ અક વી. પી ન થતાં સાદી પોસ્ટથી રવાના થશે.

એ મુદત પહેલાં જેમના ખબર અમને નહિ મળ્યા હોય તેઓ આવતે વર્ષે પણ ગ્રાહક રહેવા ખુશી છે એમ સમજી, અમે આવતો—માગશરનો અંક તેમને વી. પી થી મોકલીશું

# સ્વાસ્થ્ય શક્તિ અને સૌન્દર્ય



ઉપનિષત્કાર કહે છે 'બલ બ્રહ્મ'
જમાનો કહે છે 'ધન બ્રહ્મ'

ઇશ્વરને ભુલતા આ જમાનામા 'બલ'ની ઉપાસના કરનાર વિરલ છે જેમનો ફોટો આ ઉપર આપ્યો છે તે ભાઇ મુળજી શામજી રાજા આવા એક ઉપાસક છે શરીરવિકાસ એમની પૂજા છે. બ્રહ્મચર્ય અને સાદું જીવન એમનાં પત્રપુષ્પ છે અને ફળમા સુન્દર સુરેખ સ્નાયુવિકાસ, અદમનીય ઉત્સાહ અને ભરતુ યૌવન એ પામ્યા છે ૧૬ વર્ષની ઉમરે જામનગર રાજ્યની જોડિયા હાઇસ્કુલમા એમણે સૌથી સરસ શરીરવિકાસ સાધ્યો છે

—

# આવતા મહીને

**ચૈતન્ય અને સાર્વભૌમ પંડિત**

કલાકાર શ્રી પ્રમોદકુમાર ચટ્ટોપાધ્યાયનું ત્રિરંગી મુખચિત્ર

**જે. કૃષ્ણમૂર્તિ**

જગતભરમા જાણીતી થએલી એ વ્યક્તિનો સચિત્ર પરિચય

**કવિરાજ**

શ્રી 'ધૂમકેતુ'ની કટાક્ષ-કલમમાથી એક બીજી વ્યંગ નાટિકા

**શ્રમણ બેળગુળ**

દક્ષિણહિંદના એ પ્રખ્યાત જૈન તીર્થની રસમય માહીતી· ત્યાની ૭૦ ફુટ ઉંચી ભવ્ય મૂર્તિની સચિત્ર હકીકત સાથે

**વિજ્ઞાનક્ષેત્રના વીર**

રણક્ષેત્રના વીર પુરુષોના જેટલી જ ધીરતા તથા ઝનુનથી જગતને કલ્યાણકારી શોધો પાછળ ભોગ આપનાર આધુનિક સમયના કેટલાક વિજ્ઞાનવીરોની સચિત્ર હકીકત

**પૂના અને સિંહગઢ**

શિવાજી મહારાજના દેશમા સફર પુરી કરાવતો લેખ

એ ઉપરાંત

**ઑન ફી** જાપાની કળાનો એક પ્રકાર, **રમતના ગુણ** દર્શાવતો ઉપયોગી લેખ, **ચંડુલ પક્ષીનો** અતિ રસમય પરિચય, **જીવનપરાગ** શ્રી નવલરામે સંઘરેલા લાક્ષણિક ફકરા, **આફ્રિકાના પત્રોમાં** નાઇરોબીનુ નાનાભાઇએ આલેખેલુ સુંદર ચિત્ર, **સ્વિટ્ઝર્લાંડના** વોમાર્ક્સ ગામમા મળેલા **આંતરરાષ્ટ્રીય બંધુત્વ પ્રચારક સંમેલનનો** બાઇ લવજી ઘોરિયાએ લખી મોકલેલો આકર્ષક વૃત્તાંત, **અણીની પળ** વાળી પેલી હરીફાઇનું પરિણામ, **ચીતરવાનું સહેલ છે એ** દર્શાવતો એક આગળ નવો પાઠ, **ભોગાવાને તીરેથી** કુમેરાએ પાડેલુ એક અતિ સુંદર છાયાચિત્ર, બુધ્ધિની ચકામણી કરતી એક **નવી ઈનામી હરીફાઈ**; ઉપરાંત મિજલસ, માધુકરી, જ્ઞાનલીલા, અથાણુ વગેરે ચાલુ વિભાગો

---

( અનુસંધાન પાછલા પાનાથી )

આવી રીતે વી પી થએલો અંક જો ગ્રાહક પાછો ધકેલશે તો તેના પોસ્ટેજની નુકસાનીના અમને લાગેલા સવા બે આના અમને મોકલીને જ એ પોતાનો અંક મેળવી શકશે નહિતર પોતાની એ ભુલ બદલ પોતાનો માગશરનો અંક એ ખોશે.

**ગ્રાહક ન રહેવું હોય તો** માગશરની પુનમ (૮ ડિસેમ્બર) પહેલા અમને તેવા ખબર લખી જણાવવા

**ગ્રાહક રહેવું હોય તો** મનીઑર્ડરથી આવતા વર્ષના લવાજમના રૂપિયા ૬ મોકલી આપવા· અથવા માગશરનો અંક પોતાને વી. પી થાય તેમ સાથેના કાર્ડમા લખી જણાવવું

વી પી. થી લવાજમ વસુલ કરાવવા કરતા મનીઑર્ડરથી મોકલી આપવામા સરળતા વધારે જળવાય છે અને બે આનાના પૈસા ઓછા બેસે છે એ તો સૌ જાણે છે

માટે, ફરી અમારી વિનતિ છે કે પોતાને ગ્રાહક રહેવાની ઈચ્છા છે કે નહિ તેના સ્પષ્ટ ખબર અમને વેળાસર પહોંચાડવા તે માટેનાં કાર્ડ આ અંક સાથે વહેંચવામા આવ્યાં છે

**તમારો નિર્ણય તરત જ લખી જણાવો**



# ઇજીપ્તનો જ્યોતિર્ધર ઝગલુલ પાશા

ઇજીપ્તના આકાશમાં પંચાવન વર્ષ સુધી અખંડ તપી, ઇજીપ્તનો પરમ જ્યોતિર્મય એક ગ્રહ ગયા ઑગસ્ટ માસની ૨૩ મી તારીખે, એકાએક અદશ્ય થયો છે,—ઇજીપ્તનો જ્યોતિર્ધર ઝગલુલ પાશા અવસાન પામ્યો છે

એ ઝગલુલ કોણ? આ સવાલનો જવાબ સવાલથી જ આપીએ તો? દેશબન્ધુ ચિત્તરંજન દાસ કોણ હતા? લોકમાન્ય તિલક મહારાજ કોણ હતા? લેનિન કોણ હતો? સુન યાટ સેન કોણ હતા? મોહનદાસ ગાંધી કોણ છે?

ઝગલુલ પણ એ સૌ રાષ્ટ્રવિધાતાઓનો સમોવડ ઇજીપ્તનો રાષ્ટ્રવિધાતા હતો. ઇજીપ્તમાંથી ઝગલુલ બાદ કરતાં, પાછળ જાણે શૂન્ય શૂન્ય લાગે છે. ઝગલુલ એટલે ઇજીપ્તનો પુરુષોત્તમ. ઝગલુલ એટલે ઇજીપ્તની પ્રજાકીય એકતાનું મૂર્ત સ્વરૂપ. ઝગલુલ એટલે ઇજીપ્તની રાષ્ટ્રીય ભાવનાનો અવતાર. ઝગલુલ એટલે ઇજીપ્તની સ્વાધીનતાની લડતનો પિતા.

ઝગલુલ એટલે ઇજીપ્તના સર્વોત્તમ આદર્શોનો, ઇજીપ્તની દઢ વિજિગિષાનો, ઇજીપ્તની રાષ્ટ્રીય અસ્મિતાનો સર્વશ્રેષ્ટ પ્રતિનિધિ

એની પાછળ ઇજીપ્ત આખું મરી ફીટતું. કારણ? કારણ એ ઇજીપ્તની પાછળ મરવા તૈયાર થએલો. ઝગલુલને ઇજીપ્તવાસીઓ પૂજતા. શા માટે? ઝગલુલે ઇજીપ્તને માટે સર્વસ્વનું સમર્પણ કરી દીધેલું. એ જીવ્યો ત્યાં સુધી એણે એક જ સ્વપ્નું સેવ્યું, એક જ અભિલાષાની આરાધના કરી:—પોતાના દેશને સ્વાધીન બનાવવાનું એ સ્વપ્ન અને પોતાની પ્રજાને ઉન્નત મસ્તકે જગતની બીજી પ્રજાઓ સાથે હાથ મિલાવતી બનાવવાની એ અભિલાષા. એ સાધ્યની સિદ્ધિ માટે તેણે આખી જિંદગી મથામણ કરી માર્ગે જેલ આવી, બબ્બે વખત દેશપારીઓ આવી, એક વાર પોતાના જ દેશબંધુને પોતાની જ ઉપર જીવલેણ હુમલો કરતો જોયો; જિંદગીમાં કદિ સુખ, આરામ કે શાન્તિ અનુભવ્યા નહિ; સદા કાંટાની શય્યા ઉપર જ સુતો: પણ તે કશાથી એ વીર યોદ્ધા ન ડગ્યો નરોત્તમના ગૌરવથી એ બધી કસોટીઓ પાર ઉતર્યો; અને જેમજેમ તે કસોટીઓ પસાર કરતો ગયો તેમતેમ તેનો જુસ્સો, તેનો આતશ, તેનો દેશપ્રેમ વધતા જ ગયા. જીવનની છેલ્લી ઘડી સુધી એ નરસિંહે પડકાર જ કર્યા કર્યો કે 'અમારૂં ઇજીપ્ત અંગ્રેજોએ ખાલી કરવું જ જોઇએ ઇજીપ્તને સંપૂર્ણ સ્વાધીનતા જોઇએ.' આજે ઇજીપ્તનું જગતની નજરમાં જે કંઈ ઉંચું સ્થાન છે તે આ ઝગલુલનો પ્રતાપ.

આજના મનુષ્યમધે, બધા વ્યવહારને માટે પૃથ્વીને બે ભાગમાં વહેંચી નાખી છે એક શ્વેત વર્ણ પ્રજાઓનો ગોળાર્ધ અને બીજો શ્યામ વર્ણ પ્રજાઓનો ગોળાર્ધ એમાંથી ધોળી પ્રજાઓનો સંઘ તો ક્યારનો યે સ્થાઇ ચુક્યો છે. પણ કાળી પ્રજાઓ હજી વેરણછેરણ હાલતમાં જ જીવે છે અને ધોળી પ્રજાઓની ગુલામી બરદાસ્ત કરે છે. એ કાળી પ્રજાઓનું, એ પૂર્વની પ્રજાઓનો સંઘ સ્થાપવાનું સ્વપ્નું ઝગલુલે જીવનભર સેવેલું એટલે ઝગલુલ જેમ જબ્બર રાષ્ટ્રવિધાયક હતો તેમ પૂર્વની પ્રજાઓના ઐક્યનો પરમ સમર્થ ઉપાસક પણ હતો.

ઝગલુલના જેવી એ સ્વપ્નદર્શિતા, એ ભાવિદર્શનની આર્ષદષ્ટિ બહુ જ થોડા એશિયાઈ નેતાઓને વરી છે. હિંદમાં 'ચિત્તરંજને એ સ્વપ્ન સેવ્યું અને હિમાલયને પેલે પાર નજર નાખી ચીનની સાથે ઐક્ય

સાધવા પોતાનો સાખો બાહુ લંબાવ્યો પણ ચિત્તરંજનની સાથે તેની એ સૃષ્ટિ પણ લય પામી છે. હિંદમાં જેમ ચિત્તરંજન તેમ ચીનમાં સુન યાટ સેને પણ એ સ્વપ્નં સેવેલું અને આજે તેનો અનુયાયી સંઘ એ સ્વપ્નનું યથાશક્તિ જતન કરી રહ્યો છે. પૂર્વની પ્રજાઓના ઉદ્ધારનો અને યશસ્વી જીવનનો એક જ માર્ગ છે અને તે 'The Orient' (પૂર્વ)ની તમામ વિધવિધ પ્રજાઓને એક કરી, તેમાંથી એક શ્યામવર્ણી મહાપ્રજા સર્જી, જગતની શ્વેત પ્રજાઓના સામ્રાજ્યવાદી આક્રમણો સામે મોરચા માંડવાનો. પણ આજે તો ઝગલુલ, ચિત્તરંજન ને સુન યાટ સેન જતા એ ભાવના માત્ર ભાવના સ્વરૂપે જ રહી છે. છતાં, એવી પરમ ઉજ્જ્વળ ભાવનાના સેવનાર તરીકે ઝગલુલની પૂજા કરવાની આપણી ફરજ વિશેષ મોટી બને છે

ચીનના ઇતિહાસમાં જે સ્થાન ડૉ સુન યાટ સેનનું છે, ભારતના ઇતિહાસમાં જે સ્થાન તિલક મહારાજનું અને ચિત્તરંજન દાસનું છે તે સ્થાન ઈજીપ્તના ઇતિહાસમાં ઝગલુલ પાશાનું છે એ ચારે નરોત્તમોનો અનુયાયી સંઘ જ એક દિવસ એશિયાઇ ઐક્યનું સ્વપ્ન સાચું કરશે અને પૂર્વની પ્રજાઓના મુલકમાં પૂર્વની પ્રજાઓના જ 'સ્વરાજ્ય'નો ગગનચુંબી ઝુંડો ફરકાવશે

[૧]

અમેરિકાનો એક જ્ઞાનભિખ્ખુ પ્રવાસી પૂર્વની પ્રજાઓનું દિલ વાંચવા સને ૧૯૨૧માં એશિયાઈ ભૂમિ ઉપર ભટકતો હતો એણે ચીન જોયું, એણે ડૉ સુન યાટ સેનના અનુયાયી યુવકસંઘના દર્શન કર્યાં એણે હિંદુસ્તાન જોયું, એણે ચિત્તરંજન અને મોહનદાસની આગળીએ ડોલતા સ્વરાજ્યની લડત લડતા ભારતવર્ષની નવપ્રજાના અંતર ઉકેલ્યાં અને પછી તે ઈજીપ્તમાં પહોંચ્યો ઈજીપ્તના માલિક જેવા થઇ પડેલા ગોરાઓએ આ ભલા પ્રવાસીને પાઠ ભણાવવા માંડયા કે ઇજીપ્ત સુખી છે, માત્ર થોડા કેળવાએલા ચળવળખોરો જ, થોડા ભેજા ચસકેલ વિદ્યાર્થીઓ જ ખોટું તોફાન મચાવી રહ્યા છે પ્રવાસીને થયુ કે પોતાના પ્યારા દેશને નામે પ્રતિદિન જેલ ભરતા મિસરી જુવાનોનો આ માતૃદેશ સુખી છે એમ કેમ માનું? એ પ્રવાસી ઇજીપ્તની સાચી હાલત સમજવા ઇજીપ્તના ગામડામાં ઘુમવા નીકળી પડયો એક સાંજે એક ગામડામાં એક વૃદ્ધ મિસરી પટેલના ડાયરામાં પ્રવેશ મેળવ્યો અને તેમની સાથે થએલી વાતોને પોતાની ડાયરીમાં ટપકાવી લીધી એ નોંધનો એક ફકરો નીચે મુજબ

'પણ આ અંગ્રેજો પ્રત્યે તમને આટલો બધો રોષ શા માટે આવે છે? તેમને તમારા મુલકમાંથી હાંકી કાઢવા તમે શા માટે આટલા બધા તલસો છો?' આડીઅવળી વાતોથી કંટાળી મેં આખરે સીધો સવાલ પુછયો

'શા માટે? ઇજીપ્ત અમારૂં છે એટલા માટે' અત્યાર સુધી ચુપ બેઠેલા એક વૃદ્ધ મિસરીએ જવાબ દીધો તેની આંખો ઉકળાટથી લાલ દેખાવા માંડી તેની સફેદ દાઢી દીવાના પ્રકાશમાં ચળકવા લાગી.

'પણ તમારી ફરિયાદ શી છે?' મેં બીજો સવાલ પુછયો

'ભાઇ, તમે ફરિયાદો પુછો છો? ફરિયાદો કઇ ગણાવીએ ને કઇ ન ગણાવીએ? ફરિયાદોનો કોઇ આરો નથી અમારા ઉપર ગુજરતા જુલ્મોની કોઇ સીમા નથી જીવનમાં ડગલે ને પગલે પરદેશીઓની પરાધીનતા બરદાસ્ત કરવી એ કોઇ નાની ફરિયાદ છે? મારા છોકરા માટે હજારો રૂપિયા ખર્ચી તેને ભણાવીગણાવી તૈયાર કરૂં એટલે અંગ્રેજ બહાદુર કહેશે કે એને ગોરી કારકુનની ખુરસી ઉપર બેસાડી દો. અને દેશના કારભારની—મોટામોટા લાટ સાહેબોની જગ્યાઓ તો અંગ્રેજોના બેટા માટે' એ ગુલામી અમારે નથી જોઇતી દિવસરાત કાળી મહેનત કરી ખેતરો ખેડીએ અને અઢળક દાણા નીપજાવીએ, છતાં અમારે તો ભુખમરો જ વેઠવો પડે અને બધો બાદશાહી અંગ્રેજો માણે એ સ્થિતિથી અમે થાકયા છીએ અમે અમારૂં સંભાળી લઇ શકીએ તેમ છીએ'

'વળી અંગ્રેજોને ગમે તેટલું જ અમારે બોલવું ને તેમને ગમે તેટલુ જ અમારે ચાલવુ. એ બેડીઓ હવે અમારાથી નથી સહેવાતી' એક બીજા વૃદ્ધ મિસરીએ બોલવા માંડયું 'લડાઇ દરમ્યાન અમારાં ઉંટ, અમારાં ગધેડાં, અમારા દાણા અને અમારી દૌલત એ બધુ અમે અંગ્રેજોને ચરણે ધરી દીધું અને

સૌથી વિશેષ તો, અમારા જુવાન જોધમલ પુત્રોની એક મોટી ફોજ તેમની સેવામા સોંપી પણ તેનો બદલો શો? અમારા ગળામા એક પછી એક નવી સાંકળો પડતી જાય છે. હવે અમે તેમને ઓળખી ગયા છીએ. તેમને હવે તો, અમારા નવ ગજના નમસ્કાર છે.'

એ ચોગાનમા એક ખાટલા ઉપર એક કદાવર, મોટા ઝબ્બાવાળો ને લાંબી દાઢીવાળો, તેજસ્વી આંખોવાળો એક પુરુષ ચુપ બેઠો હતો. તે અમારા સવાલજવાબ શાન્તિથી સાંભળતો હતો. કોઇ પણ માણસે તેને સાંભળવો જ જોઇએ, સૌએ તેને માન આપવું જ જોઇએ, એવી તેની પ્રતિભા હતી તેનો આનમાની ઝબ્બો સમેટતા તે એકદમ બેઠો થયો અને જાણે મારી સામે આંખો ફાડી જોઈ રહ્યો દિલને જાણે ઉલટાવી નાખતો હોય તેમ તે બોલી ઉઠ્યો:

'હા, પણ હજી તો ઘણું યે બાકી છે અંગ્રેજોએ અમારા શિરે લાદેલા ગુલામીખતોની વાત તો તમે નહિ જાણતા હો. અંગ્રેજોને અમારા કપાસની એટલી ભુખ છે કે અમારા ખેતરોમા તેઓ ફરજિયાત કપાસનુ જ વાવેતર કરાવે, અમારા ઔદ્યોગિક વિકાસમા લાખો અનરાય નાખે અમે એથી તોબાહ પોકારી ગયા છીએ. હવે તો તેમને ગમે જ છુટકો છે તેમને રહેવુ હોય તો એક રીતે જ રહી શકે અમારા મિત્ર તરીકે, અમારા માલિક તરિકે નહિ હવે તો અમારે ઇસ્તીકલાલ જોઇએ છે આઝાદી એ જ અમારૂં ધ્યેય છે.' ખુબસુરત એ મિસરીએ મો ઉપરનો પરસેવો લુછવા માંડ્યો. હું એના મુખના ભાવ ઉપરથી સમજી શક્યો કે એ ઇસ્તીકલાલ–આઝાદી–એટલે સ્વાધીનતાની બાગ પોકારે છે હું ચુપ ન રહી શક્યો:

'પણ આઝાદી રસ્તામા નથી પડી એ માલુમ છે ને? તેની પુરેપુરી કીમત ભરવા તમે તૈયાર છો?'

'આ જિન્દગાની એને માટે છે. અમારા નવજુવાન બેટાઓનાં લોહી એને માટે છે'

'—અને મહોરદારો અને બેટીઓના પણ' એક બીજા વૃદ્ધે પડછંદ અવાજે હાકલ પાડી.

આખી મંડળી ઉભી થઇ ગઈ.

'આ અંગ્રેજો અમારે નહિ જોઇએ અમારે ઇસ્તીકલાલ જોઇએ' એ જ શબ્દો ઓરડામા ગુંજી રહ્યા આખા વાતાવરણમા 'આઝાદી આઝાદી'ના પડઘા ગાજી રહ્યા. ઉપર આકાશના ચમકતા તારાઓ પણ 'આઝાદી' શબ્દો જ ગુંથી રહ્યા

સર્વત્ર એ જ શબ્દો વાંચતો હું મારે ઉતારે આવ્યો. આ એક જ પ્રસંગથી હું ઇજીપ્તના દિલને, મિસરીઓની સર્વોપરી વાન્છનાને પામી ગયો છું અંગ્રેજોએ ઇજીપ્ત ખાલી કરવુ જ જોઇએ.'

[૨]

ઇસ્તીકલાલનો આવો અદ્ભુત નાદ ઇજીપ્તના ગામડે ગામડે કોણે જગાવ્યો? અમેરિકન પ્રવાસીને પોતાના અનુભવના પરિણામે પોતાની ડાયરીમા 'અંગ્રેજોએ ઇજીપ્ત છોડી જવુ જ જોઇએ.' એ પ્રકારની નોંધ નોંધવાની ફરજ પાડતી આવી નવસૃષ્ટિ કોણે સર્જી?

પોતાના વતન ઉપર આક્રમણ લાવતી ગમે તેવી બળશાળી પ્રજાની સામે પણ સિંહની ત્રાડે નાદતુ એ નૂતન ઇજીપ્ત સરજનાર નરવીરનુ નામ સા'દ ઝગલુલ પાશા પ્રાચીન રોમન સેનેટરોના સ્મરણો તાજાં કરાવતા અને રોમ નગરમાથી પોતાની કરામતને પ્રતાપે સારી દુનિયાને ચકિત કરતા ઇટલીના આધુનિક સરમુખત્યાર મુસોલિનીએ એક વેળા કહેલુ કે 'વનરાજ જેમ જાનવરના દેહ ઉપર નહોર વતી ઉઝરડા કરે તેમ, મારૂ



જિંદગીનુ કાર્ય જગતના ઇતિહાસ ઉપર મારા પોતાના આંકાઓ મુકવાનુ છે.' મુસોલિની જે કહી રહ્યો છે અને કરી રહ્યો છે તે કરી બતાવી—એથી કયા યે વિશેષ કરી બતાવી આ ઝગલુલ આજે તેની પ્રિય કર્મભૂમિ તજીને અમર ધામને પંથે પડયો છે

જેમ એક કુશળ કુંભકાર માટીનો પીંડો લઈ તેમાથી પોતાને મનમાનતો ઘાટ ઘડે, તેમ ઇજીપ્તના આ રાષ્ટ્રવિધાતાએ ઈજીપ્તના જનસમૂહમાથી સશક્ત અને સ્વમાનપ્રિય મિસરી પ્રજાનો ઘાટ ઘડી, સકળ જગતનો ઇતિહાસપ્રવાહ બદલી નાખી, મિસરી પ્રજામાથી છેલ્લી વિદાય લીધી છે મીસર દેશને નામે પોતાના જીવનના પચાવન વર્ષની આહૂતિ આપી, શરીરમા શ્વાસોચ્છ્વાસની ક્રિયા ચાલુ રહી ત્યા સુધી ઈજીપ્તની જ ભક્તિ કર્યા કરી, એ નર-વીર, સિત્તોતેર વર્ષની પક્વ વયે, ગયા ઑગસ્ટ માસની ૨૩મી તારીખે, જીવન સફળ કર્યાના સંતોષ સાથે પરલોક સીધાવ્યો છે ઇજીપ્તના ખોળિયામાથી પ્રાણ ચાલ્યો ગયો હોય તેમ, મંદિરમાથી જાણે દેવ ઉપડી ગયા હોય તેમ, જીવનમાથી ચૈતન્ય ચોરાઇ ગયુ હોય તેમ, ઇજીપ્તની સમસ્ત પ્રજા આજે એ અદ્વિતીય રાષ્ટ્રવિધાતાના અવસાન પર આસુ સારી રહી છે

ઝગલુલનો જન્મ થયો ઇસ્વી સન ૧૮૬૦ની સાલમા, ઇજીપ્તના ઇબિયન નામના જીલ્લામા, તેના એક પ્રતિષ્ઠિત ખેડુત કુટુબને ઘેર ઝગલુલે પ્રાથમિક શિક્ષણ લીધુ તેના ગામડાની નાની નિશાળમા, અને પછી ઉચ્ચ શિક્ષણ માટે પહોચ્યો કેરોની 'અલ અઝહર' વિદ્યાપીઠમા ત્યા ૧૮૮૦મા, ૨૦ વર્ષની ઉમરે તેણે શિક્ષણ પુરૂ કર્યુ અને એક સરકારી અખબારના સપાદક તરીકે જિંદગીના શરૂઆત કરી એ નોકરીમા એનો ઉત્કર્ષ થવા માડયો પણ એટલામા તો ઇજીપ્તના સ્વાધીનતાના યુદ્ધના ઇતિહાસમા યાદગાર એવી ૧૮૮૨ ની સાલ આવી

ઇજીપ્તના ખેદીવ ઇસ્માઇલે પોતાની ફનાગીરી નિભાવવા પોતાની પાસેના સુએઝ કૅનાલના ચાળીસ લાખ પાઉન્ડની કીમતના શેર વિલાયતને વેચ્યા, તે દિવસથી ઈજીપ્તમા અંગ્રેજોનો બરાબર પગપેસારો શરૂ થયો વિલાયતના એ અંગ્રેજ દુકાનદારો, પૂર્વના મુલકોમા જે રીતે ધીમેધીમે સત્તા જમાવતા જવાને માટે વિખ્યાત થયા છે તે જ રીતે તેમણે ઇજીપ્તમા પણ પોતાની કાર્યવાહી શરૂ કરી ઈજીપ્તની આઝાદીને જીવન કરતા યે વધારે કીમતી ગણનારા સ્વાધીનતા-પ્રેમી ઇજીપ્તવાસીઓને એ બદ મુરાદો સમજાઇ ગઇ અને અરબ્બી પાશાના નેજા નીચે રાષ્ટ્રીય હલચલના મગળાચરણ થયાં

તે કાળમા મિસરીઓ અહિંસકતાના ઉપાસક નહોતા તેઓ તલવારથી, ઉઘાડા બળવાથી, બાવડાની તાકાતથી પોતાની સ્વાધીનતાને સાચવવામા માનતા હતા અરબ્બી પાશાએ ૧૮૮૨મા બળવાની હાકલ દીધી અને ઍલેકઝાન્ડ્રિયા શહેરમા લૂટ પાડી બળવાની શરૂઆત કરી ઢંઢેરો પીટયો કે 'અંગ્રેજો અને બીજા જે પરદેશીઓ અમારા વતનને જજીરો પહેરાવવાને અહીં આવ્યા છે તેમની અને અમારી વચ્ચે જીવ-સટોસટની દુશ્મનાવટ છે અમે તેમને અમારો દેશ છોડી જવાની સૂચના કરીએ છીએ અને નહિ તો તેમને અમારાથી આપી શકાશે તેવી આકરમાં આકરી સજા આપતા અમે અચકાશુ નહિ આ ઉપરાત આવતા ભવમા તેમને ખુદા સજા કરશે તે જુદી '

દેશની મુક્તિ માટેના જગના રણશીંગા વાગે અને કયો મર્દ, કયો જુવાન ઘરખુણે બેસી રહી શકે? અને તેમા યે બાવીસ વર્ષનો જુવાન ઝગલુલ, જેના દિવસો ઇજીપ્તની મુક્તિના સ્વપ્નો જોવામા જ જતા, તે તો કેમ જ શાન્ત રહી શકે! જગતને આજે પણ વિસ્મય પમાડી રહેલી મિસરની પ્રાચીનતમ અને બાજરમાન સસ્કૃતિના આસપાસ વેરાએલા અવશેષો જોઇજોઇ, એ ભવ્ય સંસ્કૃતિની કલ્પના કરીકરી, ઝગલુલ તેની મિસરી માતૃભૂમિ પ્રત્યે અદ્ભુત પ્રેમભાવ અનુભવતો આસપાસ ઉભેલા ભૂત મિસરી જાહોજલાલીના ખડિયેરો જોઇ તે ન વર્ણવી શકાય એવી વ્યથા અનુભવતો મિસરની ભૂમિને કાચુ સોનુ પકાવવા જેટલી ફળદ્રુપ બનાવ-નારી નાઇલ સરિતા, જેમા એક કાળે આઝાદ નરોના મોહક પ્રતિબિમ્બ પડતા તે જાણે શોકમા ગિરફતાર બની હોય તેમ, તેના આસમાની નીર મુગામુગા વહેતા જોઇ, તે અનિર્વચનીય સતાપ અનુભવતો ભવ્ય પીરામીડો—રોમના સીઝરના ઘસારા સામે યે અણનમ ઉભા રહેલા એ મિસરી વૈભવના

સ્મરણચિહ્નો—જોઇ, અને એ સુદિવસોની સાથે આજના દુર્દિનોની અજાણ્યે સરખામણી મુકી, તેનુ લોહી તપી ઉઠતુ. પ્રતિદિન, તે જ્યારે પોતાની નોકરીમાથી છુટો થઇ સાજના પોતાના ઓરડામા બેસતો ત્યારે તેની આખો સામે આ જ ચિત્રો ખડા થતા, અને તેની દરેક સધ્યા, પોતાના પ્યારા વતનની પરાધીન દશાના ભાને, ગ્લાનિના, રોષના, નિશ્ચયના, વિધવિધ રંગોએ રગાઇ રહેતી. દરેક સાંજે ઝગલુલના મકાનની પાસે જ નાઇલના ગમગીન નીરમાં સૂર્યનુ બિમ્બ અદ્રશ્ય થતુ ત્યારે, ઝગલુલ હાથનો મુક્કો ઉગામી, દાત ભીંસી, ગોનો સીનો કદ્દર બનાવી, મક્કમ નિશ્ચય કરતો કે 'આ જીવન અને આ દેહ મિસરની ગુલામીના બંધનો તોડવા અર્થે જ અને મિસરને સ્વાધીન, સ્વતંત્ર બનાવવા અર્થે જ નિર્માયા છે. એ એક જ ધ્યેયની વેદી ઉપર હું સર્વસ્વનુ બલિદાન આપીશ અને ઇજીપ્તની 'ઇસ્તીકલાલ' પોકારીશ'

એ મક્કમ નિશ્ચયનો અમલ કરવાની ઘડી આવેલી જોઇ ઝગલુલે નોકરી ફગાવી દીધી અને અરબ્બી પાશાના નેજા નીચે જઇને ઉભો. તેલેલ-કેબીર મુકામે મિસરીઓ અને અંગ્રેજો વચ્ચે યુદ્ધ મચ્યુ વિલાયતના તે કાળના વડા પ્રધાન ગ્લૅડસ્ટનની સરકારે ૨૦ લાખ પાઉન્ડ સાથે ૭ હજાર સિપાઇઓનું સૈન્ય તત્કાળ મોકલ્યુ અંગ્રેજો જીત્યા અને મિસરી 'બળવાખોરો' હાર્યા અરબ્બી પાશા અને ઝગલુલ વગેરે અગ્રેસરોને ગિરફતાર કરવામા આવ્યા. અને કાસર-અલ નીલના લશ્કરી કોટડીઓમા તેમને કેદ રાખવામા આવ્યા. પોતાના જાહેર જીવનની આવી મગળ શરૂઆત થતી જોઈ, પ્રસન્નચિત્ત બની ઝગલુલે જેલની કોટડીમાં પણ મિસરી માતાની જ માનસિક આરાધના કર્યા કરી.



ઇજીપ્તનો ઉદ્ધારક સા'દ ઝગલુલ પાશા

[૩]

જીવનનું પ્રથમ પ્રકરણ સોનેરી અક્ષરોએ લખી ઝગલુલ ૧૮૮૩માં છુટો થયો. તેની સરકારી નોકરી તો ગઈ હતી, એટલે તેણે કાયદાનો અભ્યાસ કરી, બારિસ્ટર બની, વકીલાત શરૂ કરી અને બીજી તરફથી પોતાની જાહેર પ્રવૃત્તિઓ વધારવા માંડી. 'અલ અઝહર' વિદ્યાપીઠમા તેને પોતાના જેવા ઘણા યે પાણીદાર જુવાનો સાથે મિત્રાચારી થએલી હવે તેણે એ મિત્રાચારી તાજી કરવા માડી અને 'સ્વાધીનતા તથા બળવો' અને એવાએવા ક્રાન્તિકારક વિચારોનો પ્રચાર કરવા માડ્યો શેખ જમાલુદ્દીન-અલ-અફઘાની અને શેખ મહમ્મદ અબ્દુની સોબતમા તેણે પૂર્વની પ્રજાઓને જાગ્રત કરવાની અને તેમને પશ્ચિમની ધોંસરીમાથી મુક્ત કરવાની સ્વપ્નમાળાઓ રચવા માડી

જુવાન ઝગલુલના વકતૃત્વે તમામ વર્ગો ઉપર જાદુ કરવા માડ્યું. તેની અસામાન્ય બુદ્ધિમત્તાએ પ્રૌઢોની પ્રીતિ મેળવવા માંડી તેના આવેશે અગ્રેજોને દાત કચકચાવતા કર્યાં આ બધા બળોને આધારે જોતજોતામા ઝગલુલનો આર્થિક ઉત્કર્ષ પણ થયો અને ૧૮૯૨મા તેણે ફ્રેન્ચ ભાષા તથા ધારાશાસ્ત્રમાં પ્રવીણતા પ્રાપ્ત કર્યા પછી તેને 'કોર્ટ ઑફ અપીલ'મા મુખ્ય સલાહકાર સ્થાપવામાં આવ્યો.

આ અરસામા ઝગલુલે, વિખ્યાત વિદ્વત્તવાદી પ્રિન્સેસ નાઝલીના મકાન ઉપર જામતી કૈરો નગરના

તરુણસંઘ આવીને ખડો થઇ ગયો

યૂરોપમાં યુદ્ધ ખતમ થયું તેને બીજે જ દિવસે, સા'દ ઝગલુલ પાશાએ—ઇજીપ્તના એ હૃદયનાથે, સમસ્ત મિસરી પ્રજાને નામે, કેરોમાં વસતા અંગ્રેજ સત્તાના પ્રતિનિધિને રીતસર ખબર મોકલ્યા કે 'હવે ઇજીપ્ત ખાલી કરો.' બીજી તરફથી એ દલ રાજપુરુષે ઇજીપ્તની માગણીથી વિલાયતને વાકેફ કરવા ઇજીપ્તના પ્રતિનિધિઓનું શિષ્ટ મંડળ વિલાયત લઇ જવાની વાત ચલાવી. વિલાયતના ડાહ્યા ગણાતા પણ વિજયના નશામાં ચકચુર બનેલા રાજપુરુષોએ એ માગણીનો જવાબ વાળ્યો કે 'ઇજીપ્તની બાબતમાં ચર્ચા કરવાની અમને અત્યારે ફુરસદ નથી' ઝગલુલને એ જ જવાબ જોઇતો હતો. આખું દારૂખાનું તૈયાર હોય અને તેને એક જામગરી દાગવાની જ જરૂર રહે તેમ, ઇજીપ્તમાં દારૂખાનું તો ક્યારનું તૈયાર થઇ ગયું હતું—માત્ર એક જામગરીની જ જરૂર હતી તે આ જવાબે પુરી પાડી. ઇજીપ્તના પ્રધાનમંડળમાંથી મુખ્ય પ્રધાન રશદી પાશા અને અદલી પાશાએ રાજીનામાં આપ્યાં ઝગલુલે ફરીવાર ગર્જના કરી કે 'અંગ્રેજ સત્તાની છાયા નીચે ચાલતા રાજતંત્રમાં વડા પ્રધાનનું આસન સ્વીકારવા કરતાં, સ્વતંત્ર ઇજીપ્તના એક કંગાળમાં કંગાળ શહેરી બનવામાં હું વિશેષ માન સમજું છું.'

ઝગલુલે વિલાયત જવાની વાત માંડી વાળી અને નવો દાવ માંડ્યો. તેણે પારીસમાં બેઠેલી સુલેહ પરિષદ સમક્ષ ઇજીપ્તનો દાવો રજુ કરવાના ખરીતા મોકલ્યા. યૂરોપના પ્રતિનિધિઓની એ પરિષદ સમક્ષ ઇજીપ્તના આત્મનિર્ણયના અધિકાર માટે દલીલ કરવા તેણે બાર પ્રતાપી મિસરીઓનું શિષ્ટ મંડળ તૈયાર કર્યું અંગ્રેજો એ કેમ સાંખી શકે? તેમણે માન્યું કે તોપ અને તલવાર બતાવવાથી ઝગલુલ અને તેના સાથીઓ ચુપ થઇ જશે અને આ ચળવળ બેસી જશે તેમણે અનુમાન કર્યું કે ઝગલુલને અને તેના મુખ્ય સાથીઓને હદપાર કરવાથી આ ઉકળાટ તત્કાળ શમી જશે. અંગ્રેજોએ એ બંને ઉપાયો અજમાવ્યા. ૧૯૧૯ના માર્ચની ૮મી તારીખે ઝગલુલને અને તેના ત્રણ સહચારીઓને ગિરફતાર કરી માલ્ટા ટાપુમાં દેશપાર કરવામાં આવ્યા. સિત્તેર વર્ષનો બુઢ્ઢો ઝગલુલ મિસરી માતાનું નામ જપતો અને 'દેશબાંધવો, મારી ગેરહાજરીમાં મારૂં કામ બંધ ન કરજો' એવો ઇજીપ્તને સંદેશો દેતો માલ્ટા ચાલ્યો

ઇજીપ્તની પ્રજા-લાગણીનો જ્વાળામુખી ફાટી નીકળ્યો. અંગ્રેજોના આ કૃત્યને ઇજીપ્તની સમસ્ત પ્રજાએ દેશનું ભયંકર અપમાન માની લીધું. મિસરીઓએ પોતાનો વિરોધ જાહેર કરવા દેશભરમાં સ્વાધીનતાની ચળવળ બમણા જોરથી ચલાવી રમખાણો થયાં, પરદેશીઓનાં ખુન થયાં, અનેક નિર્દોષોનાં લોહી રેડાયાં અંગ્રેજ સત્તાધીશોએ લશ્કરી કાયદાનો અમલ વધારે સખ્તાઇથી માંડ્યો. છતાં ઇજીપ્તનો પ્રકોપ ન શમ્યો તે ન જ શમ્યો. ઇજીપ્તની એક જ માગણી હતી અમારો ઝગલુલ અમારી વચ્ચે પાછો મુકો. ને અંગ્રેજોને આખરે ઝગલુલને છુટો કરવો પડ્યો

[૫]

ઝગલુલ માલ્ટાથી સીધો પારીસ ગયો. તેણે ફરીવાર ઘોષણા કરી કે 'ઇજીપ્તને કોઇનું રક્ષણ નથી જોઇતું. ઇજીપ્તને બીજી પ્રજાઓની જેમ આત્મ-નિર્ણયનો અધિકાર જોઇએ છે. ઇજીપ્ત સંપૂર્ણ સ્વાધીનતા માગે છે' પણ તેની એ વાત, ન તો પારીસની સુલેહ પરિષદે સાંભળી કે ન તો તેને અંગ્રેજોએ કાન દીધા

ઝગલુલે જોયું કે પરાધીન પ્રજાઓને માટે તેમની સ્વાધીનતા પાછી મેળવવાનો એક જ માર્ગ છે અને તે કટ્ટર અસહકારનો તેણે પારીસથી પાછા આવી એ શસ્ત્ર અજમાવ્યું. ઇજીપ્તમાં અસહકાર શરૂ થયો. તમામ સરકારી સંસ્થાઓનો બહિષ્કાર મંડાયો. વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓએ હજારોની સંખ્યામાં, તેમની શાળા કૉલેજો છોડી. પ્રધાનોએ રાજીનામાં આપ્યાં. સરકારી નોકરોએ અને અમલદારોએ સરકારી નોકરીઓ છોડી આખું રાજતંત્ર અટકી પડ્યું

હિંદના અસહકારના પરિણામે જેમ ૧૯૨૧ના છેલ્લા મહિનાઓમાં લૉર્ડ રીડિંગ ફરી ઉઠ્યા હતા અને ગમે તે શરતે સમાધાન માગતા હતા તેમ, ઇજીપ્તમાં પણ એ ઘડી આવી અંગ્રેજ સત્તાધીશોને ધોળે દિવસે આકાશમાં તારા દેખાઇ ગયા ઇજીપ્તને સ્વતંત્રતાનાં વચન અપાયાં. ઇજીપ્તની માગણીઓનો વિચાર કરવા મિલ્નર કમિશનની નિમણુંક કરવાનું જાહેરનામું બહાર પાડ્યું

પણ મિલ્નર કમિશનનો કાર્યપ્રદેશ એટલો સકુચિત રખાયો હતો કે ઝગલુલ અને તેના મતનો રાષ્ટ્રીય પક્ષ એની નિમણુકથી ઉલટા અસંતુષ્ટ થયા તેમણે એ મિલ્નર કમિશનનો બહિષ્કાર કરવાનુ ઠરાવ્યું.

મિલ્નર કમિશને ૧૯૧૯ના ડિસેમ્બરની સાતમી તારીખે ઇજીપ્તમા પગ મુક્યો તે દિવસથી જ ઇજીપ્તમા ઠેરઠેર હડતાળો પડવા માડી અને જાહેર વિરોધ-પ્રદર્શનો થવા લાગ્યા. કોઈ પણ પ્રતિષ્ઠિત મિસરીએ મીલ્નર કમિશન પાસે જઇ જુબાની ન દીધી સૌકોઇએ કમિશનને એક જ જવાબ દીધો 'જાવ ઝગલુલ પાસે અને એ કહે તેમ કરો ' મિલ્નર કમિશન ઝગલુલના પ્રભાવનુ માપ કાઢી, ઇજીપ્તની રાષ્ટ્રીય અસ્મિતા નિરખી, દગ બની પાછુ વિલાયત ગયુ '

લૉર્ડ મિલ્નરે વિલાયત જઇ, ઝગલુલની સાથે વાતચીત ચલાવવાની ઇચ્છા બતાવી સાત સહચારીઓ લઇ, ૧૯૨૦ની ૭મી જુને ઝગલુલ વિલાયત પહોચ્યો વિલાયતમા લૉર્ડ મિલ્નરની પાસે તેણે ઇજીપ્તની માગણીઓ મુકી પણ ખાસ પરિણામ ન આવ્યુ

આખરે, ગ્રેટબ્રિટનની સરકાર તરફથી ૧૯૨૧ના માર્ચ મહિનામા ઇજીપ્ત પરત્વે જાહેરનામુ બહાર પડ્યુ તેમા જાહેર થયુ કે આજથી ગ્રેટબ્રિટન ઇજીપ્તની સ્વતંત્રતાનો સ્વીકાર કરે છે પણ સ્વતત્રતાને મર્યાદિત બનાવનારી કેટલીક શરતો પણ એ જ જાહેરનામામા પ્રકટ થઇ સપૂર્ણ સ્વાધીનતાના પૂજારી ઝગલુલ-પક્ષને એ શરતો કેમ રૂચે ?

ઝગલુલે ઇજીપ્ત પાછા આવી બેવડા જોરથી પોતાની સપૂર્ણ સ્વાધીનતાની ચળવળ ઉપાડી તેણે મિસરના વિભાગે વિભાગમા ભ્રમણ કર્યું અને મિસરીઓને આદેશ દીધો કે 'સપૂર્ણ સ્વાધીનતા—અને લગીરે ઓછુ નહિ—એ જ તમારૂ નિશાન રાખજો ' એવો આદેશ આપીને ઝગલુલ ઇજીપ્તના પાટનગરમા પાછો ફર્યો. ૧૯૨૧ના ડિસેમ્બર માસમા તેણે એક જંગી રાજદ્વારી સભા બોલાવી અને તેની સમક્ષ રજુ કરવાના રાજકીય લડતના નવા કાર્યક્રમની રૂપરેખાઓ જાહેરમા મુકી. એ જોઇ તે વખતના ઇજીપ્તના હાઇ કમિશ્નર લૉર્ડ ઍલેન્બીના હૃદયમા ભારે ભીતિ પેસી ગઇ તેણે ઝગલુલ ઉપર હુકમ મોકલ્યો કે તમારે રાજદ્વાની ચળવળમાથી મુક્ત થવુ અને તમારા મુળ વતનના ગામડામા જઇને રહેવુ ઝગલુલ એવા અવિચારી અને ઉદ્ધત હુકમનો શો જવાબ આપે ? તેની પાસે તો એક જ જવાબ હતો અને તે એ કે 'હું મારૂ કાર્ય છોડવાનો નથી.' લૉર્ડ ઍલેન્બીની આખો રાતી બની. પોતાના હુકમની અવગણના કરનાર ઇજીપ્તના આતમારામ ઝગલુલ સામે કોઇ પણ આરોપ પુરવાર કર્યા વિના, તેણે તેને દેશપાર કરવાનો હુકમ ફરમાવ્યો

પોતાના સર્વોપરિ દેશનાયકને દેશપાર જતો જોઇ—મિસરને નામે, એકોતેર વર્ષની વૃદ્ધાવસ્થામા, લથડી પડેલ તબિયત લઇને, જ્યારે સૌકોઇ સર્વ પ્રવૃત્તિ છોડી જિંદગીના છેલ્લા દિવસો સુખમા ગાળવા તલસે ત્યારે, ઝગલુલને ત્રીજી વખત એ સજાને વધાવી લેતો જોઈ—એ મહાપુરુષને વંદના કરવા લોકોના ટોળેટોળા એના ઘર આગળ ઉભરાવા લાગ્યા બાળક, જુવાન, વૃદ્ધ, સૌ કોટિના મિસરીઓએ તેમના સરદારના ઘર ઉપર ઘેરો નાખ્યો અને 'ઘણું જીવો ઝગલુલ પાશા'ના જયનાદથી ગગન ગજાવી મુક્યુ.

અંગ્રેજ સેનાપતિનુ ફરમાન હતુ કે ઝગલુલનો નામોચ્ચાર કોઇ પણ વર્તમાનપત્રમા, કોઈ પણ ભાષણમા, ક્યા ય પણ, કોઇએ પણ, કદિ ન કરવો એ આજ્ઞા તોડનાર અંગ્રેજ સેનાપતિનો ભોગ થઇ પડશે એ હુકમ નીકળ્યા પછી, રમઝાનને છેલ્લે દિવસે કેરો નગરની બધી મસ્જિદો મિસરીઓથી ચિકાર ભરાઈ ગઈ હતી. કેરોની મુખ્ય મસ્જિદમા કેરોના તમામ નામાકિત ખાનદાન શહેરીઓ નમાઝ પઢવા આવ્યા હતા ઇજીપ્તનો ખુદ રાજા પણ પોતાના આખા પ્રધાનમંડળ સાથે હાજર હતો પંદર હજારની જબ્બર મેદની જામી હતી શહેરીઓની પાચપાચની હારની વચમા નાગી તલવારવાળા લશ્કરી સિપાઇઓની એકએક હાર ગોઠવી દેવામા આવી હતી રખેને કોઇ તોફાન કરે, રખેને કોઇ ઝગલુલના નામનો ઉચ્ચાર કરે, રખેને કોઈ ઝગલુલના પક્ષમા ભાષણ કરી નાખે! બંદગી પુરી થઇ. સર્વત્ર ચુપકી પથરાઇ રહી એટલામા મસ્જિદના એક ખુણામાથી એક કોમળ, મધુર, સ્પષ્ટ સ્વર ગુંજી રહ્યોઃ 'ઘણુ જીવો ઝગલુલ પાશા!' અને તુરત આખી પંદર હજારની મેદની–



પુષ્કર સરોવર

કોઇ વિશાળ કમળપત્રની વચ્ચે નીતર્યું નીર ભરાઇ ર
હોય એવું, ચોમેર નાનકડી પર્વતમાળાઓથી વીંટાએ
રાજપુતાનાનું આ રળિયામણું સરોવર નિસર્ગદેવીનું અ
રમ્ય ક્રીડાસ્થાન હોય એવું શોભે છે જલસભર કઠોર અ
જડ માનવોનો પણ હૃદયપલટો કરી નાખે એવા પ્રકૃ
સૌંદર્યથી મંડિત સ્થાનોમાં તીર્થક્ષેત્રો ઠરાવવામાં એ
રહસ્ય રહેલું હશે પુષ્કર તીર્થ હિંદુસ્તાનના પ્રખ્યાત અ
મુખ્ય તીર્થક્ષેત્રોમાંનું એક-બ્રહ્માજીનું મુખ્ય તીર્થ-ધામ
છે કાર્તિકી પુનમે ત્યાં મોટો મેળો ભરાય છે.

અજમેરની પશ્ચિમે આવેલી સુંદર પર્વતમાળાની પે
પાર, સાત માઇલ દૂર, મના ગાઢ ઘેરાવાના આ મનો
સરોવરને કાંઠે રાજપુતાનાની નાજુક કારીગરીના મંદિ
ઘાટો ને મકાનો ઉભા છે રાજપુતાનાના
રાજાઓએ ભક્તિભાવપૂર્વક તેની યાત્રા પુષ્કળ ધન ખર્ચ
કુદરતની રમણીયતામાં જાણે પૂર્તિ કરી છે



પણ મિલ્નર કમિશનનો કાર્યપ્રદેશ એટલો સંકુચિત રખાયો હતો કે ઝગલુલ અને તેના મતનો રાષ્ટ્રીય પક્ષ એની નિમણૂકથી ઉલટા અસંતુષ્ટ થયા. તેમણે એ મિલ્નર કમિશનનો બહિષ્કાર કરવાનું ઠરાવ્યું.

મિલ્નર કમિશને ૧૯૧૯ના ડિસેમ્બરની સાતમી તારીખે ઇજીપ્તમાં પગ મુક્યો. તે દિવસથી જ ઇજીપ્તમાં ઠેરઠેર હડતાળો પડવા માંડી અને જાહેર વિરોધ-પ્રદર્શનો થવા લાગ્યાં. કોઈ પણ પ્રતિષ્ઠિત મિસરીએ મીલ્નર કમિશન પાસે જઇ જુબાની ન દીધી. સૌકોઇએ કમિશનને એક જ જવાબ દીધો: 'જાવ ઝગલુલ પાસે અને એ કહે તેમ કરો.' મિલ્નર કમિશન ઝગલુલના પ્રભાવનું માપ કાઢી, ઇજીપ્તની રાષ્ટ્રીય અસ્મિતા નિરખી, દંગ બની પાછું વિલાયત ગયું.

લૉર્ડ મિલ્નરે વિલાયત જઇ, ઝગલુલની સાથે વાતચીત ચલાવવાની ઇચ્છા બતાવી. સાત સહચારીઓ લઇ, ૧૯૨૦ની ૭મી જુને ઝગલુલ વિલાયત પહોંચ્યો. વિલાયતમાં લૉર્ડ મિલ્નરની પાસે તેણે ઇજીપ્તની માગણીઓ મુકી. પણ ખાસ પરિણામ ન આવ્યું.

આખરે, ગ્રેટબ્રિટનની સરકાર તરફથી ૧૯૨૧ના માર્ચ મહિનામાં ઇજીપ્ત પરત્વે જાહેરનામું બહાર પડ્યું. તેમાં જાહેર થયું કે આજથી ગ્રેટબ્રિટન ઇજીપ્તની સ્વતંત્રતાનો સ્વીકાર કરે છે. પણ સ્વતંત્રતાને મર્યાદિત બનાવનારી કેટલીક શરતો પણ એ જ જાહેરનામામાં પ્રકટ થઇ. સંપૂર્ણ સ્વાધીનતાના પૂજારી ઝગલુલ-પક્ષને એ શરતો કેમ રૂચે?

ઝગલુલે ઇજીપ્ત પાછા આવી બેવડા જોરથી પોતાની સંપૂર્ણ સ્વાધીનતાની ચળવળ ઉપાડી. તેણે મિસરના વિભાગે વિભાગમાં ભ્રમણ કર્યું અને મિસરીઓને આદેશ દીધો કે 'સંપૂર્ણ સ્વાધીનતા—અને લગીરે ઓછું નહિ—એ જ તમારૂં નિશાન રાખજો.' એવો આદેશ આપીને ઝગલુલ ઇજીપ્તના પાટનગરમાં પાછો ફર્યો. ૧૯૨૧ના ડિસેમ્બર માસમાં તેણે એક જંગી રાજદ્વારી સભા બોલાવી અને તેની સમક્ષ રજુ કરવાના રાજકીય લડતના નવા કાર્યક્રમની રૂપરેખાઓ જાહેરમાં મુકી. એ જોઇ તે વખતના ઇજીપ્તના હાઇ કમિશ્નર લૉર્ડ ઍલેન્બીના હૃદયમાં ભારે ભીતિ પેસી ગઇ. તેણે ઝગલુલ ઉપર હુકમ મોકલ્યો કે તમારે રાજદ્વારી ચળવળમાંથી મુક્ત થવું અને તમારા મુળ વતનના ગામડામાં જઇને રહેવું. ઝગલુલ એવા અવિચારી અને ઉદ્ધત હુકમનો શો જવાબ આપે? તેની પાસે તો એક જ જવાબ હતો અને તે એ કે 'હું મારૂં કાર્ય છોડવાનો નથી.' લૉર્ડ ઍલેન્બીની આંખો રાતી બની. પોતાના હુકમની અવગણના કરનાર ઇજીપ્તના આત્મારામ ઝગલુલ સામે કોઇ પણ આરોપ પુરવાર કર્યા વિના, તેણે તેને દેશપાર કરવાનો હુકમ ફરમાવ્યો.

પોતાના સર્વોપરિ દેશનાયકને દેશપાર જતો જોઇ—મિસરને નામે, એકોતેર વર્ષની વૃદ્ધાવસ્થામાં, લથડી પડેલ તબિયત લઇને, જ્યારે સૌકોઇ સર્વ પ્રવૃત્તિ છોડી જિંદગીના છેલ્લા દિવસો સુખમાં ગાળવા તલસે ત્યારે, ઝગલુલને ત્રીજી વખત એ સજાને વધાવી લેતો જોઈ—એ મહાપુરુષને વંદના કરવા લોકોના ટોળેટોળાં એના ઘર આગળ ઉભરાવા લાગ્યાં. બાળક, જુવાન, વૃદ્ધ, સૌ કોટિના મિસરીઓએ તેમના સરદારના ઘર ઉપર ઘેરો નાખ્યો અને 'ઘણું જીવો ઝગલુલ પાશા'ના જયનાદથી ગગન ગજાવી મુક્યું.

અંગ્રેજ સેનાપતિનું ફરમાન હતું કે ઝગલુલનો નામોચ્ચાર કોઇ પણ વર્તમાનપત્રમાં, કોઈ પણ ભાષણમાં, ક્યાંય પણ, કોઇએ પણ, કદિ ન કરવો. એ આજ્ઞા તોડનાર અંગ્રેજ સેનાપતિનો ભોગ થઇ પડશે. એ હુકમ નીકળ્યા પછી, રમઝાનને છેલ્લે દિવસે કેરો નગરની બધી મસ્જિદો મિસરીઓથી ચિકાર ભરાઈ ગઈ હતી. કેરોની મુખ્ય મસ્જિદમાં કેરોના તમામ નામાંકિત ખાનદાન શહેરીઓ નમાઝ પઢવા આવ્યા હતા. ઇજીપ્તનો ખુદ રાજા પણ પોતાના આખા પ્રધાનમંડળ સાથે હાજર હતો. પંદર હજારની જબ્બર મેદની જામી હતી. શહેરીઓની પાંચપાંચની હારની વચમાં નાગી તલવારવાળા લશ્કરી સિપાઇઓની એકએક હાર ગોઠવી દેવામાં આવી હતી. રખેને કોઇ તોફાન કરે, રખેને કોઇ ઝગલુલના નામનો ઉચ્ચાર કરે, રખેને કોઈ ઝગલુલના પક્ષમાં ભાષણ કરી નાખે! બંદગી પુરી થઇ. સર્વત્ર ચુપકી પથરાઇ રહી એટલામાં મસ્જિદના એક ખુણામાંથી એક કોમળ, મધુર, સ્પષ્ટ સ્વર ગુંજી રહ્યોઃ 'ઘણું જીવો ઝગલુલ પાશા!' અને તુરત આખી પંદર હજારની મેદની—

અધિકારી અને બીનઅધિકારી, સરકારપક્ષી અને પ્રજાપક્ષી સર્વેને મોઢેથી પ્રતિઘોષ થયો: ' ઘણુ જીવો ઝગલુલ પાશા' ઘણું જીવો ઝગલુલ પાશા!'

ઝગલુલને દેશપારીનો હુકમ મળ્યો ત્યારે તેની આવી અજબ લોકપ્રિયતા હતી. એ સમયે ઈજીપ્તની સર્વ કોટિની જનતાના હૃદયમાં તેનું આવું અનેરું સ્થાન હતુ.

અને ઝગલુલની પાછળ તેનો તાજ કોણે પહેર્યો? તેનું કામ કોણે ઉપાડી લીધું? દેશબંધુ ચિત્તરંજનદાસ જેલ જતાં તેમની જવાબદારીઓ શ્રીમતી વાસન્તી દેવીએ ઉપાડી લીધી હતી, ગાંધીજી યરોડાની દીવાલો પાછળ પુરાતાં લડત ચાલુ રાખવાની હાકલ શ્રીમતી કસ્તુરબાએ પાડી હતી, તેમ ઇજીપ્તમાં પણ ઇજીપ્તનો સરદાર ઝગલુલ દેશપાર થતાં એ સરદારી ઝગલુલના સહધર્મચારિણી શ્રીમતી સોફિયા બાનુએ હસતે મોંએ સ્વીકારી લીધી. લૉર્ડ ઍલેન્બીએ જ્યારે તેમને સંદેશો મોકલાવ્યો કે 'આપને આપના પતિની સાથે જવું હોય તો તેમ, નહિ તો બીજે સુંદર હવા ખાવાના સ્થળે જવાની વ્યવસ્થા થઇ રહી છે' ત્યારે એ બહાદુર નારીએ એ તુમાખી અંગ્રેજને જવાબ મોકલ્યો કે 'હું તો અહીં જ રહેવાની છું અને મારા ખાવિન્દનું કાર્ય ઉપાડી લેવાની છું તમે ઝગલુલના શરીરને દેશપાર કરી શકશો, પણ તેનો આત્મા તો અહીં અમારી વચ્ચે અહર્નિશ હાજર જ રહેશે. અહીં, તેના જ ઘરમાં, તેના જ આસને, તેનું જ કામ, હું તેની મહેરદાર આગળ ધપાવીશ ઝગલુલ કદાચ પરભૂમિમાં બેહિસ્તનશીન થાય તો પણ શું? તેની પાછળ તેના અનુયાયીઓની હારની હાર ચાલી નીકળશે એ પ્રવાહ તમારો કે કોઈનો રોક્યો રોકાવાનો નથી ઇજીપ્તની સ્વતંત્રતા અમને પુન: પાછી મળ્યા પછી જ અમે જંપવાના છીએ.'

અને સાચ્ચે જ, સોફિયા બાનુએ ઇસ્તીકલાલની લડત બરાબર જોશથી ચાલુ રાખી. તેણે અંગ્રેજી માલનો બહિષ્કાર શરૂ કર્યો ઇજીપ્તની રાજધાની કેરોમાં ૪૦ સ્ત્રીઓની બહિષ્કાર સમિતિ નીમાઈ અને દેશભરમાં તેની ઉપ–સમિતિઓ સ્થાપવામાં આવી. સોફિયા બાનુની પ્રેરણા નીચે મિસરની પડદાનશીન સ્ત્રીઓએ પણ અંગ્રેજી માલ ન ખરીદવા મિસરી દુકાનદારોને વિનવવા ચોકીપહેરાની પ્રવૃત્તિ ચલાવી.

આ બધી પ્રવૃત્તિને પરિણામે, ઝગલુલની ગેરહાજરીમાં પણ ઇજીપ્તમાં સ્વાધીનતાની લડતનો જુસ્સો ઉત્તરોત્તર વધતો જ ગયો જગતે જોયું કે ઝગલુલની ગેરહાજરીમાં ઈજીપ્તની પ્રજાનું નેતૃત્વ કરે એવી વીરાંગના નારીઓ પણ ઈજીપ્તમાં છે.

[૬]

૧૯૨૩ના એપ્રિલ માસમાં ઝગલુલને, નબળી તબિયતને કારણે દેશપારીની સજામાંથી મુક્તિ બક્ષવામાં આવી. ઝગલુલને માટે અધીરી મિસરી પ્રજાએ તેનું બાદશાહી સ્વાગત કર્યું. ઝગલુલે ઇજીપ્તમાં પગ મુકતાની સાથે જ, ૧૯૨૨ના ફેબ્રુઆરી માસની ૨૮મી તારીખે ઇંગ્લંડના વડા પ્રધાન લૉઈડ જ્યૉર્જે ઇજીપ્તને 'સ્વાધીનતા' બક્ષવાનો જે ઢંઢેરો ખરીતો બહાર પાડ્યો હતો તેની સખ્ત ઝાટકણી કાઢી નાખી. એ ખરીતાને અંગ્રેજોની ધૂર્તતા અને કપટબાજીના નામ આપ્યા અને ઇજીપ્તવાસીઓને સાચી અને સંપૂર્ણ સ્વાધીનતા મેળવવા વધારે જોખમકાર પ્રયત્નો કરવા હાકલ દીધી. બીજી તરફથી, એ જ ઉદ્દેશથી, તેણે પોતે ૧૯૨૪ના જાન્યુઆરીમાં, નવા બંધારણ મુજબની ધારાસભાને સર કરી લેવા પોતાના પક્ષને ચૂંટણીમાં ઉતારવાની તૈયારી કરી. એ ચુંટણીમાં ઝગલુલના પક્ષે ધારાસભાની કુલ ૯૦ ટકા જગ્યાઓ સર કરી લીધી ઝગલુલ પાશાએ પોતાનું પ્રધાન મંડળ રચ્યું. ઝગલુલના મસ્તક ઉપર ઇજીપ્તના વડા પ્રધાનનો તાજ પહેરાવાયો

પોતાના હાથમાં દેશની લગામો આવતાં જ, તેણે ઇજીપ્તની સંપૂર્ણ સ્વાધીનતાનો પ્રશ્ન ઉપાડ્યો. ઇજીપ્તને જે પાંચ શરતોએ સ્વાધીનતાની બક્ષિસ કરવામાં આવી હતી તે પાંચે શરતો કઢાવી નાખવા ઝગલુલે પ્રયાસ માંડ્યો એ વેળા વિલાયતમાં મજુરપક્ષ સત્તાધીશ હતો અને રામસે મૅકડોનલ્ડ વડા પ્રધાનની ગાદી ઉપર હતો ઝગલુલ સમાધાનની આશાએ ઇંગ્લંડ ગયો વિલાયતના અને ઇજીપ્તના વડા પ્રધાનોની મુલાકાત થઈ. ઝગલુલ અને મૅકડોનલ્ડે દિલ ખોલીને વાતો કરી ઝગલુલે ઇજીપ્તની સ્વતંત્રતાને સાચી સ્વતંત્રતા બનાવવા નીચેની શરતો મુકી:

(૧) ઇજીપ્તના મુલકમાંથી અંગ્રેજ લશ્કરને

ઉઠાવી લ્યો

(૨) ઇજીપ્તના નાણાખાતા અને ન્યાયખાતા ઉપર બેસાડવામા આવેલા અંગ્રેજ સલાહકારોને પાછા બોલાવી લ્યો

(૩) ઇજીપ્તના રાજકારભાર ઉપર—ખાસ કરીને તેના વિદેશવ્યવહાર ઉપર કોઇ જાતનો અકુશ ન રાખો

(૪) ઇજીપ્તમા વસતા વિદેશીઓ અને નાની કોમોનું તેમજ સુએઝ કેનાલનું રક્ષણ કરવાનો દાવો છોડી દ્યો

(૫) સુદાન ઉપર ઇજીપ્તની જ સત્તા છે, એટલે સુદાન બાબતમા બધા પ્રકારની દખલ બધ કરો

પણ ઝગલુલના આ પાચે મુદ્દાઓ પ્રત્યે રામસે મૅકડોનલ્ડ કશું જ લક્ષ આપી શકયો નહિ ઝગલુલની અવગણના થઇ કશુ જ પરિણામ મેળવ્યા વિના ઝગલુલ પાછો ફર્યો

અને એ જ વર્ષના–૧૯૨૪ના–નવેમ્બર માસમા, ઇજીપ્તનો મામલો ફરીવાર રગે ચડયો સુદાનના ગવર્નર જનરલ સરદાર સર લીસ્ટોકમનુ કૈરો નગરની બજારમા ધોળે દિવસે ખુન થયુ' અગ્રેજોને એ બહુ વસમુ લાગ્યુ તેમણે એ ખુનની શિક્ષા તરિકે ઇજીપ્તને પાચ લાખ પાઉન્ડનો દડ અને બીજી સ્વતત્ર પ્રજાને અપમાન કરનારી શરતો ફરમાવી ઝગલુલે એવી બેઇજ્જતીભરી શરતો સ્વીકારવા કરતા પ્રધાનપદનો ત્યાગ કર્યો

૧૯૨૬મા ફરીવાર ચુટણીઓ થઇ, ત્યારે પણ ઝગલુલના પક્ષે સબળ બહુમતિ સાથે ધારાસભામા પ્રવેશ કર્યો પછી તો ઝગલુલની તબિયત દિવસે દિવસે વધારે નબળી પડતી ચાલી તો યે જિંદગીની છેલ્લી ઘડી સુધી એ રાષ્ટ્રવિધાતાએ પોતાનુ રાષ્ટ્ર-વિધાનનુ કાર્ય કર્યા કર્યું આખરે ૧૯૨૭ના ઑગસ્ટ માસની ૨૩મી તારીખે એ નરવીર તેની કર્મભૂમિનો ત્યાગ કરી ખુદાના દરબારમા ચાલી નીકળ્યો અને ઇજીપ્તના ઇતિહાસકારનુ એક અત્યત મહત્ત્વનુ પ્રકરણ પુરૂ થયુ

ઇજીપ્તની સેવામા જ જીવનપુષ્પ સમર્પી કૃતાર્થતા અનુભવનાર અને જીવનની છેલ્લી ઘડીઓએ પણ ઇજીપ્તનુ જ નામ રટનાર આ ઝગલુલના દેશબાધવોએ, એ વીરનર પ્રત્યે પ્રજાકીય પ્રેમભાવ દાખવવા, એ રાષ્ટ્રવિધાતાનુ સ્મરણ પ્રજાકીય સ્મૃતિમા શાશ્વત બાકી રાખવા, કૈરો અને ઍલેકઝાન્ડ્રીઆ શહેરોમા તેની આરસપ્રતિમાઓ સ્થાપવાનો નિશ્ચય કર્યો છે વિશેષમા, ઝગલુલનુ મકાન ખરીદીને ત્યા ઝગલુલના મૃતદેહને મઢી રાખી અને તેની આસપાસ ઇજીપ્તના ગૌરવની વસ્તુઓનુ સગ્રહસ્થાન કરીને, ઝગલુલ-સંગ્રહસ્થાન રચવાનો નિર્ણય કર્યો છે.

ઇજીપ્તની પ્રજા વીર ઝગલુલની પ્રતિમા નિહાળશે ને તેના દર્શને નવપ્રેરણા પામી, સ્વમાનભર્યું પ્રજાકીય જીવન જીવવાનો નવઉત્સાહ અનુભવશે ઇજીપ્તના ભાવી પ્રજાજનો એ ઝગલુલ-સગ્રહસ્થાનની યાત્રા કરશે અને, ઇજીપ્તમા જ્યારે ચોમેર અધકાર છવાયો હતો, ઇજીપ્તના પ્રજાજન જ્યારે પરાધીનતાની જજીરો પહેરી નિર્બળ જીવન જીવી રહ્યા હતા, ઇજીપ્તે જ્યારે પુનરૂજ્જીવનની બધી યે આશાઓ છોડી દીધી હતી ત્યારે, એ અંધકારને વિદારી પ્રકાશ પ્રગટાવનાર, એ પરાધીનતાની જજીરો તોડી ફેંકી દેનાર, એ નિરાશાને સ્થાને નવ આશાનો સદેશ આપનાર નરવીરના મૃત દેહના દર્શન કરી, એ સંગ્રહસ્થાનના પવિત્ર વાતાવરણમાથી દેશપ્રેમ અને દેશસેવાનો નવો પયગામ મેળવી, મિસરની ભક્તિમા જ જીવન અર્પી દેવાનો મક્કમ નિરધાર રચશે એ જુવાનોનો સઘ જગતને સુણાવશે કે ઝગલુલના દેહનુ અવસાન થયુ છે, પણ ઝગલુલ જીવે છે, અને નેપોલિયન ને નેલ્સન, લેનિન ને મેઝીની, તિલક ને ચિત્તરજન, સુન યાટ સેન ને એવા અનેકાનેક રાષ્ટ્રવિધાયકો અનત જીવન જીવી રહ્યા છે તેમ, સૃષ્ટિના અત સુધી જીવ્યા કરશે

કકલભાઇ કોઠારી

[આ જીવનચિત્રનો મુખ્ય ભાગ તા ૩—૯—૨૭ના 'સૌરાષ્ટ્ર'મા પ્રસિદ્ધ થઈ ગયો છે તે પછી, 'કુમાર' માટે આ ચિત્ર ફરીથી દોરવુ મારે સારુ મુશ્કેલ હતુ, કેટલીક રેખાઓ ભુંસાઇ જવાની બીતિ હતી; અને આપણા કુમારો પાસે ઝગલુલની પ્રેરણાદાયી જીવનકથા વિસ્તારથી રજુ તો કરવી જ જોઇએ. એટલે મુળ લેખમાં ત્રણેક નવા પ્રસગો ઉમેરી તે અત્રે સાદર રજુ કરૂ છુ આ લેખ વાચી, 'સૌરાષ્ટ્ર'ના મુળ લેખની સ્મૃતિ સહેજે તાજી થવાની સભાવના હોવાથી, કોઇ વાચક કઇ વિભ્રમમા ન પડે એટલા ખાતર જ આટલો ખુલાસો —ક ]




'To strive, to seek, to find, and not to yield'

મહાસિદ્ધિ માટે મથવું, જયી થાઉં, ન નમવું

કૅપ્ટન સ્કૉટે પેન્સિલથી લખેલી એ ચિઠ્ઠી વાંચીને ધીમેથી તેના કવરમાં પાછી મુકી અને બરફના પ્રચંડ વેરાન તરફ શૂન્ય દૃષ્ટિ નાખી. તેના મિત્રો તેની સામે જોઇ રહ્યા, અને તેના સખ્ત ચહેરા ઉપરથી ધાર્યું કે કૅમ્પબેલની એ ચિઠ્ઠી અવશ્ય કાંઇક ખરાબ સમાચાર લાવી છે

'ઍમંડસન વ્હેલ્સના અખાત પાસે છે.' થોડી વાર રહી કૅપ્ટન સ્કૉટ બોલ્યો. સ્કૉટ આ આખી ટુકડીનો આગેવાન હતો. તેની બુદ્ધિ અને શક્તિમાં સૌને પૂર્ણ વિશ્વાસ હતો. ઉત્તર ધ્રુવની શોધથી તેણે આ બને ગુણો સાબિત કરી બતાવ્યા હતા. તે અત્યારે પોતાની એક ટોળી સાથે દક્ષિણ ધ્રુવની શોધમાં, દક્ષિણ ધ્રુવથી ૭૦૦ માઇલ દૂર આવેલા કેપ ઇવાન્સમાં આવી પહોંચ્યો હતો, અને આગળ વધવાની તૈયારી કરવામાં રોકાએલો હતો.

'શું કહો છો?' જાણે વાત માની ન શકાતી હોય તેમ બધા ચમકીને એકીસાથે બોલી ઉઠ્યા.

'હા; કૅમ્પબેલ તેને મળ્યો હતો. એ લખે છે કે ઍમંડસન પાસે દક્ષિણ ધ્રુવ સુધી પહોંચવા માટે પુષ્કળ કુતરા છે. હું નહોતો ધારતો કે તે એટલા બધાને સહીસલામત બરફમાં લઇ આવી શકશે પણ તેમ થયું ખરૂં.' કૅપ્ટન સ્કૉટે ખુલાસો કર્યો

'દક્ષિણ ધ્રુવે પ્રથમ પહોંચવાની શરતમાં આપણી સામે જીતવાનો તેને કેટલા ટકા સંભવ છે?' આ આકરી શરત જીતવાની લાગણીથી ચમકતી આંખો વાળા ચેરી-ગિરાર્ડે પ્રશ્ન કર્યો.

'અર્ધા જ ટકા તેના પક્ષમાં છે. એક તો તે ધ્રુવ તરફ આપણાથી ૬૦ માઇલ આગળ છે; એટલે ધ્રુવે પહોંચતા રસ્તામાં આવતી પર્વતની ધારોએ પહોંચવામાં તે આપણી આગળ દસ દિવસ થાય. બીજું, ટટ્ટુ કરતા કુતરા શિયાળો ઉતરતા મુસાફરી માટે જલદી તૈયાર થઇ શકે.

હવે આપણે તો શૅકલ્ટને નક્કી કરેલા તથા જોએલા રસ્તે જવાના છીએ, એટલે માર્ગમાં શું આવવાનું છે તે બરાબર જાણીએ છીએ. ઍમંડસન તો તદ્દન નવે જ રસ્તે જાય છે. એટલે તે રસ્તો કદાચ સહેલો પણ હોય,—અથવા અતિ વિકટ પણ નીકળી આવે આ બધો વિચાર કરતા મને એમ લાગે છે કે જીતના ટકા તેની તરફેણમાં છે.' સ્કૉટે વિગતવાર જવાબ આપ્યો.

'ત્યારે આપણે શું કરીશું?—જલદી કુચ કરી આગળ વધવાનો યત્ન?' ઍટકિન્સને પુછ્યું.

'ના ના, તે તો બને જ નહિ. આપણો કાર્યક્રમ એવો તો ચોક્કસ કરેલો છે, બધી વિગતો એટલી નક્કી કરી રાખી છે કે ઉતાવળ કરવા જતાં આપણે જોખમમાં આવી પડીએ. આપણા દેશની આબરૂ જાળવવા જેટલું બનશે તેટલું કરશું. જો નૉર્વેજીઅનો આપણને આ શરતમાં હરાવે તો તે યશ તેમનો છે, અને ખરૂં પુછો તો આ સાહસની અને તેના પરિણામની જ કીમત છે; નહિ કે તેની પાછળ રહેલ માન અને પ્રશંસાની.' સ્કૉટે વિચારપૂર્વક જવાબ્યું.

'તો હવે આપણો કાર્યક્રમ શો?' ચેરી-ગિરાર્ડે

પુછ્યું

'પ્રથમની માફક જ—જાણેકે આપણે કાંઈ સાંભળ્યું જ નથી આપણે તો નક્કી કરેલા કાર્યક્રમ પ્રમાણે પર્વતની ધારોએ પહોચીએ ત્યા સુધી—અને આગળ પણ—મુકરર કરેલા સ્થળોએ ખોરાક તથા બળતણ મુકતા જવુ. અને પછી ખાસ ચુનંદા અમુક મજબુત માણસો જ મારી સાથે ધ્રુવની શોધ માટે આગળ ધપે, બાકીના પાછા વળે કેમકે ઠેઠ સુધી બધાને ચાલે તેટલો ખોરાક આપણી સાથે ખેંચી જવો અશક્ય છે ' સ્કૉટે ખુલાસો કર્યો.

શૅકલ્ટને શોધેલે રસ્તે થઇ દક્ષિણ ધ્રુવ પહોચવાના અને ત્યા બ્રિટિશ સામ્રાજ્યનો વાવટો રોપવાના વિચારથી આખું ઇંગ્લંડ ખળભળી ઉઠ્યુ હતુ આખા સામ્રાજ્યમાથી વીણી કાઢેલા ૬૫ ચુનંદા સાહસિક યુવાનોના આ સંઘને વિપુલ સામગ્રીઓથી અને વિજ્ઞાનની છેલ્લામા છેલ્લી શોધોના સાધનો વડે સજ્જ કરી, ઉત્તર ધ્રુવની શોધના સાહસ માટે પંકાએલા બાહોશ શોધક કૅપ્ટન સ્કૉટની સરદારી તળે દક્ષિણ ધ્રુવ માટે તૈયાર કરવામા આવ્યો હતો એ ૬૫મા એકે એવો નહોતો કે જેણે દુનિયાનો એક નહિ તો બીજો ભાગ ન શોધ્યો હોય વળી ઓછી સામગ્રી તથા સગવડવાળા નૉર્વેના સંઘને હરાવવા માટે બ્રિટિશ સામ્રાજ્યે પોતાના તમામ ભંડારો આ સંઘ આગળ ખુલ્લા મુકી દીધા હતા દક્ષિણ ધ્રુવે પ્રથમ પહોચવા માટે આ કાંઈ નાનુંસુનુ આકર્ષણ નહોતુ. છતા સંઘના દરેક માણસની જિંદગી માટે પોતે જોખમદાર છે તે વિચાર આગળ માન અને પ્રશસાના વિચારો સ્કૉટે દૂર મુકી દીધા હતા ખરી મરદાનગીથી જરૂર કામ કરવુ પણ કીર્તિ, માન અને પ્રશસાના લોભથી તો દૂર જ રહેવુ, એ તેનો સિદ્ધાન્ત હતો

શિયાળાના લાબા મહિના આ સંઘ કૅપ ઇવાન્સમા જ પડી રહ્યો આજુબાજુ સફેદ બરફ અને નિષ્પ્રાણ નિર્જનતા તેમને ઘેરી રહી હતી કૅમ્પબેલના છેલ્લા પત્ર પછી તેમણે નૉર્વેના સંઘ બાબત કાંઇ સાંભળ્યુ નહોતું. કૅપ ઇવાન્સથી ૭૦૦ માઇલ દૂર દક્ષિણ ધ્રુવ આવી રહ્યો હતો. આ અંતરની વચ્ચે બરફથી સફેદ જમીન, બરફથી છવાએલા પર્વતો, બરફથી ઢંકાએલી ગુફાઓ અને ખીણો તથા ચારે બાજુ આવી રહેલી સફેદ ક્ષિતિજરેખાઓ સિવાય બીજું કાંઇ જ દૃષ્ટિગોચર થતુ નહોતુ બરફની રજને આમતેમ વાવાઝોડામા ઉડાડી સર્વત્ર બરફના સફેદ મોજા બનાવી મુકતો નખ્ખ ઠંડો પવન સતત વાયા કરતો હતો. આ બરફ એવો તો પોચો હતો કે સ્લેજ-ગાડી પણ તેમા મહા મુસીબતે ચાલી શકતી હતી વળી ગાડીના આરા અને ધરીમા બરફના કણો એવા તો સજ્જડ ચોટી જતા. કે કુતરા કે ટટ્ટુ પણ તેને ખેંચતા હતાશ થઈ જતા

આ સાહસમા તેમની ફતેહનો એકમાત્ર આધાર ખોરાક અને બળતણની વ્યવસ્થા ઉપર હતો. દર દસ માઇલને અંતરે બળતણ તથા ખોરાક એવી રીતે ગોઠવતા જવા કે પાછા ફરતા કાંઈ અડચણ ન આવે કૅપ ઇવાન્સમા એક મજબુત છપ્પર ઉભું કરવામા આવ્યુ હતું અને તેની અંદર આ આખા સંઘને પુરા બે વર્ષ ચાલે એટલો ખોરાક ભરવામા આવ્યો હતો વળી ટટ્ટુઓ માટે વિજ્ઞાનની રીતે ખાસ તૈયાર કરેલ જોગાણ પણ તેટલા જ પ્રમાણમા લાવવામા આવ્યુ હતું સને ૧૯૧૧ નુ લગભગ આખું વર્ષ ધ્રુવ ઉપરની ચડાઇની તૈયારીમા તથા જાણીના માર્ગ પર ખોરાક ગોઠવવાના કામમા કૅપ ઇવાન્સમા પસાર થયું મનુષ્યબુદ્ધિ જેટલી કરી શકે તેટલી સગવડો કરવામા આવી હતી. વર્ષનો એવો સમય પસંદ કરવામા આવ્યો હતો કે જ્યારે ઠંડી અને વાવાઝોડા ઓછા હોય પણ કુદરત કયે વખતે શું કરશે તે કોણ કહી શકે ?

અંતે, સને ૧૯૧૧ની ૧લી નવેમ્બરે કુતરા, ટટ્ટુ અને માણસોનો એક સંઘ લાબી હારમા દક્ષિણ ધ્રુવની શોધ માટે કૅપ ઇવાન્સથી ઉપડ્યો અને પાછળ રહેલા માણસોએ ફતેહની ગગનભેદી ગર્જનાથી તેને વિદાયગીરી આપી

કૅપ ઇવાન્સથી પર્વતોની ધારો સુધી ખોરાક ગોઠવવાના કામમા ઘણા ટટ્ટુ મરી ગયા હતા,—માત્ર નવ જ બાકી રહ્યા હતાં તેમાનું એક ટટ્ટુ તો મજલને ચોવીસમે દિવસે જ મરી ગયુ પછી તો એક પછી એક મરણને શરણ થવા લાગ્યા તેનો ઉપયોગ કુતરા અને માણસોના ખોરાકમા કરવામા



કેપ ઈવાન્સમાના પડાવમાની પોતાની નાનકડી ઓરડીમા ડાયરી લખતો કૅપ્ટન સ્કૉટ

આવ્યો. રસ્તો ઘણો જ ખરાબ હોવા છતા આ સંઘે તા. ૧૧મી ડિસેમ્બર સુધીમા સારી મજલ કરી. હવે કુતરા સ્લેજ–ગાડી ખેંચવાનું કામ કરી શકે તેમ નહોતુ તેથી તેમને મી. મીઅર્સ સાથે પાછા મોકલવામા આવ્યા અને બધો સામાન ત્રણ સ્લેજ–ગાડીમા ગોઠવી તે ખેંચવાનુ કામ બાકી રહેલા બાર માણસોએ માથે લીધુ આ બાર માણસમાંથી પણ પર્વતની ધારોએ પહોચ્યા પછી તો માત્ર ચાર અથવા પાચને જ પસદ કરવાના હતા, કેમકે છેલ્લી મુસાફરીમા જેમ માણસો થોડા, તેમ સાથે લઇ જવાનો ખોરાક પણ થોડો, એટલે ખેંચવાનુ વજન પણ થોડુ. અને બધી ફતેહનો આધાર થોડા વજન અને સારા ખોરાક ઉપર જ હતો અગિયાર દિવસ પછી એક સ્લેજ–ગાડી અને ત્રણ માણસોને પાછા મોકલવામાં આવ્યા, અને ૪થી જાન્યુઆરીએ બે ગાડી ને નવ માણસો દક્ષિણ ધ્રુવથી ૧૫૦ માઇલ દૂર આવેલ પર્વતની ધારોએ પહોચ્યાં

અહીં હવે નવમાથી પાચ માણસની પસંદગી કરવાની હતી કે જેમને કદાચ દક્ષિણ ધ્રુવ શોધવાનો યશ મળે. આ કામ કૅપ્ટન સ્કૉટ માટે ઘણું જ કઠિન હતુ આટલે દૂર અને ધ્રુવની આટલે નજીક આવ્યા પછી કોઇને પાછા ફરવાનું કહેવું એથી વધુ નિરાશાજનક બીજું શું હોઇ શકે ? પણ આ પાસઠે જણમા સાચા ખેલાડીનો જુસ્સો હતો તેમાના એકકેને અંગત માનની પરવા નહોતી. પરવા હતી માત્ર કાર્ય પાર પાડવાની, દેશની આબરૂ જાળવવાની. વળી વધુ વિકટ કામ તો હવે જ હતુ. અહીંથી ધ્રુવ સુધીનો મુલક તદ્દન અજાણ્યો હતો શૅકલ્ટન આથી સહેજ જ આગળ ગયો હતો તેઓ લગભગ ૧૦૦૦૦ ફુટ ઉંચે આવી પહોચ્યા હતા, છતા પર્વતની ધારો હજી વધુ ને વધુ ઉંચે જતી હતી, અને તે કેટલી ઉંચાઇએ પહોંચશે તેની કોઇને ખબર નહોતી. જેમજેમ ઉંચે જાય તેમતેમ ઠંડી અને તોફાન વધતા જતા હતા. ગાડી ખેંચવા માટે હવે ટટ્ટુ કે કુતરા નહોતા. વળી, જતી વખતે ખાવા માટે તથા વળતા પણ કામમાં આવે એ માટે માથે બે વખતનો ખોરાક લઇ જવાનો હતો. લોખંડી સ્નાયુઓ અને મજબુત શરીર જ માત્ર આ સફર માટે પુરતા નહોતાં. કાર્ય સિદ્ધ કરવાના અડગ મનોબળની એથી પણ વધારે જરૂર હતી આ બધો વિચાર કરી સ્કૉટે પોતાની પસંદગી કરી તે પોતાના ચારે મિત્રોના વર્ણન આપતા લખે છે કેઃ

'(૧) ડૉ. વિલ્સનઃ સને ૧૯૦૪મા ઉત્તર ધ્રુવની શોધમાં મારો સાથી હતો. મેં તેના જેવો ઉત્તમ

ચારિત્ર્યવાન માણસ કદિ જોયો નથી' જેમજેમ તેનો સહવાસ વધે છે તેમતેમ તેને માટે માન વધે છે

(૨) બાવર્સ જોકે કદમા તે સૌથી નાનો છે, છતા સૌથી વધુ મજબુત તે છે. તેના નાના મજબુત શરીરને કોઇ ચીજ ઇજા કરી શકતી નથી તેની શક્તિ અગાધ છે ને અમને તે એક ખજાના રૂપ છે.

(૩) ઇવાન્સ' સૌથી વિશેષ જોરાવર છે સ્લેજ–ગાડી તેના જેટલી કોઇ ખેંચી શકતુ નથી. તે પોતાનુ કામ જલદી પુરૂ કરી બીજાને મદદ કરવા હમેશા તૈયાર હોય છે.

(૪) ઓટ્સ ઓટ્સની પસદગી પ્રથમ ટટ્ટુની માવજત માટે કરવામા આવી હતી ટટ્ટુ સબધી તેનુ જ્ઞાન ઘણુ છે તે ટટ્ટુ સાથે જ બધો વખત રહે છે, કેટલીક વાર સુએ છે પણ માથે જ્યારે ટટ્ટુ મર્યા ગયા ત્યારે ઘડીભર એમ લાગ્યુ કે હવે આ સત્રમા તેની જરૂર નથી પણ સ્લેજ–ગાડી ખેંચવામા પોતે સૌમા ઉત્તમ છે એવુ તેણે થોડા જ વખતમા બતાવી આપ્યુ, અને તેથી છેલ્લી પસદગીમા તેનુ નામ આવ્યુ '

દક્ષિણ ધ્રુવથી માત્ર દોઢ સો માઇલ દૂરના એ પડાવથી, બાકીના માણસોની છેલ્લી ટુકડી પાછી ફરી અને એક ગાડી અને આ પાચ જણાએ મુસાફરી શરૂ કરી હવે જ તેમને ખરી મુશ્કેલીનુ ભાન થવા લાગ્યુ ધીમોધીમો બરફનો વરસાદ પડ્યા કરતો હતો. સખ્ત ઠડો પવન જોસભેર ફુકાતો હતો ખોરાક ભરેલી સ્લેજ–ગાડી વજનમા બહુ જ ભારે થઈ ગઇ હતી અને અવારનવાર તે બરફમા ઉંડી ઉતરી જતી હતી કોઇકોઇ વાર તો બરફની ધારોમાથી ઉંધી વળી જાય તેમ થતુ હતુ રસ્તો ખરાબ હોવાથી તેમને ચાલવાને બદલે લગભગ કુદવુ પડતુ હતુ, અને કેટલીક વાર બરફના તોફાન એવા તો જોરથી શરૂ થતા કે તેમને ગાવડી ઉભી કરી લાબા વખત સુધી તેમા જ ભરાઇ રહેવુ પડતુ આવા સજોગોમા, આ પાચ સાહસિક વીરો, જાણે પાડવો હિમાચળ ગળવા જતા હોય એમ, મહામુસીબતે પણ હીમતભેર દર અગિયાર કલાકે માત્ર બાર માઇલને હિસાબે આગળ વધતા હતા એટલામા સ્લેજ–ગાડી સમી કરતા ઇવાન્સનો હાથ ઘવાયો. અને તેમાં ઠડી દાખલ થવાથી પીડા અસહ્ય થઈ પડી

જેમજેમ તેઓ આગળ જતા ગયા તેમતેમ ગાડીનો ભાર ઓછો થતો ગયો; કેમકે દર દસ માઇલે તેઓ ખોરાક અને બળતણ માટે પેટ્રોલ મુકતા જતા અને પાછા ફરતી વેળા એ સ્થળ જલદી જડે એટલા માટે તેના ઉપર પથ્થરનો મોટો ઢગલો કરતા જતા હવે તો તેઓ પર્વતની ઉંચામા ઉંચી ધારે પહોચી ગયા હતા અને આગળ રસ્તો ઢાળવાળો હોઈ ગાડી ખેંચવાનુ સહેલ હતુ. છતા સૌ એટલા બધા નબળા પડી ગયા હતા કે હલકી થએલી ગાડી અને ઢોળાવનો રસ્તો પણ તેમનુ કામ સહેલુ કરી શક્યા નહિ ૧૬મી જાન્યુઆરીએ તેઓ ધ્રુવથી માત્ર ૨૭ માઇલ દૂર હતા માત્ર બે જ મજલ—અને ફતેહ તેમની સમક્ષ હતી'

હવે ઍમંડસનની ટુકડીની વાતો વારવાર થતી હતી 'નૉર્વેજીઅનો ક્યા ગયા હશે ? તેઓ ધ્રુવે પહોચ્યા હશે કે નહિ ? તેમનો નવો માર્ગ કેવો નીવડ્યો હશે ?' આ બધા તેમની હમેશની ચર્ચાના વિષયો હતા તેમના રસ્તામા ઘણા દિવસોથી કોઇ માણસ ચાલ્યુ હોય કે ધ્રુવ તરફ ગયુ હોય તેવી નિશાની સરખી પણ મળી આવતી નહોતી આથી દક્ષિણ ધ્રુવની શોધનો યશ પોતાના જ દેશને મળવાની તેમને આશા બંધાઇ.

આ ઉત્સાહમા બીજે દિવસે વહેલી સવારે તેમણે ડબલમજલ કુચ શરૂ કરી બપોર થતા સુધીમા તો તેઓ ધ્રુવથી ૨૦ માઇલ દૂર આવી પહોચ્યા એટલામા બાવર્સે દૂર એક કાળું ટપકુ જોયુ પ્રથમ તો તેણે તેને કુદરતી રીતે ગોઠવાએલો પથ્થરનો ઢગલો માન્યો, પણ તેમના દિલમા તો ચોક્કસ એમ જ થયુ કે તેમની આશા ધૂળ ભેગી મળી ગઇ હતી. થોડો વખત આગળ ચાલ્યા પછી તેમની ચોક્કસ ખાતરી થઈ કે તે એક દડ સાથે બાધેલો કાળો વાવટો છે. હવે તો આજુબાજુ જમીન ઉપર સ્લેજ–ગાડી અને માણસોનાં પગલાની પુષ્કળ નિશાનીઓ જણાવા લાગી

આટલુ જોખમ ખેડ્યા પછી અને આટઆટલી મુશ્કેલીઓ વેઠ્યા પછી આ નિરાશાના ઘા ઘણો ભારે હતો. તે રાત્રે તેઓને બીલકુલ ઉંઘ આવી નહિ ધ્રુવની નજીક આટલા બધા આવ્યા તો હવે નૉર્વેના વાવટાની અડોઅડ બ્રિટિશ વાવટો પણ રોપવો જ જોઇએ એમ તેમને લાગ્યુ, અને બીજે દિવસે તેઓ




બરાબર દક્ષિણ ધ્રુવ ઉપર પહોચ્યા.

ધ્રુવથી બે માઇલ દૂર તેમણે એક નાનો તંબુ જોયો. તેમા પાચ નૉર્વેજીઅનો સ્કૉટને માટે એક પત્ર મુકી ગયા હતા તેમા ધ્રુવ સંબંધી બરાબર અક્ષાંશવાર વર્ણન તથા પાચે શોધક નૉર્વેજીઅન વીર નરોના નામ હતા. આ લોકોએ બીજે આખો દિવસ ધ્રુવની આજુબાજુમા પસાર કર્યો

સાચા ખેલાડીની ઉદારતાથી સ્કૉટે પોતાની ડાયરીમા ઍમંડસન માટે નીચે પ્રમાણે નોધ કરી નૉર્વેજીઅનોએ બરાબર દક્ષિણ ધ્રુવ શોધી કાઢ્યો છે. હું માનુ છુ કે દક્ષિણ ધ્રુવ દરિયાની સપાટીથી ૯૫૦૦ ફીટ ઉંચો છે.

બ્રિટિશ સામ્રાજ્યનો વાવટો રોપી, નિરાશ થએલા આ પાંચ સાહસિકોએ ' દક્ષિણ ધ્રુવે પોતે થોડા મોડા પહોચ્યા ' એ સમાચાર દેવા પાછી કેપ ઇવાન્સ તરફ ૭૦૦ માઇલની લાબી મુસાફરી શરૂ કરી કુદરતની પણ એક બલિહારી જ ને, કે આજ દિવસ સુધી અનેક પ્રયત્નો કર્યા છતા દક્ષિણ ધ્રુવ અભેદ્ય અને દુર્ગમ રહ્યો, અને જ્યારે પહોચ્યા ત્યારે છેલ્લા એક જ માસમા બે પ્રજાના પાચપાચ માણસો ત્યા પહોચી શક્યા '

નિરાશ હૃદયે અને નિર્બળ પગલે સ્કૉટની ટુકડીએ આવ્યા હતા તે જ રસ્તે પાછી મુસાફરી શરૂ કરી દિવસેદિવસે ખોરાકનો ભાગ ઓછો થતો હતો અને પાછળથી પવન ફુકાતો હતો, એટલે ચાલવામા વિશેષ અનુકુળતા આવતી, છતા રસ્તાની મુસીબતો તો તેની તે જ હતી. પહેલા સો માઇલ તો જોતજોતામા પુરા થઇ ગયા માત્ર ઇવાન્સને નાકે ઠંડી લાગી ગઇ હતી તે જ ચિંતાનુ કારણ હતુ

પણ ૨૧મી જાન્યુઆરીએ બરફનું મહા ભીષણ તોફાન શરૂ થયું છેક બપોર સુધી તેમને તંબુમા ભરાઇ રહેવુ પડ્યું બપોરના ચાર કલાકમા તેઓ માત્ર ૭ માઇલ જઇ શક્યા. તેઓ ધારેલી રીતે પહોચ્યા ત્યારે ઇવાન્સ અને ઓટ્સ લોથપોથ થઇ ગયા હતા અને ડૉ. વિલ્સનની આંખોમા ઠંડીને લીધે સખ્ત પીડા શરૂ થઈ હતી.

આટલેથી જ તેમની મુસીબતો કઇ અટકી નહિ. દક્ષિણ ધ્રુવના હીમ-કટિબંધનાં તોફાનોએ તો તેમનો સજ્જડ પીછો લીધો સખ્ત ઠંડી સાથે એવો જોસબેર

પવન ફુકાતો હતો, ઝીણી રેતી અને બરફના કણુ એવા તો ઉડતા હતા અને સૂર્ય વગરના વિચિત્ર પ્રકાશમા વસ્તુઓ એવી તો વિચિત્ર સ્વરૂપમા દેખાતી હતી કે આ સાહસિકોને જાણે મોત ભણી જવા ધસ્યુ આવતુ હોય તેવુ ભાસતુ હતું.

આટલી મુશ્કેલીઓ હજુ જાણે પુરતી ન હોય તેમ ડૉ. વિલ્સનનો પગ મરડાયો અને તે સ્લેજ-ગાડી ખેંચી શકે તેમ રહ્યુ નહિ બરફથી ઢંકાએલા એક ખાડામા સ્કૉટ પડયો અને તેનુ આખુ શરીર જખમી થયુ. ઈવાન્સનો હાથ હજુ સારો થયો ન હતો ત્યા એને વિશેષ ઠંડી લાગવાથી તે તદ્દન નકામો થઈ ગયો વળી તે એક મોટા ખાડામા પડી ગયો જેમાથી તેને મહા મહેનતે બહાર કાઢી શકાયો ફરીવાર તે અને સ્કૉટ બીજા ખાડામા પડી ગયા, અને ત્યાર પછી ઇવાન્સ એવો તો લોથ થઇ ગયો કે તે માડમાડ પાછળ ચાલતો, બીલકુલ બોલતો નહિ અને તેનો હમેશનો હસતો ચહેરો ગમગીન થઈ ગયો હતો અને ઓટ્સના પગને પણ ઠંડી લાગી, તેમા ફરતુ લોહી અટકી ગયુ અને સખ્ત શૂળ શરૂ થયુ

૨૧ દિવસમા તેઓ પર્વતની ધારો ઓળગી ગયા અને સ્કૉટે આશા બાધી કે હવે ઠંડી કાઇક ઓછી થશે અને તોફાન શાત પડશે દિવસેદિવસે ઇવાન્સની તબિયત ખરાબ થવા લાગી અત્યાર સુધી તો તેમને મુકેલો ખોરાક જડતો હતો, પણ તા ૧૧ મી ફેબ્રુઆરીએ તેઓ એક અતિ વિકટ માર્ગે આવી પહોચ્યા ત્યા બરફ બહુ જ પોચો અને લપસણો હતો ને ખાઇઓ આડીઅવળી એવી તો આવી રહી હતી કે તેમાથી માર્ગ શોધવો બહુ જ મુશ્કેલ હતો પ્રકાશ એવો તો વિચિત્ર હતો કે કોઇ વસ્તુનો અસલ આકાર કે રગ દેખાય જ નહિ બધી વસ્તુઓ ઘણા જ વિચિત્ર આકારની દેખાતી હતી આ સ્થિતિમા બીલકુલ આગળ ચાલી શકાય તેમ નહોતુ તેથી તેમને મુળ દિશા પડતી મુકી રસ્તાની બીજી બાજુ અનુસરણ કરવી પડી આનુ પરિણામ એ આવ્યુ કે જ્યારે આગળ જતા તેઓ મુળ રસ્તે આવ્યા ત્યારે તેમણે મુકેલો ખોરાક તેમને જડયો નહિ પરિણામે ઇવાન્સની તદ્દન ખરાબ તબિયતે અને ખોરાકની તગી અને ભયંકર તોફાને તેમને હતાશ કરી મુકયા રાત્રે થોડોક ખોરાક લઈ ચ્હા પીને તેઓ પડી રહ્યા ને બીજી સવારે આગળ ચાલ્યા

હવે તો ઇવાન્સ સૌની સાથે ચાલી પણ નહોતો શકતો પડવાથી તેના મગજ ઉપર બહુ જ ખરાબ અસર થઇ હતી તે કાઇ પણ ફરિયાદ નહિ કરતા સૌને આગળ ચાલ્યા જવા આગ્રહ કરતો હતો બપોરે તેઓ બધા ચ્હા માટે અટક્યા ત્યારે ઈવાન્સ પાછળ ક્યા ય દેખાતો નહોતો; તેથી બે જણા તેની શોધમા ગયા બે માઇલ ઉપર તે બરફમા પડ્યો હતો ઠંડીથી તેનું શરીર બહેર મારી ગયુ હતુ અને તેને બીલકુલ ભાન નહોતુ સ્લેજ-ગાડીમા નાખી તેને કૅમ્પમા લાવવામા આવ્યો; પણ તે જ રાત્રે તેમનામા સૌથી વધુ મજબુત એ ઈવાન્સનો આત્મા તેનુ શરીર છોડી ચાલ્યો ગયો.

હવે જોકે એક માંદા માણસનો બોજો ઓછો થયો હતો, પણ એટલેથી જ કાઇ મુસીબત ઓછી થઇ નહિ કુદરતી રીતે જ્યારે હવા સારી હોવી જોઇએ ત્યારે ઠંડી અને તોફાન તેમના દુશ્મન બની ઉભા વળી તેમણે ખોરાક પણ એવી રીતે ગોઠવ્યો હતો કે તે મેળવવા માટે અમુક મજલ તો કરવી જ જોઇએ, ને એ કરવાની તાકાત હવે તેમનામા ઓછી થતી જતી હતી આ બધુ સહન કરવા અને ગાડી ખેંચવા માટે સારા ગરમાગરમ ખોરાકની ખાસ જરૂર હતી પણ દુર્દૈવવશાત્ બન્યુ એવુ કે જ્યાંજ્યા તેમણે પેટ્રોલ મુકયુ હતુ ત્યા બધે વાસણના ચામડાના વાઈસર ખવાઇ જતા તે ઉડી ગયુ હતુ; એટલે હવે સ્ટવ સળગાવી ખોરાક ગરમ કરવાની તો આશા જ રહી નહોતી પરિણામે તેમનુ બળ ધીમેધીમે ઓછુ થવા લાગ્યુ

ઓટ્સના પગને લાગેલી ઠંડીએ હવે ભયંકર સ્વરૂપ પકડવા માડ્યુ એક પગલુ ભરતા પણ તેને અસહ્ય વેદના થતી માર્ચની શરૂઆતમા પોતાની ડાયરીમાં નોધ કરતા સ્કૉટ જણાવે છે કે 'ઓટ્સ હવે કદિ સ્લેજ ખેંચી શકે તેમ હું માનતો નથી દરેકને ભાગે એટલું બધુ કરવાનું છે કે અમે એક-બીજાને કાઇ જ મદદ કરી શકતા નથી અમે ઠંડા પડતા જઇએ છીએ. ગરમ કપડાની આરપાર ઠંડો પવન અમને કપાવે છે. તંબુમા હોઇએ છીએ તેટલી વાર અમે બધા આનંદ કરીએ છીએ પણ આ રમન



સવારે વહેલા ઊઠી પોતાના મિત્રોની છાની વિદાય લઇને પડતા બરફના ભયંકર તોફાનમાં તે ચાલ્યો ગયો.
મિત્રોને બચાવવા ઓટ્સે પોતાનું બલિદાન દીધું

તો હવે પુરી રમ્યે જ છુટકો આવી આકરી રમત અમે કદિ રમ્યા હોઇએ એવું મને યાદ નથી. અમે આ ત્રાસદાયક રસ્તો મહા મહેનતે કાપીએ છીએ. થાકેલા, ઠંડીથી કંપતા, કંગાલ છતા બહારથી હસવાનો યત્ન કરતા અમે લથડતા લથડતા આગળ ચાલ્યે રાખીએ છીએ. અને બીજું તો શું ? પ્રભુ સહાય કરો.'

તા. ૧૪મી માર્ચે ઓટ્સને પગની પીડા બહુ જ વધી. તે વારંવાર પોતાના સાથીઓને વિનવવા લાગ્યો કે 'તમે બધા ચાલ્યા જાઓ. તમે મારી સાથે ધીમે ચાલશો તો ખોરાકવાળે સ્થળે વખતસર નહિ પહોંચો અને ભુખ તથા ઠંડીથી મરી જશો. આગળ જશો તો તેલ જડશે ને તમે જીવશો. હું તો નહિ જ ચાલી શકું.' પરંતુ 'મરવું કે જીવવું, પણ સૌએ સાથે' એ આ સાહસિક નરોનો સિદ્ધાંત હોઈ તેમણે તેને છોડી જવાની ચોખ્ખી ના પાડી. પોતાના સાથીઓનું આવું મક્કમપણું જોઇ ઓટ્સે ચાલવા માટે પોતાનાથી બનતો યત્ન કર્યો. પડતો આખડતો, દરેક પગલે થતી અસહ્ય વેદના સહન કરતો, તે મહા મહેનતે તેમની સાથે રાવટીએ પહોંચ્યો. આ મહેનતથી તેની તબિયત રાતમા બહુ જ બગડી. સવારે વધુ ખરાબ થવાની બીક હતી. 'પોતાની સાથે રહેવાથી પોતાના મિત્રો વિનાકારણ મરી જશે. પોતે જો નહિ ચાલી શકે તો તેઓ બધા તેની સાથે બેસી રહેશે અને તેથી નજીકના ખોરાકના સ્થળે પહોંચાશે નહિ; અને સાથે જે થોડોઘણો ખોરાક ને તેલ છે તે થઇ રહેશે ત્યારે સૌને માટે મૃત્યુ સિવાય બીજુ શું ? તેમને બચાવવા મારે પોતે મરવું જ જોઇએ:'—આવા વિચાર કરી, વહેલી સવારે જ્યારે બહાર જોસથી બરફ પડતો હતો ને તોફાની પવન ફુંકાતો હતો ત્યારે તે ઉઠ્યો, સુતેલા મિત્રોની છુપી વિદાય લીધી અને પડતા બરફમા ને ભયંકર તોફાનમા ચાલ્યો ગયો—મિત્રોને બચાવવા. ગયો તે ગયો; તે કદિ પાછો ફર્યો જ નહિ.

પણ તેનું આ બલિદાન નિરર્થક ગયું.

ખોરાકનું મથક વનટન ડીપો અગિયાર માઇલ દૂર રહ્યું ત્યા સુધી તો તેઓ જેમતેમ કરીને પહોંચ્યા તેમની પાસે હવે એક જ દિવસ ચાલે તેટલું તેલ હતુ અને બધાને સખ્ત ઠંડી લાગી ગઇ હતી. ઠંડીથી સ્કૉટનો પગ નકામો થઇ ગયો હતો. તેની જ સ્થિતિ

વિલ્સન અને બાવર્સની હતી છતા વિલ્સને અગિયાર માઇલ જઇ ખોરાક ને તેલ લઇ આવવાનુ બીડુ ઝડપ્યુ

વહેલી સવારે બધાએ ઉપડવાનુ નક્કી કર્યુ પણ સવાર પડતા બરફનું તોફાન એવા તો જોરથી શરૂ થયુ કે તેઓ તંબુ છોડી શકે તેમ રહ્યુ જ નહિ તેમણે આખો દિવસ તોફાન મટવાની રાહ જોઇ, પણ નિષ્ફળ ! બીજે દિવસે પણ તોફાન તો ચાલુ જ રહ્યુ સ્કૉટની ડાયરીમા તા ૨૮ અને ૨૯મી માર્ચ એ છેલ્લી તારીખો નીકળે છે તે લખે છે 'અમે દરરોજ નીકળવા તૈયાર થઇએ છીએ, પણ તબુની બહાર તેનુ તે ભયંકર તોફાન મચી રહ્યુ છે ખોરાક અને તેલ અગિયાર માઇલ દૂર છે, પણ ત્યા પહોચાય કેમ ? અમે બધા નબળા અને ઠંડા પડતા જઇએ છીએ અને મૃત્યુ દૂર હોય તેમ લાગતુ નથી હુ હવે વધુ લખી શકતો નથી અફસોસની વાત છે '

ૐ ૐ

આઠ મહિના સુધી જ્યારે દક્ષિણ ધ્રુવના આ સાહસિકોના કાઈ જ સમાચાર આવ્યા નહિ ત્યારે મદદ માટે સર્જન ઍટકિન્સનની સરદારી નીચે એક ટુકડી નીકળી પડી તેમણે વનટન કૅમ્પથી દક્ષિણે અગિયાર માઇલ દૂર એક તબુમા ત્રણ મડદા જોયા જાણે નિદ્રાધીન હોય તેમ સ્કૉટ, વિલ્સન અને બાવર્સ ત્રણે સુતા હતા સ્કૉટ સૌથી છેલ્લો મરી ગયો હોય તેમ લાગતુ હતુ, કેમકે તેણે બધી ડાયરી અને નોધપોથી પોતાના ખભા નીચે ગોઠવી હતી અને ઓઢવાનુ લુગડું દૂર કરી પોતાના મિત્ર વિલ્સનને બાથ ભીડી તે સુતો હતો

આમ આ સાહસિકો, દક્ષિણ ધ્રુવની પરમ શીતળ શાન્તિમા, પોતાના સાહસની પછવાડે એ ધ્રુવના જેટલી જ અચળ અમર નામના મૂકીને મરણને શરણ થયા જે સ્થળેથી ઓટ્સ ગયે મરવા નીકળી ગયો હતો તેની નોધ પણ સ્કૉટે ડાયરીમા કરી હતી તેને આધારે ઍટકિન્સને બરફમા ઓટ્સના શરીર માટે તપાસ કરી, પણ વ્યર્થ ગઇ એટલે લગભગ તે જગ્યા પર તેનુ સ્મારક ઉભુ કરવામા આવ્યુ અને તે પર નીચેનો શીલાલેખ મુક્યો'

'લગભગ અહીં, કૅપ્ટન એલ. ઈ. જી ઓટ્સ મરણ પામ્યો છે ૧૯૧૨ના માર્ચ માસમા ધ્રુવથી પાછા ફરતા, દુઃખથી ઘેરાએલા પોતાના મિત્રોની જીન્દગી બચાવવા, તેણે રાજીખુશીથી બરફના ભયકર તોફાનમા પોતાની આહુતિ આપી.'

આજે પણ બરફની કાળ સમ વિકરાળ ખાણોને જોતો, નવ ફીટ ઉંચો એક ક્રૉસ આ સાહસિકોના સ્મરણાર્થે પર્વતના એક ઉંચા શિખર પર ઉભો છે તે પર આ પ્રમાણે લેખ છે કૅપ્ટન સ્કૉટ, ડૉ. વિલ્સન, કૅપ્ટન ઓટ્સ, લૅફ્ટેનન્ટ બાવર્સ ને ઑફિસર ઈવાન્સ ૧૯૧૨ના માર્ચમા ધ્રુવથી પાછા ફરતા મૃત્યુ પામ્યા તેમના સ્મરણાર્થે

To strive, to seek, to find, and not to yield

(અંગ્રેજી રૂપરથી) ગજાનન ઉ ભટ્ટ



વતુ રોજ લાયબ્રેરીમાં આવે અને રોજ એની એ ચોપડી ઉઘાડી એનુ એ પાનુ કાઢી ધરાઈ ધરાઇને હસે

એક જણે આ જોયુ ને એને જાણવાની ઇચ્છા થઇ કે રોજ આ છોકરો શું જોઈને હસે છે? તનુની પીઠ પાછળ ઉભા રહી એણે ચોપડીમા જોયુ એક ચિત્રમા નાના છોકરા પાછળ આખલો દોડતો હતો

પેલો માણસ તો એને પુછવા જ જતો હતો કે આમા હસવા જેવું શું છે, ત્યા તો એ ભાઇ આખલા સામે હાથ લબાવીને બબડ્યા કે 'હેઠ ઢાંઢા! એક આવડા અમથા છોકરાને હજી આટલા દિવસથી નથી પકડી પાડ્યો?'

ૐ

મા—કેમ કાન્તિ, ના પાડી'તી તો યે પાણી નદીમા નાહ્યો કે ?

કાન્તિ—મા, હું નદીમા પડી ગયો'તો, જાણીને નથી નાહ્યો

મા—પણ તારાં કપડા તો ભીંજાએલા નથી!

કાન્તિ—એ તો તુ વઢે એટલા માટે પડી જતા પહેલા જ કાઢી નાખ્યા હતા!

ૐ

મુનીમ—શેઠ, આપે પેલા ધર્માદા ફડમા ૧૦ રૂપિયા ભર્યા તેમાં તમારૂ નામ કેમ ન લખાવ્યુ?

શેઠ—નામ લખાવું તો એ વાચીને વળી બીજા માગવા આવે એટલુ યે તમે સમજી ન શક્યા?

ૐ

મા—અરે, અરે, આ છોકરી બેઆની ગળી ગઇ!

બાપ—બેઆની ક્યા પડી'તી ?

મા—તમારા ટેબલ ઉપર

બાપ—ત્યારે ફિકર નહિ એ તો ખોટી હતી સવાર કોઇએ પાબડી'તી'

# ધ પ તા ર હો

કૅલેંડરને ભુલી જાઓ; તારીખ, વાર અને વર્ષ ભુલી જાઓ તમારી ઉમર શી થઈ એ જાણવું હોય તો તમારા બદન તરફ જ જુઓ તમારે હજી જીવનના કેટલા પગથિયા ચડવાનાં છે એ જુઓ એ પગથિયા કટલા ઉંચા છે તે તપાસો.

દાદરના પગથિયા હમેશા છ કે સાત ઇંચ ઉંચા હોય છે પણ એ પગથિયા તો વૃદ્ધ માણસને ધ્યાનમા રાખીને બનાવવામા આવ્યાં હોય છે,—તમે એંશી વરસના થાઓ એ ધ્યાનમાં રાખીને યુવાન માણસોએ તો એ પગથિયા એક સાથે બબ્બે કે ત્રણત્રણ કુદી ઉપર જવુ જોઇએ

એ પગથિયા તમે જે રીતે ચડો તે પરથી ૮૦ વરસની તમે કેટલા નજીક કે દૂર છો એની ખબર પડશે તમને એ પગથિયા એક પછી એક ધીમેધીમે ચડવાનુ મન થાય તો જાણો કે અત્યારે તમે એંશીની બસ્તીમા આવી ગયા છો. પણ તમને એ પગથિયા નીચા લાગતા હોય, સીડીને મથાળે ઉતાવળથી ચડવા તમે તલપાપડ થઈ રહ્યા હો, તમને દોડીને દાદર પર ચડી જવાની તાલાવેલી લાગી હોય તો દોડો—ખુશીથી દોડો અને કુદો નાહક ધીમેધીમે ચડી ૮૦ વરસની ઉમરના પગલા ન માડો. એંશી વરસના વૃદ્ધ નર સિવાય કોઇએ પણ સીડી ધીમેધીમે ચડવી જોઇએ નહિ. એ પગથિયાં એમને જ માટે છે.

કોઈ મોટા શહેરના ધમાલવાળા ગીચ રસ્તા પર તમે નીરાતે એક ખુણે ઉભા હો, અથવા લહેરથી ટેલતાટેલતા ચાલતા હો ને પોલિસ તમને ટપારીને કહે કે 'ચલો, આગે બઢો'; અથવા કોઇ ટ્રામ કે મોટર બસમાથી ધીમેધીમે બાદશાહી રીતે તમે ઉતરતા હો ને કંડક્ટર તમને ચેતવે કે 'જરા શિતાબી રકખો';—ત્યારે તમને ઘડીભર વસમુ લાગે છે; તમારા સ્વાતંત્ર્ય પર તરાપ પડતી લાગે છે; લોકોની હાજરીમા તમને આમ ટોકીને તમારૂ માનભંગ કરતા એ પોલિસ કે કંડક્ટર પર તમને ચીડ ચડે છે.

પણ તમને ખબર નહિ હોય, કે પોતાની ફરજ બજાવતા, સમાજની વ્યવસ્થાના આ રખેવાળો તમને આગળ ધપવાનુ ફરમાવતી વખતે સાથોસાથ, અજાણ્યે, કુદરતનું એક સનાતન ફરમાન ઉચ્ચારતા હોય છે. સામાજિક વ્યવસ્થા જાળવવા માટે માણસે રચેલા કાયદા કરતા પણ કુદરતનો એ કાયદો

( અનુસંધાન પાછળ )

દરવાજા આજકાલ બહુ થોડા હોય છે અને તે માત્ર
બુઢ્ઢાઓ માટે જ છે. યુવાનો માટે તો છે વાડો. કોઇ વાડ આગળ આવો ત્યારે તમારા મનમાં શો વિચાર આવે છે?
એ તે કુદીને પાર જવાની તમને ઇચ્છા થાય તો જાણો કે તમે હજુ યુવાન છો પછી કૅલેન્ડર ગમે તે કહે વાડ કુદાવી
તેની બહાર પડો દરવાજા તો જેમને માટે બનાવ્યા હોય તેવા નબળા અને વૃદ્ધ માણસોને સારૂ રહેવા દો.

તમે જાણો છો કે બગીચા કે જંગલમા જાઓ ત્યા વૃક્ષો તમને બોલાવે છે?—કુદરત તમને હાક મારે છે? વૃદ્ધ માણસ
માટે કોઈ એકાદ ઝાડ છાયા ને વિસામાનું સ્થાન છે પણ જુવાનને તો જગલનુ દરેકદરેક ઝાડ સાદ કરે છે કે 'ઓ
આદમના બેટા! માર ઠેકડો અને ચડી જા મારા ઉપર' જગલના ઝાડ તમને એવી રીતે બોલાવતા લાગે તો સમજજો
કે તમારામા યૌવન્ બચ્યું છે. બસ ચડી જાઓ!

આ બધી જે સલાહ હું તમને આપુ છુ તેથી તમારૂ ગાભીર્ય જતું રહેશે, તમારો મોભો નહિ રહે એમ તમને
લાગશે જગતના ડાહ્યા બની આવુ કરતા તમે શરમાતા હશો તમને દાદર ત્રણ ફાડીએ દોડીને ચડવામા, વાડો કુદાવવામા,
ઝાડ પર ચડવામા હીણપત લાગતી હશે પણ જુવાન રહેવાનો એક માત્ર આ જ નુસખો છે થનગનતી વયે તમે હીસાબ
ગણવા બેસી જાઓ અને હવે પછીના વરસોમા કેટલા ડાહ્યા અને ભારેખમ થવું તેની ગણતરી કાઢો તો યાદ રાખજો કે
એ રીતે ત્રીસ વરસની વયેજ તમે ધીમા પગવાળા ડોસલા બની જશો અને બીજી બાજુ, તમે માત્ર જો ઇચ્છશો તો ત્રીસ,
ચાળીસ, પચાસ કે સાઠ વરસની ઉમરે પણ જુવાનીનો તનમનાટ માણી શકશો માત્ર ઈચ્છવું જોઇએ ઇચ્છો ને આચરો.
જીવન કુલ્લાસ અને આનદથી જીવવા માટે છે જીદગી એક અખાડો છે તેમા મહેની માફક ખેલો.' રણે ગભીર
અને ભારેખમ થતા એમ કરશો તો બાજી બગાડશો,—જીંદગી વેડફી નાખશો. —ડગલાસ ફેરબૅન્ક્સ

—આગળ ધપવાનું ફરમાન વધુ ઉંચુ, વધુ વિશ્વવ્યાપી ને વધુ કડક છે એ ગતિનો નિયમ માણસજાતની પણ ઉત્પત્તિ નહોતી થઇ તે વખતનો-અનાદિ છે, ને કાળની પ્રાપ્ય વીંઝાતી રહેશે ત્યા સુધી—અનંતકાળ લગી એ રહેવાનો છે ખુદ કુદરત પણ તેનુ ઉલ્લંઘન કરી શકતી નથી, ને માણસ જો એ તોડવાનો પ્રયત્ન કરે તો વિનાશ સિવાય એની કોઇ સજા નથી.

આ બ્રહ્માંડ આખુ—સૂર્યમાળા, ગ્રહો નક્ષત્રો ને તારાઓ, પ્રચંડ જલાધિથી માંડીને નાનામા નાના છોડ સુધીની કુદરતની એકેએક કૃતિ ગતિના એ સનાતન નિયમને આધીન છે, અને પ્રત્યેક પળે આપણને એ મહાન નિયતાનો સદેશ સક્રિય સમજાવ્યા કરે છે કે આગે બઢો,—આગળ ધપો,—ગમે તે પણ ઉપાયે આગળ ધપ્યે જાઓ

અને તે પણ મુડદાલપણે ધકેલાઇને નહિ તમારામા બળ હોય તેટલા જોશપૂર્વક દુનિયાપરના ઝડપીમા ઝડપી એરોપ્લેનની ગતિ પણ જેની આગળ ગોકળગાય જેટલી ધીમી લાગે એટલી અસામાન્ય ગતિએ આ બ્રહ્માંડનો એકેએક પદાર્થ ઘુમ્યા કરે છે બીલકુલ નક્કર ને સ્થિર જણાતી આપણી આ પૃથ્વી દર સેકડે સોળ માઇલની ઝડપે સૂર્યની આસપાસ ફરે છે એ તમને માલુમ છે? અને એ ગતિનો નિયમ તોડીને અચાનક અટકી પડે તો કેવી ભયાનક આપત્તિ આવી પડે તેની ખબર છે? તીરની માફક ફેંકાઇને આખી પૃથ્વી સૂર્યની ખદખદતી ગુફાઓમા હોમાઇ જાય અને તેના પરની આ બધી સુદર સસ્કૃતિ અને ભવ્યતાનો એકાએક કરુણ અત આવી જાય ખગોળ-વિદ્યાનુ જો જરાપણ જ્ઞાન તમને હશે તો તમારી ખાતરી થશે કે હુ કહુ છુ એમા લેશમાત્ર અતિશયોક્તિ નથી જો તમને એ વિદ્યાનો પરિચય ન હોય તો અવશ્ય કરજો મગજને ખુબ શ્રમ પાડે અને કસોટીએ ચડાવે એવી એ વિદ્યા છે

ગતિનો આ નિયમ સૂર્યચદ્ર, ગ્રહનક્ષત્રો અને કુદરતની બધી ચીજોને જેટલો જ માણસજાતને પણ લાગુ પડે છે. માણસ જ્યા સુધી ગતિમાન હોય છે, કોઇ ને કોઈ રીતે આગળ ધપતો જતો હોય છે, ત્યા સુધી જીવન સરળતાથી આનદમા વીતે છે, પણ જે ક્ષણે તે શિથિલ થઈ ધપતો બધ થાય છે, ઉત્સાહથી કામમા મચ્યા રહેવાનુ અને આગળ વધવાનું છોડી દઇ નિશ્ચેતન બની રહે છે, તે જ ક્ષણે, એક યા બીજી રીતે, તેના પર એ નિયમભગની સજા રૂપ નાની યા મોટી આપત્તિ આવી પડે છે.

'નવરો બેઠો નખ્ખોદ વાળે' એ પ્રચલિત કહેવત કાઇ ખોટી નથી તમે કામધધો અથવા તમારા જીવનની ગતિ અટકાવીને બગાસા ખાતા પડયા કે તમે જરૂર કઇંક એવુ ઉંધુચત્તુ કરી બેસવાના કે જે તમને કોઇ ને કોઈ ભારે મુશ્કેલીમા મુકી દે પણ તમે કામ કરતા હશો તો એવી મુશ્કેલીઓ ભાગ્યે જ તમારી પાસે આવશે, ને આવશે તો તેને ઉડાવી દેવા જેટલી તમારામા તાકાત હશે દુનિયાનુ જરા ધ્યાનથી નિરીક્ષણ કરશો તો સમજાશે કે માણસજાતની લગભગ બધી મુશ્કેલીઓ—ગરીબી, માદગી, અકસ્માતો, ગુનાહ અને દુર્ગુણો—એવા જ માણસો ઉપર ઉતરે છે જેમણે પરસેવો ઉતારવાનુ બધ કર્યું છે, જેમની આફતો સામે બાથ ભીડવાની શક્તિ કામને અભાવે બહેર મારી ગઇ હોય છે

આથી હુ એમ કહેવા માગું છુ કે માણસે કોઇ પણ ઉપયોગી કાર્ય પાર પાડવા પાછળ સદા મચ્યા રહેવુ જોઇએ એક પુરૂ થયુ કે બીજુ શોધી જ રાખેલુ હોય, અને તેની પાછળ પોતાની જાતને પરોવેલી રાખ્યા કરવી જોઇએ કોઇ નિશ્ચિત કરેલા લક્ષ્ય પાછળ પાછુ વાળીને જોયા વિના ધપ્યે રાખવુ, જીવનની કોઈ મોંઘી મહત્ત્વાકાક્ષા પાર ઉતારવા માટે મરી ફીટવાનો અખંડ પ્રયત્ન કર્યા કરવો એના જેવો આનદ જીવનનો કોઇ પ્રકાર આપી શકવાનો નથી અને જીવનનું ધ્યેય જ એ છે, જીદગીનુ નિર્માણ જ એને કાજે થયુ છે. મથવુ, લડવુ ને આગળ ધપવુ ધારેલે લક્ષ્યે પહોંચાય યા ન પહોંચાય, ધારી મહત્ત્વાકાક્ષા પાર પડે યા ન પડે એનો સવાલ નથી. એની પાછળ મથવામા તમે તમારી શક્તિનો એક અંશ પણ વાપરવો બાકી રાખ્યો હોવો ન જોઇએ ખરી ફામત લક્ષ્યે પહોંચવાની નથી, લક્ષ્ય પાછળ કરેલી લડતની છે, આનદ મહત્ત્વાકાક્ષાની પ્રાપ્તિમા નથી, તેની પાછળ કરેલી મથામણમાં છે એમ, આટલું તમારે ગળે ઉતરી જાય તો તમે જીવનનુ રહસ્ય અને જીંદગીનો અણમોલ પાઠ શીખ્યા છો.

તમારી આસપાસના લોકોને બરાબર ધ્યાનપૂર્વક નિહાળો. એમા ખરેખરા સુખી ને તદુરસ્ત કોણ છે? જેઓ ચેતનવંતી જીંદગીના મથામણો ને સાહસો મુકી દઈ સુંવાળા તકિયા પર અઢેલી એદીની જેમ પડયા છે તેઓ? કે બીજી જાતના લોકો, જેઓ કઇ ને કઇ નવુ મેળવવા પાછળ સદા મથી રહ્યા છે, જેઓ નિરંતર ચેતનભેર ધપ્યે જ રાખે છે તેઓ? કહેવાની જરૂર નથી કે ખરૂ સુખી જીવન આ બીજી જાતના લોકોનુ જ હોય છે.

પહેલે જ ઝપાટે બહુ સરળતાથી મળેલી સસ્તી ફતેહથી રાચી જઇને પછી આગળ વધવાનો કશો પ્રયત્ન ન કરતા જીંદગીભર બગાસા ખાતા બેસી રહેનાર અલ્પસંતોષી થવા કરતા હું તો, દુનિયા જેને 'હારેલો' કહે છે, અને જે જીવનભર પોતાના ધ્યેયને પહોચવા મથામણ કર્યા જ કરતો છતા સફળ નથી થતો હોતો, એવા થવાનુ વધારે પસંદ કરૂ છુ જેને માટે કશો ભોગ નથી આપવો પડયો, શરીર નથી ઘસવું પડયું, પરસેવો નથી ઉતારવો પડયો એવી સસ્તી ફતેહ શા કામની? એવી સફળતા માણસના શરીરને કટાવી નાખે છે, એની શક્તિઓને હણે છે, એને આળસ ને આરામને માર્ગે દોરી સુવાળો એદડુ બનાવી દે છે, જ્યારે પેલી નિષ્ફળતા માણસમા બમણુ જોમ પુરે છે, તેના સ્નાયુએ સ્નાયુને મજબુત બનાવે છે, તેના સકલ્પબળને તેજસ્વી ને ઝનુની બનાવે છે

દરેકના જીવનમા બે પ્રસંગ એવા આવે છે જ્યારે માણસ ગતિમાન રહેતો અટકી પડી મંદ બની જાય છે અને પછી કોઈ પણ હેતુ વિના જીંદગી વહ્યે જાય છે. એક તો, પોતાના ધારેલા લક્ષ્યની પ્રાપ્તિના એ ચડતી કળામાં આવે છે ત્યારે. એવે વખતે સ્વાભાવિક રીતે જ એને પોતાની મહેનતનાં ફળ આરામથી ચાખવાનુ—મોજમજાહ માણવાનુ મન થઇ આવે છે. બીજો પ્રસંગ જીવનમા જરા એથી વહેલો આવી જાય છે પણ એની વાત આપણે પછી કરીશુ.

**વપરાતી કુંચી હમેશાં ચળકતી રહે છે.**

**આળસ એ શરીરનો કાટ છે અને કામ એ ઘસારો છે શરીરને કટાવા દેવા કરતાં કામને કસે ચડાવવાથી ઓછુ નુકસાન પહોંચે છે ને એના પર ઓપ રહે છે તમે શુ પસંદ કરો છો? કમાવું કે કટાઇ જવું?**

પોતાની જહેમતના મીઠા ફળ જરા નીરાતે ચાખવાની ભ્રમણામા જે માણસ પડયો એ જો પરિણામે ખરાબખસ્ત ન થઈ જાય તો એ ચમત્કાર જ માનજો શરૂઆતમા તો, પહેલાં એને કામ કરવામા જે આનંદ આવતો—પ્રાણવાન જીવનની ચેતના જે એ અનુભવતો તે ધીમેધીમે ઓસરવા માડે છે, અને જે આરામ—મઝા માણવાની એ ઇચ્છા રાખતો હતો તે માત્ર ખાલી ભાસ જ છે એમ તેને સમજાવા માડે છે. એના દિવસો કેમે કર્યા ખુટતા નથી ને કાઇ પણ ઉત્સાહ, નવીનતા કે ચેતના વગરના એક પછી એક ચાલ્યા આવતા કંટાળાભર્યાં દિવસો એને મુઝવે છે એનુ શરીર તથા મન એદી ને જડ બની જાય છે, કેમકે એમાનુ એકેક કામ વગર ખાલી શકતુ નથી. નેમ વગર, ગતિ વગર અને અસંતોષપણે, કાઇ પણ આનંદ વગરના પ્રદેશમાં પોતે જાણે ધકેલાતો હોય એમ એને લાગે છે. મનને સચેત રાખવા એને જીવનની કોઇ સાચી આટીઘુટી ઉકેલવાની હોતી નથી એટલે એ કાઇ પણ પાયા વગરના કાલ્પનિક કોયડા ઉપજાવી કાઢે છે, જેને ઉકેલવાનુ કાર્ય સાચા કોયડાને ઉકેલવા કરતા પણ વધુ અઘરૂ થઇ પડે છે. જીવનના આવા અસંતોષથી તે ઢીલો, નિસ્તેજ અને ચીઢીઓ નિરાશાવાદી બની જાય છે, તેને પોતાની જાત પર કંટાળો છૂટે છે ને જીંદગી અકારી લાગવા માડે છે અને આમા, અધુરામા

યાદ આવી જાય છે. એક માણસના છાપરામા કાણું પડેલું તે ચુઓ પુરી દેવા એ વિચાર જ કર્યા કરતો પણ જ્યારે વરસાદ પડતો હોય ત્યારે તો એ કામ બની ન શકતુ ને વરસાદ ન હોય ત્યારે તો એ કાણું પુરવાની જરૂર પણ શી? આમ એ ચુઓ કરવાનુ સદા મુલતવી જ રહેતું'

આવી જાતના માણસો જાણતા નથી કે તેમનો મોટામા મોટો દુશ્મન કપરા સંજોગો નહિ, પ્રતિકૂળ સ્થિતિ નહિ, તકની ખામી નહિ, પણ એમની પોતાની જ ક્રિયાશક્તિની મંદતા, ઢચુપચુપણું ને આળસ જ હોય છે; જે એમની કામ કરવાની ઇચ્છાને હણે છે અને ચેતન હરી લઈ નકામા બનાવી મુકે છે. મારે પોતાને જ જો અત્યારે જીંદગીની ફરીથી શરૂઆત કરવાની હોય તો હું કયું કામ ઉપાડી લઉં એની મને જરા યે ખાતરી નથી, પણ એટલુ તો ચોક્કસ કે હુ કાંઇક પણ કામ તરત જ ઉપાડી લઉં કે જેથી આગળ ઉપર લાંબાલાંબા વિચારો કરવાની ને આળસુ બની બેસી રહેવાની ભયંકર ટેવ પાડવાને બદલે હુ જલદી કામ કરવાની ટેવ પાડી શકું

હું જે અત્યારે ગતિમાન ને વેગભર્યું જીવન ગાળી રહ્યો છું એ જ આદર્શ અને અનુકરણીય છે એવુ કહેવાનો મારો જરા યે આશય નથી. વેગભેર ધપે રાખવાની મારી આ વાતમા હુ કદાચ હદ બહાર જતો હોઇશ. પણ મને કંઇક ને કંઇક કામ વિનાના, તદ્દન નવરા—આળસુ બની બેસી રહેવુ ગમતુ જ નથી; કેમકે એથી મને જીંદગીનો અસંતોષ રહ્યા કરે છે. જાગૃતિનો એકેએક કલાક, શરીર કે મનની કઇને કંઇ ચેતનભરી પ્રવૃત્તિમા ગાળવાની મને અભિલાષા રહ્યા કરે છે. સાંજે કામ પરથી ઘેર આવીને બધુ કામ —બધી ઉપાધિઓ ફેંકી દઇ આરામ લેવાની તમને ઘણા માણસો સલાહ આપશે. પણ હુ તો જે કામ કરતો હોઉં છું એમા મને એટલી બધી મઝા પડતી હોય છે કે હુ તેને એટલી ઉતાવળથી છોડી જ નથી શકતો, એનું કેમ?

જ્યારે હું તદ્દન થાકી જાઉં ત્યારે મને આરામની નહિ પણ કામ બદલાવવાની જ જરૂર રહે છે. મન થાકી ગયું હોય ત્યારે શરીરની કસરત કરવાનો સારો વખત મળે છે. જાણે તમે કેટલા ય બધા થાકી




'બગદાદના ચોર' તરીકે મિ. ફેરબેંક્સનું ઠઠ્ઠાચિત્ર

ગયા છો એનો વિચાર કરતાકરતા આરામખુરશીમાં પડ્યા રહેવા કરતા તમને રસ પડે એવું કાંઇક નવું કામ ઉપાડી લ્યો એ વધારે સારૂ છે. નવરા બેસી રહેવાનો ધંધો દુનિયાના કોઈ પણ ધંધા કરતા વધુ થકવી દે એવો છે, અને સખત કામ કર્યા પછી પણ થાક ઉતારવા માટે એ તો ભલામણ કરવા જેવો નથી જ. જે કામથી તમે થાક્યા હો તેના કરતા તદ્દન ઉલટા જ પ્રકારનું પણ એટલી જ પ્રવૃત્તિવાળું બીજું કોઇ કામ ઉપાડી લેવુ એ આરામ લેવાનો મારાથી સારો રસ્તો છે. આથી તમે ચૈતન ગુમાવશો નહિ અને આળસુ બની જવાનો ભય નહિ રહે, પણ જુદી જ જાતની શક્તિઓ કેળવશો. કામમાથી તદ્દન ઠંડા પડવાની ટેવ બહુ ખરાબ છે કેમકે એક વાર ઠંડા પડ્યા પછી પાછા સચેત થઈ કામે લાગતાં બહુ શક્તિ ખર્ચવી પડે છે.

આથી હુ એમ કહેવા નથી માગતો કે માણસે આખો દિવસ બેજાદુખણ ઉગ્ર પ્રવૃત્તિઓ પાછળ મચ્યા જ રહેવું જોઇએ, અને તેનાથી કંટાળે એટલે મચાની પેઠે શરીરના અંગોને કસરતથી પીલવા મચી પડવું જોઇએ. કોઇ પણ જાતના ઉગ્ર પ્રયત્નો વિના પણ મનને ચપળ રાખી શકાય એવા પાર વિનાના વિનોદો પડ્યા છે. રમતગમ્મત અને માનસિક

વિકાસ કરનારી વાતચિત એ મનને માટે એક જાતની કસરત છે એવુ જ ઉત્તમ પ્રકારનુ વાચન પણ ગણી શકાય. શુદ્ધ સંગીતનો ઉપભોગ કરવો એ પણ લાગણીઓને વ્યાયામ અને વિકાસ આપનારો વિનોદ જ છે, જે આપણામાના બહુ જ જુજ લોકો માણે છે. સારા નાટકો અથવા ઉચ્ચ કોટિના સીનેમા જોવાથી પણ લાગણી અને બુદ્ધિને કેળવણી મળે છે, જોકે એથી બીજા વિનોદો જેટલો તંદુરસ્ત વિકાસ સધાતો નથી, પણ આળસુ પડી રહી બગાસાં ખાવા કરતા એ વિનોદ સારો છે.

અને શરીરને સચેત રાખવા માટેની વિવિધ કસરતો અને હિકમતો વિષે તો મેં જુદેજુદે સ્થળે એટલું બધુ લખ્યુ છે કે અહીં તેનુ પુનરાવર્તન કરવુ નકામુ છે. કઇ નહિ તો બહાર જંગલમા ફરવા જાઓ ત્યારે ત્યા પડેલા પથરા જ દૂરદૂર ફેંક્યા કરો. કોઈ ઝાડના થડને નેમ કલ્પી તેના પર તાકીતાકીને પત્થર ફેંક્યા કરો. જગલમાં પડેલા પથરાઓનો આ સિવાય મને તો બીજો કોઇ ઉપાય દેખાતો નથી. શરીરને સ્ફૂર્તિવાળુ અને લોહીને ગરમાગરમ રાખવા માટે તમારા દરેક કામમા ઝડપ, ચેતન, ઉમગભર્યો તરવરાટ અને કુદાકુદ રાખોઃ જાણે તમે રબરના દડા હો તેમ. શરીર અને મનને ચપળ રાખવા માટે પ્રેરક ને રમુજદાયક એટલા બધા વિનોદો પડ્યા છે કે માણસને આળસુ પડી રહેવા માટે એનુ બહાનુ તો હોવુ જ ન જોઇએ.

ઘણી વાર તો આપણે ફુરસદ અને આળસની ખીચડી કરી નાખીએ છીએ ઘણા માણસોને એક જરા જેટલી ફુરસદ મળી કે ઢીલા બનીને લાંબા થઇ પડે છે. અરે, ફુરસદ તો એવી સરસ વસ્તુ છે! હુ તો કહુ છુ, મને હજી વધારે ફુરસદ મળતી હોત!

દિવસના ચોવીસ કલાકમા તમે શું કરો છો એનો હિસાબ કાઢશો તો તમે જાણીને છક્ક થઈ જશો કે તમારો બધો વખત કામમા રોકાઈ ગએલો હોવા છતા તમને પુષ્કળ ફુરસદનો વખત મળે છે. જો તમે આઠ કલાક ઉંઘવામા, આઠ કલાક કામ કરવામા અને બે કલાક ખાવાપીવામા ગાળો તો યે તમારે માટે પુરા છ 'ભેદી' કલાક ફુરસદના બાકી રહે. હું 'ભેદી' એટલા માટે કહું છુ કે એ કલાકોમા આપણે શું કામ કરીએ છીએ એની પણ જાણ થવા દીધા વિના એ પસાર થઈ જાય છે.

ફુરસદનો આટલો બધો આ વખત તમે જે રીતે ગાળશો તેની અસર તમારા શરીર, મન, ચારિત્ર્ય અને સુખસંપત્તિ પર થવાની. એ સમય જો તમે કેવળ આળસમા જ ગાળો તો તમે તમારી જીંદગીનું દેવાળુ જ ફુકો છો એમ માનજો કેમકે એ છ કલાકને જો તમે પદ્ધતિસર કામમા રોકી શકો તો તમે એમાથી ચમત્કારિક લાભ ઉઠાવી શકો. એ ફુરસદના સમયમા તમે શરીરની સભાળ લઇને તેને એવુ તો અચ્છું કસાએલુ ને તંદુરસ્ત બનાવી શકો કે એવા શરીરના સ્વામી તરીકે જીવવુ એ કોઈ દૈવી આનંદ જેવુ લાગે એ જ ફુરસદનો ઉપયોગ કરીને તમે આ ભર્યા વિશ્વમાની કોઇ પણ જ્ઞાનની શાખાનો અઠંગ અભ્યાસ કરી તેના નિષ્ણાત બની શકો, અથવા તો તમારા ચાલુ ધધા સિવાયનો બીજો કોઇ વિનોદ-ધંધો (ચિત્રકળા, ફોટોગ્રાફી, સુતારીકામ કે એવો જ કોઇ હુન્નર) શીખી જીંદગીને ઉપયોગી, વિકાસવતી ને રસથી તરબતર બનાવી શકો. અને એ બધુ છોડીને જ્યારે તમારા મુળ કામ પર જાઓ ત્યારે પાછા તાજા ને તાજા!—તમે આરામના બહાના તળે આળસુ બનીને માખીઓ મારતા લેટ્યા કરો ને પછી ઉઠીને કામે ચડો તેના કરતા અનેકગણા તાજા, અનેકગણા સ્ફૂર્તિવાળા ને તંદુરસ્ત; અને જીંદગીને અનેકગણી રસવતી, પ્રાણવાન ને ચેતનભરી બનાવીને.

મને લાગે છે કે આટલુ કહ્યા પછી હવે 'ધપતા રહો 'નો મત્ર વધારે સમજાવવાની જરૂર નથી મને તો જગતનો એ આદિમત્ર લાગે છે. ધપતા જતા આ બ્રહ્માંડ, ગ્રહમાળ અને જગતની સાથે તમે ધપતા રહો અથવા ધક્કેલાઇને કચરાઇ જાઓ, કે આળસુ બનીને કટાઇ જઇ વિનાશ પામો પસંદગી તમારે કરવાની છે.

ડગ્લાસ ફેરબૅંક્સ

---

શિક્ષક—ઑક્સિજન વગર એક પણ પ્રાણી જીવી શકે નહિ પણ નવાઈની વાત છે કે છેલ્લા સો વરસ થયાં જ એની શોધ થઇ છે!

છગન—ત્યારે હેં સાહેબ, તે પહેલા બધા શી રીતે જીવતા હશે?



# ત્રણ અવસાન



## સ્વ. હરિલાલ માણેકલાલ દેસાઈ

શ્યેન પક્ષીના જેવા નાકવાળા, પવનના સપાટા સાથે ઉડી જાય એવા સુકલકડી શરીરવાળા, લલિત ગતિવાળા, ઉંચાઇમા ઠીકઠીક—એ જ સ્વ હરિલાલ માણેકલાલ દેસાઇ અમારા સર્વના તે 'હરિભાઇ' કે 'માસ્તર સાહેબ'

એમનું સંપૂર્ણ જીવન તો જ્યારે કોઇ નિકટનો અંતેવાસી લખે ત્યારે ખરૂં આ તો ફક્ત તેમનુ રેખાચિત્ર છે. તેમના જીવનની ઝાખી કરાવવાને પણ ઘણાઘણા રંગો જોઇએ. Life is not a straight line. એમના જીવન માટે પણ એમ જ છે.

કલા અને સૌન્દર્યના ઉપાસક હરિભાઇ માસ્તરના સમાગમમા આવ્યે છસાત મહિના થયા હશે, એટલામા તો તેઓએ કેટલાકના જીવન ઉપર જે પ્રકાશ નાખ્યો જાણ્યો તે અમાપ તો નથી જ તેમનુ આખું જીવન શુદ્ધ સાક્ષરજીવન છે.

હરિભાઇના જીવનની તૈયારીઓ ઘણા લાંબા વખતની વડોદરા હાઇસ્કુલમા મૅટ્રિકમા તેઓ ઇતિહાસ શીખવવા આવતા તે વખતે અમને તેમની કીમત ન હતી. એ વખતે બપોરની રીસેસ (રજા) વખતે તે અને બીજા માસ્તરો ચ્હા પીવા- માટે હોટલમા જતા ત્યારે આ લેખક બીજા મિત્રોને કહેતો કે 'આવા તે શા માટે માસ્તરો થતા હશે? કેવા નમાલા છે?' . . . પણ આ વખતે હરિભાઇ કેટલાક વિદ્યાર્થીઓ સાથે રહેતા હતા, અને પોતાના સહવાસ તથા જ્ઞાનનો અણમોલ લાભ તેમને આપી તેમના જીવન પર અજબ અસર કરી રહ્યા હતા એની મને ખબર ન હતી. શિક્ષકો સાથેનો સહવાસ જેટલું જ્ઞાન આપી શકે છે તેટલું જ્ઞાન વિદ્યાર્થીઓ શાળામાંથી મેળવી શકતા નથી, એ તેઓ સારી રીતે જાણતા હતા. આ ઉપરાત, આ જ વખતે તેઓ હિન્દ સેવક સમાજ (Servants of India Society)મા જોડાવાના મનોરથો ઘડતા હતા; અને તે માટે 'ઇકૉનૉમી'—અર્થશાસ્ત્રનો બહુ જ સંગીન અભ્યાસ એમણે કર્યો હતો ગિડ્ઝ પોલિટિકલ ઇકૉનૉમી નામના એક મોટા અર્થશાસ્ત્રના ગ્રથનો નિષ્કર્ષ કાઢીને એક નાનો ગ્રંથ એમણે લડનની એક પુસ્તક વેચનારી કંપનીને બનાવી આપ્યો છે, અને તે કંપની અત્યારે ઘણા પૈસા કમાય છે.

સાહિત્યમાં તો તેમનો અભ્યાસ ઘણો જ ઉંડો અને માર્મિક હતો. સાહિત્યની રસિકતા સાથે તેમનામા વૈજ્ઞાનિકને છાજતી ચોક્કસાઇ પણ હતી. વિનોદ તો તેમને અતિશય પ્રિય. 'એક ગ્રૅજ્યુએટની આત્મકથા' અને 'દેશદેશની રસમય વાતો' વગેરે તેમના ગ્રંથોમા ઉંચી જાતનો વિનોદ જોઇ શકાય છે. સાહિત્યરસિકની રસિકતા, વૈજ્ઞાનિકની ચોક્કસાઇ અને ઉત્સાહી ખેલાડી જેટલો વિનોદ આ ત્રિપુટીનું કેન્દ્રસ્થાન એટલે હરિભાઈ માસ્તર.

અને વિવિધતા પણ એમની જ. એમના જેટલી મુસાફરી તો બહુ થોડાએ કરી હશે. ઘડીમા કપડવણજ તો ઘડીમા મુબાઇ; ઘડીકમા વડોદરા તો ઘડીકમા ભરૂચ ને અમદાવાદ—આ તો એમનો સામાન્ય કાર્યક્રમ. વળી સિંધ, ઉત્તર હિન્દુસ્તાન, બંગાળ અને બ્રહ્મદેશ પણ એમણે પગ હેઠે કાઢી નાખેલા. શુક્લતીર્થની શાળા શું, કે કાર્લાની ગુફાઓ શુ; યરોડા જેલ શુ, કે સત્યાગ્રહ આશ્રમ શું; રવીન્દ્રનાથનું શાન્તિનિકેતન શુ, કે જલિયાવાલા બાગ શું,—કોઇ પણ સારા સ્થળ વિષે સાંભળ્યુ કે હરિભાઇ ત્યા ગયા વિના ન રહે જગત્વંદ્ય ગાંધીજીના તો તે નિકટ પરિચયમા આવેલા અને ગાધીજીને તેમને માટે ઉંચુ માન છે.

ત્યાગમાં પણ તેમની બરાબરી કરી શકે તેવા ગુજરાતમા બહુ થોડા હશે વડોદરા હાઇસ્કુલમાથી તેમણે અસહકાર પહેલા રજા લીધી હતી વડોદરા છોડ્યા પછી તે કપડવણજ ગયા ત્યા ઘણી પ્રવૃત્તિઓ તેમણે આરંભેલી. કપડવણજમા જે પ્રવૃત્તિઓ હતી અને છે તે બધી માસ્તર સાહેબના જ પ્રતાપે. કપડવણજ માટે તેમણે ઘણું કર્યું અને ત્યાના લોકોનો તેમના ઉપર પ્રેમ પણ અદભુત. અમે ભરૂચથી પાવાગઢની સફર વખતે કપડવણજ ગયા હતા તે વખતે



તેમના ઘરમા ખાદીના ઢગ જન્મ્યા હતા એ સમયનો એમનો અતિથિસત્કાર અને પ્રેમ હજુ વિસારે પડતા નથી કપડવણજમા તેમણે ખુબ મહેનત કરી ને પછી ભરૂચનો રસ્તો લીધો.

અને ભરૂચમા રહ્યાંર્યાં એમણે શું કર્યું તે જાણવાનુ કુતુહલ તો ઘણાને છે

આપણે કામ એને લેખીએ છીએ કે જે નરી આંખે જોઇ શકાય તેવુ હોય, પણ એ દૃષ્ટિનો ત્યાગ કરીને ઘડીભર બીજી દૃષ્ટિથી જોઇશુ તો જણાશે કે ખરૂ કામ હમેશાં અગોચર અને અમાપ જ હોય છે ઉત્તમ જીવન ગાળવું એ શ્રેષ્ઠ ઉપદેશકની ગરજ સારે છે વ્યાખ્યાનપીઠ ગજવનાર ભાષણકર્તાઓના કરતા આવા વિશુદ્ધ ને ઉચ્ચ જીવનધારી સરકારી સર્જ્જનો પોતાના જીવન દ્વારા સમાજને ઘણું આપી શકે છે તરસ્યો હશે તે પાણી પીવા માટે નદી તરફ જ જશે નદીને તેની તરફ જવાની શી જરૂર? આવા તરસ્યાઓ ઘણા યે ત્યા આવી ગયા

નમ્રતા તો એમની જ કોઇનુ પણ દિલ ન દુભાય એની તો ખાસ સભાળ રાખે એ નમ્રતાની તો એમને પોતાને પણ કદાચ ખબર નહિ હોય અને સાચી નમ્રતા એવી જ હોય છે - પણ સર્વથી શ્રેષ્ઠ ભાથુ તો એમણે પ્રેમનુ બાધ્યુ છે એ ભાથા વિના જીવન કેમ સફળ થાય? હરિભાઈ એટલે પ્રેમનું મૂર્તિમત સ્વરૂપ—પ્રેમનો જાણે ઉડતો ફુવારો આ યોગે જ સઘળા તેમને ચાહે છે. બાર વર્ષોના પરિચયથી જે ભાઇઓ પ્રેમની મહત્તા નહોતો સમજી શક્યા તે હરિભાઇ પાસે જતાવેંત જ સમજી શક્યા. હરિભાઇ પાસે કોઇ પણ જાતનો જાદુ હોય તો તે આ જ. તેમના મનોરથો તો અતિ વિવિધ અને વિશાળ હશે, તે હુ શી રીતે જાણુ?

પ્રસિદ્ધિમા આવવું તેમને પ્રિય નહોતુ તેમનુ આખુ જીવન લોકોત્તર જ રહ્યું તેમના જીવનને ગુપ્ત વહેતી સરસ્વતીની ઉપમા આપી શકાય 'ત્યાગ એ જ જીવન છે, જીવન સૌન્દર્યપૂર્ણ હોવું જોઇએ, સૌંદર્ય એ પ્રભુના હસ્તાક્ષરો છે'—આ ત્રણેના તેમના ગૃહસ્થજીવનમાં અમે તો દર્શન કર્યા છે.

વિદ્વાનુ વેચાણ કરી, 'દુરનપુગ ઉત્કર્ષ' ભરનાર પ્રોફેસરોની હારમા તે ન આવી શકે. ધાર્‌લીઆ રાષ્ટ્રનેતાઓની ગણત્રીમા પણ તેમને ન મુકી શકાય કેળવણીકાર, કલાકોવિદ કે ગુજરાતના ત્યાગીઓમા એમનુ સ્મરણ નહિ થતુ હોય; પણ તે બધા કરતા તેમનું સ્થાન અટુલુ ને અનોખુ જ છે આવા અટુલા એકલા હરિભાઇએ, તેમના સરકારી જીવન દ્વારા ઘણાના જીવન રંગ્યા છે એ નિર્વિવાદ છે

ૐ · ૐ

હરિભાઇએ જીવી જાણ્યુ તેમ મરી પણ જાણ્યુ * જરાકે ય ગભરાટ નહિ, જરાકે ય વલવલાટ નહિ મૃત્યુએ તેમને ડરાવ્યા નહિ. માદગી વખતે ભલભલા હીમત હારી જાય છે, પણ હરિભાઇએ તો પ્રથમથી જ મૃત્યુ માટે તૈયારી કરી રાખી હતી માદગી વખતે પણ એ જ હાસ્ય, એ જ રસિક વાતો, એ જ ધૈર્ય એક વખત દરદ ખુબ થતુ હતુ, ઉંઘ કેમે કરી ન આવે; ત્યારે પથારી છોડીને સામેની આરામખુરશી પર બેઠા હુ પાસે જ સુતો હતો તે જાગી ઉઠયો. 'કેમ હરિભાઈ' ઉંઘ નથી આવતી?' એમ પુછીને તેમની સાથે બેઠો વાતો ચાલી વાતોમા તેમના મથનનો ધ્વનિ સ્પષ્ટ સભળાતો આપણી પરાધીનતા, આપણી સ્ત્રીઓ તરફની બેદરકારી, ગામડામા કામ કરવા માટે એકજ વિચારવાળા સર્વસ્વત્યાગી યુવાનોની —Communal life ગાળી શકે એવાઓની જરૂર, ઇત્યાદિ વિષયો ઉપર વાતો પર વાતો ચાલવા લાગી

અને આ બધા કરતાં યે હરિભાઇએ તેમના પત્નીના જીવનને જે ઓપ આપ્યો છે તે શબ્દોમા વર્ણવી શકાય એમ નથી 'આપણે બધાએ દેશસેવા કરતા પહેલા આપણી સ્ત્રીઓને જ ખુબ કેળવવી જોઇએ સ્ત્રીઓ પાછળ હશે તો તેઓ ડગલે ને પગલે

* અવસાન અષાડ વદ ૫ ૧૯૮૩

નકશે.' આમ તેઓ ઘણી વખત કહેતા. એકલું ઘર જ સુધારીને માણસ બેસી રહે તોપણ ઓછું નથી. એક ઘર સરકારી થાય એના જેવું પવિત્ર કામ બીજું શું હોઈ શકે? અને હરિભાઇએ ઘરને સુંદરવા પાછળ ખુબ જ શાંત પરિશ્રમ આદર્યો છે. પરિણામે તેમને કુસુમબહેન મળ્યા.

ગં. સ્વ. કુસુમબહેન સાગર શા ગંભીર છે પતિના મરણ વખતે આ બહેને જે શાન્તિ અને ધૈર્ય દાખવ્યા છે તે અદ્ભુત છે. આ લેખિનીમા તેનું વર્ણન કરવાની તાકાત નથી. દેવદૂતના પડછાયા પેઠે તે બહેન એટલી માંદગીમા પણ હાસ્ય અને આનંદ ઘરમા રેલાવતા. મરતી વખતે હરિભાઇના મોમાથી શબ્દો નીકળેલા '*કુસુમે મારું શિક્ષણ દીપાવ્યું છે*' હરિભાઇનુ જીવન આટલું ભવ્ય બનાવનાર પણ આ જ સાથી. પણ સાચા જીવન ભાગ્યે જ પુસ્તકોના પાનામા અંકાય છે.

હરિભાઈ રાષ્ટ્રની મુડી હતા. રાષ્ટ્રે એક સુપુત— તેજસ્વી તપસ્વી ખોયો, તેમના મિત્રો અને શિષ્યોએ Guide અને Guru ખોયો, ગુજરાતે ઘણું ખોયુ

હરિભાઇ તો ગયા પણ તેમનો આત્મા હજી યે અહીં છે. બહોળો શિષ્યવૃંદ અને મિત્રો તેમના જીવનનો દાખલો લઇ પોતાનાં જીવનને ઓપ આપવા મથી રહ્યા છે. હરિભાઇ જેવાઓનું મરણ પણ પ્રોત્સાહક અને બોધપ્રદ હોય છે. **બાપાલાલ વૈદ્ય**

## સ્વ. ચીમનલાલ કેશવજી ગઢાણી

ચીમનલાલ કેશવજી ગઢાણીનો જન્મ લગભગ ૨૩ વર્ષ પૂર્વે ધંધુકામાં થયો હતો. તેમના પિતા દરજીનો ધંધો કરતા ચીમનલાલનું પ્રાથમિક શિક્ષણ ધંધુકામાં પુરુ થયા પછી તે તેમના ભાઇ પાસે મુબાઇ અંગ્રેજી અભ્યાસ કરવા આવ્યા અંગ્રેજી ચાર ધોરણ સુધી અભ્યાસ કર્યો, અને તેમા ડ્રોઈંગમા દરેક વર્ષે તે પહેલા આવ્યા હતા.

તેમની ઇચ્છા ચિત્રકળાનો અભ્યાસ વધારવા માટે સર જે. જે. સ્કુલ ઑફ આર્ટ્સમાં જવાની હતી. પણ એ વિચાર અમલમા મુકી શકે તે અરસામા જ તેમના ભાઇનુ અવસાન થયું.

સ્થિતિ ગરીબ હોવાને અંગે તેમને નોકરી માટે વ્યવસ્થા કરવાની જરૂર પડી. અમદાવાદમા જઈ મીલમાં પહેલા થોડો વખત 'ઍપ્રેન્ટાઇસ' (શીખાઉ-



કામદાર) તરીકે કામ કર્યું, અને પછી ત્યા જ ૩૦–૩૫ રૂપિયાના નજીવા પગારથી નોકરી શરૂ કરી. લગભગ બે વર્ષ મીલમાં નોકરી કર્યા પછી તેમને તેમની ચિત્રકળાના પ્રેમે પાછા મુબાઈ તરફ વાળ્યા.

મુબાઇમાં તેમણે પહેલા તો 'મોજમજાહ' નામના સાપ્તાહિક પત્ર માટે ચિત્રો દોરવા માંડ્યાં. પણ એકલાં ચિત્રોના કામ ઉપર મુંબાઇમાં જીવન નિભાવવું મુશ્કેલ હોવાને અંગે એમને કારકુન તરીકેની નોકરી લેવી પડી અને બચત વખતમાં ચિત્રો દોરવાનું ચાલુ રાખ્યું.

પગાર ઓછો હતો અને ચિત્રોમાંથી થતી આવક પણ જુજ હતી, એટલે એમણે રાત્રિનું ટ્યુશન રાખ્યું અને તેમાથી મળતા પૈસામાથી તેમણે ચિત્રકાર શ્રી હલ્દનકરના ચિત્રકળાના ખાનગી ક્લાસમાં જવા માડ્યું.

'ગુણસુંદરી'મા, 'ગુજરાત'માં અને 'સુવર્ણ-માલા'મા તેમનાં ચિત્રો આવવા લાગ્યા પણ નવા ચિત્રકારને કોઇ તરત જ પૈસા આપી દે તેમ ન હતું. અને આવા માસિકોના માલિકોની ખરી ઇચ્છા તો શીખાઉ ચિત્રકારો પાસે ચિત્રો દોરાવી જ્યાં સુધી મફત કામ પતતું હોય ત્યા સુધી પતાવવાની હતી. આ રીતે ગુજરાતના વિદ્વાનો કળાને ઉત્તેજન આપ્યું ગણે છે ભાઇ ગઢાણીએ 'ગુણસુંદરી'ના દરેક અંક માટે, છેલ્લાં બે વર્ષથી, બેત્રણ ચિત્રો નિયમિત મોક-લાવ્યા હતાં. તેના બદલામાં તેમને માત્ર જુજ પૈસા મળ્યા હતા.

મુંબાઇના વેપારની કફોડી સ્થિતિમા, એક ઓછું

અંગ્રેજી ભણેલા કલાર્કોને નોકરીમા મુશ્કેલી તો ઘણી જ આવે તેમને ખર્ચ કમી કરવાને અંગે ઘણી વખત નોકરી બદલવી પડતી અને ઘણી વખત ૩–૪ માસ સુધી નોકરી વગર બેસી રહેવું પડતુ પણ એમણે કોઇ દિવસ આવી રીતનો વધેલો વખત નકામો ગાળ્યો નહોતો જ્યારે જ્યારે નોકરી વગરના રહેતા ત્યારે ચિત્રકળાની ઉપાસનામા જ વખત કાઢતા.

તેમની સ્થિતિ એટલી બધી ગરીબ હતી કે જે કલાસમા તે ચિત્રકળાનો અભ્યાસ કરતા તે તેમને ત્રણ વખત તો પૈસાની તગીને અર્ધે છોડવો પડેલો પાછળથી પૈસાની સગવડ થતા તરત જ તેમા જવું શરૂ કરતા મુબાઇમા રહેવા છતા, ઘણે દૂર જવુ હોય તો તે ભાગ્યે જ ટ્રામનો ઉપયોગ કરતા અને મુબાઇમા છેલ્લા ચાર વર્ષથી એમણે લૉજમા એક વખત જ ખાવાનુ રાખ્યુ હતુ,—નહિ કે એમનુ શરીર નાજુક હતું તેથી, પણ પોતાની સ્થિતિને અંગે તેમને બે વખત ખાવું પરવડે તેમ ન હતુ, અને બચત પૈસામાથી એમને પોતાનું કલાસમા જવાનુ નિભાવવુ હતુ

આવી હાડમારીની અસર ગમે તેવા હૃષ્ટપુષ્ટ માણસ ઉપર પણ થયા વગર રહે નહિ ભાઇ ગદાણીનુ શરીર તે મુબાઇમા આવ્યા ત્યારે ઘણુ જ સારૂં હતુ, પણ આ મહેનતને અંગે તેમને ક્ષય રોગ લાગુ પડ્યો અને ડૉક્ટરની સલાહથી મુબાઈ છોડવુ પડ્યુ

મરણ પથારીએ પડ્યાપડ્યા પણ એ 'ગુણસુંદરી' માટે ચિત્રો મોકલતા હતા માસિકો સિવાય તેમના ચિત્રો રા તારાચદ અડાલજાની 'વીરની વાતો'મા, રા રમણિક અ મહેતાની હમણા જ બહાર પડેલી એક નવલકથામા અને એક રા. ચદ્રવદન મહેતાના 'યમલ'મા એમ આવ્યા છે તે સિવાય જાહેર ખબર વગેરે માટે પણ એ ચિત્રો દોરી રોજી મેળવતા.

એમનો રોગ પ્રાણઘાતક નિવડ્યો અને ગયા બે માસમા એમનુ મૃત્યુ વઢવાણમા થયુ.

એમના દારિદ્ર, યત્ન કે એમની બીમારીની હાલતમા ગુજરાતના કોઈ વિદ્વાન કે શ્રીમાન તરફથી યોગ્ય ઉત્તેજન અને આશ્રય મળ્યા હોત—અરે, તેની મહેનતનો યે વ્યાજબી બદલો મળ્યો હોત તો ગુજરાત તેના જીવનરથી કોઈ કાળે પણ ધન્ય કૃતિઓ મેળવી શકત એકદરદાની અને બેદરકારીનો આ એક જ ભોગ બીજાઓ ભુલી ન જાય એ" સિવાય બીજું શુ કહીએ ?

. અમૃતલાલ પંડ્યા

## એક અજાણ્યા મિત્રનું અવસાન

'કુમાર'ના સંચાલકો ન જાણી શકે તેવું એક વિશાળ સ્નેહીમડળ, વડલાની ડાળીઓ ને વડવાઇઓની પેઠે 'કુમાર'માથી વિસ્તરતુ ને દૂરદૂર પોતાની ઘટાળી છાયા ઢાળતુ જાય છે એ ઘટામાથી એકાદ ડાળી, ડાખળી કે પાંદડું ઓચિંતુ કાળના સુસવાટામા ખરી જાય છે, ત્યારે 'કુમાર'ના સંચાલકોને તેની ખબર તો ન પડે, તેમ છતા 'કુમાર'ના વડલાની શીળી છાયડી એટલે અંશે ઘટી પડે છે, એ તો સચાલકો હમેશા સમજે છે જ. અને જાણે છે ત્યારે તો બેશક દુઃખ પામે છે

એવી એક 'સુંદર કુંપળ હમણા જ ભાવનગર મુકામે ખરી પડી. એનું નામ ભાઇ વિજયલાલ નાગર જ્ઞાતિના બે પ્રતિષ્ઠિત કુટુબોનો એ લાડકવાયો બાલક હતો મોસાળ પક્ષે ભાવનગરના પ્રજાજીવનમા ત્રીસ વર્ષભરની અખંડ સેવા અર્પણ કરનાર વૃદ્ધ વીર ગુલાબરાય ગોવિંદરાય દેસાઇનો એ ભાણેજ થાય પિતૃપક્ષે ભાવનગરના સ્વ મહારાજા તખ્તસિંહજીના બાહોશ રાજનીતિજ્ઞ અને નેકદાર અંગત મત્રી શ્રી સાકરલાલ સવાઇલાલનો પૌત્ર થાય એના સ્વ૰ પિતા શ્રી રમણિકલાલ સાકરલાલ મુબાઇમા દાક્તરી કરતા, અને એ 'દાક્તરી' દરમિયાન એમણે કરેલી ગુપ્ત સેવાઓ એક આદર્શ માનવપ્રેમીને શોભાવનારી હતી. આજે એ સેવાઓ પ્રગટપણે નોંધાએલી નથી, છતા અજરામર છે દોઢ લાખ રૂપિયાની રકમના બદલામા પણ એક અંગ્રેજ અબળાનો ગર્ભપાત કરવાની ના પાડનાર, અને કુમાર્ગે ઉતરેલા એ અંગ્રેજ પુરુષને એક જ વાક્ય કહીને પાપમાથી ઉગારી લેનાર એ દા રમણિકલાલ આજે નથી.

એમનો પુત્ર વિજયલાલ પણ માતૃ ને પિતૃ બંને કુળોની ખાનદાનીમા અને સ્વાર્પણવૃત્તિની વચ્ચે ઉછરેલો હતો પચીસ વર્ષનો પહેલવાન ને દેખાવડો હતો સદાય હસમુખો હતો અજાણ્યાને પણ પ્યાર ઉપજે તેવો ભદ્ર અને પ્રિયદર્શી હતો સ્વામી હતો ને પિતા પણ હતો. સહુને માટે સ્નેહની મૂર્તિ જેવો હતો. ઇન્ટર કલાસમા અભ્યાસ કરતો દુનિયાના ચાલુ



વ્યવહારને હિસાબે અત્યારે પ્રગટપણે તો કાંઇજ નહોતો, પણ શુ શું થવા માટે મથતો હતો ને શું શું થઇ શક્યો હોત, એ વિચાર કરતા—કુંપળમાંથી કેવી શાખા વધી હોત એ વાતનો હિસાબ માંડતા—ખરી ખોટ સમજાય છે.

પણ એનું અવસાન તો જગજ્જનનીને ચડાવવા માટે ચુંટાએલા કોઇ પુષ્પના અવસાન જેવું જ સુંદર છે, કેમકે સ્વાર્પણ કરવા જતા એનો જીવ ગયો છે. નવરાત્રિમા માતાજીના ઘણાઘણા ગીતો ગાઇ રહ્યા પછી, ભાવનગર રાજ્યની કુળદેવી ખોડિયાર માતાના વરતેજ નજીકના થાનકની પાસે ખોડિયારના ધરામા નહાતાનહાતાં, પોતાનાથી એક નાના સ્વજનને ડુબતો દેખી, પોતાને તરતા નહોતુ આવડતું તે વાત પોતે છીછરા પાણીમા પણ કદિ નહોતો ભૂલ્યો છતાં તે વખતે ભુલી જઇને, એ ડુબતા બાળકને બચાવવા ખાતર હાથ દેવા માટે જ એ આગળ વધ્યો. ડુબતા બાળકે એને ઝાલીને આગળ ધસડ્યો વિજયલાલે ત્રીજા એક મિત્રનું કાંડું ઝાલ્યુ, પણ પોતે જાય છે એમ સમજીને એ મિત્ર પણ મરશે એવા ખ્યાલથી ક્ષણમા જ ત્રીજા મિત્રનું કાંડું છોડી દીધું, અને પોતે પેલા બાળકની સાથે ધરાને તળીએ ભેખડમા ભરાઇ બેઠો. એનુ મૃત્યુ અત્યંત શાંતિમય હશે, તેવું અનુમાન તો, પાણીમાથી ત્રણચાર કલાક પછી હાથ લાગેલા એના દેહની, જાણે હમણા જ એ ઉઠીને બેઠો થશે, એવી તાઝગીભરેલી ભવ્ય મુખમુદ્રા પરથી સહેજે બાંધી શકાય છે.

આખી જીંદગીનો સરવાળો ઘણી વાર મૃત્યુની એક જ ઘડીમા બંધાઇ જાય છે, એ શું સાચું નથી? અને એ જો સાચું હોય તો એવા જીવાત્માની વધુ મહત્વની જરૂર ઈશ્વરી યોજનામા અન્ય કોઇ સ્થળે પડી હશે; એ વાત પણ એટલી જ સાચી માની, એના સ્વજનો એ ભાઇને ઈશ્વરની વધુ નજીક ગયો સમજે અને કલ્પાંત ત્યજે, એવુ 'કુમાર' તરફનુ એ સહુ સ્વજનોને સાંત્વન પહોંચજો! ખાસ કરીને એની ગં. સ્વ. સહચરીને, કે જેની વેદના; અનેક એવી આર્યયુવતીઓની માફક અત્યારે અસહ્ય જ હોવી જોઇએ.

ભાઇ વિજયલાલનું અવસાન, એવા એવા એના પૂર્વગામી અનેક નાગર કુમારોનાં અવસાનોના સ્મરણો તાજાં કરે છે. બાહોશ ખેલાડીઓ, નટો અને કલારસિકો—ભાવનગરની નાગર કોમના એવાં ફુલ સમાન યુવકો છેલ્લા દસ વર્ષમાં, એક પછી એક, કોઇ અકળ રીતે મૃત્યુને માર્ગે ચાલ્યા ગયા છે. કદાચ આખી નાતિના કો ગાઢ કર્મોનુ ઋણ એ રીતે એ થોડાક તરુણોનો ભોગ અપાઇને જ જલ્દી અદા થઈ જવાનુ નિર્માયું હશે!

---

## સ્વીકાર

**પ્રભાતના રંગ:** લેખક, વિજયરાય કલ્યાણરાય, પ્રકાશક, આર વનમાળીદાસની કંપની, ૩૯૭, કાલબાદેવી રોડ જુની ભાટિયા મહાજનવાડી સામે, મુંબાઇ–૨. કી. રૂ ૨–૪–૦.

**યુરોપનાં સંસ્મરણો:** લેખક અને પ્રકાશક, મોતીચંદ ગિરધરલાલ કાપડિયા, મુંબાઇ, કી ૧–૮–૦.

**વિજ્ઞાનવિનોદ:** લેખક, પોપટલાલ ગોવિંદલાલ શાહ; પ્રકાશક, ગુજરાતી સાહિત્ય પરિષદના બરોળ કમિટી તરફથી બલવંતરાય કલ્યાણરાય ઠાકોર, નારાયણ પેઠ, પૂના, કી ૧–૮–૦

**મહાભારત અને રામાયણ:** સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી સંપાદક અને પ્રકાશક, ભિક્ષુ અખંડાનંદ; અમદાવાદ અને મુંબાઇ–૨, કી ૦–૧૦–૦

**મુંબઈ સમાચાર:** દીપોત્સવી અંક; કી. ૨–૦–૦

**સંતતિ-નિયમન:** લેખક અને પ્રકાશક, વકીલ ગુ. ના. મોડક, વડોદરા; કી ૦–૮–૦

**જયંતિ ઉત્સવ:** મહાત્મા ગાંધીજીનો પચમો જન્મોત્સવ, લેખક, શંકરલાલ માણેકલાલ દેસાઇ, કપડવંજ

**ઍની બેસન્ટ:** લેખક, ઝવેરચંદ મેઘાણી, પ્રકાશક, યુથ લૉજ થીઓસોફિકલ સોસાયટી ભાવનગર, કી ૦–૬–૦

**સંવાદસંચય:** (ભાગ ૧લો) સંગ્રાહક અને પ્રકાશક, ગોકુળદાસ કુબેરદાસ મહેતા, ઢાળની પોળ, અમદાવાદ; કી. ૦–૧૦–૦

**કુમારધર્મ:** લેખક અને પ્રકાશક, મોવજી દામજી શાહ, મુંબાઇ, કી ૦–૪–૦

એમ, વાડીલાલ એન્ડ કંપની—અમદાવાદનાં નૂતન વર્ષાભિનંદનના વિવિધરંગી આકર્ષક કાર્ડ

અંગ્રેજી ભણેલા કલાર્કને નોકરીમાં મુશ્કેલી તો ઘણી જ આવે. તેમને ખર્ચ કમી કરવાને અંગે ઘણી વખત નોકરી અદલવી પડતી અને ઘણી વખત ૩-૪ માસ સુધી નોકરી વગર બેસી રહેવું પડતું પણ એમણે કોઇ દિવસ આવી રીતનો વધેલો વખત નકામો ગાળ્યો નહોતો. જ્યારે જ્યારે નોકરી વગરના રહેતા ત્યારે ચિત્રકળાની ઉપાસનામાં જ વખત કાઢતા.

તેમની સ્થિતિ એટલી બધી ગરીબ હતી કે જે ક્લાસમાં તે ચિત્રકળાનો અભ્યાસ કરતા તે તેમને ત્રણ વખત તો પૈસાની તગીને અર્થે છોડવો પડેલો પાછળથી પૈસાની સગવડ થતા તરત જ તેમાં જવું શરૂ કરતા. મુમ્બાઇમાં રહેવા છતા, ઘણે દૂર જવું હોય તો તે ભાગ્યે જ ટ્રામનો ઉપયોગ કરતા અને મુમ્બાઇમાં છેલ્લાં ચાર વર્ષથી એમણે લૉજમાં એક વખત જ ખાવાનું રાખ્યું હતું,—નહિ કે એમનું શરીર નાજુક હતું તેથી, પણ પોતાની સ્થિતિને અંગે તેમને બે વખત ખાવું પરવડે તેમ ન હતું, અને બચત પૈસામાંથી એમને પોતાનું ક્લાસમાં જવાનું નિભાવવું હતું.

આવી હાડમારીની અસર ગમે તેવા હૃષ્ટપુષ્ટ માણસ ઉપર પણ થયા વગર રહે નહિ ભાઇ ગઢાણીનું શરીર તે મુમ્બાઇમાં આવ્યા ત્યારે ઘણું જ સારું હતું, પણ આ મહેનતને અંગે તેમને ક્ષય રોગ લાગુ પડ્યો અને ડૉક્ટરની સલાહથી મુમ્બાઈ છોડવું પડ્યું.

મરણપથારીએ પડ્યાપડ્યા પણ એ 'ગુણસુન્દરી' માટે ચિત્રો મોકલતા હતા. માસિકો સિવાય તેમના ચિત્રો રા. તારાચંદ અડાલજાની 'વીરની વાતો'માં, રા. રમણિક અ. મહેતાની હમણા જ બહાર પડેલી એક નવલકથામાં અને એક રા. ચદ્રવદન મહેતાના 'યમલ'માં એમ આવ્યા છે. તે સિવાય જાહેર ખબર વગેરે માટે પણ એ ચિત્રો દોરી રોજી મેળવતા.

એમનો રોગ પ્રાણઘાતક નિવડ્યો અને ગયા બે માસમાં એમનું મૃત્યુ વઢવાણમાં થયું.

એમના દારિદ્ર્ય, યત્ન કે એમની બીમારીની હાલતમાં ગુજરાતના કોઈ વિદ્વાન કે શ્રીમાન તરફથી યોગ્ય ઉત્તેજન અને આશ્રય મળ્યા હોત—અરે, તેની મહેનતનો યે વ્યાજબી બદલો મળ્યો હોત તો ગુજરાત તેના જીવનથી કોઈ કાળે પણ ધન્ય કૃતિઓ મેળવી શકત. બેકદરદાની અને બેદરકારીનો આ એક જ ભોગ બીજાઓ સુધી ન જાય એ સિવાય બીજું શું કહીએ?

**અમૃતલાલ પઢ્યાર**

## એક અજાણ્યા મિત્રનું અવસાન

'કુમાર'ના સંચાલકો ન જાણી શકે તેવું એક વિશાળ સ્નેહીમંડળ, વડલાની ડાળીએ ને વડવાઇઓની પેઠે 'કુમાર'માંથી વિસ્તરતું ને દૂરદૂર પોતાની ઘટાળી છાયા ઢાળતું જાય છે. એ ઘટામાંથી એકાદ ડાળી, ડાખળી કે પાંદડું ઓચિંતુ કાળના સુસવાટામાં ખરી જાય છે, ત્યારે 'કુમાર'ના સંચાલકોને તેની ખબર તો ન પડે, તેમ છતા 'કુમાર'ના વડલાની શીળી છાયડી એટલે અંશે ઘટી પડે છે, એ તો સંચાલકો હમેશા સમજે છે જ. અને જાણે છે ત્યારે તો બેશક દુખ પામે છે.

એની એક 'સુંદર કુપળ હમણા જ ભાવનગર મુકામે ખરી પડી.' એનું નામ ભાઇ વિજયલાલ. નાગર જ્ઞાતિના બે પ્રતિષ્ઠિત કુટુંબોનો એ લાડકવાયો બાળક હતો. મોસાળ પક્ષે ભાવનગરના પ્રજાજીવનમાં ત્રીસ વર્ષભરની અખંડ સેવા અર્પણ કરનાર વૃદ્ધ વીર ગુલાબરાય ગોવિંદરાય દેસાઇનો એ ભાણેજ થાય. પિતૃપક્ષે ભાવનગરના સ્વ. મહારાજા તખ્તસિંહજીના માન્ય રાજનીતિજ્ઞ અને નેકદાર અંગત મંત્રી શ્રી સાકરલાલ સવાઇલાલનો પૌત્ર થાય. એના સ્વ. પિતા શ્રી રમણિકલાલ સાકરલાલ મુમ્બાઇમાં દાક્તરી કરતા, અને એ દાક્તરી દરમિયાન એમણે કરેલી ગુપ્ત સેવાઓ એક આદર્શ માનવપ્રેમીને શોભાવનારી હતી. આજે એ સેવાઓ પ્રગટપણે નોંધાએલી નથી, છતા અજરામર છે. દોઢ લાખ રૂપિયાની રકમના બદલામાં પણ એક અંગ્રેજ બાળાનો ગર્ભપાત કરવાની ના પાડનાર, અને કુમાર્ગે ઉતરેલા એ અંગ્રેજ પુરુષને એક જ વાક્ય કહીને પાપમાંથી ઉગારી લેનાર એ દા. રમણિકલાલ આજે નથી.

એમનો પુત્ર વિજયલાલ પણ માતૃ ને પિતૃ બંને કુળોની ખાનદાનીમાં અને સ્વાર્પણવૃત્તિની વચ્ચે ઉછરેલો હતો. પચીસ વર્ષનો પહેલવાન ને દેખાવડો હતો. સદાય હસમુખો હતો. અજાણ્યાને પણ પ્યાર ઉપજે તેવો ભદ્ર અને પ્રિયદર્શી હતો. સ્વામી હતો ને પિતા પણ હતો. સહુને માટે સ્નેહની મૂર્તિ જેવો હતો. ઇન્ટર ક્લાસમાં અભ્યાસ કરતો. દુનિયાના ચાલુ

પાડી સામસામા ચોગાનમાં ઊભા રહે છે. તેમની વચમાં નવ ઠીકરાની એક દેગરડી ચડાવે છે. પછી રમનારાની બે ટોળી પડી જાય છે. એક ટોળીનો એક છોકરો એ દેગરડીને મુકરર હદેથી આટવા ઊભો રહે. એ દેગરડી દડીથી આંટીને પાડી દે એટલે એની જ ટોળીના થોડાક છોકરાઓ દડીને ફેલાવતા ભાગે અને એકજે જણ દેગરડી ચડાવવા લાગે.

સામી ટોળીના છોકરાઓ તેમની પાસેથી દડી લઇ લેવા પાછળ પડે. એ દેગરડી ચડયા પહેલા, સામી ટોળીના છોકરાના હાથમા દડી આવી જાય તો તેઓ દડી લઇને દેગરડી પાડનારની ટોળીમાના કોઈ પણને આટી દે. એટલે પેલા હારે અને આ ટોળીનો દા ઉતરે પણ એ દડી લેતા તો પરસેવો છૂટે. તે વખતની બંને ટોળીની દોડાદોડી ને મથામણ જોનારને એમ જ લાગે કે જાણે ગામ ભાગીને ભાગતા બારવટિયા પાછળ, ગામની આબરૂ સાચવવા મથતા કોઇ મરણિયાની ટોળી પડી છે.

અને એ જે દડી આટે તે કાંઇ પંપાળીને નહિ ટેવાઈ ગએલ ભરડા સિવાય બીજો કોઈ હડફેટે ચડી ગયો તો ત્યા ને ત્યા જ બેવડો થઇ જાય પણ આ તો રીઢા ભરડા કઇક ભલભલા ઘા ઝીલવાની ટેવ પડી ગઇ હોય, તેમા આ દડી બીચારી શા વિસાતમાં? એ નવ દેગરડી ચડાવીને રમાતી રમતનુ નામ 'નવ નાગરિયો.'

ગામડામાં ભાગ્યે જ કોઇક એવો જડી આવશે કે જેને ઝાડે ચડતાં કે તરતા નહિ આવડતું હોય ગામને પાદર વહેતી નદીમા પુર આવે ત્યારે જુવાનીઆઓની ટોળીએ ટોળીઓ એમા ખાબકવા સારુ નીકળી પડે. તરતાં ન આવડનારા પણ તરવાનું સાધન તત્કાળ શોધી કાઢી એ લહાવ લેવા ન ચુકે મોટરના ટાયર જેવો હવા ભરેલો રબ્બરનો કમરબંધ (લાઇફ-બેલ્ટ) આ ગામડિયાઓ નથી લાવતા; તેમને તો હાજર તે હથિયાર' પહેરેલી સુરવાલને બીની કરી, તેની બે બાજુના બે પાયચાને બાધી દે, અંદર હવા ભરાવા દે અને તે ફૂલે એટલે તેનો નેફાનો ભાગ ખચખચાવીને બાધી દે કે તરવાનું સાધન તૈયાર. પછી તેના ઉપર શરીર રાખીને તરે ડૂબવાનો ભય બીલકુલ ઓછો, અને તરતાં આગાનીથી શીખી જાય

ભમરડાની રમત પણ આ એકેયથી ઉતરે તેવી નથી અષાડ માસ બેસતાબેસતામા તો, જાણે કટારીઓ લઇને કટક ઉપડયુ હોય તેમ ભમરડા લઇને છોકરાઓની ટોળીઓ મેદાનમાં ઉતરી પડે છે. જાળીઓમાથી ભરડા છોડી કુડાળામા પડેલ ભમરડાને આટવાનુ શરૂ થાય છે, ત્યારે કાળના થરો નીચે દબાઇ ગએલ, કાઠીઓની કટારીની નિશાનબાજી સ્વાભાવિક જ યાદ આવી જાય છે.

હાથમાથી છુટતાવેંત કટારી જેમ શત્રુની છાતી વીંધી આરપાર નીકળી જાય, તેમ નિશાનબાજ ખેલાડીની દોરીમાંથી છુટેલો ભમરડો સામા બેરના ભમરડાને એવો તો આંટે કે કોઇક વાર તો ભમરડાનાં બે કાડિયા થઇ જાય. આ નિશાનબાજના હાથમા કટારી આપીને થોડીક તાલીમ આપો તો? મુળે આ રમત કટારીના ઉપયોગની ભૂમિકા તરીકે જ ગોઠવાઈ હશે.

અને રમતો રમાઇ રહ્યા પછી?

સૌ ટોળું વળી બેસે છે તે પછી વાતો મંડાય છે તેમાં તમે ભળી જાઓ, તો ગામડાના કાલ્પનિક ને અણનોંધ્યા ઇતિહાસની ધારા ચાલતી લાગે.

એક કહેશે 'તને ખબર છે, આપણી નદી કેટલી પવિત્ર છે તે? પાંડવો જ્યારે વનવાસ નીકળ્યા ત્યારે તેમણે ઘોડા આપણી આ કંકાવટી નદીમા હંકારેલ હો? હાલતા હાલતા ભીમના ઘોડાએ પગ પછાડયો અને નદીમા તે ઘોડાનો ડાબલો પડી ગયો. એ આપણો કાળો ધુનો એમાં કેટલું પાણી રહે છે?'

ઘોડાના ડાબલાના આકારનો નદીમા ખાડો પડી ધુનો બની ગયો હોય છે, તેને પણ એમનો વતનપ્રેમ કલ્પનાના કેવા સ્વાંગ પહેરાવી દે છે?

હજી વાત કરનારની વાત પુરી થઇ ન રહી હોય ત્યા તો બીજો બોલી ઉઠે, 'એ તો ઠીક; પણ આપણા ગામને પાદર આવેલ કોટેશ્વર મહાદેવ કેમ પ્રગટયા એની ખબર છે? આપણા દરબાર બાપુ રામસંગજી દરરોજ સાંજે એ દિશા તરફ દિશાએ જાય, અને દરરોજ નગારા વાગતા હોય ને આરતી ઉતરતી હોય એમ સંભળાય. અડખેપડખે ક્યાય દેરૂં નહિ, તેમજ કોઇ વસ્તી પણ નહિ.

બાપુ રોજ એ ટાણે જાય અને આરતી સાંભળે

પણ કોઇને વાત કરે નહિ. એક વખત તો બરાબર ખાતરી કરવા નારસંગજી બાપુને પણ સાથે તેડતા ગયા.

બને સંધ્યાટાણે ટેકરા પાસે જઈને બેઠા બરાબર વખત થતા આરતી શરૂ થઇ. બનેને ખાતરી થઈ તેઓ ખરેખરા શિવના ભગત હતા.

આરતી સાભળી ઘેર આવ્યા બીજે દિવસથી જ ટેકરો ખોદાવવો શરૂ કર્યો તેમાથી શિવલિંગ જડી આવ્યુ, તે જ આ શિવલિંગ પછી તો ગામના માણસોએ ભેગાં થઇ ત્યા દેરૂ ચણાવ્યુ એ આ આપણા કોટેશ્વર મહાદેવ.'

ત્યા ત્રીજો કહેઃ 'આઘા ક્યા જાઓ છો? આજ બપોરની જ વાત કરૂ? સીમમા જવા સારૂ આપણા સુરાપુરાના પાળિયા પાસે થઇને હું નીકળ્યો કોઇ માણસ નહિ, પણ 'હેં' કરતોકને હોકારો થયો પાછુ વાળીને જોઉં ત્યા બાપુ અભેસગનો પાળિયો જાણે હાલતો હોય એવુ લાગ્યુ!

બાપુના હાથમાથી એ દુશ્મનો છટકી ગએલા એ બે પણ કેમ જીવતા જાય એ વસવસો બાપુના દિલમા રહી ગએલો, એટલે હજી ઘણી વખત હોકારા દે છે! કેવો શુરવીર ધણી! એના જીવતા આપણા ગામ સામે કોઇ આગળી પણ ન ચીંધતુ!'

આવી આવી વાતો દરરોજ એમના જીવનમા રેડાયા જ કરે એ નાબાળીનારમા વતનપ્રેમ કેટલો હોય? અને એ વતન ઉપર જ્યારે વેળા પડે ત્યારે એને માટે એ શુ ન કરે?

પણ અત્યારે તો હવે એ જીવનની પણ દશા આ-થમવા બેઠી છે પરસ્પર બધુતા, સમાનતા અને સહચારવૃત્તિ કેળવવાની એ પુરાતન લોકપ્રિય સંસ્થાઓ ભુંસાવાની વેળા આવી છે, જ્યારે બીજી બાજુ જુવા-નોમા સાહસ અને શૌર્ય પ્રગટાવવાની ને તેને પોષી સાચું જીવન સીંચવાની નવી સસ્થાઓ કા તો ખોલાતી નથી અથવા તો ખોલાએલીમા બહુ સત્ત્વ દેખાતુ નથી. પ્રજા તથા જવાબદાર વ્યક્તિઓ એ પ્રત્યે લક્ષ દોડાવી તેને સજીવ રાખવા તથા નવુ સ્વરૂપ આપવા પ્રયત્ન નહિ કરે તો દેશના મોટા ભાગના તરુણોને શરીરની, બુદ્ધિની તથા મનની અનન્ય તાલીમ આપતા આ છે તે અખાડા પણ વિસ્મૃતિના અંધકારમા વિલીન થઇ જશે

**મકનજી પરમાર**

# જ્ઞાનલીલા

બાદરવા-આસોની જ્ઞાનલીલાના આવેલા ૭૪ ઉત્તરોમાથી બધા પુરા સાચા તો એક જ ભાઈ જયંતિલાલ ન. પારેખ-સાબરમતીના છે ઈનામ તેમને મોકલાશે

ખરા જવાબ નીચે મુજબ **(૧) ગુચવાએલી કહેવતો** (૧) સાચને આચ નહિ (૨) જે ગામ જવુ નહિ તેનો માર્ગ શુ પુછવો? (૩) હોઠ સાજા તો ઉત્તર ઝાઝા (૪) મા તે મા બીજા વગડાના વા (૫) શીંગ સારૂ શ્રાવક થવુ **(૨) ગણિતગમ્મત** (૧) કુલ મતદાર ૧૪૭; તરફેણમા ૭૩, વિરૂદ્ધમા ૭૪ (૩) **ઓળખી કાઢો:** અનલ, અનિલ



(૪) બાજુના ચિત્રમા બતાવ્યા પ્રમાણે ભરવાડે વાડો નાખી દેશે **(૫) અંકચોરસ** નીચે

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૨૦ | ૭ | ૨૪ | ૧૧ |
| ૧૬ | ૮ | ૨૫ | ૧૨ | ૪ |
| ૯ | ૨૧ | ૧૩ | ૫ | ૧૭ |
| ૨૨ | ૧૪ | ૧ | ૧૮ | ૧૦ |
| ૧૫ | ૨ | ૧૯ | ૬ | ૨૩ |

**(૬) શબ્દ ફેરવણી** દીવળી, દીવાલ, સવાલ ને સવાર **(૭) ભૂગોળ-ગમ્મત** (૧) ભુજ (૨) મુદ્રા (૩) ઠઠ્ઠા (૪) લાડી (૫) ભાલ (૬) ત્ર્યંબક (૭) દાંતા (૮) કલોલ (૯) આણંદ **(૮) શબ્દ ગોઠવણ** નીચે

| | | | | |
|---|---|---|---|---|
| | | હ | | |
| | હ | રિ | ણી | |
| ન | ટ | ના | ગ | ર |
| અ | મ | રા | વ | તી |
| | કો | થ | લ | |
| | | ખુ | | |

**(૯) શી સગાઇ!** દુઓજી ને ભત્રીજા-વહુ

નીચેના નવા સવાલોના ઉત્તર માગશર સુદ દશમ સુધીમા પહોચી જવા જોઇએ નવા સવાલો મોકલનારને પણ યોગ્ય ઈનામ આપવામાં આવે છે.

## નવા સવાલ



**(૧)** જોડેના આઠ વિચિત્ર ટુકડાઓમા એક ઉંટ સતાઇ ગયુ છે, શોધી મોકલો

**(૨) ગણિત ગમ્મત**

(૧) ૪ બહેન અને ૪ ભાઇ વચ્ચે ૩૨ નારંગી વહેંચવાની હતી કમળાને ૧, વિમળાને ૨, ચપાને ૩ ને ગગાને ૪ નારગી મળી આ ચારે બહે-નોના ભાઇઓને નીચે પ્રમાણે મળી કનુને તેની બહેનના જેટલી, મનુને તેની બહેનથી બમણી, તનુને તેની બહેનથી ત્રણગણી ને જનુને તેની બહેનથી ચારગણી નારગી મળી આ ચારે બહેનોના ભાઇઓ કોણકોણ હતા તે ખરેખર

શોધી કાઢશો તો વહેંચણી કરતાં એકે નારંગી વધશે ઘટશે નહિ (૨) પાઉંડ, શિલિંગ અને પેન્સની એવી કઈ ત્રણ સરખી અપૂર્ણાંક સંખ્યાનો સરવાળો બરાબર એક પાઉંડ થાય? (૩) 'આ સંગ્રહસ્થાનમા કેટલાં પક્ષી ને કેટલા પશુ છે?' નવા આવનારે રખેવાળને પુછ્યું '૩૬ માથાં ને ૧૦૦ પગ હવે તમે જ વરતી કાઢો.' રખેવાળે જવાબ આપ્યો. તમે પણ વરતી કાઢો (૩) એક ઓરડામાં દસ માણસ બેઠા છે એક ભીણભત્તા એવે ઠેકાણે મુકો કે તેમાના નવ જ માણસ એ જોઈ શકે દસમો નહિ જોનાર માણસ આંધળો ન હોય, એની આંખે પાટા બાંધવાના નહિ, તેમજ એને ગમે તેમ ફરવાની પણ છુટ. એ કેવી રીતે કરી દેશો?

(૪) તેત્રીસ અક્ષરનુ કવિતાનું એક જાણીતુ ચરણ છે. તેમાથી નીચેના અક્ષરો મળીને બતાવ્યા પ્રમાણે અર્થ નીકળે છે: ૧, ૫=હૈયું; ૯, ૬=આગ, ૨૦, ૧૮=દેવ, ૧૭, ૧૦=એક માપ, ૨૧, ૮=શરીરનો એક ભાગ, ૧૩, ૧૬=થોડું; ૭, ૧૧=એક પોર્ચ્યુગીઝ બંદર; ૩, ૧૨=સાગરમા થતી એક ક્રિયા, ૨૨=ફટકો; ૧૫, ૧૯=ચેસ; ૨૩=૧૨ ત્યારે એ ચરણ કયુ?

(૫) નીચેની આકૃતિમા બતાવ્યા પ્રમાણે એક માણસ પાસે સાંકળના પાચ કટકા છે, ને દરેક કટકામા ત્રણત્રણ કડીઓ છે આ પાચે કટકા સંધાડી તેને એક આખી સાકળ બનાવવી છે એક કડી કાપીને પાછી જોડી દેવાની મજુરી લુહાર ૨ આના લે છે ત્યારે તે માણસ ઓછામા ઓછા કેટલા ખર્ચે કટકા સંધાવી શકે ને કેવી રીતે? (૬) **શી સગાઈ?** એક જણના ઘરમાં છબી લટકતી જોઇ કોઇએ એને પુછ્યુ કે, 'આ કોની છબી?' ત્યારે તેણે જવાબ આપ્યો કે

'નથી મારે કાકા, કે નથી એકે ભાઇ,
એનો પિતા મારા પિતાનો પુત્ર થાય!'

ત્યારે એ બે વચ્ચે શી સગાઇ હશે?

---

## શીતલ હેમંતે

સ્વજની

મધુર મધુર ઠંડી નીતરે છે,
ગાલ ગાલ ગુલાબ રમે છે,
હૃદયહૃદયની હુંફ વહે છે
શીતલ હેમતે

સુકી હવામા સ્થૂલ સંકોચે,
ચિત્તસૃષ્ટિ ચચલતા પોષે,
ચેતનનો અંબાર ઝરે છે
શીતલ હેમતે

દે. પ.

## બાળ વિભાગ



## અદેખી દેખાદેખી

ફુલવાડીમાં ડોસો અને ડોસી રહેતાં હતા. એમણે એક કુતરો પાળ્યો હતો. એક વાર કુતરો નીચું માથુ કરીને જમીન સુંઘવા મંડ્યો અને પછી તેને પગના નહોર વતી ખણવા લાગ્યો.

ડોસાડોસીએ ધાર્યું કે કુતરાને કાંઇક સારૂસારૂં ખાવાની ગંધ આવી હશે તેમાં આમ કરતો હશે. એમણે તો કૌતકથી કોદાળી વડે એ જમીન ખોદી જોઇ જુએ છે તો અંદર સોનામહોરો ને જવાહીર' દ્રવ્ય મળ્યુ એટલે ભલાં ડોસાડોસીએ છુટે હાથે દાન કર્યા.

પાડોશમા બીજો એક ડોસો તથા ડોસી રહેતા હતા તેમને આ વાતની જાણ થઇ એટલે તેઓ પણ કુતરાને છાનોમાનો પોતાને ઘેર લઈ ગયા. તેની આગળ મીઠાઇઓ મુકી; પણ કુતરાએ તે સુંઘવાનું મન પણ ન કર્યું આથી તેમણે કુતરાને વાડીમા ઘસડ્યો. એટલે કુતરો જમીન સુઘવા લાગ્યો.

પાડોશીઓએ આશામા ને આશામા ત્યા ખોદી જોયુ તો ગંધાતુ નરક' આથી તેમને ખુબ ગુસ્સો ચડ્યો રીસમા ને રીસમા એમણે કુતરાને મારી નાખ્યો અને એક ઝાડ તળે દાટી દીધો

પેલા ડોસાએ પોતાના નિમકહલાલ કુતરાને ઘણો શોધ્યો પણ ક્યાય જડે નહિ. છેવટે તેને એના ખુનની ખબર પડી. શોક કરતો તે પેલા ઝાડ પાસે આવ્યો અને કુતરાની કબર ઉપર ફુલ અને ખોરાક મુકી રડવા લાગ્યો.

તે રાત્રે કુતરાનો આત્મા તેને સ્વપ્નમા દેખાયો. આત્માએ કહ્યું, 'બાપા, હું દટાયો છુ તે ઝાડ તમે

કણાને તેની ખાંડણી બનાવજો. એ ખાંડણીમાં કાંઇ ખાંડો ત્યારે મને જરૂર યાદ કરજો '

ડોસાએ તો કુતરાના આત્માના કહેવા મુજબ કર્યું અને ખાંડણીમાં ચોખા ખાંડવા માંડ્યા ત્યાં તો ચોખાનો એકેએક દાણો રતન થઇ ગએલો '

પેલાં પાડોશી બુઢ્ઢાબુઢ્ઢીને આ વાતની પણ ખબર પડી એટલે વળી પાછાં નફ્ટ થઇને ખાંડણી માગી ગયા અંદર દાણા ખાંડે છે તો દાણાને બદલે નરક ' એમને વળી કાળ ચડ્યો અને વળી તેમણે ખાંડણીને ભાંગી ભુકા કરી બાળી નાખી

ફરી પાછો કુતરાનો આત્મા ડોસાના સ્વપ્નમાં દેખાયો અને ખાંડણી બળી ગયાની હકીકત જણાવી કહ્યું, 'બાપા, હવે એ ખાંડણીની રાખ લઇને તમે સુકાએલા ઝાડના ઠુંઠા ઉપર વેરશો એટલે તે લીલાછમ થઇને કોળશે અને જોતજોતામાં તો ફળફુલથી ઘેઘુર બની જશે '

દયાળુ ડોસાએ તો ઉકરડેથી ખાંડણીની રાખ ભેગી કરીને પેટીમાં ભરી પછી તે એક ગામથી બીજે ગામ ફરતો ગયો અને મરેલા ઝાડને સજીવન કરતો ગયો.



## ઉડાય ના

ઝીણી તારલીઓ,
મોટી ચાંદલીઓ,
કાળો મેહુલીઓ:
જોઉં જોઉં—
આખો ધરાય ના.

ટમકે તારલીઓ,
ઝમતો ચાંદલીઓ,
વરસે મેહુલીઓ:
પીઉં પીઉં—
હૈયું ધરાય ના.

ઉંચી તારલીઓ,
ઉંચો ચાંદલીઓ,
ઉંચે મેહુલીઓ:
ઉડું ઉડું—
તો યે ઉડાય ના.

મોહિનીચન્દ્ર

ડોસો મુસાફરી કરતો જાય ને દેશના ઝાડ તો જાણે ફુલને ફળે લચી પડે!

દેશના રાજાને આ વાતની જાણ થઈ એટલે તેણે એ ચમત્કાર નજરે જોવા ડોસાને તેડી મગાવ્યો ડોસાએ સુકા ઝાડને ફુલાવી દેખાડ્યું એટલે રાજાએ તેને ભારે ઇનામ આપી વિદાય કર્યો.

પેલાં નકલિયા બુઢ્ઢાબુઢ્ઢી પણ વધામધી રાખ ભેગી કરીને ચમત્કાર કરવા નીકળી પડ્યા એમને પણ રાજાએ બોલાવ્યા, અને ચમત્કાર કરી દેખાડવા કહ્યું બુઢ્ઢે તો ઝાડ ઉપર ચઢીને રાખ ખંખેરી ઝાડ તો હતું એવું ઠુંઠું જ રહ્યું, પણ રાખ ઉડીને રાજાની આંખમાં ને નાકમાં પડી એટલે તેણે આ ઠગારાને શિક્ષા કરી કાઢી મુક્યો બહુ ભુંડે હાલે એ બુઢ્ઢોબુઢ્ઢી ઘેર આવ્યા.

પણ પેલા ડોસોડોસી તો ઘણા જ માયાળુ સ્વભાવના હતા એમણે આ બુઢ્ઢાબુઢ્ઢીને ઘટતો ઠપકો દીધો અને પોતાની દોલતમાંથી થોડો ભાગ કાઢી આપ્યો પછી તો પેલા અદેખા બુઢ્ઢોબુઢ્ઢી પણ સુધર્યા અને સુખી જીવન ગાળવા લાગ્યા

(જાપાની વાત)





# માધુકરી

## અમે

અમે દિવ્ય ગીતો ગાનારા,
સ્વર્ગીય અમારો સૂર,
અમે પીયુષ પી પાનારા
કંઇ સ્વર્ગતણું સુમધુર

અમે મેઘ સમાન ગડુડીએ,
કદિ શાંતિ ધરીએ શીત,
અમે સત્ય અખંડ ઢુંઢીએ,
છે સત્ય અમારી પ્રીત

અમે સાગરહૃદયે પેસી
ભરીએ અમ રત્નપટાર,
આકાશ પતાળ પ્રવેશી
કરીએ સ્વચ્છંદ વિહાર

અમે આશ નિરાશે જડીએ,
અમે દુ:ખને ગણીએ ક્ષેમ,
છાયા તજી તડકે પડીએ,
અકળિત અમ ઉરની નેમ

અમે રસઝરતા ફુવારા,
અમે તેજભર્યા ભવ્ય ભાણ,
અમે ઝગમગતા જગતારા,
અમે થાઇ રત્નની ખાણ

અમને નહિ દેશો દોષો,
અમે ભાવિ દર્પણકાર;
અમે તો કુદરતના કોષો,
ભવરણશીંગા ફુંકનાર

**કવિ ખબરદાર**

## દેશના ભાગ્યવિધાતા

કેટલાય પૂજ્ય ગુરુજનોએ મને પુછેલુ, 'યુવકોનાં કર્યાં તે શું થવાનાં હતાં? જેને મોઢે હજુ મુછનો દોરો ય નથી ફુટ્યો, એવા નવજુવાનોની તે કશું કરવાની તાકાત શી?' મેં નમ્રતાથી જવાબ દીધો 'માફ કરશો, માન્યવર! પણ જ્યા મોટાઓએ તાકેલા તીર નિશાન ચુકી એળે ગયા છે, જ્યા ગુરુજનોનાં આદર્શો અધુરા જ રહ્યા છે ત્યા એ નમુછીઆ નવજવાનો જ શોભા ને શક્તિની ઇમારતો ખડી કરશે નવીન ભારત--સ્વતંત્ર ભારત નિર્માણ કરવાનું કાર્ય એ જ લલાટોમાં વિધાતાએ લખેલુ છે'

જર્મની જ્યારે લમણે હાથ દઈ બેઠુ ને વિચારવા લાગ્યુ કે મારે કર્યે શું થશે? સારો ય પ્રૌઢ વર્ગ—એ રાષ્ટ્રવીરો ને રાજનીતિજ્ઞો સૌ ઘડીભર થંભી રહ્યા, ત્યારે યુવાનોની એક પ્રચંડ મંડળીએ કેડ કસી એ ઉત્સાહનાં પ્રલય સમા વેગવન્તાં પુર સારા દેશમા ફરી વળ્યા, જર્મનીના નવજુવાનમા દેશસેવાની પ્રચંડ લગની લાગી, ને આજે—આજે જર્મની પોતાના નવયૌવનના બળ પર મુસ્તાક છે આજે સારો દેશ જાણે છે કે અમારા પુત્રો ને અમારી પુત્રીઓ અમને ફરી શક્તિશાળી બનાવવા મરી ફીટવા પણ તૈયાર છે

પેલો ઘરડો, માંદલો, મરણપથારીએ પડેલો દેશ તુર્કી,—એનુ પુનરુત્થાન નવલોહીયા તરુણોએ જ ઘડયુ છે કમાલે ને એના સાથીઓએ વિચાર્યું ઇસ્લામી જીવનનો આજે કાયાપલટો નહિ થાય તો કાલે આપણો નાશ નિર્માણ છે, બીજી જ ઘડીએ તુર્ક વિદુષી હાલીદા એદીબે અંગોરા જઇ રાષ્ટ્રીય વિદ્યાલયનો પાયો નાખ્યો ને નવયુવાનોમાં સ્વતંત્રતાની તરસ જગાડી જોતજોતામા તુર્કીનુ રૂપ બદલાઇ ગયુ ને આજે તુર્કી સગર્વ મસ્તક ઉંચુ કરી દુનિયા સામે મો મલકાવી શકે છે,

ત્રણ ત્રણ હજાર વરસની જુની સંસ્કૃતિવાળા પેલા મિસરમાં યે ઝગલુલને કોણે સહાય કરી? નવજુવાને જ વિશ્વભરને આજે આકર્ષી રહેલા ચીનમા પ્રૌઢ વયના નેતાઓ ને મુત્સદ્દીઓ પોતાના સ્વાર્થની બાજીઓ રચી આપસમા ઝેરની જ્વાળા સળગાવી દેશના ટુકડા ટુકડા કરી રહ્યા હતા ત્યારે તેમને યે ધ્રુજાવી નાખે એવી કીકિયારી કરીને કોણ એકદમ કમ્મર કસી બહાર પડયુ? નવજુવાનો જ એ નમુછીઆઓ જ ગામડેગામડે પેઠા, ત્યાં છાપાઓ કાઢયાં, ત્યા નીશાળો કાઢી, ત્યાં સમેલનો કર્યા,—ને સારો દેશ ગાજી ઉઠયો

ભારતના નવજુવાનો! એ જ ધગશ તમે પણ અંતરમા સળગાવો એ આત્મસન્માનની સાચી તમન્ના જ્યારે તમારા આત્મામા પ્રગટશે ત્યારે દુનિયા આખીની શમશેરો તમારી સામે બોડી પડશે એ સપના ક્યારે સાચાં કરશો?

(ગાંડીવ)

—સાધુ વાસવાણી

## એશિયાની સ્વપ્નભોમ

આજથી અરધા સૈકા પૂર્વે, બીજી પ્રજાઓને જે માત્ર પરીઓના દેશ જેવો લાગતો, ને યૂરોપવાસીઓ જેના વતનીઓને તેમની ઠાવકા ટાપટીપ, રંગબેરંગી પોશાક અને કઢંગી વિચિત્રતાને કારણે વગોવતા, એ જપાન અને જપાનવાસીઓ આજે જગતભરના શ્રેષ્ઠ રાષ્ટ્ર અને શક્તિશાળી પ્રજાઓની હરોળમા સગર્વ વિરાજે છે એ 'ઉગતા સૂર્યની ભૂમિ' આજે 'ઉગેલા સૂર્યની ભૂમિ' બની ગઇ છે, અને પૂર્વ ગોળાર્ધની એ મુઠીભર પ્રજા પોતના બળવાન પ્રાણને લીધે દુનિયાની એક મહાન સત્તા ગણાય છે

જપાનીઓની એ ઝડપી પ્રગતિના કારણ રૂપ એમના અનેક ગુણોમા મુખ્ય એમની ગ્રહણશક્તિ અને સાહસપ્રિયતા છે પારકી પ્રજાની સારી વસ્તુઓ અને ગુણો ઝીલી, પચાવી તેને પોતાના કરવાની કળા એ બહુ અચ્છી જાણે છે ચીનના કલા, ધર્મ અને સમાજજીવન ઝીલી પોતાનામા ઉતારી તે પર જપાની સંસ્કૃતિની મહોર તેમણે મારી દીધી અને છેલ્લા પચાસ વરસમા તો તેમણે જર્મની, ઇંગ્લંડ, અમેરિકા વગેરે પશ્ચિમના દેશોમાથી ઉદ્યોગ, હુન્નર, વિજ્ઞાન અને પ્રગતિમાન પ્રજાના બધા ઉત્તમ તત્ત્વો વીણીવીણીને પોતાની પ્રજામા એટલા તો પચાવી દીધા કે અત્યારે તે એમની હરીફ પ્રજા બનીને ઉભી રહી છે વર્ષો પહેલા જે જપાન એક ટચુકડા રાજ્ય જેવુ વિસરાએલુ ને સાવ એકલુ પડી રહ્યું હતું, તે અત્યારે છેલ્લી ઢબની લડાઇપદ્ધતિઓ ને તેના સાધનો તથા વજ્ઞાનિક શોધોથી માહીતગાર અને સજ્જ છે, પશ્ચિમની પ્રગતિમાન પ્રજાઓને ઉદ્યોગ હુન્નર અને કારીગરીમા હરાવે છે અને દુનિયાભરમા મહાપ્રજા તરીકે માન પામે છે

પણ આ બધા ગુણો કરતા વધુ તેજસ્વી એવુ એક બળવાન તત્ત્વ તેમની પાછળ ઉભુ છે, અને તે એમનો રાષ્ટ્રપ્રેમ,—પોતાના દેશને જગતમા સમાનહક્કથી જીવતો રાખવાની ધગશ અને ઝંખના એના ટોગો અને ઓયામા જેવા શૂરવીર યોદ્ધાઓ હજી જુના જપાનના હોય તેવા જ છે એમની નસોમા હજુ જુનો સામુરાઇ (રાજપુતી) પ્રાણ ભર્યો છે જપાનની મહત્તા ખરેખરી એના રાષ્ટ્રપ્રેમ ઉપર જ નિર્ભર છે

જપાની પ્રજા મુળ ક્યાથી ઉતરી આવી એ નક્કી કહેવાય તેમ નથી, પણ સૌથી પહેલા જપાનમા આર્ય લોક રહેતા હતા ત્યાર પછી જપાન ઉપર મૉન્ગોલ લોકની અને મલાઇ લોકની એમ વારાફરતી બે ચઢાઇઓ થઇ મૉન્ગોલોએ આર્યલોકને વશ કર્યા અને મલાઈ લોકોએ મોન્ગોલોને ઉત્તર તરફ હાંકી કાઢ્યા એ ત્રણેના આતરક્ષોણી જે સંમિશ્ર પ્રજા બની તે હાલના જપાનીઓ ગમે તેવા કપરા સંજોગોમા પણ ટકી રહેવાનો જપાનીઓનો ગુણ આર્ય લોકોમાથી આવ્યો છે; એમની બુદ્ધિશક્તિ તે મૉન્ગોલોની છે, અને સંજોગાનુકુળ જીવનનું ઘડતર અને સહેલાણુ એ દરિયાઇ મલાઇ લોકનુ છે. જપાની સંસ્કૃતિ ઉપર આર્ય લોકની અસર ચોખ્ખી જણાઇ આવે છે બુદ્ધ ધર્મે તેમના જીવન-આદર્શો, કળા અને સાહિત્યનો વિકાસ કર્યો છે, અને ત્યાર પછી પશ્ચિમની સંસ્કૃતિની અસરે તેમા સમાજસુધારા અને પ્રગતિના તત્ત્વો દાખલ કર્યા છે

ચીનના લોકો જપાનને 'જિહ-પેન' (એટલે સૂર્યોદયનો દેશ) કહે છે જપાન ચીનની પૂર્વે આવેલો હોવાથી આ નામ પડે એ સંભવિત છે 'જપાન' એ 'જિહ-પેન'નુ અપભ્રંશ રૂપ છે · પણ જપાનનુ સૌથી જુનુ નામ તો 'યા માટો' છે એ ઉપરાંત જપાનને વળી 'અકીત્સુ-શીમા' એટલે 'રાક્ષસી માખીનો બેટ' કહેવામા આવે છે આ નામ કેમ પડ્યુ તેને વિષે જપાનના ઇતિહાસમા એક વાત છે કે એક વાર મહારાજા યાકી-યામુ દેશભરમા ચોમેર નજર પડે એવી ઉંચામા ઉચી ટેકરી પર ચઢેલા દેશનુ સૌન્દર્ય જોઈ એ પ્રસન્ન થયા અને એમણે જપાનને પાછલા પગ ચાટતી ને સાફ કરતી મોટી રાક્ષસી માખી સાથે સરખાવ્યો એ દિવસથી જપાનનુ નામ 'અકીત્સુ-શીમા' પડ્યુ

જપાન ગિરિકંદરાઓનો પ્રદેશ છે, તેથી ત્યાના લોક પણ મજબુત બાંધાના ને બહાદુર છે જપાનના વીરનરો જેવાતેવા નથી જાપાનીઓ મુળે કલ્પનાસગી, રંગશોખીન અને કવિતા તેમજ સૌન્દર્યના ઉપાસક લોક છે જગતની ઘણી પ્રજાઓએ ચંદ્રસૂર્યને અને કુદરતને દેવતાઓ માની પૂજ્યા છે, પણ એક જપાની પ્રજાએ જ લાલ ફુલોના ઢગલાને પરમેશ્વરનો અગ્નિ કહ્યો છે ફુજી પર્વત પરના બરફને દેવતાઓના વસ્ત્રો કહ્યા છે.

જપાનીઓની પૂર્વજપૂજા એ સૌન્દર્ય ને શ્રદ્ધાનો ઉત્સવ છે એમા સદ્‌ગત આત્માઓને પૃથ્વી પર, દેવદારના વૃક્ષોથી આચ્છાદિત લીલીછમ ટેકરીઓ ચઢવા, સરોવરો અને સમુદ્રકાંઠા પરની વાંકીચુકી કેડીઓમા ફરવા, પ્રિય ઉપવનોમા વિહરવા ને નાજુક ઠાવકા ઘરોમા વાસ કરવા આમંત્રે છે

જપાનીઓનો પ્રકૃતિપ્રેમ તો અજબ છે ફુજી પર્વતને તેઓ દેવ પેરે પુજે છે જપાની દંતકથાઓ અને આખ્યાયિકાઓ વૃક્ષો, ફુલો અને પતંગિયાઓમા આત્માઓ કલ્પે છે વસંતનુ જપાન તો અસલેલુ સ્વર્ગ બની રહે છે. એ મધુર કુદરતની સ્તુતિ કરતા ને કવિતાઓ ગાતા જપાની પ્રજા કદિ થાકતી નથી '(અંગ્રેજી પરથી)

## બળવાન ગાંધીજી

ફીનિક્સમા ટૉલ્સ્ટૉય ફાર્મ વસાવીને ગાંધીજીએ ત્યા મજુરીનુ જીવન ગાળવાની શરૂઆત કરી ડર્બનથી ફીનિક્સ ૧૬ માઇલ તેઓ દર રવિવારે ચાલતા તેમના હાથ પરના સ્નાયુઓ અને મુખ પરની રેખા પરથી તેઓ ઘણા જ

બળવાન ગણાતા. મજબુત (જુર) કાફરોને પણ હંફાવી નાખે તેવુ એ જીવન ગાળતા એ પ્રત્યક્ષ થતુ હતું જુર લોકો કરતાં વધારે ખોદવાનું કાર્ય તે કરી શકતા ઇન્ડિયન ઓપિનિયન છાપવાનું મશિન તે વખતે એન્જીનથી ચાલતુ ન હતુ અને તેના પર ચાર મજુરો લગાડવા પડતા. જ્યારે છાપવાનું કામ ચાલે ત્યારે શુક્રવારે આખી રાત મશિન ચલાવવુ પડતુ; અને એ વખતે કાફર, ગોરા અથવા હિંદીઓમાંથી એક પણ માણસ ગાંધીજી જેટલુ મશિન પર ટકી શકતો નહિ તેમણે મજુર જેટલી શક્તિ મેળવી હતી, અને તેમનો ખોરાક પણ એક મજુર જેટલો જ હતો. જે ગાંધીજી અત્યારે દુધ અને દ્રાક્ષ પર રહે છે તેમનો તે વખતનો બપોરનો નાસ્તો ૧ થી ૧॥ ડઝન કેળાં અને બે મુઠી મગફળીનો હતો,—જે સાધારણ મજુરના કરતા ઘણો વધારે કહેવાય

પણ આ સઘળું તેઓ પોતાની સ્વચ્છ રહેણી અને સખત મજુરીથી પચાવી દેતા તેમની સાથે વસતા અમને ઘણી તાલીમ મળી છે અને આવુ ઘણુ હું કહી શકુ, પરતુ તેમની કલમે લખાનારા પ્રકરણોનો રસ હું લઇ લેવા માગતો નથી છેવટમાં એટલું જ કહીશ કે તેમના જીવનમાથી દેશે ઘણુ જોવાનુ અને જાણવાનું છે (મગનલાલ ગાંધી)

### ઇતિહાસદર્શન

માધવરાવ પેશ્વાના મુખ્ય સેનાપતિ પરશુરામ ભાઉ વિષે એક વાત છે કે, એક રાત્રે મરાઠી સૈન્ય પર હૈદરઅલીનો અચાનક હુમલો થયો પહેલી બંદુક ફુટતા જ સેનાપતિ સૌથી પહેલા જાગ્રત થઇ ગયા અને જાગ્રત થતા જ તે ઘોડા પર ચડ્યા, મરાઠી વાવટો હાથમા લીધો અને ભવનુ રણશીંગુ ફુંકવાની આજ્ઞા આપી સૈનિકો ભેગા થવા લાગ્યા ત્યારે પણ તે મોખરે જ ઉભા હતા વીર નેપોલીઅનને જેવુ હતુ તેવી જ રીતે પરશુરામની ચારે તરફ ગોળીઓનો વરસાદ વરસવા લાગ્યો.

પણ પરશુરામ મરાઠી વાવટો ફરકતો રાખીને રચપણ ડગ્યા વિના ઘોડા પર સ્થિર જ રહ્યા તેનો રક્ષક સૈનિક પાસે ઉભો હતો, તે તોપનો ગોળો આવતાં ઢળી ગયો, અને તેના લોહીના છટકાવથી પરશુરામનું શરીર ભીંજાઈ ગયુ એક બીજી ગોળી આવી ને તેનો ઘોડો ઘાયલ થયો પરશુરામ તરત બીજા ઘોડા પર ચડીને વાવટો ફરકાવતા દેખાયા બીજો અને ત્રીજો ઘોડો પણ ઘાયલ થયા. પણ ખુદ મૃત્યુના મુખમા હલેલો એ સેનાપતિ જરાપણ ડગ્યો નહિ. એ વખતે, જરાપણ ઢીલાશ બતાવે તો આખુ લશ્કર કપાઈ જવા જેટલી ગેરવ્યવસ્થા પ્રસરે તેમ હતુ પણ પરશુરામે છેવટ સુધી એવી જ શાંતિભરી હીમત દાખવીને મરાઠા લશ્કરને વિજય અપાવ્યો.

મલમલને માટે પ્રખ્યાત બનેલું ઢાકા એક વખત બગાળાની રાજધાનીનું શહેર હતુ ઔરંગઝેબના વખતમા જ્યારે ત્યાં સાહિસ્તખાં સુબા તરીકે હતો, ત્યારે એક વખત ડાંગર એટલી બધી સસ્તી હતી કે એક રૂપિયાની ૧૬ મણ મળતી! આટલી બધી સોંઘવારી પોતાના વખતમાં થઇ એમ દર્શાવવા માટે સાહિસ્તખાને ઈ સ ૧૬૮૯મા ઢાકા છોડ્યું ત્યારે પશ્ચિમનો દરવાજો બંધ કરાવી તેના પર લેખ મુકાવેલો, કે ભવિષ્યનો સુબો જ્યા સુધી આવી સોંઘવારી ન કરી શકે ત્યાં સુધી આ દરવાજો તેણે ઉઘાડવો નહિ આ સોંઘવારી તો જાણે કે અસાધારણ પ્રસગ ગણાય, પણ સાધારણ રીતે, તે વખતે સોંઘવારી ઘણી જ હતી એ વાત તો ચોક્કસ છે અલાઉદ્દીન ખીલજીના વખતમા એક રૂપિયાના લગભગ પાચ-છ મણ ચોખા તો મળતા!

(વીસમા સદી) 'ધૂમકેતુ'

એક વાત છે, જુની વાત છે ૧૮૫૭નો બળવો હજુ સળગ્યો નહોતો સપાટીની શાન્તિ નીચે પ્રચડ અગ્નિ શમશમી રહ્યો હતો. તે વખતે હૈદ્રાબાદના સર્વસત્તાધારી ને સુવિખ્યાત સલારજગ બહાદુર ઇંગ્લાંડમાં હતા ત્યા એમને લૉરા બેલ નામની અંગ્રેજ યુવતી સાથે મૈત્રી બંધાઇ. એ વેળા એ લૉરા બેલના સૌન્દર્યસૂર્યનો મધ્યાહ્ન ઝળહળતો હતો તેના સૌન્દર્યની ખ્યાતિ દિગન્તમા પ્રસરી હતી વખત જતાં સલારજગ બહાદુર અને લૉરા બેલની વચ્ચે એ મૈત્રીના બધન મજબુત બન્યા જ્યારે સલારજંગ બહાદુર હિંદ તરફ આવવા નીકળ્યા ત્યારે તેમણે લૉરા બેલને પોતાની સુવર્ણમુદ્રિકા આપી, અને કહ્યુ કે કોઇપણ કાળે મારી સહાયની તને જરૂર પડે તો આ મુદ્રિકા મને મોકલજે હુ તારૂ કાર્ય કરી આપીશ

પછી તો બળવાની જ્વાળા ભભુકી ઉઠી સલ્તનતના પાયા ખળભળી ઉઠ્યા તે વખતે લૉરા બેલની સ્વદેશભક્તિ જાગૃત થઈ. તે વખતના 'પ્રિન્સ ઑફ વેલ્સ' અને પછીના એડ્વર્ડ શહેનશાહને તેણે સલારજગના વચનની જાણ કરી યુવરાજે તેને પેલી વીંટી સલારજગને મોકલવાની સલાહ આપી વીંટી મોકલાઇ છ હજાર માઇલ છેટે રહેલા સલારજગને પોતાની મૈત્રીની સ્મૃતિ તાજી થઇ તેને પોતાનું વચન સાભર્યું બ્રિટિશ રાજ્યના પાયા ઉખડી જવાની અણી ઉપર હતા, ત્યારે સલારજગે હૈદ્રાબાદ રાજ્યના સર્વ સાધન, સમૃદ્ધિ ને બળ બ્રિટિશ રાજ્યના સેનાપતિઓને ચરણે મુકી દીધા ને બ્રિટિશ રાજ્ય બચી ગયુ:—અને તે એક સલારજગના દેશદ્રોહને લીધે

બ્રિટિશ સામ્રાજ્યના પાયા આ દેશમા સુદૃઢ કરવાનો આવો ગુપ્ત ઇતિહાસ તો કેટલો યે દટાએલો પડ્યો છે.

*

મોગલ કાળના ઈતિહાસની સાથે ઉતરી આવેલી એક કથા છે એક દિવસ શાહજાદો પોતાના સામ્રાજ્યની મહેસુલના ચોપડાઓ જોતો હતો અચાનક તેની નજર એક ગામ

ચડી ગયું તેની ચાલુ વર્ષની મહેસુલ ગત વર્ષો કરતાં વધારે નોંધાઇ હતી. એ ગામ પાસેથી તેના અમલદારોએ થોડા હજાર વધારે મહેસુલ લીધા હતા શાહજહાં ચોપડાના એ પાના પર થંભી ગયો આમ કેમ? એ પ્રશ્ને એનું મન વ્યગ્ર બન્યું તેણે તત્કાળ વડા વજીર સાદુલ્લાહખાનને બોલાવ્યા શાહજહાંએ તેની પાસે મહેસુલના વધારો થવાનાં કારણો માગ્યા સ્થાનિક તપાસને અંતે માલુમ પડ્યું કે ગામની નદી થોડી આઘી જવાથી ગામને પાદર થોડી જમીન વધી છે એ નવી જમીનની મહેસુલી ઉપજ મુળ ઉપજમાં ઉમેરાતા મહેસુલમાં વધારો દેખાયો છે

શાહજહાંએ ફરી સવાલ કર્યો 'એ જમીન ખાલસા છે કે ઈનામી?' તપાસ કરતા જણાયું કે એ જમીન ઇનામી છે એ જાણીને શાહજહાંના ગુસ્સાનો પાર રહ્યો નહિ તે ક્રોધથી કંપતા સ્વરે બોલ્યો 'નદી એટલી આઘી ખસી છે તે એ ગામના નિરાધારો, વિધવાઓ અને મિસ્કીનોની કાકલુદીઓ ન સહેવાવાથી જમીનનો એ નવો ટુકડો એ ગરીબગુરબાંને માટે તૈયાર થયો છે ખુદાના બાળકો માટે એ ખુદાઇ બક્ષિસ છે તમે એની ઉપજ શાહેનશાહી ખજાનામાં લઈ લેવાની હીમત કેમ કરી શકો? ખુદાના સર્જેલા ઈન્સાનને ઉગારી લેવાની મુરાદ મારા અંતરમાંથી હટી હોત, તો હું, એ જમીનની ઉપજની વસુલાત કરનાર જુલ્મગાર ફોજદારને ફાંસીએ ચડાવવાનો હુકમ આપત. એ ફોજદારને હું નોકરીમાંથી બરતરફ કરૂં છું અને આવા અન્યાયી દુષ્ટ કામો ન આચરવા બીજા તમામ કર્મચારીઓને ચેતવણી આપું છું અને સાદુલ્લાહખાન, જે ખેડુતો પાસેથી એ વધારાની વસુલાત થઈ છે તેમને તે રકમ તત્કાળ પરત કરવા વ્યવસ્થા કરો '

હિંદુસ્તાનની નદીઓમાં ત્યારે અમી વહેતા હિંદુસ્તાનના ખેતરોમાં ત્યારે સોનું પાકતું હિંદુસ્તાન ત્યારે સમૃદ્ધિ ને સંતોષનો, બરકત ને સુખવૈભવનો, અન્ય કોઇને ઇર્ષ્યા ઉપજાવે એવો સ્વર્ગીય દેશ હતો'

(સૌરાષ્ટ્ર) —જદુનાથ સરકાર

### બીકાનેરની ગંગાનહેર

પંજાબની સતલજ નદીના નીર ઉગાર રાજપુતાનાની મરુભૂમિમાં ઠેઠ બીકાનેર સુધી રેલાવતી ૮૫ માઇલ લાંબી એક મોટી નહેર બીકાનેરના મહારાજા ગંગાસિંહે ખોદાવી છે મહારાજાના નામ પરથી ઓળખાતી એ ગંગાનહેર ખુલ્લી મુકવાની ક્રિયા હમણા જ વાઇસરૉયે કરી. નાની શાખા-પ્રશાખાઓ મળીને કુલ ૫૧૮ માઇલ લંબાઈની એ નહેર યુગયુગથી નિર્જન રહેલા એ સુકા રણવગડા જેવા પ્રદેશની આજે બનમૂખ બાને છે જ્યાં રેતી ઉડતી ત્યાં હવે પાણીની છોળો ઉડશે, જ્યાં પંખી યે ફરકી શકતું નહિ ત્યાં લીલીછમ ધરિત્રી જમાવી માનવજાત હવે રસકલ્લોલ કરશે ઇતિહાસપ્રસિદ્ધ એ મરુભૂમિ હવે નંદનવન બનશે

ત્રણ કરોડ ને દસ લાખ રૂપિયાને ખર્ચે તૈયાર થએલી એ નહેર છ લાખ ને વીસ હજાર એકર જમીનને પાણી પુરૂ પાડશે એંશી માઇલ સુધી, તળિયે ને બાજુએ કાંક્રેટના કામથી મજબુત બનેલી આ નહેર દુનિયા આખીમાં એ જાતની મોટામાં મોટી નહેર છે

નહેરો તો ઘણે સ્થળે થઇ છે અંગ્રેજી ભૂમિમાં થઈ છે તેમજ દેશી રાજ્યોમાં થઇ છે માઇસોરમાં ડગલે ને પગલે નહેરો દેખાશે અંગ્રેજી હકુમતમાં પંજાબ ને મદ્રાસ નહેરોના પ્રદેશ છે પરંતુ એ બધાથી આ પ્રયત્ન અનોખો છે, કારણ કે આ પ્રયત્ને તો ઇતિહાસને ઉલટાવ્યો છે મરુભૂમિ એ આપણુ ઇતિહાસપ્રસિદ્ધ નામ છે, એની નિર્જનતા સૈકાઓજુની છે એ રણની બળતી ભૂમિ ઉપરનો શાપ આજે આટલા વર્ષે બીકાનેરના મહારાજાને હાથે ઉતર્યો, એ અમારના વરસાદમાં જળસિંચન એક દેશી રાજાને હાથે થાય, એ વસ્તુનુ અમને અભિમાન છે સુએઝની નહેર એ જેમ અંગ્રેજી ઇજનેરીનુ અભિમાન છે, પનામાની નહેર એ જેમ અમેરિકાની કલ્પનાનો જયનાદ છે, તેમ ગંગાનહેર એ અમારા દેશી રાજવીની ભાવના અને રચનાશક્તિનો વિજયધ્વજ છે જે અકબર અને માનસિંહના યુગની કલ્પના ને કળાએ ન કર્યું, એથી પણ પૂર્વેની રાજપુતીના મધ્ય કાળની સાધનસંપત્તિ ને બુદ્ધિવિભૂતિના સમયમાં જે ન થયું, તે આજે ગંગાસિંહના રાજ્યઅમલમાં થયુ પંડિત માલવીજીએ મહારાજ ગંગાસિંહને આપેલા આશીર્વાદ યથાર્થ છે કે, 'ગંગામૈયાના પાણી પોતાને ત્યાં ઉતારવાનો બીજાનુ પ્રયત્ન કરનાર મહારાજ ભગીરથની માફક જ તમારૂ નામ ને કામ અમર હો '

('સૌરાષ્ટ્ર' પરથી)

### આત્મરક્ષણની તાલીમ

તમે કોઇપણ જાતનો વ્યાયામ કરો એ ફાયદાકારક જ નીવડવાનો એકલી જોડી ફેરવવી કે દંડબેઠક કાઢવા, મલખમ કરવો કે નમસ્કાર કરવા, કે ટેનિસ ફુટબોલ કે ક્રિકેટ રમવા તે આરોગ્યના સંરક્ષણ અર્થે કે શરીર સુદ્રઢ બનાવવા માટે અવશ્ય ફાયદાકારક છે એથી શરીર જરૂર મજબુત બને છે પણ શરીર મજબુત બનાવ્યા પછી—અથવા તેની સાથોસાથ—આપણે એક બીજી વાત પણ વિચારવાની છે આરોગ્ય અને સુદ્રઢ શરીર, એ આ જમાનામાં પુરતા નથી. આજે માણસોએ સ્વરક્ષણની તાલીમ ખીલવવાની જરૂર છે જોડી, દંડબેઠક, મલખમ તમને શરીરની તાકાત આપે છે, પણ સ્વરક્ષણની તાકાત નથી આપતાં. કોઇ તમારા શરીર પર હુમલો કરે ત્યારે નમસ્કાર કરીને કે દંડ કાઢીને તમે બચાવ નહિ કરી શકો. તેને માટે એક જુદી તાલીમ છે

સ્વરક્ષણને માટે ઉપયોગી એવા પટ્ટા અને તલવારની તો સરકારે કાયદાથી મના કરી છે આવા સંજોગોમાં શરીરને

સુદઢ બનાવે, અંગેઅંગમા સ્ફૂર્તિ આણે ને સ્વસંરક્ષણમા ય અત્યંત ઉપયોગી નીવડે એવો વ્યાયામ એક માત્ર લાઠીનો છે કેવળ દસ મિનિટમાં જ સર્વ અંગોને વ્યાયામ આપે ને પોતાનું સંરક્ષણ કરવાની હીમત પુરે એ માત્ર લાઠી આબાલવૃદ્ધ નરનારનુ સ્વત્વ સાચવવાને આ સમયમા એક જ અમોઘ શસ્ત્ર છે, અને તે લાઠી અથવા લકડી

આવો લાઠીનો આ સર્વોત્તમ વ્યાયામ થોડે ખર્ચે, થોડા સમયમાં સૌકોઈ શીખી શકે છે લાઠીના વ્યાયામથી શરીરના દરેક અવયવને પૂર્ણ કસરત મળે છે માત્ર દસ મિનિટમા એ વ્યાયામ કરનારનું શરીર પરસેવે તરબોળ થઈ જાય છે લાઠીના વ્યાયામથી શરીર મજબુત ને રીઢુ બને છે લાઠીબાજના હાથની પકડ એટલે મગરનુ બચકું. લાઠીબાજની લાઠીનો ફટકો જો કોઇના મો પર પડે તો તે ફટકો અનુભવનાર ગમગરવુ જ જવાનો લાઠીની એટલી તાકાત છે

સ્ત્રીઓ પણ લાઠીનો વ્યાયામ કરી શકે. મનની પ્રસન્નતા વધારવા માટે યે આ વ્યાયામ અત્યંત ઉપયોગી છે આ લાઠીશિક્ષણનો પ્રચાર દેશભરમા, ઘેરેઘેર, દરેક માણસમા થવો જોઇએ લાઠીની તાલીમ દરેક કૉલેજમા ફરજીયાત હોવી જોઈએ અને લાઠીની તાલીમની બાબત કઈ જ અઘરી નથી તે સહેલાઇથી શીખી શકાય તેમ છે આપણી શાળાઓમા, પોલિસખાનામા, લશ્કરમા, કચેરીકારકુનોમા, સર્વત્ર લાઠીની કવાયત ફરજીયાત કરવી જોઇએ

(સૌરાષ્ટ્ર) —પ્રો માણેકરાવ

(લાઠીની શરતો ને તાલીમ બાબત વિગતવાર માહિતી, જુમ્માદાદા વ્યાયામ મંદિર, વડોદરા—એ સરનામેથી મળશે)




(૧) આપણે કાચ વાટે જોઇ શકીએ છીએ ત્યારે જેમાથી કાચ બને છે તે રેતી વાટે કેમ જોઇ શકતા નથી?

કોઈ પણ પદાર્થના રજકણો કઈ રીતે જોડાયા છે તેના ઉપર એ પદાર્થની પારદર્શકતાનો આધાર રહે છે કાચ સિવાય બીજા પણ ઘણા પદાર્થો પારદર્શક બનાવી શકાય કાચની બનાવટમાં રજકણો એકબીજાની પાછળ એવી રીતે ગોઠવાય છે કે તેમાથી પ્રકાશ સોંસરો નીકળી શકે રેતીમાથી એવો પણ કાચ બનાવી શકાય છે જે માત્ર પ્રકાશને દાખલ જ થવા દે છે પરંતુ પાછો એવી રીતે વિખેરી નાખે કે એ જે તરફથી આવતા હોય તે તરફની વસ્તુઓ દેખી ન શકાય

(૨) આપણા શરીરમા શરદી ક્યાથી આવે છે ને વળી પાછી એ ક્યાં જાય છે?

આપણા નાક અને ગળા ઉપર માઇક્રોબ નામના જંતુઓ જ્યારે હુમલો કરે ત્યારે આપણને શરદી લાગે છે કોઈ પણ હવામા શરદી લાગેલી જ રહેતી હોય એવા માણસ પાસેથી મુળ આ જંતુઓ આવે છે માણસના નાક અને ગળા સિવાય આ જંતુઓ ભાગ્યે જ બીજી કોઇ જગ્યાએ રહે છે જો રહેતા હોય તો કદાચ જમીનમાથી કે એ જ્યા હોય ત્યાથી આપણને શરદી લાગે છે પણ મોટે ભાગે શરદી બીજા માણસ પાસેથી જ આવે છે બીજા પ્રશ્નનો જવાબ એ છે કે એ આવ્યા પછી થોડા દિવસે આપણું શરીર એમની સાથે કેમ વર્તવું તે સારી પેઠે જાણી જાય છે એટલે કા તો તેમનો નાશ થાય છે અથવા રહે છે તો નુકસાન કરી શકતા નથી. તેથી આપણે પાછા સાજા થઇએ છીએ પણ ઘણી વાર તો શરદી આપણી પાસે જે રીતે આવે તે જ રીતે પાછી બીજા કોઈ પાસે ચાલી જાય છે

(૩) એકાએક માઠા સમાચાર સાભળવાથી માણસ બેશુદ્ધ કેમ બની જાય છે?

બેશુદ્ધ થવાના કેટલાક કારણો છે તેમાનુ એક કારણ મગજના અમુક ભાગને લોહી નહિ પહોચવાનુ છે એકાએક સખત લાગણી થઇ આવવાથી આમ બને છે લોહીની નસો એકદમ સંકોચાઈ જાય છે એટલે મગજને લોહી પહોચી શકતુ નથી ને માણસ ફિક્કો અથવા સફેદ પડી જાય છે જ્યારે આવી સ્થિતિ થાય ત્યારે તે જમીન ઉપર પછડાય છે એને પછાડવામા પણ કુદરતની દયા જ રહેલી છે, કેમકે માણસ ઉભો રહેવા કરતા જો સુતો પડ્યો હોય તો લોહી મગજ સુધી વધારે સહેલાઈથી પહોચી શકે છે જ્યારે આવી રીતે કોઇ બેશુદ્ધ થઇ જાય ત્યારે તેને ચત્તુ સુવાડી દેવું ને જ્યા સુધી શુદ્ધિમા ન આવે ત્યા સુધી શરીર કરતા માથુ નીચાણમા રાખવુ, જેથી લોહી મગજ સુધી પહોચી શકે

(૪) ચાલતી વખતે આપણે હાથ કેમ હલાવીએ છીએ?

આનુ કાઈ ચોક્કસ કારણ મળી શક્યુ નથી, પરંતુ એટલું તો નક્કી કે હાથને શરીરની સાથે જકડી રાખીને ચાલવા કરતા જો એને કુદરતી રીતે હલતા રાખીને ચાલીએ તો ચાલવાનું વધારે સહેલું પડે છે કદાચ હાથ હલાવવાથી અજાણતાં પણ આપણે શરીરનુ સમતોલપણું જાળવી રાખતા હઇશું ગમે તેમ હોય, પણ ચાલવાની સરળતા માટે કુદરતે આ યોજના કરી છે એટલું તો ચોક્કસ

---

ક્ષણેક્ષણે વૈદ્ય, હકીમ અને ડાક્તરોને ત્યા દોડવાથી ને શરીરમા અનેક વસાણા તથા રસાયણો ભરવાથી મનુષ્ય પોતાનુ જીવન ટૂંકુ કરે છે, એટલુ જ નહિ પણ પોતાના મન ઉપરનો કાબુ ખોઇ બેસે છે, તેથી મનુષ્યત્વ ખોઈ બેસે છે, અને શરીરનો સ્વામી રહેવાને બદલે શરીરનો ગુલામ બને છે

—ગાંધીજી

અમેરિકાના સીદીઓનો ઉદ્ધારક બુકર ટી વૉશિગ્ટન ચૌદ વર્ષની ઉમરે અભ્યાસ કરવા હેમ્પટન ઇન્સ્ટિટયુટમા દાખલ થવા ગયો, ત્યારે ત્યાના ઉપરી મિસ મેકીએ તેને ખુબ ધુળવાળો આ વાવરૂ ઓરડો સાફ કરવા કહ્યુ ત્રણ ચાર વાર ઝાપટીને બુકરે તે બરાબર ચોખ્ખો કરી દીધો મેરીએ સફેદ રૂમાલ કબાટ તથા છાજલીઓના ખુણામા ખોસ્યો પણ એને રજ સરખી ચોટી નહિ એટલે કહ્યુ 'તુ આ સસ્થામા ચાલી શકીશ' આવી આકરી પરીક્ષાની તૈયારી વડે જ બુકરે જીવનમા મહત્તા મેળવી

જોડણીની સામાન્ય ભુલો

| | | |
|---|---|---|
| રમણિય | નહિ પણ | રમણીય |
| રમણીકલાલ | નહિ પણ | રમણિકલાલ |
| અગત્યતા | નહિ પણ | અગત્ય |
| વિદ્વતા | નહિ પણ | વિદ્વત્તા |
| ઉન્નત્તિ | નહિ પણ | ઉન્નતિ |

દુધ ઉકાળ્યા પછી વાસણને સાફ કરવાની એક સાવ સહેલી રીત છે દુધ કાઢી લઇને તરત જ—વરાળ પણ નીકળી જતા પહેલા વાસણને ઢાકી દેવું, ને એ ઠરી જાય ત્યા સુધી એમ ને એમ જ રહેવા દેવુ પછી ઠડા પાણીથી ભરેલા મોટા ઠામમા વાસણને ઝબોળી દેવુ એકદમ સાફ થઈ જશે

મધમાખીના ડખ ઉપર જો તરત જ ડુગળી કાપીને ઘસી દેવામા આવે તો બીલકુલ પીડા તો નથી થતી પણ સોજો યે ચડતો નથી



ઢીલા પડી ગએલા સ્ક્રુને બરોબર બધબેસતો કરવા માટે નીચેની યુક્તિ વાપરવી. ત્રાબા કે પિત્તળનો વાળો લઈ સ્ક્રુના એકેએક આટા ઉપર ચિત્રમા બતાવ્યા પ્રમાણે વીંટાળી દેવો આ રીતે સ્ક્રુની જાડાઇ વધવાથી એ ઢીલો નહિ પડે



કચ્છના ખેડોઇ ગામનો રહીશ આ કણબી આણદો આભો એના નામે પ્રમાણે ખરેખર આભો છે એની ઉમર તમે શી ધારો છો? ૧૧૬ વરસના છે! છતા કોસ ઉપર બેસે છે, પોતાના કપડા જાતે ધુએ છે, અને ખાવાના શૉખીન તો એવા છે કે બેટમા ખજુર, ગોળ કે પેંડા તો હોય જ. એમને દાત અને પેઢા નવા ફુટયાં છે અને કઠણ સોપારી દાતે ભાગી શકે છે પગરસ્તે ઠેઠ અમદાવાદ પાસે પીરાણા સુધી આવી ગએલા. ઘરના કાતણ અને વણાટનુ કપડુ આખો જન્મારો એમણે વાપર્યું છે ઘરના સુખી છે અને વીસ પ્રપૌત્રો હયાત છે ૧૦૦ વરસ સુધીની બધી હકીકતો હજી વિગતવાર ચોક્કસ નામઠામ સાથે આપી શકે છે એવી તો યાદદાસ્ત હજી કાયમ છે!

ચુંટેલા ફુલને તાજા રાખવા માટે એને જે પાણીમા રાખવામા આવે તેમા જો સાબુની બેત્રણ નાની કટકીઓ ઓગાળી નાખી હોય તો ફુલ વધારે વખત તાજા રહે છે

કોતરણીવાળા ફર્નિચરમા ભરાઇ રહેલી ધુળ કાઢવા માટે સાઇકલનો પપ વાપરી જોજો.

કારતક (નવેમ્બર) માગશર ઋતુ અજીરફળ ઉપર હોય છે દાડમ, પીચ ને પેપૈયા આ મોસમમા બજારમાં આવે છે બટેટા તથા શિયાળુ શાકભાજી રોપવાની મોસમ મુળા, મોગરી, કાદા, લસણ, ગરમર, મેથી, રીંગણી, કોબીજ, કોલી ફ્લાવર, નોલકોલ, ટમાટા વગેરે રોપવાની ઋતુ ગુલાબના રોપ આ માસમા રોપવા જીરૂ, ચણા, રાઇ, સરસવ વગેરે પાકની મોસમ બાકી રહેલુ ઘાસ, ડાગર, તથા જોરડીની લણણીની ઋતુ મગ, મઠ, અડદ, શણ, ભીંડી વગેરે પાકવાની મોસમ મઠિયો કપાસ અને વરિયાળીનો પાક આ ઋતુમા ઉતરવા માડે છે



ઉપરની આકૃતિમા લોઢાની પાટીના છ કટકાને ખીલીઓથી જોડી દઇને બનાવેલી જાળી બતાવી છે કુમારવીરો માટે આ બહુ ઉપયોગની વસ્તુ છે કેમ્પ-ફાયરની આસપાસ થોડાક પથ્થર ગોઠવીને એના પર આ જાળી જોઇએ તેટલા નાનામોટા માપમાં મુકીને રાખી શકાય. ઉપયોગ થઈ રહ્યા પછી એને સહેલી ભેગી કરી એટલે સહેલાઇથી ખિસ્સામા માઇ રહે એ બનાવવા માટે ૧૮ ઇચ લાબો, ૧ ઇચ પહોળો ને ૩/૨ ઇચ જાડો પાટીનો કટકો ચાલશે

પહેલુ સુખ તે જાતે નર્યા

તડકો આવતો હોય એવી જગ્યાએ અરીસો ન ટાગવો કેમકે એની પાછળની સિલ્વરવાળી (કલઇ કરેલી) બાજુ પર સખત પ્રકાશ પડવાથી તે ઝાખો ને ડાઘાડુઘીવાળો થઇ જાય છે

વાસણમાથી ડુગળી કે કોબિજની ગધ કાઢી નાખવા માટે તેમા થોડો સુરોખાર નાખી ઘસીને ખુબ સાફ કરી નાખવું

ત્રન.
આ રી.
ઢીલા નહિ

ઑર્ડર આપતી વખતે, જાહેર ખબર 'કુમાર'માં વાંચી હતી એવું જણાવજો

# કુમાર

ઉગતી પ્રજાનું માસિક

અંક ૪૮

માગશર : ૧૯૮૪

વર્ષ ૪
અંક ૧૨

તંત્રી : રવિશંકર રાવળ







શિશિરની સંધ્યા






**તંત્રી** રવિશંકર રાવળ; **મુદ્રક-પ્રકાશક** બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી-કુમાર કાર્યાલય, ૨૭૦૭ રાયપુર, અમદાવાદ

**લવાજમ** વરસના રૂ. ૬: પરદેશના રૂ ૭ અથવા ૧૧ શિ મુંબાઈના એજન્ટ સી જમનાદાસની કં પ્રિન્સેસ સ્ટ્રીટ ગ્રાહકો વરસની શરૂઆતથી (એટલે પોષના અંકથી) નોંધવાનો રિવાજ છે વરસની અધવચથી ગ્રાહકો નોંધાતા નથી **લેખકો** જેઓને ઉગતી પ્રજા માટે કંઇક ખાસ પ્રેરક કહેવાનું હોય તે જ લખે, અને પોતાના લખાણ બની શકે તેટલા ટુંકાં, કાગળની એક જ બાજુએ, ચોખ્ખે અક્ષરે, પુરા નામ ઠામ સાથે, અને પાછા મગાવવાં હોય તો પોસ્ટેજ સાથે મોકલે.



શ્રી ચૈતન્ય અને પંડિત સાર્વભૌમ
ચિત્રકાર શ્રી પ્રમોદકુમાર ચટ્ટોપાધ્યાય



આવતી કાલનાં નાગરિકો ઘડતું પ્રાણ પ્રેરણા ને પુરુષાર્થનું માસિક

વર્ષ ૪ અંક ૧૨ માગશર ૧૯૮૪

# વાચન

વાચન એ મનનો પવિત્ર સંસ્કાર છે. શરીરને જેમ સ્નાન તેમ મનને વાચન.

વાચન રસભર હોય;—વિકારી નહિ. પછી એ રસ શોકાતુર આનંદનો કે મધુરી કરુણાનો હોય.

જગતના મહાપુરુષોનો જીવનસહવાસ સૌને મળવો અશક્ય છે. પણ પુસ્તકો દ્વારા આપણે એમનો સૂક્ષ્મ યોગ સાધી શકીએ છીએ. એ રીતે વાચન એ માનસિક મિલન છે, આત્મપૂજન છે;—જેમાં કોઇ સ્થૂલ મૂર્તિની નહિ પણ અક્ષરરૂપની ભાવના રહી છે.

બાળકો વાચનમાંથી આનંદ મેળવે અને જાદુઈ સૃષ્ટિ કે સ્વપ્નભૂમિ રચે. કુમાર જાતકેળવણીની સાધના માંડીને ભાવિ જીવનની મહત્ત્વાકાંક્ષાઓ ઘડે ને વિચારભૂમિકા બાંધે. મોટેરાં સંસારના ઉપયોગનું, અભ્યાસના જ્ઞાનનું કે શોખનું વાચન કરશે.

આપણે ત્યાં યોગ્ય કાળે યોગ્ય વાચન વિના ઘણાં માનવચિત્ત કરમાય છે, અને તેમની શક્તિઓ વણખીલી વેડફાય છે, જ્યારે અમુકને વાચનનો એવો તો નાદ લાગે છે કે તેની પાછળ એ કેવળ તર્કવાદી પંડિત કે પુસ્તકિયા કીડા બની જાય છે.

બહોળા મતપ્રચાર અને થોકબંધ જ્ઞાનપ્રકાશનના આ જમાનામાં પુસ્તકની પસંદગી અને વાચનની વીણણી જરૂરની છે. એક વિદ્વાનના વચન પ્રમાણે 'અમુક વાચન માત્ર ચાખવાનું જ હોય છે, . . . માત્ર જુજ જ વસ્તુઓ પચાવવાની હોય છે.' એવા પસંદગીના વાચન પછી તેના ઉપર ચિંતન—ઉંડો વિચાર થવો જોઇએ.

વાચન એ નિર્દોષ, સુંદર ને શાન્ત પ્રવૃત્તિ છે. બેચેનીમાં કે ઉદાસીમાં, કામથી થાકીએ કે વિચાર કરીને કંટાળીએ ત્યારે વાચન મધુરો આરામ બને છે. કપરી નિરાંશાની ઘડીઓમાં પણ વાચન ઉત્તેજના ને ભાવના સીંચે છે,—જે જીવનનું નવું ઘડતર કરે છે અને તેને નવેસરથી ઓપ આપે છે.

દેશળજી પરમાર






આ અંક સાથે 'કુમાર' ચાર વર્ષ પુરા કરી આગળ પ્રવાસ આદરે છે જેમણે જેમણે ધીરજથી એ પ્રવાસમા સાથીદારી રાખી છે તે બધાને નવા અનુભવો, નવી ભાવનાઓ અને જીવનની નવી કલ્પનાઓ મળ્યા છે કે નહિ તે પોતાના અંત કરણને પુછી જુએ. અમે તો કામ કરતા, નાણાં અને સમયના ખાડાઓ ઓળગતા, નાનીમોટી મુશ્કેલીઓ વટાવતા જે પાઠો, જે વિવિધ અનુભવો મેળવ્યા છે અને વાચનારાઓની લાગણીઓનો પરિચય મેળવ્યો છે તે આ જીવનને અહોભાગ્ય અને સાર્થક બનાવવા પુરતા છે એમ લાગ્યા વિના રહેતુ નથી.

હજુ 'કુમારને' જગત ઘેરી ફરી વળવાની ઉમેદ છે, પૃથ્વીના સર્વે દેશોની પ્રવૃત્તિ, આચાર અને જ્ઞાનમા નજર કરવાના અભિલાષ છે, વતનમા જ્ઞાન, અનુભવ અને કળાકુશળની જ્વલંત પ્રતાપી જ્યોત ઝળકી ઉઠતી જોવાના કોડ છે ખંત, શૌર્ય અને સાહસની પ્રતિમા સરખા નવજુવાનોની આશા અને પ્રયોગો ખીલવવાને કોઇ અદ્‌ભુત સંસ્થા સર્જાય એવી મહત્ત્વાકાક્ષા છે એ શી રીતે મૂર્તિમંત થાય ? પરમાત્માના તેજ દેશના પ્રજાજનોમા ઉતરે અને ધનિક, સાહસિક તથા વિદ્વાન સહકાર આપે તો એ સહજ છે પણ બીજાની આશા રાખવા કરતા પોતાથી બનતુ કરી છુટવુ એ અમારો મુદ્રામંત્ર છે 'કુમારના' ગ્રાહકો પાસે અમે એટલુ માગીએ છીએ કે તમારો સાથ અને સહકાર નિભાવી રાખો, બાકીની ફરજો અમે યથાશક્તિ અવશ્ય અદા કરીશું

આ અંકમા ભાઈ લવજી ઘોરિયાએ સ્વિટ્ઝર્લાંડમાં ભરાએલા આંતરરાષ્ટ્રીય બંધુત્વપ્રચારક સમેલનનો રસમય અહેવાલ લખ્યો છે તે વાચીને કયા માનવપ્રેમીને એવી સસ્થાનો પ્રચાર પોતાના દેશમા કરવાની આકાક્ષા નહિ જાગે ? તમારામાથી કોઇને એ લેખ પરથી, એવી અભિલાષા જાગ્રત થાય છે ખરી, કે આપણે ત્યા ગુજરાતના જ વિદ્યાર્થીઓ અને યુવાનોનું એવું સંમેલન કોઇ શાંત સુંદર સ્થળમાં થાય, જ્યા દૃઢ શિષ્ટાચારો પડતા મુકી ખુલ્લા દિલ અને સરળ વ્યવહારથી મળવાનું બને, વ્યાખ્યાનોની ધમાલને બદલે શાંત વાર્તાલાપોથી સુજનોની મૈત્રી સધાય એવા પ્રસગો ગોઠવાય અને બાદશાહીથી મહેમાનગીરી ભોગવવાને બદલે એક મહાન ગૃહના બાળકોની જેમ સૌ અરસપરસની સેવા અને બરદાસ ઉઠાવી પ્રેમ અને સહિષ્ણુતા કેળવે ? તો લાખોના ખર્ચે ચાલતી શાળાઓ ને વિદ્યાપીઠો કરતા યે ત્યાથી વધુ કીમતી જીવનમંત્રો મળે અને આખા દેશમા મૈત્રી, પિછાન અને સહકારનું સુંદર વાતાવરણ ઉત્પન્ન થાય તમને આવી અભિલાષા જાગતી હોય અને તમે જ તેમા ભાગ લેવા તત્પર હો તો એકાદ સ્થાન, વ્યવસ્થાની યોજના, ખર્ચનો અદાજ અને બદોબસ્ત વગેરે પર તમારા વિચારો જરૂર લખી મોકલો આમ ચારે તરફથી અમે વિચારોનુ બળ મેળવી એક સમેલનની દરખાસ્ત મુકીશું પછી એ પાર પાડવાનું તો ભાગ લેનારાઓના હાથમા છે

જાઓ ભલે જીવનઆશ સર્વે,
ઉત્પાત થાઓ, ઉપહાસ થાઓ;
થાઓ તિરસ્કાર, વિનાશ થાઓ-
ન એક થાજો પ્રભુપ્રીતિ નાશ!

(રમણભાઈ

'કુમાર' વિષે અમને વાચનારાઓ તરફથી એકમતે અનેક અભિનંદનો અને ખુલ્લા એકરારો મળ્યા કર્યા છે એ બધાની વચ્ચે પહેલી જ વાર એક બંધુએ પોતાનો કટુ અનુભવ પણ જાહેર કર્યો છે એ અમે રજુ કરી આ વર્ષનો હિસાબ પુરો કરીએ છીએ.

"આપ હવે 'કુમાર'ને બરોબર આકર્ષક કરવાને બેદરકાર રહ્યા છો ગયા દીવાળી અંકના આપે લાબા લાબા લેખો લીધા; કે જે વાંચના વાચતા પણ કંટાળો ઉપજે, એવા લેખો અંદર આપ્યા. લાબા લાબા લેખો એટલુ જ નહિ પર કારતક માસના અંકનું મુખચિત્ર પણ તમે ખુચવી લીધુ. તો પછી તમે તમારી જાતે જ કહો કે તમે કેવી રીતે અમને સતોષી શકશો ? નંદલાલ બોઝનુ તો એટલુ બધુ લબાવ્યુ છે જેથી કરીને મને તો એમ જ થયુ કે મારે 'કુમાર'ના ગ્રાહક નથી થવુ તો પછી ભૂષણ લક્ષણમા તો પૂછવુ જ શું ? 'કુમાર'નો દીવાળીનો અંક બીજા સારા સારા માસિકોના દીવાળી અંક જેટલો મને તો આકર્ષક ન લાગ્યો

તદુપરાત તમે ઘણા જ અનિયમિત છો માટે મહેરબાની કરીને એ ખરાબ ટેવ છોડશો જી સહેજ.વધુ લખાઇ ગયુ છે માટે માફ કરશોજી આ નં. ૧૧૯૪"

આ ભાઇને અમે શો જવાબ આપીએ ? 'કુમાર' એની કક્ષાની ઉપરનુ માસિક છે એટલે એણે તો 'બાલમિત્ર', 'બાલજીવન' અને 'બાળક' એ ત્રણ પૈકી કોઇ પણના ગ્રાહક થઈ જવુ એ જ યોગ્ય છે 'કુમાર'તો જેઓ ગુજરાતી ભાષા સારી રીતે વાચી સમજી

શકે છે અને જીવનમાં નવી દૃષ્ટિ, નવા વિચારો અને આગળ વધતી દુનિયાને પહોંચી વળવા આતુર છે-તૈયાર છે તેમને માટે છે 'કુમાર' માત્ર નેત્રના આનંદ અર્થે નથી, 'કુમાર' માત્ર ફુરસદનું વાંચન નથી, 'કુમાર' એ ઘડીનો સોબતી નથી; શાળા અને ગૃહમાં જે અભ્યાસ અને અનુભવોનો અભાવ છે તેની પૂર્તિ રૂપે 'કુમાર' છે; વડીલો અને શિક્ષકો જે બાબત વિષે ભાગ્યે જ વિચાર કરે છે તે એક મિત્ર રૂપે 'કુમાર' રજુ કરે છે, 'કુમાર' અભ્યાસ, અનુભવ, પ્રેરણા અને પ્રગતિનો સંદેશવાહક છે.

## આ અંકનું મુખચિત્ર

બંગાળામાં ઈ. સ ના સોળમા સૈકામા થઇ ગએલા, પ્રભુના અવતાર રૂપ મનાતા શ્રી ચૈતન્યદેવ અથવા ગૌરાંગપ્રભુ, અને ત્યાના મહાપંડિત સાર્વભૌમ વચ્ચે બનેલા પ્રસંગનુ એ ચિત્ર છે. વાસુદેવ સાર્વભૌમ નવદ્વીપ (હાલના નદીઆ ગામ)ના વતની અને મુખ્ય પંડિત હતા, અને મહા વિદ્વાન ગણાતા. પાછળથી તે ઉડીસ્યાના રાજા પ્રતાપરુદ્રના સભાપંડિત થયા અને જગન્નાથપુરીમાં વાસ કરવા લાગ્યા. એમને પોતાની પંડિતાઈ અને વિદ્વાનો બહુ ગર્વ હતો શ્રી ચૈતન્યદેવ જગન્નાથપુરી ગયા ત્યારે એમને મળેલા બંને વચ્ચે ધુળધર્મચર્ચા ચાલી અને વાદ થયો ચૈતન્યે સાર્વભૌમ પંડિતની એકેએક દલીલને અતિ નમ્રતાપૂર્વક તોડી નાખી પંડિતને અતિ આશ્ચર્ય થયું કે આટલી નાની ઉમરના પોતાના શિષ્ય સરખા આ જુવાનમા આટલું જ્ઞાન ક્યાંથી! એનુ અભિમાન ગળી ગયું કહેવાય છે કે એને શ્રી ચૈતન્યનાં ષડ્ભુજ મૂર્તિ રૂપે દર્શન થયાં ને એમને અવતાર માની ચરણે પડયા, તથા એમનું શિષ્યત્વ સ્વીકાર્યું ચિત્રમાં આ પ્રસંગ આલેખવામાં આવ્યો છે પંડિત સાર્વભૌમે સંસ્કૃતમા લખેલી શ્રી ચૈતન્યની સ્તુતિ આજ સુધી વૈષ્ણવોમાં પ્રચલિત છે

## આવતે વર્ષે

'કુમાર' પ્રતિવર્ષ વધારે ને વધારે સારૂ થતું આવે છે એવી શ્રદ્ધા ચોપાસ બધાઈ ગઈ છે અને તે અમે આવતા વર્ષને માટે તો જરૂર સિદ્ધ કરી આપીએ એટલી તૈયારીમાં છીએ. સુન્દર ત્રિરંગી ચિત્રોની સંખ્યા પણ વધારવાનો અમે નિશ્ચય કર્યો છે. આવતા જ અંકનું મનોહર ચિત્ર તમે અત્યાર સુધી ગુજરાતમાં જોએલા ચિત્રોથી કોઇ જુદી જ તરેહનું લાગશે. ચિત્રરસિક વિદ્યાર્થીઓ અને અભ્યાસીઓ તે પરથી નકલો કરવા લલચાશે જ એટલા માટે અમે તેની રંગપૂરણીની હરીફાઇ પણ રજુ કરીશુ. જગતના એક અદ્ભુત વિજ્ઞાનપ્રણેતાની જીવનકથા ગુજરાતી ભાષામાં નવો ને મહત્ત્વનો અભ્યાસ પુરો પાડશે. જગતોની કથા, પ્રાણીઓની વાર્તાઓ, ખરેખરા અનુભવોની કહાણીઓ વગેરે સંગ્રહ તો અમારે હજુ હવે જ રજુ કરવાનો છે. તે ઉપરાંત, ફોટોગ્રાફીની ક્રિયા સમજાવતા પ્રકરણો ચાલુ થશે. બીજા હુન્નરઉદ્યોગ ઉપર પણ બારીક વર્ણનો સાથે લેખો તૈયાર થાય છે આરોગ્ય ને શક્તિવિકાસના દૃષ્ટાંતો ને પ્રયોગો અવનવીરીતે મુકવાની યોજના પણ છે

### આજ અને કાલ

આપણે જ આપણા સ્રષ્ટા છીએ. આજે વિચાર કરીએ કે આપણે તો આમ કરવુ છે, ને કાલે તે કરવા શક્તિમાન થઇશુ. આજે આપણે ધારીએ કે આવતી કાલ આવી પડે, તે તે જરૂર એવી જ પડશે. આજમાથી કાલ આવે છે, ને આપણી આજ ઉપર કાલ અવલબે છે આપણે આજને બરોબર જીવીએ, આજે આપણુ જીવન સાર્થક કરીએ પછી તો કાલ કેવી પડશે તે આપણે જાણીએ જ છીએ આજ એ મહત્ત્વની ઘડી છે આજને પકડીને એના ઉપર મેખ મારીએ તો કાલ અને કાળના ઉપર આપણો વિજય છે (શિક્ષણપત્રિકા)

જ્યારે તમે અડગ ટેકધારી બનશો અને વિદ્યા તથા હુન્નર-કિસબમા પાવરવા બની જશો, જ્યારે તમારા રોમ-રોમમાં દેશભક્તિ વ્યાપી જશે, તનતોડ મહેનત કરવામા હિણપત નહિ માનો અને અંગ પંપાળવાનું સ્વપ્ને પણ યાદ નહિ આવે, ત્યારે નક્કી માનજો કે તમારા દેશની ભૂમિનો એક નાનો સરખો ટુકડો—અરે! એ માદરેવતનનુ એકએક રજકણુ તમને પ્રાણથી પે વધારે વ્હાલું લાગશે એ દગામા દેશને કાજે પ્રાણ આપી દેવાનું તમને ગૌરવભર્યું લાગશે. ત્યારે તમને એમ લાગશે કે પરાધીન બની બીજાઓની લાતો ખાઇ જીવવા કરતાં મરવું બહેતર છે!
(અફઘાન અમીર અમાનુલ્લાખાન)

(અનુસંધાન આધુકરીને છેડેથી)

દિવસ અશ્વિનીને એ ડોકાની સામે લાવવામા આવ્યો અને તેના પરથી કપડુ ઉઠાવી લેવામાં આવ્યુ અશ્વિનીએ જાણે પોતાની પ્રતિકૃતિ ઓળખી લીધી હોય એમ હણહણાટી દીધી અને પોતાની રૂપાળી ડોક લંબાવી પોતાની મૂર્તિના નાકને પોતાનું નાક ધીમેથી અડકાડી સુધી! શિલ્પીને આ મુગા પણ સમજદાર પ્રાણીનું જાણે અભિનંદન હતું અને કલાકારને આથી ચઢિયાતો બીજો ધન્યવાદ શો હોઇ શકે?

છેલ્લે એક જ વિચાર આવે છે. જામનગરના આપણા અપ્રર કલાપ્રેમી રાજવીએ યૂરોપની કલા પર નાણાનાં પૂર વહેવડાવ્યા છે એમ કહીએ તો ખોટું નથી પણ હિંદુસ્તાનના પરસેવામાથી નીકળેલા એ પ્રવાહમા હિન્દી કલાકારો માટે શી આશા? એકાદ રવિશંકર પંડિત કે શ્રી કોલ્હાટકર જેવા જુવાન કલાકારને મિ હરૂં-લ્ટાઇનના કલાગૃહમાં ઉપાસના કરવાની સગવડ માત્ર કરી આપે તો અમારી સંપૂર્ણ શ્રદ્ધા છે કે યૂરોપની એકેડેમીઓમા તેઓ ઉન્નત મસ્તક પ્રવેશ કરી શકશે



૧



૨



3



૪



૫



5

ગયા હપતામા (અષાડ—અક ૪૩) ડાબીજમણી બાજુ જોતા ચહેરા કરવાની રીત બતાવી હતી આ પાઠમા સામા મ્હોડા ચીતરવાના છે આ છ યે નમુનામા કંઈ ને કંઈ ખાસ ઢબ અને યોજના છે

ગોળ બનાવી લેવા માટે અગાઉની જેમ રૂપિયો, ઢબ્બુ, ડાબલીનુ ઢાંકણુ કે કપાસ ગમે તે સાધન વાપરો, અને તેની બરોબર મધ્યમાથી એક ઉભી અને આડી રેખા દોરી લ્યો પછી નીચેની સૂચના પ્રમાણે કામ કરો જે જે કરો તે ફરીફરી સ્મૃતિથી કરી શકો એટલી તૈયારી કરવાની છે

ન ૧મા સામા મ્હોડાના સામાન્ય માપ બતાવ્યા છે આખના ખુણા અને કાનનો ઉપરનો સાધો બને આડી મધ્યરેખા ઉપર જ આવેલા છે, અને તેની નીચેના ભાગમા બરોબર અરધે ભાગે બીજી રેખા પાડવાથી નાકની લબાઇ અને કાનનુ નીચેનું મુળ નક્કી થાય છે પછી નીચે વધતા ભાગના ત્રણ ભાગ પાડવાથી પહેલા કાપ ઉપર મોની ફાડ આવશે અને બીજા કાપ ઉપર હડપચીનો ખાચો આવશે ગળાની પહોળાઇ વર્તુલની આડી મધ્યરેખાના અરધા ભાગે નીચે લીટીઓ મારતા નક્કી થાય છે. નમુનામા બતાવ્યા પ્રમાણે ગળા આગળથી ઉપર ત્રાસી લીટીઓ મારશો એટલે ખોપરીની પહોળાઇ બનશે આટલુ ખોખુ તૈયાર થાય એટલે માથુ, લમણા, ગાલ અને દાઢી બનાવની ચહેરાની રેખા દોરી લ્યો નાકની પહોળાઇ, આખની લબાઇ વગેરે બનાવવા મધ્યરેખા પર જે ભાગ પાડ્યા છે તે જુઓ આ બધા નમુના પ્રમાણે ધ્યાનપૂર્વક દોરવાથી ચહેરાનો સામાન્ય ડોળ તમારે હાથ બેસી જશે કાનના ત્રાંસ ખાસ ધ્યાન રાખીને દોરજો

પ્રમાણોને લગતી આટલી રીત છ યે નમુનામા સામાન્ય છે વધારામા —ન ૨મા વાળ, ભમર, નાક અને હોઠની વિગતો વધારી છે ન ૩મા આ સામાન્ય બધારણના કારણભૂત ખોપરી અથવા હાડચહેરો સમજ માટે બતાવ્યો છે આખના ખાડા, ગાલના ખાડા, જડબા, કપાળ, વાળની જગ્યાઓ વગેરે ચોક્કસ રીતે દોરી શકવાને આ જાણી લેવુ જોઇએ

ન ૪મા ઉપલા સામાન્ય પ્રમાણોને આધારે રેખાના વળાંકથી એક ચહેરો બનાવ્યો જે વાળ બાધતો કપાળ પરનો પટ્ટો ભમરથી કેટલો ઉચો રહે છે તે ધ્યાનથી જુઓ વિદ્યાર્થિઓ કપાળના માપ માટે બેદરકાર રહે છે તેમાએ અહીં સાવચેત રહેવુ

ન ૫ એક સુંદર મ્હોનો ઘાટ છે સામાન્ય પ્રમાણની મદદથી ચહેરાનુ બધારણ કેટલુ સહેલુ થાય છે તે આથી સમજાશે ન. ૬મા હસતુ મ્હો છે મુખ્ય પ્રમાણો હાથમાં આવ્યા પછી આવી અનેક આકૃતિઓ અને રમુજી ચહેરા બની શકશે

આ પાઠો પ્રમાણે કામ કે અભ્યાસ કરતા વાચનારાને કઇ પણ પુછવુ હોય તો છુટથી પુછી શકે છે પોતાની ક્રિયાના નમુના મોકલીને પત્રવ્યવહાર કરવો



# કવિરાજ

એક નાટિકા

લખનાર

## ધૂમકેતુ

[ ફુલચંદ એક ખડમા બેઠો-બેઠો વાચે છે પાસે એક બાજઠ પર થોડી ચોપડીઓ ગોઠવેલી છે એક ખુણામા ઘોડિયું છે બીજી તરફ ખાટલો પડ્યો છે, તેના પર ગોદડા સુકાય છે ]

ફુલચંદ: ( માથું ધુણાવતો ધુણાવતો ગોખતો જાય છે. )

સતનું ચિત ચિંતન રે કરવું,
સત વાચક નિશ્ચય ઉચરવુ

[પડદા પાછળથી તેની માનો અવાજ આવે છે ]

મા. ફુલચંદીઆ ! એ.. ફુલચંદ . . ફુલચંદ . એ . . . . ફુલચંદીઆ !

ફુલચંદ શું છે મા ?

મા (પડદા પાછળથી) પીટ્યા ! રાગડા શું તાણુછ ? છોકરી નહિ ઉઠે ? આખો દિ' રાગડા જ રાગડા.

ફુલચંદ (ન સમજ્યો હોય તેમ) કાગડા દાણા નથી ખાતા, મા ! હુ જોઉં છું ને ?

મા. અરે હું તો કહુ છું ' રાગડા ' તાણવા મુકી દે; છોકરી જાગી જશે.

ફુલચંદ છોકરી તો, મા, આ કવિતા સાભળે છે ના, એટલે સુઇ જાય છે.

મા. એમ ?

ફુલચંદ હા: બીજી કવિતા ગાઇએ તો નથી સુતી. પણ આ કવિતા ગાઇએ તો તરત સુઈ જાય છે અમારા માસ્તર સાહેબ કહેતા હતા કે ચોરી કરવી હોય તોપણ સાચુ બોલી દેવુ. આ કવિતા એટલા માટે લખી છે જોજે હું ગાઉં છુ એટલે છોકરી સુઇ જાશે (વધારે મોટેથી ગાય છે )

સતનું ચિત ચિંતન રે કરવુ,
સત વાચક નિશ્ચય ઉચરવુ

[ માથે રેશમી કાળી ટોપી, ધોતિયુ, કોટ, પગમા સ્લિપર ને કોટના અંદરના ખીસામાથી બહાર કાગળ દેખાય તેમ કાગળ ખોસીને વારવાર તે સભાળતો, ને વળી બહાર કાઢતો, બારેક વર્ષનો એક છોકરો બારણામા દેખાય છે તે ધીમેથી ફુલચદને બોલાવે છે. ફુલચંદ ઉઠીને તેની પાસે જાય છે ]

મા (પડદા પાછળથી) કોણ છે ફુલચંદ ?

ફુલચંદ કોઇ નથી મા ! એ તો હુ મનમા કવિતા ગોખુ છુ

સતનું ચિત ચિંતન રે કરવું,
સત વાચક નિશ્ચય ઉચરવું

( આવેલા છોકરાને ધીમેથી) નરોત્તમ ! તેં મારા બાપાને આવતા જોયા ?

નરોત્તમ. (ધીમેથી) ના.

[નરોત્તમ બાડી આખે ફુલચંદ સામે જોઇને કોટમાથી કાગળ જરા બહાર સરકાવે છે વધુ સરક્યો એમ લાગતા પાછો અંદર સેરવે છે ]

ફુલચંદ ત્યારે ચાલ આપણે ઉપડીએ.

નરોત્તમ પણ તારી મા—

મા. (પડદા પાછળથી) ફુલચંદીઆ ! કોની સાથે વાતો કરે છે ? કોઇ આવ્યુ છે ?

ફુલચંદ કોઇ નથી મા ! એ તો હું મનમાં કવિતા ગોખુ છુ મારા માસ્તર સાહેબ મનમા વાચવાનું કહેતા'તા

મા. ફી . . ક જો તો ખરો, તારા બાપા આવે છે ?

ફુલચંદ (બહુ ઉત્સાહ ને આનંદથી) એ . . હો . . મા ! હુ જોવા જાઉં છું હો ! તમે કહ્યું એટલે હમણાં જોઇ આવું હો ! . . અમારા માસ્તર સાહેબ કહેતા'તા કે માતાપિતાની આજ્ઞા માનવી (નરોત્તમને ધીમેથી) એલા ચાલ ! એટલી વારમા તો બે ઓગટી કરી વળશું

[ચાલવા જતા જોડા ઘસડાય છે ને અવાજ થાય છે ]

મા. (પડદા પાછળથી જ ) અલ્યા ફુલચંદ ! જોડા પહેરીને ક્યા જાય છે ?

ફુલચંદ ના મા, હું તો ઉઘાડે પગે જાઉં છું. અમારા માસ્તર સાહેબ કહેતા'તા કે માતાપિતાની આજ્ઞા ઉઘાડે માથે ઉઠાવવી

મા પણ શાબાશ ! આ જોડાનો અવાજ સંભળાશે ને ?

ફુલચંદ એ નો મારા જોડા એક ઠેકાણે મુકયા અમારા માસ્તર સાહેબ કહેતા'તા કે બધુ વ્યવસ્થાપૂર્વક ગોઠવવું (નરોત્તમને ઠોસો લગાવી ધીમેથી) હવે ઉભો છે શું ? આગળ ચાલ ને

[ નરોત્તમ ને ફુલચંદ બન્ને જોડા કાઢી હાથમા લે છે ને ધીમે પગલે બહાર નીકળે છે ]

૨

[ સ્થળ રસ્તો ]

ફુલચંદ નરોત્તમ ! બોર ખાવાની તો બહુ જ મઝા પડી હો !

નરોત્તમ (કોટના અંદરના ખીસાનો કાગળ જરાક બહાર ખેંચતો) એમ ન બોલાય

ફુલચંદ ત્યારે કેમ બોલાય ?

નરોત્તમ જો આમ બોલાય બોરનો સ્વાદ કાંઇ ઓર જ આવી ગયો !

ફુલચંદ હા ! તુ તો જાણે મોટો કવિ !

નરોત્તમ (હસતો) તને કેમ ખબર પડી ફુલચંદ, કે હુ કવિતા કરૂ છુ ?

ફુલચંદ તે દિવસે તેં મને કવિતા સંભળાવી હતી, તે યાદ છે ?

નરોત્તમ કંઇ ? હા ઠીક ઠીક પેલી પણ તુ હવે મને કવિ કહીશ મા હો ! મને કોઇ કવિ કહે છે તો માઠુ લાગે છે !

ફુલચંદ ભાઇ ! એ આપણને ખબર નહિ પણ એમા માઠુ શાનુ ?

નરોત્તમ તને કાંઇ જ્ઞાન નથી એ વાંધો છે ના ? જો, પ્રેમાનંદને કોઇ કવિ કહેતુ તો તેમને માઠુ લાગતુ મને પણ કોઇ કવિ કહે છે તો માઠું લાગે છે !

ફુલચંદ (નરોત્તમના કોટના ખીસામાથી દેખાતો કાગળ બહાર ખેંચતા) આમા શુ છે ? હુ વાચુ ?

નરોત્તમ (તેની પાસેથી ઝુંટાવતા) જો ફુલચંદ, કોઇને કહેવાનુ નહિ હો ! એમા મારી કવિતા છે તને વાચતા નહિ આવડે, ને વાચીશ તો સમજીશ નહિ લાવ હું વાચી દઉં

[ કવિતા વાચવા માંડે છે ]

'કેવો દીપક, કેવી જ્યોતિ !
જાણે સ્ફુવગડામા રોતી !
જાણે સાગરતીરનું મોતી !
થાકયા જડી ન જ્યોતિ ગોતી.'

પણ આમા કાંઇ નથી. તુ સમજે એવું નથી જો આ સારૂ છે. સાંભળજે, હો આજ હું તને મારી કવિતા સંભળાવવા માટે જ સવારમા આવ્યો હતો જો સાંભળ, એક કવિ પોતાની પ્રિયાને કહે છે

'હવે તુ તો ન દેખાતી, હવે તુ તો ન છલકાતી,
રહ્યુ જોવુ, રહ્યું રોવું, અફળ આવું નથી સોહ્યું
ગઇ તુ તો ગઈ ત્યારે, હવે મળશું કહે ત્યારે ?
ગમે ત્યારે, ગમે ત્યારે, ન આજે તો જરૂર કાલે'

ફુલચંદ (હસે છે) એલા ! આવી તે કવિતા હોય ?

નરોત્તમ (જરાક ઢીલો પડે છે) તને બરાબર નથી સમજાતી કાં ? . પણ એમા તારો શો વાંક ? કેટલીક તો મારા બાપા કે આપણા માસ્તર સાહેબ પણ નથી સમજતા ને ?

ફુલચંદ કાલે નિશાળે જઇએ ત્યારે વાત આપણે દુર્ગાપ્રસાદને વંચાવશુ. પણ તેં લેસન તૈયાર કર્યા !

નરોત્તમ શેના લેસન ? એવુ ઑક્સિજન બૉક્સિજન આપણને કાંઇ સમજાતુ નથી. દાખલા પણ અઘરા છે. હું તો હવે કવિતાના રસમા જ તરબોળ થઇ ગયો છુ તેં કવિતા કરી નથી, એટલે તને એના રસની શી ખબર પડે ?

ફુલચંદ આપણે કવિતા કરવી હોય તો શું કરવું ?

નરોત્તમ (હસે છે) લે, કવિતા તે વળી 'કરાતી' હશે ? એ તો મારા મામા કવિતા કરતા, અને મારા કાકા કવિ છે, એટલે હુ કવિ થયો અમારી ત્રીજી પેઢીએ એક કવિ થઇ ગયા છે, એટલે હું કવિ થવાનો છુ એવી વાત મારા બાપા મારી બાને કરતા હતા

ફુલચંદ તે હવે તુ યંત્રો કેમ ચાલે છે, વિજળી શું છે, વિમાન કેમ થાય, એવુ એવું કાંઇ નહિ શીખે ?

નરોત્તમ (હસીને બેદરકારીથી) તને જ્ઞાન નથી એ જ વાંધો છે ના ? કવિને તો આ બધુ નહિ શીખવાનુ.

ફુલચંદ ત્યારે તમારે શું શીખવાનુ ?

નરોત્તમ (હસીને ગર્વથી) તું સમજતો નથી એ જ વાંધો છે ના ? જો, આકાશમા રાત્રે શુ ઉગે ?

ફુલચંદ: તારા.

નરોત્તમ: (હસે છે).

ફુલચંદ: ચંદ્રમા.

[નરોત્તમ ફસોફસો હસે છે. પછી હસવું બંધ કરી ગંભીર થઈને]

નરોત્તમ જો, હું તને કહું. તારા ન કહેવાય, પણ આકાશનાં ફુલ કહેવાય. ચંદ્રમા ન કહેવાય, પણ આકાશસરનું કમળ કહેવાય.

અત્યારે પેલા ઝાડ પર તડકો કેવો લાગે છે?

ફુલચંદ: સરસ લાગે છે હો.

નરોત્તમ: (ગર્વથી) 'ક મ ની ય' કહેવાય.

ફુલચંદ: જો, સામે મારા બાપા ઘર તરફ જતા લાગે છે.

નરોત્તમ: હા; ઠીક ત્યારે હવે હું જાઉં છું હો! તારે કવિતા વાંચવી છે? (કાગળિયા સામે ધરે છે.)

ફુલચંદ: પણ હું સંઘરું ક્યાં?

નરોત્તમ. કેમ વળી? તારા ખીસામાં. લે, જોઈતી હોય તો રાખી લે. નહિતર પછી હું બીજી લખીશ ત્યારે આપીશ. (કાગળ પોતાના ખીસામાં પાછા મુકે છે).

ફુલચંદ: તું બીજી ક્યારે લખીશ?

નરોત્તમ: તને તો કાંઈ જ ભાન નથી. કવિતા તે વળી લખવાની હોય?

ફુલચંદ. ભાઈ! આપણને તો તારી કવિતામાં કાંઈ સમજાતું નથી.

નરોત્તમ. તમારા કુળમાં કોઈ કવિ ન હોય તો ક્યાંથી કવિતા સમજી કે કરી શકે, કહો? એ તો હું કવિ જ થયો છું એટલે કવિતા થાય છે એક બીજું પુછું; બોલ, સ્ત્રીને માટે કેટલા શબ્દો છે?

ફુલચંદ. બે; સ્ત્રી ને બાયડી.

નરોત્તમ: (સગર્વ) વનિતા, ભામિની, કામિની, પ્રમદા, શ્યામા....

ફુલચંદ: ઓહો હો! તને તો બહુ આવડે છે!

નરોત્તમ. (અભિમાનથી) મારે પાછા કવિતામાં વાપરવાના, એટલે આવડે નહિ? પણ હવે હું જાઉં છું. (જતાંજતાં વળી અટકીને) તને ખબર છે, 'મારે' હોય તો કવિતામાં કેમ લખાય?

ફુલચંદ. (ડોકું ધુણાવે છે).

નરોત્તમ: મોટ. પણ તને જ્ઞાન નથી એ વાંધો છે ના? (જાય છે)

ફુલચંદ: ચાલો, કવિ તો ગયા. હવે આપણે શું કરીશું? બાપાજી ઘેર પહોંચી જાય તે પહેલાં ઘરમાં બેસીને લેસન કરતા જ નજરે ચડીએ. (જાય છે)

## ૩

[સ્થળ: પહેલા પ્રવેશવાળો ઘરનો ભાગ]

ફુલચંદ: (બેઠો બેઠો ચોપડીમાંથી ગોખે છે.)

સતનું ચિત ચિંતન રે કરવું,
સત વાયક નિશ્ચય કથવું

[એટલામાં તેના બાપા દેવચંદ પ્રવેશ કરે છે]

દેવચંદ: ઓહો, ભાઈ! આજ તો તું ખુબ વાંચવામાં પડયો છે!

ફુલચંદ: હા બાપા. અમારા માસ્તર સાહેબ કહેતા'તા કે સવારના પહોરમાં વાંચવાથી ખુબ યાદ રહે છે.

દેવચંદ ઠીક. તું હમણાં અહીં જ બેઠો છે નાં?

ફુલચંદ: હા બાપા. તમારે કાંઈ કામ છે? જવું હોય તો જાઓ; હું તો અહીં જ બેઠો છું.

દેવચંદ: તું માણેકચંદ શેઠને ઓળખે છે?

ફુલચંદ: માણેકચંદ શેઠ? પેલા છીંકણી સુંઘે છે તે ના? હા, એમને હું ઓળખું છું. માથે મોટી પાઘડી પહેરે છે એ ના? ખભે ખેસ નાંખે છે, છીંકણી સુંઘે છે, બહુ થુંકે છે, અને વારંવાર આંખો પટપટાવે છે. માણેકચંદ શેઠ એ જ કે બીજા?

દેવચંદ: બસ એ જ એ. હવે, એ હમણાં અહીં આવશે. એ આવીને તને પુછશે કે તારા બાપા ઘેર છે? તો શું કહીશ?

ફુલચંદ: કહીશ કે હા, બેસો, હમણાં આવે છે.

દેવચંદ. ના; એમ નહિ. એમને કહેવાનું કે ઘેર નથી; ગામ ગયા છે-વડોદરા ગયા છે. અઠવાડિયા પછી આવશે.

ફુલચંદ: પણ તમે તો ઘેર છો ને?



(ગોખે છે)

> સતનુ ચિત ચિંતન રે કરવુ,
> સત વાયક નિશ્ચય ઉચરવુ

દેવચંદ. આ કવિતા તને કોણ શીખવાડે છે ?

ફુલચંદ: અમારા માસ્તર સાહેબ કહેતા'તા કે સત્ય બોલવુ

દેવચંદ: હવે ડાહ્યો થા મા તું તારે બેધડક કહેજે કે કોઇ ઘેર નથી

ફુલચંદ: હું કહીશ કે કોઇ ઘેર નથી મારી મા ઘેર નથી, મારા બાપા ઘેર નથી, હુ યે ઘેર નથી

દેવચંદ ભલા ભગવાન ! આ છોકરો તો દોઢ ડાહ્યો લાગે છે. ભાઇ, ડાહ્યા દીકરા ! માણેકચંદ શેઠનુ આપણા ઉપર લેણુ છે, તે જો બાપાજીનુ કહેલુ માનીને તે પ્રમાણે નહિ કરો, તો ભુખે મરશો, ભુખે ભુખમા તો સમજો છે ના ?

ફુલચંદ હા બાપા, ભુખ તો મને બહુ જ લાગે છે હજી જમવાને વાર છે થોડાક બોર ખાઈ લઉં ?

[ ગજવામાથી બોર કાઢે છે ]

દેવચંદ જોજે, હવે માણેકચંદ શેઠ આવ્યા દેખાડું. (જાય છે)

ફુલચંદ (એકલો એકલો માથુ ધુણાવતો ગોખ્યે જાય છે )

> સત સૂરજ તેજ ઘણુ પ્રગટે,
> છળ દુષ્ટ મતિ ભય પામી હટે

(પછી અર્થ કરે છે) સત રૂપી સુરજનુ તેજ, તેજ રૂપી સુરજનુ સત—તેજ રૂપી સુરજનુ સત, તેજ રૂપી સુરજનુ સત—પ્રગટે છે. પ્રગટે છે, પ્રગટે છે, અને છળ ને મતિ, છળ ને મતિ, છળ ને મતિ, ભય પામીને દુષ્ટ થાય છે, દુષ્ટ થાય છે

હા . શ, અર્થ તો આવડી ગયા ચાલો, હવે શુ કરીશુ ? નરોત્તમ કાવેતા કરે છે તે લાવ હુ પણ કાઇક જોડું.

[કાગળ પેન્સિલ લઇ કવિતા કરે છે, પઢી જાય છે ]

> માણેકચદને કહેવું રે બાપા ઘેરે નથી
> ઘેરે નથી, ભાઇ ! ઘેરે નથી—માણેક૦
> સત બોલવુ ને સત આચરવુ
> સતને સગે રે'વુ કે બાપા ઘેરે નથી —માણેક૦

[ એટલામા માણેકચંદ શેઠ આવે છે ]

માણેકચંદ, છોકરા ! તારા બાપા ઘેર છે કે ?



હમણા મેં આવતા જોયા છે ને ?

ફુલચંદ: મારા બાપા ઘેર નથી. મારી મા પણ ઘેર નથી.

માણેકચંદ એમ ? ત્યારે હમણા કોણ આવ્યુ ? તારો કાકો ?

ફુલચંદ ના, એ તો મારા મામા હતા. મારા કાકા તો વડોદરા છે મારા બાપા પણ ત્યા ગયા છે.

માણેકચંદ ક્યારે આવશે ?

ફુલચંદ ( મનમા ધુનથી )

> સત બોલવુ ને સત આચરવું,
> સતને સગે રહેવું કે બાપા ઘેરે નથી

માણેકચંદ (ઉતાવળે) પાછા ક્યારે આવશે ?

ફુલચંદ: આઠ દિવસ પછી

[ માણેકચંદ જાય છે ]

દેવચંદ: (પડદા પાછળથી) ફુલચંદ ! બેટા—ફુલિયા ! ક્ષય ગયા કે છે ?

ફુલચંદ: ગયા બાપા, ગયા- પણ મને હવે ભુખ લાગી છે

દેવચંદ: રેઢિયાળ! પણ મને મારો હરામો!

ફુલચંદ: કીધે શુ થાય બાપા ? તમે તો મારા બાપા જ છો ના ? પણ હવે તો ભુખ બહુ જ લાગી છે

દેવચંદ: ચાલો ત્યારે જમવા.

ફુલચંદ: એ . આવ્યો (જાય છે)

૪

[નિશાળનો ઓરડો: પાટી, પાટિયું, ચાક, નકશો, પૃથ્વીનો ગોળો વગેરે સાહિત્ય માસ્તર ને છોકરા બેઠા છે.]



એક છોકરો: સાહેબ! નરોત્તમે કવિતા કરી છે.

માસ્તર: ચાલો, બેસી જાઓ કોણ કવિતા કરે છે?

નરોત્તમ: (ધીમેથી ઉભો થઇને) સાહેબ! હું.

એક છોકરો: સાહેબ! એના મામા કવિ છે.

બીજો છોકરો: સાહેબ! ત્રીસ પેઢીએ એના વડવા કવિ હતા

માસ્તર: હેં નરોત્તમ?

નરોત્તમ: હા સાહેબ, પુછો ફુલચંદને.

માસ્તર: ફુલચંદ!

ફુલચંદ: જી સા'બ, હા તમે કહ્યું કે સત્ય બોલવુ, એટલે સાચું બોલુ છુ. ત્રીસ પેઢી થયા નરોત્તમના બાપદાદા ને તેના દાદા બધા કવિ છે.

માસ્તર: પણ ત્યારે તુ ક્યા જીવતો'તો?

ફુલચંદ: પણ સાહેબ! એ તો તમે પ—?

માસ્તર: (આંખ કાઢી) ઠીક, નરોત્તમ, તુ કવિ છો?

નરોત્તમ: (ગર્વથી) જી હા હું હસ્તલિખિત માસિક પણ કાઢું છુ. એનું નામ 'પુષ્પધન્વા.'

માસ્તર: એમ? ત્યારે હવે તુ કવિતા જ કરીશ?

નરોત્તમ: જી હા કવિલોક બીજું શું કરે? અમે તો કવિ કહેવાઇએ. અમને બધી ખબર હોય. હું લેખ લખું છુ; કવિતા કરૂ છું.

માસ્તર: ભાઇ! હમણા તું એકચિત્તથી અભ્યાસ કરે તો પછી તને ફાયદો થાય.

નરોત્તમ: (સગર્વ) હું બીજું બધું ગોખીને શું કરૂં?

ફુલચંદ: સાહેબ! એ તો કહે છે કે ખરા કવિ કવિતા કરતાકરતા ગાડા થઇ જાય

માસ્તર: ત્યારે ક્યો તુ ગાડો થઇ જતો હોઇશ.

નરોત્તમ: થતો નથી, પણ ધીમેધીમે થઇશ. કાલે હું કવિતા કરતા, કેટલાં વાગ્યા છે તે ઘડિયાળમાં જોતા ભુલી ગયો હતો.

માસ્તર: ત્યારે અમે તને 'કવિ' કહેતા જઇએ.

નરોત્તમ: (શરમાતો હોય તેમ હસતો) સાહેબ! હું ક્યાં કવિરાજ છું? હું તો હજી સાધારણ કવિ છુ. પ્રેમાનંદને કોઇ કવિ કહેતું તો માઠું લાગતુ. મને પણ માઠું લાગે. પછી તમારી મરજી સા'બ!

માસ્તર: ભાઇ નરોત્તમ! જો, વિમાન કેમ બને છે?

નરોત્તમ: (વચ્ચેથી જ) સાહેબ! વિમાન નહિ પણ 'આકાશની પરી' એમ કહેવું જોઇએ.

માસ્તર: હા; પણ ભાઈ, એ પરીઓની રચના, વિજળીની વાતો, વનસ્પતિની વાતો, ખગોળભૂગોળની નવાઇ, આ બધું જાણવા માટે તું મહેનત કર તો? ભાઈ, હજી તને કવિ થવાને વાર છે!

નરોત્તમ: (અભિમાનપૂર્વક) સાહેબ! મારા બાપાએ કહ્યુ છે કે હું કવિ થઇશ.

માસ્તર: ત્યારે તારી મરજી. ભાઇ! પણ હજી થોડી રાહ જોઇ હોત?

નરોત્તમ: સાહેબ! રાહદારી વિષે કલાપીની એક કવિતા છે!

માસ્તર. (હસતા) એમ?

નરોત્તમ: સાહેબ, 'એમ'ની સાથે 'કેમ' કરીએ તો પ્રાસ મેળવ્યો કહેવાય

માસ્તર. વાહ!

નરોત્તમ: સાહેબ! વાહ પછી 'આહ' આવે તો પ્રાસ મળે!

માસ્તર: ધન્ય.

નરોત્તમ: ધન્ય સાથે એક જ શબ્દ મળશે: 'અનન્ય'

માસ્તર: હવે એવી જા, ભાઇ, બેસી જા તુ હજી અભ્યાસ વધારજે, હો

નરોત્તમ: (બેસતાં બેસતાં) સાહેબ! મેં અભ્યાસના કંટાળા વિષે કવિતા લખી છે.

માસ્તર: ચાલો, બસ કરો, બસ કરો. ફુલચંદ, તુ સત્ય વિષે કવિતા કરી લાવ્યો છે?

ફુલચંદ: જી હા.

માસ્તર. બોલ ત્યારે.

[ફુલચંદ બોલવા માટે ઉભો થાય છે]

ફુલચંદ: (બોલતાબોલતા વચ્ચે અટકીને) સાહેબ!

આ કવિતા અમારે હમેશાં ગોખવાની ?

માસ્તર: હા, કેમ છે ? ગોખવું નહિ ગમતુ હોય !

ફૂલચંદ: સાહેબ, આ કવિતા ગોખવામાં તો બહુ મજા પડે છે. એકદમ યાદ રહી જાય છે.

માસ્તર: યાદ તો રહી જાય છે, પણ તે પ્રમાણે સાચુ બોલો છો ખરા ?

ફૂલચંદ: જી હા ! આપણા રસ્તામાં કોઇ માણસ ચાલ્યુ જતુ હોય, ને પાછળ ગાય દોડતી આવે તો તરત જ હું બુમ પાડીને પેલા માણસને ખબર આપી દઉં છુ. સાહેબ, હું પરોપકાર ને સત્ય બેમાં જ માનુ છુ.

માસ્તર: તું સારો છોકરો છે.

ફૂલચંદ: સાહેબ ! હું પણ કવિતા કરૂં છુ. મેં સત્ય પર કવિતા કરી છે.

માસ્તર: અરે ભાઇ ! તમે બધા બેસી જાઓ. આટલા બધા કવિ લેખકોને નાખશુ ક્યાં ?

## ઈનામી હરિફાઈનું પરિણામ

### 'અણીની પળ'

એ વિષય ઉપર જાત-અનુભવની હકીકતો વાચનારાઓ પાસે માગીને અમે ગયા જેઠ માસના (૪૨મા) અંકમા એક ઇનામી હરીફાઇ મુકી હતી. જવાબમા ઠીક સંખ્યામાં લેખો આવ્યા હતા. તેનો નિર્ણય આ નીચે જાહેર કરતા અમને આનંદ થાય છે, અને 'અણીની પળ'માંથી છૂટેલા એ ભાઇઓનુ દીર્ઘાયુ ઈચ્છીએ છીએ.

સાથેસાથે એક દિલગીરીભરી હકીકત પણ અમારે જણાવવી જોઈએ, કે બહુ જ થોડા માણસોમા અણીની પળે કેમ વર્તવુ અથવા શું કરવુ તેની તૈયારી કે માહીતી મળેલી દેખાય છે. આવેલા લખાણોમાં પાણીમા ડુબવાની હકીકતો વધારે છે. દુર્ભાગ્યે આપણા દેશમા તરવાની રમત તથા હરીફાઈઓને બહુ જ થોડો અવકાશ છે, પણ બીજાઓની હકીકત સાંભળી દરેક જણ કુવા, તળાવ કે નદી પર ચોમાસામા તરવાનુ શીખી જાય. આગના અને જખમના અકસ્માતો માટે પણ બીજાઓના દાખલાથી અગમચેતી મેળવી શકાય. છતા ય આફત આવી પડે ત્યારે પુરા શૌર્યથી તેનો સામનો કરવાની ધીરજ અને હીમત કેળવવા કદિ પાછા પડવુ નહિ.

ઈનામો મેળવનાર ભાઇઓની હકીકત 'કુમાર'મા અનુકુળતાએ પ્રગટ થશે. ઉપરાંત, બનશે તો બીજા ભાઇઓના અનુભવના સાર પણ આપીશું. તે પરથી ઘણાને એવી હકીકત મળતી મોકલવાનુ સુઝશે એમ અમે માનીએ છીએ.

**પરિણામ:** પહેલુ ઈનામ રૂ. ૩નુ રા. 'અનિશ્ચિત'–કુમરેઠ; બીજું ઇનામ રૂ. ૨નુ, રા. વીરપાળ ચત્રભુજ દેઢીઆ–મુબાઇ, ત્રીજું ઇનામ રૂ. ૧નું, પાસવીર રૂપશી મોતા–મુંબાઇ. ઈનામ એક રૂ. ૧નું, 'અમી'–મુઝફરપુર.

## નવી ઈનામી હરીફાઈ

(૧) નવ નિધિ કયા? (૨) અષ્ટ મહા સિદ્ધિ કઇ? (૩) 'બારે વહાણ ડુબ્યાં' વાળી કહેવતમાના બાર વહાણ કયા? (૪) રસ કેટલા અને કયા કયા? (૫) સપ્તર્ષિના તારાના ઝુમખામાં કયા ઋષિઓ ગણાય છે? તેમના નામ તથા તેમણે જીવનમા શું કર્યું હતું તે જણાવો. (૬) સૌથી પહેલી લિપિ કયા દેશમા થઈ મનાય છે, અને કયા જમાનામા? (૭) અક્ષરોનુ મુળ શેમાથી? (૮) અક્ષરમાળા કયા દેશમા પહેલી થઈ? (૯) ચીનાઇ, અરબ્બી, સંસ્કૃત અને યૂરોપની ભાષાઓમા ફેર શાથી પડયા? (૧૦) પૃથ્વી પર પહેલવહેલી માનવજાતિ કયા ભાગમા ઉછરી? (૧૧) તે કેમ વિસ્તરી અને માણસોના નમુના જુદા કેમ પડયા? (૧૨) મનુષ્યમા માંસ ખાનારી અત્યારે કઇ કઇ પ્રજાઓ છે? (૧૩) મનુષ્યને ભૂમિદાહ દેવાનો–કબર કરવાનો રિવાજ કેટલા ધર્મોમા છે અને કેટલા દેશોમા હાલ ચાલુ છે? (૧૪) મનુષ્ય ઉપર કોઇએક વધુ બળવાન સત્તા છે એ શી રીતે સમજે છે? (૧૫) મનુષ્યે ઇશ્વર વિષે પહેલવહેલો વિચાર ક્યારે બહાર પાડયો? (૧૬) મનુષ્યનો ફરી અવતાર થાય છે એવું કેટલા દેશો માને છે? (૧૭) માણસની શક્તિઓ શરીરમાં જ હોય છે કે બહારથી આવે છે? (૧૮) નિદ્રા એ શું છે? તે શાથી આવે છે? તેથી માણસને શો લાભ મળે છે? તે વખતે માણસના મન તથા શરીરનો સબંધ કેવો હોય છે? શરીર તથા મન બને સુઇ જાય તો શરીરની સભાળ શાથી લેવાય છે? (૧૯) માણસ બાળકમાથી વધતો જઈ મોટું શરીર પામે છે તેમ એનુ એ શરીર વધે છે કે બદલાય છે? (૨૦) માણસ મરી જાય છે તેની સાથે જ શરીરની બધી ક્રિયાઓ બંધ થાય છે. તો એ ક્રિયાઓ ચાલુ રાખનારા તત્વનુ શું થાય છે? (૨૧) શરીર છોડયા પછી જીવનનો અનુભવ રહેતો હશે? કેવી રીતે?

તમારી બુદ્ધિ ચકાસવા માટે ઉપરના એકવીસ પ્રશ્નો આપ્યા છે. તે ઉપર વિચાર કરી જવાબો ફૂતારાની સુદીમાં તંત્રીને સરનામે લખી મોકલો. સપૂર્ણ સરસ જવાબ આપનારને રૂ. ૧૦)નુ એક ઇનામ, તે સિવાય બીજા ઉતરતા ત્રણ ઈનામો. એ ઉપરાત ઉપરનામાથી ગમે તે પાંચ સવાલોના સારા સંતોષકારક જવાબો આપનારને પાંચ નાના ઈનામો અપાશે. ઈનામો આવતે વર્ષે પણ જે 'કુમાર'ના ગ્રાહક તરીકે ચાલુ હશે તેને જ મળશે, માટે જવાબ સાથે નામઠામ તથા ગ્રાહક નબર અવશ્ય જણાવવા.



# જે. કૃષ્ણમૂર્તિ

## ભારતનો 'અવતારી' મનાતો કુમાર

### જે હોવાની એ પોતે ના પાડે છે

અમેરિકાના 'ઈવનિંગ વર્લ્ડ' પત્રના પ્રતિનિધિએ પારીસમાં કૃષ્ણમૂર્તિની લીધેલી મુલાકાત દરમ્યાન એમના 'અવતાર' કહેવડાવવા સંબંધેના બાબે બોલ વિષે પ્રશ્ન કરતા એમણે ખડખડાટ હસીને જણાવ્યુ કે 'મારે કહેવું જોઇએ કે એ જરા બોલે તો છે, પણ હુ આ દુનિયાને તારવા નીકળ્યો છુ ને એવુ બધુ તો અર્થવગરનું છે એમ તમે માનો તો કંઇ ખોટુ નથી. હુ તો એક સામાન્ય માણસ છુ જગતને મારો 'સંદેશો' શો છે એ તમારે જાણવુ છે? એમા નવુ કંઇ જ નથી કડક શારીરિક પવિત્રતા, નિરામિષાહાર અને આધ્યાત્મિક વિકાસ તથા શાંતિ માટે આધુનિક જીવનની જંજાળોમાથી વારવાર થોડો સમય દૂર એકાંતમા જઇને શાંત વિચારણા અને નિદિધ્યાસનની જરૂર. એ ઉપરાંત હુ દાન, પ્રેમ, ક્ષમા અને સર્વ ધર્મના સત્યને પણ ઓળખુ છુ મારે વિષે લોકોમા આવા ખોટા ભુલભરેલા વિચાર ક્યાથી આવ્યા એ હુ નથી જાણતો હું તો આ જાહેરાતથી કહુ છુ બાકી કોઇના ઇશારાઓનો ઉંધો અર્થ લેવો એ તો સહેલું છે' (લિટરરી ડાઇજેસ્ટ)

થીઓસોફી અને થીઓસોફિકલ સોસાયટી, આ શબ્દો જગત ઉપર હમણા સૌનું ધ્યાન ખેંચી રહેલા છે, અને આ જ સોસાયટી દ્વારા આપણને આ અવતારી મનાતા કુમારનુ ઓળખાણ થયું છે. આ સોસાયટી ઇ. સ. ૧૮૭૫મા અમેરિકાના ન્યૂ યૉર્ક શહેરમા રશિયન બાનુ મૅડમ બ્લૅવેટસ્કી તથા કર્નલ ઑલકૉટે સ્થાપ્યુ. કહેવાય છે કે હિમાલયવાસી બે જીવનમુક્ત પુરુષો તરફથી આ મંડળ સ્થાપવાની તેમને પ્રેરણા થઇ હતી. 'સત્ય એ જ પરમ ધર્મ છે' એવો એ મંડળનો મુદ્રાલેખ છે.

આ સંસ્થાના સ્થાપનારાઓના મૃત્યુબાદ ડૉ. ઍની બેસન્ટ સંસ્થાના નાયકનો દરજ્જો ભોગવતા આવ્યા છે અને તેમા અડગ રીતે તેમની બાજુએ ઉભા રહીને બિશપ લેડબીટર, બિશપ એરન્ડેલ અને શ્રી જીનરાજદાસ મદદ આપી સંસ્થાની પ્રગતિ કર્યે જાય છે.

મદ્રાસ ઇલાકાના મદનાપલે નામના ગામમા ૧૮૯૫ના મે માસની ૨૫મી તારીખે જન્મેલા કૃષ્ણમૂર્તિ અને તેમના નાનાભાઇ શ્રી નિત્યાનંદ એ બંને બાળકો ડૉ. બેસન્ટ તથા બિશપ લેડબીટરના સંબંધમા આગળ ૧૯૦૮માં આવ્યા. કહેવાય છે કે યોગે કરીને આ કુમારોનું પૂર્વ જન્મનું જ્ઞાન તેમને જણાયુ અને એમણે તરત આ ભાઇઓને પોતાના આશ્રય નીચે લઇને તેમની કેળવણીનું કામ હાથમા લીધુ. ત્યાર બાદ ડૉ. બેસન્ટને આ કુમારોના પિતા સાથે થોડો કંકાસ થયો, પરંતુ એ પ્રકરણ થોડા વખત પછી પતી ગયુ અને આ કુમારોને એ અદ્ભુત બાઇએ પોતાના મહાન ગુરુઓની આજ્ઞાનુસાર અથાગ પ્રયત્ન કરી કેળવણી આપી તથા અત્યારના ઉચ્ચકોટિએ પહોચેલા કૃષ્ણમૂર્તિરૂપે જગત સમક્ષ તૈયાર કરીને મુક્યા.

આ બે ભાઇઓની જોડી અત્યારે તો ખંડિત થઇ ગઇ છે. પોતાના મોટા ભાઇનુ તેજ ઝીલતો કર્તવ્યનિષ્ઠ ભાઇ નિત્યાનંદ ઈ. સ. ૧૯૨૫ મા વિદેહ થયા.

થીઓસોફિસ્ટ માન્યતાવાળાઓ શ્રી કૃષ્ણમૂર્તિને પૂજ્ય સંબોધનાર્થે 'કૃષ્ણજી' કહે છે. કૃષ્ણજીની સાધના સંબંધ માટે ડૉ. બેસન્ટે એક સ્થળે નીચે મુજબ જણાવ્યુ છે. 'કૃષ્ણજીને મેં ૧૯૦૯મા જોયા. દેવોથી રક્ષાએલ એક તેજચક્રમા ઉભેલા; સાક્ષાત બુદ્ધદેવ તેમની પાછળ ઉભા હતા. આ વખતે એક ગેબી અવાજ સંભળાયો 'પ્રભુનો સંદેશવાહક આ કુમાર થશે તેનું રક્ષણ કરી પાત્ર બનાવવાનું માથે લેનાર તમારામાનુ કોણ છે તૈયાર!' મેં અને બંધુ લેડબીટરે આ કાર્ય 'હા' કહી હાથ ધર્યું.



જે કૃષ્ણમૂર્તિ (હિંદી પોશાકમાં)

કૃષ્ણજીને તેમના પિતા પામેલી લઇને મારી પાસે રાખતા મને બહુ વિટંબણાઓ પડી મદ્રાસની હાઇકોર્ટમાં હુ હારી ગઈ, પણ પ્રીવી કાઉન્સિલમા વિજયી થઇ, અને તે પછીના વર્ષો જતા કાંઈ વાર નથી લાગી. અત્યારે કૃષ્ણજી તેમના મહાન કાર્યના ઉંબર ઉપર તમારી સામે ઉભા છે. જગતગુરુનુ કામ તે કાઇ તેમના એકલાનુ નથી આપણે સૌએ તેમા હાથ આપવાનો છે'

કૃષ્ણમૂર્તિની કેળવણી માટે તો, મોટે ભાગે તે તેમણે પોતાના જ પ્રયત્નથી પ્રાપ્ત કરી કહી શકાય. તેમણે લગભગ ૧૦થી ૧૨ વર્ષ યુરોપમા જ ગાળ્યા છે અને ત્યા કોઇ શાળા અથવા વિદ્યાલયમા ગયા નથી તેમનુ અંગ્રેજી તથા ફ્રેંચ ભાષાનુ જ્ઞાન સંપૂર્ણ જેવુ કહી શકાય આ બન્ને ભાષાના જાણીતા લેખકોનો તેમણે પુરેપુરો અભ્યાસ કર્યો છે સંસ્કૃત ભાષા દ્વારાના અગત્યના લગભગ બધા ગ્રંથોનુ જ્ઞાન પણ તેમણે સંપાદન કરી લીધુ છે બાકી તો મનુષ્યમાત્ર મરણપર્યંત વિદ્યાર્થી જ રહે છે, અને એ રીતે કૃષ્ણજીનો અભ્યાસ પણ હજુ ચાલુ જ છે

ઇ સ ૧૯૦૮મા દક્ષિણ હિંદમાથી જાહેર પ્રજાની નજરે પડેલા નાનકડા કૃષ્ણમૂર્તિ એ તેમનુ પહેલુ ઓળખ. બીજુ ચિત્ર ૧૯૧૩-૧૪નુ લંડન અભ્યાસ શરૂ કરવા ગએલા તે. આ ચિત્રમા એ શરમાળ અને ઓઝાએલા પરંતુ સર્વની સાથે ઓળખાણ કરી લેવા મથતા દેખાય છે ત્રીજું ચિત્ર તે છેલ્લુ ૧૯૨૬-૨૭નું આ ચિત્રમા આપણે તેમને બહુ ઉચ્ચ સંસ્કારે પહોંચેલા જોઇએ છીએ

૨

કૃષ્ણજીને અવતારી પુરુષ તરીકે વિસરી જઇને એક વ્યક્તિ તરીકે તપાસીએ તેમનુ સ્વરૂપ મોહક, સૌમ્ય અને સાધુતાવાળું જણાય છે તેમની કાયા એકવડી છતા સુડોળ છે. ચહેરાની આકૃતિ સમતોલ અને સંપૂર્ણ છે આપણામા ઘણા યે સર્વાંગસુન્દર હોય છે, પણ કૃષ્ણજીમા જે મોહકતા છે તે બધે નથી હોતી તેમની મોટી લાણી આંખોમાથી નરી નમ્રતા ઝરે છે. વિનયમા તો તેમને કોઇ પહોચે નહિ. દરેક સ્થિતિના માણસને મળવા તે સદા તૈયાર હોય છે ધૈર્ય ખોઇ દાઘેલી અશાંત સ્થિતિમા તેમને કોઇએ જોયા નથી ભિન્નભિન્ન દેશોમા ફરતા, ત્યાના રિવાજોને અનુકુળ થઇ જવામા પોતે માને છે ટુંકો કે લાંબો ગમે તેવો પત્ર લખવામાં તે પૂરો અર્થસૂચક તથા ચોકખા અક્ષરે લખાય તે માટે એ બહુ ચીવટ રાખે છે એ કહે છે જે કાઇ કરવું તે સંપૂર્ણપણે કરવુ. જો જીવનની નાનીનાની વસ્તુઓ જ આપણી કસોટીના સાધનો છે તો તે વસ્તુઓને સંપૂર્ણપણે શા માટે ન કરવી એમ તેઓ હમેશા કહે છે

રમતગમતનો તેમને શોખ છે ટેનિસ, ગૉલ્ફ અને ઘોડેસવારી સારા જાણે છે મૉટર વિષેનુ પણ તેમને સારૂ જ્ઞાન છે.

ચિત્રકાર, સ્થપતિ, વૈજ્ઞાનિ, વ્યાપારી કે એવી કોઇ પણ વ્યક્તિને તેના ક્ષેત્રને લગતી વાત કરવામા કૃષ્ણમૂર્તિ એકસરખો આનંદ આપી શકે છે. તેમની અવલોકન તથા પૃથક્કરણ કરવાની શક્તિ ઘણી જ સરસ છે એમ નિકટ વસનારાઓ કહે છે

વિનોદનો ગુણ તો તેમનામા સારા પ્રમાણમા છે આ રસ પોતે સારી રીતે આપી તથા લઇ જાણે છે. એમને વિષે અંગત અનુભવે લખનાર અમેરિકાના જાણીતા કળાકાર મિ મૉન્ટગૉમરી ફ્લૅગ, જે પોતે થીઓસોફિસ્ટ નથી. તેમણે એમને સારો ન્યાય આપ્યો

છે. મિ કૅલૅગના જ શબ્દો આ રહ્યા 'આ બ્રાહ્મણ કુમાર આ નવા યુગના મહાન કાર્ય માટે સંસ્કાર પામી રહેલો છે તે હું જાણુ છું. આપણને તો કરણ થઈ પડે તેવું દારૂ, તમાકુ અને માંસભક્ષણ વગરનું ઘણું જ નિર્મળ એવું તેનું જીવન છે . . તેનો સદ્ગત નાનો ભાઈ જેને કૃષ્ણજી કહી સંબોધતો એ આ કૃષ્ણજી નાજુક બાંધાનો અને સરળહૃદયી જણાય છે. રંગે ભીનો, મોટું માથુ, સુન્દર કાળા કેશ, નમ્ર મોટી આંખો, અણિયાળુ સીધુ નાક અને ભાવવાહી મુખવાળો છે. બહુ જ ઉચિત એવા સંપૂર્ણ યુરોપિયન ઢબના કપડાં તે પહેરે છે. વળી તે વિનોદી છે. ધાર્મિક પવિત્રતાની સાથે કપડાં પહેરવાનો શોખ અને હાસ્યરસિકતાનું મિશ્રણ હોઈ શકે જ નહિ એવો ઉંધો ખ્યાલ ઘણાયને હોય છે, પણ હું તે ભુલભરેલુ માનું છું. મારા કલામંદિરના ખંડમા મેં આ બંને ભાઈઓને એકલા જે વાતો કરતા સાંભળ્યા તે પરથી, તેમને જો હું ઓળખતો ન હોત તો તે વખતે અવશ્ય એમ જ માનત કે કોઈ ઉચ્ચ સરકારી બે અંગ્રેજ કુમારમિત્રો વાર્તાલાપ કરે છે પેન્સિલથી હું તેમનું ચિત્ર દોરતો હતો ત્યારે સ્કેચને માટે જ તે મારી સામે બેઠેલા છે એવુ જરા પણ મને ભાન થવા ન દેતા સ્વસ્થતાપૂર્વક, નિર્વિકારપણે તે બેસી રહેલા.

આવા આ કુમારે બાર વર્ષની કુમળી વયે 'ઍટ ધ ફીટ ઑફ ધ માસ્ટર' (ગુરુચરણે) એ નામનું એક મનનીય પુસ્તક લખ્યુ છે . મેં ચિત્ર પુરૂ કરી તેમને આપ્યુ ત્યારે અતિ આનંદથી હસીને પોતાના ભાઈને એ કહે, 'કેમ, તને આ મારી આબેહુબ નકલ લાગે છે કે? એમ જ હોય તો તો હું બહુ રૂપાળો લેખાઉં!' આવો મધુર કુમાર આપણું દિલ કેમ ન જીતી લે? પણ તેની આ આકર્ષક મોહકતા ઉપરાત બીજું એક અવર્ણનીય તત્ત્વ તેનામા મેં જોયુ હું પુરૂ ચોક્કસ કહી નથી શકતો, પણ એનું ઓજસ્ (Aura) મને દેખાયુ હોય એમ જાણે લાગ્યુ. એટલુ તો નક્કી કે અગાઉ કદિ નહિ અનુભવેલો એવો, સૂર્યના સુવર્ણ પ્રકાશમય આનંદ તેના સાન્નિધ્યમાં મેં અનુભવ્યો સૌજન્ય અને ખાનદાની તો કૃષ્ણમૂર્તિમા જાણે પ્રકાશી રહેલા છે.'



જે કૃષ્ણમૂર્તિ (અમેરિકામા)

તેમનું મિત્રમંડળ મોટુ છે અને સર્વના પોતે હદ બહારના માનીતા છે મિત્રોના આનંદ અને શોકમાં તેઓ સરખો ભાગ લે છે ઘણા યે મિત્રોના દુઃખ તો એવા હોય છે કે જેવા તેમને માટે કલ્પનામાં આવવા પણ અશક્ય હોય, છતા એ દુઃખનો વિચાર કરી, બધા પોતાના માની લઈ, એ મિત્રોનો જીવન-માર્ગ તપાસી, મિત્રને પસંદ પડે તેવી જીવનનો માર્ગ કાઢી આપી શકે છે બાળકો તરફ તેમની મીઠી નજર છે અને પ્રભુના એ ફિરિશ્તાઓ સાથે મળી જતા તેમને આનંદ છે. વનસ્પતિને જીવંત માની તેના પ્રત્યે બહુ માનભરી રીતે વર્તે છે. મુગા જીવોનું કષ્ટ જોઈ ગળગળા થઈ જતા તેમને મિત્રોએ જોયા છે

કુદરતના તો એ ભક્ત છે. અમેરિકાના છાપાના એક પ્રતિનિધિએ પુછેલા સવાલોમાના એકનો તેમનો જવાબ એવો હતો કે પ્રસંગ મળતાં એકાન્ત જગ્યાએ દોડી જઈ કુદરતનું નિરીક્ષણ કરી પ્રભુની ઝાંખી કરી લેવામા હુ માનું છુ. સૂર્યોદય, સૂર્યાસ્ત અને રાત્રિએ મહાન છાયાઓ પાથરતી પર્વતમાળાઓનાં દૃશ્યોનાં વર્ણન કરતાં તેમનો આનંદ માતો નથી

૩

• રશિયામા ચાલતી બોલ્શેવિઝમની ચળવળ



જંગલમાં ભરાએલી થીઓસોફિસ્ટ સભા: કૃષ્ણમૂર્તિ ઝાડને અઢેલી ઉભા છે

ત્યાંના કુમારોની જ મદદ વડે પગભર થઇ; ચીન પોતાની સ્વતંત્રતા માટે પ્રયત્ન કરી રહેલું છે તે પણ ત્યાંના કુમારોના જ જોરે, અમેરિકા આબાદ થઇ ગયું છે પણ તે વધુ આબાદ બને તે માટે તે પોતાના કુમારોના સંસ્કાર પાછળ કરોડો રૂપિયા ખર્ચે છે. સંસ્કારી એવો દરેક દેશ પોતાના કુમારોની ઝળહળતી કીર્તિ જોવા ગાંડોઘેલો થઈ જાય છે જગતને અત્યારે અસંખ્ય ઉત્તમ કુમારોની જરૂર છે તે વખતે, આપણે વિશુદ્ધ ચારિત્ર્ય ધરી સામે જણાતા જીવનપથ માટે તૈયાર બનવું જોઇએ જગત ઉપર અભેદ્ય થઇ પડેલો અશાંતિનો દુર્ગ શસ્ત્રોથી નહિ પણ વિશુદ્ધ ચારિત્ર્યો અને પ્રેમના બળથી જ તુટશે 'અવતારી' મનાતા આ યુવાન કૃષ્ણજી પણ જગતને એ પ્રેમ અને વિશ્વબંધુત્વનો જ સંદેશ આપે છે એ કહે છે કે જે વ્યક્તિને આ જગતમાં જીવી જાણવું છે તેણે જુની પ્રણાલિકાઓથી અળગા થઇ પોતાના યુગને લાયક બની કાંઇપણ નવું કરી બતાવવું જોઇએ અનેક શક્તિઓથી સમૃદ્ધ ને પર્વતની જેમ અજેય તે જ વીર ઉભો છે, જેણે પોતાની જાતને ઓળખી છે, જેણે પોતાનું જીવનધ્યેય પોતાને જ હાથે ઘડ્યું છે ને જે પોતાના એ ધ્યેયને અડગ રીતે અનુસરે છે.

કૃષ્ણજીએ પોતાના જીવનસૂત્રો પોતાની મેળે જ શોધી લીધા છે. એમના પુસ્તકોમાં પેલી ગભીર જણાતી જનમ-મરણની થીઓસોફિસ્ટોની વાતો જેવું કશું નથી બધી વાતો લગભગ ચારિત્ર્ય વિષેની, સચોટ, મુદ્દાસરની તથા તરત સમજાય તેવી છે આ વર્ષે પ્રસિદ્ધ થએલું તેમનું Kingdom of Happiness (સુખનું સામ્રાજ્ય) નામનું પુસ્તક મહાન વિચારો અને ભાષામાં તેમના અભ્યાસનું ઉંડાણ બતાવે છે.

જીવનનું ખરૂં સુખ એ આધ્યાત્મિક જીવન ગાળવામાં,—સત્કાર્યો કરવાં, નિઃસ્વાર્થી બનવું, માયાળુ થવું ને સત્યને ઓળખી શાશ્વત સુખ મેળવવામાં માને છે આપણને સ્થૂળ વસ્તુઓમાં આનંદ લેતા જોઇ એ ધિક્કારતા નથી; પણ એ વસ્તુઓ અગત્યની તો નથી જ એમ કહે છે.

હજારો ગાઉ દૂરથી અનેક ભાવિક થીઓસોફિસ્ટો ઉત્સાહભર્યા એમને મળવા આવે છે,—એવી આશાથી કે એ દૈવી પુરુષના સ્પર્શમાત્રથી જ તેમને કાંઇક દૈવી વસ્તુ મળી જશે! પણ આવા આસ્તિકોની એ ભુલ પહેલેથી જ કૃષ્ણજી દૂર કરી દે છે 'હું તમારા જેવો જ મનુષ્ય દેહધારી છું, અને જેમ મેં મારો માર્ગ મારી જાતે ઘડી કાઢ્યો છે તેમ તમે પણ કરી શકો.'

૪

જગતગુરુના આગમન વિષેની આગાહીઓ લગભગ દરેક ધર્મશાસ્ત્રમાં નજરે પડે છે, અને અત્યારનો સમય એટલો બધો અંધાધુધીભર્યો થઇ પડ્યો છે કે તેમાંથી માર્ગ બતાવનાર કોઈપણ મહાન શક્તિને કુદરતે જ સરજાવવી જોઇએ. એ મહાન શક્તિ તે જગતગુરુ!

એવો કોઈ મહાપુરુષ જગત ઉપર જલદીથી પધારશે એવી પ્રથમ આગાહી ડૉ. બેસન્ટે ૧૯૦૯માં કરી હતી, અને ત્યાર પછીથી અત્યાર સુધીમાં એ આગાહીને પોતે અવારનવાર વધુ ભાર દઇને જણાવતા આવ્યા છે આ આગાહી એવી રીતની છે, કે જગતના કલ્યાણ માટે જગતગુરુ જ્યારે કામ કરવાને પધારશે ત્યારે તેઓ કૃષ્ણમૂર્તિના શરીરમાં વાસ કરીને પોતાનું કાર્ય કરશે

આ આગાહી જો ખરા સ્વરૂપમાં ફળ પામે તો પછી તે વખતે જગતગુરુને ઓળખવા મદદ રૂપ થઈ શકાય તે દૃષ્ટિથી, ૧૯૧૧ જાન્યુઆરીમાં કૃષ્ણજીના

પ્રમુખપદ નીચે એક તારકસંઘ (Order of the Star in the East) નામનું મંડળ સ્થપાયું છે. આ સંઘના સભ્યોને તેમના મુરબ્બીઓ તરફથી અવારનવાર ભાર દઇને કહેવામા આવે છે કે જગતગુરુના સેવક રૂપે તમે તૈયાર થઈ રહેલા છો તો પછી તમારા જીવનની નાનામા નાની વસ્તુથી માંડીને મોટી વસ્તુ સુધીમા પવિત્ર, સ્વચ્છ, નિયમિત અને વ્યવસ્થાશાળી બનો આપણા જીવનના નિત્યક્રમમા જે કાંઇ કરીએ છીએ તે પ્રભુને ગમશે કે નહિ એ વિચાર નિરંતર ધ્યાન આગળ રાખી કામ કર્યા કરજો

ઘડીભર માનવું કે ન માનવુ એવી મુઝવણમા મુકનાર જગતગુરુના 'અવતાર'ની આ વાતે હવે ચોક્કસ રૂપ લીધુ મનાય છે યુરોપના હૉલૅન્ડ દેશમા ઓમેન નામના નાનકડા ગામની પાસે એક ઉમરાવની સુંદર પ્રાચીન જાગીર આવેલી છે. ત્યા ચાલુ વર્ષના ગયા ઑગસ્ટ માસમા થીઓસોફિસ્ટોના 'ઑર્ડર ઑફ ધ સ્ટાર' મંડળના સભ્યો દેશવિદેશથી તેમના આ માનીતા અવતારી કુમારના વચનો સાંભળવા ભેગા થયા હતા. સમગ્ર જગત જ્યારે પૂર જોશમા જીવનકલહમાં આગળ ધપ્યે જતુ હતુ ત્યારે અહીં આવી વસેલા એ જીવો શાંતિથી, ત્યાગવૃત્તિથી, સગા ભાઇઓ પેઠે રહી આઠ દિવસનુ શાંતિમય જીવન જીવ્યા અને તેમને કૃષ્ણમૂર્તિમાં દૈવી અંશ પ્રતીત થયા, આવુ ત્યાંના સમેલનનો પ્રસિદ્ધ થએલો હેવાલ કહે છે.

જગતમા પાપનો ભાર બહુ થાય છે ત્યારે એકાદ અવતાર પૃથ્વી ઉપર થાય છે તેવુ ગીતાનુ વચન છે. સર આર્થર કૉનન ડૉઇલ, ઑલિવર લૉજ અને બીજા આધ્યાત્મવિદ્યાના યુરોપીય સંશોધકો પણ કોઇ અવતાર થોડા સમયમાં થાય તેવી ધારણા રાખે છે. ત્યારે શું આ અવતાર તે આ હિંદી યુવક કૃષ્ણમૂર્તિ દ્વારા જ થયો છે—કે થશે?



કૃષ્ણજી : અમેરિકન કલાકાર મિ. જે. મૉન્ટગૉમરી ફ્લૅગે દોરેલો સ્કેચ

કૃષ્ણમૂર્તિએ કોઇ દૈવી ચમત્કાર કર્યાનુ કોઇની જાણમા નથી, અને કરી બતાવે તેવું તેમનુ વર્તન પણ નથી લાગતું. ચમત્કારો કરતાં ખરા પુરુષાર્થમા તેઓ વધુ માનતા જણાય છે. વળી આપણા મન ઉપર ધર્મગુરુની જે જુની છાપ પડેલી હોય છે તે મુજબ, ચોક્કસ સ્થળે બેસી રહી, ગંભીર ચહેરો રાખી આશીર્વાદ આપતા ઉંચાનીચા થતા હાથવાળા ધર્મગુરુનો વિચાર પણ આ કૃષ્ણમૂર્તિને નજરે જોતા જ ઉડી જાય છે, અને મીઠું હસતો, આપણો જાણે જુના કાળનો કોઇ મિત્ર હોય તેમ એ સામે ઉભા રહે છે.

વર્તમાનયુગના સંસ્કાર પામેલો આ કુમાર તેના સમયના વહેણ પ્રમાણે જીવન જીવી પોતાના સમયોચિત સૂત્રો જગતને આપશે એ જ વિચાર મને તો વધુ બંધબેસતો લાગે છે. વીસમી સદીના આ યુગમા સૈકડો વર્ષ પૂર્વેનું કોઇ થઇ ગએલા અવતારોમાનું રૂપ અને કામ નવો અવતાર હાથ ધરે તેના કરતા, નવયુગના યુવાનની જેમ કૃષ્ણમૂર્તિ આજે એક પ્રાંતમા તો કાલે બીજા પ્રાંતમા, વાયરલેસથી અને મોટાં લાઉડ સ્પીકરોથી હજારો માણસ સમક્ષ બોલે; મોહક છાપણીવાળા નાનકડા સુંદર પુસ્તકો લોકોને આપે; સ્વચ્છતા, આરોગ્ય અને ચારિત્ર્યના સૂત્રોને ધર્મસૂત્રો તરીકે જનસમૂહ આગળ ધરે; બહુ મોટા માણસોની જેમ ખુબ સામાન અને નોકરોના રસાલા સાથે પરાધીન સ્થિતિમા ફરવાને બદલે જરૂરી ચીજો એકલે હાથે ઉપાડી સ્વતંત્ર રીતે હરેફરે;—આવી બધી વાતો જરૂર આ નવા અવતારને માટે ઘટતી થઇ પડે.

ચુનીલાલ ભટ્ટ





પૂનાની બજારનું દશ્ય



પૂનાની નદીનો બંધ

# શિવાજી મહારાજના દેશમાં . . . સિંહગઢ અને પૂના

ગઢમેં ગઢ ચિત્તોડગઢ ઔર સબ ગઢૈયા

પૃથ્વીના પટ માથે ગઢ તો એક ચિત્તોડગઢ; બાકી બધી વડીઓ આમ કહેનારે સિંહગઢ નહિ ભાળ્યો હોય, નહિતર એને ફેરવી બાંધવું પડત કે 'ગઢમેં ગઢ સિંહગઢ ઔર સબ ગઢૈયા'

ચિત્તોડગઢનો પ્રભાવ અને યશ કદાચ મેવાડના પ્રતાપી રાણાઓને આભારી હશે પણ પ્રતાપી સિંહગઢે તો શિવાજી મહારાજ અને તાનાજી માલસુરેને પોતાની ગોદમાં શરણ આપી નવખંડ નામના ધમકાવી છે હજી કાલ સવાર સુધી પેશ્વાની પડતી પાદશાહત એ નમતી રહ્યો'તો સિંહગઢની બીકે ગોરા અંગ્રેજો પૂના સામે મીટ નહોતા માંડી શકતા પણ આજ જેમ રાજકારણના ચુથણા મુકી મહાત્માજી રેંટિયો લઇ બેસી ગયા છે તેમ એ અડગ વીર પોતાની બધી યે બાલ પ્રતિજ્ઞા મુકી રોગીઓનુ આરોગ્યગૃહ બની ગયો છે એને ફરતી નાનીમોટી ડુંગરીઓ પણ લીલી કંચન સાડીઓ ત્યજી સુકા ઘાસની સફેદ ઓઢણીઓ ઓઢી ઉભી છે

પૂના ય સિંહગઢ ને સિંહગઢ. મોટરમાંથી ઉતર્યાં ને પહેલી નજરે જ એની ગોદમાં અમે અંજાઇ ગયા બાંજી લાગે જ, જેને જોવા મન અધીરૂં થયુ હતું એ ગઢને જોઇને હૈયુ નાચવા માંડ્યુ જેમ જાણે કોઇ પ્રિયજનની ભેટ થઇ હોય! ઉઠીને ઉપર પહોંચવા મન થયુ અમે ઉતાવળે પગલે ચડવા મંડ્યા ભાર બહુ નહોતો માત્ર ટાઢની બીકે ઓઢવાના લીધેલા ગઢ ઉંચો સારીપેઠે છે, પણ ચઢણ આકરી નથી. ડુંગર ચડવામાં પગ ટેવાઇ ગયા'તા એટલે થાક બહુ ઓછો લાગ્યો. સૂરજ આથમવા માંડ્યો અમારી નજર બુરજ ઉપર પડી બે ધોળી ટોપી દેખાઇ.

પૂ. કાકાસાહેબ તબિયત સુધારવા સિંહગઢ આવેલા અમે એમને ખબર આપી દીધાં'તા દિવસ નક્કી નહોતો અમે ઝપાટાબંધ ઉપર ચડવા માંડ્યા પૂ કાકાસાહેબના જેલસાથી ગોપાળભાઇ અને કાકાસાહેબના નાના દીકરા બાળવતરાવ અમને લેવા સામા આવ્યા રામરામ કરી અમે દરવાજામાં પેઠા.

દરવાજે દોઢ વાળી બનાવ્યો છે ખખડધજ જેવો ઉભો છે જીર્ણ થઇ ગયો છે તો ય એની મજબુતાઇ જેવી ને તેવી છે ગઢને ત્રણ દરવાજા છે અંદરના ભાગમાં મોટી વાવ છે. નિર્મળ પાણી મોઢા સુધી ભર્યું છે પડખે જ મોટી ઘોડાર છે. ડુંગરના પોલાણમાં કોતરી કાઢી છે ગઢ ઉપર હવા ખાવાના ત્રણ બંગલા છે કાકાસાહેબ વચલા બંગલામાં રહેતા હતા અમારો અવાજ સાંભળી કાકાસાહેબ બહાર નીકળ્યા અમે પ્રણામ કરી આશીર્વાદ મેળવ્યા. કાકાસાહેબ સાથે બે દિવસ ગાળવાના, અને તે ય સિંહગઢ ઉપર! અમારા હરખનો પાર નહોતો

ગોપાળભાઇ અને શામળભાઇ રસોઇ કરવા લાગ્યા કનુ, વિનુ, મનુ, બધુ નવું 'કુમાર' જોઇ એની ઉપર તુટી પડ્યા ત્યાં તો કાકાસાહેબ કહે, 'ભાવનગરમાં 'કુમાર' મળશે, સિંહગઢ નહિ મળે' કાકાસાહેબ સાથે અમે ગઢ જોવા નીકળ્યા સંધ્યાના તેજે સિંહગઢની રમણીયતા બેવડાઇ ગઇ'તી આમ પડખે જ તોરણા ને રાજગઢ એક હારીએ પડ્યા છે. દૂર દૂર ડુંગરાઓની અનંત હારમાં રાયગઢ ડોકિયા



પેશ્વાનો જુનો કિલ્લો : પૂના

કરે છે. એક તરફ પુરંદર ગઢ સંગોવડિયો થઈને ઉભો છે. અમે પાછળના ભાગમા ચાલ્યા.

ગઢની શગેરાંગે વધ્યા જતા'તા, ત્યાં કાકાસાહેબ અટક્યા આમ નીચે હાથ કર્યો. ઉંડી ખીણ કહી શકાય એવી ખાંઈ. અને ગઢની કોરથી પચાસેક ફુટ નીચે મોટી જબરી મો મણની શિલા' શિલાનુ નામ તાનાજી દગડ! એ શિલા ઉપર ચંદનથો ચોટાડીને તાનાજી ઉપર આવેલો અને પાચ હજાર રાઠોડના સરદાર ઉદયભાનુને ઠાર માર્યો પોતે મરીને ગઢ લીધો. એ શિલા જોતા જ તાનાજીની નીડરતા અને ચપળતાનો ખયાલ કરી શકાય છે

ત્યાથી ગયા કલ્યાણ દરવાજે. બધા દરવાજામા એ સૌથી વધારે સારો રહ્યો છે આસપાસનો કુદરતી દેખાવ વર્ણવી વર્ણવીને થાકી જવાય. આપણુ એ ગજું નહિ; કોઇ કવિ જોઇએ.

દીવાબત્તી થયે ઉતારે આવ્યા જમીકરવીને કાકાસાહેબ સાથે, પેટભરીને તો નહિ પણ થોડીઘણી વાતો કરી. શામળભાઇએ જેલના અનુભવો વર્ણવી ખુબ હસાવ્યા કાકાસાહેબ તો અમને અઠવાડિયુ રોકાવાનો આગ્રહ કરવા મંડ્યા, પણ અમારે શાળામા રજા નહિ તે શું થાય? સિંહગઢ ઉપર હીરાકણી જેવો પથ્થર નીકળે છે. એનો નમુનો લેતા આવ્યા!

卐 卐

પૂના તો અટક સુધી ઝુંડો ફરકાવનાર પેશ્વાની રાજધાની! પૂના શહેર ઉપર કુદરતની પણ પુરી કૃપા છે. ઝાડપાન, બાગબગીચા ભારે જામે છે. સિંહગઢને મારગે જબર સરોવર જેવડું તળાવ છે. આખી નદી વાળી લીધી છે. પૂનાના પાદરમા જ પર્વતી



પર્વતી-ટેકરી : પૂના

નામનું ઐતિહાસિક સ્થળ છે. પર્વતી નાની ટેકરી છે; ઉપર દેખાવડા મદિર છે. મૂર્તિઓ જોવાલાયક છે મદિરનો ગઢ રાજકાજના કામમા વપરાતો. ત્યા તો કેટલા ય ભેદી ખૂન થયાની વાતો ઇતિહાસકારો લખે છે પર્વતી ઉપર પૂનાના શહેરીઓ ફરવા આવે છે. ત્યાથી પૂના ભારે રૂપાળુ લાગે છે

પેશ્વાનો રાજમહેલ શનવાર વાડામા છે સાવ પડીને પાદર થઇ ગયો છે, તો ય જુનુ ગૌરવ જાળવી રહ્યો છે એની બાંધણી ભવ્ય, લડાયક અને કારીગરીવાળી છે. એનુ મમારકામ સરકાર કરાવે છે, પણ એમા કાઇ શુક્રવાર ન મળે! આખો પેશ્વાઇનો ઇતિહાસ આ રાજમહેલમા ઉકેલી શકાય છે નારાયણરાવનુ ખૂન, માધવરાવ પેશ્વાનો આપઘાત, આ બધી જગ્યાઓ ઇતિહાસને આખ સામે ઉભો કરે છે. રાજમહેલની સામે જ નાના ફડનવીસની હવેલી છે ગોરા મુત્સદ્દીઓના કાવાદાવા કળી જઇ પેશ્વાઇને પડતી બચાવનાર એ નાનાસાહેબ એ જીવ્યા ત્યા સુધી અંગ્રેજોથી પૂનામા પગ ન દેવાણો. આજે તો એમની હવેલીને ઠેકાણે હાઇસ્કુલ કરી દીધી છે! થોડું ચાલીને ખાંચામા વળો તો શાહિસ્તખાનની હવેલી આવે શિવાજી મહારાજે એ હવેલીમા ખાનને અહીંસો માણસે સપડાવેલો ખાનના ચાળીસ હજાર મોગલ જીવ લઇને નાસી છુટ્યા, ખાન માડ બચ્યો. જે બારીએથી મહારાજ અંદર પેઠા એ બારી પણ હજી છે.

શ્રી ફડકેએ બનાવેલી શિવાજી મહારાજની પાષાણપ્રતિમા જોઇ આવ્યા. સુંદર છે. પછી ગયા સ્વ. ગોખલેજીના 'હિંદ સેવક સમાજ'માં ડુંગરીના



પર્વતી ઉપરનુ મન્દિર

નજીકમા શહેરથી દૂર છે નાનકડા રૂપાળા મકાન, શાન્તિ પણ એવી મોટુ જબરૂ પુસ્તકાલય રાજકારણના અભ્યાસીઓને જીન્દગીભર ન ખુટે એટલાં પુસ્તકો પડ્યા છે એની પાછળ લાખો રૂપિયા ખરચાયા છે, પણ આપણને એ વાચવાની ફુરસદ જ નથી ને' શ્રી. કર્વેસાહેબનુ મહિલા વિદ્યાલય પણ પડખે જ છે

ફર્ગ્યુસન કૉલેજ પણ ત્યાથી થોડેક જ દૂર છે લોકમાન્યની તપશ્ચર્યાનુ એ ફળ છે ગુજરાત કૉલેજ કરતા બધી રીતે એ કૉલેજ ચડિયાતી છે હવાપાણી, અભ્યાસગૃહ વગેરે બધી સગવડ ઉત્તમ ડેક્કન કૉલેજ ખર્ચાળ ભારે છે. એમાથી નીકળેલો જુવાન 'સુધાર'નો ગુલામ થઇ જાય છે. હાથે બટન બીડે એટલો સ્વતત્ર રહે તો એનો પાડ' પૂનામા કૉલેજોનો તો પાર જ નથી પ્રો ત્રિવેદીને ત્યા અમારો ઉતારો હતો એમણે જાતે પોતાની ખેતીવાડી કૉલેજ બનાવી પ્રયોગગૃહ સરસ છે લોકમાન્ય રાષ્ટ્રીય મહાવિદ્યાલય ઉદ્યોગપ્રધાન છે. આ બધી વાત કર્યા પછી મારે લખવુ જોઇએ કે અમે ગયા ત્યારે બધી કૉલેજો બન્ધ હતી એટલે જોવાની પુરી મઝા પડી

હવે રહ્યો ગાયકવાડો, જ્યા લોકમાન્ય તિલક મહારાજે આખુ જીવન ગાળ્યુ એમના ઓરડામા પેસતા હૈયુ જરા ભારે થયુ જે ટેબલ ઉપર કેસરીના તેજસ્વી લેખો લખાતા એને ભક્તિભાવે નીરખ્યુ તિલક મહારાજનુ પુસ્તકાલય પણ ભારે મોટુ છે એ રાષ્ટ્રપિતાનુ સ્મરણ કરવા જેટલો યે અમારો અધિકાર નહોતો. 'સ્વરાજ્ય સ્વરાજ્ય' જપતા જેમનો દેહ પડ્યો, એમને સ્વરાજ્ય લીધા પહેલા શે મોઢે મઝારીએ ?

'કેસરી' ને 'મરાઠા'ની ઑફિસો જોઇ શ્રી કેલકરની વ્યવસ્થાશક્તિ જોઇ લોકમાન્ય સાભરતા હતા. ઉતારે આવી પનાનુ—દક્ષિણનું છેલ્લુ ભોજન જમ્યા

બીજે દિવસે સવારમા પૂના એક્સપ્રેસમા બેસી ખંડાળાઘાટની અદ્‌ભુત ટનલો અને રમણીય દેખાવો જોતા મુબઈ થઈ સાબરમતી પહોચ્યા ત્યાથી રાતની ગાડી લીધી ને સવારના પહોરમા ભાવનગર બેસા

**રામનારાયણ ના. પાઠક**




કાન્તિના ઉપરાઉપરી સવાલોથી કટાળી તેની બાએ કહ્યુ, 'કાન્તિ, જો તુ હવે મને કાઇ પણ પુછીશ તો હું કુવે જઇને પડવુ મુકીશ'

કાન્તિ—બા, હુ જોવા આવું ?

ક્રૃ

શેઠાણી—(રસોઇયાને) તમે તમારા જુના શેઠને ત્યાથી શા માટે નીકળી ગયા ?

રસોઇયો—મને નોકરી આપવી હોય તો આપો. તમે તમારા જુના રસોઇયાને શા માટે કાઢી મુક્યો એ ક્યા હુ તમને પુછુ છુ ?

ક્રૃ

કનુ—કા ? હુ તારા કરતા ઉચો છુ ને ? જો, તારૂં માથુ તો મારી છાતી જેટલે જ આવે છે

મનુ—પણ તેથી શું થયુ ? આપણા બનેના પગ તો સરખા જ આવે છે ને ?

ક્રૃ

'મને એક આનાની પીપરમીટ આપો.'

'એને તુ શું કરીશ ?'

'મારા ભાઇના કાલે જન્મદિવસ છે તેથી એને ભેટ આપીશ !'

'પણ તારા ભાઇને પીપરમીટ ક્યા ભાવે છે ?

'તેથીસ્તો એને ન ભાવે એટલે એ મને પાછી આપી દેશે ને હુ ખાઇ જઇશ.'

# સ્વિટ્ઝર્લૅંડની શાંતિમાં

## આંતરરાષ્ટ્રીય બંધુત્વપ્રચારક મંડળનું વાર્ષિક સંમેલન

લખી મોકલનાર

ત્રીજી જુલાઈએ બપોરે બાર વાગતા અમે—હું અને મારો મરાઠી મિત્ર બૈજુર—સ્વિટ્ઝર્લૅંડના 'વોમાર્કુ' નામના એક નાનકડા સ્ટેશને ઉતર્યા ત્યારે આ ઠંડા પ્રદેશમા પણ સૂર્યનારાયણ એમનો દોર ચલાવી રહ્યા હતા. અમે ઇટાલીની મુસાફરીમાથી આવતા હોઇ, અગાઉથી સાથે ઓછો સામાન લાવવાની સૂચનાઓ મળી હોવા છતા, વધારે સામાન લાવ્યા હતા. આ નાનકડા સ્ટેશને મજુર તો ક્યાથી મળે? પરંતુ આ ગાડીમાથી જ બીજા કેટલાક યુવકો ઉતર્યા હતા 'કેમ ભાઇ, સંમેલનમા કે?' એમ અરસપરસ પ્રશ્નો છુટ્યા અને પરિચય થઇ ગયો. એમણે અમારો



શ્રી લવજી થોરિયા

સામાન ઉપાડવામા મદદ કરી અમે ચાલવા માડ્યા ત્યા તો કૅમ્પમાથી અમને—અતિથિઓને સત્કારવા કેટલાક ભાઇઓ આવી પહોંચ્યા જેમની પાસે વિશેષ બોજો હતો તેમને એમણે એમાથી મુક્ત કર્યા આ પહેલા જ પ્રસંગે અમારા ઉપર ભ્રાતૃત્વની એક ઉંડી છાપ પાડી.

જરા ઉંચે ચડતો પંદરેક મિનિટનો પંથ કાપ્યા પછી અમે કૅમ્પમા પહોંચ્યા. જણ દીઠ અઠવાડિયાના ચાર્જના પચાસ શિલિંગ આપ્યા એટલે અમને જગ્યા મળી ગઈ. ત્યા કાંઈ સુવા માટે પલગો કે ટૉઇલેટ માટે ટેબલો ને અરીસા નહોતા. ત્યા તો આશ્રમશાહી સાદાઇ હતી. દક્ષિણામૂર્તિની ડૉર્મિટરીમા તો એકેક કબાટ મળે છે; પરંતુ અહીં તો એ યે નહોતો. આ રહ્યુ મારી ડૉર્મિટરીનુ વર્ણન' સાદા પાટિયાની બનાવેલી એ ઓરડી. વચ્ચે ચાલી શકવાની અને બે બાજુ બે પથારીઓની હારો ઉપરના માળ પર પણ પથારીઓ ખરી જ નીચે સુનારાઓએ ઉઠતી વખતે માળને ઈજા ન થાય એટલી સભાળ રાખવાની જરૂર તો હોય જ ને! બે પથારી વચ્ચે જે જગ્યા રહે ત્યા ટ્રંક આદિ જે સામાન હોય તે સમાવી દેવાનો અને કપડા ઉતારીને ખીંતીએ લટકાવવાના. પથારીમા પણ ઘાસથી ભરેલુ એક ગાદલુ, એક એવુ જ હલકુ ફૂલ જેવુ ઓશીકું અને એક ધાબળી. મારો રગ જોઇને મારી બે ધાબળીની માગણી તરત જ સ્વીકારી લેવામા આવેલી. થયું: આ અમારૂં રાચરચીલુ યૂરોપમા યે એક દિન આવો આવશે એવુ નહિ માનેલું છતા આવી ગયો, એટલે અમારા હર્ષને શોભાબંધન શેના રહે જ? અહીં સાદાઇના લાબાચોડા ભાષણો કરવા નહિ પરંતુ ખરેખર સાદુ જીવન જીવી જોવા જ સૌ મળતા હોય એવી છાપ પાડવા આટલુ બસ હતુ

બહાર નીકળી મેં સ્થળ બરાબર જોઇ લીધુ. સ્ત્રી-પુરુષોની મળી બધી થઇને આઠ ડૉર્મિટરી હતી અને દરેક ડૉર્મિટરીમા આતરરાષ્ટ્રીય મડળી જામે એવી રીતે જગ્યાની વહેંચણી કરવામાં આવતી હતી અમારો કૅમ્પની સાદાઇ સ્થળની શાતિને છાજે એવી જ હતી. પૂર્વે પંદરેક મિનિટના ઢાળવાળા રસ્તા પછી સ્ટેશન આવ્યુ હતું; ઉત્તરે આવેલા વિશાળ છતાં શાંત સરોવર પર ઝઝુમતી એક નાનકડી ટેકરી પર જ અમારો કૅમ્પ હતો; પશ્ચિમે અમારી ચોકી કરવા ઉભાં હોય તેવા એક વિશાળ જંગલના તાડ સમ ઉંચાં વૃક્ષો ખડા હતા અને દક્ષિણે થોડે દૂર પડેલા વોમાર્કુ ગામની

અને અમારી વચ્ચેના અંતરને ટૂંકું કરતા ખેતરો પથરાએલા હતા. આ સ્થળની શાંતિ ખરેખર મોહક હતી. નદીતટે બાંધેલા કોઇ ઋષિના આશ્રમ સમું એ સ્થાન હતું

આજે સાંજ સુધી અન્ય કાંઈ કાર્યક્રમ નહિ હોવાથી અમે પણ અન્ય આગંતુકોની સેવા કરવા દર ટ્રેન વખતે સ્ટેશને પહોંચતા અને બધા પોટલા એક રેંકડીમા નાખી ઉપર ખેંચી લાવતા બીજા સેવાનો લહાવો લઇ જાય અને અમે રહી જઇએ એ તો ઠીક નહિ, એમ ધારી સૌ રેંકડીને હાથ અડાડી એ પુણ્યમા ભાગ પડાવતા અમને અહીં આ મજુરી કરતા જે આનંદ થયો એ તો અવર્ણનીય જ છે સેવા કરવામા જે આનંદ સમાએલો છે તેની પાસે સેવા સ્વીકારવાથી થતો આનંદ શી વિસાતમા ?

કૅમ્પની વ્યવસ્થા જોઇને તો છક્ક થઇ જવાય એવું હતુ અમારી સખ્યા બસો વીસ સુધી પહોંચી ગઈ હતી, છતા આખી કૅમ્પમા ફક્ત બે રસોઇયણો સિવાય કોઇ નોકર ન મળે ! કૉન્ફરન્સોની માફક સ્વયંસેવકદળ પણ નહોતુ રાખ્યુ, કારણકે એમા તો એક વર્ગ સેવા કર્યા જ કરે અને બીજો વર્ગ એ સ્વીકાર્યે રાખે અહીં તો સૌએ જ સેવાની કેળવણી લેવાની હતી સ્ત્રીવર્ગને માટે પણ સેવાવૃત્તિની આવશ્યકતા કાંઇ ઓછી ન હોય દરરોજ પંદરેક પુરુષ અને પંદરેક સ્ત્રીઓ મળી ત્રીસ જણ આખા દહાડાનું કામ પોતાને માથે લઇ લેતા આ વ્યવસ્થામા આ સસ્થાના પ્રાણસમા મિ ઑલિવર ડ્રાયર કે મહાત્માજી પાસે એક માસ ગાળી આવેલ વિદુષી મ્યુરીઅલ લેસ્ટર પણ અપવાદ રૂપ નહોતા

એ સેવકમડળે બીજાઓ કરતા કલાક વહેલા ઉઠી હૉલમાંથી ઝાડુ કાઢવાનુ, નાસ્તાની તૈયારી કરવાનુ, પીરસવાનું, એઠા વાસણ ઉઠાવી લેવાનું, વાસણ ધોવાનું ઇત્યાદિ સર્વ કામોનો પોતાની ફરજમા સમાવેશ કરવાનો અને એ ફરજ સૌ કેવી હોંશથી બજાવતા ! વાસણ ધોવાતી વખતે કોઈ વાર જર્મન, કોઇ વાર ફ્રેંચ, તો કોઈ વાર અંગ્રેજી સગીતની છોળો ઉડતી હતી જાણે પોતાને ત્યા જ યજ્ઞ માંડ્યો હોય એવી હોંશે સૌ પીરસતા મેં યે એ લહાવો એક દિવસ લઇ લીધો ! એ અદ્દભુત દૃશ્ય તો કદિ યે નહિ ભુલાય કોઇ પીરસનારની મજાક કરતુ હોય કે ' અહીંઆં જરા વધારે આપજે, નહિ નો કાલે મારો વારો છે' તો કોઇ જર્મન પીરસનારની પાસે અંગ્રેજ ખાવાનુ માગે ને પેલો સમજ્યા વિના પાછો ચાલ્યો જતો હોય, ત્યા કોઇ દુભાષીયાગિરી કરી સમજાવે તે વખતે હમાહસ થઇ પડતી. વેજિટેરીઅનો પણ ઠીક સખ્યામા હતા એટલે અમારે માટે હૉલનો એક બાજુનો ભાગ રીઝર્વ્ડ રાખ્યો હતો માંસાહારી અને શાકાહારી વચ્ચે તો દર ટકે ભારે રમુજી વાર્તાલાપ થતો ખાવાને વખતે દરરોજ સંખ્યાબધ નોટિસો જાહેર થતી.

અહીં વીસ દેશના તો પ્રતિનિધિઓ ભેગા થયા હતા, એટલે અનેક પ્રકારની મુશ્કેલીઓમાથી બચી જવા ખાતર દરેકે પોતાના અને દેશના નામ વાળો ચદ્રક પહેરવો પડતો ભ્રાતૃભાવને કેવળ ભાષણોમા જ નહિ રહેવા દેતા આચરણમા ઉતારવાની ખાતર સૌએ અરસપરસ 'તુ' કહેવાનો ખાસ ઠરાવ પસાર કર્યો હતો આ રીત જર્મનીમા પ્રચલિત છે ત્યા કુટુબીઓ એકબીજાને 'તું' કહીને જ સબોધે છે. પિતા પુત્રને અને પુત્ર પિતાને 'તું' જ કહે છે પતિ પત્નીને અને પત્ની પતિને 'તુ' શબ્દથી જ સબોધે છે. મિત્રમડળમાથી પણ તેઓ 'તમે' શબ્દને દેશવટો આપે છે આ રીત ખરેખર અનુકરણીય છે અને અહીં તો અમે સૌએ શરૂ કરી દીધી. 'તુ' કહેતી વખતે સામો માણસ સાચે જ સ્વજન હોય એવો ભાવ ઉત્પન્ન થયા વિના નથી જ રહેતો

ભાષાની મુશ્કેલી તો ખરી જ ને ! સભામા બોલાતો દરેકે દરેક શબ્દ જર્મન, અંગ્રેજી અને ફ્રેંચ ત્રણે ભાષામા બોલવો પડતો ભાષાતરનુ કામ સ્ત્રીવર્ગે જ ઉપાડી લીધું હતુ આમ દુભાષિયાનુ કામ કરતી બહેનો મુળ ભાષાજ્ઞાની બાઈઓ તેમજ ચતુરતા સેજના ભાષાંતરમા એવી સુદર રીતે લાવતી કે એમને માટે માન થયા વિના ન રહે ફ્રેંચનો એક શબ્દે હુ નહોતો સમજતો છતા એના ઉચ્ચારમા જે સુકોમળ મધુરતા રહી છે એ તો મને ખુબ આકર્ષતી એમા ય જ્યારે કોઇ મધુકંઠી મહિલા એ કામ બજાવતી ત્યારે તો ભાષાતર સાચે જ દીપી ઉઠતુ.

અમે અહીં જુદાજુદા વીસ દેશના મળી બસો વીસ જણ એકઠા મળ્યા હતા. અમે જે ગામડાને પાદર એકઠા થયા હતા તે વોમાર્ક્યુંની વસ્તી કેવળ

૧૮૦ની હોઇ અમે એ ગામ કરતાં મોટું ગામ વસાવ્યું હતું એમ કહી શકીએ. હાજર રહેલાઓમાં અંગ્રેજોની સંખ્યા સૌથી વિશેષ હતી. પછી અનુક્રમે જર્મની, સ્વિટ્ઝર્લાંડ, ફ્રાંસ અને અન્ય દેશો આવતા. હિંદી તો અમે ચાર જ હતાઃ હું, બૈજુર (મહારાષ્ટ્ર), સિંહા (પટણા) અને સેન (બંગાળ) અંગ્રેજી મંડળીમાં Girl-guidesની સંખ્યા ખાસ ધ્યાન ખેંચતી.

જેમ આપણે ત્યાં અસહકાર યુગમાં કોઇ ટોપી નહિ પહેરનારા કે એવા ખાસ મતાગ્રહીઓ નીકળેલા એમ અહીં પણ અમે કેટલા એક વર્ગના માણસો જોયા. ચાર જણ તદ્દન કાચું જ ખાતા હતા. એમાંનો એક તો ત્રણ વર્ષ થયા રાંધેલી વસ્તુને અડ્યો નથી. હમણાં યૂરોપમાં આ કાચા ખોરાકનો સિદ્ધાંત ઠીક પ્રવર્ત્યો છે. મને પણ કેટલાંક પુસ્તકો વાંચ્યા પછી એમાં ઊંડું રહસ્ય જણાયું છે. એ સંબંધે હું અવકાશે એકાદ નાનકડો લેખ જુદો લખી મોકલવા ધારું છું એક ભાઈ તો સાથે આણેલ એમની લાકડાની રકાબીમાં જ ખાતા!

## અમર રહો

અમર રહો જગમાં જશવંતો આશાવંત કુમાર
સાગર ઘૂઘૂ ઘૂંઘે ભયંકર;
પવન તણો નહિ પાર;
સળસળાટ વિજળીના થાતા,
(પણ) શક જેના તૈયાર —અમર૦

વન અભેદ્ય પડ્યાં અણનોધ્યા,
સિંહ કરે બહુ ત્રાડ;
આતુર આંખે તે જોવાને,
નિર્ભય જે તૈયાર —અમર૦

અઘરૂં છે આ, અશક્ય આ છે,
એવો જ્યાં ન વિચાર;
આશા, બળ ને નવ ઉત્સાહે,
(જે) ધપતો જગ મોઝારઃ —અમર૦

આંસુ આંખે દીઠું નથી કદિ,
હૃદયે શોક ન ભાર;
મરક મરક મુખ થતુ હમેશાં,
આ ખો મા ચ મ કા ર —અમર૦

માનો મોંઘો પિતા તણો પ્રિય,
સો ના નો સો ના ભા ર;
હાકલ રણભેરીની મળતાં,
જે થોભે ન લગારઃ —અમર૦

વણખોલ્યા બહુ પડ્યા ઘળાયળ,
કુ દ ર ત ના ભ ડા ર;
ઠોકર મારી નિરખી લેવા,
થ ન ગ ન તો અ મ વા રઃ —અમર૦

ભૂ ત કા ળ ના પ ડ છ ન્દા એ,
ભા વિ નો ઘ ડ ના ર;
વર્તમાનનો ઉ ર–ધ બ કા રો,
મ હા કા લ અ વ તા ર
અમર રહો જગમાં જશવંતો આશાવંત કુમાર.

'ગિરીશ'

[દ. મૂ. ભવનના હસ્તલિખિત 'વિદ્યાર્થી'માંથી]

એમનો નાનકડો તણુ તાણી પડ્યા હતા અને હાથે જ રોટી પકાવતા હતા. કપડાં તો કમ્પમાં સૌ અને તેટલાં સાદાં જ પહેરતા. સ્ત્રીઓને પગમાં મોજાં પહેર્યાં વિના ફરવાનો અનન્ય લાભ અને સ્વાતંત્ર્ય અહીં મળ્યાં!

જમણની અગવડ બાદ કરતાં વ્યવસ્થા ખરેખર આદર્શ હતી જે હૉલમાં અમે જમતા એ જ હૉલ ત્રીસ મિનિટમાં ભાષણ માટે તૈયાર થઇ જતો! આ બધી વ્યવસ્થાની વાત થઈ. પણ હવે અમારી દિનચર્યાનો ખ્યાલ આપું.

સૌ સાડા છએ ઉઠતા. એક સર્વસામાન્ય ઓરડીમાં ક્રમશઃ અરીસો ભાગે આવે તેમ દાઢી મુંડનાક મોં ધોઇ નાસ્તા માટે દોડતા. પરંતુ બીજા કેટલાક—જેમાં હું યે હતો—ને પાસે પડેલા વિશાળ સરોવરના સ્વચ્છ સલિલનો લાભ ન લેવો એ એને અપમાન્યા સમ જણાતું આ એક અઠવાડિયામાં ઘણાંઇને તર્યો. સ્નાન કરીને દોડાદોડ સાડા સાને નાસ્તાને ન્યાય આપવા જતા નાસ્તો શરૂ કર્યા પહેલાં ક્ષણ વાર શાંતિ સેવાતી નાસ્તામાં કોકો એ ત્રણ પ્યાલા-જેટલો જોઇએ

તેટલો અને માખણ વિનાની રોટી મળતી સાંઝ આઠે શરૂ થતી પ્રાર્થનામા મો સૂર જોડતુ ફરી જાણે એ પ્રાર્થના પર મનન કરવા આખા હોલમા ઉંડી શાતિ પ્રસરતી. એનો ભંગ એક ધાર્મિક પ્રવચનથી થતો ગુજરાત મહાવિદ્યાલયમા કાકા સાહેબના પ્રવચનો આત્મા પર જે ઉંડી અસર કરતા એવી જ અમર અહીં ચાલતા કેટલાક પ્રવચનોએ મારા પર કરી યુરોપમા જે નવયુગ મડાયો છે એમા જોનારને આર્ય સસ્કૃતિની સ્પષ્ટ ઝાખી થાય છે અને આ અઠવાડિયામાં ઘણી યે વાર એવુ લાગેલુ કે એ દિન હવે આવી પહોચ્યો છે જ્યારે હિંદનો આધ્યાત્મ સદેશ ઝીલવા વિશ્વ તૈયારી કરી રહ્યુ છે

પ્રાર્થના પછી નવા નવે એક ભાષણ અપાતુ, જે દોઢેક કલાક ચાલતુ વક્તાઓ હમેશા બદલાતા ભાષણનો ઉદ્દેશ સત ફ્રાન્સિસના સિદ્ધાતો આજની દુનિયામા ભ્રાતૃત્વ ને શાન્તિ સ્થાપવામા આપણને કેટલે અંશે ઉપયોગી થઇ પડે તેમ છે એ બતાવવાનો હતો

સંત ફ્રાન્સિસ વિષે અહીં જ ટુકમા કહી દઉં એ મહાત્માનો જન્મ ૧૧૮૮મા ઇટાલીના આસીસી નામના નાનકડા શહેરમા થયો હતો જીવનના શરૂઆતના વર્ષો તો મોજશોખમા વહી ગયા, પર તુ યુવાવસ્થામા એક વખત લડાઈમા ભાગ લેતી વખતે એમની આખો ઉઘડી ગઇ અને દુનિયામા ઘર કરી બેઠેલા દુ ખ, અશાતિ, અજ્ઞાન, ઇર્ષ્યા ઇત્યાદિમાથી માનવસમાજને મુક્ત કરવા એમણે સસાર ત્યજ્યો એમના ત્યાગી જીવન દરમિયાન એમણે જે અદ્ભુત આત્મબળ અને પ્રભુપથ બતાવ્યા એથી ઉપકૃત બનેલી દુનિયા આજે પણ એમને એક સંત તરીકે પૂજે છે એમનો દેહ ૧૨૨૬મા પડ્યો એમની સાતમી શતાબ્દિના સ્મરણાર્થે અમારૂ આ સમેલન હતુ એથી જ, આજની અન્યોન્યને ગળી જનારી રાજનીતિમા, ખાવા પીવાની ગરીબાઇના સબધમા, ઔદ્યોગિક યુગની વિકરાળતામા, યુવકયુવતિઓના સયુક્ત સમેલનોના સબધમા અને આજની દુનિયાની પશુતા સાબિત કરતી લડાઇઓને સ્થાને શાતિ સ્થાપવામા સત ફ્રાન્સિસના સિદ્ધાતો આપણે માટે પણ એટલા જ જરૂરના અને ઉપયોગી છે જેટલા એ તેના સૈકામા હતા, એ સાબિત કરવા દરેક વક્તા પ્રયત્ન કરતો

શ્રીમતી મ્યુરીઅલ લેસ્ટરનુ 'સ ફ્રાન્સિસ અને ગરીબાઇ' ઉપરનુ ભાષણ એટલુ બધુ મહાત્મા ગાધીજીની વાતોથી ભરપુર થઇ ગયુ હતુ કે ખુશીથી એનું નામ 'મહાત્મા ગાધીજી અને ગરીબાઇ' રાખી શકાયુ હોત ! મહાત્માજીના આધ્યાત્મબળની એ વિદુષી બાઇ પર કેટલી ઉંડી છાપ પડી છે એ એમાથી સ્પષ્ટ જોઇ શકાતું સત્યાગ્રહના પાચ વ્રત ઉપરનુ એમનું વિવેચન તેઓ સત્યાગ્રહને એના મુળ સ્વરૂપમા સમજ્યાની ખાત્રી આપતુ હતું. એ ભાષણ પછી તો મહાત્માજીની સ્થાપેલી ગુજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થી તરીકે મારી પાસે મડળી જામતી અને કોઇ પરમ શ્રદ્ધાળુ ભક્તોની માફક તેઓ મારી પાસેથી મહાત્માજીની વાતો સાભળતા આ અઠવાડિયા દરમિયાન મને ઘણી યે વાર અસહ્ય દુ ખ થયેલુ કે છ હજાર માઇલ દૂર પડેલુ યુરોપ મહાત્માજી પાછળ આટલુ ગાડું બન્યુ છે, જ્યારે આપણે એમને બરાબર સમજી પણ નથી શકતા ' અહીં હાજર રહેલાઓમાના કેટલાકને તો એ વિચાર ખરેખર મુઝવી રહ્યો હતો કે હિંદની માફક અહીં પારતત્ર્ય કે ભુખમરો નહિ હોઇ, મહાત્માજી યુરોપમા હોય તો એમનો કાર્યક્રમ શુ હોઇ શકે ?

ભાષણ પુરૂ થયા પછી ભાષણના વિષય પર ચર્ચા કરવા અમે ચાર ચર્ચામડળીઓમા વહેંચાઇ જતા હુ કોઇ વાર જર્મન તો કોઇ વાર અંગ્રેજી મડળીમા જતો અહીં દરેક વ્યક્તિને પોતાના વિચારો નિ સંકોચ જાહેર કરવાની છુટ હતી, એટલે ચર્ચામડળીઓ સમેલનનું એક રસિક અને પ્રગતિજનક અગ થઇ પડી હતી અમારી ચર્ચામડળીમા ઝળકેલા કેટલાક વિચારો ટુકમા જણાવું ?

એક ભાઇ કહે રાજ્યોને આદર્શો ગ્રહણ કરતા સૈકડાઓ વહી જશે સર્વોત્તમ રસ્તો તો એ જ છે કે સમાજ રાજ્યના હાથમાથી કેળવણીની લગામ ઝુટવી લે કારણ કે રાજનીતિની ગુલામ બનેલી કેળવણી એના રાજકીય માચાકામના અંગો સમા કલાર્કો અને અમલદારો જ ઘડવાની, એ કદિ આદર્શવાદીઓ નહિ જ નિપજાવી શકે.

કેટલાક ભાઇઓનુ મતવ્ય એવું હતુ કે રાજ-

કારણમાં નીતિ અને ધર્મ દાખલ કરવાનો અત્યુત્તમ ઉપાય સ્ત્રીઓને રાજનીતિના ક્ષેત્રમાં બહુમતિ આપવી એ જ હોઈ શકે. એક ભાઈએ લગ્નની પવિત્રતા જાળવવા માટે ઇંદ્રિયસુખનો ભોગ આપી આજીવન બ્રહ્મચારી અને બ્રહ્મચારિણીઓ રહેનાર એક વર્ગની આવશ્યકતા બતાવવાનો સુંદર પ્રયત્ન કર્યો હતો. ગમ્મતની ખાતર ચર્ચા દરમિયાન એક અંગ્રેજ યુવતિએ રજુ કરેલા એક વિચારને પણ ટપકાવી દઉં. એ કહે, 'સં. ફ્રાન્સિસે આમ સ્વતંત્ર રહી ઉપદેશ કરવાને બદલે એમના સિદ્ધાંતો પાર્લામેન્ટ પાસે ઠરાવ રૂપે પસાર કરાવ્યા હોત તો આજે દુનિયા વધારે સુખી હોત!'

આ રમુજી ચર્ચામાં જમવાનો ઘંટ ભંગ પાડતો. બપોર સાડા બારે અમે જમતા અને ચાર વાગ્યા સુધી વિશ્રાંતિ લેતા. વિશ્રાંતિના વખતમાં સૌ નજીક જ પડેલા નૉયનબુર્ગર સરોવર તરફ આકર્ષાતા. યૂરોપમાં સ્નાનાગારોનો ઉપયોગ ઉપયોગિતા કરતા મોજ કે વૈભવની ખાતર વિશેષ થાય છે. શહેરના અન્ય વૈભવોને અહીં અમે તજેલા, પરંતુ સ્નાનનો વૈભવ તો અમે ખુબ લુંટતા. ચાર વાગ્યે ચ્હા પીને પાછા બધા સભ્યો એક સામાન્ય ચર્ચાસભામાં મળતા. આ ચર્ચાનો અંત પણ વાળુનો ઘંટ જ લાવતો.

સાત વાગ્યે અમને વાળુ મળતું. એ ઉકલ્યા પછી આખા દહાડાનાં ગંભીર ભાષણો અને ચર્ચાઓને અંતે આનંદનો કાર્યક્રમ આવતો. કોઈ દહાડો વિવિધ દેશના સંગીતનો જલસો જામતો, તો કોઈ દહાડો લોકનાચ (Volks dance)ના થનથનાટ મચતા. એટલાથી જાણે વિવિધતા પુરી ન પડતી હોય તેમ ઘણા નાટ્યપ્રયોગો પણ ભજવાતા. સં. ફ્રાન્સિસના જીવનનું પ્રતિબિંબ પાડતી આગલી સભા, અંગ્રેજ ટુકડીએ ભજવેલ નાટ્યપ્રયોગો આબાદ અસર કરી



બીજ

ચન્દ્રાકારે અવતરનારી,
પળમાં પાછી અલખ થનારી,
ગૂઢ તિમિરે વિરમનારી
આવે સ્વપ્નમાં!

સોળ કળાએ શોભ કળાધર,
સો પૂર્ણિમા પ્રગટ 'સુધાકર,
શી ઝાંખી અંતર ભરનારી
પેલી બીજલડી'

ર. પ.

શક્યા હતા. પરંતુ એમના જ તરફના બે 'મૂક સંવાદો' સફળ થયા ન ગણાય. મને તેમજ બીજા કેટલાકને એ અર્થવિહીન અને અપ્રાસંગિક પણ જણાયા હતા. એક દહાડો તો ભાઈ સિદ્દાએ અમારા આગ્રહથી એક હિંદી રાષ્ટ્રગીત પણ લલકારેલું હું અને બેચુર જર્મન લોકનાચમાં કુદેલા. અને બાઈ મેરે એક અંગ્રેજી નાટ્યપ્રયોગમાં ફુટારાનો ભાગ ભજવેલો. આમ અમે ચર્ચા તેમજ ગમ્મતમાં તો છુટથી ભળેલા. પરંતુ દિલગીરી એ જ રહી ગઈ કે અમારામાંનો કોઈ પ્લૅટફૉર્મ ગજાવવા ન ઉઠ્યો!

સાડા નવ વાગ્યે અમારા આનંદનો અંત આવતો અને સૌ પ્રાર્થનામાં સાદ પુરતા. પછી જાણે અમને આત્મનિરીક્ષણની તક આપવા શાંતિ પોતાનું સામ્રાજ્ય સ્થાપતી. જેનો ભંગ કોઈ નવીન નોકરીમાંથી કે હૉલ છોડી જતા અમારા ધમના અવાજથી થતો. અમારો સુવાનો સમય સાડા દસનો હતો. એ વખતે ડૉર્મિટરીનો નેતા ફાનસ ઓલવી નાખતો અને અમારા વસવાટથી ડરીને નાસી ગએલી શાન્તિ અમને અંધારામાં ન જોઈ શકવાથી ફરી આવી પોતાની સત્તા જમાવતી. એની સત્તા સામે બંડ ઉઠાવવા અશક્ત હોય એમ વિચારો પણ થંભી જતા અને અમે સૌ નિદ્રાદેવીના ખોળામાં માથુ મુકતા.

અમારા સહજીવનના છેલ્લા દિવસને તો અમે બરાબર ઉજવ્યો. જાતે એકઠાં કરેલાં ફૂલપત્રાદિથી અમે એ હૉલને તે દિવસે ફક્કડ શણગાર્યો. સામાન્ય રીતે તો અમને બહુ જ સાદું ખાવાનું મળતું એમ કહ્યા વિના નહિ ચાલે. પરંતુ આજે તો મિષ્ટાન્ન ઉડાવ્યા! પરંતુ આજનો વિશિષ્ટ બનાવ તો અમે પ્રગટાવેલી હોળી હતી. જાતે જ જંગલમાંથી લાકડાં વીણી લાવી ગોઠવેલાં. દરેક પ્રજાનો એકેક પ્રતિનિધિ મળી વીસ જણ રાત્રે સાતની મશાલો હાથમાં લઈ

એ હોળી સળગાવવા આવ્યા અને નીચેના અર્થનું ભાષણ કર્યું 'દુનિયામા જે દુખ અને અશાંતિ આજે પ્રવર્તે છે એ જોઇ અમારા હૈયામા હોળી પ્રગટી છે. એ અમારી ક્ષુદ્રીજવાઈ જ્વાળાઓને તમારી સૌની સાથે એકઠી કરી એક મહાન હોળી સળગાવીએ છીએ અને આશા રાખીએ છીએ કે હવામા દૂરદૂર જતી એ જ્વાળાઓ દરેક માનવીના હૈયામા હોળી સળગાવે અને એનો પ્રકાશ દુનિયામા પ્રવર્તતા અજ્ઞાનાંધકારને સ્થાને જ્ઞાનતેજને સ્થાપે.'

પ્રસંગને અનુસરી શ્રીમતી મ્યુરીઅલ લેસ્ટરે એમની અસરકારક ભાષામા નીચેની મતલબના પ્રશ્ન કર્યા કે, 'શુ રાજનીતિજ્ઞોની યોજનાઓ પ્રભુની બનાવેલી માનવ-પ્રજાને નાનકડા સીમાડાઓ, સરોવર કે પર્વતોની કૃત્રિમ મરહદોવડે જુદી પાડવાને સમર્થ છે? આજે વિશ્વબંધુત્વની વાતો કરનાર આપણે આવતી કાલે કોઈ ફૉરેન મિનિસ્ટર લડાઇ જાહેર કરે એટલે એક-બીજાના ગળા રેસવા તૈયાર થઈ જઇશુ કે?'

'કદિ નહિ, કદિ નહિ' બોલતા જાણે અગ્નિ-દેવની સાક્ષીએ પ્રતિજ્ઞા લેતા હોય તેમ સૌ એકબીજાના આકડા ભીડી સળગતી હોળી ફરતા પ્રદક્ષિણા ફર્યા આ અનન્ય દૃશ્યનુ વર્ણન કરવાનો પ્રયત્ન કરતા એને અન્યાય થઇ જાય

અહીં ભેગા મળીને અમે એક પણ ઠરાવ નથી કર્યો જીવનમા મદદરૂપ થઇ પડે એવો એક ખરીતો જ અમે ઘડી કઢ્યો છે અને એ અક્ષરશ નીચે ઉતારુ છુ

'આત્મામાથી પરમાત્મા તરફ અને પરમાત્મા-માંથી બંધુઓ તરફ

સત ફ્રાન્સિસના ઉપદેશોનો અભ્યાસ કરવા વોમા-ર્કુંમા એકઠા થએલા આપણે સૌ જાણીએ છીએ કે હવે પછીથી આપણે આત્મબંધુત્વથી જોડાએલા રહીશુ

સામાજિક અન્યાય અને અત્યાચારનુ તથ્ય, આપણા બંધુઓ અને બહેનોના દુખ અને દારિદ્ર્ય અને એમા આપણી જવાબદારી તથા દોષનો હિસ્સો એ સૌ આપણને અહીં તાજા થયા છે અંત સુધીની પવિત્રતા અને ત્યાગને જીવન સમર્પી દેવા આપણે ઇચ્છીએ છીએ પરંતુ આપણે અશક્ત છીએ અને પહેલાની માફક હજુ યે નિરાશ થઇશું એ પણ આપણે જાણીએ છીએ.

સ્વાર્થ, પ્રમાદ, દુરાચાર, પ્રપંચ, અહંકાર અને તકરારી વૃત્તિ સામે લડવા માટે આપણે બળ જોઇએ છીએ આપણી મહત્ત્વાકાંક્ષાઓ અને આદર્શો આપણા આચારમા વ્યક્ત થવા જોઇએ એ માટે પ્રભુની સહાયથી, પ્રાર્થના, ધ્યાન અને આત્મસંયમ માટે સમય બચાવવાનો આપણે નિશ્ચય કરીએ છીએ કે જેથી આપણને પરમાત્માનો પથ જડી આવે અને એનો સૂર સાભળી એની ઇચ્છાઓને અમલમા મુકવા શક્તિમાન થઇએ

આપણામા અને આપણી મારફત પ્રભુ કામ કરવાની રાહ જોઈ રહ્યા છે એવી શ્રદ્ધાથી આપણે સાનંદ અને સંપૂર્ણત નીચેના કામો કરવા સ્વાત્માર્પણ કરીએ છીએ

(૧) અન્યાયને સ્થાને ન્યાય સ્થાપવા, સર્વ ગરીબ અને તરછોડાએલાની સેવા કરવા અને દુખ તથા દમનના કારણો નિર્મૂળ કરવાં.

(૨) આપણી મિલકતને પ્રભુ અને માનવ-જગતનું ટ્રસ્ટ ગણી કેવળ સાદું જીવન ગાળવા

(૩) હિંસા (Violence)ને નકારી સાચા શાંતિસ્થાપકો થવા

(૪) વિશ્વબંધુત્વ સ્થાપવા અને દુનિયા પર સ્વર્ગ અવતારવા, અન્ય બંધુઓ સાથેના સર્વ વર્તનમા પ્રભુના પ્રેમ અને શાન્તિ લાવવા ગમે તે ભોગે નમ્ર પ્રયત્ન કરવા

જીવનનો આવો રસ્તો આપણને હજુ અજાણ છે. પરંતુ સર્વશક્તિમાન પ્રભુમા સંપૂર્ણ વિશ્વાસ રાખી નમ્રતા અને શ્રદ્ધાથી આપણે એ રસ્તે ઝંપલાવીએ છીએ '

યુરોપમાં કદિ યે જોવાની આશા ન રાખેલી એવા એક સમેલનમા ભાગ લઇ તેમાથી પ્રેરણા પામી હું મ્યુનિચ આવી કામે વળગ્યો વોમાર્કુંના સ્મરણો તો સદા યે તાજા જ રહેશે અને કદાચ ભાવિ સમે-લનોના એથી યે વધારે બળવત્તર નીવડશે !

(મ્યુનિચ · જર્મની) લવજી ત્રિભુવન ઘોરિયા

## દક્ષિણ હિંદુસ્તાનનું પ્રખ્યાત જૈન તીર્થ

# શ્રમણ બેળગુળ



શ્રમણ બેળગુળમાં આવેલી પર્વતની આખી ટોચમાંથી કોરી કાઢેલી શ્રી ગોમતેશ્વરની સાઠ ફુટ ઉંચી ભવ્ય નગ્ન મૂર્તિ

દ્રવીડ દેશમાં આર્ય લોકો અગસ્ત્યઋષિની સરદારી નીચે વિંધ્યાચળ પર્વત ઓળંગીને ગયા એ દક્ષિણમાં આર્ય સંસ્કૃતિ ફેલાયાનો પ્રથમ બનાવ હતો. વેદકાળ ગયા પછી યજ્ઞયાગનો જમાનો આવ્યો હતો અને એ જઇ ભવ્ય દેવળો બંધાયાનો યુગ આવ્યો. દક્ષિણમાં હિંદુ ધર્મના—શિવ, શક્તિ અને વિષ્ણુના અસંખ્ય, શહેરો જેવડા મોટા દેવાલયો બંધાયા અને સનાતન હિંદુ ધર્મે દ્રવીડ પ્રજાઓની પુરેપુરી ધાર્મિક જીત કરી લીધી

ત્યાર પછી ભદ્રબાહુ નામના ઉત્તરના એક જૈન યતિને જ્ઞાન થયું કે ઉત્તર હિંદમાં ૧૨ વર્ષનો મોટો દુકાળ આવવાનો છે. તેમાંથી લોકોને બચાવવા માટે દિગંબરી જૈનોના એક મોટા સંઘને એ દક્ષિણમાં લઇ ગયા. એ દિવસથી દક્ષિણમાં જૈન ધર્મનો પ્રચાર થયો અને શ્રમણ બેળગુળ એ ભદ્રબાહુના સમયથી એટલે લગભગ ૨૦૦૦ વર્ષથી જૈન ધર્મના તત્ત્વનો પ્રકાશ ફેલાવતું, યાત્રાનું સુપ્રસિદ્ધ ધામ ગણાવા લાગ્યું.



શ્રી ગોમતેશ્વરની મૂર્તિનો પાછળનો ભાગ

જૈન ધર્મનો તેજસ્વી પ્રકાશ પાડતું એ શ્રમણ બેળગુળ મ્હૈસુર રાજ્યમાં બેંગલોરની પશ્ચિમે આવેલું છે. હિંદની પ્રાચીન મહત્તા જાણવાની ઇચ્છાવાળા એકેએક હિંદીએ એ તીર્થના દર્શન કરવાં જોઇએ.

જૈન પુરાણોમાં લખ્યું છે કે આ સ્થળે ચંદ્રગુપ્તે જૈન ધર્મ અંગીકાર કરી ભદ્રબાહુ સાથે નિવાસ કર્યો હતો અને પોતાના જીવનનો ઉત્તર કાળ ગાળ્યો હતો. જે ટેકરી પર એમણે તપશ્ચર્યા કરી અનશન વ્રતથી પોતાનો દેહ ગાળી નાખ્યો એ ચંદ્રગિરિ નામથી ઓળખાય છે.

ચંદ્રગિરિની બરાબર દક્ષિણે બીજી ટેકરી પર ગોમતેશ્વરની ૬૦ ફીટની મૂર્તિ છે. શરીરનું પ્રમાણ યોગ્ય માપસર છે ૧૦૦૦ વર્ષથી એ ભવ્ય મૂર્તિ પૃથ્વીના નિર્બળ મનુષ્યોને ઇન્દ્રિયો પર વિજય મેળવવાનો વીર સંદેશ આપતી ઉભી છે. એ નગ્ન છે છતાં નિર્દોષ બાળક જેવી એ નગ્નાવસ્થામાં કોઇ પણ પ્રકારના વિકાર વગર જોઇ શકે.

કથા એમ છે કે પહેલા તીર્થંકર આદિનાથે સંસારત્યાગ કર્યા પછી એમના બે પુત્રોમાં રાજ્યગાદી માટે લડાઇ થઇ. ભરત મોટો ભાઇ હતો. ખરો ગાદીનો વારસ એ હતો બાહુબલિ—જેમની આ મૂર્તિ

ચંદ્રગિરિની દક્ષિણે બરાબર સામે આવેલી ઇંદ્રગિરિની ટેકરી જેના પર ગોમતેશ્વરની મૂર્તિ આવેલી છે

છે–એ નાનો હતો બાહુબલિએ ભરતને હરાવ્યો ને ગાદી છીનવી લીધી પણ થોડા જ સમય પછી એમને પોતાનાં કર્મનો પશ્ચાત્તાપ થયો મોટા ભાઈને બોલાવી એમણે ક્ષમા માગી ને રાજ્યપાટ છોડી આ સ્થળે આવી તપ આદર્યું જૈન ધર્મના તમામ અંગોનુ એમણે જ્ઞાન મેળવ્યુ એટલે 'કેવલી' અથવા કેવળજ્ઞાની (પરમ જ્ઞાની) ગોમતેશ્વર નામથી એ પ્રસિદ્ધ થયા

એમના અવસાન પછી ભરતે પોતે આ પર્વતની ટોચ કોતરાવી એમની સુવર્ણની મૂર્તિ (એટલે કે જેમા પથ્થરના વજન જેટલુ સુવર્ણ ખર્ચાયુ હશે એવી) બનાવડાવી આ મૂર્તિ નગ્ન છે. નથી એને ભરમ કે નથી લગોટી. ઉપર આભ અને નીચે ધરતી છે પર્વતની ટોચ પરથી એ સંસાર પર નજર નાખે છે પગ પાસે વેલા ઉગી નીકળ્યા છે, પાસે સાપ ફરે છે, પણ એને પોતાના દેહની દરકાર જ નથી સંસારના જીવો પર એ પ્રેમ અને કરુણાથી જોઈ રહી છે.

કાળબળે આ જંગલ થઈ ગયુ કુક્કુટ સર્પો–એટલે કે કુકડા જેવા સાપ–આ ફરી વળ્યા છતાં કેટકેટલા યતિઓ, રાજાઓ ને ગૃહસ્થો આ યાત્રાએ જતા એક સમયે જીનસેન નામના એક યતિ મદુગ પાસે વિહાર કરતા હતા. ત્યાંના સેનાનાયક ચામુડરાય જૈન ધર્મી હતા યતિએ એમના માતુશ્રીને શ્રમણ બેળગુળની યાત્રાનો મહિમા કહ્યો, અને માતાએ દર્શન કર્યા પહેલાં દુધ ન લેવાની બાધા રાખી ચામુડરાયની સ્ત્રીએ સાસુજીની બાધાની હકીકત કહી અને ચામુડરાય લાવલશ્કર સાથે શ્રમણ બેળગુળ જવા નીકળ્યા. બહુ મહેનતે સૌ ચંદ્રગિરિ પર પહોચ્યા, પણ ગોમતેશ્વરનો પત્તો લાગ્યો નહિ

આખરે માતા અને પુત્રને એક જ જાતનુ સ્વપ્ન આવ્યુ, અને દક્ષિણ દિશાએ બાણ મારવાથી ગોમતેશ્વર જડશે, એવી ભવિષ્યવાણી સભળાઇ ચામુડરાયે સોનાના ધનુષ્ય પર સોનાનુ બાણ ચડાવીને માર્યું અને ત્યા બરાબર ગોમતેશ્વર જડયા.

પછી તો એ સ્થળનો જીર્ણોદ્ધાર કરવામા આવ્યો અને મહાપૂજા રચાઇ લાખ્ખો યાત્રાળુઓને નિમંત્રણ કરવામા આવ્યા. વાજીંત્રો, ફુલ, ધજા, મંડપો ને ભોજનસામગ્રીઓનો પાર ન રહ્યો. પછી અભિષેક થયો સેંકડો દેગડા દુધથી ગોમતેશ્વર ભગવાનને નવડાવવામા આવ્યા. પરન્તુ આ એક આશ્ચર્ય બન્યુ

દુધની ધારા ભગવાનની કેડ આગળથી નીચે પડી જાય પણ ચરણકમળ સુધી પહોચે જ નહિ' ચામુડરાયે અફસોસ કરવા માડ્યો ને વિદ્વાનોને તેનુ કારણ પુછ્યુ એક ગરીબ બાઇ બીડીના કાચલામા દુધ લઇને પૂજા કરવા આવેલી તે બિચારી દૂર ઉભી



શ્રી ગોમતેશ્વરની મૂર્તિનો પગ નજીક ઉભેલા માણસના પ્રમાણ ઉપરથી આખી મૂર્તિની ઉંચાઇનો ખ્યાલ આવશે



ગુલકાયાજીની મૂર્તિ

રહેલી યતિ જીનસેને ચામુંડરાયને એ દૂધ લઇ લેવા કહ્યું અને એ બાઈ તરફથી ભગવાનને ચડાવવાની આજ્ઞા કરી આ દૂધ તરત ચરણકમળ સુધી પહોંચ્યું અને પછીની પૂજા નિર્વિઘ્ને પુરી થઇ

ચામુંડરાયનાં પડળ હવે ઉઘડી ગયા. પૂજાના આડંબર અને ઠાઠથી એનામા અભિમાન આવેલું હતુ તે એ સમજી ગયો ને પેલી ગરીબ બાઇનું પાશેર દૂધ એના લાખો રૂપિયાની પૂજા કરતા અધિક છે એમ એને સમજાઇ ગયુ. આ બાઇનુ નામ ગુલકાયાજી પડ્યું. ગોમતેશ્વરની સામે એ બાઇની ખરી ભક્ત તરીકેની, પૂર્ણ કદની, બીલીફળના કાચલામા દૂધ લઇને ઉભેલી મૂર્તિ આજે પણ ત્યા ભાવપૂર્ણ નયને જોઇએ છીએ અને આનંદ થાય છે

પણ એ જીર્ણોદ્ધારને ય આજ ૧૦૦૦ વર્ષ થઇ ગયા છે. ઇ. સ. ૧૨૦૦ પછી દ્રવીડ અને કર્ણાટક દેશમાંથી જૈન ધર્મનો ભારોભાર તો તુટી ગયો છે છતા કાનડી ભાષાના ઘડતરમા અને જુના સાહિત્યમાં એની મદદ જેવીતેવી નથી

આપણે મર્યાદાઓના કુંડાળાથી પર થઇ આ સ્થાને યાત્રાળુઓના જેવા પૂર્ણ ભાવથી જઇશું તો પણ અમૂલ્ય લાભ મેળવીશું એમા શક નથી મૂર્તિ પવિત્ર, ગભીર અને પ્રેરક છે. આપણા શિલ્પીઓને માટે પણ પૂર્ણ માન ઉત્પન્ન કરાવે એવી છે.

શિવાજી કે નેપોલિયનના બાવલા જોઇને જે વીરતા માટે આપણે ધ્યેય ધારીએ તેના કરતા પણ વિશેષ ઇન્દ્રિયો પર વિજય મેળવવાનો આખા જૈનધર્મનો સંદેશો આ સ્થાનેથી આપણને મળી રહે છે અને ભોગવિલાસના આ જમાનામા એ સંદેશાની આપણને કેટલી બધી જરૂર છે?

આ મૂર્તિના કવિજનોએ અને ભક્તોએ ખુબ વખાણ કર્યા છે એનાં તો વખાણ જેટલાં થાય એટલા ઓછા છે. એક સાધુ લખે છે કે 'લિખિતંગ ગૃહસ્થ લોકોનો સાળો (એટલે કે ગૃહસ્થોની સ્ત્રીઓને બહેન ગણનારો) ગોમતેશ્વરને જુઓ ! શું એમને કોઇપણ વાસના અમર કરી શકે? . . .' બીજા એક કવિ કહે છે કે 'ગોમતેશ્વરનાં કૃપાકટાક્ષ જેના પર પડે છે તેના આશય શુદ્ધ થઇ જાય છે.'

હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ



પક્ષીશાસ્ત્રના અભ્યાસી શ્રી કંચનરાય

# જંગબારી પોપટ પર અખતરો

આજે પક્ષીઓના જીવન વિષે આપણું જ્ઞાન અલ્પ છે યુરોપમા તેમ નથી ત્યા જીવન-શાસ્ત્રના મહાપ્રશ્નો ઉકેલવામા સહાયરૂપ થાય એ હેતુથી પક્ષીશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, જંતુશાસ્ત્ર, વનસ્પતિ-શાસ્ત્ર વગેરેના અભ્યાસ પાછળ જીવન આખુ ખર્ચી નાખનારા પડ્યા છે. તે ઉપરાંત, આનંદની ખાતર પશુ-પખીને પાળવાનો ચાલ જે અહીં ઓછો થતો જાય છે તે ત્યા વધતો જાય છે પક્ષી-જગતમા કેટલીક વાર જે નવાઈ જેવા બનાવો બને છે તેનો ખ્યાલ એ જગતથી દૂર રહેનારાને ભાગ્યે જ આવે

આવા એક પક્ષીઓના શોખીન ને એ શાસ્ત્રના અભ્યાસી ભાવનગરના રા કંચનરાય દેસાઇ છે તેમની પાસે એક જંગબારી પોપટ હતો. જંગબારી પોપટને પાંજરામા રાખ્યા પછી એ ઘણુંખરૂં બચ્ચા આપે એવી જાત નથી તે છતા પિંજરામા જ તેના બચ્ચા લેવાનો વિચાર રા કંચનરાયને પહેલવહેલો સુઝ્યો. જંગબારી પોપટ તેની સુંદર અનુકરણશક્તિ, ચતુરાઇ, રંગનુ વૈવિધ્ય તથા સ્વરૂપની મનોહરતાને લીધે ઘણા રસિકોનુ પ્રિય પક્ષી બન્યો છે, અને જોકે સ્વભાવે તો તે પખેરૂ જેટલો અસ્થિર છે છતા ઘણે સ્થળે તેને પાળવામા આવે છે આવા પક્ષીઓની સંખ્યા વધારવાનો લોભ કોને ન થાય? છતા રા કંચન-રાયને સોનાની ઉમેદ બર લાવતા ઘણાં વિઘ્નો વીત-વાના હતા પહેલા તો દેખીતી રીતે જ બે વાત તેમની વિરુદ્ધ હતી પહેલી એ કે આ પક્ષી હિંદુ-સ્તાનમા બચ્ચા દેતુ નથી અને બીજી એ કે આ જાતના પક્ષીઓ પિંજરામા બચ્ચા દેતા નથી તે ઉપરાત, એ પોપટ માટે માદા મેળવવાની મુશ્કેલી તો હતી જ તે છતા ગમે તે ભોગે રા. કંચનરાયે એક વાર અખતરો તો અજમાવી જોવાનો નિશ્ચય કર્યો, અને ભાવનગરના દેસાઇ રા વીરેન્દ્રરાય પાસેથી તેમણે આ અખતરા માટે માદા માગી લીધી.

આ બનેને એક સ્થાને રાખ્યા ત્યારે નરની ઉંમર આશરે ૨૧ વર્ષની અને માદાની ઉંમર આશરે ૧૦ વર્ષની હતી. આ માદાએ પહેલા એક વાળેદું મુક્યુ હતુ પણ વર્ષો સુધીના પિંજરજીવનને લીધે તેઓ સવનન અને પ્રજનન વિષે બધુ નૈસર્ગિક જ્ઞાન ખોઇ બેઠા હતા, એટલે એ બધુ પણ રા કંચનરાયે તેમને ફરી શીખવવાનું જ રહ્યું આ યુગલને એક વિશાળ બંધ ઓરડામા, બારણે માત્ર જોવા માટે નાનું છિદ્ર રાખીને પુરવામા આવ્યાં. આ જનાવર (ઉસ્તાદો પખીને પણ જનાવર કહે છે) સ્વભાવે ક્રોધી હોવાથી કોણ કોને ક્યારે મારી નાખે તે કહેવાય તેમ ન હતુ આથી તેમની ઉપર સતત જાપતો અને દેખરેખ રાખવી પડતી એ ઓરડામા કોઇને જવા દેવામાં આવતુ નહિ તેમને ખોરાક આપવા અને એકમેક સાથે રહેતા શીખવવા માત્ર રા કંચનરાય જ ત્યાં જતા

[અનુસંધાન પાન ૫૨૫ મે]



# જીવનપરાગ

પ્રસિદ્ધ બંગાળી નાટકકાર અને કવિ દ્વિજેન્દ્રલાલ રાયના વિદ્યાર્થીજીવનની કથા છે કૉલેજમાંથી સીધો જ દ્વિજેન્દ્ર કલકત્તામા ભરાએલા 'સર્વજાતીય પ્રદર્શન' જોવા ગએલો કેટલીક કુલિન હિંદુ સ્ત્રીઓ કોઇ પુરુષ રક્ષક વિના પ્રદર્શન જોવા આવેલી તેમની પાછળપાછળ ચાલી આઠદસ અંગ્રેજ છોકરા ઠઠ્ઠામશ્કરી કરી રહ્યા હતા. એ જોતા જ તેનો મિજાજ ગયો આઘુંપાછું જોયા વિના તે તો આ કુરકુરિયાને શિક્ષા કરવા તૈયાર થઇ ગયો. ભાતખાઉ બંગાળીને સામો થતો જોઇ અંગ્રેજ છોકરાઓએ બીભત્સ ગાળો દેવા માંડી. પ્રદર્શનમા તોફાન થાય તે ઠીક નહિ માની દ્વિજેન્દ્ર સૌને બહાર લઇ ગયો અને ત્યા એકલે હાથે સર્વ પ્રતિપક્ષીઓને ગુક્કાબાજીનો સ્વાદ ચખાડવા માડ્યો. નાક પર પડેલા પહેલા પ્રહારે જ નાયકના લોહીની સાથે અભિમાનને બહાર કાઢી નાખ્યુ, અને તે સર્વદુખનાશક ધરતી માતાના ખોળે જઇ પડ્યો બીજાઓને પણ તેણે તેવી જ રીતે મારી નસાડ્યા યુદ્ધ પુરુ થયા પછી ફાટેલા અને લોહી ખરડાએલા કપડે દ્વિજેન્દ્ર ઘર તરફ જતો હતો ત્યા ટોળીના નાયકે તેને ફરીથી બોલાવ્યો દ્વિજેન્દ્રે પણ સારી પેઠે માર ખાધો હતો અને થાકીને લોથપોથ થઇ ગયો હતો, છતા સ્વમાન જાળવવા તે લડવા તૈયાર થઇ સામો ગયો પણ, પેલા અંગ્રેજ યુવકે તો માનપૂર્વક ઉભા થઇ તેની સાથે હસ્તધૂનન કર્યું અને પોતાની ભુલ માટે દિલગીરી દર્શાવી

* *

આજ સમયની એક બીજી વાત

એક મિત્ર સાથે વિદ્યાર્થી દ્વિજેન્દ્ર 'ઇડન' બગીચામા ફરવા માટે ટ્રામમા બેસી જતો હતો થોડી વારે એક 'સાહેબ' તેમની સામેની પાટલી પર બેઠો અને તેમની વાતો સાભળવા લાગ્યો. એકાએક તેના મગજમાં ભૂત ભરાયું અને તેણે પોતાનો બૂટમંડિત જમણો પગ આ બે મિત્રોની વચમા લંબાવ્યો અને બેદરકારીથી સીગારના ધુમાડા કાઢવા માડ્યા દ્વિજેન્દ્રથી આ બેઅદબી બરદાસ્ત થઇ શકી નહિ. તેણે તેને બે વખત પગ ઉઠાવી લેવા કહ્યું. જવાબમા ગોરાએ મંત્રોચ્ચાર કર્યો 'નિગર!' તરત જ દ્વિજેન્દ્રે થપાટ મારી પગ ફેંકી દીધો. આવી પ્રકૃતિના 'નિગર'નો કદિ પરિચય થએલો ન હોવાથી સાહેબ હેબકાઇ ગયો અને શાન્તિથી ટ્રામનો આશ્રય છોડી 'ગુડિયાવેલ' જોડી દીધી !

દ્વિજેન્દ્રલાલને પોતાની બહાદુરીની વાત કરવી પસંદ ન હતી, તેથી આ કથા વીસ વર્ષ સુધી ગુપ્ત રહી પણ પછી એક વાર બંગાળી 'સાહિત્ય' સપાદક સુરેશબાબુના નાના ભાઇ યતીશચંદ્રે ટ્રામમા કોઇ કારણ સર એક 'સાહેબ'ની સારી રીતે 'પૂજા' કરી હતી એ વાત સાંભળી, ત્યારે દ્વિજેન્દ્રબાબુએ પોતાની આ વાત કહી, અને યતીશબાબુના સત્સાહસના મોંફાટ વખાણ કર્યાં

* *

મદ્રાસમા આવેલુ નીલનુ 'ગોઝારુ સ્મારક' ન ખસેડવાનો દુરાગ્રહ રાખનાર વર્તમાન નોકરશાહીના વર્તનની સાથે શાહજહા બાદશાહનુ હૃદયઔદાર્ય દાખવતો નીચેનો બનાવ સરખાવવા જેવો છે

૧૬૪૪–૪૬ મા ઔરંગઝેબ અમદાવાદનો સુબો હતો ત્યારે શહેરમા કાઇ ધાર્મિક તકરારને લીધે હુલ્લડ થયુ તેથી ઔરંગઝેબે, શાન્તિદાસે નવ લાખ રૂપિયા ખર્ચી બંધાવેલા ચિન્તામણીના જૈન દેવાલયની મૂર્તિઓ ભાગી નાખી અને તેમા ગૌવધ કરી તેને અપવિત્ર કર્યું. આ વિષે જૈન કોમે શહેનશાહ શાહજહાને ફરિયાદ કરી એટલે તેણે પોતાના પુત્ર પર અત્યંત નારાજ થઇ મંદિરને સરકારી ખર્ચે પૂર્વ સ્થિતિ પર લાવવાનો હુકમ કર્યો, અને થોડા સમયમા જ તેની ગુજરાતમાથી બદલી કરી

* *

અમદાવાદના અત્યારના કોઇકોઇ પત્ર રમુજી છે. જુના કાળમા પણ 'અમદાવાદ વર્તમાન,' 'ખબર દર્પણ,' 'શમશેર બહાદુર' વગેરે પત્રો એવા જ હશે એમ લાગે છે.

ખાડિયામા પ્રાણશકર બાપા નામના એક ઉસ્તાદ નાગર ગૃહસ્થ રહેતા હતા તેમણે "અમદાવાદ વર્તમાન"ને એક વેળા ચીડવ્યુ. એટલે 'વર્તમાને' લખ્યુ 'હમણા અમે પ્રાણશકરને એક લુગડાની પેઠે પલાળીએ છીએ. પછી બે માણસ સામસામુ પકડીને આમળીશું. કાં તો ફાટે છે, કા તો તૂટે છે પછી સીંકામા

નાખીશુ, એટલે અધુરૂ હશે તે પુરૂ થશે અમે એ પ્રાણશંકરને ખબર આપવા માટે જણાવીએ છીએ કે પ્રાણશંકરને ખોદાની બંદગી કરવી હોય તો કરી લે, કાલથી નીચોવવુ ચાલતુ કરીશું '

卐 卐

દ્વિજેન્દ્રલાલ રાય સરકારી નોકરીમાથી છુટા થઇ દેશસેવાના કાર્યમાં લાગી ગયા હતા તે સમયની કથા છે

એક મિત્રની સાથે દ્વિજેન્દ્રલાલ એક દિવસ બંગાળના એક ગામડામા ફરતા હતા. તેમને દાત ખોતરવાની ટેવ હતી ચાલતાચાલતા તેમણે રસ્તા પર આવેલ એક જીર્ણ ઝુપડીના ઘાસના છાજમાથી એક તણખલું દાત ખોતરવા ખેંચ્યુ એટલામા ઝુપડીમાથી બહાર આવી એક ડોશી કઠોર ભાષામા તેમને ગાળો દેવા લાગી આ તિરસ્કારને દ્વિજેન્દ્રલાલે શરૂઆતમા તો હસવામા ઉડાવી દેવા કર્યું. પણ જ્યારે ડોશી વારવાર બોલવા લાગી કે, ' આ મારૂ ઘર એ જ મારો આધાર છે, તેમા માથુ મુકીને હુ પડી રહુ છુ, હાય ! હાય ! એ જાય તો મારે કોનો આધાર ?' ત્યારે એ સાભળી દ્વિજેન્દ્રલાલ એકદમ ગભીર થઇ ગયા અને તેમની આખમા આસુ ભરાઈ આવ્યા ક્ષણભર મૌન રહી, પછી ગાઢ, ગદ્‌ગદ્ કંઠે તેમણે પાસે ઉભેલા મિત્રને કહ્યુ ' આહા ! આ અસહાય ડોશી પોતાની ભાગીતુટી ઝુપડીને જેવી લાગણીથી પોતાનુ સર્વસ્વ કહે છે, તે રીતે જો આપણે આ ભારતવર્ષને હૃદયથી પોતાનુ સર્વસ્વ કહીએ તો પછી બીજુ શુ જોઇએ ? પણ હાય ! એવુ દેખાતુ નથી એ જ મહા દુ ખની વાત છે '

卐 卐

ન્યાયમૂર્તિ રાનડેને એક ખ્રિસ્તી પાદરી મળવા આવ્યા તેમના ટેબલ પર પડેલા ધાર્મિક પુસ્તકોના થોકડામા સૌથી ઉપર બાઈબલને જોઇ તેમણે રાનડેના ખ્રિસ્તી ધર્મગ્રથને સૌથી ઉપર સ્થાન આપવાના ઔચિત્યના મર્મમા વખાણ કર્યા આ સાભળી સૌથી નીચે રહેલ ગીતા બતાવી ન્યાયમૂર્તિએ જવાબ આપ્યો, ' પણ તે સૌના મુળમા પાયા રૂપે ગીતા છે, એ કેમ ભુલી જાઓ છો ?'

卐 卐

બાબુ દ્વિજેન્દ્રલાલ રાય ઇંગ્લાડમા ખેતીનો અભ્યાસ કરવા માટે સરકારી શિષ્યવૃત્તિ લઇને ગયા હતા. એક દહાડો લડનના ' રીજંટ પાર્ક 'મા તે ફરવા ગયા. ત્યા એક પાદરી ભાષણ કરતો હતો તે સાભળવા લોકોનું ટોળું મળ્યુ હતુ દ્વિજેન્દ્રલાલ પણ સાભળવા ઉભા રહ્યા મૂર્તિપૂજક ભારતવાસીને જોઇ પાદરીને શૂર ચડયુ દ્વિજેન્દ્રબાબુની સામું જોઈ તેણે ગભીર સ્વરે કહ્યુ, 'And you ! the Devil is staring you in the face' ('શેતાન તારા મો તરફ તાકીને જોઈ રહ્યો છે') દ્વિજેન્દ્રે તેના કરતાં પણ વધારે ગભીરતા ધારણ કરી જવાબ આપ્યો, 'Yes, you are'. ('હા, તુ તાકી રહ્યો જ છે.') યોગ્ય હાજર જવાબ સાભળી એકત્ર થએલા લોકો ખડખડાટ હસી પડયા

卐 卐

અમદાવાદ મ્યુનિસિપાલિટીની મીટિંગ ભરાઇ હતી પ્રમુખસ્થાને રણછોડભાઈ, પોતાની પદવીને યોગે બેઠા હતા એવામા બે મેમ્બરો તેમની કને આવ્યા એક કહે, ' જુઓ સાહેબ ! આ શખસે મને લોફર કહ્યો !' બીજાએ ઉશ્કેરાઇને કહ્યુ, ' સાહેબ ! તેણે મને લોફર કહ્યો !' શાન્ત, ગભીર મુખ રાખી રણછોડભાઇ બોલ્યા, ' શુ કામ લડી મરો છો ! અમારે મન તમે બને સરખા છો '

卐 卐

દ્વિજેન્દ્રલાલે એક દહાડો કલકત્તામા પોતાના અખ્યાત, પ્રખ્યાત સર્વ મિત્રોને મિજબાની આપી તે માટે જે આમત્રણ પત્રિકા મોકલવામા આવી તે નીચે પ્રમાણે હતી

' જેમની કુબેરના જેટલી સપત્તિ છે, બૃહસ્પતિના જેટલી બુદ્ધિ છે અને યમના જેવો તો પ્રતાપ છે એવા આપ સાહેબ, આપના ભવનનુ નદનવન છોડી, આપની પદ્મપલાશનયના પ્રિયતમાની સાથે, આપના સુવર્ણરથમા બેસી, આ દીન, હીન, અધમના ઘેર, શનિવારે, સેવાર્થ ઠાતિ સાજરે આવી જો આપના ચરણકમળની પવિત્ર રજ ખખેરશો તો અમારા ચાદ પરિયાનો ઉદ્ધાર થશે '

આ નિમત્રણના અનેક હાસ્યજનક જવાબ આપ્યા. તેમાથી કવિ રવીન્દ્રનાથના મોટા ભાઈ દ્વિજેન્દ્રનાથ (બડદાદા)નો પ્રત્યુત્તર આ રહ્યો :

'નથી કે બુદ્ધિ, નથી સંપત કે, યમ સમ નથી નથી મુજ પ્રતાપ,
નથી નદનવન, સ્વર્ણ સુવાહન, પદ્મપંકજ નથી જાગ્યો આપ,
હા, છે પગ પર રજ મનમાની, તે પવિત્ર કે નહિ ના જ્ઞાન,
ચાદ પેઢી તુજ મોક્ષ જાય તો ખંખેરીશ તન સદન નિદાન

વળી,

મેધાચ્છાન્તિ શનિની સાંજે ગુરુનો જો નડશે નહિ ભાય,
કે અચ્યુત ઉડાવી ન જાયે કાલ-સ્વરૂપી મુજને વ્યાધ '

ॐ ॐ

સ્વ ભોળાનાથ સારાભાઇ ખેડામા મુનસફ હતા. એક કેસમા બે પક્ષના વકીલોની તકરાર સાભળી એકના લાભમા તેમણે ફેંસલો આપ્યો. હારેલા વકીલ ભોળાનાથભાઇના આશ્રયથી જ કારકુનમાથી ચડતે ચડતે વકીલ થએલો તે જરાક ઘરના માણસ જેવો પરિચયવાળો, એટલે કોર્ટમાં ઉચિત વર્તણુક ભુલી જઇને કહે, ' અરે સાહેબ ' આમ ફેંસલો આપો છો ? શું ગાડાગાંડા થયા ? ' ભોળાનાથભાઇએ શાન્ત મન રાખી, આ બનાવમાના હાસ્યરસના સ્વરૂપનુ જ દર્શન કરી, જરા સ્મિત કરી જવાબ આપ્યો ' ના; હુ ગાડો નથી થયો. '

ॐ ॐ

સ્વ સંસ્કૃત વિદ્વાન શંકર પાડુરંગે અભ્યાસ કેવી રીતે કરવો એ સંબંધમા પોતાને નવીન જ દૃષ્ટિ કઇ રીતે આપી, તેનુ વર્ણન આપણા સુપ્રસિદ્ધ કવિ રા નરસિંહરાવ નીચે પ્રમાણે કરે છે

" F. Y A. (પ્રીવિયસ)મા હુ નાપાસ થયો, તે પછી અમદાવાદમા શકરરાવ આવ્યા ત્યારે એમને મળ્યો. એ મને કહે 'તમે શા વિષયમા નાપાસ થયા ?' ઉત્તર: ' ઇતિહાસમા ' શકરરાવ કહે, ' ઇતિહાસનુ સારૂ જ્ઞાન મેળવવાનો ઉપાય કહું. ' કહીને મને પૂછે છે, ' કોઈ મકાનને વિષે સંપૂર્ણ ખ્યાલ શી રીતે તમે મેળવો ? ' હુ તાજો વિદ્યાર્થી હતો પરીક્ષામા નિશ્ચિત કરેલા પુસ્તક બહુવાર વાચવા એ વિદ્યાર્થીવર્ગમા પરાક્રમ રૂપ ગણાતુ હતુ. મારા એક સહાધ્યાયીને પ્રો. ભાડારકરે ધમકાવ્યો, ' કેમ આ નાટકમા તુ નપાસ થયો ? ' વિદ્યાર્થી કહે, ' સાહેબ ' મેં નાટક સાત વાર વાચ્યુ હતુ. ' ભાડારકર કહે ' તો તારે તે આઠમી વાર વાચવુ હતુ ! ' આ પ્રકારની માન્યતાના સંસ્કારને પ્રભાવે મે શકરરાવને ઉત્તર આપ્યો, ' એ ઘરને વારંવાર જોવુ ' શકરરાવ કહે, ' ના, એ ઘરને જુદેજુદે સ્થળે રહીને જોવુ, જુદાજુદા દૃષ્ટિબિંદુથી જોવું તેજ રીતે ઇતિહાસ પણ જુદીજુદી દિશાથી નિરખવો, રાજકીય, ધાર્મિક, સામાજિક, ઈત્યાદિ સ્વરૂપથી તેનુ અધ્યયન કરવું જોઇએ ' "

[સપાદિત] નવલરામ ત્રિવેદી

## આફ્રિકાના પત્રો

સવારના સાડા પાચે નૈરોબી આવ્યું તાર તો મેઇલમા પહોચવાનો કર્યો હતો અને આવ્યા બે કલાક વહેલા, એટલે કોઈ સામુ આવ્યુ ન હતું. અમે તો શેઠ કાનજી નારણજીની દુકાન શોધી કાઢી. તેના માણસને ઉઠાડયો શેઠ કાનજીભાઇને ઘેર ગયા અને અમે આવ્યા છીએ એમ જાહેર કર્યું.

નૈરોબીમા પણ ઉતરવાની તો પુરી તકલિફ સમજી લ્યો. પરતુ શેઠ કાનજીભાઇનો એક જુદો બગલો છે તેમા એક ઓરડી અલાયદી હતી ત્યા અમારા માટે સગવડ કરી રાખી હતી. બંગલાની બીજી ત્રણ ઓરડીઓમા થોડાએક પાટીદાર ભાઇઓ ભાડે રહેતા હતા અને પોતાનુ ખાનગી રસોડું પણ ચલાવતા હતા અમારા ઉતારામા કાનજીભાઇએ અગાઉથી જ પલગ, સાદડીઓ, ખુરશીઓ તેમજ નહાવાખાવા માટે ઉપયોગી સામાન વસાવ્યો હતો.

નૈરોબી તો કેન્યાનું પાટનગર; યુગાન્ડા રેલ્વેનુ મોટામા મોટું સ્ટેશન કેન્યાની બધી મુખ્ય મુખ્ય ઑફિસો અહીં એટલે મોટા પગારદાર યુરોપિયન અમલદારો પણ અહીં, યુરોપિયનો અને એશિયાવાસી લોકો વચ્ચેની મોટી દીવાલ—Colour Bar (રંગભેદ) પણ અહીં પુર જોશમા; આપણી આફ્રિકાની હિંદી કૉંગ્રેસના નેતાઓ પણ અહીં, આખા આફ્રિકામા આપણી પ્રજાકીય લડતનું વાજું હોવાનુ અભિમાન ધરાવનાર આપણુ પ્રજાપક્ષનુ Democrat (ડેમૉક્રૅટ) પેપર પણ અહીં; ને આ સ્થળના મૂળ વતની મસાઈ લોકો જેવી બહાદુર પ્રજા, જેનો શિકાર કરી લગભગ નાબુદ કરવામા આવ્યા તે પણ અહીં, ક્વાઇટ પેપરને નામે પ્રસિદ્ધ થએલા ખરીતાની રાજ્યનીતિનું ચોકખુ પ્રતિબિંબ અહીં નૈરોબીમાં પડી રહ્યુ છે.

નૈરોબી દરિયાની સપાટીથી સાડા પાંચ હજાર ફુટ ઉંચુ એટલે હવા તો ઠંડી જ રહે છે, અને અહીંની ઠડીથી લોકોનું આરોગ્ય પણ સારૂ રહેતું હોવું

જોઇએ આપણા કેટલાક ભાઇઓનું તો એમ કહેવુ હતુ કે જે બાળકો અહીં જન્મ્યા હોય છે તેમને નાની ઉમરે દેશમા લઇ જઇએ છીએ તો દેશની ગરમી સહન ન કરી શકતા હોવાને લીધે મરી જાય છે આ તેમની માન્યતા હશે એમ મને તો લાગે છે અમે ગયા ત્યા સુધી નૈરોબીમા ટાઢીને બદલે શરદી વધારે હતી અને ભાઈ ગૌરીશંકરે તો આરતાવેંત જ ખાટલો ઢાળી દીધો હતો તે બાર દિવસે છોડ્યો. અહીંની શરદીમા મને મરચા પણ તીખા નથી લાગ્યા અને દાળશાકમા ખુબ વઘાર કરે તોપણ જીભને કાઇ અસર થઇ નથી નહાવાનુ પાણી તો ખુબ ઉનુ જોઇએ, અને અમસ્થા પણ આખો દિવસ સગડી સળગતી જ રહે

આવી ટાઢીને લઇને અહીં માણસોને ન્યૂમોનિયા તરત જ થઈ આવે છે; અને એક વાર થયો કે મોટે ભાગે ખલાસ યુગાન્ડામા બ્લૅક વૉટર થાય એટલે બચવાની આશા નહિ અને નૈરોબીમા ન્યૂમોનિયા થાય એટલે રામનામ

નૈરોબીની આસપાસનુ દૃશ્ય કાઇ બહુ સુંદર ન ગણાય નૈરોબી એ હાઇલૅન્ડ્ઝનુ કેન્દ્ર છે એક બાજુ લુમ્બ્વા અને બીજી બાજુ કયુ એ બેનો વચ્ચેનો પ્રદેશ તે હાઇલૅન્ડ્ઝ—જે યુરોપિયન લોકોના વસવાટ માટે ખાસ રીઝર્વ્ડ કરેલો છે તળ નૈરોબીની અંદર પણ આપણા લોકો જે ભાગમા રહે છે તે નીચાણમા છે, જ્યારે યુરોપિયનોના મકાનો ઉંચી ટેકરી પર બાંધેલા છે નૈરોબીનો નજીકમા કિકુયુ નામનુ મોટુ સરોવર છે અને એ સરોવરમાથી આખા નૈરોબીને પાણી પુરૂ પાડવામા આવે છે ઠેઠ યુગાન્ડાથી પાણીની તાણ ભોગવતા અમે આવ્યા હતા તે નૈરોબીમા પાણી છુટથી વાપર્યું

નૈરોબીમા આપણા ભાઇઓની વસ્તી સારા પ્રમાણમા છે કારકુન વર્ગમા તેમજ સ્ટેશનો પર પટેલ ભાઇઓનુ મોટુ પ્રમાણ છે ને વેપારીઓમા ખોજા, લેવા તથા લોહાણા વધારે પ્રમાણમા છે.

આપણા લોકોની રહેણીકરણી તો સુપ્રસિદ્ધ છે એ જ ગંદવાડ, એ જ સુસ્તી અહીંના સારાસારા પૈસાદાર વેપારીઓના છોકરા પણ તમે ગંદા જ જુઓ. આપણા ગુજરાતના ભાઇઓમા લેવા લોકોએ તો તેમા હદ વાળી છે એમ કહી શકાય શાળાઓમા પણ તેમના છોકરાને ગંદવાડના નમુના તરીકે મુકી શકાય એમ એક પ્રમાણભૂત માસ્તરે મને કહ્યુ છે રોજ એક વાર નહાવામા તો તેઓ સમજતા જ નથી સનાતનધર્મ કન્યાશાળાની તેત્રીસ કન્યાઓમાથી ફક્ત બે સ્નાન કરીને આવી હતી લોકોના સંડાસોનું તો પુછવુ જ શુ? દેશની જેમ અહીં પાનની પીચકારીઓ સંડાસમા નથી જણાતી, પણ જ્યા, પર પરાથી બીડી ન પીનાર બ્રાહ્મણવર્ગ પણ ખાસ 'વર્જિનિયા લીફ' ફૂંકે ત્યા સંડાસોનો દેખાવ કેવો થતો હશે તે તો કલ્પી જ લેવુ 'વટ્યો બ્રાહ્મણ તરકથી યે જાય' એ કહેવત ખોટી નથી

મને ઘણા સારાસારા માણસોએ જણાવ્યુ છે કે નૈરોબીમા પચાસ ટકા પટેલ ભાઇઓ અવારનવાર દારૂ પીએ છે અને તેત્રીસ ટકા તો રીતસર પીનારા છે નૈરોબીમા પટેલ ભાઇઓ તો ઘણાખરા કેળવાએલા છે, કેળવણીમા રસ લે છે, સારીસારી નોકરીઓમાં છે, છતાં આ કેમ બની શકયુ છે તે હું સમજી શકયો નથી કાઠિયાવાડી ભાઇઓ દારૂ વગેરે પીતા સાભળ્યા નથી, પણ દારૂ વેચવો એ દારૂ પીવાનુ સાદુ જણાતુ સ્વરૂપ હોય તો તો શેઠ કાનજીભાઈ પોતે જ દારૂના મોટા વેપારી છે દારૂ તથા ડબ્બાઓમા પૅક થઇને આવતું માંસ—બજારોની જીભો વગેરે—એ એમનો ખાસ

## એ કોણ?

એ કોણ? સદ્ભાગી પ્રચંડપાણિ
જેને સુધા નેત્રદ્વયે સમાણી,
એ કોણ? બોલે સુમધુર વાણી,
એ કોણ? એ ગુર્જરીનો કુમાર

લાલી મુખે, યૌવનગૌર કાયા,
હૈયે ભર્યા ચેતનના ફુવારા
સત્કાર્યે જેના કરતા ઝગારા,
એ કોણ? એ ગુર્જરીનો કુમાર

મહાબલી, નમ્ર હાર્દ હીંડો,
ને પુત્ર વાગીશ્વરીનો પનોતો,
લાગે સહુને શીવપૂર્ણ માઠો,
એ કોણ? એ ગુર્જરીનો કુમાર

એ કોણ? માતૃભૂમિનો સિપાહી,
રહ્યો સ્વદેશોદયને જ ચાહી,
માતા તણાં દુધ દીપાવનાર,
એ કોણ? એ ગુર્જરીનો કુમાર

**ચંદ્રકાન્ત મગળજી ઓઝા**

વેપાર છે. પણ વેપાર કરનાર તે પૈસા સામી નજર રાખે કે પોતે શું વેચે છે તેની સામે? એ ભાઇ તો કહે છે કે વાપરનારાઓને બંધ કરો એટલે અમે અમારી મેળે બંધ કરશું જ કરશું!

આપણા લોકોની રાજકીય સ્થિતિ અહીં તદ્દન ખરાબ છે. રેલવેમાં, ઑફિસોમાં, રસ્તાઓ પર, કોરટમા, સ્ટીમરમા, હોટેલોમાં જ્યાં જાઓ ત્યાં રંગભેદ સામો જ ખડો છે. વહેલામોડા આપણા ભાઇઓને કેન્યા છોડીને નાસવું પડે તેની પેરવી જ સરકાર કર્યા કરે છે એમ કહેવાય છે કે આખી યુગાન્ડા રેલવે પટેલોએ અને પંજાબીઓએ બાંધી છે. એ રેલવે પણ પટેલ રેલવે કહેવાય છે. પરંતુ એ રેલવેના નોકરોમાથી તેમની સંખ્યા ધીમેધીમે રીતસર ઓછી થતી જાય છે અને જતે દિવસે તેમા કેટલા પટેલો ટકશે એ પ્રશ્ન છે. એ જ પ્રમાણે બધી ઑફિસોનુ સમજવું આપણા ભાઇઓના પગાર ઉપર તેમજ રજાઓ ઉપર તો અવારનવાર તરાપ આવ્યે જ જાય છે અને નોકરી ધીમેધીમે કસ વિનાની થતી જાય છે

વેપારમા પણ આવી જ સ્થિતિ છે. કહે છે કે આજ સુધી યુરોપિયન લોકો આપણા ભાઇઓની દુકાનેથી પણ માલ લેતા અચકાતા નહિ; પણ હવે તો તેઓ યુરોપિયનોની દુકાનેથી જ માલ લે છે, પછી ભલે તે માલ ચારગણો મોંઘો મળતો હોય. આને પરિણામે, આપણી કેટલીક પૈસાદાર પેઢીઓને ધક્કો લાગ્યો છે એમ જણાય છે,—અને લાગે જ.

આ રાજકીય પરિસ્થિતિને પહોંચી વળવા માટે આજ ચાર વર્ષ થયા અહીં પણ કૉંગ્રેસની બેઠકો થાય છે અને છેલ્લી બેઠકમા તો પ્રમુખ તરીકે શ્રીમતી સરોજિની નાયડુ આવ્યા હતા આ ચળવળનુ પરિણામ તો જે આવે તે ખરૂ, પરંતુ એક વાત તો મને દીવા જેવી ચોકખી લાગે છે અને તે એ કે અહીંના રાજકીય નેતાઓ પર આપણા લોકોને જરા યે વિશ્વાસ નથી. સાભળવા પ્રમાણે કેન્યાના નેતાઓએ અનેક વાર ફંડોના ગોટાળા કર્યા છે, એટલે પ્રજા તેમના હાથમાં નાણાં મુકવા તૈયાર નથી. કેન્યાના રાજકીય નેતાઓનુ જીવન પ્રજા પર છાપ પાડે તેવું નથી. તેમના જીવનમા જોઇએ તેટલા પ્રમાણમાં સાદાઇ નથી, તેઓ દારૂડિયા છે વગેરે વગેરે ફરિયાદો મારે કાને આવી છે એ જ બતાવે છે કે તેઓ આમવર્ગના હૃદયમાં સ્થાન મેળવી શક્યા નથી. આપણા ભાઇઓની રાજકીય લડતને ટકાવી રાખનારૂ સાપ્તાહિક પત્ર 'ડેમૉક્રૅટ' પણ જોઇએ તેવી સારી સ્થિતિમા નથી એના તંત્રી મિ આચાર્ય પોતે સજ્જન છે, પણ તેમનુ પત્ર પ્રજામા સ્થાન મેળવી શક્યુ નથી, એટલે અત્યારે તો એ આપણી સંસ્થાની માફક દાન ઉપર નભે છે અને આપણો પગાર જેમ દાનમાથી નીકળે છે તેમ જ રા આ-ચાર્યનો માસિક આઠ સો શિલિંગનો પગાર પણ દાનમાંથી જ નીકળે છે.

અહીંના નેતાઓમા રા. દેસાઈ આગળપડતા આદમી છે; હજી તેમના પર લોકોનો થોડો પણ વિશ્વાસ છે. પરંતુ મને જણાયુ છે કે રા દેસાઇનું જીવન હાલ વહે છે તેમ વધારે વખત વહેશે તો એ વિશ્વાસને સરી પડતાં વાર નહિ જ લાગે.

આપણો આમવર્ગ તો લડત પ્રત્યે છેક જ ઉદાસીન છે, કારકુન વર્ગ હજી એ લડતના મર્મને સમજે છે અને જરૂર પડયે દ્રવ્ય આપે છે

હવે આપણી ધાર્મિક સ્થિતિ વિષે. યુગાન્ડામાં મેં આપણા લોકોનુ એક પણ મંદિર ન જોયુ, અને અહીં જોયા ત્યારે પહેલાં મને હર્ષ થએલો, પરંતુ એ હર્ષ લાંબો ટક્યો નહિ. યુગાન્ડામાં માણસને કામ એટલું બધું કે મંદિર બાંધવાનો વખત જ નથી. નૈરોબીમા મંદિર બાંધવાનો યે વખત છે અને મંદિરમાં લડાઇ જગાવવાનો પણ વખત છે. યુગાન્ડામા મેં આપણા ભાઇઓમા સારી એકતા જોઇ હતી. તેમા પણ યુગાન્ડાનો અતિથિધર્મ તો હું હજી પણ સંભારૂં છુ ત્યારે મને મોહ પમાડે છે. બપોરે વૈશ્વદેવ સમયે જે કોઇ આવી ચડ્યો તેને માટે ભોજનનો ખુલ્લા દિલનો સત્કાર. નૈરોબીમા તો મેં ધર્મના ઝગડા જ જોયા છે. આર્યસમાજ અને સનાતનધર્મ લડે, આર્ય-સમાજ અને શીખો લડે; ખોજાઓ તો નામદાર આગાખાનના છત્ર તળે કપાળમાથી હિંદીનુ નામનિશાન ઉખેડી નાખી શકાય તો તેમ કરવા તત્પર; મુસલમાનોને મસીદ અને બ્રાહ્મણોને શિવાલય. બધા શાસ્ત્રાર્થ કરે, બધા એકબીજાને શાસ્ત્રીય ગાળો ભાંડે, બધા પોત-

પોતાની જુદી કન્યાશાળા ચલાવે અને પરિણામે બધા અધર્મથી મરે સૌ પોતપોતાને મનગમતો ધર્મ પાળે એ સમજી શકાય છે, સૌ પોતપોતાને મનગમતા આચારવિચાર ધરાવે એ પણ ખરૂ; પરંતુ, અમુક જ ધર્મ સર્વશ્રેષ્ઠ છે ને તે સિવાયના બીજા ધર્મના માણસો તરફ મનુજ ભાઇ તરીકે આપણો કશો ધર્મ છે જ નહિ એવી માન્યતા શી રીતે ચાલી શકે? આ ખોબા જેવડા નૈરોબીમા ધર્મના આ તોફાન શા? મને તો લાગ્યું છે કે બધા ધર્મના ટકાટકાની કીમતના માણસો જ આ ઝગડા ચલાવી રહ્યા છે ને પોષી રહ્યા છે. જે ધર્મ પોતાના માનવબધુ તરફ ભાઇચારો ઉપજેશી ન શકે તે ધર્મનો આ નવી દુનિયામા તો નાશ થયે જ છુટકો છે નૈરોબીમા આપણા ભાઇઓમા ગજ્જ્ઞાય તેમજ સામાજીક ઐક્ય નથી આવી શકતુ તેનુ એક મોટુ કારણ આ પણ છે

આ તો નૈરોબીની સામાન્ય વાત થઇ હુ તો નૈરોબી આવ્યો તે જ દિવસે મેં ગિજુભાઇના બે જુના મિત્રોને શોધી કાઢ્યા તેઓ હજી પણ ગિજુભાઇને સ્નેહથી સભારે છે તેમાના એક રા દોલતરામ માસ્તર—જે 'ભયકર'ના ઉપનામથી ઓળખાય છે—અને બીજા રા હરિશકર ત્રિવેદી

દોલતરામ માસ્તર પહેલા મહેતાજી હતા, પછી જામનગરના પોલિસ ફોજદાર હતા, ત્યારબાદ નૈરોબીમા માસ્તર રહ્યા, પછી નૈરોબી પોલિસમા દાખલ થયા અને અત્યારે ફકડે બૅરિસ્ટરના હેડ કલાર્ક છે આમ પોતે બાહોશ છે, ઘણુ ફરેલા છે, જાતે ઔદીચ્ય બ્રાહ્મણ છે, રાત્રે ધુમાડા કાઢતાકાઢતા પોતાના અનુભવની વાણી સુદર રીતે સભળાવે છે અને તેમના માથા પરના ધોળા વાળ તેમા સહેજસાજ ગભીરતા પણ પુરે છે ખરા. પોતે ખુબ આનદી છે.

બીજા રા હરિશકરભાઇ ત્રિવેદી પહેલા તો શેઠ અલીદીના વિશ્રામના મૅનેજર હતા, પણ તે પેઢી ભાગતા હવે લાકડાનો મોટો વેપાર ખેડે છે પોતે હાલ કચ્છી હિંદી યુનિયનના પ્રમુખ છે તેમના પ્રમુખપણા નીચે મેં કેળવણીના બે વ્યાખ્યાનો આપ્યા હતા ઉપરાત, અત્રેના ગાધી મડળના પણ તેઓ પ્રમુખ હતા; કારણ કે ગાધી મડળના પ્રમુખને સપૂર્ણ વિદેશી પોષાક ધારણ કરવાનો હક્ક હતો!

આપણા કાઠિયાવાડી ભાઇઓમા તેઓ આગેવાન ગણાય છે અને મારા જેવા કોઇ રાષ્ટ્રીય શાળાના ફડને માટે આવે, કોઇ સીનેમાના ખેલ કરવાવાળો આવે કે કન્યાશાળાનો ફાળો કરવાનો હોય, એવા પ્રસગોમા સૌ કોઇની નજર તેમના તરફ ઢળે છે. ગિજુભાઇને તેમણે બેત્રણ વાર બહુ સ્નેહથી યાદ કર્યા હતા

આ તો ગિજુભાઇના મિત્રોની વાત થઇ પરતુ એ સિવાયના બીજા ઘણા ભાઈઓને મારે અહીં ઉતારવા પડશે પહેલા તો બે કાઠિયાવાડી ભાઇઓને ઉમેરી લઉં એક મિ. મહેતા અને બીજા મિ. કોટક

રા અમૃતલાલ મહેતા મુળ જામનગરના છે અને અહીં નેશનલ બૅંક ઑફ ઇન્ડિયાના ક્લાર્ક છે તેઓ જાતે જૈન છે, પણ સ્વામી રામતીર્થના ભારે વાચક ને શૉખીન છે આપણા ફડમા એ ભાઇએ પુરા પદર દિવસ એકપગે કામ કર્યુ રોજ દિવસમા તેમના ત્રણચાર આંટા તો ખરા જ રાત્રે પણ ઘણી વાર અગિયાર અગિયાર વાગ્યા સુધી અમારી મડળીમા મિ મહેતા હોય ખરા તેમની સરળતા મેં આખા નૈરોબીમા નથી જોઇ નૈરોબીના ફડની ચોપડી અને ઇન્ડિપેન્ડન્ટ પેન તો તેમના હાથમા જ.

ભાઈ કોટક વળી બીજી જાતના આદમી પહેલેથી જ ફડમા હાજર, પણ થોડાબોલા મક્કમ એવા કે ધાર્યુ હોય ત્યાથી ધારી રકમ લીધે રહે તેઓ પોતે સ્ટૅન્ડર્ડ બૅંકમા સારો હોદ્દો ભોગવે છે અને સ્થિતિ પણ સારી હશે તેમને જાણનારાઓ તેમનુ બહુ સારૂ માન રાખે છે ફડની ઉઘરાણી તાકીદે પતાવવામા તેમણે અદ્ભુત કામ કર્યુ છે ભલા હાડલાને પણ તે એક વાર તો બરાબર વગાડી આવ્યા છે આ સિવાય રા કાલિદાસ માસ્તર વગેરેનો ઉપકાર પણ ભુલાય નહિ

પણ હવે કાઠિયાવાડનો પક્ષપાત દેખાશે. નૈરોબીમા તો મારો યુગાન્ડાનો અનુભવ ફરી પ્રત્યક્ષ થયો. યુગાન્ડામા તેમજ નૈરોબીમા પટેલ ભાઇઓએ મારી જે કદર કરી છે તે કાઠિયાવાડી ભાઈઓએ એકંદરે નથી કરી,—શેઠ નાનજી કાલિદાસ, વિઠ્ઠલદાસ હરિદાસ વગેરે તો અપવાદ રૂપ જ ગણાય નૈરોબીમા પહેલે દિવસથી જ પટેલો મારા પડોશીઓ હતા. મારૂં સીધુ સામાન તો બધું શેઠ કાનજીભાઇને ત્યાથી

આવતુ, પરંતુ વ્યવસાયને લઇને તેઓ મને બહુ મળી ન શકતા. આ તરફ એક વાર હું ઝેરી દૂધ પી ગયો અને ઝેરની અસરથી માંદો પડ્યો એટલે પટેલ ભાઇઓનો અને મારો સંબંધ વધતો ગયો; ને એટલે સુધી કે છેવટે શેઠ કાનજીભાઇનો મહેમાન મટી હું છેલ્લા ચાર દિવસ તો સર્વ પ્રકારે તેમનો જ મહેમાન બની ગયો

આ ભાઇઓમા રા. રામભાઈ, રા ધનજીભાઇ તથા માસ્તર એ મુખ્ય હતા આ ત્રણે ભાઇઓએ પહેલા તો મને 'સાહેબ' ઠરાવ્યો. કૉલેજમાથી નીકળ્યા પછી મેં તો 'નાનાભાઇ' અને 'જી' વિના બીજુ સાંભળેલું નહિ, એટલે મને પહેલા તો 'સાહેબ' બહુ અડવૂ લાગ્યુ; પણ આ પટેલ ભાઇઓએ અને રા. મહેતાએ 'સાહેબ' એવું તો ઉપાડ્યું કે મારા કાન ટેવાઇ ગયા. હું માંદો રહ્યો તે દરમ્યાન આ ભાઇઓ મારી બહુ ચિંતા કરે; વાગ્યુ હતુ ત્યા શેક કરવા સગડી તૈયાર કરે, મને શુ ભાવશે, પાપડ ઠીક પડશે કે નહિ વગેરેની મીમાંસા ગૌરીશંકરની સાથે કરે અને સ્નેહભાવે મને છેતરી પણ દે દરરોજ રાત્રે બરાબર સાડા નવ વાગ્યે સુવાની ટેવવાળા આ ભાઇઓ મારા વાળુ કરી રહ્યાની રાહ જુએ જ અને પછી તરત જ જમાવે તે રાતના બરાબર અગિયાર' અમારી વાતો ઘણી વાર તો પૂ ગાંધીજીના સંબંધે હોય રા. રામભાઈ ગાંધીજીના ભક્ત છે, જોકે ગાંધીજીની અહિંસા રામભાઇને જરાતરા ખુંચે ખરી ભવન સંબંધે તેઓ અનેક વાતો મને પુછતા. ધીમેધીમે તો અમારી આ ટોળીમા ભરતી થવા લાગી અને જરાજરા દૂર રહેનારાઓ પણ આવવા લાગ્યા.

ભવનનું ફંડ નૈરોબીમા થવુ જોઇએ તેવુ ન થયુ. શેઠ કાનજી નારણજી, જેમના પર નાનજીભાઇએ મને ભલામણનો કાગળ આપ્યો હતો અને જે અહીંના આપણા મોટા વેપારી છે તેમણે ૧૦૦ શિલિંગથી શરૂઆત કરી અને સત્તર દિવસની માથાકૂટે પણ ૧૫૦થી આગળ ન ચાલ્યા, એટલે વાત આખી વિખરાઈ ગઇ. આ પ્રસંગે અત્રેના એક આવા કામમાં આગળ પડતા પાટીદાર ભાઇ મોખરે આવ્યા. તેમનું નામ મગનભાઇ. ચોકો તેમને એમ. આઇ. પી. જ કહે છે. પહેલાં તેમણે 'ડેમૉક્રેટ' પેપર માટે ગાંઠની ખીચડી ખાઇને કામ કરેલુ અને ગ આચાર્ય બીમાર થયા ત્યારે ધણિયાણીની માફક ચાકરી કરેલી. નૈરોબીમાં પટેલ બ્રધરહૂડની મોટી લાયબ્રેરી છે તે તેમની મહેનતનુ ફળ છે. આખી પટેલ કોમમા તે ડામા તરીકે ઓળખાય છે કોઈ પટેલ માંદો પડ્યો અને મગનભાઇને ખબર પડી કે ત્યા દોડ્યા જ હોય. સેવા એ તો એમની જીવનદોરી સૌને ઓળખે અને સૌને સંભળાવે પણ ખરા. આ મગનભાઇએ આપણું કામ હાથમા લીધું અને કાઠિયાવાડી ભાઈઓએ જે રકમ ન આપી તેવી રકમ પોતાના પટેલ ભાઇઓ પાસેથી અપાવી મિ. મહેતા અને કોટકની જેમ જ અથવા તો તેથી પણ વધારે હોંસથી મગનભાઇ મારી સાથે ફર્યા છે. અને રાત્રે તો મગનભાઇ આવ્યા જ હોય. તાવ આવ્યો હોય, ઉજાગરો હોય, કળતર થતું હોય તોપણ છેવટ ઓવરકોટ પહેરીને અને ક્વિનાઇનની ગોળીઓ ગળવામા માગીને પણ મગનભાઇ ડામા રાત્રે આવ્યા જ હોય. તેમના આગ્રહ-માંથી અને તેમની વૃત્તિમાથી હું તો ઘણુંઘણું નવુ શીખ્યો છું.

આ આખી ટોળીએ મને નૈરોબીમા બાંધી લીધો હતો. રા. ચતુરભાઇ અને મણિભાઈ જેવાએ તો ગૌરીશંકરની મોમ્બાસા સુધી બરદાસ ઉઠાવી અને સૌએ નૈરોબીમા અમારો વાસ સુખદાયી બનાવ્યો.

આ ટોળીમા એક પાતળા ચતુરભાઇ હતા. શુદ્ધ સમાજી; ઓછાબોલા, ભાવનાશાળી અને બહુ જ હેતાળ. એમને માટે તો લખવા કરતાં વિચાર કરવો એ જ ઉત્તમ છે. આ લખું છું ત્યારે એમની મુદ્રા મારી નજરે તરે છે.

અંતે નૈરોબી છોડ્યું. ગૌરીશંકર બે દિવસ પહેલા ઉપડ્યા હતા. હું તા.૧૨મીએ નીકળ્યો. સ્ટેશને સૌ ભાઇઓને સ્નેહનમન કર્યા અને ગાડી ઉપડી

નૈરોબીથી બપોરના બે વાગ્યે ઉપડ્યા. પાંચ વાગ્યે ક્યુ આવ્યુ. અહીં સુરત તરફના રા. પ્રભાશંકરભાઇ સ્ટેશન માસ્તર છે. આપણી સંસ્થા તરફ તેમનો ઘણો સદ્ભાવ છે હું ક્યુ રોકાઇ શકું તેમ ન હતું એટલે તેમણે પોતે જ ફંડ એકઠું કરી રાખ્યું હતુ તે મને સુપ્રત કર્યું અને અમે રામરામ કર્યા. તા. ૧૩મીએ સવારના ૭ વાગ્યે મોમ્બાસા આવ્યું

મારી નૈરોબીની મુલાકાતમાં કેન્યા પ્રદેશના લોકો વગેરેનું તમને જરા યે દર્શન થશે નહિ. યુરોપિયન લોકોમાં આખો કેન્યા The Great Game Country (મહાન શિકાર ભૂમિ) તરીકે સુપ્રસિદ્ધ છે. હજી આજે પણ નૈરોબીમાંથી દરરોજ એકાદ યુરોપિયનની ટોળી શિકારી પર નીકળે છે. એ ત્રણ યુરોપિયનો, પચાસ સાઠ કે પોણોસો અસ્કારી તેમજ સામાન ઉપાડનાર મજુરો, સાથે બંદુકો, રાઈફલો, તંબુઓ, પેટીઓ, નહાવાના ટબો, ટેબલો વગેરે. નૈરોબીની આસપાસ હવે પહેલાનું romance તો નથી જ રહ્યું, પરંતુ કેન્યા પર્વત તરફ, મેરૂ તરફ કે આથી નદીને કાંઠે હજી પણ શિકાર પુષ્કળ મળી આવે છે.

કેન્યા મૂળ મસાઈ લોકોનો દેશ. મસાઈની જેમ વાકીકુયુ વગેરે લોકો પણ મૂળ આ પ્રદેશના જ વતની, પણ અત્યારે તો આ મસાઈ લોકોએ ગોરાંગ દેવોને માટે માર્ગ કરી મુક્યો છે. પરિણામે તેમને માટે તો હાઇલૅન્ડ્ઝથી દૂર 'મસાઈ રીઝર્વ' નામની ખાસ જગ્યા રાખી છે. નૈરોબીમાં લોકો વાતો કરે છે કે આ લોકોના હજારો મરદોને લડાઈને બહાને અંગ્રેજોએ ખપાવી દીધા છે અને તેમાં હજી પણ જે માથું ઉંચુ કરે તેનું માથું સલામત નથી. આખા આફ્રિકામાં આ મસાઈ લોકોની બહાદુરી જાણીતી છે. કોઈ મસાઈ યોદ્ધાનું ચિત્ર જુઓ તો આ શૌર્યનું તેમાં પ્રતિબિંબ દેખાશે. કીકુયુ લોકો પણ તેવા જ બહાદુર. તેઓ નિરંતર પોતાની પાસે લાંબા ભાલા રાખે છે.

આ બહાદુર મસાઈઓને તેમની પોતાની ભોંયમાં જોવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત ન થયું. વળી નૈરોબીમાં તેઓ ભાગ્યે જ આવે છે, અને આવે છે ત્યારે તેમના શુદ્ધ સ્વરૂપમાં નહિ. નૈરોબીમાં તેઓ કપડાં પહેર્યાં વિના ભાગ્યે જ આવી શકે છે. તેઓના કપડાં મોટે ભાગે જનાવરોના ચામડાના હોય છે અને તેમને લાલ માટી તથા ચરબીથી રંગેલા હોય છે. આ લોકો પોતાના માથામાં પણ લાલ માટી તથા ચરબી લગાવે છે અને શરીરે પણ ચરબી ચોળે છે. મસાઈ સ્ત્રીઓ બહુ બહાદુર હોય છે. નૈરોબીની બજારમાં આ સ્ત્રીઓ પોતાનો બધો ભાર આપણી પેઠે માથા પર લેતી નથી પણ ઝોળી કરીને ઝોળીનો



મસાઈ યોદ્ધો

પટ્ટો કપાળ પર થઈને માથા ઉપર રાખી ઝોળી આખી પીઠ પર આવે એ રીતે લટકાવે છે. આફ્રિકાના બૈરાઓ છોકરા તેડવાનું તો જાણતા જ નથી. બાઈ બાળકને પીઠ પર રાખે છે, અને તે એવી રીતે કે તેની મરજી થાય તો પાછળ ખોઈમાં બેઠું બેઠું ધાવે પણ ખરૂં! તેને તડકો ન લાગે એટલા માટે બાઈના ઉઘાડા બોલા પર તુંબડાનું અડધિયું ઢાંકવામાં આવે છે.

મસાઈ સ્ત્રીઓ હાથ તેમજ પગમાં ત્રાંબા પિત્તળના વાળાના મોટામોટા ગુચળા પહેરે છે અને ડોકમાં પિત્તળના મોટા ઘરેણાં ઘાલે છે. મસાઈ પુરુષો જ્યારે રંગમાં હોય ત્યારે માથામાં સુંદર પીછાં ઘાલીને પુર છટામાં ફરે છે. એ લોકોના સામાજિક રિવાજો, તેમના વહેમો, તેમની ધર્મમાન્યતાઓ, તેમનું કુટુંબજીવન, તેમની લોકવાર્તાઓ વગેરે જોવા જાણવાનો મને તો અવકાશ જ ન હતો એટલે એ મઝા મારે જતી કરવી પડી છે.

નાનાભાઇ

---

**બાળપોથીના પત્રો** લેખક, દલપતરામ કેશવલાલ દવે

શ્રી મઢડા આશ્રમનો હેવાલ. પ્રસિદ્ધ કર્તા, શાહ શિવજી દેવસિંહ

શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ-કડીનો ૧૯૮૨–૮૩નો વાર્ષિક અહેવાલ

શ્રી શ્વે સ્થાનકવાસી જૈન મિત્રમંડળ–બરવાળાના નિયમો

શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન–ભાવનગરઃ નાણાપ્રકરણ '૨૬–૨૭

શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન શું છે?

શ્રી કાઠિયાવાડ સમસ્ત બ્રાહ્મણ વિદ્યાર્થીભુવન–જુનાગઢનો રીપોર્ટ

## જંગબારી પોપટ પર અખતરો

[પાન ૫૨૬થી ચાલુ]

આ રીતે માત માસ ચાલ્યા ગયા તે દરમિયાન માત્ર એક વાર નર સહેજ પાંખર્યો હતો. માદાએ એક ઇંડું મુક્યુ. પણ ઇંડું એટલે કાંઇ બચ્ચુ નહિ. દરેક પક્ષી પોતાના ઈંડાને જુદીજુદી રીતે સેવે છે. આ પક્ષીઓ શુ કરે છે તેનું કોઇને જ્ઞાન ન હતુ, તેમજ તેમને માટે કુદરતી જેવો કૃત્રિમ માળો બાંધવા માટે પુરતા સાધનો ન હતા. એટલે પ્રથમ ઇંડું સેવવા માટે ઘાસ સિવાય બીજા સાધન આપવામા આવ્યા ન હતા. સાધારણ નિયમ એવો છે કે ઈંડાંમાથી ૨૧ દિવસ પછી બચ્ચુ નીકળે આ ઇંડામાંથી તો તેટલા દિવસ પછી પણ કશું નીકળ્યું નહિ આ શુક-યુગ્મ ઘાસ નાખવાથી પણ ગુસ્સે થતુ તેમણે ઘાસને દૂર ફેંકી દીધુ અને અને ઇંડાને પણ કાઢી નાખ્યુ ત્યાર પછી તેમને બેસવા માટે ઝાડની એક નાની ડાળી પિંજરામાં મુકવામા આવી અને પિંજરાને જુદીજુદી જાતના પીંછા વગેરેથી ઢાંકી દેવામા આવ્યું, કે જેથી તેઓ પ્રજનન માટે વધારે સરલતા મેળવે ચાર દિવસ પછી માદાએ એક ઇંડું મુક્યુ આ વખતે ઘાસને બદલે સેવવાની સગવડ માટે એક માટલું બરાબર પિંજરાના મો સામે જ મુકવામા આવ્યુ. ત્યાર પછી જ્યારે પાચ ઇંડા થયા ત્યારે વધારે મોટું માટલું મુકવામા, આવ્યુ અને માદા સેવવા બેઠી પણ ઘણી વાર ઇંડા દડી જતા ત્યારે તેમને ઠેકાણે મુકવા અને ઇંડું સાચું છે કે ખોટું તે પારખવા રા. કંચનરાયને ઇંડાને અડકવું પડતુ આ ઈંડાંનુ પરિણામ ૨૧ દિવસ પછી એટલુ જ નિરાશાજનક આવ્યુ. ઇંડાને અડકવા જતાં એક વાર તો રા. કંચનરાયને પોપટ એવો સખત કરડ્યો કે ઘણા દિવસ સુધી તેમનો હાથ ખોટો પડી ગયો. પછી માટલાંને બદલે એક ઝાડના થડને કોરી તેમા ઇંડા સેવવા માટે ગોઠવણ કરી તેમા માદાએ પાચ ઇંડાં મુક્યાં. પણ એક દિવસ પક્ષીઓ એ જગ્યામા ભરાઈ ગયા અને કંચનભાઇએ તેમને ધ્યાનથી બહાર લઈ લીધા ન હોત તો મરી પણ જાત.

આ દરેક ઇંડા મુકાતી વખતે તેમાથી બચ્ચું કેમ નહિ નીકળ્યું હોય તેની કંચનભાઇ તે વિષયના જાણકારો સાથે ચર્ચા કરતા અને એવા દરેક ઈંડાને ધ્યાનપૂર્વક અંદરથી તપાસવામા આવતું. તેવી રીતે છેલ્લું ઇંડું તપાસતા તેની અંદર પક્ષીના શરીરનો આકાર માલુમ પડ્યો. ત્યાર પછી માદાએ ફરી ત્રણ ઈંડા મુક્યાં આ વખતે એક બનાવટી ખડક જેવુ કરી તેની ઉપર ઇંડાં સેવવા માટે માટલું મુકવામા આવ્યું. આ ત્રણમાંનાં એકમાથી ૩૧ દિવસ પછી એક બચ્ચું નીકળ્યું.

કેટલા યે મહિનાની મહેનત પછી, આવું અશક્ય માનેલુ પરિણામ આવવાથી રા. કંચનરાયને અને પક્ષી-વિજ્ઞાનના બીજા જાણકારને જે આનંદ થયો હશે તે કલ્પાય તેવો નથી અને તેની મહેનતનો તો ખ્યાલ જ આવે તેમ નથી. છતા એ કેટલી સતત મહેનત હશે તે તો આજે પણ જે ઉલ્લાસથી તેઓ આ વિષે વાત કરે છે તે પરથી જાણી શકાય તેમ છે. બીજા ઈંડામાથી ચાર દિવસ પછી બચ્ચું નીકળ્યું અને ત્રીજુ ઇંડું ખાલી ગયુ બીજી, ત્રીજી અને ચોથી વાર ત્રણત્રણ ઈંડામાંથી બબ્બે બચ્ચા નીકળેલાં. પણ ત્રણ પૈકી ત્રીજી વારમા એક બચ્ચુ ઘણું નબળુ હતું તે તરત મરી ગયુ, અને બીજાંને તેનાં માબાપે મારી નાખ્યું. ચોથી વારના બને બચ્ચાં નબળા હતા. તેમાના એકને રા. કંચનરાયે પોતાની પાસે ઉછેર્યું તે એટલું તો હેવાયુ થયું કે કંચનરાયની બે દિવસની અનિવાર્ય ગેરહાજરીમા હીજરાઇને મરી ગયુ. પાચમી વાર ત્રણ ઇંડામાથી ત્રણ બચ્ચા નીકળ્યા. આ વખતનું પરિણામ જ સૌથી વધારે સંતોષકારક હતુ, કેમકે બધા જ ઈંડા સુરક્ષિત હતાં. માળામાં હવે વાએદાં મુકવાનો અંશ પણ રહ્યો ન હતો ત્યારે છઠ્ઠી વાર તેમણે બેદાં મુક્યા ત્યારે બંનેને છુટા પાડવામાં આવ્યા.

આ રીતે ત્રણ વરસના સતત પરિશ્રમે આ યત્ન ફતેહમંદ થયો. હિંદના પક્ષીવિજ્ઞાનના ઇતિહાસમા આ બનાવ પ્રથમ જ છે. જો આવી મહેનત વિલાયતમા કોઇએ કરી હોત તો તેની ઉપર શાબાશી અને ડિગ્રીઓના વરસાદ વરસ્યા હોત. અને અહીં પણ જીવન વિજ્ઞાનશાસ્ત્રનો કોઇ પણ અભ્યાસી રા. કંચનરાયને અભિનંદન આપ્યા વિના રહી શકશે નહિ.





# બૉન-કી

## જાપાની કળાનો એક પ્રકાર

**જા**પાની ભાષામા 'બૉન' એટલે મોટો થાળ અને 'કી' એટલે કુદરતી દેખાવ એક મોટા થાળમા બનાવેલો કુદરતી દેખાવ,—એટલા પરથી તેનો અર્થ સમજાઇ જશે

ઘરમા એક ખુણાના ટેબલ પર એક મોટા થાળમા કુદરતનો કોઇ નાનકડો દેખાવ, ચીતરેલો નહિ પણ ચારે બાજુથી ખરેખર જોઇ શકાય એવો ગોઠવ્યો હોય એની કલ્પના કરી શકો તો આ 'બૉન-કી'નો તમને ખ્યાલ આવશે એ દેખાવને જુદાજુદા છાયા-પ્રકાશથી વિવિધ રગી બનાવી શકાય, અથવા જુદા-જુદા સ્થાનમા રાખી, તેના પર ખુબીદાર રોશનીથી નવાનવા પડછાયા પાડી સૂર્યાસ્ત કે સૂર્યોદયના દેખાવો બતાવી શકાય આવી નાનકડી, કાલ્પનિક લાગતી, છતા કોઇ વેંતિયાઓને વસવાની સૃષ્ટિ હોય એવી આબેહુબ દેખાવની પ્રકૃતિ એ બૉન-કી

જગતની પ્રજાઓમા પોતાની અવનવી ને લાક્ષણિક કળા માટે વિખ્યાત થએલા જાપાનીઓની અદ્‌ભુત કલાશક્તિ બતાવનારા અનેક જાતના પ્રકારોમા બૉન-કી પણ એક ગણાય છે, અને અત્યારે જેઓ પાસે તે બનાવવાની કુશળતા છે તેઓને પોતાની કળા ખાસ રીતે બતાવવાનું સાધન છે

જાપાને પોતાની (ચિત્ર)લિપિ જેમ પોતાના પડોશી ચીન પાસેથી લીધી તે જ પ્રમાણે કળાના પ્રથમ પાઠ શીખવા માટે પણ જાપાનીઓ નવમા સૈકામાં ચીની કળાકારોને જ ચરણે બેઠા હતા, તથા યુરોપની પહેલા ૬૦૦ વર્ષ અગાઉ બ્લૉકો કોરતા શીખ્યા હતા અને આ વિષયમા જે તત્ત્વ ખાસ છે તે—કુદરતી બગીચા ઉભા કરવાનુ પણ શીખ્યા હતા આજ તો તેઓ એ બંને વિદ્યામા આગળ છે

જાપાની બગીચો કરવા માટે કૅન્મી ફુલઝાડ કે વિલાયતી શોખના મળિયાની જરૂર પડતી નથી કેટલીક વાર તો તેમા એકે ફુલ ન હોતા માત્ર પથરા જ પથરા હોય ' પણ પથરા એટલે ? કોઈ ચિત્ર-વિચિત્ર રગના, વિવિધ કદના, લીસા ને ધારોવાળા, કોઇ અજબ આકર્ષક અને નવીનરીતે, અવ્યવસ્થિત દેખાય છતા ચોક્કસ ગોઠવણવાળા આવા બગીચા કે પછી કોઇ દેખાવની નાના રૂપમા બનાવટ કરી થાળીમા મુકી તે દીવાનખાનામા પધરાવો એ 'બૉન-કી' થઇ

બૉન-કીનો પ્રાચીન ઇતિહાસ ઝાંખો છે, પણ એટલુ નક્કી કે એ ચીનમાથી જાપાનમા આવી દુનિયાની કૈંકૈં કળાકારીગીરીઓનો પત્તો ચીનમાથી જ હજારો વર્ષ પહેલાથી શરૂ થતો જણાયો છે અને ચીનની ઘણી બાબતો હિંદમાથી આવી એમ કહેવાય છે; એટલે આ 'બૉન-કી'ની કલ્પનાનું મુળ પણ હિંદને જ આભારી છે એમ મનાય છે.

દસમા સૈકામા જાપાને કળામા ચીનની અસર પર પોતાની છાપ ઉપાડવા માંડી અને પોતાના વિચાર તથા રહેણી પ્રમાણે કળામા વલણ પકડ્યુ ઇ સ. ૧૪૭૨ થી ૧૮૪૩ સુધી વાસણો ઉપર કે નાની થાળીઓમા બૉન-કી બનતી, પણ ઓગણીસમી સદીમા તો આ 'બૉન-કી' બાઇનો શાકડો જ ફાટયો દેખાય છે.

---

*અત્યારે જૈન ધર્મમા શત્રુંજય કે ગિરનારના આવા બૉન-કી જેવા નાનકડા નમુનાઓ મોટા ઉત્સવ પ્રસગે રચવામા આવે છે, પણ તેમાં બૉન-કીના હુન્નરમા ભાગનો પણ કલાપ્રેમ હોતો નથી —તંત્રી

આ નમૂને થોડાક રંગીલા ઑાન-કી-નરોએ એક 'બીહુકાઈ' એટલે સંસ્કારી સમાજ સ્થાપી ઇજુખો નામના કલાકારે તેમાં નવાનવા પદાર્થો દાખલ કરી ઑાન-કીનુ રૂપ બદલાવ્યુ એ ઇજુખો અને તોયામા નામના એક બીજા કારીગર વચ્ચે હરીફાઈ શરૂ થઇ. તેમાંથી મોટા વાડા પડ્યા અને કલાપથો સ્થપાયા. પરિણામે તો તેથી કારીગરી વધી, અને આજે જાપાનમા ઑાન-કી બહુ લોકપ્રિય કળા થઇ પડી છે ટોકિયોમા બાન-કીના નમુનાઓનું મોટુ વાર્ષિક પ્રદર્શન ભરાય છે અને મોટા રાજપુરુષો પણ તેમાં રસ લે છે તથા એ કળાને ઉત્તેજન આપે છે.

# ફોટોગ્રાફીની

## નવી ઈનામી હરીફાઇ

દીવાળી અંકવાળી ફોટોગ્રાફીની હરીફાઇનુ પરિણામ આ અંકમાની ફોટોપ્લેટમા જાહેર થાય છે એ જ સર્જન તરફથી બીજી નવી હરીફાઇ માટે બીજા બે ઇનામો રજુ થયા છે

### શાળાજીવનનાં દૃશ્યો

એ વિષય ઉપરના વિવિધ ફોટોગ્રાફો હરીફાઇ માટે માગવામા આવે છે મહાશિવરાત્રી પહેલા બધા ફોટોગ્રાફો તંત્રીને સરનામે પહોંચી જવા જોઇએ બીજી શરતો અગાઉ મુજબ જ (૧) ગ્રાહક-બીન ગ્રાહક સૌ આમા ભાગ લઈ શકશે. (૨) ફોટોગ્રાફો માઉન્ટ કરેલા ન હોવા જોઇએ અને દરેકની પાછળ, પાડનારે પોતાનું પુરૂ નામઠામ તથા ફોટોની વિગતો જણાવવી (૩) ધંધાદારીઓ ભાગ નહિ લઈ શકે. (૪) ફોટોગ્રાફ પોસ્ટકાર્ડથી મોટા હોવા ન જોઇએ (૫) ઇનામ મળેલા ફોટોગ્રાફો પાછા મોકલાશે નહિ (૬) બાકીના ફોટોગ્રાફો પાછા મેળવવા ઇચ્છનારે સાથે પોસ્ટેજ મોકલવું

### અંથાણું

વકીલે અસીલને પુછ્યુ, 'ફરિયાદીને તમે હિસાબ બતવ્યો એટલે એણે શું કહ્યુ ?'

'એણે મને જહન્નમમા જવા કહ્યુ '

'એમ કે ? એટલે તમે શું કર્યું ?'

'એટલે હુ સીધો આપને ત્યા જ આવ્યો'

જમવા આવનાર—આ રૂમાલ બહુ જ ગંદો છે!

વીશીવાળો—વાહ! આપ બહુ ચોખ્ખા લાગો છો! સાઠ જણા તો કાંઇ પણ બોલ્યા વગર એ રૂમાલે હાથ સાફ કરી ગયા, ને એક આપ જ ગંદો કહેનાર નીકળ્યા!





### ભાઇબ્હેન

ફુલ વેરાય રે ફુલ વેરાય;
વીરો હસે ત્યા ફુલ વેરાય.

મોતી પથરાય રે મોતી પથરાય,
બ્હેની હસે ત્યા મોતી પથરાય

ભાઇલાના ફૂલની વેણી ગુંથાય,
વેણી બાંધીને બ્હેન રમવા જાય.

બ્હેનબાના મોતીની માળા મડાય,
માળા પહેરીને ભાઇ જમવા જાય.

ફુલ વેરાય રે ફુલ વેરાય;
વીરો હસે ત્યા ફુલ વેરાય.

પ્ર.

## ચકલો

કોઇ એક ઘરડી ધોબણ એકવાર લુગડાં ધોતી હતી ત્યા એક ચકલો ઉડીને આવ્યો અને ખાવાનું ધારીને ધોબણની ચોખાની ખેળ ખાઇ ગયો. ચકલો એના પાડોશીનો પાળેલો હતો. પણ ધોબણને એવો તો કાળ ચડેલો કે એણે ચકલાને પકડી તેની જીભ તોડી લીધી. ચકલો તો ચીસો નાખતો પર્વત તરફ ઉડી ગયો.

કેટલાક દિવસો પછી ચકલાનાં પાળનાર ડોસા-ડોસીને આ વાતની ખબર પડી, એટલે તેઓ બંને ઘરબાર છોડીને ચકલાની શોધમા ગામ આસપાસના વનેવન ભમ્યા છેવટે એક પર્વતની બાજુમાં એમને પોતાનું વહાલું પંખી મળી આવ્યું

ચકલો પણ પોતાના માલિકને જોઇને ખુબ રાજી થયો. પણ હવે ચીં ચીં કરીને એ પોતાનો આનંદ બતાવી શક્યો નહિ. જીભ તુટી જવાને લીધે એ મુંગો

બની ગયો હતો તોપણ ચકલાએ એમને પોતાને ઘેર આવવા સાનમા સમજાવ્યા

ચકલાએ તો ભાતભાતના ભોજન કરીને વૃદ્ધ જનોને જમાડયા, અને ચકીરાણી તથા એના બચ્ચા પોતાના એ ઘરડા માલિકની આસપાસ હેરાફેરા કરીને હેત બતાવવા મડ્યાં એટલેથી આતિથ્ય પુરૂ ન થયુ તે ચકલોએ પોતાની પાંખો ફફડાવીને કુદકાઓનો નાચ કરી બતાવ્યો!

હવે ડોસોડોસી ઘેર જવા તૈયાર થયા, એટલે ચકલો પરાળની બે ટોપલીઓ લઇ આવ્યો અને પોતાના જુના માલીકને કહ્યું, 'આમા એક હળવી છે, બીજી ભારે છે આપ કયી પસંદ કરો છો?'

બુઢ્ઢો બોલ્યો, 'હુ તો આ હળવી લઇશ એક તો અમે ઘરડા અને વળી વાટ લાંબી રહી.'

ડોસાડોસીએ ઘેર જઇને પેટી ઉઘાડી જોઇ અંદર તો સોનુ રૂપુ રતન અને રેશમી વસ્ત્રો! બને જણાના હરખનો પાર ન રહ્યો પણ જયા બધુ કાઢીને ટોપલી ખાલી કરવા જાય છે, ત્યા તો વળી પાછી એ ભરાઇ ગઇ! ઘરડા તો કાઢીકાઢીને થાકયા, પણ ટોપલી જ ખાલી ન થાય ને સોનું રૂપુ રતન અને રેશમી વસ્ત્રો ખુટે જ નહિ! પેલા ગરીબ ડોસોડોસી તો સુખીસુખી થઇ ગયા

હવે પેલી ધોબણને આ વાતની જાણ થઇ છાની રીતે એણે ચકલાનુ ઠામઠેકાણુ મેળવી લીધુ, અને આશામા ને આશામા ચાલી ચકલાને મળવા.

પર્વતની ખીણમા ધોબણને ચકલો મળી ગયો. ચકલાએ એને પણ પોતાને ઘેર લઇ જઇ આગતા-સ્વાગતા કરી અને પછી સામે બે ટોપલીઓ મુકી ગમે તે એક પસંદ કરવા કહ્યુ ધોબણે લોભમા પડીને ભારે પેટી પસંદ કરી મનમાં ધારેલું કે હળવી પેટી કરતા ભારે પેટીમા વધુ મત્તા હશે

માંડમાંડ પેટી ઉપાડીને ધોબણ તો ઘેર આવી. પણ આવીને પેટીનુ ઢાંકણુ ઉઘાડે છે ત્યાં અંદરથી એક મોટો રાક્ષસ હાઉહાઉ કરતો નીકળ્યો અને ધોબણને ખાઇ ગયો.

(જાપાની વાત)

**રાજપુત જીવનસંધ્યા** બંગાળીમાંથી અનુવાદ, કરનાર, નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ પ્રગટ કરનાર, પુસ્તકાલય સ. સ. મંડળ, લિ વડોદરા, કી ૧-૦-૦

# જ્ઞાનલીલા

કારતકની જ્ઞાનલીલાના ઉત્તરોમાંથી બધા પુરા સાચા નીચેના ત્રણ ભાઇઓના છે. ઇનામ તેમને મોકલાશે (૧) બાલસિંહજી શિવસિંહજી—ભાવનગર (૨) બહેચરદાસ ત્રિવેદી—દ્વારકા (૩) ઇશ્વરભાઈ લલ્લુભાઈ—આણંદ (૪) ઋતુપ્રસાદ—કરાચી



ખરા જવાબ નીચે મુજબ: (૧) ઉંટ બાજુમા (૨) ગણિત-ગમ્મત: (૧) કમળાનો ભાઇ તનુ, વિમળાનો ભાઈ જનુ, ચંપાનો ભાઇ કનુ ને ગંગાનો ભાઇ મનુ. (૨) $\frac{૨૪૦}{૨૫૩}$ (૩) ૨૨ પંખી, ૧૪ પશુ (૩) દસમા માણસના માથા ઉપર મીણબત્તી મુકવાથી બાકીના નવ તે જોઈ શકશે નહિ (૪) છઠ આ બરવંગોત્ર તુજ વાટ જુએ છે જગત કાલને ઘાટ (૫) પહેલા, સાંકળના એક કટકાની ત્રણે કડીઓને કાપ મુકાવવા પછી તે ત્રણ કડીઓ વતી બીજા ચાર કટકાને જોડી દેવા આ રીતે છ આના મજુરી ખર્ચી સાંકળ આખી બનાવી શકાય (૬) પિતા-પુત્ર

---

## અથાણું

એક દૈનિક છાપાના તંત્રીએ પોતાની બેઠક પાસે મોટે અક્ષરે લખીને નોટિસ ચોડી હતી. 'ચોકસાઇ! ચોકસાઇ! ચોકસાઇ!' એક દિવસ તેની ઑફિસમા નવો નોકર રહેલો રીપોર્ટર એક જાહેર ભાષણનો રીપોર્ટ લઇને આવ્યો વાચતા-વાચતા તંત્રીની નજર તેમાની નીચેની લીટી પર પડી '૩૯૯૯ આંખ વક્તા તરફ તાકી રહી હતી!'

તપી જઇને તંત્રીએ ત્રાડ પાડી, 'આ વાક્યમાં તમે કેવી ચાવળાઈ કરો છો એનુ ભાન છે?'

'સાહેબ, એમાં ચાવળાઈ નથી, પણ ચોકસાઈ છે' જવાબ મળ્યો 'શ્રોતૃવર્ગમાંનો એક માણસ કાણો હતો!'

## સ્વીકાર

**હગેરીનો તારણહાર** સંપાદક, ઝવેરચંદ મેઘાણી, પ્રકાશક, અમૃતલાલ દલપતભાઇ શેઠ, રાણપુર, કી ૦-૮-૦, પાકુ પુઠુ ૦-૧૨-૦

- **સોરઠી બ્હારવટિયા.** સંપાદક, પ્રકાશક તથા કીમત ઉપર મુજબ

**મહારાષ્ટ્ર જીવનપ્રભાત** બંગાળીમાંથી અનુવાદ, કરનાર, નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ, પ્રગટ કરનાર, પુસ્તકાલય સ સ મંડળ, લિ વડોદરા, કી ૧-૮-૦.

# માધુકરી



## અફઘાનિસ્તાનના અમીર ના. અમાનુલ્લાખાન

આપણા દેશની વાયવ્ય સરહદ ઉપર આવેલા આપણા શાખ-પડોશી અફઘાનિસ્તાન વિષે આપણે કેટલું જ્ઞાન ધરાવીએ છીએ એનો સવાલ દરેક જણ જો પોતાની જાતને પુછી જોશે તો શરમ આવશે માસ્ટરના ઇતિહાસમા અફઘાન વિગ્રહનુ નામ આવેલુ, અને હિંદના નકશામા વાયવ્ય ખુણા પર એક પહાડી દેશમા 'અફઘાનિસ્તાન' અક્ષરો વાંચેલા—એ સિવાય એનુ કેટલું વધારે સ્મરણ આપણને છે ?

બ્રિટિશ સરકાર સાથેના સંબંધમાથી મુક્ત થઇને સ્વતંત્ર થયા પછી એણે પહેલુ કામ પોતાની ઉપર ઝઝુમી રહેલા રશિયન ભયને નાબુદ કરવાનુ કર્યું અને પછી તો એ દેશે અદ્‌ભુત ઝડપથી પ્રગતિ કરવા માંડી છે. તુર્કસ્તાનના કમાલ પાશાએ જેમ ટુંક વખતમા જુની આડખણુકર્તા રાહરસમો દેશમાથી નાબુદ કરી કોઇ અવલત રચનાશક્તિથી જગતે અગાઉ નહિ જોએલો એવો ઉમદા અને ભવ્ય પ્રગતિનો ચમત્કાર કરી બતાવ્યો, તેમ અફઘાનિસ્તાનને આટલી ઝડપી ઉન્નતિના રાહ પર મુકવાનુ માન તેના આજના રાજકર્તા ના. અમીર અમાનુલ્લાખાનને ઘટે છે.

અત્યારે ભુલાએલો ને માત્ર શાસ્ત્રોના પાનાં ઉપર રહેલો સાચા રાજવીનો આદર્શ એ અમીર પુરો પાડે છે રાજા એ ટ્રસ્ટી છે ને રાજ્ય એ તેને સોપાએલી મિલ્કત છે, રાજા દેશનો ને રૈયતનો માલિક નથી પણ પરંપરાનો નીમાએલો નોકર છે એ ભાવના પર એ પોતાનું જીવન ગાળે છે બીજા રાજાઓની જેમ એના દિવસો વૈભવની ગાદી પર મોજશોખમાં નથી વીતતા, પણ વ્હેલા પરોઢિયાથી મોડી રાત સુધી પ્રજા-પાલનની અખંડ જહેમત અને ચિંતનમાં વીતે છે. એના શરીર પર ફ્રેંચ રેશમ, જરિયન જામા અને હીરામોતીનાં દાગીનાનો ઠઠેરો નથી હોતો, પણ પોતાના જ દેશમા બનેલી જાડી ખાદીના કોટ-બ્રીચિઝ, અફઘાનિસ્તાનના જ કારખાનામાં બનેલા જાડા ચામડાના બેડોળ ઘાટના બુટ અને હાથના કાંડા ઉપર સાદું ચાંદીનુ ચોરસ ઘડિયાળ,—આટલી ચીજોમા એના વસ્ત્રાભુષણની સમાપ્તિ થાય છે

એનુ ખડતલ કાબુલી શરીર પહાડી રસ્તાઓની ઘોડેસવારી અને શિકારો ખેલી શકે છે, તેમ છેલ્લામા છેલ્લી ઢબની મોટરો અને એરોપ્લેનો ચલાવવા ઉપર પણ એનો અચ્છો કાબુ છે જે ટંટાતોફાનના દિવસોમા એ ગાદીએ બેઠો, બ્રિટિશો સાથે લડાઇ જાહેર કરી ને હવામા રહ્યારહ્યા દુશ્મનોના એરોપ્લેનોને પોતાની રાજ્યાની પર દારૂગોળાનો હુમલો કરતા જોયા ત્યારથી એણે અર્વાચીન વિજ્ઞાનની એ બધી ભુનાવળ પર કાબુ મેળવવાની ગાંઠ વાળેલી આજે તો એ ભલભલા માણસો મોમાં આશ્ચર્યથી આંગળા ઘાલે એવો એનો ઉસ્તાદ બની ગયો છે.

કેળવણીનું મુલ તો એ બરાબર સમજે છે એ જાણે છે કે દુનિયાના દેશોની હારોહાર ખભેખભા મિલાવીને સમાન હક્કથી જો પોતાના દેશને ઉભો રાખવો

વિકટ કાળ કર બાહુ કંપાવે,<br>
કરીશ નહિ ઇશ્વર આધારે,<br>
અચલ રહી નગ મેરુ પ્રમાણે<br>
રે'જે વિશ્વાસે

નિશા ભલે અંધાર જમાવે,<br>
મનુબાલને છો ગભરાવે;<br>
થશે પ્રકટ રવિરાય સવારે<br>
રે'જે વિશ્વાસે

ઉચ્ચ જીવનની આશ લગારે,<br>
હળવી ના પડવા તુ દેજે;<br>
એક સમે નિશ્ચે તે ફળશે<br>
રે'જે વિશ્વાસે

卐 卐

અધીર બનીશ મા,<br>
આશ ત્યજીશ મા;<br>
લેશ ડરીશ મા:<br>
ધન બાળી'

ફૂંકારો વિખરાશે અંતે,<br>
ઘન ઘેરાયું જો મુંઝાવે;<br>
પથ વિકલ દેખી ના ચળજે'<br>
વધજે તું આગે.

(મળેલું)



ના અમીર અમાનુલ્લાખાન




હોય તો વિદ્યા અને વિજ્ઞાનના એકેએક અંગની પ્રગતિમા દુનિયાની જોડાજોડ એણે ધપતા રહેવુ જોઇશે આને માટે એણે પોતાના દેશના ચુનંદા જુવાન વિદ્યાર્થીઓને યૂરોપ મોકલીને ત્યાના વિદ્યા–હુન્નર પોતાને ત્યા આણી ઉતારવા તથા પોતાના દેશના ઉદ્યોગોને ખીલવવા માડ્યા છે પોતાની ભૂમિના ગર્ભમા રહેલી ખનીજની કીમતી ખાણોની જે ખીલવણી પરદેશી સત્તાની ધુસરી હેઠળ નહોતી થઈ શકતી તેને માટે આજે એણે ઝપાટાબંધ પગલા ભરવા માડ્યા છે, અને પોતાના દેશને વિકાસની સપૂર્ણ સ્થિતિએ પહોચાડવાની મહત્વાકાક્ષા પાછળ એ મથી રહ્યો છે સાથે સાથે એ કહે છે કે અફઘાનિસ્તાન અફઘાનોને માટે છે, અને એની સમૃદ્ધિ ને ઝહેમતના ફળ એ જ ભોગવશે---પરદેશી મુડીવાળાઓ ને સત્તાધીશો નહિ.

અફઘાનિસ્તાનમા હિંદુ ધર્મ પાળનારાઓ પણ છે, તેમના દેવળો પણ છે એ બન્નાને અગાઉ જે સમાન હક્ક નહોતા તે અમીર અમાનુલ્લાખાને મુસલમાનોની બરોબર બક્ષ્યા છે, અને તેમની લાગણીને માન આપી રાજ્યમાથી ગોવધ અટકાવ્યો છે

પ્રજાના સામાન્ય વર્ગમા તો એણે કેળવણીનો છુટથી પ્રચાર આરભી દીધો છે નિશાળોના મકાનો બધાવવામા પોતાના નાનકડા દેશનો મોંઘો પૈસો નિરર્થક ન રોકવો પડે એ માટે તેણે પોતાની મહેલાતોના દીવાનખાના ફુરસદ મુજબ તેમા રૈયતના બાળકોની શાળાઓ ચલાવવા માડી છે એના માતાએ કાબુલમાં ખોલેલી કન્યાશાળામા બે હજાર ઉપરાત કન્યાઓ ધાર્મિક તથા સાથોસાથ આધુનિક શિક્ષણ છે

આમ ધીમી પણ અતિ સચોટ રીતે અમીરે પોતાની પ્રજાના અગો એક પછી એક ખીલવવા માડ્યાં છે

આજ હવે એ જાતે યૂરોપને પ્રવાસે જવા નીકળ્યા છે પણ એ પ્રવાસ હિંદના રાજામહારાજાઓની પેઠે વિલાયતના વિલાસમા પોતાના રાજ્યની આવકની થેલીઓ ખાલી કરવા માટે નથી. એ તો ત્યાંના દેશોની રાજકીય, આર્થિક ઔદ્યોગિક અને સામાજિક સસ્થાઓનો અભ્યાસ કરવા જાય છે, દૃષ્ટિ વિશાળ કરી તેમાના ઉચ્ચ તત્વો ગ્રહણ કરવાની મુરાદથી જાય છે પ્રવાસના એ અભ્યાસમાથી સંસ્કારી, સબળ ને સમૃદ્ધ અફઘાનિસ્તાન સરજવાના એને સ્વપ્ના છે

હજુ ગઇકાલની વાત સુધી પછાત ગણાતા અફઘાનિસ્તાને, આજ માત્ર આંગળીને વેઢે ગણી શકાય એટલા વર્ષમા કેટલી પ્રગતિ સાધી લીધી છે! અફઘાનિસ્તાન દેશને દુનિયાની રાજદ્વારી સભાઓમા ચોક્કસ સ્થાન છે અફઘાનિસ્તાનના અમીર જગતના રાજવીઓ ને રાજશાસકો વચ્ચે સમાન હક્કથી ઉન્નત મસ્તકે ફરી શકે છે અફઘાનિસ્તાનના જુવાન પ્રજાજનો યૂરોપ ને અમેરિકાના દેશોમા આધુનિક જમાનાની એકેએક વિદ્યા-વિજ્ઞાન હુન્નરની તાલીમ લઇ રહ્યા છે, ને કાલ સવારે એ નવયૌવનીઆ ને ચેતનના જુવાળથી ઉછળતા તાલીમબાજો કોઈ જાદુગરની સૃષ્ટિની જેમ પોતાના દેશ પર એ વિદ્યા–વિજ્ઞાન ને હુન્નરની ભુરકી નાખી તેને સુખ, સંપત્તિ ને કલ્લોલથી ઉભરાતા નંદનવન સમો બનાવી દેશે હિંદુસ્તાન પોતાની આ મૃત્યુ સમી પરતંત્રતાની કારમી નિદ્રામા આમતેમ બે પડખા ફરશે ત્યા તો એ ખોબા જેવડો અફઘાનિસ્તાન જગતની પ્રજાઓ વચ્ચે સમાન હક્કે,

ઉજ્જ્વલ મુખે ને સરખી શક્તિએ વિરાજતો હશે આ બધાનું કારણ? કારણ કે અફઘાનિસ્તાન સ્વતંત્ર છે, એની પ્રજા સ્વતંત્ર છે, એનો રાજા સ્વતંત્ર છે હિંદુસ્તાન પણ કાલ સવારે એથી યે અજબ પ્રગતિ બતાવી જગતને આશ્ચર્યમૂઢ બનાવી શકે એમ છે,—માત્ર એક જ વસ્તુ હોય તો: સ્વતન્ત્રતા! સ્વતન્ત્રતા!

### કાઠિયાવાડનું નૂર કલાને મંદિરે

આજથી બરાબર એક વર્ષ ઉપર, ગયા માગશરના અંકમાં અમે ફ્રેન્ચ શિલ્પી મિ. હર્બર્ટ હુઝેલ્ટાઇને લીધેલી કાઠિયાવાડની મુલાકાત નોંધી હતી જામનગરની ગાદી સ્થાપનાર પોતાના વડવા પહેલા જામસાહેબની મૂર્તિ શિલ્પમાં ઉતારવા માટે નામદાર જામસાહેબ રણજીતસિંહે પારીસના એ નામચીન શિલ્પીને પોતાને આગણે આમંત્ર્યો હતો, અને તેણે પોતાના કામ માટે કાઠિયાવાડી ઘોડાં, તથા વીરોના પોષાક વગેરેના કાચાં ઓઠા ભીણમાટી વડે તૈયાર કર્યાં હતાં એ હકીકત અમે એ અંકમા એ શિલ્પીની કલાકુશળતાની યોગ્ય પ્રશંસા સાથે આપી છે

આદિ જામસાહેબની જે મૂર્તિ ઘડવાની હતી તેના ઘોડાના મૉડેલ—નમુના—તરીકે જામનગરના રાજ્ય—તબેલાનો સૌથી સુંદર ને છટાદાર ચાલી ઘોડો અશ્વિનીકુમાર પસંદ કરવામા આવ્યો અને શિલ્પીએ પોતાના કામ માટે તે પરથી કાચા ઓઠા તો કરી લીધા. પણ શિલ્પીને તો તરત પાછા ફ્રાન્સ જવું હતુ, એટલે પોતે ત્યા જે મૂળ મૂર્તિ બનાવવાનો હતો તેના મોડેલ માટે આવો સુંદર કાઠિયાવાડી ઘોડો ક્યાથી કાઢવો એની મુઝવણમા એ હતો સંજોગવશાત જામસાહેબ શિલ્પીની મુલાકાતે આવી ચઢ્યા અને મિ હુઝેલ્ટાઇને પોતાની વિમાસણ એમને જણાવી કહ્યુ કે 'આવા ખુબસુરત ઘોડા વિના મારૂ કામ મુશ્કેલ થઇ પડશે જામનગર પારીસની પડખે હોત તો અશ્વિનીકુમારનો સુંદર જીવંત આણ હુ મૂર્તિમા ઉતારી શકત હવે તો મારા ડોળિયા, ફોટોગ્રાફો અને કોઈક અરબ્બી-ઘોડા વડે હુ ચલાવી લઈશ'

જામસાહેબ એકાએક બોલી ઉઠયા, 'બીજો કોઇ અરબ્બી ઘોડો? કાઠિયાવાડી ને અરબ્બી જાત જ જુદી છે એ કેમ બને?' અને એક પળ વિચાર કરી શાન્તિથી કહ્યું, 'તમારા કામમા અશ્વિનીનો ઉપયોગ જ હોય તો હુ એને ખુશીથી પારીસ મોકલું' ના. જામસાહેબના આ શબ્દોમાં કળા પ્રત્યેનો પ્રેમ અને કલાકાર પ્રત્યેનો સમભાવ સ્પષ્ટ હતા, જે કલાની સહૃદય સુઝ વગર કદિ પ્રગટ થતા નથી. એમના આ ઉચ્ચ હેતુ, ઉદાર નિશ્ચય ને કલાની પીછ જોઈ ફ્રેન્ચ શિલ્પી તો છક થઇ ગયો

શિલ્પી પારીસ પહોંચ્યા પછી થોડાં જ અઠવાડિયામાં અશ્વિનીકુમાર રવાના થયાનો એને તાર મળ્યો અને થોડા



અશ્વિનીકુમાર

દિવસમા તો અશ્વિનીકુમાર માર્સેલ્સ બંદરે ઉતરીને પારીસ આવ્યો અશ્વિનીકુમારનું આગમન એ પારીસના જીવનનું એક અજબ દૃશ્ય હતું શિલ્પીના મોડેલ તરીકે આવડી લાંબી સફર કરીને એક ઘોડો આવે છે એ વિચારે કળાશોખીન ફ્રેન્ચ પ્રજા હર્ષઘેલી થઇ ગઇ

જકાત ખાતાના અમલદારો, પોલિસો અને કૌતુકભરી લોકોની મેદની—સૌ ડબ્બામાથી ઉતરતા એ અજબ માણીને જોવા ભેગાં થયા. ડબ્બામાની કાળી ભોંય પર ચોખ્ખી ખુબસુરત ભાત પાડતો ધોળો બાસ્તા જેવો અશ્વિનિકુમાર દેખાયો;—રૂપેરી ચમકાટવાળો, માનીલી મુખાકૃતિ ચારેનુ માથું ગર્વથી ઉંચુ રાખીને ચોમેર પોતાની ખુબસુરત આંખો ફેરવતો ને રૂઆબમા અણિયાળી કાનસુરી ખેંચીને ભેગી કરતો તે થોડી પળ ઉભો. ને પછી ૬૧૪૮ માઈલની લાંબી સફર પુરી કરી દમામદાર ડગ દેતો ફ્રેન્ચ ભોમ પર ઉતર્યો, અને અજબ નજરમાન થનગનાટ કરતો આગળ ચાલ્યો જાણે કોઇ પરીઓની વાતોમાનો પાંખાળો ઘોડો હોય કે હિંદી કલમના ચિત્રમાંનો અશ્વ સજીવન થઇને પૃથ્વી પર રમવા ઉતર્યો હોય એવું જ પારીસની પ્રજાને થઇ ગયું!

જુજ વખતમાં અશ્વિનીકુમાર એ નવી ભોમને અનુકુળ થઈ ગયો અને કેટલાક દિવસ કામમા વિત્યા પછી શિલ્પીએ અખંડ ઉદ્યોગથી ઘોડાનું માટીનુ ડોકું તૈયાર કર્યું પછી એક

(અનુસંધાન મિજલસને છેડે)

ઇ સ. ૧૯૦૪ની વાત છે અમેરિકાના એક ટાપુની દીવાદાંડીનો રખેવાળ, એક દિવસ રાત પડવા આવી અને દીવો કરવા જવાનો વખત થયો તો યે ઘેર ન આવ્યો. એની સ્ત્રી શોધવા નીકળી જુએ છે તો ખડક પર અચાનક મૃત્યુ પામેલા પતિનુ શબ પડેલું. અપૂર્વ ધીરજ રાખી શબ ઓરડીમા મુકી એ દીવાદાંડી પર ચઢી. દીવો તો કર્યો પણ કાચ ફરતા રાખવાનો સંચો કેમ ચલાવવો તેની એને ખબર નહિ તેથી આખી રાત ત્યા જ ઉભા રહી તેણે હાથથી કાચ ફેરવ્યા કર્યા અંતરની અપાર વ્યથા દાબી એણે એ કર્તવ્ય ન બજાવ્યુ હોત તો અનેક વહાણો જોખમમા આવી પડત

## કાચનાપ્યાલાની બેસણી




બેસણી તુટી ગએલા મેઝર ગ્લાસ અથવા કાચના પ્યાલા ફેંકી ન દેતા. પતરાની ડાબલીના ઢાકણામા પલાળેલો પ્લાસ્ટર ઑફ પારિસ ભરી તેની અંદર બેસણીના તુટેલા ભાગને બેસાડી દેજો. સુકાઇ જશે એટલે ઢાકણામાં બેસણીનો તુટેલો ભાગ સજ્જડ ચોટી જશે

શરીરે સુખી તે સુખી સર્વ વાતે

જોડણીની સામાન્ય ભુલો

| | | | |
|---|---|---|---|
| રવિન્દ્ર | નહિ | પણ | રવીન્દ્ર |
| ઉર્મિ | નહિ | પણ | ઊર્મિ |
| પૂષ્ઠ | નહિ | પણ | પૃષ્ઠ |
| શ્રેષ્ટ | નહિ | પણ | શ્રેષ્ઠ |
| અનિષ્ઠ | નહિ | પણ | અનિષ્ટ |

### ગણિતનો ચમત્કાર

૧૧ પાઉંડ, ૧૯ શિલિંગ, ૧૦ પેન્સથી ઓછી કોઇ પણ રકમ લ્યો એમા પાઉંડથી પેન્સ ઓછા હોવા જોઇએ. તમે લીધેલી સખ્યાને ઉલટાવી મુળ સંખ્યામાથી બાદ કરો, ને જે બાદબાકી આવે તેમા બાદબાકીની જ રકમ ઉલટાવીને ઉમેરી દો. પછી તમે ગમે એટલા મથશો તો યે જવાબ હમેશા આ જ આવશે. ૧૨ પા ૧૮ શિ ૧૧ પે

ઉંદરને ટરપેન્ટાઇનની ગધ બીલકુલ પસદ નથી એટલે થોડાક ચીંદરડાં ટરપેન્ટાઇનમા બોળીને એના દર ઉપર મુકી દેશો તો તરત જ એ ત્યાથી પલાયન કરી જશે

૨૭મી ડિસેમ્બરે શ્રી લાલમોહન ઘોષની જન્મતિથિ

માગશર (ડિસેમ્બર) હેમન ઋતુ દ્રાક્ષને ફળ આવવા માડે છે અજીર, સફરજન, બોર ને સત્રાની મોસમ કપાસ વીણવાનો ને ગકરિયા ખોદવાનો વખત. ડાંગર, જુવાર, કઠોળ તથા વરિયાળીનો પાક ઉતરવાની મોસમ

લીંબુને તાજા રાખવા માટે એક સાવ સહેલી રીત છે એને જમીન પર મુકી ઉપર કાચનુ પ્યાલુ ઉંધુ વાળી દેવુ લીંબુનો ખપ ન હોય ત્યા સુધી પ્યાલાને હલાવવુ નહિ. કેમકે અદર હવા દાખલ થવાથી લીંબુ બગડી જાય છે

દેશી કાળી શાહીના ડાઘ પડે કે તરત જ દુધથી ધોઇ નાખવા નીકળી જશે

નાગરવેલના બે પાન લઇ તેમા ચપટી મીઠુ નાખી ચાવી જવાથી વીંછી ઉતરી જાય છે, એમ કહેવાય છે

ગરમ પાણીથી ભરેલી રબ્બરની કોથળી થોડી વાર પગ ઉપર મુકવાથી ગરદી મટી જાય છે, ને ગરદન ઉપર મુકવાથી માથુ દુખતુ મટી જાય છે



વેપારી વહાણવટાની તાલીમ હિંદી વિદ્યાર્થીઓને આપવાની શરૂઆત આ વર્ષથી થઇ છે તે માટે હિંદ આખામાથી ૭૭ વિદ્યાર્થીઓ ચુટવામા આવેલા, જેમાથી ઉપલા ત્રીસ કેડેટો પાસ થયા છે ને ડફરિન નામની સ્ટીમર પર કેપ્ટન ડિગ્બી બેસ્ટના હાથ નીચે તેમને વહાણવટાની તાલીમ અપાવી શરૂ થઇ છે




# મુખ્ય ચિત્રો

## પૂર્ણરંગી



## વિવિધરંગી



## કટાક્ષચિત્રો

## પોસ્ટર



## નકશા



## કાવ્યો



## ભાવનાઓ



## જીવનચરિત્રો



## નાટિકા



## વાર્તાઓ

## બાળ વિભાગ

### કાવ્ય



### વાર્તા

